સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૨૯ : 'નવરચના' વર્ષ ૧૪ : નવસંજ્ઞા

જૂન : ૧૯૪૯



ક્રમ


૧ મનનાં જાળાં — ધૂમકેતુ ૭
૨ કાઇસ્ટનું પ્રતિક (કાવ્ય) — જ૦ ૯
૩ ભાઉને (કાવ્ય) — ચમનલાલ ગાંધી ૯
૪ સમયનાં ક્ષીરનીર — રાજહંસ ૧૦
૫ જીવનદ્રોહ — ધૂમકેતુ ૧૭
૬ ગુરુદેવ: અમારે આંગણે — અનુ. રમણીક મેઘાણી ૨૨
૭ કાશીનું કરવત — ઇશ્વર પેટલીકર ૨૬
૮ પરાજય (કાવ્ય) — પ્રવાત ૪૦
૯ હિંદનો પટાયત સાવજ — પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ ૪૧
૧૦ વાત્યા ટોપે — વિજયશંકર મં. ભટ્ટ ૪૭
૧૧ બોધકથાઓ — ધૂમકેતુ ૫૦
૧૨ નવરાત્રમાં ભગવતીની આરાધના — વ્રજલાલ ત્રિવેદી ૫૬
૧૩ લોકસાગરને તીરે તીરે — પરિવ્રાજક ૬૦
૧૪ મારી દુનિયા (કાવ્ય) — શેખાદમ આબુવાલા ૬૪
૧૫ દ્વેષ — નવલભાઈ શાહ ૬૫
૧૬ ગ્રંથ સમીક્ષા — अ. म. रा. ૭૦



વર્ષિક લવાજમ :
દેશમાં : ૭-૮-૦ :: પરદેશમાં : રૂા. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ-૧
ભીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ : મુંબઈ-૨

પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી ઇશ્વરલાલ મો. દવે
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ-૧
મુદ્રક : જયંતી ઘેલાભાઈ દલાલ : વસંત પ્રેસ, ઘીકાંટા રોડ,



## મનનાં જાળાં !

એક માણસને પારસમણિ મળ્યો. પણ એ પારસમણિ અદ્‌ભુત હતો. સ્પર્શ થતાંની સાથે ગમે તેવા હલકા લોઢાને પણ એ કંચનમાં ફેરવી નાખે.

એના બાપદાદા તેલનો વેપાર કરતા હતા. પછી તો ખોટ આવવાથી વેપાર હાથમાંથી સરી ગયો હતો. પણ સાપ જાય ને લીસોટા રહે તેમ સો સો મણ તેલ સમાય એવી મોટી મોટી લોઢાની કોઠીઓ એના ઘરમાં હજી પડી હતી.

એણે વિચાર કર્યો કે આવી એક કોઠીમાં જો આ પારસમણિ નાખી દીધો હોય તો બેડો પાર ! આખી કોઠી સોનાની થઈ જાય. પછી એમાંથી કટકે કટકો કાપીને વાપરતાં કોણ નાડ પકડવાનો છે ?

એટલે એણે તો પારસમણિને પેલી કોઠીમાં નાખ્યો ! અને એ પોતે ત્યાં રાહ જોતો ઊભો રહ્યો. એને એમ કે, હમણાં કોઠી કંચનની થઈ જાશે ! એ કંચનની બની જાય તો પછી એ ગામમાં દોડે ! એક મોટર વસાવવાની હતી. અને એક રેડિયો પણ લાવવાનો હતો !

પણ એ તો ત્યાં વાટ જોઈ જોઈને થાકી ગયો. જૂની કાટ ખાઈ ગએલી બાપદાદાના વખતની કોઠી તો જેવી હતી તેવી ને તેવી–જરાય પોતાનું રૂપ ફેરવ્યા વિના એમ ને એમ ઊભી રહી ! એમાંથી તો કાંઇ કંચન થયું નહિ ! એને નવાઇ લાગી–એની પાસેનો પારસમણિ ખોટો હતો–કે પછી આ લોઢું લોઢું જ રહ્યું ન હતું ?

એને તાલાવેલી લાગી. તપાસ કરવા માંડયો. માંડમાંડ એને એનું રહસ્ય મળી આવ્યું.

પારસમણિ પણ ખોટો ન હતો. ને લોઢાની કોઠીના લોઢામાં પણ ખામી ન હતી. પણ પારસમણિ એણે જે કોઠીમાં ફેંકયો હતો, તે કોઠીમાંનાં કરોળિયાનાં ઘટ્ટ જાળામાં જ એ બિચારો અટવાઇ પડયો હતો !

એટલે ફેરફાર કાંઈ થઈ શકતો ન હતો. જાળાં સાફ થાય તો પારસમણિ પારસમણિનું કામ કરી દે એમ હતું !

આજની આપણી સ્વતંત્રતાના પણ બિચારીના આવા હાલ થયા છે ! એ જાળાં ને





આધારે એવી અટવાણી છે કે, માણસને એનો સ્પર્શ થતાં, એનું વજ્જર બની જવાની આપણે જે ઇતિહાસમાં વાતો વાંચતા હતા, તેને બદલે આંહીં તો માણસમાંથી માણસ જ ઉડી ગયો છે!

જાળાં એટલાં બધાં છે કે પારસમણિ બિચારો તળિયે પહોંચી જ શકતો નથી!

એટલે આપણે જો ચમત્કાર કરવો હોય તો પહેલો ચમત્કાર મનમાંથી જ થઈ શકે તેમ છે.

એ મન પણ બીજાનું નહીં. આપણું પોતાનું. *બિંબિસાર રાજાની એક વાત છે કે એણે એક આજ્ઞા કાઢી. એ જમાનામાં ઘર પથ્થરનાં નહિ પણ લાકડાનાં હતાં. એટલે જો કોઈ ઘરમાં ગફલતથી આગ લાગે તો સેંકડો બીજાં ઘરો સાફ થઈ જાય. ગફલત એકની ને પરિણામ સૌ ભોગવે! બિંબિસાર રાજાએ હુકમ કર્યો કે જેના ઘરમાં આગ લાગે એ ગામ બહાર રહેવા જાય!

ભોગજોગે બન્યું એવું કે બિંબાસારના મહેલમાં જ આગ લાગી!

પ્રધાનોએ ને કર્મચારીઓએ રાજાને કહ્યું કે, રાજા તો કાયદાથી પર છે!

પણ બિંબિસારે કહ્યું: "ના, કાયદો મેં ઘડ્યો છે તો મને સૌથી પહેલો બંધનકર્તા છે!"

આપણે આ સ્વતંત્રતા માટે પણ–મોટાથી નાના, આમ મનનાં જાળાં જોવા માંડે તો હમણાં સ્વતંત્રતાનું ખરું તેજ પ્રગટ થાય! સો વાતનાં ગાડાં ભરાય. આ એક જ વાત લ્યો ને! સેંકડો વિદ્યાર્થીઓના પ્રશ્નો આ વખતે રખડયા છે. ગટરમાં પડયા છે. પરીક્ષા પરીક્ષા નથી રહી ને પ્રશ્નો પ્રશ્નો નથી રહ્યા. હવે એનું પરિણામ શાને આધારે લટકાવવાનું છે? આવી ઉતાવળી વ્યવસ્થા, જે ગેરવ્યવસ્થા કરતાં પણ વધુ ભયંકર છે, એ કોના ફળદ્રુપ ભેજામાંથી પહેલી ઉદ્‌ભવી હતી? એ ભેજું ગમે તેનું હોય, સ્વતંત્રતા શબ્દનો કોઈ અર્થ હોય, તો એ ભેજાંએ પોતે જ સામે ચાલીને આ *જાતની સ્પષ્ટતા કરવી ઘટે! ને પ્રાયશ્ચિત્ત પણ કરવું ઘટે!*

આ તો હજારો વાતમાંની એક છે. પણ જે જે સ્થળે જે માણસ બેઠો હોય તે માણસ અંગ્રેજોના વખતમાં રદીયા અપાતા એમ રદીયા આપીને જો પોતાની જાતને માટે ફરજ બજાવ્યાનો સંતોષ માન્યા કરશે, તો છેવટે તંત્રો, તો હમેશાં વ્યક્તિને આધારે ટકે છે માટે, એક પ્રકારની અવ્યવસ્થા એમાંથી ઊભી થાશે!

મનનાં જાળાં બધાંને ચોટયાં છે. કાપડનો વેપાર મુક્ત કરવાની વાતો કરનારા પણ આ જાળામાં છે, ને એ વેપારને નિયંત્રણ કરવાની વાતો કરનારા પણ એ જ જાળામાં છે! આમ સૌનાં મન જો પડદામાં જ રમ્યા કરશે, તો તો પછી આ સ્વતંત્રતા આપણને, બીજું કાંઈ આપે કે નહિ એ ભગવાન જાણે પણ માણસાઈનું ચોખ્ખું દિવાળું આપી જાશે. પછી તો હોંશિયારી ભરેલી નફટાઈ રાજ કરશે. કુનેહભરેલી લુચ્ચાઈ નોકરી કરશે. ને તખ તોડનારી ગરીબાઈ આંસુ વહાવ્યા કરશે!

—અને એ જો આંસુ વહાવવાનું નહિ કરે તો કાંઈક બીજું વહાવશે!

* બિંબિસારનો અર્થ બિંબિનો પુત્ર એવો થાય છે.



કેવળ મનનાં જાળામાંથી આ પરિણામ આવે તેમ છે. અંગ્રેજોને એની પ્રતિષ્ઠા હાલતાં ને ચાલતાં નડ્યા કરતી. આપણને આપણાં મનનાં જાળાં નડ્યા કરે છે!

વધુ કાંઈ ન બને તો આપણે જે ભૂલો થઈ તે ફરી ન થાય એનો નિશ્ચય કરીએ. નિખાલસતાથી એટલું કરનારો માણસ પણ વ્યવસ્થા આણી શકશે. અને નહિતર તો આપણી સ્વતંત્રતા આપણને જ અંદર અંદર, અત્યારે મુંબઈનો પ્રશ્ન ને ભાષાઓનો પ્રશ્ન ઉભો કરીને લડાવે છે, તેમ લડાવ્યા કરશે.

કોઈ માણસ ભાગવતની સપ્તાહને બદલે, ઇ. સ. ૧૮૦૦ થી ઈ. સ. ૧૮૧૮ સુધીના હિંદી ઇતિહાસની સપ્તાહ માંડશે?

એ ઇતિહાસ આજે ફરીને પ્રગટ થવાનાં ચિન્હ દેખાય છે. એની સામે તનતોડ મહેનત કરનારા મહેનત કરે છે, ને કરશે પણ, પ્રજાના માનસમાં વિષનું બીજ મૂકવાનું શરૂ થઈ ગયું છે. મનનાં જાળાં સાફ કરવાનો સૌનો વખત હવે પાકી ગયો છે. કોંગ્રેસનો. સરકારનો. પ્રજાનો.

ધૂમકેતુ

★

## ક્રૂસારોહિત
## ક્રાઈસ્ટનું પ્રતીક

(રવિબાબુના એક અંગ્રેજી કાવ્યનો ભાવાનુવાદ)

જે એક વેળ જનથી હત થાય તે તો
એનો જ સાશક બની નવ-જન્મ લેતો,
પાછો સજીવ લઈ વેર નિજ વર્તમાને.
તેઓ બધા નિજ પવિત્ર સુવસ્ત્ર પહેરી
એકત્રિત જવ થતા નિજ પ્રાર્થનાર્થે
એ ખંડ માંહીથી સૈનિક સર્વ કાજે
અંબેલ ને બૂમ અનેક પાડી: "મારો
કાપો" તણી સહુ ગર્જન માંહીથી એ
સંગીતનાં રસ અને સહુ પ્રાસ પામે
જ્યારે મનુજ નિજ દદને પ્રાર્થતો કે
હે વિશ્વ પ્રાણ!. કર દૂર-સુદૂર આવા
વિષારી ઝેર હળાહળથી ભરેલો
પ્યાલો તું દૂર દૂર મૂક ઊડાડી એને.

## ભાઉને

તમારા પત્રો યે
ન ઉદ્વેગો શામે,
ચકેલું ચક્રાવે
મને આ અંધારે
ડૂબી મારી સૃષ્ટિ
નિહાળું છું વૃષ્ટિ
અહો રાત્રે ઘૂમે
કહો એની વચ્ચે
મને તો સિન્ધુનો
મને મિત્રો કેરૂં
અને એકાન્તોને
બધાં સ્વપ્ન દેશે
ન જાણું હું શું છે
હું માનું છું જેને
રહી યન્ત્રો સાથે
કહો શે સયોગો
દુઃખે દાઝેલું આ
તમારી વાણી થી

પ્રિયતમ બન્યા છેક વિફળ,
નવ દઈ શકે શાંતિ સફળ:
મન, નયન આંસુથી ઉતરે
પંથ ચઢવશે કોણ સવળે?
મત બની ગયાં સ્વપ્ન સઘળાં
જડ જીવનની, જીવ નબળાઃ
કિટ જીવનમાં તૃપ્તિ સહતા,
વિષ શી ખીલશે કાવ્યકલિકા,
કલરવ પડે રમ્ય શ્રવણે,
હસમુખ વીરે વૃંદ રમણે:
સ-રસ કરતી કાવ્ય ઝરણી,
મળી વિલય પામે રજ્જુઝણી.
મુજ જીવનનો અર્થ અહીં આ,
જીવન નથી એ આ નગરમાં.
જડ બની ગયા જીવ સઘળા
વિપરિત બનાવું હું સવળા?
હૃદય વિષ શી શાંતિ ધરશે
સ્વર મહીં ગતિ શી થશે?

ચમનલાલ ગાંધી

# સમયનાં ક્ષીરનીર

રાજહંસ

## શેખ અબદુલ્લાને સ્વતંત્ર કાશ્મીરનું ગાણું ગાવું છે!

લંડનની 'ઓબ્ઝર્વર' સમાચાર સંસ્થાના પ્રતિનિધિને કાશ્મીરના વડા પ્રધાન શેખ અબદુલ્લાએ મુલાકાત આપતાં જણાવ્યું કે કાશ્મીરનું કોઈ પક્ષ સાથેનું જોડાણ, હિંદ કે પાકિસ્તાન સાથે, શાંતિ સ્થાપશે નહિ. કાશ્મીર બંને રાજ્યો સાથે મૈત્રાચારી ખરી રીતે જાળવવા માગે છે. બંને પક્ષોને સંતોષ થાય તેવો ઉકેલ શેખ સાહેબ શોધવાની ઇચ્છા રાખે છે, અને જો કાશ્મીર હિંદ સાથે જોડાશે તો પાકિસ્તાનની લડાઈ ચાલુ રહેશે. પાકિસ્તાન સાથે કાશ્મીર જોડાય તો હિંદુઓની મુશ્કેલી શરૂ થશે. એટલે મારો રસ્તો એ છે કે કાશ્મીર બંનેથી અલગ અને સ્વતંત્ર રહે અને બંને સાથે મૈત્રી રાખે. તા. ૧૨ મેના રોજ 'સ્ટેટ્સમેન'માં આ જાતના સમાચાર પ્રસિદ્ધ થતાં તે સાથે હિંદના રાજકારણના ક્ષિતિજમાંથી ઓચિંતી રેતી સરવા માંડી. જે ઘડીએ કાશ્મીર કમિશન આ પ્રશ્નનો ઉકેલ શોધવા પ્રયત્ન કરતું હોય તે ઘડીએ આવું નિવેદન બહાર પડે એનો અર્થ એ જ કે, કાશ્મીરના નાવની હોડીનું સુકાન શેખ સાહેબ ફેરવે છે. કાશ્મીરનું ભાવિ હિંદ સાથે જ જોડાયેલું છે એમ કહેનાર વડા પ્રધાન કોઈએ ન કલ્પ્યું હોય તેવું બોલે એનો શું અર્થ એમ દરેકને સવાલ થઈ પડ્યો. ખબરપત્રીઓ મુલાકાતના હેવાલ કોઈ કોઈ વખત જાણ્યે અજાણ્યે મચડી નાખે છે અને અર્થનો અનર્થ કરી નાખે છે એવા અનુભવના નિરીક્ષકોનું માનવું હતું કે આવું શેખ અબદુલ્લા બોલે નહિ. એ નિવેદન ખોટું છે એમ વડા પ્રધાન તરત જાહેર કરશે પરંતુ એવું કંઈ એમણે કર્યું નહિ. પંડિત જવાહરલાલ નહેરુનું એમને દિલ્હીનું તેડું થયું એ માટે થયું કે બીજા કારણે એનું ભવિષ્ય અમે ભાખતા નથી પરંતુ પત્રકારો એ તકનો લાભ લઈને એમને ફરી વળ્યા. છેવટે પંડિતજીની સાથેની મુલાકાત પછી તા. ૧૭મીના રોજ શેખ સાહેબે નિવેદન કર્યું. એ નિવેદનથી પ્રજાને સંતોષ થયો હોય તો જુદી વાત છે બાકી એ નિવેદનની ભાષા જોતાં શેખ સાહેબે 'ઓબ્ઝર્વર'ના પ્રતિનિધિનો હેવાલ ખોટો છે એવો સ્પષ્ટ ઇન્કાર કર્યો નથી. ઉલટું કહ્યું છે કે કાશ્મીરની સ્વતંત્રતાની ભાવના એ મઝાનો વિચાર છે પણ કાશ્મીરની મર્યાદિત સાધન-સામગ્રી અને એને લાગે વળગે છે તે રાજ્યોની રાજકીય વિચારસરણીની દૃષ્ટિએ કાશ્મીરની સ્વતંત્રતા વ્યવહારુ નથી. જ્યાં સુધી કાશ્મીરને કોઈ એક રાજ્ય સાથે જોડાવાનો પ્રશ્ન છે ત્યાં સુધી કાશ્મીર આજની એની વિચારસરણી બદલે છે એમ માની લેવું તે વાહિયાત છે. વળી શેખ સાહેબ પોતે શું માને છે તે મક્કમતાપૂર્વક જણાવીને નિવેદનથી ઊભરેલાં વાદળ વિખેરવાને બદલે એનો જવાબ જે લોકો સ્પષ્ટતા ઇચ્છે છે તેને નવા પ્રશ્નો પૂછીને આપે છે—સ્વતંત્રતા એ એ મઝાનો વિચાર છે પણ એ વ્યવહારુ છે? મર્યાદિત સાધન સામગ્રીને લીધે તે એની સ્વતંત્રતા નિભાવી શકે? જે દેશોને તેની સાથે લાગે વળગે છે તે એની સ્વતંત્રતાને માન્ય કરે? અને કાશ્મીર સ્વતંત્ર થાય તો એ કોઈ સત્તાના હુમલાનો ભોગ બન્યા વગર રહે?

આ નિવેદન સંદિગ્ધ છે અને ઘેરાયેલાં વાદળ તેથી વિખેરાતાં નથી. વળી સ્વતંત્રતાની શેખ સાહેબ વ્યાખ્યા કરે છે તે પણ વિચારમાં નાખે છે. સ્વતંત્રતા એ મઝાનો વિચાર છે અને તેથી કાશ્મીર એ ભાવના સેવતું હોય તો ખોટું નથી એમ એમનો કહેવાનો ભાવાર્થ છે. પરંતુ શેખ સાહેબને પૂછવાનું કે કાશ્મીર હિંદમાં જોડાય એટલે એ સ્વતંત્ર નહિ તો શું પરતંત્ર થવાનું છે? હિંદમાં આજે જે ભાગો છે તે એક બીજા સાથે જોડાયેલા છે એટલે સ્વતંત્ર નથી? સ્વતંત્ર એટલે કોઈનો કોઈ સાથે સંબંધ ન હોય તેવી તો વ્યાખ્યા શેખ સાહેબ નથી કરતા ને? સ્વતંત્રતા એ સાચે જ મઝાની ભાવના છે પરંતુ એ ભાવના કાશ્મીર હિંદ સાથે જોડાતાં લુપ્ત થવાની હોય તેવી જે વિચારસરણી શેખ સાહેબે બતાવી છે તે રીતે જોતાં એ સ્વતંત્રતાની ભાવના સમજ્યા નથી

એમ માનવું? વળી એ બીજા નિવેદનથી એમ પણ સ્પષ્ટ થાય છે કે શેખ સાહેબને સ્વતંત્ર કાશ્મીરનું સોણલું તો આવે છે પણ સોણલું સાચું પડે તેવી સ્થિતિ નથી–મર્યાદિત સાધન સામગ્રીને લીધે અને બીજાં રાજ્યોની રાજકીય પરિસ્થિતિને લીધે. એટલે સ્વતંત્ર કાશ્મીરનું સોણલું જતું કરી વ્યવહારિકતા સ્વીકારી શેખ સાહેબ હિંદ સાથે જોડાવા તૈયાર થયા છે. વળી આમાં બીજી પણ સ્પષ્ટતા છે, કાશ્મીર કોઇ પણ સંજોગોમાં એનું ભાવિ હિંદ સાથે જોડવા માગે છે એવું નથી. પરંતુ એને માટે કોઇ એક રાજ્ય સાથે જોડવું એ પ્રશ્ન હોય ત્યાં સુધી એ હિંદની પસંદગી કરે છે. બાકી જોડાવાનો પ્રશ્ન ન હોય અને સ્વતંત્ર કાશ્મીરનો પ્રશ્ન હોય તો એ હિંદને પોતાનું માનવા તૈયાર ન થાય! વળી એમણે હિંદને જે પ્રશ્નો પૂછ્યા છે તેનો જવાબ સાચી રીતે એમને આપવાની જરૂર છે. જે માણસ સિદ્ધાંતને જતો કરી સગવડની દૃષ્ટિએ વ્યવહારિકતાના ગજે સ્વતંત્રતાનું મૂલ્ય કરે તેને આવતી કાલે જો વ્યવહારિકતા સ્વતંત્ર કાશ્મીરમાં લાગે તો એ મોરચો ન રચે તેમ માનવાનું આપણી પાસે શું કારણ છે? કાશ્મીર એ હિંદનું એક અને અવિભાજ્ય અંગ છે અને તેનું છેદન કાશ્મીરી પ્રજા નહિ સહી લે તેવું જ્યાં સુધી ખોંખારીને શેખ સાહેબ ન કહે ત્યાં સુધી આવા સંદિગ્ધ નિવેદનો પ્રજામાં ઊલટ ગેરસમજ વધુ ફેલાવશે.

અને ઊંડા રાજકીય નિરીક્ષકોને જો એવું દેખાતું હોય કે સરહદ પ્રાંતનું કાશ્મીરમાં પુનરાવર્તન થઇ રહ્યું છે તો એમાં નવાઇ નથી. સરહદ હિંદ સાથે રહેશે તેવી એની જે છેલ્લી ઘડી સુધી ભાવના હતી તે જ્યારે હિંદ અને પાકિસ્તાનના મુદ્દા ઉપર ચુંટણી થવાની થઇ ત્યારે એણે એ મોરચો છોડી સ્વતંત્ર પઠાણીસ્થાનનો મોરચો રચ્યો અને છેવટે એ મોરચે હારીને તે પાકિસ્તાનનો એક ભાગ બન્યું. હવે જ્યારે કાશ્મીર માટે લોકમત આવે છે ત્યારે તે જો હિંદના એક ભાગ તરીકે ને બદલે સ્વતંત્ર કાશ્મીરનો નવો મોરચો રચશે તો એનું ભાવિ સરહદના જેવું થશે. કાશ્મીર સરહદનું પુનરાવર્તન કરશે?

## ભૂખ્યાંની ભાષા કઇ તેનો નિર્ણય ધરાયેલા કરે છે!

સ્વતંત્રતાની ગેરસમજ ભરી વિચારસરણી ઉપરના નિવેદનમાં જે શેખ સાહેબે કરી છે તેમાં એમનો એકલો દોષ જોવાનો કંઇ અર્થ નથી. સ્વતંત્રતાની ભાવના આપણી પ્રજાના હૈયામાં વસી નથી, કેવળ સ્વતંત્રતાના પોપટિયા નામે સંકુચિત વૃત્તિને આપણે સ્વતંત્રતાને નામે ખપાવીએ છીએ. એનો નમુનો જેમ શેખ અબ્દુલ્લાના નિવેદનમાં જોવા મળે છે તેમ હિંદમાં પણ ભાષાવાર પ્રાંતોના પ્રશ્નમાં જોવા મળે છે. ઘી ઢળ્યું તો ય ખીચડીમાં એ રીતે ભાષાવાર પ્રાંતની રચનામાં કોઇ પ્રદેશ થોડો બીજામાં જાય તો એથી હિંદની સ્વતંત્રતાને શું નુકશાન આવવાનું હતું? દરેક પ્રાંત કંઇ સ્વતંત્ર અને અલગ ભાગ નથી કે એથી એને અફસોસ કરવાનો હોય. સંયુક્ત કુટુંબમાં કુટુંબ સંખ્યા વધી જવાથી સગવડ ખાતર ચૂલા જુદા કરવામાં આવે અને ધંધો સહિયારો ચાલે એવી હિંદની ભાષાવાર પ્રાંતો એ વ્યવસ્થા છે. છતાં એ પ્રશ્ન આજે એટલો ઉકળી રહ્યો છે કે બંધારણ સભા તાત્કાલિક છેવટનો ચુકાદો આપી ચૂલા ઉપરથી એને ઉતારી નહિં લે તો એ ઉભરાઇ જશે અને દેશને નુકશાન કરશે. મુંબઇનો પ્રશ્ન મહાભારત રચશે કે શું એમ પણ બીક પેઠી છે. પરંતુ તે ઉપરાંત પણ નાના નાના પ્રશ્નો છે. ડાંગ કોનું એ પણ ગુજરાત અને મહારાષ્ટ્ર માટે ખેંચાખેંચનો પ્રશ્ન છે.

અને એ પ્રશ્નની જાતે તપાસ કરવા મુંબઇના વડા પ્રધાન શ્રી. બાળાસાહેબ ખેર અને ગૃહમંત્રી શ્રી. મોરારજીભાઇ દેસાઈ તા. ૭મી મેના રોજ ડાંગના પ્રવાસે નીકળ્યા. એ નીકળવાનું કારણ એ હતું કે, આ પ્રશ્નનો નિર્ણય કરવા શ્રી ખેરસાહેબના પ્રમુખપણા નીચે કમીટી નીમાઇ હતી. મહારાષ્ટ્ર અને ગુજરાત બંને પ્રાંતની કોંગ્રેસ કમીટીના પ્રમુખો અને ગૃહમંત્રી એના સભ્યો હતા. ગુજરાતે ગુજરાતીનો પક્ષ કર્યો, મહારાષ્ટ્રે મરાઠીનો પક્ષ કર્યો અને છેવટ એ પ્રશ્નનો નીકાલ ન આવ્યો એટલે, ઠરાવ્યું કે જાતતપાસ કરી એનો નિર્ણય કરવો, પરંતુ જાત





તપાસમાં પણ કંઇ સારું પરિણામ ન આવ્યું. એક પક્ષે કહ્યું, સાહેબ અમારી ભાષા મરાઠી છે અને અમને મહારાષ્ટ્રમાં દાખલ કરો. બીજા પક્ષે કહ્યું, સાહેબ એ બધો ખોટો પ્રચાર છે. અમારી ભાષા ગુજરાતી છે અને અમને ગુજરાતમાં દાખલ કરો.

ખરી રીતે ડાંગના જંગલોમાં વસતી ભૂખી પ્રજાની મુખ્ય ભાષા ખોરાક છે! જ્યાં સુધી ભાષાના પ્રશ્નને આપણે રાજકીય રૂપે જોઇશું ત્યાં સુધી તેનો સંતોષકારક ઉકેલ દેખાતો નથી. મુંબઇમાં બેઠેલી કમીટી જો વિશાળતાની ભાવના સ્વીકારી યોગ્ય નિર્ણય ન કરી શકે તો એ પક્ષો જાતતપાસ વખતે પ્રચાર કરી ભૂખ્યા લોક પાસે એ જ રીતે પોતે પોતાના પક્ષે ચૂકાદો મેળવવા પ્રયત્ન ન કરે એ કેમ બને? વળી જાતતપાસ કરનારમાં પણ, જે કમીટી કોઇ નિર્ણય ઉપર ન આવી શકી તે નિષ્ફળ સભ્યો હતા એટલે એનું બીજું સારું પરિણામ એ લાવી શી રીતે શકે?

વળી આ પ્રશ્નનો ઉકેલ મોટરના ઝડપી પ્રવાસ દ્વારા અને મોટી સભાઓમાં માણસો ભેગા કરીને આણી શકાય નહિ. એ માટે અભ્યાસીઓની નિમણૂંક કરવી જોઇએ, જે ઝુંપડે ફરીને, રહીને પ્રજાના સંસ્કારની, રહેણીકરણીની, ભાષાની વગેરે તપાસ કરીને નિર્ણય કરી શકે. બાકી જુદી જુદી સભાઓમાં ટોળું ભેગુ કરીને પૂછવામાં આવે તો લોકોને પ્રચાર દ્વારા જે મદિરા પાઇ હોય તેજ બોકે. વળી બંને પક્ષો ખેંચાખેંચી કરે તેવી એની સરહદ આવેલી છે. દક્ષિણ અને પૂર્વ દિશાએ મહારાષ્ટ્રના નાસિક અને ખાનદેશ જિલ્લાઓ છે, ઉત્તર અને પશ્ચિમ દિશાએ ગુજરાતના વડોદરા અને સુરત જિલ્લાઓ આવેલા છે. એક હજાર ચોરસ માઇલનો એ પ્રદેશ છે. ઉત્તર દક્ષિણ લંબાઇ ૫૨ માઇલ અને પૂર્વ પશ્ચિમ પહોળાઇ ૨૮ માઇલ છે. જંગલનો પ્રદેશ વસવાટ કરવા લાયક ન હોઇ પછાત વર્ગના પોણાલાખની કુલ વસ્તી છે. આમ વસ્તીની દૃષ્ટિએ કોઇ પણ પ્રાંતને એને જતો કરવામાં નુકશાન થવાનું કારણ નથી. પોણોલાખની વસ્તી એક પ્રાંતમાં રહે કે બીજામાં એથી શું ફેર પડવાનો હતો? પરંતુ આર્થિક રીતે જંગલની પેદાશ એ ગુજરાત–મહારાષ્ટ્રને આકર્ષણ છે. વળી બંનેની સરહદ સામસામી અડેલી છે એટલે બંને પ્રાંતની ભાષા અને સંસ્કાર પોતપોતાની સરહદો ભણી એ પ્રજામાં હશે એમ માનવું ખોટું નથી. એટલે આવા સહિયારા જેવા ગુંચાયેલા પ્રશ્નોનો નીકાલ જે પ્રજાને ખોરાક એ ભાષા છે, અને જેને લખતાં વાંચતાં પણ આવડતું નથી તેને પૂછીને નીકાલ કરવો એ શક્ય નથી. એવી પ્રજાને જેવી મદિરા પાવી હોય તેવી પાઇ શકાય છે. માટે આવું કોઇ નાટક ન ભજવતાં, મહારાષ્ટ્ર કે ગુજરાત બહારના તટસ્થ ન્યાયવૃત્તિવાળા માણસોની કમીટી દ્વારા એનો નિર્ણય થઇ શકે તેમ છે. અને એ રીતે જો આપણે આપણા પ્રશ્નો નહિ ઉકેલીએ તો પછી સ્વાર્થની ખેંચાખેંચ રહેશે, અને સ્વતંત્રતાને નામે સંકુચિત વૃત્તિ પોષાશે અને પ્રજાનો ઉત્કર્ષ એ સ્વરાજનું ધ્યેય ચૂકી જવાશે.

### સત્તા–મધ માટે પડાપડી કરતી કોંગ્રેસી–મધમાખો

અને આમ આપણે કેવળ આપણા પ્રાંતના સ્વાર્થ માટે જ ખેંચાખેંચ કરીએ છીએ એવું જ નથી, આપણા અંગત સ્વાર્થ ખાતર, સત્તા ખાતર પણ પડાપડી કરીએ છીએ. એ આપણી મેલી વૃત્તિને આબુક મારતાં સરદાર વલ્લભભાઇએ ઇન્દોરની જાહેર સભા વખતે કહ્યું કે, 'કોંગ્રેસમાં રહેવાથી પ્રજામાં રચનાત્મક કામ કરવાની તક મળશે એવો અર્થ ઘટાવવાને બદલે ઘણા લોકો સત્તા મેળવવાના પગથિયા તરીકે કોંગ્રેસનો ઉપયોગ કરે છે. તેઓ પ્રધાન મંડળો માટે મધમાખીઓ જેવી રીતે મધના ટીપા માટે તૂટી પડે છે એવી રીતે દોડી રહ્યા છે. પરદેશી ચુડમાંથી છૂટયા એટલે આખીયે વાતનો અંત નથી આવતો, પરંતુ એ તો ગાંધીજી જેને રામરાજ્ય કહેતા તે સિદ્ધ કરવાનું સાધન માત્ર છે. આઝાદીનો પ્રકાશ હજી પ્રજાને પહોંચ્યો નથી, આઝાદી આવી તે પહેલાં યુદ્ધ વગેરે હતું. એટલે પ્રજા પાસે પૂરતો ખોરાક કે કપડાં ન રહ્યાં. અત્યારે દેશમાં વધુ ઉત્પાદનની જરૂર



છે, અને તેમાં પણ ખાસ કરીને અનાજનું ઉત્પાદન વધારવાની ખાસ આવશ્યકતા છે. કારણ કે એમ કરવામાં નહિ આવે તો આમજનતાની સ્થિતિ નહિ સુધારી શકાય. તમે કુવાનું બધું પાણી ઉલેચી લો તો તમને કાદવ જ હાથ લાગે. આ માટે ઉત્તમ માર્ગ લોકોએ ભારે જહેમત ઉઠાવવાનો છે. સમાજવાદીઓ કે સામ્યવાદીઓની નેતાગીરીથી તણાઈ જવાનું નથી.' આ જાતનું દુઃખ બીજા નેતાઓ પણ અવારનવાર જણાવે છે. પરંતુ છતાં સ્થિતિ સુધરવાને બદલે બગડતી જતી હોય તેમ લાગે છે. તેથી કોંગ્રેસીઓ સત્તાશોખ છોડી દેવાના છે કે રચનાત્મક કાર્યક્રમમાં લાગી જવાના છે એવું કંઈ નથી

શું વ્યક્તિ, શું કુટુંબ, શું સમાજ કે શું રાજકીય પક્ષ, એ દરેક ઉપર બ્રેકની જરૂર છે. વ્યક્તિએ પોતાની જાતે નિયમ પાળવાનો છે, અને એ રીતે જીવન જીવવાનું છે. જો એમ પોતાની જાતે નિયમને વશ વર્તીને વ્યક્તિ ન વર્તે તો એ સ્વચ્છ થઈ જાય. કુટુંબે વડિલોની યોગ્ય મર્યાદા સ્વીકારી વર્તવાનું હોય છે. સમાજને પણ ધારણ કરનાર નિયમો હોય છે અને એ રીતે વર્તવાનું હોય છે, છતાં જ્યાં જ્યાં ન વર્તે ત્યાં ત્યાં એને દંડતાં સાધનો હોય છે એટલે દરેક સંયમ પાળતાં શીખે છે. એવી રીતે રાજકીય પક્ષને અંકુશમાં રાખનાર લોકશાસનમાં વિરોધ પક્ષ છે. શું રાજાશાહી કે શું લોકશાહી, એને નિયમમાં રાખનાર બહારનું કોઈ સત્ત્વ ન હોય તો આખો સમુહ જાતે અંકુશમાં રહે તે બહુ ઓછું બને છે. એ સંજોગો જ્યાં લોકશાસનનું પૂરેપૂરું મૂલ્ય સમજાયું છે તે ઈંગ્લંડના બંધારણમાં, સરકાર ચલાવતા પક્ષના વડાપ્રધાનનું અને વિરોધ પક્ષના નેતાનું સરખું સ્થાન છે. બન્નેને સરકારી તંત્રમાંથી સરખો પગાર મળે છે. સરકાર ચલાવનાર વડાપ્રધાન જો મોટર છે તો વિરોધ પક્ષનો નેતા એને કાબુમાં રાખનાર બ્રેક છે. બ્રેક વગરની મોટર જાનનું જોખમ ગણાય એટલે ઈંગ્લાંડના બંધારણમાં મોટર અને બ્રેકને સરખું મહત્ત્વ છે.

આપણે ત્યાં લોકશાસનની મોટર આજે પ્રવાસ કરી રહી છે, પરંતુ એ અયોગ્ય માર્ગે દોડે તો એને રોકનાર વિરોધ પક્ષની સક્રિય બ્રેક નથી. અને તે જ કારણે કોંગ્રેસ પક્ષ સત્તા માટે પડાપડી કરે છે અને ગમે તેમ વર્તે છે. એ નિર્ભય છે કે પોતાને રોકનાર બહારની કોઈ બ્રેક નથી. એટલે અમે તો માનીએ છીએ કે 'જ્યાં સુધી એવો મજબૂત વિરોધ પક્ષ દેશમાં સ્થપાશે નહિ ત્યાં સુધી મહાત્માજીના ગયા પછી ... પંડિત નહેરુ ગમે' — 

આ સંજોગોમાં સરદાર પટેલ એક બાજૂ કોંગ્રેસીઓને સત્તાની લોલુપતા છોડવાનું કહે, આઝાદીના પ્રકાશને પ્રજામાં પહોંચાડવાની વાત કરે, ગરીબ પ્રજા માટે ઉત્પાદન વધારવાનું કહે અને બીજી બાજૂ પ્રજાને વિરોધ પક્ષમાં તણાઈ ન જવાની સલાહ આપે તે રોગ વિરૂદ્ધની માત્રા છે. વિરોધ પક્ષની પણ જવાબદારી છે. લોકશાસન એટલે પ્રજાનું રાજ્ય— પ્રજાના હિત માટે બહુમતી પક્ષ સરકાર રચે છે. એટલે કયો પક્ષ સત્તા ઉપર છે એ પ્રજાને ઉપયોગી નથી, એ પ્રજા માટે શું કરે છે, તે ઉપયોગી છે, અને સરકાર પક્ષ પ્રજાના હિત માટે જ્યારે કામ કરતો હોય ત્યારે એને ટેકો આપવો તે વિરોધ પક્ષની પણ ફરજ છે. વિરોધ પક્ષે બ્રેક બનવાનું છે, પણ એણે સરકારની ગતિ અયોગ્ય હોય ત્યારે જ રોકવાની છે. એટલે હિંદમાં લોકશાસનની રીતે કોંગ્રેસ પક્ષે સરકાર રચી છે એ આજની સ્થિતિ છે, પરંતુ એને જરૂર પડે ત્યારે બ્રેક મારે તેવો વિરોધ પક્ષ નથી એટલે તંત્રમાંથી સડો દૂર થતો નથી અને ત્યાં સુધી થશે એમ માનવાનું કારણ નથી.

### સરકાર–પ્રજાની ચોકી કરે તેવા ચોકીઆતો પણ ઝોકાં ખાય છે

લોકશાસનમાં સરકાર પક્ષ અને વિરોધ પક્ષ, બન્નેની જોડી સાથે ગરજ સારે તે શક્તિ વર્તમાનપત્રોમાં છે. પશ્ચિમમાં એ એક મોટી સત્તા ગણાય





છે. સરકાર કોઈ પણ પગલું ભરતાં પ્રથમ જેમ વિરોધ પક્ષનો વિચાર કરે છે તેમ વર્તમાનપત્રોનો પણ વિચાર કરે છે. પ્રજામાં પ્રચાર કરનાર એ જ એક સબળ સાધન છે. એટલે સરકારની મિત્ર તરીકે અને ટીકાકાર તરીકે બંને કામ વર્તમાનપત્રો પશ્ચિમમાં કરે છે. પરંતુ એ શક્તિ આપણે ત્યાં હજુ વિકસી નથી. બેંગલોરમાં તા. ૧૬ મી મેએ મળેલી આઠમી તંત્રી પરિષદના પ્રમુખ સ્થાનેથી શ્રી શ્રીનિવાસને એનો ઉલ્લેખ કરતાં કહ્યું, ' વીસમી સદીમાં પત્રકારિત્વે મોટો પલટો ખાધો છે. છતાં આપણા દેશમાં એ ક્રાંતિનાં બહુ ઓછાં ચિહ્નો જોવામાં આવે છે. આપણે ત્યાં તો અખબારો નવરાશને બદલે ધમાધમમાં વંચાય છે. ટીકાઓ અથવા સમાચારમાં ઊંડા જવાનો બહુ ઓછા માણસોને સમય હોય છે. મોટા દેશનેતાઓ કે જવાબદાર વ્યક્તિઓના પ્રવચનો અને નિવેદનો પર આપણે ત્યાં લોકો ઝડપથી નજર ફેરવી જાય છે. પત્રકારો પણ લોકોને ગમે એવી વાતોથી પત્રો ભરી દે છે. સામાન્ય લોકાદર પ્રત્યે વિશેષ ધ્યાન આપવામાં આવે છે. પણ આપણે હૈયે લોકોનું સાચું હિત અને કલ્યાણ વસ્યાં હોય તો આપણે તેમની સમજ કેળવીને તેમને ઉચ્ચ ભૂમિકાએ લઈ જવાની કોશીશ કરવી જોઈએ. સ્વતંત્ર રાષ્ટ્રોનાં અખબારોએ સરકાર સાથે પોતાને કેવા સંબંધો છે એની ચિંતા કરવાની નથી. પ્રજા સાથે પોતાનો કેવો સંબંધ છે એ અંગે જાગ્રત રહેવાની જરૂર છે. જ્યાં પ્રજાકીય સરકાર હોય ત્યાં પ્રજાના સહકારની ખાસ જરૂર છે.'

આજે ગુજરાતમાં કેટલાં વર્તમાનપત્રો પ્રજાની સુરુચિ કેળવવા પ્રયત્ન કરે છે ? સરકારની ભૂલ બતાવવાની મહેનત લે છે, યોગ્ય અભ્યાસ કરે છે ? ખેદ સાથે કહેવું જોઈએ કે પ્રજામાં વર્તમાનપત્રોનો જે ઝડપે ફેલાવો થઈ રહ્યો છે, તે રીતે પત્રોની આર્થિક સદ્ધરતા વધી છે, છતાં વાચનની સમૃદ્ધિ એ પ્રમાણમાં વધી નથી. સિનેમાના નિર્માતા જેમ ચિત્ર ઉતરવામાં પીટ ક્લાસના માનસને દૃષ્ટિમાં રાખી એને ગમે તેવાં ચેનચાળા પાત્રો પાસે કરાવે છે અને ગીતો ગવડાવે છે. એવું જ અમુક અંશે વર્તમાનપત્રો કરે છે એમ કહેવું અયોગ્ય નથી. એક શાન્તાને એક વનેચંદ છેતરીને ફોસલાવવા પ્રયત્ન કરે અને તેમાંથી ખૂન થાય એવા એક પ્રસંગને ગાંધી ખૂન ખટલા જેટલું મહત્ત્વ આપી જુબાનીઓની જુબાનીઓથી વર્તમાનપત્રોનાં પાનાં ભરાય ત્યારે વિચાર થાય છે કે આમાં પ્રજાની કઈ રુચિ કેળવવા આ પત્રો આટલી જહેમત ઊઠાવતાં હશે !

વળી જ્યારે ચુંટણીઓ જેવા પ્રસંગો ઊભા થાય છે ત્યારે આપણા છાપાંનો દેખાવ બે અસીલોના વકીલો કેવળ પૈસા ખાતર જેમ પોતપોતાના પક્ષની પોકળ દલીલબાજી કોર્ટમાં કરતા હોય છે તેવો દેખાવ જુદાં જુદાં પત્રો વાંચતાં થઈ આવે છે. હજુ આપણાં છાપાંની શક્તિ અલ્પ અને ગરીબ દેશ હોઈ પશ્ચિમના જેટલી નથી, બાકી આપણાં છાપાં લોકરુચિને તાબે થઈ તેને પોષવામાં રોકાય તો તેથી અનર્થ ઊભો થાય અને પ્રજાને ઘડવાને બદલે આજે સિનેમા જે ભાગ ભજવે છે તે મોટા પ્રમાણમાં પત્રોથી ભજવાય. આમ આજે એની શક્તિ મર્યાદિત હોવા છતાં પણ મોટી જવાબદારી એને માથે છે. આજે જે વર્ગ છાપાં વાંચે છે એને વર્તમાનપત્રોની દુનિયાનો ખ્યાલ હોતો નથી. એને મન છાપેલું એટલે બ્રહ્મવાક્ય છે. છાપામાં ખોટું હોય નહિ, એ કહે તે વ્યાજબી હોય, એવા માનસનો મોટો વાચક સમુદાય આજે છે.

એટલે શહેરનો અમુક સમુદાય જે છાપાંની દુનિયાને ઓળખે છે તે વિવેક કરીને છાપાંનો સાર ગ્રહણ કરી શકે છે. એના પ્રચાર પાછળનું દૃષ્ટિબિંદુ સમજી શકે છે અને હંસની માફક ક્ષીર નીર જુદાં પાડી શકે છે. પરંતુ એવો વર્ગ પાંચ દસ ટકાથી વિશેષ નહિ હોય, બાકીના વર્ગને સનાતનીને જેમ એન રૂઢિરિવાજોમાં અંધશ્રદ્ધા છે તેવી અંધશ્રદ્ધા છાપાંમાં છે. આવા વર્ગ ઊપર છાપાં મેસમેરિઝમ જેવી અસર કરે છે. આ સંજોગોમાં અતિશયોક્તિ કરી સમાચાર આપવા, કોઈ પક્ષનો પ્રજાહિત વિરુદ્ધ પક્ષ કરવો, લોકોની કુરુચિને પોષવી વગેરે વર્તમાનપત્રોની કુસેવા છે. દેશમાં આજે વિરોધપક્ષ સંગીન નથી ત્યારે સર-

કારની ભૂલો નિડર રીતે બતાવી તેનો સામનો કરવો એ વર્તમાનપત્રોની ફરજ છે. આમ ભવિષ્યમાં પ્રજા કેળવાશે અને છાપાંની શક્તિ વધશે, તે કરતાં આજે વર્તમાનપત્રોની જવાબદારી વધારે છે. એટલે આજે આર્થિક રીતે જ્યારે છાપાં સદ્ધર થઈ રહ્યાં છે ત્યારે એ જવાબદારી જો એ અદા નહિ કરે તો દેશદ્રોહ કર્યો જ કહેવાય.

### પ્રચાર શક્તિનું એવું બીજું સાધન સિનેમા–નાટકો

પ્રચાર સાધન તરીકે છાપાં પછી બીજે નંબરે સિનેમા, નાટક, રેડિયો આવે છે. તેમાં રેડિયો એ સરકારી સંચાલન હોઈ તેની પાસેથી ચાલુ સરકાર વિરુદ્ધની આશા રાખવી શક્ય નથી. સિનેમા એ શહેરો પૂરતી જ મર્યાદિત શક્તિ છે, જ્યારે નાટકો એના જુદા જુદા રૂપમાં ગામડે ગામડે લઈ જઈ શકાય તેમ છે. રામલીલા અને ભવાઈ એ ગામડાનાં રંજન સાધનો હતા. તેમાં સિનેમાનો યુગ આવતાં રામલીલા સમુળગી બંધ થઈ ગઈ એમ કહેવાય. ભવાઈ પ્રમાણમાં એટલી નષ્ટપ્રાય નથી થઈ પરંતુ એ વર્ગની જુવાન પ્રજા એ ધંધા ન માંડતાં નાટક–સિનેમામાં જાય છે. એટલે આજે ભવાઈ કરનો વર્ગ મરી પરવારશે તે સાથે ભવાઈ પણ જશે. કથાવાર્તા કરતા માણભટ્ટો પણ ગામડે હવે દેખાતા નથી. એ રીતે ગામડું આજે રંજનના કાર્યક્રમ વિહોણું અને બોધ વિહોણું બની ગયું છે. માણભટ્ટનું સ્થાન રેડિયો લઈ શકે તેમ છે અને રંજનનું સ્થાન ફરતી નાટક મંડળી લઈ શકે. નાટકમાં કેટલી પ્રબળ શક્તિ છે તેનો અનુભવ લોકનાટ્ય સંઘની પ્રવૃત્તિ જોતાં આપોઆપ સમજાય છે. એ શક્તિના બે અંગો છે. અભિનય અને વસ્તુ આપણે ત્યાં બંનેનો ઓછેવત્તે અંશે અભાવ છે. તેમાં ય અભિનય દુર્લભ છે. સહજ, સ્વાભાવિક અને કલાપૂર્ણ અભિનય કરી શકે તેવા અદાકારો જૂજ છે. અદાકારો કલાકારો હોઇ જન્મે છે, પછી ઘડાતા નથી એ સૂત્ર સ્વીકારીએ તો પણ જન્મગત જેને કલા વરી છે તેને પણ ઓછીવત્તી તાલીમની જરૂર છે. એવી તાલીમશાળાઓ નથી એટલે અપવાદ રૂપ જશવંત ઠાકર અને દીના સંઘવીઓ તખ્તા ઉપર જોવા મળે છે.

આ તાલીમની ખોટ, ગુજરાત વિદ્યાસભા સ્કૂલ ઑફ થિયેટર આર્ટસ–અભિનયશાળા નામની સંસ્થા ટુંક સમયમાં શરૂ થનાર છે એથી પૂરાશે. આવી અભિનવ શાળાઓ કેવળ વિદ્યાર્થીઓને તાલીમ આપે એ પૂરતું નથી. અવારનવાર અમદાવાદ શહેરમાં પ્રેમાભાઈ હોલમાં કાર્યક્રમ કરે એથી પણ સંતોષ માનવાનો નથી. આજે રાષ્ટ્રભાષા, વ્યાયામ, લોકશિક્ષણ, કસ્તુરબા તાલીમવર્ગ, વગેરે જાતના મહિનો પંદર દિવસના જુદા જુદા સ્થળે તાલીમવર્ગો ચાલે છે તેમ અભિનય કળાના ઉનાળામાં કે બીજી રજાઓમાં વર્ગો ચલાવવા જોઈએ અને જે યુવક–યુવતી રીતસર એ સ્કૂલમાં તાલીમ લઈ શકે તેમ ન હોય તેને અમુક રીતની કેળવણી મળી રહે તેવો એ વર્ગોનો ઉદ્દેશ હોવો જોઈએ. ગુજરાતના જુદા જુદા ભાગમાં આવા તાલીમવર્ગો ચલાવવામાં આવે એટલે હાઈસ્કૂલના વિદ્યાર્થીઓ તેમાં લાભ લઈ શકશે. અને આવા તાલીમ પામેલાં યુવક–યુવતીની ફરજ એથી આગળ વધી રજાઓના સમય દરમિયાન ફરતી નાટકમંડળીના કાર્યક્રમો કરવાના હોય. જેમ રચનાત્મક કાર્યક્રમમા ગ્રામસફાઈ, રેંટિયો કાંતવો, પીંજણ વગેરે છે તેમ ગામે ગામ લોકની સુરુચિ કેળવી આનંદ આપે તેવાં નાટકો કરવાં એ પણ રચનાત્મક કાર્યક્રમ છે.

સિનેમા અને ધંધાદારી નાટકોને સુરુચિ પોષે તેવાં ચિત્રો–નાટકો આપવા કહેવું, તે સાથે જો આવા નાટકો ગામડે ગામડે અને શહેરે શહેરે થાય તો લોકોની રુચિ કેળવાશે. તંદુરસ્ત રંજનનું સાધન મળી રહેતાં તેની અસર અશિષ્ટ ભવાઈ અને સિનેમા ઉપર પણ થશે. પરંતુ આ કામ ધારીએ તેટલું સહેલું નથી. સમાજની રુચિ પોતાનાં સંતાન એ કામમાં પડે તેવી હોતી નથી. એ ધંધો હલકો છે એ ભાવના ભૂંસાતી જતી હોવા છતાં એ સૃષ્ટિમાં ચારિત્ર્યની મોટી બીક રહે છે. અને એ બીક રોજ રોજ સિનેમાનાં નટનટીઓના ભવાડા છાપામાં વાંચતાં પ્રજામાં વધતી જતી હોય તો એમાં એનો દોષ પણ





નથી. વળી, દેવતા અને દારૂ બંને સાથે રાખવાનાં હોય એમાં જોખમ પણ રહેલું છે. એ સ્થિતિમાં વિદ્યાસભા જેવી પ્રતિષ્ઠાસંપન્ન સંસ્થા એ કામ માથે લે છે એટલે બીજા કરતાં એને વધુ સહકાર મળશે. અને એ સહકારમાંથી પ્રજાને જે બીક છે એવાં ફળ નહિ પાકે તો એ પ્રવૃત્તિ વિકસશે પણ ખરી. એટલે બીજી કોઇ સંસ્થાનું સંચાલન કરતાં આવી સંસ્થાનું સંચાલન કરવું એ નીલકંઠની જેમ હળાહળ પીવા જેવું છે. સંસ્થાનાં મંત્રી શ્રીમતી નીલકંઠ હોઇ એ હળાહળ પીને સંસ્થાને ખીલવશે તો પ્રજાની મોટી સેવા છે.

### હિન્દુ કોડ બીલનો શ્રીમતી રાજેનબાબુ વિરોધ કરે છે !

બંધારણ સભાના પ્રમુખ ડૉ. રાજેનબાબુએ હિન્દુ કોડ બીલ અંગે જણાવ્યું કે, બીજાની વાત તો ઠીક પણ મારી પત્ની કે જે હિંદની સ્ત્રીઓના સંસ્કારનો પડઘો પાડે તેમ છે તે પણ આ બીલનો વિરોધ કરે. આ બીલ અંગે જુદા જુદા પ્રતિષ્ઠિત માણસો તરફથી વિરોધ શરૂ થયો છે. તેમાં જે સુધારકો અને વિચારકો છે તેમનો વાંધો બીલ અંગે નથી પણ ચાલુ પાર્લામેન્ટને તે પસાર કરવાનો અધિકાર નથી તેમ કહેવું છે. એટલે પુખ્ત ઉંમરના મતાધિકારથી નવી ચુંટણી થાય ત્યાં સુધી એ બીલ મુલતવી રાખવું તેમ કહેવું છે. ડૉ. રાજેનબાબુને પણ વ્યક્તિગત વાંધો નથી. પરંતુ એમણે બીજાઓ કરતાં એક નવીન મુદ્દો ઊભો કર્યો કે હિંદની સ્ત્રીઓ પણ એ બીલ પાસ થાય તેમ ઇચ્છતી નથી. અને એના દાખલા તરીકે એમનાં પત્નીના માનસનો દાખલો આપ્યો. પરંતુ શ્રીમતી રાજેનબાબુ વિરોધ કરે એ કારણે તે બીલ પાસ ન કરવું જોઇએ એ દલીલ વ્યાજબી નથી. ગુલામીની પ્રથા નાબુદ કરવાનો પ્રશ્ન આવ્યો ત્યારે ગુલામોએ જાતે વિરોધ કરેલો. એવા અજ્ઞાનને લીધે શ્રીમતી રાજેનબાબુ કે એ માનસનો મોટો સ્ત્રીવર્ગ વિરોધ કરે એટલે બીલ પાસ ન કરવું જોઇએ એ બરાબર નથી. તો એ રીતે જો પ્રજામત લેવાનો હોત તો અસ્પૃશ્યતાનિવારણના બીલને બહુમતીનો ટેકો મળ્યો ન હોત. એટલે ચુંટાયેલા સભ્યોની ફરજ પોતાનો મતદાર વર્ગ કહે તેમ કરવાની નથી પણ જે પ્રજાના હિતમાં હોય તે કરવાની ફરજ છે. એમ કરવા જતા સમજના અભાવે કે ગેરસમજથી મતદાર મંડળ વિરોધ કરે તો એ જખમોથી પાછા આવવું એ સભ્યોની ફરજ છે, નહિ કે મતદારમંડળની માંદલી મનોદશાને તાબે થવું. એટલે પાર્લામેન્ટના સભ્યોને જો હિન્દુ કોડ બીલ સ્ત્રીઓના હિતમાં લાગતું હોય તો એનો શ્રીમતી રાજેનબાબુ જેવો સ્ત્રી વર્ગ વિરોધ કરે છે એ કારણે તે મુલતી રાખવું એ યથાર્થ નથી. વળી બીજી રીતે જોઇએ તો ડૉ. રાજેનબાબુ બીલને સ્ત્રીઓના હિતમાં માનતા હોય તો પત્નીને એ પોતાની સાથે નથી લઇ શક્યા એ એમની નિષ્ફળતા ગણવી જોઇએ–બીલ મુલતી રાખવાની દલીલ મનાવી ન જોઇએ

### એશિયાના વિદ્યાર્થીઓ માટે હિંદી સરકારની સ્કોલરશીપો

પોતાના દેશના વિદ્યાર્થીઓને દરેક સરકાર સ્કોલરશીપો આપી ઓછાવત્તા પ્રમાણમાં પરદેશ અભ્યાસ માટે મોકલે છે. પરંતુ હિંદી સરકારે દર વર્ષે ૪૦ સ્કોલરશીપો એશિયા અને આફ્રિકાવાસી બીન–હિંદીઓ માટે જાહેર કરી છે. એની વહેંચણી નીચે પ્રમાણે કરી છે—ઇન્ડોનેશિયા ૩, ચીન ૫, નેપાલ ૩, અફઘાનીસ્તાન ૨, ઇરાન ૨, ઇજીપ્ત ૩, સાઉથ આફ્રિકા ૧, બ્રિટિશ પૂર્વ આફ્રિકા ૪, મલાયા ૨, બર્મા ૨, એબીસિનિયા ૨. સિલોન ૨, સિયામ ૨, ભુતાન ૧, ફીલીપાઇન્સ ૧, ઇન્ડોચાઇના ૨, તિબેટ ૧, ટર્કી ૧, પોર્ટુગીઝ કોલોની આફ્રિકા ૧.

એવી જ રીતે હિંદની બહાર વસતા હિંદી વિદ્યાર્થીઓ માટે ૩૦ સ્કોલરશીપો જાહેર કરી છે–સાઉથ આફ્રિકા ૪, બ્રિટિશ ઇસ્ટ આફ્રિકા ૩, સિલોન ૪, મલાયા ૪, બર્મા ૪, મોરિસિયસ ૩, જમેકા, ટ્રિનીદાદ અને બ્રિટીશ ગિયેના ૪, ફીજી ટાપુ, ૩, સીયામ ૧.

આ સ્કોલરશીપોમાં પોસ્ટ ગ્રેજ્યુએટોને પ્રથમ પસંદગી આપવામાં આવશે. પરંતુ જે દેશોમાં કેળવણીનો

( અનુસંધાન પાન ૬૯ ઉપર )

ધૂમકેતુ

## [૧] અકસ્માત

કેવળ કલ્પનાના આધારે જીવન વીતાવનારને કુદરત ક્યારેક તો નવાજે છે. એમ જો એણે ન રાખ્યું હોત તો માણસજાતનો ઘણો અમૂલ્ય વારસો નાશ પામ્યો હોત! માણસનો મહેલ પડી જાય કે એવું ભવ્ય નગર નાશ પામે અથવા તો કોઈ મહાન બંધ તૂટી જાય–તો કરોડોનાં ખર્ચે અને થોડાં વર્ષની મહેનતને અંતે એ વસ્તુ ઊભી તો કરી શકાય! પછી એમાં ફેરફાર રહે તે થોડો આમ કે થોડો તેમ હોય!

પણ મનોસૃષ્ટિમાં રમતું કુદરતનું કોઈ પ્રિય સંતાન નષ્ટ થાય, કે સંપૂર્ણ મનુષ્યત્વ પ્રાપ્ત કરેલ કોઈ નરસિંહ જાય, કે માણસાઈની ઊંચામાં ઉંચી શક્તિ મેળવેલો આત્મા જાય–કે કોઈ કલાની ઉપાસનાને વરેલ વ્યક્તિ લુપ્ત થાય, ત્યારે એ ખોટ પૂરવાની માણસોમાં શક્તિ ભાગ્યે જ હોઈ શકે!

અને કુદરતમાં પણ ભાગ્યે જ હોઈ શકે! એને પણ રાહ જોવી પડે!

એટલા માટે મેં ઉંચામાં ઉંચો વારસો કલ્પનાનો ગણ્યો છે. અને એ માન્યતાનું પૂરેપુરું મૂલ્યાંકન, દુનિયાને સૂઝાડ્યું પણ છે! છતાં એમાં મળી રહેતા અકસ્માતી આનંદને લીધે, મારી જીવનનૌકા હવે પોતાનો માર્ગ ફેરવે એવો સંભવ નથી! એટલે હું એવા થોડા અકસ્માતોની નોંધ લઉં તો એમાં કાંઈ ખોટું નથી. એક દિવસની વાત છે. ફરવા જવાના મારા શોખને લીધે મને કોઈ કોઈ રડીખડી ઝુંપડીમાંથી કાંઈને કાંઈ ચીજ મળતી રહે છે. એવી એક દિવસ મને મળી ગઈ. ડુંગરી પ્રદેશના એક એકાંત શિખર ઉપર આવેલી એ ઝુંપડી ફૂલોથી ચારે તરફ છવાઈ ગઈ હતી. એનું બારણું હું હમેશાં બંધ જ જોતો. દિવસો સુધી એને હમેશાં બંધ જોતાં મારી કુતૂહલવૃત્તિ સતેજ થઈ. આ તે છે શું! આમાં કોઈ રહે છે કે નહિ! એક દિવસ મેં એનું બારણું ખસેડીને અંદર પ્રવેશ કર્યો.

ઝુંપડીમાં કોઈ હતું નહિ. મને નવાઈ લાગી. જોઉં છું તો બે ચાર કાગળિયાં, વેરણછેરણ પડેલી ચોપડીઓ, જીવડાંથી ખવાઈ ગયેલાં થોડાંક કપડાં, ને ઘરવખરીની જેવી જણાતી થોડીક વસ્તુઓ ત્યાં પડી હતી! દિવસો પહેલાં એ વસ્તુઓને કોઈએ તજી દીધી હોય તેમ જણાતું હતું. એક તૂટેલ ખુરશી ને ટેબલ પણ ત્યાં પડ્યાં હતાં. કુદરતી રીતે મારા પગ તે તરફ વળ્યા. કોઈકે સુંદર અક્ષરોમાં કાંઈક નોંધ કરી હતી બીજી બધી નોંધ તો પરચુરણ યાદી જેવી હતી. દૂધ લીધાની, શાકની, પૈસાની એવી પરચુરણ વ્યવહારી વાતો ત્યાં હતી. અહીં કોઈ રહેતું હતું એ નક્કી થયું. કોણ હશે એ જાણવાની જિજ્ઞાસા બળવાન બની નોંધપોથીનાં પાનાં ફેરવતાં ફેરવતાં છેલ્લાં પાન ઉપર દૃષ્ટિ પડી. કોઈકે મોતીના દાણા જેવા સ્વચ્છ અક્ષરે પોતાની કથની લખી તેમ જણાતું હતું. મેં એ વાંચવા માંડી: કથની ખરેખર નવાઈ ભરેલી હતી.

## [૨] જીવનદ્રોહ

"આજથી થોડાં વર્ષો પહેલાં આ શબ્દ જ મને સમજાયો ન હોત. આજથી થોડાં વર્ષો પહેલાં કોઈએ મને કહ્યું હોત કે આપઘાતના કરતાં પણ મોટો આપઘાત એક છે, અને તે આત્મઘાત, તો એની એ ડાહીલી ઉપનિષદ્‌વાણી ઉપર, એક કટાક્ષી હાસ્ય વેરીને મેં એ આખી વાતને રમુજનો વિષય બનાવી દીધી હોત!

"પણ આટલાં વર્ષોનાં ડહાપણે મને એક પરમ સત્ય આપ્યું છે. કેટલાક શબ્દો સમજવાને માટે, જીવન જીરી જવું જોઈએ. આજ હવે હું આપઘાત અને આત્મઘાતની વચ્ચેનો તફાવત સમજવા જેટલું ડહાપણ ધરાવતી થઈ છું. એ ડહાપણ કાંઈ થોડું એમને એમ મને મળ્યું છે? મારે એની આકરી કિંમત ચૂકવવી પડી છે ડહાપણ તો માણસને ત્યારે મળે છે, જ્યારે એ થોડીક મિથ્યા આશાઓની રંગીન દોરીએ ટીંગાઈને પછી પોતાની જાતને ફંગોળાતી જુએ છે; જ્યારે જૂઠી પ્રશંસાના સમુદ્રમાંથી થોડીક કર્કશ રેતી





એને હાથ ચડે છે; જ્યારે થોડીક જીવનખુમારીનો આવેગ જોઈને એને પૃથ્વીનું પડ જોવા મળે છે. ડહાપણ તો ત્યારે આવે છે, આ વ્યવહારુ ડહાપણ ન હોય એ તો જીવન અનુભવ છે.

હવે તો મેં મારી જીવનખુમારીને પણ બરાબર માપી જોઈ છે! મને એક સત્ય મળ્યું છે તે એ કે જીવનખુમારીને છોડનારા આત્મઘાતી છે. આપઘાત અને આત્મઘાત બે જુદી જ વસ્તુ છે. આપઘાત તો હરકોઈ મૂરખ માણસ ઘડીના છઠ્ઠા ભાગમાં કરી નાખે. આપઘાત તો નિરાશાનું કે ક્રોધનું બાળક છે, પણ આત્મઘાત કરવા માટે તો માણસ પાસે ભોડું, ડહાપણ, અને ચાવળું એવું કાંઈક ઉપરટાંકેનું રંગ-રોગાની ડહાપણ જોઈએ!"

આવો આત્મઘાત માણસને હણે નહિ, એને જીવાડે. અને એને મૃત્યુજીવન આપે! એ મૃત્યુજીવન, મૃત્યુ કરતાં પણ ભયંકર હોય! મને એવું મૃત્યુજીવન મળ્યું છે!

મારી મૂળ સમૃદ્ધિનો જ્યારે હું ખ્યાલ કરું છું ત્યારે હું પોતે જ છક્ક થઈ જાઉં છું. ઓહોહો! આટલી બધી સમૃદ્ધિ? એ હું લાવી ક્યાંથી? તમે કોઈ દિવસ નાટક વાંચ્યાં છે? આલતુ ફાલતુ નહિ. શિષ્ટ પ્રકારનાં ઉત્તમ નાટક. એમાં મહા કવિની જે નાયિકા આવે છે, એ નાયિકાના જેવું ઈશ્વરે મને રૂપ આપ્યું હતું. અને એ રૂપને પણ શણગાર આપ્યા હતા. બુદ્ધિ લાગણી અને પ્રેમ ત્રણે મને મળ્યાં હતાં. મારા શબ્દેશબ્દમાં પ્રેમની સાચ્ચી મીઠાશ હતી! બોલો હવે! મારી પાસે ઊર્મિ હતી. બુદ્ધિ હતી. લાગણી હતી. આ થોડી સમૃદ્ધિ છે!

"તમે માનશો? અને આ ઓછું હોય તેમ દેવાધિદેવની ગંધર્વકન્યાના જેવો મને કંઠ મળ્યો હતો. એ કંઠને કેળવનાર પોતે ઘડીભર મુગ્ધ થઈને મારી સામે જોઈ રહેતો. એ વખતે તો હું નાની હતી. પણ એ વૃદ્ધ ગવૈયો પોતાના બે હાથ જોડીને મને કહેતો: 'બાઈ! ઈશ્વરે તને આપ્યું છે, તને આપ્યું છે. મને નહિ તે તને આપ્યું છે. એક મહાન આભરણ આપ્યું છે; એ સાચવજે, એ સાચવજે!' એના એ શબ્દો તે વખતે તો હું કાંઈ સમજતી નહિ! હું તો કોકિલાની પેઠે ગાયા કરતી.

એ ગુરુ ગવૈયો ક્યારે ગયો તે ભગવાન જાણે. પણ એણે મને જે સંસ્કાર આપ્યા હતા તે સંસ્કાર મારામાં ટકી રહ્યા. સંગીતની મારી ઉપાસના આગળ વધતી જ રહી!

"પછી તો હું ગમે તે મેળાવડામાં હોઉં, સુરીલું ગળું મારું જ છે, એ આખી દુનિયા જાણતી થઈ ગઈ. જેમ જેમ એ ગળાની પ્રશંસા થતી ગઈ તેમ તેમ એની ખૂબી પણ ખીલતી ગઈ! ભલભલાનાં માન મૂકાવે એવી શક્તિ એ ગળામાં હતી!

"મેં એ સાંભળ્યું હતું કે નાદની સર્વોપરિ પરમાત્મા પોતે! મને તો સ્વપ્ન હતું કે એક વખત હું હથિયારી માણસોનાં હથિયાર છોડાવી અમર કીર્તિ વરું! હું મારે પંથે આગળ વધતી હતી.

"પણ હું હજી અણસમજુ હતી. મને ક્યાં ખબર હતી કે આ વસ્તુઓ તો એવા એવા ભોગ માગે કે જે આપતાં માણસ જેવો માણસ, માણસ ન રહે! કાં એ દેવ લઈ જાય—અને નહિતર પછી જડ થઈ જાય!"

હું તો આ વાંચીને છક્ક થઈ ગયો. અહીં કોઈક જીવન જીવી ગયાની નોંધ રાખી હતી. નોંધ અમૂલ્ય હતી. પણ લખનારનું નામ શોધવું વ્યર્થ હતું! નોંધ આગળ વાંચવા માંડ્યો.

"આ વસ્તુઓ મળે છે એ દુનિયામાં એટલી સસ્તી ને સાધારણ ગણાઈ જાય છે કે એનામાં આ દિવ્યત્વ રહ્યું છે એ ખબર કોઈકને જ પડે છે! અને પડે છે ત્યારે મારી પેઠે મોડી પડે છે.

"પણ મારી કથા આગળ ચલાવું.

"મને થી ખબર કે જેમ જૂના વખતમાં તપોભંગ કરવા અપ્સરાઓ આવતી તેમ આ જમાનામાં પ્રશંસા આવે છે! એટલે મને મળતી વહેલી વહેલી પ્રશંસાએ મને વધારે ગર્વ આપ્યો! અને



એ અર્ગને લીધે વિદ્યાવારિધિનું અતળ ઉંડાણ ઘડીભર અદશ્ય પણ થયું !

[ ૨ ]

"અને એ જ વખતે જાણે મારા આ ગુણથી આકર્ષાયો હોય તેમ એક જુવાન મારા માર્ગમાં આવ્યો. હું એની જુવાનીને કે એના પ્રેમને એ બન્નેને તો ઘોળી પીવાની શક્તિ ધરાવતી હતી. પણ આ તો મને કોઇએ વાત કરી ને ખબર પડી કે એ જુવાન, તો મોટામાં મોટી મીલ્કતનો ધણી પણ છે! એટલે એક પ્રકારનું ગજબનું આકર્ષણ મને ખેંચી જવા માંડ્યું !

"કંચનનું આ આકર્ષણ મને મારા જીવન-પંથમાંથી એક રીતે ખસેડવા માંડ્યું. અત્યાર સુધી જે મારી સ્વેચ્છાનંદની વસ્તુ હતી તે હવે કોઇકના ઉપર આધારે રાખનારી થવા માંડી ! મને ખબર ન હતી કે મનથી પણ પર એવી વસ્તુને આધારે જ કલા રહે છે. એ કલાને જ્યારે બીજાના લોભ લાલચનું આકર્ષણ મન દ્વારા મળે છે, ત્યારે કલા થોડા વખત તો પોતાનું રૂપ દેખાડે છે એ ખરું, એને કીર્તિ પણ મળે છે એ ખરું, પણ પછી એ પોતાનું પોતાપણું ખોવા માંડે છે. અતળ ઉંડાણ માપવાની એની શક્તિ રૂંધાવા માંડે છે. પછી એ આત્મઘાતને પંથે ચડી જઇને બીજાને રાજી રાખવા માટે, પોતાની અણમોલમાં અણમોલ વસ્તુની હરરાજી બોલાવે છે ! આ પંથ આત્મઘાતનો છે. કારણ કે મળેલી અણમોલ વસ્તુ આત્માની છે.

"પેલા જુવાન પાસે જેમ અઢળક દ્રવ્ય હતું તેમ જ કોઈ પ્રકારે ન રીઝે એવી ચંચલતા પણ હતી. અઢળક દ્રવ્ય ને ચંચળતા સાથે રહે છે. તમે ચંચળતાને રીઝવવાને કેટલાં લાખ રૂપ ધરી શકો! છતાં મેં તો નિર્ણય કર્યો હતો કે આટલી અખૂટ સમૃદ્ધિ મળતી હોય તો એ ચંચળતાને પણ રીઝવવી !

અને તમે માનશો ! મેં મારું જીવન-ચોકા-વરીનું તમામ ગાન એની પાસે ખાલી કરવા માંડ્યું ! એને રીઝવવા નવી નવી વસ્તુઓ શોધવા માંડી. નવી નવી શૈલી મેળવવા માંડી, નવી નવી તરકીબો રચવા માંડી ! પછીની વાત તો બહુ ટૂંકી જ છે. મારા તમામ પ્રયાસો છતાં, જે પ્રદેશમાંથી સંગીત આવે છે, એ પ્રદેશનો કોઈ આ આત્મા ન હતો કે હું એને હમેશને માટે જકડી રાખી શકું ! એ જેવી રીતે હાથવાલો દેવા આવ્યો હતો, તેવી જ રીતે હાથતાલી દઇને નાસી ગયો !

[ ૩ ]

"પણ જીવનની મારી કરુણ કથા હવે શરૂ થાય છે. એ ગયો ત્યારે મને જે નિરાશા થઇ, એ નિરાશાના કકડા મેં ભેગા કરવા માંડ્યા. મારા મનને એમ હતું કે, એ કકડામાંથી કાંઇક કંઠાભરણ હું ઘડી કાઢીશ ને મારા કંઠને જીવન નિષ્ફળતાની પ્યાલી-માંથી જે કટુતા મળશે, એનો નશો કાંઇ ઓર આવશે !

"પણ એક નવું અદ્ભુત સત્ય તે વખતે મને મળ્યું.

"ખરી રીતે મને નિરાશા પણ મળી ન હતી ! નિરાશા તો પ્રેમને મળે ! હું તો એને મીલ્કતનો ધણી માનતી, એને હાથ કરવા નીકળી હતી. એ ગયો એટલે તો મારું મન બીજે રવાડે ચડ્યું. એના કરતાં વધારે મીલ્કત વાળો મળે તો એને એના પરાજયનું ભાન થાય !

"એટલે મને મળેલી બે અલૌકિક વસ્તુ, રૂપ અને કંઠને આધારે, મેં મારી નૌકાને ફરીને સફરમાં મોકલી !

"પરંતુ એવી અનેક સફરને અંતે છેવટે તો હું હતી ત્યાં ને ત્યાં રહી !

"કારણ કે મેં મારી ઇશ્વરદત્ત શક્તિનો આવા વ્યવહાર માટે ઉપયોગ આદર્યો હતો. અને તેથી એ આત્મઘાતી વસ્તુ થતી જતી હતી !

"આજ હવે હું ત્યારે મારી આ અકિંચન ઝૂંપડીમાં પડી છું ને મારો રોટલો ગમે તેમ રળી





ખાઉં છું, ત્યારે એ મારી સમૃદ્ધિનો ખ્યાલ મને હેરાન હેરાન કરી મૂકે છે! માણુસ પૈસા ઘરમીલકત કે વારસો ખૂએ, તો ખોયા પછી કોઈક વખત એ એને સાંભરે! પણુ મારી પાસે તો સમૃદ્ધિ જ એવી હતી કે જે પળેપળે મારા પોતાના જીવનપંથમાં પ્રગટતી હતી ને તેથી પળેપળે એવી અણુમોલ વસ્તુ ખોયાનો મને પશ્ચાત્તાપ થયા કરે છે!

"ત્યારથી મેં મારા સંસર્ગમાં આવનાર અનેકને આ વાત કહેવા માંડી છે. બધું કરજો પણુ જીવનદ્રોહ ન કરતા. જે શક્તિ તમને મળી છે એની ઉપેક્ષા ન કરતા. એ શક્તિનો ગર્વ ન કરતા. એ શક્તિને લઘુતા ન આપતા. નહિતર એ હાથતાળી દઈને નાસી જશે. અને એનો વિયોગ—એ જીવંત મૃત્યુ કરતાં પણુ આકરો હશે.

"હજી સુધી મારી વાતને સમજી શકનાર કોઈ મને મળ્યો નથી. હું એ પળની રાહ જોઉં છું કે મારું કલ્પના જીવન મને પાછું મળે! જે આનંદ મારા કંઠમાંથી પ્રગટ થતો હતો એ આનંદ મને પાછો મળે! પણુ એક વખત ખોયેલી આવી વસ્તુ વર્ષોની યાતના વિના કે જન્મ જન્માન્તરની તપશ્ચર્યા વિના પાછી કોઈને મળી છે તે મને મળશે?

"મને અફસોસ એટલો જ છે કે આ મૂલ્યવાન વસ્તુનો, એ મૂલ્યવાન વસ્તુ ધારનારને પોતાને પણુ, ખ્યાલ હોતો નથી. છતાં એ જીવ્યે જાય છે, જેમ માણુસને આત્માનો ખ્યાલ હોતો નથી, છતાં એ જીવી જાય છે તેમ!

"અત્યારે તો હું મારી એકલી એકાંત ઝૂંપડીમાં પડી પડી અનિલની લેરખી સાથે આવતી ચાંદનીને નિહાળું છું ને એ ચાંદનીને રસમય કરી મૂકવાની મારી ... અંધકન્યાના જેવો મનનો અફસોસ હતો. એ કંઠને કેળવનાર પોતે ઘડી મારી સામે જોઈ રહેતો. એ વખતની જાહેરખબર હતી. પણુ એ વૃદ્ધ ગવૈયો પોતાના એ ...સો–કોઈ મને કહેતોઃ 'બાઈ! ઈશ્વરે તને આપ્યું છે, માટે આપ્યું છે. મને નહિ તે તને આપ્યું છે. કોઈ કારણે જતો કરે છે, તે માણુસના જેવો રાષ્ટ્રવિરોધી બીજો કોઈ જ નથી! મૂળ તો આવી વારસાગત પરંપરાની વસ્તુ આવે છે જ ઓછી, એવે વખતે જે પરંપરાના વારસાનું ગૌરવ ખૂએ છે–થોડાંક વર્ષ અકિંચન રહેવું પડે, કે ઉપેક્ષિત રહેવું પડે, કે બડેખાંઓની સૃષ્ટિમાં સ્થાનભ્રષ્ટ રહેવું પડે–કેવળ એટલી દુઃખની માવજત, આવા અનુપમ વારસા માટે પણુ ન કરી શકે, એવા માણુસો જો વધી પડશે તો બીજું કાંઈ નહિ, દુનિયાની ગરીબી એવી ભયંકર હશે કે ન પૂછો વાત!

"હું તો એમ માનું છું કે જેમ દુનિયાના અનેક સત્યોને વિજ્ઞાને પ્રગટ કર્યાં છે તેમ માણુસમાં રહેલાં અનેક સત્યોને વિદ્યા–કલા પ્રગટ કરે! વિજ્ઞાન અને વિદ્યાની વચ્ચે ભેદ જ આ છે. વિજ્ઞાન, દુનિયાની ભૂલાઈ ગયેલી વસ્તુઓને પ્રગટ કરે છે એના નિયમો, માણુસના આંતરના નહિ, એટલા બહારના છે; અને વિદ્યા, કલા, માણુસની ભૂલાઈ ગયેલી શક્તિઓને પ્રગટ કરે છે એના નિયમો બહારના નહિ, એટલા અંતરના છે!

"પણુ મારું આ અરણ્યરુદન કોઈ સાંભળે કે ન સાંભળે તેની પણુ મને પરવા નથી. કેવળ મારા પશ્ચાત્તાપની સત્યતા એ દ્વારા હું પ્રગટ કરી શકીશ એ મારે મન જેવો તેવો સંતોષ નથી. . . . ."

અહીંથી હકીકત અધૂરી રહી ગઈ હતી. લખનારનું નામ ક્યાંય હતું નહિ. માત્ર લખનારે કરેલા જાતિ ઉપયોગે લખનાર સ્ત્રી છે, એટલું જાણી શકાયું. થોડાં પત્તાં મૂકીને બીજી નોંધ જણાતી હતી,

[ ૪ ]

"તે દિવસે અધૂરી મૂકેલી મારી નોંધને આજે હવે હું પૂરી કરી નાખું છું. મેં જે ખોયું તે હમેશને માટે ખોયું હતું. અને મારે ફરીને આખા જીવનને નવેસરથી ઘડવું પડે તેમ છે...પણુ એમ કર્યા વિના બીજો ઉપાય પણુ નથી. કારણ કે હું ગમે તેટલી સંપત્તિ ભેગી કરું, મોટાઈ મેળવું, કીર્તિ પ્રાપ્ત કરું, પ્રતિષ્ઠા જમાવું–મને જે સંતોષ, આનંદ, મારે

જીવન જીવ્યાનો મહોત્સવ, મારી કલા ઉપાસનાથી મળતો હતો, તે બીજા કશાથી મળે તેમ નથી...એટલે તો હવે હું..."

અહીંથી આ બીજી નોંધ પણ અધૂરી હતી આ વિચિત્ર વ્યક્તિએ પછી શું કર્યું" એ પણ કેવળ અનુમાનનો વિષય હતો.

થોડીવાર ત્યાં બેસીને પછી હું ત્યાંથી પાછો ફરી ગયો. આવ્યો હતો ત્યારે જેમ ઝૂંપડીનું બારણું વાસ્યું હતું તે જ પ્રમાણે મેં વાસી દીધું.

ધીમે પગે હું ઘર તરફ ફરી રહ્યો હતો. બીજું તો કાંઇ નહિ એક પ્રકારનો ન્યારમાતી આનંદ મને મળ્યો હતો. આવા અનુભવોને પણ પોતપોતાનું મૂલ્યાંકન હોય એમ ગણીએ તો નવો અનુભવ પણ મળ્યો હતો. વિશેષ કાંઇ નહિ તો ખપ લાગે તેવો એક સાચો શબ્દ તો મળ્યો, "જીવનદ્રોહ"... અને જેમ જેમ એ શબ્દ વિષે વધારે વિચાર કરતો ગયો તેમ તેમ લાગ્યું કે આપણે ઘણાખરા જીવનદ્રોહી નથી? અને તો દુનિયાની ખરી ગરીબીઓમાં આ જીવનદ્રોહનો કેટલો મોટો ફાળો !

★

## પંખીઓમાંથી માનવરૂપદર્શન

રૂપદર્શન તો માનવીએ પંખીસૃષ્ટિમાંથી ખૂબ મેળવ્યું છે. માનવીના નાકને 'પોપટની ચાંચ જેવું' કે 'ગરુડની ચાંચ જેવું' કહીને, તેની સાથે સરખામણી કરવામાં ગૌરવ લીધું છે. એ જ રીતે અન્ય એકેએક અંગપ્રત્યંગમાં પણ સરખામણી કરીને ગૌરવ લીધું છે. 'આંખ તો ખંજન જેવી'. પ્રેમથી મસ્ત આંખો 'પારેવા જેવી'. 'ગભરુ હોલડી જેવી', 'પારેવી જેવી' 'કોમળ કૂજતા બચ્ચા જેવી', તીક્ષ્ણ આંખો, બાજ જેવી, શકરા જેવી, ઘેરા જેવી', કંઠ 'કોયલ જેવો', ધોળાં 'બગલાની પાંખ જેવાં'. એ જ રીતે વિરુદ્ધના છેડાનાં રૂપક પણ પંખીમાંથી જ શોધ્યાં છે. કલબલાટ કરતી 'કાબર જેવી', માથું 'સુગરીના માળા જેવું', મૂરખ 'ઘૂવડ જેવો'.

અને જેમ રૂપદર્શનમાં તેમ જ રંગમિશ્રણમાં પણ માનવીને પંખીઓના દેહ પર ઝળકતા રંગો મદદગાર થયા હશે. 'પોપટિયો' 'મોરપીછું' એવા કેટલાક રંગનાં નામ પણ પંખી પરથી જ પડ્યા છે.

પંખીના માત્ર રંગ જ શા માટે ? કેટલાંકનાં તો નામ પણ આપણે નખશિખ અપનાવી લીધાં છેઃ હંસરાજ, હંસાબેન, મોરભાઇ, ઢેલીબેન, પોપટલાલ, મરઘાભાઇ, ચકાભાઇ નામ ગામડાં કે શહેરમાં પુષ્કળ મળી રહેશે.

મોરનાં સૌંદર્ય પાછળ મુગ્ધ થઇને તો અસંખ્ય ગીતો ગવાયાં અને ગવાશે કે—

**મોર તું આવડલાં રૂપ ક્યાંથી લાવ્યો રે મોરલો મરત લોકમાં આવ્યો—**

અને એવા મોરને મારવામાં પાપ ગણાવી મનાઇ ફરમાવી કે—

**મોરલિયો નવ મારિયે રે ડુંગરાનો રખવાળ મારા વા'લા—**

અને મોરના અનુપમ પીંછાને સાવરણી અને વીંઝણામાં, તંબૂરના ગુચ્છમાં અને એવી અનેક રીતે લોકોએ વાપરી જાણ્યાં. અરે, કૃષ્ણ ભગવાનનો મુગટ પણ મોરપિચ્છ વગર અધૂરો લાગ્યો !

—નિરંજન વર્મા : જયમલ્લ પરમાર
('આપણે આંગણે ઊડનારા'માંથી)

# ગુરુદેવ: અમારે આંગણે

શ્રી મૈત્રેયી દેવી કૃત 'મંગપુ તે રવીન્દ્રનાથ'માંથી

અનુવાદક : રમણીક મેઘાણી

"કોણ છે એ? અંધારે આવીને કોણ ઊભું છે એ! તિમિર અવગુંઠને વદન તવ ઢાંકી, મુજ આંગણીએ કોણ તું આવી ઊભી એકાકી!" ગુરુદેવે પ્રશ્ન કર્યો–

"એવું કવિત્વમય કોઈ નથી. એ તો હું છું."

એ એમ છે, માશી, તો તો આમ કહેવું યોગ્ય ઘાત કે "આકુળ કેશે આવી નિહાળે ઉદાસી આંખે કોણ એ ચિરવિરહીણી!"

"વાહ, આજ હજુ સુધી કેમ દીવો થયો નથી, હજુ કોઈ આવ્યું પણ નથી, આજે વાચન નથી થવાનું કે શું!

"થશે, નક્કી થશે. તમે ધ્યાન–ભંગ થશો, મૃગચર્મ છોડી આ મર્ત્યલોકના અપાત્રોની વાત યાદ આવે ત્યારે ને! તમારી જ રાહ જોઈ રહ્યો હતો." એ દિવસે એમણે "ઝુલન" "સુપ્રભાત" અને "તપોભંગ" વાંચી સંભળાવ્યા હતા

એમની ખુરશીની પાછળનો વિદ્યુત પ્રકાશ ચમક્યો. એમના શ્વેત કેશ પર પ્રકાશ પડતો હતો અને તેની આભા ચોતરફ વિરતરી હતી કાવ્યગ્રંથ હાથમા લઈ એનાં પાના ઉલટાવતા ઉલટાવતા હસતા હસતા એમણે કહ્યું–આજ તમને ન ઠગાવું તો જો જો! વારુ કહો તો—

"उदय शिखरे सूर्येर मत समस्त प्राण मम
चाहिया रयेछे निमेष निहत एकटि नयन सम"

"આહા—

अगाध अपार उदार दृष्टि नाहिक ताहार सीमा
तुमि जेन ओई आकाश उदार
आमि जेन एई असीम पाथार
आकुल करे छे मारवाने तार आनन्द पूर्णिमा.

આ તો સૌ કહી શકે તેવું છે. માનસીમાંથી.

માશીને તરત ખીજ ચડી ગઈ, એ કહી ઊઠ્યા–

"હું આ બધી કસોટીમાં નથી હો.',

"ના. "માનસી" નહિ ચાલે એ મારી જ ભૂલ થઈ એ સ્પષ્ટ છે. ચાલો હવે તુરત જવાબ આપજો–

देखिते देखिते मोर लागिल नेशार घोर
कोथा हते मन चोर पशिल आमार बक्षे
जेमनी सन्मुखे चाउआ अमनि से मूर्ते पाउआ
लागिल हासिर हाउआ आर बुझि नाई रक्षे!

આ વળી શેમાં છે? આ મન–ચોર ટોર બધું ગયા જમાનાનું, આ નક્કી તમારું લખેલું નથી.

એ તો એમ જ કહીશ ભૂલી ગઈ એટલે સખાજનનો દોષ, 'મનચોર' એકદમ ગયા જમાનાની વાત થઈ ગઈ. આ યુગમાં હવે એ બધા ઉત્પાતો નથી તેમ કહેવા માગે છે? ખેર, હવે તો તારો ગર્વ ગળશે ને? જો ખાસ બહુ અજાણ્યુ પુસ્તકમાંથી નથી. જો 'ચિત્રા' અને બોલતાં બોલતાં પાનાં ફેરવવા લાગ્યા. વાત પૂરી કર્યા વિના જ એકાએક ગંભીર ગર્જના કરતાં હોય તેમ તેઓ વાંચવા લાગ્યા–

आमि पराणेर साथे खेलिब आजिके
झुलन् खेला
निशीथ वेला
× × ×
भीषण रंगे भव तरंगे भासाई भेला
बाहिर हयेछि स्वप्न शयन करिया हेला–

આ આપણું આપણા મન સાથેનું યુદ્ધ છે. એ યુદ્ધમાં એ દ્વંદ્વમાં મઝા છે. પ્રાણ જાગી ઊઠ્યો છે, હજારો વિચારો અને કાર્યમાં એ મચી રહેવા ઇચ્છે છે. વધુ સ્વપ્ન નિદ્રા એને ગમતી નથી. નિદ્રાને છોડીને સ્વપ્ન પ્રગટ થયું છે. પ્રાણને અફીણનું પાન કરાવીને સૂતો રાખવો હવે સંભવિત નથી. Emotional, intellectualના દ્વંદ્વમાં જીવનને જોવું, પોતાની પાસે પોતાની એ લીલામાં જ આત્મ પરિચયનો આનન્દ છે. જીવનનું સાર્થક જાગરણ છે.

आजि जागिया उठिया पराण आमार
बसिया आछे
बुकेर काछे...



एतकाल आमि रेखेछिनु तारे जतने भरे
शयन परे,
व्यथा पाछे लागे दुःख पाछे जागे
निशि दिन ताई बहु अनुरागे
बासर शयन करेछि रचन कुसुम धरे
शेषे सुखेर शयने श्रान्त पराण
आलस रसे
आवेश बशे
परश करिले जागे ना से आर
कुसुमेर हार लागे गुरु भार
× × ×
वेदनाविहीन असाड़ विराग
मरमे पशे
आवेश बशे.

—મોટા ભાઈનું જીવન આવું જ જાય છે, શું કહો છો ! નેહના વિહોણું, જાણે વૈરાગી જેવું ! રોજીંદું એકધારું જીવન ! એથી જ વિચાર્યું છે કે "આજિકે ખેલিতে હઈબે નૂતન ખેલા (રમવી છે આજે રમત નવી–)

એક વખત આમ તુટક તુટક વાંચ્યા પછી આદ્યંત વાંચી ગયા. વાંચતા વાંચતા ઉત્તેજીતપણે ખુરશી પર ટટ્ટાર થઈને બેઠા, પગ પરથી ચાદર સરકીને નીચે પડી ગઈ, એક હાથમાં પુસ્તક છે, બીજો શુભ્ર દીર્ઘ બાહુ છંદના તાલે તાલે ઉત્તેજીત પણે આરોહ–અવરોહ લઈ રહ્યો છે. ઓરડામાંના પ્રકાશે–અજવાળામાં ભીંત ઉપર એ હાથનાં લાંબા ઉંચા–નીચા થતાં ઓળા આજે અત્યારે પણ જાણે હું જોઈ રહી છું. ગંભીર ગર્જન ધ્વનિ હતો એ સૂરમાં–

"दे दोल् दोल्
दे दोल् दोल्
ए महासागरे तुफान तोल्
बंधुरे आमार पेयेछि आबार
भरे छे कोल्
प्रियारे आमार तुलिछे जागाये
प्रलय रोल
कि हिल्लोल."

વાચન પૂરું થતાં ચોપડી એમણે એક બાજુ ફેરવી દીધી ને બોલ્યા "આ લ્યો !" સહુ ચૂપ ચાપ બેઠા રહ્યા. બાજુના મેજ પરથી "પૂરવી" ઉપાડી પાના ફેરવવા લાગ્યા. અને એકાએક એમણે શરૂ કર્યું",

"रुद्र तोमार दारुण दीप्ति
एसेछे दुयार भेदिया
वक्षे बेजेछे विद्युत बाण
स्वप्नेर जाल छेदिया
भाबितेछिलाम उठि कि ना उठि
अंध तामस गेछे कि ना छुटि
रुद्ध नयन मेलि कि ना मेलि
तन्द्रा जड़िमा माजिया."

એ ગંભીર સૂર આજે પણ કાનમાં ગૂંજી રહ્યો છે—

बाजे रे गरजि बाजे रे
दग्ध मेघेर रन्ध्रे रन्ध्रे दीप्त गगन माझेरे
चमकि' जागिया पूर्व भुवन–
रक्त वदन लाजे र."

અને યાદ આવે છે મંત્રોચ્ચારની જેમ ઉચ્ચારાતી એ વાણી—એ સંદેશ,–જે સંદેશે એક દિવસ શત શત આત્મત્યાગી વીર દેશપ્રેમીઓની રગેરગમાં લોહીને ધમધમાવી દઈ એમના પ્રાણને જાગ્રત કરી દીધો હતો.

"उदयेर पथे शुनि कार बाणी
भय नाई ओरे भय नाई
निःशेषे, प्राण जे करिबे दान
क्षय नाई तार क्षय नाई."

એ જ ચોપડીમાંથી તે પછી એમણે "तपोभंग" વાંચી સંભળાવ્યું. તમે ગમે તે કહો, પણ "કુમાર સંભવ"માં એના તૃતિય સર્ગ સિવાય બીજું કંઈ જ "સાહિત્ય" નામને યોગ્ય નથી. એ એકજ સર્ગ સારો છે—અતિ સુંદર છે—

आवर्जिता किंचिदिव स्तनाभ्याम्
वासो वसाना तरुणार्करागम्





पर्याप्त पुष्प स्तवकाव नम्रा
संचारिणी पल्लविनी लतेव.

તેમ છતાં હિમાલયનું આ વર્ણન સુંદર નથી એટલું તો કહેવું જ પડશે. મહાકવિએ આટલું કૃત્રિમ વર્ણન કઇ રીતે કર્યું હશે એ વિચારતા નવાઈ ઉપજે છે, અને લોકોને, ખાસ કરીને કાવ્ય રસિકોને પણ એ આટલું કઇ રીતે ગમતું હશે ? જુઓને, 'शिख शिखंडी यहं'માં શું કવિત્વ છે ?–મોરપીંછની ટીલડી જેવું સૂક્ષ્મ કવિત્વ છે. આટલા ધન-રત્ન-કિન્નર-કિન્નરી એ બધું શું હિમાલયનું વર્ણન છે ? સમસ્ત સંસ્કૃત સાહિત્ય મહદ્ અંશે કૃત્રિમતાથી જ ભર્યું છે. શોધી શોધીને અને જોડી જોડીને લખેલું. એક શકુંતલાને બાદ કરતાં સંસ્કૃત સાહિત્યમાં સાચે સાચી સુંદર વસ્તુ શોધી મળવી મુશ્કેલ છે. એક બીજી ચોપડી મને ગમી છે વસંતસેનાની વાતોની, એમાં સારી પેઠે સહજતા–સરળતા છે અને હવે 'રતિવિલાપ' લો. એ શું મર્મ ભેદી વિલાપ છે ! આટલું બધું કૃત્રિમ રૂદન લોકોને કઈ રીતે ગમે ? એક નાની કવિતા યાદ આવે છે, કયારે અને કોણે લખી છે એ યાદ નથી પણ એનું વક્તવ્ય આમ છેઃ તેની નાયિકા પોતાનું મોં દર્પણમાં નથી જોતી અને તેનું કારણ દર્પણમાં મોં જોતાં જ ચંદ્ર દેખાય છે તે છે અને ચંદ્ર તો વિરહિણી' માટે અતિ ઘાતક મનાય છે ને ! ચંદ્ર અને મલયાનિલ તો જરાયે સહેવાય નહિ. એ તો વિરહિણીની દશા એકદમ મરણતોલ કરી નાંખે. આ બધી પણ શું કવિતા છે ! હાય રે !"

'પણ કાલે તમારે 'શકુન્તલા' વાંચવું જ પડશે હો. અમે આપને મોંએ સંસ્કૃત તો કદી સાંભળ્યું જ નથી મેં કહ્યું.

–ઓ રે બાપ, તમારા પિતાને ખબર પડયે શું થશે, એ કહેશે કે "અનધિકાર પ્રવેશ". આપણે ત્યાં સંસ્કૃતનું ઉચ્ચારણ જરાયે વિશુદ્ધ નથી. મારા પિતાની દૃષ્ટિ એ વાત પર સવિશેષ હતી. બંગાળીનું સંસ્કૃત શિક્ષણ એટલે अस्त्युत्तरस्याम दिशि देवतात्मा, हिमालयो नाम नगाधिराज आटलुं જ ને ! અને જરા વધુ જોઇએ, રૂ ફળાનો કોઇ ઉચ્ચાર જ કરી શકતું નથી, ખાસ કરીને બંગાળીઓ–અમૃત ને તે એ કહેશે 'અમ્રિત' 'પિત્રી,–માત્રિ' અને 'આવિતિ' કયારેય કોઇએ આવૃત્તિ ઉચ્ચાર કર્યો હોય તેવું સાંભળ્યું નથી. સૌ 'આવિત્તિ'જ બોલશે તું કેમ બોલે છે નકી 'અમ્રિત' બોલતી હઇશ ?'

—"કદિયે નહીં, પરીક્ષા કરી જોજો".

"હવે એ નહીં થઈ શકે. હવે તો તું સાવચેત થઇ ગઇ ને. વારૂ, હવે ત્યારે ઉચ્ચારણ પુરાણ મુકી કાચ-ઘરમાં જઈએ. કવિતા-વાચનની તારી આશા તો પૂરી થઇ ને !

–'તો હવે પછી એક દિ' વાનો ને એક દિ' ગીતો—કવિતા તો રાખીએ.'

"સારૂ, બહુ જ સારૂં જેમ કહો તેમ તૈયાર જ રહીશ હવે જાઉં સ્વસ્થાને. હવે અત્યારે કાચ-ઘરમાં જઇને શું કરશો. હવે સૂઇ જાવ.'–મેં કહ્યું.

—ઊંહું, એ નહીં ચાલે. આ બધી વાતોમાં મારી સ્વતંત્ર ઇચ્છા છે. હું સંપૂર્ણ સ્વાધીન છું"–એ બોલી ઊઠયા.

આજે વિચારૂં છું ત્યારે આશ્ચર્ય થાય છે કે મારી સામાન્ય બુદ્ધિ સહ હું કઇ રીતે એમની પાસેથી એમનું લખાણ સાંભળવા માગતી, અને એ વિષે ચર્ચા કરવા મંડી પડતી, કેવી હિંમત ! અને તેઓ પણ આટલા ખુશી થઇને અમને તે બધું વાંચી સંભળાવતા એ પણ આશ્ચર્ય જ હતું ને ! એક દિવસ વાતમાં ને વાતમાં આ વાત મેં તેમને કરી ને એમણે હસીને ઉત્તર આપ્યો 'જાણતા નથી, શ્રોતા જેટલા અર્વાચીન એટલી મને વધુ સમજાતા, મારું જુઠાણું એટલું ઓછું પકડાય. મૂળ વાત તમે જાણો છો ! કવિતાનો મુખ્ય હેતુ જ છે ખુશી કરવાનો. વાંચના જો આનંદ મેળવો તો બસ છે. કવિતા તો તેનાં ઉપભોગ દ્વારા જાણવા-માણવાની ચીજ છે. કેટલાક એને જાણી-માણી શકે છે. કેટલાક તેમ નથી કરી શકતા. જે કવિતાને ગ્રહણ કરી શકે છે, જેમનું મન



રસ-ભોળ થાય છે તેમનું થાય છે, જેમના મનમાં રસ ઉત્પન્ન નથી થતો તેમની સાથે ચર્ચા કરી તેમને તે સમજાવવાનું બરાબર નથી. અને એમ સમજાવ્યાનો અર્થ પણ શો? એથી જ કહું છું કે વાંચીને જો આનંદ પામો તો તે પૂરતું છે. એથી વધુ આશા રાખી હતાશ થવાની જરુર નથી,

"—પણ ઘણાં કહે છે કે અમારૂં આ ગમવું—જે ગમવાને કારણે કવિતા વાચનમાં રાતની રાતો વીતાવી શકીએ છીએ અને જે ગમવું સર્વ સ્થિતિમાં મનનું મુખ્ય અવલંબન છે તે મૂર્ખનો ઉપભોગ છે. તે મૂલ્યવિહીન છે, જો કવિનું વક્તવ્ય જ ન સમજાય તો....હું બોલી ઊઠી.

—"જેઓ આમ કહે છે તેની સાથે હું મળતો નથી થતો. કવિનું વક્તવ્ય ભલે ચૂલામાં જતું, વાચકના મન ઉપર એ અનાયાસે એક નૂતન રૂપ લઇ શકે છે. સમજવું ઘણાં પ્રકારનું હોય છે. જેઓ શબ્દે શબ્દનું વિશ્લેષણ કરીને તેને સમજે છે. તેમનું સમજવું કવિતાનું સમજવું નથી-કવિતા સાચે સાચી સમજવા માણવા એનાં સમગ્ર રૂપને ગ્રહણ કરવાની. એને માણવાની એનો વિશુદ્ધ ઉપભોગ કરવાની શક્તિ હોવી ઘટે એની જેટલી વાઢકાપ પ્રબળ બને છે, કવિતા તેટલી જ વ્યર્થ બની જાય છે. આ અધ્યાપકોનાં વૃંદ જેઓ કવિતાની 'નોટસ' લુખે છે અને વર્ગમાં કવિતાના શબ્દેશબ્દનું વિશ્લેષણ કરે છે એ કવિતાને ધૂળમાં મેળવે છે. કવિ કહે છે કે... અરે ભાઇ, કવિએ જે કહ્યું છે તે તો કવિતામાં જ છે, અને જો તે કવિતામાં ન હોય તો તે સાથે જોડી દેવાથી શો લાભ! પ્રત્યેક શબ્દને તેઓ તપાસે છે કયો શબ્દ શા માટે બોસાયો છે. તેનું ગૂઢ તાત્પર્ય શું છે અને એ તાત્પર્ય-જે એક માત્ર તેમની સમજુતી સિવાય બીજી કોઇપણ રીતે મનમાં આવત નહિ, એની મારે કઇ જરૂર છે! મારી પાસે મારી સમજણ છે. ટીકા ટિપ્પણની કંઇ જ જરૂર નથી. કવિતા જો સારી કવિતા હશે તો એ આપમેળે સંપૂર્ણ હશે તેમાં જ છે એની સમજુતી. એના રસનું વિવેચન, એના આનંદની વ્યાખ્યા, એને માણવા માટે એને બહુ ઝીણવટથી તપાસવાની જરૂર નથી છતાં જો કોઇ પૂછતું હોય કે-" તો પછી શું સમાલોચનાનું કંઇ મૂલ્ય જ નથી? તો હું કહીશ કે—" "છે નક્કી છે સમાલોચનાનું મૂલ્ય ઘણું જ છે. પરંતુ 'નોટસ' કે વિવરણ સમજુતીની કંઇ કિંમત નથી. યથાર્થ સમાલોચના એ પણ એક પૃથક સાહિત્ય છે, એ પણ એક સર્જન કાર્ય છે, એનું મૂલ્ય ઓછું નથી, પરંતુ એથી જ કવિતાને માણવા પઢિન આગળ પાઠ ભણવા પડે એવું કંઇ નથી. એમ માનવું-મનાવવું એ ભૂલ જ છે હું તો જોઉં છું કે તમે જેઓ unsophisticated છો તેઓ જે રીતે કવિતાને માણી શકો છે, તેવો આનંદ જેઓ ઊંડા વિચાર વિશ્લેષણમાં પડી જાય છે, તેઓ કવિતામાંથી નથી માણી શકતા, તેમનું એને માણવાનું મન નાશ પામે છે, ખરેખર કહીયે એમનામાં એ હોતું જ નથી. મુદ્દે વાત જ છે મનની લાગણીની, માનસિક અનુભૂતિયો આને માણવાની—

कविता कोमल वनिता
यदि सा दुर्जन हस्ते पतिता
प्रतिपद मामा संशय ममा.



સંયમથી વિકાસ થાય છે. ઝાડને મૂળીએ જમીન સાથે જકડી રાખ્યું છે, એટલે જ ઝાડ ઊંચે જાય છે અને ફળફૂલથી શોભાયમાન થાય છે. ઝાડ જો કહેશે કે આ મૂળનાં બંધન શા માટે! મને ઊંચે જાવા દો; તો શું એ ઝાડ ધીર, ગંભીર કે ભરાવદાર થશે? તે સુકાઇ જશે. તે બંધિયું છે એટલે જ ઊંચે વધે છે. નદીની બન્ને બાજુ કિનારાનું બંધન છે એટલે જ તેને ગતિ છે, ઊંડાઇ છે. સિતારને તાર બાંધેલા છે એટલે જ તે દિવ્ય તારસંગીત સુણાવે છે.

—રવીન્દ્રનાથ ઠાકુર

# કાશીનું કરવત

('ઊર્મિ-નવરચના'ની ચાલુ વાર્તા) ઈશ્વર પેટલીકર

[ ૧૧ ]

બીજે દિવસે સવારમાં જ વિઠ્ઠલ અને મનુ મોટા કાકા પાસે અહીં આવ્યા.

'આવો ભાઈ' કહી છગાભાઈએ બોલાવ્યા.

વિઠ્ઠલ: 'જુઓ મોટાકાકા, અમે બંને ભાઈઓ તમને વિનંતિ કરવા આવ્યા છીએ. રાત્રે અમે વિચાર કરીને નક્કી કર્યું કે મોટા કાકા માને કે ન માને પણ એક વખત વિનંતિ કરી જોવી પણ એ વિચારે પાછા પડતા હતા કે અમારે સ્વાર્થ છે માટે આમ કરીએ છીએ. પણ પછી થયું કે એવી ખોટી બીક રાખવાની જરૂર નથી. તમારી મિલકત અમારે નથી જોઈતી એ માટે કહો તેવા સમ ખાઈએ.'

છગાભાઈ બોલ્યા: 'પણ એવું હું માનતો જ નથી.'

વિઠ્ઠલ બોલ્યો: 'નાનું છોકરું સમજે એવી વાત છે. આ ઉંમરે તમે નાની છોડીને પરણો એ ખરાબ કહેવાય. સામાનો ભવ બગાડવા જેવી એ વાત છે. માટે લગનની વાત જવા દો.'

મનુ વળી બોલ્યો 'જો તમને એમ હોય તો કોઈને દત્તક લો.'

વિઠ્ઠલે બીજી વખત કહ્યું: 'જુઓ મોટા કાકા! હું સત્તાદિલથી કહું છું જો અમને બંને ભાઈઓને તમારી મિલકતની લાલચ હોય તો.'

છગાભાઈએ મળમળા થઈ જતાં એનો એ જવાબ આપ્યો: 'તમને લાલચ છે એવું મેં ક્યારે કહ્યું છે!'

'એ ખરું, પણ આવું કરીએ એટલે સહેજે વહેમ આવે. મને આખી રાત ઊંઘ નથી આવી. તમારા જેવા સમજુ માણસ આવું કરે તે મને ખરાબ લાગે છે. મને તો સાચું બોલવો તો ઊંડો વહેમ છે કે જેષનું એ લોકોએ ધતિંગ ઊભું કર્યું છે. કાલ રાત્રે જ મને એ વિચાર આવ્યો. 'ન જાણ્યું જાનકી નાથે, સવારે શું થવાનું છે,' એમ કહી મોટા મોટા મહાત્માઓ ભવિષ્યની ગતિ અકળ કહે છે ત્યાં રસ્તે જનાર જોષીઓ સહેલ થી રીતે બની ગયા! રામને ગાદીએ બેસવાનું મુહૂર્ત જોનાર વશિષ્ઠ ઋષિ પણ એ ન જાણી શક્યા કે એ મુહૂર્તે રામને ગાદી નહિ પણ વનવાસ છે.'

છગાભાઈ કંઈ વિચારમાં પડી ગયા હોય તેમ આંખ ઢાળીને સાંભળી રહ્યા હતા.

મનુએ વાત ઉપાડી લેતાં કહ્યું: 'મોટા કાકા! જોષની વાતથી ભેરવાશો નહિ. આ ઉંમરે કોઈનો મનખો ન બગાડો. જો તમારે લગન જ કરવું હોય તો તમારી ઉંમરની કોઈ વિધવા તૈયાર થાય તો એની સાથે કરો. જાઓ, અમે એનો વિરોધ નહિ કરીએ.'

જે ભત્રિજાઓને ખોળામાં લેઈ રમાડ્યા હતા, તે આમ પોતાને શિખામણ આપે એ છગાભાઈ માટે કરુણ સ્થિતિ હતી. એ પોતે પાછા સમજુ પણ હતા. એટલે ભત્રિજાઓને છાછિયાં કરીને કઢી મૂકી શકે તેમ પણ ન હતું.

આ કરુણ સ્થિતિમાંથી ઉગરી જવા, વળી વિચાર કરવો પણ ખરો જ, એમણે કહ્યું: 'તમે, ભાઈ અત્યારે જાઓ. હું વિચાર કરીને જવાબ આપીશ.'

[ ૧૨ ]

છગાભાઈ વિમાસણમાં પડી ગયા. વિઠ્ઠલ-મનુએ જાણે એમને નવી દિશા બતાવી હોય તેમ એ જે જોષ ઉપર આધાર રાખી આ પગલું ભરવા તૈયાર થયા હતા તે ડગમગતું લાગ્યું. શું આ બધું બનાવટ હશે!

કિશાભાઈ અને મથુરભાઈએ છોકરાઓ થી વાત કરી ગયા તેમ એ વાત જાણી એટલે પૂછ્યું હતું. પરંતુ છગાભાઈએ આ મૂળ વાત છુપાવીને-બીજી હકીકત કહી હતી. એ લોકોએ સામો માંડવાળ પણ કર્યો હતો કે એ બધાં એની માનાં કારસ્તાન છે. નાથાભાઈ કે સંતોકથી સામે મોઢે ના બોલાયું ત્યારે



ઉંટ ઉંઢરાને સમજાવીને મોકલ્યાં. દુઃખે છે પેટ અને કૂટે છે માથું. મિલકતની લાલચ છે અને વાત કરે છે સુધારાની.

છગાભાઈને આ જવાબથી સંતોષ ન થયો હોય તેમ એમના મોં ઉપરથી ગંભીરતા દૂર થઈ ન હતી. એ સ્થિતિને પારખી જતાં કિશાભાઈએ કહ્યું હતું: કે એ છોકરાંની વાત તમે કાને ધરશો નહિ. એમાં વળી વિચાર શો કરવાનો હતો. કે તમે રોકડો જવાબ ન આપી દીધો ! હું હાજર હોત તો સંભળાવી દેત કે તું કોણ જવાબ લેનાર! એને હવે કશો જવાબ આપશો નહિ. પૂછવા આવે તો મારી પાસે મોકલજો.

મોં મલકાવીને છગાભાઈએ તે ઘડીએ તો વાત ટાળી હતી, પણ એકલા પડતાં પાછા એ વિચારે ચડી ગયા હતા. કિશાભાઈએ આખી જિંદગી ઊંધાં-ચત્તાં કયા કર્યા છતાં એનો છગાભાઈને જાતઅનુભવ હતો. મથુરભાઈ એમના જેટલા મેલા નહિ, છતાં એ બધાં કામોમાં આગળ પડતો ભાગ એ પણ લેતા. વગર સ્વાર્થે કિશાભાઈની જાળમાં ફસાઈ નાથાભાઈ પણ સોબતને લીધે કોઈ કોઈ પ્રસંગે નરો વા કુંજરો વા જેવો ભાગ ભજવતા હતા. અને એવા પ્રસંગે છગાભાઈ કોઈ કોઈ વખત નાથાભાઈને ઠપકો પણ આપતા.

નાથાભાઈ દિલના ભોળા હતા એટલે પોતાની ભૂલ કબૂલ કરતા. ભવિષ્યમાં એમનું હથિયાર ન બનવાનું સ્વીકારતા. પણ એ સ્વભાવે એવા ભોળા હતા કે પોતે ક્યારે હથિયાર બને છે તેનો એમને ખ્યાલ રહેતો નહિ, અને કિશાભાઈ બાજીના દાવમાં એમનો સોગટા તરીકે ઉપયોગ કરી લેતા. ખિજાઈને છગાભાઈ તે વખતે એમ પણ કહેતા કે, તું જાતનો ભોળો છે, તને કાવાદાવાની ગમ પડતી નથી માટે પટલાઈ છોડી દે. વગર સ્વાર્થે તું ચીંદ પાપનાં પોટલાં બાંધે છે !

આટલું બધું ઊંડું સમજનાર છગાભાઈ એ પ્રસંગો ઉપર વિચાર કરતા ત્યારે એમને જરૂર ગંધ આવવા લાગી કે કિશાભાઈ તરકટ રચે એમાં નવાઈ નહિ ! પણ આમાં તરકટ જેવું અને તેમ પાછું દેખાતું ન હતું. અચાનક ખડકીમાં બેઠા હતા અને જોષી આવ્યો ત્યાં એમણે શું તરકટ કર્યું હોય ! છતાં જોષી એમના પહેલાં જઈ આવેલા એટલે પરિચિત જણાય. પણ એથી કંઈએ ખોટું કહે એમ બને ? એની શી લાલચ હોય ? લોકો એટલા બધા આવે છે કે ઘરમાં સમાતા નથી શહેરના શેઠીઆ પણ તાર કરી કરીને બોલાવે છે. એવો માણસ કંઈ બનાવટી કહે !

છગાભાઈ લાંબા વિચારમાં પડી ગયા અને કંઈ નિર્ણય ઉપર ન આવી શકતાં બબાચા-કિશાભાઈનું કંઈ કહેવાય નહિ !

છગાભાઈની વિમાસણ હવે વધી પડી. પોતે દત્તક લેવા તૈયાર નહોતા ત્યાં જોષીના ભવિષ્યના દોરાવ્યા એ પગ ઉપાડતા હતા પણ એ ભવિષ્યમાં જ વહેમ પેઠો ત્યાં એમના પગ ઢીલા પડી ગયા. એ સાથે જ એમને નાથાભાઈ સાથેનો પોતાનો સંબંધ યાદ આવ્યો. નાથાભાઈ માણસ સ્વભાવે પ્રથમથી જ એવો કે મિલકત ન મળવાની હોય તો પણ પોતાને પાળે, એ બાબતમાં છગાભાઈને વિશ્વાસ હતો. કિશાભાઈએ એક બે વખત અદેખાઈને લીધે વ્યવહારમાં તડ પાડ્યું હતું ત્યારે પણ નાથાભાઈ પોતાને પક્ષે રહ્યા હતા, એ પુરાવો પણ એમને સાંભરી આવ્યો સંતોક વિષે પણ એ ત્રણ વર્ષ એમને ઘેર જમ્યા છતાં ફરિયાદનું કોઈ કારણ ન હતું. પીરસતી વખતે ભાણાભેદ એણે કદી કર્યો ન હતો, ઊલટા છગાભાઈને મહેમાન જેમ માની એણે ચીજભાવ આગ્રહ કરીને વધુ આપી હશે. એટલું ખરું કે એ સ્વભાવની તીખી અને બોલી એટલે કોઈ વખત કર્યા કરાવ્યા ઉપર ધૂળ ફરી વળે તેવું બોલી નાખે ખરી. છતાં છગાભાઈને માટે એ ત્રણ વર્ષમાં એવો પ્રસંગ પણ ભાગ્યે આવ્યો હશે.

નાથાભાઈના બે દીકરા, વિઠ્ઠલ અને મનુ પણ પિતા કરતાં છગાભાઈનો હુકમ પહેલો ઉઠાવતા. 'મોટા કાકા' એ શબ્દ એ ઉચ્ચારતા ત્યારે સાથે જ છગાભાઈને એમના પ્રત્યે દીકરા જેટલો ભાવ





ઉભરાતો. વિઠ્ઠલની વહુ, કમળા પણ એ જ ભાવથી એમની સાથે વર્તતી

માછીની જાળમાં માછલું સપડાય અને જે દશા એની થાય, એવી સ્થિતિમાં છગાભાઈ મૂકાઈ ગયા જો ગઈ કાલે ચાંદલો-માટલી ન થઈ ગયાં હોત તો પોતે જરૂર અટકી જાત છેવટ કંઈ પગલું ભરતા પહેલાં વિચાર કરત. પણ ગામમાં ગોળધાણા વહેંચાઈ ગયા. એક જગાએથી વિવાહ તોડીને પોતાની સાથે કર્યો, જે ખોટું એથી દેખાવાનું હતું તે દેખાઈ ગયું. હવે પોતે ના પાડે તો એનું શું થાય!

વિચારમાં ને વિચારમાં રાત્રે આંખ મિંચાઈ ગઈ ત્યાં સુધી છગાભાઈ છેલ્લા નિર્ણય ઉપર આવી શક્યા નહિ.

[૧૩]

બીજો દિવસ વહી ગયો પણ એ કંઈ નિર્ણય ઉપર ન આવ્યા. જેમની સલાહ પ્રમાણે એ ચાલતા હતા તેમને મનની વાત કહેવાય એમ ન હતી. અને વાત ત્યાં સુધી પહોંચી ગઈ હતી કે કાપવી પણ મુશ્કેલ હતી. ત્રીજે દિવસે સવારે પાછા વિઠ્ઠલ-મનુ આવી ગયા. પૂછ્યું—મોટા કાકા! એક દહાડો વચ્ચે ગયો તોય તમે તો કંઈ જવાબ ન આપ્યો.

છગાભાઈ : 'ભાઈ! હું વિચાર કરી રહું ત્યારે જણાવું ને?'

મનુ: 'વચ્ચે દસ દિવસ રહ્યા છે. તમે ઝટ નિર્ણય કરો એ જરૂરનું છે. બાકી સામા પક્ષને છેલ્લી ઘડીએ ના કહો તો એ લોકો તમારો દોષ કાઢે.'

છગાભાઈ : 'એ બધું હું સમજું છું. પણ હું એવો ગૂંચાઈ ગયો છું. કે વિચાર કરી શકતો નથી.'

ઉમંગમાં આવી જતાં વિઠ્ઠલ બોલ્યો; 'મોટા કાકા! જો તમને ખાત્રી થઈ ગઈ હોય કે તમે ગૂંચાઈ ગયા છો, બીજાંએ તમને ગૂંચવી નાખ્યા છે, તો એ જાળમાંથી તરત બહાર નીકળી જાઓ. બાકી વખત લગાડશો તો એ લોક તમારી ઉપર ચડી બેસશે.'

છગાભાઈ : 'હું એ જ વિચારું છું.'

મનુ ભારાડી ઊઠ્યો: 'એમ કરીને અમને છેતરતા તો નથી?'

છગાભાઈ: 'તને હું એવો લાગ્યો?' એટલું બોલતાં એમનો સાદ ગળગળો થઈ ગયો હતો.

વિઠ્ઠલ : 'ના કાકા, તમે અમને છેતરો એમ હું માનતો નથી.' મનુ : 'માનતો તો હું પણ નથી.

પરંતુ કાકા, તમે ના મનાય એવું કરવા બેઠા એટલે વહેમ આવે છે.'

'છગાભાઈ મૌન રહ્યા. એમને ગળે પણ ઉતર્યું કે મનુના કહેવામાં કંઈ ખોટું ન હતું. પોતે આવું કરે એ માન્યા જેવું જ છે!

વિઠ્ઠલ: 'તમે તો કાકા એમ ન છેતરો પણ અંદર કિશાકાકા અને મથુરકાકા છે એટલે તમને એવું કરાવે એવી બીક રહે એ ખરું.'

છગાભાઈ: 'આવતી કાલે હું મારો છેલ્લો વિચાર તમને કહીશ.'

એમના ગયા પછી છગાભાઈ એકલા પડતાં સાથે જ ચોકપોક રડ્યા. પ્રભુને એ એ જ પૂછતા હતા કે તેં મારી શી દશા કરવા કરવા ધારી છે!

છેવટ રાત્રે એમણે એકાંતમાં બોલાવી મનની વાત કિશાભાઈને અને મથુરભાઈને કરતાં જણાવ્યું: 'મારો વિચાર છે કે આ લગ્ન બંધ રાખીએ...'

વચ્ચે જ કિશાભાઈ બોલી ઊઠ્યા: 'તમે તે છગાભાઈ, આ ઉંમરે બાળક જેવી વાત કરો છો કે શું! બે છોકરાં તમને આવીને બે બોલ કહી ગયાં તેમાં આવા ઢીલા શું થઈ ગયા!'

છગાભાઈ: 'એ છોકરાંની વાત નથી. મારા દિલમાં થયા કરે છે કે હું આ સારું કરતો નથી.'

મથુરભાઈ: 'એ તમારી ભ્રમણા છે. તમારા દિલમાં જો એવું હોત તો તમે પહેલેથી તૈયાર થયા નહોત. પણ એ વિઠ્ઠલ અને મનુ બે અક્ષર અંગ્રેજી

ભણ્યા છે એટલે વકીલની જેમ બોલતાં સારું આવડે છે. તમને 'મોટા કાકા, મોટા કાકા' કહી મીઠી મીઠી વાત બોલ્યા હશે એટલે તમે ભોળિયા છો એટલે એ વિચાર કરતા થઈ ગયા. બાકી તમારું દિલ ભોળું છે એની મને ખાત્રી છે.'

છગાભાઈ મનમાં બબડયા: 'એ ભોળું છે તેમાં જ આ જાળમાં હું ફસાયો ને ?'

કિશાભાઈ વ્યવહારિક દલીલ કરતાં બોલ્યા: 'જુઓ છગાભાઈ તમે લગન બંધ રાખો તોય અમને શો વાંધો હોય? અમારે તો એમાં કંઈ લેવાદેવા નથી ને ? પણ જરા વચ્ચે રહેનારનો વિચાર કરીને જે કરો તે કરજો.'

છગનાભાઈ એ ભાવનામાં તણાતાં બોલ્યા: 'એટલે જ તમને કહેતાં મારી જીભ ઉપડતી નથી. બાકી......'

કિશાભાઈના હાથમાં વસ્તુનો દોર આવી જતાં એ બોલ્યા: 'જો સીધે સીધો આ વિવાહ થયો હોત તો તમે ના કહો તો અમને કંઈ નહિ. પણ એક જગાએ પાકું થયા પછી, કેટલું દબાણ કરીને એ તોડાવ્યું. જો મથુરભાઈના સાળા નારણભાઈ પક્ષે ન હોત તો એ ન બનત. બીજું માણસ એટલી જિગર ન કરત. વળી એના પિત્રાઈઓને પણ પોતાનું કર્યું ન રહ્યું તેથી ખોટું લાગ્યું. બધાંએ એનો વ્યવહાર કાપ્યો. છતાં આપણી લાજ રાખવા નારણભાઈ એના પક્ષે રહ્યા, ગામમાં એ બે ઘર જુદાં રહીને પણ અહીં વિચાર કર્યો. માટલી–ચાટલો પણ એ બેઉએ હિંમત કરી, ભાઈપિત્રાઈઓથી જુદાં રહી મોકલ્યો, એ તમારું અજાણ્યું નથી.'

કિશાભાઈ અટક્યા. પણ કોઈ કંઈ ન બોલ્યું, એટલે સોદું ઠંડું ન પડી જાય માટે તરત ટીપવા લાગ્યા: 'નારણભાઈને તો તમે સારી રીતે ઓળખો છો. વટના સારું માથું આપે. જેના પક્ષમાં ઊભો રહે તેની મરતાં લગી બાંય ન છોડે. એવો માણસ આ વાત સાંભળે તો શું કરે ! ગામમાં એની કેવી હાંસી થાય ! મૂછ ઊંચી રાખીને ફરનાર એ માણસને તો કૂવે જ પડવું પડે. છોડી પણ પરણ્યા વગર રખડી જાય. પિત્રાઈઓ પછી જોરમાં આવી જાય એટલે રાંડીરાંડને ક્યાંય ઠેકાણું ન પડવા દઈ રખડાવી મારે. માટે આવી ગાંડી વાત એક વખત બોલ્યા તે બોલ્યા, ફરી ડાહ્યા હો તો ઉચ્ચારતા નહિ બહાર જો કોઈ જાણશે તો તમારા ઉપર બમણો હલ્લો કરશે. પછી તમે ધોબીના કૂતરાની જેમ એકે ય બાજુના નહિ રહો. માટે ડાહ્યા થઈને બીજો વિચાર જ ન કરશો. *તમારાથી એ છોકરાને જવાબ ન* અપાય તો ચુપ રહેજો. અમે ચાર વર્ષના એમને પહોંચી વળનાર બેઠા છીએ. આખા ગામને ન ગણીએ તો એમનો શો હિસાબ !'

મથુરભાઈ: 'ખરું પૂછાવો તો એ છોકરાઓને હવે અહીં પેસવા દેવા જેવા નથી.'

કિશાભાઈ: 'પૂછાવો શું, અહીં આપણે બેમાંથી એક હવે કાયમ હાજર રહેવું. છગાભાઈ પોચા દિલના માણસ છે એટલે સંતોકને ઓછી ન સમજવી, નહિ હોય તેવા ખેલ કરશે !'

મથુરભાઈ: 'હવે અત્યારથી જ ચોકી મૂકી દીધી માનો ને, હવે હું જોઉં છું કે કેવો કોઈ ઉમરામાં પગ મૂકી શકે છે ?'

છગાભાઈ બિચારા કંઈ બોલી ન શક્યા. એમના અંતરમાં જે કાશીનું કરવત ચાલી રહ્યું હતું, કેવળ એમનું મન જ જાણતું હતું !

[ ૧૪ ]

બીજે દિવસે વિઠ્ઠલ–મનુ છગાભાઈને ઘેર ગયા, પણ બહારથી જ એમને અટકાવવામાં આવ્યા. મોકો એવો મળ્યો કે કિશાભાઈ અને મથુરભાઈ બંને તે ઘડીએ હાજર હતા.

કિશાભાઈએ બહાર ઉમરામાં જ એમને રોકતાં કહ્યું: 'ઘરમાં જવાનું નથી. બહાર જ ઊભા રહો.'

વિઠ્ઠલ: 'શાથી ?'





કિશાભાઈ: 'અમારી મરજી.'

મનુ: 'અમારી એટલે કોની ?'

કિશાભાઈ: 'એ બધા ચીનાવલાવેડા મૂકીને જ છાનોમાનો.'

વિઠ્ઠલ: 'છાનોમાનો શાથી જાય ? આ તમારું ઘર નથી. જો મોટા કાકા એમ કહે કે તમારે આ ઘરમાં નથી પેસવાનું તો અમે ચાલ્યા જઈએ.'

કિશાભાઈ: 'મોટા કાકાને મીઠું મીઠું બોલી ભમાવવા આવો છો એ હું જાણું છું. એમણે કહ્યું છે કે તમને પેસવા ન દેવા.'

વિઠ્ઠલ–મનુ સાથે બોલી ઊઠયા: 'એવું માનવા અમે તૈયાર નથી. ગઈ કાલે એમણે કહ્યું છે કે પોતે આજે છેલ્લો નિર્ણય જણાવશે.'

કિશાભાઈ: 'અમે અહીં રોકાએ છીએ એટલે એ નિર્ણય શો છે એ તમને સમજ નથી પડતી !'

વિઠ્ઠલ: 'અમને તો બધી પડેલી છે, જોષીઓનું ધતિંગ ઊભું કરીને મોટા કાકાને ફસાવ્યા છે એ મારું અજાણ્યું નથી મે તમારું પોકળ એમના આગળ ખુલ્લું પાડયું એટલે એમની આંખો ખુલી છે, તમારી વિરુદ્ધ વાત ગઈ છે એટલે તમે અમને એમના ભેગા થવા નથી દેવા માગતા એ ન સમજું એવો હું અબુદ્ધ નથી.'

ફળિયાનું માણસ જોતજોતામાં ચિકાર થઈ ગયું હતું. બહાર થતો શોરબકોર અંદર છગનભાઈને સંભળાતો હતો. લોકોમાં પોતાનો તમાસો ન થાય માટે અંદર છોકરાઓને આવવા દેવા મથુરભાઈને એ કહેતા હતા, પણ મથુરભાઈ એમને ઊભા થવા દેતા ન હતા અને તમે તમારે છાનામાના બેસી રહો કહી એમની ઈચ્છાઓને રોકી રહ્યા હતા.

વિઠ્ઠલ બોલતો હતો: 'કિશાકાકા ! તમે ગમે તેમ કરશો પણ અમે મોટા કાકાને મળ્યા વગર જવાના નથી. એમના મોઢે જવાબ સાંભળ્યા પછી જ અમે જઈશું.'

રોણું એટલું બધું જામ્યું હતું કે કિશોરભાઈ પણ વિસામણમાં પડી ગયા. જો અંદર જવા દે છે તો પોતાની નાલેશી દેખાય છે અને નથી જવા દેતા તો બહાર તમાસો થાય છે !

મનુએ જોરથી બૂમ પાડી: 'મોટા કાકા ! મોટા કાકા !'

છગનભાઈ ઊભા થઈ ગયા મથુરભાઈ રોકવા ગયા. પણ આ વખતે એમણે હાથ તરછોડી નાખ્યો. મથુરભાઈ પણ છોભીલા પડી ગયા.

મેડેથી બહાર ડોકું કરતાં છગનભાઈએ કહ્યું: 'વિઠ્ઠલ–મનુ અત્યારે ઘેર જાઓ.'

બધાની નજર બારી ભણી ગઈ.

મનુએ પૂછયું: 'તો પછી ક્યારે આવીએ ?'

છગનભાઈની આંખમાંથી બે મોટાં આંસુ ઓચિંતાં ટપકીને નીચે પડયાં સૌ તે જોઈ આભા બની ગયા.

વિઠ્ઠલ મનુનો હાથ ઝાલતાં બોલ્યો: 'ચાલ ઘેર. એમનો જવાબ હું સમજી ગયો. એમની બિલકુલ ઈચ્છા નથી પણ આ બે રાક્ષસોએ એમને નજરકેદ કર્યા છે. હવે હું જોઉં છું કે કોની જીત થાય છે !'

બંને ભાઈઓ ચાલ્યા ગયા ચાલીને કંઈ ઓછું દૂર જવાનું હતું. પાંચમું ઘર જ એમનું હતું એટલે એ પોતાના ઘરમાં પેસી ગયા. સંતોકબહેન શાંત એટલા માટે રહ્યા હતાં કે બંને દીકરાઓએ વચન લીધું હતું કે પોતાના આ કામમાં એ વચ્ચે નહિ બોલે નાથાભાઈને આ રીત પણ બિલકુલ ગમતી ન હતી. જે કરશે તે ભોગવશે એમ માની જગતના કાજી ન થવામાં એ માનતા હતા, પરંતુ બંને દીકરા અને પત્ની એક બાજુ થયાં હતાં એટલે એમનું કંઈ ચાલતું ન હતું. વળી દીકરાઓનો રસ્તો સત્યાગ્રહનો હતો એટલે એ ખોટું તો નહોતા જ કરતા એટલો સંતોષ હતો.

છતાં કિશાભાઈએ બધો દોષ નાથાભાઈ ઉપર નાખતાં હલ્લો કર્યો: 'તારા છોકરાઓને કહેવું હોય તો કહેજે. તમે બધા દેવના દીકરા અને અમે રાક્ષસ, એનાં ફળ સારાં નહિ આવે.'

નાથાભાઈ પોતાની ઓટલી ઉપર બેઠા બેઠા



સાંભળતા હતા પણ એ એક અક્ષરેય ન બોલ્યા. સંતોકબહેન બોલવા જતાં હતાં પણ વિઠ્ઠલે એમને રોક્યાં. કહ્યું—આ મામલામાં તારે એક અક્ષર બોલવાનો નથી.

લોકોને પણ આજે સાચેસાચ વસી ગયું કે, કિશાભાઇ અને મથુરભાઈ ખોટું કરી રહ્યા છે. છગાભાઇ બિચારા બધાંના દેખતાં રડી પડ્યા, તે એમને અંદર શું થતું હશે?

કોઇ ટોળામાંથી એ ભાવનાનો પડઘો પાડતાં બોલ્યું: 'કિશાભાઇ! તમે શું કામ ખોટા દેખાઓ છો? જો છગાભાઇની ઇચ્છા ન હોય તો...'

બોલનારનું મોઢું તોડી લેતાં કિશાભાઈ ગાજી ઊઠ્યા: 'બેસ! બેસ! હવે ડહાપણ કર્યા વગર. તું છગાભાઇનું મન જાણે કે અમે? એ બિચારા પોચા દિલના છે એટલે કજીયો જોઇ ઢીલા પડી ગયા એટલે તમારા જેવા પાડા ઊંધો અરથ કરવા બેઠા એટલો વારમાં.'

લોકોના મનમાં જે સત્ય હતું તે વસી ગયું પણ એનો ઉચ્ચાર કર્યા વગર દરેક તરત વેરાઇ ગયા.

## [૧૫]

હવે જે પગલું ભરવા વિઠ્ઠલ તૈયાર થયો તેમાં નાથાભાઇએ વિરોધ નોંધાવ્યો. એમનું કહેવું એ હતું કે, સારા કામનો પણ તંત (આગ્રહ) સારો નહિ છગાભાઇ અંદરથી રાજી નથી એ લોકોએ નજરોનજર જોયું છે. એમને બિચારાને કાશીના કરવત જેવી દશા થઇ છે. આપણે વિરોધ કરીએ તેનુંય દુઃખ, અને પેલા વિરોધ કરે તેનુંય દુઃખ.

વિઠ્ઠલ કહેતો: 'સારા કામનો આગ્રહ રાખવો જોઇએ. તેમાંય આવા કિસ્સામાં તો ખાસ મોટા કાકાની ઇચ્છા હોત અને લગ્ન થતું હોત તો હું કંઇ નમતું મૂકત, પણ આ તો એમના ઉપર બળાત્કાર થઇ રહ્યો છે. આ ગુંડાઓએ તેમનો કબજો લીધો છે.'

નાથાભાઇ: 'ગુંડાઓ, રાક્ષસો, એવા શબ્દો બોલવાથી આપણું સારું નથી દેખાતું.'

મનુ: 'જે જેવા હોય તેવા કહેવામાં ખોટું શું છે? કોઇ નાના છોકરાને કે છોકરીને એની મરજી વિરુદ્ધ માબાપ પરણાવે છે તે સાંભળ્યું છે, પણ આમ પંચાવન વર્ષના માણસને 'નજરકેદ' કરી પરાણે પરણાવવાની વાત તો આજ જોઈ!'

સંતોકબહેન બોલ્યાં: 'જુઓ, તમે ધરમરાજાનો અવતાર થઇ ગયા છો, તે તમારાથી સાચી વાતેય દીઠી ન ખમાતી હોય તો પરગામ ચાલ્યા જાવ અને છોકરાઓ જે કરતા હોય તે એમને કરવા દો.'

વિઠ્ઠલ: 'આમાં હું શું ખોટું કરું છું? એક માણસ ઉપર જોરજુલમ થઇ રહ્યો હોય તો તેને બચાવવા પોલીસને ફરિયાદ ન કરવી?'

સંતોકબહેન: તું તારે જે કરતો હોય તે કરને. એ છોને બોલ્યા કરે આમ આખી જિંદગી ધરમરાજા થઇને ફર્યા એટલે જ બધા આંખોમાં આંગળીઓ ઘાલવા આવે છે જો કામ લઇને એ ઊભાં થઇ એવી બીક હોત તો પારકા શું ઘર ઓતરીને ઊભા રહે—ઘરમાં ના પેસવા દે.'

નાથાભાઇ પત્નીને સંબોધીને બોલ્યા: તું છોકરાઓને ચડાવે છે એ તારા મનમાં જાણે સારું કરું છું, એમ માનતી હોઇશ. પણ કંકાસનું પરિણામ સારું નહિ આવે. અંદરઅંદર, પેઢીના વેર બંધાય એવો ધંધો કરીને શું કામ છે? આ દહાડો હાસ જતો રહેશે, પણ કાળની કહેણી રહી જશે.'

વિઠ્ઠલ બોલી ઊઠ્યો: 'જુઓ દાજી! તમે મને સારી રીતે ઓળખો છો. હું કોઇનો ચડાવ્યો ચડું એવો નથી. આ વિવાદ થતા પહેલાંય બા તો ઘણું બોલતી હતી, પણ તમારી જેમ અમે એક અક્ષર બોલ્યા છીએ? પરંતુ એ વિવાદ થયો તે રાત્રે મને ઘણા વિચાર આવ્યા. આ એક કારનું છે એમ લાગતાં મેં મારો આગ્રહ રસ્તો લીધો. એમને સમજાવી જોયા. એ ડરાયા છે એમ હવે ખુલ્લું થઇ ગયું છે.





આટલું જાણ્યા પછી હું બેસી નહિ રહું. એ લગ્ન અટકાવવા મારાથી બનશે તેટલું કરીશ. લગ્ન અટકશે જ એમ હું નથી જાણતો. પણ મહાત્માજીના સત્યાગ્રહની જેમ જે બનશે તે કરી છૂટીશ.'

નાથાભાઈ વિઠ્ઠલને સારી રીતે ઓળખતા હતા. એ જે કામ માથે લે તેમાં એ પાછો પડતો નહિ. કોઇનો રોકયો રોકાતો નહિ અને સગા બાપનું પણ સાંભળતો નહિ. છતાં નાથાભાઇને એ વાતનો સંતોષ હતો કે કોઈ ખોટા કામમાં એનો હાથ હોય નહિ. હા, કુરિવાજોની વિરુદ્ધ એ પડતો એટલે લોકોને એ ગમતું નહિ. નાથાભાઈ પોતે પણ કુરિવાજો જવા જોઈએ તેમ માનતા હતા, પરંતુ એ કાઢવા જેટલી, લોકોનો વિરોધ સહેવા જેટલી શક્તિ, પોતાનામાં નથી એમ પણ સાથે સાથે સ્વીકારતા હતા. એટલે વિઠ્ઠલને રોકવાનો કંઈ અર્થ નથી માની એ ચૂપ રહ્યા.

વિઠ્ઠલે જાતે ત્રણ ગાઉ દૂર થાણામાં જઇ ફોજદારને ફરિયાદ આપી. પંચ્ચાવન વર્ષના માણસને એની ઇચ્છા વિરુદ્ધ કેદ કરી પરણાવવાનો પ્રયત્ન થાય એ કિસ્સો સાહેબને માટે પણ નવો હતો. પરંતુ વિઠ્ઠલનાં ખાદીનાં કપડાં જોઈ એમને શંકા આવી કે મોટી ઉંમરનું લગ્ન અટકાવવા આ બહાનું તો નથી ઊભું કર્યું ! છતાં એ શંકા ગળી જઇ ફોજદારે ફરિયાદ લીધી. પોતે આવતી કાલે તપાસે આવશે તેમ જણાવ્યું.

પણ એનું પરિણામ વિઠ્ઠલે ધાર્યું હતું તેવું ન આવ્યું. ફોજદારે ચોરામાં આવી પ્રથમ મુખીને હકીકત પૂછી. ચોરામાં કિશાભાઈ કોઇના ગાંજ્યા જાય ત્યારે તો થઇ જ રહ્યું, મુખી અને એમણે મળી ફોજદારને જે કંઇ દાનદક્ષિણા કરવી યોગ્ય હતી તે કરી દીધી. અરજીનો યોગ્ય નિકાલ કર્યો છે તે બતાવવા પોતે રાજીખુશીથી લગ્ન કરે છે, એમાં કોઇનો જોરજુલમ નથી એમ શેરો કરી નીચે છગાભાઈની સહી કરાવી લીધી. વિઠ્ઠલ દાંત કચકચાવતો રહ્યો !

ચોરામાં આવી વિઠ્ઠલે વિરોધ નોંધાવ્યો: 'સાહેબ ! તમે જે રીતે જવાબ લીધો છે તે મને કબૂલ મંજૂર નથી.'

સાહેબ: 'એટલે મિસ્ટર તમે શું કહેવા માગો છો ? '

વિઠ્ઠલ: 'એ કહેવા માગું છું કે મારી રૂબરૂ જવાબ લેવો જોઇતો હતો. હું ફરિયાદી છું. મારી અરજીનો નિકાલ મારી રૂબરૂ થવો જોઇતો હતો. વળી એ પોતે કંઈ બિમાર નથી કે ચોરામાં ન આવી શકે. માટે એમનો જવાબ ઘરને ખૂણે ન લેતાં, ચોરામાં બોલાવીને લેવાની જરૂર હતી '

ફોજદાર ડોળા તાણીને બોલ્યા: 'મિસ્ટર, તમે ગાંધીવાળા છો તે મેં જોઈ લીધા છે. પારકી મિલકતની લાલચ છોડી છાનામાના ધંધે વળગો. કામ કેમ કરવું તે શીખવવાની મને જરૂર નથી.'

વિઠ્ઠલ: 'તમે મારી ફરિયાદનો ખોટો અર્થ કરો છો.'

ફોજદાર: 'આખું ગામ ખોટું ને તમે એકલા સાચા એમ ? '

વિઠ્ઠલ: 'ગામને તમે કયારે પૂછ્યું છે!'

ફોજદાર: 'પાંચ જણને પૂછ્યું એટલે ગામ આવી ગયું.'

વિઠ્ઠલ: 'ચોરને જ તમે પૂછો એનો શો અર્થ !'

ફોજદાર: 'તમે શાહુકાર છો તે મેં જોઇ લીધા. હવે જો આવું કંઇ ધાંધલ કરશો તો તમારી ઉપર ફોજદારી ગુનો થશે મારી પાસેનો જવાબ ચોખ્ખું કહે છે કે તમે ખોટી ધાંધલ કરો છો. ધણી રાજીથી લગ્ન કરે છે !'

[ ૧૬ ]

એ રાત્રે મથુરભાઈ અને કિશાભાઇ બાકીના પ્રોગ્રામની ચર્ચા કરતા હતા.

કિશાભાઇ: 'હું ધારું છું કે હવે આપણે આખી બાજી નવેસરથી ગોઠવવી પડશે.'




મથુરભાઈ : 'એટલે?'

વિઠ્ઠલનો ઉલ્લેખ કરતાં કિશાભાઈએ કહ્યું: 'એ છોકરો વસમો લાગે છે. ઉંહી ઘડીએ હવનમાં હાડકું નાખે એમાં ભૂલ નહિ. છગાભાઈ રહ્યા દિલના પોચા એટલે જાનને દહાડે જો ગાંધીવાળાઓની ટુકડી આવીને એમના બારણામાં સૂઈ જાય, સત્યાગ્રહ કરે અને હઠ કરે કે અમારા ઉપર પગ મૂકીને પરણવા જવું હોય તો જાવ, તો છગાભાઈ મેડેથી નીચે જ ન ઉતરે.'

મથુરભાઈ: 'તમે ય કિશાભાઈ, એ વાંદરાંથી શું ભડકી જાઓ છો. આગલું બારણું બંધ રાખી પાછળ બાકું પાડી એમને એવા વિદાય કરી દઈએ કે સ્વયંસેવકો બારણા આગળ સૂતેલા જ રહે' પોતાની આ યુક્તિ ઉપર જાતે ને જાતે મથુરભાઈ હસ્યા પણ ખરા.

કિશાભાઈ ગંભીરતા જાળવી રાખતાં બોલ્યા: 'એ રસ્તો થાય ખરો, પણ એ અગમ બુદ્ધિનો ના કહેવાય, પશ્ચાત બુદ્ધિનો કહેવાય. જો પરીપાર ન ઉતરે તો આટલો તંત કર્યા પછી લોકોમાં આપણે ગધેડે બેસીએ. માટે અગમબુદ્ધિ રસ્તો આપણે કાઢવો રહ્યો.'

એનો સ્વીકાર કરતાં મથુરભાઈએ કહ્યું: 'એવું હોય તો એમાં મારી ક્યાં ના છે?'

કિશાભાઈ 'આપણે લગ્નનો દહાડો બદલવો અને જગા'પણ બદલવી એટલે વાંનરસેના હાથ ઘસતી રહી જાય.'

વિમાસણમાં પડતાં મથુરભાઈ બોલ્યા: 'એ શી રીતે બને?'

'કેમ?'

'દહાડોવાર તો કદાચ બદલાય પણ જગા શી રીતે ફેરવાય?'

'વખત એવો હોય તો એ ય બદલવું પડે. ત્યાં પણ આખા ગામનો વિરોધ છે તે તમે જાણો છો. તમારી સાળી અને મારો સાળો, એ બે જણ એક બાજુ એટલે ત્યાંના લોકો પણ અંદરખાનેથી ચઢ-વીને દેખાદેખી અહીંની જેમ ત્યાં વાનરસેના ઊભી કરે તો આપણો પૂરો ફજેતો થાય.'

આપણા ગામમાં વાનરસેના ભેગી થાય એમ હું નથી માનતો. આપણે ના કહીએ તો કોનું છોકરું નજીક આવે એવું છે?'

ખિજાતાં કિશાભાઈ બોલ્યા: 'તમે ય અક્કલના પૂરા છો. આ ગામ ઉપર કઈ મૂંડ મૂંડાવ્યું છે! એ છોકરાને તમે કંઈ ઓછો માનો છો? તારનાં વાંદરાં ઉતારે એવો છે! આજુબાજુના ગામથી એટલા છોકરા લાવે કે ચાલવાની જગા ખાલી રહેવા ન દે. ફોજદાર સામે જે ઉંવાડું બોલતો હતો એ બીજાથી શું બીએ?'

મથુરભાઈને એ વાત તો ખરી ગળે ઉતરી ગઈ, પણ બીજી મુશ્કેલી ખડી થતાં એમણે પૂછ્યું: 'તમારું કહેવું સાચું છે, પણ ગંગા એમ છોડી લેઈને બીજે આવે?'

દાંત પીસીને કિશાભાઈ બોલ્યા: 'ન આવે તો લાવવી પડે. સહેલું કામ હોય ત્યારે વિચાર કરવાની જ ક્યાં જરૂર રહે છે? આગળથી તે માટે ચર્ચા કરવા બેઠા છીએ. બૈરાની જાત એટલે ઝટ ન માને તે તો હું ય સમજું છું પણ કાલે સવારમાં કોઈને ખબર ન પડે તેમ વહેલા જાઓ. પ્રથમ નારણભાઈને મળો. બંને જણા દાબીને કહેજો કે એ વગર છૂટકો નથી. અને બીક, લાલચ દેખાડીને વાત કરજો ને એટલે તરત આવવા તૈયાર થશે.'

'અને ન થાય તો?'

'ના કેમ થાય? થવી જ જોઈએ.'

'સારું, પછી ક્યાં લેઈ જવાનું ગોઠવવું?'

'બીજે ક્યાં? કોઈને વહેમ ન પડે તે માટે ડાકોર જવા કહેવું. નારણભાઈ, ગંગા અને એ છોડી ડાકોર જવા નીકળે એ છેલ્લા સમાચાર લઈને તમારે અહીં આવવું પરોઢીએ આપણે ત્રણ અહીંથી નીકળી જઈશું. અગિયાર વાગે તો ગાડી ત્યાં પહોંચી જાય છે. તરત લગ્ન પતાવી દેવું. ઓછામાં ઓછા ત્રણ

દહાડા વહેલું થઇ જવું જોઇએ. કારણ કે વાનરસેના એથી વહેલી ભેગી નહિ થાય. વળી મને બીક છે કે મૅજિસ્ટ્રેટ પાસેથી મનાઇહુકમ લાવવા પણ એ બનશે ત્યાં લગી પ્રયત્ન કરશે. એ બધા ચક્કરમાં ન પડવું પડે એટલે આ રસ્તો ઉત્તમ છે.'

'છગાભાઈ કબૂલ થશે!'

'ભલા માણસ, શંકા રાખીને કશું કામ ન થાય. એ તો ખરી રીતે પરણવા ય તૈયાર નથી એ તમારું અજાણ્યું છે? છતાં દીકરાના માર્યા ખોટે ખોટી સહી પણ ન કરી આપી? નબળા મનના માણસ પાસે કામ લેતાં આવડે તો બધું કરાવી શકાય. એમને કેમ તૈયાર કરવા એ હું જાણું કે તમે?'

[ ૧૭ ]

બીજે દિવસે મથુરભાઈ બહારગામ ગયા. ... કિશાભાઇને ગામમાં કંઇ કામ પડ્યું એટલે ...મે ઘેર છગાભાઈની ચોકી કરવાનું કામ એ પત્નીને સોંપી ઊંચે જીવે બહાર ગયા.

એ તાકડો સાધીને વિઠ્ઠલ ચૂપચૂપ અંદર આવી પહોંચ્યો. રેવાકાકી ઘરની ચોકી કરી રહ્યાં હતાં તેની ખબર હતી, એટલે એ કામ પ્રસંગે એક ક્ષણ ઘરમાં પેઠાં ત્યાં નજર ચૂકાવીને વિઠ્ઠલ ઘૂસી ગયો હતો. આમ ઉઘાડે છોગે વિઠ્ઠલને પેસવામાં કંઇ કોઇની બીક લાગતી ન હતી. પરંતુ એવો પ્રયોગ કરતાં ખાલી લોક ભેગા થતા, અને જે હેતુ સાર્થ કરવાનો હતો તે સરે તેમ ન હતો. બળજબરીથી એ અંદર ઘૂસી જાય તો પણ એ લોકોની હાજરીમાં છગાભાઈ અંતર ન ખોલે એ ઉઘાડું હતું. રાત્રે પણ એ લોકો બહાર સૂતા હતા એટલે લાગ મળતો નહિ. અધૂરામાં પૂરું ઘરમાં જોજરુ ખોદેલું હતું એટલે એ નિમિત્તે પણ છગાભાઇને બહાર નીકળવાનું મળતું નહિ.

વિઠ્ઠલને જોતાં જ છગાભાઇની આંખમાંથી બોર બોર જેવડાં આંસુ સરવા લાગ્યાં.

વિઠ્ઠલ બોલ્યો: 'મોટા કાકા! મારા આવવાથી તમને દુઃખ થતું હોય તો હું ચાલ્યો જાઉં.'

આંખો લૂછતાં છગાભાઈએ રસ્તા ભણી નજર કરી. જાણે કહેતા ન હોય કે કોઇ જાસૂસ તો નથી ને?

વિઠ્ઠલે એ ભાવ સમજી જતાં કહ્યું: 'હું બરાબર લાગ સાધીને આવ્યો છું, તમે એની ફિકર ન કરશો.

છગાભાઇએ એને નીચે બેસવા ઇશારત કરી. વિઠ્ઠલ નીચે બેઠો. તરત બોલવા એની જીભ ન ઉપડી શકી. પણ સાથે વખત બગાડવો એને પોષાય એવો ન હતો. એણે કહ્યું: 'તમે સહી કરી આપી તે રાજીખુશીથી કરી આપી છે?'

છગાભાઇ ગળગળા સાદે બોલ્યા: 'એ બધું જાણવાનો હવે કંઈ અર્થ નથી, ભાઈ. મારી ગમે તેટલી ઇચ્છા ન હોય પણ લગન મિથ્યા થવાનું નથી.'

'તમારી ઇચ્છા ન હોય તો એ લોકોનું શું વળે!'

'ઇચ્છા નરી શું કામ આવે? શક્તિ જોઇએ ને'

'આ તમે મોટાકાકા શું બોલો છો! તમે કંઈ નાના બાળક છો કે બળજબરીએ કોઈ તમને પરણાવી શકે?'

'તને મારી વાત નહિ સમજાય. હું બાળક કરતાં ભૂંડો છું. પોચા દિલનો માણસ જાતે મરે છે અને બીજાને ય મારે છે તેનો મને આ પ્રસંગે જાત અનુભવ થઇ ગયો છે. માટે હું તને પગે લાગું.' છગાભાઈ નમવા જાય છે પણ તેમ કરતાં વિઠ્ઠલ તેમને વારે છે, 'આટલો વખત મારી લાજ રાખ. હું કૂવે પડું છું તે મને સમજાઈ ગયું છે, પણ ઘણા વખત મોટા મોટા જ્ઞાનીઓ ય કૂવે પડયાનું સાંભળ્યું છે. એ લોકો ભાવિ મિથ્યા ન કરી શક્યા તો હું કોણ માત્ર!'

વિઠ્ઠલ: 'કોઇ કૂવે પડતું હોય તો તેને રોકવું એ જોનારનો ધર્મ છે. છતાં તમારી વિનંતિ માન્ય રાખી હું કદાચ તમને કૂવે પડવા દઉં. પણ આમાં તો તમે પડો છો અને સાથે બીજાને પણ લેતા પડો છો.'

છગાભાઇની આંખમાંથી આંસુ ચાલ્યાં. ડૂસકાં ભરતાં બોલ્યાં: 'એ બધું ય હું સમજું છું. પણ આવિનો ભુલાવ્યો હું જાણીને કરું છું. મારી તને જો સાચા દિલની લાગણી હોય તો કંઈ ધાંધલ કર્યા વગર મને છાનોમાનો પરણી જવા દે, આ પ્રસંગ પાર ઉતર્યા પછી હું એ ચંડાળોની સોબતમાં નહિ ભરાઉં. આ જાળ તોડીને બહાર નીકળવું મારા માટે અશક્ય છે, બીજો કાઢે તો ય મારાથી નહિ નીકળાય.'

વિઠ્ઠલ મોટા કાકાની આંખોમાં આંખ પરોવવા ગયો ત્યાં એની આંખમાંથી પણ આંસુ ચાલ્યાં. એનું હૈયું ભરાઇ આવ્યું.

છગાભાઇ સ્વસ્થ થતાં બોલ્યાઃ 'તમને મિલકત ન મળે એ કપટથી જો હું લગ્ન કરતો હોઉં તો તું કહે તે સોગન ખાઉં. મારું લગન પાર ઉતરી રહેવા દે. તે પછી મારી બધી મિલકત તમને.........'

વિઠ્ઠલ વચ્ચે બોલી ઊઠયોઃ 'મોટા કાકા! તમને એમ લાગે છે કે હું આ મિલકત માટે વિરોધ કરું છું?'

'ના, એવું માનતો હોત તો મને આજે દુઃખ થાય છે તે શું કામ થાત? પરંતુ મારી દાનત ચોખ્ખી છે તે બતાવવા માટે......'

—'તમારે એવું કંઇ કરવાની જરૂર નથી.'

'તો મારી લોકોમાં હાંસી ન થાય તેમ આ પ્રસંગ પાર ઉતરી જવા દે. તું મારા દીકરા જેવો છે, પણ કહે તો એટલી વિનંતિ તને ખોળા પાથરીને કરું.'

વિઠ્ઠલે છગાભાઇની આંખમાંથી અસહ્ય સ્થિતિ પારખી લીધી. આ પરિસ્થિતિમાં એમને આગ્રહ કરવો એ એક જાતનો અત્યાચાર જ ગણાય તેમ એના હૈયામાં વસી ગયું. એ પોતે ગળગળો થઇ ગયો. ઘડીભર મોંમાંથી એક શબ્દ સરખો પણ ન નીકળી શકયો, છેવટ ગળામાં ભરાયેલો ડચૂરો કાઢી નાખતાં એણે કહ્યું: 'મોટા કાકા! સુખેથી લગ્ન પતાવો. હું કશો વિરોધ નહિ કરું.'

છગાભાઇનું મો છૂટી ગયું. હૃદય હળવું કરીને એ બોલ્યાઃ 'મને ભાઇ, ખાત્રી હતી કે તું મારુ વેણ રાખશે. ભગવાન તમારું ભલું કરો!'

[ ૧૮ ]

મથુરભાઈ જઇ આવ્યા એટલે કિશાભાઇએ પૂછ્યું: 'સિંહ કે શિયાળ?'

મોં ઉપર વિજય દર્શાવતાં મથુરભાઈએ કહ્યું: 'સિંહ.'

કિશાભાઇ: 'ભગવાન જે કરે છે તે સારું જ કરે છે. આ અગમચેતી ન વાપરી હોત તો આપણા મોઢામાં ખાસડું પેસત.'

'એમ કેમ? કંઇ બન્યું?'

'મરકના સ્મશાનમાં જવું સારું, પણ હિજડાની જાનમા જવું ભૂંડું.'

'એવું શું બન્યું?'

'આ એક દિવસ તમે બહાર ગયા એનો લાગ પેલે છોકરે સાધી લીધો. હું જરા ગામમાં ગયો ત્યાં 'એની' નજર ચૂકવીને એ ઘરમાં પેસી ગયો......'

'હં...પછી?'

'પછી શું? એમણે શી વાત કરી એ ઓછા આપણે જોણીએ છીએ! હિજડે હજી સુધી મને વાત નથી કરી કે એનો હણીજો મને મળી ગયો છે!'

'આ તો ભયંકર કહેવાય. જો આવા બાયલા-વેડા છગાભાઈ કરે તો આપણને અડધે કૂવે ઉતારીને વરત કાપ્યા જેવું કહેવાય.'

'પણ આપણો ય ભગવાન છે ને? એને દઈ ગયો એ જ આપણને કાનમાં કહી ગયો ને? આજ પરોઢિયે જ અહીંથી ઉપાડીએ એટલે એ છોકરું એને રહે રાખ ફાકતું.'

'અરે, ચોરી છિનાળું સાત છૂપું રાખો પણ એ છાનું રહેતું હશે? બહાર કોઈ નથી એમ જોઇને ચૂપકીદીથી નીકળવા તો ગયો પણ 'એની' નજર ભોગજોગે પડી ગઇ.'





'આતો. એ ખબર પડી ગઈ એ સારું થયું બાકી આપણે ઊંઘતા રહી જાત અને એ કાવત્રું કરી બેસત.'

'હવે એની પાસે કાવત્રામાં તો બીજું શું છે! મેજિસ્ટ્રેટ પાસેથી મનાઈહુકમ કઢાવે, પણ હું નથી માનતો કે નીકળે, અને ઉલ્લે વાનરસેના લાવી બારણા આગળ સૂઈ જાય અને બૂમો પાડે!'

'એમાં કશો માલ નથી એ ખરું, પણ છગાભાઈ એમાં ભળી ગયા હોય તો ખરી વખતે આપણી બાજી ધૂળ મળે ને!'

'ભળી ગયા હોય એમ શંકા શું કરવા લાવો છો! ભળી ગયા છે એમ ખાત્રીબંધ માનો ને. 'એણે' સગી આંખે ઘરમાંથી વિઠ્ઠલને નીકળતો જોયો, છતાં એ વાત મને એમણે ન કરી ત્યારથી આપણે સમજી જવું જોઈએ ને?'

'તો હવે છગાભાઈનો ય વિશ્વાસ ન રખાય.'

'હવે વિશ્વાસ કેવો! કાલની સવાર 'એ ગામમાં . જુએ એ વાત ચોક્કસ. ગમે તેવું બહાનું કાઢે પણ હવે નરમ મૂકવાની વાત ન ચાલે.'

'હવે બહાનું શી રીતે ચાલે! પેલા લોકો પણ આપણી માફક આવતી કાલે નીકળશે. પછી આપણે ન જઈએ તો ભવાઈ જ થાય ને!'

'નારણભાઈએ પૂરેપૂરી ખાત્રી આપી છે ને!'

'પૂરેપૂરી.'

'તમારી સાળી તરત માની ગઈ હતી કે સમજાવવી પડી હતી!'

'નારણભાઈએ બીજો જ રસ્તો કાઢયો.'

'શો!'

'કહે, બૈરાંની જાત એમ નહિ માને. મારી છોડીને આમ ઊભે ભાયડે નાતરે દેવાની હોય તેમ છાનીમાની કંઈ ઉપાડીને લઈ જાવ, મારો જીવ ચાલતો નથી, એમ રડીને બહાનું કાઢશે. વે[illegible]રગમાં આવી જાય તો ન પણ માને, એટલે એનો બીજો રસ્તો કરવો પડશે.'

'શો!' વિમાસણમાં પડી બહાવરા બની જતા કિશાભાઈ બોલ્યા.

એમનો એ ભાવને પારખી જતાં મથુરભાઈએ કહ્યું: 'એમાં ચિંતા કરવા જેવું કશું નથી નારણભાઈએ બાજી પૂરેપૂરી ગોઠવી છે.'

'શી!'

'આવતી કાલે એ લોકો આણંદ દાગીના ઘડાવવા નાખ્યા છે તે અને કપડાં શીવડાવવા નાખ્યાં છે તે લેવા નારણભાઈ, ગંગા અને ભાણી (લલિતા) સવારની મોટરમાં નીકળવાનાં છે. આગળથી એ ગોઠવણ થયેલી છે એટલે એમાં કંઈ વહેમ પડે એવું નથી. આણંદ આવ્યા પછી નારણભાઈ એમને સમજાવીને, બીક બતાવીને કે લાલચ આપીને, જે પાણીએ મગ ચડશે તેણે ચડાવીને નવની ગાડીએ આણંદથી ડાકોર બેસશે. આપણે પણ એ ગાડીએ પહોંચી જઈશું એટલે તે દહાડે જ બધું પતાવી દેવું હશે તો ય પતી જશે.'

કિશાભાઈનો જીવ હવે હેઠો બેઠો. એ બોલ્યા 'પૂરો વિશ્વાસ બેસે એવી વાત ન કહેવાય. પણ નારણભાઈને હું પૂરેપૂરા ઓળખું છું. એ ધાર્યું કરે જ એટલે ચિંતા નથી.'

'આપણે છગાભાઈને ક્યારે વાત કરીશું!'

'રાત્રે વહેલી વાત કરીને એમની સાથે ચોળાચોળ કરવી નથી.'

'સારું.'

[ ૧૯ ]

રાત પડી. બીજા બેત્રણ જણ બેસવા આવેલા હતા તે ઊઠયા. છગાભાઈ ના કહેતા રહ્યા અને મથુરભાઈએ નવેસરથી હુક્કામાં પાણી નાખી, ચલમમાં તમાકુ મૂકી, હુક્કો એમને આપ્યો.

છગાભાઈએ ઘૂંટ લેઈને જરા તમાકુ ચેતાવી, ધુમાડાના દમ ઉપરાછાપરી લેવા માંડયા, ત્યાં કિશાભાઈએ વાત ઉપાડી 'તમને, છગાભાઈ, એક વાત



કરવાની છે.' નેહ્માંથી મોં છૂટું કરી છગાભાઈએ પૂછ્યુંઃ 'શી ?'

'ફોજદારે ખાનગી બાતમી મોકલી છે કે તમારે ચેતતા રહેવાનું છે લગ્ન પહેલાં મેજિસ્ટ્રેટ જો મનાઈ-હુકમ કાઢે, તમારો ભત્રીજો ફરિયાદ કરે એટલે નીકળે પણ ખરો, તો ફોજદારનું કહેવું છે કે એ મનાઈ-હુકમ નીકળે તે પહેલાં ચૂપચાપ લગ્ન પતાવી દેવું.'

છગાભાઈ શાંતિથી બોલ્યાઃ 'કિશાભાઈ ! હવે એ છોકરાઓ તરફથી કોઈ બીક ન રાખશો......' જાણીને કિશાભાઈ વચ્ચે બોલ્યાઃ 'કેમ ?' મને વિઠ્ઠલ સવાર-માં મળવા આવ્યો હતો.'

આંખ બાંડી કરીને કિશાભાઈએ પૂછ્યુંઃ 'તે શી વાત એણે કરી ?'

છગાભાઈ હુક્કો મથુ-ભાઈને આપતા બોલ્યાઃ 'એ તો બીજી શી વાત કરવાનો હતો ? પણ મેં એને મારી વાત ગળે ઉતારી. એણે મને ખાત્રી આપી છે કે પોતે હવે આ વાતમાં વચ્ચે પડશે નહિ.'

કિશાભાઈ એને હસી કાઢતાં બોલ્યાઃ 'આવી ખાત્રી ઉપર છગાભાઈ, વિશ્વાસ મૂકીએ તો બની જઈએ બની. શકરાબાજની જેમ તમને પીગળાવવા એ એકાંત શોધીને આવી ગયો ત્યારથી એનાં પગલાં તમે વર્તી શકતા નથી ?'

છગાભાઈઃ 'તમે ભલે ન માનો, પણ મને ગળા સુધી ભરોસો છે કે એનો છોકરો કે એનો ભાઈ પણ એક વાર હા કહ્યા પછી બીજું ન બોલે.'

મથુરભાઈ વચ્ચે બોલ્યાઃ 'એ કહેવું તમારું સાચું હશે, પણ આવા મામલામાં વાત એટલે પહોંચ્યા પછી એવો ભરોસો મૂકવો એ મૂર્ખાઈ કહેવાય.'

છગાભાઈઃ 'હું તમારી રૂબરૂ બોલાવીને કહે-વડાવું તો ?'

કિશાભાઈએ ક્ષણ માત્રમાં વિચાર કરીને કહ્યું : 'જુઓ છગાભાઈ, તમને સદા ય તમારો જ વિચાર કરવાની ટેવ પડી છે. વચ્ચે રહેનારનો અને સામાનો કદી વિચાર કરતા નથી. માની લો કે, તમારા ભત્રિજા ધરમરાજાનો અવતાર છે અને કશું ન કરે, પણ સામાને ત્યાં શી મુશ્કેલી છે તે પૂછી જુઓ આ મથુરભાઈને. મેં એ જોવા જ એમને મોકલ્યા હતા.'

શી વાત કરવી તેના વિચારમાં મથુરભાઈ પડી ગયા. એ મુશ્કેલી ટાળતાં કિશાભાઈ તરત બોલવા લાગ્યા. 'અમે તમને કંઈ કહેતા હોઈશું તે અમસ્તુ નહિ ત્યાં ગામ અકડ છે તે તો તમે ય જાણો છો. એકલા રહીને લગન પતાવવાની એમણે હિંમત કરેલી. પણ તમારા ભત્રિજા જેવા એમના ય ભત્રિજા પાક્યા છે. એ વાનરસેના ફરતાં ગામોથી લાવીને ખડી કર વાના છે. રસ્તામાં જ સૂઈ જશે, એટલે એમના ઉપર પગ મૂકીને તો એમનું આપણાથી જવાય ? એટલે નારણભાઈએ નવો રસ્તો શોધી કાઢ્યો છે. વાનર-સેના ય ઊંઘતી રહે અને ચૂપચાપ વિઘ્ન વગર લગ્ન પતી જાય.'

કિશાભાઈ જાણીને અટક્યા. છગાભાઈ ઊંડા વિચારમાં પડી ગયા હોય તેમ એમના મોં ઉપરની કરચલીઓ તંગ થઈ હતી. મથુરભાઈ એ ગંભીર વાતાવરણને હડૂક હડૂક એવો ધીમો હુક્કાનો અવાજ કરીને વધુ ગંભીર બનાવી રહ્યા હતા. એ વાતાવરણને ભેદતાં છેવટ મથુરભાઈ હુક્કો કિશાભાઈને ધરતા બોલ્યાઃ લ્યો જોઈ.'

કિશાભાઈએ હાથમાં લેઈ બે ત્રણ દમ મારી લેઈને આગળ ચલાવ્યુંઃ 'છગાભાઈ ! ઊંડા વિચારમાં પડી જવાય તેવી વાત છે. નારણભાઈ મારા સાળા થાય એટલે સંબંધને લેઈને ગામની વિરુદ્ધ રહી આ કામમાં પડ્યા, બાકી તમે ય જાણો છો કે એને આમાં કંઈ ખાવુંપીવું નથી, એટલે એ જે રસ્તો કહે તે આપણે કબૂલ ન કરીએ તો નઘોડા જ કહેવાઈએ.'

વળી કિશાભાઈ અટક્યા. ફરી વાતાવરણ ગંભીર બન્યું. કોઈ કાંઈ ન બોલ્યું એટલે છગાભાઈને બોલાવવા એમણે સવાલ કર્યોઃ 'મારી વાત તમે સમજ્યા ને ?'

છેવટ છગાભાઈ મનનો ભાવ વ્યક્ત કરતાં બોલ્યા; 'મને આમાં કંઈ સારું પરિણામ દેખાતું





નથી. કયા કાળચોઘડિયામાં આ શરૂ થયું છે કે એકેય દહાડો શાંતિ ના રહી મેં એ છોકરા પાસે પરાણે હા કહેવડાવી ત્યારે આ નવી ઉપાધિની વાત આવી.'

કિશાભાઇ મનમાં ખિજાઇ ગયા હતા બીજો અવસર હોત તો એ ભભડી ઉઠયા હોત. પરંતુ જે માયા એમણે રચી હતી તેમાં એ જ પૂરેપૂરા ફસાયા હતા. એટલે ગુસ્સો કરે ય કોના ઉપર? જો વાત ફસકી જાય તો ગામમાં પણ આખી નાતમાં પૂરો ફજેતો થાય તેવી સ્થિતિ હતી. એટલે મનની બળતરા દાબી રાખતાં એ બોલ્યા: 'જુઓ છગાભાઇ; તમારો સ્વભાવ પહેલેથી પોચો એટલે તમે આમ ગભરાઈ જાવ છો. બાકી સારા કામમાં સો વિઘ્ન આવે એ તો સૌ કોઇ જાણે છે. આ ઉમરે લગ્ન કરવાનું હોય એટલે ન હોય ત્યાથી લફરું જાગે. આ તો હજુ સારું છે કે આપણા નાના ગામોમાં સુધારાવાળાઓનું જોર નથી. બાકી મોટા ગામમાં તો લોકો હજાર વિઘ્ન નાખે છે. માટે આમ અકળાયે કે નિરાશ થયે કશું કામ ન બને. આંખો મીંચીને જે કામ લીધું તે પાર પાડયે જ છૂટકો. જો બીજું કામ હોત તો તમને મૂકી દેવાનું ય કહેત. પણ આમાં તો આપણે છોડી દેઇએ તેની સાથે આપણો સંગ કર્યો તેની ય ફજેતી થાય છે. આપણી થોડી અને એની વધારે. માટે હવે કંઇ વિચાર કર્યા વગર એક પગલું ભરી દઈએ એટલે પતી જાય '

છગાભાઇ કડવી દવા પરાણે ગળે ઉતારી જતા હોય તેમ મોં કટાણું કરીને બોલ્યા: 'પણ લગ્ન વહેલું ગોઠવીએ તોય લોકો ઓછા જાણ્યા વગર રહેવાના છે?'

કિશાભાઈ મનમાં બબડયા—સાવ મૂરખ માણસ છે. આંધળાના છિનાળાની જેમ ઠેઠ સુધી દોરીને લેઇ જાય અને દોરીને લાવો તેના જેવો આ ઘાટ થયો. મારા ક્યાં ભોગ લાગ્યા કે હું જાળમાં ફસાઇ પડયો!

ઉલટે પોતાને તે કેટલું બોલવું એમ વિચારી એમણે મથુરભાઇ સામે જોઇ કહ્યું: 'તમે શું કરી આવ્યા તે વાત કરો ને એટલે એ પૂરેપૂરું સમજી જાય.'

મથુરભાઇ બોલ્યા: 'લગ્ન વહેલું કરવ ની એકલી વાત નથી. પણ ચૂપચાપ બીજે જઇને પતાવી દેવાનું છે એ લોકો કાલે સવારમા નીકળશે અને આપણે પણ પરોઢિયાની ગાડીએ નીકળવાનું છે.'

કિશાભાઇ ધીરજ ન રાખી શકયા દાંત કચકચાવીને બોલ્યા: 'તમેય મારા ભાઇ ગોળ ગોળ શું વાત કરો છો મગનું નામ મરી તો પાડો.'

મથુરભાઇ: 'બધાંએ કાલે ડાકોર જવાનું છે. નારણભાઈએ કહ્યું છે કે પોતે જરૂર નીકળશે માટે સો ટકા આવી જવાનું છે.'

પાષાણ મૂર્તિ બની ગયા હોય તેમ છગાભાઇ જડ બની ગયા.

કિશાભાઇ અને મથુરભાઇ ઘડીભર એકબીજા સામે તાકી રહ્યા. અરસપરસ કહેતા ન હોય કે હિજડાની જાનમાં જવાનું આ ફળ!

છેવટ થાકીને, છગાભાઇને ઊંઘમાંથી જગાડતા હોય તેમ કિશાભાઇ બોલ્યા 'તો પછી શો વિચાર કર્યો?'

ઝબકીને જાગતાં છગાભાઈએ કહ્યું: 'બીજો હવે કયાં વિચાર કરવાનો રહ્યો છે?'

મથુરભાઈ ખોંખારીને બોલ્યા: 'ત્યારે એમ હિંમત રાખીને વાત કરો તો અમારા પગેય જોરમાં રહે. બાકી તમે ઢીલું બોલો એટલે એનો અરથ એવો થાય કે અમે તમને પરાણે ઊભા કરીએ છીએ.'

છગાભાઇ: 'એમાં કોઇનો શો દોષ છે? મારોય દોષ હું જોતો નથી. ભાવિમાં લખ્યું હશે તે કોણ મિથ્યા કરે એવું છે!'

કિશાભાઇ: 'બસ! મારું તમને એ જ કહેવું છે કે, થનાર વસ્તુ થવાની છે. એમાં હરખશોક કરવો મિથ્યા છે. આ ઉમરે લગ્ન લખ્યું હશે તેનો યોગ આમ ચૂપચાપ હશે તો કોણ મિથ્યા કરે!'

મથુરભાઇ પગમાં જોર આવતા ઊભા થઇને બોલ્યાઃ 'લોવો કિશાભાઇ હુક્કો, તમાકુ નવી ભરું.'

ત્રણે જણ છેવટ હુક્કો પીને છૂટા પડયા. જતાં જતાં કિશાભાઇએ કહ્યુંઃ 'ત્યારે ચાર વાગે ઊઠજો. પછી મોડું ન થાય. બે ગાઉ સ્ટેશને જવાનું એટલે વહેલા નીકળ્યા હોઇએ તે સારું.'

[ ૨૦ ]

કિશાભાઇ ઊઠેલા ત્યારે છગાભાઇના ઘરમાં દીવો બળતો હતો. અજવાળું જોતાં એમને ખાત્રી થઇ કે એ ઊઠયા છે તો ખરા. બંનેનાં ઘર સામસામાં હતાં, વચ્ચે દસ ફૂટનો પરાણે રસ્તો હતો. કિશાભાઇ પોતે બહાર ઓસરીમાં સુઇ જતા હતા એટલે રાતના વખતે પણ છગાભાઇની ચોકી રાખી શકતા હતા. આજે તો ખાસ કાળજી રાખી હતી. આ ગત પૂરી પાધરી ઉતરી જાય એટલે એમને નિરાંત હતી. વિઠ્ઠલ પોતાની નજર ચૂકવી રાત્રે છાનો પેસી જઇ બાજી બગાડી ન નાખે તે માટે એ સજાગ હતા. તેમાં ય પોતાના કરતાં ય છગાભાઇને વહેલા ઊઠેલા જોઇ-એમને સંતોષ થયો. પ્રભુને સંભાર્યાઃ 'ભગવાન! આટલી વખત લાજ રાખજે.'

નાહીપરવારીને એ તૈયાર થયા ત્યાં સુધીમાં બિલ્લીપગે ચોથે ઘેરથી મથુરભાઇ પણ આવી ગયા. એમને આવી પહોંચેલા જોઇ કિશાભાઇ બોલ્યાઃ 'કેમ છગાભાઇએ હજુ બારણું ન ઉઘાડયું? ઊઠયા છે તો મારા પહેલાં?'

'લ્યો ને બોલાવું' કહી મથુરભાઇ ધીમે પગલે રસ્તો ઓળંગી છગાભાઇની ઓસરીમાં ગયા. પાડોશીઓ જાગી ન ઊઠે તેમ ધીમેથી બૂમ પાડીઃ 'છગાભાઇ!'

અંદરથી જવાબ ન આવ્યો એટલે ફરી થોડી રાહ જોઇને બૂમ પાડીઃ 'છગાભાઇ! ઓ છગાભાઇ!'

પણ છતાં જવાબ ન આવ્યો! મથુરભાઇને વિચાર આવ્યોઃ 'બાજરૂમાં તો નહિ ગયા હોય:' એ કિશાભાઇની ઓસરીમાં પાછા આવ્યા.

કિશાભાઇઃ ઊઠયા છે તો મારી પહેલાં ને હજુ બાજરૂ પતાવ્યું નથી?'

મથુરભાઈઃ 'જવાબ આપતા નથી એટલે બીજું શું માનવું?'

રેવાબહેન શંકા લાવતાં બોલ્યાંઃ 'દીવો બળતો મૂકીને ઊંઘી ગયા હોય તો ય કોને ખબર?'

કિશાભાઇઃ દીવો તો સુતી વખતે રાણો કર્યો હતો. મેં ખાટલામાં સૂતાં-સૂતાં અંધારું થયેલું જોયું હતું.'

બાજરૂમાં ગયા હોય તોય બહાર નીકળે એટલો વખત ગયો છતાં બારણું ન ઉઘડયું એટલે વળા ચટપટી શરૂ થઇ.

કિશાભાઇએ પોતાની ઓસરીમાં રહ્યા રહ્યા જોરથી બૂમ પાડીઃ 'છગાભાઇ! ઓ છગાભાઇ!'

એ બૂમ સામા પાડોસીઓએ ઊંઘેલા જાગીને પડખું ફેરવ્યું.

રેવાબહેન કહે, 'ધીમેથી બૂમ પાડોને.'

કિશાભાઇ કહે, 'જાગશે તો ય ક્યાં કોઇને ખબર પડે એવું છે? કંઇક કામે જતા હશે એમ માનશે એ જ કે બીજું?'

આટલી વાત થઇ ત્યાં સુધી ય છગાભાઇએ જવાબ ન વાળ્યો.

કિશાભાઇ બબડયાઃ 'આ અક્રમીએ આપણો ગનખો લીધો!'

મથુરભાઇએ વળા જોરથી ઉપરાઉપરી ત્રણ બૂમ પાડીઃ 'છગાભાઇ, છગાભાઇ, ઓ છગાભાઇ!'

પણ ન જવાબ કે ન હોંકારો!

ઓસરીમાં ઊભેલાં ત્રણે ય જણ એકબીજા સામે ફાટયે ડોળે તાકી રહ્યાં. અંદર જે રોઢી ઉકળતું હતું તે સૌ પોતપોતાની મેળે જાણતું ભર્યું હતું.

પાડોસી ઝવેરભાઇ ખાટલામાંથી ઊઠીને કેટલી રાત બાકી છે તે જોવા આકાશ જોવા લાગ્યા. જોઇને પૂછ્યુંઃ 'શીદ ગાડીએ જવું છે, કિશાભાઈ?'





કિશાભાઈ અંદરની અકળતરા જણાવ્યા વગર બોલ્યા: 'આ શું ! થોડી જણશો નાખી છે તે સારુ જવાનું હતું અને છગનભાઈનું ક્યાં ઠેકાણું છે !'

ઝવેરભાઈએ પાડોશીધર્મ તરીકે બૂમો પાડવા માંડી. આખું ફળિયું હવે જાગી ગયું હતું. નાથાભાઈ, સંતોકબહેન, વિઠ્ઠલ, મનુ અને કમળા, ઘરનાં પાંચે ય સભ્યો જાગી ગયાં હતાં.

જે ફજેતીથી કિશાભાઈ–મથુરભાઈ ડરતા હતા તે હવે પૂરેપૂરી થઈ. છગનભાઈ ઘરમાં ન હોય તેમ અંદરથી જવાબ જ નહોતો આવતો. ઊંઘતા હોય તો ય એ જાગી જાય એવી બૂમો પડી હતી.

કિશાભાઈને વહેમ જતાં એ બોલ્યા: 'મથુરભાઈ, બારણું ઠેલી જુઓ જોઈ, બંધ છે કે ઠાલું વાસેલું છે.'

મથુરભાઈએ બારણું ઠેલ્યું. અંદરથી વાસેલું હતું. એ બહાર ગયાની વાત પણ ન હતી !

આખું ફળિયું જાગી ગયું એટલે ફજેતીમાંથી બચવાનાં ફાંફાં મારતાં કિશાભાઈ બોલ્યા. 'મરશે ત્યારે આપણે શી પડી છે ! જાઓ મથુરભાઈ ઘેર. એમને જવાની ન પડી હોય તો આપણે શું ?'

રેવાબહેન બોલ્યાં: 'જવા ન જવાનું તો ઠીક છે, પણ એ ગયા ક્યાં એની તપાસ તો કરો.'

તપાસ તો કિશાભાઈ સૌ પહેલાં કરે એવા હતા, પરંતુ બધા જાગી ગયા એટલે ગરજ બતાવવા ન હતા. વળી બારણું બંધ એટલે તપાસ પણ શી કરે !

પાડોશીઓ પણ અંદરઅંદર ઘરમાં છાને ખૂણે ગુસપુસ કરતાં હતાં સવાર થયું. આખી ખડકી ભેગી થઈ. છેવટ વિઠ્ઠલ બારીએથી ચડી અંદર ગયો. ફાનસ એકલું બળતું હતું. કોઈ ન હતું ડાદરે થઈ એ નીચે આવ્યો. બારણાં બંધ હતાં એટલે આગલા ખંડમાં અંધારું હતું, એણે પ્રથમ બારણું ખોલ્યું. લોકોનું ટોળું અંદર ધસ્યું પણ ઓરડામાં જતાં જ સૌ પાછા હઠી ગયા. છગનભાઈનું શબ ગળે ફાંસો ખાઈને દોરડે લટકી રહ્યું હતું ! ઘીનો દીવો કરેલો ઓલવાઈ ગયો હતો !



## પરાજય

આજે એની ઉર ભીંજેલી  
ઘેરી એવી આર્દ્રતા વચ્ચે  
દીઠી એક શુભ કલ્પન જે  
હતી મને મહાત કરનારી !

પ્રયાત

# હિન્દનો પટાયત-સાવજ અથવો વાઘ

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

ગતાંકથી ચાલુ

સાધારણ રીતે વાઘ જ્યારે ભૂખ્યો થાય છે ત્યારે શિકાર શોધવા સૂર્યાસ્ત પહેલાં થોડો સમય હોય તે વખતે તે પોતાની આંખળી છોડે છે. તે સૂર્યોદય થાય તે અગાઉ તે પોતાની હરફર બંધ કરે છે: જરૂર જણાય તો તે આડચમાં પોતાનો ગસ્તો કાપે છે. પણ બીજાં વન્યપશુઓની જેમ તે જ્યાં પશુઓની હરફર વાળી કેડી વધારે પસંદ કરે છે. બનતાં સુધી તે કાયમ જે રસ્તો પશુઓ વાપરતાં હોય તેની ઉપર ચાલવાનું રાખે છે. અથવા તો જંગલના કેડા, રસ્તા કે આગના બચાવને માટે પાડેલી જમીનની પટ્ટી ઉપર ફરવાનું રાખે છે. તેમાં ખાસ કરી તેઓ સુકાઈ ગયેલાં નાળાંનો બહુ શોખથી ઉપયોગ કરે છે. જેમ જેમ રાત આગળ વધતી જાય છે તેમ તેમ તે બહુ જ ધીમે પગલે અવાજ વગર આગળ વધે છે તેમાં તે થોડી થોડી વારે રોકાતો જાય છે આ રોકાણનું કારણ એવું માન વામાં આવે છે, કે તેના તીવ્ર કાન શિકારના ખડખડાટને જલદી પારખી પાડે છે. તેની આંખ અંધારામાં કામ કરવા માટે ખાસ સરજેલી છે. પથ્થરવત્ ઊભા રહેલા શિકારનું જરા જેટલું હલન પારખી કાઢે છે. જો કે અનુભવ એમ બતાવે છે કે બીજા બિલાડાં વર્ગના પ્રાણીઓ કરતા વાઘ સ્થિર વસ્તુને બહુ જલદી પારખી શકતો નથી. ઘણાં નામાંકિત અવલોકનકારો એવો અનુભવ બતાવે છે કે વાઘ પોતાના કાન અને આંખની મદદથી શિકાર શોધે છે એમાં તેની ઘ્રાણેન્દ્રિય જોઈએ તેટલો ભાગ નથી ભજવતી. જ્યારે ઘણાં બીજા વિચારવાં જેવાં કારણો છે. કેટલાક પ્રાણીશાસ્ત્ર વિશારદોએ વાઘને તાજી પડેલી જનાવરની વાસ લઈ આગળ વધતાં જોયો છે. અને જ્યાંથી તે પ્રાણી ફરી ગયું હોય તેમ તેને પણ તે રસ્તે જતાં જોયો છે. એવી રીતે વાઘને ઘાયલ થયેલા શિકારની વાસ ઉપાડતાં જોયો છે તેમ પોતાના મારણને એક જગ્યાએથી ઢસરડીને બીજી જગ્યાએ લઈ જવામાં આવ્યું હોય તો તે ઢસરડા ઉપર વાસ લેતાં મારણું શોધતાં જોયો છે એવી રીતે અમુક સંજોગોમાં તેને ગંધથી ખોરાક જડતો પણ નથી. શિકારખાને વૃક્ષ ઉપર બેઠેલા હોય તો તેને તેની ગંધ નથી આવતી. એ બધાં કારણો એવાં નથી કે જેથી માની લઈએ કે પટાયત પોતાના નાકનો જરાય ઉપયોગ કરતો જ નથી. માંસાહારી પ્રાણીઓને ઘ્રાણેન્દ્રિય ખાસ ઉપયોગી સાધન છે. વાઘને જીવવા માટે શિકારને શોધવો પછી તેને જમીન ઉપર પછાડવા માટે ચાલાકી વાપરી તેની બુદ્ધિને મહાત કરવી. આ બધું તેને પોતાના જાતભાઈઓ સાથે હોડ બકવા પ્રેરે છે. અને બદલાતી સ્થિતિ કે જેમાં તેની એક પણ ઇન્દ્રિય ઓછી કામ આપતી હોય તો તેને પોતાના જીવનનો આધાર બીજા ઉપર રાખવો પડે. નિશાચર પ્રાણીઓ ખોરાક શોધવા કેટલે દરજ્જે પોતાની નજર વાપરે છે તે બહુ ઓછું જાણીએ છીએ. એ જ પ્રમાણે આવાં પ્રાણીઓના અંદરના વિચાર તેની બહારની વર્તણૂંકથી આપણે જાણવા મથીએ છીએ કે તેની રીતભાત, આસપાસનું વાતાવરણ પણ વ્યક્તિમાં જુદું પડે છે. એ તો સમજી શકાય એવું છે કે વાઘની બધી શક્તિ અને સમજ જીવનનિર્વાહ માટે બરાબર કામ આપે છે એમાં કોઈ શક્તિનું બહાર તરી આવવું તે તો વખત, જગ્યા અને વ્યક્તિ ઉપર ખાસ આધાર રાખે છે. કે જે તે વખતે તેના પ્રયાસને મદદ કરતાં હોય.

વાઘ જ્યારે શિકાર ઉપર હોય ત્યારે તે આપણી નજર સામેથી વીજળીના ચમકારાની જેમ પસાર થઈ ગયો હોય એવું લાગે છે. તેનું ચોક્કસ સરકવું પોતાના શરીરની બન્ને બાજુના પગો એક સરખી રીતે ચાલે છે સાધારણ રીતે તેના પગો બન્ને બાજુ જમીન ઉપર બે છાપ પાડે છે તેમાં પાછલા પગની છાપ આગલા પગથી સહેજ આગળ પડે છે તેમાં પાછલા કરતાં આગલા પગની છાપ મોટી, ગોળ અને સચોટ પડે છે. વાઘણની છાપમાં આ બધું બહુ તરી નથી આવતું.





વાઘ કઇ જાતની પગની છાપ ઉપાડે છે તે વ્યક્તિગત ચાલમાં હોય છે. અને પોતે શું કરે છે તેની ઉપર આધાર રાખે છે. શિકાર ઉપરના વેગનું ધીરા પડવાનું તેના આગલા અને પાછલા પગની છાપ ઉપરથી તેની નપેલી ચોકસાઇ અને સચોટ પકડમાં લક્ષ લેવાની અધીરાઇ પણ દેખાઇ આવે છે. જે વખતે તેના આગલા પગની છાપ ઉપર જ તેના પાછલા પગની છાપ પડે છે. આવી છાપ તેની ફરકાર વગરતી ચાલનું પરિણામ નથી પણ બહુ સચોટ અને ચોક્કસ પગલાનું પરિણામ છે.

વાઘ ચોરીછૂપીથી શિકાર મારે છે. તેમાં તે લપાઇ લપાઇને શિકાર તરફ જાય છે અથવા તો એક ઠેકાણે સંતાઇને દબાઇ રહે અને શિકાર ચરતો ચરતો તેના હુમલાના અંતરમાં આવે એટલે તેના ઉપર હુમલો કરી પછાડી દે છે. પાળેલાં ઢોરને મારતો વાઘ અને વન્યપશુનો શિકાર કરી ખોરાક મેળવતો વાઘ તેના મારવાના પ્રાણીના રાતભાત અને ખાસિયતથી બરાબર વાકેફ હોય છે. અને ક્યાં અને કેવી રીતે શિકાર શોધવો તે બરાબર જાણે છે. ...ા શિકાર કરતી વખતે બનતાં સુધી તે એકલો જ હોય છે. પણ જ્યારે આખું કુટુમ્બ શિકારે નીકળે ે ત્યારે તેમાં શીનસર શિકારને પોતાના સાથીદાર જે દબાઇને બેઠો હોય છે તેની તરફ હાંકે છે. જેટલા ... આવી રીતે શિકાર કરતાં અવલોકવામાં આવે છે તેટલા પટાયત ભાગ્યે જ જોવામાં આવે છે.

વાઘ શિકારને મારવામાં કોઇ ખાસ કાયદો વાપરતો હોય એમ દેખાતું નથી એમાં ક્યારેક કાચી ઉમ્મરના બચ્ચાંની રીત અને ક્યારેક પાકી બુદ્ધિના પીઢની ચોકસાઇથી વર્તી જાય છે. તેમ કરવામાં તે જગ્યા અને શિકારની વર્તણૂક પ્રમાણે બરાબર વર્તી લે છે, કેટલીક વખત નિશાન વિનાનું ભાગતા પ્રાણી ઉપર ઝાપું મારતી વખતે તેના કાતીલ નખો અને રાક્ષસી દાંત જ બગવા માટે નાસતાં પ્રાણીને રોકે છે. અથવા તો મોટો જોઇ દોડતાં પ્રાણીને થાપો મારી તેની ચાલમાં જ જમીન ભેગું કરી દે છે. વાઘ એક દિશામાં જોર કરે અને જનાવર એથી અવળી દિશામાં પડે એટલે આખા શરીરનો ભાર ગરદન ઉપર આવે છે અને લઇને ગરદનનાં હાડકાં ખડી જાય છે. આમાં ઊભેલાં જનાવરને મારતી વખતે ફેર થાય છે. વાઘ અને એનાં જેવાં પ્રાણીઓ તેને એ રીતથી મારે છે એ વેળા તે ચોક્કસ અને ધામે પગલે આવી અથવા તો ચાલાકીથી તેની ગરદન નીચે પેસી જઇ શિકારનું ગળું પકડી લે છે. એ પ્રમાણે તેને નીચે સોતી જમીનમાં તેનું માથું ખોસી દે છે. આમ કરતાં તેની પકડને જરાય ઢીલી પડવા દેતા નથી તેથી શિકાર ગુંગળાઇ જાય છે અથવા તો પાછલે પગે ઊભો થઇ પેલા ઊભેલા પશુની ગરદન પકડે છે એ વખતે પોતાના પગો તેની પીઠ ઉપર અને ગળા નીચે આવવાથી પેલું પશુ તેના ભારથી નીચે પછડાઇ પડે છે આ પકડના ઝાલોમપજામાં ગુંગળાવી દઇ ખ્યાહિન તાકાતથી પોતાના શિકારને જમીન ભેગો કરી દેતાં તેની ડોક મરડી નાંખે છે અથવા તો એટલી બધી મરડી દે છે કે તે ભાંગી જાય છે. આવું કાંઇ હંમેશાં બનતું નથી પણ એટલું તો ચોક્કસ બીજાં માંસાહારી વન્યપશુઓની માફક તે શિકારને ગરદનથી અથવા ગળેથી પકડી ગુંગવાળી નાંખે છે.

બહુ મોટાં પ્રાણીઓ શિકાર કરી ખાવા ટેવાયેલા પટાવતો તેના પાછલા પગોને પકડમાં લઇ ભાંગી નાખી પેલા પશુને નાહિંમત કરી મારી લે છે. આ રીતે આપણા પટાયતો ભાગ્યે જ શિકાર કરતાં જોવામાં આવે છે, કારણ કે આપણાં જંગલો ખુલ્લાં હોવાને અંગે પટાયતને પોતાનો હુમલો કરવા જગ્યા મળી રહે છે એ જગ્યામાં ખાસ કરી ગરદન અથવા ગળું હોય છે.

મારણ કરતી વખતે એવી માન્યતા છે કે લોહી બહુ નીકળતું હશે પણ બહુ થોડું લોહી નીકળે છે. શિકાર જ્યાં સુધી ઠંડો ન પડે ત્યાં સુધી તે જરાય પકડને નરમ થવા દેતો નથી. તેની



રાક્ષીઓ એટલી બધી અંદર ખૂંચી ગઇ હોય કે લોહીના પ્રવાહને બહાર આવવા દેતી નથી. એવી કોઇ પણ સાક્ષી મળતી નથી કે વાઘ તેના શિકારનું લોહી ચૂસતો હોય.

જે ક્રુરતાથી તે પોતાનો ખોરાક મારે છે તેવી જ તમન્નાથી તેને ફાડી ખાય છે. ખાતી વખતની કઠોગ્તા એ તો બીજાં તેની જાતનાં અથવા બીજાં માંસાહારી પ્રાણીઓ આવી કનડગત ન કરે તે માટે તે ખાતા વખતે ક્રૂર દેખાય છે. પટાયત ભય દેખાતાં બીજાં જંગલી પશુઓમાં હોય છે તેવી રીતનો ભય રાખે જ. જ્યારે પોતે મારણ ખાતો હોય અથવા ખાવા આવતો હોય તે વેળા કોઇ પણ અજાણ્યો અવાજ તેને ન દેખાય એટલી ત્વરાએ સંતાઈ જવા કરે છે. તેમાં તેણે પોતાનો શિકાર સાચવવા ઇચ્છા રાખી હોય તો તેને બચાવવા ખડે પગે થઇ જાય છે. જે ખાસિયત દરેક જંગલી પશુઓમાં હોય છે. માણુસ જાતમાં રહેલી બીક અથવા બહાદુરપણું પ્રાણીઓની લાગુ પાડવું વાજબી નથી જણાતું, કારણકે પ્રાણીઓ એવું કાંઇ સમજતાં હોય એવું જણાતું નથી. તેમાં તો મજબૂત અથવા નબળું પ્રાણી જીવન બચાવવા માટે જે સાધન સાધારણ રીતે મળી જાય તેનો ઉપયોગ કરી તે પ્રમાણે વર્તી લે છે. જાતનો બચાવ કરવા તેને જોખમમાં નાંખે છે તે સહજ બુદ્ધિનો દાખલો છે. પટાયત જ્યાં વસતો હોય તે જગ્યાનો તે ગજા છે છતા તેને તેના સમોવાડયાથી બીતા તો રહેવુ પડે છે. કારણ કે એકની પાસેથી મારણ પડાવી લેવાં આવતાં તુમુલ યુદ્ધ જાગે છે અને બળિયો મેદાન મારી જાય છે. માણુસથી તે હંમેશાં ડરતો રહે છે પણ તેની જાતના બીજાઓથી તેને હંમેશાં હરીફાઇમાં ઊતરવું પડે છે. બનતાં સુધી પોતાનું મારણ તે ખુલ્લામાં રાખી ખાતો નથી, પણ તેની સાથે તેને બીજી કોઇ તકલીફ નડતી ન હોય તો તે ખુલ્લી જગ્યામાં પણ મારણ ખાવા આવે છે. જો કે તેની ખાસિયત મારણને ઢસરડીને જાળામાં લઇ જઇ નિરાંતે ખાવાની છે. તે મારણને તેના પાછલા પગની વચ્ચેથી ખાવાનું શરૂ કરે છે. સાવજ વાઘ પોતાના મારણનાં આંતરડાં અને હોજરીને કાઢી એક બાજુ આબાદ આખેઆખી મૂકી દે છે. મોટું મારણ મારી પૂરું ખાતાં તેને બે કલાક જેટલો વખત લાગે છે. અને ભૂખ્યો વાઘ લગભગ બે વરસની ઉમ્મરનો પાડો એક જ વખતમાં પૂરો કરતાં જરાય અચકાતો નથી. તેમાંથી ખાતાં વધેલા ભાગો કાં તો તે જાળામાં અથવા પડેલા ઘાસમાં છુપાવી દે છે. તેની સંભાળ રાખવી એ તો જગ્યાનું ઘાટાપણું અથવા ખુલ્લાપણું ઉપર વધારે આધાર રાખે છે કે જયાં તે હંમેશ શિકાર કરતો હોય. તેમાં ગીધ અને શિયાળ જેવાં બીજાં પ્રાણીઓ તેના સંતાડેલા મારણને શોધી પૂરું કરી નાખનાં હોય એવા વાઘ ફરી તેના સંતાડેલા મારણની દરકાર રાખતા નથી. તેમાં શિકારની અછત અથવા વધારાપણું એ પણ એક ધ્યાનમાં લેવા જેવી બાબત છે.

પોતાની ભૂખને શાન્ત કરી વાઘ પાણીએ જાય છે અને પાણી પીને તે પાછો પોતાના મારણ નજીક અથવા દૂર સૂઇ જવાનું પસંદ કરે છે. પૂરા આરામની સ્વતંત્રતા, પૂરતો છાંયો મળે તેવી વનરાજી અને ઠંડક વાળી જગ્યા આ બધી વસ્તુઓ પણ તેની ખાસિયતમાં ભાગ ભજવે છે. અંધારાના ઓળા ઊતરે ત્યારે અથવા તો સંધ્યા પછી તે ફરી પાછો બચેલુ મારણ ખાવા આવે છે, આવી રીતે જ્યા સુધી તે પુરું ન થાય ત્યાં સુધી તેની હંમેશ ખબર લે છે. અથવા તો બીજાં એવાં કારણો છે કે તેમા ફરી ત્યાં ડોકાવવા પણ આવતો નથી.

કેટલીક વખત વાઘ ભૂખથી અથવા તો પોતાના સ્વાદથી, મરેલું કે સડેલું ઢોર ખાતાં અચકાતો નથી. છતાં તેની ખાસિયત એવી કે જ્યારે તે શિકાર મારે ત્યારે ખાય છે. એક વખત પૂરતું મારણ મળી ગયા પછી તે ચાર કે આઠ દિવસ પછી બીજું મારણ કરવા નીકળે છે. કેટલીક વખત એક ભેંસના ખાડામાંથી બે ત્રણ ઢોરને મારી કાઢે છે. પણ આવું કામ એક પુખ્ત ઉમ્મરનો વાઘ ન કરે. તેમાં કાંતો દમને ચઢી મગેંદા નાની ઉમ્મરનો પહો





અથવા તો માદા અને બચ્ચા ભેગા થઇ આવું કામ કરે છે

પટાપતને શિકાર કરી મારી ખાવા માટે ઢોર, હરણો, રોજડાં, ડુક્કર, અને શાહુડી જેવાં પ્રાણીઓનો સમાવેશ થાય છે. પણ જે વાઘ ગામડાંની આસપાસ વસતો હોય તે તો ખાસ કરી ઢોર મારવાનુ બહુ પસંદ કરે છે. આવો ઢોરનો શિકાર એ તો વ્યક્તિગત છે. અથવા સ્વભાવમા જ છે એ કહેવુ ઘણું મુશ્કેલ છે એ તો કદાચ ઉમ્મર વધતી હશે અને મોટા શિકાર મારવાની તાકાત ઓછી થતી હશે તે વખતે તેને ઢોર મારવાં સહેલાં પડતાં હશે. દીપડાની માફક વાઘ વસતી આસપાસ વસવાનુ પસંદ કરતો નથી પણ જંગલની વચ્ચે આવેલાં ગામડાંની મુલાકાત લેવા ચૂકતો નહિ હોય. એટલે એને આપણાં પાળેલા ઢોર મારવા ઓછાં મળતા હશે. દક્ષિણ હિન્દમા જ્યા ઘણો માલ ભેગો થાય છે ત્યાં પટાપત ભેગા થાય છે એવુ નથી કારણ કે તેની સાથે હરણ, સામ્બર વગેરે જંગલી પશુ ભેગાં થતાં નથી, એટલે તેઓ પણ ભેગા થતા નથી એ ઉપરથી એ સમજી શકાય છે કે વાઘને જ્યાં જંગલી પ્રાણીઓ શિકાર કરવા મળે ત્યા પોતાને રહેવાની જગ્યા પસંદ કરે છે.

ઘાયલ થયા વિના અથવા તો પ્રજનન કાળની ગરમીમા હોય તે સિવાય વાઘ માણસને જોખમ કરતા નથી બીકમાં બચ્ચાંવાળી વાઘણ માણસ ઉપર ઝાર્તાં કરી જાય અથવા તો બચ્ચા છોડી ચાલી જાય છે.

આપણે ત્યા મનુષ્યભક્ષી વાઘ સદ્ભાગ્યે થતા નથી, પોતાના કુદરતી ખોરાકની અછત અથવા તો તેને ખાવાના પશુઓને મેળવવામાં પડતા વિઘ્ન વાઘને મનુષ્યભક્ષી થવા પ્રેરે છે. જે દુર્ગુણ ઘડપણમાં અથવા તો જુવાનીમાં આવે છે. કોઈ કમભાગ્ય મનુષ્ય તેના પંજામાં સપડાઈ ગયો હોય અથવા તો ઉમ્મર તેમ કરવા તરફ વાળે છે, તે સિવાય અશક્ત પટાપત આ વ્યસનમાં પડે છે. કારણ કે માણસો સાથે સબંધ ધરાવવા અંગે તેની બીક જતી રહે છે અને ભૂખ તેને આ સૌથી સહેલો ઉપાય શોધી તેના ઉપર હુમલો કરવા ફરજ પાડે છે. આવી ટેવ નર કરતાં માદામાં આવેલી વધારે દેખાય છે. આના કારણમા તેમ પણ કહી શકાય કે પોતાનાં બચ્ચાં માટે પૂરતો ખોરાક શોધવાની તકલીફ પડે ત્યારે તે મનુષ્યને મારવા લલચાય છે આ રીતે માણસ મારવાની ટેવવાળાં બચ્ચાં મોટા થઇ પોતાની માની પાસેથી મેળવેલી પોતાની ટેવ સુધારી શકતાં નથી આવા વ્યક્તિગત દાખલામા ઢોર મારવાનું જેમ પેઢી દરપેઢી ચાલ્યું આવે તેમ મનુષ્યમારવાનું પણ તેમજ ચાલ્યું આવે છે આનું કારણ એ આપી શકાય કે અમુક જગ્યામાં મનુષ્યભક્ષી વાઘો મળી આવે છે જ્યારે બીજી જગ્યામાં વાઘો આવા દુર્ગુણ વાળા મળી આવતા નથી.

વાઘ ઘણી રીતે પોતાની ખાસિયતમાં સાવજને મળતો આવે છે છતાં સાવજની માફક તે શાડિયો નથી. અને ભાગ્યે જ ડણક નાંખે છે જ્યારે તે ડણકે છે ત્યારે સાવજની ડણકને ભુલાવી દે છે. પોતાની છાતીના ઊંડાણમાંથી કાઢી રુંવાડા બેઠા થઇ જાય એવી રીતે તે અવાજ વધતો જ જાય છે આ અવાજ આસપાસના વાતાવરણમા પડઘા પાડે છે. આ ડણકનું એક કારણ તે ગરમી ઉપર હોવાનું છે. અને જ્યારે તે સાંજના આખળો છોડી ઊભો થાય છે ત્યારે અથવા તો શિકારની શોધમા હોય તે વખતે નાંખે છે. બીજો અવાજ ખાલી છાતીમાથી કાઢે છે જે વખતે તે હુમલો કરવાનું સૂચવે છે અને પોતે ખ્યાલ બહાર કોઇ અજાણી વસ્તુ જોઇ જાય ત્યારે "બ્હૂફ" કરી ભાગે છે. આ અવાજ બીક પણ સૂચવે છે. જ્યારે સંતોષથી ફરતો હોય અથવા બેઠો હોય ત્યારે બન્ને હોઠની વચ્ચેથી હવા કાઢી બિલાડીની જેમ "પર" કરે છે

એક બીજો અવાજ વાઘ કરે છે તે બહુ વિચિત્ર હોય તેમાં તે અસલ સાંબરના અવાજને મળતો આવે છે. જે અવાજને માટે ઘણા મતમતાન્તર બહાર આવ્યા છે. આ અવાજ એક જ જંગલ જ્યા સામ્બર તથા વાઘ બન્ને વસતાં હોય તેમાં કોણ



કરી ગયું તે શોધવું બહુ અઘરું છે. કેટલાક એમ માને છે કે સામ્બર ભોળવાઇને નજીક આવે તો શિકાર સહેલાઇથી થાય તે માટે કરે છે. પણ આમાં કાંઇ એના શિકાર સાથે બહુ સંબંધ નથી. બીજો એક મત-એમ જણાવે છે કે તે પ્રજોત્પાદન માટે કરાએલો છે. જ્યારે વાઘ આ અવાજ કાઢે છે ત્યારે તે સહચરીની શોધ કરવા અથવા તો તેના સાથે વાતચીત કરવા કાઢે છે. પણ એટલું તો ચોક્કસ નક્કી થયું છે કે જ્યારે માણસની ગંધ અથવા વહેમ આવી જાય ત્યારે વાઘ જરૂર આ અવાજ કાઢે છે એ ઉપર એટલું જોઇ શકાય છે કે તેનાથી તે આશ્ચર્ય, વહેમ, અથવા બીક બતાવે છે.

સ્વભાવથી પટાયત એકલસુરો છે. પ્રજનન અને બચ્ચાંની સંભાળ રાખવાની હોય તો તેઓ એક બીજાના સંપર્કમાં આવે છે. અને તે વખતે એક બીજા સાથે બંધાઇને રહે છે. આ કાયદો પ્રાણી જગતે સર્વમાન્ય કરેલો કાયદો છે. દિવાળી ઉપર સાધારણ રીતે આપણા પટાયતો પ્રજનન ઋતુમાં આવે છે અને પોષ મહામાં બચ્ચાં ઘણાં દેખાય છે તે ઠેઠ હોળી સુધી તેઓનાં જુદે જુદે વખતે બચ્ચાં જન્મે છે. પટાયત એક પત્નીવ્રતધારી છે કે નહિ તે કહેવું મુશ્કેલ છે. બહુ પત્ની એ તો તે જગ્યામાં વસતો વાઘ બીજા નાના નરોને મારી ભગાડતો હોય અને તે વખતે ત્યાં વસતી ફરતી માદાઓ ઋતુ ઉપર આવે છે તેના ઉપર આધાર રાખે છે. તેઓ એક કરતાં વધારે પુખ્ત ઉંમરની માદાઓ સાથે ચાલતાં ફરતા દેખાયા છે. આ રીતે એક માદા અને એક જ નર કેટલા વખત સુધી અથવા તો કાયમને માટે સાથે રહે છે તે હજુ જાણવામાં આવ્યું નથી. છતાં એમ સમજી શકાય છે કે જ્યારે માદાને બચ્ચાં જન્મે છે અથવા જન્મવાની તૈયારી હોય ત્યારે તે એકાન્ત શોધી લે છે. જો કે પુખ્ત ઉમ્મરનાં નરમાદા અને બચ્ચાં એક જ ટોળામાં ફરતાં દેખાયાં છે. નરનું સાથે ફરવું આપણને એ વિચાર તરફ લઇ જાય છે એક તો તેઓ જુદાં પડ્યાં જ નહિ હોય અથવા તો માદા ફરી પાછી પ્રજનન ઋતુમાં હોવા અંગે નરનો પરિચય સાધતી હોય. હજુ મોટાં બીલાડ વર્ગના પ્રાણીનો પ્રજનનકાળ કેટલે વખતે આવે છે તે જાણવામાં આવ્યું નથી. એક ઠેકાણે એમ પણ કહેવામાં આવ્યું છે કે વાઘ દર બે કે ત્રણ વરસે પ્રજોત્પત્તિ કરે છે. અને એક વિયાજણનાં બચ્ચાં બીજા વિયાજણનાં બચ્ચાં સાથે તેઓનાં માબાપ સાથે ફરતાં જોવાયાં છે તેમાં પહેલા વિયાજણનાં બચ્ચાં તો લગભગ તેની મા જેટલા કદનાં થઇ જાય છે અને પોતાની મેળે ગુજારો કરી શકે એવાં હોય છે. એ ઉપરથી સમજી શકાય છે કે વાઘણ પોતાનાં બે ત્રણ વરસનાં બચ્ચાંને પોતાની સંભાળ નીચે રાખે છે.

વાઘણનું ગર્ભાધાન લગભગ સાવજ જેટલું જ એટલે ૧૦૮થી ૧૧૦ દિવસનું. હોય છે. વાઘણ જંગલના ઘાટા ભાગ અથવા તો કોઈ ગુફા કે મોટા પથ્થરના પોલાણમાં બચ્ચાંને જન્મ આપે છે. અને એક વિયાજણમાં લગભગ પાંચથી ૭ બચ્ચાંને જન્મ આપે છે જેમાંથી ઘણે ભાગે બે થી ત્રણ બચ્ચાં પુખ્ત ઉમ્મરનાં થાય છે. બચ્ચાં જન્મીને થોડા કલાકમાં પોતાની આંખળીમાં ચાલવા લાગી જાય છે અને ૭ મહિને તો પોતાની મા સાથે શિકારની સફર કરવા લાગી જાય છેઃ નિષ્ણાત પ્રાણીશાસ્ત્રી મી. ડનબાર બ્રેન્ડરે એક ટોળામાં એક નર બે માદા અને ત્રણ તેની માની જેટલી જ ઉંચાઈનાં બચ્ચાંને સાથે ફરતાં જોયાં છે. જ્યારે આવી ટોળી શિકારની શોધમાં નીકળે છે ત્યારે શિકારને તગડવા હાંકો નાંખે છે અને તે વખતે સૌ એકબીજાનો સહકાર રાખતાં જાય છે. આવી રીતે સાવજની ટોળીઓ શિકાર કરતાં ઘણી વખત જોવામાં આવે છે. આથી બચ્ચાંને શિકાર ખેલવાની તાલીમ મળે છે. વાઘણ પોતાનાં બચ્ચાંને શિકારની તાલીમ આપતાં દેખાઇ છે તેમાં તે શિકારને કમજોર કરી લઇ બચ્ચાંને તેને બરાબર જગ્યામાંથી પકડી શકે છે કે નહિ તે જુવે છે. આ વખતે બચ્ચાં શું માનખુ ઉપર દેખાવાં થાય છે તે જોઇ શકાય છે. કાં તો તેઓ શિકારમાં પાવરધાં થઇ જાય છે અથવા તો ઢોરઢાંખરને માર મારતાં શીખી જાય છે અને એવી રીતે મનુષ્યભક્ષીપણું આવી જાય છે.





કુદરતમા વાઘ કેવો ભાગ ભજવે છે તેની વિશેષ માહિતી મેળવતા વ્યક્તિગત્ વાઘની ખાસીયતનું અવલોકન કરવાથી પૂરી પડે છે. આપણા અવલોકનનુ નિશાન એમ હોય કે આ અમુક પ્રાણી અત્યારે શુ કરવા ઇચ્છા રાખે છે તે વખતે વ્યક્તિગત્ પ્રાણી પોતાની જાતની નક્કી કરી રાખેલી સહજ-બુદ્ધિથી પ્રેરાઇ તેનો આશરો લે છે ત્યારે એમ સમજી શકાય કે તેની બાપદાદાની ખાસીયતની જે પ્રણાલિકા છે તે મુજબ પોતે મેળવેલા અનુભવ પ્રમાણે, તેની રહેવાની જગ્યાને અનુસરી, અને પોતાની આસપાસ, ફરતી પ્રાણીસૃષ્ટીના બદલાતા સબધ જોઇ તે પ્રમાણે વર્તે છે. આ તત્ત્વો જે તેના જીવન ઉપર અસર કરે છે તેનાથી વધારે જ્ઞાન મળે છે. આપણે કોઇ એકલા પ્રાણીનો જ અભ્યાસ નહિ કરવો જોઇએ તેની સાથે તે કુદરતમાં શુ ભાગ ભજવે છે તે પણ જાણવું જોઇએ. હજુ વાઘની બદલાતી રહેણાકની પરિસ્થિતિ હવાના ફેરફાર, ઋતુના ફેરફાર, બદલાતી જગ્યાઓ અને જે પ્રાણીઓ વચ્ચે પોતે રહે છે તેનાથી શું શું અસર તેના સ્વભાવ ઉપર પડે છે એવું ઘણું ઘણું જાણુવા જોવાનુ રહ્યું છે. આપણને હજુ તેની હરફર અને સ્થલાન્તર વિશે પણ જોઇએ તેવી માહિતિ નથી, તેનો પ્રજનન વેળાનો સંબંધ, તેઓની હંમેશ રહેવાની રીત અને એવી બાબતો ઉપર હજુ ઘણું અવલોકન કરવાની જરૂર છે. આવા અવલોકનો જો પદ્ધતિસર કરવામા આવે તો કુદરતની કરકસરમાં પ્રાણી પોતાનો ચોક્કસ 'હિસ્સો' બતાવે છે અને આવા પ્રાણીને જાણવા જોવાનો ચિરંજીવ આનંદ આપણને પ્રકૃતિમા ઓતપ્રોત કરી નાખે છે.

મને પોતાને વાઘનો ઘણો ઓછો અનુભવ છે. મને તેના શિકારમાં મચાન ઉપર બેસવા જગ્યા મળી છે પણ મારા કમનસીબે તે કોઇ વખત આવ્યો જ નથી બાકી મેં તેના સામ્ભરને મળતો અવાજ બરાબર સાંભળ્યો છે. અને તપાસ કરતાં તે વાઘે જ કર્યો હશે એની ખાત્રી તેની તાજી પગ છાપ ઉપરથી થએલી*

*[ જે કાંઈ મેં અહીં લખવા પ્રયત્ન કર્યો છે તે વાઘના ખાસ શિકારી અને અવલોકનકારો પાસેથી જાણવા મળ્યું છે તે અને મુંબઇ નેચરલ હીસ્ટ્રી સોસાયટીએ પ્રસિદ્ધ કરેલી The Wild Animals of the Indian Empireના આધારે આ લેખ લખ્યો છે—લેખક ]



આપણાં અતરમા એવો કોઇ એક જરૂર છે, જે માનવ હોવા ઉપરાંત વ્યક્તિગત માનવને વટાવીને सदा जनानां हृदये सन्निविष्ट.—સર્વ જણાના હૃદયમાં રહેલો છે. તે છે સર્વ કાળનાં માનવ. તેમના જ આકર્ષણથી માનવનાં વિચારમાં, ભાવમાં, કર્મમાં સમગ્ર માનવતાનો આવિર્ભાવ જણાય છે મહાત્મા પુરુષો તેમને સહજ ભાવે સર્વે મનુષ્યોમાં અનુભવે છે, તેમના પ્રેમથી સહજમા જીવન સમર્પણ કરે છે. તે અંતરસ્થ માનવની ઉપલબ્ધિથી જ માનવ પોતાની વ્યક્તિસીમા વટાવીને માનવસીમામાં પહોંચે છે. તે માનવની ઉપલબ્ધિ બધે ય સરખી હોતી નથી, અને ઘણે સ્થળે તે વિકૃત હોવાથી સઘળા મનુષ્યો હજુ ય સાચા માનવ થયા નથી. પરંતુ તેમનું આકર્ષણ નિરંતર માણસના અંતરમાં થઇ રહ્યું છે. તેથી જ આત્મ-પ્રકાશની આશામાં અને પ્રયાસમાં માણસ ક્યાંય સીમાનો સ્વીકાર કરતો નથી. તે માનવની જ પ્રત્યેક જુદેજુદે નામે પૂજા કરે છે.

—રવીન્દ્રનાથ ટાકુર

# તાત્યા ટોપે

વિજયશંકર મં. ભટ્ટ

૧.

નાનાસાહેબનો બાળસાથી તથા શૂરવીર સેનાપતિ તાત્યાટોપે શિવાજીનો શિષ્ય હતો. અંગ્રેજ લેખકોએ પણ એની કુનેહનાં વખાણ કર્યાં છે, અને કબૂલ કર્યું છે કે, વ્યૂહરચના ગોઠવવામાં તથા શત્રુસૈન્યને થકવી નાંખવામાં તે એક્કો હતો, અંગ્રેજ લશ્કરને એનો પીછો પકડવા ૩૦૦૦ માઇલ અથડાવું પડયું અને નવ મહિના સુધી ઘૂમવું પડયું એ હકીકત અંગ્રેજ ઇતિહાસકારોએ પણ નોંધી છે. માનસિંહના મિત્રદ્રોહના પરિણામે તે અંગ્રેજોના હાથમાં તા. ૭મી એપ્રીલ ૧૮૫૯ના રોજ સપડાયો. અંગ્રેજોએ તાત્યાના શૌર્યનાં ખૂબ વખાણ કર્યાં છે.* તેની સામે ન્યાયનું નાટક ભજવ્યા બાદ તા. ૧૮ મી એપ્રીલ ૧૮૫૯ના રોજ તેને ફાંસી દેવામાં આવી. આમ તાત્યા ટોપે, આપણા ઇતિહાસમાં બનતું આવ્યું છે તેમ મિત્રદ્રોહનો ભોગ બન્યો.

* "A very, capable, astuteman, he done of all the natines brought by the mutiny to the front–kunwar-singh & the Gudh maulavi alone ex-cepted—showed any great qualities of generalship. Tatia was a man to be feared."

Indian mutiny: Kapey & mallean Vd. IV p. 105.

હાલમાં નાશક જિલ્લામાં આવેલા યેવલા નામના સ્થળે તાત્યાનો જન્મ થયેલો. એના પિતાનું નામ પાંડુરંગ પંત, પાંડુરંગને કુલે આઠ સંતાન થયાં તેમાં રઘુનાથ એનો બીજો દીકરો હતો. ભવિષ્યમાં તાત્યા ટોપેને નામે વિખ્યાત બનનાર માનવી તે જ આ રઘુનાથ તાત્યાનો જન્મ થયો તે અરસામાં પેશ્વાઇનો સૂર્ય અસ્ત પામ્યો અને બાજીરાવ પેશ્વા બ્રહ્માવર્ત જઈ વસ્યા. નાનાસાહેબ તથા લક્ષ્મીબાઈના પિતાની માફક તાત્યાના પિતા પણ બાજીરાવના આશ્રિત બની ધર્માદા ખાતાના ઉપરી તરીકે સેવા આપી રહ્યા હતા; અને તાત્યા ટોપેએ જીવનની શરૂઆત એક અદના કારકુન તરીકે કરી. આ કારકુનીમાંથી તાત્યા કાર્યકુશળ ગેરીલા યોધ્ધો અને માલીકને વફાદાર સ્વદેશભક્ત કેવી રીતે બન્યો તે કોયડો છે!

આમ તાત્યા બાજીરાવના કુટુંબમાં ઉછરી મોટો થયો. પેશ્વાના આશ્રિતો પોતાના માલીક તરીકે પેશ્વાને જ ગણતા. બીજા કોઈ માલીકને તે પિછાનતા નહિ. બાળપણનો સાથી નાનાસાહેબ તાત્યાને મન તેનો સાચો માલીક હતો. અંગ્રેજો તેને મન પરદેશી હતા. અને એમણે તેના માલીકનું રાજ્ય હરી લઈ પોતાનો આશ્રિત બનાવી તેના દીકરાનું પેન્શન બંધ કર્યું હતું. આ પરિસ્થિતિમાં તેની સામે જે આરોપ મૂકવામાં આવેલો તે ટકી શકે તેવો નહોતો એવો સ્પષ્ટ અભિપ્રાય અંગ્રેજ ઇતિહાસકારો દર્શાવે છે.

તાત્યાનું મૂળ નામ રઘુનાથ પાંડુરંગ યેવલેકર હતું. આવા સામાન્ય કારકુનની પ્રતિભા, શિસ્ત, દૂરંદેશી, બુદ્ધિબળ તથા સિપાઈગીરીની પારખ પેશ્વાને એકાદ પ્રસંગે થઈ જવાથી તેના ઉપર તે ખુશ થઈ ગયા અને એક કસબી ટોપી એને ભેટ આપી. આ ટોપીમા નવરત્નો ભરી દેવામાં આવ્યાં હતાં. તાત્યા ટોપેના ચિત્રોમાં જે ટોપી દર્શાવવામાં આવેલી હોય છે તે જ આ ટોપી. આવી ટોપીની બક્ષિસ આપ્યા બાદ પેશ્વા રઘુનાથને 'તાત્યા ટોપે'ના નામે સંબોધવા લાગ્યા અને આખુંયે કુટુંબ યેવલેકરમાથી ટોપે-કુટુંબ બન્યું ×

નાનાસાહેબના સલાહકારોમાં બે જણા તરી આવે છે–તાત્યાટોપે તથા અઝીમુલ્લાખાન. બન્ને પ્રખર દેશભક્ત હતા. બાત્રિ સ્વાતંત્ર્યની ઝંખનાથી બન્નેના જીવનમાં ઉત્સાહ હતો. બન્ને કાર્યકુશળ હતા. બન્નેને એક જ લગની લાગી હતી. બન્નેનું જીવનધ્યેય એક જ હતું. અઝીમુલ્લાખાન જેવી ધીરજ અને શાન્તિનો

× સેનાપતિ તાત્યાટોપે પા. ૮૩

કર્તા: ડૉ. નારાયણ દામોદર સાવરકર





પદાર્થપાઠ તાત્યાએ ફાંસીને માંચડે ચડતાં આપી દીધો છે.

તાત્યાટોપે અને રંગો બાપૂજીમાં ઘણું સામ્ય તરી આવે છે. બન્ને આગ્રહી સ્વામીભક્ત સેવકો હતા. બન્ને દૂરંદેશી, વ્યવહારકુશળ રાજનીતિજ્ઞ પુરૂષો હતા. બન્નેના વૃદ્ધ પિતાઓએ, પોતે પસંદ કરેલા કામમાં મંડ્યા રહેવાનો આદેશ તેમને આપ્યો છે. રંગો બાપુજીને શરૂઆતમાં જ જો ભૂગર્ભવાસ જ સેવવો પડ્યો ન હોત અને દક્ષિણ હિન્દે સમર્થ સાથ આપ્યો હોત તો?—પણ એ પ્રશ્ન અસ્થાને છે.

૨

તાત્યાટોપનું વૃત્તાંત બરોબર સમજવા માટે માનસિંહ વિષે થોડું જાણી લેવાની જરૂર છે. ફૈઝાબાદ વિભાગના પાંચેક મુખ્ય તાલુકદારોમાંનો માનસિંહ એક હતો. બળવાની આગાહી આ સર્વેએ અગાઉથી કરેલી અને અંગ્રેજ સરદારને ખબર પણ આપેલી. આ બધાના અગ્રણી માનસિંહે શરૂથી જ અંગ્રેજોની ખફગી વહોરી લીધેલી હોવાથી તે પરહેજ અવસ્થામાં હતો. મૂળમાં તો તે સિંધિયાનો સામંત હતો પણ સિંધિયાએ તેનો પ્રદેશ આંચકી લીધેલો હોવાથી તે રોષે ભરાયો અને વિફરી બેઠો. આમ છતાં જેવી રીતે સિંધિયાને અંગ્રેજોએ તેના દીવાન મારફત બળવામાં ભાગ લેતો રોકી રાખેલો તેવી રીતે માનસિંહને પણ તેનો પ્રદેશ પાછો મેળવી આપવાની લાલચ આપી અંગ્રેજોએ પોતાના સાથમાં લીધો. સ્વાર્થ શું નથી સાધી શકતો? એક મામૂલી તાલુકદારી માટે માનસિંહે ભયંકર વિશ્વાસઘાત આદરવાની શરૂઆત કરી અને તાત્યાટોપેનું અદૃષ્ટ તેને વધસ્તંભ પાસે દોરી ગયું.

અંગ્રેજ લશ્કરની સાથે સંતાકુકડી રમી તેમને હંફાવતો તાત્યાટોપે પોતાના સાથીદારો તેનો સાથ તજી ગયેલા હોવાથી નિરાશ જેવો બની ગયો હતો. તેના સબળ સાથીઓ રાવસાહેબ તથા ફિરોઝશાહ તેનાથી વિખુટા પડ્યા હતા. છેક છેવટ સુધી સાથે રહેલા આ સાથીદારો સહેજ અણબનાવ થતા ક્યાં અદૃશ્ય થઈ ગયા તે જણાયું નહિ.

તાત્યાટોપેને વિશ્વાસ મૂકવા લાયક એક જ સાથી બાકી રહ્યો અને તે માનસિંહ. માનસિંહ બેવડી રમત રમી રહ્યો હતો તેનું ભાન તાત્યાને ક્યાં હતું? જેને તે પોતાનો અનન્ય સાથી માનતો હતો, જેની સાથે રહી પરદેશી સત્તાને જડમૂળથી ઉખેડી નાખવાનો પ્રયાસ કરવામાં પોતાનું જીવન જે ધન્ય માનતો હતો તે જ તેને વફાદાર રહ્યો નહિ અને પાછલે બારણે અંગ્રેજો સાથે સંદેશા ચલાવવા લાગ્યો. અંગ્રેજોને શરણે જઈ તેણે પોતાને માટે અભયવચન મેળવી લીધું હતું. .અને પોતાની જાગીર પાછી મેળવવાનાં સ્વપ્નાં સેવી રહ્યો હતો. આ દેશદ્રોહીએ પોતાના કાકા અજિતસિંહને પણ દગો દીધેલો પણ તે માનસિંહની ચાલ સમજી જતાં નાસી ગયો. આમ એક પછી એક બધા પ્રતિસ્પર્ધીઓના ઘાટ ઘડતો માનસિંહ પોતાનો સ્વાર્થ સાધવાની પેરવી કરી રહ્યો હતો ત્યાં અચાનક તાત્યાટોપે એને આવી મળ્યો. એક જંગલમાં બન્નેનો ભેટો થયો. જુદે જુદે સ્થળે નાસભાગ કરવાથી તાત્યાટોપે નિરાશ તેમજ શ્રમિત બની ગયો હતો. ચારે બાજુથી અંગ્રેજ સરદારો સુસજ્જ લશ્કર સાથે દેશદ્રોહીઓની મદદથી તેનો પીછો પકડી રહ્યા હતા. અંગ્રેજ સરદારને પોતાની ઝડપી ચાલથી હંફાવ્યા છતાં તાત્યા એકલો પડી ગયો અને હતાશ બની સર્વ પરિસ્થિતિથી એણે માનસિંહને વાકેફ કર્યો. નિ:સંકોચે, મિત્રભાવે તાત્યાએ માનસિંહને પોતાનો મદદગાર માન્યો પણ પવનના રાજાની સહાય મેળવવા જનાર અહમદશાહ મૌલવી જેવી જ તાત્યાની હાલત થઈ. માનસિંહ ઉપર ખૂબ વિશ્વાસ રાખી તેની સલાહ અનુસાર પોતાનાં છૂપાવાનાં સ્થળ તે નક્કી કરી રહ્યો હતો તે સમયે માનસિંહ અંગ્રેજ સરદાર મીડની સાથે તાત્યાને અંગ્રેજોને સ્વાધીન કરવાનું કાવતરૂં રચી રહ્યો હતો. તાત્યાએ આ તાકડે માનસિંહની સલાહ પૂછી. માનસિંહ બીજે સ્થળે ગયો હોવાથી એણે કહાવી મોકલ્યું: " જે સ્થળે તમે છો ત્યાં જ રહો. ગણેક દિવસમાં આવું છું "

માનસિંહે આ સંદેશાનો અક્ષરાર્થ આબાદ રીતે પાળ્યો. ૧૮૫૯ની ૭મી એપ્રીલે મધરાતે તાત્યાટોપે



જે જંગલમાં છૂપાયો હતો ત્યાં માનસિંહ આવી પહોંચ્યો. તાત્યાટોપે ભર ઉંઘમાં હતો. આ જ સ્થિતિમાં એને કેદ કરવામાં આવ્યો. દેશી અધિકારી સાથે કેટલાક મુંબાઇ પલટણના સિપાઇઓ થોડે દૂર છૂપાયા હતા. તેમણે આ કામ પાર પાડ્યું અને તાત્યાને બીજે દિવસે અંગ્રેજ સરદાર મીડની આગળ ખડો કરવામાં આવ્યો.

૩

લશ્કરી અદાલત સમક્ષ કામ ચાલતાં તા. ૧૦મી એપ્રીલ ૧૮૫૯ના રોજ તાત્યાટોપેએ પોતાનું બ્યાન સ્વેચ્છાએ રજૂ કર્યું. એનો બચાવ સરળ, સ્પષ્ટ અને સીધો હતો:

"મેં કાલ્પી પડતા સુધી મારા માલીક નાના સાહેબનો હુકમ ઉઠાવ્યો છે, અને ત્યારબાદ રાવસાહેબનો. અંગ્રેજ સ્ત્રી, પુરૂષ કે બાળકોના ખુનની જવાબદારી મારી નથી. મારે તે સાથે કાંઇ લેવાદેવા નથી. મેં કોઇને પણ ફાંસી દેવાનો હુકમ આપ્યો નથી. આથી વધુ મારા બચાવમાં મારે કાંઇ કહેવું નથી.'

લશ્કરી અદાલતે તાત્યાને ફાંસીની સજા ફરમાવી તા. ૧૮મી એપ્રીલે આ સજાનો અમલ કરવામાં આવ્યો.

એમ કહેવાય છે કે ફાંસી દેવાનું કામ કરનાર કોઇ ન મળવાથી એક બિન અનુભવી આદમી મારફત કામ લેવાયું. તદ્દન સ્વસ્થ ચિત્તે, સ્થિતપ્રજ્ઞની માફક તાત્યા ટોપે ફાંસીને માંચડે ચડ્યો અને પોતાને હાથે જ ફાંસો ગળામાં નાંખ્યો. પછી નીચેનું પાટીયું ખસેડી લેવામાં આવ્યું. તાત્યાની જીવનલીલા ખતમ થઇ ગઇ, સીપ્રી આજુબાજુની ટેકરીઓ ઉપરથી હજારો માણસો આ અંતિમ દૃશ્ય નીહાળી રહ્યા હતાં અને દેશપ્રેમી વીરો પોતાને કેટલી મમતાથી આવકાર આપી શકે છે તેનો પ્રત્યક્ષ પદાર્થપાઠ મેળવી રહ્યા હતા.

તાત્યાને ફરમાવવામાં આવેલી સજા વધુ પડતી અને ગેરકાયદેસર હતી એમ અંગ્રેજ ઇતિહાસકાર મેલેસન સ્પષ્ટપણે કહે છે. મેલેસન લખે છે; "તે વેળાએ લોકમતે (એટલે અંગ્રેજોના લોકમતે) આ સજા વ્યાજબી ગણી પણ ભવિષ્યમાં આ સજાને સમર્થન મળશે કે કેમ તે શંકાસ્પદ છે. તાત્યા ટોપે બ્રિટિશ પ્રજાજન કે સેવક નહોતો. ૧૮૧૨ની સાલમાં જ્યારે તેનો જન્મ થયો ત્યારે તેનો માલીક પશ્ચિમ હિન્દના એક વિશાળ ભાગનો અધિપતિ હતો. આ માલીકનું રાજ્ય હરી લેવાયા બાદ તેને વફાદાર રહી તાત્યાએ પોતાનો જીવનક્રમ ઘડી કાઢ્યો. એના ઉપર ખૂનનો આરોપ ઘડવામાં આવ્યો જ નહોતો. આ સર્વ વિચારતાં એને થયેલી સજા ઘણી જ વધુ પડતી ગણાય."

મેલેસન તાત્યા ટોપેને ઓસ્ટ્રિયાના એન્ડ્રિસ હોફર* સાથે સરખાવી ભવ્ય અંજલિ આપે છે.

*" હોફર અને તાત્યા ટોપે વચ્ચે ઘણું સામ્ય છે. જેમની સામે તેઓ લડ્યા છે તેમના અમલ દરમિઆન આ જન્મેલા નહોતા બન્નેની જાતિઓ પરદેશી અમલની એડી નીચે આવી ગઇ હતી. બન્નેએ રાષ્ટ્રવ્યાપી ઉત્થાનમાં અસાધારણ વીરતાથી શત્રુ સામનો કર્યો હતો.

એન્ડ્રિસ હોફર ઓસ્ટ્રિયામાં ટાઇરોલનો વતની હતો. નેપોલીઅને ઓસ્ટ્રિયા ઉપર હલ્લો કર્યો ત્યારે ટાઇરોલના શહેરીઓ તેનો સામા થયા. હોફરે તેમની સરદારી લીધી. તેણે લડાઇમાં એવું કૌશલ્ય દાખવ્યું કે, ત્રણ જ દિવસમાં શત્રુઓને પીછેહઠ કરવી પડી. પરંતુ છેવટે નેપોલીઅને ઓસ્ટ્રિઅન સૈન્યને હરાવી મુલક કબજે કર્યો. હોફર ભૂગર્ભવાસી થઇ બેઠો. તાત્યા ટોપેને જેમ તેના મિત્રે દગો દીધો તેમજ હોફર પણ મિત્રદ્રોહનો ભોગ બન્યો અને પોતપોતાના દેશમાં રાષ્ટ્રપુરૂષનું પદ પ્રાપ્ત કરી નેતાપદે સ્થપાયા હતા. હોફર ને તાત્યા ટોપે-બન્નેએ વર્ચસ્વ ધરાવતી જાતિનો સામનો એટલી બધી દૃઢતાથી કર્યો કે, તેમની સામે અસામાન્ય પગલાં લેવાની ફરજ પડી. યુરોપિઅન હોફરની ગણના હાલ પણ જગતના વીર પુરૂષોમાં થાય છે; અને બીજાને-મરાઠા તાત્યા ટોપેને-હિન્દીઓ વીર પુરૂષમાં નહિ ગણતા હોય તેની શી ખાત્રી? ચંબલ, નર્મદા અને પર્વતોની આસપાસના પ્રદેશમાં તાત્યા ટોપેનું નામ પ્રેમપૂર્વક ઉત્સાહથી નહિ લેવાતું હોય એમ કોણ કહી શકશે?"

તેને નેપોલીઅન સમક્ષ ઊભો કરવામાં આવ્યો. લશ્કરી અદાલત સમક્ષ તેના ઉપર કામ ચલાવવામાં આવ્યું. હોફરને ગોળીએ ઉડાવી દેવાની સજા થઇ. ૧૮૧૦ ના ફેબ્રુઆરી માસમાં તેને ગોળીથી વીંધી નાંખવામાં આવ્યો. તેનાં સંબંધીઓએ તેની કબર ઉપર તેની પ્રતિમૂર્તિ સ્થાપી.

[ ૧૭ ]

એક વખતે ભગવાન તથાગત શ્રાવસ્તી નગરીના પૂર્વોદ્યાનમાં રહેતા હતા. વિશાખાની નાની રમતિયાળ પૌત્રી એ વખતે ત્યાં મરણ પામી ભગવાન આ વાટિકામાં વિશોખાનાં ગૃહમાં જ રહ્યા હતા. ભીને લુગડે, આંસુભરી આંખે, ઉઘાડે વાળે, પોતાની પૌત્રીને બચાવી લેવાના મોહમાં, વિશાખા ભગવાનના સાન્નિધ્યમાં દોડતી આવી. આવીને એણે શોકભારે અવાજે કહ્યું. 'ભગવાન! અમારું રમકડું અમે ખોઈ બેઠા છીએ!'

'શું થયું છે વિશાખા? આટલી બધી ઉતાવળે આવે કપડે કેમ આવવું પડ્યું?'

'અરે! પ્રભુ! મારી નાની પૌત્રી મરણ પામી છે. આખા ઘરને એ હસાવતી હતી. અમે રમકડું ખોઈ બેઠા!'

'વિશાખા! તને છોકરાં ઘણાં જ પ્રિય છે કાં? આખી શ્રાવસ્તી નગરીની વસ્તી જેટલાં સંતાનો તારી વાટિકામાં કલ્લોલ કરતાં હોય તો તને તો એવું દૃશ્ય ગમે!'

'હા પ્રભુ! મને તો કિલ્લોલ કરતાં બાળકોની એક દુનિયા હોય, તો પછી બીજું ભલે કાંઈ ન હોય!'

'પણ શ્રાવસ્તી નગરીમાં હમેશાં કેટલાં મરણ થતાં હશે?'

'દસ, આઠ, સાત કે નવ કાંઈક તો હશે. એકથી વધુ મરણ તો હમેશાં હું જોઉં છું!'

'આ તારી શિશુસૃષ્ટિની કલ્પના પાર પડે તો, તું ભીનાં લુગડાં ને આંસુવાળી આંખમાંથી કોઈ દિવસ મુક્ત થાય ખરી? વિશાખા! એ તો એવું છે, આપણને આ દુનિયામાં સો વસ્તુ પ્રિય હોય, તેનો અર્થ એ થાય કે આપણે સો શોક માટે તૈયાર રહેવું. જેને નેવું વસ્તુમાં રાગ છે, એણે નેવું શોક વોર્યા છે આ પ્રમાણે કરતાં કરતાં જેને એકે વસ્તુમાં રાગ નથી, એને માટે એકે શોક રહેતો નથી. જે રાગથી પર છે, કેવળ એ જ શોકથી પર રહે છે

આપણા તમામ શોકો એ આપણા પ્રિયજનો પ્રત્યેનાં રાગનાં સંતાનો છે!

જેને દુનિયામાં કાંઈ જ પ્રિય નથી, એને માટે શોક નથી.

જેને દુનિયામાં કાંઇ જ પ્રિય નથી, એટલે કે એકના કરતાં બીજું વધારે પ્રિય, એવું જેને માટે રહ્યું નથી.

એવું એને માટે રહ્યું નથી, કારણ કે વસ્તુના નૈસર્ગિક કાનુનને એ જાણે છે. આપણને ગમે તેટલું પ્રિય હોય તેણે પણ જવું જોઇએ. એ જે જાણે છે, વિશાખા! માત્ર એ જ મનુષ્ય શોકને તરે છે!

અને જેને કાંઇ પ્રિય નથી, એને કાંઈ અપ્રિય પણ નથી. માટે શોકને તરવાનો આ એક જ રસ્તો છે. કોઇ વસ્તુને એવી પ્રિય ન કરો કે એ તમને રાગથી બાંધી લે!

[ ૧૮ ]

જેવી રીતે બળદ ચાલે એટલે ગાડાનું પૈડું પાછળ ચાલે જ છે, તેમ માણસ મનમાં ખોટો વિચાર કરે, એ એનો વિચાર માત્ર,

* શ્રી ધૂમકેતુનાં લોકસંસ્કાર કથાવતિમા ત્રણ પુસ્તકો તૈયાર પ્રગટ થયાં છેઃ 'જ્ઞાનગોષ્ઠિ' 'વાંને ચોવડે' અને 'બોધકથાઓ'. આ પ્રસંગો 'બોધકથાઓ'માંથી લીધા છે.

કામનું બીજ વાવે જ છે. પોતાને થયેલા અપમાનનો જે વારંવાર વિચાર કરે છે, તેને એ વિચાર અનુભવને અંતે માલુમ પડશે, કે થયેલું અપમાન તો રહ્યું જ છે, પણ વધારામાં, જેનાં મૂળિયાં ઉખેડીને ફેંકી દેતાં, આકાશ-પાતાળ એક થઈ જાય એવું ધિક્કારનું એક બીજું લફરૂં પણ એનામાં પેઠું છે! તથાગતે એટલા માટે કહ્યું છે કે વેરથી કદી પણ વેર ન શમે.

બનારસના રાજાને એક વખત લોભ થયો પોતાની પડખેનું કોશલ દેશનું રાજ પોતાને મળે તો પોતે મોટો રાજા થાય

એણે ગમે તેમ કરીને કોશલનું રાજ હાથ કર્યું. રાજા માર્યો ગયો. સગર્ભા રાણી જંગલમાં ભાગી ગઈ. ત્યાં તેને એક પુત્ર થયો. દીર્ઘાયુ તેનું નામ.

હવે આ વાતને વરસો વીતી ગયાં. બનારસનો રાજા બ્રહ્મદત્ત તો આ વાત ભૂલી પણ ગયો. કોશલનું જુદું કોઈ રાજ હતું એનું પણ લોકોને સ્મરણ ન રહ્યું.

પણ આ જે કોશલરાજનો બાળક છોકરો દીર્ઘાયુ, તે ધીમે ધીમે મોટો થયો.

તે પોતાની આજીવિકા માટે ફરતો ફરતો રાજા બ્રહ્મદત્તને ત્યાં આવી ચડયો. અશ્વવિદ્યામાં કુશળ હતો, એટલે રાજાને ત્યાં નોકર રહ્યો. કોઈ જાણતું નથી કે આ શત્રુ રાજાનો પુત્ર છે. દીર્ઘાયુએ પણ એવી વિશ્વાસપાત્ર નોકરી બજાવી કે ધીમે ધીમે એ તો રાજા બ્રહ્મદત્તનો સારથી થઈ પડયો.

આજના કરતાં એ જમાનામાં સારથીનું સ્થાન જુદું હતું. તે માત્ર રથ હાંકનારો ન હતો. એ રાજાના મિત્ર જેવો ગણાતો. સુખમાં અને દુઃખમાં, રાજા અને સારથી, બન્ને સાથે રહેવાને જાણે નિર્માયેલાં હતા.

હવે એક દિવસ રાજા બ્રહ્મદત્ત શિકારે ગયો. શિકારની પાછળ એટલો દૂર નીકળી ગયો કે માણસો તો કયાંયનાં કયાંય પાછળ રહી ગયાં. તાપ પણ ઠીકઠીકનો જામ્યો. ભૂખ લાગી, તરસ લાગી, એક ઝાડની ઘાટી છાયા નીચે રાજાનો રથ આવ્યો

ત્યાં થોડું પાણી મળ્યું. રાજાને કાંઈક શાંતિ થઈ. પોતે દીર્ઘાયુના ખોળામાં માથું મકીને સૂઈ ગયો.

જંગલ આખું એકલું ચારે તરફ ફેલાયેલું હતું કોઈ કહેતાં કોઈ માણસ કયાંય દેખાતો ન હતો. એ વખતે દીર્ઘાયુના મનમાં પોતાનું ભૂતકાળનું જીવન, પોતાના બાપની અવદશા, મા, જંગલે જંગલ રખડી હતી તે દિવસો બધું એક પછી એક યાદ આવવા માંડયું!

જેમ જેમ એ યાદ આવતુ ગયું તેમ તેમ દીર્ઘાયુનું મન ખાટું થતું ગયું!

આ બધું, આ રાજા બ્રહ્મદત્તને લીધે થયું, એવો ધિક્કારભર્યો વિચાર મનમાં ઉગી નીકળ્યો!

આવો એકાંતનો લાગ જોઈને એને મન થઈ આવ્યું કે જો રાજાનું આંહીં કાટલું કાઢી નાખ્યું હોય તો દુશ્મનનો દુશ્મન જાય ને બાપનું વેર વાળ્યું કહેવાય!

પિતાને સદ્ગતિ તો મળે!

પણ એના પિતાએ એને મરણ પામતાં પહેલાં બે ત્રણ સોનેરી વેણ સંભળાવ્યાં હતાં. એ વેણ એને અત્યારે યાદ આવ્યાં!

એના પિતાએ કહ્યું હતું: "દીર્ઘાયુ! વેર





વાળનાર કરતાં ક્ષમા આપનાર વધારે ઉત્તમ છે. અને એમાં પણ વેર લેવાની શકિત હોય, છતાં જે ક્ષમા આપે છે, તે માણસ નરોત્તમ છે!'

પિતાનાં આ સોનેરી સુત્રો યાદ આવવાથી એનું મન વેર લેવામાંથી પાછું હઠી ગયું. એણે તલવાર મ્યાન કરી દીધી!

હવે આ બાજુ મનોમન સાક્ષી હોય તેમ રાજા બ્રહ્મદત્તને નિદ્રામાં એક સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં જાણે પોતે દીર્ઘાયુના કબજામાં બંધનમાં પડયો છે. દીર્ઘાયુ એના ઉપર તલવારનો ઘા કરવા તૈયાર થાય છે, અને રાજા બૂમ પાડીને ગભરાટમાં ને ગભરાટમાં જાગી જાય છે!

પણ રાજા બ્રહ્મદત્તની આ સ્વપ્નાની વાત દીર્ઘાયુને બીજી રીતે સમજાણી. એનું મન પાપી થયું હતું, એટલે એને લાગ્યું કે, રાજા વાત જાણી ગયો છે, ને હવે આ ઢોંગ કરે છે! રાજધાનીમાં પાછા ફર્યા પછી એ એને લટકાવી દેવાનો છે!

એટલે એને થયું કે હવે જો હું પ્રગટ થઇને રાજાને નહિ હણું તો રાજા પછી મને જીવતો નહિ જવા દે!

એણે તલવાર ખેંચીને કહ્યું: 'હું દીર્ઘાયુ ખરી રીતે કોશલરાજનો પુત્ર છું. વેરની ઘડી હવે આવી પહોંચી છે. આપણે આજે હિસાબ પતાવી લઇએ!'

પણ રાજા બ્રહ્મદત્તને આ દીર્ઘાયુ સાથે હિસાબ પતાવવાની વાત કયાં હતી? એના મનને દીર્ઘાયુની અત્યાર સુધીની સચ્ચાઇ અસર કરી ગઇ. તેણે દીર્ઘાયુને કહ્યું: 'આપણે તલવારથી નહિ, એક બીજાને ભેટીને હિસાબ પતાવીએ! મેં તને શોધી કાઢયો છે એમ તારા મનને આવ્યું છે. પણ એમ નથી ભાઇ! આપણે એક બીજા, એક બીજાને જીવન આપીએ એટલા માટે હું તને આ કહું છું!'

છેવટે એમાંથી બન્ને મિત્રો થઇને ક્ષમા વીરસ્ય ભૂષણમ્ એ પદાર્થપાઠ જીવનમાંથી જ શીખ્યા.

## [૧૯]

શેખસાદી નામે એક મુસ્લીમ મહાત્મા થઇ ગયા છે. તેમની વાણી એટલી સુંદર છે કે દુનિયાની બધી પ્રજા એ જાણવા માટે આતુર રહે છે.

એમણે કેટલીક સુંદર દૃષ્ટાંત કથાઓ આપી છે. એક વખત એવું બન્યું કે એક વિરક્ત સાધુ વનમાં રહેતો હતો. રાજાની સવારી એ દિવસ ત્યાંથી નીકળી. પણ સાધુ તો પોતાના ભજનમાં તલ્લીન હતો. રાજાને માન આપવાનું પણ એને ધ્યાન રહ્યું નહિ!

રાજા નીકળ્યો હતો, એને માન આપવું જોઇએ, એવી એવી કોઈ વાત માટે તો, એનું મન ભાગ્યે જ વખત ફાજલ પાડી શકે તેમ હતું. એ મન તો આખું યે, લેશ પણ બીજી વાતમાં સમજે નહિ તેમ, ઇશ્વરને અર્પણ થઇ ગયું હતું!

પણ રાજાનું મન તો માન અપમાનના ખ્યાલમાં જ પળે પળે રમવાવાળું. એને ત્યાં તો એ જ ધમાલ રહેતી. આમ સલામ કરે તો માન ગણાય ને આમ નમે તો અપમાન કહેવાય! એટલે એણે ધ્યાનમાં રાખી લીધું કે સાધુએ આપણને માન આપ્યું નથી એને તો એમ પણ વિચાર આવ્યો કે આ

માન લેવા માટે થઈને, ફરીને એક વખત એ રસ્તે આવવું જ જોઈએ!

પણ રમતારામ સાધુ તો બીજી વખત પણ એ ના એ ગયે વખતે સલામ કરવાનું ભૂલી ગયા હતા. આ વખતે તો સામે જોવાનું પણ ધ્યાન રહ્યું નહિ!

છેવટે તો રાજા સાહેબે સામેથી ચાલીને એને કોઈ સાથે કહેવરાવ્યું કે, રાજા સાહેબ આંહીંથી નીકળે છે ને તમે તો એને માન પણ આપતા નથી!

સાધુએ જવાબ વાળ્યો: 'રાજા સાહેબને કહો કે, માનની આશા તો એવા પાસેથી એમણે રાખવી ઘટે, જેમને રાજા સાહેબ કાંઈક આપી શકે તેમ હોય! અમારી પાસે તો હવે જે મૂડી છે તે આપવા માટેની છે. રાજાસાહેબને જોઈતી હોય તો આવે ને જોઈએ એટલી, શક્તિ પ્રમાણે ઉપાડી જાય! રાજા, જો પ્રજાની રક્ષા કરવાનો ધર્મ સમજશે, તો એને આ પ્રજા પાસેથી ભક્તિ માગવાનો વખત પણ નહિ રહે એટલું બધું કામ નીકળી પડશે!'

[ ૨૦ ]

એક વખત હાતિમતાઈને ત્યાં મોટી મીજબાની થઈ ગઈ. ભાતભાતનાં ભોજન તૈયાર થયાં. ઘેરઘેરથી માણસ ત્યાં જમવા ગયાં. લોકો ખુશખુશ થઈ ગયા.

હવે તે જ દિવસે કોઈ કારણને લીધે હાતિમતાઈને જંગલમાં જવું પડ્યું!

જંગલમાં એક કઠિયારો લાકડાંનો ભારો ભેગો કરી, નિરાંતે એક ઝાડની છાયા નીચે બેઠો બેઠો, પોતાનું ભાતું છોડીને લુખ્ખો સૂકો રોટલો ને મરચું, બેઠો બેઠો ખાય! રસથી ને પ્રેમથી એ પોતાની રોટી ખાઈ રહ્યો હતો.

હાતિમતાઈને એ જોઈને આશ્ચર્ય થયું. આટલા બધા માણસો પોતાને ત્યાં આવ્યાં, એમાં કૈંક ગરીબગરબાં પણ હતાં. સૌને એણે પ્રેમથી, નાના મોટાના ભેદ વિના, આમંત્રણ આપ્યું હતું, અને આ કઠિયારો એમાં આવ્યો નહિ એ નવાઈની વાત!

તેણે કઠિયારાને કહ્યું: 'કેમ તમે આજે સાંભળ્યું નથી? આજ તો હાતિમતાઈએ મીજબાની આપી છે. તમે ત્યાં ન ગયા?'

કઠિયારાએ જવાબ વાળ્યો: 'હાતિમતાઈની મિજબાની છે એ ખરું. પણ મેં ઈશ્વરને એક વેણ આપ્યું છે. ને ઈશ્વરે મને આપ્યું છે!'

'શું?'

'કે મારે મહેનતની રોટી રળવી. અને ઈશ્વરે કહ્યું છે કે મારે તને મહેનતની રોટી આપવી! આવી રોટી રળવા આડે હાતિમતાઈને ત્યાં લાબો હાથ કરવાનો મને વખત જ ક્યાં છે?'

હાતિમતાઈને કોઈએ ત્યારપછી પૂછ્યું કે તમારા કરતાં વધારે યોગ્ય, વધારે ઉદાર માણસ કોઈ જોયો છે?

હાતિમતાઈએ જવાબ દીધો: 'હા. એક કઠિયારો મારા કરતાં વધારે ઉદાર, વધારે યોગ્ય દીઠો ખરો!'

'એણે કેટલું આપ્યું હશે?'

'એણે આપ્યું કાંઈ નથી. પણ કોઈનું જિંદગીમાં કાંઈ લીધું નથી!'





વાળનાર કરતાં ક્ષમા આપનાર વધારે ઉત્તમ છે. અને એમાં પણ વેર લેવાની શક્તિ હોય, છતાં જે ક્ષમા આપે છે, તે માણસ નરોત્તમ છે!'

પિતાનાં આ સોનેરી સુત્રો યાદ આવવાથી એનું મન વેર લેવામાંથી પાછું હઠી ગયું. એણે તલવાર મ્યાન કરી દીધી!

હવે આ બાજુ મનોમન સાક્ષી હોય તેમ રાજા બ્રહ્મદત્તને નિદ્રામાં એક સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં જાણે પોતે દીર્ઘાયુના કબજામાં બંધનમાં પડયો છે. દીર્ઘાયુ એના ઉપર તલવારનો ઘા કરવા તૈયાર થાય છે, અને રાજા બૂમ પાડીને ગભરાટમાં ને ગભરાટમાં જાગી જાય છે!

પણ રાજા બ્રહ્મદત્તની આ સ્વપ્નાની વાત દીર્ઘાયુને બીજી રીતે સમજાણી. એનું મન પાપી થયું હતું, એટલે એને લાગ્યું કે, રાજા વાત જાણી ગયો છે, ને હવે આ ઢોંગ કરે છે! રાજધાનીમાં પાછા ફર્યા પછી એ એને લટકાવી દેવાનો છે!

એટલે એને થયું કે હવે જો હું પ્રગટ થઈને રાજાને નહિ હણું તો રાજા પછી મને જીવતો નહિ જવા દે!

એણે તલવાર ખેંચીને કહ્યું: 'હું દીર્ઘાયુ ખરી રીતે કોશલરાજનો પુત્ર છું. વેરની ઘડી હવે આવી પહોંચી છે. આપણે આજે હિસાબ પતાવી લઈએ!'

પણ રાજા બ્રહ્મદત્તને આ દીર્ઘાયુ સાથે હિસાબ પતાવવાની વાત ક્યાં હતી? એના મનને દીર્ઘાયુની અત્યાર સુધીની સચ્ચાઈ અસર કરી ગઈ. તેણે દીર્ઘાયુને કહ્યું: 'આપણે તલવારથી નહિ, એક બીજાને ભેટીને હિસાબ પતાવીએ! મેં તને શોધી કાઢયો છે એમ તારા મનને આવ્યું છે. પણ એમ નથી ભાઈ! આપણે એક બીજા, એક બીજાને જીવન આપીએ એટલા માટે હું તને આ કહું છું!'

છેવટે એમાંથી બંન્ને મિત્રો થઈને ક્ષમા વીરસ્ય ભૂષણમ્‌ એ પદાર્થપાઠ જીવનમાંથી જ શીખ્યા.

## [૧૯]

શેખસાદી નામે એક મુસ્લીમ મહાત્મા થઈ ગયા છે. તેમની વાણી એટલી સુંદર છે કે દુનિયાની બધી પ્રજા એ જાણવા માટે આતુર રહે છે.

એમણે કેટલીક સુંદર દૃષ્ટાંત કથાઓ આપી છે. એક વખત એવું બન્યું કે એક વિરક્ત સાધુ વનમાં રહેતો હતો. રાજાની સવારી એક દિવસ ત્યાંથી નીકળી. પણ સાધુ તો પોતાના ભજનમાં તલ્લીન હતો. રાજાને માન આપવાનું પણ એને ધ્યાન રહ્યું નહિ!

રાજા નીકળ્યો હતો, એને માન આપવું જોઈએ, એવી એવી કોઈ વાત માટે તો, એનું મન ભાગ્યે જ વખત ફાજલ પાડી શકે તેમ હતું. એ મન તો આખું યે, લેશ પણ બીજી વાતમાં સમજે નહિ તેમ, ઇશ્વરને અર્પણ થઈ ગયું હતું!

પણ રાજાનું મન તો માન અપમાનના ખ્યાલમાં જ પળે પળે રમવાવાળું. એને ત્યાં તો એ જ ધમાલ રહેતી. આમ સલામ કરે તો માન ગણાય ને આમ નમે તો અપમાન કહેવાય! એટલે એણે ધ્યાનમાં રાખી લીધું કે સાધુએ આપણને માન આપ્યું નથી! એને તો એમ પણ વિચાર આવ્યો કે આ

માન લેવા માટે થઈને, ફરીને એક વખત એ રસ્તે આવવું જ જોઈએ!

પણ રમતારામ સાધુ તો બીજી વખત પણ એ ના એ ગયે વખતે સલામ કરવાનું ભૂલી ગયા હતા. આ વખતે તો સામે જોવાનું પણ ધ્યાન રહ્યું નહિ!

છેવટે તો રાજા સાહેબે સામેથી ચાલીને એને કોઈ સાથે કહેવરાવ્યું કે રાજા સાહેબ આંહીંથી નીકળે છે ને તમે તો એને માન પણ આપતા નથી!

સાધુએ જવાબ વાળ્યો: 'રાજા સાહેબને કહો કે, માનની આશા તો એવા પાસેથી એમણે રાખવી ઘટે, જેમને રાજા સાહેબ કાંઈક આપી શકે તેમ હોય! અમારી પાસે તો હવે જે મૂડી છે તે આપવા માટેની છે. રાજાસાહેબને જોઈતી હોય તો આવે ને જોઈએ એટલી, શક્તિ પ્રમાણે ઉપાડી જાય! રાજા, જો પ્રજાની રક્ષા કરવાનો ધર્મ સમજશે, તો એને આ પ્રજા પાસેથી ભક્તિ માગવાનો વખત પણ નહિ રહે એટલું બધું કામ નીકળી પડશે!'

[ ૨૦ ]

એક વખત હાતિમતાઈને ત્યાં મોટી મીજબાની થઈ ગઈ. ભાતભાતનાં ભોજન તૈયાર થયાં. ઘેરઘેરથી માણસ ત્યાં જમવા ગયાં. લોકો ખુશખુશ થઈ ગયા.

હવે તે જ દિવસે કોઈ કારણને લીધે હાતિમતાઈને જંગલમાં જવું પડ્યું!

જંગલમાં એક કઠિયારો લાકડાંનો ભારો ભેગો કરી, નિરાંતે એક ઝાડની છાયા નીચે બેઠો બેઠો, પોતાનું ભાતું છોડીને લુખ્ખો સૂકો રોટલો ને મરચું, બેઠો બેઠો ખાય! રસથી ને પ્રેમથી એ પોતાની રોટી ખાઈ રહ્યો હતો.

હાતિમતાઈને એ જોઈને આશ્ચર્ય થયું. આટલા બધા માણસો પોતાને ત્યાં આવ્યાં, એમાં કૈંક ગરીબગરબાં પણ હતાં. સૌને એણે પ્રેમથી, નાના મોટાના ભેદ વિના, આમંત્રણ આપ્યું હતું, અને આ કઠિયારો એમાં આવ્યો નહિ એ નવાઈની વાત!

તેણે કઠિયારાને કહ્યું: 'કેમ તમે આજે સાંભળ્યું નથી? આજ તો હાતિમતાઈએ મીજબાની આપી છે. તમે ત્યાં ન ગયા?'

કઠિયારાએ જવાબ વાળ્યો: 'હાતિમતાઈની મિજબાની છે એ ખરું. પણ મેં ઈશ્વરને એક વેણ આપ્યું છે. ને ઈશ્વરે મને આપ્યું છે!'

'શું?'

'કે મારે મહેનતની રોટી રળવી. અને ઈશ્વરે કહ્યું છે કે મારે તને મહેનતની રોટી આપવી! આવી રોટી રળવા આડે હાતિમતાઈને ત્યાં લાંબો હાથ કરવાનો મને વખત જ ક્યાં છે?'

હાતિમતાઈને કોઈએ ત્યારપછી પૂછ્યું કે તમારા કરતાં વધારે યોગ્ય, વધારે ઉદાર માણસ કોઈ જોયો છે?

હાતિમતાઈએ જવાબ દીધો: 'હા. એક કઠિયારો મારા કરતાં વધારે ઉદાર, વધારે યોગ્ય દીઠો ખરો!'

'એણે કેટલું આપ્યું હશે?'

'એણે આપ્યું કાંઈ નથી. પણ કોઈનું જિંદગીમાં કાંઈ લીધું નથી!'





[ ૨૧ ]

અબુ બીન આદમને એક સ્વપ્ન આવ્યું. એને લાગ્યું કે દેવલોકનો કોઇ ફિરસ્તો એના ઘરમાં આવ્યો છે! સ્વપ્નમાંથી જાગ્યો ત્યાં ખરેખર કોઇ ફિરસ્તો બેઠો બેઠો લખે!

અબુ બીન આદમે પૂછ્યું: 'ભાઈ! કોનાં નામ લખો છો?'

'જે લોકો ઈશ્વરને ચાહનારા છે, એમનાં નામ ભેગાં કરું છું!' ફિરસ્તાએ જવાબ દીધો.

'ત્યારે તો એમાં મારું નામ હશે!'

'તમારું નામ? ના, તમારું નામ તો નથી!'

'ત્યારે ફિરસ્તાજી! એક કામ કરો. મારું નામ છેક છેલ્લે ટપકાવી મૂકો. તેમાં લખજો કે આ માણસ, માણસને ચાહે છે માટે, એનું નામ છેક છેલ્લું લખ્યું છે!'

ફિરસ્તો તો તે દિવસે લખીને ઊઠી ગયો.

પણ બીજે દિવસે આવ્યો ત્યારે અબુ બીન આદમનું નામ સૌથી પહેલું મૂકાઈ ગયું હતું! ઈશ્વરને ચાહનારા ભક્તોની નામાવલિમાં સૌથી મોખરે આ માણસનું નામ હતું! અબુ બીન આદમ!

[ ૨૨ ]

સિદ્ધરાજ જયસિંહ પછી કુમારપાલ ગુજરાતમાં રાજા થયો, એણે પણ સધરા જેસંગની પેઠે પરદુઃખભંજન કરવામાં રાજાનું કર્તવ્ય માન્યું. પણ સદ્વૃત્તિને આત્માના એક માત્ર વિશ્વાસુ મિત્ર તરીકે માનવી એ વાત બહુ બહુ કઠણ છે. સદ્વૃત્તિવાળાને પણ કીર્તિની લેહ લાગે છે રાજા કુમારપાલને પણ થયું કે, જો મને સુવર્ણસિદ્ધિ મળે તો હું પણ, રાજા વીર વિક્રમની પેઠે આખી પૃથ્વીને કરજના ભારથી મુક્ત કરી દઉં!

સદ્ગુણની પણ જ્યારે અતિશયતા આવે છે, ત્યારે એ વિષે વિવેકથી વિચાર કરવાનો રહે છે.

કુમારપાલે હેમચંદ્રાચાર્યને વાત કરી. હેમચંદ્રાચાર્યે કહ્યું કે મારા ગુરુ દેવચંદ્રસૂરિએ સુવર્ણસિદ્ધિ પ્રાપ્ત કરી છે.

રાજાએ તો દેવચંદ્રસૂરિને બહુ માનપૂર્વક પાટણમાં નિમંત્ર્યા. અને હેમચંદ્રાચાર્યની પાસેથી કુમારપાલની મહેચ્છા વિષે જાણ્યું. રાજાને વીર વિક્રમની માફક આખી પૃથ્વીનું કરજ ફેડીને કીર્તિ મેળવવી છે.

ગુરુ દેવચંદ્રે જવાબ દીધોઃ 'જેને વર્તમાન જીવનમાં પ્રતિષ્ઠાનો મોહ થાય છે એને સદ્વૃત્તિનું છેલ્લું ફળ–આત્મ સાધના–કદાપિ પણ મળતું નથી. રાજાને મોહ થાય માટે, સાધુઓ જો આવી અલૌકિક વસ્તુઓ બતાવતા રહેશે તો એમાંથી લોકો ચમત્કારને ધર્મ માનશે, ને ધર્મને ઢોંગ ગણશે! જીવનમાં કોઈ વસ્તુ સાધુને મળે અને પછી એનું એ પ્રદર્શન કરવા માંડે ત્યારે સમજવું કે હવે એની તપશ્ચર્યાનો અંત આવ્યો છે!'

ત્યારપછી રાજા ને ગુરુ હેમચંદ્ર બન્ને લોકકલ્યાણમાં વધારે ધ્યાન આપવા લાગ્યા. ને કીર્તિની ઉપાસનાને ખોટો મોહ ગણવા લાગ્યા.

આ પ્રમાણે સદ્વૃત્તિથી કામ કરે તેમાં પણ સોપાન પરંપરા રહી છે એ કોઈ ન ભૂલે. જેને નામશેષનો પણ મોહ ન રહે, માત્ર



પોતે કર્તવ્યની ખાતર જ કર્તવ્ય કર્યા કરે, એ ધર્મવૃત્તિ સૌથી ઉત્તમ ગણાય ?

[ ૨૩ ]

એક વખત સોક્રેટીસ પાસે એક માણસ આવ્યો. તેણે સોક્રેટીસને કહ્યું: 'ભાઈ! તમે સત્યની ઘણી અસરકારક વાતો કરી જાણો છો તો મારે એ સાંભળવી છે!'

સોક્રેટીસે કહ્યું: 'પણ એ વાતો સાંભળવાનું મૂલ્ય ચૂકવવાનું તમારે રહેશે!'

'શું?'

સોક્રેટીસે જવાબ આપ્યો: 'તમે કેવા છો ને શું કામ કરો છો?'

'હું તો સુતાર છું!'

'એમ? ત્યારે જુઓ. તમે તમારું સુતારીકામ, ઉત્તમમાં ઉત્તમ રીતે કર્યાનો, મનમાં જે દિવસે સંતોષ મેળવો, તે દિવસે અહીં આવજો. એટલી તૈયારીથી તમે આવશો, એટલે મારી વાત તમને તરત સમજાવા માંડશે. એટલી તૈયારી વિના આવશો, તો હું વર્ષો સુધી બોલું, ને તમે વર્ષો સુધી સાંભળો, તો આપણો બેમાંથી કોઈનો શકરવાર પાકે નહિ! લાકડું સારી રીતે છોલનારો માણસ જ સત્યશોધનનો શ્રમ વેઠી શકે. બીજો નહિ!'

★

# નવરાત્રમાં ભગવતીની આરાધના

વ્રજલાલ ત્રિવેદી

## જ્યારે ગામડાના સંસ્કારો જીવનને ઘડતા હતા

લીંબડીથી ઘેર આવ્યો. પુનઃ અહિં વતનમાં આવીને શું કરવું એ વિચારવાનું હતું જ નહિ. કારણ કે રાખેતા મુજબની પ્રવૃત્તિઓ હાથ ઉપર હતી એટલે પાછલા પ્રકરણોમાં જણાવ્યા પ્રમાણે કાર્ય હાથ ઉપર ધરી લીધું. પરંતુ હવે આ બધાં કાર્યો ભવિષ્યના જીવનને કઈ બાજુ ખેંચી જશે એના સતત વિચારો આવ્યા કરતા વતનના વર્તુળમાં ભમરી ખાધા કર્યા સિવાય કાંઇ પુરૂષાર્થ કરવાનું સુઝતું નહિ.

સુકી ધરતીને વરસાદ ચોમાસામાં લીલી બનાવે એમ મારે બનતું. અગીઆર મહિના પછી નવરાત્રના દિવસોમાં કંઈક અનેરી સ્ફૂરણા આવતી, ગરબીઓ શણગારવામાં હું મશગુલ બનતો, શેરીના સ્નેહીઓનું ટોળું જામતું, તાજા આવેલા નદીના પૂરમાં ગરબીના ખોખાને નવરાવવા લઈ જતા, સાફસૂફ કરીને સોના રૂપેરી કાગળોથી કોતરકામ કરી શણગારતા, ગામમાં તેલ ઉઘરાવતા અને રાતે નોબત, ત્રાંસા અને શરણાઈઓના મીઠા સૂરો સાથે રાસ ગરબીઓ ખેલતા. માતાજી ઉપર ઘણી જ આસ્થા હતી. આ આસ્થાનું મુળ કારણ તો એ જ હતું કે રમત અને તોફાનની એક વૃત્તિને વેગ મળતો તથા કાંઈક પ્રવૃત્તિ મળી રહેતી ધાર્મિક શ્રદ્ધાથી માતાજી પ્રત્યેની ભક્તિ તો કદી સ્ફુરેલ જ નહિ.

આવા રળીઆમણા દિવસોમાં હું લીંબડીથી કળાનું શિક્ષણ શરૂ કરીને કે સાથે સાથે કહું તો પડતું મેલીને અહિં આવ્યો હતો. આ વખતે નક્કી કર્યું કે નવ દિવસ ઉપવાસ કરી ઘીની અખંડ જ્યોતનું માતાજી સમક્ષ રક્ષણ કરવું. ગામમાં બ્રાહ્મણોની એક જમીન જાગીર છે. દર વરસે અહિં નવરાત્રનો ઉત્સવ ઉજવાય અને એક બ્રાહ્મણ આખું નવરાત્ર ઉપવાસ કરી માતાના મંદિરમાં અખંડ દીવો સાચવવા બેસી રહે. મેં ઉડતી વાતો સાંભળેલી કે નવરાત્રિના હવનને દિવસે 'માતાજી સાક્ષાત' નવરાત્ર બેઠેલા બ્રાહ્મણને દર્શન આપે છે. એના શરીરમાં પ્રવેશ કરે વગેરે ઘણું સાંભળેલું. આ વખતે મેં નવરાત્ર બેસવાની હિંમત કરી નાખી.

પણ મનમાં ડર ખરુ હતો. સવારે બપોરે ને સાયંકાળે માતાજીનાં જુદા જુદાં સ્વરૂપો બેસનારને દેખાય. રાતે બાર વાગ્યા પછી નગારા વાગતા સંભળાય નવરાત્ર બેસનાર બ્રાહ્મણની શક્તિ માપવા માતાજી આવા પરચા અવારનવાર બતાવ્યા કરે. આવું પણ સાંભળેલ. એટલે શરૂઆતમાં નવરાત્ર બેસતાં કંપારી તો છુટી પણ જક્કી સ્વભાવને લઇ મંદિરમાં નવરાત્ર બેસવાનું શરૂ કરી દીધુ.

નવરાત્રનો આજે પ્રથમ ઉપવાસ અને પહેલો દિવસ હતો. સવારમાં નાહી ધોઈ પરવાર્યો પૂજા કરાવવા માટે શુકલદેવ પણ આવી પહોંચ્યા. વિધિ પ્રમાણે નવે દિવસ સવારે શુકલદેવને પૂજા કરાવવા આવવાનું હોય છે. શુકલદેવ જાણીતા હતા. એમની ખાસીઅત હું સારી રીતે જાણતો. મીઠા હાસ્ય સાથે તેમણે મારા સાથે વાર્તાલાપ શરૂ કર્યો. ઓહોહો ! ભાઇ તું ! નવરાત્ર બેઠો ! ઘણું જ ઉત્તમ કર્યું—ભાગ્યશાળી માણસો જ ભાઇ, આવું મહદ્ પુણ્ય મેળવી શકે. આટલી નાની ઉમરમાં આવી સદ્‌બુદ્ધિ સુઝે એ તો ચોખ્ખો ભગવતીનો પ્રતાપ કહી શકાય. ભાઇ કાંઇક પૂર્વના પુણ્ય ખરા. આવા મીઠાશ ભર્યા વાર્તાલાપ પછી પૂજા સામગ્રી અને પ્રસાદનો એક ચતુર્થાંશ ભાગ હળવે રહીને ઝોળીમાં સેરવી દીધો. એકાદ કલાકમાં પૂજા વિધિ સંકેલી શાસ્ત્રીજી પોથી સંકેલી ઊભા થયા. મોટા પેટ ઉપર ધોતીયાને વ્યવસ્થિત ગોઠવતા શાસ્ત્રીજીએ સૂચના આપી. માતાજીની મૂર્તિ તરફ નજર કરી આજુબાજુ જોઈને કહ્યું. જાણે કંઇક ગુપ્ત રહસ્ય એમના વિશાળ ઉદરમાંથી ટપકતું માલમ પડ્યું. દીવાની જ્યોત સામે આંગળી ધરી ભારે પેટે સ્હેજ વાંકા વળ્યા. નવ દિવસ સુધી આ જ્યોતને અખંડ રાખવાની છે. સમજ્યો ને ! એટલું કહીને વળી પાછું ભગવતીની મૂર્તિ સામું જોઇ લીધું



કદાચ જ્યોત હોલવાય તો પોતે જવાબદારીમાં નથી. એવો ભાવાર્થ તેમની આ નજરમાંથી તરી નીકળ્યો. મને એમના અભિનયમાં બહુ રસ પડ્યો અને ગમ્મત ખાતર બોલ્યો. હેં શુકલદેવ? ધારો કે કદાચ જ્યોત હોલવાઇ ગઇ તો ?

તો, અરરર, શીવ! શીવ! ભગવતી! ભગવતી! એવા ઉચ્ચારો શાસ્ત્રીજીના મુખમાંથી છુટી પડ્યા. ને આંખોના કોડા જેવા ડોળા ભગવતીના ત્રિશુળ તરફ ધસી પડ્યા. નાભિ સુધી ખેંચેલો શ્વાસ ધીરે ધીરે બહાર ખેંચાયો. અન્નપૂર્ણે! કહી ફરી વાર નિરાંતનો દમ ખેંચી બગલમાંથી સરી ગએલી પોથીને સરખી કરી ફરી પાટલા ઉપર બેસી હાથની સંજ્ઞા વડે મને નીચે બેસવાનું જણાવ્યું.

ભગવતીની જ્યોત ઓલવાય તો ભયંકર પરિણામ આવે એટલું બોલતાં તેમના શરીરની આકૃતિ બદલાઇ ગઇ. પ્રાયશ્ચિત કરતા હોય તેમ સપ્તશતી ને બ્રહ્મ-કવચનાં એકાદ બે સુક્ત બોલી સ્વસ્થ થયા. બીજી અગત્યની સુચના આપી. "નવે દિવસ સંપૂર્ણ બ્રહ્મ-ચર્ય પાળજે." કપાળ ઉપરની રેખાઓ તાણતા શુકલદેવ બોલી ઉઠયા.

"હું તો હજી બ્રહ્મચારી અવસ્થા જ ગાળું છું. પછી એનાથી વિશેષ બીજું કયું બ્રહ્મચર્ય પાળવાનું ?" શુકલદેવ હસી પડ્યા. તે મંદિરના દરવાજા બહાર નીકળી લાકડાની ચાખડીઓ પગમાં ભરાવતા બોલ્યા "તું તો શેઠ લાગે છે એની પણ મારે વ્યાખ્યા કરી બતાવવી આંકી?" મંદિરના પગથીઆં ઉતરતા શુકલદેવ ખભે ભરાવેલી ઝોળીને સરખી કરી આગળ ચાલ્યા. બ્રહ્મચર્યની વ્યાખ્યા સાંભળવા મંદિરના અડધા ભાગ સુધી સાથે ચાલ્યો.

"શુકલદેવ! ભેગા ભેગી પેલી વ્યાખ્યા કહી દો તો તો આપનો ઉપકાર. કદાચ અણસમજણમાં ભૂલ કરી ન બેસું."

"જો મંદિરમાં દર્શન કરવા આવતી જતી સ્ત્રીઓ તરફ નવ દિવસ સુધી જોવું પણ નહિ. મનસા, વાચા ને કર્મથી બરાબર સચેત રહેવું, ભૂલે ચૂકે જો સ્ત્રી તરફ જોવાઇ જાય તો સ્વપ્નામાં પણ આવીને સ્ત્રીઓ બ્રહ્મચર્ય તોડાવી નાખે એ સમજતો નથી ગાંડીઆ ?"

ફરી આંખ અને નાક વિકૃત બનાવી મંદિરના ગર્ભદ્વાર સામે શુકલદેવે દૃષ્ટિ નાંખી લીધી. હસવા સાથે આ નવું કૌતુક મનમાં ઠસી ગયું. છેલ્લું બ્રહ્માસ્ત્ર છોડી શુકલદેવ મંદિરનું દ્વાર છોડી અદૃશ્ય થયા. શુકલદેવના છેલ્લા બ્રહ્માસ્ત્રે વધુ કંપારી છુટી ગઇ. ન કરે નારાયણ ને કદાચ આંખથી કોઇ સ્ત્રીનું મોઢું જોવાઇ જાય. અને શુકલદેવના બ્રહ્માસ્ત્ર મુજબ સ્વપ્નામાં આવો અઘટિત બનાવ બને તો? તો નવ-રાત્રની ઉપાસના અફળ જાય. એ તો ઠીક પણ ભગ-વતીનો ક્રોધ વહોરી લેવો એ કેવું! શુકલદેવે ફેંકેલા બ્રહ્માસ્ત્ર વખતનું તેમનું વિકૃત બની ગએલ મુખ તરત જ આંખ આગળ ખડું થયું અને રૂંવાડાં બેઠાં થઇ ગયાં. મંદિરના ગર્ભદ્વારમાં પ્રવેશ કરતાં પાણીના છાંટા હાથ પગ અને માથા ઉપર છાંટી દેહ શુદ્ધિ માટે

અપવિત્રં પવિત્રો વા સર્વાવસ્થાં ગતોપિવા
યઃસ્મરેત્ પુંડરીકાક્ષં સબાહ્યાભ્યંતરઃ શુચિઃ
વાળો મંત્ર ભણી નાખ્યો.

સાયંકાળની ભગવતીની આરતી ઉતરી ચુકી. પાઠશાળાના વિદ્યાર્થીઓના શ્લોકના ગણગણાટ સંભળાતા બંધ થયા. મંદિરની બહાર ચોગાનમાં ગરબી માતા પધરાવેલાં. લગભગ રાતના બાર સુધી રાસ અને ગરબીઓના કાર્યક્રમ હતા. તે પણ ખતમ થયા. ગરબી સ્થાનકે પધરાવાઇ. માણસોનાં ટોળાં વીખેરાયાં, જોતજોતામાં નીરવ શાંત પથરાઇ ગઇ. હું અને ચોકીદાર-પગી મંદિરના પ્રવેશદ્વારની ડેલી બંધ કરી અંદર આવ્યા. મારા મોઢા ઉપર ખોટી હિંમત પણ હૃદય ધડકતું હતું. બહારની જાળી પાસે પડેલી પાટ ઉપર પગી બિછાનું નાખી લાંબો પડ્યો. મંદિરના ગર્ભદ્વારમાં હું એકલો અંદર ગયો પહેલી રાત હતી. બંને બાજુની જ્યોત બળતી હતી. બહાર વિશાળ પીપળાનાં પાંદડાં હવામાં ખડખડાટ કરતાં હતાં. નીચે ખુણામાં ગરબાના કાણામાંથી કોડીઆના પ્રકાશના રડ્યાં ખડ્યાં તબકતાં કિરણો ડોકીયાં કરતાં હતાં. બાર વાગ્યા પહેલાંની રળીઆમણી રાત આ





રીતે ભયકરતા પ્રાપ્ત કરતી જતી હતી હૃદયમાં હતી એટલી બધી હિંમત એકઠી કરી ગૌમુખીમાંથી માળા કાઢી પાટલા ઉપર ફેરવવા બેઠો આત્મશ્રદ્ધા અને નીડરતાનો અભ્યાસ કરવા પલાંઠી ભીડી માતાજીની મૂર્તિ સમક્ષ પદ્માસન વાળી બેસી ગયો

આંખ ઉઘાડી રાખી ઘડીકવાર બેઠો પણ આંખ ઉઘાડી રાખવાનું જોર ખતમ થયું આજુબાજુનું વાતાવરણ આંખ હવે જોઈ નહોતી શકતી એવી મનને ખાત્રી થઇ બીજી જ પળે આંખો બંધ કરી ગૌમુખી માંહેલા હાથમાંની માળાના પારા એક પછી એક ખેંચવા માંડયો વિચારોનું જોસ વધવા માંડયું અને એટલી જ ઝડપથી પારા પણ ટપોટપ સરવા માંડયા. એની શુધ ન રહી આંગળીઓ માત્ર પારાને નીચે સેરવતી હતી. આંખ બંધ રહેવાનું કામ કરતી અને મનના વિચારો જુદી જુદી કલ્પના ખડી કરવા કામે લાગી ગયા એવામાં છાપરાના ખપેડામાં દોડા કરતી ઉંદરડી મોટા નગારા ઉપર ત્રાટકી ગબડી, ને ભોંય પર પડી નાસી ગઈ એક જ સેકંડમાં ધ્યાન ભંગ થઈ જવાયું આંગળીમાંથી પારા સરતા બંધ થઇ ગયા આંખ ઉઘડી ગઇ અનેક વિચારો ચાલતા હતા એમાંથી એક વિચાર મૂર્તિમંત ખડો થઇ ગયો

સાંભળ્યું હતું કે માતાજી મધરાત પછી નગારાં વગાડે છે બસ આવી બન્યું તડડડ એવો અચાનક અવાજ થયો હું ઝબકયો અને આખા શરીરનાં રૂંવાડા શેહળીના પીછાં જેમ ઉભાં થઇ ગયાં મનમાં થયું કે નગારા ઉપર દાંડીનો ધમકારો થયો અને હમણાં બીજી દાંડી પડશે. આંખ નગારા ઉપર ચોંટી ગઇ પણ આ પરિસ્થિતિ દરમ્યાન ઉંદરડીને નગારા ઉપરથી નીચે પડતી જોઇ એટને ઉડી ગએલી હિંમત પાછી આવવા લાગી ફરી પાછો ધ્યાનમગ્ન બન્યો. આંખો બંધ થઈ અને હાથ માંહેલી માળા ગૌમુખીમાં હાલવા માંડી વધતી જતી રાત મંદિરના ગર્ભદ્વાર માંથી એટલી ભયંકર લાગતી હતી કે ભલભલા છાતીવાળાની મર્દાનગી ધ્રોડીભર તો ધ્રુજી ઉઠે મંદિરના છાપરા ઉપરના નળીઆ સાથે પીપળાનાં પાંદડા પવનને લીધે અથડાવા લાગ્યાં એક પવનની લહેર મંદિરમાં માતાજીની મૂર્તિ સાથે અથડાણી ઘીની જયોતો ને સાડીનો પાલવ ફરફરી ઉઠયાં વિજળી પડે અને ઝબકી જવાય એવી સ્થિતિ થઈ

મારી આંખો માતાજીની મૂર્તિ સામે સ્થિર થઇ ગઇ અને તુરત જ યાદ આવ્યુ કે માતાજી રાત્રિનું જુદુ સ્વરૂપ બદલતાં હોવાં જોઇએ સવાર બપોર અને રાત્રિના સ્વરૂપો બદલવાની કલ્પના યાદ આવી સાડીનો પાલવ હલ્યો અને તેને લીધે ત્રિશુળ પણ ભોંય ઉપર પડયું ગૌમુખી હાથમાંથી સરી પડી. ઉભો થઇને બહાર ભાગવાનું મન થયું. બહાર તો મંદિરના ભંડાર કરતાં પણ રાત્રિ વધારે ભયંકર નૃત્ય કરતી હતી બહાર જાળી પાસે પાટ ઉપર સુનેલા પગીનાં નસકોરાં લુહારની ધમણ જેમ હાફતાં હતાં ધીમે રહીને મંદિરના ઉંબરા પાસે આવ્યો આજુ બાજુ જોયું એક મિનિટ પણ કયાંય સ્થિર જોવાની હિંમત ચાલી નહિ બાજુમાં જ પાટ ઉપર પથારી પાથરેલી હતી કશોએ વિચાર કર્યા સિવાય પાટ ઉપર ધબ દઈને ફસકાઇ પડયો ઓઢવાનું પણ સરી જતું હાથમાં માંડ પકડાયું માથા ઉપર મહામહેનતે ચાદર ઓઢી લીધી પગીને ઉઠાડવાનું મન થયું પણ જીભ ઉપડી જ નહિ છાતીનો થડકારો રહેજ નરમ પડયો આંખ રહેજ મીચાણી એટલામાં તો શુકલદેવવાળુ બ્રહ્માસ્ત્ર સામુ આવતુ જણાયુ ખબરદાર ! જો ભગવતીની આરાધના વખતે મારા બ્રહ્મચર્યને તુક સાની પહોંચી તો ! કદાચ સ્વપ્નામાં ઉભા થઇને બોલ જવાયુ હશે બીજી જ પળે બહાદુરી જરાક નરમ પડી અને મનમાં થયું કે જરાક ઓળખી લઉં કોણ હશે ! આંખ ઝીણી કરી જોઇ લીધુ શેરીની બે છોકરીઓ પાણીની હેલ ભરીને મંદિર ખડકી પાસેથી પસાર થતી હતી. તુરત જ આંખ ઉઘડી ગઇ અને લાગ્યું કે આતો સ્વપ્નું પણ શુકલદેવનું બ્રહ્માસ્ત્ર સાચુ નીવડયુ પ્રથમ નવરાત્રે કોઇની સામે આંખ ઉંચી કરવાનો પ્રસંગ આવેલો નહિ હોવા છતાં આ બલાઓ કેવી રીતે આજે જ ભટકાઈ હશે ?

ચાદરમાંથી માથુ કાઢીને બહાર મંદિરના બાર ણાની તરફમાંથી જોયુ તો બંને જયોતો ગુલ થઇ

ગઇ હતી. નાની ઉંદરડીઓ અંદર દોડા દોડ કરતી હતી. દૂરના ઉંડાણમાંથી સંત્રીઓની આલબેલ સંભળાતી હતી. કંઈક ખડખડાટ થયો અને ઝાપથી માથું ચાદરમાં લપેટી લીધું ફરી વાર જ્યોત સળગાવવા ઉઠવાની હિંમત ચાલી નહિ.

પાછલી રાતની મીઠી ઉંઘ સહેજ જામી ત્યા તો પગી લાકડી પછાડતો બેઠો થઇ ગયો. મારી તો શ્વાન નિદ્રા બની ગઈ હતી. ઉઠીને પૂછયું અલ્યા ભાઇ શું થયું પગી ? બેત્રણ ઉધરસના ખોખારા ખાઇને "ઇ તો કોઇ નઈ માથા વાહે જરા હંસળ થયો તે ઉઠીને જોયું તો તમાકુની પદડી નોળીઓ ખેંચી જતો, તો તે જરાક લાકડી ઠબકારી."

વહેલી સવારે દીવાની બુઝાઇ ગએલ જ્યોત પ્રગટાવી બધું વ્યવસ્થિત કરી નાખ્યું. રાબેતા મુજબ શુકલદેવ આવ્યા ને રાતવાળું બ્રહ્માસ્ત્ર આંખ આગળ ખડું થયું. બીજા દિવસનો પૂજન વિધિ પૂર્ણ થયો, અખંડ જ્યોતની ગતની કુશળતા પૂછી રવાના થયા.

ત્રણ ચાર નવરાત્ર મહામુશ્કેલીએ ખેંચી કાઢી. ઉપવાસ હવે આગળ ખેંચી શકાય એમ નહોતું. રાત્રિનો ડર પણ કાળજામાં પેસી ગયો હતો. પાંચમે દિવસે ઘેર આવીને શીંકામાંથી ઉતારીને રોટલીને શાક ખાઇ લીધાં. પાંચ દિવસના ઉપવાસ પછી એકાએક આવો ભારે ખોરાક ખાધા પછી શરીરની વ્યવસ્થા બગડી. ઝાડા અને ઉલટી ઉપરા ઉપરી થઈ આવ્યાં. ભગવતીની નવરાત્રની આરાધના ખંડિત થઇ. આખા ગામમાં ખબર પડી ગઇ, માતાજી કોપ્યાં લાગે છે. વળી રાત્રે દીવાની જ્યોતો પણ આરામ લેતી. બધું ભેગું થયું, અને હું પણ ગભરાયો, નવરાત્ર તો બેસતાં શું બેસાઇ ગયું, પણ સાપે છછુંદર ગળ્યા જેવું થયું. પણ હવે શું કરવું ? જાણે અજાણ્યે પણ આ એક માતાજીના મહાન ગુનામાં આવી ભેરાણા જેવું થયું. છઠ્ઠે દિવસે શુદ્ધ ભાવે માતાજીની પૂજા કર્યા બાદ માફી માગી લીધી. માતાજી પ્રત્યેની ભક્તિમાં દિલ સાફ હતું. પણ આજુબાજુના સંજોગોએ નિયમની ટેક ચુકવી દીધી. એ બાલિશતાનું પરિણામ હતું. એક દિવસ ખૂબ સાવચેતીથી પસાર કરી નાખ્યો.

આજે અષ્ટમીનો છેલ્લો હવનનો દિવસ હતો. સાયંકાળે યજ્ઞકુંડમાં શ્રીફળ હોમવાની ક્રિયા શરૂ થઇ ગામના સ્ત્રીપુરૂષો દર્શનાર્થે આવી પહોંચ્યા. ગજ-કુટુંબ પણ હાજર હતું. શુકલદેવ વગેરે ઘણા બ્રાહ્મણો "શક્રાદય" ભણવા તૈયાર થઇ ગયા હતા. થોડીવારમાં આચાર્યે 'શક્રાદય' ભણવો શરૂ કર્યો. યજ્ઞ સમાપ્તિ વખતનો આ પ્રસંગ ઘણો જ ગંભીર અને ભવ્ય ગણાતો. એકી સમયે સેંકડો આંખો મારા તરફ સ્થિર થઇ ગઇ. કેટલાકે અંદર અંદર ગણગણાટ પણ શરૂ કરી દીધો. કે હવે માતાજી પ્રવેશ કરી ચૂક્યાં છે. એટલામાં મારા હાથ અને પગમાં ધ્રુજારી છુટી. દર્શન કરવાવાળા માણસોએ ૧૦૦ ટકા માની લીધું કે સાક્ષાત હાજરાહજુર ભગવતી શરીરમાં પ્રવેશ કરી ચૂક્યા છે શક્રાદય ભણવાવાળા બ્રાહ્મણો વધુ ને વધુ બુલંદ અવાજે મંત્રોચ્ચાર કરવા માંડયા. પાસે ઉભેલા શુકલદેવે આખું તપેલું ઘી યજ્ઞકુંડમાં હોમી દીધું. કુંડની જ્વાળા વધુ પ્રજ્વળી. તાપ સહન ન થવાથી ધ્રુજારી વધવા માંડી, ભૂખની અસરથી કમજોરી વધી ગઈ અને શરીર ધ્રુજવા માંડયું પાસે ઉભેલા બ્રાહ્મણોએ બંને બાજુથી ચરવો અને શ્રીફળ સહિત મારા હાથ પકડી રાખ્યા. તેઓએ આમ કરી ભાવિકોને ખાત્રી કરાવી કે ભગવતી પુરેપુરાં પ્રવેશી આનંદમાં આવી ગયા છે. કેટલાકે તો એવી આશા રાખેલી કે હવે માતાજી મોઢામાંથી કંકુ ફુંકે એટલું જ બાકી છે. મને મનમાં થયું કે પહેલેથી કંકુ ગલોફામાં ભરી રાખ્યું હોત તો ? શક્રાદય ભણાઇ રહ્યા બાદ 'જય અંબે'ના ધ્વનિ સાથે મારા હાથમાંનું શ્રીફળ યજ્ઞકુંડમાં પધરાવી દીધું. તુરત જ એક સામટાં અનેક શ્રીફળો યજ્ઞકુંડમાં હોમાઇ ચુક્યાં. અગ્નિની જ્વાળાઓ પ્રચંડ બનતી લાગી. અસહ્ય તાપ, ભૂખ ને પરિશ્રમથી ભગવતીએ એવો પરચો બતાવ્યો કે ખૂબ ધ્રુજી ઉઠયો

★

# લોક સાગરને તીરે તીરે

પરિવ્રાજક

## [૧] ચશ્મા અમર રહે ?

બપોરના વખતે છોકરીઓ શાળાએ ગઈ હતી અને હું આશ્રમમાં બેઠો બેઠો કાંતતો હતો, એક ભિખારણ બાઈ ગામની ભાગોળે, ધોળેલું સારું મકાન જોઈને કોઈ પૈસાદારનો બંગલો માની સારી ભીખ મળશે એ આશાએ આશ્રમમાં આવી. અને મને જોતાં કોઈએ નહિ આપેલો આશીર્વાદ આપ્યોઃ 'ભાગ્યશાળી છો મોટાભાઈ! ભગવાન તમારી લીલી વાડી અમર રાખે. તમારાં ચશમાં (ચશ્મા) અમર રહે!'

ચશ્મા અમર રહે!

મારા મોં ઉપર એ નવા આશીર્વાદ સાંભળતા પ્રથમ ક્ષણે હાસ્ય ફરકી ગયું પરંતુ બીજી ક્ષણે દર્દ થયું જે બાઈને પેટ પૂરતું ખાવા અન્ન નથી તેને રહેવાનાં મકાન, પહેરવાનાં કપડાં એ કદાચ જીવનની જરૂરિયાત લાગે. પરંતુ એ પોતે વગર ચશ્માએ જોઈ શકતી હતી એટલે એને ખ્યાલ પણ નહોતો કે જે લોકો ચશ્મા પહેરે છે તે જરૂરિયાત છે—શોખ નથી! એટલે આશ્રમનું નાનું મકાન, જે ગામડાના ઘરો કરતા સારું અને મઝાનું હતું એને એણે જેમ વૈભવ માન્યો તેમ મેં પહેરેલા ચશ્માને પણ મારો વૈભવ માન્યો અને મારો એ વૈભવ અમર રહે તેવો આશીર્વાદ આપ્યોઃ તમારાં ચશમા અમર રહે!

આ ગરીબાઈ, આ અજ્ઞાનતા અને આ કચડાયેલું જીવન આ બાઈ જેવું નાને મોટે અંશે કેટલી પ્રજાનું છે! એ માટે દેશને કેટલો પુરુષાર્થ કરવો પડશે! ત્યાગ કરવો પડશે!

પરંતુ મારા મગજની એ ગતિને અટકાવતા એ બાઈ બોલી :

'મોટા શેઠ છો, ધણી છો. વધ્યું ઘટ્યું ખાવા આપીને દયા કરો.'

મેં કહ્યુંઃ 'ખાવા તો આપુ, પણ તને અમારું નહિ ખપે.'

બાઈ : 'એવું હોય મોટાભાઈ! તમે શાહુકાર છો, હું જાતે ચારણ છું.'

હું : 'પણ આ તો આશ્રમ છે. અને હરિજનની છોકરીઓ રહે છે.'

એને સમજ ન પડી હોય તેમ મારા સામે તાકી રહી. મને તરત ખ્યાલ આવી ગયો. હું બોલ્યોઃ અહીં દેઢ-ભંગીની છોકરીઓ રાખીને ભણાવીએ છીએ અત્યારે બધી છોકરીઓ ભણવા ગઈ છે. એમને રહેવાની આ જગા છે. આ ઘર નથી, આશ્રમ છે.'

એને સમજ પડી હોય તેમ તરત બોલી: 'તો તો રાંધેલું મને ન ખપે, દાણા આપો. હું મારી મેળે રાંધી ખાઈશ.'

મેં કહ્યું: 'અમે છોકરીઓ માટે તારી પેઠે ભીખ માગી લાવીએ છીએ અને છોકરીઓને ખવડાવીએ છીએ. પછી તને ક્યાંથી આપીએ?'

ઢેડની છોકરીઓ રહે છે એ વાત એને ગળે ઉતરી, પણ એની પેઠે હું ભીખ માગું છું એ વાત મારો વૈભવ જોતાં એને શી રીતે ગળે ઉતરે? એણે એનો અસ્વીકાર કરતાં કહ્યુંઃ 'મોટાભાઈ! તમે તો ભાગ્યશાળી છો. તમારે મારા જેવી ભીખ શું કામ માગવી પડે? ભગવાન એ દહાડો કોયનો ના લાવે.'

પણ એ વખતે પાડોશના ખેતરવાળા ડાહ્યાભાઈ આવી પહોંચ્યા એટલે બાઈના મનનું સમાધાન થઈ ગયું. એ ભિખારણ છે એ જોતાં જ અમારી કંઈ વાત સાંભળ્યા વગર ડાહ્યાભાઈ આવતાં સમા જ એને ઉદ્દેશીને બોલ્યા : 'અહીં શાની ભીખ માગવા આવી છે! આશ્રમમાં તો એ જ તારી પેઠે ભીખ માગે છે તોય પૂરું થતું નથી ને?'

ત્યારે મારી વાતમાં વિશ્વાસ બેઠો. આછો ફેરો પડ્યો તેના મોં ઉપર કચવાટ આવ્યો છતાં જીભે મીઠું બોલતાં કહ્યુંઃ 'ભગવાન તમારું ભલું કરે'

મેં કહ્યુંઃ 'જો તારે ખાવું હોય તો રાંધેલું આપું છોકરીઓ હરિજન છે, પણ હું બ્રાહ્મણ છું.'

'ના, બાપલા, ના તમે બાગમણ હો પણ એમના ભેગા રહો એટલે બધું એક જ કહેવાય'

મારો પ્રચારક સ્વભાવ બોલી ઊઠ્યોઃ 'પણ મને બ્રાહ્મણ થઈને વાંધો નથી તો પછી તને ચારણ થઈને શો વાંધો છે?'



બાઈએ જવાબ આપ્યો: 'તમારાં પેલા જનમનાં કરમ સારાં હશે એટલે તમે જેમ કરો તેમ ચાલે હું આ જનમે આટલું દુઃખ ભોગવું છું, પછી એવો અધરમ કરીને ક્યારે છૂટું!'

અને બાઈએ મારા તરફથી કંઇ આશા રાખ્યા વગર પગ ઉપાડયો. મેં બાઈને પાછી બોલાવી. મારા રસોડામાંથી હું લોટ લઈ આવ્યો અને મેં બાઈને આપ્યો. કહ્યું: 'જો તારે ખાવા કરવું હોય તો વાસણ આપું. આ જોડે કૂવો પણ છે.'

બાઈએ કહ્યું: 'એ કૂવો તો તમારો હશે ને?'

હું: 'હા.'

બાઇ: 'એ પાણી મને શી રીતે ખપે?'

અને બાઇ મને આશીર્વાદ આપીને ગઇ! હું વિચારમાં પડી ગયો. બાઇ કંઇ વૃદ્ધ નહોતી. આધેડ હતી. શરીર વેચીને ધારત તો એ પેટ ભરી શકત. પરંતુ એના લોહીમાં જે સંસ્કાર હતો તેથી એવું પગલું ન ભરતાં ઘેર ઘેર ભટકીને એ ભીખ માગતી હતી એવી જ શ્રદ્ધા, જે મારે મન અંધ શ્રદ્ધા હતી, પરંતુ એને મન એ ધર્મ હતો, એ મારી ભીખ જતી કરીને પણ એ આચરતી હતી. એ માનસ કેવળ કાયદાથી શી રીતે પલટાય?

[૨] દાન!

આશ્રમ માટે અમે દાન ઉઘરાવવા મુંબઇ ગયા હતા. અમે એટલે હું ને મારા એક સાથીદાર. અમારા જિલ્લાના એક કરોડપતિને ઘેર અમે ગયા. એમણે પ્રથમ તો કંઇ આપવાની વૃત્તિ બતાવી નહિ. કહ્યું– 'અમારે રોજ રોજ દાન કરવાં પડે છે. પછી કેટલુંક આપ્યા કરીએ? જિલ્લામાં એવાં તો કેટલાં ય કામ ચાલતાં હોય, બધાને ક્યાં આપતા ફરીએ?'

મેં કહ્યું: "હરિજન પ્રવૃત્તિ જેવી પછાત વર્ગની સેવા માટે તો મદદ કરવી જોઇએ.'

કરોડપતિ: 'એ કામ ખરી રીતે સરકારનું છે.'

હું 'સરકાર પણ અર્ધી ગ્રાન્ટ આપે છે. સરકાર અને પ્રજા બંને મળીને કરે તો જ જાહેરનાં કામ થાય.'

કરોડપતિ: 'પણ અમારી પાસે સરકાર શું રહેવા દે છે? ઇન્કમટેક્ષ દ્વારા બધું તો એ લઇ જાય છે.'

મારા સાથીદાર બોલ્યા: 'આપનાથી એવું કેમ કહેવાય? બીજો કોઇ શેઠિયો કહે તો ચાલે, પણ તમે તો સરકારનું એક ચક્ર છો. સરકાર કાયદા પસાર કરે છે ધારાસભા દ્વારા, અને એ ધારાસભાના તમે એક સભ્ય છો. પછી સરકારમાં તમે ન આવ્યા?'

કરોડપતિએ અમારા તરફથી આવી દલીલની આશા રાખી ન હતી. એ ભૂલને સમજી જતાં એ વાતને આમળ લંબાવ્યા વગર બોલ્યા: 'આ તો હું સામાન્ય વાત કરું છું' અને ચેકબુક કાઢી એમણે પચ્ચીસ રૂપિયાનો ચેક લખી આપ્યો!

બીજે દિવસે અમારા એક બીજા કાર્યકર્તા મળ્યા, તે કેળવણી અંગે ફંડ કરવા આવ્યા હતા. દાન મેળવવાની મુશ્કેલી અંગે ચર્ચા થતાં મેં કહ્યું: 'જે કંઇ રાજીખુશીથી આપે તે આપણે તો લઈ લેવું જોઈએ. પરંતુ એક કરોડપતિ પણ પરાણે ૨૫ રૂપિયા આપે ત્યારે આપણે કામને શી રીતે પહોંચી શકીએ એમ વિચાર આવે છે.'

કાર્યકર્તા એ કરોડપતિ અંગેનો પોતાનો અનુભવ જણાવતાં બોલ્યા:

"હું પણ એમની પાસેથી તમારી જેમ પાછો આવ્યો હતો. એક લાખ જેટલી રકમ મારે ભેગી કરવાની ત્યાં એ સો રૂપિયા આપે તેનો શો અર્થ? મેં એટલી રકમ લીધી નહિ, બીજે દિવસે વાત વાતમાં મેં ફરિયાદ તરીકે નહિ પણ મુશ્કેલીનો ખ્યાલ આપતા એ પ્રસંગ...ને કહ્યો. એ તો કોંગ્રેસમાં સારી લાગવગ ધરાવનાર. એમણે પોતાની સત્તાનો ઉપયોગ કરવાની દૃષ્ટિએ નહિ, પણ મદદરૂપ થઇ પડવાની ભાવનાથી એ વાત થતાં હાથમાં ટેલિફોન લીધો, એ કરોડપતિનો નંબર જોડ્યો. કહ્યું—'અહીં આવી જાઓ, મારે આપનું કામ છે.'

હું વિમાસણમાં પડી ગયો. બોલ્યો; 'એનો





અર્થ એ એવો કરશે કે મેં તમારી લાગવગ કરી."

એમણે કહ્યું: 'ભલે ને માને. એવું તમે કહ્યું નથી, અને કહ્યું હોય તો પણ ખોટું શું છે! તમે ઓછા તમારા માટે માગો છો! અને મને પૂછ્યું. 'તમે એમની પાસે કેટલી આશા રાખી હતી!' "મેં કહ્યું 'પાંચેક હજારની.'

"કરોડપતિની મોટર બંગલે આવીને ઊભી રહી. અંદર આવતાં મને જોયો. કોંગ્રેસી આગેવાને મારો પરિચય કરાવ્યો. કરોડપતિ હસીને બોલ્યા: 'હું એમને ઓળખું છું. ગઈ કાલે એ મારે બંગલે આવ્યા હતા.'

કોંગ્રેસી આગેવાન: 'આવ્યા હતા પણ એમનું તમે ક્યારે કામ કર્યું! તમારા જેવા પોતાના જિલ્લાના કામોને મદદ ન કરે તો પછી કામ ચાલે શી રીતે!'

કૂતરાની જેમ પુંછડી પટપટાવતાં કરોડપતિ બોલ્યા: 'સાહેબ, મારી ક્યારે ના છે! મેં રકમ આપવાની કહી પણ એમણે ના લીધી...'

વચ્ચે કોંગ્રેસી આગેવાન બોલ્યા: 'તમારા જેવા એવી નાની રકમ આપે તો પછી લાખ રૂપિયા ક્યારે ભેગા થાય!'

'તો સાહેબ આપ કહો તેટલા આપું.'

'પાંચહજાર આપો.'

'અને મારા આશ્ચર્ય વચ્ચે કરોડપતિએ એ ઘડીએ જ રૂપિયા પાંચ હજારનો ચેક મને ત્યાં ને ત્યાં લખીને આપી દીધો!'

## [3] સેવાનું રાજકારણ!

હું...બહેનોના આશ્રમની મુલાકાતે ગયો હતો. મુલાકાતે એટલે તપાસણી કરવા નહિ, જોવા, અનુભવ મેળવવા. સંચાલન કરતાં બહેન આશ્રમની વ્યવસ્થા, બહેનોની પરિસ્થિતિ, કાર્યની મુશ્કેલી વગેરેથી મને પ્રત્યક્ષ વાકેફ કરતાં હતાં. તેમાં બે બહેનોને બતાવતાં કહ્યું: 'ચારેક દિવસ ઉપર છાપામાં વાંચ્યું પણ હશે કે લોહીના વેપાર કરતી ટોળી પાસેથી બે બહેનોને પકડવામાં આવી છે.'

મેં એ સમાચાર વાંચેલા એટલે હું બોલ્યો: 'હા, હા, આ જ એ બહેનો!'

'હા.'

મને યાદ આવતા બોલ્યો: 'છાપામાં તો એમ હતું કે તે...આશ્રમમાં છે. તમારા આશ્રમનું નામ ન હતું.'

બહેન મારા સામે મોં મલકાવીને બોલ્યાં: 'એનું નામ સેવાનું રાજકારણ!' મને સમજ ન પડી પૂછ્યું: 'મને ખ્યાલ ન આવ્યો.'

બહેન: 'ગુલામ દેશને લીધે કહો કે આપણા બીજા કોઈ દુર્ગુણને લીધે હો, પરંતુ રાજકારણની મેલી વૃત્તિ આપણા બીજા ક્ષેત્રોમાં પણ પૂરેપૂરી વ્યાપેલી છે. એ આશ્રમની રાજકારણમાં લાગવગ વધારે છે એટલે જશ લેવાનો મોકો એ શું કામ જવા દે? છોકરીઓ પકડાઈ એવી પોલીસે એમને સોંપી. તે ઘડીએ એમણે સ્વીકારી. છાપામાં છપાઈ ગયું પણ ખરું કે તે છોકરીઓ...આશ્રમને સોંપવામાં આવી છે. પછી ત્રીજે દિવસે અમને જણાવ્યું કે છોકરીઓ નાની છે અને અમે વ્યવસ્થા કરી શકીએ તેમ નથી માટે તેમને તમારી આશ્રમમાં રાખો.'

હું બોલી ઊઠ્યો: 'તો પોલીસે સોંપી ત્યારે કેમ એમણે ન કહ્યું કે અમારી મર્યાદા બહારની વાત છે માટે અમુક જગાએ મૂકો?'

બહેન: 'એમ કહે તો પછી સેવાનો જશ લેવાનો મોકો જતો રહે ને! છાપાં આવ્યાં એટલે લોકોને તો લાગે ને કે આશ્રમ સારી સેવા કરે છે. વળી વાર્ષિક રિપોર્ટમાં પણ તેની નોંધ લઈ શકાય. પછી વર્ષ દરમિયાન કેટલી બહેનોને મદદ આપી તેની સંખ્યા વધે શી રીતે? આશ્રમોના આંકડા એ ડોક્ટરના આંકડાઓ જેવા છે. સેવાભાવી દવાખાનાના રિપોર્ટ બહાર પડે છે તેમાં વરસ દરમિયાન આટલા દર્દીઓએ લાભ લીધો તેમ આંકડા મૂકાય છે. પણ એ દર્દીઓમાં કેટલાના દર્દ મટ્યાં તે જાણવાનું શું સાધન છે? મટે તે દર્દી બંધ થાય અને ન મટે તે થાકીને બંધ થાય. આમાં ઘણા વખત થાકેલાની સંખ્યા મોટી પણ હોય! આશ્રમના આંકડાઓ પણ



એવા હોય છે. આશ્રમમાં આવેલી સંખ્યા કેટલા વખત રહી, એનો કેવો ઉકેલ આવ્યો, જે પરિસ્થિતિમાં એ આવી હતી તેના કરતાં સારી પરિસ્થિતિ મળતાં એ આશ્રમ છોડી ગઈ કે થાકીને, એ બધું રિપોર્ટથી ઓછું જાણવા મળે છે? આ બે છોકરીઓ બે દિવસ સંઘરીને એ આશ્રમમાંથી વિદાય થઇ એટલે એની સ્થિતિ સુધરી ગઈ એમ રિપોર્ટ ઉપરથી લાગે જ્યારે એવું કશું ન હોય.'

ખિન્ન ભાવે હું એ બહેનની વાત સાંભળી રહ્યો હતો. એ બોલ્યે જતાં હતાં: 'સેવા કરવી એ ભાવના આપણા દરેકમાં કેટલી છે તે તો પોત પોતાના અંતરઆત્મા સિવાય બીજું કોણ જાણે? મારામાં પણ એ ભાવ કેટલો છે એ હું જાણું, તમે શી રીતે જાણી શકો? એટલે થોડી સેવાએ વધારે જશ લઇ જઈને કામ કર્યાની જેને આવડત હોય તે પ્રજાની વાહ વાહ લઇ શકે છે. અને સેવાના રાજકારણમાં એ જ વૃત્તિ મોટો ભાગ ભજવે છે!'

## [૪] સેવામાં જોખમ

એ બહેને આગળ ચાલતાં એક બીજી વીસેક વર્ષની બહેન બતાવતાં કહ્યું: 'આ બહેનનો ઇતિહાસ કરુણ છે. એ બહેન ઉતરાણને ઘેરથી નાસી ગઈ. એક મુસલમાને ઘરમાં ઘાલી. છ મહિનામાં ત્યાં ત્રાસી ગઈ, પોતાને દુઃખમાંથી છોડાવવા એક પાડોશીને કાગળ લખ્યો. એ પાડોશી વૃદ્ધ હતા, એણે મુસલમાનને રૂપિયા ૪૦૦ આપીને એને છોડાવી. અને એ બહેનને અહીં આશ્રમમાં મૂકી ગયો. એક બે દિવસ એ મળવા આવ્યો ત્યાં સુધી મને કંઇ ન લાગ્યું, પરંતુ લાગલગાટ પાંચ દિવસ સુધી આવ્યો, એ બહેન જોડે કલાક દોઢ કલાક સુધી બેસી રહે એટલે મને થયું કે આ રોજ આમ શા માટે આવે છે?

મેં એમને પૂછ્યું: 'તમે હવે શા માટે આવો છો? તમે એને છોડાવી ઉપકાર કર્યો તે સારું કર્યું. પરંતુ હવે તમારે અહીં આવવાની શી જરૂર છે?'

વૃદ્ધે કહ્યું: 'મેં કંઇ એને અમસ્તી નથી છોડાવી. મારે લાલચ ન હોય તો હું શું કામ ચારસો રૂપિયા એની પાછળ ખર્ચું?'

તે પછી મેં એ બહેનને વાત પૂછી. એ બહેને કહ્યું: 'એ વૃદ્ધ મારી પાસે લગ્નની માગણી કરે છે. છોડાવીને સીધા મને લઇ જાય તો લોકો વાતો કરે એ બીકે મને આશ્રમમાં મૂકી ગયા, હવે તેમની ઇચ્છા છે કે આશ્રમ દ્વારા એ મને પરણે. હું રાજીખુશીથી પરણી છું એમ થાય એવી તેમની ઇચ્છા છે.'

મેં પૂછ્યું: 'તમારે એમને પરણવું છે?'

બહેન: 'એવા વૃદ્ધને પરણવાની મારી તે ઇચ્છા હોતી હશે? પરંતુ એમણે મારે માટે ચારસો રૂપિયા ખર્ચ્યા છે એટલે હું ના શી રીતે પાડું?'

મેં એને આશ્વાસન આપતાં કહ્યું: 'રૂપિયાની તું ચિંતા ન કરીશ. એમ હશે તો એને રૂપિયા આપીશું. પરંતુ તારી ઇચ્છા વિરુદ્ધ તું હા ન પાડીશ.'

બીજે દિવસે પેલા વૃદ્ધ આવ્યા, તેમને મેં આશ્રમમાં પેસવા ન દીધા. એ મારા ઉપર ખિજાયા એમની બાજી ધૂળ મળે એ કેમ સહેવાય? રૂપિયાની માગણી મારી પાસે ન કરી શકયા, પરંતુ જે મુસલમાન પાસેથી એ બહેન છોડાવી લાવ્યા હતા તેને પાછો સાધ્યો. મુસલમાન તો આવા ધંધા કરતો હતો એને વળી પૈસા મળે તેવી આશા બંધાઇ. એ મને ધમકી આપવા આવ્યો. કહ્યું: 'એ છોકરી પાછી સોંપી દો નહિ તો મારા જેવો ખરાબ માણસ બીજો કોઇ નથી.'

આવી ધમકીઓ અમારે માટે નવી નથી, અને એમ જો બીક ગણીએ તો કામ થાય પણ નહિ. એટલે મેં એને દાદ ન આપી. કહ્યું: તારાથી થાય તે કરી લેજે.

આમ પેલો વૃદ્ધ ન ફાવ્યો એટલે એણે પોલીસને ફોડી. મુસલમાન પણ એમાં કદાચ હશે. હું આશ્રમમાં નહોતો તે વખતે ફોજદારની ચીઠ્ઠી લઇને એક પોલીસ આવ્યો, લખ્યું હતું કે...... બહેનની તપાસ

કરવાની છે એટલે એને આવેલા પોલીસ સાથે મોકલી આપવી. આવી ખાનગી ચીઠ્ઠીનો હું હોઉં તો સ્વીકાર પણ ન કરું, પણ મારી ગેરહાજરીમાં એ બહેનને આશ્રમમાંથી મોકલવામાં આવી. એને બીક બતાવી લખાવી લીધું કે, હું આશ્રમમાં રહેવા ખુશી નથી અને અમુક ભાઈ સાથે જવા ખુશી છું.

તે પછી એ બહેનને આશ્રમમાં મૂકી જવામાં આવી. બીજે દિવસે એ સ્ટેટમેન્ટ લેઈને પોલીસવાળો આવ્યો. હું એ વાંચીને વિચારમાં પડી ગયો. મેં એ બહેનને પૂછ્યું: એણે પોતાને ધમકી આપીને લખાવી લીધું છે તે વાત કરી.

મેં આવેલા પોલીસને કહ્યું. 'તમને આ બહેનનો કબજો લેવાનો કોઈ અધિકાર નથી. તમારે એ અંગે જે ફરિયાદ કરવી હોય તે કોર્ટમાં કરો. એ બહેન કોર્ટમાં જો એફીડેવીટ કરીને તમે કહો છો તે ભાઈ સાથે જવા ખુશી બતાવશે તો એને આશ્રમમાંથી છૂટી કરવામાં મને કંઈ વાંધો નથી, પરંતુ તમે એને ધાકધમકી આપી સ્ટેટમેન્ટ લખાવી લો તે સ્વીકારવા હું તૈયાર નથી. અને આમ કહી મેં એ સ્ટેટમેન્ટ પોલીસના દેખતાં ફાડીને કચરાપેટીમાં નાખી દીધું !'

મેં કહ્યું: 'આ તો જોખમી સેવા કહેવાય.'

બહેન: 'જ્યાં જ્યાં પુરુષના પંજામાંથી સ્ત્રીને છોડાવવાની સેવા આવે ત્યાં એને તમારે જોખમી સમજી લેવી, કંચન અને કામિની સારુ પુરુષો શું શું નથી કરતા !'



## મારી દુનિયા

મારી દુનિયા ક્યાંથી દૂર નથી !
મારી દુનિયામાં કે ગાંડું ઘેલું શૂર નથી !
મારી દુનિયા૦

કદમ કદમ પર મંઝિલ છે ને કદમ કદમ પર મહેફિલ છે !
સુખદુઃખ ભાળી હસતાં-રડતાં કોમળ વજ્જર કે દિલ છે !
ઠોકર ખાઈ ઊભું ન થાવું એવો ત્યાં દસ્તૂર નથી !
મારી દુનિયા૦

ધરતી પર જે જીવી જાણે એવા માનવ રાખે છે !
પગની નીચે દાબીને એ જૂલ્મી દાનવ રાખે છે !
ત્યાં દેવ દેવીઓ કે જન્નતની કોઈ હૂર નથી !
મારી દુનિયા ક્યાંથી દૂર નથી !
મારી દુનિયામાં કોઈ ગુલામ કે મજબૂર નથી !

**શેખાદમ આબુવાલા**

સૂચના:—

'ઊર્મિ-નવરચના' સાત-આઠ માસથી બહારગામ છપાતું હતું તેથી તેની અનિયમિતતા અંગે ગ્રાહકોની અનેક ફરિયાદો અમને મળેલી હતી, પણ અમે નિરૂપાય હતા. આ અંકથી ફરી પાછી એની પહેલાની નિયમિતતા અને ચોકસાઈ આવી ગઈ છે. 'ઊર્મિ-નવરચના' અંગેનો દરેક પ્રકારનો પત્રવ્યવહાર અમદાવાદને જ સરનામે કરવા દરેકને વિનંતિ છે. —વ્યવસ્થાપક.

( ગતાંકથી સંપૂર્ણ ) નવલભાઇ શાહ

રમેશ ઑફીસે પહોંચી વળી પાછો કામમાં ગુંથાયો. નિર્મળા પોતાની ઓરડીએ પહોંચી. સો નો નોટ ટેબલ પર મૂકી. અને બોલી : રૂપિયા આપવા તે બંધાયેલો છે. નહિ આપે તો કયાં જશે? ત્યાં તો વિચાર આવ્યોઃ પણ બિચારો કેટલો ઢીલો થઇ ગયો હતો!

અરે! બિચારો શાનો? આટલાં વરસથી આવી રીતે રાખતાં દયા ન આવી!

હવે નિર્મળાના જીવનનો એક જ કાર્યક્રમ હતો, અને તે ઓફીસનો સમય થાય ત્યારે કોર્ટમાં જવું. જે રેસ્ટોરાંમાં રમેશ જાય ત્યાં જવું. તેની સામે જ બેસીને ચાપાણી પીવા અને પોતાના દિલમાંની આગ એના દિલમાં પ્રગટાવવી અને એને બાળી નાખવો.

છ માસ વીતી ગયા. અનેક વાર બંને મળ્યા. અનેક વાર વાતો થઇ. પણ અંત વગરની એ વાતો ચાલ્યા જ કરી. એક દિવસ રમેશે કહ્યુ : તું આ બધું શું કરે છે? આથી તને શો ફાયદો?

'ફાયદો? દેવાળું કાઢયા પછી શી ચિંતા?' તે હસીને બોલી. મેં મારૂં જીવન તમને હોમ્યું હતું. મારા દિલમાં તારા સિવાય બીજા કોઇની કલ્પના સુદ્ધા ય ન હતી. આજે તે પાછું લઉં છું. રમેશ, તું ન જાણતો સ્ત્રી અબળા છે. તે હોમાઇ જવાનું સમજે છે, જાણે છે, પણ જ્યારે તે પ્રતિકારક બને છે ત્યારે દુર્ગાથી ય ભયંકર હોય છે. તું મને કાળી કહે છે. હું કાળી છું તેનો મને ગર્વ છે. હું કુબડી છું ભલે રહી, પણ આજે હું સ્ત્રી છું અને પુરુષજાતિ સામે વેર વાળી રહી છું.'

આવી અનેક વાર વાતો થઇ. રમેશ બિચારો દૂર ભાગવા પ્રયત્ન કરતો. હોટેલો બદલતો પણ નિર્મળા હવે દ્વેષની મૂર્તિ બની ગઇ હતી. પણ આ વેગમાં નિર્મળાને ખબર ન રહી કે જે દ્વેષની શક્તિથી તે રમેશના જીવનને બાળીને ખાક કરવા મથી રહી હતી તે જ-દ્વેષ તેના નાના હૈયા અને જીવનને પણ બાળી રહ્યો હતો. અરે તે બળી ચૂકી હતી તેનો ચહેરો પહેલાં કરતાં વધુ શ્યામ અને વિકૃત બન્યો હતો. અનિયમિત અને દ્વેષપૂર્ણ જીવનને કારણે શરીર પણ તૂટવું હતું. આજે બે વર્ષ વીતી ગયાં.

અચાનક એક દિવસ તેને ખબર પડી કે જાણે તાવ તેને આવતો હતો. આજ સુધી તો વેગને કારણે તેને ખબર સુદ્ધાં નહોતી પડી પણ જેમ જેમ ઉધરસે જોર પકડયું અને ધીમે ધીમે હાલવું ચાલવું પણ અશકય બન્યું ત્યારે તેને ખ્યાલ આવ્યો કે તે મૃત્યુના મુખમાં ધસી રહી છે.

આજુબાજુના સાથીઓને તેને ક્ષય હોવાની શંકા ગઇ. અને એક દિવસ તેને ગાડીમાં બેસાડી દવાખાનામાં લઇ જવામાં આવી. અને ડાક્તરે જ્યારે કહ્યું કે આ તો ક્ષય છે ત્યારે એ વસ્તુ સાંભળતા જ જાણે તેની માંદગી બેવડાઇ ગઇ હોય તેમ અનુભવ્યું. હોસ્પિટલમાં તેને દાખલ કરવામાં આવી. હજુ પહેલા જ સ્ટેજમાં હતો એટલે ડાક્તરોને પણ આશા હતી. દવાખાનાના આ પંદર દિવસ એણે કેમ કાઢયા તે તો પ્રભુ જાણે.

કોઈ કોઇ વાર રમેશ યાદ આવી જતો અને ગુસ્સાથી એની આંખો લાલ થઇ જતી. અને મનમાં ને મનમાં તે બોલી ઊઠતી, 'તેં જ...રમેશ તેં જ મારી આ દશા કરી છે.'

તેની સેવા માટે ઘેર ખબર પહોંચતાં જ તેનાં બા આવ્યાં. નિર્મળાનું આ માનસ અને આ દશા જોઇ બિચારાં એકાંતમાં કેટલીય વાર રોયા અને થયુંઃ આવી દશામાં જીવવું એના કરતાં મોત આવવું હોય તો સારૂ.

સાતેક દિવસ હોસ્પિટલમાં થયા હશે ત્યાં એક દિવસ રમેશ એને મળવાને આવ્યો. અહીં આવતા પહેલાં પણ રમેશે ખુબ ખુબ મંથન અનુભવ્યું હતું છતાં એને થતુંઃ ભલે અમારો વિરોધ રહ્યો પણ મારે જવું તો જોઇએ. હું કયાં એને તિરસ્કારું છું? મારે ને એને કયાં દુશ્મનાવટ છે? પણ એક વસ્તુ છે. હું અને એ સાથે રહી શકીએ એમ નથી. એનાથી સુખી થઇ શકું એમ નથી. તો પછી સાથે રહી જીવનને ધૂળ કરવાથી શું?...સાંજના પાંચેક વાગે ઑફિસેથી પાછા વળતાં તેણે હોસ્પિટલમાં પ્રવેશ કર્યો. નિર્મળા ખાટલા પર સૂતી હતી. હવે તબિયત જરા સારી હતી. એની બા પાસે બેસી મોસંબીનો રસ કરી રહી હતી, રમેશે અંદર પ્રવેશ કર્યો. નિર્મળાની આંખ





પડી અને તરત જ તેણે મીંચી દીધી. રમેશ પડી અચકાયો: જવું કે નહિ? પણ તે ખાટલા પાસે પહોંચ્યો, નિર્મળાની બાને સમાચાર પૂછ્યા.

હજુ તો વાત ચાલતી હતી ત્યાં નિર્મળાએ આંખ ખોલી અને બોલી ઊઠી, 'જુઓ, જુઓ તમે જ માગી આ દશા કરી છે. હું જાણું છું કે, હું ક્યારે મરીશ તે જોવાને તમે આવ્યા છો, પણ હું મરવાની નથી. હું જીવીશ...

'પણ હું એવું ક્યાં કહું છું હું મારી વસ્તુ તને નથી સમજાવી શક્યો એટલું જ દુઃખ છે. પણ તું આમ બોલે...'

'બોલીશ જ નહિ, હવે ઢંઢેરો પીટાવીશ.'

રમેશને હવે ત્યાં વધુ થોભવું ઠીક ન લાગ્યું એટલે 'ઠીક ત્યારે ઢંઢેરો પિટાવજે. હું આ ચાલ્યો.' કહી તે પાછો વળ્યો.

પાંચ મિનિટમાં એક વિચિત્ર ઘટના બની ગઈ. નિર્મળાનું સારું શરીર ઉશ્કેરાઈ ગયું. અને ટેમ્પરેચર પણ વધી ગયું. આ દિવસથી ચાર દિવસ સુધી તેનો ઉશ્કેરાટ ન શમ્યો. તે ખાટલામાં પડી રહેતી પણ મન તો રમેશની સામે ઝઘડવા જ કરતું. કોઈ કોઈ વાર ઉંઘમાં પણ તે બોલી જતી. "હું જવાની નથી. મરવાની નથી...'

દાક્તરે એક દિવસે સલાહ આપી: 'હવે તમે એને કોઈ ગામડામાં લઈ જાવ. અહીં મને લાગે છે કે માનસિક પ્રત્યાઘાતો પડે છે. જો શાંત સ્થળ મળી જશે તો તબિયત તરત સુધરી જશે.

આખરે બાના આગ્રહથી તેણે મુંબઈ છોડવાનો વિચાર કર્યો. અને તેઓ ઘેર આવ્યાં. ગામથી દશેક માઈલ છેટે જ એક નાનો આશ્રમ હતો. ત્યાંનાં હવા પાણી પણ સારાં હતાં. અને પુષ્પાબેન નામના એક બેન ત્યાંનું આરોગ્યધામ છેલ્લાં ત્રણ વરસથી ચલાવતા હતા. આજુબાજુનાં બધાં ગામડાંમાં એમની સેવાની સુરભિ હતી. વળી ત્યાં દરદીઓ પણ ઠીક પ્રમાણમાં આવતા અને તેમાં ખાસ કરીને ક્ષયના વધુ હતા. એટલે નિર્મળાને પણ ત્યાં જ મૂકવા બધાએ વિચાર્યું. એક દિવસ એના બાપુજી નિર્મળાને લઈ ત્યાં પહોંચ્યા.

સાંજનો વખત હતો. આશ્રમનું વાતાવરણ પ્રાર્થનાના મધુર ધ્વનિથી ગુંજી રહ્યું હતું. તદ્દન સફેદ વસ્ત્રોમાં લપેટાયેલી શાંતમૂર્તિ ગીત ગાઈ રહી હતી. જાણે મીરાં ન હોય.'

'પ્રભુ મને ચાકર રાખો જી'

તેઓ ઊતર્યાં અને પ્રાર્થનામાં પહોંચ્યા. પ્રાર્થના પૂરી થઈ કે તરત જ પુષ્પાબેન પાસે પહોંચ્યા. બધી વાત કરી. અને પુષ્પાબેને તરત જ હા પાડી. નિર્મળાના અંગત જીવન વિષે તો પુષ્પા કેટલુંક જાણતી હતી એટલે એણે તરત જ સ્વીકાર કર્યો. અને બહેન કહી હાથ હાથમાં લઈ લીધો. અને કહ્યું. જો આ બધું જ તારું છે. અહીં રહે. તને દશ દિવસમાં સારું થઈ જશે. પ્રભુ સૌનો બેલી છે.'

નિર્મળા વરસો પછી આજે પહેલી જ આવો પ્રેમભર્યો આવકાર પામી હતી. જ્યાં જાય ત્યાં તિરસ્કાર મળતો અથવા તો કોઈ તેનાં દુઃખ રડતું પણ કોઈ દિલ ખોલીને તેને અપનાવવા—તેને પોતાની કરવા તૈયાર ન હતું. એટલે તે અટુલી એકલી અળખા કરતી હતી. નિર્મળાની આંખ આ પ્રેમથી ભીની થઈ.

બીજે દિવસે વહેલી સવારે એના પિતાજી એને મૂકીને ચાલ્યા ગયા. આઠેક વાગ્યા હશે ત્યાં તો દરદીઓ સૂર્યના તાપમાં આવી પહોંચ્યા. કોઈ આરામ લેતું હતું કોઈ આસન કરતું હતું. તો કોઈ ધીમે ઊંડા શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરતું હતું. પુષ્પાબેન નિર્મળાને સાથે લઈ બહાર નીકળ્યા.

આજે વર્ષો પછી શહેરનું ધમાલિયા જીવન છોડી તે ગામડામાં આવી હતી. દ્વેષના દાવાનળમાં જ તે પ્રેમના ઝરણાનો અનુભવ કરી રહી હતી. દ્વેષથી બળેલા હૈયામાં પુષ્પાની વિશાળતા અમૃતની ગરજ સારતી હતી.

એક દિવસ. બે દિવસ, નિર્મળા ત્યાંની બની ગઈ. ત્યાંના સ્નેહભર્યા વાતાવરણે તેના જીવન પર જાદુઈ અસર કરી. તે રોગી મટી ઉપચારિકા બની. અને વર્ષોથી સેવેલો અસંતોષ સંતોષમાં અને ઘૃણા પ્રેમમાં પરિણમી.

×



રમેશ એકલો હતો. પણ એકલવાયું કોઈ થોડું રહી શકે છે ? આપણે યોગીઓ વિષે સાંભળીએ છીએ કે તેઓ એકાંતમાં પરમ તત્ત્વ જોઈ શકે છે. પણ જેમની આંખ હમેશને માટે બહાર રમે છે, જેમનાં મન આ જગતનાં વિલાસમાં જ રાચે છે, તેમને તો એકાંત આકરું થઈ પડે છે. રમેશનું આવું થયું. નિર્મળા જતાં જાણે એક મહા ઝંઝટમાંથી ઉગર્યો હોય એવું આશ્વાસન તેણે અનુભવ્યું. પણ એકલતા તેને પીડવા લાગી.

આ દિવસોમાં જ એક બીજી ઘટના બની. મંજુલા અંગ્રેજી છઠ્ઠી પાસ થઈ, સારે નંબરે. રમેશના બાપૂજીએ મંજુલાને ત્યાં મોકલવાનો પત્ર લખ્યો. અને રમેશે તો વાત સ્વીકારી લીધી.

માણસની દબાએલી વૃત્તિઓ કોઈને કોઈ માર્ગ શોધી જ લે છે. મંજુલા આવતાં રમેશના અંગત જીવનમાં ચેતનનું એક ઝોકું આવી ગયું. અને દિવસે દિવસે તે આનંદ એવી રીતે વિકસતો ગયો કે રમેશ ઘરમાં આવતાં મંજુલા મંજુલા ! બોલી ઊઠતો. મંજુલા પણ ભાઈની સેવા કરવા લાગી. તેને માટે બે ત્રણ કપ ચા તૈયાર કરતી, અને જાતે પાસે બેસી પાતી. સાંજ પડે ન પડે ત્યાં બંને બાગમાં નીકળી જતાં. લાંબી ટહેલ પછી બન્ને ઘેર પાછા ફરતાં. બહેન પ્રેમથી જમાડતી. અને રાત પડતાં જ મંજુલા પાછી અભ્યાસમાં ગુંથાતી. રમેશ પણ ખૂબ પ્રેમથી એના અભ્યાસમાં રસ લેતો. રાત્રે મોડે સુધી શીખવતો. આમ રમેશનું લૂખું જીવન જીવતું બની ગયું. આમ એક, બે, ત્રણ વર્ષ વીતી ગયાં.

એક દિવસ રમેશને ખબર પડી કે મંજુલા હવે નાની છોડી રહી ન'હતી. એને પણ પોતાનું સ્વતંત્ર જીવન હતું. અને તે પણ પોતાના સાથીની શોધમાં હતી. તે ઇંટરમાં આવી અને તેનું લગ્ન થયું. જે દિવસે મંજુલાએ રમેશનું ઘર છોડ્યું તે દિવસે રમેશે અકથ્ય એકલતાનો અનુભવ કર્યો. તે દિવસે તેને અનુભવ્યું કે તે એકલો હતો. પણ શું થાય ? મંજુલા સાસરે ગઈ. અવારનવાર પત્રો લખતી. તેનો પતિ પણ શિક્ષિત હતો. એટલે વિવાહિત જીવનના આનંદની પણ કેટલીક વિગતો લખતા.

હજુ છ માસેય વીત્યા ન હતા. એક દિવસ મંજુલા રમેશને ત્યાં આવી. સાંજે રમેશ ઘેર આવીને જુએ છે તો તે પથારીમાં પડી હતી. શરીર દુઃખતું હતું. આંખો લાલ હતી. અને શરીરમાં અગન અગન તે અનુભવતી હતી. રમેશે દાક્તરને બોલાવ્યા દવા અપાઈ પણ તે પીએ તે પહેલાં જ તેને ખબર પડી કે એને આખા શરીરે બળિયા બાપજીએ દેખા દીધી હતી.

એક દિવસ, બે દિવસ, એક તલભાર પણ જગ્યા બાકી ન રહી. મોં, આંખ, હાથ બધું જ ભરાઈ ગયું હતું. રમેશ આ જોઈ ન શક્યો. ત્રણ દિવસ થયા ત્યાં શરીર ગંધાવા લાગ્યું. પાસે ઊભા રહેવું પણ અશક્ય થઈ પડ્યું. પણ બહેન હતી. રમેશે ઓફીસમાંથી રજા લીધી. તે આખો દિવસ બેનની સેવામાં લાગ્યો રહેતો. ચોથે દિવસે મંજુલાની આંખ મિંચાઈ, હાથનાં હાડકાં જોડાઈ ગયાં. રમેશની આંખમાં આંસુ આવી ગયાં: અહા ! આ શું ? ક્યાં મંજુલાનો કોમળ ચહેરો અને ક્યાં......... ?

મંજુલાનો પતિ પણ આવી પહોંચ્યો હતો. બધાં સેવામાં લાગ્યાં હતાં. પંદર દિવસે સહેજ સારું થતું હોય એમ લાગ્યું. સૌ ઉત્કંઠાથી જોતાં હતાં કે ક્યારે આંખ ઉઘડે. ૨૦–૨૫ દિવસ થયા. મંજુલાએ આંખ ખોલવા પ્રયત્ન કર્યો. પણ તે મિંચાયેલી જ રહી. શહેરની સારામાં સારી હોસ્પીટલના સર્જન આવ્યા. તેમણે આંખ તપાસી, અને નિસાસો મૂક્યો. હાથ જેવા તેના હાડકાં પણ જોડાઈ ગયાં હતાં, પગની પણ એજ દશા હતી.

રમેશથી આ જોયું જતું ન હતું પણ કુદરત આગળ કોનું ચાલ્યું છે !

× × ×

નિર્મળા હવે નવજીવન પામી ચૂકી હતી. દિવસે દિવસે દ્વેષનો કીડો બહાર નીકળી રહ્યો હતો. એને થતું અહા ! હું કેવી પામર હતી ! એક વ્યક્તિના જીવનને સુખી કરવા હું હોમાઈ જવા મથતી હતી.





અને ત્યાં મેં શું અનુભવ્યું? તિરસ્કાર, ધિક્કાર. જ્યારે અહીં હજારો પતિત, તરછોડાયેલા, નિરાધાર માણસો ઝંખે છે પ્રેમ, કોઇની સહાય. બધું તે વિચારતી હતી છતાં રમેશની વાત યાદ આવતાં તે અકળાઇ ઊઠતી અને ગુસ્સામાં આવી જતી.

રાતના બાર વાગ્યાં હશે, અચાનક તે જાગી. કોઇ મંથનમાં પડી. થોડી વાર બેઠી, કોઇ જાણે તેને કાંઇ કહી ન રહ્યું હોય એમ તેણે અનુભવ્યું. નિર્મળા! દ્વેષથી દ્વેષ વધે છે અને એ દ્વેષ દ્વેષ કરનારને જ સરખી જાય છે. અને તેણે પોતાના અંતરના ખૂણામાં દ્વેષનો નાનો સરખો કીડો જોયો. એ અવાજે કહ્યું: ઊઠ! અને ખંખેરી કાઢ એ કીડાને.

તેણે ભારે મંથન અનુભવ્યું. હાથમાં કલમ લીધી અને એક પત્ર લખ્યો.

રમેશ!

આજ સુધી તને દુઃખી કરવાને હું જીવતી હતી પણ આખરે હું જ દુઃખનો ભોગ બની. અહીં આવી મેં સ્નેહની દુનિયા જોઇ, મને અમૃત મળ્યું, છતાંય તારા પ્રત્યેનું ઝેર નીકળતું ન હતું, એટલે આટઆટલી સેવાઓ છતાં હું દિલથી સુખી ન હતી. આજે હું બધા દ્વેષને બાળી માનવજાતને અપનાવી રહી છું.

રમેશ! મેં તને ખૂબ દુઃખી કર્યો. જા હવે તું બીજે પરણી સુખી થા. તારી નાની દુનિયા માંડ, મારી સામે તો પારાવાર સુખ પડેલું જ છે.

નિર્મળા.

લગભગ એ પહેલાની રાત્રે જ રમેશે પણ એવી જ બેચેની અનુભવી. તેની આંખ મળી ન શકી. તે ઓરડીમાં આંટા મારવા લાગ્યો. પાસેની ઓરડીમાં તેની બેન સૂતી હતી, તેનો પતિ અને તે કંઇ વાત કરી રહ્યા હતાં. રમેશે બારણે કાન દીધા!

'હવે હું તમને વેઠ રૂપ બનીશ. ભગવાને મને આંધળી કરી, મારા હાથપગ છિનવી લીધા.' મંજુએ કહ્યું.

'અરે ગાંડી! તું આ શું બોલે છે. મને વેઠ! જો જીવનને વેઠ માનતો હોત તો સ્નેહ કરત જ શું કામ?' પતિએ કહ્યું.

'પણ હવે મારામાં પહેલાની સુંદરતા ક્યાં છે! પહેલાનું રૂપ ક્યાં છે? હું તમોને.........' બોલતાં બોલતાં મંજુલાની આંખમાં આંસુ આવ્યાં.

'મંજુ! તું મારી આંખો સામે જો, મારા દિલ સામે જો, તેં આંખો ગુમાવી છે, પણ આંખને જોનાર દિલ તો નથી ગુમાવ્યું ને? હું તારી આંખોને થોડો પરણ્યો હતો? તારા રૂપને થોડો વર્યો હતો! મેં તો મંજુમાં મારા જીવન સાથીનું દર્શન કર્યું અને તને ચાહી. આજે ભગવાને તારી પાસેથી રૂપ છિનવી લીધું તેથી તો મારા સ્નેહની કસોટી થશે. મારે મારા સ્નેહના અમૃતથી તારી એ ઉપણને પૂરવી રહી.' મંજુ... મંજુ...'

અને રમેશ વધુ સાંભળી ન શક્યો. તેનું હૈયું ભરાઇ આવ્યું ને એક જ શબ્દ રટી રહ્યો: મંજુ ભગવાને તારું રૂપ છિનવી લીધું તેથી મારી ફરજ તો બેવડી વધી છે.

રમેશ પોતાની ઓરડીમાં ગયો, આખા જીવન પર નજર ફેરવી વળ્યો. અનેક મંથનો અનુભવ્યા, સવારે આઠ વાગે તે બહાર નીકળ્યો.

મંજુ પથારીમાં હતી, એનો પતિ એને માટે મોસંબીનો રસ કાઢી રહ્યો હતો. રમેશે અંદર જઇ કહ્યું: મંજુ હું બે દિવસને માટે બહાર જાઉં છું.

'ક્યાં!' મંજુએ કહ્યું.

'દૂર, એક ગામડામાં...' બોલી તે બહાર જવા જતો હતો ત્યાં જ પોષ્ટમેને એક કવર તેના હાથમાં મૂક્યું.

ચાલતાં ચાલતાં તેણે એ ફોડ્યું અને રસ્તાની વચ્ચે જ ક્યાંય સુધી ઊભો રહ્યો.

લોકો એને બાઘા જેવો ઊભેલો જોઇ રહ્યા, તેની આંખોમાં સરેલાં આંસુએ નિર્મળાના એ નાના પત્રને ભિંજવી નાખ્યો.

★




( પાન ૧૬ થી ચાલુ )

વિકાસ વધુ નહિ હોય ત્યાંના વિદ્યાર્થીઓ માટે અન્ડર ગ્રેજ્યુએટ કોર્સમાં પણ આપવામાં આવશે. આ સ્કોલરશીપોની મુદત સામાન્ય રીતે ત્રણ વર્ષની રહેશે. પરંતુ અભ્યાસના કોર્સને ધ્યાનમાં લઇ તથા પાછલા અભ્યાસની કારકિર્દી જોઇને તે ચાર વર્ષની મુદત સુધી લંબાવી શકાશે. જે દેશમાંથી જણાવેલ સંખ્યાની સ્કોલરશીપોની માગણી નહિં આવે તે બીજા દેશમાં વહેંચી નાખવામાં આવશે. જણાવેલ દેશમાં રહેતા હિંદના એલચીઓએ નક્કી કરેલા ફોર્મમાં આ અરજીઓ માગવાની છે.

આ સ્કોલરશીપ પાછળનો સરકારનો ઉદ્દેશ તે તે દેશો સાથે હિંદનો સંબંધ બંધાય અને તે વિદ્યાર્થીઓ પૂરાની ગરજ સારે. આ યોજના સારી છે. જુદા જુદા દેશના વિદ્યાર્થીઓ એ નિમિત્તે હિંદમાં વસશે તેને હિંદનો ખ્યાલ આવશે તેથી હિંદ અંગે તે દેશને સ્વચ્છ–નિરોગી માહિતી મળશે. એ સાથે આપણે પણ એ વિદ્યાર્થીઓ પાસેથી તે દેશનાં સંસ્કાર, રિવાજો વગેરે સમજી લઇ તેમની પાસેથી શીખવાની વૃત્તિ રાખવી પડશે કેવળ હિંદને આપવાનું છે એવું મુરબ્બીપણું એ જો રાખશે તો એને કંઇ લાભ નહિ થાય, એટલે એ પરદેશી વિદ્યાર્થીઓ જે સંસ્થાઓમાં ભણતા હોય ત્યાંના આપણા વિદ્યાર્થીઓએ એમનો લાભ લેવો જોઇએ.

### બિન જરૂરી પેપર કંટ્રોલ ચાલુ રાખીને સરકાર શી સેવા કરે છે ?

કોઇ પણ જાતના કંટ્રોલ અનિષ્ટ છે એમ સરકાર અને પ્રજાએ સર્વાનુમતે સ્વીકારેલું સૂત્ર છે. છતાં અનિવાર્ય અનિષ્ટ તરીકે ન છૂટકે તે મૂકવા પડે છે અને તેની જરૂર ન રહે કે તરત વહેલામાં વહેલી તકે તે ઉઠાવી લેવાશે એમ સરકાર તરફથી અવારનવાર કહેવાતું હોય છે. છતાં નવાઇની વાત તો એ છે કે પેપર કંટ્રોલ જેવો બિનજરૂર કંટ્રોલ ઉઠાવી લેવાનું સરકાર કેમ પગલું નહિ ભરતી હોય ? લગભગ છેલ્લા કંટ્રોલોમાં ગણાવી શકાય તેવો પેપર કંટ્રોલ ૧૯૪૪માં મુકવામાં આવ્યો હતો અને તે રીતે તે સૌ પહેલા ઊઠી જવો જોઇતો હતો. છતાં હજુ સુધી તેને ઊઠાવી લેવામાં આવ્યો નથી. વળી કાગળની એટલી છૂટ છે અને ભાવની પણ મુશ્કેલી નથી છતાં સરકાર તેને ઉઠાવવાનું પગલું ભરતી નથી ! આજે તો તે ખાતું કેવળ તેમાં નોકરી કરતા માણસોને પગાર આપવા માટે ચાલતું હશે એમ લાગે છે. બાકી એ ખાતું શું કામ કરે છે તે સરકાર જાહેર કરે ત્યારે ! આવી પરિસ્થિતિથી લાગે છે કે સરકાર જે ઝડપે કંટ્રોલ કાઢવા જોઇએ તે ઝડપમાં વિનાકારણ ઢીલ કરી ખોટું ખર્ચ અને પ્રજાની મુશ્કેલી વધારે છે.

### શ્રી. નાનાભાઇ કેળવણી ખાતાને રામરામ કરી વિદાય લે છે.

સૌરાષ્ટ્રના કેળવણી પ્રધાન તરીકે શ્રી. નાનાભાઈ ભટ્ટ નિમાયા ત્યારે કેળવણીમાં ફેરફાર થઈ સૌરાષ્ટ્રનું તંત્ર ગુજરાતને માર્ગદર્શક થશે તેવી આશા બંધાઈ હતી. પરંતુ જેમ જેમ દિવસો જવા લાગ્યા તેમ તેમ રેઢિયાળ તંત્ર સુધારવાનું અશક્ય બન્યું હોય તેમ માસચાર આવવા લાગ્યા, અને તે પછી શ્રી. નાનાભાઇ રાજીનામું આપે છે તે સ્થિતિએ સમાચાર આવ્યા અને તે સ્થિતિ તા. ૮ મેના રોજ હકીકત બની. શ્રી. નાનાભાઇ કેળવણી ખાતામાં કંઇ કરી શકયા વગર વિદાય થયા. વિદાય વખતે એમણે કહ્યું: 'મારા મનોરથો તમે જાણો છો, મારી ટેવો પણ તમે જાણો છો. એની બાહ્ય કીંમત કેટલી છે તે તમે જાણો છો. કેળવણી અને આરોગ્ય આ બે ખાતાંઓ મારફત જ સૌરાષ્ટ્રની પુનઃરચના થવાની છે એમાં મને શંકા નથી. પ્રધાનમંડળ આ બે ખાતાંઓ ઉપર જેટલું વધારે ધ્યાન આપશે એટલું જ પ્રજાનું ઉત્થાન થશે. જેટલું પ્રજાનું આરોગ્ય સુધરશે, જેટલી કેળવણી મળશે, જેટલી પ્રજાની સંપત્તિ વધશે એટલું જ પ્રજાનું કલ્યાણ થશે. હું સરકારમાં રહીને કામ કામ કરવાની તક ઓછી છે એટલે જતો નથી પણ મને જે કામ વધારે ફાવે તેવું છે તે કામ કરવા જાઉં છું. આમ જે ખાતા દ્વારા પ્રજાની પુનઃરચના થવાની છે તે અગત્યનું ખાતું શ્રી. નાનાભાઈ છોડીને જાય છે. અને તે એટલા માટે કે એથી વધારે ફાવે તેવું જે કામ તેમનું છે તે કરવા જાય છે. એટલે કેળવણીપ્રધાનનો હોદ્દો એમને માટે પરધર્મો ભયાવહ જેવો હતો શું ? એવા સાચા બ્રાહ્મણને વંદન.

✻

## સમ્રાટ શ્રી હર્ષ

(લે. પ્રબોધ મહેતા; પ્ર. નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર, અમદાવાદ; મૂલ્ય, પોણાત્રણ રૂપિયા.)

આપણા એક ઉત્સાહી અને સારી આશા આપતા જુવાન લેખક શ્રી પ્રબોધ મહેતાની આ ત્રીજી પ્રગટ થતી કૃતિ 'હર્ષચરિત' અને હર્ષ વિશે માહિતી આપતાં અંગ્રેજી પુસ્તકોમાંથી મેળવેલી સામગ્રીને આધારે લખાયેલી સુવાચ્ય નવલકથા છે. હર્ષની બેન રાજ્યશ્રી કાન્યકુબ્જના રાજગઢના કારાગારમાં પડી છે અને તેનો ભાઈ હર્ષ અને તેનો પ્રેમી કામરૂપનો રાજકુમાર ભાસ્કર વર્મા એ બે તેને છોડાવવાનો પ્રયાસ કરવા આવે છે ત્યાંથી કથા શરૂ થાય છે અને હર્ષે ભાઈના વધનું વેર લીધું અને બેનને છોડાવી એવા અન્ત સાથે એ પૂરી થાય છે. સ્થાણ્વિશ્વર, કાન્યકુબ્જ, માલવા, કામરૂપ અને ગૌડદેશના સત્તાધીશોની રાજકીય આકાંક્ષાઓ અને રાજરમતનું વાતાવરણચિત્ર કથામાં સારું આલેખાયું છે. સ્થાણ્વિશ્વરના કુમાર હર્ષ, કામરૂપના કુમાર ભાસ્કર વર્મા અને ગૌડાધિપ શશાંકદેવ એ ત્રણ પાત્રોમાંથી આગલા બેને ત્રીજા સામે લેખકે કથાન્ત સુધી ટકરાવ્યાં છે. કથાના પૂર્વાર્ધમાં ભાસ્કર વર્મા અને હર્ષનાં સાહસ ઠીક આકર્ષણ જમાવે છે. કથામાં સાહસ અને ચર પ્રવૃત્તિ (જાસૂસી)નું તત્ત્વ આથી ઠીક પ્રમાણમાં આવ્યું છે.

હર્ષની આ કથામાં લેખક હર્ષના મિત્ર આશ્રિત કવિ બાણને ય લાવ્યા છે. લેખકની યોજનાથી એ કવિ બિચારાને દુશ્મનના નગરમાં હર્ષની સાહસભરેલી ગુપ્ત પ્રવૃત્તિમાં સાથ આપવો પડે છે, પણ એનો બદલો લેખક વાળી આપે છે. એની કવિ–કલ્પનાને ઉત્તેજનારી અને 'કાદંબરી'ની મહાશ્વેતાના પાત્રના સર્જનની પ્રેરણા આપનારી મહાશ્વેતાનાં દર્શન એને કરાવીને, કુમાર ભાસ્કર વર્માની પ્રત્યે દૃઢ અનુરાગવાળી, કાન્યકુબ્જમાં રહી હર્ષના ને કુમારના કામમાં મદદ કરી આ કથાનું એક મહત્ત્વનું પાત્ર બનનારી, એ સૌંદર્યમૂર્તિ મહાશ્વેતાને જોઈને જ બાણ ભટ્ટે 'કાદંબરી'ની મહાશ્વેતા ઘડી એવી લેખકની મોહક કલ્પના આ કથાની એક વિશિષ્ટતા ગણાશે.

કથામાં જેમ સાહસ, જાસૂસી, રાજકીય સંઘર્ષ અને બાણની કાવ્યરસિકતા લાવ્યા તો એક પ્રણયકથા પણ તેમણે અંદર ગોઠવી છે. કથામાં હર્ષના કરતાં ય વધુ મહત્ત્વ લઈ જતા કુમાર ભાસ્કર વર્મા એ પ્રણયકથાનો નાયક છે. જેને ખાતર તેણે દુશ્મનના નગરમાં આવી સાહસ કર્યાં તે રાજ્યશ્રી અંતે ભિખ્ખુણી બને છે. અને મહાશ્વેતા અને શશાંકદેવની સુમિત્રા એ બંને એને હૃદય સમર્પી ચૂકેલી એની પ્રેમિકાઓ જુદા જુદા સંજોગોમાં મરી જાય છે; આમ અંતે એને ભગ્નહૃદય નિરાશ પ્રેમી લેખકે બનાવ્યો છે.

કથા ઠેક લગી આકર્ષણ ટકાવી રાખે છે એ લેખકની સફળતાનું એક પ્રમાણ છે. કથામાં આવતું 'જુવાન તું લડે જા' ગીત દમ વગરનું છે.

## માલધારી

(લે. રઘુનાથ મં. કદમ; પ્ર. નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ; મૂલ્ય, ત્રણ રૂપિયા)

પૃષ્ઠ ૧૧૫ પરના 'ડગવિક' શબ્દ સિવાય બીજી કોઈ રીતે લેખક મહારાષ્ટ્રી છે એની ખબર પડે નહિ એવું એકંદરે સારું ગુજરાતી લખતા ડૉ. રઘુનાથ કદમની આ નવલકથાની એક મોટી વિશિષ્ટતા એના પૂર્વાર્ધમાં આલેખાયેલા સૌરાષ્ટ્રના ગિરપ્રદેશના ત્યાંની પ્રકૃતિશોભા, ત્યાંની ભેંસો, ત્યાંના સિંહ ત્યાં વસતા માલધારી ચારણોના નેસ, માલધારીઓનું જીવન એ બધાની વિગતોવાળાં ચિત્રમાં છે. સિંહના શિકારનું પણ વર્ણન કથામાં છે. લેખકના અનુભવ, અવલોકન અને જાતમાહિતી એની પાછળ ઊભાં છે, એટલે એ ચિત્ર સારું ને સજીવ બન્યું છે.

લેખકે કથાનાયક પણ બનાવ્યો છે ગિરના નેસના એક માલધારી ચારણ જુવાનને. એ રીતે માલધારી ચારણોના વહેવાર, એમની બોલી વગેરે રજૂ કરવાની એમણે સારી તક લીધી છે. બળવાન ચારણના બારમાના



વર્ણનમાં ચારણોના રીતરિવાજનું સારું વર્ણન મળે છે. પિતા ભગવાનના અવસાનથી તેમજ મૂળજી ઠક્કરને તથા સાવકી માને પ્રતાપે કથાનાયક રામને કરવા જેવું માલધારીપણું ન રહેતાં એ પ્રથમ જંગલ ખાતાનો સિપાઈ બને છે અને પછી તો લેખક એને ગાંધીજીના આશ્રમમાં લઈ જાય ત્યાંથી ચારણોના નેસમાં પોતાના જાતભાઈઓને સંસ્કારવા ને તેમની સેવા કરવા અંતે પાછો આવતો બતાવે છે. લેખકનું પ્રયોજન આમ ગોઠવી બેઠું છે.

વાર્તામાં પ્રણયકથા પણ આવે છે. પોતાના નેસના દાનચરની દીકરી જાનુ સાથે રામને બાળપણાની પ્રીત છે ને તે વધતી ચાલી દઢ થાય છે. પણ કથા અંત જૂદો જ દેખાડે છે. રામનો બાપ મરતાં તેની સાવકી મા ભાણી દાનચર સાથે ઘરઘરણું કરે છે એટલે એ જાનુની પણ સાવકી મા બને છે. રામ પ્રત્યેના આકર્ષણથી ખેંચાઈને આશ્રમમાંથી રામની સાથે માલધારીઓની સેવા કરવા આવેલી સોનલનો રામ માટેનો પ્રેમ જાણતાં, તેમજ સોનલથી અજાણતાં થઇ ગયેલા જાનુ ને રામના નવા સંબંધના સૂચનથી વિચારમાં પડી, આખરે જાનુ રામને 'વીરા' કહી સોનલને તેની સાથે જોડી આપે છે. રામ વિના બીજા બધાને ક્યારનીયે ભાઇ–બાપ જાહેર કરી ચૂકેલી એ ટેકીલી ચારણકન્યા પોતાને માટે એકાકી જીવન જ રાખે છે.

એનો પ્રેમ, એની ટેક, એની તેજસ્વિતા અને એનું આત્મવિસર્જન જાનુને કથાનું એક સ્મરણીય પાત્ર બનાવે છે.

જાનુ સિવાય મૂળજી ઠક્કર અને આનંદ મહારાજનાં પાત્રો પણ લેખકની પાત્રાલેખનકુશળતા બતાવી આપે છે. નવલકથાને એકલી ગિરના નેસ–જીવનની કથા બનાવવાને બદલે નાયકને બહારની દુનિયામાં લઇ જઈ તેની દ્વારા ત્યાંના સંસ્કાર ગિરમાં લાવવાનું કર્યું છે તેમ ન કર્યું હોત તો ચાલત. પણ તો, ગાંધીજીના આશ્રમમાં રહેતી સોનલ વાર્તામાં લવાત નહિ ને જાનુના પાત્રને જે રીતે ઉઠાવ આપી વધુ ઉજળું કરી બનાવાયું તે બની શકત નહિ.

સામાન્ય ચિંતનમાં જ્યારે જ્યારે સરી જવાની લેખકની ટેવ રા. રમણલાલ દેસાઈનું અનુકરણ બતાવે છે. નવલકથાલેખન ચાલુ રાખવા માગતા હોય તો લેખકે એના પર કડક લગામ રાખવી પડશે.

નેસવાસીઓની બોલી આમ તો લેખક બરાબર રજૂ કરે છે, પણ પૃ ૪૬ પરના રામના સ્વગતમાં, પૃ. ૭૫ પરના જાનુના સ્વગતમાં અને પૃ ૨૩૦ પરના જાનુના ઉદ્દગારોમાં ભાષા એ પાત્રોની રહી નથી પણ લેખકની બની ગઇ છે. ભાષા સંબંધમાં પણ સાવધાની રાખવી જોઇશે.

## સિંહાસનબત્રીસી: ભા. ૧ થી ૪

(લે. રામનારાયણ ના પાઠક; વિક્રેતા, પ્રગતિ સાહિત્ય મંદિર, સુરત: મૂલ્ય, દરેક ભાગનો સવા રૂપિયો)

ધારાનગરીના ભોજ (ઈ. સ. ૧૦૦૮–૧૦૬૦) ના સમય પછી લખાયેલી, મધ્યકાલમાં સંખ્યાબંધ કવિઓએ પોતપોતાની ઢબે ફરી ફરી લખેલી સામાન્ય જનતાને અત્યંત પ્રિય બનેલી બત્રીસ પૂતળીની વાર્તાઓ રા. રામનારાયણ નાગરદાસ પાઠક જેવા કુશળ વાર્તા કહેનારે રસિક ને સરળ કથનશૈલીમાં ચાર ભાગમાં અત્રે રજૂ કરી છે. ઉજેણી નગરીના પરદુઃખભંજન રાજા વીર વિક્રમના એકએકથી ચઢિયાતાં પરાક્રમો કથતી આ વાર્તાઓએ આપણી અનેક પેઢીઓને આનંદ આપી તેમની કલ્પનાને અને સાહસવૃત્તિને ઉત્તેજક ખોરાક પીરસ્યો છે. એ વાર્તાઓ આજની પેઢી આગળ સુગ્રાહ્ય સ્વરૂપમાં રજૂ કરવી જરૂરી હતી. શામળની 'બત્રીસ પૂતળીની વાર્તા'માંની પહેલી પંદર વાર્તાઓ સ્વ. અંબાલાલ જાની વડે સંપાદિત કરાવી ગુજરાતી સાહિત્ય પરિષદે છપાવી હતી. પણ બાકીની બહાર પડી નથી.

સિંહાસનબત્રીસીની વાર્તાઓ વચમાં વચમાં ટાપશી પૂરાવવા શામળની પંક્તિઓના ઉતારા સાથે વાર્તાની કડેણીની પ્રવાહી ભાષામાં રજૂ કરી ગ. પાઠકે ગુજરાતના કિશોરોને જ નહિ, મોટેરાઓને પણ એ વાર્તાઓનો આસ્વાદ કરવાની સગવડ ઊભી કરી છે

તે માટે તેમને અભિનંદન ઘટે છે. ચોથા ભાગની સમાપ્તિ સાથે પંદર વાર્તાઓ પૂરી થાય છે. બાકીની વાર્તાઓ હવે આવશે. વાર્તાઓનાં મથાળાં લેખકે આજની રીતે નવાં મૂક્યાં છે.

## શામળનું વાર્તાસાહિત્ય

( લે. સ્વ. નવલરામ જ. ત્રિવેદી; પ્ર ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ; મૂલ્ય, એક રૂપિયો )

ગુજરાત વિદ્યાસભા–અમદાવાદના ભો. જે. અધ્યયન–સંશોધન વિદ્યાભવન તરફથી સને ૧૯૪૪ માં સ્વ. નવલરામ જ. ત્રિવેદીએ 'વિદ્યાવિસ્તાર વ્યાખ્યાનમાળા'માં આપેલું વ્યાખ્યાન આ પુસ્તિકારૂપે તે સંસ્થા તરફથી પ્રગટ થયું છે પ્રથમ શામળની સંદિગ્ધ કૃતિઓ જુદી પાડી, સ્વ નવલરામે પછી એ બતાવ્યું છે કે શામળ પૂરો મૌલિક સર્જક નથી પણ પ્રેમાનંદની જેમ પુરોગામી કવિઓનો ઋણી છે. શામળની જે કંઇ સિદ્ધિ છે તે પરંપરા પ્રાપ્ત જૂની વાર્તાઓને એવી કુશળતાપૂર્વક રજૂ કરવામાં આવે છે કે તેની પહેલાના બધા કવિઓની કૃતિઓ ભૂલાઈ ગઇ અને તેની જ કૃતિઓ પ્રતિષ્ઠા ને લોકપ્રિયતા પામી આજ સુધી જીવતી રહી. આટલું કહ્યા પછી વ્યાખ્યાતાએ પ્રથમ શામળની 'ચંદ્રચંદ્રાવતી', 'બરાસકસ્તૂરી', 'પદ્માવતી', 'નંદબત્રીસી' અને 'મદનમોહના' જેવી ટૂંકી વાર્તાઓની તથા પછી 'બત્રીસ પૂતળી' અને 'સુડા–બહોંતેરી' જેવી લાંબી વાર્તાઓની ચર્ચા હાથ ધરી છે. એમા શામળની વાર્તાઓનું રસદૃષ્ટિએ વિવેચન એમણે નથી કર્યું, પણ તે તે કૃતિઓનાં મૂળ અને તેમાં શામળે કરેલા વધારાઘટાડા ને ફેરફારની જ ચર્ચા વિશેષ કરી છે. એ ચર્ચા સ્વ. નવલરામે એને ખાતર લીધેલા વાચન–શ્રમની વિપુલતા બતાવી રહે છે. વચમાં વચમાં સ્વર્ગસ્થનો વિનોદ પણ ચમકતો રહ્યો છે. શામળની વાર્તાઓના અભ્યાસીઓને આ માહિતીપૂર્ણ પુસ્તિકા ઉપયોગી થશે.

## જ્યેષ્ઠીમલ્લ જ્ઞાતિ અને 'મલ્લપુરાણ'

( લે. ભોગીલાલ સાંડેસરા; પ્ર ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ; મૂલ્ય ચોદ આના )

ગુજરાત વિદ્યાસભાના ભો જે અધ્યયન–સંશોધન વિદ્યાભવનની ગુજરાતની ભિન્ન ભિન્ન જ્ઞાતિઓ ઉપર નિબંધો તૈયાર કરવાની યોજના અન્વયે પ્રગટ થયેલી આ ૪૦ પાનાની પુસ્તિકામાં રા. ભોગીલાલ સાંડેસરાએ પરાપૂર્વથી મલ્લવિદ્યાના ઉપાસક રહેલા મોઢ જેઠીમલ ( જ્યેષ્ઠીમલ્લ ) બ્રાહ્મણોની વીર જ્ઞાતિનો ગુજરાત તથા દક્ષિણમાં યાવત્પ્રાપ્ય પ્રતિહાસ પૌરાણિક, ઐતિહાસિક, દંતકથિક અને સાહિત્યિક સામગ્રીને આધારે સંક્ષેપમાં રજૂ કર્યો છે. જ્યેષ્ઠીમલ્લો આયુધજીવી બ્રાહ્મણો હતા, પાટણના ગુર્જરેશ્વરોની વિજયયાત્રામાં તેઓ મોખરે રહેતા, મલ્લવિદ્યામાં અને યુદ્ધવિદ્યામાં નિષ્ણાત હતા, મોઢેરા પડ્યું ત્યારે એનો બચાવ કરવામાં તેઓ હતા, અને ગુજરાતમાં મુસ્લિમ સત્તા સ્થપાતાં હિંદુ રાજ્યાશ્રય ખોતાં તેઓ કચ્છ–સૌરાષ્ટ્ર ને રાજપૂતાના તરફ તથા દક્ષિણમાં ચાલ્યા ગયા. મુસ્લિમ રાજ્યકાળ દરમિયાન તેમણે મલ્લવિદ્યાની ઉપાસના ચાલુ રાખી હતી, જૂના કાળમાં બીજી ઘણી ગુજરાતીઓની જેમ તેઓમાં પણ કેટલાક દક્ષિણમાં ગયા હતા, કર્ણાટકના રાજદરબારોમાં તેઓ સ્થાન પામ્યા હતા, અત્યારે આપણી તરફ એમણે પોતાનો જૂનો વારસો લગભગ ગુમાવ્યો છે પણ દક્ષિણમાં મ્હૈસૂર રાજ્યમાં તેઓ તે જાળવી રહ્યા છે આવી ઘણી માહિતી એમાંથી વાચકને મળી રહે છે. જ્યેષ્ઠીમલ્લ જ્ઞાતિની વર્તમાન સ્થિતિનો અને છેવટે ગુજરાતના કોઈ જ્યેષ્ઠીમલ્લે લખેલા જણાતા 'મલ્લપુરાણ'નાં પંદર પ્રકરણોમાંની સામગ્રીનો પણ પરિચય કરાવવામાં આવ્યો છે પુસ્તિકામાં મ્હૈસુરમાથી મળેલા વજ્રમુષ્ટિ અને દેવમલ્લના યુદ્ધ તથા જ્યેષ્ઠીમલ્લનાં ઉપકરણના ચિત્રપટની છબી આપવામાં આવી છે સમાજશાસ્ત્રીય રસ ધરાવતા વાચકોને પુસ્તિકા જરૂર ગમશે

## કાઠિયાવાડના સુમરા

( લે. ભગવાનલાલ સ. માંકડ; પ્ર. ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ; મૂલ્ય, એક રૂપિયો )

૬૪ પાનાંની આ પુસ્તિકા પણ ઉપરની સંસ્થાએ ઉપરની જ યોજના મુજબ પ્રગટ કરેલી છે. સિંધમાંથી કચ્છમાં અને ત્યાંથી કાઠિયાવાડમાં વિશેષતઃ મચ્છુ-કાંઠામાં આવી વસેલા સુમરાના પહેરવેશ, ખોરાક, ધર્મ, કેળવણી, ધંધા અને સામાજિક રીતરિવાજો વિશે એ લોકોમાં ફરીને પોતે એકઠી કરેલી માહિતી રા. ભગવાનલાલ માંકડે એમાં રજૂ કરી છે. વેવિશાળ, સાટાં, નિકાહ, વરઘોડો, લગ્નવિધિ, દેચ, દાઢ, જમણ, આણું, અઘરણી, નામકરણ, સુન્નત, છૂટાછેડા, દેરવટું અને ઉત્તરક્રિયા સંબંધી સુમરાના રીતરિવાજ પુસ્તિકામાં વિગતે આપવામાં આવ્યા છે. અત્યારે મુસલમાન ધર્મ પાળતા એ લોકો ત્રણસો ચારસો વરસ પહેલાં હિંદુ કણબીઓ હતા, હજુ ય તેઓ પોતાનાં સંતાનોને લેઉઆ કણબીઓની પેઠે સિંહસ્થ વર્ષમાં જ સામૂહિક રીતે પરણાવે છે અને તેમના પોશાક તથા સામાન્ય આચારમાં તેઓ કણબી જેવા છે, એ બધી માહિતી પુસ્તિકામાંથી મળે છે. સુમરા-ઓની વર્તમાન સ્થિતિ ને તેમની પલટાતી મનોદશાનો ખ્યાલ પણ લેખકે આપ્યો છે. એમનાં સ્ત્રીપુરુષો ને બાળકોની છબીઓ તથા એમનાં ચૌદ લગ્નગીતો પણ પુસ્તિકામાં મૂકીને પુસ્તિકાને શક્ય તેટલી માહિતી-પૂર્ણ અને રસિક બનાવવામાં આવી છે.

## ભુવેલની તપાસ

( લે. વિમલ શાહ–સરલા શાહ; પ્ર. ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ; મૂલ્ય, સાડાચાર રૂપિયા )

મુંબઈની 'ધી ઇન્ડિયન સોસાયટી ઑફ ઍગ્રિકલ્ચરલ ઇકોનોમિક્સ'ના આશ્રયે શ્રી. વિમલ શાહ અને તેમનાં પત્ની સરલા શાહે ચરોતરના ભુવેલ ગામમાં દોઢેક વર્ષ રહી લોકોની સાથે હળીમળીને અભ્યાસીઓની દૃષ્ટિએ પ્રાપ્ત કરેલી સામગ્રી આ ગ્રંથમાં વ્યવસ્થિત રીતે રજૂ થઈ છે. લેખકદંપતીએ ભુવેલની માત્ર આર્થિક તપાસ કરી નથી, એ ઉપરાંત ત્યાંના સામાજિક અને ધાર્મિક જીવનનો પણ શક્ય તેટલો પૂરો ને શાસ્ત્રીય અભ્યાસ કર્યો છે. પરિણામે પુસ્તક અર્થશાસ્ત્રીઓને જ નહિ પણ સમાજશાસ્ત્રીઓને અને ગ્રામોદ્ધારના કાર્યને વરેલા લોકસેવકોને પણ એક સરખું ઉપયોગી થઈ પડશે.

'સામાજિક અને ધાર્મિક જીવન' એ પ્રકરણ ગામડાના લોકજીવનનો વિગતપૂર્ણ પરિચય આપતું હોઈ દરેક વર્ગના વાચકો તે રસથી વાચશે. પુસ્તકમાં સંખ્યાબંધ કોઠા, આકૃતિઓ, નકશા ને ફોટા આપવામાં આવ્યા છે. ગ્રામજીવનનો ને ત્યાંના પ્રશ્નોનો અભ્યાસ કરવા માગનારાઓને આ પુસ્તક માર્ગદર્શક થઈ પડશે.

## સાતૃપદ

( લે. હરરાવ અ દેસાઈ; પ્ર. ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ, મુંબઈ, કિંમત, દોઢ રૂપિયો )

એક અનુભવી કેળવણીકારે લખેલું આ પુસ્તક સ્ત્રીવર્ગને ઘણું ઉપયોગી અને તેમની માતૃપદની બધી ફરજો શીખવામાં તેમજ અદા કરવામાં તેને ઘણું માર્ગદર્શક બને એવું હોઈ આવકારને પાત્ર છે. પુસ્તકનો પહેલો ભાગ બનતા પહેલા પ્રકરણમાં સ્ત્રી અને પુરુષના પ્રજનન–અવયવો અને પ્રજનન-પ્રક્રિયા વૈજ્ઞાનિક સ્પષ્ટતાથી અને આકૃતિઓ સાથે સરળ ભાષામાં સમજાવવામાં આવેલાં છે, અને બીજો ભાગ બનતાં બાકીનાં વીસ પ્રકરણમાં સગર્ભા સ્ત્રીના આરોગ્ય–શિક્ષણ વિશે, પ્રસવ પછીની સારવાર વિશે, અને બાળઉછેરને લગતી બધી નાની મોટી બાબતો વિશે ઉપયોગી માહિતીઓ આપવામાં આવી છે. પુસ્તક ગુજરાતી બહેનો જરૂર વાંચે–વસાવે.

## The Secret of Eternal youth

( લે. Andre Karpati; પ્ર. Hamara Hindostan, Bombay; કિંમત, એક રૂપિયો )

એક હંગેરિયન કલાકારે લખેલું આ અંગ્રેજી લઘુ પુસ્તક નિસર્ગાભિમુખ જીવનની અને વિજ્ઞાનશુદ્ધ

આહારની હિમાયત કરે છે અને તે અંગે કેટલીક મહત્ત્વની સૂચનાઓ રજૂ કરે છે. આરોગ્યરક્ષા માટે લેખક હવા, પાણી, સૂર્યાતપ અને પૃથ્વીનો સાચો ઉપયોગ અને ઉપવાસ, શાસ્ત્રીય શ્વાસોચ્છ્વાસ, વનસ્પતિ–આહાર સૂચવે છે. પુસ્તકમાંની ઘણી માહિતી આપણે ન જાણતા હોઇએ એવી નથી, પણ એવુ કશું જેમણે વાંચ્યું–જાણ્યું નહિ હોય તેમણે પુસ્તક વાંચી જવા જેવું ખરું. પુસ્તકનું અશ્રિજી ઘણે ઠેકાણે અશુદ્ધ છે.

## પ્રૌઢશિક્ષણ વાચનમાળા : પહેલી ચોપડી

(લે. શંકરભાઈ સો. પટેલ; પ્ર. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦ વડોદરા; કિંમત, ચાર આના)

આપણી પ્રજાની વિપુલ પ્રમાણની નિરક્ષરતા જોતાં લોકસેવાની પ્રવૃત્તિઓમાં પ્રૌઢશિક્ષણ સૌથી પહેલી હાથ ધરવા જેવી પ્રવૃત્તિ છે એ સૌ વિજ્ઞાણના થયા છે જ. પ્રૌઢશિક્ષણનું કાર્ય હવે તો સરકારે પણ ઉપાડ્યું છે. પ્રૌઢોને અક્ષરપરિચય કરાવી વાંચવાનું અને લખવાનું શીખવવા માટે આ સંજોગોમાં ચોપડીઓ બહાર પડતી રહે તે સ્વાભાવિક છે. 'ધૂમકેતુ'ની પ્રૌઢશિક્ષણ માટેની ચોપડીઓ તથા રા. હરભાઇ ને રા. ચંદુલાલ ભટ્ટે લખેલી 'પ્રૌઢપોથી' આ માસિકમાં અગાઉ અવલોકાઈ ગઇ છે. બાળકોની વાચનમાળાના લેખનકાર્યના અનુભવી રા. શંકરભાઇ પટેલની આ ચોપડી એમાં એકનો ઉમેરો કરે છે. મૂળાક્ષરો તથા બારાખડી વાચતાં શીખવવા માટે અત્યારે વધુ વધુ પ્રચલિત થતી જતી શબ્દપદ્ધતિ ને વાક્યપદ્ધતિને નહિ અનુસરતાં લેખક સ્વ ગિજુભાઇએ સૂચવેલી ત્રિપદ પદ્ધતિને અનુસર્યા છે. અંદરના પાઠોની વ્યવસ્થા શાસ્ત્રીય છે. જેમ બાળકોની બાળપોથીને માટે તેમ આવી પ્રૌઢપોથીઓને માટે પહેલેથી કશો અભિપ્રાય આપી દેવો નકામો છે. શીખનારાઓને તેમજ શીખવનારાઓને એ કેવીક ફાવી તે પરથી જ તેની સફળતા કે સરળતાનું માપ નીકળે એ કસોટીમા આ ચોપડી સફળ નીવડે એવી છે એટલું જ આ પળે કહી શકાય.

## દૂધપૌંવા

(લે. ઇશ્વરલાલ દેસાઈ; પ્ર. પ્રગતિ સાહિત્ય મંદિર, ખપાટિયા ચકલા, સુરત; મૂલ્ય, આઠ આના)

રા. ઇશ્વરલાલ દેસાઇએ લખેલાં ૨૯ બાલયોગ્ય ગીતોનો આ સંગ્રહ છે. એનાં 'પવન', 'વાદળ, વાદળ !', 'ચાદલિયો', 'હું પહેલ', એ ચાર ગીતો બીજાં કરતા વિશેષ આકર્ષક છે. લેખકના રાષ્ટ્રપ્રેમે લખાયેલાં 'મુક્તિ મા !' ને 'રણનું તેડું' જેવાં કાવ્યો તેમજ 'પુરાણો વાણિયો', 'ત્રણ દશા' અને 'મનુકુળમાં ચકચાર' જેવાં કાવ્યો બાલકક્ષાના રહ્યાં નથી લેખકમાંનો બાળક એ ગાતો નથી, પ્રૌઢ વયના લેખકનાં ભાવ ને ભાષા એમાં દેખાય છે. સંગ્રહનાં બીજાં બાળકનું રમતિયાળપણું બતાવતાં ગીતો તેમજ 'હોડી', 'વકીલ', 'હાથી' જેવાં ઉખાણાં બાલગ્રાહ્ય ખરાં.

## નવી આવૃત્તિઓ

**૧ ભગવાન મહાવીરના દશ ઉપાસકો** (અનુ. પં. બેચરદાસ દોશી; દોઢ રૂપિયો)

**૨ શ્રીમદ્ભાગવત** (સં. ગોપાલદાસ પટેલ; સાડાત્રણ રૂપિયા)

ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, તરફથી પ્રકાશિત થયેલાં આ બે પુસ્તકોમાનું પહેલું જૈન અંગગ્રંથ 'ઉપાસગ–દસાઓ'ના અધ્યાપક બેચરદાસ દોશીએ કરેલા સરળ અનુવાદની રા. ગોપાલદાસ પટેલે કરેલાં કેટલાંક ઉમેરણવાળી બીજી આવૃત્તિ છે, અને બીજું રા. ગોપાલદાસ પટેલે કરેલા શ્રીમદ્ભાગવતના છાયાનુવાદની અહીંતહીં સુધારેલી બીજી આવૃત્તિ છે. આગલા પુસ્તકમાં જૈનધર્મના દસ ગૃહસ્થ ઉપાસકોની પ્રેરક ચરિત્રકથાઓ છે. ગૃહસ્થાશ્રમી શ્રાવકોના ધર્મ એમાંથી જાણવાના મળે છે. બીજું પુસ્તક ભાગવત પુરાણોમા શ્રેષ્ઠ ગણાઈ શ્રી. વલ્લભાચાર્ય વડે તો વેદ ગીતા ને બ્રહ્મસૂત્રની પછી એ ત્રણેયીથી ય વધુ પ્રમાણભૂત એવું પ્રસ્થાન ગનાયું છે. અદ્વૈતવાદના પાયા પર તેમાં ગીતાની માફક કર્મ ભક્તિ ને યોગના સાધનામાર્ગનું સુંદર પ્રતિપાદન થયેલું છે. આગલું પુસ્તક ગુજરાતના જૈનોનો અને બીજું ગુજરાતના વૈષ્ણવોનો પ્રેમભર્યો સત્કાર જરૂર મેળવશે.



સાહિત્ય અને સમાજમાં ઊંડું સ્થાન પામેલી વિશિષ્ટ

# નવલકથાઓ



| | | | | | |
|---|---|---|---|---|---|
| કાળચક્ર | ઝ. મેઘાણી | ૨-૦ | રૂપમતી | ચુનીલાલ શાહ | ૪-૦ |
| સમરાંગણ | ,, | ૩-૮ | અવંતીનાથ | ,, | ૪-૮ |
| તુલસી ક્યારો | ,, | ૪-૦ | જન્મટીપ | ઈશ્વર પેટલીકર | ૩-૦ |
| બીડેલાં દ્વાર | ,, | ૩-૦ | લખ્યાં લેખ | ,, | ૩-૧૨ |
| દીપનિર્વાણ | દર્શક | ૩-૪ | ધરતીનો અવતાર | ,, | ૨-૮ |
| બંદીઘર | ,, | ૩-૦ | પંખીનો મેળો | ,, | ૨-૮ |
| બંધન મુક્તિ | ,, | ૨-૮ | પાતાળ કૂવો | ,, | ૩-૦ |
| અણખૂટ ધારા | નિ. વર્મા | ૩-૦ | કળિયુગ ભા ૧-૨ | ,, | ૬-૦ |
| ખંડિત કલેવરો | ,, | ૩-૮ | કાયાકલ્પ ભા. ૧-૨ ૩ | પ્રે | ૭-૦ |
| કદમ કદમ બઢાયેજા | | ૩-૮ | કાન્તિ અને ગુરૂજી | | ૪-૦ |
| પાછલે બારણે | પ. પટેલ | ૨-૮ | કરુણાદેવી | ,, | ૧-૦ |
| સુરભિ | ,, | ૩-૮ | પરિવર્તન | પિતામ્બર પટેલ | ૪-૦ |
| ઉપમા | બાબુભાઈ વૈદ્ય | ૩-૮ | જ્વાલા | અનુ. મ. મેઘાણી | ૪-૦ |
| મનવંતર | ર. મેઘાણી | ૪-૮ | લા' મિઝરાબલ ખંડ ૧-૨ | અનુ મૂળશંકર ભટ્ટ | ૮-૪ |
| પાદરનાં તીરથ | જ. દલાલ | ૨-૮ | | | |

—પ્રાપ્તિસ્થાન—

# ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ફરનાન્ડીઝ પુલ પાસે • ગાંધી માર્ગ • અમદાવાદ : : ૪૦૫, કાલબાદેવી • હનુમાન ગલી • મુંબઈ ૨

# ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

સ્થાપના : ૧૯૩૬ :: લિમિટેડ : ૧૯૪૫

## પુસ્તકોનું નવું સૂચિપત્ર : જુલાઈ—૧૯૪૯






★ જ્ઞાન એ સાધના છે. પ્રત્યેક ઘરમાં એ દીપ પ્રગટો ★

※ શિષ્ટ પુસ્તકોનું વાંચન ઘરેઘરમાં હોવું જોઈએ જ્ઞાન એ દીવો છે. જીવનની અંધારી ક્ષણોમાં તમને એ પ્રકાશ આપશે. જે પ્રજામાં દૃષ્ટિ નથી, જ્ઞાન નથી એ પ્રજા સ્વહસ્તે પોતે પોતાનો જ વિનાશ નોતરે છે. તમારી ભાવિ પ્રજા માટે શાનો વારસો મૂકી જવા ધારો છો ? ધનનો, પ્રમાદનો, કે જ્ઞાન ને શક્તિનો ?

※ જે ઘરમાં એકાદું શિષ્ટ-સંસ્કારી નાનું એવું પણ પુસ્તકાલય ન હોય એ ઘર સૂના કબ્રસ્તાન જેવું છે. પસંદગી તમારે જ કરવાની છે જીવન કે મૃત્યુની

## નવલકથા

| | | | |
|---|---|---|---|
| ૧ | કાળચક્ર | ઝવેરચંદ મેઘાણી | ૨–૦–૦ |
| ૨ | સમરાંગણ | ,, | ૩–૮–૦ |
| ૩ | તુલસીક્યારો | ,, | ૪–૦–૦ |
| ૪ | પ્રભુપધાર્યા | ,, | ૨–૮–૦ |
| ૫ | બીડેલાં દ્વાર | ,, | ૩–૦–૦ |
| ૬ | દીપનિર્વાણ | દર્શક | ૩–૪–૦ |
| ૭ | બંદીઘર | ,, | ૩–૦–૦ |
| ૮ | બંધન અને મુક્તિ | ,, | ૨–૮–૦ |
| ૯ | પ્રેમ અને પૂજા ભા. ૧–૨ | ,, | ૫–૦–૦ |
| ૧૦ | અણખૂટધારા | વર્મા–પરમાર | ૩–૦–૦ |
| ૧૧ | ખંડિત કલેવરો | ,, | ૩–૮–૦ |
| ૧૨ | કદમ કદમ બઢાયે જા | , | ૩–૮–૦ |
| ૧૩ | સુરભિ | પન્નાલાલ પટેલ | ૩–૮–૦ |
| ૧૪ | પાછલે બારણે | ,, | ૨–૮–૦ |
| ૧૫ | ઉપમા | બાબુભાઇ વૈદ્ય | ૩–૮–૦ |
| ૧૬ | સુવર્ણમૃગ | ગ. ના. પાઠક | ૩–૮–૦ |
| ૧૭ | જગતનો તાત | ,, | ૨–૮–૦ |
| ૧૮ | આવતી કાલ | ,, | ૩–૦–૦ |
| ૧૯ | સાથી | ,, | ૫–૦–૦ |
| ૨૦ | સોહાગ | ,, | ૨–૮–૦ |
| ૨૧ | માનવતાના મૂલ | ,, | ૪–૦–૦ |
| ૨૨ | પચાસ વર્ષ પછી | ,, | ૩–૦–૦ |
| ૨૩ | ખાંડાની ધાર | ,, | ૪–૦–૦ |
| ૨૪ | રૂપમતી | ચુનિલાલ વ. શાહ | ૪–૦–૦ |
| ૨૫ | અવન્તીનાથ | ,, | ૪–૮–૦ |
| ૨૬ | જનમટીપ | ઇશ્વર પેટલીકર | ૩–૦–૦ |
| ૨૭ | લખ્યાં લેખ | ,, | ૩ ૧૨ ૦ |
| ૨૮ | ધરતીનો અવતાર | ,, | ૨–૮–૦ |
| ૨૯ | પંખીનો મેળો | ,, | ૨–૮–૦ |
| ૩૦ | પાતાળકૂવો | ,, | ૩–૦–૦ |
| ૩૧ | કળિયુગ ભાગ ૧ | ,, | ૩–૦–૦ |
| ૩૨ | ,, ,, ૨ | ,, | ૩–૦–૦ |
| ૩૩ | પાદરના તીરથ | જયંતિ દલાલ | ૨–૮–૦ |
| ૩૪ | મન્વંતર | તારાશંકર બંદોપાધ્યાય | ૪–૮–૦ |
| ૩૫ | કાયાકલ્પ ભા. ૧–૨ | પ્રેમચંદજી | ૪–૦–૦ |
| ૩૬ | કાયાકલ્પ ભા. ૩ | ,, | ૩–૦–૦ |
| ૩૭ | ક્રાન્તિ | સાને ગુરુજી | ૪–૦–૦ |
| ૩૮ | પરિવર્તન | પિતામ્બર પટેલ | ૪–૦–૦ |
| ૩૯ | શમા | | ૫–૦–૦ |
| ૪૦ | કર્મફળ | | ૩–૦–૦ |
| ૪૧ | લોહીના ચણા | | ૪–૮–૦ |
| ૪૨ | થશી જતાં | | ૨–૦–૦ |
| ૪૩ | પશ્ચિમને સમરાંગણે | હરજીવન સોમૈયા | ૩–૦–૦ |
| ૪૪ | અહંકાર | ,, | ૨–૦–૦ |
| ૪૫ | કાંટાની વાડ | ,, | ૨–૮–૦ |
| ૪૬ | પતન અને પ્રાયશ્ચિત | વિ. ભટ્ટ | ૩–૦–૦ |
| ૪૭ | ધરતી | અનુ. નિરુ દેસાઇ | ૨–૮–૦ |
| ૪૮ | લા' મિઝરાબલ ખંડ ૧ | અનુ. મુ ભટ્ટ | ૪–૮–૦ |
| ૪૯ | લા' મિઝરાબલ ખંડ ૨ | ,, | ૩-૧૨-૦ |
| ૫૦ | જંગલનો રાજા ટારઝન | અનુ. મકરન્દ દવે | ૪–૮–૦ |
| ૫૧ | ઘરને મારગે | ,, | ૪–૦–૦ |
| ૫૨ | જનાથા | અનુ મહેન્દ્ર મેઘાણી | ૩–૮–૦ |
| ૫૩ | પુનરાગમન ખંડ ૧ | હ સોમૈયા | ૩–૦–૦ |
| ૫૪ | પુનરાગમન ખંડ ૨ | ,, | ૨–૮–૦ |
| ૫૫ | પૃથ્વીનો પહેલો પુત્ર | ,, | ૨–૮–૦ |
| ૫૬ | જીવનનું ઝેર | ,, | ૨–૮–૦ |
| ૫૭ | દોનધ્રુવ | વિ. સ. ખાંડેકર | ૨–૮–૦ |
| ૫૮ | મંગળમૂર્તિ | સોપાન | ૨–૦–૦ |
| ૫૯ | જાગતા રેજો ખંડ ૧ | ,, | ૨–૮–૦ |
| ૬૦ | જાગતા રેજો ખંડ ૨ | ,, | ૨–૦–૦ |
| ૬૧ | હિરોશીમા | ,, | ૧-૧૨-૦ |
| ૬૨ | કરુણાદેવી | સાને ગુરુજી | ૧–૦–૦ |
| ૬૩ | પશુરાજ | | ૧-૧૨-૦ |
| ૬૪ | ચિરંતન નારી | સિતારામ શર્મા | ૩–૮–૦ |
| ૬૫ | ગોદ | ,, | ૧–૮–૦ |
| ૬૬ | રજની | બંકીમચંદ્ર | ૧–૪–૦ |
| ૬૭ | આશાનું બીજ ભા. ૧–૨ | પર્લબક | ૯–૦–૦ |
| ૬૮ | અથડાતા વાયરા | ,, | ૩–૪–૦ |
| ૬૯ | માતાનું હૃદય | ,, | ૨-૧૨-૦ |
| ૭૦ | સ્ટાલિનગ્રાડ | જયંતિ દલાલ | ૧–૦–૦ |

## નવલિકા

૧ માણસાઈના દીવા  ઝવેરચંદ મેઘાણી  ૩–૦–૦
૨ વિલોપન  ,,  ૩–૦–૦
૩ મેઘાણીની નવલિકાઓ ખંડ ૧ ,,  ૩–૦–૦
૪ મેઘાણીની નવલિકાઓ ખંડ ૨ ,,  ૩–૮–૦
૫ રંગ છે બારોટ !  ઝ. મેઘાણી  ૩–૦–૦
૬ દરિયાપારના બહારવટિયા  ,,  ૩–૦–૦
૭ વેરાનમાં  ઝ મેઘાણી  ૨–૦–૦
૮ મેઘબિન્દુ  ધૂમકેતુ  ૩–૦–૦
૯ વનછાયા  ,,  ૩–૦–૦
૧૦ દ્વિરેફની વાતો ભા. ૧ રા. વિ. પાઠક  ૨–૮–૦
૧૧ દ્વિરેફની વાતો ભા. ૨ રા. વિ. પાઠક  ૨–૮–૦
૧૨ દ્વિરેફની વાતો ભા. ૩ રા. વિ. પાઠક  ૨–૮–૦
૧૩ લખચોરાશી  પન્નાલાલ પટેલ  ૩–૦–૦
૧૪ જિંદગીના ખેલ  ,,  ૩–૦–૦
૧૫ સાચાં શમણાં  ,,  ૩–૮–૦
૧૬ કાશીનું કરવત  ઇશ્વર પેટલીકર  ૩–૦–૦
૧૭ માનતા  ઇશ્વર પેટલીકર  ૨–૮–૦
૧૮ પારસમણિ  ,, ,,  ૩–૦–૦
૧૯ પાંખ વિનાના  ઉમેદભાઇ મણીઆર  ૩–૦–૦
૨૦ પલ્લવી  હરજીવન સોમૈયા  ૨–૮–૦
૨૧ પ્રથમ પત્ની  પર્યંક  ૨–૮–૦
૨૨ જીવન સરિતા  ૧–૮–૦
૨૩ દીઠું મેં ગામડું ન્યા  ર. અઢાણી  ૨–૮–૦
૨૫ જીવનના વહેણો  રસિકલાલ પરીખ  ૩–૦–૦
૨૫ તેજછાયા  જ્યોત્સના ખંડેરિયા  ૨–૮–૦
૨૬ આળાં હૈયાં  વજલાલ મેઘાણી  ૩–૦–૦
૨૭ દુર્ભિક્ષ  શાન્તિલાલ શાહ  ૩–૪–૦
૨૮ ગ્રામચિત્રો  ઇશ્વર પેટલીકર  ૨–૮–૦
૨૯ વિશ્વસાહિત્યની વાર્તાઓ ભોગીલાલ ગાંધી  ૩–૮–૦
૩૦ હિંદીની શ્રેષ્ઠ વાર્તાઓ  વસાવડા  ૩–૦–૦
૩૧ શોધને અંતે  લાભુબેન મહેતા  ૨–૪–૦
૩૧ બીલીપત્ર  મકનજી પરમાર  ૩–૦–૦
૩૩ ગોવાલણી અને બીજી વાતો  ૨–૮–૦
૩૪ નવું જીવતર  નાથાલાલ દવે  ૧–૦–૦
૩૫ વારસ  ઉમેશ કવિ  ૨–૪–૦
૩૬ મા વિનાના  બાબુભાઈ વૈદ્ય  ૨–૮–૦
૩૭ સાગરના સાવજ  અશોક હર્ષ  ૨–૮–૦
૩૮ સુષમા  અશોક હર્ષ  ૩–૮–૦
૩૯ વામા  રા. વિ. પાઠક  ૨–૮–૦
૪૦ મહારાજની સાથે  પુરાતન બુચ  ૧–૮–૦
૪૧ દ્રષ્ટાંતકથાઓ  નાનાભાઈ ભટ્ટ  ૧–૦–૦
૪૨ ઇતિહાસ કથાઓ રોમ  દર્શક  ૧–૮–૦
૪૩ ઇતિહાસ કથાઓ ગ્રીસ ભા. ૧-૨ ,,  ૨–૦–૦
૪૪ પરીકથાઓ ભા. ૧  વર્મા : પરમાર  ૩–૮–૦
૪૫ પરીકથાઓ ભા. ૨  ,,  ૩–૮–૦
૪૬ દેશદેશની લોકકથાઓ ભા. ૧  ,,  ૩–૦–૦
૪૭ દેશદેશની લોકકથાઓ ભા. ૨  ,,  ૩–૦–૦
૪૮ રૂપકથાઓ ખંડ ૧  ,,  ૩–૦–૦
૪૯ પ્રલોભન  ૩–૦–૦
૫૦ લીલી અજાયબ દેશમાં  ૩–૦–૦
૫૧ શહેરની શેરી  જયંતિ દલાલ  ૨–૮–૦
૫૨ મિસ્તર આદમ  ,,  ૧–૦–૦
૫૩ મોતી  અનુ, ,,  ૦-૧૨-૦
૫૪ વિદ્રોહીઆત્મા  ખલિલ જિબ્રાન  ૩-૧૦-૦
૫૫ અદૃશ્ય શત્રુ  કાલીદાસ જાદવ  ૩–૮–૦
૫૬ બોલ્શેવીઝમ અને બીજી વાતો રાજાજી  ૧–૦–૦

## નાટકો

૧ સાપના ભારા  ઉમાશંકર જોષી  ૨–૦–૦
૨ અંધારાના સીમાડા  ટોલ્સ્ટોય  ૧–૮–૦
૩ શિખરિણિ  ચંદ્રવદન મહેતા  ૧–૮–૦
૪ વહેમના વમળમાં  ગૌ. ચાતુર્વેદી  ૧–૪–૦
૫ તારકમંદિર  જયંતિલાલ ઓઝા  ૦-૧૦-૦
૬ પિયોગોરી  કૃષ્ણલાલ શ્રીધરાણી  ૧–૦–૦
૭ ૧૮૫૭ ને જલિયાવાલા  દર્શક  ૩–૦–૦
૮ જવનિકા  જયંતિ દલાલ  ૧–૪–૦
૯ પથ્થરનાં પારેવાં  છોટુલાલ ગાંધી  ૨-૧૨-૦
૧૦ ધૂમ્રસેર  ગુ. ચોકર : ધ. મહેતા ૧–૦–૦

## જીવનચરિત્રો અને પ્રસંગચિત્રો

| | | |
|---|---|---|
| ૧ રાષ્ટ્રપિતાના ચરણોમાં | | ૧-૧૨-૦ |
| ૨ મહાદેવભાઈ | વજુભાઈ શાહ | ૩-૦-૦ |
| ૩ રવીન્દ્રનાથ ઠાકુર | કાન્તિલાલ શાહ | ૨-૮-૦ |
| ૪ રામ અને કૃષ્ણ | કિ. મશરૂવાળા | ૧-૪-૦ |
| ૫ બુદ્ધ અને મહાવીર | ,, | ૧-૦-૦ |
| ૬ ગાંધીજીના સાંનિધ્યમાં | પુરાતન બુચ | અપ્રાપ્ય |
| ૭ બાપુની છાયામાં | ,, | ૨-૦-૦ |
| ૮ જીવનશિલ્પીઓ | વર્મા : પરમાર | ૨-૮-૦ |
| ૯ સુભાષના સેનાનીઓ | ,, | ૩-૦-૦ |
| ૧૦ શાહનવાઝની સંગાથે | , | ૨-૦-૦ |
| ૧૧ મુસ્તફા કમાલ | કાન્તિલાલ શાહ | ૧-૮-૦ |
| ૧૨ વૈજ્ઞાનિક જગત | ચંદ્રભાઈ ભટ્ટ | ૧-૮-૦ |
| ૧૩ પુરૂષાર્થની પ્રતિમાઓ | ,, | ૨-૪-૦ |
| ૧૪ ગાંધીબાપુ ભા. ૧ | રા. ના. પાઠક | ૪-૮-૦ |
| ૧૫ ગાંધીબાપુ ભા. ૨ | રા. ના. પાઠક | ૪-૮-૦ |
| ૧૬ ફરતાં ફરતાં હાડપિંજરો વચ્ચે | | ૩-૮-૦ |
| ૧૭ મહાન વૈજ્ઞાનિકો ભા ૧ ૨ | ડો. શાહ | ૨-૦-૦ |
| ૧૮ લોકમાન્ય તિલક | | ૩-૦-૦ |
| ૧૯ ઝવેરચંદ મેઘાણી સ્મારક ગ્રંથ (ઊર્મિતા) | | ૨-૮-૦ |
| ૨૦ સીતા | નાનાભાઈ ભટ્ટ | ૧-૦-૦ |
| ૨૧ વસંતરજબ સ્મારક ગ્રંથ | સં. મેઘાણી | ૫-૦-૦ |

## પ્રવાસવર્ણન અને સાહસકથાઓ

| | | |
|---|---|---|
| ૧ મહાન મુસાફરો | મૂ. ભટ્ટ | ૨-૮-૦ |
| ૨ ધરતીને મથાળે | ,, | ૩-૦-૦ |
| ૩ એકાન્તનાં સામ્રાજ્યમાં | રજબઅલી | ૩-૪-૦ |
| ૪ સાહસિક સોદાગરો | કું સંપટ | ૨-૧૨-૦ |
| ૫ દક્ષિણભારતનાં તીર્થધામો | શા ગાંધી | ૨-૦-૦ |
| ૬ બે પાંખો ફફડાવી | તનસુખ ભટ્ટ | ૨-૦-૦ |
| ૭ સરહદપાર સુભાષ | લાલા ઉત્તમચંદ | ૨-૦-૦ |
| ૮ હિમાલયનું પર્યટન | કિ. તુનારા | ૩-૦-૦ |
| ૯ કલાકારની સંસ્કારયાત્રા | રવિભાઈ રાવળ | ૪-૧૨-૦ |
| ૧૦ ગમનગજ જુલેવર્ન | અનું. મૂળશંકર ભટ્ટ | ૨-૦-૦ |

## ઇતિહાસ રાજકારણ

| | | |
|---|---|---|
| ૧ આપણું બાંધવરાષ્ટ્ર ચીન | ચાંપાનેરિયા | ૩-૦-૦ |
| ૨ જય ઇન્ડોનેશિયા | મહેન્દ્ર મેઘાણી | ૧-૮-૦ |
| ૩ ભારતમાં અંગ્રેજી રાજ્ય ભા. ૧ | | ૯-૪-૦ |
| ૪ ભારતમાં અંગ્રેજી રાજ્ય ભા. ૨ | | ૯-૪-૦ |
| ૫ સત્તાવન | નગીનદાસ પારેખ | ૨-૮-૦ |
| ૬ સત્તાવનની કત્લેઆમ | વિ ભટ્ટ | ૨-૮-૦ |
| ૭ આપણો સાગરસૈનિક | મ. મેઘાણી | ૩-૦-૦ |
| ૮ બે વિચારધારા | દર્શક | ૨-૧૨-૦ |
| ૯ જો લડત આવે તો | વજુભાઈ શાહ | ૧-૦-૦ |
| ૧૦ વૈજ્ઞાનિક સમાજવાદ | ઓઝા | ૨-૦-૦ |
| ૧૧ દક્ષિણ આફ્રિકાની રંગભૂમિ | | ૩-૮-૦ |
| ૧૨ ગુલામીની શૃંખલા | ધ ઓઝા | ૨-૮-૦ |
| ૧૩ મહારાજાઓની યુદ્ધશક્તિ | સંપટ | ૨-૦-૦ |
| ૧૪ લાલકિલ્લાનો મુકદ્દમો | મ. મેઘાણી | ૧-૮-૦ |
| ૧૫ હિંદ વિશ્વયુદ્ધનાં વમળમાં | સંપટ | ૧-૦-૦ |
| ૧૬ ૧૯૪૩નાં પગરણ | | ૦-૧૦-૦ |
| ૧૭ આઝાદીની યજ્ઞજ્વાલા | ક માણેક | ૦-૮-૦ |
| ૧૮ પેલેસ્ટાઈન | | ૦-૬-૦ |
| ૧૯ જુનાગઢની લોકક્રાંતિ | રતુભાઈ કોઠારી | ૩-૦-૦ |
| ૨૦ ચલો દિલ્હી | સોપાન | ૬-૪-૦ |
| ૨૧ જયહિંદ | | ૩-૦-૦ |

## નિસર્ગોપચાર અને આરોગ્ય

### રમણલાલ એન્જિનિયરકૃત

| | |
|---|---|
| ૧ હું નિસર્ગોપચાર તરફ કેમ વળ્યો ? | ૨-૮-૦ |
| ૨ ઉગ્રરોગોમાં નિસર્ગોપચાર | ૨-૦-૦ |
| ૩ નિસર્ગોપચારનું જીવનદર્શન | ૨-૮-૦ |
| ૪ નિસર્ગોપચાર વિચાર અને વ્યવહાર | ૧-૮-૦ |

### ભૂપતરાય મો૦ દવેકૃત

| | |
|---|---|
| ૫ હઠીના દર્દોમાં કુદરતી ઉપચાર | ૧-૮-૦ |
| ૬ દવાનો છેલ્લો ઘુંટડો | ૨-૦-૦ |
| ૭ ક્ષય અને દમમાં નૈસર્ગિક ઉપચાર | ૩-૦-૦ |
| ૮ રોગ અને આસન | ૩-૦-૦ |

૯ દૂધઃ સર્વ સંપૂર્ણ ખોરાક ડૉ. શાહ ૧–૮–૦
૧૦ મારો જલોપચાર કાન્તિલાલ શાહ ૩–૦–૦
૧૧ દૂધઃ મૃત્યુલોકનું અમૃત ,, ૨–૮–૦
૧૨ શરીરરચનાનું રહસ્ય ધ. ઓઝા ૧–૪–૦
૧૩ સો વર્ષ જીવવાની કળા ડૉ. નાન્દી ૨–૮–૦
૧૪ એકાદશીનો ઉપવાસ ૦–૫–૦
૧૫ ઉપવાસ કેમ અને ક્યારે ? સોમૈયા ૨–૦–૦
૧૬ વૈજ્ઞાનિક નિસર્ગોપચાર રમણલાલ (છપાય છે)
૧૭ બાળકોના દર્દો વૈદ્ય પ્રામજી રાઠોડ ૧–૮–૦

## કેળવણી સાહિત્ય અને વિવેચન

૧ કેળવણીની પગદંડી નાનાભાઈ ભટ્ટ ૩–૮–૦
૨ વક્તા કેમ થવાય ? સતિશચંદ્ર ૨–૮–૦
૩ કલાચિંતન રવિશંકર રાવળ ૩–૮–૦
૪ પરિભ્રમણ ભા. ૧ ઝવેરચંદ મેઘાણી ૩–૮–૦
૫ પરિભ્રમણ ભા. ૨ ઝવેરચંદ મેઘાણી ૩–૮–૦
૬ પરિભ્રમણ ભા. ૩ ,, ૩–૮–૦
૭ પરકમ્મા ,, ૨–૮–૦
૮ આલોચના રા. વિ. પાઠક ૩–૮–૦
૯ નર્મદ ,, ૨–૮–૦
૧૦ સાહિત્યવિહાર અનંતરાય રાવળ ૩–૦–૦
૧૧ સાહિત્ય અને પ્રગતિ ગ્રં. ૯–૨ ૩–૦–૦
૧૨ આપની સેવામાં જિતુભાઈ મહેતા ૩–૦–૦
૧૩ નિરૂપરેખા વિશ્વનાથ ભટ્ટ ૫–૦–૦
૧૪ રવિન્દ્રના ટાગોરનો અંજલિ ગ્રંથ ૨–૮–૦
૧૫ ગુજરાતી ભાષાલેખન કે. કા. શાસ્ત્રી ૫–૦–૦
૧૬ સંશોધનને માર્ગે કે. કા. શાસ્ત્રી ૩–૦–૦
૧૭ અર્વાચીન કાવ્ય-સાહિત્યના વહેણો ૩–૦–૦
૧૮ છેલ્લું પ્રયાણ ઝવેરચંદ મેઘાણી ૨–૪–૦
૧૯ અલંકાર પ્રવેશિકા ડોલરરાય માંકડ ૦–૮–૦
૨૦ શિક્ષણ સાધના ક્ષિતિશ મોહન સેન ૧–૧૨–૦
૨૧ સાહિત્ય પગમાંડ ૩–૦–૦

## કાવ્ય

૧ રવીન્દ્રવીણા ઝવેરચંદ મેઘાણી ૨–૮–૦
૨ બાપુનાં પારણાં ,, ૦–૧૨–૦
૩ પ્રાચીના ઉમાશંકર જોશી ૨–૮–૦
૪ આતિથ્ય ,, ૩–૦–૦
૫ ઇલાકાવ્યો ને બીજાં બધાં ચં. મહેતા ૨–૮–૦
૬ ઉર્વશી અને યાત્રી દુર્ગેશ શુક્લ ૨–૦–૦
૭ વરદાન સુરેશ ગાંધી ૨–૦–૦
૮ સરવાણી પ્રહ્લાદ પારેખ ૨–૮–૦
૯ ડોલરીઓ જગદીપ વિરાણી ૧–૪–૦
૧૦ પુનમરાત ,, ૨–૦–૦
૧૧ પથિક પ્રશાંત ૧–૪–૦

## વિજ્ઞાન

૧ ગગનને ગોખે વર્મા-પરમાર ૩–૮–૦
૨ આપણે આંગણે ઊડનારાં ,, ૪–૪–૦
૩ વિજ્ઞાનના વ્યાપક સ્વરૂપો પ. શાહ ૨–૮–૦
૪ વિજ્ઞાનનો વિકાસ ૨–૮–૦
૫ વિજ્ઞાનસૃષ્ટિ ૧–૦–૦
૬ મહાન વૈજ્ઞાનિકો ભા. ૧–૨ ડૉ. શાહ ૨–૦–૦

## સંદર્ભગ્રંથો

૧ વિશ્વદર્શન છોટાલાલ કામદાર ૧૦–૮–૦
૨ પારિભાષિક જ્ઞાનકોષ ૩–૦–૦

## ધર્મ અને તત્ત્વજ્ઞાન

૧ ગીતાહૃદય સાને ગુરુજી ૧–૮–૦
૨ ચમનલાલ વૈષ્ણવના પત્રો ૨–૦–૦
૩ દૃષ્ટાંતકથાઓ નાનાભાઈ ભટ્ટ ૧–૦–૦
૪ રામ અને કૃષ્ણ કિ. મશરૂવાલા ૧–૪–૦
૫ બુદ્ધ અને મહાવીર ,, ૧–૦–૦
૬ ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે (ચાર ભાગમાં) ૧૧–૪–૦

## કટાક્ષ

૧ સાંબેલાના સૂર ૨–૮–૦
૨ અમથી ડોશીની અવળવાણી ૩–૦–૦
૩ નારદવાણી ૨–૮–૦

## ચિત્રસંપુટો

૧ રંગસુંદરી વ્રજલાલ ત્રિવેદી ૩–૦–૦
૨ વસંતમંજરી ,, ૩–૦–૦
૩ સમરંગ પ્રખ્યાત સાત કલાકારો ૨–૮–૦
૪ સ્વાતંત્ર્યયજ્ઞ ચન્દ્ર ૨–૪–૦

## કિશોરસાહિત્ય

| | | |
|---|---|---|
| ૧ નાનસેન | મૂળશંકર ભટ્ટ | ૧-૪-૦ |
| ૨ રોમ | દર્શક | ૧-૮-૦ |
| ૩ દક્ષિણ ભારતનાં તીર્થધામો | શાં ગાંધી | ૨-૦-૦ |
| ૪ મે પાંખો ફફડાવી | તનસુખ ભટ્ટ | ૨-૦-૦ |
| ૫ ભરદરિયે | હ. સોમૈયા | ૧-૦-૦ |
| ૬ દરિયાના મામલા | ,, | ૦-૮-૦ |
| ૭ પરીકથાઓ ખંડ ૧ | વર્મા-પરમાર | ૩-૮-૦ |
| ૮ પરીકથાઓ ખંડ ૨ | ,, | ૩-૮-૦ |
| ૯ દેશદેશની લોકકથાઓ ખંડ ૧ | ,, | ૩-૦-૦ |
| ૧૦ દેશદેશની લોકકથાઓ ખંડ ૨ | ,, | ૩-૦-૦ |
| ૧૧ રૂપકથાઓ ખંડ ૧ | ,, | ૩-૦-૦ |
| ૧૨ વગડામાં વસનારા | ,, | ૦-૧૦-૦ |
| ૧૩ આંગણાનાં શણગાર | ,, | ૦-૧૦-૦ |
| ૧૪ ઊડતાં ભંગી | ,, | ૦-૧૦-૦ |
| ૧૫ રૂપરૂપના અંબાર | ,, | ૦-૧૦-૦ |
| ૧૬ કંઠે સોહામણા | ,, | ૦-૧૦-૦ |
| ૧૭ પ્રેમી પંખીડા | ,, | ૦-૧૦-૦ |
| ૧૮ પ્રવાસપત્રો | રા. ના. પાઠક | ૦-૮-૦ |
| ૧૯ કરુણાદેવી | સાને ગુરુજી | ૧-૮-૦ |
| ૨૦ ચોખેલારાણી | વર્મા-પરમાર | ૦-૧૨-૦ |
| ૨૧ દોલતપરી | ,, | ૦-૧૨-૦ |
| ૨૨ સોના પદમણી | ,, | ૦-૧૨-૦ |
| ૨૩ નાગકુમારી | વર્મા-પરમાર | ૧-૦-૦ |
| ૨૪ નીલમણિ | ,, | ૧-૦-૦ |
| ૨૫ કુલવંતી | ,, | ૧-૦-૦ |
| ૨૬ ગરુડરાજા | ,, | ૦-૧૨-૦ |
| ૨૭ કામરાણી | ,, | ૦-૧૨-૦ |
| ૨૮ પારો પંડિત | ,, | ૦-૧૨-૦ |
| ૨૯ ગૌડ બંગાળની વાતો ભા. ૧ | ,, | ૦-૧૨-૦ |
| ૩૦ ગૌડ બંગાળની વાતો ભા. ૨ | ,, | ૦-૧૨-૦ |
| ૩૧ બુંદેલખંડની વાતો | ,, | ૦-૧૨-૦ |
| ૩૨ રાજસ્થાનની વાતો | ,, | ૦-૧૨-૦ |
| ૩૩ કાઠિયાવાડની વાતો | ,, | ૦-૧૨-૦ |
| ૩૪ પંજાબની વાતો | ,, | ૦-૧૨-૦ |
| ૩૫ જંગલનો રાજા | મયુર | ૦-૧૨-૦ |
| ૩૬ મેઘકુમારી | ,, | અપ્રાપ્ય |
| ૩૭ કુલમણી | ,, | ૦-૧૨-૦ |
| ૩૮ ડોશીમાની વાતો | ઝ. મેઘાણી | ૧-૪-૦ |
| ૩૯ ખાનખાનાન | ત્રિભુવન ગો. વ્યાસ | ૦-૮-૦ |
| ૪૦ મહાન વૈજ્ઞાનિકો ભા. ૧ | ડૉ. શાહ | ૧-૦-૦ |
| ૪૧ મહાન વૈજ્ઞાનિકો ભા. ૨ | ,, | ૧-૦-૦ |

## બાળસાહિત્ય

| | | |
|---|---|---|
| ૧ શંકરાચાર્ય | હ. સોમૈયા | ૦-૮-૦ |
| ૨ છીપલા | મોહન દક્ષ | ૦-૬-૦ |
| ૩ ધનુર્ધારી | ઇન્દુલાલ ગાંધી | ૦-૮-૦ |
| ૪ જંગલમાં મંગલ ભા ૧ | સોમૈયા | ૦-૬-૦ |
| ૫ જંગલમાં મંગલ ભા. ૨ | ,, | ૦-૧૨-૦ |
| ૬ ગુંજારવ | ત્રિ. વ્યાસ | ૦-૫-૦ |
| ૭ કેસરી | ગુલાબસિંહ બારોટ | ૦-૬-૦ |
| ૮ કેમ અને ક્યારે ભા. ૧ | સંપટ | છપાય છે |
| ૯ કેમ અને ક્યારે ભા. ૨ | સંપટ | ૦-૮-૦ |
| ૧૦ પતંગિયાં રંગરંગી | | ૦-૮-૦ |
| ૧૧ ધોળા ભિખારી | ગુલાબસિંહ બારોટ | ૧-૦-૦ |
| ૧૨ હજી ય મને સાંભરે છે | ગિજુભાઇ | ૦-૬-૦ |
| ૧૩ શિશુ-રંજના | વિનોદિની નીલકંઠ | ૦-૧૦-૦ |
| ૧૪ ચીનનાં બાળકો | નિરુ દેસાઇ | ૦-૬-૦ |
| ૧૫ ઇસપની બાળકથાઓ | | ૧-૦-૦ |
| ૧૬ દૂધ પૌંઆ | ઈશ્વરલાલ દેસાઇ | ૦-૮-૦ |

## પ્રૌઢસાહિત્ય

| | | |
|---|---|---|
| ૧ સંત દેવીદાસ | ઝવેરચંદ મેઘાણી | ૧-૮-૦ |
| ૨ ચપટી ધૂળ | ,, | ૦-૧૨-૦ |
| ૩ સંસાર | ,, | ૦-૧૨-૦ |
| ૪ સોરઠિયા દુહા | ,, | ૦-૧૨-૦ |
| ૫ રેલગાડીની સૃષ્ટિ | ,, | ૧-૦-૦ |
| ૬ ગાંધીબાપુ ભા. ૧ | રા. ના. પાઠક | ૪-૮-૦ |
| ૭ ગાંધીબાપુ ભા. ૨ | ,, | ૪-૮-૦ |
| ૮ ચાતુરીની વાતો | વર્મા-પરમાર | ૧-૪-૦ |
| ૯ સિંહાસન બત્રીસી ભા. ૧થી૪ | રા. ના. પાઠક | ૫-૦-૦ |
| ૧૦ જ્ઞાનગોષ્ઠિ | ધૂમકેતુ | ૧-૦-૦ |
| ૧૧ વડને છાંયડે | ,, | ૧-૦-૦ |
| ૧૨ બોધકથાઓ | ,, | ૧-૦-૦ |
| ૧૩ બોધકથાઓ ભા બીજો | ,, | ૧-૦-૦ |




## પુસ્તકોની સોબત જીવનમાં કાંઇક નવું આપી જશે

# જરા વિચારજો

લોકોને આંખ આવી છે. લોકોનાં હૃદય કંઇક જાણવાને ઉત્સુક બન્યાં છે લોકોની બુદ્ધિ અનેક પ્રશ્નો ઊભા કરી મૂંઝવ્યા કરે છે અને એ બધાનું સમાધાન શોધવા માણસ જ્ઞાનપ્રાપ્તિ ઇચ્છે છે

એવા લોકો પણ છે કે જેને જ્ઞાનની ભૂખ નથી પણ થાકેલાં શરીર-મનને જેમ શરાબની લહેજત જોઈએ કે અફીણનુ ઘેન જોઈએ તેમ ચિત્તને ડોલાવે, બહેલાવે, સ્વપ્ન સૃષ્ટિમાં સહેલ કરાવે એવુ મનોરંજક વાચન જોઇએ છે.

આ બંને વૃત્તિને સંતોષ શામાંથી મળે ? શરીર-મનને આરામ મળે છતાં નશો ન ચડે, ઘેન ન ચડે અને જ્ઞાનનો પ્રકાશ ધીમે ધીમે હૃદય ઉપર છવાઈ જાય એવું આપણે ત્યાં શું છે ?

અમારૂં કહેવું છે કે એવું મનોરંજક છતાં જ્ઞાનનો પ્રકાશ આપનારૂં વાર્તા-નવલકથાનું નીરોગી સાહિત્ય જો લોકોને મળે તો એ પહેલી વૃત્તિને સંપૂર્ણ સંતોષી શકે અને બીજી વૃત્તિને ધીમે ધીમે શુદ્ધ કરી શકે

એવું સાહિત્ય આપવાનો અમારો આ પ્રયત્ન છે. ગુજરાતી જનતાને વિનતિ છે કે અમારૂં સાહિત્ય વાચીને આ વાતની ખાતરી કરે એમાં માનવજીવનનું દર્શન હોય, ઉત્ક્રાંતિનું અજવાળું હોય, ચિત્તશાંતિની મધુરતા હોય તો આ સાહિત્યને અપનાવે

અમારા તરફથી જ્ઞાન-વિજ્ઞાનની અનેક શાખાને સમૃદ્ધ કરતું સાહિત્ય પ્રગટ થયું છે. વાંચકોને સસ્તું સાહિત્ય આપી શકાય માટે કેટલીક ગ્રંથાવલિઓ પણ અમે ઓછા લવાજમે શરૂ કરી છે. અમે જાણીએ છીએ કે સારા ને શિષ્ટ પુસ્તકો વધુ, સસ્તાં હોવાં જોઈએ.

ગુજરાતના વિદ્વાન અને પ્રતિષ્ઠિત લેખકોના પુસ્તકો પ્રગટ થઈ રહ્યા છે, તમે એક વાર વાંચીને ખાતરી કરજો બીજે કયાંયથી પુસ્તકો મંગાવતા પહેલા અમારે ત્યાં એક કાગળ લખીને તપાસ કરાવજો. તમારા ઓર્ડર ઉપર પુરતું ધ્યાન આપવામાં આવશે.

અમારા પ્રકાશનો ઉપરાંત ગુજરાતી સાહિત્યનાં દરેક શિષ્ટ પુસ્તકો પણ અમારે ત્યાં મળે છે.

## ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ફરનાન્ડીઝ પુલ પાસે ગાંધી રસ્તો, અમદાવાદ-૧
ભીમરાજ બિલ્ડિંગ, નવી હનુમાન ગલી, ૪૦૫ કાલબાદેવી, મુંબઇ-૨

વસંત પ્રિ. પ્રેસ, અમદાવાદ

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક


# ઊર્મિ અને નવરચના


'ઊર્મિ' વર્ષ ૧૯ : 'નવરચના' વર્ષ ૧૪ : અંક ચોથો

જુલાઈ : ૧૯૪૯


ક્રમ


| | | |
|---|---|---|
| ૧ એક દસ્ત | ધૂમકેતુ | ૫ |
| ૨ અષાઢી એ રાતે (કાવ્ય) | પ્રભાત | ૮ |
| ૩ સમયનાં ક્ષીરનીર | રાજહંસ | ૯ |
| ૪ શિક્ષકને (કાવ્ય) | મધુરામ રાજ્યગોર | ૧૬ |
| ૫ ખરી ગયેલાં પાન | ધૂમકેતુ | ૧૭ |
| ૬ દુ:ખનાં પોટલાં | ઈશ્વર પેટલીકર | ૨૪ |
| ૭ ગુરુદેવ: અમારે આંગણે | શ્રીમતી મૈત્રેયીદેવી | ૩૫ |
| ૮ અભંગ...(કાવ્ય) | શેખાદમ આબુવાલા | ૪૨ |
| ૯ લોકસાગરને તીરે તીરે | પરિવ્રાજક | ૪૩ |
| ૧૦ રાનવેરાને (કાવ્ય) | નિરંજન ભગત | ૪૮ |
| ૧૧ સને ૧૯૪૨ ના સંસ્મરણો | પં. શ્રીરામ શર્મા | ૪૯ |
| ૧૨ પક્ષી પાલનના અજોડ સાધક | વિ. ધ. દેસાઈ | ૫૪ |
| ૧૩ ચૅકોસ્લોવાકીઆનો પત્ર | | ૬૪ |
| ૧૪ બોધકથાઓ | ધૂમકેતુ | ૬૫ |
| ૧૫ અભિનવ રજકણ | ધૂમકેતુ | ૭૦ |



: વર્ષિક લવાજમ :

દેશમાં : ૭-૮-૦ :: પરદેશમાં : રૂા. ૧૦-૦-૦

ભા ર તી સા હિ ત્ય સં ઘ લિ મિ ટે ડ

ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ-૨
ભીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ : મુંબઈ-૨

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી પ્રભુદાસ મો. દવે
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ-૨
મુદ્રક : જયંતી દલાભાઈ દલાલ : વસંત પ્રેસ, ઘીકાંટા રોડ,
ઘેલાભાઈની વાડી : અમદાવાદ.



# એક દૃશ્ય

પછી શેખ ત્યાં ન્યાયના આસન ઉપર બેઠો. એની પાસે ફાધર એલી-આસ ગુપચુપ બેઠો હતો. લોકટોળું કેદીની મુખમુદ્રા તરફ જોઈ રહ્યું હતું. રાચેલ અને મરિયમ, બન્ને ખલીલની પાછળ ઊભાં હતાં પણ જેણે સત્યનું જ આચરણ કર્યું છે એને ભય કેવો? બધાં નિર્ભય હતાં.

શેખ અબ્બાસ જુવાન કેદી તરફ જોઇ રહ્યો. પછી તેણે મોટા ઘોઘરા અવાજે પૂછ્યું: 'તારું નામ શું?'

'ખલીલ' જુવાને જવાબ આપ્યો.

શેખે કહ્યું: 'તારાં માબાપ કોણ છે? ક્યાં છે? તારે સગાંવહાલાંમાં કોઇ છે કે નહિ? તું ક્યાં જન્મ્યો છે? શું કામ કરે છે?'

પોતાની ચારે તરફ ઊભેલા ખેડૂતો ને ગુલામો તરફ ખલીલે દૃષ્ટિ કરી: જો કે એમની આંખોમાંથી એના ઉપર નાખુશીની આગ આવી રહી હતી. પોતાની મુક્તિ હોઇ શકે એવું જ્ઞાન પણ જેમણે ગુમાવી દીધું હોય, એ પોતાના મુક્તિદાતાને આ સિવાય બીજું શું આપી શકે? એમને તો એમ હતું કે જો એમની પરાધીનતા જશે, તો થઇ રહ્યું, એ બધા ભૂખે મરી જશે. એમના કોઈ હકનું ભાન કરાવવું એ પણ ભગીરથ પ્રયત્ન વિના શક્ય ન હતું. ખલીલ એમની સામે જોઇ રહ્યો. પછી એણે શાંતિ ભરેલી વાણીમાં કહ્યું; 'દબાયલા, કચરાયેલાં, ભૂખ્યાં અને તરસ્યાં, વિવેક વિનાનાં, ભાન વિનાનાં આ સઘળાં જ મારાં સગાંવહાલાં અને સંબંધી છે. અને આ આખો વિશાળ દેશ એ મારી જન્મ જગ્યા છે!'

શેખ અબ્બાસે ઠંડી મશ્કરીભરેલા અવાજે જવાબ વાળ્યો: 'આ લોકોને તું તારા જાતભાઇ કહે છે, પણ એ એમ નથી માનતા તેનું શું? એ જ કહી રહ્યા છે કે તને શિક્ષા થવી જોઈએ. જે દેશને તું તારી જન્મભૂમિ તરીકે ગણવાનું કહે છે એ દેશ પણ, તને કાઢી મૂકવાની માગણી કરે છે. આનું શું?'

ખલીલે જવાબ વાળ્યો: 'અજ્ઞાનમાં સબડતી પ્રજા, પોતાના સારા માણ-



ખલીલે અત્યંત શાંતિથી જવાબ વાળ્યો: 'એક ગુનેગારને સજા આપવાનું કામ બીજો ગુનેગાર કરી શકે નહિ. અને એક નાસ્તિક, પોતાની જાતને પાપીઓની સામે રક્ષવામાં કાંઈ અર્થ જોતો નથી !' અને ખલીલે લોકટોળા તરફ દષ્ટિ કરી: 'મારા ભાઈઓ ! તમે જેને તમારા ખેતરોનો સ્વામી માનો છો અને જેને માટે તમે જીવન નીચોવ્યા કરો છો, એ માણસ મને આંહીં તમારી પાસે ન્યાય અપાવવા આવ્યો છે તમે ચારે તરફથી મને જોવા માટે ભેગા થયા છો. હું દયા માટે યાચું એવું દશ્ય જોવા તમે આવ્યા છો તમે દેશવાસીઓએ, તમારા ભાઈને, અને દેશ તમામે તેના પુત્રને, જોવા માટે, ઝૂંપડાં છોડયાં છે. તમે શિકારીઓના પંજામાં ધ્રૂજતા પ્રાણીને જોવાની આશા રાખી હશે. ન્યાયાધીશો સમક્ષ એક નાસ્તિકને જોવાનો લ્હાવો લેવા તમે આવ્યા છો, હવે મારી વાત જરા સાંભળો. મારા ઉપર દયા ન કરતા. ન્યાય કરજો. અને એ ન કરો તો પણ કાંઇ નહિ, વાતને બરાબર સમજજો.

'તમને જ બધાને હું મારા ન્યાયાધીશો ગણું છું. લોકમત એ ઇશ્વરીમત છે. પંચ ત્યાં પરમેશ્વર. તમારાં હૃદયને જાગ્રત કરો. ધ્યાનથી મારું કહેવું સાંભળો. અને પછી તમારું અંતર જેમ કહે તેમ કરો. તમને કહેવામાં આવ્યું છે કે, હું અધાર્મિક છું. પણ મેં શું પાપ કર્યું છે એ કોઈએ કહ્યું નથી. મને ચોરડાકુની માફક બાંધ્યો છે, પણ મેં શેની ચોરી કરી છે એ કોઈએ કહ્યું નથી. માત્ર હું સજા માટે લાયક છું એ તમને જણાવ્યું છે. પણ શું ગુનો છે એ તમને કોઇએ જણાવ્યું નથી.

'એટલે મારો ગુનો શું છે એ હું જ તમને કહું. તમારી આ દીન હીન કંગાલ અવસ્થાને હું સમજ્યો એ જ મારો ગુનો છે. માણસ માણસની વચ્ચે આટલી બધી અસમાનતા હોઈ ન શકે, એવું મને લાગ્યું, એ મારો ગુનો છે. તમારી ડોક ઉપર જે ધોંસરું પડયું છે એ ધોંસરાનો ભયંકર ભાર હું કળી ગયો, એ જ મારો ગુનો છે. તમારી કંગાળ નારીઓને માટે મને દિલગીરી થઇ આવી, એ મારો ગુનો છે. તમારાં બાલબચ્ચાંને માટે આંખમાં આંસુ આવ્યાં, એ મારો ગુનો છે. હું તમારામાંનો એક, કંગાલનો પણ કંગાલ છું. એ મારો ગુનો છે. આંહીં ગુંડા હોવું એ ગુનો ગણાતો નથી. સીફતભરેલી ગુંડાગીરીની પ્રશંસા કરતાં તો આંહીં લોકો થાકતા પણ નથી. પણ મારો ગુનો આ છે કે હું ધરતીની જ પેદાશ છું. મારાં માબાપ આ જમીનમાં રહ્યાં છે ને આ જ જમીનમાં મર્યાં છે. એમણે વાવેલાં વૃક્ષોની છાયા તળે હું ઘણી વખત બેઠો છું. હું એવા ઇશ્વરમાં માનું છું, જે ઇશ્વર તમારા દુ:ખનો સાદ સાંભળ્યા વિના રહી શકતો ન હોય. અને જે પુસ્તકજ્ઞાન વડે, આપણે સઘળા ભાઈઓ બનીને જીવી શકીએ, એ પુસ્તકજ્ઞાન મને ખપે છે.

'જે જ્ઞાન વડે, આપણે સૌ સરખાં છીએ એવો પ્રકાશ પથરાય, એ જ્ઞાનનો હું પૂજારી છું.

'હું જ્યારે મારાં ઢોરને લઇને વગડામાં ફરતો હતો, ત્યારે મને તમારાં કંગાલ, ચીંથરેહાલ, પાંદડાં છાયાં ઝુંપડાંમાંથી દુ:ખી આત્માઓના જાણે રુદનઅવાજ કાને પડતા હતા !





બાબાહુડયોની એવી તો આર્ત્તવાણી પવનની પાંખે ચડીને મારા કાનમાં પડઘા પાડતી હતી, કે હું એ સાંભળતો ને ઊભો થઇ જતો ! ઓ હો હો ! માનવજાતમાં આટલું બધું દુઃખ રેલાઇ રહ્યું છે ? મેં તમને વરૂઓથી ત્રાસેલાં ઘેટાં રૂપે દીઠાં મેં મારો ભરવાડીઓ ધંધો, ઘેટાંને મદદ આપવાનો સ્વીકાર્યો, અને તેથી આજ સૌ વરૂઓ, મારા એ ગુનાને સજા આપવા ભેગા થયા છે. મારો ગુનો હોય તો આ ગુનો છે'

'ન્યાય હવે તમારે આપવાનો છે.'*

ધૂમકેતુ

* 'ખલિલ જિબ્રાન ઉપરથી'

★

## અષાડી એ રાતે

પાડી આ રાત્રિ' ઘન ગરજતાં, વીજ ઝબકે
ી વર્ષાધારા મુશળ સમ એની નહિ તમા
' એ ઘેરાતી ઘન ગરજતી ઘેર તિમિરે
ાતી - એ મૂર્તિ
દર્યે રૂતા
અગી છંટાયેલી, કિરણ નવલા શે પ્રસરતી
તને દેખી, રાખી,
અષાઢી એ રાતે.

નિશાને અંધારે તિમિર દલનાં છેદન કરી
પ્રકાશો દેખાતા ગહન જગની રાત્રિ વચમાં—
તને મેં ત્યાં જોઇ, ચમક નવલી દશ્ય બનતી.
ચમકેલા એ દેખી
તને અંધારામાં
અને મેં યે લીધું તિમિરદલ એ સર્વ ઝાકડી
—તને યે લીધી મેં
અષાઢી - એ રાતે!

હતા ત્યારે કે કે જગ સકળ કેરા સુદરવા
દિનો ને રાતો યે સુન્દર સપનો એ બની જતી,
તને ત્યાં દેખીને જીવન ઝબકારા પ્રગટતા
નવા તારી સાથે
જતા તારી સાથે,
થયા સર્વે એવા નવલ પલકારે થડકવા
બધા દેખાતા ત્યાં
અષાઢી એ રાતે!

હજી રાત્રિનાં એ સ્મરણ સઘળાં યે પ્રગટતા
જતા ભાગી એ સૌ તિમિર ઘન રાત્રિ સકળનું
નિશા અંધારીનું લવ સુદરશોમાં નિસરવું
તને તે સ્થાને મે
નિશાને અંધારે
ઘનોથી ઘેરાયા વીજ ઝબકતા એ ગગનમાં
હતી ત્યારે દેખો
અષાડી એ રાતે!

# સમયનાં ક્ષીરનીર

રાજહંસ

> એક કલંક આપણે માથે આવ્યું છે,
> બીજું ન આવે તે જોવાનું છે.

મહાત્માજીના ખૂનનો ખટલો, નાથુરામ ગોડસે ને બીજા આરોપીઓ ઉપર પૂર્વ પંજાબની હાઇકોર્ટની ફુલ બેંચ આગળ અપીલમાં ચાલતો હતો તેનો ચુકાદો આવી ગયો છે, ડૉ. પરચુરે તે શંકર નિર્દોષ છૂટયા. ગોપાલ ગોડસે અંગે પ્રમુખ ન્યાયાધીશ જસ્ટીસ ભંડારી કહે છે, તેની તરફ દયા બતાવવી જોઇએ. ન્યાયમૂર્તિ અચ્છુરામે આપેલા અલગ ચુકાદામાં મદનલાલની જન્મટીપની સજા ઘટાડવામાં આવે એ માટે વિચારણા કરવાની ભલામણ કરી છે. નાથુરામ ગોડસે અને આપ્ટેને ફાંસીની સજા કાયમ રહી છે. ન્યાયમૂર્તિઓમાં પણ કેવો મતભેદ રહે છે તે આ ચુકાદામાં જોવામાં આવે છે. ન્યાયમૂર્તિ અચ્છુરામ ખંજાથી મદનલાલની બાબતમાં જુદા પડ્યા છે. પ્રથમની સ્પેશિયલ કોર્ટે કરેલી સજામાં પણ ફેરફાર થયો છે. તે પણ મતભેદ બતાવે છે. સ્પેશિયલ કોર્ટે કરેલી પોલીસની ટીકાને આ કોર્ટે અયોગ્ય માની છે. આમ મતભેદ હોવા છતાં બંને કોર્ટના ચુકાદામાં એક તત્ત્વ કાયમ રહ્યું છે કે ગાંધી હત્યા માટે રીતસરનું કાવત્રું હતું. આ કારણે ગુનેગારોની ફાંસીની સજા દૂર થઇ નથી પરંતુ કોર્ટના કાયદાથી પર તાજની સત્તા છે. એ તાજ આજે ગાંધીભક્ત ગવર્નર જનરલ શ્રી. રાજાજીને શિરે છે. એટલે ન્યાયમૂર્તિઓએ બીજા આરોપીઓ અંગે ભલામણો કરી છે તેમ દેશના ગાંધી ભક્તો ગવર્નર જનરલ પાસે માગણી કરવાનો અવસર ન ચૂકે કે, ગુનેગારોનો ગુનો ઓછો નથી, એનો કોઇ બચાવ નથી, છતાં બાપુની હત્યાના ગુનેગારોને કોર્ટનો કાયદો ન હોય, બાપુના કાયદે એનો ન્યાય થવો જોઇએ. બાપુ જેવી વિભૂતિનું ખૂન કરી દેશવાસીઓ તરીકે આપણા માથે એક કલંક તો આવ્યું છે. પરંતુ બીજું કલંક, દેશવાસીઓ બાપુના પ્રશ્નમાં પણ ખૂની માટે અહિંસા પાળી ન શકયા, એ ન આવે તે હવે આપણા હાથની વાત છે. અમેરિકાની જાણીતી લેખિકા શ્રીમતી પર્લ બકે તો ગુનેગારને છોડી મૂકવાની વાત કરી હતી. એટલે સુધી ભલે સરકાર જવા ન માગતી હોય, છતા એને દેહાંતદંડની શિક્ષા ન કરે એવી માગણી અમે કરીએ છીએ. ઇશુના મરતી વખતના શબ્દોથી જુદા શબ્દો બાપુને ઉચ્ચારવાનો વખત સાંપડ્યો હોત તો એમણે ન જ કાઢયા હોત—હે 'પ્રભુ ! એને માફ કરજે, એ શું કરી રહ્યો છે એનું એને જ ભાન નથી !

### 'ડરીને રણ તેં ટાળ્યું માનશે સૌ મહારથી'

બંગાળ પ્રાંતિક ધારાસભાની એક બેઠક, શ્રી શરદચંદ્ર બોઝના ભાઇશ્રી સતીશચંદ્ર બોઝના અવસાનથી ખાલી પડી હતી તે પૂરવા દક્ષિણ કલકત્તા વિભાગની પેટા ચુંટણીમાં શ્રી શરદચંદ્ર બોઝે સમાજવાદી પ્રજાસત્તાક પક્ષના ઉમેદવાર તરીકે ઉમેદવારી નોંધાવી હતી. એ પક્ષ શ્રી બોઝે પોતે સ્થાપ્યો છે અને એના એ પ્રમુખ પણ છે. શ્રી શરદચંદ્ર થઈ કાલ સુધી કોંગ્રેસ પક્ષમાં હતા. મધ્યસ્થ સરકારમાં પ્રધાન પણ હતા. એટલે એ જો આ ચુંટણીમાં ઉભા રહેતા હોય તો, કોંગ્રેસે એ બેઠક માટે ઉમેદવાર ઊભો ન કરવો એમ વિચારેલું. પરંતુ ચુંટણીનો જે પવન ફુંકાવા લાગ્યો તેમાં કોંગ્રેસને લાગ્યું કે, અર્જુનના ન લડવાનો યોદ્ધાઓ અવળો અર્થ કરશે—"ડરીને રણ તેં ટાળ્યું માનશે સૌ મહારથી' તેમ પોતા વિષે પણ સામા પક્ષનાને લાગશે. એટલે છેવટે કોંગ્રેસે પોતાનો ઉમેદવાર ઉભો કર્યો. અને પછી ચુંટણી સંગ્રામનાં રણશીંગડાં ફૂંકાયાં તેમાં તોફાનો, ગાળાગાળી અને રાષ્ટ્રધ્વજને ફાડી નાખવા સુધીના પ્રસંગો બન્યા. અને તેથી પંડિત નેહરુએ એમની લાગણીભરી વાણીમાં કહ્યું: 'રાષ્ટ્રીય ધ્વજને બાળી નાખવામાં આવ્યા છે. જો કોઈ પરદેશીએ આમ કર્યું હોત તો પ્રજા રોષે ભરાય, પરંતુ આમાં તો પોતાની જાતને હિંદી કહેવડાવનારા કેટલાક લોકોએ રાષ્ટ્રધ્વજનું અપમાન કર્યું છે. તેઓ કોનું પ્રતિનિધિત્વ ધરાવે છે ? મને લાગે છે કે હિંદનું તો નહિ જ.'





સરદાર પટેલ ને પંડિત નેહરુએ આ ચુંટણી જીતવા પોતાનું પુણ્ય કોંગ્રેસ પક્ષે મૂક્યું હોય તેમ એક પ્રાંતિક ધારાસભાની પેટાચુંટણી માટે એમણે લોકોને કોંગ્રેસને મત આપવા સંદેશાઓ પાઠવ્યા. જયપુર કોંગ્રેસ વખતે બંને પુરુષોની ગેરહાજરીમાં મહાસમિતિએ પસાર કરી દીધેલો ઠરાવ બીજી વખત એમની હાજરી વખતે ફેરવ્યો હતો, એ એમના પુણ્યનો પ્રતાપ ગઈ કાલે પ્રજાએ નજરે જોયો હતો, એ પુણ્ય આ ચુંટણીમાં હાર્યું. પ્રજાએ શ્રી. શરદચંદ્રને ૧૯૦૮૦ અને કોંગ્રેસી શ્રી સુરેશચંદ્ર દાસને ૫૭૮૦ મત આપ્યા! એ બતાવે છે કે પ્રજા પં. નેહરુ ને સરદાર પટેલમાં પૂરો વિશ્વાસ ધરાવતી હોવા છતાં એના બીજા સહકાર્યકરો અંગે નાખુશ થઈ છે. અને એ વાત તો અગાઉ મુંબઈમાં ચુંટણીનો પ્રસંગ આવ્યો ત્યારે સમાજવાદીની જીત થઈ હતી તેમાંથી જાણવા મળ્યું હતું.

## સેવાના હિસાબકિતાબમાં શિલક રહેતી નથી તે કોંગ્રેસ સમજે

આમ પેટાચુંટણીઓમાં કોંગ્રેસ જગા ગુમાવે છે તેનું કારણ પ્રજા કોંગ્રેસથી હવે કંટાળવા માંડી છે ૬૦ વર્ષ સુધી અંગ્રેજ સરકાર સામે લડીને સ્વરાજ્ય લાવી આપનાર કોંગ્રેસની સેવાની પ્રજાને કદર પણ નથી! એમ કંઈ કોંગ્રેસીઓ આવી હાર ખાય છે ત્યારે રોષે ભરાઇને પ્રજાને કહે છે પરંતુ શું કોંગ્રેસ, કે શું સમાજવાદ કે શું સનાતન ધર્મ કે શું આર્યસમાજી સુધારક ધર્મ, એ બધો એક જ વાત સ્વીકારી લે કે પૈસાની લેવડદેવડના ચોપડામાં ગઈ કાલે જે પુરાંત હોય છે તે આજે શિલકમાં ગણાય છે. અને આજે નવી કમાણી ન કરાય, તો એ જૂની મૂડી ઉપર ચાલે છે. પરંતુ સેવાનો હિસાબકિતાબ એથી જૂદો છે. એમાં રોજ ને રોજ કમાવું પડે છે. અને રોજ ગમે તેટલું કમાઓ પણ એની પુરાંત રહેતી નથી. એનો દાખલો, બ્રિટનનો યુદ્ધ સમયનો વડો પ્રધાન મિ. ચર્ચીલ.

એટલે કોંગ્રેસે સત્તા પોતાના હાથમાં રાખવી હોય તો પાછલી સેવા ભૂલી જઈ રોજ રોજ નવી મૂડી પેદા કરવી રહી, એ સ્થિતિ આજે મોટે ભાગે જોવામાં નથી આવતી એટલે ચુંટણીઓનું આ પરિણામ લણવું પડે છે.

કોંગ્રેસ આ દીવા જેવી વાત નથી સમજતી એમ કહેવું વ્યાજબી નથી. એની પાસે બીજા અનેક પ્રશ્નો હતા એટલે એ આ તરફ ધ્યાન આપી શકતી ન હતી. પરંતુ હવે એનું આ તરફ ધ્યાન ખેંચાયું છે. પ્રજાના અસંતોષને ટાળવા એણે મદ્રાસ અને બિહારના પ્રધાનો ઉપર સત્તાનો દુરુપયોગ કરવાના જે આરોપો મૂકાયા છે તેની તપાસ કરવા કોંગ્રેસના મંત્રી શ્રી શંકરરાવ દેવ અને શ્રી. કાલા વ્યંકટરાવને મદ્રાસ અને બિહારનું કામ તપાસ કરવા સોંપ્યું છે. તેમાં શ્રી. દેવ મદ્રાસની તપાસ કરી પણ આવ્યા, જેનું પરિણામ એ આગામી કોંગ્રેસ કારોબારીમાં મૂકશે. પૂર્વ પંજાબમાં પણ એ સ્થિતિ છે અને પુનર્વસવાટના પ્રશ્નને લીધે સીમેન્ટ અને પતરાંની ત્યાં જે ગોલમાલ થઈ તેમાં મધ્યસ્થ સરકારને પડવું પડયું. દેશી રાજ્યોનાં યુનિયનો રચાયાં છે તેમાં સ્થિર, વહીવટ સ્થાપી શકાતાં કેટલી મુશ્કેલી પડવાની છે તે તો પ્રધાનમંડળમાં પડતી ફાટફૂટ બતાવે છે. આ બધી બાબતમાં કોંગ્રેસ હવે પગલાં ભરતી લાગે છે પણ તેની દૃષ્ટિ હજુ પક્ષીય છે—પ્રજાકીય નથી.

## રાષ્ટ્રધ્વજ અને કોંગ્રેસ પ્રધાનો અને કોંગ્રેસ

કલકત્તાની ચુંટણી વખતે જે તોફાનો થયાં, શ્રીમતી કૃપાલાની અને શ્રીમતી રે જેવાને ગાળો દેવાઇ, રાષ્ટ્રધ્વજો બાળી નાખ્યા, એનો કોઈ બચાવ નથી. વિરોધીઓ વિવેક ચૂકી ગમે તેમ પ્રકારેણ જીતવા માગતા હતા અને તે સજ્જનને શોભે તેમ ન હતું. રાષ્ટ્રધ્વજ અંગે પંડિત નેહરુએ જે દિલનું દુઃખ વ્યક્ત કર્યું તેમાં થોડી વિચારણા કરવાની જરૂર છે. રાષ્ટ્રધ્વજનો ઉપયોગ શાકભાજીની જેમ ગમે ત્યાં ન થવો જોઈએ. લગ્નના મંડપમાં કંકુ-ત્રોફણમાં કે ટીપાટીમાં રાષ્ટ્રધ્વજનાં તોરણ કરાય તો

આજે કોઈને એમાં એનું અપમાન લાગતું નથી. ૧૫મી ઓગસ્ટે આઝાદીની ઉજવણી વખતે રાષ્ટ્રધ્વજને ઊંધી રીતે બાંધીને ઘેર ઘેર તોરણ થયેલા નજરે પડતાં હતાં રાષ્ટ્રધ્વજનું ગૌરવ જાળવવાની પ્રજાને તાલીમ આપવામાં આવી નથી. અને તે તાલીમ આગેવાનોમાં પણ પૂરતી નથી. ચુંટણીઓમાં રાષ્ટ્રધ્વજનો ઉપયોગ કયી રીતે થાય ? કોંગ્રેસ પક્ષ એ કંઈ સમગ્ર રાષ્ટ્ર નથી. તો પછી એ પોતાની પ્રચાર સભામાં રાષ્ટ્રધ્વજ શું કામ ફરકાવે ? દરેક પક્ષને પોતાનો ધ્વજ હોવો જોઈએ. અને એ ધ્વજ નીચે પોતાના મતદારોને સંગઠીત કરવામાં આવે તે જ યોગ્ય છે. અશોક ચક્રનો રાષ્ટ્રધ્વજ એ હજૂ કોંગ્રેસનો પોતાનો હોય તેમ આજે એનો ઉપયોગ થાય છે. હવે એનો ભેદ થવાની જરૂર છે. કોંગ્રેસે પોતે એક પક્ષ તરીકે પોતાનો ધ્વજ જુદો રાખવો જોઈએ. ત્રિરંગી ધ્વજમાં રેંટિયો છે તે મૂળ ધ્વજ કોંગ્રેસ ચાલુ રાખે તો પણ યોગ્ય ગણાય. અને આવા પક્ષની પ્રચાર સભાઓ હોય ત્યારે એને ફરકાવવામાં આવે.

બાકી આજે તો પ્રજાના માનસમાં રાષ્ટ્રધ્વજ એ કોંગ્રેસ ધ્વજ છે. અને એ કારણે ઉશ્કેરાયેલા ટોળાએ કોંગ્રેસ સામેનો વિરોધ વ્યક્ત કરવા જાણે અજાણ્યે એ ધ્વજ બાળી દીધો હોવો જોઈએ. પંડિત નહેરુએ માન્યું છે, જે સાચું પણ છે, તેમાં કોઈ ખ્યાલ, રાષ્ટ્રનું અપમાન કરવાનો બાળનાર ટોળાને ખ્યાલ પણ નહિ હોય. એટલે હવે પક્ષીય ધ્વજ અને રાષ્ટ્રીય ધ્વજ વચ્ચેનો વિવેક થવાની જરૂર છે. અને તે કોંગ્રેસ પોતાનો જુદો ધ્વજ કરી, સાથે રાષ્ટ્રધ્વજને માન આપવાની પ્રથા શરૂ કરે તો વહેલામાં વહેલી તકે પ્રજાને સમજાવશે.

એવો જ ભેદ કોંગ્રેસી અને કોંગ્રેસી સત્તાવાળાઓ વચ્ચે થવાની જરૂર છે. જે કોંગ્રેસી હોય તેમની સામે આક્ષેપ થાય ત્યારે કોંગ્રેસના હોદ્દેદારો એની તપાસ કરે એ બરાબર છે. પરંતુ જ્યારે કોંગ્રેસી પ્રધાનો સામે આક્ષેપો હોય ત્યારે એની તપાસ કોંગ્રેસી હોદ્દેદારો કરે એ બરાબર નથી. કારણ કે પ્રધાનો ભલે કોંગ્રેસ પક્ષના હોય, પણ સત્તાસ્થાન ઉપર આવતાં એ પ્રજાના બને છે. એની મર્યાદા એવી નથી કે કોંગ્રેસી સભ્યોની જ વ્યવસ્થા, સગવડ જાળવવી, એની ફરજ તો સમગ્ર પ્રજાની સેવા કરવાની છે. આવા પ્રજાકીય રાજ્યો સામે જ્યારે આક્ષેપો થાય ત્યારે સાચી રીત તો એ છે કે ઉપલી કોર્ટના ઊંચા દરજ્જાના ન્યાયાધીશો આગળ એની તપાસ થવી જોઈએ. ઈંગ્લાંડમાં હમણાં જ બેલ્ચર કેસ એ રીતે ચાલી ગયો.

એટલે આ દૃષ્ટિએ કોંગ્રેસે વિચાર્યું હોત તો એણે મદ્રાસ, બિહારના પ્રધાનો માટે જે પોતાના મંત્રીઓને કામ સોંપ્યું તે ન સોંપ્યું હોત, અને સરકારની કોર્ટમાં, સ્પેશિયલ કોર્ટમાં આની તપાસ કરી હોત. બાકી આથી ફરિયાદ કરનાર પક્ષને સંતોષ નથી થયો તેમ શ્રી. શંકરરાવ દેવ મદ્રાસની તપાસ કરીને વિદાય થયા અને જે નિવેદન બહાર પડયા છે તે બતાવે છે અંદર અંદરનાં કામ રહ્યાં એટલે એક બીજા પ્રત્યે બંધાઈ ગયેલા પૂર્વગ્રહ ઘણા વખત નિષ્પક્ષપાત તપાસમાં આડે આવે. વળી કોઈ વખત મોસાળમાં જમણ ને મા પીરસનાર, એમ બનતાં સત્ય પ્રજા આગળ બહાર ન પણ આવે. એટલે કોંગ્રેસે આ ભેદ સમજી મદ્રાસ, બિહાર, પંજાબ કે ગમે તે સરકારના પ્રધાનો સામે આરોપ હોય તો તે પક્ષીય રીતે ન તપાસાવી જોઈએ.

### હિંદે ફંકુનો ચાંદલો વહાલો કર્યો અને ફ્રાન્સે મેશનો ચાંદલો વહાલો કર્યો ?

૧૯૪૭ના ઓગસ્ટમાં અંગ્રેજ સત્તા હિંદમાંથી ખસી ગઈ, પછી ફ્રાન્સ અને પોર્ટુગીઝ એમ બે પરદેશી સત્તા રહી છે. એ સત્તાના થાણાં, આખા ઘરમાં ગોખલા જેટલાં પણ નથી. એ રીતે એનું ઝાઝું મહત્ત્વ ન કહેવાય. પરંતુ બીજી રીતે સોનાની થાળીમાં લોઢાની મેખ જેવો એનો ઘાટ છે. ફ્રાન્સ અને પોર્ટુગીઝ જો ડાહ્યાં હોત તો અંગ્રેજ સત્તા સાથે પોતે ખસી ગયા હોત. પરંતુ એ બન્ને સભ્યોએ





ડોસી મારી મૂળીઓ જેવી ખાસિયત વૃત્તિ બતાવી છે. હિંદના સાતસો રાજાઓએ સત્તા છોડી પણ આ બે, પરદેશી સત્તાઓ હિંદમાં પોતાનો ખીલો કાઢવાની હજુ વૃત્તિ બતાવતી નથી

હિંદનો જ એ એક ભાગ છે બંનેની પ્રજા એક છે. જેમ દેશી રાજાઓ ખસી ગયા, અંગ્રેજ ખસી ગયો, તેમ એમણે કંકુનો ચાંદલો વહાલો કરીને ખસી જવું જોઈતું હતું. પરંતુ એ ન બની શક્યું હિંદે જે ધીરજ આ પ્રશ્નમાં બતાવી છે તેમાં એની નબળાઈ નથી, પણ લોકશાસનની ઊંચવૃત્તિ છે એણે કંકુનો ચાંદલો વહાલો કર્યો છે. અને તેથી શાંતિની રીતે, બંધારણપૂર્વક એ પ્રશ્ન ઉકેલવાની રીત ગ્રહણ કરી છે ફ્રાન્સે નાક જતા પોક બચાવવાની વૃત્તિ બતાવીને એ રીતે નિકાલ સૂચવ્યો કે પ્રજાનો લોકમત લેવો. તે વખતે બને પક્ષને સમત માણસો રાખવા. હિંદે આ વાત સ્વીકારી પરંતુ ...થી ફ્રાન્સના પેટમાં પાપ પ્રવેશ્યું અને નક્કી ...તારીખ કરતાં પહેલા ચંદ્રનગરનો લોકમત ...જાહેર કર્યો. તેમાં હિંદની સમતિ ન લીધી ...ના માણસો નીમ્યા. હિંદનો વિરોધ હોવા છતાં ...લોકમત લીધો. અને પરિણામ આવ્યું—હિંદને ...૭૪ મત મળ્યા અને ફ્રાન્સને ૧૧૪! મતલબ કે ...ાન્સે મેશનો ચાંદલો વહાલો કર્યો. હવે પછી પોંડિચેરી વગેરેનું પરિણામ આ ઉપરથી સમજી શકાય તેવું છે. હજુ ય ફ્રાન્સ એ નાટક ભજવવાનું મૂકી દઈ હિંદને સોંપી દે તો નાક જતા હોઠ બચે અને ...નું ગીજી તો અધોભાઈના ઊંટની માફક—ના હું ...ના માંઈશ—નું પૂછડું ઝાલી રહ્યા છે એટલે એ તો નાક અને હોઠ બંને ગુમાવશે!

**મહારાષ્ટ્ર-ગુજરાત વચ્ચે ડાંગનું શરૂ થયેલું મંથન**

ગયા અંકે અમે કહ્યું હતું કે ડાંગના પ્રશ્નનો ઉતાવળા પ્રવાસથી નિર્ણય થાય તે વ્યાજબી નથી, તે પછી ડાંગની ભાષા મરાઠી છે તેમ સરકાર તરફથી જાહેરાત થઈ. મહારાષ્ટ્ર તેથી પોતાની જીત થયેલી માને છે, અને ગુજરાત હાર થયેલી માને છે પરંતુ આ હાર એ છેવટની નથી, હજુ તક છે માની ગુજરાતે બમણા—તમણા જોરથી ડાંગ ગુજરાતનું છે તેમ ઝુંબેશ શરૂ કરી કે મહારાષ્ટ્ર પોતાના લાભની વાત ગુમાવવી ન પડે માટે પ્રયત્ન કરે છે. ચાલી રહેલા પ્રચાર ઉપરથી એક વાત તો સમજાઈ ગઈ છે કે ગુજરાત આ મુદ્દા ઉપર મક્કમ છે, શ્રી મોરારજીભાઈનો કે શ્રી કનૈયાલાલનો મત પ્રજાએ સ્વીકાર્યો નથી અને શ્રી મશરૂવાળા જેવા વિચારકની વાત પણ કાને ધરી નથી

શ્રી મશરૂવાળા કહે છે કે ડાંગમાં પહેલાં કઈ ભાષા હતી તે મહત્ત્વનું નથી, આજે શું પરિસ્થિતિ છે તે ઉપરથી નિર્ણય કરવો જોઈએ. બીજી બાજુ ગુજરાતી આગેવાનો, ભાષાની રીતે, ભૂગોળની રીતે, વેપારની રીતે, લીલા અને ગુજરાતી પ્રજાની રીતે, એમ ચોમેરની રીતે ડાંગ ગુજરાતનું છે. એમ સાબિત કરે છે.

આમ છતાં સરકારી નિર્ણય બહાર પડ્યા પહેલાં, ગયા અંકે અમે જે કહ્યું હતું તે મુદ્દાને આ વખતે પણ પકડી રાખીએ છીએ. ભાષાને શા વળગે ભૂર, રણમાં જીતે એ શૂર, એમ ભાષા માટેની આ લડાલડી નથી. પોણાલાખ જેટલી ડાંગની વસ્તી, જે એક નાના શહેર કરતા પણ ઓછી છે, તે ય વળી અભણ છે એટલે એને તો ગુજરાતી કે મરાઠી બને ય ધૂળ ઉપર લીંપણ છે. જેનો એકડો ઘુંટાયો તેનો નસેસગથી ઘુંટાવાનો છે. એટલે એટલી વસ્તી ગુજરાતમાં જાય કે મહારાષ્ટ્રમાં જાય તેથી કોઈ ભાષાને વેઠવું પડે તેમ નથી પરંતુ ડાંગનું જંગલ, એની વનસ્પતિ, એ મુખ્ય ખેંચાખેંચનો વિષય છે. બંને પક્ષો પોતપોતાનું હોવાનો દાવો કરે છે. વકીલો કોર્ટમાં પોતાનો કેસ સાચો છે એમ જ દાવો કરતા હોય છે, પણ છેવટ નિર્ણય કરવાનો છે ન્યાયાધીશને. એ ન્યાયાધીશ તટસ્થ અને નિષ્પક્ષપાતી હોવો જોઈએ, સાથે ચુકાદો આપી શકે તેવો વિદ્વાન જોઈએ અને એ બધાનો

અભ્યાસ કરી નિર્ણય કરવાનો સમય હોવો જોઇએ.

ગુજરાતને ડાંગ મળવું જોઇએ એમ, અમે કહેતા નથી તેમજ ગુજરાતને ઉદારતા બતાવી પોતાનો ભાગ જતો રહેવા દેવો જોઇએ એમ પણ કહેતા નથી. વળી એકપક્ષીય ઉતાવળ કરીને ડાંગની ભાષાનો નિર્ણય થઇ જાય તે બરાબર નથી.

ગુજરાત બહારના તટસ્થ અને અધિકારી માણસોની કમિટિ આગળ ગુજરાતે અને મહારાષ્ટ્રે પોતાનો કેસ રજૂ કરવો જોઇએ અને એનો જે ચુકાદો આવે તે રુચતો હોય કે અરુચતો, બંનેએ સ્વીકારવો જોઇએ.

### એક અસ્ત્રે સરકારે બધાં વર્તમાનપત્રોને મૂંડયાં છે તે વ્યાજબી નથી

મુંબઇ સરકારે નવા બજેટમાં વર્તમાનપત્રોની જા. ખ. ઉપર ટેક્ષ નાખવાની યોજના જાહેર કરી ત્યારથી તે અંગે વર્તમાનપત્રોએ વ્યક્તિગત અને સમૂહગત મોટો વિરોધ કર્યો છે. એ વિરોધનાં વિવિધ કારણો બતાવ્યાં છે. એ બોજો વર્તમાનપત્રો વેઠી શકે તેમ નથી. જા. ખ. આપનાર ઉપર એ કર નાખતાં એ ક્ષેત્રે સહન કરવું પડે તેમ છે. વર્તમાનપત્રોનું સંચાલન એ ધંધો નથી પણ સેવાનું કાર્યક્ષેત્ર છે. પ્રજામત કેળવવાનું સાધન પત્રો છે. એટલે આ કર સેવા ઉપર, કેળવણી ઉપર નાખ્યા જેવું કહેવાય. આમ કરીને સરકારે સંસ્કારિતા ઉપર કાપ મૂક્યો છે. દુનિયાના બીજા દેશોમાં આવો કર કોઇએ નાખ્યો નથી. આમ મોટો વિરોધ કર્યા પછી પોતાનો કેસ પત્રોએ મુંબઇ સરકાર આગળ રજૂ કર્યો હતો. તે ઉપર વિચાર કર્યા પછી સરકારે જાહેર કર્યું કે સરકારે જે કર નાખ્યો છે તે દૂર નહિ થાય! એટલે ફરીથી એ અંગે વર્તમાનપત્રોમાં આંદોલન શરૂ થયું છે. મુંબઇ સરકારના આ જવાબની વિચારણા કરવા તાજમહાલ હોટલમાં ઇન્ડિયન એન્ડ ઇસ્ટર્ન ન્યૂઝપેપર સોસાયટીની કારોબારી સભા શ્રી દેશબંધુ ગુપ્તાના પ્રમુખપણા નીચે મળી હતી અને નિર્ણય કર્યો હતો કે મુંબઇ અને મદ્રાસ સરકારે જે રીતે કર નાખ્યો છે તે રીતે બીજા પ્રાંતો પણ પગલું ભરે તો નવાઇ નહિ. એટલે આ સંજોગોમાં સોસાયટીની, આ પ્રશ્ન હિંદી સરકાર આગળ રજૂ કરવાની ફરજ થઈ પડે છે. દુનિયાના બીજા દેશોનાં વર્તમાનપત્રોને પોતાની સરકાર તરફથી મળી રહેતી સગવડો તરફ હિંદી સરકારનું ધ્યાન દોરી જણાવવું કે બીજા દેશોમાં વર્તમાનપત્રો સેલ્સટેક્ષ અને બીજા કરોથી મુક્ત છે એટલું જ નહિ પણ બહારથી તેમને માટે આયાત થતા ન્યુઝપ્રિન્ટ અને મીકેનીકલ ચીજો ઉપર પણ જકાત લેવામાં આવતી નથી. આ પ્રોત્સાહન આપતી નીતિ દરેક સરકાર એટલા માટે રાખે છે કે વર્તમાનપત્રો એ લોકશાસનમાં પ્રજાને જરૂરી સેવા બજાવે છે. આ નીતિને સ્વીકારીને હિંદી સરકારે પણ વર્તમાનપત્રોને પોસ્ટેજમાં, ટેલીગ્રાફમાં અને રેલ્વે-ચાર્જમાં રાહત આપેલી છે. જ્યારે પુખ્ત ઉંમરના દરેકને મતાધિકાર મળે છે ત્યારે પ્રજાના આખા વર્ગને કેળવવાની જવાબદારી વધી પડે છે, જે વર્તમાનપત્રો દ્વારા જ મોટે ભાગે બનવાનું છે. આ સંજોગોમાં વર્તમાનપત્રો ઉપર ટેક્ષ નાખવો કોઇ રીતે વ્યાજબી નથી હિંદી સરકાર આ વસ્તુસ્થિતિ ધ્યાનમાં લઇ પ્રાંતિક સરકારોને આ કર જતો કરવાની ભલામણ કરશે તો વર્તમાનપત્રો મોટી રાહત અનુભવશે. આ સભાના બીજે દિવસે (તા. ૧૯ મી જૂને) ઇન્ડિયન લેંગ્વેજીઝ ન્યૂસપેપર્સ એસોસિએશનની ખાસ સભા જન્મભૂમિ ભવનમાં શ્રી શાંતિલાલ શાહના પ્રમુખપણા નીચે મળી હતી અને ઉપરની સભાના મતને ટેકો આપ્યો હતો અને મુંબઇ ઇલાકાના તમામ અખબારોની પરિષદ જુલાઇ માસમાં બોલાવી પોતાનો વિરોધ જાહેર કરવાનો નિર્ણય થયો હતો.

સામાન્ય રીતે જ્યારે જ્યારે નવો કર પ્રજાને આપવાનો થાય છે ત્યારે એનો ઓછે વત્તે અંશે વિરોધ થાય છે. એ વિરોધનાં વ્યાજબી કારણો પણ હોય છે અને અમુક અંશે કર આપવો કોઇને ગમતો નથી એ સ્વાર્થવૃત્તિ પણ હોય છે બીજી બાજુ સરકારને પણ નવા નવા કર નાખી પ્રજાનો વિરોધ





સહેવાનો કે અપ્રિય થવાનો શોખ હોતો નથી. ખર્ચના પગ સરખા કરવા એણે આવક ઊભી કરવી પડે છે. અને એ કારણે એ નવા કર નાખે છે. એટલે જે જાતનાં કારણો વર્તમાનપત્રો આપે છે તે સરકારની ધ્યાન બહાર હોવાનું કારણ નહિ હોય તેમ માની લઈએ, પણ ન છૂટકે તેમણે આ પગલું ભર્યું હશે. વળી આ કર આપવો દરેક વર્તમાનપત્રને નથી પોષાય તેવો તેમ માની લેવાનું કારણ પણ નથી. ગયે મહિને બેંગલોરમાં ભરાયેલી તંત્રી પરિષદના પ્રમુખસ્થાનેથી શ્રી શ્રીનિવાસને જણાવ્યું હતું કે, 'આજે અખબારો આર્થિક રીતે સધ્ધર છે એટલે એક વાત નક્કી થાય છે કે વેપારીઓ અને ધંધાદારીઓને પત્રકારિત્વનો નાદ લાગ્યો છે અને તેમણે એ ધંધામાં ઝંપલાવ્યું છે. આ સાહસ પાછળનો તેમનો હેતુ ધંધાની સાથે સાથે તેના રક્ષણ માટે રાજકીય વગસગ હાંસલ કરવાનો પણ હોય છે.' આમ અખબારો આર્થિક રીતે સધ્ધર છે એમ કહેવા છતાં એ જ ભાષણમાં એમણે સરકારે નાખેલા કરનો વિરોધ કર્યો હતો. અખબારો સધ્ધર છે એમ એના પ્રતિનિધિઓ રાજા મહારાજાઓને આશરો આપતી તાજમહાલમાં પોતાની સભા ભરી શકે છે તે ઉપરથી કોઈને માનવાનું મન થાય તેવું છે. વળી રોજના વાચકને એ પણ જોઈ શકે છે કે દૈનિકોમાં દિવસે દિવસે જા. ખ નો વધારો થતો જાય છે. પહેલું પાનું જે જા. ખ. વગેરેનું પહેલાં આવતું હતું તેમાં અર્ધા ભાગની જા. ખ. ઘસી આવી છે. એટલે જેમ દૈનિકોની નકલોમાં ઉત્તરોઉત્તર વધારો થતો જાય છે તેમ જા. ખ. માં પણ થતો જાય છે. એટલે તંત્રી પરિષદના પ્રમુખની પેઠે બાળકોને પણ માનવા મન થાય છે કે વર્તમાનપત્રો સમૃદ્ધ થયાં છે. એક પૈસાનું પત્ર આજે બે આનામાં બાર પાન આપતું થયું છે. અને સમૃદ્ધ મકાનો બાંધી શક્યું છે. વળી લોકશાસનમાં પત્રો એક સત્તા મનાય છે. એટલે પ્રજાને એ કેળવણી આપે છે, પરંતુ પોતાના પક્ષની નીતિ પ્રમાણે એટલે વર્તમાનપત્ર કેળવણી આપે છે તે સ્વીકારવા છતા નફાકારક વ્યવસાય છે અને સાથે સત્તા પણ છે.

છતાં આની બીજી બાજુ પણ છે. દૈનિકો સિવાય અઠવાડિકો, માસિકો. પાક્ષિકોમા એવો નફો નથી, બલ્કે ઘણામાં ખોટ પણ છે. એ રીતે નવાસવા દૈનિકમાં પણ નફો નથી હોતો. બીજા દેશની સરકારો સમૃદ્ધ હોય અને કોઈ કર પત્રો ઉપર ન નાખે, છતાં હિંદમાં આવકના અભાવે એવો કોઈ કર નાખવો પડે તે દોષ સરકારનો નહિ, આવકનો છે. ગરીબ માબાપને દીકરાને ભણાવવાના વખતે કમાવામાં નાખવો પડે છે અને કેળવણીથી વંચિત રાખવો પડે છે તેમાં દોષ માબાપ કરતાં ગરીબાઈનો છે. એટલે બીજા દેશોની જેમ આપણી સરકાર વર્તમાનપત્રોને કરમુક્ત રાખે એ ઉત્તમ છે, પરંતુ એવું શક્ય ન જ હોય તો બધાં વર્તમાનપત્રોને એક અસે ન મૂંડતાં વિવેક કરવાની જરૂર છે. દૈનિકો સિવાયના પત્રોને કર મુક્ત રાખવાં. અને નવાં સ્થપાતાં દૈનિકોને પણ પહેલાં પાંચ વરસ કરમુક્ત રાખવાં. આમ આ પ્રશ્નમાં સરકારે ફરીથી નવેસર વિચારણા કરવાની જરૂર છે.

## સરકાર પોતાનો વહીવટ બરાબર ચલાવી શકતી નથી ત્યાં મિલોની નવી જવાબદારી લે છે!

કેટલાંક કારખાનાંઓ અને મીલો બંધ પડતાં ઊભી થયેલી પરિસ્થિતિને પહોંચી વળવા માટે ટુંકમાં જ હિંદસરકારથી લેવાનારા પગલાંની જાહેરાત થશે એવા સમાચાર છે. આમ થવાનાં મુખ્ય ત્રણ કારણો માનવામાં આવે છે. કારખાનાઓમાં ચાલતી ગેરવ્યવસ્થા. નાણાકીય મુશ્કેલીઓ અને ખર્ચાળ રીત. સરકાર શું નિર્ણય ઉપર આવે છે તે તો એ જણાવે ત્યારે ખબર પડે પરંતુ મજૂરવર્ગ શું ઇચ્છે છે તે મજૂર મહાજન સંઘના મંત્રી અને રાષ્ટ્રીય મજદૂર સેવક સંઘના પ્રમુખ શ્રી. ખંડુભાઈએ મંદીના મોટા ભય અંગે તા. ૨૨ જૂનના રોજ અખબારી પરિષદમાં જણાવેલ વિચારો ઉપરથી જાણવા મળે છે—

'મેં થોડા વખત પર કારખાનાઓમાં ગેરવહીવટ, કૃત્રિમ નાણાંભીડ અગર અપ્રમાણિક સંચાલન ચાલતું હોય તો તેમાં કારખાનાંઓનું રાષ્ટ્રના હિતમાં ઉત્પાદન ચાલુ રાખવાના હેતુથી કારખાનાઓનો કબજો લેવો

એમ જણાવ્યું હતું. જે કારખાનાઓ સારી રીતે ઉત્પાદન આપતા નાં હોય તેનો સરકાર પોતાના હાથમાં કબજો લે તેનાથી ગભરાવાની શી જરૂર છે તે હું સમજી શકતો નથી.'

શ્રી. ખંડુભાઈની સાથે અમે સહમત થઈએ છીએ, પણ સાથે ગભરામણ પણ થાય છે. જ્યારે દેશને ઉત્પાદન વધારાની જરૂર હોય ત્યારે કોઈ કારખાનું બંધ રાખવું—રહે તે અધર્મ કહેવાય. જો તે આર્થિક રીતે વ્યક્તિને ન પોષાતું હોય તો એની જવાબદારી સરકાર લઈને તે બતાવી શકે.છે કે આ રીતે સંચાલન થાય. પણ ગભરામણ એ થાય છે કે જે સરકાર પોતાના તંત્રની ગેરવ્યવસ્થા દૂર કરી શકતી નથી, અને દિવસે દિવસે એ અંગે પ્રજામાં અવિશ્વાસ વધતો જાય છે એ સ્થિતિમાં મીલો અને કારખાનાઓના વહીવટમાં ગેરવ્યવસ્થા દૂર કરી શકશે? એ નવી જવાબદારીથી પ્રજાનો જે અસંતોષ છે તેમાં વધારો નહિ થાય? અને આ બંધ થવાના બીજા કારણમાં ખર્ચાળ રીત દૂર કરવાની છે તે સરકારને આવડે છે? એનો પોતાનો વહીવટ કેટલો ખર્ચાળ થઈ ગયો છે તે છેલ્લા દસ વર્ષના આંકડા જોતાં ખબર પડશે. ૧૯૩૮–૩૯માં જે ખરચ ચોવીસ કરોડ હતો તે ૧૯૪૫–૪૬માં નેવુ કરોડનો થઇ ગયો ને ૧૯૪૮–૪૯ માં એ આંકડો એકસોને ચુંવાળીસ કરોડે પહોંચી ગયો! અને ૧૯૩૮–૩૯માં પ્રધાનોનાં માત્ર આઠ ખાતાં હતાં ત્યાં આજે અઢાર છે. ૧૯૩૮માં ખાતાના મુખ્ય સેક્રેટરીઓ ફક્ત આઠ હતા તેને સ્થાને આજે ચાલીસ જોઈન્ટ સેક્રેટરી, ૮૯ ડેપ્યુટી સેક્રેટરી, ૨૧૪ અન્ડર સેક્રેટરી ને ૨૯૪ સુપરિન્ટેન્ડેન્ટો છે! આમ ખર્ચ અને સ્ટાફની ફોજ વધવા છતાં વ્યવસ્થા અંગે અસંતોષ વધતો જ જાય છે! બીજી બાજુ વધેલું ખર્ચ કાપવાની મ આવડત ન રહી હોય તેમ એ અંગે જોડેલી સમિતિએ કરેલી ભલામણો પ્રમાણે કામ આવે તો પાંચ ટકા ખર્ચ ઘટે!

આ રીતે કારખાનાં અને મિલો બંધ થવામાં પણ જે કારણો અપાય છે તેમાંનાં બે, ગેરવ્યવસ્થા અને ખર્ચાળ રીતને કાબુમાં લેવાની શક્તિ આજે સરકાર પાસે નથી એમ એના પોતાના વહીવટ ઉપરથી કોઇને માનવાનું મન થાય તો એમાં કોઇનો દોષ ન કઢાય. એ રીતે વહીવટ લેવાની સત્તાના સરકારના હકનો શ્રી ખંડુભાઇની માફક અમે સ્વીકાર કરીએ છીએ છતાં ઉપરના કારણે અમને ગભરામણ થાય છે.

અને છતાં કબજો લેવાનું કારણ–ઉત્પાદન વધારો —સરકાર કરી શકશે કે કેમ તે શંકાનો સવાલ છે. કારણ કે એ અંગે બ્રિટનની મજૂર સરકારનો અનુભવ કડવો છે. ખાણોનો વહીવટ વ્યક્તિગત માલિક પાસેથી લઈ પ્રજાહિતની દૃષ્ટિએ ચલાવતા ૧૯૪૮ ના જૂનથી ઓકટોબરનું ઉત્પાદન ૧૯૩૮ ના કરતાં દર અઠવાડિયે ૧૫૮૦૦૦ ટન ઘટયું છે! કારણ કે જે ખાણો પહેલાં વેપારી દૃષ્ટિએ કરકસરથી માલિકોના હાથે ચાલતી હતી તે સરકારના સીવીલ સર્વન્ટના હાથે ચાલવા લાગી. જેમને જ્ઞાન હોવા છતાં ધંધામાં અનુભવ નથી અને જોખમની જવાબદારી પોતાના શીરે નથી. અને આ જાતનો વહીવટ સરકાર નભાવી શકે, જ્યારે વેપારી પેઢી નભાવી ન શકે. આમ બ્રિટન જેવી મશીનરીમાં દક્ષ પ્રજાની સ્થિતિ પણ આવી થાય તો હિંદમાં સરકાર વહીવટ કરે તો શું થાય? એટલે બીજી ગભરામણ એ થાય છે કે સરકાર ઉદ્યોગ પોતાના હસ્તક લઇને ઉત્પાદન ગણતરી પ્રમાણે વધારી શકશે?

એટલે આ નવી જવાબદારી સરકાર હાલ પરતું લેવાનું ન રાખતાં બંધ પડતાં કારખાનાં–મીલોની નાણાંકીય મુશ્કેલી હોય તો તેને અમુક શરતે મદદ કરે અગર કંટ્રોલને લીધે પડતી અડચણોનો ઉપાય કરી એ ક્ષેત્રે સમવડ આપે. મુંબઈની વાર્ષિક સભામાં મિલમાલિકોના મંડળના પ્રમુખ સર વિઠ્ઠલ ચંદાવરકરે એક વાત પ્રત્યે સરકારનું ધ્યાન ખેંચ્યું હતું કે મીલોમાં નવા થયેલાં કાપડનો જથ્થો તે હલકો છે એ કારણે જમા થયો નથી. જો એવો માલ બજારમાં ન ખપતો હોય તો કોઇ પણ મિલ ન વેચાય એવો

માલ કાઢો બોટનો ધંધો ન કરે. પણ મુશ્કેલી એ છે કે જે પ્રદેશમાં જે જાતનો માલ ચાલતો હોય ત્યાં એ જઈ શકતો નથી. ક્વોટાના પ્રમાણમાં એની વહેંચણી કરતાં એ માલ બીજા પ્રદેશો ખરીદતા નથી અને મિલમાં ખડકાયા કરે છે. અને નાણાંની ભીડ ઊભી થઈ મિલ બંધ કરવા વખત આવે છે. એટલે આમાં જે કારણો હોય તેનું નિવારણ કરવું અને સરકારે ઉદ્યોગોને સગવડો આપી ઉત્પાદનમાં વધારો કરાવવો એ રસ્તો હાલ પૂરતો ઉત્તમ છે.

### હિંદની આબરૂને પરદેશમાં બટ્ટો લગાડતા વેપારીઓને શું કરવાની જરૂર છે!

હિંદના વેપાર પ્રધાન શ્રી કે. સી. નિયોગીએ તા. ૧લી જૂના રોજ વેપાર અંગેની સલાહકાર સમિતિને વેપારીઓની અપ્રમાણિકતા અંગે જે જણાવ્યું હતું તે દેશને પરદેશમાં નીચું ઘાલાવવા જેવું છેઃ હિંદથી નિકાસ થયેલા કાળા મરી, હળદર, કાજુ વગેરે ચીજોમાં જીવતા અને મરેલા જીવડાંઓ, કાંકરાઓ વગેરે હોય છે. મગફળીની સાથે જાણી બુઝીને કાંકરાઓ ભેળવવામાં આવે છે. કાથી અને તેની બનાવટો પણ હલકી જાતની હોય છે. અત્રેથી નિકાસ થયેલા એરંડીયામાં પાણી અને કચરો ભેળવવામાં આવે છે. હિંદના કાપડ અંગે તો એવી ગંભીર ફરિયાદો કરી છે કે આ કાપડ કાં તો હલકી જાતનું હોય છે. અને કાં તો નક્કી થયેલા સોદા કરતા જુદી જ જાતનું હોય છે. દિદે ઇરાનમાં પોતાનું સુતરાઉ કાપડનું બજાર જ ગુમાવ્યું છે હિંદના વેપારીઓની બેદરકારી લુંટારાપણું અને અપ્રમાણિકતાનું ઈરાનના વેપારી પ્રતિનિધિએ ચિત્ર આપ્યું છે. માત્ર ઈરાનમાંથી જ આવી ફરીઆદો આવી નથી. કેટલાક દેશોમાં તો આ અપ્રમાણિક રીતરસમોને ખુલ્લી રીતે હિંદના રાષ્ટ્રીય ચારિત્ર્યને બદનામ કરવા માટે ઉપયોગમાં લેવાય છે.' આમ સ્થિતિ જણાવીને વેપાર પ્રધાને એ અંગે શું કરવું જોઈએ તે માટે સમિતિ પાસે અભિપ્રાય માગતાં જણાવ્યું કે, 'આ એક દુઃખદ હકીકત છે. હિંદના નિકાસ વેપારને લાંબા ગાળાના હિતને કાયમી નુકશાન ન થવા દેવું હોય તો આવી ગેરરીતિઓ અટકાવવા માટે પગલાં ભરવાં જોઈએ. આ અંગે હું તમારી સલાહ માગું છું. વેપારીઓએ ઘણીવાર સરકારી દરમ્યાનગિરી અમર વેપાર નિયમન સામે વિરોધ કર્યો છે, અંકુશો ઘટાડવાની એમની માગણી છે. પરંતુ અહીં આપણે એક પ્રશ્ન વિચારવાના છે. સહેલાઈથી અને ત્વરિતગતિએ ધનપ્રાપ્તિ કરનારાઓ દેશને કાયમ માટે ગરીબ ન બનાવે એ માટે ચોક્કસ પગલું ભરવું જોઈએ.'

વેપારી પ્રધાને કાપડની અપ્રમાણિકતા માટે પાર્લામેન્ટમાં પણ ઉઘાડી રીતે શ્રી બીરલા જેવા ઉદ્યોગપતિને સંભળાવી દીધું હતું કે આપ સાહેબ પણ એમાંના છો! આ માટે અને તેમણે ઉપર કરેલા નિવેદન બદલ જરૂર તેમને અભિનંદન આપવા રહ્યા. એમણે જે લોકો જેવા છે તેવા ખુલ્લા જાહેર કર્યા છે. પરંતુ તેથી આગળનું પગલું સરકાર કેમ ભરતી નથી? હિંદની આબરૂ સાચવવાની સરકારની ફરજ છે, એટલે જે લોકો આબરૂને બટ્ટો લગાડતા હોય તેમને શિક્ષા કરવી જોઈએ. એવા લોકોનો પરદેશ સાથેનો વેપાર બંધ કરવો જોઈએ અને તેમની સાન ઠેકાણે લાવવી જોઈએ. બાકી બીજાં નવાં નિયમનથી તો એ નવા નવા રસ્તા કાઢશે. આશા છે કે વેપારી પ્રધાન બોલીને બેસી ન રહેતાં એ માર્ગે સક્રિય પગલાં ભરશે.



### શિક્ષકને

જો મો'લ તારે ચણવા હતા તો  
આવ્યો અહીં શું મરવા ભલા કે!

અહીં ગરીબી ગણવી અમીરી  
મરી અને જીવન જીવવાં છે.

પ્રભુરામ રાજ્યગોર

# ખરી ગયેલાં પાન !*

ધૂમકેતુ

ખરી ગયેલાં પાન ! અને વીતેલા દિવસો ! માણસો તમને સંભારે છે. પણ તમે કોઈ દિવસ એમને સંભારો છો ખરા ? જે દિવસ, એમનો પોતાનો, મધ્ય કાલ ગણાતો, અને હતો, અને જે આજે નથી, એ દિવસ પોતે એમનું કોઈ સંભારણું રાખી મૂકતો હશે ખરો ? એ શું કેવળ જવા માટે જ આવ્યો હશે ?

એને માણસો સાથે કોઈ પ્રીતિલગની લાગતી જ નહિ હોય ? કે ! સૌથી નિષ્ઠુરમાં નિષ્ઠુર તો; ત્યારે સમય જ છે એમ સમજવું ?

એ નિષ્ઠુર સમયની પાસે, આજે શોકાંજલિભરેલી જરાક કરુણવીણા છેડીને, એને એ પળને માટે થોભવાની વિનંતી કરવી છે.

[ ૧ ]

જ્યારે જુઓ ત્યારે કામમાંથી પરવારીને ભનિયો બીડી ફૂંકતો ફળીના એક ઝાડ નીચે બેસી ગયો હોય. એની ઉમ્મર જુઓ તો પાંચ વર્ષની લાગે. રસવૃત્તિ જુઓ તો સાઠે પહોંચેલા ગલઢાખલ્ઢાની. ખરી ઉમ્મર દસ બારની. કૌતુકમયતા જાણે છ મહિનાના છોકરાની ! દરેક વસ્તુ એની નવી લાગે.

આ ભનિયાને ખબર ન હતી, પણ એ જન્મ્યો તે પહેલાંથી નોકર હતો. જેવા તેવાનો નહિ કોઈ દેસાઈ કુટુંબના આળસુના નખીરાનો ! એક જ ઓરડામાં સામેના ટેબલ ઉપર પાનની રકાબી પડી હોય, તો ચાર ડગલાં ઊઠીને ચાલવાને બદલે, ત્રીજે માળથી, 'ભનિયા ! એ ભનિયા ! ક્યાં મરી ગયો ?' કરીને એમાંથી પાન મગાવે એવા નખીરાનો ! ગમે તેમ, ચાલતાં શીખ્યો ત્યારથી ભનિયો ફળીમાં પડેલો લોટો લાવીને ઓશરીમાં મૂકતો. ઓશરીમાં પડેલી રકાબી રસોડામાં મૂકી આવતો. એને પગ વહેલા આવ્યા, જીભ પછી જાણે આવી જ ન હોય તેમ એ પગ જ ચલાવ્યા કરતો ! ન છૂટકે બોલવા જેટલું બોલતો !

એમ કરતાં ભનિયો મોટો થયો. એટલે દસેક વરસનો. ત્યાં જીવનના જાણે તમામ રહસ્યો પામી ગયો હોય તેમ બે જ વસ્તુમાં પોતાના મનને રમાડતાં શીખી ગયો. એ કામ કર્યા કરતો. ને કામ પૂરું થાય ત્યારે બીડી ફૂંકતો. એને થાક લાગતો નહિ. ભૂખ લાગે ત્યારે એ ખાઈ લેતો. કામ કરીને બીડી ફૂંકતો બીડી ફૂંકીને સૂઈ જતો.

ઝાડ ઉપર કાગડો બેસે તો એ પણ એને નવાઈનો વિષય હતો. એટલે એને કોઈ દિવસ જાણે બીજી કોઈ ઉણપ જ જણાતી ન હતી !

આવો આ ભનિયો એમ ને એમ કેટલું બધું જીવી ગયો ? પચાસ વટાવી ગયો. બૈરું લાવ્યો. બૈરાંને છોકરાં થાય છે માટે ભનિયાને ત્યાં બીજા ભનિયા આવ્યા. એ બીજા ભનિયા, દેસાઈ કુટુંબના એવા બીજા જ આળસુ નખીરાઓ માટે, આમ તેમ હાથમાં રોટલાનું બટકું લઈને દોડવા માંડ્યા !

પછી એક દિવસ આ ભનિયો મરી ગયો. એની રાખ થઈ ગઈ છોકરાં થોડું રડ્યાં. બૈરી થોડું રડી. દેસાઈ કુટુંબમાં એ બિચારો સાચો હતો એવી દયાવાણી 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'ની જાહેરખબરી કૉલમ વાંચતાં બોલાઈ ગઈ—ને આટલી કરુણ પ્રશસ્તિ સાથે ભનિયો ભુલાઈ ગયો હમેશાને માટે ગયો.

પણ એ જીવન જીવી ગયો હોય તો એ સૌની મશ્કરી કરી ગયો. એ જીવન જીવી ગયો, એ જીવન જીવી ગયો ન કહેવાય, એમ પ્રવચની પંડિતો ગણતા હોય, તો એની મશ્કરી મોએ કરી. ને એ બન્નેમાંથી એકે ન હોય તો નિષ્ઠુર સમયનું આ શેતરંજ મહોરું, નાહકનું આવ્યું, નાહકનું રહ્યું, નાહકનું ગયું ને નાહકનું હેરાન થયું ! એક બીજા શંકરે આ માયાની વાત લખવી રહી !

[ ૨ ]

ઊંચી—પણ કેટલી ? લગભગ નવસો થી હજારો ફૂટ ઊંચી, સીધી, ડોકભંગ કરાડને છેડેથી, જેમ તીર છૂટે એમ ફલકુ જ્યારે છૂટયો ને ગડગડિયો દડયો જાય તેમ દોડતો નીચે જઈને સલામ કરીને ઊભો રહ્યો, ત્યારે ડુંગર સહેલાણીઓના જીવમાં જીવ આવ્યો. 'હા...પ !' એમ બોલીને બૈરાંઓને થયું કે એમણે જાણે ઘણું કહી નાખ્યું છે. નાક ઉપરથી ચશ્મા

*શ્રી 'ધૂમકેતુ'ના નવા વાર્તાસંગ્રહ 'અનામિકા'માંથી.





ઉતારી એની ' ફ્રેઇમ ' ઘસવા માંડયા એટલે પુરુષોને થયું કે એમણે પણ ઘણી પ્રશસ્તિઓ કરી લીધી.

પણ ફલકુ તો એના નાનકડા છોકરા શકરુ માટે કાંઈક મદદ મળી જાય માટે આ જીવસટોસટની રમ્મત આદરી બેઠો હતો. ડુંગર સહેલાણીઓને આવા જીવનનો પરિચય સાધવાનું પુસ્તકમન થઈ આવે છે, ત્યારે આ ડુંગરવાસીઓને 'કાંઈક મદદ મળી આવશે'ની મોંઘી દુરાશા પ્રગટે છે !

ગમે તેમ ફલકુને તો નોકરી મળી ગઈ. એના શેઠ ભેગો મુંબઈ આવ્યો. ત્યાં રહેવું, કામ કરવું. નોકરી કરવી, રોટલા ખાવા. રજા હોય ત્યારે રખડવું. ચોકી કરવી, સૂઈ જવું. સવારે ઊઠીને ચા મૂકવી.

ફલકુ મહિને મહિને શકરુને પૈસા મોકલે. શકરુ ભણ્યા કરે. પંડયાનો કાગળ આવે. ગામના સમાચાર હોય. ઝાડના પણ સમાચાર હોય. ફલકુ બે ઘડી પોતાના મનમાં પોતાને ગામડે આંટો મારી આવે !

પણ જેને કોઈની પડી નથી એવા સમયને વળી ફલકુની શી પડી હોય !

એમ ને એમ ફલકુએ તો સાત વરસ આંહી ને આંહી વટાવી ખાધાં. જાવા આવવાનું ખરચ કરે તો શકરુના પૈસા ઓછા થાય ના ? પથ્થર જેવું દિલ કરીને એણે દિવસો કાપવા જ માંડયા. દિવસો કપાતા ગયા. ફલકુના આનંદનો પાર નથી. દિવસો કપાય એ પણ આનંદ લાગે એટલી બધી એને શકરુના ભલા માટે લગની લાગી છે !

અંતે સાત વરસે એ પોતાને ગામડે ગયો. સ્ટેશનથી કેટલું બધું દૂર ! પંદર દિવસનો ચાલીને જવાનો રસ્તો ! એ બે મહિનાની રજા મેળવીને આવ્યો હતો. એના આનંદની કોઈ પરિસીમા ન હતી. શકરુ કેટલો મોટો થઈ ગયો હશે ? એને ઓળખશે ?

પોતાને ગામડે આવ્યો. શીમમાં જ શુકરી મળી ગઈ. એની પાડોશણ. ઘાસ કાપવા આવી હતી પણ એ એને ઓળખી ન શકી.

ફલકુએ ઓળખાણ કાઢી. ત્યારે એણે એને ઓળખી કાઢયો: ' હા ! હા.. ફલકુભાઈ.. તમે તો પછી આવ્યા નહિ ? પછી બિચારી શુકી કેટલા દી રાહ જુએ ? છોકરા જેવો છોકરો . . . '

ફલકુના પગ નીચેથી પૃથ્વી સરવા લાગી. શું એના છોકરાની આ વાત હતી ?

' કોની વાત કરો છો ! ' એણે પૂછયું પણ ખરું.

' કેમ કોની શકરુભાઈ ! શુકી તમારી બૈરી ન હતી ! કે ભૂલી ગયા ? '

' એને તો હું મળવા આવ્યો છું ને ! ભૂલી કેમ જાઉં ? '

' પણ એ કયાં આંહીં છે ! છોકરા જેવો છોકરો બેઈ બેઠી . . . ત્રણ વરસ થઈ ગયાં . . . '

હવે ફલકુના પગ ખરેખર ભાંગી ગયા. તે નીચે જ બેસી ગયો. શુકરી એના મનથી એને આશ્વાસન આપી રહી હતી, વધારે વાત કહેવા જેટલું પણ એના હૃદયમાં સત્ત્વ રહ્યું ન હતું. તે ભાંગી જ ગયો.

એ અરધા વેણે વાત સમજી ગયો હતો. ગામના ભણેલ પંડ્યાએ છેલ્લાં ત્રણ વરસથી એના પૈસા લીધે રાખ્યા હતા ! એટલું જ. બાકી ત્યાં કોઈ હતું નહિ. શુકી ભાગી ગઈ હોવી જોઈએ. અને શુકરુ . .

' શુકરુને શું થયું હતું ? '

' કોને ખબર માડી ! એક દિ પાણી શેઢે પીધું ઈ પીધું. સાંજથી જ તાવમાં પડયો એમાંથી પછી . . . . આ . . . ' શુકરીએ કપાળ ઉપર હાથ મૂકયો.

ધીમે પગલે ફલકુ પછી પોતાના ગામડા તરફ ચાલ્યો. ચાલ્યો તો ખરો, પણ ગામનાં ઝાડ દેખીને ત્યાંથી જ એ પછી પાછો ફરી ગયો. ગામમાં જવાનું એનું મન હાલ્યું નહિ !

આ ફલકુ પછી પાછો મુંબઈ આવ્યો. એને હવે કોઈ માટે કાંઈ કરવાનું ન હતું એ ધીમે ધીમે જીવન સંકેલી ચાલી નીકળ્યો !

આ પાંદડું ખરી ગયું, ત્યારે એક પણ માણસને કાંઈ રોવાનું ન હતું ! કોઈને કાંઈ જ કહેવાનું ન હતું ! અસંખ્ય પાંદડાં આમ ખર્યાં કરે, એવી આ દુનિયામાં કોઈ હેતુ હશે કે હેતુ શોધવામાં મૂર્ખાઈ હશે ?

આજ મને ફલકુનું નામ યાદ આવતાં એ યાદ આવે છે.

[ ૩ ]

કેટલી આશ્ચર્યપ્રદ એની બુદ્ધિ હતી! મનમોહન જ્યારે કૉલેજમાં ઊભો થતો, ત્યારે અમે એના સમવયી વિદ્યાર્થીઓ એ જ વિચાર કરતા કે, આને આટલું બધું આવડે છે ક્યાંથી?

કોઇ પ્રોફેસર કાંઈ ભૂલી જાય તો છેક છેલ્લા બેંચ ઉપરથી ધીમો શાંત અવાજ આવે. એ મનમોહનનો અવાજ હોય. અને છતાં એના જ્ઞાનમાં પ્રદર્શન ક્યારે ય ન હોય! એની કહેવાની ઢબ એવી સહજ રહેતી! સૌ એની સામે પ્રશંસાથી જોઈ રહેતા. આખો વર્ગ જ્યારે કોઇ પ્રોફેસરના કોઈ ભાષણ ઉપર ફીદા ફીદા થઇ ગયો હોય, ત્યારે મનમોહન એમાંથી ધીમે રહીને ફક્ત એક કાંકરી ખેસવે અને અમારા મનની આખી ઇમારત તરત કડડ ભૂસ કરતી નીચે! એની પાસે એવી શુદ્ધ તુલનાત્મક દૃષ્ટિ પણ હતી. એનો અભિપ્રાય મૂલ્યવાન ગણાતો. એ ભાગ્યે જ મળે, પણ જ્યારે મળે ત્યારે એની નવીનતામાં પ્રેરકતા પણ હોય ને સર્જકતા પણ હોય! શુદ્ધ પ્રેમ' ભરેલી એની જ્ઞાનોપાસના પણ એની અનોખી ઢબ વડે વધુ આકર્ષક બની જતી! એને વેદિયો કહેવાય નહિ, એવી એ બરાબર મર્યાદામાં રહેનારી પરતુ હતી.

મનમોહન નામ કાઢશે જ, એ વિષે કોઇને પણ શંકા ન હતી. એની બુદ્ધિ જેટલી સ્વચ્છ, એટલી જ ઊર્મિ પવિત્ર. એ વિરલ સંયોગ હતો. એને કોઈની સાથે દ્વેષ નહિ. કોઇ પણ દિવસ કોઇના વિષે કાંઈ પણ કહેવાનું નહિ. એ માનતો, એને અચલ વિશ્વાસ હતો, કે દરેક માણસ કાંઈ ને કાંઇ સારું કરવા મથે છે. સારું નથી કરી શકતો, ત્યારે પણ એ સારું કરવાની ઇચ્છા ધરાવનો હોય છે. એની ઇચ્છા, એની વૃત્તિ પાસે, પાણી ભરે છે. બસ, જીવનની તમામ કટુતા આ એક જ પાયામાંથી ઉદ્‌ભવે છે. વૃત્તિને જો માણસ કેળવી શકે, સમજી શકે, માપી શકે, તો દુનિયા ઉપર ક્યાંય પણ વિસંવાદિતા હોય જ નહિ!

એ જમાનામાં પણ અશોક સ્તમ્ભના ત્રણ શાંત સિંહ, મનમોહનનો એ આદર્શ હતો! એ કહેતો કે દરેક માણસ શાંત બને તો એનું શાર્દૂલત્વ પ્રગટે જ!

એટલે જ્યાં બીજા માણસો સ્વભાવ ખોઇ બેસતા, ત્યાં એ માત્ર એક જ વાક્ય કહેતો અને પ્રકાશ પડતાં જેમ બધું સ્પષ્ટ થઈ જાય તેમ સ્પષ્ટ થઇ જાતું. એને ગુસ્સે થતો કોઇએ કોઇ દિવસ જોયો ન હતો. દિલગીર પણ દીઠો ન હતો. ચિંતનશીલ પણ નિહાળ્યો ન હતો. પાણીના રેલાની માફક એ જાણે જીવનને સહજ વહાવી રહ્યો હતો.

ઘણી વખત અમને એની જીવન ઉંચાઇ હિમાલય સમી ભાસતી. પણ મનમોહન કોઇ દિવસ પોતાની ઊંચાઇ દેખાવા દેતો નહિ. એનામાં એટલી બધી આકર્ષક વિનમ્રતા હતી કે એ અમારાથી જુદો છતાં, જુદો લાગતો જ નહિ!

અમને નવાઇ એક જ વાતની લાગતી હતી. સૌને ખબર હતી કે પેલી અંજના—અસેને એ મોહક કંઠથી આખો દિવસ વાતાવરણને ભરી દેતી હોય—એના જેવું પતંગિયું બીજું ખોળવું મુશ્કેલ! એટલી વિચિત્ર! લગભગ પાયા વિનાની! છોકરાઓ તો એને અઢીપાયાની જ કહેતા! એ અત્યારે ખુશખુશાલ હોય, પણ બે ઘડી પછી એના ગુસ્સાનો પાર ન રહે! અને ગુસ્સો પણ કેવી વાત ઉપર—? કોઈ એને એટલું કહે કે તમારા કંઠમાં ગુંજન છે. છતાં એમાં અસ્પષ્ટતા છે, મધુરતા નહિ—બસ બાઈ સાહેબનું નાકનું ટેરવું તે દિવસે નીચે નહિ ઊતરવાનું!

અને એની એક બીજી ખાસિયત પણ એવી જ. જો એને કોઇ વખાણવા કરે તો એ ત્યાંથી આખો દિવસ ઊઠે તો નહિ, પણ પાંચ પંદરનું પાણી પણ કરી નાખે! એને વખાણ વખાણ ને વખાણ જ જોતાં! એનાં વખાણ કરનારો જો થાકે નહિ તો એ વખાણ સાંભળતાં કંટાળે નહિ! વિદ્યાર્થીઓ તો એને દર્પણકન્યા જ કહેતા! ને છોકરાઓ કેવા વિચિત્ર હોય છે! કોઈની નબળાઇની સહેજ પણ ઇશારત મળી, પછી તો આદુ ખાઇને એની પાછળ જ પડે. આ





અંગનાને ત્યાં પણ ઢંગધડા વિનાના સો મળતા–સૌ એને વખાણતા–પાછળથી નિંદવા માટે, અને આશ્ચર્યનું આશ્ચર્ય એ હતું કે એ એ બધું સાચું માનતી! કદાચ એ જ એનું જીવન હતું!

આ અંગના પ્રત્યે મનમોહનને આકર્ષણ થયુ, ત્યારે ઘડીભર એનો આંક પણ ઊતરી ગયો હતો. પણ ના. મનમોહન તો મનમોહન જ રહ્યો, એ નીચે ન ઊતર્યો, અંગના ઊંચે ચડી. અંગનાના ગુંજનને ધીમે ધીમે મર્યાદા આવતી ગઈ. એમાં જે ગર્વ હતો–હું કેવું ગાઉં છું–એને બદલે પ્રશ્ન આવ્યો–આ સ્વર –કે આ? કયો વધારે ઉચિત?

કોઈ કોઈ વખત પ્રશ્ન જીવન ફેરવે છે. કોઈ વખત ઉત્તર.

અંગનાનું જીવન પ્રશ્નને લીધે ફર્યું, એમ કહી શકાય. એને ધીમે ધીમે આ વાતમાં–આ ગુંજન કર્યા કરવા જેવી વાતમા પણ–અંતળ ઊંડાણ દેખાવા માંડ્યું! એને લાગવા માંડ્યુ કે ગુંજન ગુંજનમાં પણ ર છે! અમારો સૌનો છુટા પડવાનો વખત આવ્યો ર અમે આનંદ ને શોકની મિશ્ર લાગણી અનુભવી ' હતા! સૌ તે દિવસે ઉતાવળ ભરેલી ખુશ મિજાજમા હતા. ફોટો લેવા માટે ફોટોગ્રાફર આવ્યો હતો. જલેબી પુરીની ફીસ્ટ હતી, અને પછી મનમોહનની 'રૂમ' માં જ છેલ્લી બેઠક થવાની હતી અમે કોઈ પાછા કૉલેજમાં મળવાના ન હતા! અંગના ત્યાં ગાવાની હતી.

બીજું બધું તો ક્રમ પ્રમાણે થયું. દરેકને મનમાં લાગ્યું કે એમને ભગભર બેસતાં આવડ્યું છે. ફોટો નંબર 'વન' આવવાનો 'રીસ્ટ'માં મારાજે પણ હઠ કરી હતી. કોના બાપની કરીને પણ ઉદારતાની અવધિ આંકી હતી. હવે તો અંગનાને સાંભળવાની સૌને લગની હતી. પણ તે દિવસે કોણ જાણે શુ થયું એ કંઈ ખાસ ખીલી નહિ–મનમોહનની હાજરી હોય કે ગમે તેમ, એ આછકલાં, બંગાળી અનુકરણિયાં ગાઈ શકી નહિ. ને શુદ્ધ ગુજરાતી એના કંઠમાંથી તે દિવસે નીકળ્યું નહિ. એટલે એક એ વસ્તુ મારી ગઈ!

એ બધું પૂરું થયું ત્યારે અમને લાગ્યું કે મનમોહન અંગનાને બે શબ્દ કહેશે. પણ ના, એ તો આટલું જ બોલ્યો. 'કેટલીક વખત હું સમજતો નથી હોતો, માટે પણ મહત્તા મેળવી જાઉં છું હમેશાં આવી ટેવ પડવા માંડશે તો છેવટે હું માણસ મટી જઈશ ને સરકાર થઈ જઈશ! જેને કોઈ વ્યક્તિત્વ નહિ ને કોઈ મતાગ્રહ નહિ!'

મનમોહનના એ છેલ્લા શબ્દો હતા. ત્યાર પછી અમારે રજા પડી. એ એને ગામ ગયો. અમે અમારે ગામ ગયા. અંગના અંગનાને ઘેર ગઈ.

ત્યારપછી અચાનક ખબર પડી કે અંગના પરણી ગઈ એના કંઠના ઉપર મોહ પામીને કોઈ શ્રીમંત એને પરણી ગયો.

આ વિષે મનમોહનનો અભિપ્રાય મેળવવો વ્યર્થ હતો! એ વસ્તુને પણ દિવસો વીતી ગયા.

એની ઊંચી આકર્ષક દેહ, બુદ્ધિશાળી મુખમુદ્રા, લાગણી ભરેલી આંખો, એ બધું અમારા સ્મૃતિ અંકમાં રહી ગયું એટલુ જ! મનમોહન, જીવનની સંપૂર્ણતાને, આ જીવનમાં મેળવવાની મહત્ત્વાકાંક્ષા સેવનારો મનમોહન, ગયો તે ગયો! ને તે પણ કેવી રીતે? હજારો મૃત્યુ થતાં હતાં, ઈન્ફ્લુએન્ઝાને લીધે, ત્યારે એ પણ એમાં ગયો! જાણે કે આવ્યો, રહ્યો, જોયું, ને ગયો!

ઘણા વખત પછી અમને અચાનક ખબર પડી કે મનમોહન આ ફાની દુનિયાને તજી ગયો હતો.

એટલી બધી સ્વચ્છ બુદ્ધિનું આવી શા માટે આવવું થયું? શા માટે જવું થયું? એ બધું જ અનુત્તર રહી ગયું!

એક દિવસ હું લીમડાના ઝાડ નીચે બેઠો હતો, ઋતુ પાનખર ઋતુ હતી. એક પાંદડું ખર્યું. એની પાછળ તરત બીજું ખર્યું. એટલામાં જરાક વંટોળિયો આવ્યો ને અસંખ્ય પાન ખરી પડ્યા!

પછી તો ખરવા જ માંડ્યાં!

એ શા માટે ખરતાં હતાં? બીજાં નવાં આવે



મારે ? મને મનમાં પ્રશ્ન રમી રહ્યો. મનમોહન એ વખતે મારા મનમાં આવી ગયો. માણુસ આ પાંદડા જેટલો કિંમતી હશે ? કે એની કિંમત એણે ગુમાવી હશે ? કે આ બધી ભ્રમિત મનની કલ્પના હશે ? કોઈ આવતું નહિ હોય, ને કોઈ જ જતું નહિ હોય એમ તો નહિ હોય ?

ત્યારપછી ખરેલાં પાન, વહી ગયેલો સમય અને ચાલી ગયેલા માણુસ—મારો એ કેડો છોડતાં નથી ! ઘણી વખત તો વાહિયાત ગણાય તેવો પ્રશ્ન પણ થાય છે.

'માણુસ પાંદડાં હશે—કે પાંદડા માણુસ હશે ?' મનમોહન વિના એનો પ્રકાશી ઉત્તર કોણ આપે ? જીવનની કેટલી સ્વચ્છ કલ્પના—અને છતાં એ મનમોહન પણુ અસંખ્યમાંનું એક પાંદડું !

[ ૪ ]

વિલેજ પોસ્ટમેન બહેચર નથુ કેવું જીવન જીવી ગયો એની નોંધ કોણે રાખી હોય ? પણ એ એક વખત જીવતો જાગતો માનવી હતો. એના ગરીબ દિલમાં પણ મહત્ત્વાકાંક્ષા હતી. એને બુદ્ધિ હતી. લાગણી હતી. મન હતું. અને શું ન હતું ? એને પણ એક આશા હતી. પોતે ત્રણ ત્રણ ગામને ટપેથી ઘેર આવે ત્યારે કોઈક ટાઢાપાણીનો લોટો લઈને સામે ઊભું હોય એવી ! કેટલી નાની ને કેવી મહાન આશા ! એ આશામાં ને આશામાં એણે પોતાના તે વખતના એકરીશ રૂપિયાના પગારમાંથી દરમહિને રૂપિયા દસ સેવિંગબેંકની નોંધપોથીમાં મૂકવા જ માંડ્યા હતા, એમ ને એમ એણે રૂપિયા છસ્સો ભેગા કર્યા.

એની પાસે છસ્સો રૂપિયા ભેગા થયા, ત્યારે એના પાડોશી ઠાકરશી કમળશીને પાંચસો રૂપિયાનો ખપ પડ્યો. ઠાકરશી કમળશીએ રૂપિયા એના, આમ, પાછા વાળવાનો વાયદો કર્યો હતો. એ તો હમણાં એનો હાથ જરાક ભીડમાં હતો. છ ટકાના વ્યાજે બહેચર નથુએ ઠાકરશી કમળશીને રૂપિયા આપ્યા. પોતાના જૂના ઓળખીતાની આંખની શરમ આડે આવી. અને એણે માંડમાંડ ભેગા કરેલા પોતાના રૂપિયામાંથી પાંચસો રૂપિયા એને કાઢી આપ્યા ! એ આપ્યા તે આપ્યા. ઠાકરશી ક્યારે ઉપડી ગયો એની પણ બહેચરને ખબર ન રહી !

વિલેજપોસ્ટમેન બહેચર નથુની સ્વપ્નસૃષ્ટિ અદૃશ્ય થઈ ગઈ. આ એક ઘાએ એની પીઠ ભાંગી નાંખી. પછી તો એ જાણે હસરડા કરતો લાગે. ઘણી ઠાકરશી કમળશીએ વાતો તો મોટી મોટી કરી હતી કે, એમ તો વેપારીનો દીકરો છું હો ! પંદર વર્ષેય તમારા દૂધમાં ઓળીને દેવા ! પણ એ બધી તો હવે વાતો જ રહી ! ઠાકરશીએ કોણુંજાણે શું કર્યું પણ એ હવે કોઈને મોં જ દેખાડવા રહ્યો નહિ ને !

વિલેજપોસ્ટમેન બહેચર નથુ પાછો પૈસા જમે કરાવવા માંડ્યો. પણ હવે એ પોતાની અવસ્થા જળવાય માટે મરણમૂડી ભેગી કરતો હતો. એણે ટાઢા પાણીના લોટાની ને ઉનાઉના ચાના કપની બેય આશા ગુમાવી હતી !

બહેચર નથુ ઊંધું ઘાલીને કામ કરતો ગયો. પેટ ભરતો ગયો. નિયમિત ગામડાના રસ્તા નિહાળતો ગયો. એ પાંદડે કોઈ દિ થઈ શકે એવી એણે આશા છોડી દીધી હતી !

બહેચર નથુ ત્યારપછી તો પેન્શન ઉપર જીવતી ગયો. ઠાકરશીને પૈસા આપ્યા હતા એ વાત પણ ભુલાઈ ગઈ. એ પોતાના દિવસો કાપતો ત્યાં બેઠો, છેલ્લા દિવસની પ્રતીક્ષા કરતો રહ્યો !

સઘળાના જીવનમાં અંતે તો રાહ જોવાની જ આવે છે ના !

એક દિવસ એ પ્રમાણે એ 'બેઠો હતો અને એક પીળું પતાકડું' એના નામનું આવ્યું. કોઈનું કવર હતું. પોતે વરસમાં માંડ ચાર કાગળ દેખતો, એમાં એક આ વધારાનું કવર એને તો નવી નવાઈ જેવું લાગ્યું.

એણે કવર ફોડ્યું. અંદરથી એક ચેક નીકળી પડ્યો. એમાં રૂપિયા આના પાઈ સીખેનો આજ દિવસ સુધીનો હિસાબ ગણીને ઠાકરશીએ પંદરમો





રૂપિયા ને અરધો આનો મોકલી દીધો હતો।

બહેચર નથુ તો મો વિકાસીને આ ચેક સામે જોઇ જ રહ્યો પહેલા એને વાત ઉઠામણીની લાગી. પણ ના, ચેક બરાબર હતો.

તેણે તપાસ કરી તો ખબર પડી કે ચેકના પૈસા પણ મળે તેમ છે. ઠાકરશી આફ્રિકામાં કમાતો થયો હતો અને એનું ગુજરાતનું વેપારી લોહી, કાળાં ધોળાં એક હજાર કરે, પણ ઋણ વિમોચનમાં બરાબર શ્રદ્ધા ધરાવતું હોય તેમ લાગ્યું! બહેચર નથુ તો ખુશ-ખુશાલ થઇ ગયો. પણ હવે એને નિરાંતે પેન્શન મળતું હતું. ઘરનું ઘર હતું. કાંઇ ઉપાધિ હતી નહીં નવરા બેઠા એને પડખેની ઝમકુડીનો મોહ લાગ્યો!

ઝમકુડીને તો એટલું જ જોતું હતું. બહેચર નથુ ને ઝમકુ બેઉ વાતો કરે. ચા પાણી પીએ. અલક-મલકની માંડીને બેસે. બપોરે ત્રણથી બેસે તે સાંજના છ સુધી. દિવસ ઉપર દિવસ કાપવા માંડયા ... ર નથુને આ ત્રણ વાગ્યાનું વ્યસન જેવું થઇ ... ત્રણ વાગે ને એ ઝમકુને ત્યાં જાય. ઝમકુને ... ચાના પ્યાલા ખખડે. વાતો કરે, બેસે, દિવસ ...ી જાય.

પણ ધીમે ધીમે ઝમકુએ એને માળીને એની પાસેથી, પોતાના છોકરાની વહુના ઘરેણાં મુકીને, એક હજાર રૂપીયા લીધા. અને ત્યાર પછી થોડા વખતે ઝમકુ પણ અદ્રશ્ય થઇ ગઇ.

બહેચર નથુ એકલો પડયો. એને એક દિવસ અચાનક સાંભર્યું કે મારી બેટી આ બનાવી ગઇ હોય નહિ!

કાખમાં ધોતિયાના વીટલામાં ઘરેણાં વીંટીને પહોંચ્યો પરશોત્તમ સોનીને ત્યાં પરશોત્તમે ઘરેણાં જોયાં. ને તરત કળી ગયો. તેણે બહેચર નથુને બેસાર્યો. 'બહેચરભાઇ! બેસો હમણાં, કસ કાઢી દઉં છું!'

પરશોતમ તો વર્તી ગયો હતો. પણ એણે ધીમે ધીમે કસોટી ઉપર કસ દેવા માંડયા. એક કસોટી લીધી. સરખામણી કરે. નવાઇ બતાવે. ઘડીભર સામે જોઈ રહે; પછી વળા છોકરાને બતાવે, 'જો તો ગોકળ! કેમ લાગે છે?'

બહેચરનું મન ધા ખાઇ ગયું. 'મારૂં બેટું! ક્યાંક કોકરબરાસ નીકળે નહિ!' અને હવે સાંભર્યું કે ઝમકુડીએ કોઇને ઘરેણાં બતાવીને આબરૂના કાંકરા કરવાની ના પાડી હતી! તેણે ધીમેથી કહ્યુઃ

'કેમ પરશોતમભાઈ! કાંઈ દગો લાગે છે? હોય એવું કહેજો હો!'

'દગો તો નથી કાકા! પણ કહ્યું છે નાં! વાટ્યું ઓસડ ને મુડ્યો જોગી! આ પારામાં એકદમ ખબર ન પડે! અંદર રૂપાના કરડા હોય તો? આ કટેસેરી તો ઠીક, જોગણી વધુ ઓછીનો મેળ મેળ-વવો મુશ્કેલ, માલ મોળો છે. કોનાં ઝમકુડીનાં છે!'

'હા! પણ તમને કેમ ખબર પડી?'

'ખબર તો પડે જ નાં? પણ તમે એમ કરો. જરાક બીજે પણ આંટો જઇ આવો. મારી નજ-રમાં કાંઈ બહુ ઠીક નથી લાગતું! બીજે જરાક કસ તો કઢાવો' તે પછી તે તેની સામું જોઇ રહ્યો.

પણ બહેચરને તો દાણુ ને હણવા જેવું થાતું હતું. એટલે એણે કહ્યુંઃ 'હવે બીજે ને ત્રીજે—તમે જ જે હોય તે કહોને!'

'ત્યારે સાચી વાત કહું, બહેચરભાઇ!'

'હા હા, એમાં શું મારાભાઈ! આપણે ક્યાં ચોરીનો માલ રાખ્યો છે?'

'ત્યારે આમાં કાંઈ નથી. પાણીમાં નાખી દ્યો!'

'હેં! તમે કહેતા હતા ને માલ મોળો છે!'

'હા, પણ એ આવો... અમારે સોની ભાઈને વળા બહુ દખિયાને દખ નહીં એવું થાશે. પણ બીજે કસ કઢાવવો હોય તો તમારો માલ છે. લ્યો બહેચરભાઈ!'

'પણ તમે ક્યાં ખોટું કહ્યુ છે? મારે હવે બીજે ધક્કો નથી ખાવો, પણ કાંઇ કીમ્મત ખરી કે કાંઈ નહીં?'



'એમ તો કેમ કહેવાય ? પણ રૂપિયે બે આનાની વાત ! લ્યો, ' પરશોતમે ઘરેણાં પાછાં આપવા માંડયાં. 'એથી વધુ કાંઇ આપે તો, બાપા ! તમારો માલ છે. પણ જુઓ...' પરશોતમ બહુ જ ધીમે બોલી રહ્યો હતો. એનો છોકરો ગોકળ એ ધ્યાનથી સાંભળી રહ્યો. 'વાત એવી છે કાકા ! આવા ખોટા માલમાં કોક દી ફોજદારી લફરું ચોટે ! એમાં લેનાર દેનાર બેયની ફજેતી !'

બહેચરનાં તો ઘરણુ જ મરી ગયાં. એણે ખિચારે જીવનભર ચાલ ચાલે કર્યા કર્યું હતું. કેવળ મહેનતનો રોટલો ખાધો હતો. તેણે છેવટની આશા પણ છોડી દીધીઃ 'તો તો કાંઇ નહીં પરશોતમભાઇ ! એનાં કામ એ જાણે. ઉપરવાળો કાંઇ મૂકશે એને ? બે આના સાટું શું મન ખગાડવું !'

અને બહેચર નથુ ઘરેણાં પાછા ધોતિયામાં વીંટવા લાગ્યો.

પરશોતમ એની સામે જોઇ રહ્યો હતો. એણે એને જરાક વધુ ચેતાવ્યોઃ 'એ તો તમને કહ્યું એટલા માટે, તમે સીધી લાઇનના સરકારી માણસ, બે આનાના પૈસા તો આવે ત્યારે, પણ મૂળ પેન્શન લેતા જાય !'

'હા હા,... બહેચર નથુ ધોતિયામાં પાછા ઘરેણાં લઇને નીકળ્યો, ત્યારે એના પગમાં જાણે જોર જ રહ્યું ન હતું ! આ ધાએ એને સોં ભેગો કરી દીધો, અને પરશોતમનાં વેણે તો એવી બીક લગાડી કે એણે ઘરેણાં સોં ભેગાં જ કરી દીધાં ! ત્યાર પછી એ છ સાત વરસ જીવ્યો, પણ જાણે સત્ત્વહીન મુડદું હોય તેમ !

ઝમકુડી તો પછી દેખાણી જ નહિ !

એ વિલેજપોસ્ટમેન બહેચર નથુ મરી ગયો, ત્યારે એ ગામની પોસ્ટઓફીસને માત્ર એનું નામ રદ બાતલ કરવા જેટલી ખબર પડી !

બાકી એ કોણ હતો, ઠાકરથી કોણ હતો, આખા ગામમાં બીજા કોણ હતા, એ કોઇ વાતની કોઇને કાંઇ જ ખબર ન પડી !

દસેક વર્ષ પછી—એક દિવસ પરશોતમ સોનીનો છોકરો ગોકળ, પોતાનાં જૂનાં નામાં જોઇ રહ્યો હતો. ત્યારે એને એક નવાઇ ભરેલું આશ્ચર્ય મળી આવ્યું. તે દિવસે એણે બહેચર નથુના પગ ભાંગી જતા જોયા હતા ! આજ એને ખબર પડી કે એ ઘરેણાં ઝમકુનાં સાચાં—પણ ઘડેલાં તો બાપા પરશોતમનાં પોતાનાં !

અને તેને તે દિવસની અનેક વાત સ્પષ્ટ સમજવા માંડી.

સામેના પીપળા ઉપરથી ખરી રહેલાં પાન જોતો જોતો એ બોલી ઊઠ્યોઃ 'ત્યારે ? તે દિવસે બહેચર ઉઠીને બીજે ગયો કે નહિ—એ જોવાની તાલાવેલી અમારા મનમાં થતી હતી. એનું આ કારણ !

અને એ ખરતાં પાન જોઇ જ રહ્યો !



જગતની કદરની પરવા કર્યા વિના જે કામ કરે છે અને દુઃખ અને નિરાશાઓનો બોજ ઉઠાવે છે તે જ મહાન કાર્યો કરી શકે છે. પ્રાચીન હિંદના ઋષિઓ મૃત્યુ અને ભયને ઓળખતા જ નથી. બુદ્ધે દુઃખ સહન કરી જ્ઞાન પ્રાપ્ત કરવા માટે મહેલનો ત્યાગ કર્યો, ક્રાઇસ્ટનું જીવન તો કરુણતાઓથી ભર્યું છે. જે સહન નથી કરતું તેને સત્યની પ્રાપ્તિ નથી થતી. સહન કરવાની બાબતમાં આપણે પુરુષો હજી બાળક જેવા છીએ, પણ સ્ત્રીઓનો તે સ્વભાવ જ છે. હિંદના પુનર્વિધાનમાં સ્ત્રીઓનો ફાળો બહુ મહત્ત્વનો હશે.

—રાધાકૃષ્ણન્

# દુઃખનાં પોટલાં

ઈશ્વર પેટલીકર

(૧)

વાલી મિલમાંથી ઘેર આવી ત્યારે બારણે તાળું વાસેલું હતું. આંગણે બાંધેલી બકરી અને એનાં બે લવારાં ભૂખ્યાં થયા હોય તેમ વાલીને જોતા બેં બેં કરવા લાગ્યાં, બકરીએ એટલાથી સંતોષ ન થયો હોય તેમ પેશાબ અને લીંડીઓ કરી. વાલીને વહુ ઉપર ખીજ ચડી. આમ તાળું વાસીને એ ક્યારની ભટકવા ગઈ હશે ?

અને તે સાથે વાલીને પોતાના પુત્ર ઉપર બમણો રોષ ચડયો. આજના છોકરા પાણી વના પાકયા ત્યારે વહુ ચડી વાગે ને ! પણ એ ઉપર વધુ વિચાર ન કરતાં એણે પાડોસીને ઘેર ડોકિયું કરતાં કહ્યું: 'મણિ અલી આ મારી વહુ તાળું મારીને ક્યાં ગઇ છે ?'

પાડોસણ મણિ વાલીનો સાદ સાંભળતાં બહાર આવી અને ઘરની ચાવી આપતા હાથ લંબાવતાં બોલી: 'તમારી વહુ અને ગણેશિયો બધાં જાને ગયાં. લ્યો ઘરની કુંચી.'

માયામાં રચ્યાપચ્યા રહેતા ભર્તૃહરિને ઓચિંતો વૈરાગ્ય આવી ગયો હતો તેમ વાલીને પાડોસણના એક બોલ માત્રથી ઘર પર, વહુ અને દીકરા પર વૈરાગ્ય આવી ગયો. એક ક્ષણ માત્રનો વિચાર કર્યા વગર પડોસણનો લંબાયેલો હાથ હજુ એમને એમ છે ત્યાં વાલીએ પગને પાછા વાળતાં કહ્યું: કુંચી તારી પાસે રાખી મૂક. જેમણે તને આપી છે તેમને એ આવે ત્યારે પાછી સોંપી દેજે.' અને વાલીએ પગ ઉપાડયો:

મણિએ પૂછ્યું: 'પણ વાલીકાકી તમે ક્યાં જાવ છો ?'

વાલી: 'ક્યાં તે મારો ભગવાન જ્યાં લઈ જશે ત્યાં. છોકરો દાઢીમૂછનો ધણી તો આજે થયો, બધા સગા થતા આજે આવ્યા. જ્યારે એ નાનો હતો અને મારે માથે દુઃખનાં ઝાડવાં ઉગ્યા હતા ત્યારે કોઇ સગો થતો નહોતો આવ્યો. માની ઉપરવટ થઇને એ જાને ગયાં એનો અરથ એ જ કે માની એને જરૂર નથી. અને મારી જરૂર ના હોય તો હું એમના ઠોસલા ખાવા ઘરમાં પડી રહું તેરી અપંગ નથી. હજુ તો હું મારો કમાયેલો રોટલો ખાઉં છું. પછી વહુ અને છોકરાના ઠોસલા ખાવાની શી જરૂર!'

વાલીકાકી એમના સ્વભાવ પ્રમાણે બોલવા માંડ્યું છે એટલે લાંબુ ચલાવશે એમ મણિએ માન્યું હતું. પરંતુ વાતને ત્યાં જ અટકાવી એણે પાછો રોકી રાખેલો પગ ઉપાડયો. આશાભરી આંખે જોઈ રહેલી બકરી વાલીએ બારણું ઉઘાડવાને બદલે બહાર જવા માંડ્યું એટલે જોરથી બેંકારો બોલાવ્યો. લવારાએ પણ માનું અનુકરણ કર્યું. વાલીકાકી ગુસ્સામાં ને ગુસ્સામાં ચાલ્યાં જશે એમ લાગતાં મણિએ દોડીને એમનો હાથ ઝાલી લીધો.

પરંતુ આચકો મારીને વાલીએ મણિના હાથમાંથી પોતાનું કાંડુ છોડાવી નાખ્યું. અને ઠપકો આપતાં કહ્યું: 'મને રોકવા કરતાં ગણેશિયાને રોકવો 'તો ને ! દોષ એનો છે કે મારો !'

મણિ બિચારી ભોળા સ્વભાવની હતી. જાને જવાનો વખત થયો અને બધા ગણેશિયાને આગ્રહ કરવા લાગ્યા ત્યારે મણિએ ના જ કહ્યું હતું. વાલીનો સ્વભાવ એ જાણતી હતી, બધાં જાણતા હતાં. એણે જણાવ્યું હતું કે જવા દોને હઠ. એ આવશે ત્યારે એના ઘરમાં કંકાસ થશે. વાલીકાકી તીખાં છે એટલે એ નમતું નહિ મૂકે અને જાનમાંથી કોઇનો જાન નીકળી જશે.

પરંતુ બધાના એક જ વાક્યથી–માનાથી દબાયેલા રહીશ તો દુઃખી થઈશ. બૈરાં માણસ વ્યવહારમાં શું સમજે? આગળ પાછળનું ભૂલી જઈએ તો જ વે'વાર નભે. એટલે મણિએ ના કહ્યું તેના જવાબમાં ગણેશિયો જ બોલી ઉઠયો: 'વે'વારની રીતે જવું આવવું પડે અને મા કંકાસ કરે તો વહોરી લેવો પડે. એનો સ્વભાવ તીખો છે એટલે એ નમતું ના જોખે એ કેમ ચાલે !'

એટલે વાલીના પ્રત્યુત્તરમાં મણિએ ભોળાભાવે



કહ્યું: 'વાલીકાકી, મેં ગણેશિયાને પણ કેમ જાણ્યું નહિ કહ્યું હોય? તમે મારો સ્વભાવ જાણો છો. ઘરમાં કંકાસ થાય એવું હોય તો હું ના જ કહું.'

વાલીએ ઈંતેજાર થઈ પુછ્યું: 'તેં એણે શું કહ્યું?'

મણિ: 'શું કહે? વે'વારની રીતે જવુંઆવવું પડે.'

વાલી તીખું લાગ્યું હોય તેમ સીસકારો બોલાવતાં બોલી: 'એ વે'વારની પૂછડી કે દા'ડાથી થઈ ગઈ? એ બધાં કારસ્તાન વહુનાં. મારું કશું અજાણ્યું નથી. એણે જ્યારથી ઘરમાં પગ મૂક્યો છે ત્યારથી વખ વાવવા માંડ્યું છે. મારે ક્યા ભાઈને? જે વાવશે તે લણશે. દુનિયા હવે મારો ઓછો દોષ કાઢવાની છે! છોકરાઓને ઉછેરીપાછેરી મોટા કર્યા, એકને પરણાવ્યો. હવે એ એમને રસ્તે અને હું મારે રસ્તે.' અને એ સાથે એણે પાછું ચાલવા માંડ્યું.

મણિએ વળી હાથ ઝાલ્યો: 'વાલીકાકી! તમે ય શું આંડાં કાઢો છો? છોરું કછોરું થાય તે માવતરથી થવાયું?'

વાલી: 'માવતરથી કમાવતર ન થવાય એ ખરું, પણ એથી વહુ–છોકરનું લૂંડાપણું કરવું એવું કોણે કહ્યું છે? એમને ય પાંખો આવી છે. વે'વાર એ સમજે તો છો કરે. પણ મારાથી જે વે'વાર ના થાય તે શી રીતે કરું? આજે એ કાકો થતો આવે છે અને આગ્રહ કરી જાને લઈ જાય છે પણ ભત્રીજા નાના હતા અને એનો ભાઈ મરી ગયો અને હું હાથેપગે થઈ ત્યારે મારો દિયેર એ ક્યારે થયો છે? ઉલટો એ તો હું નાતરે જઉં એવો ઘાટ ઘડતો હતો. મારાં છોકરાંનું ઘર એને પચાવી પાડવું હતું. પછી એના છોકરાની જાનમાં જવાનો અભરખો શો?' સહેજ અટકીને એ બોલી: 'છતાં હું સમજું છું કે વે'વારમાં રહ્યાં એટલે આગળપાછળનું ખણખોતર કર્યા વગર અધું પરધું ભૂલતું જોઈએ. એમ સમજીને મેં કહ્યું હતું કે મારો ધનિયો એકલો જાને આવશે. એ નાનું છોકરું રહ્યું– ગયું તો ય શું ને ના ગયું તો ય શું! હાની હા અને નાની ના છતાં મારી ઉપરવટ થઈ છોકરો ને વહુ ગયાં એટલે મને સમજાઈ ગયું કે છોકરાને મારી કઈ પડી નથી.' અને વાક્યને ઉલટાવતાં એણે કહ્યું: 'અને પડી હોત તો મને પૂછીને જતાં એને શું થતું હતું? અહીંથી કાંકરો નાંખે તો સોળ વીઘાં (એડવાન્સ ટાટા મિરસ)માં પડે એવું છે. ઊભો ઊભો મને પૂછી ગયો હોત કે માડી અમે જઈએ? તો હું માનત કે એણે મારું વેણ રાખ્યું.'

મણિ: 'એને બીક કે કદાચ તમે ના કહો.'

વાલી વાંસની પેઠે ટટ્ટાર થતાં બોલી: 'ના ય કહું. મારે જવા દેવા હોય તો જવા દઉં. છોકરો દાઢીમૂછનો ધણી તો આજે થયો, પણ એમના સુખ ખાતર બીજું ઘર કર્યા વગર મેં હાડકાં પછાડીને એમને ઉછેર્યાં છે. પછી મારો બોલ રાખે એમાં નવાઈ કરે છે?' અને હવે લાંબી ચર્ચા કરવા વાલી ન માગતી હોય તેમ એક જ શબ્દમાં પતાવી દેતાં એણે કહ્યું: 'જો મણિ, હવે મને રોકે તો તને મારા ધનિયાના સમ છે.'

સમ, ને તે ય વળી પારકાના દીકરાના એટલે લાચાર થતાં મણિ બોલી: 'વાલીકાકી, હવે તમને નહિ રોકું. પણ મને કહો તો ખરાં કે જશો ક્યાં?'

વાલી: 'ભગવાન લઈ જશે ત્યાં.' અને એ કહેતાં સમાં એમની આંખમાંથી ફરફર કરતાં આંસુ વહેવા લાગ્યાં. એમના હૈયામાં દુઃખનું વલોણું ચાલી રહ્યું હતું કે, જે છોકરામ ટે મેં જિંદગી નીચોવી નાખી તેણે આ પગલું ભર્યું? મને લોકોમાં હલકી પાડી? મારી લાખની બાંધી મૂઠી કોડીની કરી નાખી!

પરંતુ એ વલોણાની વિચારમાળાને બકરીએ તોડી. એણે જોરથી બેં બેં કરી મૂક્યું.

વાલીએ આંખો લૂછી નાખતાં કહ્યું: 'મણિ, વહુ, બીજું તો શું પણ એ આવે ત્યાં સુધી બકરી ને સવારાને જોજે. એ બચારા જીવ ભૂખે–તરસે ના મરે' અને એ જીવની સાથે માથા ચોટી પગ ગંબી જાય તે બીકે વાલીએ ઝડપથી પગ ઉપાડી ફળિયું

તો જ વણવાનો ધંધો ચાલી શકે અને મદદ થાય. પણ રણછોડ એમ કરે શું કામ? ભાઈએ કહ્યું કે તું તારી મેળે દુઃખી થવા માગતી હોય તો હું તને શું કામ મદદ કરું?

છતાં હિંમત હાર્યા વગર વાલીએ ખેતીકામની મજૂરી કરી દહાડા કાઢવા માંડ્યા. જો એ અસ્પૃશ્ય વર્ણની ન હોત તો એને ઉજળિયાત ઘરનું બીજું કામ મળી રહેત, પણ એ એને માટે બંધ હતું. આખો ઢેડવાડો ધારતો હતો કે વરસે બે વરસે થાકશે, પણ ત્રણ વર્ષ સુધી એણે એ મહેનત કરી પોતાનું અને છોકરાઓનું પૂરું કર્યું. તેમાં ગામના એક અમદાવાદ મિલમાં રહેતા ત્રિભુવન પટેલ એને શહેરમાં લઈ જવા તૈયાર થયા. એમના ખેતરમાં વાલી કામે આવી હતી અને એ ગામડે આવ્યા હતા. વાતવાતમાં વાલીએ આવવાની ઇચ્છા બતાવી, તે દિવસે શહેરમાં મકાનની હાડમારી ન હતી. ત્રિભુવન પોતે ઑફિસમાં સેક્રેટરી હતા એટલે નોકરી અપાવવી સહેલું કામ હતું. વળી ઢેડનો એ જાતિગત ધંધો એટલે મુશ્કેલી ન હતી. પગરા ગામના ઢેડવાડામાંથી વાલી પહેલવહેલી શહેરમાં નોકરીએ ગઈ. સ્પીનીંગ ખાતામાં ત્રિભુવને દાખલ કરાવી દીધી. અને એને પગલે ચાલીને ગામનાં બીજાં ૨૦ ઘર ધીમે ધીમે આજ સુધીમાં અમદાવાદ નોકરી કરવા ગયાં. એનો દિયેર રણછોડ પણ ગયો.

રણછોડ ગામ હાર્યો અને વાલીને રસ્તે ઊલટ એને પણ શહેરમાં આવવું પડ્યું, છતાં એનું વેર ઓછું થયું ન હતું. ભત્રીજાઓને નાનપણમાં મદદ કરવાની તો ક્યાં ગઈ પણ એ ઠેકાણે પડ્યા તેથી જ એ બળતો હોય તેમ ભત્રીજાના લગ્ન વખતે એણે વિઘ્ન નાખવા માંડ્યાં. બે જગાએ થયેલી વાતચીત એણે તોડી પાડેલી. ત્રીજી જગાએ, જે વહુ આજે હતી તેમાં પણ એણે થાય એટલું કર્યું હતું પરંતુ એનો બાપ શહેરમાં રહેતો હતો એટલે છોડીને શહેરમાં નાખવા માટે એણે રણછોડની શિખામણ ન માની. શહેરમાં રહેતા નાતના છોકરાઓને એ

જોઈ વળ્યો હતો અને તેમાં ગણેશિયો સૌથી સારો હતો એટલે એ વિવાહમાં વાલી જીતી અને દિયરના હાથ હેઠા પડ્યા.

એટલે પગરામાં વાલીની આબરૂ ઊંચી હતી. શાહુકાર વરણની જેમ એણે અણીપૂણી રંડાપો વેઠ્યો હતો. શહેરમાં જઈને છોકરાઓને મોટા કર્યા એટલું જ નહિ પણ ઘેર વળગાડ્યા હતા અને શહેરની વહુ પરણાવી હતી. આ સ્થિતિમાં દીકરાથી રિસાઈને પોતે આવી હતી એ ગામમાં જાહેર થાય તો પોતાનું કર્યું કારવ્યું ધૂળ થઈ જાય. જેમને માટે પોતે આખી જિંદગી માથે લીધી હતી તે દીકરા આમન્યામાં ન રહે તેવા પાક્યા એમ લોક જાણે તો પોતાની તો ઠીક, પણ જેમને હજુ લાંબી જિંદગી કાઢવાની હતી તે છોકરાઓની શી કિંમત રહે! એટલે રિસાઈને પગરા જવું એ મૂર્ખાઈ હતી એમ લાગતાં વાલીએ તરત એ વિચાર બદલ્યો. અને પિયર જવું એમ મનથી નક્કી કર્યું.

દિયર સાથે ઠેઠ સુધી દુશ્મનાવટ રહી હતી તેવી ભાઈ સાથે રહી ન હતી. ભાઈનું ગમે તેટલું તો ય એક લોહી એટલે જ્યારે વાલી બીજું ઘર નહિ કરે એવી એને ખાત્રી થઈ ગઈ ત્યારે એ જૂનકાળ ભૂલી જઈ બહેન સાથે મેળ રાખવા લાગ્યો અને બને તેટલી મદદ કરવા લાગ્યો હતો. પરંતુ એણે સાથે સાથે એ પણ કહ્યું હતું કે આજે ભલે તું મારું કહ્યું ના માને પણ એક દહાડો છોકરા મોટા થાય અને તારે પસ્તાવું પડે ત્યારે મારું વેણ તને ના સાંભરે તો કહેજે.

એને એ વેણ સંભળાવતાં ખુલાસે કર્યું હતું કે, દીકરા મોટા થતાં ઘરમાં વહુ આવશે એટલે તને એ ભૂલી જશે. સાચી સગાઈ માદીકરાની નથી, ભાઈ-બહેનની, બાપદીકરાની નથી પણ ધણીધણિયાણીની છે. દુઃખમાં કે સુખમાં એ એકબીજાને વેઠી લે છે. બાકી બીજાં તો બધાંને દૂર ગણ્યાં રહે છે. એટલે હું તને બીજું ઘર કરવા કહું છું તે મારા સ્વાર્થ માટે નહિ પણ તારા સ્વાર્થ માટે છે. ધણી હશે તો





આખી જિંદગીની નિરાંત અને છોકરાઓ તો વહુ આવે એટલે માના મટી વહુના થવાના. તેમાં તારો સ્વભાવ તીખો છે એટલે એ સ્વભાવ ધણી વેઠશે પણ દીકરો કે દીકરાની વહુ નહિ વેઠે. આજે તને મારું કહેવું ગળે નથી ઉતરતું પણ આગળ જતાં તું મને ન સંભારે તો કહેજે।

ખુશાલે ભાખેલી ભવિષ્યવાણી સાચી પડી એટલે તે સમાચાર લઇને જતાં વાલીના પગ પિયર ભણી પણ કેમ ઉપડે ? ટિકિટ કયા થાય છે એ સવાલને બદલે હવે તેને ક્યાં જવું તે સવાલ આવીને ઊભો રહ્યો.

[ ૪ ]

વાલીને વિચાર આવ્યો કે બ્હેનને ઘેર જાઉં ? લખી દરવખત અમદાવાદ જતી ત્યારે પોતાને ઘર આવવા વાલીને ખાસ આગ્રહ કરતી હતી. વાલી દરવખત આવવાનું કહેતી પરંતુ જઇ શકતી નહિ. નોકરીમાં દહાડો પડે અને પગાર કપાય તે માટે એનો બહાર જવા જીવ ચાલતો નહિ. વળી એણે આખી જિંદગી દેવું કરીને ધયો કર્યો હતો. દેવું હશે તો બે પૈસા તાણીને ભેગા કરવા પડશે માની એ કંઇ ને કંઇ કામ કાઢી દેવું રાખ્યા કરતી. શરૂઆતમા વતનનું ઘર સુધાર્યું હતું. તે પછી એ રહેતી હતી તે ઘર વેચાતુ લીધું હતું. એ દેવું ભરી રહી ત્યારે દીકરાનું બે વરસ ઉપર લગ્ન કર્યું તેમાં બારસો રૂપિયા દેવું કરવું પડ્યું. હજુ પાંચસો રૂપિયા એ દેવા પેટે બાકી હતા ત્યાં આવતી સાલ નાના છોકરાને પરણાવવાના એ મનસૂબા ઘડતી હતી. વ્યવહારની એ એવી ચોખ્ખી હતી કે એને ધીરનાર મળી રહેતા. આમ આખી જિંદગી એણે દીકરાઓના સુખ ખાતર માથે દેવું તાણ્યું હતું. એટલે ન છૂટકે બહાર જવું પડે ત્યારે જ એકાદ દહાડો રવિવાર સાથે પાડીને પરગામ જતી.

પરંતુ લખીને એમ તો એનાથી શી રીતે કહેવાય કે, નોકરીનો દહાડો પડે એ કારણે હું આવતી નથી ? એમાં પોતાનો જીવ ઉઘાડો પડી જાય એટલે દરવખત લખી જ્યારે કહ્યા છતાં ન આવી એમ કહેતી ત્યારે એ કંઇ ને કંઇ બહાનું બતાવતી અને હવે જરૂર આવીશ તેમ નવો વાયદો કરતી. લખી ટાણો પણ મારતી કે, તારે શે'રમાં ઘર થયું, વે'વાર થયો પછી અમારી તને શી પડી હોય ? ગામડે આવીને તારે શું કામ છે ? પરંતુ એ તો ટાણો મારવા ખાતર, વાલી આવે તે માટે એવું જાણીને કહેતી હતી. બાકી લખીને ખાતરી હતી કે વાલીને શે'રનું અભિમાન ન હતું.

તેમાં છેલ્લી વખત એનો દીકરો દાનો આવ્યો ત્યારે એણે તો છેલ્લી નોટિસ જ આપી દીધી હતી. માસી, જો હવે તમે નહિ આવો તો અમે તમારે ઘેર આવવાનાં નથી. અમે મહિને બે મહિને તમારે ઘેર આવીએ અને તમે કોઇ ના આવો એટલે અમારો પગ અહીં આવતાં કેમ પડે ?

વાલીએ કહેલું—એવું ભાઇ તારે મનમાં ન લાવવું. આ તો શે'ર રહ્યું એટલે કામકાજ માટે ય તમારે આવવું પડે. માસીનું ઘર છે, તું તો મારા ગણેશિયા–ધનિયા જેવો કહેવાય. તારો અહીં આવતાં પગ શું કામ પાછો પડે ? અમે કોઇ નથી આવતાં તે કંઇ તમારા ઉપર અમારે રીસરોષ છે ? પણ શે'રનો મામલો, મિલની નોકરી, મુકાદમ સારો ના હોય તો રજા પણ મળે નહિ, અને તું જાણે છે, લોક નોકરીઓ સારુ પડાપડી કરે છે એટલે મુકાદમનું મન ના હોય અને ઘેર રહીએ તો જગા પુરી દે.

એનો સ્વીકાર કરતાં દાનાએ કહેલું—એ ખરું. પણ આવ્યેગયે સંબંધ રહે. મારી બેન સોતી પરણી ત્યારે તમે આવ્યા હતા. દસ વરસ થયાં એ વાતને. એટલે અમને તો થાય ને ? આ વખત તો તમે તમે બધાં આવો.

વાલી–નોકરીનું કામ, બધાંને સાથે રજા મળવાનો જોગ બેસે નહિ. પણ હું કે ગણેશિયો, એની વહુ, ગમે તે આવીશું એ સાચું.

દાનો–ક્યારે આવશો ?

વાલી—એ તો શું કહેવાય ? પણ મારું દલ છે કે, ગમે તેમ કરી આ વખત તો જવું છે.

દાનો—મહિનાદહાડામાં નહિ આવો તો હું તમારે ઘેર પછી નહિ આવું.

વાલી—એવું ગાંડું તારાથી થવાતું હશે ? મેં તને કહ્યું તો ખરું કે તું તો મારા દિકરા જેવો કહેવાય.

દાનો—એ ખરું, પણ તમે જ કહો માસી, તમારો ગણેશિયો કે ધનિયો બહારગામ રહેતા હોય તો આટલાં વરસ એના ઘેર ગયા વગર તમારો જીવ ઝાલ્યો રહે ?

વાલી મનમાં ગાંઠ વાળી ગઈ—રહ્યો દાનો છે તો બારે સમજુ. લાખ રૂપિયાનું વેણ કહ્યું. દીકરા જેવો ભાવ હોય તો મારાથી આટલાં વરસ થયાં, આટલો આગ્રહ કરે છે, પણ ગયા વગર કેમ ઝંપ વળે ? ઉવટે એક દહાડો જઈ આવીને કયાં પાછું અવાતું નથી ?

એટલે તરત વાલીએ જવાબ આપ્યો હનો—જા, તું મનમાં એવું માનતો હોય તો મહિનામાસમાં અમે ગમે તે આવીશું. થોડા દહાડા વહેલુંમોડું થાય એવો હાપો ના ગણતો.

દાનો—એ તો હું કંઈ સમજતો નથી. મહિનો કહ્યો એટલે થોડું આઘું પાછું તો થાય.

એ વાતને પંદર દિવસ થયા હતા એટલે વાલીને સ્વાભાવિક થયું કે પોતે જાય તો લખી, દાનો, ઘરનાં બધાં રાજી થશે. એમને વહેમ પણ નહિ પડે કે પોતે રિસાઈને આવી છે, ઊલટ હું એમને કહીશ કે વાયદા કરતાં વહેલી આવી પહોંચી ને ! મારે ભીતર ફોડીને શું કામ છે કે છોકરા—વહુ ઉપર રિસાઈને હું આવી છું ! એ સાથે વાલીનો જીવ ભરાઈ આવ્યો. બગલમાં પોટલી લઈ વિચારમાં ઊભી હતી તે નીચે બેસી ગઈ. ઓચિંતાં આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. સાલ્લાના છેડા વડે એણે આંખો લૂછી અને પોતાને કોઈ જોતું તો નથી ને તેની ખાતરી કરવા ચોમેર દૃષ્ટિ ફેરવી લીધી. એના દિલમાં વલોણું જોરથી ઘૂમતું હતું—કોઈને હું કયે મોઢે કહું કે ગણેશિયા ઉપર હું રિસાઈને આવી છું ? મેં બધાને કહે કહે કર્યું છે કે મારા ગણેશિયા જેવો અસીલ છોકરો કોઈને નહિ હોય, મારો ગણેશિયો હું ના કહું સો ભર્યે ભાણે ઊભો ને ઊભો સુકાઈ જાય પણ કોળિયો ના ભરે. એ જ ગણેશિયો વહુ આવતાં મારી ઉપરવટ થાય છે અને મને ગણતો નથી એમ કોઈને કહું તો લોક શું માને ?

લોક વહેમાય કે, રાંડ વાલી જ એવી હશે કે છોકરાનું ઘર થવા દેતી ન હોય એટલે છોકરો શું કરે ! માના બોલ ખાતર ઊભો ને ઊભો સુકાઈ જાય એવો છોકરો આજે માનો બોલ ઉથાપતો હશે તે માનામાં માલ નહિ હોય ત્યારે ને ? રાંડ વાલી આખી જિંદગી એકલી રહી એટલે એણે માણસનો 'વહુનો' ગંધવા ગમતો નહિ હોય. જુવાન છોકરાં ઓછુંવધતું ખર્ચ કરતાં હશે ને એનાથી વેઠાતું નહિ હોય. વહુ શે'રની રહેલી એટલે ખાધેપીધે પહેર્યેઓઢ્યે સવાદણી હશે તે એનાથી વેઠાતું નહિ હોય ? નહિ તો ગણેશિયો કંઈ સમજતો નથી કે પોતાના સુખ ખાતર માએ કંઈ બીજું ઘર કર્યું નથી એટલે એને દુઃખ ના દેવાય ? પણ વાલીની જીભ જ છીણીની ધાર જેવી છે એટલે છોકરો ને છોકરાની વહુ શું કરે ?

સાચે જ આવી વાત એની પાછળ કોઈ કરતું હોય તેમ વાલીને ભ્રમણા થઈ. એણે પાછળ નજર કરી તો બે બૈરાં વાત કરતાં હતાં. એક બાઈ બચારા નાથાનો કશો દોષ નથી. હું શાખપાડોશ રહું છું. નાથાની અને વહુની પૂરી ભોમિયણ છું. બધો દોષ સાસુનો છે. વહુછોકરાને બનતી રાસ આવે તે જોઈને માએ હરખાવું જોઈએ એને બદલે ગંગામાં શીલટાં બળી જાય છે. એમને બનતું થી રીતે ના આવે એ લાગમાં ને લાગમાં વહુનાં ખૂંધણાં કાઢે, છોકરો સાંજે ઘેર આવે ત્યારે ફરિયાદ કરે. અને છોકરો માને ઓળખે એટલે એમનું કહ્યું સાચું ન માની વહુને





કશુ મ્હે નહિ એટલે ગગામાં બાપ મરી ગયો હોય તેમ પોક મૂકી રડવા બેસે-મારે ઘરડે ઘડપણ દુ ખ આવ્યુ છોકરો વહુનો થઇ ગયો અને મને મૂતરના રેલામાં તાણી નાખી પછી તમે જ કહો કે છોકરો થાકીને જુદો ના રહે તો શુ કરે?

બીજી બાઇ-મે વાત જાણી ત્યારે મને ખોટુ લાગ્યું તે એટલું જ કે એકનો એક છોકરો માને ઘરડે ઘડપણ જુદી કાઢે એ એ સારુ ના કહેવાય

પહેલી બાઇ—નાથાનો બિચારાનો કશો દોષ નથી વેઠાય ત્યાં સુધી એણે માનો કકાસ વેઠયો પણ અમે ફળિયાવાળાએ બધાએ એને કહ્યુ કે મા હોય કે બાપ હોય બધાને મર્યાદા હોય, તું તારે હવે જુદો રહે માને દુ ખ દીધા વગર ટકે ભાણું વહુ આપી આવશે ને ખાઇને ગગામાં બેસી રહેશે વહુનો પણ બિચારીનો દોષ નથી એ તો ટકે ખાવા આપી આવતી હતી પરતુ ગગામાએ ખાધું નહિ અને જુદુ ખાવા કરવા માંડયુ એટલે એ શુ કરે?

બીજી બાઇ-ગગામા ત્યારે મરવા પડયો તોય શુ કામ ભલાઇ લેતાં નથી? બગડશે કે ભેલાશે તો છોકરાને ભોગવવાનું છે એમણે તો કાઢયા એટલા કાઢવા નથી ને? ડાહ્યાં થઇને, વહુને ઘર સોંપી દઇને માળા લઇ ભગવાનનું નામ દે તો કાયાનું કલ્યાણ ય થાય

પહેલી બાઇ—ભલાઈ લેતા અને કાયાનું કલ્યાણ કરતાં આવડવુ જોઇએ ને? અને કરમમાં હોવુ જોઈએ ને? એમને મે ય ઘણા વખત મ્હ્યુ કે તમે મારા જેવો સ્વભાવ રાખો તમારે એક છોકરો છે અને મારે ત્રણ છે ત્રણની વહુઓ છે પણ કોઇની સાથે મારે બોલવુ પડે છે? ઊલટી એ અદર અદર બોલે તો મારે એમને ઠપકાના બે શબ્દ કહેવા પડે છે ઘર છે એટલે બધાંના સરખા સ્વભાવ ના હોય, કોઇ તીખુ હોય તો કોઈ ટાઢુ હોય, કોઇ ચચળ તો કોઇ બાહર હોય, કોઈ ઓછાબોલું હોય તો કોઇ બટકબેલું હોય ભગવાને જુદી જુદી જાતના માણસ ઘડયાં છે તુલસીદાસે રામાયણમાં પણ કહ્યુ છે કે તુલસી આ સંસારમાં ભાત ભાત કે લોક, સબસે હીલમિલ ચાલીએ નદી નાવ સજોગ પણ આપણા લોકને રહેતાં આવડતું નથી એનું આ દુ ખ છે આખુ ગામ કહે છે કે તમારે વહુઓ બધી સારી મળી છે હુ બધાને કહુ છુ કે વહુઓ તો કોઇના ઘરમા ખોટી નથી પણ આપણને એમની સાથે કામ લેતાં આવડતું નથી એટલે એ ખોટી પડે છે

બીજી બાઈ—એ તમારૂં કહેવુ ખરું છે ગગામા ખાઇપીને બેસી રહેતાં હોય તો કાઇ દુ ખ નથી મારૂં નામ દઈને કહેજો કે થોડા દહાડા જીવવાના છે તે કકાસ કર્યા વગર, જીવ બાળ્યા વગર ભગવાનનુ નામ દેતાં દેતા જીવે

પહેલી બાઇ—એ બધું કહેવામા અમે કઇ બાકી રાખ્યુ નથી, પણે સમજે એને ને?

અને બને બાઇઓ બીજી એક બે વાત કરીને તરત ત્યાંથી ઊભી થઇ ગઇ વાલીએ બહેનને ત્યાં જવાને બદલે પિયર જવાનો તરત વિચાર બદલ્યો.

[ ૫ ]

આમેય ઘેરથી નીકળી છુ ત્યારે બધે ફરતી આવુ હીંડીચાલીને કયાંય જતાં જીવ ચાલતો નથી, અને આજે નીકળી પડી છુ ત્યારે પિયર અને બહેનને ત્યા જઇને બેપાચ દિવસે પાછી આવીશ ગણેશિયો એમ મૂરખ નથી કે વાત પેટમાં ન રાખે હુ પણ એની ગાડીના વખતે રાહ જોતી રહીશ એના આવતા સમી ઇશારત કરી દઇશ એટલે વાત બહાર નહિ પડે ભઈ જાણશે કે અમસ્તી મળવા આવી હશે હુ કહીશ શરીર બે પાંચ દિવસથી નરમ રહેતુ હતુ મિલમાંથી રજા લઈ ઘેર હતી એટલે જીવને થયુ કે લાવ બહાર જતી આવુ, હવાફેર થશે અને બધાને મળાશે પણ ખરૂં ખુલાસાને હુ વાત શુ કામ કરીશ એટને કોઇ મારો દોષ કે છોકરાનો દોષ કાઢે? હમણાં પેલી બાઇ વાત કરતી હતી એવી ગગામાં હુ હોઉં ત્યારે મારે દુ ખ આવે ને? બે



વરસથી વહુ ઘરમાં આવી છે પણ ખાધાપીધા સારૂ કે પહેર્યાઓઢ્યા સારૂ મેં એને એક શબ્દ કહ્યો નથી. મારો જીવ જ પહેલેથી એવો, મેં લૂખ્ખુંપાખ્ખું ખાધું હશે કે આછું પાતળું ઓઢ્યું હશે પણ છોકરાઓને એમને મનગમતું ખાવાપીવા દીધું છે. વહુને પણ એ પાંતીનો કોઇ દહાડો શબ્દ કહ્યો નથી. મારે વાંધો એટલો જ કે ઉપરવટ થઇને એમને જવાની શી જરૂર ?

અને આ વાલીએ છેલ્લો નિર્ણય કરી લીધો હોય તેમ એક ભણેલા ભાઇ નજીક જતાં એણે પૂછ્યું : ખારસની ટિકેટ ક્યાં થશે ?

પેલા ભાઇને એ નામ અજાણ્યું હતું એટલે પૂછ્યું : ' કઇ લાઇન ઉપર એ આવ્યું ?'

વાલીને કંઈ સમજ ન પડવાથી કંઈ જવાબ આપ્યા વગર એ તાકી રહી.

એની મુંઝવણ સમજી જતાં પેલા ભાઇએ પૂછ્યું : ક્યાં આગળ થઇને જવાય છે એ ખબર છે ?'

વાલી : ' અણંદ થઇને.'

પેલા ભાઇએ કહ્યું : ' ગોધરા વાળી આવ્યું કે ખંભાત વાળી ?'

વાલી : 'ગોધરા ભણી.'

પેલા ભાઇ : 'એવું કોઇ સ્ટેશન એ લાઇન ઉપર નથી.'

વાલી : 'ઇસ્ટેશન નથી, મારૂં પિયર ખારસ થાય. ઉતરવાનું ઓડના ઇસ્ટેશને.'

પેલા ભાઇ : 'ત્યારે એમ વાત કરો ને.' અને તરત યાદ આવતાં કહ્યું : 'પણ અત્યારે એકે ય ગાડી નહિ મળે.'

વાલી : ' રાતે એક જતી'તી ને ?'

પેલા ભાઇ : લડાઇમાં ગાડીઓ થોડી બંધ થઇ તેમાં એ બંધ થઇ ગઇ. અને જતી તો ય રાત્રે આણંદથી ગાડી ના મળે ને ?'

વાલી : ' અણંદ રહેવાનું ઠેકાણું છે.'

પેલા ભાઇ : ' મેલ બે જવાના પણ આણંદની ટિકીટ ના મળે. હવે તો સવારમાં ગાડી ઉપડે તેમાં જજો ત્યારે '

અને એ ભાઇ છેલ્લી હકીકત સુધીની માહિતી આપીને ચાલવા લાગ્યા. વાલી વિમાસણમાં પડી ગઇ સાચી રીતે એને પૂરેપુરો વિચાર પણ નહોતો આવ્યો કે પોતાને કઇ ગાડી મળશે ? જમના કહેગામ વાળીની હતી એટલે રાત્રે ગાડી નથી મળતી એનો એને પણ ખ્યાલ નહોતો. હવે શું કરવું ?

એને થયું પાછી ઘેર જાઉં તો ?

પણ એનું અભિમાન આગળ આવીને ઉભું રહ્યું. મણિએ બિચારીએ ન જવા ઘણો આગ્રહ કર્યો હતો પણ પોતે ક્યાં જાય છે એ કહ્યા વગર ક્રોધમાં ચાલી નીકળી હતી. એની પાસે જઇને તરત કહેવું કે અલી લાજ જોઇ ઘરની કુંચી એના કરતાં ભગવાન પાસે મોત માગવું શું ખોટું

સાંજે બધાં ફળિયામાં ભરાઇને બેઠાં હશે ત્યારે મણિએ બધી વાત કરી હશે. અને હવે હું જઇને ઉભી રહું એટલે અંદર અંદર કેરી ખાખા–ખીખી કરી મારી મશ્કરીઓ કરે—ગઇ'તી મોટે ઉપાડે અને ઘડીક તો વેઠાયું નહિ ! હિંમત નહોતી ત્યારે બહાર પગ શું કામ મૂક્યો હતો ? આખા ફળિયાવાળાંમાં શાખ કે હું બોલી એટલે થઈ રહ્યું તેને બદલે આજે હૂં ઘડી પહેલાં રણિ આગળ બોલેલું મળું એનો શો અર્થ ? મારું કાળજું આટલું પોચું છે એમ બધાં જાણી જાય એ તો ઠીક પણ ઘરમાં પારકી આવેલી વહુ પોચું ભાળી જાય તો મારે આખી જિંદગી એની ગધાડી થઇને રહેવું પડે. બે વરસ થયાં મારાથી બી બીને ચાલે છે તે મારો છૂંદારો છે. એટલે અને આજે એમણે મારી ઉપરવટ થઇને આવડું પગલું ભર્યું છતાં હું ફૂંફાડો ના મારું તો વહુ પોચું ભાળી જાય. દરરોજ ઉપરવટ થઇને ફાવે તેમ વર્તે.

જો ક્રોધમાં ને ક્રોધમાં ઘર છોડીને આવવી ના રહી હોત તો વાંધો ન હતો. એમને એ આવત ત્યારે

# ગુરુદેવ : અમારે આંગણે [૧૨]

શ્રી મૈત્રેયી દેવી કૃત 'મંગપુ તે રવીન્દ્રનાથ'માંથી

અનુ૦ : રમણિક મેઘાણી
મણિલાલ અલગારી

તે વખતે વર્ષાકાળ પાસે આવી રહ્યો હતો. જૂન માસ હતો. જાતજાતના કુશાપતંગિયાનો ઉપદ્રવ શરૂ થયો હતો. સાંજ પડતાં જ મોટાં મોટાં ફુદાં દીવા નીચે ફરસ ઉપર પડવા મંડતા. માસી તેથી બહુ બીતાં. એક દિવસ સવારે ગુરુદેવને પીણું આપવા જતા જોયું તો માસી પણ પ્રણામ કરવા આવ્યા હતા.

'જુઓ માતૃસ્વસા, એક વખતે હું જ્યોતિષનો અભ્યાસ કરતો તેથી તમારે માથે આજે નક્કી કાંઈ આફત આવશે એમ સ્પષ્ટ ભાખી શકું છું.'

'શી આફત આવશે?'

'એય શું કહી શકાય, પણ કંઇ માઠું જરૂર બનશે'

માસી તો આખો દિવસ એક જ પ્રશ્ન પૂછતા ફરવા લાગ્યા, 'શું થશે?' ત્યારે રાત પડી ગઇ હતી. વાળુનો સમય હતો. હું તેમને દવા આપવા બેઠી હતી ત્યા ઓચિંતી એક તીણી ચીસ અને ઠામવાસણનો ખખડાટ સાંભળતાં ભોજનગૃહમાં જઇને જોઉં છું તો માસી એક ખુરશી ઉપર ઊભા છે, ટેબલ ડોલી રહ્યું છે અને કવિ જેને ત્રણ કર્તા—અનિલ ચંદા, સચ્ચિદાનંદરાય, મનમોહનરાય, કહેતા તેઓ મોટા છાણિયા ઘુમ્રા લઇને હોહા કરતા ખાઇ રહ્યા હતા. પાછળથી ખબર પડી કે એ તો ચોકલેટના ઘુમ્રા હતા. અનિલચંદા દાર્જીલીંગથી તે લેતા આવ્યા હતા ને અગાઉની સંતલસ મુજબ માસીની થાળી ઉપર રૂમાલ ઢાંકીને રાહ જોઇને બેઠા હતા. પાછી આવીને જોઉં છું તો કવિ મનમાં હસી રહ્યા છે.

'માતૃસ્વસા, મેં તમને કહ્યું જ હતું કે આજે તમારે માથે કંઈ આફત છે.'

'તમેય શું આ સંતલસમાં ભળ્યા હતા?'

'મનેય શું એમાં ભળેલો સમજો છો? એ વધારે પડતું માનો છો. પણ હવે એસોસીએટેડ પ્રેસમાં આ ખબર આપતા નહીં, નહીં તો કવિ સમ્રાટની ગુરુતા તદ્દન ઘટી જશે—ખાસ કરીને આ ગુરૂઘેલા દેશમાં. વારૂ, જો હું તમારો ગુરૂ થઈ ખુબ ઊંચા આસને બેસી તમને ઉપદેશ આપતો હોત તો કોને નુકશાન થાત તેનો વિચાર કરૂં છું. જે પોતાની જાતને ઉચે શિખરે ચઢાવી દે છે તે કેટલું બધું ખુએ છે તેની તેને ખબર નથી."

તેઓ આખા દેશના ગુરૂ હતા. તેમણે નિર્મળ તેમજ સ્પષ્ટ બુદ્ધિ દ્વારા તથા રસના આનંદમય અનુભવ દ્વારા દેશને જાગ્રત કર્યો હતો. તેમની વાતચિત, વિચારો તથા કેળવણીથી પોષાઇ આપણી માનવતા વધારે ખીલી છે. તેમણે પોતાની જાતને ઉચ્ચે આસને બેસાડી કદી ઉપદેશ નથી આપ્યો. પરંતુ સખા થઇને માનવ હ્રદયમાં પ્રવેશ કર્યો છે ને સખા થઇને જ આપણને ઘડયા છે. તેથી જ તે સાચા શિક્ષક કે સાચા ગુરૂ છે. તેઓ બાળકની જેમ બહુ સહેલાઇથી ખુશી થતા. જ્યારે તેઓ ઉંડા વિચારમાં મગ્ન હોય, ગહનમાં ગહન તત્ત્વો વિષે લખી રહ્યા હોય ત્યારે પણ વારેવારે ઘણી સહજ રીતે અમારી વચ્ચે તેઓ પાછા ચાલ્યા આવતા. તેઓ તે કોઇને ટાળતા નહીં, કશુ ખુણામાં ધકેલી દેતા નહીં તેમજ તેમને માટે જે એકદમ અયોગ્ય હોય તે પણ તેઓ હસતે મુખે સ્વીકારતા. અમારી સાથે એવી રીતે વર્તતા કે અમે સહજ રીતે સર્વ વિષયમાં તેમની સાથે વાદવિવાદ કરતા. જાણે તેઓ અમારામાંનો જ એક જણ હોય એમ લાગતું. આ વસ્તુ વિષે દૂરથી વિચારતા બહુ આશ્ચર્ય થતુ, આજે પણ થાય છે. એટલે જ આજે એમ થાય છે કે તેઓ કેવળ પરમ પૂજ્ય ગુરુદેવ કે મહા પ્રતિભાશાળી લેખક જ નથી પરંતુ મનુષ્ય હ્રદયના સખા પણ છે.

મારી અણઘડ ભાષામાં એક વિષય વિષે લખીને સમજાવવું શક્ય નથી તેમ છતાં તે અમારા રોજના અનુભવનો વિષય હતો તેઓ હંમેશા સર્વની સાથે સર્વ વિષય પર વાતચિત કરવા તૈયાર હતા, કોઇ વાડામાં પોતાને પુરી રાખતા નહીં અને અમારા હંમેશના નાનામોટા સુખદુઃખો તેમજ સંસારની પ્રત્યેક





નાનામાં નાની વાતથી પણ તેઓ પરિચિત રહેતા, તો પણ વારંવાર તેઓ મનના ઉંડાણમાં દૂર ચાલ્યા જતા એમ અનુભવ્યું છે. આ ઘડીએ કોઈ વિષય પર સહજ કૌતુક ને હાસ્યોપહાસથી બોલતા હોય પણ બીજી જ ઘડીએ તેઓ સ્તબ્ધ થઈ જતા. ત્યારે તેઓ જાણે બીજી જ વ્યક્તિ બની જતા. એમ લાગતું કે જાણે એક બારણું, તેની પેલી પારના ગભીર અને અજ્ઞાત હૃદયને ઢાંકીને બંધ થઈ ગયું તેઓ અમારું એવું સ્નેહનું સ્થાન હતા કે અમે ગમે ત્યારે સર્વ વિષય પર તેમની સાથે વાત કરતા તેમ છતાં માગ પૂરતું તો એમ ઘણી વાર બન્યું છે કે કંઈ જરૂરી વસ્તુ હોવા છતાં ઘણી વાર સુધી કેમેય બોલી કહી શકી ન હોઉં. કલાકોના કલાકો સ્તબ્ધ બેસી રહી એ પ્રશાંત ને ગંભીર હૃદયનું દૂરત્વ અનુભવ્યું છે અત્યારે સમજાય છે કે લખીને તે સમજાવવું તદ્દન અસંભવિત છે આવી રીતે લખવાનો પ્રયત્ન પણ કેટલો વ્યર્થ અને અપૂર્ણ છે! તેમની વાત કેમેય ન લખાય એટલું જ નહીં પણ એ લખવી પણ શક્ય નથી કારણ કે તે આપણા અતિ અજ્ઞાત છે આગે તેમને જેવી રીતે અને જેટલા જોયા જાણ્યા હતા તેય અમારાથી કહી શકાયું નથી મોઢાની એકાદ બે વાતો લખી શકાય પણ તે કેટલી અલ્પ છે! પરંતુ નિરવતામાં કેવી પ્રચંડ લાવણ્યજ્યકતા હોય છે તે કેવળ અનુભવગમ્ય જ છે તેથી જ તેમની પાસે રહી તેમના સાન્નિધ્યમાંથી જે મેળવ્યું છે તે વ્યક્ત કરવાનું શક્ય નથી તે અનુભવ અતિમહાન અને વાણીથી પર છે હમેશનું તેમનું એ ગભીર કવિત્વ, તેમના રસનિરગંધ એ પ્રકટીકરણો, એ સ્તબ્ધ શ્રુતિ અને તેઓ કવિ છે વગેરે જે અનુભવ્યું હતું તે સાચવી રાખશું એમ અમે માન્યું હતું પણ તે સંભવિત ન બન્યું

તેઓ નોકરોની સાથે ઈસારાથી જ વાત કરતા. તેથી કોઈ તદ્દન નવા માણસ માટે તેમની પાસે કામ કરવાનું મુશ્કેલ હતું ઇશારાથી અર્થાત અત્યંત ટુંકમાં બોલતા તેમ છતાં બીનજરૂરી વાતચીત કે મઝાક પણ કંઈ ઓછી નહોતા કરતા. પણ કોઈ સામાન્ય કાળની વાત જેમકે કલમ જોઈએ છીએ, ચાદર લાવી આપવાની હોય કે એવી જ કોઈ બાબત માટે કદી પૂરેપૂરું બોલતા નહીં. હા, ના અથવા જરા હાથ હલાવીને ચૂપ થઈ જતા, સમજીને લાવો આપીએ તો ઠીક, નહીં તો કંઈ નહીં જમવા બેઠા હોય ને એકાદ વાની દૂર પડી હોય તો ખાધા વિના ચલાવી લે પણ બોલે નહીં કે આપો અમારી સાથે પણ તેઓ એમ અતિસામાન્ય ઇસારાથી વાત કરતા, સમજીએ તો ઠીક નહિ તો કંઈ નહિ એમ છતાં આપણને ખબર પણ ન પડે કે કંઈ અગવડ પડી છે સાંભળ્યું છે કે પૂજ્ય દ્વિજેન્દ્રનાથ ઠાકુરને પણ આવી ટેવ તેમના કરતાંય વધારે હતી, તેમના એક જૂના નોકર સિવાય બીજા કોઈને ય તેમનું કામ સમજાવવાનું મુશ્કેલ પડતું શા માટે એમ કરતા તે નથી જાણતી પણ મને લાગે છે કે તેઓ હમેશા એકાદ વિચારમાં તલ્લીન રહેતા – જ્યારે ઇસારાથી બાહ્ય જગત ભણી દૃષ્ટિ કરતા ત્યારે પૂર્ણરીતે જ કરતા નહિ તો નકામી નાની મોટી માગણીઓથી તે વિચારમાં અમસ્થી ખલેલ પહોંચાડવા ઈચ્છતા ન હોતા આમ તેઓ જાણી જોઈને નહોતા કરતા પણ તે તેમની માનસિક ટેવ હતી ઓછામાં ઓછું મને તો એમ લાગ્યું છે.

એક પ્રસંગ કહું, એક દિવસ ખાવા બેઠા હતા આલુબાબુ હાંફળાફાંફળા આવીને બોલ્યા, 'સામેના પહાડ પર દીવાનું સીમનેલોગ શરૂ થઈ ગયું છે કોડની ચોપડી મળતી નથી, જલ્દી ગોતી આપો' મેં કહ્યું 'જરા થેભો નિરાંતે ગોતારી'

'ના, ના, તું જા તેઓ ક્યાં સુધી ઊભા રહે. તારી ગેરહાજરીમાં હું બહુ મોજથી ખાઈશ તું હાજર હો તો કંઈ આહારનો સ્વાદ વધી જાય? આટલો અહંકાર શા માટે?' ગુરૂદેવે કહ્યું.

ન છૂટકે ઉઠવું પડ્યું બેએક મિનિટ પછી જોયું તો વરંડામાં આવીને બેઠા હતા

'કેમ ખાધા વિના ચાલ્યા આવ્યા?' એ કંઈ



ન બોલ્યા. ત્રણચાર વાર પુછયું ત્યારે બોલ્યા. 'શું ખાઉં'? મહાદેવે આવીને પૂરીની થાળી મૂકી અને 'મધુ'નું પાત્ર ખોલવા વિચારું છું ત્યાં ઓચિંતા હરિપદે—રહુમાના લાડકા હરિપદે તીરવેગે આવીને એકદમ એ લઇ લીધું.'

'નવાઇ! શા માટે એણે લઇ લીધું.?'

'કેમ લઇ લીધું એ કેવી રીતે જાણું! મેં તો એનું મનોવિકલન.'(માનસપૃથક્કરણ) કર્યું નથી સાયકો એનાલીસનો બંગાળી પર્યાય મનોવિકલન છે એ ખબર છે ને?'

બીજું કોઇ હોત તો એમ પુછત કે કેમ લઇ જાય છે અથવા એવું બીજું કંઇક કહેત પણ તે આ નકામી વાતોમાં પડે એવા 'નહોતા.

એવો જ એક બીજો પ્રસગ, નાવાનું પાણી ઠીક કરી મેં ખબર આપ્યા.

'જો, મહાદેવ અને વનમાળીમાં કેટલો તફાવત છે એનો વિચાર કરૂ છું. આનામાંય બુદ્ધિ હતી પણ ક્રમશઃ ઘટી રહી છે. આજ લગભગ પાંચ દિવસ થયા હું નાવાની જગ્યાએ ખુરશી પર ટુવાલ રાખુ છું પણ તે ત્યાંથી લઇ ખીંટીએ ટીંગાડી દે છે તેથી ભારે મુશ્કેલી પડે છે. નાવાનું છોડી દેવાનું મન થાય છે.'

'તમે બોલતા કેમ નથી? કહ્યું હોત તો એમ ન થાત.'

'કહું શા માટે? રોજ સ્નાન પત્યા પછી ઓરડી સાફ કરવા જાય છે. ત્યારે તો તે જુએ છે, જોઇને એ કેમ ન સમજે? જોઉં છું કે એ કેટલા દિવસે સમજે છે પણ હવે એમ નહીં થાય. તને કહેવાઇ ગયું એવી રીતે તેમની બુદ્ધિની પરીક્ષા કરૂં છું. એ ઉપરથી એમની બુદ્ધિની ગતિ કઇ તરફ છે તે બહુ સારી રીતે સમજી શકાય છે.'

'વારૂ, એમ શુ કામ કરો છો? કંઇ જરૂર હોય કે કંઇ અગવડ પડતી હોય તો સ્પષ્ટ બોલ્યા વિના વેઠી કેમ લો છો?'

'તુંય છે ને! કેટલું બોલું ને કેટલું વિચારું.
"आर भावते पारिने परेर भावना लो सइ"
"હવે બીજાની ચિંતા મારાથી નથી થઇ શકતી, મારી સખી." પેલો ચોપડી વગાડી ગાતો એનું નામ શું? હં...વિપિનબાબુ. એક દિવસ 'વૈકુંઠેર ખાતા' વાંચવું પડશે તારી પાસે અહીં છે ને?

તું મને ઉંઘાડી દઇશ એમ માન્યું હતું ને?' તેથી જ તારી પશમી શાલ ઓઢાડી ગઇ ને? પણ શામાટે ઉંઘું? તારા ગયા પછી પાંચ મિનિટે જ ચાલ્યો આવ્યો છું.'

'ઘડીક ઉંઘ્યા હોત તો શું નુકશાન થાત?'

'ઘણું નુકશાન, મારા આત્માની અધોગતિ પણ કહી શકાય. મેં તો તને કહ્યું છે કે જો તું કહીશ, 'સુઓ' તો હુ કહીશ, 'ના, કદી નહિ.' હંમેશા જો હું મારી જાતને Assert ન કરૂં તો ધીમે ધીમે તારો તાબેદાર થઇ જાઉં.

'વારુ, શું કરશું ત્યારે? ચશમા લાવી આપું, વાંચશો?'

'ઉંહું', તે નહી બને તું જો કહીશ, 'વાંચો' હું કહીશ" ના કદી નહિ, મારે હમણાં જ સુઇ જવું છે. માટે કંઇ બોલ્યા વિના પેલી ફાટેલી ચોપડી આપ. મને પ્રવાસ વર્ણન વાંચવામાં મજા પડે છે હજી મેં કેટલાય દેશ જોયા નથી કેવા જાતજાતના એના માણસો છે! કેવા ભાતભાતના એમના ચહેરા છે! કેવા ભિન્ન ભિન્ન એમના આચારવિચાર છે! અને કેવા અનેકવિધ એમના રીત રિવાજો છે! જે જગત અજ્ઞાત છે તે જગતની પરિધિ કેવી અદ્‌ભુત છે! અને જે જગતને જાણીએ છીએ તે કેવું નાનકડું છે. ધીમે ધીમે આ ઓરડાથી પેલો ઓરડો મારો વિદેશ થઇ પડયો છે એથી જ એ મનોમન પ્રવાસ કરૂં છું—બેઠા બેઠા પ્રવાસ વર્ણન વાંચુ છું. તમે બધા મહેરબાની કરીને આપો પણ છો. એ વાંચતાં વાંચતાં ચાલ્યો જઉં છું કોઈ અપરિચિત જગતને સીમાડે. બહુ મઝા આવે છે....'

"હમણાં તારા પતિ આવ્યા હતા. તેમને કેટલીક





વાતો સારી રીતે સમજાવીને કહી પણ તે તો એવા મૂંગા રહ્યા કે સંમત થયા ન થયાની કંઈ ખબર ન પડી. મેં એમને કહ્યું કે થોડા દિવસ રજા લઈ બધા શાંતિનિકેતન ચાલો. શાંતિનિકેતનમાં હવે ઘનઘોર મેઘલીલા શરૂ થશે એ તને ખબર છે ને ? તે એક જોવા જેવી વસ્તુ છે. અંધારૂં કરી કાળાં ને ગાઢ વાદળાં દોડયા આવે છે ત્યારે ચોરે કોર તરસી જમીન શ્યામલ થઈ જાય છે તે એક અજબ દૃશ્ય હોય છે. અમે પણ થોડી · ઘણી મેમાનગતિ કરી શકીએ હું તને ખાત્રીથી કહું છું કે વહુમાની દેખભાળમાં આરામથી રહેશો.'

'આવી વાત કેમ નીકળી ? કંઈ ખબર આવ્યા ? જવાનો સમય શું થઇ ગયો ?"

'ના, ના ખબર હજી આવ્યા નથી, પણ એક દિવસ જવું તો પડશે જ. આવ્યો છું ત્યારે જવાનું પણ થશે જ, નહિ તો કિવનાઈન બનાવવાનું શરૂ કરવું પડશે ને મોટા મોટા અક્ષરે છાપામા છપાશે 'ભારત સરકારની અસાધારણ ચાલાકી 'મંપુમા Concentration Campમાં રવિન્દ્રનાથ બંદી' પછી ઘણુંય હાથ રવીન્દ્ર કવીન્દ્રનો અનુપ્રાસ જોડી કવિતા લખશે. રામાનંદ બાબુને તે છાપવા પણ પડશે આટલી ધાંધલ થાય એ શું સારૂં ' કેમ શું વિચારી રહી છે ?'

'અમે જો તમારા કુટુંબી થયા હોત તો કેવું સારૂં ! એ વિચારૂં છું'

'કેમ, શા સારૂ ? કુટુંબી નથી થઈ તેથી કંઇ ક્ષતિ થઇ ? આટલી કવિતા વાંચીને તારી આવી બુદ્ધિ થઇ ! કુટુંબી થયે કંઇ કુટુંબી થઇ જવાય છે ? એના કરતા આજે થયું છે તે જ સારૂ થયું છે. પાસે રહેવાથી જ જો સૌ કરતા વધારે મેળવાનું હોત તો તો મહાદેવ જ મારી પાસેથી સૌ કરતાં વધારે મેળવે છે જેમની વચ્ચે પહેલા મેં જીવનની શરૂઆત કરી હતી તેમનાથી દુર ચાલ્યો આવ્યો છું. મારૂં આખું શાંતિનિકેતન અકુટુંબીઓથી જ ભરેલું છે પણ તેઓ તો અકુટુંબી નથી. જેમની વચ્ચે જન્મ્યો હતો તેમનાથી પણ દૂર ચાલ્યો આવ્યો છું તેમાં એવા ઘણા છે કે જે મને યાદ પણ કરતા ન હોય, હું પણ તેમને યાદ નથી કરતો. આજે પારકા આગ પોતાના બન્યા છે તેમાં નુકશાન નથી થયું તમે પરાયા છો પણ જ્યારે પાસે આવો છો અને આટલો અકારણ ને અહેતુક સ્નેહ વર્ષાવો છો તે કંઇ હું અવગણતો નથી. અને હું મારા હૃદયમાં ઘણું મહત્ત્વનું સ્થાન આપુ છું. એ સ્નેહ અને એ ઉંડી શ્રદ્ધા હું વિશ્વમાનવના દાન તરીકે ગ્રહણ કરૂં છું તેથી મારૂ હૃદય ભરાઈ જાય છે આટલો બધો સ્નેહ મને કેમ મળે છે તે હું સમજી શકતો નથી. તમારી પાસેથી મને ઘણું મળ્યુ છે, મારે ફરિયાદ કરવા જેવુ કંઇ નથી. તેથી જ જો ને કેટલા બીન જરૂરી પત્રો લખુ છું ! કોઈ જો મારી એક લીટીથી ખુશી થાય તો તેને હું કેવી રીતે પાછો કાઢું, કહે જોઈએ. મારા કારભારીઓ તે સમજતા નથી. અલબત્ત થાકેલા શરીરે ઘણો વખત આવા કામોમાં ગુમાવવો પડે છે એ હું જાણુ છું પણ કોઇનેય હું ના કહી શકતો નથી. કોઇ જો મને મળવા આવે તો ઝટ દઈને ના નથી કહી શકાતી કે સમય નથી. તમે જે ઉંડો સ્નેહ મને ભેટ ધરો છો તેનું કારણ સાચે જ હું નથી સમજી શકતો. હું મોટો કવિ છું માટે ? દેશવિદેશમાં મને ઘણું મળ્યુ છે. પ્રશસાપત્ર, અભિનંદન એ બધુ ઘણા કવિના ભાગ્યમાં હોય છે નોબેલ પ્રાઇઝનું મૂલ્ય પણ ચોક્કસ છે પણ આ અહેતુક ઉંડો સ્નેહ તો અમૂલ્ય ને દુર્લભ છે. એમ કદી ન માનતી કે એ હું સમજતો નથી.'

"ઘણા દિવસ પહેલા આપને એક સ્ત્રીએ કવિતામાં કાગળ લખ્યો હતો. તમે તેને ઓળખતા નહોતા. તમારા ઉત્તર સાથે એ કાગળ 'વિચિત્રા'માં પ્રગટ થયો હતો, તે કાગળ સરસ હતો જો કે તે મને યાદ નથી પણ આપે જે ઉત્તર આપ્યો હતો તે યાદ છે.

सुदर भन्दिर फुल्ल निभृत अलक्ष्ये तव मने
जदि फुटे थाके मोर काव्येर दक्षिण समीरणे

हे शोभने, आजि एइ निर्मल कोमल गंध तार
दियेछ दक्षिणा मोर कविर गभीर पुरस्कार
लहो आशीर्वाद वत्से, आपन गोपन अंतःपुरे
छन्देर नंदनवन सृष्टि करो, सुधा स्निग्ध सुरे
बंगेर नन्दिनी तुमि प्रियजने करो आनंदित
प्रेमेर अमृत तव मने हेले दिक गानेर अमृत.

'યાદ આવે છે આપને ?'

'ઝાંખુ ઝાંખુ યાદ આવે છે. લખાયું સારું છે. તારી સ્મૃતિભંડારમાં સંગ્રહ કંઈ ઓછો નથી.'

× × ×

એક દિવસે સાંજે 'નામંજુર ગલ્પ' (પાછી ફરેલી વાર્તા) અને 'પયલા નંબર' (પહેલો નંબર)ની વાર્તાઓ વાંચવામાં આવી.

"સબુજપત્રની વાર્તાઓ મને બહુ ઓછી યાદ છે. તેમાંને 'ગલ્પગુચ્છ'ની વાર્તાઓમાં ઘણો ફરક છે. ભાષા તદ્દન બદલાઈ ગઈ છે. વળી અત્યારની વાર્તાઓની ભાષા તો તેના કરતા સાવ જુદી જાતની છે. એમ કેમ થાય છે એની કંઈ ખબર નથી પડતી અંદર ને અંદર પોતામેળે બદલાઈ બદલાઈને ભાષા દરેક પુસ્તકમાં જુદી જુદી ઘડાય છે. 'નામંજુર ગલ્પ' નામના વાર્તામાં હરિમતિનો પગ દબાવવાનો કરુણ વૃત્તાંત છેઃ—ઘરમાં દાખલ થતાં જ સેવા કરતી સ્ત્રીને જોઈ કે તરત જ અમિયાનું મોઢું અતિ સખત થઈ ગયું. તેના દેશવિખ્યાત મોટાભાઈએ માત્ર એક ઇશારો જ કર્યો હોત તો શું સેવા કરનાર માણસનો અભાવ હતો? તે બોલી, 'હરિમતિને શું તમે...' તરતજ મેં બોલી નાખ્યું, 'પગ બહુ કળતા હતા... આજ એક સ્ત્રીના રોષમાંથી બીજી સ્ત્રીને બચાવવા જૂઠું બોલી બેઠો. આ વખતેય સજા શરૂ થઈ. અમિયા મારા પગ પાસે બેઠી...હરિમતિ ધીમેથી ઉઠી ચાલી ગઈ. અમિયા મારા પગ દબાવવા મંડી. કેમ કરીને ના પાડું કે મારે જરૂર નથી. મને ગમતું પણ નહતું. આજસુધી મારા પગનું સ્વાયત્તશાસન સંપૂર્ણ જાળવી રાખ્યું હતું પણ હવે એ નહીં ટકે એમ લાગે છે! આવો પ્રસંગ એકવાર મારા જ નસીબમાં બન્યો હતો. મારે આફતમાં ફસાવું હતું. સ્ત્રીની ઈર્ષા અસ્ત્રાની ધાર જેવી હશે."

× × ×

"તમારા આ મેદિનીપુરના બંગાળીઓને કંઈ સુક્તા* રાંધતા આવડે છે? એ એમનું કામ નથી. આજકાલ તમારે સાધન સામગ્રી ઘણી હોય છે. તૈયારીઓ પણ જેવી હોય છે પણ અગાઉ જેવી રસોઈ થતી તે હવે નથી થતી. તે દિવસે કમુની મુડકી× કરી પણ જેવી અમારે ત્યાં થતી તેવી શું થઈ હતી?'

'તેનું કારણ તમારી અરુચ છે, હું માનું છું કે તે મુડકી પણ આવી જ હશે પણ ભૂતકાળના દિવસોની સ્મૃતિ સારી લાગે છે એટલે એમ થાય છે કે સુખી પણ સારો જ હતો.

'હશે અશક્ય નથી. કેમ કે તેનું કારણ અંદર છે. ત્રીજે માળની અગાસીમાં ભાભીના હાથની રસોઈ અમૃત જેવી લાગતી. તેઓ મને હંમેશા ચીડવતા પણ તે ભાભીનો સ્નેહ હતો તે હું ત્યારે સમજતો નહીં, શરમ ને દુઃખ થતું. મને એમ થતું કે કેવી રીતે હું એવો થાઉં કે મારામાં તે એકેય દોષ ખોળી ન શકે. બધાય ખાવા બેઠા હોય ને વખતે એકાએક તે બોલી ઉઠતા, જુઓ જુઓ કવિ કેમ ખાય છે. બરોબર ઓનાર જેમ' તે વખતે કેવી શરમ આવતી. પણ એ તો કમ્પલીમેન્ટ હતા. ઓનાર માફક ખાવું તે બહુ મોટો ગુણ હતો. 'રવિ બધા કરતા કાળો છે, દેખાવે સારો નથી, કદૈય કોણ જાણે કેવો છે! એ કોઈ દિવસ ગાઈ નહીં શકે એના કરતા સત્ય કથય સારું ગાય છે' પરંતુ એ બધી બનાવટ હતી. મનમાં મનમાં તેથી ઉલટું જ કહેતા, તે કદી સ્વીકાર નહોતા કરતા કે હું સારું લખી શકું છું કે કોઈ કાળે લખી શકીશ. તેમનો આદર્શ બિહારીલાલ હતો. કેવળ એક

*એક પ્રકારની વાની

× એક પ્રકારની મીઠાઈ





જ શુભનો સ્વીકાર કરતા કે હું સોપારી, સારી કાતરતા જાણું છું 'રવિ શું સરસ સોપારી કાતરે છે!' પણ એ કામ કઢવવાની તરકીબ હતી. આજકાલ તમારે સોપારી કાતરવાનું મટી ગયું છે અત્યારે તમારા હાથમાં જેમ રેશમ અને સોયા ચાલે છે તેમ તે વખતે સૂડીને સોપારી ચાલતા. પણ હું તેમની ઇચ્છા મુજબ સોપારી કાતરવા પુરતી ઉન્નતિ કરી ન શક્યો. નિશાળેથી ઘરે આવું ને તેમને ન જોતાં તો બહુ દુઃખ થતું. તે કહેતા, 'વાહ, તારે માટે શું અમારેતેઠી ને વ્યવહાર છોડી દઉં?...તેમની પાસે ખુબ લાડ કર્યા છે. ત્યાર પછી એ અમાસીની લીલા બંધ થઇ ને જીવનલીલાના નવાનવા પર્વ એક પછી એક શરૂ થયા. અત્યારે દૂરથી તે બહુ અદ્ભૂત લાગે છે દશ્યો વારે વારે બદલાતા, હવે છેલ્લો પડદો પામે ચાલ્યો આવ્યો છે—અને તેમ જે થવાનું હોય તો અત્યારે જ શ્રી હરિપદના હાથનું અમૃત ખાઇ લઇએ,'

તે વખતે તેમને લઈને ક્યારેક ક્યારેક અમે જે ફરવા જતા. ઘરમાંથી બહાર જવાનું થાય કે, તો માથે ટોપી પહેરતા, ભલે ને પછી થોડુંક જ ફરવાનું હોય. તેઓ કહેતા, "માત્ર બંગાળી સિવાય બીજા બધા દેશના માણસો માથું ને શરીર ઢાંકે છે. અમારા જમાનામાં, ખાસ કરીને અમારે ત્યાં આવી બાબતોમાં બહુ કડક ધોરણ હતું. લઘરવઘર વેશે જેમ તેમ ફરવા જઇ શકાતું નહીં." માથે કાળી ટોપી પહેરી, શરીરે ચદર વીંટી, મંગપુના વનરસ્તે તેમની સાથે જ્યારે અમે ફરવા નીકળતા ત્યારે એ અતિ અદ્ભૂત લાગતું. એક અજાણ્યા નિર્જન ગામમાં ઘાની એવી ગાડીમાં નિર્જન જંગલને રસ્તે થઇને અમે ફરવા નીકળતા—સર્વશ્રેષ્ઠ કવિ સાથે, જેને પૃથ્વીના સર્વ દેશની સર્વ ભાષા ભાખી જાણે છે, એ વિશ્વવિખ્યાત શ્રેષ્ઠ માનવ સાથે કે જેણે પોતાની અજોડ પ્રતિભાથી આ પદદલિત જાતને પણ જગતના દરબારમાં પરિચિત કરી છે. એ શું ઓછા વિસ્મયની વાત છે! અહીં સભા નથી, માલાચંદન નથી, અને પ્રશસ્તિપત્ર પણ નથી. છે કેવળ સૂકાં પાંદડાનો મર્મરધ્વનિ અને ગાઢઅંધકાર. કલકત્તાના રસ્તે તેમની સાથે મોટરમાં ગઈ હતી તે યાદ આવતું. તેઓ કદી પડદા—ઢાંકેલી મોટરમાં બેસવા ન ઇચ્છતા. લોકોની દૃષ્ટિથી તેઓ અકળાઇ જતા, તેમ છતાં બંધ પડદામાંથી જેટલું જોઇ શકાતું તે માટે ટ્રામમાંથી, બસમાંથી અને રસ્તા પરથી ઉત્કંઠિત જનતાની દૃષ્ટિ કેટલી આતુર હતી! અમે તેમનું સાન્નિધ્ય પામ્યા હતા, કયા પૂણ્યે તેમની નિકટતાનું આ અસીમ સુખ મળ્યું હતું તે ભગવાન જાણે. પરંતુ જ્યારે એ સાન્નિધ્ય મળ્યું છે ત્યારે યાદ આવે છે એ બધી આતુર આંખો! કેટલા લોકો એમનું સાન્નિધ્ય પામ્યા નથી! માત્ર કવિ રવીન્દ્રનાથ નહિ, રોજના રવીન્દ્રનાથ કેવા આનંદમય હતા તે જાણવાનો જેને સુયોગ મળ્યો નથી પણ જેમના મનમાં એવી કામના હતી તે યાદ આવતું. તે તો કોઇનીય સંપદ નહોતા. સુદૂરવ્યાપી તેમનું મન બધાને જ સ્થાન આપતું—પછી તે ગમે તેવો અયોગ્ય હોય તોય.

મ.

× × ×

અંધારું ત્યારે થવા આવ્યું હતું, ગુરુદેવ વરંડામાં આવી ખુરસી પર બેઠા.

'અમારા જમાનામાં જેઓ આધુનિકા હતી—અર્થાત અતિ આધુનિકા—તેઓ એક જાતની ટોપી પહેરતી ને એક લાંબી ચાદર પાછળ ઝુલતી રાખતી. વારુ, મારી પેલી ભૂરી ટોપી લઈ આવ તો, અને તારો એક હાર પણ લેતી આવ ને, હવે આ ટોપીની ચારે ફરતો આવી જાય એ રીતે હાર ગોઠવ! અને હવે એ પહેર. હું હંમેશાં કહેતો આવ્યો છું કે ઘરેણાં જો પહેરવા જ છે તો એને વસ્ત્રો સાથે શા માટે ભેળવી દેતા નથી! એ એક નવીનતા થશે. બટનને બદલે ગળે, હાથને બદલે ઝભ્ભા ના શેમીજ—ખમીસની બાંયે મોતી મૂકાવો તો સરસ લાગે." ગુરુદેવે કહ્યું:

"એ તો ઠીક, પણ હું આમને આમ આ વેશે બેઠી રહું ને કોઇ આવી ચડશે તો. કેવું લાગશે!"

"લાગવાનું શું છે એમાં? આવશે તો સારું જ

થશે. નવી જાતનો પોષાક જોઈ શકશે."

'આ વાતો ચાલતી હતી ત્યાં જ બે સજ્જનો આવી ચડયા. હું તો તુરત જ અદ્રશ્ય થઈ ગઈ થોડી વારે ત્યાં પાછી ફરીને જોયું તો તેઓ ખૂબ જ ધીમે સાદે વાતો કરી રહ્યા છે. અને ગુરુદેવ એમાંનું કંઈ જ સાંભળી શકતા ન હોવા છતાં અંદાજે—અનુમાને વાતો ચલાવી રહ્યા છે. પોતાની શારીરિક અસ્વસ્થતા યા અશક્તિ તેઓ કોઈને જાણવા દેતા નહીં. ને તેથી જ તેઓ કંઈ સંભળાતું ન હોવા છતાં તે વાત કદી પ્રગટ ન કરતાં. શારિરીક દુઃખ, પછી ભલે તે ગમે તે હતું હોય, તેમણે તે પ્રગટ કરવા સદાયે અનિચ્છા જ દર્શાવી છે. એ કારણે કોઈ પણ નવી વ્યક્તિ મળવા આવે ત્યારે કોઈને તો એમની પાસે હાજર રહેવું જ પડતું. પણ સૌથી વધુ મુસીબત તો આ વાતે જ થતી કે તેમની પાસે આવનાર સૌ, પોતાના સ્વાભાવિક કરતાં પણ અતિ ધીમા સાદે વાતો કરતાં, અને ગુરુદેવ પણ અનુમાને અનુમાને સારી રીતે વાતચીત ચલાવ્યે રાખતા. મોટે ભાગે તેઓ, આવનાર સામા પક્ષને કંઈ વાતો કરવા, પૂછવાનો અવકાશ આપ્યા વિના પોતે જ વાતો ચલાવ્યે જતાં, કહ્યે જતાં.

શું કરતી હતી! ક્યાંય લાગી ગઈ એક જ દાવમાં! હું તો આ સદ્‌ગૃહસ્થોને અંગે મુસીબતમાં સપડાઈ ગયો છું. એ શું બોલે છે એમાંનું કંઈ જ *ન સંભળાય અને* એટલે તેમની પ્રત્યેક વાતમાં હોંકારો પૂરાવી સમ્મતિ જણાવવી પડે. એમને લાગ્યું હશે કે હું બધી વાતમાં એમની સાથે પૂરો સહમત છું. તેઓ શું કહે છે, સાહિત્ય કે સુભાષ બોઝ, કોઈ જ ન સંભળાય છતાં જરા જરા હસતું પડ્યું. જેનો અર્થ— "હા, એ તો એમ જ" અને મનોમન વિચારું છું કે તને ટોપી પહેરાવી ન હોત તો આવી દશા ન થાત. શું થાય છે જાણે છે? કો'ક કો'કની વાત હું મુદ્દલ સાંભળી શકતો નથી અને કો'ક કો'ક એકદમ ધીમે બોલે છે તો—પણ સાંભળી જાઉં છું. અહીં આપણે ત્યાંના માણસોમાંથી ઘણાનો એક શબ્દ શુદ્ધાં હું નથી સાંભળી શકતો.

મારી વાત સંભળાય છે?

જેટલું સંભળાય છે એટલું જ બસ છે. જરા ઓછું સંભળાતું હોત તો આરામ મળત."

તમે બહુ જોખમી Unsafe છો, ક્યારેક ક્યારેક એકદમ ધીમે બોલાયેલી વાત પણ સાંભળી જાવ છો કે આશ્ચર્ય થાય છે?" મેં કહ્યું.

'મૂળ વાત શું છે તે જાણે છે? જે હું ન સાંભળું એમ તમે ઇચ્છો છો તે જ વાત હું સાંભળી નાખું છું. માનવીની શ્રવણ શક્તિને જે એક સીમા છે, તેથી અનેક આફતો ટળી ગઈ છે. એમ ન હોત તો એકબીજા વિષેની છાની છાની જે વાતો—ચર્ચા ચાલે છે એ જો પ્રગટ રૂપે થતી હોત તો સમાજમાં જીવવું આકરું થઈ પડત."

× × ×

……तुमि केमने मरम परशिले मम
कोथा हते प्राण केडे आन ताहा
तुमिइ जान हे तुमिइ जान……
की रागिणी बाजाले हृदये मनमोहन…
चाहिले मुखपाने की गाहिले नीरवे किसे
मोहिले-मन प्राण…

…ક્ષોભને પ્રશ્રય આપશો નહિ, લલાટમાં ભ્રુકુટિ ખેંચાય કે તુરત જ એને દૂર કરજો. આ વિચિત્ર સંસારની વિચિત્રતાને હસતે મુખે દૂરથી નિહાળજો. ઘટના ચક્રમાં કંઈ જ આપણા હાથમાં નથી, ફક્ત આપણે જ આપણા હાથમાં છીએ, આપણે જ આપણું ઘડતર કરવાનું છે—દુઃખને મધુર બનાવીને તથા વેદનાને અમૃત કરીને આપણે માણવાનું છે. અસીમ કાળમાં પરપોટા જેવું ક્ષણિક આપણું આ જીવન છે, છતાં એનું યે ઘણું મૂલ્ય છે. આપણી જાતને ક્ષુબ્ધ, વ્યથિત થવા દઈ એ મૂલ્ય ગુમાવી દેવું યોગ્ય નથી. એમાં આપણો પોતાનો જ પરાજય છે. × × વળી અનેક નાનાં નાનાં સુખ—દુઃખો વિરાટ થઈને હૃદય ઉપર કુઠારાઘાત કરી દે છે. વિશ્વ-જગતના વિશાળ રંગમંચ ઉપર એકવાર એને પટકી

કંઇ ઓછા પાવરધા નથી કયારે શું કરવું એની એમને પૂરી ગમ છે. માટે તમારે હવે એની ચિંતા ન રાખતા રામનું નામ લીધા કરવુ.'

એ લવરીમાં બોલ્યાઃ ' જે આવ્યો તે બસ રામનું પૂછડું ઝલાવે છે!'

મારું મોં મલકી ગયું. બીજી બાજુમા બેઠા હતા તે ય હસી પડયા જો કે તરત મુરબ્બી પાછા ભમણા મૂકીઃ 'રામ...રામ...' કરવા લાગ્યા. પરંતુ એ નામ-સ્મરણ દસ વખતે ય નહિ થયું હોય ને છૂટી ગયું; અને એના એ વેપારની ભમણાની પટી ચાલવા માંડી

હું પોતે પણ ભક્તિભાવ ભર્યો એટલો બધો નથી કર્મ કરવામાં બધું આવી જાય છે એમ પણ અમુક અંશે માનતો હતો, પરંતુ આ મુરબ્બીના દષ્ટાંતથી જાણવા મળ્યુ કે અંતે માણસને શાંતિ આપે છે નામ-સ્મરણ નથી કામમાં આવતી લક્ષ્મી, વેપાર કે સેવા. માણસ મરણપથારીએ પડે છે ત્યારે એને એક માત્ર સહારો હોય છે રામ નામનો કે બીજા નામ-સ્મરણનો.

પણ એ નામ-સ્મરણ છેલ્લી ઘડીએ સાધવા જાઓ તો મુરબ્બીને હતું કે રામનું પૂછડું જે હોય તે ઝલાવે છે, તેમ સર્વને થાય. અને કોઇનું ઝલાવ્યું કદાચ માણસ ઝાલવા જાય તો પણ એ મુરબ્બીની માફક તરત છૂટી જાય

માણસને મહાવરો હોય તે પ્રમાણે ભાષા લખવા માટે હાથ વળે છે. રાતોરાત કોઇ બીજી ભાષા લખવાનું કહે તો માણસનો તરત હાથ વળતો નથી. બરાબર એવુ જ રામ-નામ સ્મરણનું મને આ મુરબ્બીના દાખલાથી લાગ્યુ. આખી જિંદગી એમણે રામ સ્મરણ કર્યું ન હતું, પછી આજે એમનું ચિત્ત એમા શી રીતે ચોટે? એમને એ પૂછડું ઝલાવ્યા જેવું જ લાગે તો નવાઇ નહિ.

એવું એક દિવસ મને ન લાગે માટે હું ચેતું તો! એવો મને તે ઘડીએ સહજ વિચાર ચોટી ગયો.



## રાનવેરાને

મારે રાનવેરાને વસવુ પડ્યું!
બન્ને ય નેણમાં નીર ને તોયે હોઠથી મારે હસવુ પડ્યું!
લોકને હૈયે આષાઢ જાગ્યો,
હેલીએ વરસ્યો હેત;
તોય મને શીદ વૈશાખ લાગ્યો,
લાગી રણની રેત!
છાય મેલીને લ્હાયથી રે હાય, હૈયું મારે રસવું પડ્યું!
વગડા વચ્ચે વ્હાલથી રહેવું,
લોકમાં બાંધી વેર;
એકલતાની આંધીઓ રહેવું,
(પણ) હૈયું નાંવતું ઘેર.
ધૂળની ધૂસર પૂંખણીમાં યે હસતે મુખે ધસવુ પડ્યું!
મારે રાનવેરાને વસવું પડ્યું!

**નિરંજન ભગત**

# સને ૧૯૪૨ના સંસ્મરણો

પં. શ્રીરામ શર્મા
અનુ. જયેન્દ્ર ગિ. ત્રિવેદી

## આંદોલનનો ખર્ચ

સને ૧૯૪૨ના આંદોલનના વિરોધીઓ સામે –ખાસ કરીને તત્કાલીન નોકરશાહી અને વિદેશી વિરોધીઓ સામે–એક મોટો પ્રશ્ન એ હતો કે આટલા મોટા આંદોલનનો ખર્ચ કોણ અને શી રીતે ચલાવે છે! કોંગ્રેસ-ફંડો તો જપ્ત કરી લેવામાં આવ્યા હતા. ખાદી-ભંડારો પર તાળા લાગી ગયા હતા, કોંગ્રેસ-ભક્તો પર સખત નજર હતી, પોતાથી બનતું કરવામાં શત્રુઓએ કંઈ બાકી રાખી ન હતી, પરંતુ છતાંયે આંદોલન ટક્યું અને આંદોલનના યોગ્ય કાર્ય માટે–ધ્વંસાત્મક કાર્યો માટે પણ–રૂપિયાની કંઈ ખાસ ખોટ નહોતી. ૯ ઑગસ્ટ સને ૧૯૪૨ ને દિવસે જ્યારે સરદાર ગૃહમાં ભાઈ બાલકૃષ્ણ શર્મા સાથે મારી મુલાકાત થઈ ત્યારે બાલકૃષ્ણજીનો ચહેરો જુદો જ હતો. આઠ ઑગસ્ટના મૂળ ઠરાવનો વિરોધ કરવાવાળા બાલકૃષ્ણ શર્મા અને નવ ઑગસ્ટના બાલકૃષ્ણ શર્મામાં આકાશ-પાતાળનું અંતર હતું. આઠ ઑગસ્ટના ઠરાવ સાથે નવમી તારીખે બાલકૃષ્ણજી એકલા જ સલામત હતા અથવા તો કોઈપણ કોંગ્રેસજન કરતાં પણ જરાક આગળ હતા. ક્ષોભ અને વેદના ઉત્સાહ અને લગનીની તેજ-છાયા બાલકૃષ્ણજીના ચહેરા પર હતી. યોજના સંબંધી અમારે વાતો થઈ અને બે હજાર રૂપિયાનો પ્રબંધ બાલકૃષ્ણજીએ ત્યાં જ કરી દીધો.

ચાલતી વખતે મુંબઈ સ્ટેશને (વિક્ટોરિયા ટરમિનસ પર) શ્રી. સોહનલાલજી પચીસિયા, શ્રીમતી પચીસિયા અને બદરી બાબુ જોડે મુલાકાત થઈ. એમણે છસાત સો રૂપિયા મને સ્ટેશન પર જ આપી દીધા. શ્રીમતી પચીસિયાનો અંતરઆત્મા અને દેશભક્તિ એમના પ્રત્યેક શબ્દ અને હૃદયના બે દ્વાર—આંખો —દ્વારા સ્પષ્ટ દેખાતાં હતાં. શ્રીમતી પચીસિયાએ આગ્રહપૂર્વક કહેલું કે જરૂર હોય તો એ પોતાનાં ઘરેણાં પણ આપવા તૈયાર છે. વિનયપૂર્વક એમણે કહેલું કે આર્થિક સંકટને અંગે આંદોલન ધીમું ન પડવું જોઈએ. શ્રીમતી પચીસિયાના ઉત્સાહથી મને કેટલી શક્તિ મળી એ વાત કદાચ પચીસિયાજી અને બદરીબાબુ પણ નહીં સમજી શક્યા હોય. જે આંદોલનને માટે આપણી બહેનો સર્વસ્વ દેવા તૈયાર હોય તે આંદોલનને કોઈ પણ દાનવી શક્તિ દબાવી શકે તેમ નથી. રૂપિયા વિષે મારો અંગત અનુભવ તો એવો છે કે યોગ્ય કામ માટે ઉચિત પાત્ર પાછળ રૂપિયા તો એ પ્રમાણે ચાલ્યા આવે છે જે રીતે પાળેલો કુતરો પોતાના માલિકની પાછળ જાય છે. આગ્રાથી શાહજહાનપુરના શ્રી. ભગવાન સહાય પહેલેથી જ પહોંચી ગયા હતા. મુંબઈથી તાર અને વીજળીના દોરડા કાપવાનું એક મશીન લગભગ ૫૦૦) રૂ.માં મેં ખરીદ્યું. હજનબંધ નાની મોટી તાર અને અન્ય સામાન ખરીદ્યો. શ્રી ભગવાન સહાયને મારા નોકર બનાવ્યા, થોડો સામાન સેકન્ડ ક્લાસમાં રાખ્યો અને થોડો ભગવાન સહાયની પાસે નોકરના ડબ્બામાં. એક અંગ્રેજ પણ સાથે જ હતો. દરેક જંક્શન સ્ટેશને નોકર એટલે કે ભગવાન સહાય સલામ કરી જતા અને ચુપચુપ કહી જતા કે એમની આસપાસ છુપી પોલીસના કેટલા આદમી ફર્યા કરે છે. મુંબઈથી રાજીમંડી પોલીસ વિભાગને તાર પહોંચી ગયો હતો કે અમુક નામનો માણસ ઉતરવાનો છે, તેની તપાસ કરજો મેં મધ્ય પ્રાંતના શ્રી નિરંજનસિંહને એક દિવસ પહેલાં જ આગ્રા મોકલી દીધો હતો જેથી તે રાજામંડી સ્ટેશન પર પં. હરિશંકર શર્મા અને પં. કેદારનાથ ભટ્ટને બોલાવી લાવે. જી. આઈ. પી.નો મેઈલ જ્યારે રાજામંડી સ્ટેશન પર ઉભો રહ્યો ત્યારે હું સાવધાનીથી નીચે ઉતર્યો અને પ્લેટફોર્મ ટીકીટ મેં લઈ લીધી અને મુંબઈની ટીકીટ ભટ્ટજી અને પં. હરિશંકરજીને દઈ દીધી અને સ્ટેશન પર ટીકીટ-કલેક્ટરને કહી દીધું કે સામાન નોકર લાવે છે. અમે બધા બહાર નીકળી ગયા.

આગ્રામાં ૧૧ મી ઑગસ્ટે આવીને આંદોલનનો ભાર ઉપાડ્યો. પછીથી કોંગ્રેસી મિત્રોના આગ્રહથી હું યુ. પી.ના ધ્વંસાત્મક કાર્યનો સંચાલક શી રીતે બન્યો એ વાત તો એક જુદાજ લેખની છે. અહીં તો એટલું જ લખવું જરૂરી છે કે રૂપિયા-પૈસા વિષે

મને કદી સૂઝેલી નથી આવી અને મેં કોઈની પાસેથી ફાળો ક્યારે નથી લીધો. લીધા હોત તો આંદોલનમાં એવા આવે છે કે જેમનું ધ્યેય જ ફાળા ઉઘરાવવાનું હોય છે—બિન ચંદા ન ધંધા કરી સકે ' પરંતુ આપણે તો એવા ધંધા નથી જે રૂપિયા આપનારની પાછળ ફરે અથવા એના વિના કામ જ ન કરી શકે ત્યારે સવાલ તો એ થશે કે તો પછી આટલું મોટું આંદોલન કઈ રીતે ચાલ્યું અને આટલો ખર્ચ ક્યાંથી કાઢ્યો ? રૂપિયા ક્યાંથી આવ્યા અને એનો હિસાબ શો છે ! આટલા હથિયાર, બાંટનો સામાન અને આંદોલનનું આટલું વિશાળ કાર્યક્ષેત્ર શું ખાલી વાતેથી જ ચાલ્યું હતું ?

ના, રૂપિયા વગર તો એ થયું નથી, હા, એટલો દાવો તો જરૂર કરું છું કે મારે ફાળા માટે રખડવું નથી પડ્યું કે ધનવાનને લીધે મેં કદાપિ ધાડ નથી પાડી કે રૂપિયાનો કંઈ દુરુપયોગ નથી કર્યો હા કેટકેટલાક લોકોની એવી ફરિયાદ જરૂર હતી કે હું દિલ્હી અને બીજા સ્થાનોની જેમ રૂપિયા વહેંચતો નથી. સાર્વજનિક ધન એક જબરજસ્ત થાપણ છે અને એનો દુરુપયોગ કે જાણી જોઈને અપવ્યય એક પાપ છે, મને તો વાત બનાવવામાં જરાયે સંકોચ નથી—અને સંકોચની એમાં શી વાત છે—કે નાગી દાન જે આંદોલનનું સંચાલન થયું એમાં મારે પ્રાંત ગયા મારી પાસે ફક્ત રૂ. ૫૦૦, જ બાબુ કેશવદેવજી માલવીય ( અત્યારે માનનીય પં. કેશવદેવ માલવીય મંત્રી યુ. પી. ) તરફથી આવ્યા ૫૦૦ બોંબ માટે મારી પાસે આવ્યા હતા જે મેં બહુ મુશ્કેલીથી મેરઠના ડૉ. ચૌધરીને હાથોહાથ આપ્યા

એ હું કબૂલ કરું છું કે આંદોલનમાં રૂપિયાનો થોડો દુરુપયોગ પણ થયો અને થોડો અપવ્યય પણ અનુશાસનહીનતા અજ્ઞાન અને યોગ્ય પ્રબંધ ન હોવાને કારણે અપવ્યય અને દુરુપયોગનો અમુક અંશ થયો પણ છે પરંતુ આજે આ લેખમાં એ ઉપવેશી ક્રાન્તિકારીઓની ચર્ચા નથી કરવી જે મુંબઈમાં બેઠા તગડા થતા જતા હતા અને ખીસા ખર્ચમાં જ જેમણે માસિક સેંકડો રૂપિયા ખર્ચ કર્યા છે. લેનિને જ લખ્યું છે કે ક્રાન્તિના નિયમોમાં થોડા એવા પણ લોકો મળી આવે છે જેઓ ક્રાન્તિને બદલે પોતાનું કામ કરી લે છે. વાસણમાં જેમ સાપ-વીંછી વધી જાય છે તેમ ક્રાન્તિ અને આંદોલનોના સમયમાં માનવી-સર્પ અને માનવી-વીંછી વધી જાય છે ૧૯૪૨ના આંદોલનમાં પણ એવા સાપ-વીંછી પેદા થયા હતા એમના વિના વરસાદની કલ્પના પણ ન કરી શકાય એમનાથી તો બચવાની જરૂર છે અને યોગ્ય અવસર આવતાં એમને દાબી દેવાની પણ જરૂર છે આમાં વિધિમંગની એક કેન્દ્રીય સમિતિ હતી અને કોંગ્રેસ આંદોલનને માટે એની પાસે રૂપિયા જમા થતા હતા. આમાંથી બોંબ બનાવવામાં અને ક્રાન્તિના નામ પર થોડા લોકો સાર્વજનિક ધનનો અપવ્યય કરી રહ્યા હતા અને પોતાના કાર્યક્રમોને વધારી વધારીને વર્ણવતા હતા. અને મેં જ્યારે આવતાં વેંત એ આજ્ઞા આપી કે આવા કર્મો માટે મારા હુકમ સિવાય કદાપિ રૂપિયા ન જાય ત્યારે કેટલાયે કહેવાતા ક્રાન્તિકારીઓ ગભરાયા અને બોંબ માટે પૈસા માગવા લાગ્યા બોંબ બનાવવા વિશે અમારા એક બેઆગુ ક્રાન્તિકાર સાથે જ્યારે વાત થઈ ત્યારે તેણે એવી હાંકી કે એના બનાવેલા બોંબ વાતવાતમાં જ દીવાલ ઉડાવી દઈ શકે છે કંઈ હજાર માણસો મરી જાય છે એ શેખીખોરને એ ક્યાં ખબર હતી કે મને પોતાને એ બધી ક્રિયાઓનું જ્ઞાન હતું ગોળીબાર ભાઈ એક રીતે જાણે દાદી પાસે ડહાપણની વાત કરતા હતા

મેં એમને કહી દીધું કે કેન્દ્ર તરફથી જ એ બધી ચીજો બનશે, અને વળી વધારે સારી બનશે એ માટે એમને રૂપિયા ન આપી શકાય એ ઉપરાંત એ મહાશય વાસ્તવિક કાર્ય કરવાને બદલે ઈનામ જ તરફથી આપવામાં માનતા હતા. યુદ્ધક્ષેત્રમાં વાસ્તવિક કાર્ય જ સર્વોત્તમ સર્ટિફિકેટ છે. એ મહાશયનું માનસિક સ્વાસ્થ્ય ખરાબ હતું અને શારીરિક સ્વાસ્થ્ય પણ બગડેલું હતું આજ સુધીમાં સઈને ફરવાની

એમનામાં યોગ્યતા નહોતી. એમની વાતો બનાવી કાઢવાની દક્ષતા–દિવાલ પણ થોડા વખતમાં જ તૂટી પડી. સાથીઓ એની મશ્કરી કરવા લાગ્યા. બસ, પછી શું? થોડા અકર્મણ્ય અને ડરપોક માણસોને લઈને એમણે કોંગ્રેસ દ્વારા સંચાલિત અમારા આંદોલનથી અલગ થઈને સ્વતંત્ર આંદોલન ચલાવવાનો પ્રયાસ કર્યો. એમાં એક તો એવો ઠગ હતો જે કોટા અને ગ્વાલિયરથી દોઢસો, દોઢસો રૂપિઆમાં રિવોલ્વર લાવતો અને બ્રિટિશ હિંદમાં ૩૦૦, ૪૦૦ એ વેચીને ધંધો કરતો હતો. અમારે એની સાથે કંઈ સંબંધ નહોતો. શરૂઆતમાં એક બે વાર તે મને છેતરી શક્યો. પછી એની પોલ પકડાઇ ગઈ. પરંતુ ભારત વર્ષ વિશાળ છે અને એ દિવસોમાં ક્રાન્તિના નામે ઠગાઈ કરવાની પૂરી તક હતી. અહીં એ બધી વ્યક્તિઓના નામ જાણી જોઈને આપવામાં નથી આવતા. જો પ્રાંતિક–કોંગ્રેસ–કમિટિને એ નામો જાણવાની ઈચ્છા હોય તો હું મિત્રોની સલાહ પૂછીને દઈ શકું તેમ છું. નહીં તો કોઠનું ઢાંક્યું રહેવું હોય તો એમાં મારૂં શું જાય છે! ઠગવા માટે સામ દામ, ભેદ, દંડ બધાનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. એક મહિલાએ તો એવી ધમકી આપી હતી કે જો એને રૂપિયા નહીં આપવામાં આવે તો એ અમને પકડાવી દેશે. એ મહિલાને લખ્યું કે એવી ધમકીઓથી હું ડરૂં તેમ નથી, હું મારૂં કામ કરૂં છું અને તે પોતાનું એટલે કે પોલિસને ખબર આપવાનું–કામ કરી શકે છે. પરંતુ ડરાવી દબાવીને મારી પાસેથી કંઇ પૈસા નહીં લઈ શકે. આગ્રાની નાગરી–પ્રચારિણી સભામાં રહેતા એક વિદ્યાર્થીએ મને ચિઠ્ઠી લખી કે જો એને ૧૦૦, રૂપિયા નહીં આપવામાં આવે તો તે મને પકડાવી દેશે. એવી બધી ડરામણીઓની આપણા કામ પર કંઇ અસર ન પડી, ઉલટાનું ધમકીઓ દેનાર તરફ મારા દિલમાં ઉપેક્ષા ભાવ જ પેદા થયો.

આગ્રામાં તો નહીં પણ આગ્રા બહાર પ્રાંતમાં લોકોનો એવો ખ્યાલ છે કે બટેટાના કારખાનાના માલીક શ્રી. પ્રભુદયાળ ભાર્ગવે આંદોલનમાં રૂપિયા–પૈસાની મોટી મદદ કરી. મૌખિક તો એ વાત મેં પહેલેથી કરી છે અને આજે લખવાનો અવસર પણ આવ્યો છે કે જ્યાં સુધી આંદોલનને સંબંધ છે ત્યાં સુધી શ્રી પ્રભુદયાળ ભાર્ગવે એક પણ પૈસો નથી આપ્યો. ફેક્ટરીમાં કાર્યકર્તાઓ માટે ખાવાપીવાનો જે પ્રબંધ હતો તેમાં પણ શ્રી. પ્રભુદયાળ ભાર્ગવને કંઇ ખર્ચ નથી થયું. આગ્રામાં ક્યારે ય તેમણે આંદોલન માટે પૈસા નથી આપ્યા. એમણે પોતે મને કહ્યું કે આંદોલન કરતાં એમને વ્યક્તિઓમાં વધારે રસ છે. અમને પોતાની ફેક્ટરીમાં રહેવા દીધા એ માટે અમે શ્રી. પ્રભુદયાળ ભાર્ગવના આભારી જરૂર છીએ પરંતુ એમણે કંઇ રાષ્ટ્રીય ભાવનાથી પ્રેરિત થઈને એમ કરેલું એ કહેવું પણ અનુચિત જ ગણાશે; એમણે એક રીતે અમારી સાથે સોદો કર્યો હતો. શ્રી. પ્રભુદયાળ ભાર્ગવની ફેક્ટરી યુદ્ધ–પ્રયત્નોમાં સહાયક થઈ રહી હતી એથી તેનો નાશ કરવાનો કાર્યક્રમ હતો જ. ભૂલથી એ સમાચાર એમને મળી ગયા. શ્રી. ભાર્ગવને પોતાની ચાતુરી અને યુક્તિપ્રયુક્તિ પર ગર્વ હતો. આગ્રામાં એવી જ એક બીજી ફેક્ટરી હતી. સોદો એ રીતે નક્કી થયો કે એમની ફેક્ટરીને બચાવી લેવામાં આવે અને બીજીનો નાશ કરવામાં આવે. હું અને પં. શંભુનાથ ચતુર્વેદી બરાબર સમજી ગયા કે જો બીજી ફેક્ટરીનો નાશ કરીએ તો એનો ઈજારો પણ ભાર્ગવને મળી જાય. અમારો કાર્યક્રમ તૈયાર હતો. બે વાર કોશીશ પણ કરવામાં આવી પરંતુ યોગ્ય સમયે માણસો ન મળ્યા અને ફેક્ટરી બચી ગઈ. શ્રી ભાર્ગવે વિચાર્યું હશે કે ફોજી અફસરોની દોસ્તી અને અંગ્રેજી કેપ્ટનોની મૈત્રીને લીધે એને કોઈ પકડી નહીં શકે; પણ એને એ ખબર ક્યાં હતી કે અંગ્રેજો પોતાના સામ્રાજ્યની રક્ષા માટે પોતાના અતિપ્રિય હિંદુસ્તાની મિત્રનું પણ બલિદાન આપી શકે છે. એ કદાચ ભાર્ગવ મહાશયને એ વાતનું અનુમાન પણ હોત કે એમની ધરપકડ પણ થાય એવો સંભવ છે તો તે સાહેબ અમને આશ્રય આપવા તૈયાર ન થાત. આગ્રા સેંટ્રલ જેલમાં શ્રી ભાર્ગવ અને એમના દિલોજાન દોસ્ત શ્રી ગોવિન્દ સહાયે (અત્યારના સેક્રેટરી) અમને જે હેરાન કર્યા છે ત્યારથી અમને અમારી





ભૂલ સમજાણી સાધ્યની સાથે સાધના પણ શુદ્ધ અને પવિત્ર હોવા જોઈએ તુલસીદાસના આ અમર વચન યાદ આવે છે

જેહી જય હોય સો રણદન આના

પરંતુ એ વાતનો સંતોષ હતો કે –

यह अपनी खू न छोडेंगे हम अपनी वज़ा क्यों बदल
सुबक सर होके क्या पूछे कि हमसे सर गिराँ क्यों हो?

મને જ્યારે આંદોલન માટે રૂપિયા-પૈસાની જરૂર પડતી હતી ત્યારે હું આ અંગમાં ફક્ત ત્રણ વ્યક્તિઓ પાસે જ જતો હતો તે વ્યક્તિઓ છે સર્વશ્રી ચૌબે જયગોપાલજી, કાલીચરણ તિવારી અને સૂરજભાણ જસૌરિયા. એક એક પૈસાનો હિસાબ રહેતો હતો મેં તો એવો આગ્રહ રાખ્યો હતો કે આંદોલનને માટે હું બજેટ બનાવી દઉં અને તેઓ રૂપિયા દેતા રહે અને ખાતાનો કોઈ માણસ હિસાબ કિતાબ માટે રાખે કારણ કે શુદ્ધ સંચાલક અને ઉગ્ર આંદોલન-સંચાલકની જવાબદારી લઈને રૂપિયા એકઠા કરવા અને બધી વાતોની ગુપ્તતમ માહિતિ રાખવી એ બને નહીં એટલે ફાળો એકઠો કરનારી સમિતિ સાથે મેં કઈ સંબંધ ન રાખ્યો પં. જયગોપાલ ચૌબેજી, સ્નેહ, સચ્ચાઈ અને પ્રમાણિકતામાં પોતાને બરોબરીયો ગણતા નથી એક નિશ્ચયી, વાતને વળગી રહેનાર, દિલના ધનવાન, સચ્ચાઈ અને પ્રમાણિકતામાં કઠોર, મુસીબત અને દુઃખ દર્દમાં મીણની જેમ પીગળનાર, હિસાબમાં કોડીનો પણ ખ્યાલ રાખનાર મારો પૂરો વિશ્વાસ કરે છે બીજો કોઈ જે તે માણસ રૂપિયા લેવા જાય તો વઢચઢ ભરતા, પરંતુ મારા બનાવટી નામની સ્લિપ મળતાં જ બધું કામ છોડીને દોડતા સાંજે હું હિસાબ મોકલતો આગ્રામાં પં. કલીચરણ તિવારીનું એક ખાસ સ્થાન છે કોંગ્રેસના એક સ્તંભ છે હાસ્ય-મજાકમાં તેઓ કોઈને ન પહોંચવા દે આદમીની રગને વાતવાતમાં પરખી જાય છે બહુ ભણ્યા ગણ્યા નથી પરંતુ સમજદારીમાં ભણેલાને કાન પકડાવે છે રાતિએ તો બ્રાહ્મણ પણ વ્યાપારમાં વાણિયાઓને પણ ગુરુ આગ્રામાં તિવારીજી સિવાય કોંગ્રેસનો એકેય ફાળો સારી રકમ ન ભેગી કરી શકે એમના દિલમાં સ્થાન મેળવવું એ સહેલી વાત નથી રોજ રોજ અંધારામાં તેમની સાથે મંત્રણા થતી પોલિસને તો તે એવી છેતરતા કે જાણે એમને આંદોલન જોડે કંઈ સંબંધ જ નથી આમ તો તિવારીજી ચૌબેજી અને બધાજી અભિન્ન-હૃદય મિત્ર છે શ્રી સૂરજભાણ જસૌરિયા સાથે આંદોલન પહેલાં મારે ખાસ પરિચય નહોતો તિવારીજીના તો મિત્ર છે શ્રી સૂરજભાણ જસૌરિયા બદનામ ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટ શિરદેસાનીને મળતા રહેતા હતા આમ તો એમના મકાન આસપાસ છુપી પોલીસનો ખડો પહેરો રહેતો અને ત્યાં આવતા જતા દરેક પર ખાસ નજર રહેતી પરંતુ રાતના નવ દસ વાગે હું નિસંકોચ ભાવે ચાલ્યો જતો, ક્યારેક તો ભોજન પણ લેતો તિવારીજી અને ચૌબેજી જેલમાં ગયા પછી રૂપિયાની મદદ જસૌરિયાજી તરફથી જ મળતી રહી એક ઉદાહરણ આપું શ્રી ઉત્કૃત સિંહ ચૌહાણે મને ચિઠ્ઠી લખી કે એમના ત્રીસ સાથીઓની હાલત બહુ ખરાબ છે ખાવા પીવાની પણ તંગી છે મેં એ ચિઠ્ઠી તિવારીજી અને જસૌરિયાજીને દેખાડી અને કહ્યું કે તે લોકોની ખાવાપીવાની સગવડ કરવી જોઈએ મેં એમ કહ્યું કે તે ત્રીસે જણને અલગ અલગ દર માસે રૂપિયા મોકલીએ અને એ મોકલવાની જવાબદારી રહે જસૌરિયાજી ઉપર ઉત્કૃતસિંહ પાસેથી ત્રીસે જણના નામ અને સરનામા લીધા અને ત્રણસો રૂપિયા માસિક આ રીતે હું ઉત્કૃતસિંહજીને ચાર મહિના સુધી મોકલતો રહ્યો દરેકને અલગ અલગ રૂપિયા મોકલવાનો પ્રબંધ ન થઈ શક્યો એ ત્રીસ જણમાંથી ધીરપુરાના એક ભાઈને હું આગ્રા બોલાવવા માગતો હતો જેથી તેઓ આવીને રોગીનો પ્રબંધ પોતાના હાથમાં જ લઈ લે શ્રી જગનપ્રસાદ રાવત અને મેં એમના હાથની બનેલી ઉત્તમ રોટલીઓ ખાધી હતી એમને મહેરબાની પણ તે ન આવી શક્યા અમારા તરફથી તો એમને માસિક દસ રૂપિયા મોકલાતા જ રહ્યા

રૂપિયા-પૈસા સંબંધી ઘણી વાતોમાંથી એક ખૂબ



મજાની વાત એ છે કે એક દિવસ બન્ધુવર પં. હરિશંકર શર્માના મોટા પુત્ર કૃપાશંકરે આવીને કહ્યું કે એક ડાક્ટર છે, જે આગ્રાના પુલને–જમુના પરના પુલને—ઉડાવી દઇ શકે તેમ છે. પરંતુ તેમને માણસોની અને રૂપિયાની જરૂર છે. કૃપાશંકરને આંદોલનની રૂપરેખાનો ય પત્તો નહોતો અને ન હતું ધ્વંસાત્મક કાર્યનું કંઈ શાસ્ત્રીય જ્ઞાન. મને સહેજ આભાસ થયો કે એ ડાક્ટરની વાતમાં કંઇક ભેદ છે. મેં કહ્યું કે અમુક દિવસે અમુક સમયે એમને મોકલજો, હું વાત કરી જોઈશ. ડાક્ટર મહાશયને મારો વ્યક્તિગત પરિચય નહોતો. જ્યારે નક્કી કરેલા સમયે આવ્યા ત્યારે પહેલી જ છાપ મારા પર એ પડી કે કોઇ શોખીન સાહેબ છે–જીપ ચલાવવાવાળા મંત્ર ફુંકીને કોઈ બીજાને સાપની ટોપલીમાં હાથ નખાવવાવાળા. આવતાવેંત એમણે કહ્યું. "હું શર્માજીને મળવા માગુ છું." મેં કહ્યું. "કહો, શું કહેવું છે?" હું આપની બધી વાત એમને પહોંચાડી દઇશ, તેમણે કહ્યું. "મારે ખાસ વાત કરવી છે." મેં કહ્યું. તમે ડાક્ટર છો અને પુલ ઉડાવવા વિષે વાત કરવી છે. તમે મને સમજાવો હું એમને કહી દઇશ." નાક–મોં સંકોચીને એક વિશેષ જ્ઞાની જેમ એમણે પોતાની રામાયણ સંભળાવી. પચીસ હજાર રૂપિયાનો સવાલ હતો. એમની યોજના એવી હતી કે પીપોને બાંધીને ૨૦, ૨૫ માણસો જમુનામાં તરે અને પુલના પાયામાં ડાઈનામાઇટ લગાવીને તરીને નીકળી જાય. ડાઇનામાઇટ લાવવાની પણ તેમની તૈયારી હતી. તર વૈયા મારે લાવવાના હતા. મેં કહ્યું, "હું આપને એક એવી યોજના બતાવી શકું તેમ છું જેથી થોડી જ ક્ષણોમાં બ્રિટિશ સામ્રાજ્યના બધા દારૂ-ભંડાર ઊડી જાય અને લંડન જમીનદોસ્ત થઈ જાય." અંતમાં મેં એમને જણાવી દીધું કે શેખચલ્લીની વાતોમાં હું નથી ફસાવાનો. એમણે બહુ આગ્રહ કરવાથી અજમાયશ ખાતર એમને ૧૨૫) દીધા રૂ. પાંચ ડાઇનામાઇટ સ્ટીક્સ એમણે આપી. પરંતુ તે પણ મારી મંગાવેલી હતી. એક દોસ્તે એમની દ્વારા મોકલી હતી. એમની કિંમત હું પહેલાં જ આપી ચૂક્યો હતો. ડાક્ટર મહાશયને કેટલીયે વાર તકાજો કરવામાં આવ્યો કે તેઓ ૧૨૬) રૂ. પાછા મોકલી દે પરંતુ એમના તેજ જઠરમાં તે પચી ગયા અને આજ સુધી તેનો પત્તો નથી.

हो चुके कते ताल्लुक तो जफायें क्यों हों,
जिनको मतलब नहीं रहता वे सताते भी नहीं।

રૂપિયા–પૈસાના મામલાની એક વાતની આ પ્રાંતના લોકોને પણ–શ્રી રાધેશ્યામ શર્મા અને ડાક્ટર કેસકર સિવાય–ખબર નથી એક દિવસ અચાનક આગ્રામાં શ્રી સોહનલાલ પચીસિઆ આવ્યા અને એમણે ફરીથી મને પેલી મુંબઇ વાળી વાત કહી કે રૂપિયાની કમીને લીધે આંદોલન ઢીલું ન પડવું જોઇયે મને બહુ ચિન્તા થઈ કે ક્યાંક શ્રી પચીસિઆજી પકડાઇ ન જાય, કારણ કે સ્પેશ્યલ બ્રાંચ મને પકડવા માટે યુ. પી. બિહાર અને મુંબઇમાં ચક્કર માર્યા કરતી હતી અને હું પણ કંઈ ચૂપ નહોતો બેઠો. ક્યારેક પોલિસવાળા સાથે જ મુસાફરી કરવી પડતી તો ક્યારેક ટ્રેનમાં પોલિસ અફસરોને મને ગાળો દેતાં સાંભળતો. એમના ક્રોધાગ્નિમાં હું એમ કહીને આહુતિ દઇ દેતો કે, સાહેબ, એ બહુ ખતરનાક માણસ છે. આપ લોકોને ક્યારેક જુદા વેષમાં ગમી પણ જતો હશે અમારા તો વેપારનો જ એણે દાટ વાળી દીધો.

પચીસિઆજી એ કહેવા આવ્યા હતા કે હું એમને વધુમાં વધુ બે એવા માણસોનો પરિચય કરાવું કે જે વિશ્વાસુ હોય અને જે રૂપિયાનો દુરુપયોગ ન થવા દે અને જે મારી ધરપકડ કે મોત પછી એમની પાસેથી રૂપિઆ લઇ શકે મેં કહ્યું કે દિલ્હીમાં એવા બે માણસોનો પરિચય કરાવીશ. દરિયાગંજના એક મકાનમાં શ્રી સોહનલાલ પચીસિઆ ઉતર્યા હતા. રાધેશ્યામજીને હું એમની પાસે લઇ ગયો અને એમનો પરિચય કરાવ્યો કે મારી પછી તે એનો પૂરો વિશ્વાસ કરે અને ત્રીજા માણસ વિષે પછી વિચાર કરશું. એ યાદ રાખવું જોઈએ કે ઓગસ્ટ '૪૨ થી ડીસેમ્બર '૪૨ સુધીમાં જરાય સંકોચ વિના હું શ્રી પચીસિઆજી અથવા શ્રીમતી પચીસિઆજી પાસેથી

એક લાખ રૂપિયા લઇ શકુ તેમ હતો; પરંતુ એ દરમિયાન મેં એમની પાસેથી ફક્ત પાંચહજાર રૂપિયા જ લીધા. એ દિવસોમા રૂપિયાની એટલી જરૂર નહોતી જેટલી મરી મિટનાર અને શિસ્તપૂર્વક કામ કરનાર કાર્યકર્તાઓની હતી.

ફત્તેહગઢ સેંટ્રલ જેલમાં એક ધૂર્તે એક જૂના ક્રાન્તિકારીને એમ કહ્યું કે જો એને પાચ છ હજાર રૂપિયા મેં અપાવ્યા હોત તો એ જે બધા કારખાનાઓમાં યુદ્ધસામગ્રી બનતી તે બધાની વિજળીનો નાશ કરી દેશે. મારી સામે આ વાત એ બોલી શકતો નહોતો; કારણ કે જરૂરી કામ માટે એ વખને હું પાંચહજાર તો શું પણ પાંચ લાખની પણ સગવડ કરી શકું તેમ હતો, પરતુ છેતરપીંડી અને ઢોંગીપણા માટે પાંચ રૂપિઆ પણ કોઈની પાસે માગવાનું મારામાં સાહસ નહોતું

ખ્વંસાત્મક કાર્ય અને અન્ય સંગઠનના કાર્ય સહયોગ અને મહાનુભૂતિથી થાય છે. લોકોને ક્યાં ખબર છે કે–ત્રણ ચાર સાથી સિવાય–કે જો અમારી ધરપકડ સાતમી ડીસેમ્બરે ન થઈ હોત તો દિલ્હીનું ગવર્નમેન્ટ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટ, (મેરઠ સ્ટેશન પાસેનું એ કારખાનું જેમાં ૭૫) હજાર ગેલન આલ્કોહોલ તૈયાર હતું અને રૂડકી જવાલાપુરની વચ્ચેનું હાઇડ્રો–ઇલેક્ટ્રીક સ્ટેશન જરૂર નષ્ટભ્રષ્ટ થઇ જાત.) આવા બધા કામ માટે રૂપિયા કરતાં આદર્શ ખાતર મરી મટનાર લોકોની જ જરૂર હતી. સદ્ભાગ્યે એવા લોકો મારી સાથે હતા અને આજ પણ છે. કોને ખબર છે, હિંદુસ્તાનની રક્ષા માટે આપણી સરકારને પોતાની ફોજ અને પોલિસના માણસો ઉપરાંત એવા લોકોની જરૂર પડે જે પોલિસ અથવા ફોજના માણસ કરતાં યે વધુ સાહસી અને વધુ મરણીઆ હોય! આખરે આઝાદીની કિંમત તો જેટલી આપીએ તેટલી ઓછી જ છે. અને આઝાદીની લગની અને દેશ સેવાની દેશને આજે જેટલી જરૂર છે તેટલી કદાચ અંગ્રેજી રાજ્યના સમયમાં પણ નહોતી. હજી પણ દિલ દઈને કામ કરવાની આશા છે. ધ્વંસાત્મક કાર્ય તો આપત્તિ–કાળનો ધર્મ હતો. પરંતુ દેશ–સેવા અને આઝાદીની રક્ષા કરવાની પદ્ધતિ તો પહેલાં કરતાં યે વધુ છે. અને એની જરૂર પણ આજે વધારે છે એ સેવાભાવની પ્યાસ હજુ બુઝાણી નથીઃ–

काबा भी गया पर न गया शिरक बुतोंका,
जमजम भी पिया पर न बुझी प्यास जिगरकी।

★

જે કેળવણી યુવાનને તેની આસપાસના દુઃખ અને દારિદ્રયના સંજોગો તરફ સંપૂર્ણ ઉપેક્ષાવાળો બનાવે છે અને કેવળ હવામાં ઊડતો રાખે છે, તે કેળવણી નિષ્ફળ છે. માનવની અભિન્ન એકતાનો સાક્ષાત્કાર ન કર્યો હોય અથવા તો જગત જેને હલકા અને પછાત ગણે છે તેમની સાથે માનવતાભર્યો સબંધ સાધ્યો ન હોય, તો આપણે સંસ્કારી નથી એમ સમજવું. જગતનાં મહાન સાહિત્યો આપણને બતાવી આપે છે કે માનવજીવનમાં સહન કરવાની અપાર શક્તિ રહેલી છે. આપણે સહન કરીને નિષ્ફળ થઇએ, જગતમાં આપણે ભુલાઇ જઇએ, પરંતુ જો આપણે નીચ અને હલકા થવાનુ પસંદ ન કરીએ તો આપણો વિજય જ છે. જીવનનું સાફલ્ય મહત્તામાં અને ઉમદાપણામાં છે. માણસ આપણી નિષ્ફળતાઓ ગણે છે, પરંતુ ઇશ્વર આપણા પ્રયત્નોને જુએ છે.

—રાધાકૃષ્ણન્

# પક્ષીપાલનના અજોડ સાધક : સ્વ૦ કંચનલાલ દેસાઇ

**વિદ્યુતરાય ય૦ દેસાઇ**

[ જેણે આખી જિંદગી પક્ષીપાલન પાછળ વિતાવી; પશુપક્ષીઓ વચ્ચે રહેવામાં જ જેણે જિંદગીની કૃતકૃત્યતા માની, અને ગૂજરાતી તરીકે એક નવા જ પ્રકારનો શોખ કેળવ્યો એવા એક મૂંગા, સાચા અને એકનિષ્ઠ સાધકની ટૂંકી તાકાતવાન અને પ્રેરણાત્મક જીવનઝરમર અહીં રજૂ થાય છે. ]

ભાવનગરથી ઘોઘા જવા માટે એક માણસ ઘોડો લઇને નીકળ્યો હતો. સાથે એક મહેમાન પણ હતા. પેલો માણસ ભાવનગરની હદ વટાવી ઘોઘાની હદમાં આવ્યો ને ઘોડો જક્કી બન્યો. એણે ડાબલા જાણે ધરતી પર લોઢાની જેમ જકડી દીધા—ન હાલે કે ન ચાલે. પાણીની જેમ ઉભો રહ્યા. મહેમાનને મુંઝવણ થવા માંડી. આમ અધવચ્ચે રોકાવું એ તો માથાના ઘા જેવું તેમને જણાયું. એક ડગલું પણ આગળ જવાતી ઘોડો ના પાડતો હોય એમ સ્થિર થઇને ઘોડો ઉભો રહ્યો.

પણ એના માલિકના મુખ પર નહોતી જરા યે ચિંતાની શ્યામરેખા કે મુંઝવણની છાયા. મુખ પર સ્મિત ફેલાવીને એના માલિકે અશ્વની ભારાવદાર પીઠ પર, માતા બાળક પર હાથ ફેરવે એમ મીઠાશથી હાથ ફેરવીને કહ્યું:

"બેટા, સુર્શીદ! આમ હઠ કર્યે નહિ પાલવે! આપણે વખતસર ઘોઘા પહોંચવું છે.

પેલા મહેમાનને જરા નવાઇ લાગી. માણસ માણસ સાથે વાતો કરે એ તો સમજી શકાય પણ આ વિચિત્ર માનવી પશુ સાથે વાતચીત કરી રહ્યો છે!

એ નવાઈ લાગવાથી મહેમાને પેલાને કહ્યું:

"આમ ઘોડા સાથે વાતો કર્યે શું વળવાનું છે! નાહકનો એમ વખત શા માટે બગાડો છો. એના કરતાં આપણે પાછા જ ફરીએ. અને ઘોડો એમ માણસની માફક ઓછો સમજે છે કે તમે એની સાથે વાતો કરી રહ્યા છો! અને સમજે તો પછી આમ સ્થિર થઇને ઉભો શા માટે રહે?"

અત્યંત શાંતિથી પેલો જવાબ આપે છે:

"ઘોડો સમજે કે નહિ એ તમે ઘોડાને પૂછો! મારે તો એને હાંકીને ઘોઘે લઇ જવો છે! તો એ માટે હું એને સમજાવી રહ્યો છું. કોઇકવાર પેટના જણ્યાં પણ હઠીલાઇ નથી આદરતા? પણ સમજાવટથી કામ લઇએ તો હઠીલાઇ મૂકી દે અને આપણી વાતને ધ્યાન પર લે."

પછી તો ઘોડા સાથે જ બોલવા માંડ્યું: "બેટા! સુર્શીદ! આમ રસ્તા વચ્ચે મારી લાજ લૂંટાવવા નીકળ્યો છે? આ મહેમાનની સામે મારી આબરૂ તારે લેવી છે? કંઇક તો સમજ બેટા સુર્શીદ! ઘોઘે ગયા વિના ચાલે એમ નથી. આ મહેમાનની લાજ તો રાખ! આ તડકામાં બિચારા હેરાન થઇ જશે. થોડી તો દયા રાખ."

અને માલિકના આ ગળગળા શબ્દોથી ઘોડો જાણે પીગળ્યો હોય એમ એક હળવી હાવળ દઇને ઉપડ્યો ઘોઘાના રસ્તા પર. ઘોઘા મહેમાનને પહોંચાડયા અને ધાર્યા સમય કરતાં વહેલા પાછા પણ લઇ આવ્યો.

મહેમાન તો આશ્ચર્ય જ પામી ગયા. પશુપાલનમાં રત રહેનાર પેલા માણસ પ્રત્યે અસંભાવતી લાગણી તેમના મનમાં આકાર પામી. અને મનમાં એમનાથી એમ પણ બોલી જવાયું હશે કે, ભાઈ! તમે હદ કરી છે. આ પશુઓના તમે સાચા પાલક છો એટલું નહિ સાચા પિતા છો. માનવ અને પશુ વચ્ચેનો ભેદ તમે ભૂસી નાખ્યો છે. પશુઓને તમે એમને માનવ બનાવ્યા છે એમ કહીએ તો ખોટું જ ખોટું નથી. તમારી આ સાધના અજોડ છે.

આ પશુપાલન રત માણસ એ બીજું કોઇ નહિ પણ સ્વ. કંચનલાલ મિરજાશંકર દેસાઇ. એમને લોકો પ્રિય નામ 'કંચનકાકા'થી ઓળખતા. ભાવનગરમાં પશુપાલનની પ્રવૃત્તિમાં રહીને એમણે પોતાની જિંદગી વિતાવી. ૬૨ વર્ષની લાંબી જિંદગી ભોગવી ગયા. માગશર મહિનાની વદ ૧૨ે એમનો દેહવિલય થયો.





પણ એક સાધક તરીકેની આકરી સાધનાની સુગંધ એમણે જે પ્રસરાવી છે એનો વિલય તો કેમ થાય!

આજે ય એમનાં પ્રિય પશુપક્ષીઓની વણઝાર એમના આવાસમાં છે—જોતાં જ આપણને લાગી આવે કે અહિં કંચનકાકાનો આત્મા વિચરી રહ્યો છે.

અક્ષરજ્ઞાન સમયે, કલમનો 'ક' અને ખડિયાનો 'ખ'તો લગભગ બધી જ નિશાળોમાં હજુ પણ ચાલે છે. પરંતુ કંચનભાઈએ તો પક્ષીઓનાં પાલનમાં પણ પોતાના અભ્યાસની કક્ષાવારિ ઉતારવા યત્ન કર્યો હતો, તેમ પક્ષીઓની નામાવલિ પણ તેઓશ્રીના પાલનમાંથી જ પરખાવી હતી.

નિશાળની પદ્ધતિએ પ્રથમનો વ્યંજન એટલે કલમનો "ક" એ પ્રથાને સુધારીને તેમણે પ્રથમથી જ પ્રથમનો સ્વર એટલે અશ્વનો "અ" એ પ્રથા અપનાવી, અને પોતાની અશ્વશાળામાં પ્રથમના સ્વરને મુખ્ય રાખીને કબુતરનો "ક" પણ ત્યાં જ ઘુંટવા લાગ્યા હતા. અને એ રીતે પ્રથમના સ્વર-વ્યંજનનો સુંદર સમન્વય સાધ્યો, એટલું જ નહિ પણ અશ્વોની જાત ભાત ને ગુણદોષ અનેક ઉસ્તાદો પાસેથી શીખ્યા. માત્ર શીખ્યા એટલું જ નહિ પરંતુ પરીક્ષા આપીને, તેમાં સફળ નીવડયા અને પછી એમણે અશ્વ પરીક્ષાઓ લેવી શરૂ કરી. અને શોખથી સાધનાની સીડીએ અને શોખમાંથી સાધકની કક્ષાએ પહોંચવા પ્રગતિ કરી, અને કાર્યની ગતિ અને ચપળતા પણ અશ્વોની પાસેથી જ સાધી. છતાં "અશ્વોની આદત" જેવી-હઠીલાઇ પણ પ્રાપ્ત કર્યા શિવાય, પ્રકૃતિમાં પરોવાય નહિં"—એટલું માનવા જેવા હઠીલા જણાય તેટલી હદે પ્રકૃતિમાં પરોવાયા, અને વ્યાસંગમાંથી વ્યસન વચ્ચે રહેલા એ કંચનભાઇ અન્ય દષ્ટિએ વિકૃત લાગે એટલી હદે પક્ષીપાલનમાં પોતાનું જીવન વણવા લાગ્યા.

જેણે પક્ષીપાલનમાં પોતાનો કક્કો ઉતાર્યો, તે વાંચવાનાં પુસ્તકો હોય તો પણ વાંચી શકે તેટલો સમય જ સાધક પાસે ક્યાં હતો? તેઓ-તો પક્ષીઓનાં પીંછાંમાં જ પુસ્તકનાં પાનાંમાં પણ કદાચ ન હોય, તેવું વાંચી શકતા અને પોતાનો અભ્યાસ પણ કર્યે જતા: તેમનાં સ્વાનુભવની વાતોમાં પણ ઘણું જાણવાનું (જેને થોડો પણ શોખ હોય તેને) તદ્દન નવું જાણવાનું મળી શકતું. તેઓ સંયમી હતા તેટલા જ વિચિત્ર પણ જણાતા, કારણ વર્તન અને વાણીનો સંગમ તો કયારેક જ હોય, છતાં તેમનું કાર્ય અને તેમનું ધ્યેય તેઓ કદી અલગ કરી શકતા જ નહિ-જગત જંપે ત્યારે સંયમી સાધક, પક્ષીઓનાં પિંજરાં વચ્ચે ઘુમીને પક્ષી નિદ્રાની પીછાણ કરતા; અને જાગ્રત રહીને સહેજે પહેરગીર પણ બની જતા.

એમની અજબ ક્ષુધા, કદાચ, ખાઉધરા મહાન યોદ્ધાની કક્ષાની લગોલગ પહોંચી જાય તેટલું (એ પ્રમાણ) તેઓ એક આસને અને એક જ વખતે ખાઇ શકતા. તેની વિરૂદ્ધમાં તેમના અઠવાડીઆ કે પખવાડીઆના ઉપવાસો પણ ખેંચી શકતા. તેઓ ઉપવાસમાં પણ ધોમ તડકે, અગર અંધારી રાત્રે, સમી સાંજે કે ઉજાસગે પક્ષીઓના માળા ઢૂંઢે, બાવળ, બોરડી, હાથીઆ થોર કે ગમે ત્યાં માળામાંથી પડી ગયેલું બચ્ચું, માળો મળે તો માળામાં મૂકી દે, અને ન જ મળે તો પોતાના પક્ષી નિવાસે પોતાને હૈયે ચાંપતા, પંપાળતા લાવે-(પોતાના રહેઠાણના મકાને) આવી અખંડ પ્રવૃત્તિમાં તેમના ઉપવાસ પણ ખંડિત ન થાય. એટલું જ નહિ પણ કોઈ અપંગ પક્ષીના જતન અને સ્વાગત તો, યોગ્ય રીતે ચાલતી પાંજરાપોળને પણ સરખાવી શકે તેટલી કાળજી અપંગ આગંતુકની-લેતા, પણ—આ બધું ક્યારે બને? માત્ર પક્ષીપાલનનો શોખ નહિ પણ—સાચી સાધના, સાચો પંખી-પ્રેમ અને પક્ષી માટે જ જીવન જીવનાર કે અર્પનાર હોય તે જ કરી શકે—પાંજરાપોળમાં પહોંચાડેલું પક્ષી સરસ માવજતના અભાવે નિરોગી ન બને, પણ કંચનભાઇની માવજતમાં રહેલું પક્ષી નિરોગી ન બને તો પક્ષીઓના 'કાકા' શાના?

એક સાચો શિકારી પણ કદાચ કંચનભાઇ જેટલું પક્ષીઓની પાછળ દોડયો હશે કે કેમ તે એક શંકા છે. કારણ સદ્‌ગતના પંખી શોધન માટેના ચકરાવા




ગણીએ તો તેઓએ અનેક સહસ્ર પ્રદક્ષિણાઓ અમર પ્રદેશ પ્રદક્ષિણાઓ કરી છે એમ કહી શકાય. કારણ કંચનભાઈ માટે જેમ તેટલું લખાય, વંચાય, બોલાય કે કહેવાય કે સંભળાય તો તે સર્વ અલ્પોક્તિ જ છે, તેમ જણાયા વગર રહે નહિ! તેવા સાહસો તેમણે ખેડયાં છે, સહ્યાં છે, અને વેઠીને પાર પાડયાં છે. અને ત્યારે જ સાધકને સહનશીલતાનો સાગર કહેવામાં આવ્યો છે! સાધકને રાત્રિ દિવસના ભેદ ન હોય. આઠ પ્રહર અડગ છતાં અન્યની દૃષ્ટિએ "પક્ષીઘેલા" જણાય ને ગણાય તેની પણ પરવા ન કરનાર કંચનભાઈએ—અજાણ્યો "અંજન" કે ખંતિલો "ખંજન" પણ—આછીપાતળી અવાજ નિશાનીથી સતેજ કરી–પોતાની પાછળ દૂર સુદૂર સુધી દોડાવ્યો ખેંચી જાય, પણ અન્તે તો સાધકની શોધક દૃષ્ટિયો ઝડપાઈ જાય ત્યારે જ કાકા–તે અંજનખંજનમાં મન-રંજન માણતા પાછા ફરે—નહિતર તો–પક્ષી પાછળ પડેલા કાકા પક્ષી વગર પાછા ફરે? તો તો–અશ્વ પાસેથી મેળવેલી હઠીલાઈ વ્યર્થ જ જાય ને? આવા, તો, એ હઠયોગી હતા—અને ત્યારે જ પોતાનો કક્કો રચી શકયા ને ખરો ઠરાવી શકયા છે, એટલું જ નહિ પણ વગર ભણેલા એ સાધકે વધુ ભણેલાઓને પણ કાંઈક નવીન અને અનોખું ભણતર પોતાના જ અનુભવોમાંથી પીરસ્યું છે.

સાધક ગર્ભશ્રીમંત હતા–છતાં પક્ષી પાલનમાં સર્વસ્વ હોમી દેનાર એ સાધકે પોતાના રહેણાકના મકાનને (બંગલાને), પક્ષીનિવાસમાં પલટાવ્યું. તેમ જ પોતાની સાધના માટે ત્યાં જ પોતાનું આસન માંડયું.

અંજન ખંજન પછી "માય બગલા," ને "ઘોઘડ"ને ગોતવા એમણે ઘૂમવા જ કર્યું. ત્યાં તો "આડ" અને "ઈસ્નાપ"ના સ્વરની પ્રાપ્તિ કીધી. સાધારણ 'ચકલી' પણ તેમને મન તો મહાન હતી; કારણ "ચંડૂલ" 'ચિલોત્રા'ની લગની લગાડનાર નાની ચકલીમાંથી અનેક ચકલીઓના ચિત્કાર જમાવવા માટે "જલતરંગ" અને "ગુગ્ગુલ"ની જોડ જોડીને તેના તાલમાં "ટુકટુક"ની ઠેકાબોલીમાં 'ટિટોડાની ટુક-ડીઓ ટાંગી દીધી.

પછી તો પ્રકૃતિએ પરોવાયેલા એમણે અન્ય પક્ષી પરોવવા માંડયા. ખેચરને ખોયા વગર, જલચર જેવા, ડુબકી ડાવમાં, ડુબકી દેતી "ડુબકીઓ" અને "ડવાકાનાં દર્શન દીઠાં, ને "ઢોક" ને "ઢેલના" ખેલમાં તાલ મેળવવા "તુતી" સાથે "તૂર્ય"ને પણ તારવી લીધાં. તેમ જ "તેતર"ના ખેતરમાં પણ રંગ-પલટો પલટાવી, શુદ્ધિનાં સ્વરૂપ જેવાં શ્વેત તેતરોને તગતગતાં કીધાં—તેમ જ પ્રવેશદ્વારમાંજ દૈયા" અને "દિવાળી ઘોડો", "દુધરાજ" દર્શન સાથે જ દર્શાય તેમ દાખવ્યાં. સર્વાંગે ધૂળ ભરેલા એ અવધૂતે "ઘોળ" અને "ધૂળચકલી" માટે ઘુમી ઘુમીને દરિઆઈ "મુપા" સાથેજ સ દમાં ધૂળ ઘોઈ નાંખીને પાછા નૂતન ચેતન ભર્યાં, "નડી" "નૂકતાના," "નવરંગો" નિજ નિવાસમાં નિહાળવાં કાંઈક નિવૃત્ત જેવા એક આસને પક્ષીઓ વચ્ચે મંત્ર જાપમાં બેઠા.

"ભણાવવા પંખીગણને બેઠો છે પંડે" એ દૃશ્ય કલ્પી શકાય છે પ્રાણ અને પ્રકૃતિ સાથે જાય કે રહે તેવા "પ" પ્રદેશમાં પ્રવેશ કરવા લાગ્યા એટલે કે ઓષ્ટના શબ્દો સંભળાવીને પક્ષીની ચાંચમાં તે શબ્દો ભરી દેવાનો પ્રયોગ શરૂ કર્યો.

પોપટનો 'પ' એ કાંઇ પઢવાનો "પ" નથી પરંતુ પોપટને પઢાવવાનો પાઠ પ્રયોગનો 'પ' છે.

એ અખંડ જપ જપવાનો પ્રયોગ છે. ૐનમો ભગવતે વાસુદેવાય'નો દ્વાદશ અક્ષર મંત્ર, એક પક્ષી (પોપટ પાસે) પઢાવતાં પોતે પણ કોણ જાણે કેટલાય જાપ જપ્યા હશે! અને અત્યારે એ પોપટ પણ–એ જ મંત્રના જાપને અવારનવાર લહેરમાં આવી લલકારે છે–પણ એકલા મંત્ર જાપ જ કયાં હતા?

કારણ કબુતર અને કુકડીનાં બચ્ચાં તો પાળનારને સહેલાઈથી મળે છે, પરંતુ જંગબારી પોપટનાં બચ્ચાં કેવી રીતે લઈ શકાય? આ પ્રશ્ન જ મહા મુશ્કેલીમાં મૂકે તેવો છે. છતાં એ પ્રયોગ પણ પિંજરે જ પૂર્ણ કરી, પોપટની પેઢીઓ ઉતારી માત્ર એક જ જંગબારી જોડલીમાંથી વંશ વૃદ્ધિ વિસ્તારી.

સાધકનો મહાન પ્રયોગ તો થયો પરંતુ પોપટને





પણ પોતાના પાલણહાર કરતાં-બચ્ચાં ઉપર પ્રેમ વધારે હતો-ને હોય જ. છતાં સાધકની સહનશીલતા માટે તેમ જ પ્રયોગની સફળતા પ્રાપ્ત કરવા સાધકની એકનિષ્ઠા જોવા-સમજવા નીચેનો પ્રસંગ ઉતારવાની લાલચને હું રોકી શકતો નથી

સાધારણ પાણી ભરવાની માટીની માટલીમાં પોતાના બચ્ચાંઓ સાથે જંગબારી 'માતતાત' પોતાનો સંસાર (બચ્ચાંઓની બાળ લીલા) નિહાળતા આનંદથી ત્યાં જ માટલીની કિનારીએ બેઠાં હતાં-હર્ષઘેલો સાધક ! દરવાજાની સાંધમાંથી એ દૃશ્ય નિહાળી રહેલો પરંતુ માટલીનાં બચ્ચાં તો અદીઠ રહ્યાં એટલે ધીમેથી દ્વાર ઉઘાડી, ખંડમાં પ્રવેશી-ધીમી ગતિએ આગળ વધ્યા, ઠેઠ માટલી પાસે પહોંચતાં તેમના પગો એક પછી એક ધીમેધીમે ઉપડી રહ્યા, જંગબારી જનેતાને આ નહિ રુચ્યું જેથી તે તે માટલીને કાંઠેથી, માટલીમાં ઉતરી-જંગબારી પિતાએ પણ તેણીનું અનુકરણ થોડી ક્ષણો પછી કર્યું"!

ઉંડાં દીઠાં ત્યારથી જ ગાંડા બનેલા એ સાધકે અત્યારની પળ સુધી સંયમ રાખ્યો માટલી પાસે પહોંચ્યા છતાં બન્ને હાથોના આંકડા પોતાની પાછળ જ બીડેલા હતા. માત્ર તેઓશ્રીએ પોતાની આંખથી-માટલીમાં સંસાર, પોતાના સફળપ્રયોગની સાક્ષીરૂપે સ્થપાએલો સંચાર નિહાળ્યો-અને દર્શ પછી સ્પર્શની પ્રબળ ઇચ્છાએ, સંયમને સરતો કર્યો-પ્રયત્ન નિહાળવાથી ઘણો આનંદ તો થયો પણ સંતોષ ક્યાં હતો ?

"જંગબારની જોડલી વચ્ચે, ઝીણીપાંખે રમત રમતાં, ઉઘાડીચાંચે, માતાના મુખમાં ચાંચ પરોવતા, એ ઝીણી રૂંવાટીવાળાં બચ્ચાંનો સ્પર્શ કેટલો આનંદદાયી બને સંતોષપૂર્ણ બનશે એ તપાસવા માટલીમાં હાથ નાખ્યો."

જંગબારી "માતપિતા"એ પોતાના પાલણહારનું અદ્ભુત માન અને સન્માન સાચવ્યું જ હતું, નહિંતર તો માટલી પાસે તો શું પરંતુ ખંડપ્રવેશ પણ ક્યાંથી શક્ય બને ! છતાં જંગબારીની જોડલીએ જોયું કે, સાધકનો આપણા ઉપરનો અધિકાર બચ્ચાં સાથે જ સ્થાપી રહ્યા છે—તે શું વ્યાજબી ગણાય ? બચ્ચાં ઉપર બીજાનો અધિકાર !! ન જ હોય ! સાધક પોતાની જ વિશ્વાસનીય ભૂમિકા ઉપર રહીને પોતાની પાછળ રહેલા હાથને, માટલી તરફ સ્પર્શ માટે લંબાવીને ધીમે રહીને એ હાથને માટલીમાં કોણી સુધી ઉતારી દે છે. (હાથ ફેરી ગયો)ને બચ્ચું લઇને તે હાથ પાછો ફરે તે પહેલાં જંગબારી જનનીના ઝનુને બહાવરી બનેલી એ જંગબારી જનેતાએ સાધકનું બહાર નીકળી જતું કાંડું કોણીથી કાંડા સુધીના ભાગનું લોહી તત્કાળ મરી ગયું અને તેટલો ભાગ કાળો પડી ગયો—છતાં કંઇ જ થયું નહોય તેમ, હાથનું બચ્ચું આંગળાઓ વચ્ચેજ તેણી રોપી ધ્રુજતા પગે હાથને સ્થિર રાખી ઉભા જ રહ્યા અને જ્યારે જનેતાનું જોર નરમ પડ્યું—(ચ ચતી પકડ છોડી ! ત્યારે, કાળા પડી ગયેલા હાથથી જ બચ્ચું બહાર કાઢ્યું—અને બીજા હાથની હથેળીમાં મૂકી મુક્તહાસ્યે હસ્યા.—રુધિર વહેતો એ હાથ અને અદ્ભુત હાસ્યે હસતા સાધકને નિહાળી જનેતા પણ ઝંખવાણી પડી; જો કે ત્રણ માસ સુધી એ હાથ કાળો રહ્યા બાદ ધીમેધીમે પાછો અસલ રૂપમાં આવી ગયો—પછી તો જંગબારીની જોડલીએ ક્રમેક્રમે જાણ્યું કે, આપણો પાલણહાર તે જ આપણા બચ્ચાના બચ્ચાંનો પણ પાલણહાર થશે-માટે તેનો અધિકાર રહેવો જ જોઇએ—આવી સાધકની અકળ સાધના હતી. તેમજ સાધકે પણ એ કાળા હાથ ઉપર જ બચ્ચા બેસાડવા માંડયા

પોતાના પ્રથમ પ્રયોગમાં પ્રાપ્ત થએલા કબુતરોની અનેક જાતો તેમણે વણમૂલ્યે વધાર્યા કરી. કારણ અશ્વશાળામાંજ પેદા થએલાં કબુતરનાં બચ્ચાં જોયેલાં ત્યારથી જ તેમની જંગબારી પોપટનાં બચ્ચાં લેવાની ઇચ્છા જન્મેલી તેની પાછળ સતત પ્રયત્નો તો ત્યારથી જ હતા, અને પરિણામે, જંગબારીની સાથે અને સામે રહીને તેમણે જીગરનો જંગ માંડ્યો અને જીત્યા પણ આવી સાધના કોણ સાધી શકે ?

પછી પાલનમાં પ્રયોગમાં રોકાએલા "કંચનકાકા"



તે જ એ અગ્રસ્થાન અને માન મળે એમાં શંકાને સ્થાન જ ક્યાં છે ? પોપટના સંસાર સ્થાપ્યાનું પ્રયોગ વર્ણન તેઓશ્રીના મુખથી સાંભળવાનું જ શક્ય હતું. કારણ પ્રયોગશાળામાં તો તેઓ પોતે જ કેવા સપડાયા હતા ને ઝડપાયા હતા તે તો તેમનો અસહ્ય પીડાથી પીડાતો કાળો હાથ જ કહી દેતો. પ્રયોગ પાછળ પડેલા એ સાધકના કેટલાક પ્રકૃતિ દૃષ્ટાંતોમાં પિલકોને પકડવાનું કાર્ય સાચા અને સારા શોધકને પણ સહેલું નથી-છતાં 'કાકા'ની કલાયુક્ત રીતીથી 'પિલકો' પણ ત્વરાથી પકડાઈ જતા. કદાચ પિલકો કરતાં તેને પકડનારની ચપલતા વધુ સતેજ હશે. તેઓથી 'પિલકો'ને પકડવામાં પંકાયા હતા, જરા પણ અવાજ વગર અમે તેવા અંધકારમાં પણ ઝાડની ટોચ સુધી પહોંચી, પિલકોનો આખો માળો અગર ગમે તે પક્ષીનો માળો "પક્ષી અને ઈંડાં કે બચ્ચાં સહિત" સહિસલામત પોતાના માળામાં લાવીને મૂકે ત્યારે જ તેમને જંપ વળે

પોતે પોતાની અભ્યાસ દૃષ્ટિમાં અખંડ રહેવા ફરીથી 'ફૂટીગ જાળ' ને પણ ફસાવ્યા-ત્યારપછીથી 'બબ્બઇ' બેયાને 'બુલબુલ'ની બોલીમાં 'ભેરી' ને 'ભેરવી' અને 'મોર' 'મોરંગી' સાથે 'મૈતુલની' મૈત્રી માંડી...અને એકાકી પુત્રને પણ મૈત્રિયાં પરોવવા માટે પોતાના પક્ષી નિવાસમાં જ "પક્ષીકુમાર જેવા પ્રદ્યુમ્નને" પણ-પોતાની પક્ષી પીંછામાંથી લાધેલી વિદ્યા પીરસવા માંડી, અને પુત્રે પણ તે ઝીલીને પચાવવા માંડી છે તેનો તેઓના જ લેખો અને પક્ષીના કક્કાનુક્રમે નોંધાયેલી નામાવલિથી પણ સમજી શકાય તેવું છે.

'અગન' (અગ્ર) ! જેવા અસ્થિર પક્ષીને પણ અંધકાર ભર્યું'.અજ્ઞાન ઉતારી ખુલ્લે પિંજરે સ્થિરતાના જ્ઞાન પ્રકાશ પૂર્યા-પિંજરાના મંડપમાં જ વસનારે સભામંડપો ગજાવ્યા નથી, પણ પક્ષીહૃદયના મંડપ શોધી તેમાં પોતાના પ્રાણના સૂર પૂર્યા છે.

વળી રમતઘેલાં રમત રમતાં 'રણુ ઘોઘલાં' સાથે 'રાજલાલ'ને રમાડતા રાજી થયેલા એ સાધકે લટકતે પિંજરે, 'લટકન' સામે 'લટેરાંને' અને 'લેલાં' સાથે લેવાંની-સંગરહાર લહેરાવી એટલું જ નહિ પણ 'વસંત વૈતાલિકા' વચ્ચે 'વરસાદી' અને 'વૈયાની' વેલો વધારી, તેની સામે 'શાગો' ને 'શીકરો' 'શીંગ પરથી શણગાર્યાં'-અને સરસતાના રસમાં 'સબજક' ને સુરખ સાથે સુરખાબને સેહાવ્યા અને હારોહાર-'હારેવા ને હરિયાળ' હિંચકા હિંચોળ્યા. ત્યારે જ પક્ષીપાલનના મહાપ્રાણ રૂપે રહેલો-('હ') પક્ષીપાલનની હદમાંથી નહિ પણ શોધમાંથી હળવો બન્યો, એમ કહીએ તે પહેલાં સુશીંદ નામના ઘોડાની હદ, ગુલકર નામની હય હદ પહેલાં મેદાન મૂકાવી જોઈએ.

ગુલકર નામનો કરડવાની જ આદત ધરાવતો 'ઘોડો'—સુધારવા કાકાને સોંપાયો.—જે પાસે જાય તેને એ ઘોડા પોતાના દાંતની નિશાની છાપીને જ મોકલે. આવી આદતથી અકારો ગુલકર, કાકાની નજર નીચે ગુલવા લાગ્યો.

ઘોડાને શબ્દોથી સમજાવી, તેની સાથે વાત કર્યાથી, ઘોડો પણ સુધરે છે. એ પ્રથા કાકાએ જ અપનાવેલી-માત્ર શબ્દો સંભળાવીને જ શરમાવી દેવો અને તેના પરિણામે-ઘોડો સુધરે નહિ તો સમજવું કે:—કાંતો ઘોડો બહેરો હોય-અગર તો કાકાની ભાષા ભણી શકતો ન હોય-ત્યારે જ બને.

ગુલકરના મુખ સામે ઉભા રહી-માત્ર થોડા જ દિવસમાં તેને તેઓ પંપાળીને થાબડી શકે તેમાં ગુલકરે વાંધો ન લેવો, તેટલું શીખવું. પછી વળી-થોડા સમયે પોતે તેના ઉપર ફરવા જાય-ફેરવવા જાય તેમાં પણ અડચણ ન કરવી.-પોતાના પુત્ર પ્રદ્યુમ્નનાં હાથમાં પણ તે જ ગુલકરની દોરી-લગામ ઝાલીને-સાધક જ તેને સવારી તો નિત્ય કરે તેમાં-વાંધો ન જ લેવાય તેમ પણ પઢાવી દીધું.

પણ ગુલકરનો જુદી જાતનો-એટલે શીખવ્યું ન શીખવ્યું કરી નાખે એટલે વળી અસલની આદતમાં, ઘણી વાર જઈ શકે, એટલે પછી જો કાકાનો હાથ અને આંગળાં ઉપર અવારનવાર તેણે દાંતની છાપો શરૂ કરી.-ઘોડાના દાંત વચ્ચે દબાતા, કચડાતા,





ચવાતા-લોહી નીતરતા હાથ કે આંગળાં જેમનાં તેમ રહેવા દઈને, ધ્રુજતા, પરસેવે નીતરતા કાકા ઘોડાને ઉપદેશેઃ—"ભાઇ ! ઝુલકર ! આમ ન કરાય, આ તો બાલક મત કહેવાય", હવે તું કરડવું ભૂલી જા,- એલા હવે-રેવા દે જો તો ખરો, આમ નો બહુ જ દુઃખે-છતાં-તારે સુધરવું તો જોશે જ" આવાં ટુંકાં વાક્યો ને અન્તે ઘોડો પોતાની પક્કડ છોડે એ શું શક્ય છે ? છતાં-કંચનભાઇએ તો એ શક્ય કર્યું છે-કરી બતાવ્યું છે."-અને ઘોડો જ્યારે પક્કડ છોડે ત્યારે હસીને, કરડાયેલો ભાગ-ઘોડાને બતાવતા કહેતા લાગેઃ—"ભાઇ ! તને કરડવાની ટેવ છે-તેવી મને પણ કરડાવવાની ટેવ પડી જાશે. માટે તારે ફાવે એવું કરડી લે પણ-પછી ટેવ તો નહિ જ રખાય." અમુક અઠવાડીઆ તો ઝુલકર શરમાયો છે અને સુધરી જ ગયો છે તેવુ વર્તન રાખી શક્યો-પરંતુ ગાડીમાં જોડવાના પ્રયત્ને તે પાછો અસલ સ્વરૂપે ઉભો રહ્યો-ત્યારે છેલ્લું બટકું ઝુલકરે લીધું-તેનું વર્ણન તો :કાકાની પ્રકૃતિ પુછવા ગયેલા ત્યારે સાંભળેલું-તે લગભગ તેઓના જ શબ્દોમા મૂકવાનો પ્રયત્ન છેઃ—

"ઝુલકરે તો ભાઇ, ભારે છેતરી દીધાઃ-સાવ ડાહ્યો થયો ને હવે તો કરડે જ નહિ એમ લાગ્યું-પણ ગાડી જોઇને પાછો ગાંડો જ થઈ ગયો. પછી તો ખીલે બાંધ્યો જ. તેને ફરીથી સમજાવવા માંડ્યો, પણ-ઝુલકર તો ખીલ્યા, ખૂબ ખીલ્યા...કાને તો સાંભળવું પડેને ! એટલે આખી ગરદન ઊંચી કરી પાછલા પગે ઊભો રહેવા લાગ્યો.-તો ય સમજાવવા જરાક મહેનત કરી, "જો ભાઇ ! ગાડીમાં જોડવા માટે તો તને અહીં રાખ્યો છે.-અને ગાડી જોઇને ગાંડા કઢાય ? હવે તો કરડવાનું ભૂલી ગયો છે-ત્યારે ગાડીમાં હાલીને ડાહ્યો થઈ જાને !" પણ-આજે ઝુલકરે સાધકના શબ્દો ઝીલવાનું બંધ જ કર્યું"-અને એકા એક બાર વર્ષે બાવો બોલે-તેમ કાકાની જાંગમાં દાંત પરોવ્યા-હવે તો એક પગે જ ઉભાઉભા, ઘોડાના પડખાને જ ટેકે હાથ ટેકવીને-ઝુલકરને કહેવા લાગ્યાઃ- "એલા !...તેં તો જુનવાણો જુલમ આદર્યો !"

આટલું ટુંકું શાંતિભર્યું વાક્ય સુનકર ઉશ્કેરાયો હોય તેમ-ગરદન ઉંચી કરી-સાથે કાકા પણ ઉંચકાયા ને રીતસર લટક્યા-એક પગનો ટેકો પણ ગયો-જેથી ઉંધે માથે લટકતા. હાથને ટેકે ટકીને-સંપૂર્ણ શાન્તિથી કહેવા લાગ્યો કેઃ-ભાઇ ! ઝુલકર હવે તો હદ થઈ !...એલા ! આમ છેતરીને બટકું ભરાય ?... આમ હોય નહિ ! જરાક વિચાર તો કર..." જાંગનું નીતરતું લોહી, છાતી ઉપરથી, પાછું વળીને ઘોડાના કાંખલા સુધી પહોંચ્યું-સાધકે એ પણ જોયું છતાં પોતાની અચલ સાધના અને ધીરજથી-ઝુલકર ઝંખવાયો હોય તેમ કાકાને છોડીને, મૂખ ફેરવીને ઊભો રહ્યો; એટલે સાધક પરાણે ઢસડાઈને ઝુલકરના મૂખ પાસે ગયા-અને લોહીનીતરતી જાંગ બતાવી કહેવા લાગ્યા કેઃ—"હવે હાલી શકાય એમ તો તેં નો રાખ્યું. પણ હવે કોઇને કરડાશે નહિ." પછી ત્યાં જ ખાટલો ઢળાયો, ને પાટાપીંડી પણ ઘોડાની સામે જ થયાં. હવે ઝુલકર ખરેખર શરમાયો છે તેમ સાધકે તેની આંખ અને ઉભા રહેવાની અદાથી કે છટાથી જાણી લીધું...એટલે ખાટલે રહીને કહેવા લાગ્યો કેઃ—"ઈ તો હોય-ભૂલ તો ભલે કરી-હવે આપણે એવું ન કરવું.-સમજ્યો ને, ભાઇ ઝુલકર !" વગેરે શબ્દોથી ખાટલે પડીને પણ ઝુલકરને સુધાર્યો તે પણ નીચેનાં નિત્ય વાક્યોદ્વારાઃ—"તેં તો પરાણે ખાટલે નાખ્યો...પણ હવે સુધરી જાવું પડશે,... કરડવાનું તો ક્યારે ય નહિ ચાલે." આવા સતત્ શબ્દપ્રયોગથી પોતે સાજા થયા બાદ એ જ ઝુલકર ગાડીમાં જોડાયો, ઝુલકરને હવે ગમે તે સારો હાંકનાર જોડે છે હાંકી શકે છે. તેની કરડવાની આદત નિર્મૂળ થઇ છે.

આવા સાધકના શબ્દ સ્વાદે કે રૂધિર સ્વાદે સુધરેલો-ઝુલકર ઝાઝું જીવ્યો નહિ-કારણ-તેનું મૃત્યુ નજીકના-અકસ્માતમાં જ ઊભું હતું. જેણે ઝુલકરને સદાનો વિયોગી બનાવ્યો —

આવા પ્રયોગોમાંથી પાર પામીને-પોતાની કઠ્ઠાવાડિમાં ફરાએલા 'કાકા'એ અનેક કાબરો પાળેલી-જેમાંથી એક જ કાબરને કાબેલ કરવા પાછળ પડ્યા



તે કામેલ કરી પણ ખરી. તેણે રાત દિન કર્યું જ જોયા વગર–કાબર જેવી કાબરને વાચા પ્રાપ્ત કરાવી–કાબરને બોલતી કરવી એ સાધારણ સાધના નથી. છતાં, " ૐ તતસત્ પરમાત્મા...જય ગુરુદત્ત " એ બે જ વાક્યોનો સ્પષ્ટ ઉચ્ચાર કરાવ્યો–તે કાબર અત્યારે પણ એ બે જ વાક્યો બોલીને, સાધકની સાધનાને જીવંત રાખી રહી છે......અને ત્યારે તો આદ્ય શંકરાચાર્યજીએ, પનિહારીઓને મંડનમિશ્રજીના નિવાસની નિશાની પુછી–ત્યારે તો એમ કહેવાયું કે:– " જ્યાં મેના પોપટની અખંડ વેદચર્ચા સાંભળો તે જ સદન મંડનમિશ્રજીનું જાણવું. "...પણ—કાબર જેવી કાબર બોલે—એ સદન કીયું અને કોનું ? આ બે પ્રશ્નો સાથે જ જન્મે છે.

સામાન્ય દૃષ્ટિએ તો એ સદન કંચનભાઇનું. પણ જો કંચનભાઇની દૃષ્ટિએ નિહાળાય તો તો સાધકનું તો કશું જ ન હતું–કારણ તેઓ તો, જન્મ્યા જીવ્યા અને સિધાવ્યા. પણ પક્ષી નિવાસમાંથી એ સદનનો પક્ષીઓમાં જેમ "કાકાકૌવા" તેમજ પક્ષીઓના પાલનમાં રહેલા "કંચનકાકા"ના પક્ષીઓનું જ ગણાયું. છતાં આગળ પાછળનો રહેલા બન્ને શબ્દોનાં 'કાકા'થી જ મઢાવી વચ્ચે જ કંચન નામ મુકાય તો જ પક્ષી વચ્ચે રહેનાર રાચનાર તે તો માત્ર "કાકા કંચનકાકા"જ હતા. અને પક્ષીઓના જ સદનમાં રહ્યા ને ગયા.

આપણે માનવીઓને તો પરસ્પરના દિલાસા, અને દુઃખ દર્શાવતાં "દહાડા" નામનું ઓસડ પણ છે. પરંતુ પક્ષીઓએ તો તેમના "કાકા"ને વગર દિલાસે અને વગર ઓસડે ગુમાવ્યા છે તેવું પ્રથમ દૃષ્ટિએ જણાય છે–છતાં સદ્દગતની પ્રસાદી પામેલા પ્રદ્યુમ્નનો પણ પંખીપ્રેમ સાથે સ્વર્ગસ્થની ભાવના પણ પક્ષીગણને દિલાસો અને સેવા અર્પવા સમર્થ છે.

સાધક પરલોકવાસી થયા તે પહેલાં, થોડા માસથી બિલકુલ બહાર ન જતા, તેમાં મુખ્ય કરીને તેમના પ્રયોગો (જટિલ દેહ પ્રયોગો) પણ છે, જે તેમના પુત્ર પાસેથી સાંભળ્યાથી ઉમેરાય છે.

સાધકને હાથે ખરજવું થયેલું, ખરજવું ખણવું અને જે કોઇ ચિંધે તે પ્રયોગો કરવા–પણ ખરજવું મટે નહિ—કોઇકે કહ્યું વિજળીના કિરણોથી ખરજવું બાળી શકાશે. "ખરજવું બાળી શકાય" એ વાક્યથી જ પોતે પ્રયોગ શરૂ કર્યો. તેઓશ્રીના ખંડમાં જ સળગતા અંગારા, ખરજવા ઉપર બીજા હાથે ગોઠવાયા, ખરજવું અને ચામડી બંને સાથે જ બળે છે. અને પ્રયોગ ચાલુ રહે છે—ચામડું બળવાની દુર્ગંધે કુટુમ્બીજને શોધ કરી, ને સૌ પહોંચ્યા એમની પ્રયોગશાળામાં–ને પુછ્યું " આ શું કરો છો ? " ચામડું બળે તેની વાસ પણ નથી આવતી ? તમે દાઝતા પણ નથી ?" જવાબમાં એકલું હાસ્ય વેરતા સાધકને કલ્પી શકાય તો કલ્પી જોવું–એટલે પુત્રે ફરીથી પુછ્યું: આ શું કરો છો ? અંગાર ઉપર આંખ રાખી કાકા કહે છે કે:—આ તો ખરજવું બળે છે ને બળી જવું જ જુવે ને—પુત્રે વળી કહ્યું કે:—ખરજવું તો ઠીક પણ ચામડી બળે છે. આનો અવળો પ્રયોગ કરો છો. સાધકનો જવાબ: ભલેને બળે, રેડીઅમ્ ચાલે છે રેડીઅમ્ આનું નામજ રેડીઅમ્ કહેવાય. મતલબ ખરજવું બળવું એટલે ચામડી બળી, અને બળી જાય એટલે મટી જ જાય ને ! એ તો મટ્યું જ ગણાય ને !

બીજો પ્રયોગ:—કોઈકે–" કાકા ! તમારમાં કેલ્શીઅમનું પ્રમાણ કમી છે, માટે સવાર સાંજ દુધમાં થોડું કેલ્શીઅમ્ શરૂ કરો તો ! કાકાએ કેલ્શીઅમનું ગુજરાતી જાણી લીધું–અને તરજુમો તારવી પોતે પ્રયોગ શરૂ કરવા માટે, (ચક્કીનો) મકાન બાંધવામાં વપરાતો ચુનો પાથરી તેમાં જ સુવા બેસવા લાગ્યા. દવા ચિંધનારે જાણ્યું કે:—અવધૂત મહાશય ! ચુનામાં જ રહેવા લાગ્યા છે, ત્યારે તુર્ત તેઓ આવ્યા અને કાકાને કહેવા લાગ્યા કે:—"કાકા ! મેં દવા ચિંધી હતી તે તો દુધ સાથે પેટમાં ખાવાની દવા છે. આતો તમો નવું જ નહિ પણ ન કરવાનું કરી રહ્યા છો, એ ઠીક નહિ " જવાબ હાસ્ય સાથે કહ્યું કે:–" આ ચામડીમાં તો કાણાં જ છે ને, તેમાંથી ચુનો પેટમાં જ ઉતરી જશે."

# ચૅકોસ્લોવાકીઆનો પત્ર

પ્રેગ, તા ૧૧-૪-૪૯

વ્હાલાશ્રી,

ઘણું લાંબા સમય પછી તમને પત્ર લખું છું રાજકોટ છોડીને આ પૂર્વયુરોપમાં વસતા પાંચ મહિના થઈ જવા આવ્યા

× × ગયા નવેમ્બરમાં અમે અહીં આવ્યાં, કેટલીયે વાર તમને પત્ર લખવાનો વિચાર કર્યો હશે, પણ કાંઈક કારણસર એ રહી જ જતું !

અહીંની દુનિયાના અનુભવો અનેક રીતે વિવિધ છે ગયા વર્ષના ફેબ્રુઆરી માસથી આ નાનકડા દેશમાં અજબ ક્રાંતિકારી ફેરફારો થયા છે. વિસ્તરતા લાલ રશિયાના તાજા જ અનેરીના દેશ તરીકે સામ્યવાદ વિષે આપણે જે જે વાતો સાંભળી હોય છે અથવા અટકળો કરી હોય છે તેનું પ્રત્યક્ષ ઉદાહરણ પૂરું પાડે છે વર્ગવિહીન સમાજરચનાના પ્રથમ પગથિયાં કેવાં હોય છે તે રોજે રોજ જોવા મળે છે દેશના ઉદ્યોગોનું ખેતીનું બૅન્કોનું, વાહન વ્યવહારનું વ્યાપારરોજગારનું, આરોગ્ય અને શિક્ષણનું—લગભગ જીવનના એકેએક પાસાનું રાષ્ટ્રીયકરણ થઈ ગયું છે, થોડું ઘણું જે બાકી છે તે થઈ રહ્યું છે

Planning–આયોજન એ કેવું કડક રીતે અમલમાં મૂકી શકાય, Control (અંકુશ) કેટલી સફળતાથી પાર ઉતરી શકે એ બધું અહીં જોવા મળે છે સીવવાના દોરાથી માંડીને પગના જોડા અને સાબુ —ટૂંકમાં જીવન જરૂરિયાતની એકે એક વસ્તુઓ રેશન થયેલી છે, જરાય ભેદભાવ આ વસ્તુઓમાં નથી ચાલતો અત્યારે આ દેશમાં નવો પાંચ વર્ષનો પ્લાન અમલમાં છે અને એને ચાર વર્ષમાં પૂરો કરવા ઉત્પાદનનાં એકેએક ચક્રો ગતિમાન છે બ્રિટન, અમેરિકાની એક વસ્તુ અહીં પ્રવેશવા નથી પામતી, પરિણામે વસ્તુઓ વિના નિભાવવું પડે છે, પણ પર દેશથી આયાત કરવા તેઓ નથી માગતા ચેક પ્રજાનો ઇતિહાસ પણ પોતાના સ્વાતંત્ર્ય માટે સતત લડતી આવેલી પ્રજા તરીકે અભ્યાસ યોગ્ય છે આજે જ્યારે પશ્ચિમની પ્રજાઓ અને રશિયા વચ્ચે સતત War of nerves ચાલી રહી છે, ત્યારે એ બન્નેની વચ્ચે વસી એ જુદા જુદા બળોનો અભ્યાસ કરવાની સુંદર તક છે. તેનો આંતરરાષ્ટ્રીય શેતરંજનો તલસ્પર્શી અભ્યાસ, સાથે આવી અનુકૂળતા એટલે અહીં ખૂબ ફાવી ગયું છે, કદાચ ત્રીજા વિશ્વ યુદ્ધનાં સાક્ષી ( Witness ) થવાનું પણ સદ્‌ભાગ્ય ( કે કમભાગ્ય ? ) સાંપડે !

ત્યાંના શું નવીન છે ? સમાચારો તો વાસી થઈ જાય ત્યારે અહીં મળે છે ગુજરાત અને સૌરાષ્ટ્રની દુષ્કાળની હાલતની કલ્પના કરી દિલ દ્રવે છે અને ત્યારે થાય છે : અત્યારે અમારું ખરું સ્થાન ત્યાં છે પરંતુ દરેક સ્થિતિ થોડી લભ્ય હોય છે ? અમુક મેળવતાં અમુક ગુમાવવું જ પડે છે.

હમણાં કાંઈ લખ્યું છે કે નહીં એ પ્રશ્ન સ્વાભાવિક તમને સ્ફુરશે. ઇચ્છા તો છે કે અહીંના વિવિધ અનુભવો અવારનવાર મોકલાવું એનાં વિચાર-વિસ્તાર માટે દૈનિક રોજનીશી વિગતવાર રાખું છું સાથે સાથે મારો Ph D, નો અભ્યાસ મે અહીંની યુનિવર્સિટીમાં શરૂ કર્યો છે, આશા છે કે ચેકોસ્લોવાકીઆના રહેવાસ દરમ્યાન એ પૂરો કરી શકીશ

× × × અવારનવાર પસાર થતા હિન્દીઓની અહીં મુલાકાત થાય છે, લગભગ ૧૫ જેટલા હિન્દી વિદ્યાર્થીઓ પણ અભ્યાસ કરી રહ્યા છે આપણને આશ્ચર્ય થશે કે આવડા નાના દેશમાં પણ Oriental Institute કરીને સંસ્થા પ્રો લેસની નામના મહાન સંસ્કૃત Scholar નીચે ચાલે છે, પૂર્વની જુદી જુદી ભાષાઓ પણ અહીં શીખવાય છે, હિન્દુસ્તાનીમાં રસ લેનારા ૧૦૦ ઉપરાંત વિદ્યાર્થીઓ છે !

જીવન થોડુંક મુશ્કેલ છે, ખાસ કરીને શાકાહારી માટે શાક-ભાજી વિનાના આ પ્રદેશમાં સમસ્યા ખડી થાય છે જે વસ્તુઓથી ટેવાયેલા હોઈએ એ વસ્તુ લાંબા વખત સુધી ન મળે ત્યારે એને માટે તાલાવેલી લાગે છે દા ત ભજિયાનું કોઈ નામ લે તો મોઢામાં પાણી આવે !

શિયાળો હવે પૂરો થવા આવ્યો છે સૂકા ઠુંઠા જેવા લાગતા વૃક્ષો અને છોડવાઓ ઉપર કોઈ જાદુઈ લાકડી ફેરવી ગયું હોય તેમ નવી કુંપળો ફૂટવા માંડી છે હવે ઋતુ છ મહિના ખુશનુમા રહેશે એમ કહે છે

★

[ ૭ ]

દયા અને પ્રેમ એ જુદી જ વસ્તુ છે. જે માણસ દયાથી પ્રેરાઈને કોઇ કામ કરે છે તે ખરા અર્થમાં ધાર્મિક ન કહેવાય. એ ખોટું કરે છે એમ નહિ પણ પ્રેમધર્મ જ એક એવો ધર્મ છે કે જેમાં માણસના હૃદયનું સાચું માપ નીકળી શકે. પ્રાણી ઉપર દયાની તો ઘણી વાતો આપણે સાંભળી. એક જણાએ પ્રાણી ઉપરના સારસાં પ્રેમની બનેલી વાત લખી છે. એમાંથી જાણી શકાય છે કે પ્રેમધર્મ હરકોઇ સમયે એના પાળનાર માટે સર્વોત્તમ જીવનરસાયન જેવો પદાર્થ છે.

એક માણસ હતો. તેની આંખને કાંઈ ખોડ આવી ગઈ. બન્ને આંખ ખોઈ બેઠો. અનેક દવાઓ કરી. કારી ન લાગી. આંધળો થઇ ગયો. એ માણસની સંભાળ લેવી પણ મુશ્કેલ થઈ પડી. ઘરના માણસને તો એ બોજા રૂપ પણ લાગવા માંડયો. પણ હવે થાય શું ?

એ માણસ પાસે એક કૂતરો હતો. આપણી શેરીમાં આખો દિવસ 'હડ ! હડ !' કરીએ છીએ તેવો નહિ. આ તો દિલોજાન દોસ્ત જેવો. કૂતરો એને સમજે, એ કૂતરાને સમજે. આ કૂતરાએ આ માણસની નોકરી ઉપાડી લીધી. બધે એને દોરીને લઇ જાય. હોટેલમાં લઇ જાય. સીનેમા જોવા લઈ જાય. બધે ફેરવે. પાછો ઘર ભેગો પણ કરે. ટૂંકામાં એ જ એનો પરમમિત્ર બની ગયો, પ્રેમ કોને કહે ? એમ ને એમ સાત વર્ષ ચાલ્યાં ગયાં ! એટલો-વારમાં તો બન્ને મિત્રો બની ગયા. એકને બીજા વિના ચાલે નહિ તેવા.

હવે આ આંધળાને એક વખત એક ડોકટરનો ભેટો થઈ ગયો. ડોકટરે એની આંખ તપાસી તેને કહ્યું. 'તું ધીરજ રાખે તો તારી આંખ હજી સારી થઇ જાય !' આંધળો તો રાજી રાજી થઈ ગયો.

પછી ડૉકટરે 'ઓપરેશન' કર્યું. અને ઇશ્વિરકૃપા તે આંખ પણ સારી થઇ ગઇ. ત્યાર પછી તો એ બધે જતો આવતો થઈ ગયો. કોઇની મદદની જરૂર હવે ન રહી. પણ પેલો કૂતરો હજી એની ભેગો ફર્યા જ કરે ! એટલું નહિ પહેલાંની પેઠે એનું બધું જ કામ પણ કર્યા કરે—કરતો હતો તે બધું. એના મનથી તો જાણે કે એને હજી પોતે જ દોરતો હોય તેમ એ માને ! આંધળો હતો ત્યાં સુધી તો ઠીક, દેખતો થયા પછી આ વસ્તુ આકરી લાગે તેવી હતી.

એક વખત કોઈ મિત્રે આ જોયું. એણે ટકોર કરી. આ તે શું ?

'ભલા માણસ ! આ વેવલી દયા શું કરવા ? કૂતરો હવે તમને દોર્યા કરે છે એવો ઢોંગ જાવા દો. બે ચાર દિ એને તગડો. એટલે એ સમજી જશે ! આ તો કોઈ મશ્કરી કરે તેવું હવે દેખાય છે !'

પેલા માણસે જવાબ વાળ્યો: 'તમારી વાત સાચી છે ભાઇ ! પણ આ પ્રાણી પાસે એક જ ભાષા છે. પ્રેમની. અને એ સમજે છે પણ એ એક જ ભાષા.

આવા વિશ્વાસ વડે જ એને જીવનમાં આનંદ આવે છે. એણે સાત વર્ષ સુધી મને દોર્યો હતો. એટલે હવે મારું કર્તવ્ય છે કે એના માટે—એની લાગણી માટે મારે થોડી અગવડતા વેઠી લેવી પડે તો વેઠી લેવી ! અને એને, ધીમે ધીમે નવા જીવન માટે તૈયાર કરતો જવો !'

પ્રેમ તો આનું નામ છે. માણસ માણસ

# બોધકથાઓ

— ધૂમકેતુ —





લોક સંસ્કાર જ્ઞાન પ્રદીપાવલિ

ધૂમકેતુ

મૂલ્ય રૂપયો એક

સામાન્ય સંસ્કારશિક્ષા પાડવાના ઉદ્દેશથી શ્રી ધૂ એ પોતાની લોક સંસ્કાર વલિની યોજના હેઠળ ન કરવા ધારેલી માળાની ત્રીજી પુસ્તિકા પ્રગટ થ આમાં એમણે કેટલીક ટૂચકા જેવડી—કેટલીક ટ તો વળી કેટલીક એ સહેજ મોટી એમ જૂના ઘોમાંથી નાના નાના પથ નની ધરતીમાં જે પચે તો આખું ઝગમગી ઊઠે એવ નાનાં ઘરેણામાં જડેલાં ર જેવા બોધથી ભરેલી વા સંગ્રહવામાં આવી છે. સરળ ભાષા છતાં તળપ ણાને લીધે મોહક બનેલી શૈલી ને દરેક વાતમાંથી ની સાથે ઝરતો વાર્તારસ તત્ત્વોને લીધે કિશોરોનાં ઘડતરમાં કુમારોમા અને ઓછું ભણેલા છે તથા પ્રૌઢ ખપે છે તેમને જ્ઞાન આપ મહત્ત્વનો ફાળો આપે છે તમારા ઘરમા આ સર્વને યોગી થાય એવું પુસ્તક વસાવજો.

——— પ્રાપ્તિસ્થાન :






સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૯ : 'નવરચના' વર્ષ ૧૪ : અંક છઠ્ઠો
સપ્ટેંબર : ૧૯૪૯

ક્રમ


| | | |
|---|---|---|
| ૧ શાસન કર્તાઓને | ધૂમકેતુ | ૭ |
| ૨ સમયનાં ક્ષીરનીર | રાજહંસ | ૯ |
| ૩ તોય અમે લડતાજ રહીશું | ઇવાન ટર્ગેનેવ | ૧૫ |
| ૪ ગુરુદેવઃ અમારે આંગણે | અનુ૦ રમણિક મેઘાણી | ૧૬ |
| ૫ બહારવટિયામાંથી બહાદુર સૈનિક | અ-યાત્રી | ૨૧ |
| ૬ પ્રણયસ્પર્શે (કાવ્ય) | સ્વપ્નસ્થ | ૨૪ |
| ૭ નજીક તો (કાવ્ય) | ભગીરથ મહેતા | ૨૪ |
| ૮ દુઃખનાં પોટલાં | ઈશ્વર પેટલીકર | ૨૫ |
| ૯ આકાશનું રહસ્ય-૨ | છોટુભાઈ સુથાર | ૩૨ |
| ૧૦ ચિત્તો | પ્રદ્યુમ્ન કે. દેસાઈ | ૩૫ |
| ૧૧ વિષપાન | અનુ૦ જયન્ત પરમાર | ૪૧ |
| ૧૨ ગઝલ-અને અમે ચાર | વ્રજલાલ ત્રિવેદી | ૪૨ |
| ૧૩ સને ૧૯૪૨ નાં સંસ્મરણો | પં. શ્રીરામ શર્મા | ૪૭ |
| ૧૪ લોકસાગરને તીરે તીરે | પરિવ્રાજક | ૫૪ |
| ૧૫ જાગીને જોઉં તો... | અ-કવિ | ૫૮ |
| ૧૬ રાણી મોપલ દે! | ધૂમકેતુ | ૬૧ |
| ૧૭ સંસ્કાર કથાઓ | ધૂમકેતુ | ૬૪ |
| ૧૮ ગ્રંથ સમીક્ષા | અ. મ. રા. | ૬૯ |


: વાર્ષિક લવાજમ :

દેશમાં : ૭-૮-૦ :: પરદેશમાં : રૂ. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ-૨
ભીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ : મુંબઈ-૨

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી હર્ષદલાલ મો. દવે
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ-૨
મુદ્રક : જયંતી દલાલભાઈ દલાલ : વસંત પ્રેસ, ઘીકાંટા રોડ,
પેલાભાઈની વાડી : અમદાવાદ.



## શાસનકર્તાઓને!

ધૂમકેતુ

તત્ત્વવેત્તા કૉન્ફ્યુશીઅસને કોઇએ પૂછ્યું: "સત્તા ધારણ કરનારા અધિકારીઓએ કેમ વર્ત્તવું જોઈએ કે જેથી સુશાસન સ્થાપી શકાય?"

કૉન્ફ્યુશીઅસે જવાબ દીધો: "પાંચ ઉત્તમ વસ્તુઓ એણે ગ્રહણ કરવી જોઈએ; અને ચાર દુષ્ટ વસ્તુઓનો ત્યાગ કરવો જોઈએ. એમ એ કરે તો એ સુશાસન સ્થાપી શકે."

'પાંચ ઉત્તમ વસ્તુઓ કઇ કઇ છે?'

કૉન્ફ્યુશીઅસે જવાબ આપ્યો: 'જ્યારે ઉડાઉ ખર્ચો કર્યા વિના લોકસંગ્રહનું કામ કરી શકવાની સગવડ સાદી યોજનાઓ અધિકારીઓ ઘડી કાઢે ત્યારે એ એક ઉત્તમ વસ્તુ થઇ. જ્યારે લોકોને ભાર ન લાગે એવી રીતે એની પાસે કરો લેવાની યોજનાઓ અધિકારીઓ ઘડી શકે ત્યારે એમની બુદ્ધિને ધન્યવાદ આપવો પડે એવી એ બીજી વસ્તુ એમણે ગ્રહણ કરી એમ ગણવું.'

'બે વસ્તુ થઈ. ત્રીજી વસ્તુ કઈ?'

'જ્યારે પોતે જે વસ્તુને લોક કલ્યાણ માટે આવશ્યક ને ઉપયોગી માને છે તે વસ્તુ કરવામાં પણ, વોરાભાઈનું નાડું પકડ્યું તે પકડ્યું, એવી કોઇ અતિ ઈચ્છાવૃત્તિ ન બતાવે, ત્યારે જાણવું કે એ ત્રીજી ઉત્તમ વસ્તુને સમજી ગયો છે. કારણ કે ઉત્તમમાં ઉત્તમ વસ્તુ હોય, છતાં લોકવૃત્તિ વિરુદ્ધ એનો આગ્રહ રાખવો એમાં એક જાતની સત્તા ઘેલછાનો જ અંશ રહ્યો છે. એટલે ડાહ્યા રાજદ્વારી અધિકારીએ, તે વખતે નાડું પડતું મૂકીને, ધીમે ધીમે લોકને કાં પોતાની ભૂલ સમજાય એવું કરવું અથવા તો એમની વૃત્તિ એ વસ્તુ માટે કેળવાય એવું કરવું. તો જ એ શાસન કહેવાય; નહિતર એ પણ સત્તા પ્રદર્શન ગણાય."

'ત્રણ વાત થઈ. ચોથી કઇ?'

"અભિમાની દેખાયા વિના, જ્યારે અધિકારી જન, અધિકારનું ગૌરવ જાળવી શકવાની, સહજ શક્તિ ધરાવતો હોય, ત્યારે જાણવું કે જેમ લોઢું ઘડતું એ લુહારના લોહીમાં રહ્યું છે, તેમ અધિકારને સમજવાનું, આના લોહીમાં રહ્યું છે. એ જ સુશાસન કરી શકે છે, જે શાસન કરતો નથી, શાસનને જાણે કે, પોતાનામાંથી પ્રગટાવે છે."

"હવે છેહી વસ્તુ રહી."

"શક્તિ તમામ કોઈને કોઇ પ્રકારની ભવ્યતાનું પ્રતીક છે. ભવ્યતા કોઇ દિવસ ક્ષુલ્લક બની શકતી નથી. કોઇ દિવસ ક્ષુદ્ર હોતી નથી. કોઈ દિવસ મિથ્યા ક્રોધમાં માનતી નથી.

આ પાંચ વસ્તુ જે સમજે ને કરે તે સુશાસન સ્થાપે."

'તમે આ પાંચ વસ્તુ કહી તે તો બરાબર છે પણ એના વ્યવહારૂપણા વિષે શંકા થાય તેવું નથી? પહેલી જ વસ્તુ તમે કહી તે હયો ખર્ચા અને કેટલીક વખત ઉડાઉ દેખાય તેવા ખર્ચા કર્યા વિના લોકકલ્યાણ સાધી શકાય ખરૂં? પૈસો તો ડગલે ને પગલે વેરવો પડે!'

કોન્ફ્યુશીયસે પ્રત્યુત્તર વાળ્યો:

"લોકકલ્યાણની કઇ વસ્તુ, લોક પાસેથી સહજ રીતે કરાવી શકાય તેમ છે, એ જાણવા માટે થોડી ઘણી બુદ્ધિની કસોટી તો કરવી પડે પણ એમ કરવાથી ઓછા ખર્ચે શું વધુ કામ ન થાય? એ જ પ્રમાણે દરેક વસ્તુનું રહસ્ય સમજવું રહ્યું. ઉદાહરણ તરીકે 'ભવ્યતા કોઈ દિવસ ક્ષુલ્લક બની શકતી નથી' એનો અર્થ શું સમજવો? તો એમ કે, જેને સત્તાનો શોખ નથી, પણ પોતાના પર આવી પડેલ એક ધર્મ તરીકે એનો સ્વીકાર કર્યો છે તે માણસ, ગમે તેવા ક્ષુલ્લક બનાવોની સામે પોતે ક્ષુલ્લક નહિ બને. પણ એ ભવ્યતા ત્યારે જ જાળવી શકશે જ્યારે એની પાસે માણસની મોટામા મોટી મૂડી—ચારિત્ર હશે તો! નહિતર એ પણ અધિકાર પદેથી રાક્ષસની જેમ ગર્જનાઓ કરશે અને એની દરેક ગર્જના વધારે ને વધારે નબળાઈ બતાવશે. ભવ્યતા કાંઇ દેખાવ કરવાથી ઊભી થતી નથી. એ તો માણસમાં વિલસતી હોય તો જ સાચી."

'બરાબર, પણ તમે જે ચાર વસ્તુ તજવાની કહી તે કઈ?'

'લોકની વૃત્તિને પૂરેપૂરી સંસ્કારી કરવાનો પ્રયત્ન કર્યા વિના, કે છેવટે એમને ... આજ્ઞાઓ આપ્યા વિના, એમના ઉપર ઘોડાં છોડી મૂકવા એ એક પ્રકારની ક્રૂરતા છે. સુશાસને વ્યવસ્થા સ્થાપવાની છે. ક્રૂરતા કરવાની નથી. લોકને તૈયાર કર્યા વિના એકદમ એમને જોતરે જોડવા લઇ જવા એ પણ સુશાસનની નિશાની છે.

પૂર્ણ વિચાર કર્યા વિના કાયદાઓ ઘડવા ને આજ્ઞાપત્રિકાઓ કાઢવી, અને પછી એમનો અક્ષરેઅક્ષર પળાવવાની નિર્દય કાળજી દાખવવી, એ પણ કુશાસનની જ રીત છે. અને ચોથી વસ્તુ આ માણસોની પાસે જે કામ લેવું તે કામનું પૂરેપૂરૂં મૂલ્યાંકન ન કરવું, એ શાસન કર્તાઓ માટે શોભાસ્પદ નથી.

અને છેવટે કોન્ફ્યુશીઅસે ગંભીરતાથી સમાપ્તિ કરતાં ઉમેર્યું: લોક ઉપર શાસન કરવાનો અધિકાર પ્રાપ્ત થવો એ એક પ્રકારનો ઇશ્વરી પ્રસાદ છે; એને એ રીતે જે સમજતો નથી તે કોઇ દિવસ સારો અધિકારી થઇ શકતો નથી.

કોઈ દૈવી શક્તિ પણ છે એમ જે જાણતો નથી તે કોઈ દિવસ શ્રેષ્ઠ અધિકારી બની શકતો નથી. જેને યોગ્યાયોગ્યતાનો વિવેક નથી તે માણસ અધિકારપદે હોય તો તેથી કાંઇ શ્રેષ્ઠ બની જતો નથી. અધિકારપદ કે કોઇ પણ પદનો મૂળ પાયો ચારિત્ર્યમાં જ રહ્યો છે

અને વળી જે અધિકારીને શબ્દની શક્તિનો ખ્યાલ નથી, અને બે નાડાવા આમ કે બે નાડાવા તેમ બોલ્યા કરે છે, તે અધિકારી જન કોઈ પણ દિવસ, માણસો વિષે અને સુશાસન વિષે કાંઈ પણ જાણતો નથી.

"અતિભુક્તિ રતિવોક્તિ સદ્યઃ પ્રાણાપહારિણી" એ સુભાષિત શાસનકર્તાઓ વિષે તો એક સાનેરી સૂત્ર સમાન છે બહુ બોલ બોલ કરવાથી અને પહેલાં અવિવેકી બોલ બોલી, પછી પાછા એને ફેરવ ફેરવ કરવાથી લોકમાં વાકર જાય છે. શબ્દમાંથી બળ જાય છે. શાસનમાંથી શ્રદ્ધા ઉઠી જાય છે. Without knowing the force of words, it is impossibele to know men."

*"Analects of conficlus" માંથી.

# સમયનાં ક્ષીરનીર

રાજહંસ

### આઝાદીનું પર્વ આવ્યું અને ગયું પણ પ્રજાના હૈયામાં આનંદ ન હતો

૧૯૪૭ ની પંદરમી ઑગસ્ટનો વિચાર કરતાં '૪૯ની પંદરમી ઑગસ્ટ કેવી નિસ્તેજ લાગી? જાણે દિવાળીનું ટાણું હોય છતાં ઘરમાં શોક હોય અને તે ટાણું ન ઉજવાય તેવી પંદરમી ઑગસ્ટ કેમ લાગી? કોઈ એનો ખુલાસો પણ મનને આપતા હશે કે '૪૭નો ઉત્સાહ કંઈ દર વર્ષે ચાલુ રહે? '૪૭એ આઝાદીનું પ્રથમ પર્વ હતું. હવે દર વર્ષે એ ટાણું આવવાનું એટલે ઘર કી મુર્ગી દાલ બરાબર થઈ ગઈ એટલે લોકોને શો ઉમંગ હોય? પણ આ દિલાસો સાચો નથી. દિવાળી દર વર્ષે નથી આવતી શું? કૃષ્ણજયંતિ દર વર્ષે નથી આવતી? કેટલા વર્ષોથી આ પર્વો ચાલ્યા આવે છે? છતાં લોકોનો ઉમંગ કેમ ઓછો થતો નથી! અને જે આઝાદી માટે હિંદનાં કરોડો નરનારી ઝંખતાં હતાં, બલિદાન આપ્યાં હતાં, એ પર્વનું ટાણું શું એવું સામાન્ય છે કે બે વર્ષમાં જ પ્રજાને એમા ઉમંગ ન રહે?

પરંતુ આઝાદી પાછળની પ્રજાને જે કલ્પના હતી, નેતાઓએ જે વચનો આપ્યાં હતાં એ બધું આજે કડડભૂસ થઈ ગયેલું પ્રજા જુએ છે. કોઈ સ્વજનનું મૃત્યુ થાય અને નિરાશા વ્યાપી જાય તેવી નિરાશા પ્રજાના હૈયામાં વ્યાપી ગઈ છે. હિંદની ગરીબ પ્રજા આઝાદ સરકાર પાસે કંઈ અમેરિકાની સમૃદ્ધિ માગતી નથી. પરંતુ એને મૂઠી ધાન જોઈએ છે. શરીર ઢંકાય તેટલા કપડાં જોઈએ છે, અને પછી રહેવા સારા પાંચ ફુટ ધરતી જોઈએ છે. પરંતુ આટલી ભીખ પણ એને ક્યારે મળશે તે કોઈ કહી શકતું નથી. આઝાદી એટલે સ્વતંત્રતા એમ એ સમજતી હતી પરંતુ આજે એ અનેક કાયદાથી એવી જકડાઈ ગઈ છે કે ડગલે ને પગલે પરતંત્રતા અનુભવે છે.

છતાં પ્રજા ભાંગી ન પડત. જે નેતાઓના બોલે એ જાન કુરબાન કરવા તૈયાર થતી હતી એ નેતાઓ એમનાથી ઊંચે ન વસ્યા હોત તો. પરંતુ ગઈ કાલના એ સેવકો આજે નાના મોટા દરબારો બની બેઠા હોય તેવા ઠાઠમાં રહે છે. અંગ્રેજ સરકારના રાજ્યમાં જે હોદ્દાઓ માટે સગવડો હતી તેથી વિશેષ આજે એમને જોઈએ છે. પ્રજાને એ એક મોઢે પાંદડાં ખાઈને જીવવાની સલાહ આપવા સુધી જઈ શકે છે અને બીજે મોઢે એ પાર્ટીઓ ઉડાવી શકે છે. છતાં પ્રજા ભાંગી ન પડત. આટલો એમનો વૈભવ કે સુખ સગવડ એ નિભાવી લેત. પણ પ્રજાએ જ્યારે જોયું કે સત્ય, અહિંસા, ન્યાય સમાનતાની વાતો કરનારનું વર્તન અસત્ય, હિંસા, અન્યાય અને અસમાનતાથી ભરેલું છે ત્યારે પ્રજાએ સમજી હાથ મૂકી છૂટે મોંએ પોક મૂકી. વાડ ચીભડાં ગળે ત્યાં હવે એ કોને કહેવા જાય? જ્યાં પ્રધાનો સામે ઘાલમેલ માટે તપાસ નીમાય ત્યાં બાકી શું રહ્યું?

ભલે છાપાવાળા શહેરના થોડા રિપોર્ટ ઉપરથી ઑગસ્ટની ઉજવણીનો ભભકો બતાવે, ભલે સરકારી મહેલોમાં રાષ્ટ્રધ્વજ ફરકાય, કોંગ્રેસની સમિતિઓ એમના ચોગાનમાં પ્રજાના સાથ વગર દેખાવ કરે; કરોડો લોકોએ આઝાદીની ઊજવણીમાં હર્ષ બતાવ્યો નથી. અને એની આશા મરી ગઈ હોય ત્યાં એને એ ઉજવવાનો ઉમંગ શો હોય?

### ખુલાસો, વિરોધ, અતિ વિરોધથી નહેરુ સરકાર આગળ વધશે?

છાશવારે છાપામાં સમાચાર આવે છે કે પાકિસ્તાનના અન્યાયી પગલાંનો હિંદની સરકારે હજાર, પંદરસો, બે હજાર શબ્દોના તાર દ્વારા વિરોધ કર્યો છે! ઈદના સંદેશામાં પાકિસ્તાની વડા પ્રધાન લિયાકતઅલીએ જણાવ્યું કે હિંદના કરોડો મુસલમાનો આઝાદ માનવી તરીકે ઈદ ઉજવી રહ્યા નથી. હિંદના આગેવાન મુસલમાનોએ એ ટીકાનો વિરોધ કર્યો એમ જાણ્યા પછી છેલ્લા સમાચાર મળ્યા કે એ બાબતમાં નહેરુ સરકારે સખ્ત શબ્દોમાં વિરોધ કર્યો છે। પછી આવી પંદરમી ઑગસ્ટ. હિંદના કરાંચીના એલચી-ખાતાના મકાન ઉપર હિંદનો રાષ્ટ્રધ્વજ ફરકનો





હતો તેથી મુસલમાન ટોળાએ વિરોધ કર્યો. કહે છે કે એ ટોળાના સંતોષ ખાતર પાકિસ્તાની ધ્વજ પણ સાથે ચઢાવવામાં આવ્યો. છતાં પ્રશ્ન ન પત્યો અને તોફાન થયું લશ્કરનો બંદોબસ્ત કરવો પડ્યો. ગોળીબારનો પ્રસંગ બન્યો. એક મુસલમાન માર્યો ગયો ત્યારે એને પાકિસ્તાની વડા પ્રધાને 'ગાઝી' રાષ્ટ્રધ્વજ ખાતર મારનાર કહીને બિરદાવ્યો! આપણી સરકારે એનો પણ સખત શબ્દોમાં વિરોધ કર્યો અને ઉલટા સમાચાર આવ્યા કે કરાચીમાંના હિંદુઓની ચાલતી પેઢીઓને નિર્વાસિતોની મિલકત ગણાવી પાકિસ્તાનની સરકારે કબજે લેવા માંડ્યો છે. પેઢીઓના રોકડ નાણાં, બેંકનાં નાણાં પણ પાકિસ્તાની સરકાર સ્થગિત કરી રહી છે એના વળતા જવાબમાં સમાચાર મળે છે કે આપણી સરકાર નિષ્ક્રિય નથી રહી, પાકિસ્તાન સરકાર પાસે એનો ખુલાસો માગ્યો છે!

આ બધા ઉપરાંત સતલજ નદીની નહેરનું કમિશન નિષ્ફળ ગયું, અપહૃત સ્ત્રીઓને પાછી મેળવવાનો હિંદ સરકારનો પ્રયત્ન નિષ્ફળ ગયો, પાકિસ્તાનથી અહીં નિર્વાસિતો તરીકે આવેલાની કરોડોની મિલકતનો પ્રશ્ન હજુ લટક્યા કરે છે, અને ત્યાંના વેપારીઓએ હિંદના કાપડનો બહિષ્કાર કરવાનો નિર્ણય કર્યો હતો, એમ ઘણા ઘણા પ્રશ્નો ચાલતા રહ્યા છે. માનીએ છીએ કે એ બાબતમાં પણ આપણી સરકારે ખુલાસો માગ્યો હશે કે વિરોધ કર્યો હશે! પણ હવે એ ખુલાસા અને વિરોધથી આગળ વધવાનો સમય શું નથી આવ્યો? વડા પ્રધાન લીયાકતઅલી તો ચોખ્ખું કહે છે કે પોતાને દુઃખે છે પેટમાં અને જગતને બતાવવા કૂટે છે માથું! જ્યાં સુધી કાશ્મીરનો પ્રશ્ન નહિ ઉકલે ત્યાં સુધી હિંદ સાથેનો સંબંધ સરખો થાય તેમ એ માનતા નથી. અને કાશ્મીરનો પ્રશ્ન પાકિસ્તાનને આખો લાડુ મળ્યા વગર ન ઉકલે તેવી પાકિસ્તાનની મતલબ છે. પંડિત નહેરુ કાશ્મીરનો લાડુ લિયાકતઅલીખાનના મોઢામાં ખોસવા તૈયાર છે! અને જો એ તૈયારી ન હોય તો પાકિસ્તાનના પેટમાં ચૂંકનું શળ જે ઊભું થયું છે તે કેવળ વિરોધ કરવાની કે જવાબ માગવાની ફાકીથી મટે એવું નથી. એ ચૂંક મટાડવી હશે તો પાકિસ્તાનને નેપાળાનો રેચ દેવાની જરૂર છે. એથી ઓછી કોઈ દવા કામયાબ નહિ નીવડે.

### શ્રી ભાથેજા પ્રાંતિક ચૂંકની એક નવી દવા દર્દ દૂર કરવા આપે છે

આપણા પાડોસીને જ ચૂંકનું દર્દ છે એવું નથી. આપણા પેટમાં પણ એ જોરથી ઉપડ્યું છે. કદાચ ચેપી હોય અને પાકિસ્તાનનો ચેપ આપણને લાગ્યો હોય કે આપણો એને લાગ્યો હોય તો નવાઈ નહિ! ભાષાવાર પ્રાંત રચના એ આપણી ચૂંકનું દર્દ એ દર્દની જુદી જુદી દવાઓ જુદા જુદા દાક્તરો બનાવે છે. પહેલું કમિશન નિમાયું તેણે તો એવો રિપોર્ટ આપ્યો કે ક્યારે ય ભાષાવાર પ્રાંતની રચના કરશો નહિ, બાકી આ ચૂંકનું દર્દ મટવાને બદલે વધીને હાર્ટ ઉપર એટેક કરશે અને એમાંથી હિંદ કાયમનો જીવ ખોઈ પાછું હતું તેમ પરતંત્ર બનશે પરંતુ એ દવા દર્દીએ લેવા ના પાડી એટલે જવાહર-સરદાર અને પટ્ટાભિની ટ્રિબ્યુનલ મળી ત્રણે ડોક્ટરોએ એક મત થઈ રીપોર્ટ આપ્યો કે ચૂંકનું દર્દ વાજબી છે, પણ હિંદનું શરીર હાલ એવું નાજુક છે કે દવાનો ડોઝ ખમી શકે તેમ નથી. એટલે દસ વર્ષ સુધી, હિંદની હોજરી તંદુરસ્ત થાય ત્યાં સુધી આ દર્દની દવા ન કરવી! કડવી દવા ક્યારે ય કોઈ દર્દીને ગમે છે કે હિંદના પ્રાંતોને ગમે? શ્રી મનુ સુબેદારે વળી એ દર્દની એવી દવા બતાવી કે પ્રાંતો જ કાઢી નાખો-બધી સત્તા હિંદ સરકારને સોંપી દો એટલે કશી ચૂંક જ ન રહે! હવે આ દર્દની નવી દવા રજુ કરવા દર્દી સમક્ષ શ્રી એચ. આર. ભાથેજા આવે છે. એ કહે છે કે હિંદના પાંચ પ્રાંત પાડો: (૧) ઉત્તર ભારત (કાશ્મીર, પૂર્વ પંજાબ, પતિયાળા, પૂર્વ પંજાબ સંઘ રાજ્યો, હિમાચલ પ્રદેશ, રાજસ્થાન અજમેર-મેરવાડા, કચ્છ અને દીલ્હી. એનું મુખ્ય શહેર દીલ્હી. (૨) મધ્યભારત સંયુક્ત પ્રાંત, મધ્યભારત સંઘ રાજ્યો, ભોપાલ, વિંધ્યપ્રદેશ, હિંદી ભાષી મધ્યપ્રાંત) (૩) પૂર્વ ભારત (આસામ, બિહાર



પશ્ચિમ બંગાળ, ઓરીસા, છત્રીસગઢ, પૂર્વસંઘ રાજ્યો) (૪) પશ્ચિમ ભારત (કર્ણાટક સિવાયનો મુંબઇ પ્રાંત, સૌરાષ્ટ્ર, બિરાર, મધ્ય પ્રાંતનો અને હૈદ્રાબાદનો મરાઠી ભાષાવાળો વિભાગ.) (૫) દક્ષિણ ભારત (મદ્રાસ પ્રાત, કેરાલા સંઘ રાજ્યો, માયસોર, તેલુગુ અને કાનડા હૈદ્રાબાદ.

આમ પાંચ પ્રાંતો કરવાથી ખર્ચ ઓછું થાય, આજે જે પ્રાંતો નાનામોટા છે તે લગભગ સરખા થાય. અને એક કરતાં વધારે ભાષાવાળા જે વિભાગો એક પ્રાંતમાં આવે તેમાં ભાષાવાર વહીવટ કરવા ભાષાવાર કમિશનર રહે અને તે આજે મ્યુનિ. અને લોકલબોર્ડો વહીવટ કરે છે તેમ સ્વતંત્ર વહીવટ કરે. એટલે ભાષાવાર વહીવટનો પ્રશ્ન પણ ઉકલે, ખર્ચ ઓછું આવે.

આમ જુદા જુદા ડોકટરોએ બતાવેલી દવાઓ ઓછેવત્તે અંશે દર્દને લાગુ થાય એવી છે. છતાં આપણે જોઇએ છે કે એકે ય દવા દર્દી લેવા ના પાડે છે. કારણ એ પણ મિ. લિયાકતઅલીની માફક દુઃખે પેટ અને કૂટે માથું એવું કરે છે. ભાષાવાર પ્રાંતની ચૂંક કંઇ લોકોની સગવડ ખાતર ઉપડી નથી: નવા નવા પ્રાંતો થાય તો હોદ્દાઓ મળે, પ્રધાનો થવાય, કમિટિઓમાં તાલ બેસે, ધારાસભ્યો થવામાં નંબર લાગી જાય! આ ચૂંકની દવા શોધે તે ડોકટરની આજે તો ખાસ જરૂર છે!

## ૦ સાબરમતી જેલમાં ગોળીબાર થયો તેમાં શી ચુક હતી તે સરકાર કેમ જણાવતી નથી?

મોટા ભાગના વર્તમાનપત્રોએ એક વાત તો જણાવી છે કે સામ્યવાદી કેદીઓ ઉપર સાબરમતી જેલમાં ગોળીબાર થયો તે ન્યાયી હતો કે અન્યાયી તેની વાત જવા દઇએ તો પણ એ ગોળીબાર વ્યાજબી હતો તેનો પ્રજાને ખ્યાલ આપવા સરકારે નિવેદન કરવું જોઇતું હતું! છાપાંની આ માગણી સરકારને બીલકુલ સમજાતી નથી. શા માટે સરકાર નિવેદન કરે! સરકાર પ્રજાની છે, પછી પ્રજા કેમ શ્રદ્ધા નથી રાખતી કે સરકાર જે કરે છે તે પ્રજાની માગણીને સમજીને કરે છે! કેદીઓએ યરવડા જેલમાં જવા ના પાડી, અહિંસાને બદલે હિંસાનો આશરો લીધો અને એ સંજોગોમાં સરકારને ગોળીબાર કરવો પડયો તેટલું બહાર આવ્યું તે ઓછું?

મુંબઈ સરકારને હમણાં હમણાં એમ વસી ગયેલું લાગે છે કે પ્રજાને રાજી રાખીને જો કંઈ કરવા જઈશું તો આ ગંડું પ્રજા કંઇ કરવા દેશે નહિ અને તેમના હિતનાં ઘણાં કામ રહી જશે, એટલે ડાંગના પ્રશ્નમાં પણ પ્રજાને પૂછયા વગર બે પ્રધાનોએ તરત નિર્ણય કરી દીધો. ગુજરાતના જિલ્લાઓની પુનરરચના કરી તેમાં પણ લોકોનો વિચાર ન કરતાં નિર્ણય કરી દીધો. પણ પોતે કોઇનું સાંભળતી નથી એવો આક્ષેપ ન આવી જાય એટલે એક અમલદારની એ અંગે તપાસ કરવા નિમણૂંક કરી છે. કમિશનો નિમવાં, રિપોર્ટ મંગાવવાં, ખાન તપાસ કરવી, આવાં આવાં અંગ્રેજ સરકારના હથિયારનો આપણી સરકાર વારસો લઈ શકી છે એટલે આના ઉહાપોહના પ્રશ્ન કેમ ઠંડા પાડી દેવા એ એને માટે મોટા ભાઇ મુશ્કેલ નહિ પડે! આ બધામાં તો ઠીક પણ કમ્યુનિસ્ટ જેવાં તોફાની તત્વો જેલમાં કાયદો હાથમાં લે ત્યારે તેને સીધા કરવા સરકાર કાયદાનો આશરો લે એનો જવાબ પ્રજાને આપવાનો હોતો હશે!

અને એ પ્રશ્ન ડાંગ કરતાં તો ભારે નથી ને કે છાપાંવાળા જણાવે કે સરકારે તે અંગે નિવેદન કરવું જોઇએ એટલે એ થી જઇને કરી નાખે? ડાંગ માટે ગુજરાતે કેટલો ઉહાપોહ કર્યો, પણ સરકારે મચક ન આપી તો સાબરમતીનો ગોળીબાર તે કોણ માત્ર? બે માણસો, બે તોફાની માણસો મરી ગયા તેમાં વળી ખુલાસા - શા ને નિવેદન શાં! પ્રજાએ સમજી જવું જોઇએ કે સરકાર કડક હાથે કામ લેવા માગે છે, પ્રજાને બધી વાતમાં વિશ્વાસમાં લેવાનું એને પસંદ નથી અને પેટમાં કંઇ ચૂંક હશે એટલે નિવેદન કરી હકીકત સ્પષ્ટ કરવા માગતા નથી!

## ગુજરાતમાં માસિકો ચલાવવા પોષાય તેમ નથી એવું કહેનાર કોણ છે?

'રેખા' બંધ થવાની જાહેરાત થઇ તે સાથે છાપામાં ધરતીકંપ થયો હોય તેવો વંટોળ ઊભો





થયો. નવાં નવાં ઊભા થયેલાં માસિકો બંધ થવા માંડ્યાં ત્યાં સુધી છાપાવાળાઓ ધીરજ રાખી શક્યા, પણ દસ વર્ષ જૂનું અને આગામી વિશિષ્ટતાથી પોતાનું સ્થાન કરી શકેલું 'રેખા' બંધ થાય છે તે જાણતાં છાપાવાળાએ એવી નોંધ લેતાં 'ગુજરાત હિંમતોણું છે' 'ગુજરાતને સંસ્કારની પડી નથી' વગેરે કંઈ જે સૂઝ્યું તે લખી નાખ્યું. પણ માસિકો બંધ થાય છે એ એક જ બાજુ તરફ નજર રાખી, છાપાંવાળાઓએ જે ગુજરાતને ગાળ દીધી તે કરતાં એમણે નવાં માસિકો શરૂ થયાં તે તરફ જોયું હોત તો એમના મોમાંથી એ ગાળ ન નીકળતાં 'વંદે-માતરમે' બાલ માસિક તરીકે 'રમકડું' કાઢ્યું અને તરત એની ૩ હજાર જેટલી નકલો નીકળવાં માંડી. કોઈ બાલ માસિક નથી આપી શકતું તેમાં ત્રિરંગી કાર્ડનો આપવા માંડ્યાં છે. 'રમકડું' બાલ માસિક માની એની નોંધ ન લેવી હોય તો 'યુગ દર્શન' તો ખરું કે નહિ! એનો પહેલો અંક પંદરમી ઑગસ્ટે બહાર પડ્યો છે ગુજરાતને મોડર્ન રીવ્યું આપવાનો ઉદ્દેશ એમાં જણાવ્યો નથી, છતાં એની ચિત્ર સામગ્રી અને લેખન સામગ્રી જોતા એની નકલ જણાઈ આવે છે.

અને ગુજરાતે ગૌરવ લેવા જેવી તો એ વાત છે કે 'યુગ દર્શન' શરૂ થયું તે પહેલાં એના તંત્રી ગુજરાત કાઠિયાવાડમાં લેખકોનો સંપર્ક સાધવા હવાઈ મુસાફરીથી ફરી શક્યાં. ઘણાં માસિકો નીકળ્યાં પણ મુંબઈના લેખકોએ પાર્ટીનાં દર્શન નહિ કર્યાં હોય તેવી બે ત્રણ પાર્ટી એ માટે ગોઠવાઈ. અને સાંભળ્યું છે તે પ્રમાણે નવા શરૂ થયેલા માસિકના તંત્રીને મોટર એલાઉન્સ સાથે ૮૪૦ રૂપિયા જેવો સારો પગાર છે. હાથ નીચે બે સહતંત્રીઓ ૨૫૦–૧૫૦ રૂપિયાના છે! ગુજરાત પાસે જ્યાં તાજો આવો ગૌરવ લેવા જેવો દાખલો હોય ત્યાં એ તરફ દૃષ્ટિ ન કરવી અને ગાંઠ માસિક મરતાં હોય તેના ઉપર મરસિયા ગાવા અને ગુજરાતને ગાળ દેવી એ શું છાપાવાળાની સૌજન્યતા છે?

છાપાવાળાંએ જો કહેવું હોય તો કહેવું જોઈએ કે છાપા ઉપર મૂડીવાદી પકડ આવી રહી છે! છાપાં ચલાવવાની જે પ્રવૃત્તિ લઈને બેઠા છે તેમણે હવે સમજી જવું જોઈએ કે મિલનો ઉદ્યોગ આવતાં જેમ ગૃહ ઉદ્યોગ નાશ પામ્યો, અને મહાત્માજી જેવા સંતે એને બચાવવા જિંદગી ખર્ચી નાખી પણ વણકરોના ઘરમાં સાળ ઓછી જ થતી ગઈ. છાપાંએ પણ આ સ્થિતિ પોતા માટે આવી રહી છે તે સમજી જવું જોઈએ. જ્યાં સુધી છાપાંમાં કમાણી ન હતી ત્યાં સુધી સેવાભાવિ, આરિકો, અને પંડિતોએ છાપાં ગૃહ ઉદ્યોગ તરીકે ચલાવ્યાં, આજે પણ એવી સાળો ચાલે છે. પરંતુ હવે છાપાંમાં કમાણી થઈ શકે છે એ હકીકત જોઈ એટલે મુડીવાદીનો ડોળો એના ઉપર પડ્યો છે. આજનાં અને આવતી કાલનાં મુડીવાદી છાપાં ગૃહઉદ્યોગ જેવાં નાના પાયા ઉપર ચાલતાં છાપાને ગળી જવાના છે તે સમજી જવાનો વખત આવ્યો છે. મૂડીવાદી છાપાં ગૃહઉદ્યોગ કરતાં એના કારીગરોને–લેખકોને–વધારે મહેનતાણું આપી શકવાનાં છે. મૂડી પાછળ હમેશાં લાગવગ છે એટલે એ જા. ખ, મેળવી એવી મોંઘી આવક કરી શકવાનાં છે કે ગૃહ ઉદ્યોગ એને પહોંચી શકવાનો નથી. અને એ મુડીની સાથે જ્યારે દૈનિક પત્રો ભળે ત્યારે તો બીજાને જીવવું અતિ મુશ્કેલ બનવાનું છે. દૈનિકપત્રો મૂડીવાદી તો છે, ઉપરાંત દૈનિક એ આજે ફોર્થ પાવર છે, એટલે એની એવી લાગવગ છે કે જા. ખ, ઉપર જ એ માસિક ચલાવી શકે, ગ્રાહક સંખ્યા ઉપર એને નજર રાખવાની હોય જ નહિ. આમ આ હરિફાઈમાં ગૃહ ઉદ્યોગ ક્યાંથી ટકવાનો છે?

એટલે મિલના કાપડથી જે દશા ખાદીની થઈ તે મુડીવાદી છાપાંથી ગૃહ ઉદ્યોગી છાપાંની થવાની છે. ગુજરાત શું, બધી પ્રજા સસ્તુ અને સારું શોધે છે. મુડીવાદી ઉદ્યોગ સસ્તુ અને સારૂ પૂરું પણ પાડી શકે છે. એટલે ગ્રાહકો મોંઘી અને ઓછી આકર્ષક ખાદી ખરીદવા કરતાં સસ્તુ અને આકર્ષક મિલ કાપડ ખરીદે છે તેમ 'યુગ દર્શન' ખરીદશે ત્યાં સુધી 'સંસ્કૃતિ' નહિ ખરી દે. 'રમકડું' ખરીદશે ત્યાંસુધી 'બાલમિત્ર' નહિ ખરીદે. આ સત્ય સમજીને જે ગૃહ ઉદ્યોગ ચાલુ રાખશે તે દુઃખી નહિ થાય, બાકી પસ્તાવાનું જ છે!

### સિનેમા ધારે તો પ્રજાના સંસ્કાર ઘડતરમાં કેટલો ફાળો આપી શકે તેનો 'છોટાભાઈ' જવાબ આપે છે

કલકત્તાના ન્યુ થિયેટરે સંસ્કાર ઘડતરના ચિત્રો આપીને દેશમાં પોતાનું સ્થાન શોભાવ્યું બનાવ્યું છે. અને બંગાળની ભૂમિના ચિત્રો ઉતારી બંગભૂમિને એણે દેશ સમક્ષ જે રીતે રજુ કરી છે તે માટે બંગાળ જરૂર એનું ઋણી રહેશે. હાલ એનું 'છોટાભાઈ' ચિત્ર મુંબઇ–અમદાવાદમાં ચાલે છે. શરદબાબુની એક નાની વાર્તા ઉપરથી એ ચિત્ર એવું સફળ ઉતાર્યું છે કે શરદબાબુ જીવતા હોત તો એના જેટલો હર્ષ બીજા કોઈને ભાગ્યે થાત. એક કુટુંબની જ વાર્તા અને સ્થળ પણ મોટે ભાગે ઘરનું આંગણું, એવું ચિત્ર ભાગ્યે જ ઉતર્યું હશે. વાર્તા નાયક દસેક વર્ષનો તોફાની રામુ. નાયિકા માતૃવત્સલ ભાભી, ખલ નાયિકા ભાભીની મા. બીજાં પાત્રોમાં મોટા ભાઇ, નોકર, નોકરાણી, નાનો ભત્રિજો અને ભાભીની નાની બહેન આટલાં કુટુંબનાં પાત્રોમાં વાર્તા ચાલી જાય છે. નાયક રામુ તોફાની હોવા છતાં મા જેવી ભાભી એનાં તોફાન નીભાવી લે છે અને એ કારણે સગી મા અને ધણીનો ખોફ વહોરી લે છે. વાર્તા એટલી કરુણ છે કે લાગણીપ્રધાન માણસની આંખમાંથી કેટલી વખત આંસુ નીકળી જશે તે કહેવું અશક્ય છે. કઠણ દિલના હૈયાં પણ પીગળ્યા વગર નહિ રહેવાનાં. છતાં જો એ ન પીગળે તો હૈયું જીવતું નથી એમ માનવું રહ્યું. ચિત્રમાં નથી ઇશ્કનાં ગાયન, જે છે તે પણ ભક્તિગીત છે. નથી લગનની વાત. નથી ફરનીચર કે ઇમારતોનું આકર્ષણ. નથી કપડાં–ઘરેણાંનો ઠારો. સામાન્ય કુટુંબ રોજ બરોજ જે રીતે રહે છે તે જ એમાં રજૂ થયું છે. ઓરમાન દિયર માટે ભાભીને કેટલું હેત છે એ એનો વિષય છે.

સિનેમા ધારે તો પ્રજાના સંસ્કાર ઘડતરમાં ઘણો ફાળો આપી શકે એમ વારંવાર કહેવાય છે, પરંતુ કેવી રીતે આપે એમ જો કોઈ પાદા' દ્વારા પૂછે તો એનો સચોટ જવાબ 'છોટાભાઈ' આપે છે.

### 'છોટાભાઈ'ના એ સચોટ જવાબની સામે પ્રજા કેવો જવાબ આપે છે?

અમદાવાદમાં 'છોટાભાઇ' નું હજુ પહેલું અઠવાડિયું ચાલે છે. તા. ૨૫મી ના રોજ ચાર વાગ્યાના શો–માં હું જોવા ગયો ત્યારે અર્ધા જેટલું થિએટર ખાલી હતું! 'છોટાભાઇ' અમદાવાદમાં આવે તે પહેલાં એનાં વખાણ જાહેર થઇ ગયાં હતાં. એનું ઉદ્‌ઘાટન પણ જાણીના ચિત્રકાર શ્રી રવિશંકર રાવળે કર્યું હતું. એટલે છાપાં દ્વારા અમદાવાદની જનતા જાણતી થઈ ગઈ છે કે શહેરમાં એક ઉત્તમ ચિત્ર આવ્યું છે. છતાં કેમ એની ઉપર દરોડો નથી? અમદાવાની પ્રજાને જે ઓળખે છે તેને આ દશ્યથી અફસોસ થાય તેમ પણ નથી. સંસ્કાર પોષક અને ઉંચી રસવૃત્તિવાળાં ચિત્રો હંમેશ અમદાવાદમાં ઓછા ચાલે છે. અમદાવાદમા મજૂર વસ્તી વિશેષ છે. અને એટલી કેળવણી મળી નથી કે આવા ચિત્રમાં રસ લઇ શકે. એટલે જ્યાંસુધી પ્રજાની કેળવણીનું ધોરણ વધે નહિ, રસવૃત્તિ ઊંચી ન આવે ત્યાં સુધી ન્યુ થિયેટરનાં ચિત્રો ઉત્તમ કલાવાળાં હોય અને સંસ્કાર ઘડતરમાં મોટો ફાળો આપે તેવાં હોય છતાં ટીકીટ-બારી ઉપર તડાકો પડે નહિ. આ જ્ઞાન ન્યુ થિયેટરના સંચાલકોને છે. છતાં વર્ષોથી પોતા સમક્ષ એક આદર્શ રાખીને એ જે પ્રયત્ન કરે છે તે માટે એને અભિનંદન છે.

પરંતુ આમ કેવળ છાપા અભિનંદન આપે તે પૂરતું નથી. પ્રજાની રસવૃત્તિ ઉંચી ન હોઇ એ એની કદર ન કરે તેમાં એનો દોષ ન કઢાય. પરંતુ જે સંસ્થાઓ સંસ્કારપોષકની પ્રવૃત્તિઓ ચલાવવાના ધ્યેયને વરી છે તેમણે આવા ચિત્રની કદર કરી અભિનંદન, ચંદ્રક કે માનપત્ર જેવું એ સંસ્થાને આપવું જોઇએ. આપણી સરકારો કેવળ પોલીસની ફરજ ઉપર બેસી ગઇ હોય તેમ કાયદાઓ ઘડયા કરે છે અને કોણે તેનો ભંગ કર્યો એ જ જોયા કરે છે તેણે સિનેમાની સેન્સરશીપની ચોકીમાંથી આવા સંસ્કાર ઘડતરના ચિત્રને જોઇ કેવળ 'પાસ' એટલું જ કહેવું પૂરતું છે? સરકાર જો સિનેમા ઉદ્યોગ પાસે

સારાં પિકચરની આશા રાખતી હોય અને ટીકીટ બારીને નજર-સમક્ષ રાખી ધંધામાં કશો ફાળો ન આપે તેવાં ચિત્રો તૈયાર થતાં હોય ત્યારે 'છોટાભાઇ' જેવું ચિત્ર જોઇ એણે હરખાવું જોઇએ. અને કોઇ પ્રકારે એની કદર કરી એ હર્ષ વ્યક્ત કરવો જોઇએ. સિનેમા સભાના એક સ્ટેજ ઉપરથી થોડા વખત ઉપર વડા પ્રધાનશ્રી બાળા સાહેબ ખેરે કહ્યું હતું કે કલાકારોને કદર કરતાં કદરથી વધુ પ્રોત્સાહન મળે છે. તો મધ્યપ્રાંત અને વરાડની સરકારે 'છોટાભાઇ'ને રંજનકરમાંથી મુક્ત રાખ્યું તેમ મુંબઇ સરકારને કેમ હજુ સુધી એ પગલું ભરવાનો ખ્યાલ આવ્યો નથી ! બંગાળની સરકાર જો આવી કોઇ કદર ન કરે તો એને માટે શરમ ગણાય. આવી કરમુક્તિથી એને ઝાઝી કમાણી કંઇ નથી થઇ જવાની, પણ એની કદર તો જરૂર થવાની છે સામાન્ય પ્રજા જ્યારે આવી કદર કરી શકે તેવી કક્ષામાં ન હોય ત્યારે શિષ્ટ વર્ગ અને સરકારની મુખ્ય ફરજ થઇ પડે છે

### યુનિવર્સિટી કમિશનના હેવાલથી એક મોંમાં પાણી આવે છે

ઉચ્ચ શિક્ષણના પ્રશ્ન નવેસરથી વિચારી જવા માટે ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણનના પ્રમુખપણા નીચે એક કમિશન નીમવામાં આવ્યું હતું અને તે કમિશને નવ માસમાં દેશની કેળવણી સંસ્થાઓ અને કેળવણીકારોની મુલાકાત લઇ પોતાનો રિપોર્ટ તૈયાર કરી હિંદ સરકારને સુપ્રત કરી દીધો છે. એ અહેવાલની સંપૂર્ણ વિગતો હજુ બહાર આવી નથી, પરંતુ તા. ૨૫ મીના રોજ ડૉ. રાધાકૃષ્ણને રશિયા ઉપડી જતા પહેલાં પત્રકાર પરિષદ યોજી હતી તેમાં જે મુદ્દાઓની મહેક સુધાડી તે સાચે જ મોંમાં પાણી લાવે તેવી છે. બહુ ગવાયેલી આજની પરીક્ષાઓને પાણીચું મળે એ જાણીને કોના મોંમાંથી પાણી નહિ છૂટે ? ઉચ્ચ કેળવણી લીધેલા જ સરકારના હોદ્દાઓ મેળવી શકતા. તેને બદલે આ કમિશને કહી નાખ્યું કે સામાન્ય મેટ્રિક થયેલો પણ આઇ. એ. સી. ની ઉમેદવારી કરી શકશે ! આજની શાપરૂપ પરીક્ષાઓને બદલે ભવિષ્યમાં અભ્યાસકાળ દરમ્યાન જ્ઞાનની કસોટીની પ્રથા શરૂ થશે તે વખતે યુનિવર્સિટીઓની પદવીઓને નોકરી મેળવવાના સાધન તરીકે ગણવામાં નહિ આવે. આપણી કેળવણીનો પ્રકાર ખાસ ભારતીય હોવો જોઇએ. જેથી યુનિ.માંથી બહાર પડતા વિદ્યાર્થીઓ ભારતીય જ્ઞાનના પ્રતિનિધિ સમા હોઇ શકે ઉચ્ચ શિક્ષણનું માધ્યમ પ્રાદેશિક ભાષામાં રાખવું જોઇએ. જ્યાં માતૃભાષા સમવાયી ભાષા કરતા જુદી હોય ત્યાં સમવાયી ભાષા પહેલી શ્રેણીથી શરૂ કરવી જોઇએ. માતૃભાષા અને સમવાયી ભાષા જ હોય ત્યા હિંદની કોઇ કલાસીકલ અથવા અર્વાચીન ભાષા શીખવવી જોઇએ

જ્યાં સુધી આપણી પ્રાંતીય કે સમવાયી ભાષાનો બરાબર વિકાસ થાય ત્યાં સુધી અંગ્રેજી તો રહેશે અંગ્રેજી કાઢી નાખવા માટે સમયની મર્યાદા બાંધી ન શકાય. કોઇ પણ આંધળા ધર્મઝનુન વગર સર્વ ધર્મ સમભાવ રાખીને ધાર્મિક તત્ત્વજ્ઞાન ધાર્મિક કેળવણી તરીકે શીખવવામાં આવશે પ્રાથમિક અને કોલેજ કેળવણીમાં સહશિક્ષણ રાખવું જોઇએ. પણ માધ્યમિક કેળવણીમાં છોકરા છોકરી અલગ રાખવા જોઇએ

યુનિવર્સિટી કમિશનનો આ રિપોર્ટ ૪૦૦ પાન જેટલો છે. ઉપરાંત ૧૦૦ પાન પરિશિષ્ટ છે. એમા કેળવણીનું માધ્યમ. ધંધાદારી કેળવણી શિક્ષણ, અનુસ્નાતક અને સંશોધનની તાલીમ, સહશિક્ષણ, ધર્મિક શિક્ષણ, વગેરે વિષયોમા સમાવેશ થાય છે.—આમ રિપોર્ટમા પરીક્ષાનો જે ક્રાન્તિકારક વિચાર, અને નોકરી અંગે ડિગ્રીનો મોહ જતો કરવાની પદ્ધતિ જોઇ પ્રથમ ક્ષણે નવાઇ લાગે છે પણ અંગ્રેજીની ચૂડ જો આપણા ગળેથી ન જાય તો ડિગ્રી વિનાનો માણસ શી રીતે એ તંત્રમાં ગોઠવાઇ શકે ? અને અંગ્રેજીને કેટલા વર્ષમાં દૂર કરી શકાય તે તો કમિશન કલ્પી પણ શકતું નથી !

હિંદી સરકાર પંદર વર્ષની મુદત નાખે છે
અને કમિશન એથી લાંબો દોર આપે છે
હિંદી સરકારે અંગ્રેજી પંદર વર્ષમાં દૂર કરવી



એમ નિર્ણય કર્યો છે, ત્યારે કમિશન એથી આગળ વધી ગમે તેટલો દોર આપે છે. આજે નિર્ણય કરનાર વર્ગ અંગ્રેજી ભણેલો છે એટલે એ મોઢે ગમે તેટલું અંગ્રેજી કાઢવાનું બોલે, પણ હૈયામાં એને લાગે છે કે અંગ્રેજી વગર ગાડી બેસાશે! બાકી ડૉ. રાધાકૃષ્ણન જેવા સમય વગરની વાત કરે એનો શું અર્થ? જો કોઈ બાબત માટે મુદત ન હોય તો કાર્યક્રમ શાને આધારે ઘડાય? છેવટ પંદર વર્ષની હિંદી સરકારની મુદત સ્વીકારવામાં આવે તો પણ રાષ્ટ્રભાષાનો ઉપયોગ સાથે સ્વીકારવો જોઈએ. નવા સરકારી નોકરોને એ ભાષાની ફરજિયાત પરીક્ષા હોવી જોઈએ. બાકી આજની રીતે તંત્ર પંદર વર્ષ ચાલુ રહે તો તે દિવસે પણ આજ પ્રશ્ન ઊભો રહેશે. સાચી વાત એ છે કે કેળવણીમાંથી મુખ્ય ભાષા તરીકે અંગ્રેજીને રૂખસદ આપી દેવી જોઈએ. ઉચ્ચ શિક્ષણ પણ માતૃભાષા દ્વારા અને રાષ્ટ્રભાષા દ્વારા નહિ અપાતું થાય ત્યાં સુધી અંગ્રેજીનું વર્ચસ્વ આપણા ઉપરથી જવાનું નથી.

★

# તોય અમે લડતા જ રહીશું!

ઇવાન ટર્ગેનેવ

અનુ. રવિશંકર મ. શુક્લ

કોઈક ક્ષુલ્લક પ્રસંગ પણ કોઈકવાર માણસની સમગ્ર દૃષ્ટિમાં પરિવર્તન કરી નાખે છે?

એક વખત ગૂંચવણોથી ઘેરાયેલો હું એક રાજમાર્ગ પરથી ચાલ્યો જતો હતો. મારા હૈયામાં ભારેભારે શંકાઓ ઉભરાઈ ગઈ હતી; હું સાવ ઉદાસ થઈ ગયો હતો.

મેં મારું માથું ઊંચું કર્યું...મારી સામે ઊંચાં પોપલર વૃક્ષોની બે હારોની વચ્ચે થઈ રસ્તો તીરની માફક દૂરદૂર સુધી દોડી રહ્યો હતો.

એ જ રસ્તા પર મારેથી દસ જ ડગલાં આગળ, ગ્રીષ્મના ચકચકતા તડકાથી બધું સોનેરી સોનેરી થઈ રહ્યું હતું ત્યાં, ચકલાંનું એક નાનું આખું કુટુંબ એક જ હરોળમાં કુદાકુદ કરી રહ્યું હતું, અને ખુશ કરી નાખે એવી હિંમત ને અદાથી ઠેકડા મારી રહ્યું હતું.

તેમાંનું એક ખાસ કરીને બાજુએ ઠેકતું હતું તેવામાં એ લગભગ ફાટી પડ્યું, પણ પોતે, ખુદ જમડાથી યે ન બનતું હોય એમ છાતી કાઢીને જોરથી ચીંચીં કરી રહ્યું હતું! વિજેતા—એ એક જ શબ્દ એને માટે યોગ્ય હતો.

એવામાં તે જ વખતે ઊંચે હવામાં એક શકરોબાજ ઘુમરીઓ ખાઈ રહ્યો હતો. તે કદાચ એ જ વિજેતાને ય ગળી જવાનો.

મેં જોયું, ખડખડાટ હસી પડ્યો, અને મારું શરીર ખંખેરી નાખ્યું મારા ગમગીન વિચારો એકદમ અલોપ થઈ ગયા; અને એને સ્થાને હિંમત, ધીરજ અને જીવવાની તમન્ના જાગી ઊઠયાં.

અને મારો શકરોબાજ પણ મારે માથે ઘુમરાઈ રહ્યો હોય તોયે કંઈ રહસ્ય નથી-...

ફગાવી દો એ બધાને, અમે તો હજુયે લડતા જ રહીશું!

શ્રી મૈત્રેયી દેવી કૃત 'મંગપુ તે રવીન્દ્રનાથ'માંથી

અનુ૦ : રમણિક મેઘાણી

'આજે આપને બહુ ઠીક નથી લાગતું !' મેં પૂછ્યું.

'એ વાતમાં હું તને મળતો છું. આ યંત્ર આજે કંઇક બગડ્યું છેઃ' ગુરુદેવે ઉત્તર આપ્યો.

"શું કરીશું ?"

"ખાસ કંઇ જ નહિ, પણ પાસેની પેટી અનાયાસે જરા આગળ ધકેલી દો, અને ખાસ તકલીફ જેવું ન હોય તો આ ચાદર જરા સરખી કરી પગ ઢાંકી દો. આ જુઓ, કોઇ ભદ્ર મહિલા પાસે આવું બધું કામ કરાવવું એ બરાબર નથી, ઓચિંતું કોઇ આવી ચડે તો એમ જ કહેશે કે આનામાં સભ્યતાનું ભાન નથી, શિવ્લરી નથી, તેમ છતાં જ્યારે આટલું કર્યું જ છે તો પેલી મારી દવાની ટોપલી જરા નજીક કરતાં આવો...મૂળ વાત તો હવે આ યંત્ર બગડવા માંડ્યું છે. વધુ કેટલો સમય ચાલશે કહો ? આજસુધી તો બરાબર જ ચાલ્યું છે, પણ હવે એ સત્યાગ્રહ માંડે તો દોષ કોને દેશું ? છતાં મારી એક વિનતિ છે કે જો બધું યે લેતો હો તો ભલે લે, પણ ભલો થઇને મારી આ આંખ ન લેતો, આંખ લઇ લઇશ તો રૂપ જોશે કોણ ? દત્તાપહારકે (દેનાર અને પાછું લઇ લેનાર) એક દિવસ ગળામાં સુર દીધો હતો, અને એ પાછો પણ લઇ લીધો, આજે તમે ગીતો સાંભળવા માગો છો, પણ ગાશે કોણ ? શિથીલ જીર્ણ દેહ આજે મારગમાં પડી જવા ચાહે છે, કાન તો લગભગ ગયા છે. એ પણ સહેવાશે, પરંતુ આંખ, એ ન જવી જોઇએ, એ જશે તો તારૂં આ આનંદમય જગત જોશે કોણ ?......

'આજ સવારે લખેલો પેલો કાગળ જે તને નકલ ઉતારવા આપેલો તે લાવ તો જોઉં ! વારૂ, તમારા બધાના અક્ષરો એક જ સરખા દેખાય છે એ કેમ થતું હશે ! બધા ગોળ ગોળ અક્ષરો ! છતાં પુરૂષોમાં સહુના વિધવિધ થાય છે. આમ કેમ ?'

"એ પૂછશો મા. આપના લખાણની નકલ ઉતારવા ઉતારતા હવે લગભગ સમસ્ત બંગાળ દેશના હસ્તાક્ષરો એક સરખા થવા લાગ્યા છે."

'શું કહું, કો'ક કો'કના અક્ષરો તો એવા હુબહુ મળી જાય છે કે બસ. સારૂં છે કે બેન્કમાં મારૂં ખાતું ખાલી છે. નહિ તો ચિન્તા થઇ પડત."

મહાદેવ આવીને ઊભો રહ્યો. ગુરુદેવે પૂછ્યું– "આનો શો અર્થ છે ?"

"—ભાણું કાઢ્યું છે "

"ન કાઢ્યું હોત તો યે વાંધો નહોતો. આજે મારે જમવું નથી. એ કરતાં ચાલો બેઠકઘરમાં આજે *હું વાંચી શકું તેમ નથી. માટે તું વાંચજે."*

× × ×

ચારે બાજુ ધુમ્મસ છવાયું છે. ધોધમાર વરસાદ શરૂ થયો છે. સામેની ઢોળાવદાર પર્વતમાળા ઢંકાઇ ગઇ છે. નજીકનાં ઝરણાં કલકલ કરતાં વહી રહ્યાં છે. કવિ દૂર સુદૂર જોતા સ્તબ્ધ બેઠા છે. તેઓ જ્યારે ચુપચાપ બેઠા રહેતાં—એવી ચંચળતા વિહોણી ઊંડી ચુપકીદીથી કે જેથી એમની ચોતરફ નિસ્તબ્ધતાનું પરિમંડળ રચાઇ જતી. જે રીતે બેઠા હોય તે રીતે કલાકોના કલાકો સુધી અડગપણે બેઠા રહેવા, જાણે એમને જરી જેટલુંયે હલવાની જરૂર નહોતી પડતી. એમની પાછળ અમે બે–માસી અને હું બેઠા હતા. રેશમ જેવા વાળ ઉપર પ્રકાશ પડે છે. શું અજબ જેવા–રેશમથીયે સુંવાળા એમના વાળ હતા !

—કેમ, તમે આવા ગોપનીય કેમ થઇ ગયા છો ? સામે આવીને બેસો. વગાડો તમારી પાસે રેકર્ડ છે !

તે દિવસે ઘણા ઘણાં ગીતોની રેકર્ડો વગાડી. તેમણે પણ પ્રત્યેક ગીત સાથે ગાયું, —"ગગને ગગને આપનાર મને કી ખેલા તব" બહાર આ લીલા જ તો અત્યારે ચાલી રહી છે. 'જટાર ગભીરે લુકાલે રવિરે, છાયાપટે આંકો એ કોન છબિરે' એ દિવસે એક બીજું ગીત પણ (રેકર્ડ) વગાડ્યું હતું, 'આમિ તોમાય જતো શુનিয়েছিলেম গান."



ગ્રામોફોન બંધ કર્યા પછી એમણે પોતે જ એ આખું ગીત ગાઇ સંભળાવ્યું "તોમાર ગાઉ જે કોતો શુનિયેછિલે મોરે, સેઇ કથાટિ તુમિ ભુલબે કેમુન કોરે, ઓગો સેઇ કથાટિ કવિ પોડલે તોમાર મને વર્ષા-મુખર રાતે ફાલ્ગુન સમીરણે"[૧]-પણ સુરતે ઓછો ઝાલી રાખી શકાય છે ? અને એ જ રીતે એની અદ્‌ભૂત માયાને પણ પકડી રાખી શકાતી નથી, તેથી એ સંધ્યાની માધુરી ખોવાઇ ગઈ. માસીએ પૂછ્યું કે-"સાચેજ શું યાદ આવશે ?" અને એમણે જરા હસીને પાછું વાળીને જોયું-

સ્નેહભરી એ નજર—"આવશે, સાચે જ યાદ આવશે. આ સામેના પહાડો પરની હરિયાળી વનશ્રી પેલા ઊંચા ઊંચા વૃક્ષો, પેલે દૂરને મારગે થઈને જતાં આવતાં પહાડી સ્ત્રી-પુરુષો,-દાદર પાસેના 'ટબ' માંનો જીરેનીયમનો છોડ અને સાંજ ટાણે દીવો પેટાવી થતાં સંકેતો બધું જ યાદ આવશે." અને એ મરક મરક હસવા લાગ્યા-"જાણું છું મંગપુ મારા સ્મરણમાં રહેવાનું છે—

"સેઇ કથાટિ કવિ પોડબે તોમાર મોને
વર્ષા મુખર રાતે, ફાલ્ગુન સમીરણે"

× × ×

અબઘડી મનમોહન આવ્યા હતા, આલુની સહાય લઈ મને સમજાવી ગયા કે અહીં સપ્ટેમ્બર મહિનો સારો હોય છે. સૌથી સારામાં સારો હોય છે. એ પછી તુરતમાં જ અહીં આ પહાડો પર ચેરી ફૂલ આવવા માંડે છે ને ? cherry ripe, cherry ripe, cherry ripe, a full and fair one come and try ? ચેરી ફૂલ આવવા શરૂ થાય છે ત્યારે તમારું આ સુસજ્જિત મહા વન જોવા જેવું થાય છે. તમારા મકાનમાં ચેરી વૃક્ષ છે ?

"છે. પણ ખાસ બહુ નહિ. પરંતુ મારમની બેઉ બાજુએ ચેરી વૃક્ષની હાર માળા છે, એ બધા યે એકી સાથે ફૂલોથી ખીલી ઊઠે છે-"

'હા. એકી સાથે ઝાઝાં ન હોય તો ચેરીનું રૂપ બરાબર નથી ખીલતું. એ દિવસોમાં ઘરમાં તાપણી કરો છો ? Log fire ? ઠીક સરસ લાગે છે એ તાપણી. આવીશું. ફરી સપ્ટેમ્બરમાં ને જોશું મંગપુનું મેઘમુક્ત અવગુંઠન વિહોણું મોઢું" ગુરુદેવે કહ્યું.

"પણ તમે ફરી સપ્ટેમ્બરમાં અહીં આવો એવો સંભવ બહુ ઓછો છે. આ જગ્યા બહુ જૂની થઇ ગઇ છે. અમે વધુ આશા રાખીએ તે યોગ્ય નથી. જેમ મકાન જૂનું થઈ જતાં તમે મકાન બદલાવવું પસંદ કરો છો, તે જ રીતે તમારી ચારે બાજુ જેઓ રહે છે તેઓ પણ જૂનાં થઇ જાય છે એ વાત ખરી છે !-" મેં પૂછ્યું.

મનોવિકસત ચાતે જ કહે છે શું ? આ બધી વાતોનો ઉત્તર તું પોતે જ નથી આપી શકતી શું ! જૂનું થઇ જવું એ એક હકીકત છે, એનો ઇન્કાર કર્યે નહિ ચાલે. પણ એથી જૂનું થવાથી જ મૂલ્ય ઘટી જાય છે એવું ઓછું છે ! માનવી અને મકાન શું સરખાં છે ? માનવી તો અચળ પદાર્થ નથી ! મન તો સદૈવ ગતિમાન છે. માનવી સાથેનો માનવીનો સંબંધ ટેબલ-ખુરસી ને બારી-બારણાં કરતાં જરા જુદી જાતનો છે એ વાત કેમ ન બોલી ? તને બધાયે ખિજવે છે અને તું ખિજાય છે ? આ બધી વાતો તું સાંભળે છે જ શા માટે ? સપ્ટેમ્બરમાં હું આવીશ અને ચોક્કસ આવીશ."

ઘણીવાર આ વાત સાંભળી છે કે કવિઓ સ્વભાવથી જ અસહિષ્ણુ હોય છે. કોઇ એક જ વ્યક્તિ લાંબા કાળ સુધી એમનું પ્રિય-પાત્ર રહી શકતી નથી, એ આજે જેને પસંદ કરે છે. તેને કાલે ઊઠીને દૂર હડસેલી દે છે પણ એ ફરિયાદ સાચી નથી. ગુરુદેવ તો અવિશ્વાસુઓ પર પણ વિશ્વાસ મૂકતા, એ જ એમની ટેવ હતી, પાછળથી કદાચ ભૂલ લાગતા. પરંતુ માનવી માટે અસહિષ્ણુ એ કદી રહ્યા નથી.

૧ મેં તમને એટએટલા ગીત સંભળાવ્યા છે કે તમે મને કઈ રીતે ભૂલી શકશો ? અરે એ વાતે જ તમે વર્ષા-ગુંજતી રાતે અને ફાગણનાં વહેતા સમીરે મને-કવિને યાદ કરશો.





તેઓ યથાર્થ કવિ હતા, અને તેથી તેઓ માનવીને સર્જતા હતા, માનવનાં મનની વાતોને શોધીને પ્રગટ કરી જાણતા હતા. તેઓ કેટલીક વાર એવા અવાંછિત અયોગ્ય માનવીઓને આશ્રય આપતા કે તે જોઈ આશ્ચર્ય ઉપજતું. આપણે જે સામાન્ય થોડીક કેળવણી અને સંસ્કાર પામેલા છીએ તેઓ મામુલી એવા એક નીચલા વર્ગના લોકોને ક્યાં સુધી સહ્ય કરી શકીએ છીએ? આપણામાંના જેઓ વિદ્વાન લેખે ખ્યાતિ પામ્યા છે તેઓ મૂર્ખને દૂર રાખે છે, જેઓ તેમને સાહિત્યિક યા કાવ્યરસ પિપાસુ માને છે, જેઓ એ બધામાં કંઈ સમજતા નથી, ને નિત્યના કામ તથા આહાર અને ઉંઘમા જ જીવન વીતાવે છે, તેઓને એ બધા વિદ્વાનો કઈ નજરે જુએ છે? બસો રૂપિયાની આવકવાળો એક્સો કમાનાર પ્રત્યે ઉપરથી કૃપાની નજરે જુએ છે. જેમને થોડીક શી બુદ્ધિ છે તે માને છે કે જગત–દુનિયા આખીના બધાયે અભણ લોકોનો એ શિક્ષક નીમાયો છે. પણ તેઓ! જો પાર્થિવ દષ્ટિએ જોઈએ તો બંગાળના એક સર્વશ્રેષ્ઠ કુટુંબમાં ખાનદાનીના ઉચ્ચ શિખરે રાજબાળની જેમ તેઓ પ્રગટ્યા જો રૂપ–સૌન્દર્યની વાત વિચારીએ તો એમનાં જેવું સૌન્દર્ય પણ માનવીમાં સંભવિત છે એ કોણ જાણતું હતું? ન પ્રભાતરલમ્ જ્યોતિરુદેતી વસુધાતલાત્૦ અપાર્થિવ જ્યોતિર્મય સૌન્દર્ય, અપાર્થિવ મધુમય કંઠસ્વર–પણ એ વાતેય જવા દો. અપ્રતિમ બુદ્ધિ, વિદ્યા, શક્તિ પ્રતિભાના જે સુદૂર ઉચ્ચ લોકમાં તેઓ હતા ત્યાંથી તેમની ચારે બાજુની સમતલ કેટલું નીચુ હતું તે વિચારતા આશ્ચર્ય થાય છે. છતાં એ જ ઉચ્ચ શિખરેથી એમણે એમની ચારે બાજુની નિમ્નભૂમિ પ્રતિ કૃપા દષ્ટિપાત નહોતો કર્યો, પણ તુષારાવૃત હિમાલયનું હૃદય ભેદીને જે રીતે નદી વહી આવે છે તે જ રીતે એમનાં હૃદય ઝરણુમાંથી ઊંડી કરુણા, મમતામય અન્તર્દષ્ટિ, અનન્તી સ્નેહધારા એકસરખી વહે જતી હતી. આ કોઈ કવિત્વપૂર્ણ ઉચ્છ્વાસની વાત નથી, પણ સંપૂર્ણ સત્ય છે. પોતામાં અને બીજાઓની વચ્ચે કેટલો અને કેવો પ્રકાર–પ્રભેદ છે તે તેઓ બરાબર સમજી શકતા હતા, છતાં એ પ્રભેદ એમને કોઈથી અળગા રાખતો નહોતો. જેઓ બધી યે રીતે ઘણાં પાછળ હતા તેવાઓ સાથે પણ તેઓ હૃદયપૂર્વક ભળતાં. એ એમનું ઈચ્છાપૂર્વકનું નમતું નહોતું, પણ એ જ એમનો સ્વભાવ હતો માનવીને પોતાનો કરતાં એમને આવડતું. તુચ્છતમ માણસ પણ તુચ્છ નથી–અસંપૂર્ણ બુદ્ધિવૃત્તિને અંગે ઘર–ખૂણે તુચ્છ બનીને પડેલો માણસ પણ અસાધારણ છે, તેને ઢંઢોળીને જાગ્રત કરી પ્રગટ કરતાં તેઓ જાણતા. એ પ્રગટીકરણ માત્ર કાવ્યનો કલ્પના પ્રદેશે નહિ, જીવનના નિત્ય વ્યવહારમાં–પ્રત્યેક વાતમા પ્રગટ થતું એમ જો ન હોય તો કઈ રીતે તેઓ અમારા જેવા માણસોનો નિત્યનો સાથ સહન કરે છે! સહન કરે છે શબ્દ ખોટો છે, આનંદ સહ સ્વીકારે છે. અમે તેમની પાસેથી ચાલ્યા જતા તો એમને માઠું લાગતું, એમની પાસે જતાં તેઓ સુખી થતાં. એ કેવી આશ્ચર્યની વાત હતી તે આજે સમજાય છે. સામાન્ય તમ માનવીનાં સુખ–દુઃખ પણ એમનાં જીવન આઘાત–પ્રત્યાઘાત જન્માવતા. તેઓ અમારા સહુના સુખ-દુઃખના સાથી બન્યા હતા. સ્વભાવથી જ. એ વાત સાચી નથી કે કોઈ માણસ એમને માટે જૂનો થઈ જતો, જે માણસ પોતે જ પોતાની પાસે જૂનો થઈ ગયો હોય, જેનું જીવન સુકાઈ ગયું હોય, તે પણ ગુરુદેવ પાસે આવતા રસભીનો સજીવન થઈ ઊઠતો

આજે યાદ આવે છે કે કેવી ખોટી રીતે અમે એમનો સમય બગાડ્યો છે અને એમને કંટાળો આપ્યો છે. તેમ છતાં તેઓ કદીયે અમારા પર અસંતુષ્ટ થયા નથી. હજારો લોકોની હજાર જાતની ટીકાઓ અને દખલગીરી સહન કરવા છતાં આટ–આટલું કામ કરવાનો સમય તેઓ કઈ રીતે મેળવતા એ વિચારતાં આશ્ચર્ય થાય છે. એક પ્રસંગ અત્યારેજ યાદ આવે છે. એક દિવસ શાન્તિનિકેતનમા કંઈક અત્યંત જરૂરી લખાણ લખતા હતા, હું એમની ખુરશીની પાછળ નીચે બેસીને મારી નિત્યની જગ્યાએ બેઠી એક ચિત્તે કોઈ માસિક વાંચતી હતી, ઓચિન્તુ ઓરડામાં કોઈ આવ્યું હોય એમ લાગ્યું. એમણે કહ્યું

"આવો બેસો !" અને આવનાર વ્યક્તિએ આસન જમાવ્યું. એ પછી લગભગ દોઢેક કલાક સુધી આગંતુક અજબ રીતે બોલ બોલ કરતો બોલ્યા જ કર્યો. ગુરુદેવ પાસે કંઈ જાણવા યા સાંભળવા આવ્યો હોય એમ લાગ્યું નહિ. પોતાના કામ વિષે ખબર કરવા આવ્યો હોય એમ લાગ્યું. એમના એ કામનાં મહત્વ વિષે કંઈ ખબર નથી, પણ એમની એ વાતો શક્ય એટલી વધુ નીરસ અને કંટાળો આપે તેવી થઈ ઊઠી હતી. તેમ છતાં એનો શ્રોતા અવિચલિત ધૈર્યથી ઉત્તર-પ્રત્યુત્તર કર્યે જતો હતો. જરાયે કંટાળો કે અસહિષ્ણુતાનું ચિહ્ન સુદ્ધાં એના મોં પર કે વાતોમાં દેખાતા નહોતા. જતી વેળા આગન્તુક કહેતો ગયો કે નશીબદાર કે તમારા મંત્રીને સપાટે ન આવ્યો નહિ તો ત્રણ મિનિટની મુલાકાત માંડ મળત" એનો પગરવ સંભળાતો બંધ પડ્યો. પછી ગુરુદેવ બોલ્યા—"ઓરે અન્તરાલ-વર્તિનીઃ લખાણ તો આજ પૂરું ન થયું, તેં મારો બચાવ કેમ ન કર્યો ?"

હું કઈ રીતે તમારો બચાવ કરું ? જેઓ તમારો બચાવ કરવાના અધિકારી છે તેમના વિષેનું મંતવ્ય તો સાંભળ્યું. તમે શા માટે ન કહ્યું કે મારે આજે કામ છે ?

કામ છે એ તો કહેવાની જરૂર જ ક્યાં હતી. એ તો એમણે પોતાની સગી આંખે જોયું જ હતું કે હું કામ કરું છું. છતાં ખબર છે મને વધુ નુકશાન નથી થયું. જ્યારે જોઉં છું હવે સાંભળવા જેવી વાત નથી, ત્યારે હું મનને Switch off કરી દઉં છું, મારા મનમાં ને મનમાં બીજું કામ ચાલુ રહે છે, તેમાં જરાયે વાંધો નથી આવતો, એ જ્યારે કલાકોના કલાકો બોલ્યે જાય, ને એમાનું અર્ધું યે જ્યારે કાને ન પડે ત્યારે શું કરું ? મનને 'સ્વીચ ઑફ' કરી દઉં, ને મન આપમેળે પોતાના બીજા કામે વળગી જાય છે.

બધી જ જાતના લોકોના સંપર્કમાંથી તેઓ આનંદ મેળવી શકયા, અને ત્યાં જ તેઓ અન્યાન્ય વિખ્યાત વ્યક્તિઓથી અજબ રીતે જુદા નિરાળા હતા.

એક બીજો પ્રસંગ યાદ આવે છે. એકવાર કલકત્તાના મકાનમાં 'વિચિત્રા' સભા સમક્ષ એમણે એક વાર્તા વાંચી સંભળાવેલી. સભા પૂરી થતાં થતાં ઠીક ઠીક રાત થઈ ગઈ હતી. તે પછી એક પછી એક સહુને મળવા હળવાનું પતાવતા એમનો રાત્રિ-ભોજનનો સમય વીતી ગયો હતો. ખેર. સહુના ગયા પછી તેઓ ભોજન કરવા બેસતા હતા તેવામાં કોઈ આવીને દરવાજા પાસે ઊભુ રહ્યું. ગુરુદેવને એક ટેવ હતી કે કોઈ બહારની વ્યક્તિની હાજરીમાં એમને ભોજન કરવું ગમતું નહિ, સામાન્યતઃ આપણે ત્યાં દેશની વિશિષ્ટ વ્યક્તિઓ પણ ખુલ્લા સ્થળે બેસી સહુની સામે તેલ મર્દન કરાવી શકે છે, ઓછામાં ઓછું સૌની હાજરીમાં ભોજન તો લઈ જ શકે છે, પણ ગુરુદેવની ટેવ, કુલિનતા જુદી જાતનાં હતા. નોકરો દ્વારા સ્નાનની વાત તો દૂર રહી, પણ કોઈ અપરિચિત યા અલ્પ પરિચિત માણસની હાજરીમાં યે ભોજન કરવું એમને રુચિકર નહોતું. એથી કોઈ બહારનું હાજર હોય ત્યારે ભોજનકાળ વીતી જવા છતાં અમો તેમને ભોજન પીરસતા નહિ આ નાની નાની વાતો સામાન્ય છે, છતાં સામાન્ય છે એનો ગૂઢાર્થ. એમાં એમનાં અંતરનાં વ્યવહારની સૂક્ષ્મ કુલિનતા દેખાય છે. ખેર, એ દિવસની વાત જ કહું—ભોજન કાઢ્યું, ને પેલા સજ્જન પણ આવીને ઊભા. એ વ્યક્તિની ક્ષમતા પણ અજબ હતી કે તેઓ કંઈયે કારણ વિના તદ્દન અવાંછિતપણે કલાકોના કલાકો સુધી રોકાઈ શકતા હતા. એમનામાં કંઈ ખોડ-ખામી કે સભ્યતાનો અભાવ હતો તેમ ન હતું, છતા એ એક પ્રકારની અણગમતી હાજરી હતી. ખેર, એ તો બેઠા જ રહ્યા, કોઈ કારણ વિના, કોઈ વાતચીત વિના બસ બેઠા જ રહ્યા. અમે એક પછી એક અધીર થઈ ઊઠયા, રાત ઘણી થઈ ચૂકી હતી, નિયમ પણ ચૂકાયો હતો. સરખી રીતે ભોજન પણ ન થયું, અમારો મનોભાવ અમે વ્યક્ત નહોતો કર્યો. છતાં સદ્દન છૂપાવ્યો હતો એમ પણ કહી ન શકાય. એ સજ્જન કંઈ સમજ્યા હતા કે નહિ તે તો એજ જાણે. અવ્યક્ત મનોભાવને સ્પર્શી જવાનું સામર્થ્ય





સૌનું હોતું નથી, પરંતુ કવિ તો બધું જ સમજી શકતા હતા. થોડીવારે પેલા સજ્જનમાં આખરે શુભ બુદ્ધિનો ઉદય થયો. એ ચાલ્યા ગયા. તે પછી ગુરુદેવે અમને કહ્યું:—

"તમારા સૌમાં આ એક મોટો દોષ છે કે તમે અસહિષ્ણુ છો. ગમતું તો બધાયે સહન કરી શકે, પણ જે અવાંછિત છે, જેને બિચારાને કોઇ ચાહતું નથી—ઇચ્છતું નથી. જે કોઇને પણ ગમી શકે તેમ નથી, પછી ભલેને એ એની પોતાની મૂઢતાને કારણે જ હોય, તેને જો તમે સ્થાન ન આપી શકો તો તે અત્યંત અકરુણ છે. એ શું ઓછો બિચારો હતો, વિચાર તો કરો! એને પાસે બોલાવવો એમાં કંઇ મોટી વાત નથી, પરંતુ જે અયોગ્ય હોય તેને પણ જરા સ્થાન આપવું જોઇએ?' એમના આ શબ્દો ઘણીવાર યાદ આવે છે. જીવનમાં જ્યારે જ્યારે સ્વભાવની ઉદ્ધતાઇએ બીજાઓની અવહેલના કરી છે, ત્યારે ત્યારે કાનમાં એમના શબ્દો ગૂંજી ઊઠે છે કે જે અયોગ્ય હોય તેને પણ જરા સ્થાન આપવું જોઇએ.

× × ×

બપોરે ઓચિન્તો શાન્તિનિકેતનથી તાર આવ્યો, સત્વર ત્યાં પહોંચવાની જરૂર હતી. તાર લઇને તેમની પાસે જઇને ઊભી રહી. તેઓ એક ચિત્તે વાંચતા હતા. પુસ્તક ખોળામાં મૂકી એમણે પૂછ્યું–કેમ શું ખબર છે?" મેં તાર આપ્યો, એ વાંચી થોડીવાર મૂંગા રહી એમણે પૂછ્યું–" તેં વાંચ્યો છે?"

"હા."

આવા ખબર તુરતમાં જ આવશે તે હું જાણતો હતો. તેથી જ તું જ્યારે પડેલ ચહેરે આવીને ઊભી રહી ત્યારે માન્યું કે અહીંથી જવાના સમાચાર જ હોવા જોઇએ. પરંતુ મનને ઉદાસ કરીને શું કરીશ કહે તો? કામ છે ભાઇ કામ! કહ્યુંને તમને, કે સપ્ટેમ્બરમાં ફરી આવીશ. જાઉં નહિ તો આવું કેમ? જવું યે સારૂં અને આવવું યે સારૂં. હું નથી માનતી એમાં? જે થવાનું જ છે તેમાં તર્ક કર્યે કંઇ ફાયદો નથી, એ કરતાં હસતાં હસતાં જ વિદાય આપ;"

એ દિવસે સાંજે પછી કંઇ વાંચવાનું ન થયું. વરંડા વચ્ચે ખુરસી ખેંચીને બેઠા હતા. ધીરે ધીરે રાત પડી. વર્ષા થંભી અને ધુમ્મસનું બંધન વિદારીને પાઇન વૃક્ષની પછીતે ચંદ્રોદય થયો. આછા અજવાળામાં સામેના પહાડો પરની વાંકી-ચુંકી સીમાન્ત રેખા દેખાતી હતી. ગાઢ નિસ્તબ્ધતા વચ્ચે માત્ર તમરાંનો એકધારો અવાજ ઝમ-ઝમ સંભળાતો હતો, ઠીક ઠીક વાર સુધી સ્તબ્ધ બેઠા રહ્યા તે પછી તેઓ બોલ્યા–' ના; માનવું જ પડશે કે આ સ્થળ અત્યંત નિર્જન છે. આવી સંધ્યા દિવસોના દિવસ જો એકલા વીતાવવાની હોય તો તેની વેદના, તેનો ભાર મનને ક્લાન્ત કરી મૂકે."

—" એકાદ ગીત ગાશો?" મેં કહ્યું.

—" કયું ગીત ગાઉં કહે?"

એ દિવસે ઘણી વાર સુધી એમણે આ ગીત ગાયું હતું—" પ્રભુ આમાર પ્રિય આમાર પરમ ધન હે ચિર પથેર સંગી આમાર ચિર જીવન હે." ગીતના સુર તો પકડી રાખી શકાતા નથી, અને નથી પકડી રાખી શકાતું એ વખતનું એ માધુર્ય મંડિત વાતાવરણ જેને સુર સર્જાવે છે. એ એક અજબ સૃષ્ટિ હોય છે. નિર્જન વનછાયામાં અસ્ફુટ ચંદ્રાલોક તો આ પહેલાં પણ હતો. પણ એ સુર ધ્વનિ અમને કોઇ અન્ય જગતમાં લઇ ગયો. ક્રમે ક્રમે સૌ આવીને પાછળ ગોઠવાઇ ગયા.—

અને ગુરુદેવનું ગીત ઉપડ્યું:—

"ઓગો સબાર ઓગો આમાર
 વિશ્વ હોતે ચિત્ત વિહાર
અન્તવિહીન લીલા જે તોમાર જનમ મરણ હે,
 તૃપ્તિ આમ'ર અતૃપ્તિ મોર
 મુક્તિ આમાર બંધન ડોર
દુઃખ સુખેર ચરમ આમાર જનમ મરણ હે.
 સકલ ગતિ માઝે આમાર પરમ ગતિ હે
 નિત્ય પ્રેમેર ધામે આમાર પરમ પતિ હે!"

× × ×

ક્રમશઃ

# +બહારવટિયામાંથી બહાદુર સૈનિક

જ-યાત્રી

**એ** વખતે સરહદી પ્રાંતો એક બહારવટિયાના નામે ધ્રૂજતા હતા. દિલાવર એનું નામ. એના માથા ઉપર મોટું ઇનામ હતું. હજી એ પકડાયો ન હતો. પકડાવાનો સંભવ પણ ઓછો હતો. એ વખતે પોતાની રાવટીમાં બેઠેલા યુરોપિયન અફસરને એક ઉડતો વિચાર આવી-ગયો: 'આ દિલાવરને પકડવા માટે એક વરસ થયાં આકાશ પાતાળ એક કરતા, એક સો માણસો ઘૂમી રહ્યા છે. પણ એ હાથતાળી દઈને દર વખતે નાસી જાય છે. ત્રણ દિવસ પહેલાં એ પેલી ભયંકર નદીના ખીણમાં બેઠેલ હોવાના સમાચાર મળ્યા. ચારે તરફથી ચોર પગલાનો ઘેરો નાખ્યો. ધીમે ધીમે ગોળાકાર ઘેરાને સાંકડો કરતા ગયા. બંદુકો નહિ નહિ તો દોઢસો એના ઉપર મંડાણી હતી. પણ વર્તુલ સાંકડું થતાં થતાં, જ્યાં બરાબર એ હાથમાં આવ્યાનું જાણીને, તાસીરો કર્યો, ત્યાં થોડાંક તેતર માત્ર ત્યાંથી ઊડી ગયા. અને બહારવટિયો તો ત્યાં હતો નહિ! એ ક્યાં ને કેવી રીતે અલોપ થઇ ગયો એની સમજણ હજી સુધી પડતી નથી, જશવંતસિંહે કહ્યું તે સાચું લાગે છે. એ આ પ્રદેશની નદીએ નદી, ખીણે ખીણ, ગુફાએ ગુફા, ખાડે ખાડો, ડુંગરે ડુંગરો ને રસ્તે રસ્તો જાણે છે. એ પકડાશે તો કેવળ દગાથી જ. બાકી એ પકડાઇ રહ્યો!'

પણ એ તો અનેક જુદ્ધ જોઇને બહાદુર બનેલો, અસલ ખાનદાની સૈનિક હતો. આવી દંદ યુદ્ધની મેદાની ને મર્દાનગી રમ્મતમાં, સો માણસ છતે દગો, રમવો પડે તો કદાચ દિલાવર પકડાઇ તો જાય, પણ એ એક બહાદુર માણસનું ખૂન કર્યા બરાબર ન કહેવાય? એક આવેશમાં આવીને એણે એક ખૂન કરી નાખ્યું. પછી એ ભાગ્યો. પછી એ બહારવટે ચડ્યો. આવેશમાં આવીને ખૂન કરનારા ને ઠંડી કાતિલ ભયંકરતાથી, લિમિટેડ કંપનીઓ કાઢી, પછી એને લીક્વીડેશનમાં લઇ જઇ, સેંકડો માણસોની અર્ધપાયમાલી ને એ રીતે ઠંડી ખૂનરેજી સરજી કાઢી છે એવા માણસો બાહોશ વકીલની વાચાળતાથી છુટી જઈ, સમાજમાં છુટા ફરે, આવી વાતને જ્યાં ન્યાયનો વેષ પહેરાવવામાં આવે ત્યાં આ એક દિલાવર થાય છે એ જ નવી નવાઇ નથી લાગતી? અહીં તો ખરી રીતે સેંકડો દિલાવર ઉભા ન થાય?'

પોતાની સૈનિક વિચારસરણીમાં એને લાગ્યું કે આ દિલાવરને જ શા માટે એક બહાદુર સૈનિકમાં ફેરવી ન શકાય? તેણે કાગળિયાં બગલમાં માર્યાં. પોતાની ચીરૂટ સળગાવી. રૂપેરી મુઠની તલવાર કેડે લટકાવી. તે પોતાના મોટા અફસરને મળવા ઉપડ્યો.

[૨]

ગોરામાં તુમાખી હતી પણ શાંતિ અને વ્યવસ્થિત વિચાર કરવાની શક્તિ પણ હતી. અફસરે વાત સાંભળીને કહ્યું: 'જો, લમ્સડેન એક વાત નોંધી લે, આ માણસ ખટસવાદીઓ બહારવટું કરતો હશે તો એ તને ને મને બેયને વેચી ખાશે. મશ્કરી આપણી થશે ને મજા એ કરશે. પછી જેમ તને તારી અક્કલ સુઝાડે તેમ કર. મુદત ઘણી ગઇ છે ને હવે આપણી નાલેશીનો વખત નજીક છે. ભૂલભરેલું પગલું ભરીશ તો આપણે બેય ભોંઠા પડીશું!'

'મેં એને જોયો છે સાહેબ! એનામાં ખમીર છે. ને ખાનદાની પણ છે!'

'તો ત્યારે કરી જો એક નવો નુસ્ખો. બાકી આ કાંઇ ઇંગ્લંડનો *ડીક ન હોય!'

લમ્સડેને એક વિશ્વાસુ માણસ શોધી કાઢ્યો. માફી આપ્યાની ચીઠી, સારી લશ્કરી નોકરીનું વચન, અને વિશ્વાસુ લશ્કરી જીવનને ધોરણે બઢતી, એ બધું પ્રલોભન ને ગંભીર વચનથી દરેક શબ્દે શબ્દ પાળ-

---

+ આજે ગુજરાતમાં લશ્કરી જીવનનો પાયો નાખવાની હીલચાલ ઉપડી છે તે વખતે અંગ્રેજીમાંથી ઉપાડેલી આ વાર્તા જીવનના શિસ્તપાલનના મહિમાની થોડી ઝાંખી કરાવશે; એમ ધારીને અહીં આપી છે. કાઠિયાવાડના ઉપયોગનો પણ એમાં ધ્વનિ છે

* ઇંગ્લંડનો પ્રખ્યાત Dick Turpin





વાની, બાઇબલ શપથી વાત એના મારફત એને પહોંચાડી. ઉપરાંત એટલું પણ કહેવરાવ્યું કે "એક વખત તું આવી તો જા! નહિ ફાવે તો તને સહી-સલામત પાછો તારા ડુંગરાઓમાં જવા દેવામાં આવશે!'

એને છાવણીમાં આવી જવા માટે એક ખાસ સંકેત પણ મોકલાવ્યો.

વચનની એ વખતે આજના જમાના કરતાં ઘણી વધારે કિંમત અંકાતી. શબ્દ તમામની શક્તિ અને પવિત્રતા બન્નેનું હરણ કરનારા ન્યાયાધીશો ને વકીલોનાં ઝુમ્મા ટોળાં હજી દેશમાં એટલાં વ્યાપક બન્યાં ન હતાં. એણે દિલાવરે કહેવરાવ્યું કે 'એક વખત હું અચાનક આવી જઇશ. પણ જો જો તમારું વચન ફરે નહિ!'

[ ૩ ]

એક દિવસ મધરાત ભાગ્યે એક માણસ સાહેબને મળવા આવ્યો એ વખત તો કાજળઘેરી વાદળાંની ઘેરાયેલી ભયંકર રજની હતી. દગો રમનાર માટે આના જેવી બીજી શોધવી મુશ્કેલ હતી. એક પળભર તો ચોકીદારો પણ ચમકી ગયા. આવનારનો કરડો ગર્વીલો ને ડંખીલો ચહેરો એમને સ્થાન છોડવાની જાણે ના પાડી રહ્યા હતા છતાં પેલો સંકેત શબ્દ એણે કહ્યો એટલે સાહેબને સમાચાર પહોંચાડયા. સાહેબ હજી જાગતા ઉંઘતા પડયા હતા.

સાહેબ શયનખંડમાંથી બહાર આવ્યા. પોતાના તંબુમાં પેલા માણસને બોલાવ્યો. તે ધીમે ચોર પગલે સાવધાનતાથી અંદર આવ્યો. લમ્સડેને એને જોયો. ઓળખ્યો નહિ.

'કેમ? શું કામ છે?'

'સાહેબ! તમે મને તેડાવ્યો હતો. મારું નામ દિલાવર!'

'ઓ...હો!' કહેતો લમ્સડેન ઊભો થયો. તેના હાથને હાથમાં લીધો. પાસેની ખુરશી ઉપર તેને લઇ ગયો. ધીમે ધીમે બન્નેના વચ્ચે વિશ્વાસુ વાતો ઉપડી.

પણ તમામ બુદ્ધિશાળીઓ માટે ચરવીરોને જે અવિશ્વાસ હોય છે એ અવિશ્વાસ દિલાવરના દિલમાં બેઠો હતો. તેને શંકા હતી. ક્યાંક એ સપડાઇ જાય નહિ! મરવાથી એ ડરતો ન હતો. દગો એને ભયંકર જણાતો હતો.

પણ ગોરો જેવો બહાદુર હતો તેવો વિચક્ષણ પણ હતો. એને ખબર હતી. આ આખો વર્ગ—ભલે ક્રૂરતા ને ચપળતા વાઘની ધરાવે. સમજણ તો એની પાસે બાળકની જ રહેતી. એટલે એણે વિશ્વાસ પ્રેરે તેવા પણ મક્કમ અવાજમાં કહ્યું: 'જો દિલાવર! અહીં દગાની વાત નથી. પણ તારી બહાદુરીનો ઉપયોગ કરીને તને સારો સૈનિક બનાવવાનું મેં મોટા સાહેબ પાસે બીડું ઝડપ્યું છે. વેણ મારું માને તો અમારામાં ભળી જા. અમે તને પકડી શક્યા નથી. પણ પકડી નહિ જ શકીએ એવું બનવાનું નથી. તે દિવસે પસ્તાવાનો પાર નહિ હોય. જિંદગી તેં હોડમાં મૂકી છે. અમારી સાથે લડાઇ મેદાનમાં જ એને હોડમાં મૂક ને એમાં તને ફાયદો થશે. તારાં બૈરી છોકરાં તને મળશે શાંતિનો રોટલો તું રળશે. ને ભાગ્યયોગે વૃદ્ધાવસ્થા આવી તો ટાઢેછાંયે બેઠો કાવા કોફી પીશે હુક્કો ગગડાવશે. ને કેટલા માનપાનનું ભથ્થું મળશે. વિચાર કરી જો.'

દિલાવરની નજર સમક્ષ એક શાંત સ્વસ્થ પણ બહાદુરી ભર્યા સૈનિક જીવનનું ચિત્ર ખડું થઇ ગયું. પોતાની રૂપભંડારી રાણીને એ સલામત બનાવતો હતો. છોકરાં બાપને જોતાં હતાં. એને પણ આ રખડપટ્ટી કાંઇ ગમતી ન હતી, પણ એનું સ્વમાન ઘવાતું હતું.

'અને જો...તારું માન. છે તેવું ને તેવું રહેશે. કાઇ આંગળી ચીંધે એ વાતમાં માલ નથી!'

પણ જવાબમાં ગોરાએ એક નિર્ણય, ઉપેક્ષા ભરેલું, મોટું, પાછા પાતળું હાસ્ય સાંભળ્યું: 'હું અંગ્રેજનો સિપાઇ? ના ના ના. આ જન્મારામાં તો નહિ. સો જન્મારામાં પણ નહિ! અંગ્રેજનો હું સિપાઇ!

અને એ જવા માટે ઊભો થઇ ગયો. પણ જેવો તે રજા લઇને ચાલ્યો કે પાછળ ગોરાનો નિર્ભય અવાજ આવ્યો: ' તને કોઈ રોકશે નહિ જતી વખતે. પણ હવે પછી હું તને પકડીશ ત્યારે આટલું નોંધી રાખજે. તને કોઇ બચાવી નહિ શકે. અમે પાંચ પચીસ નાસીપાસ થઇશું. પણ સૈન્ય આખું પડયું છે. જા હવે તું જવું હોય તો. પણ કોઈ વખત દિલ ફરે તો હજી આવજે—લે,' ગોરાએ પોતાનો હાથ એના હાથમાં આપ્યો: ' આ હાથ તારો હાથ પકડી લેશે. તને ખબર લાગતી નથી, તારા બાપના બાપે અમારા બાપને ૧૮૫૭ માં બચાવ્યા હતા. આવજે દિલાવર ! અહીંના બારણાં તારે માટે જ્યારે આવીશ ત્યારે ખુલ્લાં હશે ! જા, કોઇ જાતની શંકા ન રાખતો. ક્યાંય દગો નહિ હોય. ક્યાંય નજર તપાસ પણ નહિ હોય, જા ! '

દિલાવર સીધો ને ટટ્ટાર જેવો આવ્યો હતો તેવો ચાલ્યો ગયો. ડુંગરાનાં શિખર કોઇ દિ નમ્યાં છે ! બહારવટું લેનારા નમે ખરા ? એ તો મરે ને સ્વર્ગે ચડે' એની આ સમજણ એને દોરી રહી હતી.

[૪]

'૭ અઠવાડિયાં એ વાતને વીતી ગયાં. દિલાવરનો કોઇને કાંઇ પત્તો લાગ્યો નહિ. પણ ત્યારપછી એક વખત એ આવી ચડયો. એ જ પ્રમાણે અકસ્માત ને મધરાતે. આ વખતે તો એની પાસે સંકેત પણ ન હતો. પણ દિલાવરની રીત દિલાવરની હતી. એ જાણે જમીનમાંથી જ નીકળી આવતો !

એને આવેલ જોઇને ગોરો આશ્ચર્યથી એની સામે જોઇ રહ્યો; 'કેમ ! દિલાવર ! શું છે હવે ? વિચાર તેં કર્યો મારી વાતનો ! તારા ઉપરની જૂની પ્રીતિ મને આ બધું કરાવી રહી છે ! '

' સાહેબ ! હું આવું તો ખરો. પણ એક વાત હું નહિ કરું ! '

' શું ? '

ગોરાને થયું કે હવે એ કાંઇક અશક્ય માગણી મૂકશે, ' મને સાહેબ ! તમારાં સપાઇડાં હાર 'પરેટ' માં ઊભા રહેવાનું નહિ ફાવે. એ મશ્કરી મને મારી નાખે ! વળી મારે ભાગવું પડે ! '

' અરે ! જા રે ઘેલાભાઈ ! પરેટ તો પંદર દિની. એમાં તે શું ? પણ જે હમેશાં એકલા વિના બગડો ન આવડે. તને ઊભા રહેતાં આવડશે તો લશ્કરનાં લશ્કર દોરતાં આવડશે. હું એ રીતે જ આંહીં બેઠો છું ! તારા જેવો જુવાનજોધ ડરીડરીને આનાથી ડર્યો ? સિંહને મારનારો શિયાળથી ભાગે એવી આ વાત થઇ!'

એવી રીતે હસતાં હસતાં દિલાવરનું દિલ જીતાઈ ગયું. તે સૈન્યમાં એક વિશ્વાસુ સૈનિક થઇ રહ્યો.

[ ૫ ]

પરંતુ એ જમાનો તો જુદ્ધથી ભમતો હતો. એ વખતે ચિત્રાલનું જુદ્ધ ચાલી રહ્યું હતું. ત્યાં એક એવા માણસને માહિતી મેળવવા માટે મોકલવાનો હતો જે બુદ્ધિશાળી હોય, અને બહાદુર તો હોય, પણ ડુંગરી જીવનનો એવો તો જાણકાર હોય કે એના પોતાના અનોખે માર્ગે એ રસ્તો કાઢે.

એ વખતે દિલાવાર ઉપર સૌની નજર પડી. એ ચિત્રાલ જવા ઉપાડયો. સાથે એનો એક સાથીદાર હતો.

બન્ને માહિતી મેળવવા ઉપડયા હતા. મૃત્યુ એમના કપાળમાં હતું. માત્ર વજ્જર છાતી જ એમાંથી એમને ઉગારે તેમ હતી. વજ્જર છાતી લઇને બન્ને સાથે ચાલ્યા.

પણ એ બન્ને આવી રહ્યા છે એ ખબર પહેલાંથી જાણે પહોંચી ગયા હતા.

ત્યાં એ પ્રદેશમાં બધે એક કહેવત ચાલુ હતી: "પહેલાં અંગ્રેજનો એક માણસ આવે છે શિકાર કરવા પછી બે આવે છે નકશો કરવા. પછી ત્રણ આવે છે દેશ સેવા માટે. જે પહેલો શિકાર કરવા આવે તેનો જ શિકાર કરી નાખવો."

એટલે દિલાવર પકડાય તો મૃત્યુ અનિવાર્ય હતું. હવે આ બન્ને બહાદુરોએ જોઇતી માહિતી મેળવી. પણ એમના આંહીં હોવાના શંકા સમાચારે એમને કઠિનમાં કઠિન માર્ગ લેવો પડયો. ચોવીસ હજાર ફીટ ઊંચી હિમાદ્રિના ગગનચુંબી ટેકરીઓ હિંદ અને





ચિત્રાલને વિભક્ત કરતા ત્યાં ઊભી હતી. માત્ર એક જ માર્ગ હતો. એ મૃત્યુ માર્ગ જ કહેવાતો. એ માર્ગે જ પાછા ફરાય તો ફરાય.

ન ફરાય તો આવ્યું અફળ જાય. એક વખતનો બહાદુર બહારવટિયો જીવનના જોખમે આ માર્ગ ઓળંગવાનું સાહસ કરવા તૈયાર થયો.

પણ ચારે તરફના માર્ગને રક્ષતી ટેકરીઓમાં બંદુકો બેઠી હતી. વિંધી નાખે તેવી.

એ માર્ગ ઓળંગતાં પહેલો એનો દોસ્ત ગોળીનો ભોગ થઇ પડયો. ચૂં ચાં નો વખત ન હતો. થોભવાનો પણ સમય ન હતો. એને ત્યાં પડતો મૂકીને ચાલવાનું જ રહ્યું હતું.

અનન્ત જંગલમાં એને રાખી દઇને વજ્જર દિલ કરી દિલાવર ચાલી નીકળ્યો. બહારવટિયામાંથી સૈનિક બનેલા માણસે ખંગ વાળી દીધો. પોતાની સ્વજન લાગણી એણે કર્તવ્યની વેદીને અર્પી દીધી. એને કામ પાર પાડવાનું હતુ. રડવાનું સદ્ભાગ્ય બીજા મારે હતું. પણ આટલું છતાં એના નસીબમાં વિજય લખાયો હતો. મૃત્યુ પણ લખાયું હતું. સૈનિક જીવનમાં ઘણાંના નસીબમાં પરાજય હોય છે. કોઇકને વિજય વરે છે. વીરમૃત્યુ તો વીરને જ વરે છે, દિલાવર પણ ચોથે દિવસે, લગભગ હિંદી સરહદને પહોંચતાં જ એક ગોળીથી વિંધાઇ પડયો.

પણ એનો આપવાનો સંદેશો એણે એક ખચ્ચરવાળાને આપી દીધો હતો, એના દિલને મોટી નિરાંત હતી. કામ થઈ ચૂકયું હતું. અને પછી મૃત્યુ આવ્યું હતું સંદેશા સાથે આટલું વધારે એણે કહેવરાવ્યું હતું: 'હું દિલાવર સ્વપ્નમાં જે મૃત્યુ માણી રહ્યો હતો તે જીવનમાં માણી શકયો આથી વધારે મહદ્ભાગ્ય ભાગ્યે જ કોઇને મળે! વીરમૃત્યુનો આનંદ જે મેં માણ્યો છે તે સૌને મળજો. એટલું જ મારે છેલ્લે કહેવાનું છે!'

જેને બહારવટિયા તરીકે ફાંસી દેવી પડત એણે સૈનિક તરીકે જીવી લીધું હતું!



## પ્રણય સ્પર્શે—

હું તો આજ ઊભો ખોલી હૈયા સાથે બેઉ હાથ,
આવો. આવો હે, આકાશ ખોલી આનંદ પ્રભાત!
આખી રાત ઝરી ઝાકળ, ભીની માટીની સુગંધ,
ભરે મારે અંગ અંગ,
કામ બેરૂઓની સંગ દિનભર મ્હેનતનો ઉમંગ!
દૂર દૂરની વનરાઇ
મોર ટૌકા કર્યે જાય,
મને યાદ આવેઃ કોઇ
ઓ રે, જાય કાં ભૂલાઇ મારી વાત વણુગાઇ?
ધોમ ધોમ ધખે વ્યોમ,
બળે માટી રોમ રોમ,
ભરી ઝાંઝવાથી ભોમ!
ધૂરે થાકે તન વાલે, મારે મને ભર્યું જોમ!
ઊભું આથમણી ધાર,
બીડે દિન ત્યાં દ્વાર,
સહુ શોધે ઘર, પ્યાર,
મારા હૈયામાં સંસાર એવે જાગે છે હજાર!*

સ્વપ્નસ્થ

* આગામી ગીતસંગ્રહ "ગીતોત્સવ"માંથી

## નજીક તો...

તેજોજ્જવલા પૂષનના પ્રકાશે
જલોદધિની જઇ પાર જે રહે.
જ્યાં હોજમાં નર્તન હો ફુવારે
કો પૂર્ણિમાના કિરણો હસીને,
કે જ્યાં ઊડે ધૂળજ કેડીની પરે
તું આવી આવી કહું એક સ્વરેઃ
નાજુક પૂલે પદના સુણી રવ
આછા છતાં યે, જઉં દોડી સત્વર.
જ્યારે તરંગો અથડે કિનારે
પાડી રહે છે પડઘા જ ડુંગરે
હું ત્યાં જઇને વનરાજી માંહે
ધ્રુજી રહું એ સૂનકાર પાસે.
તારી સહે છું, જહીં હો, પ્રિયા, ત્યાં.
પરન્તુ. હૈયે, નિવસી તું મારા.
નજીક તો, ના દૂર જા હવે પ્રિયે
લે પીણી તારા, રવિઅસ્ત અંતે.*

ભગીરથ મહેતા

* Von Goetheના એક કાવ્ય ઉપરથી.

# દુઃખનાં પોટલાં

[ ગતાંકથી ચાલુ ] 

ઇશ્વર પેટલીકર

[ ૯ ]

બીજે દિવસે વાલીએ જવાની વાત કરી હતી પણ જવા એના પગ ઉપડે તેમ ન હતા. રાત્રે ઊંઘતા પહેલાં એણે આશ્વાસન શોધ્યું હતું કે કદાચ સીધો લખીને ઘેર ગયો હોય તો છેવટ આજે તો આવવો જોઇએ. વળી પોતાનો ગણેશિયો વહુ કે કુળિયાવાળાં ચઢાવે તો પણ આવ્યા વગર ન રહે એમ એનું હૈયું કહેતું હતું. એટલે જો પોતે આજનો દહાડો રોકાઇ જાય તો ગણેશિયો જરૂર આવી પહોંચશે એમ એને આશા બંધાઇ હતી. પરંતુ કાલે જવાની વાત કરી હતી એટલે સંભાર્યા વગર કેમ ચાલે?

ન મનનું વાલીએ કહ્યું- 'ગાડીએ જવા કેટલા વાગે નીકળવું પડશે?'

ધનીએ કહ્યું: 'વાલીબેન નોકરીનો ભો બતાવો છો એટલે શું કહીએ? પણ આજનો દહાડો રોકાઇ જાવ. ગણેશભાઇ આવ્યા નહિ એટલે રજા તો મળી હશે. એક દહાડો લખીબેનને ત્યાં ઓછું રોકાજો.'

ખુશાલ: 'તારી ભોજાઇનું કહેવું રાખ. વારે વારે તું ઓછી આવે છે? આમે ય આવી છું ત્યારે એક દહાડો ટકી જા.'

—વાલીને પણ રહેવું હતું એટલે સહેજ આનાકાની કરી એ આજનો દિવસ રોકાવા તૈયાર થઇ, પરંતુ એ વાતચીત વખતે જ એના મોં ઉપરની ઉદાસીનતા ખુશાલ, ધની કળી ગયાં હતાં એટલે એ પ્રશ્ન પતી જતાં ધનીએ એનો ઉલ્લેખ કર્યો: 'વાલીબેન તમે આજ ઉદાસ કેમ લાગો છો? રડ્યાં હો તેમ મોં પણ ભર્યું છે.'

વાલીએ એનો સ્વીકાર કરતા કહ્યું: 'તારું કહેવું ખરું છે. રાતે મોડા સુધી ઊંઘ ન આવી અને મન ઘણું વાળ્યું પણ રડવું રોકાયું નહિ.'

ખુશાલ અને ધની ચમક્યાં. ખુશાલ બોલ્યો: 'એવું શું થયું?'

'થાય શું ધૂળ!' વાલીએ કહ્યું: 'જીવ ના હોય તેની ઉપાધિ કરે છે તે આનું નામ. રાત્રે ઉકાકાકાના વિચાર આવ્યા કર્યા. તેમાંથી થયું કે ભગવાન મારો એવો દહાડો લાવે તો!'

ધની બોલી ઊઠી: 'તમારે એવો દહાડો આવે જ શા પાપે! છોકરા સપાતર પાક્યા છે. તમારો બોલ રાખવા ઊભા ને ઊભા વેચાઇ જાય તેવા છે પછી તમારે એવું દુઃખ શી રીતે આવે! અને છોકરા તમારો બોલ રાખે એમાં નવાઇ કરે છે? આદમીથી ના થાય તેવું તમે કર્યું છે. મળાળા ય શે'રના ઘર નથી લઇ શક્યા ને તમે શહેરમાં ઘર લીધું. છોકરાઓના સુખ સારુ બીજું ઘર ના કર્યું. પછી તમારું વેણ છોકરાઓ રાખે તેમાં શી નવાઈ કરે છે?'

વાલીએ કહ્યું: 'એ તો મને ય વિશ્વાસ છે કે મારી એવી દશા ના આવે. પણ જીવ રડ્યો બળતા લાગ્યો. થયું—શું કહેવાય ભાવિનું અત્યારથી. ઘેર ઘેર માટીના ચૂલા છે એટલે આપણે ઘેર પણ એવું થાય. આ એક જ ગામમાં જુઓને, નવા પીરને ગળે ફાંસો ખાવો પડ્યો, નર્મદા ગોરાણીને દીકરા ને વહુ પાણી સુદ્ધાં પાતાં નથી. ઉકાકાકાને દીકરો—વહુ ઢોરને પેરે મારે છે એટલે રડવું મને ય ઓછું આવી ગયું અને રડવું કેમે ય અટક્યું નહિ.'

ધની નવાઇ પામતાં બોલી: 'આ તો ભારે કહેવાય, આદમી કરતાં ય તમારું કાળજું કાગળું છે એમ અમે માનીએ છીએ. આવાં સાવ પોચા દિલનાં હશો એવું તો આજે જાણ્યું.'

ખુશાલે વિચાર આવતાં પૂછ્યું: 'ઘરમાં વહુ-દીકરા સાથે કંઇ બોલચાલ થાય છે?' વાલીનું અભિમાન સજાગ થઇ ગયું. એણે ઇન્કાર કરતાં કહ્યું, 'ના રે ના, એવું તો કશું નથી. વહુની જીભ નથી કે ચેં કે ચૂં કરે.'

ધની: 'વહુ ભારી ડહાપણ અમણી છે? ગઇ વખત વાતવાતમાં ય એણે તમારા વિરુદ્ધ બોલ કાઢ્યો નથી.'





વાલી 'હું ય ક્યાં કહું છું કે શું એવી છે' પણ રડ્યો જીવ ઉકાકાકાના વિચારમાં ને વિચારમાં એવો પાણી જેવો પાતળો થઈ ગયો કે આંખો વાટે ચૂઈ ગયો '

ખુશાલ. 'એ ઉપરનું પ્રમાણ માણસને ઘડપણ જણાવા માંડે એટલે એને દુખ ના હોય ત્યાં ય દેખાવા માંડે વળી શરીરમાં શક્તિ ઓછી થવા માંડે એટલે બીવડાવે એવું લાગે '

વાલી વાતને દાટી દેવા એનો સ્વીકાર કરતાં બોલી 'બરાબર એવું જ મને થાય છે હવે શરીર પણ પહેલા જેવું કામ કરતું નથી.' એ વાત આગળ ચાલે ત્યાં પાડોસણ બાઈ, મગાએ સમાચાર આપ્યા 'નર્મદા ગોરાણી મરી ગયાં '

હર્ષના સમાચાર હોય તેમ છૂટકારો લેતાં ધનીએ કહ્યું 'સારું થયું, નરકમાંથી છૂટ્યાં '

મગા કહે 'પણ ગામમાં વાતો થાય છે કે મોતે મર્યાં નથી '

વાલી બોલી ઊઠી. 'ત્યારે ?'

મગા સહેજ બહાર રહીને બોલી 'લોકો તો કહે છે કે કટાળીને કપાળ ફૂટ્યું તે ભેગો જીવ નીકળી ગયો '

ધની 'કપાળ ફૂટ્યું હોય તો લોહી નીકળે ને ?'

મગા 'શરીરમાં લોહી હતું જ ક્યાં ? અને સહેજે નીકળ્યું હોય તે લૂછી નાખતા કંઈ નથી આવડતું ?

ખુશાલ 'જેમ તેમ થયું હશે, મોતે મર્યાં હશે, તો ય અને કમોતે મર્યાં હશે તો ય છૂટ્યાં સાચું '

ધીમેથી મગાએ કહ્યું 'ઉકાકાકાને ય લેજો ને...'

વાલીની આંખો ઘડીએ લૂખી થઈને ચકરવકર ફર્યા કરતી હતી

[ ૧૦ ]

બપોર સુધીમાં ગણેશિયો આવી પહોંચશે એ આશા પણ વાલીની ન ફળી ગાડીએથી આવનાર માણસો ગામમાં આવી ગયા વાસનો પ્રેમો બહારગામ ગયો હતો તે ગાડીએથી આવી ગયો એટલે વાલીના પગ ભાંગી ગયા એના જીવને ધીરજ ન વળી એટલે એનાથી પૂછાઈ પણ ગયું—પ્રેમા ! મારો ગણેશિયો ગાડીએ ઉતર્યો હતો ?

પ્રેમાએ કહ્યું 'ના ફોઈ, એ આજ આવવાનો હતો ?'

વાલીએ નિસાસો નાખતાં કહ્યું 'આવવાનો તો નહોતો, પણ મને વધારે રજા ના મળી હોય '

વચ્ચે ધની બોલી ઊઠી 'વાલીબેન, તમે અમથી ચિંતા કર્યા કરો છો પગાર ખોઈને કોઈ ઘેર રહે તે મુકાદમે ય ના સમજે કે અમસ્તુ રજા ના ભોગવે નાછૂટકે જ પગાર કપાવા દે '

વાલીએ વાતને વાળી લેતાં કહ્યું 'એ ખરું, પણ આ મુકાદમ કડક છે એના મનમાં આવે તો આપણી જગાએ બીજાને રાખી લે '

ધની. 'પણ તમે જૂનાં માણસ તમારું કામ પણ એ જાણે એટલે એવું કરતાં વાર લાગે '

વાલી 'મારે તો દરેક મુકાદમ સાથે ફાવે છે આપણે હરામી કરીએ ત્યારે ને ? એ માગે એનાથી વધારે કામ આલીએ પછી એ આપણને શું કહે ?'

ધની 'મારું ય એ જ કહેવું છે ને. તમારા જેવાં ચીવટવાળાં માણસ કામ વગર ઘેર ન રહે એ મુકાદમ ઓછો ના સમજે !'

વાલી 'એમ તો હું વગર રજાએ ઘેર રહું તો ય એક વાર તો મને ના બોલે જાણે કે કામ વગર વાલી ઘેર રહે જ નહિ પણ બળ્યો મારો જીવ એવો કે ચિંતા થયા કરે

ધની. 'પણ ગણેશભાઈ આજ આવ્યા નહિ એટલે નિરાંત વળી ને ? હવે લખીબેનને ત્યાં નિરાંતે રજા પૂરી થાય ત્યાં સુધી રહેજો '

વાલી : 'તેથી તો મેં પ્રેમાને પૂછ્યું. હવે મારો જીવ હેઠે બેઠો. જીવને ચિંતા કરતું હતું કે જો ગણુ-શિયો ગાડીએ ઉતર્યો નથી એ સમું એને ઓછું આવી ગયું હતું. પરંતુ મનમાં એ દુઃખ દબાવીને એણે પરાણે ધની સાથે વાત કરી. અને પોતે ધનીથી દૂર ખસી એની નજર નહિ ચૂકવે તો એના દેખતાં રડી જવાશે એ બીકે તરત એ વાડામાં બાંધેલી બે બકરીઓ પાસે ગઈ. ચોમેર લીંડીઓ પાડી હતી તેને એ વાળવા લાગી. બકરીઓ કંઈક ખાવાનું મેળવ-વાની લાલચે બેં બેં કરી ઊઠી. અને એ સમુ વાલીનું ખાળી રાખેલું રુદન છૂટી ગયું–પેટના છોકરા કરતાં આ જાનવર નહિ સારાં ? સહેજ માયા થાય છે કે કેવાં બેં બેં કરી બોલાવે છે ! અને છોકરાંને માટે લોહી અને પરસેવો એક કર્યાં તેને કશો ગુણપાડ નથી !

અને બકરીને શરીરે હાથ ફેરવતાં ફેરવતાં વાલી બબડવા લાગી: 'એ ગણુશિયો આવે તો એને એક અક્ષર કહું તો હું જ મરું. મૂઓ એ માના વગર જીવી શકે પણ મારાથી તો એમના વગર તરફડી મરાય. રીસમાં ને રીસમાં આવતી તો રહી છું પણ મારો જીવ કેટલો બળે છે તે મારું મન જાણે છે. આવી ખબર હોત તો હું ઘર બહાર પગ ના કાઢત. મારે આ સારુ બધાંની ભૂંડી થવું ? વહુ–છોકરાની એક ગાંઠ છે એની મને ખબર હોત તો હું ચૂપ રહેત. હવે મારે શું ? વેંવાર સાચવશે તોય અને બગાડશે તોય એમને ભોગવવાનું છે. એ હવે દાઢી-મૂછનો ધણી થયો છે એટલે મારો ઓછું કોઈ વાંકું કાઢવાનું છે ! "

ખુશાલે આપેલા પાલો ( ઝાડનાં લીલાં પાંદડાં ) બકરીઓનાં મોં આગળ નાખી વાલી ત્યાં આગળ બેઠી. વિચાર કરવા લાગી. બળ્યો મારો જીવ હું ધારતી હતી એટલો કાચો નથી. મને તો એમ હતું કે હું એકલીએ મહેનત કરી દહાડો કાઢી શકીશ. પણ મેં દહાડાથી વાટ જોઈ છું અને છોકરો આવ્યો નહિ એટલે મારા હાથપગ જ ભાંગી ગયા હોય તેમ લાગે છે. જાણે બધું સૂનું સૂનું હોય તેમ બેંકાર લાગે છે.

ત્યાં ધનીએ બૂમ પાડી: 'વાલીબોન, આ ઉકાકાકા આવ્યા. તમને બોલાવે છે. વાલી મોં ઉપરનો ભાવ પરખાઈ ન જાય એ બીકે સાલ્લાના પાલવ વડે મોં લૂછી, નાક સાફ કરી, ગળું ખોંખારીને ચોખ્ખું કરી બહાર ઓસરીમાં આવી. બોલી : 'કેમ કાકા ?'

ઉકાકાકા : 'થયું લાવ ઘડીક તારી પાસે બેસી આવું, બેટા ! તેં કાલ બે વાનાં કર્યાં ત્યારથી વહુ–દીકરો ઝંપી ગયાં છે. આખા વાસમાંથી કોઈનો બોલ એ રાખતાં નથી, જે કહે તેને સવાયો બોલ સામો પાછો આલે છે. પણ તેં કહ્યું એનો બોલ પાછો ના આવ્યો. તારું વેણ પણ લાખ રૂપિયાનું. આપણે ઓછાં ઘરનાં ઢોર છીએ કે મૂંગાં મૂંગાં જે આપે તે ખઈપીને બેસી રહીએ ?'

વાલીએ કહ્યું : 'જુઓ કાકા, એ વાત મેં એમને કહી એટલે તમારે એવું નહિ સમજવાનું કે તમારે બોલ બોલ કરવાનું છે. મારે એમને તો એવું જ કહેવું પડે. પરંતુ આપણે મનથી સમજવું જોઈએ કે ઉતર્યા અમલ કોડીના. આપણે છોકરાં માટે લોહી અને પરસેવો રેડ્યો હોય પણ એ બધું મનમાં લાવીને આપણે બોલ બોલ કરીએ તો આપણે જ દુઃખી થઈએ. થયું ત્યાં સુધી આપણે બહુ કર્યું, પણ જ્યારથી હાથપગ ભાંગ્યા ત્યારથી આપણે સમજી જવું જોઈએ.'

ધનીએ એ વાતમાં હાજિયો પુરાવતાં કહ્યું : 'એટલે ઉકાકાકાનોય દોષ તો છે. આપણે આદમી માણસ થઈ વહુના કામમાં સાસુની જેમ ખૂંપણાં શું કામ કાઢવાં જોઈએ ? એમને કેટલાય વાર કહ્યું કે ઢોળશો તોય અને ફોડશો તોય હવે એમને ભોગ-વવાનું છે, તમે આડી જીભ શું કામ ઘાલો છો ! પણ એમનેય સ્વભાવ પડ્યો એટલે બોલ્યા વગર જંપ વળતો નથી. અને પછી વહુ અને દીકરો બાઝે છે ત્યારે મા મહેને સાંભળી રહેવું પડે છે. જો





પહેલેથી બોલ્યા વગર રહે તો મા થવું જ ના પડે.'

ઉકાકાકાએ એનો જવાબ આપતા કહ્યું : 'તું વહુ કહે છે પણ એમ મૂંગા થઈને જોઈ શી રીતે રહેવાય ? તું ય જાણે છે, આ પ્રેમાએ પસલાના વિવાહ વખતે ઓછું દુઃખ દીધું નથી. એ તો હું પહોંચેલો કે મારું રાડું પાછું ના પડયું, બાકી એણે ઘાટ તો એવો ઘડયો 'તો કે પસલાને આ વહુ ના મળત. છતાં તું સગી આંખે જુએ છે, આજે આખા વાસમાં વહુ અને છોકરો એની સાથે વધારે ઊઠબેસ રાખે છે–સગા ભાઈ કરતાં વધારે. પછી હું ના બોલું તો મરું ?'

વાલીને મનમાં થયું—બિચારા ઉકાકાકાને મારા જેવો જ ઘાટ છે. પરંતુ મોંએથી એ બોલીઃ 'એ બધું કાકા ખરું. પણ મેં ના કહ્યું કે ઉતર્યા અમલ કોડીના. તમારો અને મારો અમલ ઉતર્યો અને છોકરાઓનો બેઠો. એટલે આપણે તો જેટલા આંખ આડા કાન કરીએ તેટલાં સુખી. બાકી દુઃખનાં પોટલાં જ સમજવાં.'

ઉકાકાકાઃ 'તારે તો બેટા, શું દુઃખ છે ? મણે-કિયા જેવો અસીલ છોકરો છે એટલે રામરાજ્ય છે.'

વાલીએ કહ્યું: 'એ ખરું કાકા, પણ કાલની વાત કોણ જાણે છે ? આપણા હાથપગ ભાંગે અને છોકરો સારો હોય અને વહુ કપાતર નીકળે તો ય એનું એ જ ને ? આપણો અમલ ઉતર્યો અને વહુનો બેઠો એટલે છોકરો એનું ખેંચે ત્યાં સુધી આપણું ના ખેંચે.'

ઉકાકાકાઃ 'પુતરનાં લખણ પારણામાં અને વહુનાં બારણામાં. ધની વહુ વાત કરતી'તી કે તારે વહુ પણ સપાતર મળી છે.'

ધની વચ્ચે બોલી ઊઠીઃ 'આ વાલીબેન બેઠાં, એમને મોઢે જ દાખલો—જો સપાતર ના હોય તો.'

વાલીએ સહેજ અટકીને કહ્યું: 'અત્યારે તો સપાતર છે, પણ વહુનાં ખરાં લખણ એના પગ ભોંયે અડે ત્યારે વરતાય. નવીસવી હોય ત્યાં સુધી તો બધીઓ સાચી સીતા લાગે છે. પણ જ્યાં વરસો જવા માંડે, એક બે છોકરાંની મા થાય અને પછી કાબૂમાં આવે એટલે પછી દરેક ધીંગાં માંડવાં શરૂ કરે છે.'

એ વાતનો સ્વીકાર કરતાં ઉકાકાકાએ કહ્યું: 'એ તારું કહેવું, બેટા, તલમાત્ર ખોટું નથી. બીજાની વાત શું કરવા કરું, મારી વહુ આવી ત્યારે મારો પડયો બોલ ઝીલી લેતી હતી. અને આજ મારા બોલ સામી મણ ઢાલે છે.'

વાલીઃ 'એટલે જ દરેકે સમજવાનું કે ઘેર ઘેર માટીના ચૂલા છે. પછી હું ય શું લાવી ? એટલે આપણે બધાંએ ચેતીને ચાલવાનું. જ્યારથી આપણો બોલ વહુ–દીકરાને ના ગમે ત્યારથી કાઢવાનો જ નહિ એમ સમજી જઈએ તો સુખી થઈએ. બાકી દુઃખનાં પોટલાં જ માનવાં.'

ઉકાકાકાએ મુશ્કેલી બતાવતાં પૂછયું: 'પણ દેખતે ડોળે આપણાથી બોલ કાઢયા વગર કેમ રહે-વાય ? તેં કહ્યું'તું એમ આપણે કંઈ મૂંગાં ઢોર છીએ !'

વાલીએ અંદરનું દર્દ દાબી રાખતાં કહ્યું: 'ઢોર તો નથી, પણ ઢોર બન્યા વગર બીજો ઉપાય શો ? રોજ ગધાડાના પેટ બાળે અને તે વેઠી લેવું પડે તે કરતાં મૂંગા ઢોર થવું શું ખોટું ? આપણું લોહી છે એટલે આપણાથી એમના જેવું થવાવાનું નથી. દિલમાં બહુએ ય થાય કે એમનાથી છેટાં રહીએ પણ આપણો માવતરનો જીવ એટલે આંખ આડા કાન કરતાં આવડે એટલું આપણને સુખ.'

ઉકાકાકાઃ 'તારું વેણ તો લાખ રૂપિયાનું છે.'

ધની વચ્ચે બોલીઃ 'લાખ રૂપિયાનું હોય તો છેડે બાંધો, મનમાં ગાંઠ વાળો કે ઘરમાં માથું ના મારવું. બધાં વાસવાળાંનું તમને એ જ કહેવું છે ને ?'

ઉકાકાકાઃ 'હવે હદ થઈ છે. એ વગર મારો છૂટકો નથી. જાવ આજથી જળ મેલું છું કે ખાઈ-પીને ભગવાનનું નામ દઈશ પણ ઘરમાં માથું નહિ મારૂં.'

વાલી મનમાં બબડીઃ 'ઉકાકાકાની જેમ મારાથી




જળ મેલાય તો કેવું સારું ? મારા બાપને એમણે ગાંઠે બાંધ્યો, પણ મારાથી તો એ પળાતો નથી !'

[૧૧]

રાત પડી પણ ગણેશિયો ન આવ્યો. વાલીને વસી ગયું કે મારો છોકરો સાવ આવો નઘરોળ નથી, પણ બધાં કારસ્તાન રાંડ વહુનાં જ. એણે જ એને આવવા ના દીધો. બાકી એનો જીવ મને ન જુએ તો ઊડી જાય—આવ્યા વગર એનો જીવ ઝાલ્યો ના રહે.

અને રાત્રે અંધારામાં, ખાટલામાં સૂતાં સૂતાં, સિનેમાની પટ્ટી ફરે તેમ છેલ્લા છ મહિનામાં રાંડ વહુ શું શું કરી રહી હતી તે ચિત્રો વાલીને દેખાવા માંડ્યાં.

પહેલવહેલી એ ઉપરવટ થવા માંડી ખાવા કરવામાં. બેઉ ટંક શું ખાવા કરવું તે વહુ મને પૂછીને કરતી–મા, શું ખાવા કરું ? એ સવાલ એ અચૂક પૂછતી.

પણ મને અચૂક યાદ છે, રવિવારની રજા હતી, એણે મને પૂછ્યા વગર કંસાર કર્યો. રોટલો કે ખીચડી કરવી હોય તો ય રોજ પૂછીને પગલું ભરનાર વહુ આજ એની મેળે ઉપરવટ થઈને કંસાર કરે તે મારી નજર બહાર રહે ?

પણ હું રાંડ, આમ તીખી છું, પણ ગમ ના ખાઈ જઉં તેવી કજિયાળી નથી. કંસાર એણે ચૂલેથી ઉતાર્યો પણ મેં એને એમ ના કહ્યું કે કેમ તેં રાંધ્યો ? મને થયું કે ગણેશિયાનો કોઈ ભાઈબંધ જમવા આવવાનો હશે ને એણે કહ્યું હશે એટલે રાંધ્યો હશે. છોકરો ય જો કે એવું હોય તો મને જ કહે, પણ થયું કે હું આઘીપાછી હઈશ અને એને કહ્યું હોય તેમાં મારે ખાલી ઉચાટ શું કામ કરવો ? જે હશે તે એની મેળે જણાશે.

પણ ગણેશિયાનો ભાઈબંધ તો ક્યાં ય ગયો ને વહુનો ભાઈ જમવા આવ્યો ! મને તો ધડાકો થયું કે વહુના માથામાં ય કેટલા ગજ વાળ્યા છે કે એનાં પિયરિયાંને જમાડવું છે અને જેમનું વરે (ખર્ચાય) તેમને પૂછતું ય નથી ? બીજી સાસુ હોય તો તે ઘડીએ જ, એનો ભાઈ શું બાપ હોય તો ય એની ધૂળ કાઢી નાખે. પણ હું ગમ ખાઈ ગઈ, થયું કે કદાચ ગણેશિયે સાળાને જમવા બોલાવ્યો હોય.

લાગ મળતાં મેં ગણેશિયાને પૂછી જોયું. એણે કહ્યું—એ ગઈ રજાએ પિયર ગઈ હતી ત્યારે એના ભાઈને નોતરું દેતી આવી હતી.

મેં સવાલ કર્યો, 'તને પૂછીને દીધું હતું ?'

ગણેશિયે કહ્યું : 'ના, એવી વાતમાં શું પૂછવાનું હતું ?'

મેં એને ઠપકો આપતાં કહ્યું : 'એવી વાતમાં કેમ ના પૂછવાનું હોય ? ઘરના આદમી તરીકે તને પૂછે કે પછી સાસુ તરીકે મને પૂછે, પણ બેઉ જણાં ના જાણીએ એવું ડહાપણ એને કરવાનું કેવું ? તું આજ દાઢીમૂછનો ધણી થયો પણ મારી ઉપરવટ થઈને પગારમાંથી એક રૂપિયો લેતો નથી, તો તે આજકાલની આવેલી વહુ આજ ભાઈને જમવાનું કહેતી આવે, તો કાલ આપણી આણેલી કોઈ જણસ પણ કેમ ના આલી દે ?'

ગણેશિયે કંઈ બોલ પાછો ના આલ્યો એટલે હું સમજી કે એને ગળે મારી વાત ઉતરી છે. એટલે મેં કહ્યું : 'બીજી પણ વે'વારની વાત સમજવા જેવી છે. વરે આપણું અને જશ લઈ જાય વહુ. એના ભાઈને તો એમ જ થાય કે બનેવીએ નહીં પણ મારી બોને જમાડ્યો છે. 'એટલે ફરી વહુ ઉપરવટ થઈને આવું ન કરે એટલે મેં એને કહ્યું ; 'એનો ભાઈ જમે એનો વાંધો નથી, ઘરનું વરે તેનો ય વાંધો નથી પણ જમ પેધાનો ભો છે. વહુને તે માટે તું કે'જે કે આમ ઉપરવટ થઈને કશું ના કરે.'

વહુને કહેવું હોત તો મારી જીભ નહોતી એમ ઓછું છે ! પણ મારા મનમાં કે હું બોલું એના કરતાં એનો ધણી બોલે એ સારું. ગણેશિયે દહાડે કશું ના કહ્યું એટલે મેં જાણ્યું કે રાતે એને એ





કહેશે. મારી જગ્યાએ બીજી સાસુ હોત તો ભ્રમમાં જ રહી જાત કે દીકરે રાતે વહુને ઠપકો આપ્યો હશે; પણ હું રાતે એ બેઉ ને ઊંઘ્યાં ત્યાં સુધી ઓસરીમાં સરવા કાન કરીને જાગતી સૂઈ રહી હતી. એ જાણે છે કે હું એમની વાતો સાંભળતી નથી. પણ મારું કશું અજાણ્યું નથી રહેતું. મને ગુસ્સો થયો તે એટલો જ કે ગણે-શિયે ગડયે એ પાંતીનો એક અક્ષરેય વહુને ના કહ્યો!

પણ હું ધા ચૂકું! બીજે દહાડે વહુએ રોજની જેમ મને પૂછ્યું કે, મા શું ખાવાનું કરું, કે મેં તરત એના જડબામાં આલ્યું: 'કાલે કંસાર કર્યો ત્યારે મને નો'તું પૂછ્યું તો આજે જે કરવું હશે તે ઓછા ચૂલો ના પાડવાનો છે?'

એવું જ એક પગારને દહાડે ગણેશિયે પણ કર્યું. દરવખત એ પગાર મારા હાથમાં મૂકી દેતો અને હું પૂછતી કે કેટલા રૂપિયા વાપરવા આલું? અને એણે કહ્યા હશે તેથી ઓછા મેં કદી આલ્યા નથી. મારો સ્વભાવ ઝીણો એટલે મેં કહ્યું હશે ખરું કે થોડા ઓછા વાપરતો હોઉ તો? ચાખીડીઓ બહુ પીવાથી કંઇ વધારે જાડું થવાવાનું છે! સિનેમા જોઈ જોઇને શું કરવાનું છે? એ મુઆ કમાવા બેઠા છે તે દહાડામાં ત્રણ ખેલ નાખે, પણ આપણે ઓછાં ગુમાવવા બેઠા છીએ તે જો જો કરીએ! કોક દહાડો ઠીક છે; ઘડી આનંદ.

મારો બોલવાનો સ્વભાવ એટલે આમ બોલું એટલું જ, બાકી એણે માગ્યા છે, એટલા મેં વાપરવા આલ્યા છે. છતાં એ પગારને દહાડે એણે મને ઓછા પૈસા આલ્યા. મેં પૂછ્યું: 'આટલો જ પગાર કેમ!:

ગણેશિયો કહે: બીજા મેં વાપરવા રાખ્યા છે.'

હું એ ઘોલ મનમાં ગળી ગઇ. પણ તરત મનમાં સમજી ગઈ કે એનામાં કળજગ પેઠો. કદી નહિ ને આજ પરથમ એણે મારા હાથમાં પૂરો પગાર મૂક્યા વગર જાતે વાપરવાના પૈસા કાપી લીધા.

અને એ કળજગનું પારખું ઘડી પછી, રાત્રે થયું પણ ખરું, વહુને સાથે લઇ એ સિનેમા જોવા ગયો. શે'રનો મામલો છે, સિનેમા જુએ એની ના નથી, મોટા મોટા શેઠ—શાહુકારના દીકરા વહુને લઇને સિનેમા જોવા જાય છે એટલે વહુ સાથે ગઇ એનું ય મને દુઃખ ન હતું. પણ છોકરો તો આદમી માણસ ગણો, પણ વહુએ ય મને એટલું ના કહ્યું કે મા હું સિનેમા જોવા જઉં છું, હું ફાટી આંખે જોઇ રહી છું અને એ સાલ્લો બદલી બનીઠણીને ધરાર મને કહ્યાકારવ્યા વગર ચાલી ગઇ!

વહુ-દીકરાની એક ગાંઠ છે એનો અનુભવ મને મોંહી મૂકીને વહુ પિયર ગઇ ત્યારે થઇ ગયો. એની માની સુવાવડ ખરી, અને સાસુનો મંદવાડ ગણ તરીમાં નહિ એવું એણે તે દહાડે કર્યું. મારો જીવ ખણખણવાળો એટલે શરીર નરમ છતાં હું નોકરીએ જઉં. પૈસો કપાય તે મારાથી ખમાય નહિ એટલે માંદી માંદી હુ નોકરી કરું એનો ગુણપાડ તો કર્યો ગયો, પણ છોકરાએ ય વહુની વેલમાં બેસતા મને કહ્યું—એવું હોય તો તું રજા લેજે. સુવાવડ જેવે ટાણે એ ના જાય એ કેમ ચાલે?

મેં કહ્યું: 'એની મોટી બેનને તેડાવે, કંઇ આ સગી છોડી છે ને એ સગી છોડી નથી!'

પણ છોકરા-વહુની એક ગાંઠ એટલે શું થાય? ગણેશિયો એને બદલે બોલી ઊઠયો: 'મારો સાળી શી રીતે જાય! ચાર છોકરાં, ઘરમાં બીજું બૈરું નહિ, એ જાય તો ઘેર ખાવા કોણ કરે? આવા ટાણે ના મોકલીએ તો સમાગમાં આપણું ખોટું દેખાય!'

હું મૂઇ પહેલેથી લોકોને કહેતી ફરી છું કે મારો ગણેશિયો ઊભો ને ઊભો સૂકાઇ જાય પણ મારું વેણ ન ઉથાપે એટલે એની એ વાત ક્યાં કરું છું. બાકી તે દહાડે ધરાર એણે મારું વેણ ઉથાપ્યું. મારું મન નથી એમ જાણ્યા છતાં વહુને મારી ઉપરવટ થઇ પિયર જવા દીધી. તે દહાડે જ હું સમજી ગઇ હતી કે વહુ-છોકરાની એક ગાંઠ થઇ ગઇ છે!



છતાં દબાઈચંપાઈ હું એ બધું સહી લેતી હતી. પરંતુ જે દિયરે આખી જિંદગી વેર રાખ્યું છે અને એનાથી બને એટલું ભૂંડું કર્યું છે, કરવાવાળો ભગવાન છે, માણસથી શું થાય છે? પણ એણે ભૂંડાનો આમ એકેય ભજન્યા વગર બાકી રાખ્યો નથી. એ જ ગણેશિયાના લગનમાં એ આવ્યો નથી છતાં વહુનું માની પેટનો છોકરો મને પૂછ્યાગાછ્યા વગર ઘરાર જાતે ગયો. દિયર મનમાં કાખલી કૂટતો હશે કે, કેવી બચારીને લબડતી મૂકી? અને કાલે અવસર વીતી જશે એટલે મારે મોઢેય સંભળાવશે તોય હું શું ઉત્તર આપવાની હતી? પેટ પાક્યું ત્યાં ક્યાં પાટો બાંધવો!

અને હું રિસાઈને આવતી રહી તે કંઈ છોકરાને દુઃખ દેવા? એ ગમે તે માનતો હોય, વહુ ગમે તેમ કાન ભંભેરતી હોય પણ મારો ભગવાન જાણે છે જો મારા પેટમાં પાપ હોય કે છોકરા–વહુ વચ્ચે અણબણ કરવાની હોય તો. મારે હા–નું ને ના–નું જ વેગ. બીજા કોઇ કામમાં દીકરો ઉપરવટ થયો હોત તો હું આમ રિસાઇને ના આવતી રહેત. વહુ ઉપર મને દુઃખ ના લાગત. પણ જેણે આખી જિંદગી મારા રસ્તામાં કાંટા વેર્યા છે તે દિયર સાથે મને પૂછ્યા વગર દીકરો–વહુ વે'વાર બાંધે તે મારાથી શી રીતે વેઠાય?

છતાં હું ભેરુ માણસ છું તોય વે'વારમાં ના સમજું એવી નથી. દિયર નાતના બે માણસ લઈને કહેવા આવ્યો ત્યારે એના મોંને તો નહિ, પણ નાતના માણસના બોલ ખાતરે મેં કહ્યું કે, જાવ મારા નાના ધનિયાને જાતે મોકલીશ. બાકી બીજા કોઇ વે'વારમાં મારા ઘરમાંથી બાંડી બકરીય નહિ આવે. નાતવાળાય બીજું શું બોલે? બે વરસ એ જ દિયરના ઘરનું ગણેશિયાની જાતમાં કોઈ આવ્યું નથી, છતાં હું એટલી સારી નહિ કે નાના છોકરાને મોકલવા મેં હા પાડી?

દિયર આખી જિંદગી કપટી રહ્યો છે. એનું કપટ મારી સામે ઠેઠ સુધી કામ ન લાગ્યું ત્યારે એણે છોકરાને ફસાવ્યો. મારો છોકરો એમ તો મારી ઉપરવટ થાય એવો નથી. કાકાને એ નથી ઓળખતો એવુંય નહિ. પણ પારકી આવેલી વહુને શું લાગે? એને તો ખાધેપીધે દિવાળી, ખાવાનું અને ગાવાનું નામ એ આજની વહુઓથી વેઠાય? એનો ચડાવ્યો જ મારો છોકરો ગયો.

ગયો એથી હું ઓછી એને ફાંસીએ ચડાવવાની હતી? પરંતુ મારા મનમાં કે એને ચાનક લાગે તેવી ખબર તો પાડવી. એથી હું રિસાઈને આવતી રહી. ઘેર રહ્યાં રહ્યાં હું કહું તો કરતાં આમ કરું, અને એ મને તેડવા આવે ત્યારે બે વેણ કહું તો એને ચાનક રહે એટલી જ મારા પેટમાં લાગણી.

પણ મારી લાગણીની કોને પડી છે? ગણેશિયો ના આવ્યો. એ રહ્યો આમ તો મારા દુઃખે ઊભો ને ઊભો સળગી જાય એવો છે પણ વહુની એને એક ગાંઠ થઈ છે એટલે એની ઉપરવટ થઈને તેડવા ના આવ્યો.

ત્યારે શું હું આજકાલની એ વહુથી ગઇ કે નાકલીટી કરતી ઘેર જાઉં? એ આજકાલની આવેલી વહુ મારા ઉપર સાસુપણું દાખવે અને હું સાસુ એની વહુ થઈને બધું વેઠી લઉં? મરી જઉં પણ મારાથી એવી નાકલીટી નહિ થાય! (ક્રમશઃ)

★

સંપૂર્ણ ત્યાગ તથા સર્વાંશે સ્વીકાર કરવાની વિરોધી ક્રિયાઓને ભેગી લાવનાર તથા તેમને અવિભાજ્યપણામાં જોડનાર કોઇ શક્તિ વિશ્વમાં હોય તો તે પ્રેમ છે.

—રવીન્દ્રનાથ

# આકાશનું રહસ્ય [૨]

છોટુભાઈ સુથાર

ગયા અંકમાં આપણે જોયું કે આકાશમાં રૂપ રંગની વિવિધતાવાળા અનેક તારા આવેલા છે. આ બધા તારા વચ્ચે પુષ્કળ ખાલી જગા છે. કરોડો તારા મળી એક તારાવિશ્વ બન્યું છે. આ તારાવિશ્વ જેવાં પાછાં બીજાં અનેક તારાવિશ્વો છે. અવકાશમા પથરાએલાં છે. આટલી ભારે ભીડાભીડની વાત વાંચી કોઇને લાગશે કે આકાશમાં હવે ગતિપૂર પણ ખાલી જગા નહિ રહી હોય. વાત એથી ઊલટી છે. આકાશમાં જે કંઇ પ્રકાશના રૂપમાં ચમકી રહ્યું છે તે એનો અતિ અલ્પ અંશ છે. આકાશમાં સર્વત્ર અંધકારનું જ સામ્રાજ્ય ચાલે છે. આ અંધકારના સમુદ્રમાં કિનારાની રેતીનાં કણ જેવાં ક્યાંક ક્યાંક તારાવિશ્વ ચમકી રહ્યાં છે. અવકાશના આ વિરાટ સ્વરૂપને બ્રહ્માંડ કહેવામા આવે છે.

આ બ્રહ્માંડ પણ રહસ્ય ભર્યું છે. સીમાહીન લાગતું આવડું મોટું બ્રહ્માડ પણ સીમાવાળું છે. સીમાવળું છે એમ કહેવા અને સમજવા છતાંય એની સીમાનો પત્તો હજી મેળવી શકાયો નથી. વૈજ્ઞાનિકો કહે છે કે આપણું આ સીમાબદ્ધ બ્રહ્માંડ ફુલતું જાય છે. દર દોઢ અબજ વર્ષે એનો વ્યાસ બમણો થાય છે. આ બ્રહ્માંડને સમજવાની આપણી દોટ સસલાની પૂંઠે કાચબો દોડે એના જેવી છે. આપણે આશા રાખીએ કે એક દિવસ એવો આવશે કે જ્યારે આપણે બ્રહ્માંડના આ રહસ્યને સમજી શકીશું

હાલ પુરતા, અતિ વિરાટ અને અનંત સુધી વિસ્તરેલા આ બ્રહ્માંડની કથા અધૂરી રાખી આપણા નિકટના સાથીદાર તારાઓની થોડી વાત કરી લઇએ.

તારાઓની વાત કરતાં આપણે ઇશારો કર્યો હતો કે એ બધા નાના મોટા સૂર્યો છે. એટલું જ નહિ, પણ એમાંના કેટલાક સૂરજ કરતાં વધુ તેજસ્વી અને મોટા કદવાળા છે એમ પણ કહ્યું હતું. હવે આ સૂરજ અને તારા શું છે અને આમ ગરમી શી રીતે આપે છે એ રહસ્યનો વિચાર કરીએ. સૂરજ એક વામન-તારો છે, એ આખો દિવસ તપીને આપણને ગરમી અને પ્રકાશ આપે છે. પણ આ ગરમી અને પ્રકાશ એ કંઇ એમ ને એમ પ્રકટાવી શકતો નથી એ માટે એને પોતાની જાત ઘસવી પડે છે. વૈજ્ઞાનિકો કહે છે કે સૂરજ આપણને જે ગરમી અને પ્રકાશ આપે છે તે એની કુલ ગરમી અને પ્રકાશ આપવાની શક્તિનો માત્ર બે કરોડમો ભાગ છે. મતલબ કે સૂરજ જેટલું દ્રવ્ય વેડફે છે એમાથી આપણને માત્ર બે કરોડમાં ભાગનું દ્રવ્ય ગરમી અને પ્રકાશના રૂપમા મળે છે. સૂરજ દરરોજ ૪૨,૦૦,૦૦૦ ટન વજન ગરમી અને પ્રકાશની શક્તિમાં ફેરવી રહ્યો છે. કેટલો ભારે ઘસારો!

તમને થશે કે સૂરજ કોલસાનો કે એવા બીજા પદાર્થનો બનેલો હશે કે જેના બળવાથી આટલી ગરમી અને પ્રકાશ પ્રગટતાં હશે, વાત એવી નથી. સૂરજ સાડા આઠ લાખ માઇલનો મોટો ગોળો છે. એ આખોયે ગોળો કોલસાનો બનેલો હોય તો આજે જે પ્રમાણમાં આપણને ગરમી અને પ્રકાશ મળે છે એ આપવા માટે એ બળીને માત્ર ૧૦,૦૦૦ વર્ષમાં જ ખાખ થઇ ગયો હોત. સૂરજ પૃથ્વીને ઓછામાં ઓછાં બે અબજ વર્ષથી ગરમી અને પ્રકાશ આપતો આવ્યો છે અને હજીયે કરોડો વર્ષ સુધી આ જ પ્રમાણે આપ્યા કરશે.

તારાઓની વાત પણ બરાબર સૂર્યના જેવી જ છે.

એટલે અત્યારે પ્રશ્ન થશે કે સૂરજ અને તારા આટલી બધી ગરમી આપતા હશે કેવી રીતે?

આ વાત સમજવા માટે સૂર્ય અને તારાની બનાવટ જાણવી જરૂરી છે. સૂર્ય કોઇ ધાતુનો બનેલો ગોળો નથી પણ એ અતિ ગરમ એવા ધાતુના વાયુઓનો બનેલો ગોળો છે. તારાઓનું પણ એમ જ છે. આ ગોળાના વાયુઓ ખૂબ ખૂબ ગરમ છે. આપણે વાંચી ગયા કે સૂર્યનું બહારનું ઉષ્ણતામાન ૬૦૦૦ અંશ સેન્ટી૦ છે જ્યારે કેન્દ્રભાગનું કરોડો અંશનું. આમ કેમ? વાત એમ છે કે કેન્દ્ર ભાગ આગળ ઉપરના ભાગનું અતિ ભારે દબાણ થતું હોય છે. જ્યાં દબાણ હોય ત્યાં ગરમી પ્રગટે જ. પરિ-



ણામ એ આવે છે કે વાયુના પરમાણુઓ કેન્દ્ર સુધી પહોંચતાં તૂટી જાય છે. અને એમના તૂટવાથી અતિ પ્રચંડ શક્તિ બહાર પડે છે. આ શક્તિ જ સૂરજ અને તારાઓની ગરમી અને પ્રકાશ આપવાની શક્તિનું મૂળ છે.'

પણ આ બધું કેવી રીતે બને છે એ પણ સમજાવવું જોઈએ ને ?

પૃથ્વી પર મૂળ તત્ત્વો ૯૨ છે. એ મૂળતત્ત્વોના સંયોગથી પૃથ્વી પરના બધા પદાર્થ બનેલા છે. મતલબ કે કોઈ પદાર્થના સૂક્ષ્મમાં સૂક્ષ્મ કણને છેવટની હદ સુધી ભાંગીશું તો એ મૂળતત્ત્વનો પરમાણુ હોવાનું માલૂમ પડશે. આ પરમાણુ એક રહસ્યમય ગોળો છે. પરમાણુમાં બે ભાગ હોય છે. કેન્દ્ર અને ખાલ. સામાન્ય રીતે કેન્દ્રમાં જ પરમાણુનો ભારે દ્રવ્યભાગ બેઠેલો હોય છે. આ કેન્દ્રની આજુબાજુ ફરતા ઋણાણુઓ હોય છે.

ઋણાણુઓના ફરવાથી પરમાણુની ખાલ બને છે. મૂળે તો આખો પરમાણુ પોલો છે. એટલે કે કેન્દ્ર અને તેની આસપાસ ફરતા ઋણાણુ વચ્ચે પુષ્કળ ખાલી જગા છે. પરમાણુને તોડવો કપરું કાર્ય છે. પણ પરમાણુને તોડતાં ખાસ કરીને એના કેન્દ્રને તોડતાં પુષ્કળ શક્તિ મળે છે. પરમાણુ એટલો બધો સૂક્ષ્મ છે કે ન પૂછો વાત. કાગળ જેટલી જાડાઈમાં દોઢ લાખ પરમાણુ બેઠેલા હોય છે, અને તે પણ પાછા ઉપર કહ્યા પ્રમાણે અતિ પોલા. આ અતિ સૂક્ષ્મ પરમાણુને તોડવાનું કામ અતિ વિકટ છે. પરમાણુને તોડવા માટે અતિ ભારે દબાણની જરૂર પડે છે. પૃથ્વી પર એવું ભારે દબાણ મહા મુશ્કેલીએ અને કરોડો અબજો રૂપિયાના ખર્ચે ઉત્પન્ન કરી શકાય છે. પણ તારાઓમાં એ સહેજે ઉત્પન્ન થાય છે. આપણે હમણાં જ જોઈ ગયા કે તારાઓના કેન્દ્ર ભાગે પુષ્કળ દબાણ હોય છે. આ દબાણ અને ગરમીને કારણે તારાના કેન્દ્રના પરમાણુઓ તૂટી જાય છે. કેટલાક તારામાં તો આ દબાણ એટલું ભારે હોય છે કે પરમાણુના ઋણાણુઓ ભટકી જતાં તારાના કેન્દ્રભાગે માત્ર વજનદાર પરમાણુ કેન્દ્રો ભેગાં થઈ જાય છે. આવા તારા અતિ વજનદાર હોય એ સ્વાભાવિક છે અને સાથે સાથે એ વામન બની ગયા હોય એ પણ સમજી શકાય એવું છે. આકાશમાં વ્યાધ નામનો એક સૌથી ચળકતો તારો છે. એ એકલ નથી પણ બે તારાનો મળીને બનેલો યુગ્મ તારો છે, વ્યાધનો જોડીદાર ઉપર કહ્યા પ્રમાણેનો એક વામન વજનદાર તારો છે એ તારો એટલો બધો વજનદાર છે કે દશ શેર પાણી માય એવડી ડોલમાં એનું દ્રવ્ય ભરી લાવીએ તો એનું વજન સવા બસો ટન જેટલું થાય!

છે ને રહસ્યભરી વાત!

અને આ રહસ્યને વધુ ગૂઢ બનાવતો એક બીજો શ્વેત વામન તારો હમણાં મળી આવ્યો છે. એનું વજન વ્યાધના સાથીદાર કરતાં પણ ઘણું ભારે છે. એક પા ઇંચ જેવડી એની લખોટીનું વજન જ માત્ર છસોને વીસ (૬૨૦) ટન થાય એમ છે. તમે ગપ્પું ન માનો એટલા માટે એ તારાનું ઠેકાણું આપું છું. એ તારાનું નામ છે એ. સી. + ૭૦° ૮૨૪૭. એનું ઉષ્ણતામાન ૨૮૦૦૦ અંશ (સેન્ટી) અને વ્યાસ ૪૦૦૦ માઈલ (!) છે. પૃથ્વીના કદના ૮મા ભાગને એ તારો પૃથ્વીથી સવાત્રણ લાખગણા ભારે સૂર્ય કરતાં ૨૫ ગણો વજનદાર છે. આ તારાનું ઘટત્વ પાણીના ઘટત્વના હિસાબે ૩૬૦ લાખ ગણું છે!!

ખરી કથા કરતાં પણ વધુ અદ્ભુત વાત છે ને?

પણ આ બધું એક જ દિવસમાં જડી આવ્યું નથી. આ માટે અનેક વૈજ્ઞાનિકોને અનેક પ્રકારનાં યંત્રો બનાવી કેટલાયે દિવસો સુધી માથાકૂટ કરવી પડી છે. દૂરબીન વડે જ્યારે આકાશના ઊંડાણમાં જોઈ ન શકાયું ત્યારે આંખને ઠેકાણે કૅમેરાનો ઉપયોગ શરૂ થયો. અને આનું પરિણામ ઘણું સુન્દર આવ્યું. એક તો આંખની જોવાની તકલીફ બચી અને બીજું હંમેશ માટેની તારા છાપો સંઘરવાની નવી રીત મળી આવી. આકાશના અતિ ઊંડાણનાં ચિત્રો લેવા માટે દૂરબીનને વળગાડેલા કૅમેરા કલાકો સુધી





ખુલ્લા રાખવા પડે છે; અને ત્યારે આંખવડે ભાગ્યે જ જોઈ શકાયાં હોત એવાં અનંતનાં રહસ્ય કેમેરાની પ્લેટ પર છપાએલાં જોવા મળે છે.

આનો અર્થ એમ જ કરવો કે આ સાધનસહાયથી ખગોળ શાસ્ત્રીઓની બધી તકલીફો મટી ગઈ હશે.

આકાશી રહસ્ય એટલું સરળ હજી થયું નથી. એક ઉદાહરણ આપીએ. સૂર્યમાળાનો છેલ્લો નવો જડેલો ગ્રહ પ્લુટો છે. એની શોધ ઈ. સ. ૧૯૩૦ માં થઈ છે. પણ એના અસ્તિત્વની જાહેરાત ૧૫ વર્ષ પહેલાં થઈ ગઇ હતી. ખૂબીની વાત એ છે કે બતાવેલા સ્થળના અનેક ફોટા લેવા છતાંય ૧૫ વર્ષ સુધી પ્લુટોને પકડી શકાયો ન હતો.

આ થઈ આપણા ઘર આંગણાના ગ્રહની વાત. દૂરના તારાઓની વાત એથી પણ વધુ મુશ્કેલીભરી છે.

× × ×

હવે પ્રશ્ન થશે, 'તારાઓના આ રીતે ચુપચાપ બળતા રહેવાનો કોઈ ખાસ યા અંતિમ હેતુ હશે ખરો ? કે પછી કુદરતે જે વિશ્વ સર્જ્યું છે તે એના આનંદને પ્રકટ કરતું, એના કાયદાકાનૂન અનુસાર ચાલી રહ્યું છે એમ માનવું ? વિશ્વનો આપણે અતિ અલ્પ અંશ જોઈ શકીએ છીએ એની પાછળ બૌદ્ધિક સંચાલન જેવું કશું દેખાય છે ખરું ?'

ઉપરના બધા પ્રશ્નોના જવાબ આપવા મુશ્કેલ છે. ખગોળશાસ્ત્રીઓ વિશ્વને એક ભવ્ય અને સુવ્યવસ્થિત રચના ગણે છે. આ રચનામાં તારાઓ મુખ્ય પાત્રો છે. તારાઓની ગરમી ધીરે ધીરે વહી અવકાશમાં લુપ્ત થતી જાય છે. અનેક યુગો પછી આ બધા તારાઓને ગરમી વિહીન બની વિશ્વનો નાશ થવાનું કલ્પી શકાય ખરું ? એક વૈજ્ઞાનિક વિશ્વનો અંત ગરમીથી આવવાનું કલ્પે છે. એમનું માનવું છે કે તારાઓમાંથી વહી જતી ગરમી એક દિવસે એવો પ્રસંગ ઊભો કરશે કે અવકાશમાં બધે, ગરમીનું એકસરખું ગરમી-મોજું ફેલાઈ જશે. આ મોજામાંથી નવી સૃષ્ટિ પેદા નહીં થઈ શકે. કારણ એ મોજું પોતે જ શક્તિનું છેલ્લું નિકૃતર રૂપાંતર માત્ર હશે.

તારા પોતાની ગરમી ગુમાવતા જાય છે એ વાત સાચી છે. આમ છતાંય વિશ્વનો ગરમીથી અંત આવશે એવું શા માટે માનવું ? કદીવાર વિશ્વનો અંત ગરમીથી થવાનો માની લઈએ તો પણ એક સવાલ અણઉકલ્યો જ રહેવાનો. વિશ્વનો અંત ગરમીથી થાય તો એની શરૂઆત કેવી રીતે થઈ હશે ? ગરમીથી જ ને ? તો પછી ગરમીથી અંત થતાં બધું નાશ પામશે એવી નિરર્થક કલ્પના શા માટે કરવી !

આવી કલ્પનાનું એક કારણ આમ પણ કહી શકાય. આજનો યુગ યંત્રનો છે. આ કલજુગે કુદરતને (યા કિરતારને) ગણિતશાસ્ત્રી સમજી લીધો છે. કલજુગનો પૂજારી માણસ એમ માની બેઠો છે કે આ સમસ્ત વિશ્વ એના પોતાના જ ઉપભોગ માટે સર્જાયું છે. અને તેથી જ કુદરતી બળો પર વિજય મેળવવાનાં ફાંફાં મારી રહ્યો છે. કુદરતનાં રહસ્યો પાછળ ગાંડા બની, સંવાદી સૂર ઉત્પન્ન કરનાર સંશોધકો મનુષ્ય અને કુદરત વચ્ચેનું સામંજસ્ય સ્થાપવા પ્રયત્ન કરતો હોય છે. એમની આ ગાંડાઈ દોષપૂર્ણ નથી. દોષપૂર્ણ ગાંડાઈ, પોતે વિશ્વનો થવા કરતાં મનુષ્ય વિશ્વને પોતાનું કરવા ફરતો હોય છે એમાં જ છે. આજની દુનિયા આ વાતનો પૂરો પુરાવો છે.

અંતમાં આપણા આ રહસ્યમય વિશ્વ વિષે આટલું કહી શકાય. પૃથ્વીનો અને કદાચ સૂરજનો પણ જન્મ નહોતો થયો તે પહેલાં અનેક વર્ષો પૂર્વે આ આખું બ્રહ્માંડ સર્જાયું હતું. અનેક અબજો વર્ષ સુધી એના કર્તાએ એને પોતાની રીતે ઘાટ આપ્યા કર્યો. ત્યાર બાદ સૂરજ અને પછી પૃથ્વી અસ્તિત્વમાં આવ્યાં.

બે અબજ વર્ષની આયુષ્યવાળી આ પૃથ્વી પર જે જીવો પેદા થયા એમાં મનુષ્ય સૌથી છેલ્લો છે. મનુષ્યને જન્મ્યે હજી થોડાં જ લાખ વર્ષ વીત્યાં છે.

( અનુસંધાન માટે પાન ૪૦ જુઓ )

## કસબી ચિત્તેવાનની અનુપમ બનાવટ

પ્રફુલ્લેન કંચનરાય દેસાઇ

ઘણા લોકો દીપડામાં અને ચિત્તામાં જરાય ફેર જોઈ શકતા નથી. દીપડાને ઘણા પ્રાન્તોમાં ચિત્તો કહે છે ખરા. દીપડાનો રંગ સોનેરી પીળો અને કાળા ગુલવાળો જ્યારે ચિત્તાનો રંગ રતાશ પડતો પીળો અને કાળા ગુલવાળો છતાં અવલોકનથી જોનારને તેમાં ઘણો ફેર માલુમ પડે છે.

### રૂપરંગ

સૌથી મોટો ફરક દીપડાની અને ચિત્તાની શરીર રચના અને બાંધામાં છે. દીપડાને ચાલતાં જોઈએ તો તેને આપણે સહેજે જોઈ શકીએ કે તેની ચાલ બિલાડીને મળતી આવે છે. જ્યારે ચિત્તો ચાલમાં કૂતરાને મળતો આવે છે. તેના કદમાં તે બીજી બિલાડીઓ કરતાં લાંબા અવયવોવાળો, પાતળા કાયાના દીપડા જેવો હોય છે છતાં જો સિરવાલ નામની આફ્રિકામાં થતી બિલાડીનો બાંધો બરાબર ચિત્તાને મળતો આવે છે. ચિત્તાનું માથું બીજી બિલાડીઓ કરતાં ઘાટમાં નાનું અને ગોળ હોય છે એટલે તે ચહેરો અને ખાસ કરી કપોલ ભાગ એકદમ નીચે ચાલ્યો આવે છે એટલે તેની ખોપરીમાં ગોળાશ વધારે હોય છે. ચિત્તાની ખાસ બરાબર વરતી શકાય એવી નિશાની તે તેના પગની બનાવટમાં છે. તેમાં રહેલા નખો પાછા ખેંચી શકાય એવા નથી. જ્યારે બીજી મોટી બિલાડીઓમાં નખો પાછા ખેંચી શકે એવા હોય છે. અને જમીનની સપાટીથી સ્થિતિસ્થાપક નસો તેના આંગળાંની ઉપલી જોડને ખેંચી ઊંચા રાખી શકે છે. અને ચિત્તાના નખો જેમ દીપડા, વાઘ, સાવજ પોતાના નખો પાછા ખેંચી શકે છે તેમ તદ્દન પાછા ખેંચી શકાતા નથી. આથી આપણને ચોખ્ખી રીતે બતાઈ આવે છે કે બીજી બિલાડીઓની જાતમાં નખો વધતા ઓછા પ્રમાણમાં ચામડીનાં ઢાંકણથી ઢંકાઈ જાય છે. જ્યારે ચિત્તાના નખો તેના આંગળાં ઉપર ચામડીનું ઢાંકણ નહિ હોવાને કારણે ચોખ્ખા વરતાય છે.

ચિત્તાનો રંગ ચળકતો રતાશ પાતો પીળો હોય છે. તેની પેટની રૂંવાટી ઝાંખી પીળી અને આખા શરીર ઉપર ચોકખાં કાળાં ગોળ નક્કર ગુલ હોય છે. બન્ને આંખના ખુણામાંથી એક કાળી લકીર નીકળી ઉપલા હોઠ સુધી આવે છે અને આંખના ઉપલા ખુણામાંથી એક બહુ બહાર દેખાઈ ન આવતી લકીર અથવા ટપકાંની હાર કાનની નીચે સુધી પહોંચે છે. તેની રૂંવાટી દેખાય છે એટલી સુંવાળી નથી. ગરદન આસપાસ વાળની લંબાઈ હોવાને કારણે આપણને નજીવી કેશવાળી દેખાય છે. ચિત્તાની લંબાઈ ચાર ફીટ પાંચ ઈંચ અને પુંછડીની લંબાઈ બે ફીટ પાંચ ઈંચ જ્યારે ઉંચાઈ બે ફીટથી બે ફીટ ને નવ ઈંચ સુધી આવે છે.

### અદ્રશ્ય થતી જતી આ જાત

હિન્દુસ્તાનમાં એક વખત આ પ્રાણી ફરતાં હતાં પણ હાલ તેઓ દેખાતા હોય એમ લાગતું નથી. છતાં હમણાં મારા સાંભળવામાં આવ્યું છે કે કોઈ શિકારબાજે આ જાતનાં ત્રણ પ્રાણીને પોતાની બંદુક નીચે રાખી લીધાં છે, ફક્ત આ સાંભળી દુઃખ તો એટલું જ થાય કે પોતાના દેશની પ્રાણી સૃષ્ટિને ઓળખ્યા વિના અને સમજ્યા વિના શિકારબાજ પોતાની બંદુક આવા જુજ અવશેષો ઉપર ચલાવી પોતાની જ પ્રાણી સૃષ્ટિનો સદંતર નાશ કરે એ ઇચ્છવા જેવી બાબત તો ન જ કહી શકાય. જો પોતે જોયાં હોય તો કહી શકાય કે તેઓને જંગલમાં વિહાર કરતાં જોયાં છે.

હિન્દમાં આ પ્રાણીઓ ખુલ્લા મેદાનને છેડે આવેલી ઉંચાનીચી ટેકરીઓમાં વસતાં હતાં. આ ટેકરીઓમાં જ્યાં મોટા મોટા પથ્થરનાં પોલાણ અથવા તેવા પાણાનો જમાવ થયો હોય તે ઠેકાણે પોતાનો વાસ કરવાનું પસંદ કરતા હતા. અત્યારે પણ વરાડ, સિવની અને સાગરમાં તેઓની વસ્તી છે એમ કહેવાય છે. જ્યારે દક્ષિણ હૈદ્રાબાદ આસપાસ તેઓ સાધારણ પ્રાણી તરીકે વસતા હતા અને મુંબઈ પ્રાન્તમાં તેઓ સૌરાષ્ટ્રના ચોટીલા, વાંકાનેર અને ગજકોટની ટેક-





રીઓ અને બીડોમાં ફરતા હતા. જેના છેલ્લા અવશેષોમાં એક માદા અને ચાર બચ્ચાં ઈ. સ. ૧૮૦૪ માં રાજકોટ આસપાસથી મરાયાં હતાં.

### હિન્દ બહાર

હિન્દ બહાર તેના વસવાટની સીમા ઉત્તર તરફ રશીયન તુર્કસ્તાન, અને ટ્રાન્સ–કેસ્પીયા સુધી મનાય છે અને દક્ષિણ પશ્ચિમ એશિયામાં સિંધની સીમાથી માંડી અફઘાનીસ્તાન, બલુચીસ્તાન અને ઈરાનમાં કેટલાક પ્રદેશમાં થઈ આફ્રિકામાં પ્રવેશ્યા કે જ્યાં તેઓ દક્ષિણ સુધી પથરાઈ એશિયામાં તેઓ કયા પ્રદેશમાં દેખાય છે તેની ચોક્કસ માહીતી મળતી નથી. પણ આવો એક દાખલો ઇ. સ. ૧૯૨૮માં મેસોપોટેમીયાના નાશીપાહમાં મળી આવેલી એક ચિની અને તેનાં બચ્ચાંથી બતાવાય છે છતાં એ પ્રાણીઓને ત્યાં વસતા આરબો ઓળખાવી શક્યા ન હતા.

આવાં નાબુદ થઈ ગયેલાં હિન્દના પ્રાણીઓની ખાસીયત અને જીવનનું અવલોકન થઈ ન શકે એટલે આપ તેને પકડયા પછી કસબી ચિત્તેવાનના હાથથી બનેલો ચિત્તો જોતો રહો. અને તેનો અભ્યાસ કરવાનો રહ્યો.

### કબજે લેવા

ગયા બે દશકામાં આ પ્રાણી લગભગ છેલ્લાંછેલ્લાં આફ્રિકાથી હિન્દને કાંઠે ઉતર્યાં હતાં. આફ્રિકામાં આ પ્રાણી જ્યાં દિવસના આરામ કરવા બેઠું હોય ત્યાંથી ઘોડેસ્વારો તગડે છે. આવી રીતે એક બે વખત સખત દોડ તડકામાં પડી જાય. એટલે તે કોઈ છાંયાવાળી જગ્યાનો આશરો લે છે અને બેસી જાય. આમ બેસી ગયા પછી ચાર છ હબસી શિકારીઓ તેને છુપાઈને પાસે આવી ગોદડાં કે એવું કાંઈ જાડું ઢાંકણ લાવી દબાવી દઈ પીંજરામાં પુરી દે છે. આમ બંધનમાં આવ્યા પછી તેને અહીં લઈ આવવામાં આવે છે. આપણે કાંઠે તેનું પીંજર ઉતરે એટલે જે રાજામહારાજાએ તેને ખરીદો હોય તેના ચિત્તેવાનને તેનો કબજો સોંપવામાં આવે છે. ચિત્તેવાન તેના ચિત્તાના પીંજરાને સીધું પોતાને ઘેર ઉતારે છે. સૌથી પહેલાં તો ઘેર લઈ આવી ચિત્તેવાન તેના રંગરૂપ અને હાથપગનું બારીક અવલોકન કરે છે. આમાં સંતોષ થાય એટલે પોતાનો બીસ્તર અને ખાવા પીવાનું તેની પાસે જ રાખી દે છે. આમ એક અઠવાડિયું તેની પાસે રહી ઉજાગરો આપ્યા પછી તેના પીંજરાના પાછળના ભાગમાં તેને ત્રણ આઠ ઈન્ચ ચોરસ લંબાઈના કાણાં પડાવે છે તે કાણાં વાટે હાથ નાખી સૌથી પહેલું તેના ગળામાં ચામડાનું ડોકીયું કડી સાથે પહેરાવી દે છે. પછી તેની કમ્મરમાં પણ ચામડા અથવા સુતરનો પટો ચઢાવી દે છે. આ કમ્મરના પટ્ટાને કાછનું નામ આપવામા આવે છે આખો દિવસ અને રાત ચિત્તા પાસે માણસોનો જમાવ રહેવાને અંગે તો બીલકુલ ઝોકું પણ મારી શકતો નથી અને કદાચ મારી જવા પામે તો પાસે બેઠેલામાંથી કોઈ ને કોઈ તેને જગાડી દે છે આવા સખત ઉજાગરાથી ધીરે ધીરે તે તેનો જંગલનો ખારો સ્વભાવ કાબુમાં લાવે છે અને એક દિવસ એક જરા વજનદાર ચોપાઈ તેના પીંજરાની બારી પાસે લઈ આવવામાં આવે છે. આ ચોપાઈને બહુ નજીક કાથી ભરેલી હોય છે જેથી ચિત્તાના પગ અંદર ફસાઈ ન જાય. આવી નજીક ભરાએલી કાથીમાં બરાબર વચ્ચે એક બે મોટા કાણાં પાડવામાં આવે છે. આવી બધી તૈયારી ચિત્તેવાન બરાબર જોઈ સવારના એક ઘેટા કે બકરાની પાછલી રાંગનો પીંડો લઈ બારી ખોલી અંદર જવા દે છે. તાજી રાંગની વાસથી ચિત્તો તે લેવા અને પોતાની બાજુ ખેંચી લેવા સખત પકડી ખેંચે છે. આ ખેંચતાણમાં ચિત્તેવાનના મદદનીશો ગળાના ડોકીયા અને કાછમાં સુતરનાં દોરડાં નાખી દે છે અને બીજો મદદનીશ તેના આગલા પગમાં કાચા સુતરના ફાળકા બાંધી દઈ તેમાં પાતળી દોરી પરોવી દે છે. આ લાંબી દોરીને પેલા ચોપાઈના કાણાં વાટે નીચે કાઢી એક મદદનીશ તે પકડીને છુપાઈ જાય છે અને એક મદદનીશ હાથમાં ઊંચું ગોદડું રાખી એ રીતે છુપાઈને ચોપાઈ ઉપર ઉભો રહે છે. જ્યારે ત્રીજો મદદ-



બીજા પેલા દોરડાને કાબુ રાખી બેસે છે. આમ સર્વ બાબત બરાબર જોઈ ચિત્તેવાને પકડી રાખેલી રાંગને પોતા તરફ ખેંચે છે અને જેવો ચિત્તો ખડકી સુધી આવે કે તરત ખડકી ખેંચી લેવાનો હુકમ આપે છે જેવી ખડકી ખુલી કે ચિત્તાને પેલી રાંગ મોં હોય અને ચિત્તેવાન પેલી ચોપાઈ ઉપર ચઢી જાય તો ચિત્તો પણ તેની ઉપર ચઢી જાય. જેવો ચિત્તો ચોપાઈ ઉપર આવી જાય કે પેલા કાણાંમાંથી કાઢેલી દોરીઓ ઝતાણ કરીને પેલો મદદનીશ બેસી જાય. તેની સાથે જ પેલો ગોદડુ લઈ ઊભેલો મદદનીશ તેના ઉપર ગોદડું નાખી તેનું મોં અને ગરદન પકડી લે છે ત્યારે ચિત્તેવાન તેના માથા ઉપર ચામડાની અંધારી (જેને ટોપરના નામથી ઓળખાય છે) કસી દે છે. આગળના ડોકીયાનું દોરડું આગલી ધસ સાથે બાંધી તેની કડીમાં સાંકળની ચાંપ ચઢાવી દેવામાં આવે છે અને કાછનું દોરડું પાછળ બાંધી દેવામાં આવે છે આમ બરાબર કબજે થઈ ગયા પછી સૌ થોડીવાર માટે તેનાથી દુર ખસી જાય છે અને ત્યાર પછી તેના મોં આસપાસ ચિત્તો ખાઈ પી શકે એ રીતે સુતરની દોરીનો દાટબંધ બાંધવામાં આવે છે. આ દાટબંધથી ચિત્તો પુરેપુરૂં મોં ખોલી શકતો નથી અને પગમાં સુતરના ફાળકા હોવાથી તે પગ પણ ઊંચા કરી થાપો મારી શકતો નથી.

હેળવણી

ચિત્તાને બેસાડેલી ચોપાઈને બહાર રસ્તા ઉપર રાખવામાં આવે છે. આમ કરવામાં તે જુદા જુદા અવાજથી ટેવાઈ જાય છે અને બીજી બીક ઓછી કરવા સામા બે ત્રણ માણસો કાળા ધાબળા ઓઢીને તેની સામે દોડતા હોકારા પાડતા આવે. આ વખતે તેને ઉભા થઈ મારવાનું મન થઈ આવે છે પણ ચોપાઈ ઉપર બેઠેલા ચિત્તેવાન તેને તેમ કરતાં રોકે છે. અને પોતે પણ હાથ પગ હલાવી ન શકવાને કારણે બેઠો બેઠો મનમાં ને મનમાં ગુસ્સે થયા કરે છે. આ વખતે તેની ટોપર જરા જરા ઊંચી કરી તેને આસપાસની વસ્તુઓથી અને ચોર હાંડી દોડ-નારથી વાકેફ કરતો રહે છે.

ચિત્તાને ચોવીસ કલાકે એક વખત ખાવાનું આપવામાં આવે છે. તેમાં ઘેટાની રાંગના નાના ટુકડા કરી તેમાંથી રગો અને છીછડાં સાફ કરવામાં આવે છે. આ તૈયાર કરેલા રાતબને ચિત્તેવાન એક ઝોળામાં નાખી ખોખાગ પડકારા કરતો ચિત્તાની ભુખને સતેજ કરતો પગ પછાડતો ચાલ્યો આવે અને ચિત્તો રાતબ ખાવા માટે તૈયાર થઈ જાય. આ વખતે તો ટોપર બંધ હોય એટલે તે જોઈ શકતો નથી પણ કઈ બાજુએથી અવાજ આવે છે તે સાંભળવા આમ તેમ માથું ફેરવવા માંડે છે. જેવો ચિત્તેવાન તેના ખાસ બનાવેલા લાકડાના મોટા ચમચામાં—જેને હકનો કહેવામાં આવે છે—તેમાં ચાર છ કોગ મટનના પટકા લલકારીને થાપો મારે કે ચિત્તો હકનો શોધવા લાગે અને જેવી તેના ખોરાકની વાસ આવી કે હકનાને પોતાના આગલા પગથી દબાવવા મહેનત કરે પણ બેઠો હોવાને અંગે તેમ કરવાનું તેનાથી બનતું નથી. આમ દશ પંદર દિવસ તેની ચોપાઈ ઉપર જ ખાવાનું આપી એક દિવસ તેને ચોપાઈ ઉપર ઉતારીને ચિત્તેવાન રાતબ આપવા માંડે છે. આમ કરતી વખતે રાતબનો સમય થાય તે પહેલા તેના આગલા ડોકીયામાં બન્ને બાજુ એક એક પાતળી દોરી નાખી બે મદદનીશો પકડીને ઉભા રહે છે અને કાછ ઉપર એક માણસ પકડીને ઉભો રહે છે તેની સાથે તે પેલી બેડીની પણ દોરી સંભાળે છે. આમ રાતબનો અવાજ જેવો ચિત્તો તૈયાર થાય કે પહેલો મદદનીશ તેને આસ્તેથી ચોપાઈ ઉપરથી નીચે ઉતરવા ઇશારો કરે છે. જમીન ઉપર ઘણા વખતથી પગ ન મૂકેલો હોઈ શરૂઆતમાં તેને નવાઈ લાગે છે અને આડો અવળો ચાલવા માંડે છે. ચિત્તેવાન જરા દૂર રહી અવાજ આપે એટલે તેના તરફ જવા જરા જલદી ચાલવા લાગે અને પેલા હકનામાંથી ખાઈ લેવાને બદલે ઘણી વાર તેને પગ નીચે દબાવવાની ઈચ્છા થઈ આવે છે. પણ તેના તે ઇરાદાને તરતજ છોડી દેવો પડે છે. થોડું રાતબ પેટમાં ગયા પછી તેની ટોપર જરા ઊંચી





કરી પછી રાતબ ખવડાવવામાં આવે છે. આમ ઝબલી આપી રાતબ ખાવા માંડે એટલે ચિંતેવાન દરરોજ તેને પચાર આપે અને જંગલના અમુક ભાગમાં જઈ તેને ઊભો રાખે રાતબ તૈયાર થઈ રેંકડામાં ત્યાં આવે. બસ્તની એટલે પેલી રાતબ રાખવાની ઝોળીને ખભે લટકાવી ચિત્તાને કડે એક લાંબુ દોરડું બાંધી તેને દૂર ઊભો રાખે છે, આ વખતે ચિન્તેવાન અવાજ દે કે તરતજ પેલા મદદનીસ તેને છુટો કરી દે છે. ચિન્તો સીધો રાતબ તરફ દોડે છે. આવી રીતે રાતબ ઉપર બરાબર આવવા લાગી જાય પછી તેને રેંકડા ઉપર ચઢતાં ઉતરતાં શીખવવામાં આવે છે. પછી એક દિવસ તેને બીલકુલ આઝાદ કરીને બોલાવવામા આવે છે. આમ બે ત્રણ દિવસ બોલાવ્યા પછી પેલા ચોર કાટી દોડવાવાળાને ચિન્તેવાન પોતાની અને ચિત્તાની વચ્ચે ગખી જોવા ચિત્તો છુટે કે તેઓએ પણ હડી કાઢવી. આમ ભાગન્તા કાળા ધાબળાવાળાને જોતા ચિત્તાને તેની ઉપરની ખીજ યાદ આવી જાય છે અને તેની પાછળ પડે. જેવો તે તેને ઉપર હાથ ચલાવવા જાય કે પેલો માણસ ધાબળો ફેંકી દે, જેથી માણસને ન મરાય એ સમજણ આવી ગઇ હોય એટલે સીધો પાછો રાતબ ઉપર ચાલ્યો જાય છે. આવી રીતે ચિત્તો માણસ ઉપર નહિ જાય એ વિશ્વાસ બેઠા પછી ચિન્તેવાનને હિંમત આવી જાય છે કે હવે તેને હરણ ઉપર છોડવામાં હરકત નથી.

"શેર કરવા" માટે

એક સારો દિવસ જોઇ હરણ ધીરે એવી ખેતરાઉ જમીનની તપાસ કરાવી ચિન્તેવાન પોતાના ચિત્તાને એક દિવસ અગાઉ ત્યાં લઈ જાય છે. શિકાર ઉપર છોડવાના આગલા દિવસે ચિત્તાને બીજી સવારે વહેલી કકડીને ભુખ લાગે એટલું જ રાતબ આપવામાં આવે છે પછી બળદ જોડેલા રેંકડામાં સવારે વહેલો ચિતાને બેસાડી પેલા હરણના વસવાટવાળાં ખેતર તરફ પોતાને ઉતારેથી રેંકડો હાંકી મૂકે છે. અને સૂર્ય ઊગતાં પહેલાં ત્યાં પહોચી જાય છે. બાળ સૂર્યના તેજમાં કાળિયાર બરાબર ઓળખી શકાય એમ તેને ધીરે ધીરે પોતાના ટોળામાંથી અલગ કરવા રેંકડો દાવ બનાવી હાંકે અને જેવો તે જુદો દેખાય કે ચિન્તેવાન નવા ચિત્તાને બન્ને બાજુ હાથ રાખી ટોપર ઉતારી કાળિયાર પર સીધી નજર રાખે છે. પોતે ખેલેલા શિકાર ભુખ્યા ચિત્તાને તરત જ યાદ આવી જાય છે અને ધારથી તે રેંકડા ઉપરથી કુદકો મારી નીચે ઉતરી જાય છે. અને કાળિયારની ચાલ સાથે પોતાનાં પગલાં મેળવી બરાબર પોતાના દાવમાં તેને કાળિયાર લાગે એટલે આ સૌથી ઉનાવળો દોડનું પ્રાણી પોતાના શરીરનો સંકેલો કરી કાળિયારને દબાવે છે. કાળિયારને લાગે કે કાળ આવી પહોંચ્યો છે એટલે તે પણ મનના મૂકી બચાવ માટે પોતાની પૂરી તાકાતનો ઉપયોગ કરે છે. આ હરિફાઇમાં ચિત્તો વધી જાય એટલે પોતાના આગલા પગથી કાળિયારની જાંગ ઉપર થાપો મારે છે. આ અણધાર્યો થાપાથી કાળિયાર પોતાનું દોડવાનું સમતોલપણું ગુમાવી દે છે અને જમીન ઉપર ફસડાઇ પડે છે અને ચિત્તો આ તકનો લાભ લઇ તે ઉઠે તે પહેલાં તેના ગળામાં આવેલી શ્વાસનળીને બરાબર પકડમાં લઇ પોતાના મોંથી દબાવી દે છે અને આપણને તો ધુળનો ગોટો જ દેખાય. નવા ચિત્તાને જયારે પહેલા શિકાર ઉપર છોડવામાં આવે છે ત્યારે તેના કડના પટ્ટામાં એક લાંબી સુતરની દોરી રાખવામાં આવે છે. કારણકે ચિન્તેવાનને પહેલી વખત આટલી સાવચેતી રાખવી જોઇએ. આમ જ્યારે ચિત્તો હરણને અલગ રાખી ગળું પકડીને બેઠો હોય ત્યારે ચિન્તેવાન દોડીને તેની આગળ જઇ પોતાના હમેશના સુરથી ચિત્તાને શાબાશી આપતો જાય અને ધીરે ધીરે પાછળથી આવી હાથમાં રાખેલી ટોપર ચડાવી દે ત્યારબાદ રેંકડાને અને પેલા મદદનીશોને પાસે આવવા કહે છે. ટોપર બરાબર આવી જાય એટલે ચિન્તેવાન પોતાના કસબની સિદ્ધી થએલી જોઇ ઉત્સાહમાં ઉછળવા લાગે છે. અને પેલા મદદનીશો લાકડાનો હકનો લાવો તેમાં પકડેલા કાળિયારને હીલાલ કરી નીકળતા લોહીથી ભરી ચિત્તાને પેલો



હકનો સુંઘાટી અવાજ આપે છે. તાજા લોહીની વાસથી ચિત્તો પેલા કાળિયારને છોડી દે છે અને લોહી પીવા લાગે છે. એટલા વખતમાં કાળિયારની પાછલી રાંગ ખોલી નાંખી તેના ઉપર થોડું તાજું લોહી લગાવી ચિત્તાને તે બતાવે છે. જેવો તે તેને ખાવા લાગે એટલે ટોપર ઉચી ઉપાડી લે છે અને બતાવે છે કે આ તારો મારેલો કાળિયાર.

આટલી સફળતા મેળવ્યા પછી અઠવાડિયામા બે વખત ચિત્તાને હરણ ઉપર છોડે છે. અને પછી તો તેને એક પણ દોરડું કે દોરી રાખ્યા સિવાય તેને શિકાર ઉપર છોડવામાં આવે છે.

## મારું અવલોકન

મેં પોતે આવા ઘણા નામી શિકાર જોયા છે. છે. તેમા નર માદાના એક કાળિયાર ઉપર છોડેલાં જોયાં છે. તો આવાં હિંસક પ્રાણીના સ્વભાવ પ્રમાણે પહેલી માંદાએ કાળિયારને ઉપાડયો અને પેલા સાથે રહેલો ચિત્તો જોતો આવતો હતો તેને લાગ્યું કે હવે ચિત્તી શેકાતી જાય છે એટલે પોતે દબાવ્યો અને કાળિયારને પછાડી દીધો હતો.

એક વખત માદાને એકલી છોડી હતી તેમાં તેણે એક નાના બચ્ચાને પકડી લીધું. પણ તેને તે મારે નહિ. એ તો તેની સાથે ખેલવા લાગી ગઇ. જેવો ચિત્તવાન ઉતરીને પેલા બચ્ચાને પકડવા નજીક આવે તે પહેલાં તો તેણે તેને છોડી દીધું અને પેલું કાળના મુખમાંથી બચેલું હરણનું બચ્ચું પોતાની માતાના ટોળામાં ભળી ગયું. અને ચિત્તી તેના સામે પ્રેમભરી દૃષ્ટિએ તાકી રહી. આ ઉપરથી એટલું સમજાયું કે તેને બચ્ચાં ન હોવાથી પારકા ખાઇ શકાય એવા બચ્ચાને પણ તેણે એક પણ જખમ સિવાય જવા દીધું. આટલો પ્રેમ આનું કારણ તે પુખ્ત ઉંમરની માદા હોવાને અંગે હરણનાં બચ્ચાં ઉપર વહાલ આવવાથી તેણે એમ સમજી શકાય.

ચિત્તાને બહુ દૂરથી હરણ દેખાડી છોડી દેવામાં આવે છે. ચિત્તો રેંકડા ઉપરથી નીચે ઉતરી ગયા પછી આપણે તો તે શું હિકમત કરી હરણની નજીક પહોંચે છે તે જ જોવાનું રહ્યું. આ વખતે ચિત્તો કે ચિત્તી પહેલાં તો આસપાસની જગ્યાનું બરાબર અવલોકન કરી પોતે તેમાં કયો રસ્તો ગ્રહણ કરશે તો પોતાના શિકારને છેતરીને નજીક જઇ શકાશે. તેનો વિચાર કરી દરેક રાફડો કે જાળાનો ઉપયોગ કરી તેની આડચમાં રસ્તો કાપી નાખે છે અને તેમાં હરણોની નજર તેના તરફ ગઇ હોય તો પોતે જમીન સરસો થઇ બેસી જાય છે અને જોયા કરે છે. તેમાં હરણ કાંઈ નથી એમ વિચારી પાછાં ચરવા લાગે ત્યારે વળી પાછો લગભગ પેટે ચાલી થોડું અંતર કાપી નાખે છે. તેમાં તેના રસ્તામાં આવતી દરેક આડચણો તે બરાબર ઉપયોગ કરે છે પછી ભલેને તે માટીનું ઢેફું કે પથ્થર હોય. આમાં જ્યારે તેને પોતાની દોડનો વિશ્વાસ આવી જાય એટલા અંતરમાં રહે એટલે પોતે હરણોને દેખાવ આપે અને હરણ જીવ લઇને નાસે અને પેલો ચિત્તો પણ તેમાં રહેલા કાળિયારને દબાવવા પોતાની સર્વ તાકાત ને કામમાં લઇ તેને આંબી જાય અને પછી તો આપણે વાડીદાવનું નામ આપે છે.

એવી જ રીતે મને ચિત્તાને રોજના ટોળા ઉપર છોડતાં જોવાનો લાભ મળ્યો છે. તે બરાબર તે પાછળ જઇ તેમાંના એક મોટા રોજને (નીલને) પાછળથી થાપો મારી ઉલાળી દીધો હતો અને તેની ગરદન ઉપર ચોંટી પડ્યો હતો. આ વખતે ચિત્તેવાનને રોજને કેમ કાબુમાં લેવો તે સમજ પડતી ન હતી કારણ કે તે તેના પાછલા પગથી એવી સખત ખુડ-તાળ મારતો હતો કે જો પગમાં આવી ગઇ હોય તો આપણા પગની નળીના બે ટુકડા જ થઇ જાય. મારી સમજણ પ્રમાણે આ શિકાર એક ગજબ હિંમતવાન ચિત્તા હોય તો જ બની શકે એવો છે.

નાની ઉંમરના ચિત્તાને ખરગોશ (સસલા) ઉપર છોડવામાં આવે છે તેમાં ખરગોશ જે તાકાત શિકારી કુતરાને બતાવે છે તેનાથી અડધી પણ બતાવી શકતો નથી. કારણ કે તે તો તેના બન્ને





પગથી ખરગોશને ફુટબોલ માફક ઉડાડે અને પકડી લે. એમ ખરગોશના ખ્યાલમાં તેને એક વખત લોકડી ઉપર ઉતાર્યો હતો. બેગો થઇ ગયો પણ તેને એમ લાગ્યું કે આ મારો શિકાર નથી. એમ માની તેની ઉપર હાથ ચલાવવા તેણે ન માન્યું.

આમ કેળવાયેલો ચિત્તો કે ચિત્તી માણસની સાથે એટલી હદ સુધી મળી જાય છે કે જો તેની આગળ માણસ ન બેઠું હોય તો બિલાડાની જેમ મીંયાઉ મીયાંઉ કરવા લાગી જાય છે. અને જ્યારે તેને સંતોષ થઇ જાય છે ત્યારે બિલાડી માફક નાક વાટે ધર કરવા લાગે છે.

આજે હિન્દ સ્વતંત્ર થયું છે અને રીયાસતી રાજ્યોનાં એકમો બન્યાં છે એટલે આ કામ કરનાર કસબીઓનો પ્રાણીઓ અને પંખીઓ કેળવવાનો જે ધરાનો જૂના વખતથી ચાલ્યો આવતો હતો તેની ઉપર માઠી અસર થઇ છે. આક સબીઓ જશે તો તેની સાથે કસબ પણ મરી જશે



## આકાશનું રહસ્ય (પાન ૩૪ થી પૂરું)

પણ ત્યાં તો એ નવલોહિયો, પૃથ્વીનો અને વિશ્વનો સ્વામી બનવાની હામ ભીડી રહ્યો છે એની આ દોટ કયાં અટકશે યા પૂરી થશે તે કોઇ જાણતું નથી. એમ પણ કેમ ન બને કે આ દોટ પુરી થતાં પહેલાં જ મનુષ્ય જાત પૃથ્વી પરથી અદૃશ્ય થઇ જાય. પૃથ્વી પર કીટપતંગોની જે વસ્તી છે અને એ જે રીતે મનુષ્યને પજવી રહી છે એ જોતાં આવું માનવું સાવ અશકય પણ નથી. અથવા એમ પણ કેમ ન માનીએ કે આજની ગાંડીતૂર દુનિયા ભવિષ્યમાં ડાહ્યા માનવીઓને જન્માવી એ બુદ્ધિશાળી પ્રાણીઓ મારફત પૃથ્વીપરનું જીવન આનંદમય બનાવી દેશે એવું કદાચ થાય તો પુરાણી ઇતિહાસ કેડીઓ ઉકેલતા એ શાણાં પૃથ્વીસંતાનો સમક્ષ આપણે કેવાં દેખાઇશું!

અને ધારો કે એવું કશું જ ન બન્યું અને પૃથ્વીના અંત સુધી આની આ જ મનુષ્ય જાત ટકી રહી તો એનો કયામતનો દિવસ કેવો આવશે એની કોઇ નજુમી કે જોષી આગાહી કરી શકે એમ છે ખરા!

કુદરતનાં રહસ્યોનું રૂપ કેવું ગૂઢ છે!



સુધારક કોઇનો ત્યાગ કરે છે ખરો? તે તો અમુક સુધારો સ્વીકારવાને સૌને નોતરે છે. પહેલો તે પોતેજ પોતાનાં જીવનમાં સુધારાનો અમલ કરે છે અને તેમ કરી સમાજથી અલગ થઇ, સમાજ તેને તથા તેના સુધારાને સંઘરે ત્યાં સુધી વાટ જોઇ બેસે છે, અને સમાજની બુદ્ધિ અથવા હૃદયમાં અમુક સુધારાની ઉપયોગિતા ન ઉતરી શકે તો તે સમાજનો વાંક નથી, પણ તે સુધારામાં અથવા તો સુધારકમાં જ ખામી હશે.

—ગાંધીજી

# વિષપાન*

અનુ૦ જયન્ત પરમાર

સંકેત કરતાની સાથે જ નોકર અંદર ગયો અને હાથમાં ઝેરનો પ્યાલો લઈને પાછો ફર્યો. એને જોતા જ સોક્રેટીસે કહ્યું:—

"પ્રિય મિત્ર! આવી વસ્તુઓનો તને ઠીક અનુભવ છે. કૃપા કરી, મારે એ કેવી રીતે પીવું એ બતાવીશ?"

"પીને તમે ફક્ત ચાલવાનું શરૂ કરી દો, અને લાગલગાટ ચાલતા જ રહો, જ્યાંસુધી તમારા પગ ભારે ભારે ન લાગે—પછી સૂઈ જાવ. ઝેર પોતાનું કામ પૂરું કરી દેશે."

આ કહેતી વખતે તેણે ઝેરનો પ્યાલો સોક્રેટીસના હાથમાં આપ્યો—જે તેને જરાપણ ભય, ખેદ અથવા ચહેરાનો રંગ બદલ્યા વિના, એટલી જ સરળતાથી, એ વ્યક્તિના ચહેરા તરફ નજર નાખતા હાથમાં લઈ લીધો અને નમ્રતાથી પૂછ્યું—

"શું હું આ વિષપાત્રમાંથી મારા ઇષ્ટદેવતાઓને થોડું અર્ધ્ય આપી શકું છું?"

"ના! ના! સમજી-વિચાર કરીને જ ફક્ત સોક્રેટીસ માટે જ આટલું વિષ તૈયાર કરેલું છે."

"બહુ સારું! તો હવે હું મારી યાત્રાની સફળતા માટે ફક્ત પ્રાર્થના જ કરી લઉછું."

—અને સોક્રેટીસે પ્યાલો હોઠ પર અડાડ્યો અને હરખાતો હરખાતો નિઃસંકોચપણે બધું ઝેર પી ગયો.

અમે બધા તેની આજુબાજુ ખૂબ હિંમત રાખી બેઠા હતા છતાં આ રીતે શાંતિથી ઝેર પીતા સોક્રેટીસને જોઈને ખૂબ રોકયા છતાંયે મારી આંખમાંથી આંસુ વહેવા લાગ્યા એટલે મેં મારું મોઢું છુપાવી દીધું. સોક્રેટીસને લીધે નહીં, પણ મારા પોતાનાં પર દુઃખી થતો—કે આવો સાથી! ખોઈ રહ્યો છું—જોરથી રડવું શરૂ કર્યું. ફક્ત હું જ નહીં, ક્રીટો પણ પોતાને સંભાળી ન શક્યો અને તેની આંખો પણ આંસુથી છલકાઈ ગઈ; અમે બન્ને ત્યાં જ ટહેલવા લાગ્યા. એ વખતે અપોલોડરસ કે જે પહેલેથી જ રડી રહ્યો હતો તેણે એકાએક ડુસકું ભર્યું અને અમારું રહ્યું સહ્યું ધૈર્ય પણ જતું રહ્યું. આવા કરુણ રુદનસાગરમાં ફક્ત સોક્રેટીસે જ હિમાલય જેવી નિશ્ચલ શાન્તિ ધારણ કરી હતી.

"આ શું? આ રીતે રોવું, ચીસાવું વિચિત્ર લાગે છે. મેં જાણીને જ સ્ત્રીઓને આ માટે દૂર રાખી છે. ક્યાંક અધીરી થઈને તેઓ આક્રંદ ઊભી કરી બેસે! કારણ કે મનુષ્યનાં મૃત્યુ વખતે હમેશા શાન્ત વાતાવરણ રહેવું જોઈએ.

"મિત્રો! શાન્ત થાવ! ધીરજ રાખો!"

સોક્રેટીસના મોમાંથી આ વચનો સાંભળીને અમે શરમાઈ ગયા, આંસુ લૂછી નાખ્યા.

આ તરફ એ તો ટહેલતો જ રહ્યો, જ્યાંસુધી એનાં પગની શક્તિ ક્ષીણ ન થઈ ત્યાંસુધી. પછી તે પીઠ પર સૂઈ ગયો.

એ વ્યક્તિ કે જેણે તેને ઝેર આપ્યું હતું તો વારંવાર તેનાં પગ તરફ જોતી-થોડી વાર પછી તેનાં એક પગને જોરથી દબાવતા પૂછ્યું: 'શું આમાં ચેતનતા જણાય છે?' પાછું પગને ઊંચાનીચા કરીને કહ્યું 'ઝેરનો પ્રભાવ હૃદય સુધી પહોંચ્યા પછી જ અંત આવશે.'

સોક્રેટીસ ધીમે ધીમે ઠંડો થવા લાગ્યો. તેણે મોઢા પરનું કપડું દૂર કર્યું, (કારણકે પહેલા તેણે પોતાને પૂરો ઢાંકી દીધો હતો-ક્યાંક તેના ચહેરાનાં બદલાતા રંગઢંગ કોઈ જોઈ ન જાય) અને કહ્યું: 'ક્રીટો! મેં એસ્કલિપ્સસ પાસેથી થોડુંક ઉધાર લીધું હતું—મારી તરફથી તેને પાછું આપી દેવાનું તું ભૂલીશ નહીં ને?'

"ચોક્કસ, કરજ જરૂર ચૂકવી આપીશ. કહો, બીજું કંઈ કહેવાનું છે!"

× × ×

પણ એ પ્રશ્નનો જવાબ ન મળ્યો, ફક્ત થોડીક હિલચાલ દેખાઈ. જેલરે કપડું હટાવ્યું. આંખો સ્થિર થઈ ગઈ હતી. ક્રીટોએ પાસે જઈને આંખો અને મોં બંધ કર્યાં.

× × ×

* સોક્રેટીસનાં સાથી-શિષ્યની એક ડાયરીમાંથી અંગ્રેજી ઉપરથી.

# ગદલ—અને અમે ચાર

વ્રજલાલ ત્રિવેદી

## કાઠિયાવાડના એક નાના ગામમાં ગાળેલા બિનજવાબદાર બાળપણનાં રમૂજી સંસ્મરણો

ગઢડામાં જળઝીલણીના સમૈયાને ત્રણેક દિવસની વાર હતી. એવામાં ગદલ એક દિવસ મારી પાસે આવ્યો. ગદલનું આવી રીતે અચાનક આવવાનું થાય ત્યારે હું સમજી જતો કે કંઈક લાભની વાત છે. અને ગદલ પણ જાણતો કે ગામતરાં ખેડવામાં આ ભાઈબંધ હિંમતથી સાથ આપશે જ. એટલે આવવાનું કારણ પૂછતાં તેણે કહ્યું કે 'ગયા વર્ષની ગઢડાની જળઝીલણીનો ઉત્સવ ભૂલી ગયો ?' જળઝીલણીનો ઉત્સવ! નામ સાંભળતાં જ ગયા વર્ષના પ્રસંગો સાંભર્યા.

આપણી તો ના હોય જ શેની ? જળઝીલણીની બે દિવસ અગાઉ જવાનું નક્કી કર્યું. અમારા બેમાં બીજા ત્રણ જણા ભળ્યા. ભૂરિયો, મકનો અને ગદલનો નાનો ભાઈ. એમ પાંચ જણા તૈયાર થયા. ટુકડીનો આગેવાન તો ગદલ જ હોય. અવનવા સારા નરસા અને હિંમતવાળા દરેક કાર્યમાં પહેલ તેની જ હોય. પંદર વર્ષના સુકલકડી ગદલનો ચહેરો હંમેશાં હાસ્યની અને ટીખળથી ભરેલો જ રહેતો. શેરીના દરેક કામમાં પણ ગદલ મોવડી. અંધારિયા-અજવાળિયાની રમતમાં ગદલ ઘણોજ રસ લેતો. ગેડીદડાની મર્દાની રમત રમતાં ચાંદનીમાં મધની રાગે વાગતી ગદલની ગેડીના હોફાનો અવાજ ગામમાં પણ સુતાં માણસોને સંભળાતો. કોઠીઓના હુંઝામાં ભંગાણ પાડવામાં ગદલનો પીંગળો ફોડો પડે એટલે ગદલનું જ હુંઝું હોય એ શંકા વગરની વાત. ઉતાવળીમાં બે કાંઠામાં પૂર આવ્યું હોય તે તો ગદલનો ખુશાલીનો દિવસ. નહાવા જતાં પણ સાથે ચારપાંચ ભાઈબંધનું ટોળું હોય જ. ગમે તેટલા ઉંડા પાણીમાં પૂલની ટોચ ઉપરથી ખાબકવાની પહેલ હંમેશાં ગદલે કર્યા પછી જ બીજાઓ કરતાં. ગદલ પાણીનો રંગ પારખીને હંમેશાં ધુબકો મારે. કોશિયો ને પલોંઠિયો ધુબકો મારવામાં તો એણે પ્રભુતા મેળવેલી.

નિશાળમાં પણ હું અને ગદલ ઠેઠ સુધી સાથે જ ભણેલા. વહેલા ભળકડામાં સાથીદારો શેરીમાં દાતણ કરતા હોય ત્યાં તો પિત્તળની ચકચકાટ તાંબડી અને છાલિયું લઈ નાનાભાઈ સાથે ગદલ લોટ માગવા નીકળી પડતો. સાડાદસ વાગતાં તો છલોછલ બે તાંબડી ભરાઈને ઘર ભેગી થઈ ગઈ હોયને અગિયાર વાગ્યે શાળાનો ઘંટ વાગ્યા પહેલાં વર્ગમાં ગદલ હાજર થઈ ગયો હોય. વર્ગમાં કાયમી તરફથી પ્રથમ નંબરનું માન ગદલને ફાળે આવતું, કોઈ કોઈ વાર મારા ભાગ્યમાં પણ એ માન આવતું. પણ અમે કોઈ દિવસ એથી ફુલાઈ જતા નહિ. ઘણીવાર તો અમને આનાથી પણ વધુ માન—બેન્ચ ઉપર પગ ફેરવીને ઉભા રહેવાનું મળતું અમારા શિક્ષકને અમારી ઉપર આવું હેત ઉદ્દભવવાનું એક કારણ એ હતું કે વર્ગમાં ચાલતા અભ્યાસ દરમીઆન જો ગામને ગોંદરેથી ઢોલ, ત્રાંસાં કે શરણાઈનો અવાજ સંભળાઈ ગયો હોય તો એક પછી એક છેલ્લી પાટલીના બધા બ્રાહ્મણના છોકરા ત્યાં પહોંચી જ ગયા હોય. કણબીની જાન પરણીને જતી હોય એટલે દક્ષિણા તો મળે જ. અરધો કે એક કલાક ખોટી થયા પછી, અરધો અરધો કે એક એક પૈસો લઈ પુનઃ પાછા અમે એક પછી એક વર્ગમાં દાખલ થઈ જતા. આવું તો અમારે રોજનું થતું, એટલે શિક્ષક પણ રીઢા થઈ ગયા હતા. અભ્યાસમાં ગણિત અને પાડમાળા જેવા વિષયોમાં તો ગદલ કોઈ દિવસ બુદ્ધિનો વ્યય કરતો જ નહિ. કારણકે એને આત્મશ્રદ્ધા હતી કે એવા વિષયો પોતાને આવડવાના જ નથી. બપોરની રજામાં ઘેર આવતાં કાળિયો, ભૂરિયો. મોતિયો અને ડાઘિયો ગદલની રાહ જોઈને પાણીઆરા પાસે હાંફતા ને પૂછડી પટપટાવતા બેઠા જ હોય. અરધોક કલાક એ બધા કૂતરાની સાથે ગેલ કર્યા પછી, પાછો તે શાળામાં જાય અને સાંજે તો ઘેર આવીને ગેડીદડાની બધડાટી બોલાવતા



સાથીદારોની સાથે પહોંચી જ ગયો હોય. ગઢની રાંગેથી મોડી રાતે ઘેર આવીને વાળુ કર્યા પછી શેરીના ચોકમાં ગપ્પા મારવાનાં અને રાતે સૂઇ જવાનું. આવા ભરચક કાર્યક્રમમાં તેના દિવસો પસાર થયા હતા.

દશમની પ્રાગડવાસ્થે અમે પાંચે જણા એક પછી એક ગામને પાદર ભેગા થયા. પહેરેલાં લુગડાં અને એક એક ધોતલી સાથે મિલકતમાં કથુબીની જાનના દક્ષિણાના ત્રણ ત્રણ પૈસા આવ્યા હતા. તે પણ લીધા હતા. એક પછી એક ગામડાં વટતાં ગયા. એમ કરતાં સૂરજ બાપા માથે આવ્યા અને અમે ભૂખ્યા ડાંસ જેવા થઇ ગયા, પણ ટુંકી પોતડી ને બટન વગરના બાંડિયા પર પાંચેક વર્ષનો જાણીતો પીળા રંગનો હાફકોટ હવામાં ફફડ ફફડ કરતો ગદ્દલ તો ત્રીકમૈજ જતો હતો. પાછું વાળીને જુએ એ બીજા ' આથમણી દીશાએ મોઢું ફેરવીને બોલતો જાય: એલા ભૂરિયા! ઝટ હાલ્ય! મકના, પાછળ કેમ પડયો? દોટ મૂક મારા બાપ્પો. આ સામે ઝાબ્યુ દેખાય ઇજ ગામ. ત્યાં જઇને જ પોરો ખાશું'. ' ત્યા તો એનો ભાઇ બોલ્યોઃ મોટા! રોટલા ક્યાં ખાશું? હવે તો હલાતું નથી.'

'રોટલા તો, નાના, ઝાલરટાણે ગઢડા ભેળા થાશું ત્યારે જ ભાળશું. હાલવા માંડ, હાલવા માંડ. બાપલા; હવે છેટું નથી.' આમ હિંમતમાંને હિંમતમાં, ગામડે ગામડે પોરો ખાતા ત્રેવીસ માઇલનો રસ્તો અમે કાપી નાંખ્યો.

સૂરજ મેર બેઠો અને સામી છાતીએ પવનના સુસવાટા વાગવા માંડયા. આખા દિવસના ભૂખ્યા હોઇ આંખે અંધારાં આવતાં હતાં. દૂર દૂરથી મંદિરોના ઘુમટ ઉપર સોનાનાં ટોપકાં ચળકતાં દેખાયા. ટંડેલ પરના ધજાગરાનો, મોરના ઉડવાના ફફડાટ જેવો અવાજ કાને અથડાવા લાગ્યો. જોતજોતામાં તો ગઢડા પહોંચ્યા. પાદરમાં વહી જતી ઘેલાનાં આછાં નીરમાં મંદિરના ઘુમટોના વાંકાસુંકા અને સળવળાટ કરતા પડછાયા ખીલેલી સંધ્યામાં અનેરા લાગતા હતા, અરધા કાંઠામાં વહી જતાં ઘેલાનાં પાણી કાપવાં જરા મુશ્કેલ હતાં.

બહુ જ થાકેલા હોવાથી અમે બધા પાણી પીને આરામ લેવા બેઠા. એવામાં મારું ધ્યાન ઘેલાના કાંઠા ઉપરની એક વાડી ઉપર પડ્યું. હજી તો હું ભૂરિયાને અને મકનાને વાત કરું ન કરું ત્યાં તો ગદ્દલ પોતાના ખભા ઉપર રાખેલી પોતડીની ભેટ બાંધી વાડીના બોડીબારા પાસે પહોંચી ગયો. તેણે ચારે બાજુ આંખ ફેરવી ને નાક પર આંગળી રાખી અમને સિસકારી બોલાવ્યા. અમે બધાને ચોરની આડશે ઊભા રહ્યા, બહાર ઊભાં ઊભાં જોયું તો વાડીમાં પોપૈયાં, દાડમ અને કેળાં લચી પડતાં હતાં. એ જોઇને અમારી ધીરજ ખૂટી. નિશાની કરું એટલે તમે ધીમે ધીમે અંદર આવજો એવું કહી ગદ્દલ બોડીબારું કુદી અંદર પડયો. ત્રણેક મિનિટમાં તો ગદ્દલે ધોતલી હવામાં ઉડાડી અમને અંદર આવવાની સૂચના કરી. અને અમે અંદર પેઠા. ગદ્દલે દાડમડી પરથી સાઠસિત્તેર દાડમ તોડી તોડીને નીચે ઢગલો કર્યો હતો. ખવાયાં એટલાં ખાધાં, થોડાં ખીસામાં ભર્યાં, અને બીજાં સાથે લીધેલી પોતડીમાં ફાંટ બાંધી બહાર નીકળવાની તૈયારી કરતા હતા ત્યાં રખેવાળને ઝપાટાબંધ વાડી તરફ આવતો જોયો. અમારા હોશકોશ ઉડી ગયા.

અમે આડબીડ નાઠા. એવા તો નાઠા કે હાથલા થોરની વાડ કૂદવાનું જોર પણ કુદરતી જ આવી ગયું પરંતુ નસીબજોગે છીંડું જડયું ને કૂદીકૂદીને અમે બહાર પડયા. અમે આગળ અને રખેવાળ પાછળ એમ નદીના કીનારા સુધી દોડયા. અને વધુ વિચારવાનો વખત ન હોવાથી નદીમાં ઝંપલાવ્યું. પાણીમાં એકદમ રસ્તો કાપવો બહુ મુશ્કેલ હતો. સાથળ સાથળ પૂર પાણી આવ્યું. અમારી ઝડપ ઘણી ધીમી પડી ગઇ હતી. જોતજોતામાં રખેવાળ અમારી નજીક આવી પહોંચ્યો અને ગદ્દલની પીઠ ઉપર કડિયાળી લાકડીનો ઘા પડે એટલી વાર હતી- ત્યાં સમયવર્તી ગદ્દલે દાડમની ભરેલી પોટલી રખેવાળ તરફ ફેંકી,





દામની પોટલી લેવાના લોભમાં રખેવાળ જરા થોભ્યો એ તકનો લાભ લઈ અમે નદી ઓળંગી ગયા.

અંધારું થઈ ગયું હતું. રખેવાળને હવે અમારી પાછળ આવવું પોસાય એમ હતું નહિ, એટલે દામની પોટલી હાથ ફરી પોણી નદી વટાવી તે પાછો દેતો દેતો પાછો ફર્યો. આરતીના ઘંટનાદ અને નગારાની દાંડીના ઘાવનો અવાજ સાંભળી યાત્રાળુઓ મંદિર તરફ ઉલટયે જતાં હતાં. અમે પણ ટોળાં વટાવી મંદિરના વિશાળ ચોગાનમાં જઈ પહોંચ્યા. અસંખ્ય યાત્રાળુઓની ભીડ, આખા દિવસની કાપેલી મજલ અને હમણાં જ બની ગયેલા બનાવે અમે ભૂખ ને થાકથી લેવાઈ ગયા હતા, ગજવામાં રહ્યાસહ્યાં આઠદશ દાડમ મંદિરની પાછળના ભાગમાં બેસીને અમે ખાધાં. આ ઉપરાંત રાત્રે ખાવાનું લેવા માટે અમારી પાસે કશીપણ સગવડ હતી નહિ. મંદિરના રસોડા પાસે પહોંચ્યા તો ભગવાનને થાળ પણ જમાડી લીધો હતો. અંદર જઈને પૂછતાં રસોડું ધોવાઈ ગયું છે એવા સમાચાર મળ્યા.

ત્યાં હાથીના પગ અને સુંઢને પણ ભૂલાવે એવા હાથપગવાળો એક ખડતલ પાળો ભંડાર સાફ કરતો હતો. એના પગ ને માથાની સફાઈ કરતાં પેટ અરધો હાથ બહાર ઝુલતું હતું. અમે ધીમે રહીને તેની પાસે ગયા. અમને જોતાં એ જરા ચમક્યો, જાણે અમે કોળીવાઘરીના છોકરા કેમ ન હોઈએ, એવું વર્તન બતાવી અમને પુછયું 'અલ્યા કેમ આવ્યા છો?' અમે બ્રાહ્મણના છોકરા છીએ. કંઈક ખાવાનું હોય તો મહારાજનો પ્રસાદ આપો.' મહારાજના પ્રસાદની માગણી સાંભળતાં પાળાની આંખો લાલઘુમ થઈ ગઈ. એક હાથમાંની સાવરણી અને બીજા હાથમાંની અરધી ભરેલી પાણીની ડોલ નીચે મુકતોકને અમારી તરફ ધસ્યો. હાથપગ અને છાતી ઉપરાંત આખા શરીર પર ઉગેલા કાળા વાળવાળો એ માનવરીંછ જોઈને અમે થથરી ઉઠ્યા. 'સાળા વટલેલ બામટાઓ! મરી ગયા જો અંદર આવીને રસોડું અભડાવ્યું તો! મહારાજના થાળ જાણે તમારે માટે જ બનતા હશે કેમ? હવે, આવ્યા રાજાના કુંવર! મહારાજનો પ્રસાદ આપો! પ્રસાદ ખાવો હોય તો જાવ, કોઠારમાં જઈને મહારાજને બે રૂપિયા ભેટ ધરો તો મળશે. જાવ, નીકળો બહાર. ફરી જો પગ મુક્યો છે તો તમારી વાત તમે જાણશો.'

અમને વટલેલ બામટા કહેનાર આ નરવાનર પાળો જાણે ભગવાનના ભંડારમાં જ જન્મ્યો હશે! એની સાથે નકામી માથાકુટ કરવાનું છોડી અમે મંદિરની એક મોટી ચાલીમાં આવ્યા, જ્યાં અનેક યાત્રાળુઓએ પડાવ નાંખ્યો હતો. અમે પણ ત્યાં જ સૂવાનો વિચાર કરી પડાવ નાંખ્યો અને આવતી કાલે સવારથી શું શું કરવું તેની સુચનાઓ ગદલ પાસેથી લેવા સૌ બેઠા. એટલામાં સાંભળ્યું કે મગ સુદ્દાની વાત તો રહી જાય છે!

'અલ્યા મકના! જા દોડ તો! દુકાનો બંધ થઈ જશે, તો રખડી પડીશું. પાંચ પૈસાનાં પાંચ પડીકાં કંકુનાં લઈ આવ. આવતી કાલે સવારમાં ચાર વાગે જ જરૂર પડશે.'

થોડીવારમાં મકનો પૈસાવાળાં પાંચ પડીકાં લઈને આવ્યો. દરેક જણે એક એક પડીકું લઈ નાની વાટકી અને એક રખુડી આંટલી વસ્તુઓ તૈયાર કરી નાંખી. સવારે સાડાચારે ઊઠવાની દરેકને સુચના મળી ગઈ. પછી ભૂધરને ઘેલાના જમણા કાંઠાની હદમાં ફરવાનું; મકનાને ઘેલાના ચઢતા ઢાળે સ્નાન કરીને જતા યાત્રાળુઓને ચાંદલા કરવાનું, નાનાને ઘેલાના ડાબા કાંઠે ફરવાનું અને ગદલને તથા મારે નદીના તટ ઉપરથી તે મંદિરના ચોક સુધીની હદમાં ઘૂમવાનું નક્કી કર્યું. દિવસભરના કાર્યક્રમનો આ વ્યુહ ગોઠવીને અમે થાકયા પાકયા સુઈ ગયા.

પરોઢિયે મંગળાની આરતીનાં નગારાંનો અવાજ કાનમાં ગમકતાં જ અમે જાગી ઉઠ્યા. પાથરેલી પોતડીઓ ખભે નાંખતાકને ઝપાટાબંધ નદી તરફ રવાના થયા. નદીના પટ પર હજારો યાત્રાળુઓએ પડાવ નાંખ્યો હતો. પાછલી રાતના અંધારિયામાં હજી એક બીજાનાં મોં પણ બરાબર દેખાતાં નહોતાં

વહેતાં પાણીનો ખળખળાટ કાનને મધુર લાગતો હતો. અસાધારણ માનવમેદનીમાં અમે પાંચે જણા છુટા છવાયા થઇ ગયા.

ચાંદલા કરવાની શરૂઆત કરતાં જરા શરમ તો આવી. પણ ગદલની જૂની ટેવને મહાવરાથી હું તેને અનુસરતો થયો ને ધીમે ધીમે મારી શરમ ઓછી થઈ ગઇ. પાઇ, પૈસો અને અધેલો કરતાં ગદલી ટખુડી પૈસાથી ભરાવા લાગી. લગભગ સાડાદસને શુમારે અમે ફરી પાછા એકઠા થયા. ત્યાં રાજભોગની આરતીનાં નગારાં સંભળાયાં. આજે તો બધા માત્રાળુઓની સાથે અમે પણ મંદિરને રસોડે જમી આવ્યા. જમીને ફરી પાછા ચાંદલા કરવા ઉપડયા. તે સાંજના અંધારૂં થતાં એ જ પ્રવૃત્તિ કરી રાત્રે જૂના સ્થળે આવીને સૂઇ ગયા.

બીજે દિવસે જળઝીલણી એકાદશી હતી, આગલી સાંજથી જ લાલજી મહારાજના વરઘોડાની પૂર્વ તૈયારીઓ થવા માંડી હતી. મંદિરની બહાર ચોગાનમાં મેળાને શણગારવા અનેક માણસો દોડધામ કરતા હતા. કાલનો દિવસ અમારા માટે અમૂલ્ય હતો. જેટલી કાળજી ને ઝડપથી ચાંદલા કરીએ એટલું વધુ મેળવી શકીએ એવી સ્થિતિ હતી. સવારમાં ઉઠતાં વેંત જ અમે કામે વળગી ગયા. લગભગ બપોરના બાર સુધી એ કામ ચાલુ રાખ્યું. દોડાદોડ કરી થાકીને વખત થયે સંકેત પ્રમાણે નદીની ભેખડ પાસે અમે ભેગા થયા.

આજ તો એકાદશી એટલે મંદિરમાં રસોડું બંધ ! ખાઇશું શું! બધા વિચાર કરવા બેઠા. પૈસા ખરચીને મેળામાંથી ખાવાનું તો લેવાની મરજી થાય જ શેની? ટખુડીમાં એકઠા કરેલા પૈસા પાછા ઓછા થઇ જાય ને? વિચાર કરતાં ગદલને એક યુક્તિ જડી આવી. તે બોલ્યોઃ 'આજે જો માલમલીદા ખાવા હોય તો મંદિરના બ્રહ્મચારીઓના ખાનગી ભંડારમાં જઇએ. નાટક ભજવીશું તો આજનો દિવસ સુધરી જશે. હું, જુવયો અને તું ત્રણે ઉપર જઇએ. મકનો ને નાનકો નીચે આપણી રાહ જુએ. એમને માટે આપણે ખાવાનું લેતા આવીશું.' બરાબર નક્કી કરી અમે ત્રણે, શિખરબંધ મંદિરના વિશાળ ચોકમાં થઇને બ્રહ્મચારીઓના નિવાસ તરફ ઉપડયા. એક પછી એક વિશાળ હોલમાં જુદા જુદા બ્રહ્મચારીઓ અને સાધુઓનાં મંડળોએ પોતપોતાના અડ્ડા જમાવ્યા હતા. રસ્તામાં જતાં દરેક સાધુની આંખો અમારા ઉપર પડી જ હોય, અને ચાર પાંચ પ્રશ્નો પૂછી લ્યે, ત્યારે જ તેમને નિરાંત થાય. ગદલ આ બધાને બહુ જ સરળતાથી જવાબ આપતો જાય, ને આગળ ને આગળ હવેલીના ઉંડાણમાં ધપતો જાય. થોડી મિનિટ ચાલ્યા પછી ગદલ સ્હેજ અટક્યો અને પાછું ફરીને અમારી સામે જોયું. પછી આજુબાજુ નજર ફેરવી હળવેકથી કહ્યું, તમને કોઇ કંઈ પૂછે તો તમારે એકદમ જવાબ આપવો જ નહિ. મૂંગામૂંગા સાંભળ્યે રાખવું. હું બધું પતાવી દઇશ. થોડુંક ચાલ્યા પછી એક મોટા ઓરડાના બારણા પાસે અમે આવીને ઊભા. નાનામોટા દસેક બ્રહ્મચારીઓનુ એક મંડળ અંદર રહેતું હતું. ઓરડાના મધ્ય ભાગની બેઠક પર બે શિષ્યોના ટેકાએ મહા મહેનતે ઊભા રહી શકે એવા એક હૃષ્ટપુષ્ટ ગુરૂ તકિયાને અઢેલી આડા પડયા હતા. અમે ત્રણે ધીમેથી અંદર જઇ નીચા વળીને જે સ્વામિનારાયણ કર્યા ક્યાંથી આવો છો, કેના છો, વગેરે બે ત્રણ પ્રશ્નો પૂછ્યા, તેના જવાબમા ગદલે પોતાની પૂર્વ હકીકતોનો પણ સમાવેશ કરી નાખ્યો. થોડીઘણી વાતચીતથી મહારાજ પણ ગળી ગયા હતા. તેમણે પૂછ્યું 'તમે અભ્યાસ કરો છો કે છોડી દીધો?'

'અભ્યાસ તો અત્યાર સુધી કરતો હતો, પણ ગામમાં સંસ્કૃત ભણવાની સગવડ ન હોવાથી ત્યાં ચેન પડતું નથી.'

સંસ્કૃત અભ્યાસનું નામ સાંભળતાં મહારાજ સહેજ તકિયાને દબાવી બેઠા થયા. અમારામાંથી એકાદ બેને ચેલા મૂંડવાની વૃત્તિ તેમને જાગી. ગદલે પણ વાતનો રંગ બરાબર પકડયો અને કહ્યુંઃ સંસ્કૃત ભણવાની જો ક્યાંય વ્યવસ્થા થતી હોય તો, અમી





જ માથાકૂટ છોડીને સંસ્કૃત જ શીખવાની ઘણી હોંશ છે.'

'અલ્યા છોકરા, તારે બાપા છે કે?'

જરાક મોઢું નબળું કરીને ગદલે ના પાડી. મારે બા છે અને એક નાનો ભાઇ છે, એટલે મારે ઘેરથી તો કોઇ વાંધો લે એમ જ નથી.'

'ત્યારે મૂરખા, ત્યાં તારા ગામમાં શું પાચો છે! અહીં તો બહુ જ સરસ પાઠશાળા છે. ખાવા-પીવાનું આપણી સાથે રાખજે ને પાઠશાળામાં ભણવા જજે. કોઇ કોઈ વખત કપડાં પણ આપીશું—જો તું ભણતો હોય ને તારો ભવ સુધરતો હોય તો; સમજ્યો કે?' ગદલ મોઢાના ભાવ સહેજ પણ બદલાવ્યા વિના ઘણી જ આમન્યાપૂર્વક આગળ વાતો કરતો જ ગયો: 'સ્વામીજી અહીં જ આપની સાથે રહીને જો અભ્યાસ કરવાની સગવડ થાય તો આપનો મોટો ઉપકાર.'

'તે ગાંડા! અમે શું કામ ના પાડીએ? તમારા જેવા બ્રાહ્મણના છોકરા ભણીગણીને હોશિયાર થતા હોય તો અમારું શું બગડી જવાનું છે? અમે તો ખુશી જ હોઇએ ને? જ્યારે અહીં આવવું હોય ત્યારે મંદિર ખુલ્લું જ છે.'

થોડીઘણી વાતચીતમા ગદલે મહારાજને એવી તો ખાત્રી કરાવી દીધી કે આ છોકરો હવે વહેલો મોડો આપણો શિષ્ય બની જશે. એટલે મહારાજને હજી પણ વિશેષ લાગણી બતાવવાનું મન થયું: 'કેમ અલ્યા છોકરાઓ, આજે તો અગિયારશ છે. એટલે તમારે જમવાનું કેમ કર્યું? ભંડાર તો આજે બંધ હશે!

'જમવામાં તો મહારાજ, બહાર જઈ ને બબ્બે પૈસાના ગાંઠિયા ખાઈ લઇશું. એટલે ચાલશે.'

'ગાંડો થયો કે મૂર્ખા! બે પૈસાના ગાંઠિયાથી કાંઇ આખો દિવસ નીકળતો હશે! નિષ્કુળાનંદ, જુઓને જરા, ઓલ્યા કબાટમાં મહારાજનો પ્રસાદ હોય તો છોકરાઓને જરા. નાસ્તો કરાવો, જરાક પાણીઆધાર થાય.'

આઠદસ મગજના લાડવા, સારી પેઠે સુખડી, અથાણું વગેરે નિષ્કુળાનંદે લાવી આપ્યું અને એ પ્રસાદની પત્રાવળી લઇ ગદલે નમીને સાષ્ટાંગ કરી રજા માગી. મહારાજે પણ હસતાં હસતાં છેવટનો લોભ બતાવી કહ્યું કે 'અહીં આવશો તો રેશમી અબોટીયાં સુદ્ધાં આપીશું.' ગદલે લાગણીપૂર્વક પ્રત્યુત્તર આપ્યો કે 'મારી બા ઓણ રજા આપશે તો તો જરૂર તરત આવીશ. નહિ તો પોર આ વખતે તો આવ્યા વિના રહીશ જ નહિ.'

બહાર મકનો અને નાનકો અમારી રાહ જોતા જ હતા. ભગવાનના પ્રસાદની પત્રાવળી લઇ અમે ઝપાટાબંધ બહાર આવ્યા. મગજનાં લાડુ ને સુખડી બરાબર ઉડાવી અને આજના ભોજનની ચિંતા મટાડી દીધી.

એકાદ કલાક આરામ લઇ અમે પાછા ચાંદલા કરવા ઉપડી ગયા. ઉત્સવ સાંજ સુધી જ હવે હતો. ફરી પાછા છસાત કલાક રખડી સાંજે અમે બધા ભેગા થયા. દરેક જણાએ પોતપોતાનો કમાણીનો હિસાબ રજુ કર્યો. સરેરાશ આઠ આઠ દસ દસ રૂપિયા મેળવ્યા હતા. બીજે દિવસે સવારે ઘર તરફ પ્રયાણ કર્યું. નીંગાળા સુધી ચાલ્યા, ત્યાંથી વગર ટીકિટે ગાડીમાં બેઠા. રસ્તામાં પકડાયા અને સાહેબે છોડી પણ મૂક્યા. ધોળાથી મોટરમાં બેસી ઘેર આવ્યા. ગદલની રાહ જોતા કાળિયો અને મોતિયો ખડકીની બહાર ઝૂરતા હતા. તે ગદલને આવતો જોઇ બબ્બે પગે ઉંચા થઈ એને ભેટી પડયા.



# સને ૧૯૪૨ના સંસ્મરણો

પં. શ્રીરામ શર્મા

કાંતણ (ગતાંકથી ચાલુ)

અનુ : જયેન્દ્ર ગિ. ત્રિવેદી

વાચકો અને કાંતનારાઓને એ જાણીને આશ્ચર્ય થશે કે ૬૫ નંબરનું બે હજાર ગજ જેટલું સૂતર હું તેના પર કાંતી શક્યો છું. ૫૦ નંબરનાં સૂતરની બે આંટીઓ એના ઉપર ઉતારવી એતો સાધારણ વાત હતી. અહીં એ લખવું જરૂરી છે કે ત્રાકને એકદમ ભરવી એ સારૂં નથી. કારણ રેંટીઓ ભારે ફરે છે અને સૂતર પણ એક સરખું ઉતરતું નથી. આગ્રા સેંટ્રલ જેલમાં એ વાતની બહુ ઓછાને ખબર હતી કે કાંતણના શાસ્ત્રીય નિયમ મુજબ એક આંટી ૬૪૦ તારની હોવી જોઈએ, ત્યાં તો લોકો મોટે ભાગે ૧૦૦ ગજની આંટી બનાવતા હતાં. ત્યાં લોકોને એ વાતની પણ ખબર નહોતી કે અમુક નંબરના સૂતરમાથી પાંચ ગજ લાંબી અને ૪૫ ઇંચના પના વાળી સાડી માટે કેટલી આંટીઓ દેવી જોઈએ. આવી બધી વાતો છતાંયે ત્યાંના ઘણાખરા નજરબંધ લોકો એક કુટુંબની જેમ રહેતા હતા. ફકત અમુક વ્યકિતઓને લીધે જ હેરાનગતી ભોગવવી પડતી હતી. મારા તરફ લોકો કટાક્ષ કરતા અને પરોક્ષમાં મને ગાંધીવાદી પણ કહેતા હતા—ખાસ કરીને કાંતણને લીધે. એમને એ વાતનું આશ્ચર્ય થતું હતું કે ધ્વંસાત્મક કાર્ય અને કાંતણનો સમન્વય શી રીતે થઈ શકે છે?

મારા મિત્રોને એ વાતની ખબર નહોતી કે કાંતવાથી મને કેટલી નિરાંત વળે છે અને કાંતણે મારી કેટલી રક્ષા કરી છે! જેમ જેમ હું વધારે કાંતતો ગયો તેમ તેમ હું કાંતણનું મૂળ તત્ત્વ સમજવામાં સફળ થતો ગયો. એ હું માનું છું કે કાંતણ શાસ્ત્રનું મારૂં જ્ઞાન અપરિપકવ અને અધુરૂં હતું પરંતુ એની સાધાની વાતોનું રહસ્ય મને સમજાઈ ગયું હતું—આંધળાને જાણે આંખો મળી ગઇ હતી!

કાંતવાનો મારો નિયમ એ જાતનો હતો કે રોજનું એક હજાર ગજથી ઓછું ન કાંતવું, પછી ભલે મુકદ્દમાના કામકાજ માટે હાજર થવું પડે. માંદગી ભોગવવી પડે. સરાસરી કાંતણ તો એક હજાર ગજથી ઓછું ન જ થવું જોઈએ. થયું પણ એમજ. પહેલી એપ્રિલ ૧૯૪૩ થી માંડીને માર્ચ ૧૯૪૪ના અંત સુધીમાં મેં રોજના ૧૨૫૦ ગજના હિસાબે કાંત્યું. કોઇ કોઇ દિવસ તો હું ત્રણ ત્રણ આંટી તૈયાર કરતો હતો તો કયારેક બિમારીને અંગે દિવસ ખાલી પણ જતો હતો. મુકદ્દમામાં હાજર થવાનું હોય છતાંયે દિવસ ખાલી જવા દેતો નહીં. સતત એક મહીના સુધી રોજની અઢી આંટીઓ કાંતી. પહેલી એપ્રિલ ૧૯૪૪ થી માંડીને માર્ચ ૧૯૪૫ની આખર સુધીમાં રોજના ૧૧૫૦ ગજના હિસાબે કાંત્યું. અને પહેલી એપ્રિલ ૧૯૪૫ થી ૩૦ નવેમ્બર ૧૯૩૫ એટલેકે હું છુટયો ત્યાં સુધીમાં રોજના ૧૧૦૦ ગજના હિસાબે કાંત્યું. બસ. ધરપકડ પછી સાડા ત્રણ માસ સુધી રેંટીયાના અભાવે કાંતી ન શકાયું. બાકીના દિવસોમાં કાંતવાનું ઠેકાણું જ ન રહ્યું. મને આજ સુધી એ વાતની ખબર નથી પડી કે આટલું કોઈએ કોઇ જેલમાં કાંત્યું છે કે નહીં. અખિલ ભારતીય ચરખા-સંઘના અત્યારના મુખ્ય મંત્રી શ્રી કૃષ્ણદાસ ગાંધીને મેં એ વિષે પૂછયું તો એમણે કહ્યું કે શ્રી ચાંદીવાળાએ બનતાં સુધી ૨૫ શેર સૂતર જેટલું કાત્યું હતું. પરંતુ શ્રી ચાંદીવાળાને હું-કલમવાળો અને બંદુકવાળો એ બતાવવા માગું છું કે કદાચ મેં એમના કરતાં વધુ કાંત્યું હોય. મારા જેલમાંના કાંતણમાંથી નીચે પ્રમાણે કપડાં બન્યાં છે.—

(૧) એક તાકો-૧૨ નંબરનો, ૧૨ ગજ લાંબો અને ૩૨ ઈંચના પનાનો.

(૨) ચાર તાકા-૧૮ નંબરના—ત્રણ તાકા ૧૦×૪૫" અને એક તાકો ૧૦×૩૨"

(૩) દસ સાડીઓ-૨૫ નંબર ૫×૫૦"

(૪) ત્રણ સાડીઓ ( બિજળી )—૨૭ નંબર-૫×૪૫"

(૫) ચાર સાડીઓ-૧૮ નંબર-૫×૪૫"

(૬) બે સાડીઓ-૪૦ નંબર-૫×૪૫"

(૭) સાત બાફટા સાડીઓ-૬૫ નંબર ૫×૪૫"

(૮) ચાર ધોતીયાં-૨૫ નંબર-૪×૫૦"





(૯) ચાર ધોતીયાં-૪૦ નંબર-૪૪૫૦"

કુલ પાંચ તાકા, ૨૬ સાડીઓ અને આઠ મોટાં ધોતીયાં.

આ પ્રમાણે બધા સુતરનું વજન ૨૬ શેરથી થોડું વધારે થાય છે. વસ્ત્રસંકટના દિવસોમાં જેલના કાંતણથી કપડાનું કામ સરળ થઈ ગયું એ 'જેવી તેવી વાત નથી.

ફત્તેહગઢ સેંટ્રલ જેલમાં અમારા જવા અગાઉ કાંતવાવાળાની મશ્કરી થતી હતી, ફત્તેહગઢ સેંટ્રલ જેલના ફાટકની અંદર સાત આઠ રેંટીયા સહિત, અમારી ટોળી જેવી દાખલ થઈ કે ત્યાંના અમુક દળના દલાલોએ ભવાં ચઢાવીને કહ્યું કે આ લોકો તો સાથે સાથે મશીનગન લાવ્યા છે. ભૂતપ્રેતથી બચવા માટે જે રીતે લોકો મંતરેલો દોરો સાથે રાખે છે અથવા તિલક-છાપ લગાવે છે એજ રીતે ફત્તેહગઢ સેંટ્રલ જેલના નજરબંધ દળોના દલાલો માટે આ રેંટીયા એવી ઢાલ જેવા હતા કે ત્યાં કોઈ ખાસ પાર્ટીનો પ્રચાર નિષ્ફળ જતો હતો. ત્યાંના અમુક લોકો તો રેંટીયાને પ્રતિક્રિયાવાદીઓનું પ્રતીક સમજતા હતા. મને તો એ લોકોની વાતો પર હસવું આવતું હતું, પાંચ નંબરની બેરેકની પાછળના મેદાનમાં અમારા કાંતણની, બેઠક જામતી હતી અને ત્યાં નિયમિત રૂપે કંતાતું હતું. ત્યાં અમે કાંતવા વિષે કશો પ્રચાર નહોતા કરતા છતાંયે ઘણા નવા કાંતવાવાળા અમને મળ્યા રમેશદત્ત પાલીવાલ પર તો માત્ર જોવાથી જ એવી અસર પડી કે તેમણે નિયમિત કાંતવાનું શરૂ કર્યું અને જેલની બહાર પણ એમનું તથા એમની પત્નીનું કાંતવાનું નિયમિત ચાલે છે. હમીરપુરના શ્રી રામગોપાલ ગુપ્તે પણ કાંતવાનું શરૂ કરી દીધું.

કાંતવાના આ આર્થિક રૂપ ઉપરાંત એના શાસ્ત્રીય રૂપ પર પણ વિચાર થવા માંડ્યો અને એ વાત બહુ સરળતાથી સમજાય ગઈ કે જો ભારતવર્ષે પોતાની આઝાદી ટકાવી રાખવી હોય અને સંસારને એક સંદેશ દેવો હોય-અમદૂતની જેમ તો સર્વસાધારણ માટે કાપડની મિલો કરવી એ વિઘાતક કામ છે. આપણે ગુલામીની સાંકડી ગલીઓમાંથી નીકળીને આઝાદીના એ પ્રશસ્ત ચોક પર આવી પહોંચ્યા છીએ કે જ્યાંથી આપણે આપણી ઇચ્છા મુજબ સામ્રાજ્યવાદી માર્ગ પર જઈ શકીયે તેમ છીએ અથવા વિશ્વ-કલ્યાણને માટે વાસ્તવિક એવી સ્વતંત્રતાનો માર્ગ પકડી શકીએ તેમ છીએ.

આજ આપણામાં એટલી યોગ્યતા અને સંભાવના, છે કે આપણે બર્મા, મલાયા, સિયામ, સુમાત્રા અને જાવાના વેપારને હાથમાં લઈ શકીયે તેમ છીએ. અને પૂંજીવાદી પ્રકારના વ્યાપાર દ્વારા આપણે એ દેશોને ગુલામ પણ બનાવી શકીયે તેમ છીએ આપણે ત્યાં કોલસા છે, લોઢું છે અને કપાસ પણ છે. મોટી મોટી મિલો ઊભી કરીને આપણે આપણા પડોશી દેશોને સામ્રાજ્યવાદી મનોવૃત્તિદ્વારા ચૂસી શકીએ તેમ છીએ. એમ કરવાની આપણી શક્તિ બરાબર એક પૌરુષપૂર્ણ પુરુષ જેવી જ છે કે જેનામાં વ્યભિચારની શક્તિ રહેલી છે પરંતુ વ્યભિચાર શું સદ્‌ગુણ છે? એ તો કલંકપૂર્ણ હોય છે. એ જ રીતે જો ભારતવર્ષે અંગ્રેજોનું કે જાપાનીઓનું અનુકરણ કર્યું-પોતાના 'કાપડ ઉદ્યોગ'માં—તો આપણે પરાણે સામ્રાજ્યવાદી માર્ગ પર જવું પડશે. એમ થશે તો ભારતની આઝાદી વિશ્વ-કલ્યાણને માટે ગૌરવની વસ્તુ ન રહેતા એક નિંદા અને કલંકનું કારણ બનશે અને આપણી આઝાદીની આટલી લાંબી લડાઈ વ્યર્થ ગણાશે એટલે આવશ્યકતા એ વાતની કે આર્થિક અને રાજનૈતિક દૃષ્ટિએ વસ્ત્રસંકટને દૂર કરવા માટે જ નહિ પરંતુ પોતાની સ્વતંત્રતા તથા વિશ્વના અન્ય દેશોની આઝાદીને ટકાવવા માટે પણ આપણે ઘરમાં ઓછામાં ઓછી એક ત્રાકની મિલ એટલે કે રેંટીયો જરૂર રાખવો જોઈયે. ખૂબ દુઃખની વાત છે કે જ્યારે આ દેશમાં મિલો નહોતી ત્યારે અહીંથી કાપડ વિદેશોમાં વેચાવા જતું હતું અને આજે જ્યારે કાપડની મિલો સારા પ્રમાણમાં છે અને નવી ખોલાતી રહે છે ત્યારે



વસ્ત્ર-સંકટ વધતું જાય છે. સંસારની અને ભારતવર્ષની ખરી આઝાદીની રક્ષા માટે જ્યાં સુધી ભારતમાં હાથે કાંતેલા સુતરનો પ્રયોગ નહીં થાય ત્યાં સુધી આઝાદી ટકાવી રાખવી બહુ કઠણ છે. પરંતુ ખાદીનું એ તો બાહ્યરૂપ છે એની વાસ્તવિક શક્તિના નિરૂપણ માટે તો પુરતું સ્થાન જોઈએ અને તે એવી આઝાદી તરફ આપણને લઈ જાય તેમ છે જે આપણા માટે જ નહીં પણ બીજા માટે પણ શક્તિવર્ધક થઈ શકે તેમ છે એનો અર્થ એ નથી કે હું મોટા મોટા કારખાનાઓનો વિરોધી છું. કારખાનાં તો અનેક ઉદ્યોગો માટે જોઈએ. પરંતુ કાપડ, તેલ, ગોરસ અને એવા બીજા બે ચાર ઉદ્યોગો માટે કારખાના ખોલવા એ તો આપણી આઝાદી માટે બહુ ઘાતક માનું છું.

કાંતણ સ્વાવલંબન અને ચારિત્ર-નિર્માણ માટે પણ ઉત્તમ સાધન છે. કાળાંબજાર અને જીવનની એવી અનેક વિષમતાઓ માટે તે અમોઘ ઔષધ છે. મારી તો એવી ધારણા છે કે રચનાત્મક કાર્ય સિવાય આર્થિક અને સામાજીક આઝાદી પ્રાપ્ત ન થઈ શકે અને ખાદી તો રચનાત્મક કાર્યક્રમનું કેન્દ્ર-બિન્દુ છે. આજે મને એ વાતની ખુશી છે કે મારા ઘરનાં બધા લોકો-બાળકો સુદ્ધાં-પોતાના જ હાથે કાંતેલ સૂતરનાં કપડાં પહેરે છે. જો આ રીતે પંદર કરોડ મનુષ્યો કપડાં માટે સ્વાવલંબી બની જાય તો પછી કોઈ પણ શક્તિ આપણા આત્માને કલુષિત નહીં કરી શકે અને આપણી આઝાદીને છીનવી નહીં શકે.

## સુબેદાર જુમ્મનખાં

૧૯૪૨ની ૭મી ડિસેમ્બરે જ્યારે પોલિસે અમને ગિરફતાર કર્યાં ત્યારે એમણે ધારેલું કે નોકરશાહી અને બ્રિટિશ સરકાર પકડવાવાળાઓને ઊંચા દરજ્જા આપશે અને કંઈક ઈનામ પણ આપશે; કારણ કે બ્રિટિશ સામ્રાજ્યવાદની વિરૂદ્ધ લડનારા અને એની જડ ઉખાડવાનો પ્રયત્ન કરનારાઓની તેમણે ફક્ત ધરપકડ જ કરી હતી એમ નહોતું, તેમાંથી કેટલાયને ખૂબ માર્યા અને અપમાનિત પણ કર્યાં હતાં. આ ઉપરાંત ડિસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ અને પોલિસ અમલદારોએ ખુલ્લે ખુલ્લું કહ્યું હતું કે આ લેખકને તો ફાંસી મળશે અને બાકીના આરોપીઓને સાત વર્ષથી માંડીને વીશ વર્ષ સુધીની સખત કેદની સજા થશે. પોતાનો આ ઉદ્દેશ ખ્યાલમાં રાખીને અધિકારીઓએ અમને કાચા કેદી ( under trial prisoners ) નહોતા ગણ્યા. અમને નજરબંદી કેદી ( security prisoner ) બનાવીને આગ્રા સેંટ્રલ જેલ મોકલી દીધા. એ ખાસ અદાલતો ( special courts ) નો જમાનો હતો. માન્યું હતું કે તરત જ ફેંસલો મળી જશે અને અમલદારોની મનોકામના પૂરી થશે. પરંતુ અધિકારીઓના મન તો જરૂર કરતાં યે વધુ મેલાં હતાં. પાછળથી પૂછપરછ વખતે કોર્ટ-ઇન્સ્પેક્ટર પાસેથી ખબર પડી કે આગ્રા, ષડયંત્ર કેસને આંતરપ્રાંતિય ષડયંત્ર કેસ બનાવીને તેમાં મધ્ય-પ્રદેશ, દિલ્હી, પંજાબ, બિહાર અને યુ. પી.ની ૫૫ વ્યક્તિઓ પર મુકદમો ચાલશે અને એમાં સર્વશ્રી રફી અહમદ કિડવાઈ, શ્રીકૃષ્ણદત્ત પાલીવાલ, જગનપ્રસાદ રાવત, શમ્ભુનાથ ચતુર્વેદી, આચાર્ય જુગલકિશોર, રાધેશ્યામ શર્મા, ગોપીનાથસિંહ, ડૉક્ટર, નિરંજનસિંહ વગેરે આરોપીઓ હશે.

આટલી વ્યક્તિઓને એક સાથે રાખવામાં આવશે એ કલ્પના માત્રથી પણ અમને આનંદ થતો હતો. અધિકારીઓએ ખૂબ વિસ્તૃત જાળ બિછાવી હતી. એમની દશા એ પાગલ લોકો જેવી હતી જે સત્તાના નશામાં આંધળા થઈ જાય છે. એમણે જેમ જેમ વધુ પ્રયત્ન કર્યાં અને તેમ તેમ આશા બંધાતી ગઈ. અમને યુદ્ધ-કેદી એટલા માટે ન બનાવ્યા કે જેથી અમે મુકદ્દમો લડવા માટે અમારા મિત્રો અને ઘરનાં માણસોને ન મળી શકીએ. અમારી ઉપર ૨૬મી કલમ પણ લાગુ પાડેલી હતી અને અમે કાચા કેદી પણ હતાં. જોરજુલમ, અન્યાય અને નીચતા દેખાડવામાં મુખ્ય હતા છૂપી પોલિસના ડેપ્યુટી-સુપ્રિન્ટેન્ડેન્ટ મિ. ચક્રવર્તી અને છૂપી પોલિસના ઇન્સ્પેક્ટર (હમણાં જે હૈદ્રાબાદમાં સર્કલ ઇન્સ્પેક્ટર છે) રામપ્રસાદ. લગભગ એક વર્ષ સુધી તો પોલિસવાળા





જુબાની જ લેતા રહ્યા અને તે દરમીયાન ખાસ અદાલતો બંધ કરી દેવામાં આવી. પહેલી દાર તો પોલિસની એ જ થઈ. સાંભળ્યું હતું કે આંતરપ્રાંતિય ષડયંત્ર–કેસને માટે લગભગ વીસ લાખ રૂપિયાની માગણી કરવામાં આવી હતી. ૫૫ વ્યકિત પર કેસ ચલાવવાનો હતો. પરંતુ પાછળથી મોટા પ્રખ્યાત વકીલોની સલાહ મુજબ ફકત ૧૪ વ્યકિતઓ પર જ કેસ ચલાવવામાં આવ્યો.

સેન્ટ્રલ જેલ–આગ્રાની અંદર જ મેજીસ્ટ્રેટની અદાલત બેસતી હતી. સહુથી વધુ દુઃખની વાત તો એ હતી કે કુટુમ્બી લોકોને અદાલતમાં આવવાની છૂટ તો હતી, પરંતુ અમે કોઈની સાથે વાત નહોતા કરી શકતા. અમલદારો તરફથી એ વાતની તો ખાસ તાકીદ હતી કે આરોપીઓ ઘરવાળાઓ જોડે વાત ન કરી લે. આરોપીઓના કુટુંબીઓ માટે ખાસ ધ્યાન રાખતા કે કોઈ આરોપી કુટુંબીજન જોડે જરાક પણ વાત ન કરી લે. આરોપીઓ અને કુટુંબીઓ આમ પાસે હોવા છતાં દૂર હતાં. બાળકો અમારી પાસે આવવા માટે તલસતાં જ રહેતાં; પરંતુ કોર્ટ–ઇન્સ્પેકટર જમુનાપ્રસાદ અને છૂપી પોલિસનો ઇન્સ્પેકટર રામપ્રસાદ એ વાતથી આનંદ અનુભવતા કે અમે બાળકોને લાડભર્યા હાથે રમાડી નહોતા શકતા.

પરંતુ સ્થળના અંતરથી દિલનું અંતર થોડું દૂર થવાનું હતું? એમ તો અમારી પાસે જ પોલીસના નગણ્ય હવા છતા હૃદય અને બુદ્ધિથી તો તેઓ અમારાથી હજારો કોસ દૂર હતા.

મેજીસ્ટ્રેટે ૧૪માંથી ૧૩ જણને સેશન અદાલતમા મોકલી દીધા. સેશન અદાલતનું કામકાજ પણ જેલમાં જ કરવામા આવે એ માટે–કહે છે કે–પ્રયત્ન કરવામા આવેલો પરંતુ કોણ જાણે કેમ પાછળથી એમ જ નક્કી થયું કે અમને જેલની બહાર સેશન અદાલતમાં જવું પડશે. જ્યારે અમને એ સમાચાર મળ્યા ત્યાર અમારે જેલ બહાર સેશન અદાલતમાં જવું પડશે ત્યારે અમારા આનંદનો પાર ન રહ્યો. જેલની ચાર દિવાલોથી ખૂબ કંટાળી ગયાં હતા. ચારે બાજુ અમળાતા જ જાણે દેખાતી હતી. એની એ બેઠકો એનાં એ ઝાડ, એનું એ એકરસ જીવન અને રાત્રે એમાં જ પૂરાવાનું. મુકતાકાશ જોવા માટે તો હૃદય તલસતું હતું. જેલના ફાટકની બહાર હાથકડી પહેરીને પોલીસના પહેરામાં નીકળીશું ત્યારે દુનિયાના જાતભાતના લોકો તો સડક પર જોવા મળશે. જરાક વાતાવરણમાં અદલબદલનો આનંદ છવાશે. જીવનમાં જરા સરસતા આવશે આવા વિચારોથી અમે કહેવાતા ભયંકર વિદ્રોહી અને ત્રાસવાદીઓ ખૂબ પ્રસન્ન હતા

જેલના ફાટક પર અમારે થોડો ઘણી હેરાનગતી જેલર ઉમ્મીદહસનની લુચ્ચાઈને અંગે ભોગવવી પડતી. એણે સ્પષ્ટરૂપે કહ્યું પણ હતું કે એની સઘળી સહાનુભુતિ પોલીસની તરફ જ છે. અમારે પણ એની કંઈ મહેરબાની નહોતી જોઈતી. અમારામાંના એક સાહેબની તે મશ્કરી કર્યા કરતો એની પણ અમને કંઈ નહોતી પડી. અમને તો એના અન્યાય તરફ જ ચીડ હતી.

હાથકડીઓ પહેરીને જ્યારે અમે લોકો જેલના ફાટકની બહાર જતા ત્યારે સશસ્ત્ર પોલીસો બન્ને બાજુ આવી જતા અને અમે પેટ્રોલ–કારમાં જઈ બેસતા અદાલત સુધી લઈ જવારે પોલીસોની ટુકડી એક અધિકારીના અંકુશમાં રહેતી. સશસ્ત્ર પોલીસના માણસો મોટે ભાગે બદલાતા જતા પરંતુ અમલદારોમાં તો લગભગ બે કે ત્રણ જ રહેતા અમલદારોમાં એક સુબેદાર હતા. એમનું નામ જુમ્મનખાં.

જુમ્મનખાં તરફ અમારા લોકોનું આકર્ષણ સ્વાભાવિક હતું, કારણકે એની સાથે બે બાળકો પણ આવ્યા કરતાં. બાળકોની ઉમ્મર આઠ અને દસની હશે. કદાચ એથી ઓછી પણ હોય. જેલની ચાર દિવાલો વચ્ચે બાળકો ખુબ યાદ આવે છે. એટલે જ્યારે અમે બે બાળકોને બેઠેલા જોતા ત્યારે મને તો મારાં બાળકો યાદ આવી જતાં. કેટલી ભોળી અને સરળ એમની મુખાકૃતિ હતી! બાળકોના ચહેરાઓ પર કંઈક ઉદાસીનતા છવાઈ રહેતી. કંઈક એકલતા તરી આવતી. હું પેટ્રોલ–કારમાં ડ્રાઈવરને



અકડીને બેસતો. એક દિવસ કોણ જાણે કેમ બાળકોને જોઈને દિલ ભરાઈ આવ્યું અને સુબેદાર, જુમ્મનખાને પૂછી બેઠા, તમે આ નાનાં બાળકોને આવી તેજ લૂમાં તમારી સાથે શું કામ લાવો છો ?

" મારા ઉપર ખુદાનો શ્રાપ વરસ્યો છે, પંડિતજી !" જુમ્મનખાંએ ઠંડો શ્વાસ લઈને કહ્યું, અને બાળકો તરફ સંકેત કરીને કહ્યું " આની મા મૃત્યુ પામી છે. અને હવે એમની મા કહો કે બાપ હું જ છું. જો બીજી શાદી કરૂં તો નવી બીબી એમની જિંદગી બગાડી મૂકે. પોલીસ–લાઈનમાં કોની પાસે મૂકતા આવું ! એટલે મારી સાથે જ ફેરવું છું.

જુમ્મનખાની વાતથી એક આંચકો લાગ્યો. અને હૃદયે ઝૂકીને સહાનુભૂતિના બે ફૂલ–આંસુ સ્વર્ગવાસી આત્મા તરફ ચડાવ્યા; પેટ્રોલકાર રસ્તો કાપતી આગળ વધી. તે દિવસે મારાથી સૂત્રો ન બોલાયા. અદાલતમાં પહોંચીને અમને મળવા આવનારાઓ અને કુટુંબીઓ જોડે વાતો કરવાની સગવડ મળી હતી. પોલીસે તો ઘણો પ્રયત્ન કર્યો અમને ભોજન વિગેરે કંઈ ન દેવામાં આવે. કારણ એ હતું કે મિ. ચક્રવર્તી અને રામપ્રસાદે જીવનભર ધંધાદારી ડાકૂઓના જ કેસ ચલાવ્યા હતા. કદાચ પહેલીજવાર આટલો મોટો રાજનીતિક અને સંગીન કેસ એમના હાથમાં આવ્યો હતો. એમની બુદ્ધિ ઘાણીના બળદ જેવી હતી.

સેશન અદાલતમાં અમને લોકોને, કુટુંબીજનો અને મિત્રો ખાવાનું આપતા. અમે પણ જુમ્મનખાના બાળકોને ખવડાવ્યા વિના ન ખાતા. માતૃહીન બાળકોને જોઈને અમને ખૂબ વ્યથા થતી. જુમ્મનખાં અને બીજા પોલિસોને અમે કહી દીધું હતું કે જો બાળકો નહીં ખાય તો અમારાથી પણ કંઈ નહીં ખાઈ શકાય. બદલામાં અમારે કંઈ છૂટ નહોતી જોઈતી. અમે તો નિયમોનું બરાબર પાલન કરતા હતા.

ઈન્સ્પેક્ટર રામપ્રસાદ અને કોર્ટ–ઈન્સ્પેક્ટર જમુનાપ્રસાદની આંખો એમના દિલના દ્વેષને પ્રકટ કરતી અને જો એમનું ચાલતું હોત તો તેઓ શું ન કરત ? જો કે કાંઈ કરવામાં તો તેમણે બાકી રાખી નહોતી.

અદાલતથી જેલ જતી વખતે અને જેલથી અદાલત જતી વખતે અમે ફક્ત ત્રણ સૂત્રો પોકારતા "ભારત માતાનો જય" "મહાત્મા ગાંધીનો જય" અને "ઇન્કિલાબ ઝિન્દાબાદ." આ સૂત્રો સાંભળતાં જ ઈન્સ્પેક્ટર રામપ્રસાદ અને જમુનાપ્રસાદ ગુસ્સે થતાં એટલું જ નહીં પણ એમ લાગતું હતું કે જાણે એમની દોલત લૂંટાઈ જાય છે.

× × ×

એક દિવસ અમે લોકો અદાલતમાં ઊભા ઊભા વાતો કરતા હતા. લંચનો સમય હતો. જજ સાહેબ લંચ કરવા ગયા હતા ત્યાં એક મનુષ્યે આવીને પૂછ્યું.

" આપનું નામ શું છે ?"

" આપ શા માટે નામ પૂછો છો ? આપ કોણ છો ? "

" હું હરિપવંત. થાણાનો દારોગો છું અને જરા પૂછપરછ કરવા આવ્યો છું."

" અમે લોકો અદાલતના બંધનમાં છીએ. અને અદાલતની આજ્ઞા વિના આપ કંઈ પૂછપરછ ન કરી શકો."

" મેં તો જજ સાહેબ પાસેથી પહેલેથી જ મંજુરી મેળવી લીધી છે." દારોગાસાહેબે કહ્યું. "સારૂં. તમારે શી માહિતી જોઈએ છે ? પૂછો. મારૂં નામ છે શ્રીરામ શર્મા."

" જેલમાંથી અદાલત અને અદાલતમાંથી જેલ જતી વખતે આપ સૂત્રો પોકારો છો ?"

" જી હા " "આપ કયા કયા સૂત્રો પોકારો છો !"

" અમે ફક્ત ત્રણ સૂત્રો પોકારીએ છીએ–અને તે આ પ્રમાણે છે–મહાત્મા ગાંધીની જય, ઇન્કિલાબ ઝિંદાબાદ અને ભારત માતાની જય."

" અંગ્રેજી સલ્તનતનો નાશ થાઓ કરીને ક્યાંક

રમાં દાખલ થવું પાપ છે. એ સૂત્રો આપ નથી પોકારતા ?"

"અમે મુસ્લીએ તો એમ જ છીએ પરંતુ એ સૂત્રો અમે પોકારતા નથી. અને ન પોકારવાનું કારણ એ છે કે આ સૂત્રો પોકારવાથી આપ ફક્ત ભારત-રક્ષા-કાનૂનની ૩૮ મી ધારા મૂજબ જ કેસ ચલાવી શકો. જે કેસ ચાલી રહ્યો છે એમાં જ ફાંસી તો દઈ શકાય તેમ છે તો પછી ૩૮ મી ધારાનો કંઇ અર્થ જ નથી અને આ આપની છેડછાડ કરવાથી કંઇ ફાયદો પણ નથી."

અન્ય સાથીઓને પણ આ પ્રમાણે પૂછીને દારોગો ચાલ્યો ગયો. સેશન અદાલતમાંથી અમને લોકોને બધી ધારાઓમાથી મુક્ત કરવામા આવ્યા અમારામાંથી ફક્ત એકને—મારા મોટા ભાઈને—એક ગેરકાયદેસર કાગળ રાખવાના ગુના બદલ ૬ માસની સખ્ત સજા થઈ

અમારા નિર્દોષ ઠરવાથી તાત્કાલીન સરકાર, છૂપી પોલિસનો સ્પેશ્યલ વિભાગ, ડિસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ અને છૂપી પોલિસની બીજા લોકો એટલા ચિડાયા કે અમને આતંકવાદી ક્રાન્તિકારી ખપાવીને ફતેહગઢ સેંટ્રલજેલમાં મોકલવાનો હુકમ થયો.

૧૯૪૪ ની બીજી સપ્ટેમ્બરે અમે જ્યારે સેંટ્રલ જેલ છોડીને એના ફાટક પર પર આવ્યા તો જોયુ કે સૂબેદાર જુમ્મનખાં શસસ્ત્ર પોલીસો સાથે ઉભા છે. અમને જોતાં જ તે આશ્ચર્યથી બોલ્યા, "યા અલ્લાહ, પંડિતજી, તમે છો? ખુદાની મહેરબાની છે કે તમે નિર્દોષ ઠર્યા. તમને અદાલતમાં લઇ જતા મને ખૂબ શરમ આવતી હતી. તમારી મુક્તિના ખબરથી ખૂબ આનંદ થયો. તોબા, તોબા, સુપ્રિન્ટેન્ડેન્ટ પુલ સાહેબે મને કેટલો ડરાવ્યો હતો કે તમે લોકો સુબાના સૌથી ભયંકર મનુષ્યોમાંના છો. પોલિસચોકી પર હુમલો કરી શકો તેમ છો, રસ્તામાંથી ભાગી જઈ શકો તેમ છો. એટલે જ મને હુકમ મળ્યો છે કે તમને લોકોને લાવીને પોલીસલાઇનમાં રાખવામાં આવે અને લોકોને એ ખબર ન આપવામાં આવે કે તમે લોકો કયા સ્ટેશનેથી બેસશો અને ગાડી આવવાને પાંચેક મિનિટની જ વાર હોય ત્યારે જ તમને સ્ટેશન પર લઇ જવા. સ્ટેશન સુધી તો કંઇ વાંધો નથી. પણ આપ ખાત્રી રાખજો કે હું તમને બધાને ખૂબ આરામથી લઇ જઇશ. તમને કોઈ તકલીફ નહીં પડે. બસ, એક વાતનો ખ્યાલ રાખજો કે કોઇ સાહેબ રસ્તામાં કોઇને ચિઠ્ઠી કે એવું આપે નહીં.'

લાઇન-ઇન્સ્પેક્ટરે પોતાના બંગલેથી નિશાની આપી અને અમને ઇદગાહ સ્ટેશન લાવવામાં આવ્યા. પહેલેથી જ અમારે માટે ઇંટર ક્લાસનો ડબ્બો રિઝર્વ્ડ કરાવ્યો હતો. લહેરથી બેઠા. એવુ લાગતું હતું કે જાણે નવી દુનિયામાં આવ્યા છીએ.

રસ્તામાં સૂબેદાર જુમ્મનખાં જોડે વાતો થઇ. ખૂબ કુતુહલથી જુમ્મનખાંએ પૂછયુ, 'સેશન અદાલતમાં શું કોઇ આપને એ જાતની પૂછપરછ કરવા આવ્યું હતું કે આપ કયા કયા સૂત્રો પોકારો છો ?"

બધી વાત જુમ્મનખાંને કહીને મેં કહ્યું, "શું એમાં કંઇ રહસ્ય છે કે તમે આ સવાલ પૂછયો ?"

જુમ્મનખાં—"કંઇ વાત ન કરશો પંડિતજી ખુદાએ જ તમને મદદ કરી છે નહીં તો રામપ્રસાદ અને જમનાપ્રસાદે તો બધું કરવામાં બાકી રાખી નહોતી."

"એ તો ઠીક; પણ તમારા કહેવાનો અર્થ શું છે?"

જુમ્મનખાં—"વાત મૂળ એ છે કે એ લોકોએ મને ખૂબ હેરાન કર્યો."

"તમને શી રીતે હેરાન કર્યા?"

"રામપ્રસાદ અને જમનાપ્રસાદે એ પ્રયત્ન કર્યો કે તમારી ઉપર ૩૮મી કલમ લાગુ પાડવામાં આવે જેથી ગમે તે રીતે પણ તમને ફસાવી શકાય, જો સંગીન મામલાઓમાંથી બચો તો યે ૩૮ મી કલમ પ્રમાણે પણ ઘણા વર્ષની સજા થઇ શકે: એ લોકોએ એ પ્રમાણે એક કેસ ઘડવાનું વિચાર્યું. એ માટે તકસાધુ ખોટા સાક્ષી પણ તૈયાર કરી લીધા હતા.



મને બોલાવીને એમ કહેવામાં આવ્યું કે હું એવો લેખિત રીપોર્ટ આપું છું કે તમે લોકો "અંગ્રેજી સલ્તનતનો નાશ થાઓ." "લશ્કરમાં જોડાવું પાપ છે" વિ. સૂત્રો પોકારો છો. પછી એકાદ દિવસ રસ્તામાં પેટ્રોલકારને રોકીને તમારા પર હુમલો કરવામાં આવે અને છતાં યે જો તમે સૂત્રો પોકારો તો તમને ખૂબ મારવામાં આવે. ફિચનો પણ ઉપયોગ કરવો અને જરૂર જણાય તો ગોળી છોડતાં યે અચકાવું નહીં. પછી બધું જોઈ લેવાશે. મેં એમને જણાવી દીધું કે મારા પર ખુદાનો શાપ છે. હમણાં જ બીબી ગુજરી ગઈ છે. બાળ-બચ્ચાવાળો માણસ છું. આરોપીઓ સારા ઘરના માણસો છે અને તેઓ પણ બાળ-બચ્ચાવાળા છે. તેઓ આ સૂત્રો પોકારતાં પણ નથી. મારાથી આવો ગુનો નહીં થાય. મને ત્યાં સુધી કહેવામાં આવ્યું કે ગુડ સાહેબની પણ આવી જ ઇચ્છા છે. મેં કહ્યું કે આવો રિપોર્ટ હું આપું એ મતલબનો લેખિત હુકમ તમે આપો તો હું રિપોર્ટ આપું. અને તો પછી ખુદા સમક્ષ હું ગુનેગાર નહીં ગણાઉં. પરંતુ એવો લેખિત હુકમ મને મળે નહીં ત્યાં સુધી હું આવું નહીં જ કરું—ભલે મારી નોકરી જાય. મારા ઉપર રામપ્રસાદ અને જમનાપ્રસાદ બહુ નારાજ થયા. એમણે મને ધમકી પણ આપી કે તેઓ મને જોઈ લેશે. મેં આવી ના પાડી છતાં પછી મને ખબર પડી કે એમણે એવી પૂછપરછનો પ્રયત્ન તો કર્યો જ હતો. પણ મારી સાક્ષી વગર એ કેસ સાબીત ન જ થાય એટલે તેમને ચૂપ રહેવું પડ્યું."

જુમ્મનખાંની વાતો સાંભળીને હું તો દંગ જ થઈ ગયો.

રસ્તામાં અમે ખૂબ આરામથી સમય વીતાવ્યો. ફત્તેહગઢ સ્ટેશને અમે ઉતર્યા. લગભગ બે વર્ષે હું અને શ્રી. પીતામ્બર પંત એક માઈલ દૂર ફરતાં ફરતાં ચોચ ગયા. અને અમારી સાથે કોઈ પોલિસ નહોતો. પરંતુ મનુષ્યત્વ અને નૈતિક બંધનોથી બંધાયેલ હતાં. કોંગ્રેસની પ્રતિષ્ઠા અને એના તરફની જુમ્મનખાંની શ્રદ્ધા હજાર પોલિસો કરતાં વધારે બંધનના સ્વરૂપમાં હતી.

ફત્તેહગઢ સેંટ્રલ જેલમાં તો અમને પગપાળા જ લઈ જવામાં આવ્યા. અમને જેલવાળાઓને સોંપીને જ્યારે જુમ્મનખાં ચાલવા લાગ્યા ત્યારે મારી જોડે હાથ મેળવીને તેમણે કહ્યું. "માફ કરજો, પંડિતજી! જો અમારા તરફથી તમને કંઈ તકલીફ પડી હોય તો."

મેં જુમ્મનખાંના બન્ને બાળકોને મારી વતી વહાલ કરવા કહ્યું.

ખબર નથી આજે જુમ્મનખાં ક્યાં નોકરી કરે છે. એક વાર જુમ્મનખાં અને એના બાળકોને ચાપાણી માટે બોલાવવા છે. યૂ. પી.માં કોંગ્રેસ સરકાર છે અને ડાળદમામવાળા પોલિસવાળાઓની જે ધમા-ચકડી મચી છે એમાં કદાચ સુબેદાર જુમ્મનખાં જેવા સજ્જન માણસને કોઈ ન પણ સંભારે. ઇચ્છા થાય છે કે ક્યારેક યુ. પી.ના ગૃહમંત્રીને જુમ્મનખાં વિષે વાત કરું.

★

ઉત્પત્તિનો વિચાર નિશ્ચયાત્મક રીતે થઈ શકે તેવું નથી. ઘણા કાલ પહેલાં ભગવાન એકલા હતા અને પછી પોતાની રમત માટે ભગવાને જગત બનાવી દીધું એ વાત બંધબેસતી નથી. નિરાકારમાંથી સાકાર શી રીતે થઈ શકે તે સમજાતું નથી. બીમાંથી ઝાડ થાય છે તેમ ભગવાનમાંથી જગત થયું હોય તો ઝાડ થયા પછી બી મળતું નથી, તેમ જગત થયા પછી ભગવાન મળે નહિ. જો ભગવાનના થોડા અંશમાંથી જગત થયું હોય તો ભગવાનના ભાગ પડી જાય છે. આપણે ભગવાનનો એક ભાગ ઉપર રાખીએ અને બીજો ભાગ નીચે રાખીએ તો તેમ બની શકે નહિ. પૂર્વ અને પશ્ચિમના તત્ત્વજ્ઞાનીઓએ આ બાબતમાં બહુ વિચાર કર્યો છે, પણ ચોક્કસ નિર્ણય કોઈ આપી શક્યા નથી.

—રાધાકૃષ્ણન્

## [૧] સાપનો ભારો

શકરો કુંભાર હું ગામમાં આવ્યો છું એ જાણતાં મારી પાસે આવ્યો. માથે બાંધેલું ફાળિયું મારા પગ આગળ મૂકી એ રડી પડયો. આજીજી કરી—મોટા ભાઇ! મારા દુઃખનો નિકાલ લાવો, ભાઇસાબ.' અને બીજા બધા બેઠા હતા એમના ભણી હાથ કરી ઉમેર્યું - 'આ બધા છે, જો હું નાગો હોઉં તો.'

મેં શકરાને એનું ફાળિયું માથે બાંધી દેવા કહ્યું એના મોં ઉપરથી લાગતું હતું કે માણસ સીધો છે પણ કાંઇ કામમાં ભરાઇ પડયો છે. એટલે મૂઝાઇ ગયો છે. મેં કહ્યું: 'તારે શું દુઃખ છે?'

મારી પાસે બેઠેલાઓમાંથી એક જણે કહ્યુ: 'એણે બૈરું કર્યું છે. પહેલા ધણીએ એના ઉપર, ને એ બાઇ ઉપર કેસ કર્યો છે કોર્ટમાં ખર્ચ ઘણું થઇ ગયું તે છતાં આનું કંઇ નહિ વળે એવું લાગે છે."

મેં પૂછયુ: 'એ બાઇએ પહેલા ધણી પાસેથી ફારગતી (છૂટા છેડા) લીધી ન હતી તો પછી તેં ઊંભે બાલે એને ઘરમાં ઘાલી શું કામ? એ તો મોટો ગુનો કર્યો કહેવાય. કોઇનું બૈરું ભગાડી લાવવું એ જેવું તેવું ધારે છે!'

શકરો કુંભાર બોલ્યો: 'મોટાભાઇ! મેં એને ભગાડી નથી આણ્યું, પૂછો કનુભાઇને!'

કનુભાઇએ કહ્યું: 'ભાઇ! આ લોકોની નાતમાં કજોડાં ઘણાં થાય છે. વરસ બબ્બે વરસનાં બાળક હોય ત્યારથી વિવાહ કરી મૂકે છે. અત્યાર સુધી તો પેટમાં બાળક હોય ત્યારથી વિવાહ થતો. પણ એ હવે ઓછું થયું છે છતાં કજોડાં ઘણાં થાય છે. ઘણા દાખલામાં છોકરાં કન્યાના કરતાં ત્રણચાર વર્ષે નાના હોય છે. શકરાએ ઘરમાં ઘાલી છે તેઓનું પણ એવું છે. એનો ધણી પાંચ વર્ષે નાનો છે એટલે એ બંનેને મળતી રાશ ન આવી. અને એ બૈને કોણ જાણે શી ગાંઠ પડી ગઇ કે પાંચ છ વરસથી ધણીને ઘેર જતી ન હતી.'

મેં કહ્યું: 'તો પછી એના બાપે ફારગતી કેમ ન લીધી?'

શકરો બોલ્યો: 'એના બાપને તો, ધણીએ લેવી હોય પણ સામો ધણી ના આપે એટલે એ શું કરે!'

હું: 'ના કેમ આપે?'

શકરો: 'નાથો કુંભાર (બાઇનો સસરો) નાતમાં પટલ છે. એને એમ કે મારા છોકરાની વહુ ફારગતી લે તો મારું શું નાક રહે? એટલે કહે છે કે હું શાનો ફારગતી આપું! મારા છોકરામાં શી ખોડ છે! પણ છોડીનો બાપ થાકયો. કયાં સુધી ઘરમાં સાપનો ભારો સંઘરી રાખે. એટલે એણે છોડીને કાયદા માંડી— તું તારે ઘેર જા. નાતમાં અમારે શું મોઢું દેખાડવું! માબાપની આ રોકટોકથી 'એ' પછી કંટાળી પેતાથી રિસાઇને એ અહીં નાસી આવી.'

મેં પૂછયું: 'અહીં કેમ નાસી આવી!'

કનુભાઇ: 'અહીંનો મંગળ કુંભાર એ બાઇનો બનેવી થાય છે એટલે એને ત્યાં આવી પેટ છૂટી એણે દુઃખની વાત કરી; એણે પોતાનો નિશ્ચય જાહેર કર્યો કે એ નથી પિયર જવા માગતી કે નથી સાસરે જવા માગતી. જો કોઇ જમાઇ ઠામ બેસાડો તો એ નવું ઘર માંડવા ખુશી છે. બાકી છેવટ પોતે કૂવો-હવાડો કરશે.'

જોડે બેઠેલો બીજો બોલી ઊઠયો: 'એટલે શકરે કુંભાર પરદુઃખભંજન નીકળ્યો—એણે પોતાના ઘરમાં બેસાડી!'

શકરો બોલ્યો: 'ખરા દિલથી કહું છું, એના દુઃખને લીધે એના બનેવીએ અને બીજા નાતવાળાઓએ કહ્યું એટલે મેં એને ઘરમાં ઘાલી, બાકી મને એ નહિ તો બીજી મળવાની હતી.'

મેં કનુભાઇ સામે જોયું. મારો ભાવ સમજી જઇ એ બોલ્યા: 'એ વાત એની સાચી છે. એને વાત માંથી હીંડતાં બૈરું મળે એ ખરું, બધાંએ મળી આગ્રહ કરીને ઘરમાં ઘલાવી.'

હું : તો હવે નાતવાળા કેમ મદદ કરતા નથી!'

શકરો: 'એ બધા શું કરે? કોર્ટમાં કોઈનું શું ચાલે? વકીલે કહેવડાવ્યું તેમ મેં જૂઠું કહ્યું કે મેં એને ઘરમાં ઘાલી નથી. પણ મારું એ જૂઠું શી રીતે ચાલે! એના પેટમાં છોકરું છે. હું કોકનું દુઃખ જોવા ગયો ને મારે ઉપાધિ આવી પડી છે...' કહેતાં કહેતાં શકરો કુંભાર ફરી રડી પડયો!

[ ૨ ] હું શું કરું?

એક ખાદીધારી. કોલેજમાં ભણતો યુવક મારી પાસે આવ્યો. કહ્યું: 'હું આપની એક બાબતમાં સલાહ અને મદદ લેવા આવ્યો છું.'

હું: 'તમારી હકીકત એક વખત જણાવો.'

યુવક: 'મારું લગ્ન પંદર દિવસ પછી છે. હું પોતે લગ્ન સાદાઈથી પતાવવું એમાં માનું છું. વળી આજે તો અનાજની એવી કરોકટી છે કે સાદાઈમાં કે સુધારામાં ન માનતા વ્યવહારિક માણસે પણ જમણવાર કરી અનાજનો દુર્વ્યય ન કરવો જોઈએ. એ સંજોગોમાં મારા જેવા સાદાઈમાં માનતા યુવકની તો બેવડી ફરજ થઈ પડે છે કે લગ્ન નિમિત્તે તો જમણવાર ન જ થવો જોઈએ.'

મેં હર્ષ વ્યક્ત કરતાં કહ્યું; 'તમારી ભાવનાની હું કદર કરું છું તમારે એ બાબતમાં મક્કમ રહેવું જોઈએ.'

યુવક; 'પણ એમાં મારે ધર્મસંકટ આવ્યું છે. માબાપ એવો આગ્રહ લઈને બેઠાં છે કે જાન વગર તો કદી બને નહિ. સામી બાજુ સાસરી પક્ષ પણ એવો આગ્રહ લઈને બેઠો છે કે જાન તમે નહિ લાવો તો પણ મારે તો તે દિવસે જમણવાર કર્યા વગર છૂટકો નથી. મારા ભાઈ પિત્રાઈ કે સગાંવહાલાંને જમાડયા વગર ન ચાલે! મેં બંને પક્ષને સમજાવવા ઘણા પ્રયત્ન કર્યા પણ એકે પક્ષ નમતું મૂકતો નથી.'

હું: તો તમારે બંનેને જણાવી દેવું જોઈએ કે હું એ રીતે કદી લગ્ન નહિ કરું.'

યુવક: 'મેં એ કહ્યું તેથી બા બે ત્રણ દિવસથી અન્ન ત્યાગ કરી બેઠી છે. કહે છે—લગ્ન લીધા પછી તું ના પાડે તો અમારું નાક શું રહે? તું નહિ પરણે તો અપવાસ કરીને દેહ છોડીશ.'

હું વિચાર કરવા લાગ્યો.

યુવકે આગળ કહ્યું: 'માબાપ ઘરડાં છે. એમના દબાણને લીધે, મારી ઈચ્છા ન હતી. છતાં હું પરણવા તૈયાર થયો છતાં એ લોકો મારી આટલી ભાવના પણ નથી કબૂલ કરતા.'

હું સજાગ થઈ ગયો. પૂછયું: 'તમારે કેમ લગ્ન નહોતું કરવું?'

યુવક: 'હું માનું છું કે માણસ કમાતો ન થાય ત્યાં સુધી લગ્ન કરી નવી જવાબદારી ન સ્વીકારવી જોઈએ. પરંતુ માબાપને એવી ઈચ્છા કે મરતાં જીવતાં લગ્ન જોઈને જઈએ. એમનું દિલ દુભાતું હતું એટલે મેં છેવટ લગ્ન માટે હા પાડી.'

મેં તરત કહ્યું: 'હવે માબાપ તમારું કહ્યું નહિ માને'

યુવક: 'કારણ!'

હું; 'માબાપ તમારી નબળાઈ સમજી ગયાં છે. તમે માનેલા લગ્ન સિદ્ધાંત છોડવા તૈયાર થયા છો એટલે આ બીજો સિદ્ધાંત નહિ છોડો એમ એમને લાગી ગયું નથી. વળી હું પણ એમ માનું છું કે જો તમે લગ્ન જેવા મુખ્ય પ્રશ્નમાં લાગણીને વશ થઈ નમતું મૂકયું છે તો જમણવાર જેવા ગૌણ પ્રશ્નમાં છેવટ સુધી મક્કમ રહી શકશો નહિ. એટલે મારી તો તમને એ સલાહ છે કે તમે ભણ્યા પછી, પગભર થયા પછી લગ્ન કરવામાં માનતા હો તો એ મુદ્દા ઉપર તમારે મક્કમ રહેવું જોઈએ. અને તેમાં ન રહી શકો તો આ નાના મુદ્દા ઉપર નહિ રહી શકો.'

યુવકને પોતાના દર્દનો ખ્યાલ આવી જતાં મારી વાત ગળે ઉતરી હોય તેમ એ પછી ગયો.





## [૩] બે મૂર્તિઓ

વડોદરા રાજ્યનું વિલિનિકરણ થયું તે કારણે અમુક અમલદારો નિવૃત્ત થયા તેમાં મારા એક સ્નેહી પણ ઊંચી પાયરી ઉપરથી નિવૃત્ત થયા હતા. મેં એમને મુલાકાતમાં પૂછયું: 'હવે આપ શી પ્રવૃત્તિ કરવા માંગો છો ?'

સ્નેહી: 'હવે તો કંઇ કરવું નથી. જમાનો એવો આવ્યો છે કે અમારા જેવાઓનો મોભો સચવાવાનો નથી. આજે ત્રીસ વર્ષની નોકરી પછી અમને એમ કહેવામાં આવે કે તમે લાયક નથી–નિવૃત્ત થાઓ એનો શું અર્થ ? મારે હજુ એક વરસ બાકી હતું એટલી રજા મંજૂર કરી મને નિવૃત્ત કર્યો એમાં મને તો કંઇ ખોટ નથી ગઇ પણ એનો અર્થ શું !'

હું: 'સરકારી તંત્રમાં કોઈ વખત નિર્ણય કરવામાં ભૂલ થવા સંભવ પણ ખરો. એવું પણ બન્યું હોય કે તમે લાયક હો છતાં કમિશનને પ્રમાણિકપણે તમે લાયક ન લાગ્યા હો. પણ હવે એ વાત તો પતી ગઇ. બીજી કોઈ પ્રવૃત્તિમાં......'

સ્નેહી. 'બીજી પ્રવૃત્તિમાં પડવું હોય છતાં આજનું વાતાવરણ ક્યાં સારું છે ? અમારા જેવાનો મોભો સચવાય તેમ મને કાંઇ પ્રવૃતિમાં લાગતું નથી. એટલે માનભેર હવે ઘેર બેસી રહેવું એમાં જ હું ડહાપણ માનું છું !'

મેં એમને તો કંઇ ન કહ્યું, પણ તે જ ક્ષણે મને થોડા વખત ઉપર ઇમ્પીરીયલ બેંકના મેનેજર પદેથી નિવૃત્ત થયેલા અંગ્રેજ અમલદાર સાથે થયેલી વાતચીત યાદ આવી.

મેં એમને પૂછયું: 'સાહેબ ! હવે તમે વિલાયત જઇ શું કરશો ?'

અંગ્રેજ: 'કામ વગર તો મારાથી ન જવાય. અને આ ઉમરે મોટી જવાબદારી ભરેલું કામ કરવાની શક્તિ પણ નથી એટલે મગજ ઉપર બોજો ન રહે તેવું હલકું કામ Light work નક્કી કરી રાખ્યું છે.'

હું નવાઇ પામેલો પૂછેલું: 'જતા પહેલાં નક્કી પણ કરી દીધું છે ?'

અગ્રેજ: 'હા, હું ત્યાં જઇને લાયબ્રેરીઅન તરીકે કામ કરવાનો છું. અમુક તારીખે હું ચાર્જ સંભાળી લઇશ એમ નક્કી થઇ ગયેલું છે. એક દીકરી છે તે પરણેલી છે. એટલે એની ચિંતા નથી પત્નીની તબિયત કંઈ પ્રવૃત્તિ કરી શકે તેવી નથી એટલે હોટેલમાં નિરાતે રહેવાનું ગોઠવ્યું છે.

મારી દષ્ટિ સન્મુખ મારા સ્નેહી અમલદાર અને અંગ્રેજ અમલદારની મૂર્તિઓ પાસે પાસે ટાંગી હોય તેમ ઘડીભર લટકી રહી.

## [૪] હિંદી જનતાનાં દર્શન

પહેલી ઓગસ્ટને દિવસે હું મારા વતનમાં હતો હું આવ્યો છું એમ જાણતાં ભીમા બારોટ મને મળવા આવ્યા. એ હવે અતિ વૃદ્ધ થઇ ગયા હતા. આંખે ઓછું સૂઝતું હતું. શરીર પણ સૂકાઇ ગયું હતું.

જુવાનીમાં માતેલા આખલાને પૂછડું ઝાલી ડગલું પણ એણે ઘણા ધમપછાડા કર્યા છતાં ખસવા ન દેનાર પડછંદ ભીમા બારોટને વાંકા વળી ગયેલા કૃશ થયેલા જોતા ઘડીભર મને જુવાની અને વૃદ્ધા- વસ્થાનો વિચાર આવી ગયો. મેં કહ્યું: 'આવો કાકા.'

'આવ્યા ભાઈ ?' એમ મને ખબર પૂછી બે હાથ ભેગે મુકી એ નીચે બેઠા.

ભીમા બારોટ જુવાનીમાં અમારે ત્યાં ઘણું વરસ ચાકર રહેલા એટલે એમનો અને અમારો સંબંધ ઘર જેવો હતો.

મેં તે દિવસના મહત્વનો ખ્યાલ આવતાં કહ્યું: 'આજે હવે આપણે સ્વતંત્ર થયા. ગાયકવાડી રાજ આપણું ખલાસ થયું. આપણે હવે આપણા રાજા થયા.' ભીમા બારોટને કંઇ ન સમજાયું પૂછ્યું: 'શું કહ્યું, ભાઈ !'



હું : 'ગાયકવાડનું રાજ્ય ગઈ કાલે ખલાસ થઈ ગયું.'

બીમા બારોટ : 'કેમ 'ગાયકવાડ સરકાર ક્યાં ગયા ?'

હું : 'એમણે રાજ્ય છોડી દીધું.'

બીમા બારોટ : 'રાજ્ય તે કોઈ છોડી દેતું હશે !'

હું : 'છોડી તો ના દે, પણ આપણે છોડી દેવડાવ્યું.'

બીમા બારોટ : 'આપણા કહેવાથી કોઈ છોડી દે છે ? ગાંધી માત્મા અંગ્રેજને કાઢવા કેટલું મથ્યા પણ એ કંઈ ગયો ?'

હું ફાટી આંખે તાકી રહ્યો ! ઘડીભર મારાથી બોલાયું નહિ પછી મેં કહ્યું : 'અંગ્રેજ સરકારનું રાજ્ય ગયું તે તમે નથી જાણતા ?'

હું જાણે હસતો મજાક કરતો હોઉં તેમ માની એમણે કહ્યું : 'તમે ગમ્મત કરો, પણ હું કેમ માનું ? અંગ્રેજ ચૌદ ચોકડીનો રાજા, એમ આપણા કહેવાથી જાય ખરો ?'

મને વહેમ પડ્યો, પૂછ્યું : 'માત્મા ગાંધી મરી ગયા તે તમે જાણો છો કે નહિ ?'

બીમા બારોટ બોલ્યા : 'એ કેમ ના જાણું ! એક જણે ગોળી મારી મારી નાંખ્યા તે મેં જાણ્યું ત્યારે બે દિવસ સુધી ખાવાનું મોંમાં પેસતું ન હતું. મેં એમનાં બે વાર દર્શન કરેલાં. એ તો ભગવાનનો અવતાર હતા.'

હું : 'ત્યારે અંગ્રેજ સરકાર તો એમના મરણ પહેલાં ગઈ. પંદર દહાડા પછી બે વરસ પૂરાં થશે, અંગ્રેજ સરકારને ગયાં.'

બીમા બારોટ : 'સાચું કહો છો, ભાઈ ?'

હું : 'કોઈ વખત મેં તમારી ગમ્મત કરી છે ?'

બીમા બારોટ : 'ત્યારે હવે રાજા કોણ થયું છે ?'

હું : 'આપણે બધા.'

બીમા બારોટ : આપણે શાના રાજા ? અને રાજા વગર કંઈ રાજ્ય ચાલતું હશે !'

મેં પછી રાજ્યતંત્રની સમજ પાડી. અત્યારે જવાહરલાલ અને સરદાર રાજ્ય કરે છે તેમ કહ્યું: બીમા બારોટ હરખાઈ ગયા. બોલ્યાઃ

'બિચારાએ બહુ દહાડા દુઃખ ભોગવ્યું પણ છેવટ એમને રાજા થવાનું સુખ મળ્યું ખરું.'

મેં એમને સમજ પાડી કે એમાં સુખ કશું નથી, એ તો કાંટાળો તાજ છે. એમને તો લોકો માટે ઊંઘવાનો ય વખત મળતો નથી, બીમા બારોટે પૂછ્યું: 'એ ભાઈ ! જવાહરલાલ રાજા થયા છે ત્યારે અનાજ અને લુગડાંનું દુઃખ કેમ મટતું નથી ? પહેલાંની પેઠે દુકાનોએ ક્યારે વેચાશે ?'

મને ઘણા વિચારો આવ્યા ને ગયા, બીમા બારોટના જેવી પ્રજા ચુંટણીઓમાં શું સમજશે ? અને એમના મતનો કેવો ઉપયોગ થશે ? અન્ન વસ્ત્ર ન મળે ત્યાં સુધી બીમા બારોટ જેવાને ખબરે ય શું પડે કે સરકાર બદલાઈ ગઈ છે ! અને ઘણા દહાડા દુઃખ ભોગવ્યું તેના ફળરૂપે મળેલા સુખનો કોંગ્રેસીઓ ઉપભોગ કરી રહ્યો હોય તેમ એમનું આજનું વર્તન 'પાધો નહોતું' પાડતું શું ?

હું બીમા બારોટની મૂર્તિમાં હિંદની આમ-જનતાનું દર્શન કરી રહ્યો !

★

# 'જાગીને જોઉં તો..........'

અ-કવિ

વિજ્ઞપ્તિ વાંચીને હું તો છક્ક થઈ ગયો. ક્યાંય નહિ ને ગુજરાતમાં આ બને ખરું! પણ અક્ષરો ખાસ્સા "વધુ અનાજ ઉગાડો" એ જાહેર ખબરી અનાજ ઉગાડવાની ઝાળામાં વપરાય છે એવડા હતા. તે પહેલાં આ ઉંધાડો વપરાતું. હમણાં વળી ફર્યું છે એટલે મારી ભુલ તો નહોતી ત્યારે હું સ્વપ્નમાં હોઈશ? ના, એમ માનવાનું પણ મન થાય તેવું ન હતું. એટલી બધી વાસ્તવિક દુનિયા ત્યાં જણાતી હતી. ચારે તરફ ધમાલ ધમાલ ને ધમાલ દેખાતી હતી. કોઈ દોડતા હતા, પાછળ રહી જાય નહિ માટે. કોઈ પાછળ રહેતા હતા, બીજી ધમાલમાં પડી ન જવાય માટે. કોઈ પોતાની જાહેર ખબર કરતા હતા— બીજાની પ્રશંસા દ્વારા. કોઈ પોતાની પ્રશંસા કરી રહ્યા હતા, બીજાની પ્રશંસા કરીને. એક કવિ બીજાને વખાણતો હતો, ને બીજો પાછો એને જ વખાણતો હતો! રાજદ્વારી પુરૂષો એક બીજાના આત્મત્યાગને ગણાવતા હતા. ને એકના મેનેજરને, છાનેખૂણે, કેટલા જમા થયા, તેનો આંકડો પૂછતા હતા. જ્યાં સૃષ્ટિની આટલી બધી નરી વાસ્તવિકતા જણાતી હતી, ત્યાં એક ખૂણામાં આવી ઘેલી વિજ્ઞપ્તિ વાંચીને હું તો છક્ક થઈ ગયો. વિજ્ઞપ્તિ નીચે પ્રમાણે હતી: "દર રવિવારે કેવળ સાહિત્ય કલાના શુદ્ધ આનંદ માટે હવે પછી થોડા મિત્રો......ઠેકાણે મળવાના છે. ત્યા કોઈ વાદની વાત નહિ ચાલે કોઈ વાદને આગળ વધારવાનો અભખરો ત્યાં નહિ હોય. ત્યાં કેવળ સાહિત્યના શુદ્ધ આનંદ સ્વરૂપની, ચિત્તને સમાધી પમાડનારી વસ્તુ શી રીતે, શા માટે, ક્યારે કેમ ને કેવી પરિસ્થિતિમાં જન્મે છે તેની ઉપાસના ચાલશે શબ્દને ફરીને સ્થાપવાનું એ એકનિષ્ટ જીવન તપ હશે. માનવજીવનમાં એનું સાચું મૂલ્યાંકન મૂકવાની શોધ ત્યાં ઉદ્‌ભવશે. સમાજના એક કલ્યાણકારી બળ તરીકે એની ગણના થશે. પોતાની આડીઅવળી બુદ્ધિને ઘરઆંગણે ખીંતીએ વળગાડી. શુદ્ધ ભક્તના આનંદથી આવનાર સૌ માટે તે દરેક માટે દ્વાર ખુલ્લાં છે. થોડુંક હૃદય લેતા આવે તો બસ છે. મૈલછા હશે તો પણ ચાલશે.

પોતાની જાતને ને બીજાને છેતરવાની બુદ્ધિ નહિ હોય તો વાંધો નહિ આવે વાસ્તવિક દુનિયામાં ખરી વસ્તુની શોધ માટે આવી ઉપાસકની તાલાવેલી લગાડી પોતાની આ દિશા પકડવા મથનારા આ આત્માઓ કોણ છે એ જોવા માટે હું નજર ફેરવુ છું ત્યાં તો મારી નજરે પાટિયામાં મૂકેલી તારીખ પડી ને હું છક્ક થઇ ગયો. આ તો ઇ.સ. ૨૦૦૦ ની સાલની વાત હતી! આજની નહિ. આજની સભાઓ તો નિયમ પ્રમાણે ફૂલાણા ભાઈની કવિતા એના ઉપર વ્યાખ્યાનમાળા ગોઠવી રહી હતી. પ્રમુખ પદે... અથવા જવા દો, જે પ્રસ્તાવના લખી દે તે પ્રમુખ!

*

અલ્યા ભાઇ! આ ઉપલું સ્વપ્ન ભાંગીને ભુક્કો થઇ ગયું ત્યાં તો એક બીજું સ્વપ્ન મને આવ્યું. આપણા આ દેશમાં આવડા મોટા અંગ્રેજી ધોળા હાથી જેવડા પગાર શું? એમ એક પછી એક જાત નિરીક્ષણ કરીને પોતપોતાના પગાર આંકડાને નાનો નાનો કરતા જતા આપણા પ્રધાનોની આખી હારમાળા મારી દૃષ્ટિએ પડી! કોઇ પાંચસો ઉપર પગાર લેવાની હા જ પાડે નહિ ને! ઉપર આકાશમાં જોઉં છું ત્યાં મહાત્મા ગાંધીજી આશ્રમના ઉપવનમાંથી, ગુલાબફૂલોનો હમેશાં ભેગો કરીને આ પોતાના વારસોને ફૂલથી વધાવતા સ્મિત કરતા આગળ આવી રહ્યા હતા, ત્યાં જે એક તાર મોસ્કોથી આવ્યો વિજયાલક્ષ્મી પંડિતનો કે પોતે સ્વીડનથી ફર્નીચર એરોપ્લેનમાં લાવવા ઉપાડ્યા હતા તેનો, કે પંડિતજી એ વાંચવામાં જ પડી ગયા, ને એટલામાં તો મુંબઇ બજારને પણ કોઇક પ્રધાને બરાબર એવું જ સદ્‌ભાગ્ય અપાવ્યું, ફર્નીચર સોફાસેટને એરોપ્લેનમાં મોકલાવવાનું, કે ખેર સાહેબ તો ખુશખુશ થઇને એશિયાની આ રાણીના, ગીતાના શ્લોક ઉપર શ્લોકથી વધાવવા લાગ્યા, ત્યાં એ શ્લોકના તાલમાં મોરારજી દેસાઇનો ડંગોરો ઉંચો થયો ને મારું તો સાળું, સ્વપ્ન જ ઉડી ગયું! કોણ જાણે મેં શું પાપ કર્યાં છે તે આખી દુનિયાનાં સ્વપ્ન



રખડતાં રખડતાં મારે ત્યાં જ હાલ્યાં આવે છે! કેમ જાણે મેં ધરમશાળા બાંધી હોય! નહિતર આવું કાંઈ હોય? રામના જમાનાની જૂનવાણી, વાતને આપણા આ નવા જમાનામાં આવી ગેતે, ભલેને, સ્વપ્નમાં, પણ એમાં ય ઉખેડવાની દુર્બુદ્ધિ, આજ જ્યારે ધઉં મોંઘા થયા છે ત્યારે, કોઈ દાખવે ખરું? હાથે કરીને ભૂખે મરવાની વાત જ થઈ નાં? રામનો જમાનો ગયો. અને એ જમાનો ગયો છે એમ બતાવવા માટે, આપણે એનું નામ તો ધૂનમાં રાખ્યું છે, પછી જલદી જલદી દુઃખો જાણવા તુમાર વધાર્યા છે તુમાર ઉપર રાતાં કુમકાં ઝટઝટ ચોડવાની તાકીદ કરી છે. પણ લોક તો માળુ કોણ જાણે કેવું થિયું છે તે એક કલાકમાં એક યુગનું કામ માગીને બેસે ને તો ય એને નિરાંત નહિ! બાકી એમ જાત ઘસીને સીતાજીને બહાર કાઢવાની ઘેનછા એ ઘેલા જમાનામાં રામચંદ્રજીને પોસાય! આ ડાહ્યા જમાનામાં એટલું બધું દુઃખ વેઠવા કરતાં એક વધુ પ્રેસ કોન્ફરન્સ ન બોલાવે? કે પછી સીનેમામાં બધી વાત મઢી તો લ્યે! સીનેમામાં માણસો કામ કરતા દેખાય છે તોંય માળા આ લોક તો તુમારી ઢીલ! તુમારી ઢીલ કર્યા જ કરે છે! ઓહો! ખરેખર, રૈયત તો રાજા રામની પણ નો'તી થઇ એ વાત સાચી લાગે છે. એટલા માટે રાજાશાહીને તો પાણીચું પકડાવ્યું તો લોકો માળા વાતો કરવા માંડ્યા કે જો જો આ પાછી પ્રધાનશાહી થઇ પડે નહિ! અલ્યા આટલા બધા કાયદા કર્યા છે એટલે હવે કોઈ કોઇનો ધણીધોરી હોય ખરો? હવે તો સૌ સૌના ધણી. બાકી કાયદાના એક એક અક્ષર પાછળ એકએક વરસ, કેવાં કેવાં મગજ બગાડે છે, અલબત્ત ધોળા હાથી જેટલો પગાર લઇને, એ તો ધોળે દિએ દેખાય તેવું છે! ભલા માણસ એમ સમજો ને કે પ્રજાશાહી એટલે કાયદા. અને કાયદા એટલે વકીલ. અને વકીલ એટલે ધોળો હાથી. એટલા માટે ધોળો હાથી બરાબર-ગજ. ઈતિ સિદ્ધમ્. બોલો હવે આમાં ખર્ચો ઘટાડવાની વાત આવી કે કર વધારવાની વાત આવી? ભલા માણસ! આ વિષયકની વાતજ મૂકો ને. એના કરતાં હાથમાં કરતાલ લઇને નરસિંહ મહેતાની પેઠે ગાવ ને,

જાગીને જોઉં તો જગત દીસે નહિ,
ઉંઘમાં અટપટા ભોગ ભાસે!

આ આખી દુનિયાનું એવું છે. સ્વપ્નામાં માળી એવી સુંદર લાગે! આંખ ઉઘડે એટલે ફૂ!

*

લ્યો હવે ભાઇલા! આવણે સ્વપ્નાની વાત મૂકીને સાચી વાત કરો ને! જાણે આપણો પગાર રૂપિયા ત્રણસો. એમાં છોકરાં નંગ છ. ઘરભાડું રૂપિયા ચાલીસ. ત્યારે બાકી રૂપિયા રહ્યા રોકડા બસો ને સાઠ એને આઠે ભાગીએ તો માણસ દીઠ રૂપિયા આવે રોકડા ત્રીસ. હવે ઘઉંના રૂપિયા પંદર એટલે બે મણ ઘઉં થયા. એમાંથી એક મણ તો ખાવા જોઈએ. બાકી વધ્યા એક મણ. એટલે રૂપિયા પંદર એટલે હમેશના આના આઠ એ આઠ આનામાં માણસ દીઠ શેર દૂધ હોય તો વખતે કચ્છ તરફ લડવા જવુ પડે તો કોક જાય! આ ભરતી કરવા વાળા એ વિચારે'ય કરતા હશે નાં? અનાજનો તો કે પછી રામ રામ! કે પછી અનાજ વિનાય લડવા વાળો તો લડે? પણ દૂધની વાત લ્યો તો તો શેર એકના આના બેસે છ! એટલે એ વાત જાણે ખોટી. પાશેર દૂધનો ચા કરે તો નભે!

હવે એમાં બીજું શું થાય? ત્રણસો રૂપિયા ગણાય પચાસ જેવા! એટલે તો વાત થઇ કે છોકરાં ઓછાં પેદા કરો, પણ આંહી તો કર ભરો ભરો ને ભરો! સાચી મજા તો સ્વપ્નામાં છે. સાચી વાત તો આમ હાલો કે આમ ચાલો તમને ઉઝરડી નાખે. એટલે હું કહું છું લો! કે સરકારે દારૂબંધી ફરમાવી છે તો નીરાના કેન્દ્રમાં પહોંચીને પણ સ્વપ્નાં જીવતાં રાખો. નહિતર મૂઆ પડ્યા છો! સાચી વાતમાં પડે તો રાજા હરિશ્ચંદ્ર અત્યારે જીવે તો ભલે, બાકી બીજો કોઈ તો જીવી રહ્યો! બાકી એટલું ખરું, સત્યને જીવાડવા માટે આ પ્રયોગ કાંઇ જેવો તેવો નથી. વાંધો એટલો જ છે કે થાય છે બીજાને ખરચે





ને જોખમે! ને જોનારા ઉભા ઉભા અલકમલકનું તત્ત્વજ્ઞાન ડોળે છે. બીજું તો હશે આમાંથી કાંઇ થાય કે ન થાય, બાકી આ દસકામાં રાધાકૃષ્ણનું તત્ત્વજ્ઞાન ઘેરઘેર વંચાવાનું છે! તત્ત્વજ્ઞાન હશે એ જ જીવશે!

×

અને જુઓને મારી જ આ દશા? પેલું સાહિત્યનું સ્વપ્નું ભાંગી ગયું. ત્યારપછી બીજું આવ્યું એ પણ આપણે આ નાનકડું ઘર ને નાનકડી વાત ને એ ઠીક છે, રોટલા ખાશું ને મજા કરશું, ત્યાં એ પણ ઊડી ગયું! હાથમાં કેવળ એક શકોરું રહ્યું. લુખ્ખા તત્ત્વજ્ઞાનનું! અંગ્રેજે જેમ સોનાચાંદીને બદલે પતાકડું આપ્યું નાં, એની એણે ઠરાવી કિંમત પાંચ રૂપિયા તો એના પાંચ રૂપિયા થયા, સો ઠરાવી તો સો થયા, ને હજારની ઉડાવી દીધી તો હજાર ઉડી ગયા; એ જેમ પતાકડાની લીલા હતી નાં, આ રાજદ્વારી લીલા તમામ એવી સમજવી. એટલે તો બિચારા સાહિત્યકારો એનાથી દોઢ ગાઉ આઘા રહે છે! જો ખાવા મળે તો એમના તરફ કુતરોય હડકારે નહિ પણ હવે તો ખાવાનાંય વાંધા પડવા માંડ્યાં! એટલે હવે પોતે ભૂખે મરવા કરતાં સૌ કેમ ભૂખે મરે એ ગોતવાની મજા લેવી રહી! બાકી તો સૌ જાણે જાણે છે કે અંગ્રેજો આ ઢોંગ ધતીંગ કરતા, બંગલાના કમ્પાઉન્ડમાં અનાજ ઉગાડવાની વાતો છાપવાના ને એવા, એવા ઢોંગમાં હવે આપણે પડયા! એટલે બટાકા શકરીયા તો ઠીક, પેલો લોટ પાઉં ન આપે તો ઘણું! કે ખરીદી રાખ્યો છે બાપલા? પહેલેથી કાંઈક બોલજો! રાજા માણસોને રીબાવી રીબાવીને મારતા. ખવરાવી ખવરાવીને મારવાનું તો કેવળ કાયદાબાજોને જ સુઝે! આ એ લોટે કેટલાને હતા ન હતા કરી નાખ્યા હશે! એનો હિસાબ કોણ આપે? પણ પેલા કોક કહે છે કે તમારા *આંકડા જ ખોટા છે!* એ જે હોય તે. આંકડામાં ને આંકડામાં ક્યાંક મીંડાં જ મૂકાય નહિ! જો જો બાપલા! નહિતર પછી કાગળ મહિને કહેવા નીકળશે, મોટી ભીંતપત્રિકાઓ દ્વારા કે અનાજ નથી માટે ઉગાડો. ને અનાજ નથી માટે ઓછું ખાવ. ને કાં ખાવાનું જ બંધ કરો કે પછી બધું આ કાપડ જેવું છે? કોક તો બોલો બાપલા! સમજાય એવું કોક તો બોલો!

★

ભારતીય સંસ્કૃતિનાં શાબ્દિક વખાણ આપણે પુષ્કળ ગાયા કરીએ છીએ. પણ એ સંસ્કૃતિનું આચરણ થોડે અંશે પણ આપણે કરી બતાવીએ છીએ કે કેમ, એની ચિંતા આપણે કદી ય રાખતા નથી, વિચારો અને આચાર, ઈચ્છા અને કૃતિ, હક્ક અને કર્તવ્ય એ દ્વંદ્વની વચમાં આડે એક ઊંચી મજબૂત દીવાલ ઊભી કરી આપણે નિરાંતે બેસી ગયા છીએ. એ દીવાલો એમ આપોઆપ થોડી જ તૂટી પડવાની છે! સમયના પસાર થવા સાથે એ દીવાલો તો વધારે ને વધારે મજબૂત થતી જાય છે હાથમાં બુદ્ધિવાદરૂપી ત્રિકમ ઉઠાવી શરીરે પરસેવાના રેલા ચાલ્યા જતા હોય તોપણ ઘા ઉપર ઘા મારતા જઈ, દીવાલનો કોઇ ઢીલો થયેલ પથરો અચાનક માથે પડી મૃત્યુ આણશે તેવી બીકને તુચ્છકારી કાઢી જ્યારે પ્રજાના લાખો અને કરોડો આદમીઓ એ દીવાલને તોડી પાડવા તત્પર થશે ત્યારે જ આપણે આપણી રસવૃત્તિ બદલીએ અને આપણાં સુપ્ત માનસને નવેસરથી કેળવીએ તો જ આપણે વાસનાપ્રધાન મટી અધ્યાત્મિક બની શકીએ.

—રાધાકૃષ્ણન્

# રાણી ભોપલ દે !

ધૂમકેતુ

કુમારપાલ ત્યાં રણભૂમિમાં જ છાવણી નાખીને પડી રહ્યો. કાકભટ્ટના કોઈક સંદેશાની એ રાહ જોતો હતો. નડૂલના કેલ્હણને એણે અત્યારે જવા તો દીધો, પણ પોતાનું સૈન્ય નડૂલ તરફ લેવાનું એણે નક્કી કર્યું હતું. પણ કાકભટ્ટનો સંદેશો મળે તો પછી સૈન્યનું દિશાપ્રયાણ નક્કી થાય તેમ હતું.

બલ્લાલ કર્ણાટકનો હતો. એટલે માળવામાં એનાં મૂળ હજી ઊંડાં બેઠાં ન હતાં, એને કર્ણાટ તરફ પાછો હાંકી કાઢવાનો હતો. એટલું જ. કાક એટલું ચોક્કસ કરી નાખશે એ કુમારપાલને ખાત્રી હતી એટલે આંહીં વિજયોત્સવ ઉજવતું ચૌલુક્ય સૈન્ય થોડો વખત આરામ લઈ લે તો પછી એને માલવા, કે અર્બુદગિરિ તરફ ઉપાડવાનું સહેલું થઈ પડે.

હવે રણભૂમિની કટુતા ભુલાઈ ગઈ હતી. બન્ને સૈન્યો એક બીજાને આનંદવિનોદમાં સહભાગી થવા આમંત્રી રહ્યાં હતાં. આનકને પણ પોતાના પરાજયનો ડંખ ધીમે ધીમે ભૂલવા જેવો જણાતો હતો.

એવામાં એક મધરાતે એક સાંઢણી આવી. એ આવીને સીધી ઉદયન મંત્રીશ્વરના શિબિર પાસે હંકારી ગઈ. અને થોડીવાર પછી શાકંભરીના સૈન્ય સોંસરવી શાકંભરીને પંથે ઊપડી ગઈ!

તમામને આશ્ચર્ય થયું આ સાંઢણી કોની? પણ મંત્રીશ્વરને કોણ પૂછે? કોઈની હિમ્મત ચાલી નહિ ભીમસિંહે તપાસ કરી. વાત એની હસી કાઢવામાં આવી. મહારાજને કાને વાત આવી. ઉદયને બે હાથ જોડ્યા: 'પ્રભુ! હું પણ માણસ છું મારે પણ કંઈક તો મહારાજથી છુપાવવાનું હોય. આ છુપાવવાનું છે!'

'પણ એ હતું કોણ મહેતા? તમને મળવા આવ્યું પછી શાકંભરી ગયું—કોણ કંચન બા હતાં?'

'એવું જ કોઈ પ્રભુ!

'પણ પાટણમાં બધું છે તો બરાબર નાં?'

'ન હોય તો આપણે એક પળ પણ આંહીં થોભીએ ખરા?'

પાટણનો કોઈ સંદેશો આવ્યો છે. ને એ સંદેશો શાકંભરીમાં ગયો છે એટલી જ વાત મળી. કુમારપાલને ચિંતા થઈ, પાટણમાં કોઈ અનિષ્ટ તો નહિ બન્યું હોય? કોઈ સ્વજનનું મૃત્યુ? ઉદયન એ છુપાવતો હોય!

પણ ઉદયને કાંઈ વધારે વાત અત્યારે આપી નહિ એટલામાં તો ભીમસિંહે હાથ જોડ્યા: 'મહારાજ! આનકરાજનો દૂત આવેલ છે!'

આનકને કુમારપાલે એક દિવસ પહેલાં જ હજી મુક્ત કર્યો હતો. પણ છેલ્લા દિવસોમાં એને ગુર્જરેશ્વરના પ્રીતિભાજન થવાની ઠીક તાલાવેલી જણાતી હતી. એણે વ્યાઘ્રરાજને પોતાની મેળે જ શાકંભરી પાછા ફરવાનું કહી દીધું. વિક્રમને પણ ચેતવ્યો: 'આ રણ જોદ્ધો છે. અનુભવી છે. હમણાં માથું ઊંચું કરતા નહિ રાજ! નહિતર રાજ ખોશો!'

વિક્રમ મહારાજની ખડેપગે સેવા કરી રહ્યો હતો. પણ કુમારપાલ તો ધારાવર્ષદેવ આવવાની રાહ જોતો બેઠો હતો. વાતાવરણ આ પ્રમાણે બદલાયું હતું

એટલે આનકનો દૂત આવ્યો, તેથી મહારાજને આશ્ચર્ય ન થયું. સંધિની વાત તો નક્કી થઈ ગઈ હતી. આનકે ગુર્જરેશ્વરના સામંત રહેવાનું હતું. બીજા ફેરફાર મહારાજે સૂચવ્યા તે એણે સ્વીકારી લીધા હતા. આનકના બન્ને તોફાની પુત્રોમાંથી કોઈ ફરક્યો ન હતો. પણ હજી તો આનક જ રાજા હતો. એટલે મહારાજે એ વાતને ઉવેખી નહિ.

આનકનો દૂત અંદર આવ્યો. રાતને વખતે દૂત કેમ આવ્યો હશે તે વિષે કુમારપાલને પણ નવાઈ લાગી. અત્યારે દીપિકાનો ઝાંખો પ્રકાશ હતો. ને દૂત એવી રીતે ઊભો હતો કે તેનું શરીર છાયામાં આવી ગયું હતું. પણ મહારાજને નવાઈ લાગી. 'આનકના કોઈ દૂતમાં આવું રૂપ એમણે જોયું ન હતું, આ તો દૂત સામે જોતાં એનું રૂપ જ જકડી રાખે તેવું હતું.

'કોણે આનકરાજે મોકલ્યો છે? શું છે!' મહારાજે એને પૂછ્યું.

'આનકરાજે સંદેશો મોકલ્યો છે પ્રભુ!'

ધૂમકેતુ

[૧]

એક હતા ભક્તજન. તેમણે વિચાર કર્યો કે સંસારને તજ્યા વિના ભક્તિ થઇ રહી. દઢ નિશ્ચય કરીને ઘરમાં વાત કરી. ઘરની સ્ત્રી ડાહી હતી. તેણે કહ્યું: 'ભક્તરાજ! ભક્તિ હશે તો આંહીં ઘરઆંગણે પણ ભજન થાશે; ને નહિ હોય તો જંગલમાં પણ મન સળગશે! માટે પહેલાં વિચારો મન મર્યું છે?'

'વિચાર્યું છે સાધ્વી! હવે સંસારનો પડછાયો હરામ છે!'

'તો ભલે. હું પણ સાથે આવું. આપણે બે જ જણા છીએ. ત્રીજું કોઇ છે નહિ પછી હું આંહીં એકલી રહીને શું કરું?'

'તો ભલે સાધ્વી! તમે પણ ભેગાં ચાલો!'

'પણ એક સરત છે ભક્તરાજ!'

'શી?'

'કોઈ દિ મુસાફરીમાં મનચોરી કરતા નહિ, જે કહેવા જેવું હોય એ મને કહી દેવું! તમે મનમાં મુંઝાઓ એમાં મને પાપ લાગે!'

'ચાલો ત્યારે!'

બીજે દિવસે તો ભક્ત-ભક્તાણી ચાલી નીકળ્યાં તંબુરો હાથમાં છે. ભજન ગાતાં જાય છે. ગોવિંદના ગુણ ઉપાડયા છે. ખાનપાન જે મળે તે માથા ઉપર ચડાવી લે છે. ચાવીશે કલાક ભક્તિની ધૂન જામી છે.

તીરથ નાતાં જાય છે. દર્શન કરતાં જાય છે. ભજન ગાતાં જાય છે. તે એમને એમ એમણે તો જાણે જાત્રા ઉપાડી છે એવું લાગે!

એમ કરતાં કરતાં એ તો ઘણે આઘે નીકળી ગયા.

હવે એક વખત એક ચમત્કાર થયો.

રસ્તામાં ભક્તજને એક હીરો પડેલો દીઠો. શું એનું તેજ? માણસની આંખને બે ઘડી આંજી નાખે એવી મોહિની એમાંથી પ્રગટી રહી હતી!

ભક્તજનને થયું કે લાવ ને કોક ઉપાડી જાશે એના કરતાં હું જ લઇ લઉં! વખતે કવખતે કામ લાગશે.

ભક્તાણીને ખબર ન પડે એમ એણે હીરો તો ઉપાડી લીધો. ને શરીર ઉપર દપટી પણ દીધો. પણ તે દિવસથી મનમાં મનચોરી પેઠી!

એને થાય કે જો ભક્તાણી દેખશે તો એ મૂકશે નહિ. ને કાં મને ઠપકો આપશે. એટલે ભક્તજન તો હાલતાં ને ચાલતાં શરીરની સંભાળમાં પડી જવા માંડયા પહેલાં જે મુક્ત આનંદે ભજનધારા છૂટતી એમાં હવે આ દપટેલી ચીજ દેખાઈ ન જાય એનો ભય પેઠો!

રાત દિવસ બન્નેને સાથે રહેવાનું રહ્યું, એક ઘડી એક બીજાથી છુટા પડવાનું તો ભાગ્યે જ બને.

એક દિવસ ભકતજન નદીએ ગયા. ત્યારે પાછળ આ દપટેલ હીરો ભૂલથી લુગડાપોટકામાં રહી ગયો! ભકતાણીએ પોટકું જોયું તો અંદર હીરો!

એનું મન તો ઘા ખાઇ ગયું! ઓત તારીની! ભકતરાજ ભજન કરે છે, રામ પદારથની વાતો કરે છે, પણ હજી એનું મન તો હીરા ને કાંકરાની વચ્ચે ભેદ રાખે છે!

એ ભેદ રહેતો હોય મનમાં, પછી ભલેને એક હજાર વખત, રામરમકડું જડિયું, એવી વાતો કરે, એનાથી કાંઈ રામ જડે?

એ તો બધા કરે છે. ટીલાં ટપકાં માળા ને મોઢાની વાતો!

ત્યારે આ ભકતરાજનો ત્યાગ કેવો ? એ તો વિચારમાં પડી ગઈ.

ભકતરાજ આવ્યા. ત્યારે તેણે પૂછયું: 'ભકતરાજ! સાધુને શી રીતે જાણીએ?'

'એમાં તે શી મોટી મોથ મારવાની હતી સાધ્વી!. કંચન ને કથીર સરખાં ગણે તે સાધુ!'

'પણ કથીરને તો કોઈ સંઘરે નહિ. કંચનને કાંઇ સંઘર્યા વિના રહે? કાળે દુકાળે કાયાને નભાવે!'

'તો એટલી ભક્તિ કાચી!' ભકતરાજ તો જે ગોખ્યું હતું તે બોલવા માંડયા.

'એમ?' સાધ્વીએ પૂછયું.

'હા. જેણે રામ નામનો આધાર લીધો, એને પછી એ એક જ આધાર હોય. બે આધાર રાખે તો બેય ભવ બગડે!'

'ત્યારે ભકતરાજ! આપણા બેય ભવ બગડયા એમ ગણવું? આ શું છે જુઓ તો!'

તેણે હાથમાં પેલો હીરો ધરી રાખ્યો. 'કાંકરો જાણતા હોત તો આટલા જતનથી તમે બાંધત નહિ. ને હીરો જાણતા હો તો થઈ રહ્યું. હીરો તો હીરો જ રહે છે. પણ સાધુના લોભને એક ઘડીમાં એ કથિરનો બનાવી દે છે!'

ભકતરાજ તો એવા ભોંઠા પડયા કે નીચેથી ઉંચે જોઈ શકતા નથી.

સાધ્વીએ ધીમેથી કહ્યું: 'ભકતરાજ! મન ને પારો બે સરખાં છે. જો મરે તો જીવન આપે. જો જીવતાં રહે તો જીવન લઇ લે! આપણી જે વાત ચાલી રહી હતી તે તમે અધૂરે છોડી તો મન તમને આટલું ભરમાવી ગયું. હવે હવે આ સાચવો, કાળે દુકાળે કામ લાગશે!'

ભકતરાજે સાધ્વીના હાથમાંથી હીરો લઈને નદીના વહેતા પાણીમાં ઘા કર્યો: 'એને હવે મા સાચવશે! આપણે ભજનની ધૂન ઉપાડો.

[ ૨ ]

એક ગુરૂ હતા. જ્ઞાનનો સાગર હતા. વેદવેદાંત ને ઉપનિષદ સમજાવે ત્યારે માણસ એટલી વાર જાણે આ સંસારનો નહિ, પણ સ્વર્ગનો આનંદ અનુભવે! એવી એમની સમજાવવાની કલા એવી છટા એવી શકિત એવી એમની પ્રાસાદિક વાણી.

ગુરૂની આ વાણીએ, એમના અનેક શિષ્યોને જાણે પૃથ્વીમાં જ સદેહે સરસ્વતીનાં દર્શન કરાવ્યાં.

ગુરૂની આ વાણી ઉપર એક શિષ્ય એવો મુગ્ધ બની ગયો કે ન પૂછો વાત! એ તો એના અક્ષરેઅક્ષરમાં બ્રહ્માના શબ્દ જુએ. એની સમજણ પણ એવી ઉઘડેલી.

એની શકિત પણ અજબ. અને એની શ્રદ્ધા તો ગજબ!

એ તો ગુરૂબ્રહ્મા ગુરૂવિષ્ણુ એ બોલતાં ગદ્ગદ્ કંઠ થઇ જાય.

ગુરૂભક્તિએ એને પણ અલૌકિક શકિત આપી. ગુરૂ પ્રત્યેની એની શ્રદ્ધાએ લોઢા જેવા કઠણ કોયડા એને માટે સહેલા સટ કરી નાખ્યા!

અને એની શ્રદ્ધા તો એની જ! એ તો ગુરૂને નામે, જેમ રામને નામે પથ્થર તરે, તેમ નદીના જળમાં ચાલ્યો જાય! નામ ગુરૂનું લ્યે-અને તરત ચાલ્યો જાય! અને ખરેખર એનું કામ ચાલે!





સુંદર કાગળ, સાફ છપાઇ અને સારાં સુશોભન ચિત્રોના સંમિશ્ર સહકારથી સારું ગેટ-અપ દેખાડતો આ ૬૬ કાવ્યોનો સંગ્રહ તેની કાવ્ય સામગ્રીમાં એટલું બધું સત્ત્વ દેખાડતો નથી. જે કંઈ એ દેખાડે છે તે છે એક મુગ્ધ કવિ-જીવનો પહેલો પાંખ ફફડાટ, મૌગ્ધ્ય સર્જનો જેવાં કાચા, સાધારણ સારાં અને સારાં એમ ત્રણે પ્રકારનાં કાવ્યો એમાં જોવા મળે છે. સારાં કાવ્યોમા 'વરદાન', 'મૃત્યુ દિને', 'જયા', 'નાવિક કથા,' 'તેજકપારી', 'સંવેદના'. 'નુતન આશા', 'શારદાને ઠપકો', 'તોફાન', 'જીવન પ્રવાસ', 'દિવા સ્વપ્ન,' 'અંશ', કોનો દોષ'. અને 'કોણ' એટલાને ગણી શકાય. એ કાવ્યો 'પંકજ'ની કવિ તરીકેની આશાસ્પદતા જરૂર દેખાડી આપે છે. કાવ્યોમાં પોતાનાં આશાનિરાશા ને મહેચ્છાઓ વ્યક્ત કરવાનો કવિએ ઠીક પ્રયત્ન કર્યો છે. એમની વાણી હજી પહેલદાર બની નથી અને જોડણી, અનુસ્વાર આદિની અશુદ્ધિઓ પણ ઘણી છે. પણ 'પરને તું નકામી હો મારે મન મઝાની હો' એમ પોતાની કવિતાને કહેતા યુવાન કવિના એને છપાવી કાઢવાના ઉત્સાહે એની પરવા કરી નથી. કવિનો એ ઉત્સાહ પુસ્તકના પાછલા પૂંઠાને શોભાવતા (!) અભિપ્રાયો અને બબ્બે પ્રવેશકો મેળવવામાં અને તેને છાપી કાઢવામાં પણ દેખાય છે. એક પ્રવેશકારે અને ત્રણ અભિપ્રાય દાતાઓએ 'પંકજ'ના કાવ્યો વાંચ્યા વિના જ અભિપ્રાય આપ્યો છે! આ કાંઈ સારો સાહિત્યિક શિષ્ટાચાર નથી એટલું લાગતાવળગતા ઉભય પક્ષને કહીએ.

## હસતારામ

(લે. 'નફીર', પ્ર. એન. એમ. ઠક્કરની કંપની, મુંબઇ-૨; મૂલ્ય, ૩ાા રૂ.)

'મનોરંજન' માસિકના ભેટ પુસ્તક તરીકે 'મસ્તફકીર'-પ્રકારના હાસ્યકારોની વાડીમાં સ્પષ્ટ રીતે છપાયેલું આ પુસ્તક તેના લેખક 'નફીર'નું નામ ઉમેરી આપે છે. 'મસ્તફકીર'ની માફક 'નફીર'ને પણ હાસ્યનિષ્પત્તિ માટે વાર્તાનું સાધક કે વાહન વિશેષ ફાવે છે. સંગ્રહની ૪૫ માંથી ત્રણ સિવાયની કૃતિઓ વાર્તાઓ છે. વિનોદી લખાણ લખવા માટે હાસ્યક્ષમ-પરિસ્થિતિઓ, પાત્રો ને પ્રસંગો આસપાસની દુનિયામાંથી ને જીવતા જીવનમાંથી ખોળવાની અને નહિ-તર કલ્પવાની ફાવટ લેખકને આવી ગઈ છે, હાસ્યકાર પાસે હોવી જોઈતી ભાષા પણ તેમને હસ્તગત થઇ ગઇ છે. 'ખોટું' લગાડશો માં' ને 'હાં કેમ છો' જેવા લેખોમાં તેમજ અનેક વાર્તાઓમાં ભાષાની રમત અને હળવા સંવાદ ઠીક સફળ થયા દેખાય છે તે આ કારણને પરિણામે. સંગ્રહની બધી તો નહિ પણ પ્રમાણમાં ઘણી સામગ્રી મનોરંજક બની છે. અતિશયોક્તિ અને જાડાપણાનાં તત્ત્વ જે ક્યાંક ક્યાંક દેખાય છે, તે ઓછાં કરતા જઇ ઉવેખે ટાળવાની ભલામણ લેખકને કરવાની છે.

## હિંદ પર્યટન

[લેખક-પ્રકાશક, વીરજી ગંગાજર માહેશ્વરે, મુલુન્ડ, મુંબઇ-ઉપનેગર; મૂલ્ય ત્રણ રૂપિયા]

—સને ૧૯૧૮થી ધંધામાંથી નિવૃત્ત થઇ સમાજસેવા તથા રાજકીય પ્રવૃત્તિઓમાં ભાગ લેનાર રા. વીરજી માહેશ્વરે તેમનાં પત્નીનાં અવસાન પછી આઠ નવ વર્ષોમાં કકડે કકડે કરેલા હિંદ સમસ્તના પ્રવાસનું આ પુસ્તક એક ફળ છે. લેખક જ્યાં જ્યાં ગયા છે ત્યાંની પ્રાકૃતિક, ભૌગોલિક, વ્યાપારવિષયક અને એવી વિશિષ્ટતાઓ તથા ત્યાંનાં જોવાલાયક સ્થળો, ત્યાં પ્રવાસીઓને મળતી સગવડો વગેરે બાબતો વિશે તેમણે નોંધ કરેલી બધી વિગત નોંધી લીધી છે. પરિણામે આપણો આ વિશાળ દેશનાં તીર્થો, ઐતિહાસિક સ્થળો, સાધુસંતોના આશ્રમો અને જોવાલાયક નગરો વિશે ભાવિ પ્રવાસીઓને ઉપયોગી નીવડે એવી નોંધિયાપોથી લેખક આપી શક્યા છે. સાહિત્યકીય ચમક ક્યાંય નથી, પણ આદિથી પુસ્તકમાં ઘણી છે. જૈફ ઉમરના લેખકનો ઉત્સાહ આપણને ગમી જાય એવો છે.

# શ્રી ઈશ્વર પેટલીકરની વાર્તાકલાની સિદ્ધિ આપતો સુંદર સંગ્રહ



**ઈશ્વર પેટલીકર**

**કિંમત સાડાત્રણ રૂપિયા**

**કા**શીનું કરવત પુરાણ કાળથી જાણીતું છે. જે લોકોની મનોકામના આ અવતારે પૂરી ન થઈ હોય તે પોતાની ઇચ્છીત મનોકામના પૂરી કરવાના આશયે કાશીએ જઈ જીવતે જીવ કરવત મૂકાવી દેહ છોડતા. એ રીતે દેહ છોડનારની નવા અવતારમા મનોકામના પૂર્ણ થતી એવી લોકોમા માન્યતા હતી. એ માન્યતાના અવશેષ આજે પણ જનમાનસમા હોય તો નવાઇ નહિ, પણ એ પ્રમાણે કાશીએ જઈને કરવત મૂકાવનાર કોઇ રહ્યુ નથી, ક્યાયે કોઇ વિરલો તૈયાર થાય તો કરવત મારનાર કરવતિયા મળે તેમ નથી બિનધર્મી હિંદીસંઘમાં એવું ઘાતકી કામ કરનારને ખૂનની જ સજા થાય! હડહડતો કળિયુગ આવ્યો છે કે બીજુ?

પરંતુ કાશીના કરવતની સિદ્ધિ ખૂટતા—જતાં ય વહેરે ને આવતા ય વહેરે—આજે ય અદશ્ય થઈ નથી સસાર સ્વયં કાશીના કરવત જેવો છે. એ સંસારીને ઇચ્છીત વસ્તુ મળે તો ય વહેરે છે. અને ઇચ્છીત વસ્તુ ન મળે તો ય વહેરે છે. કદાચ આ ખ્યાલ પુરાણ કાળમા લોકોને નહિ હોય એટલે ઇચ્છીત વસ્તુ માટે કરવત મૂકાવતા હશે અને આજે લોકોને એ સમજાઇ ગયુ હોઇ તે કારણે કાશીનું કરવત નીકળી ગયુ હશે! પરતુ કોઇ કોઈ અમારનુ કરવત ઉતરી નાકતા નથી તે શાતિથી સહી લેવાને બદલે ઉતાવળિયાં થઇ જાય છે અને નવુ કરવત મુકાવી દે છે! નવુ કરવત કયુ તે આ પુસ્તક કહેશે

પ્રાપ્તિસ્થાન

## ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ફરનાન્ડીઝ પુલ પાસે • ગાંધી માર્ગ • અમદાવાદ-૧ : : ૪૦૫, કાલબાદેવી • હનુમાન ગલી • મુંબઈ૨

મુદ્રક છાપનાર દીપક પ્રિન્ટરી • રાયપુર દરવાજા પાસે • અમદાવાદ



કમનીય કાશ્મીર

ચિત્રકાર શ્રી કનુ દેસાઈ

તમારા રક્ષણ માટે

# સાધુ

# સીવવાનો દોરો




## હવે નવા પેકીંગમાં આવે છે

★ અસલ સાધુ દોરો બતાવનારા આ ત્રણ મુદ્દાઓ ધ્યાનમાં રાખો

(૧) બહારના રેપર અને અંદરની ભુંગળી માટે વિશિષ્ટ આછા લીલા રંગનું કાગળ

(૨) સાધુ આકૃતિનું બે રંગ (લાલ અને લીલા) મા છાપકામ

(૩) 'કોહીનુર મીલ્સ કું. લી.' એમ સ્પષ્ટ રીતે આછા લીલા રંગમા ભુંગળીના મધ્યમા છાપવામા આવેલ છે

★ ... અસલી નથી

સાધુ સીવવાનો દોરો ફક્ત

**કોહીનુર મીલ્સ કંપની લીમીટેડ જ**

બનાવે છે

એજન્ટો

**કીલીક ઇંડસ્ટ્રીજ લીમીટેડ.**

એકલા સુતર વેચનાર એજન્ટો નહાલચંદ લલ્લુચંદ લીમીટેડ

છાયાચિત્રો ભાગ ૧

છાયાચિત્રો ભાગ ૨

રંગચિત્રો ભાગ ૧

રંગચિત્રો ભાગ ૨

નૃત્યરેખા

રંગલહરી ભાગ ૧

રંગલહરી ભાગ ૨

લગ્નોત્સવ

મંગલાષ્ટક

જીવનમંગલ

ગ્રામચિત્રાવલિ

ગાયત્રી

મહાત્મા ગાંધી
*(Mahatma Gandhi)*

ભારત પુણ્ય-પ્રવાસ

મીરાંબાઈ

રૂપરેખા

શ્રીલેખા

કુમારિકા

ચિત્રમંજરી

ચિત્રલેખા

રંગાવલિ

ગીતગોવિંદ










હવે પછી

| | | |
|---|---|---|
| પ્રણયમાધુરી | ઋતુરંગાવલિ | સરળ ચિત્રાવલિ |
| સ્મૃતિરેખા | રામાયણ | કલ્પના |

**લખો:—ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ, અમદાવાદ—મુંબઈ**

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૯ : 'નવરચના' વર્ષ ૧૪ : અંક સાતમો

ઓક્ટોબર : ૧૯૪૯

ક્રમ

| | | |
|---|---|---|
| ૧ ગજ કર્યુ હોય તો ... ... | ધૂમકેતુ | ૯ |
| ૨ સમયના સીગ્નીગ ... ... | રાજહંસ | ૧૧ |
| ૩ સાધુચરણ ... | શરદિન્દુ બંદોપાધ્યાય | ૧૭ |
| ૪ દુઃખનાં પોટલાં ... ... | ઈશ્વર પેટલીકર | ૨૫ |
| ૫ જમશી ભિખારી . ... | પ્રદ્યુમ્ન ક. દેસાઈ | ૩૧ |
| ૬ દુન્યવી ડહાપણ ... ... | ઇવાન ટર્ગેનેવ | ૩૪ |
| ૭ બલિગાજનો દેશ ... ... | પ્રમોદ ચોકસી | ૩૫ |
| ૮ માનવતા ( કાવ્ય ) .. .. | અનામી | ૩૭ |
| ૯ જીવન અને ધર્મ .. ... | રવિશંકર મહારાજ | ૩૮ |
| ૧૦ પ્રતિદસનો ચરતામળ ... ... | ચંદ્રભાઈ ભટ્ટ | ૩૯ |
| ૧૧ એકડી દક્ષિણા ... ... | વ્રજલાલ ત્રિવેદી | ૪૮ |
| ૧૨ સંસ્કાર કથાઓ ... .. | ધૂમકેતુ | ૫૨ |
| ૧૩ મિલન ( કાવ્ય ) ... ... | રવીન્દ્રનાથ | ૫૭ |
| ૧૪ લોકસાગરને તીરે તીરે ... ... | પરિવ્રાજક | ૬૨ |
| ૧૫ અભિનવ રજકણ ... ... | ધૂમકેતુ | ૬૭ |

: વાર્ષિક લવાજમ :

દેશમાં : ૭-૮-૦ :: પરદેશમાં : રૂ. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ફર્ગ્યુસન પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ-૧

ભીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ : મુંબઈ-૨

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી ઈશ્વરલાલ મો. દવે

ફર્ગ્યુસન પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ-૧

મુદ્રક : જયંતી દલાભાઈ દલાલ : વસંત પ્રેસ, ઘીકાંટા રોડ, દલાભાઈની વાડી : અમદાવાદ.



## ઊર્મિ—નવરચના

'ઊર્મિ-નવરચના'નો નવેંબર માસનો અંક દીવાળી અંક તરીકે પ્રગટ થવાનો હોવાથી ૧લી નવેંબરને બદલે ઓક્ટોબરની ૨૧ મી તારીખે દરેક ગ્રાહકને રવાના થશે તેની નોંધ લેવા વિનંતિ છે.



## રાજ કરવું હોય તો

ધૂમકેતુ

ભલે રાજકર્ત્તાઓ, નૈતિકશુદ્ધિના ધોરણથી જ રાજ ચલાવતા હોય, અને ભલે યુદ્ધના વાતાવરણને લીધે એમને યુક્તિપૂર્વકના દાવ ખેલવા પડતા હોય, છતાં સામાન્ય માણસના સામાન્ય વ્યવહારમાં જે ઓછામાં ઓછી ડખલ કરે છે, તેમને જ પ્રજાજનો, ડાહ્યા રાજકર્ત્તાઓ ગણે છે. સામાન્ય જનવ્યવહાર, એમ ને એમ બિનજરૂરી ડખલ વિના ચાલવા દેવામાં આવે, તો કોણ શું કરે છે એ વિષે સામાન્ય માણસ બહુ ચર્ચાચર્ચીમાં પડતો નથી.

કોઇ મને એમ પૂછે કે આનો અર્થ શું ? આ પ્રગતિ ?

તો હું કહું કે, ના. એમ નહિ;

"પણ જ્યારે રાજમાં ઘણાં નિયમનો ઊભાં થાય, અને અસંખ્ય વિધિ-નિષેધ રચવામાં આવે, ત્યારે રાજમા હમેશાં અતંત્ર જન્મ લે છે. જેવી રીતે કોઇ પણ જાતના સામાન્ય સંયમને સમજ્યા વિના, હરેક પ્રકારની વિચિત્ર રચનાને 'કલા'નું નામ આપવામાં આવે, તો પછી દેશમા કલાકૃતિઓ નહિ, પણ વિચિત્રપ્રયોગો જ દેખા દેવા માડે છે, તે જ પ્રમાણે કાયદાનું અને વિધિ નિષેધનું પણ સમજવું. પછી એ કાયદા તંત્રને વ્યવસ્થિત કરવાને બદલે, અતંત્રને સ્થાયી કરે છે.

એટલા માટે વધારે કાયદા કરવા એનો અર્થ વધારે ચોર ને વધારે ઠગાઇ ઊભાં કરવાં એવો થાય છે.

એટલા માટે પ્રાજ્ઞ જનો કહે છે કે, ડાહ્યા રાજકર્ત્તાઓ પોતાની કેવળ નૈતિકશુદ્ધ સાદાઈથી કાયદો પ્રજાજનોને આપી શકે કે જેવો નિયમનોથી કદાપી પણ ન મળી શકે. કારણકે લોકો પોતાની સમજણ વડે કાયદા સમજતા થાય તેવું કરવું હોય તો, લોકો શ્વાસ લઇ શકે એટલી ખુલ્લી જગ્યા એમના જીવન-વ્યવહારમાં રહેવા દેવી જોઇએ

જ્યારે રાજશાસન કરનારાઓ, ખરેખરા અર્થમાં શાંત વ્યવસ્થાપકો બને છે, ત્યારે લોકો એની મેળે પ્રમાણિક બન્યા વિના રહી શકતા જ નથી એમ જો બનતું ન હોય તો સત્ય, અહિંસા ને પ્રેમ—એ ફિલસૂફી કાં ખોટી હોવી જોઈએ; અથવા તો રાજશાસન કારોના જીવનમાં ક્યાંક વાંધો હોવો જોઈએ.

થોડામાં થોડી ધમાલ કરવામાં આવે, દેખાવ ઓછામાં ઓછો કરવામાં આવે, ફુલ-માળાઓ ભાગ્યે જ પહેરવામાં આવે—તો પણ સ્વચ્છ, શુદ્ધ, શાંત, ને સાદું એવું જીવન આપણા શ્રેષ્ઠતમ પુરૂષો સાચી રીતે ગાળી રહ્યા છે—પ્રવચનોમાં નહિ પ્રયોગોમાં એમ જો લોકની પ્રતીતિ થાય તો એ વસ્તુ અસર-કારક ન નીવડે એવું કદાપિ બને જ નહિ.

ધમાલ, પોલાણુ પેદા કરે છે. દેખાવ, દંભને લાવે છે. ફુલમાળાઓ, ગુલામીને સ્થાયી કરે છે. પ્રવચનો, પ્રવચનો કરનારનું પતન ઢાંકે છે. પોતાનું પતન કેવળ શબ્દોથી ઢાંકીને કોઇ રાજ કરી શક્યું નથી. કરી શકે નહિ. કરી શકવાનું નથી. ઇતિહાસ એની ના પાડે છે.

અને સમાજના શ્રેષ્ઠ પુરૂષોની જો લોક સભાઓ સ્થપાઇ હોય તો, એનો અર્થ એટલો કે ત્યાં વધારેમાં વધારે સંસ્કારિતા હોઈ શકે. હોવી જોઇએ.

એનો બીજો અર્થ એટલો કે ત્યાં પોતાની ઇચ્છાઓ ઉપર કાબૂ મેળવનારાઓ સંખ્યા-બંધ હોય.

એનો ત્રીજો અર્થ એટલો કે ખોટા લોકા-પવાદમાં પણ જેમની સામે આંગળી ચીંધી ન શકાય એવા માણસો, ત્યાં હોવા જોઇએ.

એનો ચોથો અર્થ આટલો જ કે શ્રેષ્ઠતમ પુરૂષોના ખરેખરા શુદ્ધજીવન વિના પ્રજા એક ડગલું પણ આગળ વધી શકે નહિ. અને ખરા અર્થમાં સ્વતંત્રતાને ચાહનારી પણ બને નહિ.

એટલે જ્યારે જ્યારે લોકશાસન વિજયી નીવડે છે, ત્યારે ત્યારે શ્રેષ્ઠ વ્યકિતઓ જ વિજયી નીવડે છે.

એટલે જો શાસનમાં માણસો ન હોય, તો રાજતંત્ર ચાલી ન શકે. ગમે તેટલા કરોડો રૂપિયા ખરચીને ધારાઓ ઘડે છતાં એમાંનો એક પણ ધારો અતંત્રને અટકાવી ન શકે. મહાન વ્યકિતઓ ન હોય, ને મહાન દેખાતી વ્યકિતઓને, પ્રજા મહાન માનવાનો ભ્રમ સેવે તો એવી પ્રજાએ વર્ષો સુધીનું, પોતાનાં સ્વજનોના શોણિતમાં સ્નાન કરવાનું ભયંકર ભાવિ નિહાળવાનું રહે એટલે પ્રાજ્ઞજનોએ શાસનકર્તાઓને એક વાક્ય કહ્યું છે:

"In ruling men and in serving heaven, the sage uses only moderation"

અને વળી પ્રાજ્ઞજનો કહે છે કે જ્ઞાનની વહેંચણી જ્યારે હક્કની વાતને રજુ કરે, ત્યારે એ જ્ઞાન સુખને બદલે દુઃખ પણ આપે; કારણ કે જેવી હક્કની વાતો માણસો કરી શકે છે તેવી કર્તવ્યની વાતો કરી શકે તો જ એ જ્ઞાન થઇ રહે. નહિતર એ અર્ધદગ્ધીજ્ઞાન રાજ અને પ્રજા બન્નેને મારે, બન્નેને ઊંડાં ગર્તમાં ધકેલે.

એટલા માટે જ્ઞાનનો એક અર્થ 'જે સાદાઇ શીખવે તે' એવો છે, 'વિદ્યા વિનયેન શોભતે' એટલે જે ઇચ્છાઓના નિરંકુશ પ્રવાહને નિયમનમાં રાખે તે જ્ઞાન.

અંતરમાં ઉતરેલા સંસ્કારજ્ઞાન વિના સામર્થ્ય આવી શકતું નથી. અને સમર્થ થયાં વિના પ્રજા; સ્વશાસન કરી શકતી નથી.

એટલા માટે શ્રેષ્ઠતમ પુરૂષોએ પોતાના જીવનપ્રદીપથી પ્રજાના મંગલપ્રદીપને પ્રગટા-વવો ઘટે.

રાજકર્તાઓ પાસે જીવન હોય તો જ આ મંગલદીપ પ્રગટે. અન્યથા કોઇ રીતે નહિ નહિ ને નહિ.

એટલા માટે છેવટનો પ્રશ્ન અંતઃકરણ, અંતઃકરણને પૂછે: 'હે ભાઈ! તારામાં કાંઇ છે કે તું કેવળ પોલું છે માટે જ ગાજે છે?'

એનો પ્રત્યુત્તર—એમાં સર્વોદય ને સર્વનાશ બન્ને રહ્યાં છે.*

*'Toist-scripture'ને આધારે.

# સમયનાં ક્ષીરનીર

રાજહંસ

## પાડેપાડા લડે એમાં ઝાડનો ખોડો નીકળે તેમ સ્ટર્લિંગ ડૉલરની લડાઈમાં રૂપિયાનો ખોડો નીકળ્યો

સ્ટર્લિંગ અને ડૉલરની લડાઈ એવી ચાલતી હતી કે એનું શું પરિણામ આવશે તે ઘણાને સમજાતું નહોતું અને છેલ્લી ઘડી સુધી એની ખબર પણ ન પડવા દીધી તે ચાલાકી, રાજનીતિજ્ઞપણા માટે સિ. ક્રિપ્સ ધન્યવાદના અધિકારી છે. બ્રિટનની અમેરિકા સાથેની આયાત કરતાં નિકાસ એટલી ઓછી હતી કે એ ખોટ કોઈ હિસાબે પુરી ન થાય તો બ્રિટન ડૂબી જાય. ૧૯૪૮ની સાલમાં બ્રિટને ૩૬ કરોડ ૯૬ લાખની ખોટ પૂરવાની હતી. ૧૯૪૯ના જાનેવારી ફેબ્રુઆરી માસમાં એ ખોટ ૬ કરોડ ૭૪ લાખ સુધી પહોંચી હતી એટલે અમેરિકા સાથે નિકાસ વધારવી હોય તો એણે પોતાનો માલ અમેરિકન માલ કરતાં સસ્તો કરવો જોઈએ. અને તે ત્રણ રીતે બની શકે. મજુરોની રોજી ઘટાડીને; ઉત્પાદનમા વધારો કરીને તે દ્વારા ઉત્પાદન ખર્ચ ઘટાડીને; અને પૌંડની કિંમત ઘટાડીને. તેમાં પહેલો રસ્તો મજુર સરકાર લઈ મજુરોને અપ્રિય થઈ પડે તેમ બને એવું ન હતું. ઉત્પાદન વધારામાં તો સ્થિતિ એટલે સુધી પહોંચી હતી કે બ્રિટનના આજના ઉત્પાદન જેટલું ઇતિહાસમાં ક્યારેય ઉત્પાદન થયું ન હતું. એટલે દેડકાભાઈની માફક એનાથી પેટ ફુલાવાય તેટલું ફુલાવ્યું હતું. એટલે રસ્તો રહેતો હતો ત્રીજો બાકી. છતાં એ રસ્તો લેવો સારો નથી, એથી દુનિયાના બજાર ઉપર માઠી અસર પહોંચે છે, એવી આદર્શની વાતો થતી એટલે ક્રિપ્સ જેવા ડાહ્યો માણસ એ રસ્તો નહિ લે તેમ અર્થશાસ્ત્રીઓ માનતા હતા. છતા કોઈ ઉપાય ન રહ્યો એટલે જગતને એકાએક જાહેર કરવામાં આવ્યું કે પૌંડની કિંમત ડોલર સાથેના આજના હુંડિયામણ કરતાં ૩૦ ટકા ઓછી કરવામાં આવી છે. 'અમેરિકાના બજારમાં આની શી અસર થાય છે તે જોયા વગર એનું પરિણામ શું આવશે તે કહેવું આજે વહેલું છે પરંતુ પૌંડ સસ્તો થવાથી સ્વાભાવિક રીતે ઇંગ્લેન્ડની નિકાસ વધવાની. અમેરિકા ખાતે એ વધશે એટલું જ નહિ, પણ જે અમેરિકાથી માલ આયાત કરતા હશે તે ઇંગ્લેન્ડનો માલ સસ્તો પડવાને કારણે આયાત કરશે ઉપર કહ્યું તેમ ઇંગ્લેન્ડે ઉત્પાદન પણ સૌથી વિશેષ વધાર્યું છે એટલે એની નિકાસ વધતાં એ આર્થિક તુલા સમતુલ કરી પણ શકે.

પરંતુ આ ડોલર સ્ટર્લિંગની લડાઈમાં આપણે જે રૂપિયાનો ભાવ ઘટાડ્યો છે તેથી આપણને લાભ થશે એમ માનવાનું કારણ દેખાતું નથી. કારણ કે આપણું ઉત્પાદન લડાઈમાં વધવાને બદલે ઘટેલું છે. વળી આપણે અમેરિકન માલની જરૂરવાળા છીએ એટલે એ માલ આપણને ન પોષાય એવો મોંઘો પડવાનો, એના ઉપાય તરીકે અમેરિકન માલની આયાત ઘટાડી દેવાની સરકાર નીતિ રાખવા માગે છે. હવે અનાજ ત્યાંથી આયાત કરવામાં નહિ આવે. તેવુ વડાપ્રધાને આપણને કહ્યું છે. ૧૯૪૮ની સાલમા આપણે ૩૦ લાખ ટન અનાજ ૧ અબજ ૩૦કરોડ રૂપિયાથી આયાત કર્યું હતું તેમાંથી ત્રીજા ભાગનું અમેરિકામાંથી. હવે આ ખોટ આપણે બીજા દેશોમાંથી કે કાં આપણા દેશમાં ઉત્પાદન વધારી પહોંચી વાળવી પડશે. અને તેના પ્રત્યાઘાતરૂપે તાત્કાલિક અનાજ દેશમાં મોંઘુ થશે. અને તરત અસર થઈ તે અમેરિકન માલ આજે બજારમાં છે તેના ભાવ ૩૦ થી ૧૦૦ ટકા સુધી વધી ગયા. તે વળી આ ફેરફારની અસર દુનિયાના દેશો ઉપર કેવી થાય છે તે જાણ્યા પછી ખબર પડે કે અમેરિકન ડોલર મોંઘો બનાવવાથી બીજા દેશો પોતાના માલના ભાવ વધારે છે કે નહિ, જો એની અસર વધારામાં થાય તો બીજેથી નિકાસ કરવાનું પગલું પણ મોંઘું જ પડે. આમ આજે તો પાડેપાડા લડે તેમાં ઝાડનો ખોડો નીકળે તેવી ડોલર-સ્ટર્લિંગની લડાઈમાં રૂપિયાની સ્થિતિ થઈ છે. /

## પાકિસ્તાનને આ કટોકટિમાં હિંદને તંગ કરવાનો મોકો મળી ગયો તે શું કરવા જતો કરે?

પાકિસ્તાન જ્યાં સુધી કાશ્મીરનો મામલો ઉકલે





નહિ, અને એના લાભમાં ઉકલે નહિ ત્યાં સુધી હિંદના રસ્તામાં એનાથી બને તે મુશ્કેલીઓ ઉભી કરવા માગે છે. ખરી રીતે તો કોમનવેલ્થના દેશો સ્ટર્લિંગ સાથે જોડાયેલા છે એટલે સ્ટર્લિંગના તાલ પ્રમાણે એ દેશોના નાણાને પણ નાચવું રહ્યું. છતાં પાકિસ્તાને બીજો જ રસ્તો લીધો. એણે રૂપિયાની કિંમત ન ઘટાડવાની જાહેરાત કરી તેની પાછળ હિંદને હેરાન કરવા સિવાય બીજું કોઇ કારણ નથી. હિંદને આજે તેની પાસેથી રૂ અને શણ આયાત કરવાં પડે છે. એ સ્ટર્લિંગ રૂપિયાના હુંડિયામણ પ્રમાણે ૪૦ ટકા મોંઘા ભાવે હિંદને પડશે, એ બીજી રીતે એને પોષાય તેમ નથી. અમેરિકા જેવો સમૃદ્ધ દેશને ડૉલર મોંઘો થાય તો પોષાઇ શકે પણ પાકિસ્તાનને હિંદની સરખામણી એ રૂપિયાનો ભાવ ન હોય તો નિકાસ ઉપર મોટી અસર કરે અને તેના વેપારને એટલો ધોકો પહોંચે. પરંતુ એના તરફ એ એક લાભ છે કે ડૉલરના વેપાર અંગે તે ખાધવાળો દેશ નથી. '૪૮ અને '૪૯ વર્ષના આંકડા પ્રમાણે એવા ખાધ વગરના બે દેશો છે. પાકિસ્તાન અને પૂર્વ આફ્રિકા. આ એક મદાર ઉપર એણે પોતાના રૂપિયાનો ભાવ જુના દર પ્રમાણે ટકાવી રાખવાનું અવિચારી પગલું ભર્યું છે. પરંતુ જ્યારે કોઇ દુશ્મન ભાવે પગલુ ભરે ત્યારે અવિચારી જ મોટે ભાગે હોય છે. હિંદ મુશ્કેલીમાં મુકાતું હોય તો એ પોતે ખાડામાં પડવા તૈયાર છે એ એની પ્રકૃતિ કોઇની અજાણી નથી. અને પરદેશી દેશોને એશિયામાં કમ્યુનિઝમના સત્તા ટાળવી છે એટલે એની પ્રકૃતિને પોષવાની વૃત્તિ રાખવી પડે છે. એનો ઉલ્લેખ દાખલો મિ. એટલીએ અને મિ. ટ્રુમેનને કાશ્મીરના પ્રશ્નમાં કરેલી અયોગ્ય દખલ. કાશ્મીરમાં પાકિસ્તાનનું લશ્કર ગેરકાયદેસર આંતરરાષ્ટ્રીય કાયદાનો ભંગ કરીને પેસી ગયું હોવા છતાં, એ લશ્કરને હટાવી લેવાની હિંદની ન્યાયી માગણીને સ્વીકારવાની વાત તો ક્યાં ગઇ પણ યુ. નો.ની ઉપરવટ થઇ બંને દેશના રાજપુરુષો પાકિસ્તાનનો પક્ષ કરે છે.

આના મૂળમાં એ દેશોને પાકિસ્તાન તરફથી બીક છે કે રશિયા સાથે એ જોડાઇ ન બેસે એટલે પાકિસ્તાન તરફ ઓચિંતુ વહાલ ઉભરાઈ આવ્યું હોય તેમ મિ. લિયાકતઅલીખાન મોસ્કો જવાના છે તે પહેલાં એનાં આંસુ લૂછવા બંને દેશોના રાજપુરુષો દોડી આવ્યા અને તેમાં હિંદને જાણીને અન્યાય કર્યો પરંતુ એ લોકો ન્યાયાન્યાય કરવા નથી બેઠા પરંતુ પોતાનું હિત જાળવવા બેઠા છે એટલે હિંદે કેવળ ઈંગ્લેન્ડ અમેરિકા કે યુ. નો. ઉપર આધાર ન રાખતાં કાશ્મીરના પ્રશ્ન ઉપર કે બીજા કોઈ પાકિસ્તાનના પ્રશ્ન ઉપર પોતાના પગ ઉપર ઉભા રહીને લડી લેવાનો રસ્તો લેવો પડશે. કોમનવેલ્થમાં હોવા છતાં પાકિસ્તાન આમ સ્વતંત્ર નિર્ણય ન લઈ શકે, અને લે તો કોમનવેલ્થમાંથી એને રદ કરવું જોઇએ એવો વિરોધ હિંદ પક્ષેથી જે રજૂ થયો છે તે વાજિબ છે. ઇંગ્લેન્ડ અમેરિકા કે કોમનવેલ્થના હિંદ સિવાયના દેશો ન્યાય કરીને પાકિસ્તાનને રશિયાનું હથિયાર બનાવવા નથી માગતા એ સત્ય હિંદે સમજી જવુ રહ્યુ એટલે પાકિસ્તાનને રૂપિયાની કિંમત ન ઘટાડીને જે નાગાઇ કરી છે તેના વળતા જવાબમાં હિંદે રૂ અને શણની આયાત બંધ કરી એને લપડાક મારવી જોઇએ.

### હિંદી રાષ્ટ્રભાષા થવાથી ગૌરવ લે છે ત્યારે અંગ્રેજી એને હસે છે

હિંદી–હિન્દુસ્તાનીનો ઝગડો એટલી ઉગ્ર કક્ષાએ પહોંચ્યો હતો કે એમાંથી મામલો વિફરશે અને કોંગ્રેસમાં ભાગલા પડી જશે એવી પણ અમુક વર્ગને બીક હતી પરંતુ મુનશી–આયંગરનો ખરડો જે રીતે પાસ થઇ ગયો તે જોતા સાચે જ સંતોષ ઉપજે છે ઝગડા પૂરતો સંતોષ ઉપજે છે એટલું જ. બાકી ખરી રીતે તો આજે નથી રાષ્ટ્રભાષા તરીકે સ્થાન મળ્યું હિંદીને હજુ એને પંદર વર્ષનો વાયદો કરવામાં આવ્યો છે. અને ત્યાં સુધી અંગ્રેજી રાષ્ટ્રભાષા–રાજભાષા તરીકે ચાલુ રહેવાની છે. અને એ વાયદો પણ ચોક્કસ નથી. એમાં બારી રાખી છે કે પાર્લામેન્ટ કાયદો કરી નવી મુદત નાખી શકે છે! આવો ભાવિ અચોક્કસ તારીખનો ચેક મેળવી હિંદી ગૌરવ લે છે ત્યારે અંગ્રેજી એને હસે છે. જે હોય તે એક જ દલીલ કરે

છે કે આજે, ને આજે અંગ્રેજીને કાઢી શકાય નહિ, એક વખત હિંદી રાષ્ટ્રભાષા તરીકે સ્થાન લે તેવી સમૃદ્ધ અને પ્રજામાં પ્રચાર પામવી જોઈએ. પરંતુ આજે જે રાજભાષા ઉપરના સ્થાનેથી ઉતરતી નથી એ અંગ્રેજીનો જ દાખલો કેમ કોઈને નજર સામે હોવા છતાં દેખાતો નથી? એ શું પ્રજામાં પ્રચાર પામ્યા પછી રાજભાષા બની હતી? એમાં વહીવટ કરતાં પ્રજાને જેટલી હાડમારી પડી હતી તેટલી હાડમારી આજે હિંદીથી પડે એમ માનવાને કારણ છે? પરંતુ ખરી રીતે તે દિવસે ગોરાઓએ પોતાની સગવડનો જ વિચાર કર્યો હતો તેમ આજે પણ કાળા ગોરાઓ એમની સગવડનો વિચાર કરે છે. એ બધા અંગ્રેજી ભણેલા છે એટલે એમને પ્રજામાં પોતાનાં જ દર્શન થાય છે! એટલે અંગ્રેજી કાઢવું પોષાતું નથી અને અગત્યના વાયદા ચલાવ્યે રાખે છે. સાચી વાત તો એ છે કે હિંદીને રાજભાષાનું સ્થાન મળે તો તરત એનો વિકાસ થવા માંડે. પાણીમાં પડ્યા વગર તરતાં ન આવડે તેમ ભાષાને એનું યોગ્ય સ્થાન મળે ત્યાં સુધી એની સમૃદ્ધિ ન વધે. સમૃદ્ધિ વધે પછી સ્થાન મળે એ તો તરતાં આવડ્યા પછી પાણીમાં પગ મૂકવાની હઠ જેવી વાત થઈ એટલે બંધારણ સભાની કલમમાં ભલે રાષ્ટ્રભાષાનો પ્રશ્ન ઉકલ્યો હોય પણ પ્રજા માટે તો તે વણઉકલ્યો જ છે.

**જો આમાં શુદ્ધ દલીલ હોય તો અંગ્રેજીને મુખ્ય ભાષાના સ્થાનેથી અભ્યાસક્રમમાંથી તરત હઠાવી દો.**

અને પંદર વર્ષે ય જો હિંદીને રાષ્ટ્રભાષા તરીકે એનું સ્થાન આપવું હોય તો અંગ્રેજીને સ્થાને હિંદીને મુખ્ય ભાષાનું સ્થાન આપો. પરંતુ તે વખતે ય એની એ દલીલો કે એને માટે અધ્યાપકો નથી, પાઠ્યપુસ્તકો નથી, ભાષામાં સમૃદ્ધિ નથી. અને આમ ભાષાનું વિષચક્ર ચાલ્યા કરે છે. એ વિષચક્રમાંથી છૂટવા માટે મુંબઈ સરકારે બે વર્ષ ઉપર હિંમત તો કરી હતી. હાઈસ્કૂલનાં ત્રણ ધોરણોમાંથી અંગ્રેજીને કાઢી નાખવાનું એણે પગલું ભર્યું હતું. એ પ્રમાણે આજે બીજા ધોરણમાંથી અંગ્રેજી નીકળી પણ ગયું છે આવતી સાલ ત્રીજા ધોરણમાંથી પણ નીકળી જાય. પરંતુ સ્થિતિ હવે બદલવાની હોય તેવાં ચિહ્નો જણાય છે, સરકાર હાઈસ્કૂલના ધોરણોમાં અંગ્રેજી ચાલુ રાખવાના નિર્ણય ઉપર આવશે તેવી બીક લાગવા માંડી છે. અને એનું કારણ છે શ્રી બબલભાઈ મહેતા કહે છે તેમ સરકાર ઉપર મૂંગી જનતાની લાગવગ નથી પહોંચતી પણ મુંબઈની હાઈસ્કૂલો અને બીજી અંગ્રેજી સ્કૂલોના વહીવટદારોની લાગવગ પહોંચે છે, હાઈસ્કૂલો આજે મોટે ભાગે ધંધાદારી થઈ ગઈ છે. અંગ્રેજી પ્રથમના ત્રણ ધોરણમાંથી નીકળી જાય તો એમને આવકમાં મોટો ઘટાડો થાય તેમ છે. અંગ્રેજી ન રહે તો પછી વિદ્યાર્થીઓ પ્રાથમિક શાળાનો પાંચમા છઠ્ઠાનો અને સાતમાનો અભ્યાસ કર્યા પછી સીધા માધ્યમિક શાળાના ચોથા ધોરણમાં આવે. અંગ્રેજી ભાષા સિવાય બંને વચ્ચે ભેદ પણ નથી. એટલે માધ્યમિક શાળા સાત ધોરણને બદલે ફક્ત ચાર ધોરણની બની જાય. વળી માધ્યમિક શાળાના નીચલા ધોરણોમાંજ મોટી સંખ્યા હોય છે એટલે એમ થાય તો ફીનો મોટો ઘટાડો થઈ જાય. એ સત્ય આ બે વરસના અનુભવથી સમજાઈ ગયું છે એટલે સ્કૂલોના વહીવટદારોએ પોતાની લાગવગની અસર સરકાર ઉપર પહોંચાડવા માંડી છે. એ વહીવટદારોને શિક્ષકોનો પણ ટેકો છે. કારણ કે અંગ્રેજી નીકળી જાય તો ગ્રેજ્યુએટ શિક્ષકોની જરૂર શાળાઓને ઘટી જાય અને એમ એમને નોકરી ખોવાનો ભય ઊભો થાય. સરકારને પણ પ્રાથમિક શાળાનાં ઉપલાં ધોરણોમાં વિદ્યાર્થીઓનો પ્રવાહ વળે તો વધારે ખર્ચ કરવું પડે એટલે અંગ્રેજી શાળાના વહીવટદારોને નમતું આપવા પાછળ સરકારને આ પણ એક કારણ પોતાના પક્ષે હોવાનું લાગે છે. એને પ્રાથમિક શિક્ષણ મફત આપવાનો જશ લેવો હોય અને ખર્ચ વધારે ન કરવું હોય તો, 'ઘરગાંધીનું સહિયારું' એવો ઘાટ બની જાય અને અંગ્રેજી માધ્યમિક શાળાના નીચલા ધોરણમાં ફરી દાખલ થઈ જાય તો નવાઈ નહિ! આમ જ્યાં સુધી અંગ્રેજી ભાષા રાજભાષા હોય, અભ્યાસક્રમમાં





એનું સ્થાન હોય ત્યાં સુધી હિંદીને પંદર વર્ષમાં રાષ્ટ્રભાષા તરીકે સમૃદ્ધિ થવાનો લાભ મળે એ દેખાતું નથી. પરિણામે અંગ્રેજીનો પટ્ટો વધારી આપવા પાર્લામેન્ટ તૈયાર થાય તો કહેવાય નહિ !

**અનાજના મોરચાને સરકાર લશ્કરી મોરચો માનતી હોય તો એના ગુનેગારોને લશ્કરી કાયદા પ્રમાણે શિક્ષા કરો.**

એક બાજુ સરકાર અનાજને લશ્કરી મોરચાને સ્થાને છે, એના પ્રચાર માટે લાખો રૂપિયા ખર્ચે છે, ગવર્નર જનરલ અને ગવર્નર જેવા રાજપુરુષો બગીચાઓ ઉજ્જડ કરી અનાજ વાવે છે અને બીજી બાજુ કેવળ બેદરકારીને કારણે હજારો મણ અનાજ વરસાદમાં પલળી ખલાસ થઈ જાય છે. 'ગુજરાત સમાચાર'નો ખબરપત્રી જણાવે છે કે. તા. ૮ મી તથા ૯ મી (સપ્ટેમ્બર)ના રોજ તલોદ સ્ટેશન પર હજારો મણ અનાજ વરસાદને કારણે પલળી ગયું. ત્યાંના ગોડાઉનનો અનાજનો જથ્થો ઘઉં મણ ૨૨૦૦ તથા મકાઈ મણ ૩૫૦૦ ઇનવોઇસ નૂરની રકમ સિવાય મુંબઈથી તા. ૩૦ મીએ રવાના થયેલો તે તલોદ સ્ટેશને આવતા ગોડાઉન કિપરે સ્ટેશન માસ્તર પાસે બોન્ડ ઉપર માલ આપવાની માગણી કરી પરંતુ સ્ટેશન માસ્તરે ઇનવોઇસ નૂરની રકમ સિવાય બોન્ડ ઉપર માલ આપવાની ચોખ્ખી ના પાડી. ત્રણ ચાર દિવસે ઇનવોઇસ મળ્યું. આ અરસામાં ચાર પાંચ ઇંચ વરસાદ પડવાને કારણે અનાજનો જથ્થો સંપૂર્ણ પલળી ગયો અને અંદરથી મૂળિયાં ઊગી નીકળવાથી ફણગા બહાર નીકળી ચુક્યા હતા. આમ રેલ્વેની આપખુદી અને પુરવઠા ખાતાની બેદરકારીથી ૭ હજાર મણ જેટલો અનાજનો જથ્થો ખરાબ થઈ ગયો. તા. ૩૦ મીએ ચડેલા માલની રસીદ રેલવે કંપની ત્યાં સુધી સ્ટેશન માસ્તરને મોકલી શકી ન હતી ? પુરવઠા ખાતાની આ બેદરકારી ન કહેવાય ?'

જો આ પ્રમાણે બન્યું હોય તો આમાં જેણે અક્ષમ્ય બેદરકારી બતાવી તેની તપાસ કરી સરકારે લશ્કરી શિસ્ત પ્રમાણે તેને કડક નશિયત કરવી જોઇએ. અને સરકારે શાં પગલાં લીધાં તે પ્રજાને જણાવવું જોઈએ પરંતુ આવું કંઈ ન થવાનું હોય તો સરકાર પોતે પોતાનો ઉપહાસ કરે છે એમ માનવું રહ્યું. કારણ કે એક બાજુ નાગરિકોને એક ટંકનું ભોજન જતું કરવાની અપીલ કરવા સુધી પ્રચાર કરવામાં આવે, ઇંચે ઇંચ જમીનમાં અનાજ ઉગાડવાની ઝુંબેશ કરે, અને બીજી બાજુ મોંમાં આવેલા કોળિયા જેવો તૈયાર માલ ધૂળધાણી થાય છતાં સરકાર એ અંગે કંઈ પગલાં ન લે તો એનો અર્થ શું સમજવો !

**નબળો આટી બૈરી પર શૂરો તેમ સરકાર કાયદા પર શૂરી લાગે છે**

એક બાજુ વિચારશીલ માણસો કાયદાના થઈ રહેલા અતિરેક સામે વિરોધ પોકારે છે. પ્રજાનું એથી થઇ રહેલા અપયશથી જે નૈતિક સ્વાસ્થ્ય બગડતું જાય છે તે જોઈ દુ:ખ થાય છે. ત્યારે એ જ નૈતિક સ્વાસ્થ્ય સુધારવા એને વધુ અપચો થાય તેવી દવાઓ સરકાર રોજને રોજ પાયે જાય છે. મુંબઇની ધારાસભામાં છાપામાં આવતી જૂઠી, બિભત્સ જાહેરખબરો તેમજ જ્યોતિષી વર્તારા અને જંતરમંતર અંગેની જાહેરખબરો પ્રસિદ્ધ કરવા સામે મનાઇ ફરમાવતો ધારો કરવાનો ઠરાવ હાથ ધરવામાં આવ્યો હતો. એવી જાહેરખબરો અંગે બચાવ કરવાનો અમારો કોઈ આશય નથી. પરંતુ દરેક વાતમાં કેવળ ધારા ઘડવાની વૃત્તિ ઇષ્ટ નથી. બિભત્સ જાહેરખબરો કોને કહેવી તે માટે એ રીતે સરકારે સેન્સરબોર્ડ બેસાડવું પડે. કારણ કે નહિ તો સરકારને જે બિભત્સ જા. ખ. લગતી હોય તે પત્રને ન લાગતી હોય. જા.ખ.ની હકીકત સાચી છે કે જૂઠી તે માટે સરકારે સ્પેશિયાલીસ્ટોની યાદી બહાર પાડવી પડે અને તેમની ભલામણ હોય. તે જા.ખ. સાચી તેમ નક્કી કરવું પડે. બાકી દરેક જા. ખ.ના સાચજૂઠનો નિર્ણય તંત્રી શી રીતે કરી શકે ? અને જ્યોતિષીઓને પણ ડોકટરની માફક સરકારે માન્ય કરવા જોઈએ અને એવા માન્ય થયેલા જ્યોતિષીઓ ધંધા કરી શકે અને જા. ખ. આપી શકે તેમ ઠરાવવું જોઇએ. ખરી વાત તો એ




છે કે જ્યાં સુધી સરકાર અમુક ધંધાઓ ઉપર પ્રતિબંધ ન મૂકે ત્યાં સુધી એનો પ્રચાર અટકાવી ન શકે. અને એવો પ્રયત્ન કરે તો એ વ્યર્થ જાય.

આવા કાયદાઓ ઘડવા હોય તો એક દિવસ પ્રજાના જીવનની મુખ્ય જરૂરિયાતો પૂરી પાડયા પછી અવકાશે ઘડજો. એનો કન્યાકાળ વીતી જવાનો નથી. આજે તો એક જ કાયદો ઘડવાનો છે કે પ્રજાની મૂળભૂત જરૂરિયાત—અન્ન, વસ્ત્ર અને રહેઠાણને લગતા પ્રશ્ન સિવાય ચોથા પ્રશ્નની બાબતમાં હાલ પૂરતો કોઇ કાયદો ન ઘડવો.

### અને જ્યોતિષી સામે કાયદો ઘડશો તો ખુદ શ્રી મોરારજીભાઈ જોષી છે એનું શું ?

જ્યોતિષી સામે ધારાસભામાં તા. ૧૭ મી સપ્ટેમ્બરે ચર્ચા થઇ ત્યારે તા. ૧૨ મીના પાંચ દિવસ પહેલાં એ જ ધારાસભા ખંડમા શ્રી મોરારજીભાઇએ જોષી તરીકે ભવિષ્ય ભાખ્યું હતું તેનું શું ? વર્તમાનપત્રો જા. ખ.માં ખરું ખોટું છાપે એ કરતાં ધારાસભામાં ખૂદ પ્રધાન એમને સો ટકા જે ભવિષ્યની ખાત્રી નથી એવુ ભવિષ્ય ભાખે એનું શું ?

તા. ૧૨ મીના રોજ ધારાસભામાં ગરેણદારી પદ્ધતિ કાઢી નાખવા અંગેના બીલની ચર્ચા દરમ્યાન ગુજરાતના સરદારો અને ઇનામદારોનું પ્રતિનિધિત્વ ધરાવતા કેરવાડાના ઠાકોર સાહેબે બીલમાં દર્શાવવામાં આવેલા નુકસાનીના બદલા કરતાં વધારે બદલો આપવા માટે દલીલ કરી હતી. એ સમયે મિ. યુસુફ મહેરઅલીએ વચ્ચે બોલતાં ઠાકોર સાહેબને સલાહ આપી હતી કે જે કંઇ બદલાની જોગવાઇ કરવામાં આવી છે તે અત્યારે સ્વીકારી લેવા જેવી છે. કેમકે ૧૯૫૫ માં હાલની સરકાર સત્તા પર હશે કે કેમ એની કોને ખબર છે ? અને જો સમાજવાદીઓ સત્તા પર આવશે તો બદલાનો પ્રશ્ન જ હશે નહિ, તેમ એનો નિર્ણય કરવા માટે મહેસુલી ટ્રીબ્યુનલો પણ હશે નહિ.

સુરત કોંગ્રેસી શ્રી મોરારજીભાઈથી કોંગ્રેસની આવી નિંદા કેમ સાંભળી જાય ! એમણે એ કથનના જવાબમાં તરત જ કહ્યું કે, ૧૯૫૫ માં પ્રાંતમાં સમાજવાદી પ્રધાનમંડળ આવે એવી ૨૫ ટકા જેટલી પણ શકયતા હોય એમ હું માનતો નથી.

આમ એમણે ૭૫ ટકા સાચું અને ૨૫ ટકા શંકાવાળુ ભવિષ્ય ભાખ્યું છે છતાં એમને ગુનો કોઇ ધારાસભ્યોને વસ્યો નહિ, ભવિષ્યમાં એવી ખાત્રી વગરની જાહેરાત ન કરવા શ્રી મોરારજીભાઇ સામે કોઇને ખરડો ઘડવાનું યોગ્ય લાગ્યું નહિ. અને બિચારા ભોળી બામણીના જેવા વર્તમાનપત્રોવાળા ઠીક મળ્યા કે એના માટે કાયદો ઘડવાનું બીલ રજુ કરવામાં આવ્યું છે.

### જ્યોતિષી સામે જાહેરાતનો પ્રતિબંધ ધારા ઘડાઇ જાય તે પહેલા અમને ભવિષ્ય કથન કરી લેવા દો.

હમણાં હમણાં લોકોનું માનસ કોંગ્રેસ વિરોધી બનતું જાય છે તે ગરમીનો જેટલો પારો તાજેતરમાં મુંબઇ કોર્પોરેશનની ચુંટણીમાં સમાજવાદીઓનો જે રીતે વિજય થયો તે ઉપરથી જોઇ શકાય છે. વળી સૌરાષ્ટ્રના શહેરોની મ્યુનિસિપલ ચુંટણીમાં પણ કોંગ્રેસનો પારો કેટલેક ઠેકાણે નીચો ઉતરી ગયો છે. આજે આમ કોંગ્રેસનું બળ જે રીતે ઘટી રહ્યુ છે તે ચાલુ રહે તો ૧૯૫૫ માં કોણ સત્તાસ્થાને આવશે તે કહેવું મુશ્કેલ છે. કોંગ્રેસ નવા બંધારણની પહેલી ચુંટણીમાં ટકી રહેવાની છે તેનાં બે કારણો છે. એક એની પાછલી મૂડી છે તે અને દેશમાં કોઇ બીજો એને હરાવે તેવો મજબૂત પક્ષ નથી. પરંતુ એટલી જ મૂડી ઉપર એ જો વેપાર કરવાનું ચાલુ રાખશે અને આજે જે રીતે એણે રળેલી મૂડી ખોવાડવા મૂકી છે તે રીતે એ '૫૫ સુધી ચાલુ રાખશે તો '૫૫ ની ચુંટણીમાં બીજા ગમે તેનો વિજય હશે પણ કોંગ્રેસનો ૭૫ ટકા નહિ હોય। નવી ચુંટણીમાં, બીજો કોઈ પક્ષ રાજ્યની જવાબદારી ઉપાડી શકે તેવો શક્તિશાળી નથી માની પ્રજા કોંગ્રેસને મત આપવાની છે. પરંતુ તે પછી '૫૫ માં એમ માની મત આપશે એવી ભૂલ કોંગ્રેસ કરતી હોય તો એ ભીંત ભૂલે છે. પ્રજા તે વખતે, પત્ની ઉપર રૂઠેલા કોઈ પુરુષની





માફક—હું મરીશ પણ તને રાંડ કરીશ, એવી ખીજ લાવી કૉંગ્રેસને મરીને રાંડ કરશે. બીજો પક્ષ શક્તિશાળી અને વ્યવસ્થિત નહિ હોય તો એથી પ્રજા આજના તંત્ર કરતાં વધુ દુઃખી થશે—મરશે—પણ કૉંગ્રેસને રંડાપો આપશે એમ આજનો એનો અસંતોષ જોતાં લાગે છે. આ ભવિષ્ય કથન હાલ કરવાની ઉતાવળ ન હતી, પરંતુ ભવિષ્યમાં મારો ધડાઈ જાય અને જ્યોતિષ ઉપર પ્રતિબંધ આવી જાય એ ભયે કરવું પડયું છે.

## મુંબઈ સરકારના કેળવણી ખાતાને શું લાજ કાઢવી પડે છે કે જેથી એમનું કામ શ્રી રાવજીભાઈ પટેલને કરવું પડે છે?

બે વરસ પર મુંબઈ સરકારે પ્રાથમિક શાળામાં પહેલાં ચાર ધોરણ માટે વાચનમાળા તૈયાર કરવા એક સમિતિ નીમી હતી. એ સમિતિના પ્રમુખ શ્રી જીણાભાઈ દેસાઈ, મંત્રી શ્રી શંભુપ્રસાદ ભટ્ટ, સભ્યો શ્રી ચંદ્રવદન શાહ, શ્રી ઉમાશંકર જોષી, પ્રા. અનંતરાય રાવળ અને શ્રી નગીનદાસ પારેખ છે. આ સમિતિએ તૈયાર કરેલી બાળપોથી, પહેલી, બીજી ચોપડીઓ સરકારે પ્રગટ કરી પ્રાથમિક શાળાઓમાં ચલાવવા માંડી છે. એ પુસ્તકોમાં ત્રુટીઓ નથી એમ અમારું કહેવું નથી. પરંતુ એકંદર જોતાં આજની વિદ્યાપીઠની વાચનમાળા કરતાં છપાઈમાં, ચિત્રોમાં અને કેળવણીની દૃષ્ટિએ સારી છે એમ અમને લાગે છે. સરકારે પોતે વાચનમાળા માટે સમિતિ નીમી ત્યારે એનો એક સ્પષ્ટ ખ્યાલ હતો કે એ તૈયાર થતાં સરકારી શાળામાં એ પાઠ્ય પુસ્તક તરીકે દાખલ કરવામાં આવે. અને એ રીતે એ વાચનમાળા જેમ જેમ તૈયાર થવા લાગી તેમ તેમ શાળામાં દાખલ થવા લાગી. આ સંજોગોમાં ગુજરાત પ્રાંતિક સમિતિના મંત્રી શ્રી રાવજીભાઈ પટેલે એક જાહેર પરિપત્ર દ્વારા ગુજરાતની લોકલબોર્ડો ને મ્યુનિ. ની સ્કૂલ બોર્ડોને ગુજરાત વિદ્યાપીઠની જ વાચનમાળા પોતાની પ્રાથમિક શાળાઓમાં ચલાવવાની એક ધારી નીતિને નામે દોરવણી આપી છે. આનો અર્થ તો એ થયો કે ગુજરાતના કૉંગ્રેસ પક્ષના મંત્રી મુંબઈ સરકાર જે કૉંગ્રેસ સરકાર છે તેની નવી વાચનમાળા ચલાવવાના પગલાને કબૂલ રાખતા નથી.

કંઈ વાચનમાળા ચલાવવી કે ન ચલાવવી તેનો નિર્ણય કરવાનો અધિકાર મુંબઈ સરકારના કેળવણી ખાતાને છે, જો એ પોતે કેવળ પોતાની વાચનમાળા જ ચાલે એવો મમત રાખતી ન હોય તો એણે જેટલી વાચનમાળાઓ હોય તેમાંની યોગ્ય હોય તેને પાઠ્ય પુસ્તક તરીકે મંજૂર રાખી તેની પસંદગી કરવાની છૂટ સ્કૂલબોર્ડો કે શાળાઓ ઉપર છોડી દેવી જોઈએ. જો એવી છૂટ આપવા એ તૈયાર ન હોય તો કેવળ વિદ્યાપીઠની વાચનમાળાને છૂટ આપે તે લોકશાહી ધોરણે વ્યાજબી નથી. એનો અર્થ તો એવો થયો કે એક કાળ સુધી સરકારી તંત્રમાં વ્યક્તિની લાગવગ ચાલતી હતી ત્યારે આજે સંસ્થાઓની ચાલે છે. વિદ્યાપીઠે સરકારી વાચનમાળા તરફ તટસ્થ વલણ રાખી જોયું નથી એનો પૂરાવો 'શિક્ષણ અને સાહિત્ય'માં એના અંગે આવતા અવલોકનો પૂરાં પાડે છે. એટલે વિદ્યાપીઠની વાચનમાળા ચાલુ રાખવા માટે જ એ બધી ટીકાઓ હતી એમ માનવું રહ્યું. સરકાર પોતે જો આમાં નિરુપાય હોય અને તેનું કૉંગ્રેસી સંસ્થાઓ આગળ ચાલતું ન હોય તો એણે અમે પ્રથમ કહ્યું તેમ સર્વ વાચનમાળાઓને પહેલાંની માફક ચલાવવાની છૂટ આપો, કાં સરકારી વાચનમાળા ચલાવો અને તેટલુંય ન બને તો સરકારે પોતાની સમિતિ રદ કરી આગળનું કામ બંધ કરવું જોઈએ. પણ નવાઈ તો એ લાગે છે કે વિદ્યાપીઠની વાચનમાળા શાળાઓમાં ચલાવવાની છૂટ આપતી જાહેરાત સરકારને લાજ કાઢવી પડતી હોય તેમ એ કરતી નથી. જ્યારે ગુજરાત પ્રાંતિક સમિતિના મંત્રી કેળવણી ખાતાનો અધિકાર ભોગવતા હોય તેમ એકધારી નીતિને નામે જાહેરાત બહાર પાડે છે. તો સરકારી વાચનમાળા દાખલ થતાં એકધારી નીતિ ન જળવાત શું? કેળવણીના ક્ષેત્રમાં આવી લાગવગને મુદ્દલ સ્થાન ન હોવું જોઈએ. નહિતર આપણો વિનિપાત કયાં જઈને અટકશે તે કોઈ નહિ કહી શકે.



# સાધુચરણ

શરદિન્દુ બંદ્યોપાધ્યાય
અનુ૰ રમણિક મેઘાણી

ચાળીશ વર્ષની ઉમરે સાધુચરણ જે દિવસે એકાએક ઘર છોડીને ચાલ્યો ગયો તે દિવસે ગામમાં સહુને મોઢે એક જ વાકય હતું, કે આવું કંઇક થશે એમ અમને લાગતું જ હતું. મનમાં આટલો વૈરાગ હોવા છતાં આજ સુધી એ કઇ રીતે ઘર માંડીને સંસારમાં રહી શકયો એનું જ અમને આશ્ચર્ય છે. પણ એની સ્ત્રી સૌદામિનીને તો એ દિવસે ચારે બાજુ ગાઢ અંધકાર જ દેખાયો.

સૌદામિની ત્યારે અઠ્ઠાવીશ વર્ષની હતી. મોટા છોકરા નિમાઇને હમણાં જ તેર પૂરા થઇ ચૌદમું વર્ષ બેઠું હતું, હજુ તો એ ભણતો હતો. આ સિવાય એનાથી નાની ત્રણ દીકરીઓ હતી. થોડી-એક જમીન એની પાસે હતી ને એમાથી વૈરાગી મનના સાધુચરણનું ઘર આપમેળે ચાલ્યા કરતું; પણ હવે તો એ યે લુંટાઇ ગયું. કારણ જો ઘરનો એક માત્ર, કામકાજ કરી શકે તેવો પુરુષ એક શબ્દ પણ બોલ્યા વિના ઘર છોડીને ચાલ્યો જાય તો પછી ઘર કઇ રીતે ચાલે ?

પાચ વર્ષ સૌદામિનીએ આંસુભીની આંખે ખેંચી કાઢ્યાં.

પણ કુદરતનો એક અટળ નિયમ છે કે કાળ-સમય બધી વાતોને ભુલાવી દે છે. અસહ્ય લાગતું દુઃખ પણ સમય જતાં સહ્ય બની જાય છે. ઘરના એકનાં એક શક્તિશાળી પુરુષ રૂપી મુખ્ય ચક્ર તૂટતાં કુટુમ્બ રૂપી યંત્ર જે હવે કદી યે નહિ ચાલે તેમ લાગતું હતું, તે પણ હવે ફરી ચાલવા માંડયું હતું. સાધુચરણ જતાં એક જીવલેણ ઘા તો થયો જ હતો છતાં એ તદ્દન ભાંગી તો નહોતું પડયું.

અને ધીરેધીરે સૌદામિનીના આંસુ પણ સુકાયાં. જમીનદાર સજ્જન માણસ હતો. સૌદામિનીની સ્થિતિ જોઇ થોડીક વધુ જમીન એણે એને આપી હતી અને વેરો પણ ઓછો કરી માત્ર નામનો રાખ્યો હતો. ગામ નાનકડું હોવા છતાં બેત્રણ પરમાર્થી માણસો હતા જે તેના ખેતરની ભાળ લેતા, જેથી ખેડ કરનારા તેને અસહાય સ્ત્રી ગણીને તેનું બધું લૂટી ન જાય. માથા પર જયારે કોઇ ભાર પડે છે ત્યારે જ ખબર પડે છે કે એ માન્યો હતો તેવો, ન વેઠી શકાય એવો નથી. સૌદામિની માટે પણ એમ જ બન્યું. ધીરેધીરે એ પોતે જ પોતાનું કામ-કાજ સંભાળતી થઇ ગઇ ને નિમાઇ પણ મોટો થવા લાગ્યો.

વખત જતાં સાધુચરણના ઘરમાં એનું ખાલી થએલું સ્થાન ભરાવા લાગ્યું. એની મોટી દીકરી સાવિત્રીનું વેવિશાળ જે દિવસે નક્કી થયું, તે દિવસે સૌદામિની સાધુચરણ ગયો તે દિવસની જેમ રડી હતી. પણ વધુ વખત રડવાની ફુરસદ જ કયાં હતી ? આંખો લુછી એને તો હવે સાવિત્રીના લગ્નની તૈયારી કરવાની હતી.

સાધારણ ઘર અને સાધારણ વર સાથે થનાર એ લગ્ન હતાં; છતાં પહેલી જ દીકરીનાં લગ્ન, એટલે થઈ શકે તેટલી સારી તૈયારીઓ કરવાની હતી. ગામમુખી હારૂ મુખુજજેએ જોતાજાણતાં છતાં કહ્યું હતું: 'ભલેને સ્ત્રી રહી, છતાં હિંમતવાન તો ખરી જ.' આમ કહી ગામના ખાસખાસ માણસો સાથે ખાનગી વાતચિતમાં આ વિષે તો કહેતા કે 'સાધુચરણની સ્ત્રીએ તદ્દન નિઃસહાય હોવા છતાં આટલી બધી તૈયારી કઇ રીતે કરી ભલા ?'

લગ્નને દિવસે સવારે સવાલ ઊભો થયો કે વરને અને જાનૈયાઓને ઉતારો કયાં આપવો ? બેઠકખાના-વાળો ઓરડો તો સાધુચરણના ગુમ થયા બાદ બંધ જ રહેતો હતો સૌદામિનીએ ત્યાં તાળું દઇ રાખ્યું હતું. તે ઓરડાનો ઉપયોગ એ કોઇને યે કરવા દેતી ન હતી. જાણે એના મનમાં આશા હતી કે સાધુચરણ કયારેક પણ પાછો આવશે અને ત્યારે એ જ એના આ ઓરડાનો ઉપયોગ કરશે. આજે એક ઊંડો નિસાસો મૂકી એની ચાવી બહાર કાઢીને એણે કહ્યું: 'આ ઓરડામાં જ વરને અને જાનૈયા-ઓને જાનીવાસો આપીએ, નિમાઇ ! આ એમનો ખાસ ઓરડો હતો. દિવસ આખો એ અહીં બેસી શાસ્ત્ર પુરાણ પોથી વાંચતા. આ ઓરડો જ દીકરી





–જમાઈને બેસવા-ઊઠવા રાખીએ પ્રભુ એમનું ભલું કરશે,' આટલું બોલી એણે એની આંખોમાં આવેલાં આંસુ લૂછ્યાં.

ગમે તેમ દીકરીનાં લગ્ન નિર્વિઘ્ને ઉકલી ગયાં ને ત્યાર બાદ સાધુચરણના ખાસ ઓરડાને તાળું ન વસાયું. નિમાઈ હવે મોટો થયો હતો. અઢાર–ઓગણીસની એની ઉમર હતી. એ ઓરડો એ જ વાપરવા લાગ્યો. સાંજ પછી બેચાર મિત્રો આવતા એમની સાથે એ ત્યાં ગામગપાટા હાંકતો અને છૂપી રીતે બે ચાર બીડી યે ફૂંકી લેતો.

અગાઉ નિમાઈ બીજાને ઘેર ગામ-ગપાટા હાંકવા જતો. ત્યાં એને મિત્રો મળી રહેતા. હવે એ પોતાને ઘેર બેઠકખાનાવાળા ઓરડામાં બેસવા લાગ્યો છે, એ જોઈ સૌદામિની ત્યાં તાળું દેવાની વાત ઉચ્ચારી નહોતી શકી. ગમે તેમ તો ય નિમાઈ હવે એ ઘરનો કર્તા હર્તા પુરુષ હતો. બહારની બાજુએ એક ઓરડો ન હોય તો એને અગવડ પડે. એ ઉપરાંત હવે જમાઈ છે, એ પણ ઘરમાં અવાર-નવાર આવે છે. આગળની બાજુ એકાદ ઓરડો પણ ન હોય એ કેમ ચાલે ?

અને એથી આગળનો જે ઓરડો આજ સુધી સાધુચરણની શોકસ્મૃતિરૂપે તાજમહાલ થઈને પડ્યો હતો તે હવે રોજ–બ–રોજના ઘર–ઉપયોગનો બેઠક-ગૃહ જેવો બની ગયો.

નિમાઈ બુદ્ધિશાળી છોકરો હતો. વીસ જ વર્ષની ઉમર છતાં એની જવાબદારીનું એને પૂરેપૂરું ભાન હતું. ને માત્ર એટલું જ નહિ પણ પોતાની બુદ્ધિનો ઉપયોગ કરી જમીન પણ એ વધારી રહ્યો હતો. એકવીસ વર્ષની ઉમરે સૌદામિનીએ એનું વેવિશાળ પણ કરી નાખ્યું.'

અને નિમાઈના લગ્નને દિવસે પણ સૌદામિનીની આંખમાં સાધુચરણના ગૃહત્યાગની સ્મૃતિએ આંસુ ઉભરાયાં હતાં. પણ વધુ આંસુ પાડવાનું એને યોગ્ય ન લાગ્યું. એથી છોકરાનું અહિત થાય તો ! ને એક ધીમો નિઃશ્વાસ મુકી એ મનમાં ને મનમાં બોલીઃ 'નસીબ ! જેનું આ ઘર, જેનો આ સંસાર, એ જ આ ભોગવી ન શક્યા—!'

ને દીકરીના લગ્ન પછી તો સૌદામિની ધર્મ-કર્મ તરફ જ જાણે વળી ગઈ. પૂજારી પાસે કંઈક બાધા–આખડી એણે લીધી. સાધુચરણ ચાલ્યા ગયા બાદ એણે સેંથામાં સિન્દૂર પૂરવો બંધ નહોતો કર્યો, છતાં મિષ્ટાન ને માંસાહાર એણે ત્યજ્યાં હતાં. સાદો ને સાત્વિક ખોરાક જ ને એ પણ બહુ જ થોડા પ્રમાણમાં તે લેતી ને બધી જ રીતે એક બ્રહ્મચારિણી જેવું કઠોર નિયમનવાળું જીવન ગાળતી. વહુને માથે બધી યે ઘર–વ્યવસ્થા નાખી હવે એ જપ–તપ તરફ વળી હતી. દીકરો કોઈ દિવસ પરાયો બની જશે એ વિચાર જ એને નહોતો આવતો. અને એથી ઘરનો બધો યે કાર્યભાર વહુના હાથમાં સોંપતાં એ જરા યે અચકાઈ નહોતી.

એ પછી બીજાં યે બે–ત્રણ વરસ વીતી ગયાં.

સાધુચરણને ઘર છોડ્યે–સંન્યસ્ત લીધે અગિયાર વર્ષ વીતી ગયાં. બાર વર્ષ સુધી પતિનો પત્તો ન લાગતાં નિયમ મુજબ ઘાસના પૂતળાને અગ્નિ–સંસ્કાર કરી રીતસરનું વૈધવ્ય પાળવું પડે છે. પૂજારીની સાથે આ બધા વિધિ–વિધાન વિષે વાતો કરવી સૌદામિની-એ શરૂ કરી હતી. એવે સમયે, એક દિવસ અચાનક એકાએક સાધુચરણ ઘેર પાછો ફર્યો.

[૨]

કારતક મહિનાનું પ્રભાત ફૂટતું હતું. ઘાસ અને વૃક્ષોનાં પાંદડાં ઉપરનાં ઝાકળબિન્દુઓ હજુ સુકાયાં યે નહોતાં. નાની પુંટુ આંગણું વાળતી હતી. એવે સમયે એક સંન્યાસી ત્યાં આવીને ઉભો રહ્યો અને પુંટુનું મો નિહાળીનિહાળીને જોયા બાદ એણે પૂછ્યું: 'તું તો પુંટુ ને ?'

પુંટુએ ચમકીને એના તરફ જોયું. સંન્યાસીના શરીર ઉપર હતું એક મેલું ફાટેલું ભગવું, માથે રુક્ષ વાળ, કાળા ધોળા વાળવાળી વધી ગયેલી દાઢી અને મોં પર એક કરુણ હાસ્ય. એને જોઈને પુંટુએ હાથ નમાવતાં જરા અચકાતાં પૂછ્યું: 'તમે કોણ ?'




ને સંન્યાસીએ એક ઊંડો શ્વાસ મૂકી કહ્યું: 'હું તારો બાપ છું, બેટા !'

સાધુચરણ જ્યારે વૈરાગી બની ઘર છોડી ચાલ્યા ગયા ત્યારે પુંટુ માત્ર દોઢ જ વર્ષની હતી, પણ બા સાથેની વાતોમાં પિતાની બધી વાત એણે જાણી લીધી હતી. થોડી વાર સુધી આંખો ફાડીને સાધુચરણ તરફ જોઈ રહ્યા બાદ એ મોટેથી બૂમો પાડતી અંદર ગઈ: 'ઓ બા, ઓ બહેન, જો તો ખરી, કોણ આવ્યું !—બાપુ-બાપુ-બાપુ આવ્યા છે, બા !'

ને પળવારમાં તો ઘરમાં હોહા થઈ ગઈ. સૌદામિનીએ દોડીને બહાર આવી પતિને જોયા ને એને પગે બાઝી એ મોટેથી રડી પડી: 'ઓહો, આટલા દિવસો પછી યે તમે આવ્યા—'

સાધુચરણની આંખમાં પણ આંસુ છલકાયાં. એ બોલ્યાઃ 'હા, લક્ષ્મી ! હું આવ્યો છું, ઊભી થા હવે.'

છતાં સૌદામિની પગ પકડીને બેઠાબેઠાં જ બોલીઃ 'બોલો, હવે ચાલ્યા તો નહિ જાવ ને ?'

'ના, હવે નહિ ચાલ્યો જાઉં. ઘર છોડીને ચાલ્યો ગયો એ મારી ભૂલ હતી, લક્ષ્મી ! જે શોધવા ગયો હતો તે ન મળ્યું: હવે ઘેર જ રહીશ.'

અને જોતજોતામાં તો ગામ આખામાં સાધુચરણ પાછા આવ્યાની વાત પ્રસરી ગઈ. મોટેરાઓ સાધુચરણને આશીર્વાદ આપવા અને મળવા-હળવા આવવા લાગ્યા. હારૂ મુખુજ્જેએ આવીને કહ્યું: 'સાધુચરણ, તું પાછો આવ્યો એ ફક્ત તારી વહુ અને દીકરા-દીકરીનાં પુણ્યે. સંન્યાસી થવું શું રમત વાત છે બાપા ! એમાં તો વડવાઓના પુણ્ય જોઈએ પુણ્ય. આ જોને, મને જ અડસઠ વર્ષ થયાં છતાં હજુ યે કુટુમ્બજાળમાં ફસાએલો છું ને ? પ્રયત્ન કર્યે શું હું સંન્યાસી ન બની શકત ? આ હજુ પેલે જ દિવસે જમીનદાર બાબુને કહ્યું હતું કે રાધા-ગોવિન્દના મંદિરનો પૂજારી બનાવી દો, ને જુઓ કુટુંબ છોડી શકું છું કે નહિ ? ભલેને મારે ઘેર ત્રીજી વારની રહી ! એમાં શો વાંધો છે ? પણ જવા દે એ વાત. તું હવે પાછો ફર્યો છે તો ઘર-છોકરાંમાં જીવ પરોવીને રહેજે ને અમારી આંખો ઠારજે, ભાઈ.' એ વખતે હાજર રહેલા નાનામોટા સહુએ મુખુજ્જે મહાશયની આ સદિચ્છાને ટેકો આપ્યો હતો,

નિમાઈ ખેતરની ભાળ લેવા વહેલો—ખૂબ વહેલો ઘેરથી નીકળી ગયો હતો. ખેતરે પિતા પાછા ફર્યાની વાત સાંભળી તુરત એ ઘેર પાછો આવ્યો. જટાજૂટધારી પિતાને જોઈ પળવાર તો એ થંભી જ ગયો; પણ પછી સંકોચાતાં સંકોચાતાં એણે પિતાને પ્રણામ કર્યાં ને સાધુચરણે એને છાતી સરસો ચાંપ્યો.

ત્યાર બાદ કેટલા યે દિવસ સુધી સાધુચરણને ઘેર જાણે ઉત્સવ ચાલતો રહ્યો. એના પાછા ફર્યાની વાત ચારે બાજુ ફેલાયા બાદ આજુબાજુનાં ગામડાંઓમાંથી ઓળખીતા ને અણ-ઓળખીતા કેટલા યે એને જોવા-મળવા આવવા લાગ્યા. આ અગિયાર વર્ષોમાં એ ક્યાં ક્યાં ફર્યા, શું શું જોયું ને કેમ પાછા ફર્યા વગેરે અનેક પ્રશ્નો એ લોકો કરતા અને સાધુચરણ એ સમય દરમિયાન પોતે ક્યાં ક્યાં ફર્યા, સાધુ-યોગીઓની મુલાકાતો ને એની પાછળ કેવાં કેવાં રહસ્યો જોયાં વગેરે વાતો રસપૂર્વક કહેતા. બેઠકખાનું ખીચોખીચ ભરાઈ રહેતું ને લોકો યે એની વાત રસપૂર્વક સાંભળતા. એ સમયે રાતદિવસ વધારે ભાગનો સમય સાધુચરણ લોકોથી ઘેરાએલા જ રહી એમના સાધુજીવનની વાતો સંભળાવતા રહેતા અને ઘરમાં પણ સહુને આનંદનો પાર નહોતો. ગામની સ્ત્રીઓ ટોળાબંધ આવતી. સૌદામિનીની આંખમાં ક્યારેક આંસુ તો ક્યારેક હાસ્ય દેખાતાં. જપ-તપ પણ હવે તો લગભગ બંધ જ હતાં. પરણેલી દીકરી સાવિત્રી ખબર મળતાં જ બાપને મળવા આવી હતી ને બે નાની દીકરીઓ કાલી અને પુંટુ વારંવાર બહારના ઓરડામાં આવી બાપુને જોઈ જતી. ખાસ કરીને નાની પુટુનાં આહ્લાદ અને ગર્વ સમાતાં નહોતાં કારણ એણે જ સહુ પહેલા પિતાને જોયા હતા.

અને એક કલ્પનાતીત ઉત્તેજના અને વિચિત્ર-





તાના અનુભવમાં એક અઠવાડિયું—સાત દિવસ વીતી ગયાનું કોઈને ભાન પણ ન રહ્યું.

ત્યાર બાદ ધીરે ધીરે જેમજેમ નવીનતા ઓસરવા લાગી તેમતેમ સ્વાભાવિક જીવન જીવવાનો પ્રયત્ન થયો. બહારનો ઓરડો સાધુચરણે પોતાના ઉપયોગ માટે રાખી લીધો હતો, પણ ઘરનાં સહુની સાથે એનાથી ગાઢતા સાધી ન શકાઈ. લાંબા સમય સુધી ઘર બહાર રખડતાં, પ્રવાસીની જેમ રહેતાં, એને જે ટેવ પડી ગઈ હતી તે એણે પોતા પૂરતી જ પરિમિત રાખી હતી. સંન્યાસીજીવનમાં બીજી કોઈ આધ્યાત્મિક ઉન્નતિ હોય કે ન હોય, પણ એક જાતની સ્વાવલંબી વૃત્તિ—સાદાઈ ને વિલાસવિમુખતા તો જન્મે જ છે. ને સાધુચરણમાં પણ એ આવી હતી. અને એથી એના પાછા ફરવાથી કુટુંબમાં એક જણ વધવા છતાં જવાબદારી કે અગવડ જરા યે વધી નહોતી.

ને આ રીતે કારતક આખો વીતી ગયો.

માગશરના શરૂઆતના દિવસો હતા. એક દિવસે સંધ્યા પછી તુળસી માટે દીવો પ્રગટાવી સૌદામિનીએ નાની દીકરીને કહ્યું: 'પુંડુ, બહાર જોઈ આવ તો, કોઈ બેઠું છે કે નહિ?'

પુંડુ એ વખતે બહારથી જ આવતી હતી. એણે જવાબ આપ્યો: 'ના, બા, કોઈ નથી. બાપુ એકલા જ બેઠા છે.'

ને સૌદામિની તુળસી—ક્યારે દીવો મૂકી, વહુને રાંધણિયાનું કામકાજ ચીંધી પીરકથી બહાર નીકળી ગઈ. સાધુચરણ સાથે એકાંતમાં મળવાનું એને ભાગ્યે જ બની શકતું, કારણ સાંજને ટાણે ત્યાં એક—બે જણ તો બહારના આવ્યા જ હોય. આજે નિરાંત મળતાં સૌદામિની તુરત પતિના ઓરડામાં આવી. એરંડિયાનો દીવો ત્યાં બળતો હતો. એક જાડો ધાબળો વીંટી સાધુચરણ બેઠા હતા. સૌદામિનીને ઓરડામાં આવતી જોઈ જરા સરખા બેસતાં એ બોલ્યા: 'આવ લક્ષ્મી.'

સૌદામિની જાજમને છેડે બેસતા બોલી: 'નીચે જીવે તમારી પાસે બે ઘડી બેસવાનું યે નથી થતું હમણાં જાણે કો'ક આવી ઊભશે એમ જ લાગ્યા કરે છે.'

અન્યમનસ્ક ભાવે બહારની બાજુએ જોતાંજોતાં જ સાધુચરણ બોલ્યા: 'હવે તે કોણ આવતું'તું! હં, નિમાઈ સાંજે દેખાયો નહિ! ક્યાં ય બહાર જાય છે શું?'

'દિવસ આખાનો થાક્યોપાક્યો હોય એટલે સાંજ પછી મિત્રો સાથે વાર્તાલાપ કરવા જાય છે. પહેલાં તો આ ઓરડામાં જ...' બોલી સૌદામિની અટકી ગઈ.

'મેં આવીને એની જગ્યા ખૂંચવી લીધી ને!' સાધુચરણ સહેજ હસીને બોલ્યા.

સૌદામિની જીભ કચરતાં બોલી: 'એ શું બોલ્યા!' ને પછી ઝટપટ બોલી: 'કેમ, નિમાઈનું કંઈ કામ છે!'

'ના, ના, ખાસ કામ તો કાંઈ નથી; પણ મને એમ કે સાંજના મારી પાસે આવીને બેસે, ને બે ઘડી ધરમની વાતો સાંભળે તો સારું બીજું શું!'

પિતાની પાસે બેસીને પુત્ર ધર્મોપદેશ સાંભળે એથી વધુ આનંદની વાત બીજી કઈ હોય! છતાં સૌદામિનીને હૈયે ફાળ પડી. જરા વાર ચૂપ રહી એ બોલી: 'એ તો હજી છોકરું છે. આનન્દ, આહ્લાદની એની ઉંમર રહી. ને ધરમની વાતમાં એ સમજે પણ શું? એના કરતાં મને જ એક-બે વાત સંભળાવો ને? ગામ-પરગામના અનેક માણસો તમને સાંભળી ગયા; નથી સાંભળી શકી એક હું જ.'

'સારું, બોલ, શું સાંભળવું છે?' સાધુચરણ પ્રસન્ન સ્વરે બોલ્યા.

સૌદામિનીએ ખાસ કંઈ જ સાંભળ્યું નહોતું એણે શરૂથી બધી જ વાત સાંભળવા માગી. સાધુચરણે ધીરેધીરે કહેવું શરુ કર્યું. ઘર છોડ્યા પછી ક્યાંક્યાં ગયા, પહાડ, પર્વતો અને જંગલોમાં કેવા કેવા મહાપુરુષોનાં દર્શન થયાં, ક્યારે કયા તીર્થે



સ્નાન કર્યું વગેરે ઘણી યે વાતો કરી, અને ઉમર વધવાની સાથોસાથ કષ્ટસહનની શક્તિ કેમ કરીને ધીરેધીરે ઘટતી ગઇ એ પણ એણે છુપાવ્યું નહિ. એક વાર તબિયત બગડતાં એની કેવી ખરાબ સ્થિતિ હતી એનું વિગતવાર વર્ણન કરી આખરે એ બોલ્યા કે ત્યારેજ હું સમજી શકયો, કે ઘર છોડીને ચાલી નીકળવામાં મેં ભૂલ કરી હતી. સદ્‌ગુરુનાં દર્શન તો ન થયાં, પણ એ ઉપરાંત જિંદગીના આખર સુધીના દિવસો પર્યંત કોઇના યે ટેકા વિના જ્યાંત્યાં ફરતાં-ભટકતાં રહેવા જેવું વૈરાગ્યનું જોર પણ મારું રહ્યું નહોતું. એથી આખરે તમારા સહુની પાસે પાછો આવી ગયો, લક્ષ્મી ! વિચાર કર્યો, જે કંઇ આરાધના–સાધના ઘેર બેઠાં થઇ શકશે એ જ કરીશ.'

'ભગવાનની દયા અપાર છે.' એક ઊંડો નિઃસાસો મૂકી સૌદામિની બોલી. થોડી વાર સુધી બેઉ મૂગાં રહ્યાં. એ પછી સૌદામિની ધીમેધીમે બોલવા લાગી: 'હું કહેતી હતી કે ભગવાનની દયાથી જ્યારે હવે ઘેર પાછા ફર્યા છો ત્યારે હવે આ કામળી લાકડી મૂકીને અગાઉની માફક...'

'ના, લક્ષ્મી ! એ વાત જ ન કરતી. આટલા દિવસ પછી એક તો એ હું કરી જ નહિ શકું ને વળી હવે તો એ ટેવ જ જાણે છૂટી ગઇ છે. ને પળવાર મૂગા રહી એ બોલ્યા; 'હું આ બહારના ઓરડામાં પડયો રહીશ ને બે વાર ખાઇશ. એથી વધુ હું સંસાર તરફ ન ખેંચાઉં તો બસ. માનજે કે તમારે આંગણે એક મહેમાન છે.' આટલું બોલી એ સહેજ હસ્યો.

પણ સૌદામિની ચૂપ ન રહી શકી. એ બોલી' 'આ તમે શું બોલો છો ? તમે જ તો બધું છો. જો આગળની જેમ તમે બધી દેખરેખ રાખો તો છોકરાને કેટલી હિંમત રહે ! ગમે તેમ તો ય એ બાળક જ ને ?'

'ના, લક્ષ્મી ! આ ઉમરે હવે એ બધું શકય નથી. ઘરવ્યવહારનાં કામ સંભાળવાં એ મારી શક્તિ બહારનું છે. મારું એ કામ નહિ. તું તો જાણે છે કે આ બાબતમાં હું પહેલેથી જ કેવો નકામો માણસ છું. એટલે મારા કરતાં નિમાઇ જે રીતે કામ કરે છે એ રીતે જ ચાલવા દે. જોઉં છું કે કામકાજમાં એનું ધ્યાન સારું છે.'

ને સંતોષનો એક શ્વાસ લઇ સૌદામિની બોલી: 'એ સાચું છે. આ છેલ્લાં કેટલાંક વરસથી બધું એ જ સંભાળે છે અને આ વરસોમાં જ...'

એ જ વખતે બહાર કંઇ પગરવ જણાયો. સૌદામિનીએ જોયું તો હારાન દત્ત દેખાયો. હારાન તદ્દન નકામો માણસ હતો. બીજાને ડેલે જઇ અડ્ડો જમાવવો એ જ એનું કામ હતું. સૌદામિનીએ જરા કંટાળીને ઊઠતાં કહ્યું: 'વાળુ તૈયાર થઇ ગયું છે. ખુંદુ સાથે કહેવડાવું છું. મોડું ન કરતાં હોં !'

'સારુ.'

'કોણ. હારાન ! આવ ભાઇ. આવ ભાઇ, આવ.'

'આવ્યો ભાઇ, જમીનદારને ઘેર ગયો હતો ત્યાં સાંભળ્યું કે—'

ત્યાં તો સૌદામિની અંદર આવી.

[ ૩ ]

શનિવારે નિમાઇ શહેરમાં ગયો હતો. લગભગ એક વાગે પાછા ફરી નાહીધોઇને જમવા બેઠો ત્યારે સૌદામિનીએ એના તરફ જોઇને પુછ્યું: 'શું થયું છે બેટા ?'

કોળિયો મોંમાં મૂકતાં નિમાઇએ જવાબ આપ્યો: 'કાલે એ લોકો કન્યા જોવા આવશે.'

'પણ છોકરો તને કેમ લાગ્યો ? કાલી સાથે મેળ મળશે ને ?' આતુરતાથી સૌદામિનીએ પૂછ્યું.

'જોડી સરસ લાગશે. છોકરો જરાક નબળો છે. પણ એનો કંઇ વાંધો નહિ.'

'ઉમર કેટલી છે ?'

'હશે, ઓગણીસ–વીસ. હજુ હમણાં જ નોકરીએ ચડયો છે. પાકું નથી થયું. પણ થઇ જશે. એનો બનેવી ડેપ્યુટી પોસ્ટમાસ્તર છે ને એણે જ મહેનત





કરીને ગોઠવી દીધો છે. સાંભળ્યું છે કે હવે તુરતમાં જ પાકું થઈ જશે.'

સૌદામિની રાજી થઈને બોલી: 'હં......પણ છોકરાના બાપ હયાત નથી ?'

'ના, બાપ નથી; મા હયાત છે. બે મોટા ભાઈ છે ને કાપડની નાની એવી દુકાન ચલાવે છે. ત્રણ ભાઈ. સંયુક્ત કુટુંબ ને સ્થિતિ પણ સારી. આ છોકરો જ કુટુંબમાં ભણેલોગણેલો મેટ્રિક થએલો છે.'

સૌદામિની સંતોષ પામી બોલી: 'બહુ સરસ થશે, એક દીકરી નોકરિયાતને ઘેર જાય તો એમાં શું ખોટું ? શહેરમાં યે આપણું એક સગું થશેને ! હા, પણ તને શું લાગે છે ! પૈસા બહુ તો નહિ આપવા પડે ને ?'

'હજુ તો લેવાદેવાની કંઈ વાત જ નથી થઈ; પણ એ તો જોયું જશે પછીથી.'

'હા, એ તો પછીની વાત છે. પહેલા તો છોકરી જોઈને હા ભણે એટલે બસ. ને કાલીમાં ન ગમે એવું છે પણ શું ?'

બીજી યે કેટલીક ઘર–વ્યવહારની વાતો થયા પછી જમીને ઊઠતી વખતે નિમાઈ બોલ્યો: 'મા, એક ખરાબ ખબર છે.'

શંકિત ચિત્તે સૌદામિની બોલી: 'શું ભાઈ ?'

નિમાઈ ધીરેથી બોલ્યો: 'રાધાગોવિંદના મંદિર માટે જમીનદાર બાબુ એક સારા પૂજારીની શોધમાં છે. મારા બાપની વાત મેં એમને કરેલી એક રીતે નક્કી પણ થઈ ગયું હતું, પણ એક જણે વચ્ચે પાણો નાખ્યો.'

સૌદામિની કંઈ જ જાણતી નહોતી. નિમાઈએ વાત એટલી ઢાંકી હતી કે માને પણ એણે કાંઈ કહ્યું નહોતું; છતાં આંખના પલકારા માત્રમાં બધી વાત સમજી જઈ સૌદામિનીએ પુછ્યું: 'ને પછી ?'

'ને પછી શું ? એ ફરી ગયો. એ પાણો કોણે નાખ્યો એ જાણે છે ? પેલા ધર્માણુ બુઢ્ઢા હાર મુખુ-જીએ ! એને પોતાને એ નોકરી જોઈતી હતી ને, એટલે.' આટલું બોલી નિમાઈએ ક્રોધથી મોં બગાડ્યું.

સૌદામિનીએ હોઠ ભીંસીને થોડીવાર માથું હલાવ્યું. ગામડા ગામમાં કોણ કઈ જાતનું માણસ છે તે સહુ જાણતા હોય છે ને એકબીજાને કાકા, બાપા મામા, મોટાભાઈ કહી માત્ર 'મોટાની અદબીથતામાં જીવન વિતાવી દે છે; અને એમાં પોતાનું કપટીપણું છુપાવતાં રજ માત્ર શરમાતા નથી. સૌદામિનીએ પૂછ્યું: 'શું કહ્યું છે એ મુખુજ્જે કાકાએ ?'

'એ સાંભળીને શું કરવું છે ? એ કુટિલ બુઢ્ઢો રાજી થવાને બદલે જુઠાણું ફેલાવે છે.' આસન પરથી ઊઠતાં નિમાઈ બોલ્યો.

'છતાં શું કહ્યું છે એણે, એ તો કહે !'

'સાંભળવું છે ! એ કહેતો હતો કે મારા બાપુ ગંજેડી છે; ગાંજો પીએ છે.'

સૌદામિની ઊઠીને ઊભી થઈ ગઈ અને તીણા સાદે બોલી : 'શું કહે છે !'

'કહેતો હતો કે રોજ રાત્રે બાપા હારાન સાથે બેસીને ગાંજો પીએ છે. બીજું યે કોણ જાણે કેટલું બોલ્યો હશે. આટલો જુઠ્ઠો હશે આ બુઢ્ઢો—'

અને લાલચોળ બનેલ મોંએ સૌદામિની બોલી 'કેવી નાને મોઢે મોટી વાત ! મુખુજ્જે કાકો છાતીએ હાથ મૂકીને બોલે તો ખરો ! એના દીકરાની દીકરીને એનો વર કેમ તેડતો નથી એ કોણ નથી જાણતું !'...આટલું બોલી છોકરા પાસે આવી એ ક્રોધપૂર્વક ધીમે ધીમે મુખુજ્જેની પૌત્રીના જીવનની ગુપ્ત વાતોનું વર્ણન કરવા લાગી. નિમાઈએ એંઠા હાથે જ ઊભા રહી આ પરમરસિક વાત સાંભળી ને પછી એ બોલ્યો : 'હં ! એ બુઢ્ઢાને હું નહિ છોડું, મા ! પણ હમણાં ગરબડ કરવામાં ફાયદો નથી. કાલીનાં લગ્ન નિર્વિઘ્ને પતી જવા દો. તું ચિંતા ન કરીશ, મા ! કોઈ નહિ ને કોઈ દિવસે એ બુઢ્ઢો મારા લાગમાં આવશે જ, ને ત્યારે—' બોલી નિમાઈ ઓસરીમાં મોં ધોવા ગયો. બાપને



ગાળખોર કહેવાથી એને જે ગુસ્સો થયો હતો એમાં આવી સારી નોકરી ગુમાવી દેવાનું બનતાં બળતામાં ઘી હોમાયું હતું.

બીજે દિવસે બપોરે શહેરમાંથી કાલીને જોવા લોકો આવ્યા, મુરતિયો અને એના બે મિત્રો આવ્યા હતા. કન્યા દેખાડવામાં આવીઃ કાલી છોકરી સારી હતી. ઉંમર પંદર વર્ષ, કાઠું મજબૂત. છોકરી જોઈ મુરતિયાએ એના મિત્રોના કાનમાં કંઇ કહ્યું ને મિત્રોએ હસતાં હસતાં જણાવ્યું : 'કન્યા સારી છે, અમને ગમી છે.—'

આ વખતે સાધુચરણ ત્યાં હાજર હતા મુરતિયાને સારી પેઠે જોયા બાદ ત્રણચાર પ્રશ્નો એમણે પૂછ્યા ને મુરતિયાએ મિત્રો તરફ જરાક સ્મિત કરીને જવાબો આપ્યા. આ સાધુ એ જ એનો ભાવી સસરો છે એમ કોઇ જાણતું નહોતું.

ચા-પાણી પૂરાં થયા પછી મુરતિયા અને એના મિત્રોએ ફરીથી કન્યા તેમને પસંદ પડી છે, તેઓ સંતોષ પામ્યા છે. એમ જણાવ્યું ને એ લોકો ગયા. ઘરમાં સહુનાં મોં પર સંતોષ હતો. સૌદામિનીએ પણ એક બાજુ ઊભા રહીને મુરતિયાને જોયો હતો ને એને યે એ ગમ્યો હતો. છોકરો જરાક નબળો કહેવાય, પણ ચપળ ખૂબ. શહેરનો છોકરો ખરો ને ? વાતચીતમાં તેજસ્વી લાગતો હતો.

સાંજટાણે સાધુચરણે નિમાઇને પોતાના ઓરડામાં બોલાવ્યો. થોડી વાર સુધી બંને વચ્ચે વાતો થઈ ને પછી નિમાઇએ ક્ષુબ્ધ ચહેરે ઘરમાં જઇ સૌદામિનીને કહ્યું : 'મા, મારા બાપુને એ છોકરો નથી ગમતો; સંબંધ જોડવાની ના પાડે છે.'

એ વેળા સૌદામિની શાક સમારતી હતી. આ વાત સાંભળી તે પડતું મૂકી એ નિમાઇ પાસે આવી ઉભી ને બોલીઃ 'શું થયું ! શા માટે ના પાડે છે !'

'છોકરાની આંખ જરાક ત્રાંસી છે ને તેથી !'

'શું આંખ ત્રાંસી છે ! મેં તો એવું કાંઇ જોયું નહિ.'

'આંખમાં જરાક ફેર હશે, પણ એથી કંઇ એ ત્રાંસી ન કહેવાય. અને જો એવી ખામીઓ જોવા જઈએ તો ગામ આખું ખોડખાંપણવાળું દેખાશે. એવો તે દેવ-પુત્ર કયાંથી મળવાનો હતો !' આટલું બોલી હતાશ થઈ હાથ કપાળે દઇ એ ચાલ્યો ગયો.

સાધુચરણ પાછા ફર્યા પછી જે વસ્તુ ધીમેધીમે આ કુટુમ્બમાં અંદર ને અંદર પોષાઇ રહી હતી, એ બુદ્ધિમાન સૌદામિનીએ આટલા દિવસ પરાણે પરાણે આંખથી અળગી રાખી હતી. જે માણસના ચાલ્યા જતા એક દિવસ આ કુટુંબ ભાંગી પડ્યું હતું તેના પાછા ફરતાં એક નવી જ સમસ્યા ઊભી થશે એમ કોઇએ નહોતું માન્યું પણ જ્યારે ધીમેધીમે કરીને એ જ દેખાતું થયું ત્યારથી સૌદામિની મનમાં ને મનમાં શંકિત રહેવા લાગી. આજે એના એકસુરીલા સંસારને છિન્નભિન્ન થતો જોઇ એનાથી સ્થિર ન રહેવાયું. હાથ ધોઇ એ પતિના ઓરડા તરફ ગઇ.

ઓરડામાં પ્રવેશી એણે શાન્ત સ્વરે પૂછ્યું : 'કેમ, છોકરો પસંદ ન પડ્યો ?'

સાધુચરણ ખાટલા પર અર્ધસૂતા બેઠા હતા. ધીરેધીરે ઊઠીને સરખા બેસતાં એ બોલ્યા : 'તને કેમ લાગ્યો ?'

સૌદામિની પોતાનો મત પ્રગટ કરવા નહોતી આવી. અધીર બની એણે પૂછ્યુંઃ 'મને કેમ લાગ્યો, પસંદ પડ્યો કે ન પડ્યો, એ શું કામનું ? હું તો બાઇ માણસ, પણ તમને કેમ ન ગમ્યો ?'

'બીજું તો કંઇ નહિ, પણ એની આંખ જરાક ત્રાંસી છે.' જરા મંગા રહી સાધુચરણે જવાબ આપ્યો.

'હું શું જાણું બાપુ ! મેં તો કંઈ જ જોયું નથી; પણ કદાચ જરાક એવું હોય તો યે એમાં શો વાંધો છે ? બીજી બધી રીતે તો સારો છે ને !' સૌદામિની બોલી.

'કાલીને અણગમતું નથી ને ?' સાધુચરણે પૂછ્યું.

'એ વળી શું ! કાલી કુળવાનની કન્યા છે. જે વર આપણે ગોતી દઇશું, એને પરણીને એ સંસાર





માંડરી. ને ન ગમે એવું છે પણ શું આમાં ? સારું ઘર છે. ભણેલ-ગણેલ વર છે. આંખ જરા જેટલી ત્રાંસી હોય એમાં શું ? ખાડો ખોબડો કે લૂલો લંગડો તો નથી ને ?

જરાક હસીને સાધુચરણ બોલ્યાઃ 'લૂલો-લંગડો કે હાથ-ભાંગલો હોય તો તો સારો, લક્ષ્મી ! પણ આ સુરતિયાના હાથમાં દીકરીને મૂકતાં મારું મન માનતું નથી.'

'શા માટે ?' સૌદામિનીના અવાજમાં એક અનિચ્છનીય તીખાશ આવી ગઇ.

સાધુચરણ થોડી વાર સુધી મૂગા રહ્યા. એ જાણે પોતાના વિચારને વાણી આપવાનો પ્રયત્ન કરતા હતા. આખરે એ બોલ્યાઃ 'યોગસાધનાની વાતો તો તને નહિ સમજાવી શકું, પણ જે છોકરાની આંખ જ ત્રાંસી હોય, જેની દૃષ્ટિ ભ્રૂમધ્યે સ્થિર કરવાનો કોઇ ઉપાય જ ન હોય એને તો ભગવાને જ દંડ્યો જાણવો. એ માણસ કોઇ કાળે યે ધર્મ કર્મ નહિ કરી શકે.

સૌદામિની સ્તબ્ધ બની થોડી વાર જોઇ રહી. સાધુચરણના બોલવાનો અર્થ એ નહોતી કળી શકી એમ નહોતું, પણ ઓચિંતો એને એક વિભ્રમ થયો. એને ઘડીભર એમ જ લાગ્યું કે એનો આ પતિ એનાથી સાવ અપરિચિત છે. મનની પણ ઓળખાણ એની સાથે ક્યાંય થઇ હોય એમ એને ન લાગ્યું. અરે, એક દિવસ આ માણસ સાથે જ અતૂટ દામ્પત્ય-બંધનમાં બંધાઇ એણે જીવન ગાળેલું, એ પણ એને અસંભવિત લાગ્યું. અને એ વિભ્રમમાં જ અજાણપણે એનો એક હાથ માથા પર સાળુના છેડાને સ્પર્શ્યો.

'ધર્મના અધિકારથી જેને જાણ્યે કે અજાણ્યે પણ ખુદ ભગવાને જ વંચિત રાખ્યો છે એ મહા અનાચારી છે. જાણી જાણીને એવા માણસને જમાઇ કેમ કરાય ! સમજી ને ?' સાધુચરણ બોલ્યા.

પણ સૌદામિની કંઇ ન સમજી, સમજવાનો—દેખાવનો પ્રયત્ન પણ એણે ન કર્યો. તીણી દૃષ્ટિબાણે પતિને વીંધતાં એ બોલીઃ 'ના, નથી સમજી. હું તો રહી એક નાદાન સ્ત્રી; પણ ત્રાંસી આંખવાળો અનાચારી જ હોય એવું તો બાપજન્મારે યે નથી સાંભળ્યું ત્યારે પછી એ ઠેકાણે દીકરી નથી દેવી ને ! આવો સુરતિયો હાથમાંથી ચાલ્યો જશે !'

'બીજો શો ઉપાય !' સાધુચરણ બોલ્યા.

સૌદામિની પાછી ફરતાં દરવાજા પાસે જવાં જતાં બોલીઃ 'સારું', જેમ ઠીક લાગે તેમ કરો. સાવિત્રીના લગ્ન ટાણે તો આવું કંઇ જ ઊભું નહોતું થયું.'

સૌદામિનીએ ઉંબરો વટાવ્યો કે તુરત સાધુચરણે એને સાદ દીધો. સૌદામિની મોં ફેરવીને બોલીઃ 'શું કહેવું છે બોલો ! હજુ મારે ઘણાં કામ બાકી છે.'

સાધુચરણ જરા ખિન્ન થઇ બોલ્યાઃ 'હું તો ભાઈ, સંન્યાસી માણસ રહ્યો. દુનિયાદારીની વાત બહુ જાણું નહિ. મનમાં જેમ લાગ્યું એમ કહ્યું, તમને જો લાગતું હોય કે ત્યાં દીકરી દેવામાં સારું છે તો એમ કરો. આ બધી વાતોમાં તું અને નિમાઇ મારા કરતાં વધુ જાણો. તમારા કામમાં હું આડે આવવા નથી માગતો...' આટલું બોલી આંખો મીંચી એણે ઘાબળા પર લંબાવ્યું.

સૌદામિની થોડી વાર ઊભી રહી ને પછી ઉદાસ ભાવે બોલીઃ 'પણ એમ તે કેમ થાય ? ગમે તેમ તો ય તમે ઘર-કુટુમ્બના મોટા છો. તમારો હુકમ માનીને જ ચાલવું જોઇએ ને !' આટલું બોલી અસંતોષપૂર્ણ ગંભીર મોંએ ચાલી ગઇ.

[૪]

કેટલાક દિવસ વીતી ગયા. કાશીના વેવિશાળની વાતો ઉપર હમણાં તત્કાળ પૂરતો પડદો પડી ગયો હતો; છતાં બીજા નાનામોટા બનાવો દ્વારા કુટુમ્બમાં અસંતોષ અને મન-દુઃખ વધતાં જતાં હતાં. અને પરિણામે સાધુચરણની સાર-સંભાળમાં પણ થોડી ઘણી ખામી આવવા લાગી.

[ અનુસંધાન માટે જુઓ પૃષ્ઠ ૫૮ ]

[ ગતાંકથી ચાલુ ]

ઈશ્વર પેટલીકર

[૧૨]

બીજે દિવસે વાલી લખીને ઘેર ગઈ. ત્યારે ઘરમાં તકરાર ચાલતી હોય તેમ બોલચાલ થતી હતી, પરંતુ એને જોતા સમાં બધાં હરખાઈ ગયાં અને આનંદ છવાઈ ગયો. વાયદા કરતાં વહેલાં માસી આવી પહોંચ્યાં એટલે દાનાના હર્ષનો પાર ન હતો તકે એની બહેન સોની પણ સાસરેથી આવી હતી એટલે એની ખબરઅંતર પૂછતાં વાલીએ કહ્યું; 'તું ક્યારની અહીં છે ?'

સોનીએ કહ્યું: 'દસેક દહાડા થયા.'

ખુલાસો કરતાં લખીએ કહ્યું: 'સાસરેથી રિસાઈને આવતી રહી છે.'

ભડકતાં વાલીએ કહ્યું: 'રિસાઈ ને ? કેમ ?'

લખીએ કહ્યું: 'મૂરખ કોનું નામ ? ઘર છે એટલે બોલવું-ચાલવું પડે પણ એથી રિસાઈને આવતું રહેવાતું હશે ? અને નાનું છોકરું હોય તો અમે ય માનીએ. પણ બે છોકરાંની મા થઈ પછી એ કંઈ નાની કહેવાય ?'

વાલીએ બીતાં બીતાં પૂછ્યું: 'એવું શું થયું 'તું ?

લખીએ કહ્યું: 'થવાનું શું ધૂળ ? આ કળજગ એવો આવ્યો છે કે કોઈને જૂનું માણસ ગમતું નથી. એનું બોલ્યું વેઠાતું નથી, ઘેર ઘેર સાસુ-વહુના ઝઘડા ને ઝઘડા. હમણાં દાના જોડે મારે એ જ બોલચાલ થતી હતી.'

દાનો બોલી ઉઠ્યો : માસી ! તમે ન્યાય કરજો. તમે કહેશો તે વેણ હું માથે ચડાવીશ. મારું, માને એ જ કહેવું કે રોજ રોજ ઘરમાં કંકાસ ચાલવો તે કરતાં હું જુદો રહું એટલે ટકટકારો મટી જાય.'

બળતામાં ઘી હોમાય તેવી દશા વાલીની થઈ. એણે હૈયાની એ લાય હૈયામાં સમાવતાં કહ્યું: 'તારે પાછું શું છે ? આએ ગુજરાન ઘોઈને તને મોટો કર્યો તે શું જુદો રાખવા ? કે સાજેમાંદે ઘડપણમાં ચાકરી કરવા ?'

દાનો: 'ચાકરી કરવાની કોણ ના પાડે છે ? પણ રોજનો કંકાસ શી રીતે વેઠવો ?'

વાલી: 'કંકાસ કરીને શું કામ છે ? આજે ભગવાને સામું જોયું છે, સુખે રોટલો ખાવાનો દહાડો આવ્યો છે ત્યારે આનંદ કરો ને.'

દાનો: 'મારું ય ત્યારે માને એ જ કહેવું છે.'

લખી: 'કહ્યું તેં તારું કરમ. એવી શી મોટી હમિયાણી (દોલત) મળી ગઈ છે કે સિનેમા-નાટક કરાય ?'

દાનો: 'માસી, હરિચંદરનો સિનેમા આવ્યો છે. ગામમાથી લોક જોવા જતાં'તા ત્યારે હું ગયો......'

વચ્ચે લખી બોલી: 'છાનું શું કરવા રાખે છે... વહુને લઈ ગયો તો એ કહે ને ભેગાભેગી.'

દાનો: 'માને આ જ ખોટું લાગી ગયું છે...'

વચ્ચે ફરી લખી બોલી: 'ખોટું કેમ ના લાગે ? આપણે વંઢી ઉપરનું ખડહું (ઘાસ) કહેવાઈએ અને શાઉકાર વરણના શા વાદ ? વહુને લઈને કોઈ તારી જેમ ગયું મેં તો નથી જોયું.'

દાનો: 'માસીને પૂછ, મણેશભાઈ અને સૂરજ-ભાભી જાય છે કે નહિ ?'

લખી: 'શેરમાં ભલે તેમ લોકો કરે પણ ગામડામાં......'

દાનો: 'આપણા ગામમાંથી રાવજીભાઈ, સુમનભાઈ......'

લખી: 'એ બધા શાહુકાર અને પહોંચતા લોક કહેવાય '

દાનો: 'પાંચ આનાનું સિનેમા જોવું એમાં પહોંચતા શું અને ના પહોંચતા શું !'

લખી: 'અને ગાડીભાડું ! આવનાજતાંની દસ આનાની ટિકિટ, બેચાર આના ચાપાણીમાં કાઢો. રૂપિયા સવારૂપિયાનો ભોગ છે કે નહિ ?'

દાનો: 'એમાં તે શું લંકા લૂંટાઈ જવાની હતી !'





લખી: 'એ તો આજે તમને તનકારા સૂઝે છે. પૂછ તારી માસીને. નાનાં હતાં ત્યારે કોલસાના છોડા-સોના રોટલા ખાતાં તે ઝાડે ફરવા બેસતાં તે ઝાડોય નહોતો ઉતરતો.'

વાલીએ એનો સ્વીકાર કરતાં કહ્યું: 'લખી, એ બધું ખરું. પણ વખત બદલાય તેમ આપણે બદલાવું જોઈએ. જુવાન છોકરાં છે અને કમાય તેમાંથી થોડું વાપરે તેમાં આપણે આડી જીભ ના ઘાલવી જોઈએ.'

સોની પોતાનું દુઃખ રડતાં બોલી ઊઠી: 'મારી સાસુનું પણ આ દુઃખ છે, એ તો વળી વધારે ઘરડાં છે એટલે અમે બે વાત કરીએ તે પણ એમનાથી વેઠાતું નથી. એ છોકરાની મા થઈ પણ જાણે મારું ઘર જ ના હોય તેમ જાતે લઈને ખાવાનો પણ અધિકાર નહિ. એ જ બધાને પીરસે. આટલાં વરસ થયાં પણ અમે બે જણ સાથે બેસીને જમ્યાં હઈશું તેવું મને સાંભરતું નથી!'

લખી ખિજાઈ જતાં બોલી: 'છોડી, તું ય બોલ બોલ કરે છે તે મારો જીવ નરાતાર તારી સાસુ જેવો છે? પૂછ, આ રહી વહુ જો મેં એવો જીવ રાખ્યો હોય તો.'

વહુને બદલે દાનો બોલ્યો: 'એવો જીવ તેં રાખ્યો છે એમ ક્યારે અમે કહીએ છીએ? પણ તારાથી સારું લૂગડું પહેર્યું ખમાતું નથી...'

વચ્ચે લખી બોલી ઊઠી: 'તે શી રીતે ખમાય? આપણો મજૂરિયો અવતાર અને શાઉકાર લોક પહેરે તેવાં પાતળાં લૂગડાં કેટલા દહાડા ટકે?'

દાનો: 'તે ઓછાં રોજ એ પહેરીએ છીએ? કંઈ આવ્યેગયે ના પહેરાય?'

લખી: 'લોકો વાતો કરે છે તે તારે સાંભળવું હોય ત્યારે ને? કાલ સિનેમા જોવા બેઉ જણ બનીઠણીને ગયાં. તે વાસનાં જ વાતો કરતાં હતાં કે શાઉકાર વરણની આંખમાં આવશે તો કોઈ મજૂરીએ જ નહિ બોલાવે!'

દાનો: 'તને મેં કેટલા ય વખત કહ્યું કે એમ ઘરનું બધાને બીજાની બીક રાખવાના દહાડા ગયા. કોઈમાં મજૂરી કરવાનું જોર હશે તો આ ગામમાં નહિ તો બીજે ગામ મજૂરી કરી ખાઈશું, પણ કોઈથી ડરવાની વાત નહિ' અને વાલી સામે જોતાં એણે ઉમેર્યું: 'આવી નકામી રોજ લપ ઝૂડીને ખાલી હેરાન કરે છે. જો એની વાત માનવા જેવી હોય અને ના માની હોય અને તે ટીટીયારો કરતી હોય તો લેખે લાગે.'

લખીએ બીજો વિરોધનો મુદ્દો રજૂ કરતાં કહ્યું 'વાલી, તારે મોઢે જ ન્યાય કરજે. એના બાપા મરતાં લગી રણછોડ સાથે બોલ્યા નહોતા. મારા મરદ આગળ ય એ ના આવે એમ કહેતા ગયા હતા. એ રણછોડ સાથે આજે દાનો બેડરૂક રાખે તે માટે મારે બે વાનાં ના કહેવા પડે?'

વાલી: 'આ તમારી જોડેનું ઘર છાનુમાનું તમારા પિત્રાઈ પાસેથી લખાવી લીધું હતું તેની વાત કરે છે ને?'

લખી: 'હા, તારું ક્યાં અજાણ્યું છે? અમારે પણ ઓછું કોઈનું મફત જોઈતું હતું? સાડી ચારસોમાં નક્કી કર્યું હતું. દસ્તાવેજ કરવાનો કાગળ સુદ્ધાં આણ્યો હતો, અને એ રણછોડે આડું અવળું ભરવીને છાનોમાનો દસ્તાવેજ કરી લીધો અને અમારી સોનાની થાળીમાં લોઢાની મેખ મારી. બાકી જોડે જોડે ઘર હોત તો, એ તો ગયા, હું ય કાલે જઈશ, પણ દાનાના બે છોકરા છે તે બારસો લહેર કરત ને? બાપે જેનું મરતાં મોં ના જોયું એનું આજે દીકરો પૂછડું સુંઘતો ફરે એ મને કાળ જેવું ના લાગે?'

વાલીએ દાના સામે નજર કરી.

પોતાના પક્ષમાં ન્યાય આવતો જોઈ દાનો કંઈ બોલે તે પહેલાં લખીએ આગળ થઈ કહ્યું: 'આ એક જ વાતમાં બારો છે એવું નહિ મારે લોકો જોડે ના ફાવે તે દરેક સાથે એને ફાવે. રૂખી, મંછી અને અને રેવા. મારે એમની સાથે ઊભાં રહે ના બને. ત્યારે છોકરાની વહુ થઈ આ ક્યારની છાનીમાની બેઠી છે તે વહુને કાનકૂસિયાં કરવા જોઈએ. તું જ

કહે પછી મારે બોલવું ના પડે તો શું થાય !'

વાલીએ દાના તરફથી નજર ફેરવીને જીવી તરફ માંડી.

વચ્ચે સોની બોલી ઊઠી: 'મારે પણ સાસુ સાથે આજ મોટી રામાયણ છે. એમને જેમની સાથે ના ફાવે તેની સાથે મને કહેશે કે તારે બોલવું નહિ. હવે આપણે કૂવે–તળાવ ગયાં હોઈએ એટલે બોલ્યા-ચાલ્યા વગર કેમ ચાલે ? અને ના બોલે શી રીતે ? એ આપણી જોડે કંઇ વેર રાખતી ન હોય. પણ મારી સાસુને એ જ ખાંચ કે ના બસ, કોઈની જોડે બોલવાનું નહિ'

દાનો કહેઃ 'ઘરડાં માણસો બધાં એક સરખાં. એમને પોતાના સ્વભાવને લીધે કોઇની જોડે ના બને તેમાં છોકરાં શું કરે ?'

લખી ખિજાઇને બોલીઃ 'અમારો સ્વભાવ શું ખોટો છે ? હું મોઇ ભખ્ખાબોલી છું એટલે લોકોને નથી ગમતી. મારે કોઈ માણસ પ્રત્યે વેર નથી. જેનો છેડો ઝાલી છૂટું તે ય મારું ઘસાતું બોલે.'

વાલીએ ટેકો આપતાં કહ્યું: 'આપણા બેયને સરખું વેર્યું છે. મારે પણ તડ ને ફડ બોલવા જોઇએ એટલે બધાને હું કડવી વખ લાગું છું.'

દાનો; 'તમારી વાત માસી, જુદી છે, અને મારી માની વાત જુદી છે. તમારે તો તમારું કામ ભર્યું અને નોકરી ભલી. ઝાઝી ભાંજગડ નહિ. પણ મારી માને તો આખો દહાડો બીજો ધંધો નહિ એટલે ફળાવે આવો અને ઢીકણો તેવો એવી લોકોની ખોદણી જ. અને રાંડોની જાત, તે ઘડીએ હા એ હા કહે અને બીજી ઘડીએ સામાના જઇને કાન ભરે એટલે થાય બોલાબોલી. એટલે મારું માને એ જ કહેવું કે તારે લોકોની પંચાત શું કરવા કરવી પડે છે ? ખરાબ હશે તો ય, કોઇનું ઘર આપણે ઓછું ચલાવવું પડે છે કે એ બધી ભાંજગડ કરવી.'

લખીઃ 'તે સમજવાને મોઢું આપ્યું છે તે બોલવું ય નહિ ?'

દાનો: 'રીતનું બોલવું. ખપનું બોલવું.'

લખીઃ બધાં રીતનું બોલે છે ? ખપ વગરનું નથી બોલતાં ?'

દાનો: 'લોક ગમે તેમ છો બોલે, પણ આપણે ના બોલવું.'

લખીઃ 'ના કેમ બોલે ? માણસ છીએ એટલે વાત તો કરીએ જ ને !'

દાનોઃ 'તો લોકો તકરાર કરે તે ભોગવો. એમ તું જીભડી લપલપ કરીને ભૂંડાઇ કરું એટલે મારે કંઇ લોકો જોડે ભૂંડાઇ કરવી ? ના બોલવું !'

લખીએ ઓચિંતો ગ્રવાનો દૂકો મૂકતાં ડુસકાં ભરવા માંડ્યાં—લોકોની શું કામ વાત કરું. છોકરો અને વહુ જ મારાં નથી, એમની સાથે લહેણું નથી તો બીજાં સાથે હોય જ શાનું ?

દાનો: 'માસી ! આપણે કંઇ એના સાગ માટે કહીએ એટલે આમ રડીને આપણને ઓસિયાળું બતાવે. મેં બહુ દહાડા હજાયેય પાયે વેઠ્યું, પણ હવે વેઠાય તેમ નથી. આખા વાસમાં એકે ય ઘર લડયા વગર એણે બાકી મેલ્યું નથી. વહુની સાથે બાઝવાનું પણ એને આ જ કારણ કે હું જેની જોડે બાઝું તેની જોડે તું મેળ કેમ રાખે ? અને એ આજે બાઝે અને કાલે એની સાથે મેળ કરતાં શરમ પણ નહિ. એવું અમારાથી નથી થતું. એ મારો અને વહુનો વાંક !'

સોનીઃ 'માસી ! મારે પણ આ જ દુઃખ છે. 'એ' જરા શરમવાળા છે એટલે જુદા રહેતાં એમનો જીવ પાછો પડે છે. પણ કાયર થાય એટલે મને કહેશે તું તારે પિયર હમણાં જતી રહે. અને હું અહીં આવું ત્યારે મા કહેશે તું રિસાઈને કેમ આવી ?'

લખીઃ તમે જવાન છોકરાં ગમે તેમ માનો. પણ મારા છોકરાની વહુ રિસાઇને જાય તો મારાથી ના વેઠાય. તેમ સામાને પણ તું આવે એ વેઠાય ? એ તો આ કળજગ આવ્યો તેનો મહિમા છે, બાકી પૂછ વાળીને, અમારા વખતમાં વહુ જીવતી ને જીવતી મરી જાય પણ માબાપની સામે થઇ ઘણી ઉપરાણું





ના લે. અને આજે તો છોકરા જાતે વહુને ચડાવે છે એટલે વહુ માથે ધાધરી લઈ શું કામ ના બેસે?'

દાનો: 'ન્યાય હોય તે ભણી છોકરો બોલે એમાં ખોટું શું છે! વહુનું ઉપરાણું લઇ જો માને છોકરો દુઃખી કરતો હોય તો જુદી વાત છે. પણ તને કહ્યું કે તારો કાનભંભેરણી કરવાનો સ્વભાવ મૂકી દે કે અમને જુદાં રહેવા દે. તને ટંકે રોટલો ના આપીએ તો કહેજે.'

લખી' 'સાંભળ વાલી, ટંકે રોટલો જાણે આણે જ દીઠો હશે!' અને છોકરા તરફ જોઇ એણે કહ્યું: 'હજુ ઘરડી ઘરડી તને ટંકે રોટલો નીરે અને હું ખાઉં એ સો ગાઉના છેટાં' અને ફરી વાલી તરફ નજર માંડતાં કહ્યું: 'માન કે હું ભૂંડી છું, પણ બાપનો ટેક ના રાખે એને સપાતર શી રીતે કહેવો? રેણછોડ...'

દાનો' 'માસી! મારું માને એ જ કહેવું છે કે દુનિયામાં સુખી થવું હોય તો ગઇ ગુજરી ભૂલી જવી જોઇએ. જોવા જઇએ તો રણછોડે આપણું કશું દબાવી પાડ્યું નથી. ઘર આપણે રાખવું 'તું એવું એનેય રાખવું 'તું. બેઉને સ્વાર્થ હતો એટલે એ ઘર લેવા ફાવે તેમ કરે એમાં ખોટું શું કામ લગાડવું?. આપનાર ફરી ગયો અને આપણી સાથે નક્કી કર્યા છતાં એમને આપી બેઠો એટલે દોષ જોવો હોય તો વેચનારનો કહાય. એને લેવું 'તું એટલે એ દાવપેચ કરેરતો.'

વચ્ચે લખી ગાજી ઊઠી' 'એટલે તારા બાપ કરતાં તું વધારે ડાહ્યો એમ?'

દાનો: 'ડાહ્યાની આમાં ક્યાં વાત છે? એમને સૂઝ્યું એમ એમણે વે'વાર રાખ્યો અને મને સૂઝે એમ મારે વે'વાર રાખવાનો'

લખી જોરથી બોલી: 'હવે સાંભળ, વાલી, તારે મોઢે જ આ છોકરો શું બોલે છે? તારા દિયર સાથે તારે જિંદગીભર વે'વાર નથી અને આજે ગણેશિયો દાઢીમૂછનો ધણી થયો એટલે આની જેમ તને કહે કે તને ફાવે તેમ હું વે'વાર રાખીશ તો તારાથી વેઠાય?'

વાલી મનમાં બબડી' 'એ દુઃખે તો હું અહીં આવી છું!' પણ એ મોઢેથી ટંઇ જવાબ આપે તે પહેલાં દાનો બોલ્યો: 'એવો આડો દાખલો શું કામ આલે છે? એ તો પિત્રાઇનો વે'વાર થયો. માસીના દિયેરે તો ભત્રિજાઓની બાલાશ રાખવાને બદલે મિલકત પડાવી લેવા પ્રપંચ કર્યો હશે હતો, એમના ભૂંડામાં રાજી હતો, પછી અની જોડે માસીની ઉપરવટ થઇ ગણેશભાઇથી વે'વાર શી રીતે રખાય? રણછોડભાઇના લગ્નમાં કાકો થઇને એ આવ્યો નથી, પછી એની સાથે ગણેશભાઇ વે'વાર રાખે જ શી રીતે? રણછોડે કંઇ આપણું કશું લઇ લીધું નથી, ભૂંડું કર્યું નથી. એક વસ્તુ એને અને આપણે રાખવી હતી તેમાં એણે વેચાતી લીધી એવો વે'વાર ના રાખવાનું શું કારણ?' અને વાલી તરફ જોઇને એણે કહ્યું: 'કેમ માસી બોલતાં નથી? મારી વાત ખોટી છે?'

વાલી શું બોલે?

એ કંઇ ન બોલી એટલે લખીએ કહ્યું' 'વાલી, તારા મનમાં જે હોય તે કહેજે. મને ખોટું લાગશે એમ ના માનીશ મારું તો એટલું જ કહેવું છે કે આ છોકરો આ જ મને કહે છે કે તારો સ્વભાવ સારો નથી. પણ હું એને પૂછું છું કે જો હું ખોટી હોઉં તો તારા બાપ સાથે મેં મનખો કાઢ્યો શી રીતે? વાલી સાક્ષી છે, જો કોઈ દહાડો મેં એમનું વેણ ઉથાપ્યું હોય કે કંકાસ કર્યો હોય તો. મરતી વખતેય એમનો જીવ મારામાં. મેં એમને કહ્યું કે મારી ફકર ના રાખશો. છોકરો હાલ ઊઠીને મોટો થશે. બેપાંચ વરસ સુખેદુઃખે કાઢી નાખીશ ત્યાં સોરો છોકરો દાઢીમૂછનો ધણી થશે પછી મારે શી ફકર છે! અને એ વિચારસમું મનમાં ઓછું આવી જતાં લખીની આંખમાં આંસુ આવી ગયાં. ગળગળા સાદે બોલી: 'વાલી, છોકરો જુદો રહે એનું મને દુઃખ નથી. એ ટંકે ખાવા ન આલે એનું ય દુઃખ નથી. હજૂ હું મારો રોટલો પેદા કરું એવી સાબદી છું. પણ દનમાં




એ થયા કરે છે કે પેટના છોકરાની સગાઇ ધણી કરતાં ઊતરતી ? આજે છોકરો જુદો રહેવા ગયો છે, પણ 'એ' કદી મારાથી જુદા રહેત ? એમને મારો સ્વભાવ ખરાબ ના પડ્યો અને છોકરાને ખરાબ પડે એટલે મારે શું સમજવું ? એમને મારું જેટલું દાઝતું હશે તેટલું છોકરાને નથી દાઝતું એ તો ખરું ને ? આજે 'એ' હોત તો મારે કયું દુઃખ હોત ? સગો છોકરો થઇને મને કહે કે તારો સ્વભાવ મારો નથી, તો પછી પારકા લોક શું કામ ના કહે ? હમણાં છોકરો મારો પક્ષ લઈ બીજાં સામો થાય તો કોઇના શા ભાર છે કે મારી સામું બોલે ?' અને ફરી આંખમાં આંસુ લાવતાં એણે કહ્યું: 'એટલે મને રડ્યુ એ જ ઓછું આવે છે કે ધણી એ ધણી અને છોકરો એ છોકરો !'

[૨૩]

એ આખો દિવસ વાલીના અંતરમાં લખીના બોલનું જ રટણ ચાલ્યા કર્યું : 'ધણી એ ધણી અને છોકરો એ છોકરો !' અને જેમ જેમ દિવસ મેળ બેસતો ગયો તેમ તેમ એ રટણ જોર પકડતું ગયું. મણેશિયો આજે પણ ન આવ્યો. એના આવવાની આશા વાલીએ પિયર થી નીકળી ત્યારે છોડી દીધી હતી, પરંતુ આશા એમ છોડી શકાય છે ? આખો દિવસ એણે અહીં પણ દીકરાની પ્રતીક્ષા કર્યા કરી હતી, પરંતુ રાત પડી ગાડીનો વખત વીતી ગયો એટલે એના હૈયામાં ઊના ઊના ડામ ચંપવા મંડયા, અને એથી અંતરમા જે લાય ઉઠવા માંડી તે એક જ ઝોળ કાઢતી હતી કે ધણી એ ધણી અને છોકરો એ છોકરો !

અને લખીનું એ વજ્રબાણ એના હૈયામાં એવું સોંસરવું નીકળી ગયું હતું કે એ વખત વીતતાંની સાથે ઊંડે ને ઊંડે જતું હતું, વાલીને થતું હતું કે આજે એણે બીજું ઘર કર્યું હોત તો આમ આટલી ઉંમરે રિસાઇને ઘર છોડવાનો વખત આવત ? રડ્યું લખીનું વેણ છે તો ડહાપણભર્યું", સ્ત્રીનો સ્વભાવ ગમે તેવો હોય તો ય એનો ધણી વેઠે અને ધણીનો સ્વભાવ ગમે તેવો હોય તો ય એની સ્ત્રી વેઠે. દાનાની પેઠે મણેશિયાના મનમાં ય ખરું તો ખરું ને કે માનો સ્વભાવ સારો નથી. જો એવું એના મનમાં ના હોય તો મને મનાવવા આવ્યા વગર રહે ? અને 'એમની' સાથે મારે દસ વરસ લટિયાં ગૂંથાયેલાં રહ્યાં પણ એમને મારા ઉપર કેટલો ભાવ ? કદી મને છણકતા સાદે વેણ કહ્યું નથી. અને હું સારું પહેરું ઓઢું તે માટે એમણે કાળી મજૂરી કરી છે. ઘરમાં કોઇ નાનુંમોટું નહિ એટલે મારા કોડ પૂરા કરવામાં એમણે કશું બાકી રાખ્યું નથી. એમણે થીંગડું મારીને જાડુંપાતળું પહેર્યું હશે પણ મને એવું પહેરવા દીધું નથી. આખા ઢેડવાડાનાં કોઈએ જે સુખ માણ્યું નથી તે એમણે મને આપ્યું હતું. અને મેં એમના માટે શું કર્યું છે ? રોટલો પાણી કરી આપ્યો હશે એ જ કે બીજું ? બીજાં બૈરાંની જેમ એમણે મારી પાસે મજૂરી પણ કરાવી નથી. એમના જીવતા આખો દહાડો હું મજૂરીએ ગઇ નથી. જ્યારે ગઇ છું ત્યારે એક વેળા. ખાવાપાણીમાં અને ઘરનું કામ કરવામાં જ્યારે બીજાં બૈરાં આખો દહાડો મજૂરી કૂટે અને ઘરનું કામ વહેલુંમોડું કરે ત્યારે.

ધણીમાં અને છોકરામાં આટલો ફેર. છોકરાનું ગૂમુતર ધોઇ મોટા કર્યા. લોહી અને પરસેવો પાડી ઉછેર્યા અને જાત તાણીને દેવું કરી પરણાવ્યા, ઘરની મિલકત કરી આલી ત્યારે હું એને ચાનક લાગે તેટલા માટે ખાલી રિસાઇને આવી છું અને એને છપ્પન ઉપર ભૂંગળ વાગે છે ! અને અંધારી રાતે વાલી છાનીમાની રડવા લાગી.

એને એ જ સૂર બોલાતું હતું કે ધણી બચારો જોવા જઇએ તો અમો સારુ કાળી મજૂરી કરીને તૂટી જાય છે અને ઉપરથી એનો થઈ રહે છે. જ્યારે અમી છોકરા સારુ મરી ફીટી છે અને દીકરાને એની પડી હોતી નથી ! મારી જ વાત, રિસાઈને આવતી તો આવી છું પણ મનમાં જીવ બળ્યા કરે છે કે હું ક્યાં આ ધખો કરી બેઠી. ઘેર રહીને એ આવ્યો હોત ત્યારે બે વાના કર્યાં હોત તો આટલો વલો-પાત તો ના કરવો પડત ?





અસ્ત્રી–પુરુષની સગાઈ સાચી હોય તેવું જ જ્યાં ત્યાં દેખાય છે ને? મારો મશુરિયો હું મારો છે એમ માનતી હતી, અને આજે મારો મટી વહુનો થઈ ગયો. બેઉની એક ગાંઠ થઈ ગઈ અને તળિયો તેડેનો તેડે તેમ હું લટકતી રહી ગઈ. ઉકાકાકાની બચારાની એ દશા થઈ છે. નર્મદા ગોરાણીની એ દશા થઈ. નવા શેઠ જેવા પહોંચેલ આદમીનું પણ એમ થયું, આવી તો મારા જેવી મારી બેનની દશા થઈ છે. વળી ભાણી સોની કહે છે કે મારી અને 'એમની' એક ગાંઠ છે એટલે સાસુથી રિસાઈને હું આવી છું! તો રડયો શું અમારાં બધાં ઘરડાંનો સ્વભાવ ખરાબ અને આજકાલનાં છોકરાંનો સારો એમ? એમને દહાડા થયા એટલાં તો અમને વરસ થયાં અને અમે મૂરખ? ખરી રીતે અસ્ત્રી–પુરુષની સગાઈ સાચી અને માવતર–દીકરાની સગાઈ કાચી!

મેં રંડાપો આવ્યો ત્યારે બીજું ઘર કર્યું હોત તો આજ મારે કશું દુઃખ ના આવત. અને ખુશાલનો બોલ વાલીને સાંભરી આવ્યો. રડયો ભાઈ તો મને તે દહાડે જ કહેતો હતો કે ધણી કરી તો આખી જિંદગીની નિરાંત અને છોકરાઓ તો વહુ આવે એટલે માના મટી વહુના થવાના.

મેં તે દહાડે એનું એ વેણ માન્યું હોત તો આજે આ દુઃખ આવીને ના ઊભું રહેત. અને એ સાથે જ એને પોતાને નવાઈ થાય તેવો વિચારનો વંટોળિયો આવ્યો: 'હજુ શું બારુમોળું થઈ ગયું છે? છોકરાને મારી જરૂર ના હોય તો બીજું ઘર કરીને એમને ખબર પાડતા શું થાય છે?' અને એ સાથે જ વાલી તરંગે ચડી ગઈ: 'મારી ઉમર ચાલીસ ને ચાર થઈ પણ શરીર એટલું ઘરડું નથી થયું. કોઈનું ઘર માંડું તો એનો ધંધો રૂડું એટલી હજૂ મારામાં સામરતી (શક્તિ) છે.' અને એ સાથે એની દૃષ્ટિ સન્મુખ છોકરા છોડીને ઘેર બાળક હોવા છતાં નવું ઘર કરેલી દાની અને પસી ખડાં થયાં. દાની મારા કરતાં જરા નાની કહેવાય પણ પસી તો ઘરડી ડચી જ કહેવાય. જે લઈ જાય તેને ખાંડું ઢોર પાળવવા જેવી ગણાય અને એને લઈ જનાર મળ્યો! હું તે દહાડે એને ફીટકાર દેતી'તી કે રાં લાકડામાં જવાની થઈ ત્યારે આને શું સૂઝયું! પણ આજે હવે સમજાય છે કે છોકરા અને વહુના ગોદા નહિ વેઠયા હોય એટલે એ ધંધો કર્યો હશે

અને અસ્ત્રી–પુરુષનો સંબંધ પણ સાચો છે કે એકમેકને બેઉ નભાવે છે. આ છોકરાં સ્વભાવ સ્વભાવ કરે છે, પણ મારી પાડોશમાં રહે છે એ સંચાગનો સ્વભાવ જુએ ત્યારે ખબર પડે કે ખરાબ સ્વભાવ તો આનું નામ. ધણીને પણ મણ મણની ગાળો ભાંડે છે અને એ જ ધણી એનું ઉપરાણું લઈ અમારા ફળિયા જોડે લડવાડ કરે છે. મને એમ થતું કે આ ધણી જ મૂઓ રાંડવો છે, બાકી બીજો હોય તો પૂછડે ગાંઠ વાળી એને તરતજ તગડી મૂકે. પણ આજે મને સમજાયું કે તગડી શી રીતે મૂકે? અસ્ત્રીપુરુષનો સબંધ સાચો એટલે ગમે તેવો સ્વભાવ હોય પણ એક બીજાનો ગંધવો ગમે જ!

આજ સુધી હું ગંડ ગર્વ લેતી હતી કે હું કેવી બહાદુર કે નાનપણમાં રાંડી પણ બીજું ઘર ના કર્યું અને છોકરાનું ઘર કર્યું! પણ હવે આજે રહી રહીને સમજાયું કે છોકરાનું ઘર કરવા ગઈ તેમાં મેં મારું ઘર ખોયું. છોકરો–વહુ એક થયાં અને હું રઝળતી થઈ. હું મરું કે જીવું એની એમને ક્યાં પડી છે? હજુ હું મારું સંભાળું તો શું ખોટું છે? નાતમાં થાય છે એટલે ઓછી કાળી ટીલી ચોંટવાની હતી! લોક કહી કહીને એટલું જ કહેશે ને કે રહી રહી વાલીને આ શું સૂઝયું? પણ કોઈ એમ તો નહી કહેને કે છોકરાં રઝળાવીને એણે ધંધો કર્યો! એ હવે મોટા થયાં છે, એમને મારી જરૂર નથી એટલે એ એમને રસ્તે ને હું મારે રસ્તે. પાશેરામાં પહેલી પૂણી છે ત્યાં મને છોકરોવહુ ના ગણે તો હજુ લાંબા દહાડા કાઢવાના એમ એમનું ઓશિયાળું થઈને મારાથી ના જીવાય.

અને રાતે વાલીને જ્યાં સુધી ઊંઘ ન આવી ત્યાં સુધી વળા વળીને લખીનું વેણ હૈયામાં ભોંકાયા કરતું હતું—ધણી એ ધણી અને છોકરો એ છોકરો!

[ આવતા અંકે પૂરી થશે ]

# જંગલી બિલાડી અને શીયાગોશ.

પદ્મુબેન કંચનરાય દેસાઈ

અત્યાર સુધી આપણે જે પ્રાણીઓ જોયાં તેમાં બિલાડીના બે વર્ગ આવી ગયા. તેમાં એક ચિત્તા અને બીજો મોટી બિલાડીનો વર્ગ. ચિત્તો, જે બીજી મોટી બિલાડીઓથી તેના નખોને ઢાંકણુ ન હોવાથી જુદો પાડી શકાય. અને બીજો વર્ગ દિપડા કુટુમ્બ જેમાં સાવજ, વાઘ, અને દીપડાનો સમાવેશ થાય છે કે જેઓની ખોપરીમાં તેના નાક ઉપરનાં હાડકાં અને કપાળનાં હાડકાંનું અમુક પ્રકારનું ખાસ જોડાણ દેખાઇ આવે છે. જ્યારે હવે આવતી ત્રીજા વર્ગની બિલાડી જેઓ બિલાડી જ છે તેમાં કેટલીક નાના કદની અને કેટલીક મધ્યમ કદની બિલાડીઓ આવે છે. આ બિલાડીઓના નાક ઉપર જે હાડકું આવે છે તે બીજાં પ્રાણીઓને હોય છે તેવું છે. તેની બીજી શરીર રચના મોટી બિલાડીથી તેના અવાજના ધોગપણાથી જુદી પાડી છે. નાની બિલાડીઓ સાવજ દિપડાની માફક ડણુકતી નથી અને ખુશી અને સંતોષ બતાવવા તેઓ નાક વાટે ધીરો ઘુરઘુરાટ કરે છે. આનો ઘુરઘુરાટ મોટી બીલાડીઓ જરાય કરી શકતી નથી. જ્યારે પાછા તેનાથી જુદા પડતા ચિત્તા તથા શીયાગોશ તેવો ઘુરઘુરાટ બરાબર કરી શકે છે.

## જંગલી બિલાડી

આ બિલાડીઓ પોતાના વસવાટ માટે લાંબો-ચોડો પ્રદેશ પસંદ કરે છે. જેમાં આફ્રિકા, પશ્ચિમ એશિયા હિન્દુસ્તાન અને સીલોન, બર્મા અને ચીનનો સમાવેશ થાય છે.

સૌરાષ્ટ્રમાં આ જંગલી બિલાડી બહુ સાધારણ રીતે મળી આવે છે. અને હિન્દમાં ઉત્તરે હિમાલયથી માંડી કન્યાકુમારી સુધીનો પ્રદેશ છે. તેઓની પસંદગી સુકકા દેશ ઉપર વધારે ઉતરતી હોય છે. જેમાં ઘાસનાં બીડ, જાળાં ઝાંખરાંનાં વનો અને પાન ઉગેલા નદી અને સરોવર કાંઠામાં સમાવેશ થાય છે.

તેના લાંબા પગ અને પ્રમાણમાં ટૂંકી પુંછડીઓ જંગલી બિલાડીને બહુ જુદો દેખાવ આપે છે તેમાં તેની ઝાંખા લીલા રંગની આંખ તેની સીદ્ધી કુરતાની ઝાંખી કરાવે છે. તેની રૂંવાટીનો રંગ રાખોડી અથવા પીળો રેતીયો હોય છે. તેની પુંછડીમાં કાળા ગોળ લીટીઓ હોય છે અને છેડો કાળા રંગનો હોય છે. તેના પંજા ઝાંખા પીળા અને નીચેના ભાગમાં કાળા અથવા કથ્થાઇ રંગના હોય છે. તેના કાન રતાશ પડતા અને છેડે કાળા વાળની નાની ટોચીઓ વાળા હોય છે. શરીરના નીચેના ભાગમાં ઝાંખા દેખાતા પટ્ટા ટાંગ અને પેટાળમાં હોય અને તેની આખા શરીરની લંબાઈ લગભગ બે ફીટ અને નવ ઇંચની હોય છે.

જંગલી બિલાડી પોતાના શિકાર માટે ઘણી વખત દિવસના ભાગમાં ફરતી નજરે ચઢે છે. પણ ખાસ તો સાંજના અને વહેલી સવારમાં જ તેઓ પોતાનો ખોરાક શોધે છે. જ્યારે તે ખુલ્લી જગ્યામાં ચાલી જતી હોય ત્યારે તો આપણે તે નાના દીપડાનો ભાસ કરાવે છે. તેઓ ખાસ કરી નાનાં ચોપગાં અને પંખીઓને મારી ખાય છે. પણ જેઓ ગામડાં આસપાસ વસે છે તેઓ તો એટલી બધી હિંમતવાન થઇ જાય છે કે મુરઘીઓ ચરતી ફરતી હોય અને તેનો માલીક બેઠો હોય છતાં તેની નજર સામેથી એકાદ મુરઘીને પકડીને ઉપાડી જાય છે. આ બિલાડીની હિંમત તેના ગજા ઉપરાંત છે સાથે એટલી જ ચપળ, ચાલાક અને મજબૂત પણ છે. આવી ચપળતા અને મજબુતાઇ તેઓને પોતાનાથી મોટા પ્રાણીને હુમલો કરી દબાવી દેતાં અચકાતી નથી.

મેં પોતે જંગલી બિલાડીને સાંજના ચાર વાગે એક કબુતરના ઘેરા ઉપર પડતાં અને એકને દબાવી દેતાં જોયું છે. આ વખતે પેલાં કબુતરો ચણવામાં એટલાં મશગુલ હતાં કે જ્યારે તેમાંના એકને ફફડાટ કરતાં સાંભળ્યું ત્યારે જ બીજા ઊડી ગયાં. શિકારને ધ્યાનમાં લઈ તે પેલા ચરતા ઘેરાથી પચાસ વાર દૂર ભોંય સરસી બેસી ગઇ અને જેમ જેમ ઘેરો ચણવામાં તલ્લીન થતો જાય તેમ તેમ તેણે જમીન ભરી લીધી અને પોતાની છલંગના અંતરમાં તે આવી એટલે બસ વિજળીની ચમક લાગે એમ ખ્યાલ બહાર





ચડતા કબુતરને દબાવી દીધું. અને એટલી ઉતાવળી ગતિએ ત્યાંથી ભાગી ગઇ.

જ્યારે તે પાળેલાં મુરઘાં બતકાં ઉપર ખાવા માટે હળી જાય છે ત્યારે તો તે ત્રાસ વરતાવે છે, ખાવા માટે મારી લેવાને બદલે તે લોહી તરસી થઈ રમન ઉપર ચઢી જઈ ઘણાંને મારી નાંખે છે. અને સારી મોટી સંખ્યાનો ખોડો (મુરઘાં રાખવાની જગ્યા) મુરઘાં વિહોણો કરી નાખે છે. એવી એક રાતમાં ત્રીશ ચાલીશ મુરઘાંને મારી નાખવાના તો ઘણા દાખલા મળી આવે છે.

અજવાળી રાતમા અને સાંજના આછા અજવાળામાં તે જો ખરગોશ અથવા સસલાને જોઈ જાય તો તે બરાબર પીછાની લે છે કે આ જ કેડીએ આવશે અને તે કેડી ઉપર તેની નજર રાખી દબાઈને બેસી રહે છે. ખરગોશ જ્યારે તે કેડી ઉપર ચાલ્યો આવે ત્યારે તેની ઉપર હુમલો કરી તેને પકડી પાડે છે.

તેઓ કઇ ઋતુમાં ખાસ બચ્ચાં આપે છે તે ખબર નથી પણ મને તેનાં બચ્ચા સપ્ટેમ્બર ઓકટોબરમાં મળી આવ્યાં છે. એક બે વખત હું ખેતરમાં થોડા માણસો સાથે ચાલ્યો જતો હતો ત્યારે એક જાળામાં લાકડી પછાડી તો એક જંગલી બિલાડી ભાગી. અમને સ્હેજ કુતુહલ થયું અને અંદર જોયું તો તેમાં આખળી હતી અને તે આખળીમા ત્રણ નાનાં બચ્ચાં અમને જોઇ દબાઇને બેસી ગયેલાં દેખાયાં હતાં. ઘણા એમ માને છે કે તેને બે વીંયાજણ હશે તેનાં બચ્ચાં પાળી શકાય છે અને જ્યારે ખુશીમાં હોય ત્યારે ઘુરઘુરાટ કરતાં સંભળાય છે. પણ અજાણ્યાને હાથ અડકાડવા દેતા નથી. આવું એક બિલાડીનું બચ્ચું અમારા પીલ ગાર્ડન્સમાં છે. તે તેના રખેવાળનું એટલું હેવાયું છે કે તેણે તેને મોંમાં લાકડી રાખી પાછલા બે પગ ઉપર બેસતાં શીખવ્યું છે.

## રણ બિલાડી

આ બિલાડી રાજપુતાના, કચ્છ અને સિંધની રેતાળ ટેકરીઓ અને રણ પ્રદેશમાં દેખાય છે. જ્યાંથી તેઓ વધારે સુક્કા પંજાબ, કાઠિયાવાડ અને મધ્ય પ્રાન્તના પૂર્વ ભાગમાં વસતી થઇ છે.

આ રણ બિલાડીની ખોપરી તથા દાંતથી અને એ સિવાયની બીજી વસ્તુઓથી આપણે નક્કી કરી શકીએ છીએ કે આફ્રિકાની જંગલી બિલાડી અને યુરોપમાં થતી જંગલી બિલાડીની સમાધમાં હશે. અનાયાસે પ્રાણીશાસ્ત્ર વિશારદ શ્રી. પોકોકની એવી માન્યતા છે કે આપણા ઘરમાં અને ગામડામાં ફરતી બિલાડી કે જેમાં બે જાતો મનાય છે, એકનો રંગ કાબાવાળો અને લીંટીઓ વાળો હોય છે. જ્યારે બીજીનો રાખોડી અથવા પીળાશ પડતા રાખોડી રંગનો હોય છે. આ બન્ને બિલાડીઓ આફ્રીકાની જંગલી બિલાડી ઓલાદ તેને કોઈએ પાળીને સોધી હોય અથવા તો પૂર્વે તેઓ હિન્દમાં વસતી હતી એમ મનાય છે. આની પહેલાં આપણી એવી માન્યતા હતી કે ગામડી બિલાડીની ઓલાદ આપણી જંગલી બિલાડીમાંથી ઉતરી આવેલી છે. પણ આ ઉપલી બાબત માનવાને શ્રી પોકોકને કોઇ ખાસ નિશાન મળતાં નથી. જો હિન્દમાં પાળેલી અને જંગલી બિલાડીના મેળથી બચ્ચાં થયાંની પાકી ખાત્રી હોય તો તે જાણવાની ઘણી મજા આવે.

રણ બિલાડી આપણી ઘરની બિલાડીથી કદમાં કાંઇ મોટી હોતી નથી. તેનો રંગ રાખોડીમાં ઝાંખી પીળી ઝાંયવાળો અને કાળા કાબાવાળો હોય છે. તેના ગાલ ઉપર આડી બે પટ્ટીઓ આવે છે. અને જાંગની બહારના ભાગમાં આડી લીંટીઓ અને આગલા બાવડાનાં અંદરના ભાગમાં બે કાળી લીંટીઓ હોય છે. દાઢી, ગળું અને છાતી કાબા વિનાનાં સફેદ હોય છે, પુંછડીના મૂળથી અર્ધે સુધી કાળી લીંટીઓ આવેલી હોય છે. કાનનો રંગ પીઠના રંગને મળતો આવે છે અને તેને છેડે થોડા કાળા વાળની ટોશીઓ હોય છે. આ બિલાડીએ રણ અને વનસ્પતિ વિનાની ટેકરીઓ વસવાટ માટે પસંદ કરી છે. કે જ્યાં તેઓ ઉંદર, સસલાં અને પંખીઓ



મારી ખાય છે. અને ક્યારેક તો મુડદાલ માંસ પણ ખાઈ જાય છે.

મને તેનાં બચ્ચાં આપવાની ઋતુ વિશે માહીતી નથી. આ બિલાડી મને ઓળખાવવા માટે હું આમારા કુ. શ્રી. ધર્મકુમારસિંહજી સાહેબનો ઋણી છું.

## શીયાગોશ

આ કુટુમ્બમાં ત્રણ વાડાનાં પ્રાણીઓનો સમાવેશ થાય છે. એમા સહુથી પહેલા વાડાનું પ્રાણી ઉત્તર અમેરિકા યુરોપમાં દક્ષિણ યુમધ્ય, અને એશિયામાં પશ્ચિમ હિમાલયમાં થાય છે. બીજો વાડો મધ્ય અમેરિકાથી દક્ષિણ મેક્સીકો સુધી થાય છે. અને ત્રીજો વાડો તે આપણું શીયાગોશ જે દક્ષિણ પશ્ચિમ એશિયા અને આફ્રિકાના મોટા ભાગમાં વસે છે.

આપણે ત્યાં આ પ્રાણી સિંધુની ખીણ, ગીલ-ગીટ, લદાક અને તીબેટમાં થાય છે એટલે તેને ત્યાં કાશ્મીરમાં જે નામ આપવામાં આવ્યું છે તે વાપર-વામાં સરલતા છે. આ પ્રાણી ત્યાં પટસલમના નામથી ઓળખાય છે. તેઓ ઉત્તર યુરોપ અને એશિયામાં જે પટસલમ થાય છે તેનો અને આપણી હિન્દની હદમાં થતાં પટસલમનો રંગ જેવો જ રેતીયો રાખોડી અથવા રતાશ પડતો પીળો રંગ હોય છે આ મધ્યમ કદની મજબૂત બાંધાની બિલાડીની પુંછડી ટૂંકી, પહોળું માથું અને પહોળા ત્રિકોણ આકારના ફુંમકા-વાળા કાનથી ઓળખાઈ જાય છે. તેના પંજા મોટા અને નખો તેમાં બરાબર પાછા ખેંચાઈને ઢંકાઈ જાય છે. અને તળીઓ થોડે ઘણે અંશે બાલથી ઢંકા-એલી હોય છે. તેના ચહેરાની બન્ને બાજુ થોભીયા શોભી રહે છે. ઉનાળામાં તેની રૂંવાટીમાં છાંટણાંની ભાત પડે છે. જ્યારે શિયાળામાં તે રૂંવાટી ખુબ લાંબી થઈ જવાથી તેમાં તે ભાત હોવા છતાં સાફ દેખાતી નથી. પણ પગ અને જાંગમાં તો જરૂર તેઓ દેખાઈ આવે છે.

પટસલમ બહુ ઉંચા પ્રદેશનું પ્રાણી છે કે જ્યાં તેઓ નાનાં મોટા પંખીઓ અને પોતે મારી શકે એવા ઉંદરથી માંડીને મોટાં ઘેટાં બકરાં સુધીનો શિકાર મારી પોતાનું ગુજરાન ચલાવે છે. પટસલમ બહુ ક્રુર દેખાવનું પ્રાણી છે તેની કાતીલ નજર અને તીવ્ર ક્રોધ માટે તો તે બહુ પ્રખ્યાત પ્રાણી છે. આ જનાવર બહુ ભાગ્યે જ નજરે ચડે છે. એટલે તેની બીજી કોઈ ખાસ ખાસીયત વિશે પુરી માહિતી મળતી નથી. તેઓ બે થી ત્રણ બચ્ચાંને એકી સાથે જન્મ આપે છે અને માદા તેઓને ટાઢ તરફથી બચાવવા કુદરતી કોતર કે પથ્થરનાં પોલાણમાં સાચવે છે.

પટસલમનો મને કોઈ પ્રાણી સંગ્રહાલયમાં જોવાનો લાભ મળ્યો નથી.

## શીયાગોશ

હવે આપણે આપણી નજીક થતા શીયાગોશનું અવલોકન કરીએ. શીયા એટલે કાળા, ગોશ એટલે કાન. કાળા કાનવાળું પ્રાણી એટલે શીયાગોશ. તેઓ સિંધ અને કચ્છની ઉત્તર અને ઉત્તર પશ્ચિમ ટેકરી-ઓમાં સાધારણ દેખાતું પ્રાણી છે. પંજાબ, રાજપુ-તાના, યુકત અને મધ્ય પ્રાન્તનાં સુકકા પ્રદેશમાં પણ થાય છે. અને હિન્દ બહાર તેઓ ઈરાન, મેસેપોટે-મીયા, અરબસ્તાન અને આફ્રિકાના ઘણા ભાગમાં તેઓ વસે છે.

શીયાગોશને પણ પટસલમ જેવું પહોળું માથું અને ફુંમકાવાળા (ટોચીઓવાળા) કાન. અને બરા-બર તેની માફક પાછળના પગો આગલા પગો કરતાં ઊંચા હોય છે પણ તેનો બાંધો તેના જેટલો કદાવર નથી હોતો. અને તેના કરતાં લાંબી હોય છે. શીયાગોશની ખોપરી પટસલમની ખોપરીને મળતી આવે છે. પણ પ્રમાણમાં જરા સાંકડી અને કપાળ અને ચહેરાનો ભાગ બીલાડીને મળતો ઘણી રીતે આવે છે. શીયાગોશની રૂંવાટીનો રંગ એક સરખો રતાશ પડતો ગભોડી અને પેટાળમાં તે સફેદાઈવાળો અથવા ઝાંખો પીળો હોય છે. પટસલમ જેટલી ઘટ રૂંવાટી શીયાગોશને હોતી નથી પણ છતાં એટલી આછી પણ નથી. પેટાળમાં અને નીચેના ભાગમાં ઝાંખા ટપકાંનાં નિશાન પડેલાં હોય છે અને ક્યારેક આ ટપકાં પીઠ ઉપર પણ વરતાઈ આવે છે.





આ પ્રાણી બહુ શરમાળ એટલે આઝાદીમાં તેનો અભ્યાસ બહુ મુશ્કેલ છે. અથવા તો હજુ બહુ થોડો થયો છે શીયાગોશ રણ અને ,જાળાં ઝાંખરનું વન વસવાટ માટે પસંદ કરે છે. કે જ્યાં તેઓ ચરતાં ફરતાં પંખીઓને ઉડયા પછી કૂદીને પકડી લે છે. તે સિવાય ખરગોશ ઉંદર, ખીસકોલાં તથા હરણને પણ પકડી પાડે છે. ભૂખ્યું શીયાગોશ પોતાનાથી બેવડા કદના પ્રાણી ઉપર હુમલો કરતા અચકાતું નથી. અને મોટા કાળોતરા નાગને પણ લઇ ખાઈ જાય છે.

શીયાગોશ પાળવાનો અને તેને કેળવીને કામ લેતાં જોવા હું ભાગ્યશાળી થયો છું. તેઓ ચિત્તાની માફક જ કાબૂમાં કરી શકાય છે. અને એક વખત હળી ગયા પછી તો પાળેલી બિલાડીની માફક આપણી પાછળ પાછળ ભમે છે. તેને જ્યારે શિકાર ઉપર છોડવું હોય ત્યારે બન્ને હાથથી તેડીને શિકારવાળી જગ્યાએ લઇ જવામાં આવે છે. અને હાંકામાં નીકળતા ખરગોશને જોઇ તેની પાછળ મૂકી દેવાથી આપણે તેને છૂટેલું જોઈએ અને પછી તે ખરગોશને પકડીને બેઠું હોય તે જ જોઇએ. આ ઉપરથી સ્હેજે વિચાર આવી શકશે કે તેની ગતિનું માપ કેટલું હશે!

કબુતરનો ઘેરો ચણવા ઉતર્યો હોય અને શીયાગોશને તેના ઉપર છોડયું હોય તો તેની વીજળીક ત્વરામાં તે બેઠેલાં ચાર પાંચ કબુતરોને રોકી લે અને તેઓ પાંખો વીંઝી ઉડે તે વખતે કૂદી કૂદીને ચાર પાંચને રોકી લે છે. તેનો ઉંચો કૂદકો આઠથી દશ ફીટનો થાય. આવી અજબ ચપળતા અને ગતિ જોવાને રાજા મહારાજા બહુ આગ્રહ રાખતા, અને એટલે જ પ્રાણીઓને કેળવનાર કસબીઓની કદર હતી.

આમાં એક હકીકત રસપ્રદ દેખાય છે તે એ કે બિલાડીઓ તો ઘણી જાતની થાય છે પણ તેમાં શીયાગોશની પાછલા પગની બનાવટ ચિત્તાને ઘણી રીતે મળતી આવે છે. આમા તેની બીજી ખુબી એ છે કે તેની આંખ અને પગ બન્ને જાણે એક સાથે કામ આપતા ન હોય! તેમાં તેના પગનાં તળિયાતો જાણે જમીનને બરાબર પકડવા માટે જ સર્જ્યાં ન હોય? જ્યારે બીજી નાની અને મોટી બિલાડીઓના પગ વધારે નરમ હોય છે.

તેઓ બે થી ત્રણ બચ્ચાં જમીનમાં ખોદેલા ખાંન અને પોલાં વૃક્ષોના મૂકે છે.

★

## દુન્યવી ડહાપણ

ઇવાન ટર્ગેનેવ

અનુ. શિવશંકર પ્રા. શુકલ

એક ખાઈ બદેલા ઠગે મને એક વખત કહ્યું હતું કે શત્રુને ખૂબ જ થકવી નાખવો હોય અથવા નુકસાન પહોંચાડવું હોય તો તમારા પોતામાં જે ખોડ કે દુર્ગુણ તમને દેખાતા હોય તેનો જ આશ્રય લઇ તમે જ એની નિંદા કરવા માંડો, તમે તમારી જાતે ખૂબ ગુસ્સો બતાવો અને નિંદાના ઢગલામાં દાટી દો. શરૂઆતમાં લોકોને તો એમ લાગશે કે તમે એ દુર્ગુણથી મુક્ત છો.

અને બીજી વાત એ બનશે કે સાચા ક્રોધનો તમે ઉપયોગ કરી શકશો....અને તમારા પોતાના અંતરાત્માના ઠપકાને પણ માર્ગ મળશે.

દાખલા તરીકે જો તમે બેવચની હો તો તમારો શત્રુ અચોક્કસ વિચારનો છે એવી એની નિંદા કરો.

"જો તમારા લોહીમાં જ ખુશામત કરવાની વૃત્તિ હોય તો એ ખુશામતીઓ છે, સંસ્કૃતિ અને સમાજવાદના વખાણ કર્યા કરે છે એમ જણાવી દો"

"અને વળી કોઈ એમ પણ કહે ખુશામતખોરોની ખબર લેનારાઓનો એ ખુશામતીઓ હતો?" મેં ઉમેર્યું.

"શા માટે નહિ! ઠગે કહ્યું.

# બલિરાજાનો દેશ !

પ્રબોધ ચોકસી

સપાટ ભૂમિ ગુજરાતમાં રહેનારને મલબાર વિસ્મય વિમુગ્ધ કરે એમાં કશી નવાઇ નથી. ભૂમિ, વનસ્પતિ, મનુષ્યો, ભાષા, સંસ્કાર, રીતરિવાજ બધું જ ગુજરાતથી જુદી જાતનું. કહે છે કે રામથી હારીને પરશુરામે પૃથ્વી છોડી ત્યારે પોતાને વસવા આ ભૂમિપટ્ટી એમણે સમુદ્ર પાસેથી જીતી લીધી. કોઇ મલબારનું પિતૃત્વ વિશ્વામિત્રને નામે ચઢાવે છે અને કહે છે કે ત્રિશંકુને ઇંદ્રે સ્વર્ગમાં ન પેસવા દીધો તેથી ખીજાઇને વિશ્વામિત્રે નવી સૃષ્ટિનું સર્જન કર્યું. એ આ મલબાર ! સમાંતર વિશ્વ સરજતાં વિશ્વામિત્રે નારિયેળ બનાવ્યાં અને માત્ર જીવ મૂકવાની વાર હતી નહીં તો હજી આજે યે એ વિશ્વામિત્રી નારિયેલ માનવો સહુએ આપણે જીવસટોસટની લડાઇ કરતાં હોત ! મલબારમાં બલિરાજાનું માન અને મહત્ત્વ ભારે છે. અમારો શેખરન્ જ્યારે પોતાના પ્રાચીન મહારાજા "મહાબલિ"નું વર્ણન મારી પાસે કરતો ત્યારે એની ઉદારતા, દાનશૂરતા વગેરેની મોટી પહોળી વાતો કરતાં એના લંબગોળ ચહેરામાં વિસ્ફારિત ડોળા, ફુલેલા ગાલ તથા બુદ્દા હોઠનું અત્યંત અધોગમન વગેરે દૃશ્યમાન ફેરફાર કરતાં. મલબારીઓ એ મહાબલિના સ્મરણમાં આજે પણ અહોભાવપૂર્વક "વિષુ"ના તહેવારો ઉજવે છે.

કહો ન કહો, ક્રોધર્ષિ વિશ્વામિત્રે બનાવી તેથી કે પછી દાનવરાજ બલિની ભૂમિ હોય તેથી, પણ આ ભૂમિ ગુજરાતીઓ માટે પણ છે વિચક્ષણ ! ગુજરાતીઓ પોતાને પોષતી એ ભૂમિમાતાના અન્નનો ઓડકાર ખાતાં ખાતાં પણ એની નિંદા કરવાનું ચૂકતા નથી. કહે છે કે આ ભૂમિ જ કજનવી છે. "नुपूरम् चैव जानामि" કહેનાર પવિત્ર લક્ષ્મણજી પણ આ પ્રદેશમાં પગ રાખતા મતિભ્રષ્ટ થયાનું એ કિંવદંતિ પ્રચારકોની પોથીમાં નોંધેલું છે ! એકવાર જેણે મલબારનું પાણી પીધું એને ત્રણ વાર ફરી ફરીને ત્યાં આવેજ છૂટકો એવો તો માયાવી પ્રભાવ ત્યાંના પાણીનો મનાયો છે. "કેટુ" અને "મુદરાળી" (મુદ્રાવાળી–!) તરીકે ઓળખાતા ગુજરાતીઓ એકવાર મલબારી સમાજમાં ખૂબ માન પામતા હશે. દાનવીર શેઠ નાગજી અમરસી તો ચાલુ મલયાલી ભાષાની કહેવતમાં પણ મઢાઇ ગયા છે. પણ આજે જન સામાન્ય તો ગુજરાતી માટે "પરદેશી શોષક" એવો ખ્યાલ ધરાવે છે, અને ગુજરાતીઓ પણ એ પારકા મુલકમાં જઇ સ્થાવર મિલકતો જમાવી હજી પણ "ગુજરાતી જ" રહેવાની ભૂલ કરી રહ્યા છે.

મલયાલી સમાજનું બંધારણ જોઇ શરૂમાં તો ભારે નવાઇ લાગે. એ રિવાજોને આર્ય કહેવા કે દ્રવિડ કે પછી સંકર એ કઠણ છે. અહીંની મૂળ પ્રજા વન્ય માનવોની હતી. એમની પણ કંઇક સંસ્કૃતિ જરૂર હતી. મલબાર સાગરકાંઠાનો મુલક છે. પ્રાચીન મિસર અને સુમેર સાથે એને વહાણવટાંનો સંબંધ હતો. મિસર ક્રિટ અને સુમેરમાં મલબારનું ઇમારતી સાગ મળી આવ્યું છે ! મુન્શી એક જગ્યાએ પ્રાચીનતમ વેપારી પ્રજા ફિનિશિયનોને આર્ય–શામનો સંકર ગણાવે છે અને બલિરાજાને પણ મધ્યપૂર્વના પ્રાચીન દેશોમાં થઇ ગયેલો ગણાવે છે. મહાબલિની પૂજા કરતા મલબારીઓના પૂર્વજો આ પ્રાચીન દરિયાખેડૂ મિશ્ર આર્ય–શામ પ્રજા અને એ તરફના બલિનું કેટલું રક્ત ધરાવતાં હશે ! ખેર ! એ કલ્પનાને આભે એટલાં આપણાં ભેજાં ઊંચાં ન પહોંચે તોયે એટલું તો ખરું કે જૂના જગતની સાગરખેડૂ પ્રજાઓ અને ઉત્તરમાંથી આર્યોએ હાંકી કાઢેલા દ્રાવિડોની મિશ્ર પ્રજા પોતાની પચરંગી સંસ્કૃતિ આ સમૃદ્ધ વન્ય પ્રદેશો પર પાથરીને પડી હશે. ઋષિ અગસ્ત્યે વિંધ્યને આડો પાડી ઓળંગ્યો અને દક્ષિણના દ્રાવિડ પ્રદેશોમાં આર્ય સંસ્કૃતિની જ્યોતિ ફેલાવી એક શસ્ત્રહીન, રક્તહીન ક્રાંતિનો તણખો મૂક્યો. તમિલનાડ (નાડ=દેશ) સૌ પ્રથમ જીતાયો. ત્યાંથી પશ્ચિમઘાટ ઓળંગી આર્ય દ્રાવિડોના મિશ્ર સંતાનો કેરલમાં પ્રવેશ્યા. આદિવાસી પ્રજાના ધર્મ અને રાજકારણ બંને પર એમણે બુદ્ધિ અને યોજનાથી પ્રભુત્વ સંપાદન કર્યું. કદાચ આવો મિશનરીઓનો એ પહેલો વિજય હશે; કારણ એ મિશનરીઓએ નંબુદ્રી

બ્રાહ્મણોનો ઉત્સાહ આજે પણ આખા હિંદના બ્રાહ્મણોમાં પ્રબળતમ છે. કહે છે કે વેદનું ઉચ્ચારણ તો નંબુદ્રીનું અને બ્રાહ્મણ ધર્મના પુનરુદ્ધારક શ્રીમદ્ શંકરાચાર્ય પણ કેરલના બ્રાહ્મણ કુળે આપેલા તો! આજે પણ "નંબુદ્રી" (મૂળ અર્થમાં મંદિરના મુખિયાજી) મલયાલી સમાજમાં સંપત્તિશાળી જમીનદારો છે. વસાહતી બ્રાહ્મણોએ પરંપરાગત ભૂમિ અને પૂજાના અધિકારોના ઝઘડા ટાળવા એક વિચિત્ર પ્રથા ચાલુ કરી છે. મલબારના ગામડાંઓમાં ફરતાં મેં મોટા જબરજસ્ત "ઈલ્લમો" અને "નંબુદ્રીઓ"—જમીનદારો જોયા ત્યારે ત્યાંના એક અફસર અમલદાર ગોવિંદનને પૂછ્યું, "આ જમીનો વારસામાં વહેંચાતા વહેંચાતા નાની નાની કકરાતી કેમ ન થઈ?" એણે જવાબ આપ્યો તે સાંભળી હું આશ્ચર્યથી ચકિત થઈ ગયો! કહે કે નંબુદ્રીમાં કેવળ મોટોભાઈ જ વિધિપૂર્વક આર્ય લગ્ન કરે છે. એટલે એક જ વેલો ચાલે. મેં પૂછ્યું, "ત્યારે નાનાભાઈઓ શું નૈષ્ઠિક બ્રહ્મચારી રહે છે? અહીં સાધુબાવા તો ઝાઝા દેખાતા નથી!" તો કહે "હા મનાય તો એમ જ. પણ નાનાભાઈને બાવા નથી થવું પડતું "કલ્યાણમ્" (લગ્ન) ન કરે બાકી કોઈ સ્ત્રી સાથે "સંબંધન્" બાંધે એને ઘેર ન રહે અને સમાજના દેખતા એને ત્યાં ન જાય, બાકી સંબંધ પૂરો લગ્નના ગાર્હસ્થ્ય જેવો જ." "એમના સંતાનોનું શું?" તો કહે "અમારે ત્યાં આ નાયરો કેમ બધેજ ગયા છે?" લગ્ન સંબંધના આવા ઢીલા પ્રકારથી અહીં વારસાનો હક્ક પુરુષના પુત્રને નહીં પણ એની બહેનના પુત્રને મળે છે. એ મલબારની 'મરુમક્કતાયં" એટલે કે "સહોદરી"ના "મગન" (પુત્ર)ને વારસો આપતી પ્રથા.

એક દિવસ અમારા એક કારકૂન રારીચને ઑફીસમાં આવતાવેંત મને કંકોત્રી આપી "સાંજે ૬ વાગે મારા કુરિકલ્યાણમ્ (કલ્યાણમ્ એટલે લગ્ન) છે તો પધારશો" હું વિચારમાં પડ્યો કે આ પ્રૌઢ ઉંમરવાળા રારીચનને વળી આ ફરી પરણવાનું કયાં સૂઝ્યું! મેં પૂછ્યું ખરું. એ તો હસવા લાગ્યો કહે, "મુદલાળી હું કાંઈ પરણતો નથી. આ કલ્યાણમ્ નથી કુરિકલ્યાણમ્ ખોટું ખોટું લગ્ન છે" એ વળી નવું આ મલબારીઓ શું નાનાં છોકરાંની જેમ ખોટું ખોટું ઘરઘર રમતા હશે? સાંજે શ્રમ ભાંગ્યો. જઈને જોઉં તો ઝળહળ પેટ્રોમેક્ષ બળે છે ગ્રામોફોન સતત ઘોંઘાટ કરે છે, અને પાંખેના ટેબલ પર 'ક્રશ—નારંગી, લેમન વગેરેની બાટલીઓ. ફોગટ ફૂટે છે દસેક નાના સરખા ગરીબ ઘરના બાળકો જેવા, પણ ના મળે ક્યાંયે કન્યા કે ગોર કે ચોરો! જાનૈયા આવે, બેસે, પીએ, ફૂંકે અને જતાં જતાં—બે, ચાર, પાંચ જેવો સંબંધ-તેવા કલદારનો ચાંલ્લો નોંધાવતા જાય. ચાલ પકડે! ખેલ ખલાસ થયો એટલે રારીચન મહા હર્ષે રૂપિયા ગણ્યા ને કહે," મુદલાળી આ ઘર બેસી ગયું'તું તે રિપેર કરવું છે. આટલા શું થશે! જેવું નસીબ!" કુરિકલ્યાણં એટલે લગન વગરનો ચાંલ્લો—સામાજિક લેન!

સરદાર વલ્લભભાઈની વીજળાવેગી નીતિને લઈને રાષ્ટ્રવાદી કેરલીઓ કોચિન, ત્રાવણકોર અને ઉત્તરના મલબાર જિલ્લાનું એકીકરણ કરી બનાવેલા "સંયુક્ત કેરલ"નું સ્વપ્નું હાથવેંતમાં આવેલું જૂવે છે મૂળ ઝીમોરિનના મલબારને હૈદરઅલી અને ટીપૂએ જીતેલો. ટીપૂએ વૈનાડ-વૈતરીના સીધા દક્ષિણઘાટ પરથી મલબારની સમૃદ્ધ ભૂપટ્ટી પર ઊતારવા રસ્તો બાંધ્યો છે તે આજે પણ કલિકટ-માયમોરના મોટર રસ્તા તરીકે વપરાય છે, રસ્તે "સુલ્તાન્સ બૅટરી" નામનું ગામ આવે છે તે ટીપૂના તોપખાનાની યાદ તાજી કરે છે. ટીપૂએ હાલના મલબાર જિલ્લાને જીતેલો અને ખૂબ મોટા પાયા પર ધર્મપરિવર્તનો કરેલાં. પરિણામે આજે જિલ્લામાં મોપલા ઉભરાય છે. અમે મશ્કરીમાં કહેતાં, "કલિકટમાં શું જોવા જેવું? કાગડા અને મોપલા! બેય સરખા ટોળે વળીને જ બેઠા હોય"

કલિકટથી કોચિન જતા જે દશ્યો જોવાં મળ્યાં છે એ સદા યાદ રહેશે. નાની નાની લીલીછમ ટેકરીઓ વચ્ચે હિલોળા લેતાં ડાંગરનાં ખેતરો, એમની કિનારી બાંધતાં ઊંચા નારિયેળ-સોપારીના વનો, અને હમણાં એ ઊંચે ઝોલા ખાતાં નારિયેળને બેટી પડશે

એવું લાગે એટલાં નીચે ઝળુંબતાં વાદળો; તેમાંયે ફરફર ફરફર વરસ્યાજ કરતી વર્ષા; એ બધું સમસ્ત ચિત્તતંત્રને એક નીરવ, પ્રશાંત ભાવલહરીથી તરંગિત કરી મૂકે. વચ્ચે વચ્ચે લાલ ખડકો પરથી વહેતું પીળું, ડહોળું પાણી અને "તોડ" (નહેરો)માં વાંસ ખોડતીકને સરસરાટ સરકતી જતી 'મંજીઓ" (છાપરાદાર હોડીઓ) જોતાં એમાં બેસી પડવા માટે દિલ તલપી રહે પણ ગાડી તો આગળ ધપતી જ હોય. પેલા બે નારિયેળની કુંજોની વચાળે આવેલાં તરબતર ખેતરમાં માથે તોપીકોડા (ટોપી છત્રી) પહેરીને કુટુંબીય કિસાનબાળાઓ ડાંગરના ધરૂને ક્યારીઓમા રોપે છે, તો વળી વચ્ચેવચ્ચે મુગ્ધભાવે ધસમસતી આગગાડીને અને અટપટા પોશાકોવાળા પરદેશીઓને જોઈ પોતાના મુંડ-ઉપરણાના સીધાસાદા સરળ કપડાં પર પ્રસન્ન થઈ ગઈ હોય તેમ હાસ્ય છાંટણા વેરતો બસ ઊભી જ હોય છે. ત્યાં વળી 'તોડ'માં 'મંજી'ને નારિયેળના 'રૂમડાં'થી છલોછલ ભરીને પેલો મોપલો ગીત લલકારતો વહ્યો જાય છે. સમૃદ્ધ વનશ્રી અને સરલ આલસ્યભર્યા માનવો એ બધું ચિત્તને પ્રસન્નતા અને ઉદ્વેગના દ્વિધાભાવે ઝૂલાવે છે.

આ પ્રકૃતિની છૂટે હાથે 'દીધેલી વન્યસંપત્તિ; અને આ આળસુ માનવીઓ!" આજે દાડલીમાં છે ને! ક્યા બાત હૈ! આજે નથી જવું 'મંજી' ફેરવવા! જરા ઊંઘી લઉં!" નિસર્ગસંપત્તિના રત્નાકર સમા કેરલનું માનવબળ ચેતનથી થનગનતું બને તો ભાર. તને એના તેજના ધમારતી કાપડ અને દુર્લભ ફળફળાદિથી જગતભરમાં વિખ્યાત કરી શકે.



## માનવતા

વિભિન્ન માર્ગે વહતાં પ્રવાહ
વર્ષા તણા, પુષ્ટ સરિત દેહ
ધારે નહીં, વિફલ થાય મેહ
રે સિન્ધુની વ્યર્થ સરિત-ચાહ!

વ્યક્તિત્વના મેઘ અનેક નીકે—
કે વર્ણ, જ્ઞાતિ, મત, રાજ્ય, ધર્મ
નિષ્ઠાબળે મત્ત કરાલ બીકે,
ઝમી જતાં સ્વત્વ, વિનાશ કર્મે.

જ્ઞાતિકૂપે, વર્ણતવાન ડૂબે
વ્યક્તિ, મતે ધર્મ ન, ધર્મ તારે,
રાજ્યો તરે લાલચ-બીક ડુબે,
નિષ્ઠા-દ્વિધા ચિત્ત સ્વતંત્ર મારે.

વ્યક્તિત્વ-વર્ષા વરસો, પ્રવાહ
માનવ્યતા-સિન્ધુ પ્રતિ વહાવ.

અનામી



# જીવન અને ધર્મ*

રવિશંકર મહારાજ

જેલમાં મારો હાથ અકડાઇ ગયો. એવી પરિસ્થિતિ થઇ ગઇ કે હાથ ઊંચોનીચો ન થાય. એટલું જ નહિ ધોતિયું સુદ્ધાંય પહેરી ન શકાય. મને દવાખાનામાં લઇ ગયા. દાક્તરે મહિનો એક દવા કરી. આખરે કહ્યું: 'તમારી ઉંમર થઇ છે એટલે હવે નહિ મટે.'

મેં કહ્યું, 'મને પાછો જેલમાં મોકલી દો.'

'અરે! અહીં જ રહોને! સારો ખોરાક મળશે. સગવડ મળશે,' દાક્તરે કહ્યું.

'ના, મારાથી એમ ન રહેવાય.'

અને મને જેલમાં ખસેડવામાં આવ્યો. બન્યું એવું કે પાંચ-સાત દિવસમાં જ મને છોડી મૂકવામાં આવ્યો. એક દિવસ મારા દીકરાએ વાત કરી કે આણંદમાં એક સન્યાસી દવા આપે છે જુઓ, એની દવા લઈ જુઓ.

'સારું', જતાં આવતાં જોઇશ '

પાંચસાત દિવસ પછી આણંદ જવાનો પ્રસંગ મળ્યો. એ સંન્યાસીને મળ્યો, તેણે મને કહ્યું કાલે સવારે નાહીધોઈને આવજો'

બીજે દિવસે સવારમાં નાહિ પરવારીને હું તો ત્યાં ગયો તેણે કહ્યું, ૐ બોલો.

મેં ૐ કહ્યું, અને તે સંન્યાસીએ એક સહેજ અમસ્થી દવા મારા મોઢામાં મૂકી, અને કહ્યું, 'હવે સાત દિવસ પછી આવજો.'

હું ઘેર ગયો. સાંજ પડી સખત તાવ ચઢ્યો. હાથના દુખાવાની વાત જ ન પૂછો. કહેવાય નહી. આવું બે દિવસ રહ્યું. ત્રીજે દિવસે દુખાવો ઓછો થઈ ગયો. સાતમે દિવસે વળી પાછો નાહી ધોઇ પવિત્ર થઇને ત્યાં ગયો ૐનો ઉચ્ચાર કરાવી તેણે એક બે ટીપાં દવા મારા મોંમાં મૂકી અને કહ્યું, 'લો આ બીજાં બે ટીપાં દવા. બે દિવસમાં પી જજો. હવે તમારે આવવું નહિ પડે.'

અને ખરેખર તેમજ બન્યું. ઘેર જઇને જોઉં તો પેલી દવા તો ઊડી ગયેલી. પણ એટલો એક ટીપા દવાએ પણ ભારે અસર કરી. ધીમે ધીમે મારો હાથ હાલતો થઇ ગયો. એ સંન્યાસી પણ ક્યાંય ચાલ્યા ગયા. મારે પણ વર્ધા બાજુ જવાનું થયું. થોડી કસર રહી ગઇ. વરસેક પછી પાછું એ સંન્યાસીને મળવાનું થયું, એમણે મને પૂછ્યું, 'કેમ સંપૂર્ણ મટી ગયું ને?'

મેં કહ્યું, 'ના. સહેજ દુખાવો રહી ગયો છે.'

'એવું તો ના બને,' એ સંન્યાસીએ આત્મશ્રદ્ધાથી કહ્યું. 'તમે દવા તો બરાબર લીધી હતીને?'

'લેવી તો હતી, પણ ઘેર જઇને જોયું તો શીશીમાંથી દવા ઊડી ગઇ હતી.

સંન્યાસીએ કહ્યું, 'સારું ત્યારે, કાલે મારે ત્યાં જમવાનું રાખજો.' બીજે દિવસે હું એમને ત્યાં ગયો. જાતે રસોઇ કરી ખૂબ પ્રેમથી મને જમાડ્યો. એક સહેજ અમસ્થી દવા મારા મોંમાં મૂકી. અને પગે લાગી મારા હાથમાં એક રૂપિયો દક્ષિણા મૂકીને કહ્યું, હવે આપનું બધું દરદ ચાલ્યું જશે.'

મેં કહ્યું. 'અરે દવાના પૈસા તો મારે આપવા જોઇએ આ તો તમે દક્ષિણા આપો છો!'

સંન્યાસીએ ભક્તિભાવથી કહ્યું. 'આપ બ્રાહ્મણ ને'

*સર્વોદય નિમિત્તે પૂ. કાકાસાહેબ બોચાસણ વલ્લભ વિદ્યાલયમાં આવ્યા હતા તે દિવસે સાંજે ગંગાબહેનના મકાનની ઓસરીમાં રવિશંકર મહારાજ અને કાકાસાહેબ પોતપોતાના ધર્માનુભવોની વાતો કરી રહ્યા હતા તે વખતે મહારાજે આ પ્રસંગ કાકાસાહેબને કહ્યો હતો )

★

# ઇતિહાસનો અસ્તાચળ

ચંદ્રભાઇ કા૦ ભટ્ટ

શિવનેરીનો કિલ્લો હવે થોડોક દૂર રહ્યો હતો. પોતાની અંગરક્ષક ઘોડેશ્વાર ટૂકડીને દોરતો સિંહાજી જીવ બચાવવા નાસતો હતો.

એની સાથે એક ઘોડે ચઢીને શસ્ત્ર સજીને નાસતી હતી. પોતાના બાપ યાદવરાજની અવગણના કરીને એ સિંહાજીને વરી હતી. આજે આ બંને પાછળ મોત જેવો ક્રૂર બનીને યાદવરાજ પડયો હતો.

"દુઃખ!" સિંહાજીએ થોડે દૂર અટકી ઉભેલા ઘોડેશ્વારની અડોઅડ ઘોડો લીધો.

"ના, દુઃખ નહિ...કાંઇ નહિ" બોલતા અટકી પડેલા ઘોડેશ્વારે કપાળ પરનો પરસેવો લુછયો અને ધસી ઊઠેલા માથાપરની લટો દબાવી.

"આપણા રસ્તાનો તો જાણે અંત જ નથી" એણે સિંહાજી પર નિરાશ નજર નાખી. ઘોડા પર હમણો થઇને હણેલો પેલો સ્ત્રીનો દેહ કંપતો હતો.

"દુઃખ!" પાછું પેલાએ પૂછયું

"દુઃખ નહિ...કાંઇ નહિ" બોલતી ઘોડેશ્વાર સુરતી ટટાર થઇ. એની છાતી જોરથી ઉછળવા લાગી એણે પાસેના ઝાડ તરફ હાથ લંબાવ્યો "પોતાનું ઈંડુ ગોઠવવાનો માળો પામનારી કોઇ પંખિણી કેવી સુખી હશે!" એ એક માળા તરફ જોઇ રહી અને વિકરાળ હસી.

"પેલાઓ આવી પહોંચે છે!" ઘોડેશ્વાર રક્ષકોમાંનો એક ઉતાવળો લગામ ખેંચતો આ બંનેની વચમાં ઘોડાને કુદાવતો આવ્યો.

"યાદવરાજ આવી પહોંચે છે...! આટલામાં જ છે...! તો તમે નાસી છૂટો—સિંહાજી! એ મારો બાપ તમારો દુશ્મન છે...અને મારો પણ" પેલી બાઇ બબડી.

"અને તું!" પડીભર ઘોડાની લગામ ખેંચતો ને શ્વાસ થંભાવતો સિંહ સમજી શકયો નહિ

"મારી ચિંતા ન કરો ને તમે નાસી છૂટો, સિંહ, હું અહીં જ રહીશ...મારાથી હવે આગળ વધી શકાય એમ નથી...મને પ્રસવવેદના થાય છે."

"અને હું નાસી છૂટું!"

"હા, ઉતાવળા થાવ, સિંહ...હમણાં તમારો દુશ્મન, મારો બાપ આવી પહોંચશે તો..."

"તો શું હું—." સિંહાજી કંપી ઉઠયો, "મને તલવાર ચલાવતાં નથી આવડતી?"

"તમે નહિ સિંહ ..પણ હું...મારે મારા બાપ પર તરવાર ચલાવતાં મરવું નથી...મારે જીવવું છે... મારે મારા બાપને શરણે ગયા વિના જેનું મેં રણ-વગડે રઝળતાં પણ જતન કર્યું છે તેને મારે આ આપણા શિવનેરની છાયામાં-વને પ્રસવવા જીવવું છે."

"પણ...?"

"મને કંઇ નહિ થાય સિંહ તમે..."બોલતી જીજી ચીસ પાડી ઊઠી અને સિંહાજીએ બૂમ પાડી, "ભલે એમ...મારા અંગરક્ષકો તારા સાથમાં સોંપીને હું..." બોલતા સિંહાજીએ ઉતાવળા હુકમો આપ્યા અને એણે એક ન સમજાય તેવી વિહવળ નજર જીજી પર નાખીને ઘોડાની લગામ ખેંચી. જીજી એક ખડક પર ચઢીને નાસી જતા સિંહ અને તેની ટુકડીઓને ન દેખાય ત્યાં સુધી દેખી રહી. એની અનિમીષ નજર જાણે આસમાનમાં કોતરાઇ ગઈ. એનું નિશ્ચલ બનેલું શરીર ખડકમાં કોતરાઇને જડાઈ ગયું હોય તેવું દેખાયું.

એક અચાનક શાંતિમાં બધું ગરકાવ થઇ ગયું, અને એ શાંતિમાં પથરો પડે તેવો કોઇએ અવાજ ફેંકયો "દુશ્મન..."

અને પેલી ખડક પરની પ્રતિમા બોલી ઊઠતી હોય તેવો વિકરાળ અવાજ સંભળાયો "મારો બાપ... એમને અહીં આવવા દો અને તમારી તરવારો મ્યાન કરો."

અને પછી મોગલોનો સરદાર જાધવરાજ પોતાના જમાઈ દુશ્મન સિંહાજીને પકડવાની ઉલટ પર ઉછળતો આવી પહોંચ્યો. એણે દૂરથી થોડાક અંગરક્ષ-





કોથી વિંટળાયલી ખડક પર ઊભેલી ગ્યુચડીની છબી દેખી એ એક પળવાર વિચારમાં થભી ગયો અને બીજી પળ એણે ઘોડાને છલગ મરાવી ખડક તરફ હાંક્યો

"હું...હું..." યાદવરાજ ધ્રૂજી ઉઠયો

"હું જ...હું તમારા દુશ્મનની સ્ત્રી..." ખડકપરથી અવાજ આવ્યો

"નીચે આવ દિકરી .." યાદવરાજ મહોત થઇને લથડતો હોય તેવો તરવારને ટેકે થભી, રહેવા ઘોડા પરથી ઉતર્યો અને ખડકપરથી ઉતરેલી જીજીએ પિતાના પગમાં પોતાની સમશેર મૂકી અને બોલી "ચલાવો તરવાર હું હારી છુ અને તમારા દુશ્મનની પત્ની છુ"

"ના, ના બેટી મારો જ પરાજય થયો છે— પણ"

"શુ?" જીજા ઝનકાતી આંખે જોઇ રહી

"મારી સાથે આવી..."

"ના, ના ." જીજાની નજરમાં નવુ તેજ સખત બન્યું

"હુ જીવતી નહી આવુ"

"પણ તારી મા...?"

"અને મારો બાપ ?', જીજાની આંખમાથી કેસરીયાં ઝર્યાં

"તને ખબર છે તુ .." યાદવરાજે બૂમ પાડી

"કે હું .મને ખબર છે કે હું વીરની બેટી— વીરને વરીને મારે આખર કાળે શુ કરવુ તે શીખી છુ"

"તો તુ નહિ આવે?"

"ક્યાં?"

"સિંધખેડ."

"મારા દુશ્મનને ઘેર નહી જ—પેલો દેખાય છે તે શિવનેરનો કિલ્લો...એ ડુંગરમાળમા મારુ ઘર છે, પિતાજી"

"તારે ત્યાં જવું છે ને!" બોલતો યાદવરાજ ગળગળો થઇ ગયો અને આખના ખુણા લુછતો બોલ્યો,

"તો જા બેટી . અને હું પાછો જાઉ છું મારો અહી પરાજય થયો છે" બોલતા યાદવરાજે ઘોડાની લગામ ખેચી પાછી નિશ્ચયથી બનેલી જીજા દૂર દૂર દોડયા જતા ઘોડેશ્વારો તરફ જોઇ રહી અને ઝખાતા પડછાયાઓ પર નિરાશ નજર લબાવતી બબડી એમ ગયા અને એમ સિંહ પણ સિંહ કહે છે કે એ પરાજય પામ્યા એક પતિ બીજો પિતા એક નિઝામશાહીનો વફાદાર ને બીજો મોગલાઇનો નિમકહલાલ અને એ નિઝામને એને શી ખબર કોણ હાર્યું કોણ જીત્યું હુ જનેતા થવાને ઉબરે ઊભેલી ફર્જ સમજતી નથી જાણે એટલું જ કે હું હારીછુ . શુ બાપ શુ બેટા ..અદર અદરનાં આવાં લોહી રેડાયા જ કરવાનાં હશે અને ત્યારે આ મહા રાષ્ટ્રનુ ને એ દિલ્હીનું કેવુ કમભાગ્ય ઘડાવાનુ હશે! હુ જ...મારા આવતી કાલે આવનારા ફરજદની જનેતા...હું જ હારી છુ" બોલતી એ માથે હાથ દેતી પાસેની શિલા પર બેસી પડી

એનું દુખ દારૂણ બન્યુ એની વેદના વધી પડી હિંદ ધરતીપર પડેલી જનેતા વિકરાળ કાળથી વિવશ બની ભાન ગુમાવી રહી અને આખો ખડક હાલતો લાગ્યો એને ભયાનક સ્વપ્નના પડછાયા ઉભરાતા દેખાયા એક અનો પિતા હતો...એક પતિ હતો હિંદ-ભોમ પર એ બને લાખોનું લોહી વહાવતા સાઠમારીનાં પટા ખેલતા હતા એની વિવશ નજરમાં મોટો કોલાહલ સભળાયો જાણે એ આ મહામારીની વચમાં હાથ ઉચા કરીને ચિત્કાર કરતી હતી પણ એને સાંભળવાની સહારના પડછાયા ના પાડતા હતા અને એ ભાન ગુમાવતી હતી

× × ×

"પણ હુ છુ ક્યાં!" બોલતી જીજા શિવનેરના કિલ્લાના એક ખડમા બહાવરી જાગતી હતી એની પથારીમાં એનુ તાજુ જન્મેલુ બાળક જાણે પડેલા

રોવાનો અવાજ કરીને એની જનેતાને જગાડતું હતું. જાણે સ્વપ્ન જોતી હોય તેવી જીજા પૂછતી હતી, "અને એ...!"

"ગયા" જવાબ વિષાદથી ભરેલો બોલ્યો અને જીજાએ બૂમ પાડી, "એ કોણ? કોણ ગયા—હૈં!"

"બાપા......અને સિંહાજી મહારાજ..."

"બંને ગયા. એમ ને...!" એ પથારીમાં બેઠી થઇ. એની પડખે પડેલા બાળકને માથે હાથ ફેરવતી બબડી. "બંને ગયા ...બેટા, તું આવ્યો ત્યારે બંને ગયા...એક નિઝામની વફાદારી કરવા અને બીજો મોગલાઇની નિમકહલાલી સાચવવા...બન્નેએ હિંદની ધરતી પર વરસોથી માંડેલા લોહી રેડવાના સંગ્રામોના એ બે હાથાઓ...એક એની દીકરીને તરછોડીને અને બીજો એના દીકરાને મૂકીને..."

"પણ બા તમે આમ જ કર્યા કરશો તો...?"

"તો શું?" જીજા નિસ્તેજ નજર નાખતી રણભૂમિએ એને ખોળે મૂકેલા ફરજંદને દેખી રહી.

એવા શિવનેરીના કિલ્લામાં ઘણા દિવસો વહી ગયા. પછી આ માતા અને બાળકને લેવા સિંહાજીના એક વૃદ્ધ કારભારી નામે દાદા કોંડદેવ આવીને આ માતા અને બાળકના ખબર પૂછ્યા અને કહ્યું "સિંહાજીએ મને આપ બન્નેની સંભાળ..."

અને એક વિકરાળ હાસ્ય શિવનેરીના કિલ્લામાં ખંડમાં ઉભરાવતી જીજા બોલી રહી, "મારી સંભાળ! ભલે આવ્યા દાદાજી...પણ દાદા કોન્ડદેવ તમારા રાજા...'

"કોણ સિંહાજી?" દાદાએ વિચિત્ર નજર નાખી નીચું જોયું.

"હા, વિજાપુરના બાદશાહના રક્ષેલા રાજા ફરી પરણ્યા...?"

"હા, બાઇ..." દાદા નીચું જોઇ રહ્યા. પછી થોડીવાર કોઇ કાંઇ બોલ્યું નહિ અને દાદા ચાલ્યા ગયા.

એ વાતને ચાર વરસ વીતી ગયાં હતાં. દાદા હવે ખરેખર એ બંનેના દાદા બની ગયા હતા. દાદા બન્ને સાથે મોટી મોટી પુરાણા ઇતિહાસની વાતો કરતા હતા. અને દાદાના સાથળ પર બેસીને શિવ અણિયાળી નજરને દાદાના કપાળમાં પરોવતો, વીરતાની વાતોને પોતાની ઊગતી જીવન રેખાઓમાં જડી દેતો પૂછતો હતો, "અને પછી?"

"તે તે મેં કહી દીધું શિવ!" દાદા દેખી રહેતા, શિવની માતા મુંઝતા દાદાના ચહેરા પર આનંદથી ટાંપી રહેતી અને પછી દાદા કહેતા, "અને લવ અને કુશે...એના બાપનો ઘોડો કચકચાવીને બાંધી દીધો."

"એની માને વનવાસ કાઢનાર બાપ ને!"

"હા, હા, હા..." અને પછી દાદા અને જીજા જોરથી હસી પડતાં.

× × ×

આ વાતને વરસો વીતી ગયાં હતાં. અને શિવાજી રાજાએ રાજગઢમાં ગાદી કરી હતી. દક્ષિણનો મોગલ સુબો જયસિંગ દિલ્હીના પાદરમાં મરણ પામતો હતો અને શિવાજી પર યુદ્ધ ચલાવવા જશવંતસિંહ નીકળી ચૂક્યો હતો ત્યારે બે સાધુઓ રાજગઢનાં કમાડ ખખડાવતા હતા. સાધુના વેશમાં શિવાજી ભાગી આવ્યો હતો. અને પછી રાજગઢની રાજમાતા જીજીબાઇના ચરણમાં નમન કરતો શિવ કહેતો હતો "હું પાછો આવ્યો છું, મા!" અને શિવાજીને બન્ને હાથની પકડમાં જકડી દેખી રહેલી જીજા શિવ અને વાનાજીને માથે હાથ ફેરવતી આનંદના અતિરેકથી ગદ્ગદ બોલી, "આવ્યો પાછો, શિવાજી રાજા."

"શિવાજી, રાજા નહિ" શિવાજી બોલી રહ્યો.

"રાજા કેમ નહિ! મોગલાઇને મહાત કરીને આવેલો તું શિવ...!"

"કારણ કે રાજ્યમાં પ્રાણ હોઇ શકે છે ગુણ નહિ, અને ગુણ વિના માનવતાનું બંધારણ બાંધી શકાય નહિ તે મને સમજાયું છે. એવું બંધારણ હવે એક કદમ આગળ વધેલા ગોરાઓના બંધારણ સામે......ટકવાનું નથી."





"અંદર આવ અને એ બધું ભૂલી જા! રામદાસ સ્વામી તો તારે રસ્તે નથી ઉતરી ગયા ને!" જીજાએ એને ખેંચ્યો.

"ના,—હું સૂરત પરથી પસાર થયો ત્યારે મેં ખાત્રી કરી કે અંગ્રેજોએ પોતાને ત્યાં રાજાને ટિંગાવી દીધો હતો ને સભા સરકાર...સ્થાપી હતી તેનો કોઈ અર્થ હતો જ."

"તો રાજા રામ અમરથા થઈ ગયા--!"

"તેની મને ખબર નથી"

"પણ રાજા વિનાનો તે કોઈ દેશ કે રાજ હોય કે શિવ? તું અંદર આવ ને આરામ કર—હજુ ઉંબરો તો ઓળંગતો નથી ત્યાં તને પાછું..."

અને પછી માતાની હુંફમાં શિવાજી શાંત થયો... પછી પાછી એની નજર વીતી ગએલા ભુતકાળની ભાળ કરી રહી.

એક સંગ્રામ વીતી ગયો હતો. કિલ્લાઓ ગયા હતા, અને પ્રદેશો તો હતા જ ક્યાં તે? વીતી ગએલા તબક્કા પર શિવાજીએ મીટ માંડી અને લડવૈયા! થોડાક બચી ગયા હતા પણ ઘણા બધા બાકી હતા. આસપાસની સંહારાઈ ગએલી ગ્રામ જનતાઓ એ યાદને ભૂલીને પાછી ખેડતી હતી, કર ભરતી હતી.

પણ પાછું શિવનું નામ રણહાક બનતું હતું, પાછા રૂઝાયલા ઘા બકતર ધરતા હતા. શિવજીના શુરાતનનાં લોકગીતો ગુંજતો લોક ચહેરો પાછો કસુંબલ બનતો હતો.

અને લશ્કર તો હતું જ. પાછા શિવરાજના સરદારો ભેગા થતા હતા. જંગલ જંગલ પર, નદીનાળાં પર, ડુંગર માળ પર...પાછા શિવાજીના નામના પડા બજતા હતા.

પાછી નવી ચોકીઓ પથરાતી હતી. રાજગઢને ફરતી મસલતો ચાલતી હતી અને નવા ઉત્સવોની મશાલો સળગતી હતી.

અને શિવનો પ્રાણ પાછો ઊડતો હતો, પાછા જૂના આકારના ઓળા હથિયાર ધરીને એને હાંકતા હતા. શિવાજી રાજા પાછો મહારાજાધિરાજને પણ ખભા પર ખુશખુશાલ લાગતો હતો. આવતી કાલનો ઉજાસ પાછો એને વીતી ગએલી ગઈ કાલના રામ રાજ્યોની કવિતા પર બેસીને પાછો આવતો દેખાતો હતો. શિવ પાછો રાજા થશે એવી અંતરની દુવા જીજાને બહાર જાગી ઊડતી દેખાઈ. ત્યારે નવા સંગ્રામનો નવો વ્યૂહ દોરતી સંગ્રામ સમિતિમાં શિવાજીને તાકીદનું તેડું આવ્યું.

અને માતાના ખંડમાં આવીને એણે પૂછ્યું "એકાએક કેમ બોલાવ્યો માડી!"

અને જીજાએ ઊભી થઈને બારી ખોલી નાખી. "પેલો સિંહગઢ," જીજાએ નિશાન તાકતી હોય તેવી નજર ફેંકી.

"હા" શિવાજી આકાશમાં સિંહગઢની રેખાઓ દેખી રહ્યો

"મારે એ જોઈએ હમણાંને હમણાં" માડીએ વેધક નજર નાખી અને શિવાજીએ તાનાજીને તાબડતોબ બોલાવ્યો. શિવાજીના મહાસામંત સાથીએ આવીને કામ પૂછ્યું.

"પેલો સિંહગઢ" શિવાજીએ બતાવ્યો, અને ઉમેર્યું, "આજે કોઈ મગદો જીવતો નથી જે... એને મુગલોના હાથમાંથી......"

"એક છે!" તાનાજી કિલ્લાને માપતો હોય તેમ દેખી રહ્યો, એની નજર વંકાઈ, "હુકમ આપો" એ બબડ્યો. તમે મને જીવતાને પણ ભૂલી ગયા!

"હમણાં જ" શિવાજીએ હુકમ આપ્યો. અને તાનાજીએ રજા માગી. જીજાએ વીરનાં ઓવારણાં લીધાં ને આશિષ દીધી, "ભવાની તારી રક્ષા કરો."

"હવે તને સિંહગઢ પાછો મળશે જ" શિવાજી તાનાજીના નિરધારને હવામાં દેખતો હોય તેમ બોલ્યો, અને ઉદાસ થઈ ગયો હોય તેમ જીજા તરફ દેખી રહ્યો.

પછી બીજા દિવસની રાત સુધી ભારે નજરથી શિવાજીએ સિંહગઢની દિશામાં દેખ્યા કર્યું. પછી



વહેલી સવારે એક દૂતે આવીને કહ્યું "સિંહગઢ મળ્યો મહારાજ પણ..."

"સિંહ ગયો!" શિવાજી હતાશ થઇને આસન પર બેસી ગયો.

પણ સિંહગઢ પરથી પાછો પડો બજ્યો. પાછાં દક્ષિણ પરથી રણતૂર ઊડયાં, પાછા મરાઠાઓના પાણીદાર તોખાર પર વિજયરંગી યોદ્ધાઓ સ્વાર થયા. પાછાં છાપામાર વ્યૂહનાં સંચલન વિશાળ બન્યાં.

અને મોગલાઈ પાછી પડી. દક્ષિણનાં કમાડ પર શિવના સંત્રીઓ બેસી ગયા. સહ્યાદ્રિની પર્વતમાળ પર શિવની ચોકીઓના દીવડા પેટાયા.

સંગ્રામેજંગનો તાનાજી રણહાક બનીને ગરજતો થયો. પાછી પંદર હજારની સેના મોગલાઈના દોલતખાના જેવા સુવર્ણનગર સૂરત પર ચઢવાની તૈયારી કરી રહી.

× × ×

ત્યારે સૂરત આખું શણગારાયું હતું. સૂરતનો મોગલ સૂબો સૂરતની સોનેરી છબી પર રૂપના અંબાર મઢતો હતો, કારણ કે ઔરંગઝેબની બહેન રોશન અહીં સૂરત બંદરને દેખવા આવવાની હતી.

રોશનના આવવા પહેલાંની રોશની સૂરતના કલેવર પર ઝબકી રહી હતી. રોશનની સ્વારી દેખવા સૂરતનાં નરનારીઓ ઉમટયાં હતાં. શ્વાસભર ચહેરા દૂરદૂર ટાંપી રહેતા હતા. હૈયે હૈયાં અફળતાં હતાં. નજર પાછળ નજરો ઉત્સુક બનીને ઉભરાતી હતી, સૂરતની ઇમારતો પરથી, રસ્તાઓ પરથી નરનારીઓ ને યુવાન-યુવતિઓ લચી પડ્યાં હતાં.

દિલ્હીના શહેનશાહની એ સહોદરા, દિલ્હીનાં રાજકારણની એ હુશિયાર અભિનારિકા સૂરત દેખવા આવી પહોંચી હતી.

"એ...આવે...રોશનઆરા!" ચીનાઓ, ડચો, અંગ્રેજો, વલંદા અને ફિરંગી વેપારીઓ એને નજરાણાં ધરવાના હતા. કલ્યાણના નાસી આવેલા એને અરજ ગુજારવાના હતા. કોકનપદીમાં અંગ્રેજ કોઠીમાંથી અંગ્રેજ વેપારીઓને ચાંચીયા કહીને ગીરફતાર કરવા માટે અને અંગ્રેજ વખારોને ડાકુઓના "હોંગ" કહેવા માટે અંગ્રેજ કોઠીનો સૂરતનો પ્રમુખ હેન્રી રેવીંગટન રોશનઆરાને મરાઠાઓ સામે ફરિયાદ પેશ કરવાનો હતો.

એની રોશનઆરાની સ્વારી સૂરતના રાજમાર્ગ પરથી સરવા માંડી હતી. આરતે આરતે લહેરાવાની ત્યાગની શાહી ચાલની ઢબ હતી. એની આગળ શાહી રસાલો હતો. રસાલાનો સાજ સોનેરી પાલવોથી મઢેલાં મખમલ અને રેશમથી ઝાકઝમાળ હતો. મુગલ ધ્વજના ઝંડાધારીઓ ઊંચા પડછંદ ને જાજરમાન જણાતા હતા. મોગલાઇ શહેનશાહતનાં રૂપકો પર બે અજગરો, બે સુવર્ણ મચ્છો, સોનેરી તુલા અને મદોન્મત વટ હુકમમાં ઉચકાણ હોય તેવા બે બાહુઓ ચિતરાયા હતા. સૌની આગે તો સૂરજ પર પડછાયો પાડતો તરાપ મારતો સિંહ હતો.

અને પાછળ અનેક જાતનાં અત્તરો અને ફુલોથી મઘમઘતી રોશન સોનાની અંબાડીમાં એક પહાડી હાથી પર સ્વાર થઇ હતી. અંબાડીની આસપાસ સોનેરી સાંકળોથી લટકતા સુવર્ણ કળશોમાંથી ઘંટારવ મધુર બનીને વહેતા હતા. અંબાડીની છત ઝાકઝમાળ રેશમની ગુંથણીથી ઓપી ઊઠી હતી. ગોઠણભર થયેલી રૂપવતી ગુલામ યુવતીઓ મોરપીંછના પંખાઓ અભિનયથી હલાવતી વાયુ ઢોળતી હતી. અને આ ધન્ય ગણાતા પહાડી હાથીની બંને બાજુ પર પાણીપંથ ઘોડેસ્વારો સત્તાના પડકાર જેવા થનગનતા હતા. અને પાછળ આઠ હાથીઓ રોશનની સખીઓને દાસીઓને, અને પરિચારિકાઓને ઝુલાવતા હતા. બધો ભવ્યતાની ટોચ પર ચઢયો હતો, દમામ પૂરબહારમાં બહેકી નીકળ્યો હતો. આ બધાના આઘાત જેવી સૂરતની ગરીબ જનતાનો ભુવાળ એકેએક શાહી નારીમાં પૃથ્વી પર ઉતરી ચૂકેલી પરીઓના અમાનુષ પડછાયા દેખતો તાજુબ બનતો હતો.

સૂરતનું બંદર ધન્ય બનતું હતું સૂરત બંદરવાદનો વેપારી મહાજન અહોભાવના અનુરાગ વધાવતો હતો. સૂરતની શ્રીમંતાઇ લળીલળીને રોશનના દરના પર કુરનીશ બજાવતી હતી.





અને રોશન એ બંદરગાહને ધન્ય બનાવતી મક્કા જવાનાં શાહી જહાજના તૈયાર ઝૂલતા કાફલા પર પથરાતી હતી. એ બંદરગાહે માલના ઢગના દેશ-દેશમાંથી ઠાલવ્યા હતા અને અહીંથી દેશ દેશાવર પહોંચાડયા હતા. એ બંદરગાહનાં સોનુ ઉલેચતાં પાણી પરથી એકલાખથી વધુ સોના મહોરો માલના દાણ તરીકે મુગલાઇ સુબો દર વરસે જમા કરતો હતો. આજે એ બંદરગાહને, એ માલ મિલ્કતની માવજત કરનારા શાહેજહાંની ફરજંદ રોશન, પાવન કરતી હતી, અને એ સુવર્ણ નગરના ઉંબરાને પાવન કરતી એને મક્કાના દરવાજો કહીને માન આપતી ઉપડી જતી હતી.

ત્યારે ત્યાં સુરતના બંદર પરથી નદીના કાપી વહેણ પર જોઈ રહેતા, રસ્તા પર ટહેલતા સ્વારી જોવા આવેલા થોડાક મરાઠા ખેડૂતો, થોડાક ભીખારીઓ, થોડાક વેપારીઓ સ્વારી ગયા પછી પણ સુરતના રસ્તાઓ પર રખડયા કરતા હતા અને અંગ્રેજી, આરબ અને વલંદા વહાણોને દેખવા જતા હતા, માલના ઢગલા પર ભૂખી નજરો નાખતા, રસ્તાઓના વળાંકોને યાદ કરતા. આ સુવર્ણ નગરની આકૃતિ યાદ કરતા ખુશ થતા અંદર અંદર કહેતા હતા, અહીં રોજના એક સો જહાજો લાંગરેલાં હોય છે, રોજ રોજ માલના ઢગલા ઠલવાતા જાય છે. અહીં પરદેશી વેપારીઓની કોઠીઓ નાના નાના કિલ્લાઓ જેવી હોય છે. અહીંનો એશઆરામ અકરાંતીયો હોય છે, રસની રેલમછેલી ઉછળતી હોય છે..."

અને પછી થોડા જ દિવસમાં સ્વારી જોવા આવેલા એ સેંકડો સુરતમાં જ મજૂરી કરતા રહી પડતા હતા અને થોડાક સુરત પરથી પસાર થએલી મુગલાઈ સ્વારીની વાતો કરવા જતા રહેતા હતા.

અને સુરતની સોનેરી છાયા પર એક બીજી સ્વારી નીકળવાની તૈયારી કરતી હતી. એ સ્વારીની નજર શ્રીમંતાઇ પર ઠરી હતી, સુરતમાં વટાવાતી હુંડીઓ પર હતી. સુરતના મહાશ્રીમંતોના આરામગાહો પર એ સ્વારી આવવાની હતી. એ સ્વારી સુરતની શ્રીમંતાઈના એ બળદ જોડેલા દેદીપ્યમાન રથોમાં પડદા કે ઘુમટા વિનાની પોતાની સ્ત્રીઓ સાથે વિહરતા અને વાટિકાઓની છાંયથી શિતળ બનેલા મહાલોમાં વસતા વેપારીઓની આવક જાવકના હિસાબ લેવા નીકળતી હતી, અને સુરતના શ્રીમંતોએ બાંધેલા ઉદ્યાનવાસોમાં ઉતરવાની હતી, મખમલ પાથરેલાં દિવાનખાનાંને દેખવાની હતી નાના મોટા હોજથી ઓપતી વાટિકાઓનાં ફળ ખાવાની હતી, સુરતના દોલતમંદોએ દાખવેલાં ભવન પર ભવનનાં છજાં અટારીઓ પર ચઢવાની હતી.

એ સ્વારી અહીં વસતા વેપારી રાજાઓની ખબર લેવા આવતી હતી. એ સ્વારી અહીંના શાસનમાં મુખ્ય એવા સુરતના સુબાની, અને શહેર રક્ષણ શાસનની તાકાત માપવા આવતી હતી. એ સ્વારી સુરત નગરના મુગલાઇ ચોકીયાત દળના સેંકડો ઘોડાઓ, નગુસો હાથીઓ અને હજાર રક્ષકો પર સ્વારી કરતી હતી.

અને પછી એક સમીસાંજે સુરત બંદર ગાહ પરથી રણશિંગાં ફૂંકાયાં. સુરતના બુરજો પરથી નગારાં રણકી ઉઠયાં. સુરતની વેપારી કોઠીઓએ બ્યુગલો વગાડયાં, સુરતના રસ્તા પરથી શાહી ફરમાનનાં નગારાં વાગતાં, સુરતનાં નગરજનોને હુશિયાર રહેવાની હાકલ કરી રહ્યાં.

સુરતના ઘરઘર પર વિકરાળ બનીને અફવાઓ ઊડતી હતી, "સુરત પર શિવાજી ચઢતો આવે છે રાતોરાત આવી પહોંચે છે."

અને સુરતના વેપારી રાજાઓની હામ ફાટી ગઈ, સુરતનો મુગલ સુબો કિલ્લામાં દાણોપાણી ભરાવીને અગાઉથી જ અંતઃપુર સાથે ભરાઇ બેઠો, સુરતની કોઠીઓના વેપારી રાજાઓની શાહી દમામના ઠઠારાની નકલ કરતી, ગુલામ છોકરીઓ પાસે પંખા નંખાવતી, પાલખીઓમાં લહેરાતી ફરતી સ્વારીઓ થરથરતી પાછી ફરીને કોઠીઓમાં પેસી ગઈ. અંગ્રેજી કોઠી પરનો વાવટો ચકલીની પાંખની ઊડતી છબીવાળો નમી પડયો. બંદરગાહ પર ઝૂલતાં આરબ



જહાજોના બહાર કઢાયેલા માલ પાછા વહાણને તળીએ ભરાવા લાગ્યા. ચીનથી ખાંડ, ચા, અને ત્રાંબુ લઇને આવેલું ચીની જહાજ પાછું વાળવાની તૈયારી કરી રહ્યું, સીઆમથી અને સુમાત્રાથી સોનું અને હાથીદાંત લાવેલા જહાજ કંપી ઉઠયાં. વલંદાનાં ઝવેરાત અને તેજાના લઇ જવા તૈયાર થતાં વહાણોની તૈયારી અધવચમા અટકી પડી. ફ્રેંચ કોઠીનાં 'મોનસ્યોરો' પોતા સિવાયના બધા દાગીના દાટવાની દોડાદોડી કરવા લાગ્યા.

ચાર હજાર ઘોડેસ્વારોની સ્વારી સુરત પર ઊડતી આવી પહોંચી. ચારહજારની પીઠમાં કેટલાંએ ખાલી ઉંટ ઉતાવળમાં આવી પહોંચતાં હતાં. ગાડાંઓની લંગાર લાંબી થતી જતી હતી. ૧૬૬૪ ના પાંચમા દિવસના મંગળવારની સવારમાં સુરતનાં કમાડ ખૂલી ગયાં અને શિવાજી એના લડવૈયાઓની આગલી હરોળમાં સુરતના રાજમાર્ગ પર ખુલ્લી તરવારની તેજધારા ચમકાવતો દાખલ થયો.

અને બુધવારથી શનિવાર સુધી શ્રીમંતોના આવાસો, વેપારીઓના કોઠારો અને દુકાનો અને કોઠીઓ લુંટાઇ પછી મોટાઓની મહોલાતોમાં કોઇએ આગ મૂકી અને જેવું દિવસે હતું તેવું જળહળતું બનેલું નગર ભડભડાટ રાતભર સળગ્યા કર્યું. એવા ધૂમાડાથી ઊભરાતા દિવસો અને આગથી ઊભરાતી ગતો સુરત નગર પર સમસમી ઊઠયાં, પછી કિલ્લામા ભરાયલી મુગલી હકુમત પર તોપો બરાડી ઊઠી અને કિલ્લો પડયો, અને લુંટાયો. પછી બંદરગાહ પર મરાઠાની ચોકીઓ બેસી ગઇ અને જહાજ ખાલી થયાં. ધનદોલતથી લદાયલાં ઉંટોની લંગાર ચોકી બાત દળો સાથે કલ્યાણ તરફ વહેવા લાગી.

પછી શિવાજીએ "મીસ્ટરો"ની અંગ્રેજી કોઠીની અને "મોનસ્યોરો"ની ફ્રેંચ કોઠીની મુલાકાત લીધી. વલંદાની કોઠીની માવજત કર્યા પછી આરબ અને આફ્રિકન વેપારીઓની કોઠીઓ ખખડાવી જોવામાં આવી. પછી અંગ્રેજી કોઠીને દરવાજે એક અંગ્રેજ હેટ ઉંચકીને બોલ્યો, "શિવાજી રાજા! ... આપને અરજ', અને શિવાજી અંગરક્ષકો સાથે અંદર ગયો. ઓહો પોતાના માણસોને અંગ્રેજી બંદુકો અને બે તોપો અંગ્રેજો પાસેથી ભેટ તરીકે લઇ જવા ફરમાવ્યું અને સર જ્યોર્જ ઓક્સિનડન નામના સુરતની કોઠીના અંગ્રેજી પ્રમુખ સાથે હાથ હલાવ્યા, "અંગ્રેજી હોંગ..." શિવાજી મોટેથી હસ્યો.

"જી. નહીં શિવાજી રાજા...એ તો ચીનનું અમારી કોઠીઓનું ચીનાઓએ પાડેલું નામ—"

અને શિવાજી પાછો હસ્યો, તો તુમ ભી રાજા હો...વેપારી રાજા..."

અને ઓક્સિનડન બોલ્યો, "રાજા નહિ... હમારા દેશમાં રાજા બીલકુલ નહિ...હમને ઉસકો ફાંસી દે દીયા"

"તુમને!" શિવાજી અચંબો પામી જોઇ રહ્યો, "ઔર "તુમ...યહાં તો રાજાકી સાથ પ્રેમ...?"

"હમ નહિ...હમસબ...હમારી સરકાર ઔર હમારા વેપાર યહાં રાજાકી સાથ બહોત પ્રેમ કરતા હૈ."

"ઔર...!" શિવાજી સમજી રહ્યો.

"ઔર રાજા નહિ, તુમારે દેશમેં...ગે હો સકતા હૈ?"

અને પછી ઊંડા વિચારમાં ગરકાવ થએલો શિવ ઘોડા પર ચઢયો અને ચીની વેપારીઓની મુલાકાત લેવા કાફલો ઉપડી ગયો. આખી વાટ શિવાજીના માથામાં પેલો વિચાર ઉપર તળે થયા કર્યો, "ઔર રાજા નહિ...સભા...સભા સરકાર."

એણે મુગલાઇને મહાત કરવા માંડી હતી, મુગલાઇ ચહેનશાહને પરાજય પમાડવા નીકળેલો આ મરાઠો રાજા જાણે નહિ સમજતો મહાત થતો વિચારતો હતો, "ત્યાં બસ રાજા જ નહિ..."

પણ રાજગઢ પર શિવાજી મહારાજની તાજપોષીની તૈયારીઓ આરંભાઇ ગઇ. રાજમાતા જીજા-





બાઈની એ ઝંખના હતી. એ જીવન્ત ઝંખનાને જીરતી જોવા એ વૃદ્ધ માતા પોતાની એંશી વરસની જીવનદોરીને ખેંચી રાખતી હતી.

એ દિવસ પણ આવી પહોંચ્યો. સિંહ, વાઘ અને હાથીઓની પ્રતિમાઓ વચ્ચે રાજમહાલના વિશાળ ખંડમાં એક ઊંચું સિંહાસન ચણાઈ ગયું. એ આસન પર ઝવેરાતના રંગોની રોશન છાયાઓ વધારે ઓજસ્વી બની. એ જ ખંડના એક સિંહાસન પર વૃદ્ધ માતાનો પનોતો દિકરો રાજવી બનીની તિલક લેવાનો હતો. વૃદ્ધાએ કલ્પી હતી તેથી પણ વધારે ગૌરવભરી તાજપોશી આજે રાજગઢમાં નિર્માતી હતી.

એક હજાર બ્રાહ્મણો એ તાજને અચળ રાખવા અનેક મંત્રોચ્ચારને ગોખતા આવી પહોંચ્યા હતા. એ તાજને અભિષેક આપવા બનારસથી બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવા ગંગાભટ જાતે પધારવાના હતા, અને એક લાખ મહેમાનોની માવજત કરનારા તાજપોશીના રજવાડી ઉતારા તૈયાર થઈ ગયા હતા.

એટલે એ દિવસ આવી પહોંચ્યો. ૧૬૭૪ ના જુનનો છઠ્ઠો દિવસ જાણે ગજગઢ પર આવીને જ થંભી ઊભો. છાસી વરસની વૃદ્ધ માતાને રાજ આસન પર ચઢતા પહેલાં શિવાજીએ નમન કર્યું.

પછી બ્રાહ્મણોએ યજ્ઞો સળગાવીને આહુતીઓ આપી મંત્રોચ્ચારથી રાજગઢ ગૂંજી ઊઠયો. ભક્તોએ ભજન ગાયાં. ચારણોએ કંઠને મુક્ત બનાવીને જયકાર ગજવ્યા.

અને શિવાજીએ આસન પર બેસવા કદમ ઉપાડ્યો. એક સાથે અનેક તોપોના અવાજ ખરાડી ઉઠયા.

તાજપોશી ખતમ થઈ.

ઉત્સવના થાકથી થાકયો પાકયો શિવાજી રાજા જીજા સાથે બેઠો હતો. માતાનો અવાજ ધીરો બોલ્યો, "તું તણાતો જ ગયો ...સાધુ થવા એકથી વધારેવાર છટકયો છતાં તું તણાયો જ ગયો..."

"મને તેનો શોક નથી માતા...મને સાધુ થવામાં પણ જંપ નહોતો વળવાનો...પ્રાણુ સાથે ગુણને જોડવા શું કરવું તે રામદાસ પણ કદાચ નહિ ગેહ શકયા હોત...મને તેમણે એ કહ્યું નહિ...પણ આ સંગ્રામની ઝડપોમાંથી સમજી શકયો છું કે સત્તા કે રાજામાંથી માનવતા નથી નીકળવાની. મોગલાઈ તો પડી સમજ પણ એને પાડનાર મરાઠાશાહી પણ...!" શિવાજી બબડયો.

"શું!" જીજા વિહ્વળ બનીને દેખી રહી.

"તેની મને ખબર નથી...એટલી જ ખબર છે કે ત્યાં દરિયાપારના દેશમાં રાજા નથી, સભા સરકાર છે." અને શિવ ભયંકર વ્યથાથી ભાવિમાં દેખતા મથતો હોય તેવો નિશ્ચલ દેખાયો અને એની અનિમીષ નજર જોતી છતાં દેખતી ન હોય તેવી અમાર બનીને દેખી રહી. એની જીભ પરથી શબ્દો ટપકતા સંભળાયા,

'હું આ ભેટ સ્વીકારું છું...એ જ એક માર્ગ છે...શહેનશાહતનો વિનાશ...રાજાઓ અને રજવાડાં પછી..."

પણ જાણે એ આગળ દેખી શકતો ન હોય તેમ ચૂપ થઈ ગયો.

અને પછી વહી જતાં બે વરસ પર રાજદંડ ધરતો, સંગ્રામ ખેડતો શિવ કયારેક ઉદાસીન બની જતો, કયારેક કોઈ ઝાડીમાં એકલો જતો રહેતો, કયારે કોઈ કલકલતા ઝરણામાં પડછાયો જોતા મથતો કંઈક ખોવાઈ ગએલું શોધતો હોય તેવો દુઃખી દેખાતો હતો.

ત્યારે તાજપોશીને ટાંકણે બ્રાહ્મણોના આશીર્વચન પછી, મિત્રોની શુભેચ્છાઓ પછી, નજરાણાં અને ભેટના ઢગલા પછી એક ધન્ય દિવસે એક અજબ જેવી ભેટ આવી. સ્વામી રામદાસે તે મોકલી હતી.

એ પોટલીમાં શિવાજીને સાદર કરવાની ભેટ તરીકે ધૂળનું ઢેફું હતું, થોડાક કાંકરા હતા અને ઘોડાની લાદ હતી.

એ દેખતાં વૃદ્ધ માતાની આંખોમાં રોષ ઉભ-



રાયો. એ દેખતા બ્રાહ્મણોએ એના ઉચ્ચ અર્થો ધટાવવાની પંક્તિઓ ઉચ્ચારી.

એટલા શિવાજીએ શાંતિથી કહ્યું "એ તો રૂપક છે અને ભાવિની આગાહી છે." અને એ ભાવિમાં દેખતો હોય તેમ ભૂતને યાદ કરી રહ્યો, "ઘણીએ વાર મારી સામે રામદાસની એક જ વાત દેખાતી રહી છે...અમારી પ્રાણની બધી છોળામાં, ધસારાઓમાં ગુણ નહોતો......એટલે ગુણવિનાનાં પ્રાણની ઝડપનાં કમઠાણમા તણાતો જતો હું ક્યાં?... ઉંચરે મારા જીવનની તમામ ઝડપના સંગ્રામે શું આપ્યું?...આ તાજ ને આ દંડ! રામદાસનું કહેવું હું સમજું છું... બાદશાહત...સલ્તનત દંડ ધરી શકે છે, ગુણ નહિ...તો પછી કિલ્લાઓના કમઠાણ કાંકરા બની જશે...સંગ્રામની અશ્વશક્તિઓ પાછળ છાણાં થપાશે, ને સર કરેલા પ્રદેશો જેવી ધૂળની ચપટી...પણ હું તણાયે જ ગયો."

પછી થોડીવાર સુધી નિરવ શાંતિ પથરાઇ ગઇ. અને વરસો વીતતાં ગયાં.

જીજાબાઇનું વૃદ્ધ કલેવર જંપતું હતું, ત્યારે રાજગઢ પર ચોકી કરતી વૃદ્ધ માતા નજર મીંચતી હતી.

ત્યારે પાછો મરકાવ થતો શિવ કહેતો હતો, "એણે જ મને પ્રાણના ટપલા મારી ડુંગરા પરથી દોડાવ્યો હતો. એણે મારામાં જીવન વેગને ધક્કો મારીને લગામ ખેંચાવી હતી...અને આ રાજમહની પેલી તાજપોશી પર મને બાંધ્યા પછી એ ગઇ છે ત્યારે આજે..." બોલતો એ શુન્યમાં દેખી રહેતો હતો.

"આપ ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ..." એના અષ્ટ પ્રધાનો એને આશ્વાસન આપતા હતા અને ખડખડાટ હસતો એ કહેતો હતો, "પણ ગુણ ક્યાં?... રાજમાં પ્રાણ રહી શકે છે...ગુણ નહિ...જેને જીરવીને માનવતા–જીવતી રહી શકે તે ગુણ મને જાગ્યો નહિ" "તો રામ જેવા રાજાઓ..."

"મારા જેવા જ હશે ને...! અને પછી એ ગજવીઓની સમશેરનાં તેજ બુઠી જાય તો પછી તો ખંડેરો જ બાકી રહે ને...કિલ્લાઓના કાંકરા...પ્રદેશોની ધૂળ અને અશ્વોની લાદ...મારી પાછળનાં ખંડિયેરોમાં મને ગુણવિહોણી તરવારોનાં ધીંગાણાં ખખડતાં સંભળાય છે...ને તેમા આ સંભાજી ને તે રાજારામ...ને તમે સૌ..."

એમ ઘણીવાર એ ઉદાસીનતામાં ગરકાવ બનેલો કોક અજ્ઞાતમા ઉતરી જવા મથતો અને એમ કરતાં ૧૬૮૦ની સાલનો એપ્રિલ મહિનો આવી પહોંચ્યો.

શિવાજી મરણ પથારી પરથી મોતને દેખતો નિશ્ચળ પડ્યો હતો. ક્યારેક ક્યારેક એની નિસ્તેજ બનતી નજર કંઇક દેખી રહેતી, ક્યારેક એના ધીમા શબ્દો સંભળાતા હતા. છેવટનાં પાવન કરતાં વિધિ-વિધાન જેને આવતાં હતાં તેવા એક મહા પંડિતને પોતાની પથારી પર નમેલો દેખતો શિવ પૂછતો હતોઃ "તમે મને મારાં પાપોમાંથી મુક્ત કરી શકો છો?"

મહો પંડિતની જીભ વિકટ પ્રશ્નની પરીક્ષામાં મુંઝાઇ પડતી હોય તેવી ચાલાક બની લથડી, "તમે પાપ? શી વાત-શિવરાજ!"

મેં જીવનના આરંભથી અંત સુધીમાં મહારાજા કે સુલતાન બનવાનો સીધોસો રસ્તો પાપી હતો...તે હું જાણું છું..." બોલતી એની વાણી વિરામ પામી રહી. એની નજર સંકેલાવાં માંડી, એની આંખમાં ઉછળતા પ્રાણની ઘૂમરી મરડાઇ ગઇ.

પછી પંડિતોએ અને દરબારીઓએ એના કલેવરને એક પાલખીમાં ગોઠવ્યું. પછી મહારાષ્ટ્રની જનતાએ એના પર ફૂલ વરસાવ્યાં. મહારાષ્ટ્રનો ઝંડાધારી પછી જે પર્વતમાળ પર પ્રાણના ઝંઝાવાત મચાવતો ઘૂમ્યો હતો તે જ પર્વતમાળના ખડકો પર રચાયેલા અગ્નિસંસ્કારમાં શમી ગયો ત્યારે ૧૬૮૦ ના એપ્રિલનો ત્રીજે દિવસ સંધ્યાનાં ખંડિયેરોનાં છાયાચિત્રો પાછળ આથમી ચૂકયો હતો.

દિંદરેશ પર ફરવા નીકળેલા ઇતિહાસના સૈકાઓ જાણે પાછા હટીને અસ્તાચળ પાછળ સંતાતા હતા.

★

# એવડી દક્ષિણા

વ્રજલાલ ત્રિવેદી

કાઠિયાવાડના એક ગામડામાં ગાળેલા બિનજવાબદાર બાળપણનાં રમૂજી સ્મરણો

આથમતો પહોર હતો. દિ આખો સીમમાં ચરેલાં ઢોર આનંદમાં ઘેર પાછાં ફરતાં હતાં. પાંચેક વાગવાનો સમય થયો, ને નિશાળના ઘંટનો રણકાર થયો. વર્ગમાં અકળાતી દોટ મુકતાં બાળકો શાળામાંથી બહાર નીકળવા માટે ધસારો કરવા લાગ્યાં. હજી તો ગુજરાતી નિશાળ અરધી પણ ખાલી નહિ થઈ હોય એટલામાં અંગ્રેજી શાળાનો ઘંટ વાગ્યો.

ગામડાની અજડ વાણી વચ્ચે ભાંગ્યા તુટયા અંગ્રેજીનાં ગોખી રાખેલાં વાક્યોનો મુક્ત કંઠે ઉચ્ચાર કરતા જટિયાની મેં અને ગદલે નિશાળની ઊંચી પેડલી ઉપરથી બૂમ સાંભળી: એલા એય! તમે ઓલ્યા લીંમડા પાસે ' વેઈટ થાજો આય એમ કમિંગ.'

ગુજરાતી નિશાળના વિદ્યાર્થીઓએ પોતાનું આ વાક્ય આશ્ચર્યથી સાંભળ્યું, એ બોલતાં બોલતાં જ ત્રાંસી નજરે જોઈ લેતા જટિયાને લાગ્યું કે પોતે કંઈક એથી પ્રતિભા પાડી શક્યો હતો.

હું, ગદલ, જટિયો અને નન્યો. આ અમારી ચંડાળ ચોકડીને બીજી અંગ્રેજીમાં પ્રવેશ કર્યાને હજી પંદર જ દિવસ થયા હતા. પહેલી અંગ્રેજીમાં આવીને ચાર એ બી સી ડી શીખ્યા પહેલાં જ અમારા શિક્ષકે વર્ગમાં કામચલાઉ બોલી શકાય એટલાં અંગ્રેજી વાક્યો ગોખાવી નંખાવ્યાં હતાં. આ દસ બાર અંગ્રેજી વાક્યોએ અમારી ભાષામાં ઘણો રૂઆબ આણ્યો હતો ગુજરાતી તાલુકા સ્કુલ પાસેથી પસાર થતી વેળા સીનિયર ટ્રેન થએલા શિક્ષકોને વર્ગો લેતા જોઈ, તેમને સંભળાવવા ખાતર પણ અવાર નવાર એવાં વાક્યોનો ઉપયોગ અમે સામસામા કરી નાખતા અને કેવોક વટ પડે છે તે ત્રાંસી નજરે જોઈ લેતા.

બંને નિશાળોમાંથી છુટેલા વિદ્યાર્થીઓની ભીડ વચ્ચેથી જટિયો ' અરે, પ્લીઝ ગિવ મી વે ' એમ અંગ્રેજીમાં શિષ્ટાચાર સહિત ધક્કા મુકી કરતો ઝપાટાબંધ લીંમડા પાસે આવી પહોંચ્યો. વચમાં હડફેટમાં આવેલા કેટલાક નાના છોકરાઓની સ્લેટ અને બાળપોથીઓ તેણે ઉડાડી નાખી હશે, તેની તેને જરાએ પરવા નહોતી.

જટિયો જરા હાંફી ગયો હતો. પણ મારી બાજુમાં ગદલ સાથે નન્યાને પણ જોઈને તે વધુ આનંદમાં આવી ગયો. અને પછી આગળ પાછળ નજર ફેરવી બહુ અગત્યની વાત હોય એમ ધીમેથી બોલ્યો, ' કાલે ગામમાં ઘેરઘેર શુકલ કાંધા કરતા ફર્યા હતા. તને કાંઈ ખબર છે!' અમે નકારમાં ડોકાં ધુણાવી આતુરતા પૂર્વક આંખો વિકસાવી

' આજ રાતે કલ્યાણપર અને લાખણુકાથી કણબીની ચાળીસ ચાળીસ કન્યાઓ પરણીને જવાની છે. એટલે દક્ષિણા લેવા જવા માટે ત્યાંથી પટેલીઆઓએ કહેવડાવ્યું છે.' કોઈ શિકારને જોયા પછી, જેવા શિકારી કુતરાના કાન ચપળ બની જાય છે, એવી રીતે મારા અને ગદલના કાન ચપળ બની ગયા.

' કેમ જવું છે ને?' જટિયાએ જવાબ માગ્યો. ' અરે એમાં વળી પૂછવાનું શું હશે! નિશાળમાં તો રોજ ભણવાનું છે જ ને! આવા પ્રસંગો કાંઈ રોજ રોજ આવે છે! ચાલ, એલા ગદલા, હું મારે ત્યાં, જમીને જલદી આવજે. અને જટિયા તું નન્યાને લઈને દિ આથમ્યે ભરવાડિયે દરવાજે એભલવાળા હનુમાને પહોંચી જા. ત્યાં અમારી વાટ જોજે.'

સાંજ પડવા આવી હતી, થોડું થોડું એ સૂરજે જ હતું. ભીડભંજન મહાદેવના બાવાનો સંખનાદ સંભળાતો હતો. ગામના સાધુબાવા અને બ્રાહ્મણના છોકરાઓ રોજબરોજ ભરવાડિયા દરવાજા તરફ ઝપાટાબંધ ચાલ્યા જતા હતા. આછો આછો ચાંદનો પ્રકાશવા માંડી હતી. અને એના પ્રકાશમાં એભલિયા હનુમાનના ઓટલા ઉપર ઊભો રહીને જટિયો અમારી રાહ જોતો હતો.

કલ્યાણપર અને લાખણુકા અમારા ગામથી બે માઈલ દૂર હતાં. એની સીમમાં ભાણી કરતાં શિયા-

ળના અવાજ શિયાળાની ઠંડી રાતમાં અમારા ગામમાં સ્પષ્ટ સંભળાતા. ભરવાડિયે દરવાજે ઊભાં ઊભાં લાખણુકાના પાદરમાં સળગતી તાપણીનો પ્રકાશ પણ ચોખ્ખો જોઈ શકાતો. ગામમાંથી દક્ષિણા લેવા જનારા લગભગ બધાજ નીકળી ચૂક્યા હતા. બાકી અમે ચાર જણા જ રહ્યા હતા.

રાત પડતી હતી અને વખત પણ થઇ ગયો હતો. અમે પહોંચ્યા ન પહોંચ્યા એવામાં કલ્યાણપર અને લાખણુકાના પાદરમાં ખૂંગિયો વાગતો સંભળાયો ને સૌના કાન ચમકયા. ચારે જણાએ ઝડપથી ચાલવા માંડ્યું. આછી ચાંદનીમાં રસ્તો સ્પષ્ટ દેખાતો હતો. અને તેની બંને બાજુએથી તમરાનો અવાજ વાતાવરણ જમાવતો હતો. થોડેક જતાં બે રસ્તા ફંટાયા. એક કલ્યાણપરનો અને બીજો લાખણુકાનો

'એમાંથી કયે ગામ જઈશું ?' ગદલે પ્રશ્ન કર્યો.

'વધારે દક્ષિણા મળે ત્યાં જ તો.' જટિયો બોલી ઊઠયો.

બંને ગામમાં સરખી જ કન્યાઓ પરણતી હતી. કોણ ક્યાં વધારે દક્ષિણા આપશે તે કેમ નક્કી થાય? એ તો નસીબની જ વાત હતી. અને લાખણુકાનો રસ્તો પકડયો. અરધોક ખેતરવા ચાલ્યા હોઈશું એટલામાં મેં ઊભે મોલ ચરતા એક ટારડા ઘોડા તરફ ગદલનું ધ્યાન ખેંચ્યું. જટિયા અને નન્યાને કેડીએ જ ઊભા રાખીને અમે બંને ખેતરમાં પડયા. મેં ગળે વીંટેલું ફાળિયું ટારડાને મળે બાંધ્યું અને ગદલે પાછળથી પૂંછડું આમળ્યું. માંડ માંડ ખેંચીને તેને કેડી ઉપર લાવ્યા. જટિયો, નન્યો અને ગદલ ત્રણે જણા એક બીજાનો ખભો પકડીને ટારડા ઉપર બેસી ગયા. સૌથી આગળ ગદલ બેઠો. ટારડાને મળે ફાળિયું બાંધ્યું હતું. એની લગામ કરીને ગદલે મોઢેથી ડચકારા મારી હાંકવાની શરૂઆત કરી. અને ત્રણે જણાએ પગની એડીઓ ઠોકવા માંડી. મેં પાછળથી પૂંછડું આમળવા માડયું. ચારે જણાએ આવી રીતે તાશેરા કર્યાં ને ટારડું ભાડકયું; પાછલા પગની લાત ખાતો માંડ હું બચી ગયો. ટારડું કૂદ્યું. એટલે ગદલ જટિયો ને નન્યો ત્રણે ઉલળી પડયા! ટારડું ગરમ થઇ નાસવા માંડયું, પણ ફાળિયાની લગામ ગદલના હાથમાં જોરથી પકડાઈ ગઇ તે કેમ છટકે?

વિચાર એવો હતો કે ટારડા ઉપર બેસીને એકદમ લાખણુકા પહોંચવું અને ત્યાંથી જો સારી દક્ષિણા ન મળે તો ટારડા ઉપર જ સ્વારી કરી ત્યાંથી કલ્યાણપર પહોચવું! પણ ટારડાએ તો હઠ પકડી હવે શુ થાય? એક વખત ગદલે અને મેં ટારડા ઉપર બેસી જોવા અખતરો કર્યો. ફરી પાછા બેઠા. આ વખતે તો એક બીજાને ચોંટી જ રહ્યા. ટારડુ ગરમ થયું હતું એટલે બરાબર રંગમાં આવ્યું. અને પાછળ બેઠેલા ગદલે બાવળની કાપેલી લીલી સોટી ફટકારવા માંડી સોટીના ચમકારથી રંગમાં આવેલા ટારડાએ હઠ છોડી દીધી અને ચાલ બદલી. જટિયો ને નન્યો આ વખતે પાછળ દોડતા આવતા. વચ્ચે વચ્ચે પૂંછડું આમળતા હતા. ચારે જણા આનંદમાં—આવી ગયા. હેરાન થયા પણ કાન સુધરી ગયું. વારાફરતી સવારી કરી થોડી વારમાં તો અમે લાખણુકાની સીમમાં પ્રવેશ કર્યો.

પાદરે ટારડાને એક ઝાડ નીચે છૂટું મૂકી અમે ગામમાં પેઠા. જોયું તો રામ મંદિરે ગરવા ગાડયા જ સાધુ ને બ્રાહ્મણો દક્ષિણા લેવા આવ્યા હતા. અમે ચારે જણા દરેક માંડવે ફરી વળ્યા. પણ વાતાવરણ જોતા લાગ્યું કે અહીં રોકાવામાં કસ નહોતો પરસ્પર મંત્રણા કરીને કલ્યાણપર જ જવું એમ ઠરાવ્યું. પણ હવે સમય નહોતો. બંને ઠેકાણેથી રખડીશું તો સાર્યા જઇશું એમ વિચારી દોડયા સિવાય છૂટકો જ નહોતો.

ફરી પાછા ઝાડ પાસે આવ્યા. જોયુ તો ટારડું પલાયન કરી ગયું હતું! હવે શું થાય? એક મિનીટ અંધારા ઝાડ નીચે ઊભા રહી અમે નિશ્ચય કરી લીધો કલ્યાણપરની સીધી કેડી પડતી મૂકીને અમે ખેતરમાં, આડબીડ દોડવુ શરૂ કર્યું. અને એ ટૂંકે રસ્તે થઇને કલ્યાણપરના પાધરમાં પાંચેક વખતે જ પહોંચી ગયા.

અહીંનો દેખાવ ખૂબ ઉત્સાહપ્રેરક હતો. ગામ બહાર તળાવની પાળે સાધુબાવા અને બ્રાહ્મણોનાં





ટોળાએ અજબ જમાવટ કરી હતી. ચારે જણા એ ટોળામાં ભળી ગયા.

કાનના પડદા તોડી નાંખે એવા ઢોલની દાંડીના ધ્રમકાર અને શરણાઇઓ તથા તૂરી સંભળાતી હતી. ભાંડ અને ભવાઇયાઓ ભલો બાપ, ભલો બાપ, ના અવાજ કરતા હતા, રાત પણ ધીમે ધીમે જામતી હતી. જટિયાએ દોડતા આવીને ખબર આપ્યા કે બરાબર રાતના બાર વાગ્યે કન્યાઓને વિદાય કરશે. ત્યારે તો હજી ઘણી વાર! બારના બે પણ વાગે! અમે નાહકના દોડયા! ટાઢ ચીકોટા દેતી હતી. નાના નાના ધાવણા છોકરાઓને લઇને એની માવર દક્ષિણા લેવા આવી હતી. આટલું મોડું થશે એની કોઇને ખબરે નહોતી. કેટલાક તો દક્ષિણા લઇને ઘેર ગયા પછી વાળુ કરીશું એવા હિસાબે એમને એમજ આવ્યા હતા. બ્રાહ્મણના નાના છોકરાઓ ભૂખથી શોરબકોર કરતા હતા. કેટલાક સૂઇ પણ ગયા હતા.

'આપણને તો ભાઇ ખરેખરી ભૂખ લાગી છે. આટલું મોડું થશે એની ખબર જ નહોતી, નહિ તો ફાંગીને જ નીકળી પડત ને?'

'આ નાનાં છોકરાં પણ ભૂખે ટળવળે છે, ત્યારે શા હિસાબમાં?' ગદલે નિયમ મુજબ આંખ જરા ઝીણી કરી જવાબ આપ્યો.

એ ઝીણી આંખનો અર્થ હું પામી ગયો. અમારો નિશ્ચય થઇ ગયો. ઊભા થઇને જટિયા તથા નન્યાને ઇશારો કરી દૂર બોલાવ્યા. અને ચારે જણા ચુપચુપ તળાવની પાળો ઓળંગી ને ગામમાં પેઠા.

'નન્યા, તું ઠાકોરજીને ચોરે બેસજે. અમે હમણાંજ આવી પહોંચીશું. પણ જોજે અમારા આવ્યા સિવાય ખસતો નહિ. નન્યો બહાદુર ને ઠરેલ. સાથે છૂપી પોલીસનું કામ પણ બજાવી શકતો. ત્રણે જણા એક પછી એક એમ છૂટા પડી કન્યાઓને માંડવે ઉપડયા.

લગભગ અડધા કલાકમાં તો અમને ત્રણે જણને પોતલીની ફાંટ ભરીને આવતા નન્યાએ જોયા અને એ તો બાઘો જ બની ગયો. ગોળપાપડી અને લાડવાથી ત્રણેની ફાંટ ફાટફાટ થતી હતી. કન્યાને માંડવેથી હોંશભરી પટલાણીઓ પાસેથી મેળવેલું આ ભાતું ચારે જણાએ ત્યાં જ જેટલું ખવાય તેટલું ખાધું અને પછી તળાવની પાળે આવી ભૂખ્યાં સૂતેલા છોકરાંને ઉઠાડીને દરેકને વહેંચવા માંડયું. પટેલિયા તો દક્ષિણા વહેંચે ત્યારે, પણ ગદલાએ તો ગોળપાપડી ને લાડવા રાતના અગિયાર વાગ્યે તળાવની પાળ પર વહેંચવા માંડયા. થોડું થોડું દરેકે ખાધું અને તળાવનું પાલર પાણી પી શાંતિ પામ્યા.

રાતના દોઢેક વાગ્યાનો સમય થયો અને મશાલોનો પ્રકાશ ગામ બહાર નીકળતો જણાયો. જાનનાં ગાડાં એક પછી એક ગામ બહાર નીકળવા લાગ્યાં. મશાલોના પ્રકાશમાં ગુલાબના ગોટા ઊડતા જણાયા, કન્યાઓને વિદાય આપવાનાં પટલાણીઓનાં હલક ભર્યાં ગીત હૃદયને થંભાવી દેતાં હતાં. પાછળ પટેલિયાઓનાં ટોળાં તળાવની પાળે આવી પહોંચ્યાં. બળદ ઉપરની દોર અને આભલાં સીવેલાં ભરત વાળા ઝુલ્યો અને શીંગડીઓ, મશાલના પ્રકાશમાં ઝબકતી હતી. ગાડાં એક પછી એક તળાવની પાળે આવી હાર બંધ ઊભાં થઈ રહ્યાં. ઢોલની દાંડીઓ જોસથી પડવા માંડી. સૌ પટેલીયા એક બાજુ એકઠા થયા. પછેડીમાં રૂપિયાના ઢગલા થવા માંડયા. અને બીજી બાજુ બ્રાહ્મણો તથા સાધુ બાવાઓને ખળાવાડમાં પુરવા માંડયા.

ખળાવાડની ચારે બાજુ મોટી કાંટાળા થોરની વાડ હતી અને બોડીબારા પાસે પટેલિયા હારબંધ બંને બાજુએ ઉભા રહ્યા હતા. રંગમાં આવેલા પટેલિયા આજે ઢોલની દાંડીના અવાજ સાથે ગાંડાતૂર બન્યા હતા. દક્ષિણા વહેંચવાની ગડમથલ કરતાં કરતાં પાછલી રાતના બે નો શુમાર થયો. એક પછી એક સાધુબાવા અને બ્રાહ્મણોના છોકરાઓને બોડીબારામાંથી બહાર કાઢવા માંડયા અને દક્ષિણામાં એક એક જણને એક એક રૂપિયો આપવા માંડયો જણ દીઠ રૂપિયાની વાત સાંભળીને ખળાવાડમાં પૂરેલા

સૌમાં આનંદ વ્યાપી ગયો.

'ગદલા, જોજે હો ! લાખણુકાની દક્ષિણા પણ આપણે અહીં એકાં સાથે સાથ જ લેવી છે !'

'મોરનાં ઈંડાંને ચીતરવાં તો પડે !' ગદલે ડંડુ કલેજે જવાબ આપ્યો.

'તો પછી વાટ કોની જુવે છે ! બીક ઓછી થઇ તો આપણે ફાવશું નહિ અલ્યા જટિયા, નન્યા ! ટોળામાં ઠીલ દબાવીને આગળ નીકળી પડો ને દક્ષિણા લઇને ખળાવાડની પાછળ સૌ આવી પહોંચો.'

જોતજોતામાં અમે ચારે જણા દક્ષિણા લઇને બહાર નીકળ્યા અને ઝડપથી એક પછી એક ખળાવાડની પાછળ પહોંચ્યા. હાથલા થોરની વાડ પાસે એક જાજરમાન લીમડો ઉભો હતો. ત્યાં અંધારું હતું ચારેજણા લીંબડા ઉપર ચડયા, પણ ખળાવાડમાં ખાબકતા પહેલાં અમે એક વિચારે ચેત્યાં. થોર ને બાવળના કાંટા જો કદાચ નીચે પથરાયા હોય ને એકાદ કાંટો ઊભો ને ઊભો પગમાં પેસી જાય તો સીધો આરપાર ! રૂપિયો રૂપિયાને ઠેકાણે રહે ને પરેલિયાને ખબર પડે તો ઉપરથી ઠોકવા માંડે એ જુદું.

જટિયા ને ગદલા પાસે બે ધોતલીઓ હતી. લીમડાની જાડી ડાળ સાથે બંને ધોતલીઓ લાંબી કરીને બાંધી તો ય ચાર પાંચ હાથ જમીનથી અદ્ધર લટકાઇ એક પડે એટલે પહોંચી પણ ગદલ એમ હારી જાય ? એણે પહેરેલું ધોતિયું અંધારામાં કાઢી નાખ્યું અને સાંધો લંબાવ્યો ! હવે તો અહેલાઇથી નીચે ઉતરી શકાય એવું હતું. પહેલાં નન્યો ને જટિયો ઉતર્યા અને હળવેથી આગળના ટોળામાં ભળી ગયા.

આગળનાં સામમા રૂપિયો રૂપિયો મળતો હતો. એટલે દક્ષિણા લેવાવાળામાંથી કોઇ પાછું વાળીને જુએ એવું હતું નહિ.

ત્રીજો ગદલો ઉતર્યો અને ઉપરથી મેં એક ધોતલીનો સાંધો છોડી ગદલને પહેરવા માટે ફગાવી તરતજ તેણે તે પહેરી લીધી. મેં ડાળ ઉપરથી ગાંઠ છોડી નાંખી, ગદલે નીચે જમીન સાફ કરી નાખી અને ઉપરથી મેં ઠેકડો માર્યો.

પણ ઉપરથી મેં ઠેકડો માર્યો ન માર્યો ત્યાં તો બે ડેબ્બાળાના ઘા મારી પીઠમાં પડી ચૂક્યા ! ત્રણ પરેલિયાઓએ અમારું આ કારસ્તાન દૂરથી જોઇ લીધું હતું. અમે છૂટ લઇને નાઠા. પરેલિયા પાછળ પડયા, પણ તેઓ હાથલા થોર પાસે દોડીને પહોંચે તે પહેલા તો મોટા ટોળામાં અમે અદશ્ય થઇ ગયા.

બીજી વખત દક્ષિણા લઇને સલામત બહાર નીકળી, ડબલ દક્ષિણા સાથે તળાવની પાળે ચારે જણા એકઠા થયા. દક્ષિણાઓ દેવાનું કામ પુરું થયું હતું. તળાવની પાળે એકઠાં થએલાં જાનનાં ગાડામાં બેઠેલી વિદાય થતી કન્યાઓનું દશ્ય કરુણ હતું. દીકરીઓને ગોળનું પાણી પાતી માતાઓનાં ગભરૂ હૃદય જાણે ભાંગી જતાં હતાં. માતા અને દીકરીઓની આંખોમાંથી શ્રાવણ ભાદરવો વહેતા હતા. ધ્રૂસકે ધ્રૂસકે રડતાં એ હૃદયો એકબીજાની છાતી સાથે ચંપાતાં હતાં, અમારી ચારે જણાની આંખો ભીની થઈ.

જાનના ગાડાં વિદાય થવા માંડયાં. બળદને ગળે બાંધેલી ટોકરીઓ મધુર રણકાર કરતી ક્ષિતિજના ઉંડાણમાં ઉતરી જતી દેખાઈ. થાકેલે શરીરે અને ભીને હૃદયે કલ્યાણપરની વિદાય લઇ અમે મજાદર ગામની સીમમાં દાખલ થઈ ગયા.

★

[ ૨૧ ]

બાઇબલમાં એક કથા છે. એક વખત ભગવાન ક્રાઇસ્ટ પાસે તેના શિષ્યો આવ્યા. તેમની સાથે એક દુર્જન માણસ હતો. વિશ્વાસની અવધિ દેખાડવા છતાં એ સુધરી શક્યો ન હતો. શિષ્યોએ તેને ક્રાઇસ્ટ પાસે રજુ કર્યો અને કહ્યું: 'પ્રભુ! આ એક માણસ એવો છે જેને ગમે તેટલો પ્રેમ અને વિશ્વાસ આપવા છતાં અમે સુધારી શકતા નથી એટલા માટે અમે એને આંહી લાવ્યા છીએ.'

ભગવાન જીસસ ક્રાઇસ્ટે કહ્યું: 'તમારો વિશ્વાસનો ભંડાર વધારો, તમારી પ્રેમની મુડી વધારો, તમારી શ્રદ્ધાને વધુ કસી જુઓ'

શિષ્યો પેલા માણસને લઇને ગયા. એને એના દુષ્ટ વર્તનમાંથી વાળવાને વધુ પ્રેમ, વધુ વિશ્વાસ, વધુ શ્રદ્ધા, વધુ સમજણ, એ પ્રયોગ કરી જોયો. પણ 'પડી ટેવ તે તો ટળે કેમ ટાળી' એની પેઠે એ ભગવાન એ ના એ. મોંએથી હા હા કરે, પણ જરાક તક મળી કે પાછો જે કામો કરતો હોય તે કરે

જ્યારે એ કોઈ રીતે નહિ સુધરે એમ શિષ્યોને લાગ્યું ત્યારે એને પાછો ભગવાન જીસસ પાસે રજુ કર્યો: 'પ્રભુ! અમારા હાથ હેઠા પડયા છે. આ સુધરે તેમ નથી'

ભગવાન જીસસે ધીમી શાંત વાણીમાં કહ્યું: 'તમને જેટલી શ્રદ્ધા ઈશ્વર 'માં' છે એટલી જ શ્રદ્ધા ઈશ્વર 'ની' પણ હોવી જોઇએ. ઇશ્વર કોઇને હમેશને માટે ખાડામાં રાખી મૂકે છે ખરો? એ પળ આવશે, જ્યારે આ પણ જાગશે. ફરી પ્રયત્ન કરો! તમારી પ્રાર્થના સાચા અંતરની હશે કે હે ભગવાન! આ માણસ અમારો સ્વજન બનીને રહે એવું કરો, તો પાંચે પંદરે પણ જવાબ આવશે ને આવશે એમાં કાંઇ જાદુ નથી. એ એક નિયમ છે આ કોઈ હાથચાલાકીના ખેલની વાત નથી જે નિયમ વિશ્વમાં પ્રવર્તે છે તેનું જ સાદું કથન એમાં છે.'

[ ૨૨ ]

એક સાધુ એક મંદિર બંધાવે. મંદિરમાં મજૂરો કામ કરવા જાય પણ સાધુ માત્ર ભગવાધારી વેષ સાધુ નહિ, પણ જનમજનમાંતરની ઉપાસના આ જન્મમાં ફળી હોય તેમ સાચો સાધુ બનેલો. એનો આ મંદિરની રચના પણ એવી, પોતાનું ધામ થાય ને બેઠો રોટલા ખાય માટે નહિ આદરેલી. પણ પ્રજામાં ઠગ હોય, શઠ હોય, દુર્જન હોય, દુષ્ટ હોય, એમાંના કોઈને કોઈ ઠેકાણે શાંતિ મેળવવાનું મન થઈ આવે, તો એવાને આ મંદિર બે ઘડી આશરો આપે, આશ્વાસન આપે, એને આસ્થાનો સંદેશો આપે માટે આ સાધુ મંદિર બંધાવે!

મંદિરે મંદિરે જેમ જવા જવામાં ફેર છે તેમ બંધાવવા બંધાવવામાં પણ ફેર છે!

ત્યારે આ સાધુ સાંજે બેઠો. પોતાના આસન ઉપરથી મજૂરોને પૈસા ચુકવે. કડિયા આવે, કારીગર આવે, સુતાર મજૂર જે આવે તે તમામને મુઠી ભરીને પૈસા આપે, ભગવાનની કૃપા તે સાધુ મુઠીમાં જે પૈસા લે તે બરાબર પેલા કારીગરની સાચી મજુરી પ્રમાણેના જ નીકળે. દૂધના દૂધમાં ને પાણીના પાણીમાં. બરાબર એવો તાલ સાધુના હાથે થતો આવે!

એક વખત એવું બન્યું, એક નવો કારીગર આવ્યો. સાધુએ તો જેમ સૌને આપતો હતો, તેમ એને પણ મુઠો ભરીને પૈસા આપ્યા. એણે ગણી જોયા. બરાબર હતા. ચાલતો થયો. એની પછી એનો પાડોશી જ પૈસા લેવા ગયો. તેને પણ પૈસા અપાયા. પછી બન્ને ચાલતા થયા.

રસ્તામાં પેલા પાડોશીના પૈસા ગણતાં તે વધુ થતા જણાયા! એને વધારે મળ્યા હતા. પેલા નવા કારીગરને થયું કે પોતાને ઓછા મળ્યા છે તે પાછો સાધુ પાસે ગયો. જઈને ફરિયાદ કરી: 'મારા પાડોશીને વધુ પૈસા મળ્યા મને એના પ્રમાણમાં ઓછા મળ્યા છે!'

'જો ભાઈ!' સાધુએ શાંતિથી કહ્યું; 'તારા પડોશીને વધુ મળ્યું કે ઓછું મળ્યું એની ચિંતા તું જવા દે. તને તારી મહેનતનો બરાબર બદલો મળ્યો છે કે નથી મળ્યો એ કહે!'

'એ તો બરાબર મળ્યો છે!'

'ચોક્કસ?'

'હા ચોક્કસ. મેં ગણી જોયા ને!'

'થયું, ત્યારે તું શાંતિથી તારે ઘેર જા. તારા પડોશીને તારા કરતાં સારી કે નરસી આંખ મળી છે કે તારા કરતાં વધારે રૂપાળું કે કુરૂપ મોં મળ્યું છે એની જો તું ફરિયાદ નથી કરતો, એના લાયકનું એને મળ્યું, તારા લાયકનું તને મળ્યું, તો આ ફરિયાદ શા માટે કે એના કરતાં તને ઓછું મળ્યું છે! તને તારી લાયકાત પ્રમાણે મળ્યું છે કે નહિ એટલું જ જોતો રહે. હવે જો, એને ઘેર જરા જતો જજે. ત્યાં ત્રણ ખાટલા પડયા છે! એ તમામને સાચવીને એ આંહીં વખતસર દોડયો આવે છે! જા ભાઇ, હવે નિરાંતે ઘેર જા. અને આટલું નવું શીખજે: અનુદારતા એ જીવનની સૌથી ક્ષુદ્રમાં ક્ષુદ્ર વસ્તુ છે. ઈશ્વર આપણા કરતાં વધારે જોઈ શકે છે, જો એવી આસ્થા રાખીશ, તો તો જીવન સુખી સુખી થઈ જશે.'

કારીગર તો સાધુની વાણી સાંભળતાં છક્ક થઇ ગયો. એને નવાઇ તો આ લાગી: 'ઈશ્વરી ઈચ્છાને વહન કરવાનું આવું બળ એણે મેળવ્યું હશે શી રીતે?'

[ ૨૭ ]

બ્રહ્માનંદ સ્વામીનું પૂર્વાશ્રમનું નામ લાડુ બારોટ. બારોટ પણ ખરેખરા બારોટ હતા. વાણીમાં જાણે સરસ્વતી બેઠાં હતાં. વાત ઉપાડે પછી ભાર નહિ માણસનો કે આંખનું મટકું મારી શકે.

એક વખત એ ફરતા ફરતા સહજાનંદ સ્વામી પાસે આવી પહોંચ્યા. સ્વામીજીના સંસર્ગે એમનામાં શુદ્ધ ભક્તિનો જન્મ થયો. એમને મન થયું કે આપણે પણ સાધુ થઇ જઈએ!

પણ વેષ લેવા સહેલા છે, નિભાવવા કેવા મુશ્કેલ છે એ વાત કાંઈ શ્રીજી મહારાજથી અજાણી હોય?

એમણે લાડુ બારોટને કહ્યું: 'બારોટજી! પહેલાં તો દાદા ખાચરના દરબારમાં જઈને એમની બહેનોને જ્ઞાનવાર્તા કહી આવો, પછી તમારો વિચાર કરીશું!'

લાડુ બારોટ તો ઉપડયા. એમને પોતાની જ્ઞાનવાર્તાનું ભારે અભિમાન. પણ જ્યાં દાદા





આવું છું!' પુરૂષ સમજી ગયો હતો કે આટલાં વર્ષે આ છોકરું આવ્યો છે તેથી માના આનંદનો પાર નહિ હોય. પણ તેથી જો અચાનક જ જો સંતાનની અપંગતા એની સમક્ષ પ્રગટ કરવામાં આવશે તો એનું હ્રદય આઘાત પામશે.

થોડીવાર પછી એ ધીમે ધીમે અંદર ગયો. બાળક નિરાંતે માના પડખામાં ઉંઘતું હતું. એના ઉપર વસ્ત્ર ઢાંકેલું હતું. માના આનંદનો પાર ન હતો. તે ધીમે નબળા હાથે બાળકની આંગળી સાથે રમી રહી હતી.

પેલો પુરૂષ પોતાની પત્નીના ખાટલા પાસે આઘે ઊભો ઊભો બાળકને નિહાળી રહ્યો. નર્સ પણ પાછળ જ આવી હતી.

'તદ્દન તંદુરસ્ત છે. ઈશ્વરની જાણે કૃપાનો વરસાદ વરસ્યો લાગે છે!' બાઈ બોલી. તેને ડાબા હાથની અપંગતાનો ખ્યાલ નર્સે આવવા દીધો ન હતો એમ જણાયું.

પેલા સમાચાર હવે શી રીતે આપવા એનો વિચાર થઈ પડયો: 'મને લાગે છે, ઇશ્વરે આવું તંદુરસ્ત બાળક—આપણને આપ્યું તેના કરતાં થોડુંક નબળું આપ્યું હોત તો'ય સારૂં હતું. આપણો આખો દિવસ એની માવજતમાં રોકાઈ જાત. આપણે તો એ જ કામ ઉપર હવે બેસવાનું હતું!'

આવી રીતે ધીમે ધીમે વાત ઉપરથી વાત લેતાં, બાળકની અપંગતાનો ખ્યાલ માને આપવામાં આવ્યો. છેલ્લે સાંત્વન વાણીમાં જ પેલા માણસે કહ્યું: 'કેટલું બધું વિવેકી પગલું ઇશ્વરે ભર્યું છે! આપણે આ બાળકની જરૂરિયાત હતી. બાળકને ખરેખર, આપણા જેવાં જ મા બાપની જરૂર હતી!'

અને એ પ્રમાણે આનંદને ટકાવી રાખવાનો સૌએ પ્રયત્ન કર્યો.

આપણા ઘરના નિત્યના સવાલને જો માવજતથી છેડવામાં આવતા હોય તો?

અરધી દુઃખી દુનિયા સુખમાં ન મહાલે! છેવટે તો સુખ અને દુઃખ—મન સિવાય એમને રહેવાનું થાનક જ કયાં છે?

[ ૨૬ ]

ઈરાનના મહાન કવિ શેખસાદીની એક વાત છે. એક વખત એમને જોઇને બાદશાહના કોઈ બે અમલદારો એમને અત્યંત માનથી નમી પડયા. બાદશાહે તે જોયું. એને લાગ્યું કે એના અમલદારો એને પોતાને પણ ઘણી વખત નમે છે. પણ એ નમનમાં ને આ શેખને અપાતા નમનમાં હજારગણો ફેર છે આટલો પ્રેમ ને પૂજ્યભાવ એમણે પોતાને મળતા કોઈ નમનમાં કયારે ય જોયો ન હતો એટલે એણે બન્ને અમલદારોને પાછળ પૂછ્યું કે 'તમે ઘોડા ઉપરથી ઉતરીને જેમને નમન ગયા તે કોણ હતું?'

અમલદારોએ બાદશાહને સંતોષવા કહ્યું: 'એ તો અમારા પિતા હતા!'

'પણ તમારા પિતા તો હયાત નથી, એ હું જાણું છું!'

'પિતા—એટલે ધર્મપિતા—' અમલદારોએ તાત્કાલિક પ્રત્યુત્તર આપી દીધો.

પણ બાદશાહના મનને એથી તો વધારે ચટપટી થઇ. અમલદારો શેખસાદીના તત્ત્વજ્ઞ સ્વભાવને જાણતા હતા. બાદશાહ સલામતને વખતે બે વેણ કહી દે—એવા એ સાધુ હતા. એટલે એ આ વાતને ટાળીટોળી નાખવા



માગતા હતા.

પણ બાદશાહે તો જીદ પકડી ત્યારે તેમણે કહ્યું કે એ જ વિખ્યાત શેખ સાદી છે, જેનું નામ તમારા દેશની બહાર પણ પ્રખ્યાત છે.

બાદશાહે તો શેખસાદીને મળવાનો આગ્રહ કર્યો. અમલદારો માટે હવે કાંઈ બીજો ઉપાય ન હતો તેડી લાવ્યા શેખે બાદશાહને એક જ વાકય કહ્યું: 'ગમે તેટલા મહાનને પણ મૃત્યુ આવે છે. અને મૃત્યુ પછી સાથે કર્મ આવે છે. આખી દુનિયાનું તમામ જ્ઞાન આટલામાં આવી જાય છે તમને ઠીક પડે તો કુકર્મ સાથે લો. ઠીક પડે તો સત્કાર સાથે લો! બેમાંથી એકની પસંદગી કરી લો!'

બાદશાહે એ જ વાતને કાવ્યવાણીમાં આપવાની વિજ્ઞપ્તિ કરી. શેખસાદીએ કહ્યુ:

'જે બાદશાહ રૈયતનું રક્ષણ કરે ને કર લે તે સાચો ભરવાડ; જે રક્ષણ ન કરે,' ને કેવળ કર લે તે કસાઇ.'



## મિલન

મિલન સમ્પૂર્ણ આજે થયું તારી સાથે
આ વિચ્છેદ વેદનાના નિબિડ બન્ધને.
આવી તું એકાન્તે પાશે, છોડી દેશકાલ
હૃદયે ઓગળી ગઈ છેદી અન્તરાય.
તારાં જ નયને આજે નિહાળું છું સર્વ
તારી વેદનાનો વિશ્વે કરું અનુભવ.
તારો એ અદૃશ્ય હાથ જોઉં સર્વ કાજે
તારી જ કામના રહી મારી કામનાએ.
આપણી બેની જે વાત, પૂરી કરવાનો
તે રાત તને ના મળ્યો ઘડીકે સમય?
વાણીહીન વિદાય જ નિત વેદનાએ
ચારે બાજુ જોયા કર્યું વ્યર્થ વાસનાએ
આજે આ હૃદયે સર્વ ભાવનાની નીચે
તારી અને મારી વાણી એક થઈ ગઈ છે.

સ્મરણ ] [ રવીન્દ્રનાથ ઠાકુર

અનુ૦ સૌ ઉષા સુ. જોષી

[ સાધુચરણ—પૃષ્ઠ ૨૪ થી આગળ ચાલુ ]

ઘરમાં એક માત્ર પુંટુ જ પિતા પ્રત્યેનો પોતાનો પ્રેમ એવો ને એવો રાખી શકી હતી. એ બિચારું બાળક દુન્યવી સાર સાગના જ્ઞાનથી અજાણ હોવાને અંગે જ નિરપેક્ષ રહી શકયું હતું

લગભગ અગિયાર વાગે પુંટુ બહારના ઓરડામાંથી અંદર આવી બોલી: 'બા, બાપુએ નાહી લીધું છે, ભાણું કાઢો' ને એ રસોડાની ઓશરીમાં આસન પાથરવા લાગી.

ત્યાં સૌદામિની બોલી: 'આસન ઉપાડી લે પુટુ, હજુ જમવાનું નથી થયું, વાર છે.'

'હજુ વાર છે?' પુંટુ મો આગળ લાવીને બોલી: 'વાહ રે! બાપુ નાહી કરીને બેઠા રહેશે ને! તમને ક્યારનું યે નહોતું કહ્યું!'

સૌદામિની તાડૂકીને બોલી. 'બસ, જે કહું છું એ કર, સમજી ને? જા બરણીમાંથી બે પતાસાં ને એક પ્યાલો પાણીનો હમણાં દઈ આવ; જમવાનું થતાં વાર લાગશે.'

પુંટુ ચિડાઈને બોલી: 'વાર શું કામ લાગશે! બાપાને માટે જરાક વહેલી રસોઈ ન થઈ શકે?'

'પુંટી!'

સમજી, સમજી, ભાઈને ખેતરેથી આવતાં મોડું થાય છે એટલે જ રસોઈ મોડી થાય છે. જાણે ભાઈ જ બધું ને બાપા કંઈ જ નહિ.' ને એની કોપે ભરાએલી આંખો આંસુએ છલકાઈ ગઈ.

અને વાત પણ સાચી હતી કાપણીનો વખત હતો એટલે નિમાઈને પાછા ફરતાં રોજ મોડું થતું. ને થાક્યાંપાક્યા આવીને એને ટાઢી રસોઈ ન ખાવી પડે એ વિચારે સૌદામિની રસોઈ મોડેથી શરૂ કરાવતી. પુંટુનાં આવા સાચા જવાબે એ સળગી ઊઠી. પણ એ કંઈ કહે એ પહેલાં જ પુંટુ ગુસ્સામાં પગ પછાડતી ચાલી ગઈ અને સૌદામિની ગંભીર ચહેરે રસોડામાં ગઈ.

આ પછી થોડી જ વારે બહારથી કંઈક કે-હાનો ને રડવાના અવાજ સંભળાયો ને ઘરના સહુએ બહાર જઈને જોયું તો વિધુ હાજરા સાધુ-ચરણના પગ પકડીને ડૂસકાં ભરતોભરતો રોતો હતો, અને સાથે બૂમ પાડી પાડીને જે બોલતો હતો, તેનો એક શબ્દ પણ ન સમજાતાં સાધુચરણ પગ છોડાવવાની આશા મૂકી દઈને નિરુપાય થઈ નીચે બેઠા હતા. ઘરનો જૂનો નોકર મહેશ સાધુચરણને મુશ્કેલીમાં જાણી દોડાદોડ ત્યાં આવ્યો, ને વિધુને દૂર કરી લઈ જતાં બોલ્યો: 'રડે છે શા માટે? વિધુ! જે કહેવું હોય તે સ્પષ્ટ રીતે માલિક બાબુને કહે.'

છતાં વિધુએ રડવાનું બંધ ન કર્યું. એની કાળી ધોળી—ખીચડી દાઢીમાં થઈને વહેતાં આંસુ નીચે પડતાં હતાં હવે એ જરા સંભળાય તેવા સ્વરે બોલ્યો: 'ગરીબના મોનો કોળિયો, બાપા! આ દોઢ વીઘાં ધરતી પર જ અમ ગરીબનો ગુજારો છે, એ તો અમારો વરસ આખાનો આધાર છે, માબાપ! તમે સાધુ—સંન્યાસી માણસ છો એટલે તમારી પાસે દોડ્યો આવ્યો છું. તમે નહિ બચાવો તો કોઈ નહિ બચાવી શકે!'

સાધુચરણ આફતમાં હોય તેમ ચારે બાજુ નજર ફેરવીને બોલ્યા: 'શું થયું છે? મને તો કંઈ જ સમજાતું નથી!'

ખૂબખૂબ મહેનત અને સવાલ—જવાબો પછી બધી યે વાત વિધુ પાસેથી જાણી શકાઈ નિમાઈના ખેતરની બાજુમાં જ વિધુનું ખેતર છે અને દર વખતની જેમ આ વખતે પણ વિધુએ તે ખેડીને મોલ નિપજાવ્યો હતો; પણ કાપણી કરવા ગયો ત્યારે જ એને ખબર પડી કે નિમાઈ બાબુ એનો મોલ લણી રહ્યા છે. વિધુએ વિરોધ કરતાં નિમાઈ બાબુએ કહ્યું કે એ જમીન એમણે લિલામમાં વેચાતી લીધી છે. વિધુની જમીન કાનાઈ મંડલ પાસે ગીરવી હતી તે ખરું હતું; પણ એણે ક્યારે એની ઉપર દાવો માંડ્યો અને ક્યારે અદાલતના જપ્તી—હુકમના આધારે આ જમીન એણે પોતાની કરી લીધી, એની વિધુને જરાયે

ખબર નહોતી. એણે તો નચિંત મને ખેતર ખેડી વાવેતર કર્યું હતું. પણ હવે જ ખબર પડી કે વાવેતર થયા પહેલાં બહુ અગાઉથી જ એ જમીન નિમાઇની થઇ ચૂકી હતી ને આજે મોલ તૈયાર થયો છે એ જોઇને એ લોકો બળજબરીથી તે લણી રહ્યા છે.

બધી યે વાત પુરેપૂરી જાણ્યા બાદ સાધુચરણ સ્તબ્ધ બની ગયા. ગામડા–ગામમાં આવો બનાવ અસામાન્ય નથી હોતો ગરીબ અભણ ખેડુ પૈસાદારો પાસે ખેતર ગીરો મૂકી રૂપિયા કરજે લ્યે. એ પછી થોડાંક વરસો શાન્તિપૂર્વક વહ્યાં જાય. ને પછી સારો પાક થયો છે એ જોઇને એક દિવસ ઓચિન્તો અદાલતનો જપ્તી–હુકમ મેળવાય, અને એક દિવસ કોઈ એક જણ એના ખેતરનો માલિક બની બેસે. અને એ કંઇ જ ન જાણતો હોય. ને જ્યારે એ જાણે ત્યારે હાહાકાર કરવા સિવાય બીજો કોઇ ઉપાય જ ન હોય. ગામડા ગામમાં આવું તો બન્યા જ કરે છે.

વિધુ ફરી વાર સાધુચરણના પગમાં આળોટીને બોલ્યો: 'મરી જઈશ, માલિક! મેરાં છોકરાં ખાધા-પીધા વિના મરી જશે. એ દોઢ વીઘો જ આધાર છે, બીજે ક્યાંય એક તસુ જેટલી યે જગ્યા નથી. ગામ આખાને પૂછી જુઓ. તમે મારે બાપ તુલ્ય છો. નિમાઇ બાબુ તો મારા બાપાનો દીકરો! અમ ગરીબોને માથે પગ મૂકી મ ચગદશો બાપુ!'

એ જ વખતે નિમાઇ ખેતરેથી પાછો ફર્યો. બેઠક-ગૃહ તરફ જરા નજર નાખી એ ઘરમાં જતો હતો ત્યાં સાધુચરણે એને બોલાવ્યો. નિમાઇ મોં કાળું કરી ત્યાં આવીને ઊભો રહ્યો.

'વિધુ કહે છે એ સાચું છે નિમાઇ? તેં એની જમીન લિલામમાં ખરીદી હતી!'

'હા.' નિમાઇએ ટુંકે પતાવ્યું.

થોડી વાર મૌન રહી સાધુચરણે કહ્યું: 'આ વાત એને પ્રથમથી જ જણાવી દીધી હોત તો સારું થાત ને!'

'જેની જમીન ગીરો છે એ જ શું કામ એની સંભાળ નથી રાખતો? મેં કાંઇ છૂપી રીતે તો નથી ખરીદી ને? જાહેર લિલામમાં ખરીદી છે.'

અને સાધુચરણ વ્યથિત સ્વરે બોલ્યાઃ 'એ વાત બરોબર છે નિમા, પણ જમીન જ્યારે તેં લઇ લીધી ત્યારે એને એ જણાવવું જરૂરી નહોતું? એ બિચારા ગરીબ માણસે ખર્ચ કરી, મહેનત કરીને મોલ ઉપજાવ્યો ને એ તું લણી લે........'

ને દબાએલા ક્રોધિત અવાજે નિમાઈ બોલી ઉઠયો: 'કોણે કહ્યું કે પાક–મોલ એણે ઉપજાવ્યો છે? લાવો તો ખરા એક સાક્ષી?' આટલું બોલી લાલચોળ આંખોએ એણે ચારે બાજુ નજર ફેરવી. સહુયે જાણતા હતા કે મોલ કોણે ઉપજાવ્યો છે, છતાં નિમાઇની સામે મોઢેથી બોલવાની હિંમત કોઈ ન કરી શક્યું.

હતાશ અવાજે સાધુચરણે કહ્યું; 'સાક્ષી–સાબિતી વિધુ લાવી શકે એમ નથી; પણ સાચે સાચ ખેતી તો એણે જ કરી છે. જો જમીન તારી હોય તો પે વિધુએ જ્યારે ખેતી કરી છે તો આખરે અર્ધો ભાગ તો એને મળવો જ......'

'મારાથી એ નહિ બને. જમીન મારી છે, ખેતી પણ મેં જ કરી છે; વિધુની તાકાત હોય તો અદાલત દ્વારા મોલ વસૂલ કરી લે' બોલી નિમાઇ વધુ વાતચીત માટે ન થોભતા ક્રોધ-વિકૃત મોંએ ઉતાવળો ઉતાવળો અંદરના ઘરમાં ચાલ્યો ગયો.

આગગાડીના એંજિનની જેમ ધીમેધીમે ગતિ વધારતાં આટલા દિવસે આ કુટુમ્બનું ઘટનાચક્ર એકાએક ઊંચા શ્વાસે ચાલવા લાગ્યું. જે દિવસે મધ્યાહ્ને ઉપરનો બનાવ બન્યો, એનો વળતો દિવસ ગુજરીનો દિવસ હતો. નોકર ગણેશ ઘરકામ પતાવી ગુજરીમાં જવા સૌદામિની પાસે આવીને ઊભો રહ્યો. ગુજરી ગામથી લગભગ ત્રણેક ગાઉ દૂર અડવાડિયામાં એક વાર ભરાતી ને ઘરની જરૂરીયાતની ચીજ-વસ્તુ સહુ ત્યાંથી ખરીદી આવતા.





બજારમાંથી લાવવાની ચીજોની યાદી અને તે માટેના પૈસા આપી સૌદામિની જતી હતી ત્યાં ગણેશ જરા દબાએલા સાદે બોલ્યો: 'મા!'

'કેમ,- શું છે!' બોલતી સૌદામિની તેના તરફ ફરી.

મુઝાતો મુઝાતો ગણેશ બોલ્યો : 'મા, બીજા ચાર આના વધુ જોઇએ.'

'બીજા ચાર આના! શા માટે?' સૌદામિનીએ આશ્ચર્યથી પુછ્યું.

શરમથી માથું ઢાળી દેતાં ગણેશે ધીમે સાદે કહ્યું : 'મોટા બાબુએ ચાર આનાનો ગાંજો લાવવા કહ્યું છે.'

સૌદામિની જાણે પથ્થર બની ગઇ થોડી વાર સુધી એ એમ ને એમ ઊભી રહી, ને પછી ભય-પૂર્વક એક્‌વાર ચારે તરફ નજર નાંખી, છેડેથી ચાર આના છોડીને તે ગણેશને આપતાં ઉતાવળે પગલે એ પોતાના ઓરડા તરફ ચાલી ગઈ. ગણેશના મોં તરફ એ આંખ ઊંચી ન કરી શકી. શરમ અને ધિક્કારથી એનું આખું યે અંતર 'ઓહ! ઓહ!' કરી રહ્યું.

એ દિવસે એ પછી સૌદામિની ઘર બહાર ન નીકળી. શરીરે ઠીક નથી કહી ફકત ધાબળા ઉપર જ પડી રહી. આખો દિવસ એણે કશું ખાધું-પીધું નહિ. રાત્રે પણ પાણી સરખું યે ન લીધું. કાલી અને પુંટુ એની સાથે એક બીછાનામાં સુતાં. એ સહુ સુઇ ગયા પછી રાત્રે લગભગ અગિયાર વાગતાં એ બિછાનેથી ઉઠીને નીરવ ડગલે બારણું ખોલી બહાર પતિના ઓરડામાં ગઇ.

સાધુચરણ ત્યારે ધાબળા ઉપર યોગાસન વાળીને બેઠા હતા, લાલચોળ આંખે એણે સૌદામિની તરફ જોયું.

બારણું બંધ કરીને સૌદમિનીએ એક વાર ઓરડામાં ચારે બાજુ જોયું. ઓરડામાં કોઇ નહોતું. ને ત્યારે એણે બે વાર નિસાસો મૂકી દબાએલા તીણાં સાદે કહ્યું: 'ત્યારે તો પેલો મુખુજ્જે કાકો ખોટું નહોતો બોલતો!'

સાધુચરણ ત્યારે ગાઢ નશામાં હતો. ગંભીર સાદે એણે પુછ્યું : 'શું કહ્યું હતું મુખુજ્જે કાકાએ?'

'જે કહ્યું હતું તે સાચું છે. કહ્યું હતું કે તમે ગાંજો પીઓ છો.'

માથું ડોલાવતા ડોલાવતા સાધુચરણ બોલ્યા: 'હા પીઉં છું, ગાંજો પીવાથી સાધનામાર્ગમાં મદદ પડે છે.' કહી એ થોડુંક હસ્યો.

સૌદામિની સળગીને બોલી: 'ચુલામાં જાય તમારો સાધનામાર્ગ! એ વાત મોંમાં લાવતાં શરમ નથી આવતી? અને જો સાધના જ કરવી હતી તો ઘેર શું કામ પાછા ફર્યા? અરે, મારો સોના જેવો સંસાર બે દિવસમાં જ તમે સળગાવી મૂક્યો!'

સાધુચરણ જરા ગરમ થઇને બોલ્યા : 'સળગાવી મૂક્યો? કઇ રીતે!'

'કઇ રીતે? હજુ યે તમે પૂછો છો કઇ રીતે! દીકરીનો આવો સારો સંબંધ તમે થવા ન દીધો. દીકરો મંદિરમાં નોકરી શોધી આવ્યો તો એ પણ તમારી ગાંજાની ટેવને અંગે ફોક થઇ અને હવે જમીન ખેતરને અંગે પણ છોકરાની પાછળ પડ્યા છો. કયાંનો કોણ વિધુ હાજરા, જે એને માટે છોકરા સાથે બાઝવા બેઠા? હવે નોકર પાસે મંગાવીને જાહેર રીતે ગાંજો પીવો શરૂ કરો છો! સળગી જવામાં હવે બાકી શું રહ્યું!'

સાધુચરણ એકાએક સપ્તમે પહોંચી ગયા. જોરથી ગાજી ગાજીને એ બોલવા લાગ્યા : 'ખૂબખૂબ ગાંજો પીઉં છું, મારી મરજી છે ને પીઉં છું, આ કુટુંબ કોનું છે? આ જર જમીન ને ઘર-મકાન છે કોનાં! મારું, મારું, મારું છે આ બધું. મને ફાવશે એમ કરીશ.'

સૌદામિનીની આંખોમાંથી અંગારા ઝરવા લાગ્યા, તીણા પણ ધીમા અવાજે એ બોલી: બહુ ગાજો મા, બધા યે ઊંઘે છે. જર જમીન ને ઘરમકાનના માલિક એક દિવસ તમે હતા, પણ હવે તમે નથી જમીનદારોની ખાતાપત્રીમાં જોશો તો ખબર પડશે કે હવે નિમાઇ માલીક છે. આ ઘરનો કર્તા-હર્તા એ



જ છે. ધમાલ કરવાનો તમને જરા યે હક્ક નથી, સમજ્યા ને?'

અને એકાએક કપાળમાં ઘણનો ઘા પડતો હોય તેમ સાધુચરણ ભાનમાં આવી ગયો. સૌદામિનીનું આ સ્વરૂપ એણે અગાઉ ક્યારે ય નહોતું જોયું. એ એકીટશે એનાં તરફ જોઈ રહ્યો ને પછી મૂઢની જેમ બોલ્યોઃ / મારો કંઈ જ હક્ક નથી?'

'ના, નથી. આ વાત બરાબર સમજી લેજો. તમારા આ બધા નખ્ખોદિયાવેડા આ ઘરમાં નહિ ચાલે. આ છેલ્લી વાત કહી દઉં છું.' બોલી સૌદામિની એ ઓરડો છોડી ચાલી ગઈ.

ભળભાંખળું હજુ થયું હતું. કૂકડા-કામડા હજુ જાગ્યા યે નહોતા, એ સમયે સૌદામિનીના ઓરડાના બારણા પર ધીમા ટકોરા પડ્યા. સૌદામિનીની આંખમાં ઊંઘ નહોતી. આંખો ફાડીને એ પડી હતી. ઊભા થઈ બારણું ખોલીને જોયું તો સાધુચરણ ઊભા હતા. એના શરીર પર એ આવ્યા હતા તે દિવસના જેવો જ એક ભગવો ઝભ્ભો, ખભે કામળી ને બગલમાં એક જૂની ઝોળી હતી.

સૌદામિનીને હાથના ઇશારા વતી જરા દૂર પોતાની પાસે બોલાવી મૃદુ સ્વરે એ બોલ્યાઃ 'લક્ષ્મી હું જાઉં છું.'

સૌદામિનીનું ગળું જાણે કોઈએ દબાવ્યું હતું. રૂંધાતા શ્વાસે એણે પૂછ્યુ : ' જાવ છો ?'

' હા, લક્ષ્મી; સંસારમાં મન હવે નથી ચોંટતું.'

થોડી વાર નિસ્તબ્ધ રહી રૂંધાતા ગળે એ બોલી : ' મારા બોલવા પર ગુસ્સો કરીને ચાલ્યા જાવ છો ને ?'

માથું હલાવી સાધુચરણ બોલ્યા : ' ના, એથી નહિ, પણ તારી વાત સાચી હતી. આ ઘર પર હવે મારો અધિકાર નથી.' ને જરા અટકીને એ બોલ્યાઃ ' પ્રથમ જે દિવસે ઘર છોડીને ચાલ્યો ગયો એ દિવસે મેં ભૂલ કરી હતી. ને ત્યાર પછી જ્યારે પાછો આવ્યો તે દિવસે એ કરતાં યે મોટી ભૂલ કરી. ભૂલોની પરંપરામાં જ જિંદગી વીતી ગઈ. સાચો માર્ગ જાણી જ ન શક્યો:—વિધિના લેખ!'

સૌદામિની તરફથી જવાબ રૂપે કંઈ જ ન સંભળાયું. સાધુચરણ ત્યારે સહેજ હસવાનો પ્રયત્ન કરતાં બોલ્યા : ' તમારો એક બોજો લીધો છે. માનું છું એથી તમને કંઈ અગવડ નહિ પડે. ઠીક ત્યારે જાઉં છું. લક્ષ્મી, વધુ મોડું નહિ કરું. અંધારું છે ત્યાં સુધીમાં જ ગામ છોડી જવા ઇચ્છું છું.'

અને આમ છતાં સાધુચરણે જરા મોડું કર્યું. સૌદામિની કંઈક આગ્રહ કરશે, એને જતો રોકશે એમ માનતો હતો. પણ આખરે એક ઊંચો ઊંડો શ્વાસ લઈ એ આશ્રયહીન–આત્મીયહીન પૃથ્વીના માર્ગે ચાલી નીકળ્યો. જતી વેળા ઉઘાડા બારણામાંથી ઊંઘતી પુંટુનું મોં એણે એકવાર સતૃષ્ણ આંખોએ જોઈ લીધું.

સૌદામિની કાષ્ટવત્ ઊભી જ રહી. એની આંખમાંથી નીરવ આંસુ વહેવા લાગ્યા, છતાં જરા જેટલો યે વિરોધ દેખાડી એ પતિને રોકી ન શકી.

× × ×

સૂર્યનાં પ્રથમ કિરણો હજુ પ્રકાશતાં હતાં. સૂવાના ઓરડામાંથી બહાર આવી સૌદામિનીએ બેઠેલા સાદે, હમણાં જ ઊઠેલી વહુને કહ્યું: 'વહુ બેટા, તલાવડીમાં એક ડૂબકી મારી આવો ને ઝટપટ રસોઈ ચઢ કરી દો. નિમાઈને આજે શહેરમાં જવું છે. વહુની આંખોમાં પ્રશ્નદૃષ્ટિ જોઈ એ બોલી : ' કાલી માટે જે મુરતિયો જોયો હતો એની સાથે વાતચીત પાકી કરવી પડશે ને ? પોષ મહિનો તો હવે આ આવ્યો!'×

---

× શરદિન્દુ બંદ્યોપાધ્યાય કૃત વાર્તાઓનો નવો જ રમણિક મેઘાણી અનુવાદિત પ્રગટ થયેલ સંગ્રહ 'મરુભૂમિ 'માંથી

★

પરિવ્રાજક

[૧] આબરૂનો સવાલ

એક આધેડ વિધવા બહેનને ખબર પડી કે હું એના કામમાં મદદરૂપ થઈ પડીશ એટલે એ મને મળવા આવી કહે: 'મેં સાંભળ્યું છે કે તમે લોકોનાં ઘણાં કામ કરો છો. મારું ગરીબનું એક કામ કરી આપશો તો તમારો મોટો પાડ માનીશ.'

મેં એ બહેનને આશ્વાસન આપતાં કહ્યું: 'કોઈ જાતનો સંકોચ રાખ્યા વગર જે હકીકત હોય તે જણાવો. મારાથી બનશે તેટલી તમને મદદ કરીશ.'

એ બહેને કહ્યું: 'મારું લોકોમાં નાક કપાઈ ગયું છે. મારી દીકરી નાસી ગઈ છે.'

મેં પૂછ્યું: 'કેટલો વખત થયો?'

બહેન: 'પાંચેક મહિના થયા.'

હું નવાઇ પામીને બોલ્યો: 'તમે આજ સુધી શું કર્યું?'

એ બહેન આંખમાં ઝળઝળિયાં લાવીને બોલી: 'હું મા થઈને આજ સુધી ઓઢી પગ વાળીને બેસી રહી હોઈશ? પણ છોડી એવી કમતિની નીકળી કે ઘણું સમજાવી પણ એકની બે થતી નથી.'

મેં કહ્યું: 'ત્યારે તો એ હાલ ક્યાં છે તે તમે જાણો છો.'

બહેન: 'અમદાવાદમાં છે. હું એને સમજાવવા બેપાંચ વખત જઈ આવી પણ એ માનતી નથી.'

મેં પૂછ્યું: 'ત્યારે તો એ ત્યાં સુખી હશે?'

બહેન: 'સુખ તો ભગિયાને ઘેર ય હોય માટે એમ કંઇ કોઇના ઘરમાં પેસાતું હશે?'

હું: 'છોકરો કઈ નાતનો છે?'

બહેન: 'છે તો નાતનો જ પણ......'

મેં વચ્ચે પૂછ્યું: 'તમે કઇ નાતનાં છો?'

બહેન: 'પાટીદાર.'

મેં કહ્યું: 'તેમાં જ તમે નાતના છોકરા માટે પણ ભગિયો શબ્દ વાપર્યો! તમને લોકોને ખોટું મિથ્યાભિમાન બહુ છે.'

બહેન આંખમાંથી આંસુ લાવી બોલી: 'ના, ભાઈ, મને એવું ખોટું અભિમાન નથી પણ મૂએ એ છોકરે મારી છોડીને ભોળવી એટલે મને એના ઉપર રીસ છે.'

મે પૂછ્યું: 'તમારી દીકરી અને એ છોકાને પરિચય ક્યાંથી થયો?'

બહેન: 'મારી પડોશમાં એનો મોટો ભાઇ રહેતો હતો. એ ગામમાં માસ્તર હતો. એને ઘેર એ આવતો જતો.

મેં પુછ્યું: 'તમારી દીકરી કેટલા વર્ષની છે?'

બહેન: 'વીસ વર્ષની.'

હું: 'તો અત્યાર સુધી પરણાવી કેમ ન હતી'

બહેન: 'નાતમાં ૨૦-૨૫ વર્ષની છોડીઓ વર નથી મળતા તે કુંવારી છે, પછી મારી રાંડી રાંડ બાઇની દીકરી કુંવારી હોય તેમાં શી નવાઈ?'

મેં પુછ્યું: 'હવે તમને વાંધો શું છે? એ છોકરા સાથે પાચ મહિનાથી છે પછી એને ઘેર લાવવાનો શો અર્થ છે?'

બહેન: 'વાંધો તો મોટો. અમે મોટા ગામના એટલે નાના ગામનાં છોકરાને કન્યા અપાય નહિ છોડી નાસી હોય તેને પાછી લાવ્યાના કિસ્સા તો બનતા હોય છે.'

મે કહ્યું: 'આમાં હું તમને કંઇ મદદ કરી શકું તેમ નથી નથી. ૨૦ વર્ષની છોડી એક કમાતા માણસ સાથે રાજીખુશીથી પરણે તેમાં ખોટું શું છે? વળી તમને નાતમાં વર નથી મળતો ત્યારે એવું




પગલું ભરવાથી તમારી જવાબદારી ઓછી થઈ છે માટે હવે ઊંચાનીચાં થયા વગર બેસી રહો.'

બહેન : 'એ ખરૂં ભાઈ, પણ આ તો મારી આબરૂનો સવાલ છે!'

એ બહેન મારી પાસેથી નિરાશ થઈને ગઈ તે તે પછી બીજે મહિને અચાનક કોર્ટમાં ભેગી થઈ ગઈ; વકીલની સલાહ પ્રમાણે એણે પેલા છોકરા ઉપર દીકરી ભગાડી જવાનો કેસ કર્યો હતો અને આજે એની મુદત હતી. એ દીકરીને અને પેલા યુવકને હું મળ્યો. દીકરીને ત્રીજો મહિનો જતો હતો. બંને જણે રીતસર લગ્ન કર્યું હતું. આટલા સુધી હકીકત પહોંચ્યા છતાં એ બહેનને પેલો આબરૂનો સવાલ સતાવતો હતો. અને વકીલ એ સવાલને પોષણ આપ્યે જતો હતો!

[૨] અનાડી મેજીસ્ટ્રેટ

........ઓનરરી મેજીસ્ટ્રેટ છે. કોઈ કોઈ કામોમાં મેં એમની મદદ લીધેલી એટલે એક બીજા કામમાં મદદ મેળવવા હું એમની પાસે ગયો. સવાલ હતો એક બહેનનો. એ બહેન કુંવારી હતી અને એક યુવક સાથે સંબંધમાં આવી હતી. યુવકે મોટી મોટી વાતો કરીને એને ફસાવી હતી. હવે તે લગ્ન કરવા ના પાડતો હતો. વાત એવી જાહેર હતી કે જો એ લગ્ન ન કરે તો છોકરીનું જીવન ધૂળ થઈ જાય. છોકરી પણ ભાવનાશાળી હતી એટલે કદાચ આપઘાત કરે એમ એનાં માબાપ ને લાગતું હતુ.

એ યુવક ઓનરરી મેજીસ્ટ્રેટનો પરીચિત હતો. મને લાગ્યું કે એમની મદદથી એ યુવકને સમજાવી શકાતું હોય તો સારૂં. હું તે કારણે એમને મળ્યો. એમણે મને કહ્યું કે જરૂર પોતે એને સમજાવી શકશે. પણ તે વાત એ યુવક સાથે હું શરૂ કરૂં તે પહેલાં મારે એ બહેનને મળવું જોઈએ. એની પૂછપરછ કરવી જોઈએ

મેં કહ્યું : 'છોકરી બહુ સરળ છે. એણે બધી વાત મને કરી છે. તમારે જે પૂછવું હોય તે મને પૂછો. હું બધું જાણું છુ.'

ઓનરરી મેજીસ્ટ્રેટ : 'એ ખરૂં, પણ એ છોકરી તમે કહો છો તેવા સરળ છે કે એ રમત રમે છે તે એને જોયા વગર મને શી ખબર પડે?

હું : 'મારી ખાત્રી..............'

'આવા કામમા તમે ઉતરાઈ જાઓ તેવા છો. તમારૂં કામ રહ્યું સેવા કરવાનું, એટલે હંમેશાં સેવકો કોઇ દુઃખ રડતું આવે એટલે એ સાચુ માની લે છે. જ્યારે એવા પણ કિસ્સા બને છે કે એમાં બનાવટ પૂરેપૂરી હોય.

મેં કહ્યું : 'મને વાંધો નથી. એ બહેનને તમારી મુલાકાત કરાવું'

પછી હું એ બહેનને તેડી ઓનરરી મેજીસ્ટ્રેટ પાસે ગયો. એમણે જે સવાલો પૂછવા હતા તે પૂછ્યા. એ બહેને જવાબો આપ્યા.

મને પછી ઓનરરી મેજીસ્ટ્રેટ કહે : 'હવે હું એ યુવકને મળીશ. જરૂર પડે તો બંને જણને આવણે ભેગાં કરવાં પડે.'

મેં કહ્યું : 'મને વાંધો નથી. તમે એ ભાઈને ક્યારે મળશો?'

ઓ. મે. : 'આજે સાંજે હું એને બોલાવીશ.'

હું : 'તો મારે ક્યારે મળવું?'

ઓ. મે. : 'રાત્રે તમે આવજો ને.'

હું રાત્રે મળ્યો. પેલા યુવકે નિર્બળતા તો કબૂલ કરી હતી. પરંતુ લગ્ન અંગે માબાપના વિરોધનો મુદ્દો ઊભો કર્યો હતો. એટલે એનાં માબાપ સાથે પ્રથમ મળી લેવું- એમને સમજાવવાં. એક છોકરીની જિંદગી ધૂળ થાય છે તેનો ખ્યાલ આપવો





અને એ કારણે પેલી બહેન સાથે હું બીજે દિવસે ઓનરરી મેજીસ્ટ્રેટને ત્યાં જવા તૈયાર થતો હતો ત્યાં એ જ પોતાની ઘોડાગાડી લઈને આવ્યા. મને કહે: 'હમણાં તમને આમાં ન ભેળવું' એ જ ઠીક છે. તમને અજાણ્યા માણસ તરીકે માની પોતાની આબરૂને લીધે એનાં માબાપ કદાચ ના પાડી બેસે, તે કરતાં હું જ એમની સાથે વાત કરું. બહેનને મારી સાથે લઈ જાઉં છું એટલે તેની પાસે એમનું દિલ પીગળે તેમ વિનંતી કરાવીશ. પછી મારી ઘોડાગાડી જ એને અહીં પાછી મૂકી જશે '

મારે તો કોઈ રીતે એ બહેનનો પ્રશ્ન ઉકેલવો હતો અને આવાં કામો જે વ્યક્તિએ સામાનો પ્રેમ સંપાદન કર્યો હોય છે તે સહેલાઈથી ઉકેલી શકે છે. એવો મારો અનુભવ હતો એટલે મેં લાંબો વિચાર કર્યા વગર કહ્યું: 'તમને જેમ ગોઠે તેમ કરો.' અને તેમની સાથે એ બહેન ઘોડાગાડીમાં બેઠી.

એ વખતે એનું મોં જોયું હોત તો શ્યામ હતું. એ બીજાઓની આંખમાં નીચી ઉતરી ગઈ હતી માની એના બદન ઉપર લજ્જા એટલી બધી ફરી વળી હતી કે એ ઊંચું પણ જોઈ શકતી ન હતી. પગ જવા ઉપડતા હોય તેમ પણ મને લાગ્યું હતું. એ ગઈ છતાં હું એના એ જ વિચારમાં પડી ગયો હતો. દોષિત જોવા જાઓ તો બંને હતાં છતાં પુરુષ લહેણદાર જેવો ટટાર હતો. સ્ત્રી દેણદાર જેવી રાંક હતી!

એ વિચારને વાગોળતાં મેં રેંટિયો ખોલ્યો. ત્રીજી પૂણી પૂરી કરી ચોથી હાથમાં ઝાલું છું ત્યાં એ બહેન રોતી, હાંફતી આવી. મારી પાસે આવતાં ઢગલો થઈ ગઈ. અને મોં છૂટી ગયું. ડુસકાં ઉપર ડુસકાં ભરવા લાગી.

હું તો આભો જ બની ગયો. છે શું?

અને એની પાસેથી મેં જે સાંભળ્યું તેથી મારી ધરતી ચક્કર લેવા લાગી.

મેજીસ્ટ્રેટે એને ઘોડાગાડીમાં બેસાડ્યા પછી અનાડીપણું શરૂ કરી દીધું. પગ વતી એના પગ જોડે ચેષ્ટા શરૂ કરી હતી. આંખમાં ચોખ્ખો વિકાર દેખાતો હતો. એણે લજ્જા છોડી છોકરીનો હાથ પણ પકડ્યો.

છોકરી ફફડી ગઈ. ઘોડાગાડી હાંકનાર એનો માણસ હતો એટલે કહેવા છતાં ન ઊભી રાખે તો? અને ઘોડાગાડી પોતાને ફસાવવા બીજે લઈ જવાની હોય તો પણ શું ખબર! એ વિચાર સાથે છોકરી ચાલતી ઘોડાગાડીએ બહાર કૂદી પડી. હરિણી શિકારીના પંજામાંથી નાસી છૂટે તેમ એ દોડતી ભાગી આવી હતી!

## [૩] પાઘડી ગામમાં પેઠી

એક ભાઈએ મને કહ્યું: 'મુંબઈ અને બીજા શહેરોમાં મકાનોની પાઘડી છે તેને કાઢવા સરકાર ફરે છે, પણ એ ઠેઠ ગામડામાં પણ પેઠી,'

મેં પૂછ્યું: 'ગામડામાં મકાનોની એવી તંગી ક્યાં છે?'

ભાઈ: 'મકાનોની નહિ તો બીજાની, પણ ખોટી રીતે પૈસા આપવા પડે એટલે પાઘડી જ કહેવાય ને!'

હું: 'એટલે?'

ભાઈ: 'ગણોતધારો કરીને સરકારે જમીનદારો અને ખેડૂતોને લડાવી મારવાનું જ કર્યું છે.'

હું: 'આ તો જૂની વાત છે. ચાલતી રૂઢિમાંથી નવો ચીલો પાડવાનો થાય એટલે ઘર્ષણ તો થવાનું. પણ એથી બી જઈને સરકાર જો કોઈ કાયદો ન કરે તો, પછી નવી વ્યવસ્થા જન્મે શી રીતે!'

ભાઈ: 'પણ એથી નવાં અનિષ્ટ જન્મે છે તેનું શું? જે પાઘડી શહેરોમાં હતી તે ગણોતધારાના કાયદાથી ગામડામાં પણ આવી.'

હું: 'એ અનિષ્ટની મને વાત તો કરો.'




ભાઈ: 'કેવળભાઈએ કલ્યાણભાઈ પાસેથી ચાર જમીન છ હજારમાં રાખી. જમીન વેચનારે વેચી અને લેનારે લીધી. પણ એથી જમીનનો કબજો જે ખેડૂત પાસે હોય તે છોડે ત્યારે લેનાર ખેડી શકે ને? શહેરમાં ઘર રાખનાર રાખે અને વેચનાર વેચે પણ ભાડુત ખાલી ન કરે ત્યાં સુધી રાખનારને રહેવાનું ન મળે તેવી જ દશા જમીનમાં થઈ. પરિણામે જે બદી શહેરમાં છે–પાઘડીની તે જમીનમાં પણ આવી પહોંચી. કેવળભાઈએ છસો રૂપિયા ખેડૂતને પાઘડીના આપ્યા ત્યારે એણે જમીનનો કબજો છોડ્યો.'

હું: 'આ નવા અનિષ્ટની વાત સાંભળી વિચારમાં પડી ગયો.

ભાઈ: 'નવા નવા કાયદા થવાથી ઊલટ લોકોનું નૈતિક પતન વધતું જાય છે. કાયદા કરવાથી કંઈ લોકો સીધા થવાના નથી. ઊંટે કર્યાં ઢેકા તો માણસે કર્યાં કાઠડા, એના જેવો ઘાટ બધા કાયદામાં થવાનો.'

[૪] કોઈ ધણીધોરી નથી!

ગામમાં મોટર અકસ્માત થયો પોલીસ કેસનો પ્રસંગ ઉભો થયો. પણ એ ગામનું કોઈ ધણીધોરી ન હોય તેમ કેસ કોઈ હાથમાં લેતું નથી.

ધણી (થાણાવાળો) કહેઃ 'તમારો સંબંધ અમારી સાથે થવાનો છે એ ખરું, પણ રીતસરનું હમ થયું નથી એટલે અમારાથી તમારું ધણીપણું કરાય નહિ!

જૂનો ધણી (થાણાવાળો) કહેઃ 'અમારી સાથે તમારા છૂટાછેડા થઈ ગયા છે એટલે અમારે ને તમારે કંઈ લાગતું વળગતું નથી!'

આ ગોટાળો થયો વડોદરા રાજ્યનું મુંબઈમાં વિલિનીકરણ થયું તેમાંથી. અમુક અમુક ગામો ગાયકવાડી તાલુકામાંથી હિંદી સંઘમાં આવી ગયાં. હિંદી સંઘમાંના ગાયકવાડીવાળા તાલુકામાં આવી ગયાં. એ પ્રમાણે......ગામ હિંદી સંઘના તાલુકામાં પહેલી ઑગસ્ટે આવી ગયું. અને એ રીતે એનો આખો કારોબાર બદલાઈ ગયો. તાલુકો બદલાયો, થાણું બદલાયું. બીજી કચેરીઓ પણ બદલાઈ ગઈ.

સપ્ટેમ્બરની ત્રીજીએ એ ગામના એક ભાઈ આ વાત કરી રહ્યા હતા કે અમારી આ સ્થિતિ છે!

મોટર અકસ્માતનો પોલીસ કેસ ન તો નવા થાણાએ લીધો, ન જૂના થાણાએ લીધો. એવી જ રીતે ગામમાં એક ચોરી થઈ એની ફરિયાદ પણ કોણ સાંભળે!

[૫] જાહેરાતની કળા

મ્યુનિસિપાલિટીના છઠ્ઠા વોર્ડમાંની મારા એક જુવાન ડૉક્ટર ઊભા થયા હતા. એ પોતે ચુંટણીમાં ઊભા થાય તેવી મને કલ્પના પણ નહિ આવેલી. વળી એવાં નવા માણસને પ્રેક્ટીસ જમાવવાની હોય ત્યાં એ સેવા માટે વખત ન કાઢી શકે એ પણ ચોખ્ખું હતું. વળી એનો સ્વભાવ એવો હતો કે ચુંટણી જેવા ગંદા વાતાવરણમાં એ પડે નહિ.

અને છતાં મેં પેપરમાં વાંચ્યું કે એ પણ એક ઉમેદવાર છે!

મેં મન વાળ્યું કે, બહુ રત્ના વસુંધરા છે! માણસ ક્યારે શું કરે તેનું કંઈ કહેવાય નહિ.

આમ મન સાથે સંતોષ માન્યો હતો છતાં રૂબરૂ મળવાનું થયું ત્યારે હું એ ચર્ચા કાઢવા વગર રહી ન શક્યો.

મેં ડૉક્ટરને પૂછ્યું: 'તમને મ્યુનિ.માં ઉભા થવાનું કેમ સૂઝ્યું?'

ડૉક્ટર હસ્યા.

મેં કહ્યું: 'તમને આ વોર્ડમાં આવ્યા ૭ મહિના થયા છે એટલા વખતમાં લોકો તમારી કઈ શક્તિના અનુભવ ઉપરથી ચૂંટે?'





ડૉક્ટર : 'મારે ચુંટાવું હોય ત્યારે આ બધું વિચારવાનું હોય.'

હું: 'મારે ચુંટાવું છે જ નહિ. મને એ બધું કરવાનો વખત પણ ક્યાં છે! મારે તો હાલ કોઈ હિસાબે, પ્રેક્ટીસ જમાવવી છે.'

હું: 'તો પછી તમે ઊભા શું કામ થયા? કોઈના કહેવાથી?'

ડૉક્ટર: 'કોઇના કહેવાથી ઊભો થાઉં તેવો કાચો હું નથી.'

'તો?'

'મારે પ્રેક્ટીસ જમાવવી છે.'

'પણ એને અને આને શું સંબંધ?'

'મારે મારી જાહેરાત કરવી હતી. આ વોર્ડમાં હું ડૉક્ટર છું એ જ લોકો હજુ જાણતા નથી. હું ઊભો થયો તે દહાડેથી જ વોર્ડના લોકો પૂછપૂછ કરતા થઈ ગયા કે એ ડૉક્ટર કેણ? ક્યાં દવાખાનું છે? કેવો ડૉક્ટર છે?'

હું હસી પડ્યો.

ડૉક્ટર: 'એ રીતે મારો ઉદ્દેશ મારી જાહેરાત કરવાનો છે. હું ચુંટાવા માટે ખર્ચ કરવાનો નથી લોકોને ઘેર આંટા મારવા જવાનો. ફક્ત ડીપોઝીટ જપ્ત ન થાય તેટલા મત મેળવવા પ્રયત્ન કરવાનો છું. અને એ રીતે થોડા ખર્ચે મેં મારી જાહેરાત કરવાની આ નવી કળા શોધી કાઢી છે!



## સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

૧ ગિલ્લીદંડા : (પ્ર અમદાવાદ વ્યાયામ મંડળ; મૂલ્ય, ચાર આના; લે. વાસુદેવ ભટ્ટ) ગિલ્લીદંડાની રમતનું વ્યવસ્થિત શાસ્ત્ર.

૨ તમારા દાંત જાળવો : (ડૉ. કેખુશરૂ હોરાબજી ઝાલા, નવસારી)

દાંતની જાળવણીને લગતી તથા બીજી પરચુરણ સામગ્રીની ચોપડી.

૩ છિપા ખજાના : (સં. છોટુભાઈ સુથાર; પ્ર. ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ)

હિંદુસ્તાની કહાણીઓમાંથી હિંદુસ્તાની શીખનારાઓને માટે ઉત્સાહી સંપાદકે ચૂંટેલી ૧૫ કહાણીઓનો સંગ્રહ.

૪ અમર ગાંધીજી: (લે. સોમાભાઈ ભાવસાર પ્ર. ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ; ત્રણ આના)

વાંચવાની શરુઆત કરતાં બાળકો અને પ્રૌઢો માટે ગાંધીજીના જીવનને રજૂ કરતા બાલભોગ્ય લખાવટવાળા પાઠો.

૫ ચાર સુંદર સંવાદો ; (લે. ચુનીલાલ કુ. શાહ; ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; સાત આના)

બાળકના સામાન્ય જ્ઞાનમાં વધારો કરે એવા બાલભોગ્ય હળવા સંવાદની ત્રીજી આવૃત્તિ.

૬ ટન-ટન-ટન-ટન (પ્રો. કપિલા ઠાકોર; પ્ર. ઉપર મુજબ; મૂલ્ય, ૭ આના)

ઘંટ અને ઘંટડી વિશે બાળકોને રસ પડે એ રીતે ઘણી માહિતી આપતી આવકાર પાત્ર પુસ્તિકાની ચોથી આવૃત્તિ.



ધૂમકેતુ

દુનિયા આખીનું સુખ ખોવાઇ ગયું છે, કારણ કે એ જ્યાંથી ઉદ્દભવે છે એ પદાર્થ વિષે જ શંકા ઊભી થઈ છે. આત્મા 'એ હશે?' એવો પ્રશ્ન પણ નથી; 'એ હોઈ શકે?' પ્રશ્ન ઊભો થયો છે.

★

મુશ્કેલીમાંથી રસ્તો ત્યારે મળે છે, જ્યારે માણસ બીજાની નહિ, પોતાના મનની સલાહ લે છે, પણ સરત એટલી કે એ મન હોવું જોઇએ ઈચ્છા નહિ.

★

એક વખત એક નાસ્તિક એક સાધુ પાસે આવ્યો: બે હાથ જોડીને બોલ્યો: 'મહારાજ! હું ચમત્કાર નમસ્કારના પંથમાં માનું છું. ચમત્કાર વિના નમસ્કાર નહિ!'

સાધુએ પ્રેમથી તેની સામે જોયું: ધીમેથી કહ્યુ: 'પણ શ્રદ્ધાને આધારે કાંઈક છોડનારને જ એ મળે છે ભાઈ! એનું શું?'

★

અચાનક તમારા મનમાં ઊભા થયેલા રખડુ વિચારો જ તમને રખડાવી મારે છે; જે વિચારને તમે કોઇ યોજનાની સંકલનામાં મૂકો, એ તો તમને એમાં રહેલા સદ્ અસદ્-અંશ વિષે કાંઈક તો કહે ને કહે. પણ રખડાવી મારે છે એ તો પેલો અચાનક આવતો રખડુ વિચાર! સોલો ઉઠયો—ને કામ કર્યું. એ એક વખત ભગવાન તથાગતે પોતાના શિષ્ય મંડળને કહ્યું: 'આપણે શાંત બેસો, ને આંખને આંખનું જોવાનું કામ કરવા દો તો!'

તરત મંડળી આખી શાંત બેસી ગઈ. પણ આંખ શું કામ કરે? એનું કામ તો જોવાનું. જોવાનું બીજું કાંઈ તો ત્યાં હતું નહિ! સૌ ભગવાનને નિહાળી રહ્યા.

થોડો સમય ગયા પછી ભગવાન તથાગતે કહ્યું: 'બોલો તો મેં આટલી વારમાં કેટલી વખત મારી બેસવાની સ્થિતિમાં ફેરફાર કર્યા હશે, કોઇએ અવલોકન કર્યું છે?'

એક શિષ્યે તરત જવાબ વાળ્યો: 'ભગવન્! દસ વખત!'

બીજાએ કહ્યુ: 'પ્રભુ! માત્ર ત્રણ જ વખત!'

ત્રીજાએ હાથ જોડયા: 'એક પણ વખત નહિ ભગવાન!'

મંદ સ્મિત કરીને ભગવાને જવાબ વાળ્યો: 'તમારામાંનો દરેક સાચો; પણ મેં મારી શરીર સ્થિતિમાં ને અંચળામાં ફેરફાર કર્યો છે, સત્યોતેર વખત!'

'હેં!' વધારે નવાઈ લાગી.

'આંખ આપણી આપણને આટલું બધું છેતરી શકે છે, કે જેના ઉપર તો કાબુ હોવાનો આપણો દાવો પણ છે, તો મન આપણું, આપણને કેટલી બધી ખોટી સૃષ્ટિમાં હરપળે ભમાવતું હશે? એ મનને સાચી રીતે પકડવાને કેટલી બધી શાંતિ જોઇએ એનો આ એક અખતરો ગણો ને!'

બધાંનાં અંતર આ રહસ્યને પામતા ભક્તિનમ્રતાથી નમી રહ્યાં!

★

આપણે સૌ એક બીજાથી જુદા પડયા છીએ તેમાં લોભ કારણ રૂપ નથી: અસંતોષ





પણ ખરા કારણ રૂપે નથી: સ્પર્ધા અને સરસાઇ પણ તેના મૂળમાં નથી. તમામ પ્રકારની જુદાઇના મૂળમાં એક જ વસ્તુ ચક્રવર્તી બનીને રાજ કરે છે: શંકા–ભય. એ ભય જ પછી જુદાં જુદાં રૂપ ધારે છે!

★

લોકોને નવરાશના વખતમાં ધર્મજ્ઞાન સાંભળવાનું મન થાય છે, ત્યાં સુધી ધર્મજ્ઞાન એમને કાંઈ આપશે નહિ. સિવાય કે શબ્દો. ધર્મજ્ઞાન, ખરેખરા વ્યવસાયમાં, સાંભળવાની વસ્તુ છે એ વાત અંતરમાં ઉગશે ત્યારે ધર્મજ્ઞાન કાંઈક આપી જશે.

★

આ એક નવાઈની વાત નથી, બીજમાંથી વૃક્ષ ઉગતું માણસો હમેશાં જુએ છે, અને છતાં શિશુમાંથી સમાજ થવાનો છે એમ કોઇ જ માનતું નથી!

★

અગ્નિને ચેતવતાં માણસ આટલી બધી સંભાળ લે છે, અને છતાં પોતાની તેજસ્વી શક્તિ વિષે તો એ ગર્વ જ કરે છે! એ તેજને પણ પ્રકાશ આપવો ઘટે એમ એ માનતો જ નથી! પણ શું દુનિયાની ઘણીખરી કરુણતા એ તેજસ્વી વ્યક્તિઓના અંધકારમાંથી જ જન્મ પામી નથી,?

સદ્‌વૃત્તિ વિનાની શક્તિ–માણસ આ માથે અને માટે એ મોટામાં મોટો શાપ છે

★

ભયના પ્રકાર ત્રણ : કાં ઈશ્વરનો ભય કાં માણસનો ભય. કાં જાત ભય. ઈશ્વરનો ભય–એ અર્થહીન. ઇશ્વર તો સૌને નિર્ભયતા માટે છે. માણસનો ભય–એ ભીરૂતાની આખરી અવધિ એટલે ખરો ભય માણસને પોતાની જાતનો છે. ને એ ભય ટાળવાનો ઉપાય એની પોતાની પાસે છે.

★

પતિતને મોટામાં મોટું આશ્વાસન સાધુની વેદાંત કથામાંથી ન મળ્યું. શાસ્ત્રમાંથી પણ ન મળ્યું. પણ એક સાદી વાતમાંથી મળ્યું એ સાદી વાત આટલી જ હતી. જેમ માને પોતાના નબળામાં નબળા છોકરા ઉપર ઉલટો વધારે પ્રેમ હોય છે, તેમ જ ઇશ્વરી શક્તિનું સમજવું, એ નબળાને મદદ આપવા વધારે ઉત્સુક હોય છે.

★



ભક્તિ-શક્તિ
ચિત્રકાર શ્રી કનુ દેસાઈ

# નવરચના

સંપાદક: ઈશ્વરલાલ મોહનલાલ દવે
વર્ષ: ૧૯ ◻ નવેમ્બર '૬૯ ◻ અંક: ૮

# સૌરાષ્ટ્રના ઇતિહાસમાં પહેલી જ વાર
# તૈયાર થઇ રહ્યો છે

સૌરાષ્ટ્રની સર્વ પ્રકારની માહિતી આપતો એક માત્ર આધારભૂત ગ્રંથ

# સૌરાષ્ટ્ર સર્વસંગ્રહ

( SAURASHTRA DIRECTORY & WHO'S WHO )

**તમારું નામ, ધંધાની વિગત અને સરનામું મફત છાપવા માટે તુરત મોકલી આપો**

<u>જેમાં</u>

* ✻ સૌરાષ્ટ્રની ભૌગોલિક રચના
* ✻ સૌગષ્ટ્રની ધરતી અને ધરતીનું પેટાળ,
* ✻ સૌરાષ્ટ્ર સરકાર,
* ✻ સૌગષ્ટ્રના હુન્નરો, ઉદ્યોગો, વ્યાપાર-વાણિજ્ય,
* ✻ સૌરાષ્ટ્રની સંસ્કૃતિ,
* ✻ સૌરાષ્ટ્ર વ્યક્તિવિશેષ,

આ બધી બાબતની વિગતવાર માહિતી અને રસપ્રદ આંકડા સંકલિત સ્વરૂપે પ્રથમવાર આપવામાં આવશે.

<u>વિશિષ્ટતા</u>

વણખેડાએલ સૌરાષ્ટ્રમાં નવા હુન્નરો, ઉદ્યોગો અને વ્યાપારની સ્થાપના અને વિકાસની શકયતાની છણાવટ કરતો એક ખાસ વિભાગ રાખવામાં આવ્યો છે.

✻ તમામ ધંધાની જાહેરાત માટે આ ગ્રંથ ઉત્તમ સાધન છે

✻ પુસ્તકની નકલ અગાઉથી નોંધાવો

ગ્રંથ કિંમત માત્ર રૂ. ૧૦)

વધુ વિગત માટે લખો અગર મળો :—

## સૌરાષ્ટ્ર સર્વસંગ્રહ

મધ્યસ્થ કચેરી, હિંદુસ્તાન કમર્શિયલ બેન્ક પાસે,

પરાબજાર, રાજકોટ (સૌરાષ્ટ્ર)

તહેવારોની અપૂર્વ લહાણુ

# કસોટી સુવર્ણ દીપોત્સવી વ્યૂહ ૧૨૨

# રૂ. ૬૦,૦૦૦ એકંદર ઈનામો

પ્રથમ ઈનામ **૩૦૦ તોલા સોનું**

**અગર રૂ. ૩૪,૦૦૦ રોકડા**

**ઉપરાંત રૂ. ૧,૦૦૦નાં પુસ્તકો**

**બીજાં ઈનામ રૂ. ૨૦,૦૦૦**

૪ ભુલ સુધી ગેરન્ટી: બાકીની વિગતો માટે 'મક્કમ' અઠવાડિક જુઓ

## બંધ તારીખ ૨ નવેમ્બર

પ્રવેશ ફી (ટેક્સ સાથે)

૧ થી ૩ પ્ર પત્ર : રૂા ૨-૮-૦
૪ થી ૮ પ્ર. „ : રૂા. ૫-૦-૦
૯ થી ૧૧ પ્ર „ : રૂા. ૭-૮-૦
૧૨ થી ૧૬ પ્ર „ : રૂા ૧૦-૦-૦

જ્યારે 'મક્કમ' ના ગ્રાહક માટે દર ૧૧ પ્ર. પત્રકે એના ભાગની ફી રૂા. ૫) છે

### આડી ચાવીઓ:

(૧) ખાસ...ફાફળે આ વ્યૂહ સાદર કરતા અમને આનંદ થાય છે

(૩) આજની કેમલાંગીઓ... કામ ન કરવું પડે એવું ગૃહજીવન પસંદ કરે છે.

(૬) છીના નાણા...માગતા કયારેક ઝઘડો થાય છે

(૮) વગર વિચાર્યે......કરવામા જોખમ છે.

(૧૦) ...દિવસોની યાદ ભૂલવી કઠિન હોય છે.

(૧૨) અહીં 'અલક' કે 'હલક' આવશે.

(૧૫) દિલ

(૧૬) ખોટી...કરનાર કદીક સામાની ખફગી વહોરી લે છે

(૧૮) ધન વધવા સાથે ઘણીવાર માનવીની...પણ વધવા માડે છે

(૧૯) યૌવનકાળની ક્ષતિઓ કેટલીક વાર પાછળથી...પડે એવી પરિસ્થિતિ ઊભી કરે છે.

(૨૨) કુદરતી...સામે માનવી ઘણીવાર લાચાર બને છે

(૨૩) ગામડાની ઘણી વાતોમાં... નો ઉલ્લેખ જોવા મળે છે.

(૨૪) બે જ દિવસ ..ન નીકળાય તો આજની રમણી અકળાઈ ઊઠે છે.

૨૫) સામાને પોતાનો...નહિ કળવા દેનાર માનવી નિશ્ચય મુત્સદી હશે.

### ઊભી ચાવીઓ:

[૧]...નો થાક દૂર કરવા માનવી આરામ ચ્હે છે

[૨] ઉતાવળ કરનાર કયારેક... બાજી ઊંધી વાળે છે

(અક્ષરો ઊંધેથી વાચજો)

[૩] અગત્યના કામમાં સૌ... સાચવવા મથે છે.

[૪] કેટલીક...માનવીને વળગાડની જેમ વળગે છે.

[૫]...ખાતર ફના થવાની તમન્ના ખાસ કરી યુવાવસ્થામાં વધુ હોય છે.

[૭] કાળા બજાર કરનાર પર... રાખશો નહિ

[૮]...ના ધંધામા નીતિ-અનીતિના ભેદ ભાગ્યે જ જોવાય છે

[૯] કામમા...હોય તો તે કરવામા અધિક ઉત્સાહ રહે છે.

[૧૧] વેચાતું લેવું.

[૧૨] સત્યનું શસ્ત્ર...ને પણ વશ કરે છે.

[૧૩] કજિયા કરવાની ટેવવાળું.

[૧૪] સાસુ...માં બોલે ત્યારે નવવધુ સમસમી ઊઠે છે

[૧૭] ઓછું બોલવું એ...નારીની એક વિશિષ્ટતા હોય છે

[૨૦] રિવાજ, ધારો.

[૨૧] અંગત પરિચય વિના માનવીની...જાણી શકાતી નથી.

અમદાવાદના કલેકટરે તા ૨૧-૪-૪૬ ના લાયસન્સ નંબર ૧ થી મંજુર કરેલ હરીફાઈ

કસોટી હરીફાઈના સર્વ શરતો-નિયમો મને કબૂલ મંજુર છે પ્રવેશપત્રો એકી સાથે કાપજો

નામ ______

ઠેકાણું ______

મે મારા નામે કુલ પ્રવેશપત્ર નંબ ......ભર્યા છે

ગામ ______

મેં મારી પ્રવેશફીના રૂ ... આ સાથે .....થી મોકલ્યા છે

## કસોટી કાર્યાલય : ગાંધીરોડ, અમદાવાદ.



આજે
તેઓ આપણી
વચ્ચે
નથી........

અફસોસ કે આજે
સ્વ૦ મેઘાણીભાઈ
આપણી વચ્ચે નથી

# વેવિશાળ

એમની પ્યારી નવલકથા
એનો રૂપેરી અવતાર કેવો થયો છે
એની સાચી મૂલવણી અમે
એમની પાસે જ કરાવત...

હવે

એ પારખુ કરવાનું શુભ કામ અમે
ગુજરાતના ચિત્રરસીકોને સોંપીએ છીએ

અમે તો કેવળ એટલું જ કહીએ
કે નવલકથાનું નખશિખ નિરૂપણ
અને એની વફાદાર માવજત
કરવાનો સહૃદય પ્રયાસ અમે
કર્યો છે...............

## કીર્તિ પિકચર્સનું

## ગુજરાતી સર્જન

દિગ્દર્શક : ચતુર્ભુજ દોશી

: ભૂમિકા

• ઉષાકુમારી • ઘનશ્યામ
• મોતીબાઈ • ભગવાનદાસ
• રામલાલ • બબલદાસ
અને
મુમતાઝ

તા. ૧લી ઑકટોબર ને
દશેરાના તહેવારથી
રજુ થઈ ચૂકયું છે
રૂપમ સીનેમા
[ અમદાવાદ ]

ગુજરાત કાઠિયાવાડનાં મુખ્ય શહેરો
રાજકોટ, ભાવનગર, જામનગર,
જુનાગઢમાં તુરતમાં જ રજુ થશે!

જયંત ફિલ્મ ડીસ્ટ્રીબ્યુટર્સ
કુમુદવિલા, વિ. પટેલ રોડ, મુંબઈ-૪

## 'ઊર્મિ'માં આવતી રસભર્યાં સ્મરણોની કથા

# જીવન પંથ

ધૂમકેતુ

કિંમત રૂા. ૪–૮–૦
રજીસ્ટર પોસ્ટેજ ૦–૮–૦

માણસ પોતાના સંસ્મરણોનો પોતે જ સ્રષ્ટા અને પોતે જ ભોક્તા પણ હોય છે અને એટલે આનંદોર્મિનું એક ઝાંખુ રેખાદર્શન આ સ્મરણોમાં વહે છે.

સ્વજનો જેવા ભૂતકાળના દિવસોની આ માયા એના પૂરા માધુર્ય સાથે ફરી ફરીને વાંચવી ગમે તેવી છે. શિશુઅવસ્થાના હર્ષ, શોક, સુખ–દુઃખ, ગ્લાનિ–ભય, આજ પણ જાણે ફરી ફરીને અનુભવાય છે. અને એવાં ખંડેરોને સ્મરણાંજલિ આપવી એમાં એક પ્રકારની ઓર મોહકતા આવે છે.

અનેકવિધ સ્મરણોની દુનિયા આ પુસ્તકના પાને પાને જાગી ઊઠી છે.

તમારી નકલ આજે જ મેળવી લેશો :

**ભારતી સાહિત્ય સંઘ લિ૦**
ફરનાન્ડીઝ પૂલ નીચે : ગાંધી રસ્તો
અમદાવાદ–૧

ઊર્મિ અને નવરચના સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

'ઊર્મિ' વર્ષ ૧૯ : 'નવરચના' વર્ષ ૧૪ : અંક આઠમો
નવેમ્બર : ૧૯૪૯

ક્રમ

| | | |
|---|---|---|
| ૧. ધન્ય પળ! | ધૂમકેતુ | ૯ |
| ૨. આદેશ | અબ્રાહમ લિંકન | ૧૧ |
| ૩. પ્રયોગમાં (કાવ્ય) | પ્રપાત | ૧૧ |
| ૪. 'વાર્તાનો અંત' | અભ્યાસી | ૧૨ |
| ૫ તક (કાવ્ય) | અનામી | ૧૫ |
| ૬. જે વયમાં પ્રીતની રીતિ (કાવ્ય) | ગોપાલદાસ આશુવાલા | ૧૫ |
| ૭ ત્રિ. ગી | ...... | ૧૬ |
| ૮. એકલવ્ય સતપાલજી | ઈશ્વર પેટલીકર | ૧૭ |
| ૯. કાકાસાહેબનું સર્જન | શિવશંકર પ્રા. શુક્લ | ૨૫ |
| ૧૦. મંગલ સોનેટ (કાવ્ય) | હસિત બૂચ | ૩૦ |
| ૧૧. બે રૂપકો | ... | ૩૧ |
| ૧૨. ફિક્ અને કાલ | ધૂમકેતુ | ૩૨ |
| ૧૩. માનવીના હૈયાં | સ્નેહરશ્મિ | ૩૩ |
| ૧૪. દુઃખના પોટલા | ઈશ્વર પેટલીકર | ૪૦ |
| ૧૫ ગુરુદેવ : અમારે આંગણે | અનુ. રમણિક મેઘાણી | ૪૯ |
| ૧૬ ગામડાંનું સામાજિક વાતાવરણ | ડૉ. સુમન્ત મહેતા | ૫૧ |
| ૧૭ પાને પાન ખૂણી જશે (કાવ્ય) | લલિત ભટ્ટ | ૫૪ |
| ૧૮ અસ્તાચળ પાછળી અંધાર સંધ્યા | ચંદ્રભાઈ ભટ્ટ | ૫૫ |
| ૧૯ પૂર્વ દેશની એક વાર્તા | ઇવાન ટર્ગેનેવ | ૬૦ |
| ૨૦. તારી રૂપજાળે (કાવ્ય) | હરીન્દ્ર દવે | ૬૧ |
| ૨૧ યુનિવર્સિટી અને સંગીત | ચૈતન્ય પ્ર દેસાઈ | ૬૨ |
| ૨૨. અપેક્ષા (કાવ્ય) | ભૂપેન્દ્ર વકીલ | ૭૧ |
| ૨૩. પૂરક ખોરાક : શક્કરિયા | પદ્મકાન્ત ગ. શાહ | ૭૨ |
| ૨૪. ગીત મિલનનું ગાવું (કાવ્ય) | રજનીકાન્ત દલાલ | ૭૪ |
| ૨૫. જો મળે પ્રિયા... (કાવ્ય) | ભગીરથ મહેતા | ૭૪ |
| ૨૬. જીવનનો રાહ બદલાય છે | વ્રજલાલ ત્રિવેદી | ૭૫ |
| ૨૭. સાગરને (કાવ્ય) | પ્રભુરામ રાજ્યગોર | ૭૮ |
| ૨૮. જગાદ અને વણીપર | પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ | ૭૯ |
| ૨૯. પાંદડીઓ (કાવ્ય) | ઉપેન્દ્ર પંડ્યા | ૮૧ |
| ૩૦. ગ્રંથસમીક્ષા | ત્ર મ. રા. | ૮૨ |
| ૩૧. અભિનવ રજકણ | ધૂમકેતુ | ૮૭ |

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી ઇશ્વરલાલ મો. દવે
ફરનાન્ડીઝ પૂલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ–૧
મુદ્રક : જયંતી દેલાભાઈ દલાલ : વસંત પ્રેસ, ઘીકાંટા રોડ, દેલાભાઈની વાડી : અમદાવાદ.

શુભ દિવસ શણગાર અને સજાવટ
બધુંયે હોય પરંતુ સંગીતના સૂર
વગર દિવાળી અધૂરી લાગે—

## દીપાવલીની દીપશીખા સમી
## અમારી ગીતજ્યોતિઓ આ રહી!!

### ગોસ્વામી ઇશ્વર ગીરીજી—દૂધરેજ

GE 8430 | હીરો ખોમાં તું હાથથી / રૂઠડાં નામને રે મનાવો

GE 8172 | બેદલનો સંગ કેમ કરીએ / દેવ તારે કાજે

### મા. સુરેશકુમાર શાહ

GE 8222 | ઘર ઘર દિવાળી આવી / નૂતન વર્ષના નવલ પ્રભાતે

### અભરામ ભગત

GE 8200 | ચીંત ગયો ચોરી ભાગં / ખોટી કલ્પના શીદ કરો

GE 8388 | શ્રી કૃષ્ણ કહે / ભા ૧–૨

### શારદા ઘીયા અને પાર્ટી

GE 8234 | સહિયરનો માંડો / મોરલાના નોતરા

### શ્રીયુત રતિકુમાર વ્યાસ

GE 8073 | સુભાષ તમે પાછા / ભારતમાં આવજો

### કુમારી મથુરાબેન ખરે

GE 8192 | નિશ્ચય કરો / સાધુનું ગીત



## कोलंबिया ग्राफोफोन कं. लि

कलक्कत्ता मुबई दिल्ली कराची लाहोर

અમે નીમેલા ગ્રામોફોનના વ્યાપારીની દુકાને પધારી આ રેકોર્ડસ આજે જ વસાવો
અમારા અસંખ્ય ગ્રાહકોને આ નૂતન વર્ષ સુખદાયી નીવડે એજ આશા.



## ધન્ય પળ !

સૌન્દર્ય અને પ્રેમની આરાધનામાં ગાળેલી જીવનની એક પળ, એ એક સો વર્ષનાં, કીર્તિગાથા "ભર્યાં" જીવન કરતાં વધારે મૂલ્યવાન છે નિર્બળ માનવોએ, સબળને આપેલી, પ્રશંસાપુષ્પોની, વર્ષોજૂની કીર્તિગાથાને પડખે ઉભેલી, આવી એક પળ, એ તમામ વર્ષોના કરતાં વધારે કીમતિ છે.

કારણ કે આવી એક પળ, માનવસત્ય દર્શાવે છે: જ્યારે કીર્તિગાથામાં તો એ સત્ય છિન્નભિન્ન થયેલાં સ્વપ્નખંડેરોની વચ્ચે, અશાંત અવસ્થામાં નિદ્રાધીન પડેલું છે।

એવી એક પળમાં તો આત્મા, જીવનસત્યને નીરખે છે જ્યારે પેલી આખી સોવર્ષની આયુષકેડી, એ સત્યને માનવરચ્યા પીંજરામાં પૂરી રાખે છે. અને એને લોહજંજીરમાં જકડી રાખે છે.

આવી અવસ્થામાં સોલોમનને અને સોક્રેટીસને, પોતાનાં જીવનગીત જડ્યાં હતાં: જ્યારે પેલી લાંબા લાંબા શતવર્ષના જીવનચક્રે કેવળ અંધકાર આપ્યો હતો

આવી જ પળે, ક્રાઈસ્ટના અને ભગવાન તથાગતના દિલમાંથી, સાધુ સંત અને ભજનિકોના દિલમાંથી, અમરવાણીને જન્મ આપ્યો હતો; જ્યારે પેલી કીર્તિભૂખી આયુષની શતવર્ષી લાંબી વાટે તો, કૈંક સમૃદ્ધ શહેરોની રાખ ઉડાડી હતી।

નિર્બળને એમનો જીવનહક્ક મેળવી આપવા માટે ગાળેલી, ચિંતાભરેલી એક પળ, એ, લૂંટણીયા અને લોભી, અને મહત્ત્વાકાંક્ષી, એવા સો વર્ષના લાંબા જીવન કરતાં વધારે મૂલ્યવાન છે.

# 'વાર્તાનો અંત'

અ-યાત્રી

વાર્તાનો અંત હું વાંચું તે પહેલાં જ કાયદાશાસ્ત્રી બોલી ઊઠયા:

'બસ, બસ, બસ. બહુ થયું. વાર્તાનો અંત કળાઈ ગયો છે. હવે નહિં વાંચો તો ચાલશે!'

મેં ચોપડી બંધ કરી—એની તરફ એક કુતુહલ-ભરી દૃષ્ટિ કરીને પૂછ્યું:

'શું અંત છે વાર્તાનો, બોલો તો?'

'અંતમાં શું બોલવું'તું? જાણીતો અંત છે!'

'તો પણ?'

'તો પણ એ કે, પછી એ ડૉક્ટર કાં તો એ ઓરડાની પાસે બેઠો રહે છે. અથવા ઓરડાને સાચવે છે. અથવા તો એને તાળું મારી રાખે છે! બોલો, આ અંત છે ના?'

'બરાબર છે' મે કહ્યું: 'તમે અંત શોધી તો કાઢયો. સાચે જ એ અંત છે. પણ તમને કેમ ખબર પડી વિનાયક, કે આ જ અંત આવવો જોઈએ!'

વિનાયક મારી સામે જોઈ રહ્યો. અમે બન્ને બાલમિત્ર હતા, સહાધ્યાયી પણ હતા. અત્યારે એ કાયદાશાસ્ત્રી હતો અને હું ક્યાંક કારકુન હતો. છતાં પણ અમારી વચ્ચે અંતર નહિ જેવું હતું. એટલે એણે વિનોદથી કહ્યું:

'જો શંકર! આપણા વાર્તા લેખકો આવો જ અંત લાવી શકે. બીજો એને ગોત્યો પણ ન મળે.

માનસશાસ્ત્ર અને બુદ્ધિ એ બેની કસોટીએ વાર્તાને માપો તો ઘણાખરા વાર્તાકારોની વાર્તાઓ ફોતરાં બનીને ઊડી જાય એવી હોય છે. એટલે સીધો એવો આ અંત જ વાર્તાકાર માટે શક્ય હતો. એટલે મેં એ કહ્યો ને ત્યાં એ જ નીકળ્યો. તેં આ વાર્તા વાંચી એમાં તો ડૉક્ટરનું પાત્ર છે, ને તેનો એક નો એક પુત્ર મૃત્યુ પામવાથી આઘાત સહન ન થતાં, એ ઘેલછામાં પડે છે. એટલે પછી અંતમાં કાં એ ઓરડા પાસે બેઠો રહે એમ આવે અથવા તો ત્યાં તાળું મારીને એને સાચવે એમ આવે. ત્રીજું શું આવે તું જ કહે ને! એટલે મેં અંત કહી દીધો. બાકી તો જો આ કાબુમાં હોય તો એવું કાંઈ જ ન થાય. લેખકનું માનસ પોચું એટલે આવો અંત એણે આણ્યો!' વિનાયકે આંગળીથી પોતાનું માથું બતાવ્યું 'આ કબજામાં હોવું જોઈએ શંકર! આ માથું!'

'બરાબર!'—મેં કહ્યું: 'તમે શું અંત લાવત! આપઘાતનો?' 'ના. આ વાર્તામાં પાત્ર પહેલેથી એવું મૂક્યું છે કે એ અંત શક્ય જણાતો નથી. હું અંત લાવત કે ત્યારપછી ડૉક્ટર, જે રોગથી એનો જુવાન છોકરો મૃત્યુ પામ્યો હતો, તેનો અભ્યાસ કરે. પણ આપણા જીવનમાંથી બુદ્ધિનો મહિમા જ આપણે ખોઈ બેઠા છીએ!' વિનાયકે કહ્યું.

તે વખતે તો અમારે આ વિષે કાંઈ બહુ ચર્ચા થઈ નહિ. મને લાગ્યું કે વિનાયક કહે છે એ અંત સારો છે—પણ જીવન કેવો પલટો લે છે એ પણ એક અગમ્ય વસ્તુ જ ગણી શકાય. એટલા બધા વિવિધ રંગો એમાં છે કે આમ જ થાશે કે થાય કે થવું જોઈએ એમ ચોક્કસ પણે કહી શકાતું નથી. ત્યાર પછી તો એ વાત અમે ભૂલી ગયા. વાર્તા પણ ભૂલાઈ ગઈ ને અમે અમારી જીવનનૌકા નોખી નોખી વહાવતા છતા મિત્ર તરીકે વારંવાર મળતા રહ્યા.

[૨]

વિનાયક વિષે થોડું જાણવું જરૂરી છે.

વિનાયકનું મગજ ઘણું જ સ્વચ્છ ગણાતું. પણ પૂર્વગ્રહને કે લાગણીને એમાં સ્થાન નહોતું. એટલે એ કાંઈ ક્રૂર કે કઠણ ન હતો. એ અત્યંત પ્રેમાળ આત્મા હતો. પણ સામાન્ય રીતે દરેક વસ્તુને અનેક દૃષ્ટિકોણથી તપાસતો. દરેક બાબતમાં બહુ જ ચોક્કસ રહેતો. અને માનતો કે ભૂલ ન થાય તો પરિણામ સો એ સો ટકા ધાર્યું જ આવે. લગભગ દરેક પરીક્ષાના માર્ક પોતે મૂક્યા હતા પ્રમાણે જ મેળવ્યા હતા. જીવનમાં એને સિદ્ધિ, શ્રેય તો નહિ, પણ કાંઈક જોગાનુજોગ સરળતાથી મળી ગઈ હતી. એટલે એ કોઈ પ્રકારની નિરાશામાં માનતો પણ નહિ. અમુક પ્રકારનાં વૈજ્ઞાનિક સત્યો વિષે એના સામર્થ્ય વિષે પણ એની શ્રદ્ધા ગજબની હતી.

એનો આ નિશ્ચયાત્મક બુદ્ધિનો વારસો મે



એકના એક પુત્ર મનમોહનને મળ્યો હતો. ઊંચો, પડછંદ, સુંદર, તંદુરસ્ત, વિનોદી, પ્રેમાળ, એવો એ હસતો આત્મા હતો. હસતો આત્મા – એ શબ્દ એને માટે બરાબર હતો.

જ્યારે જુઓ ત્યારે એ નિખાલસ પ્રેમસભર્યું હાસ્ય હસતો જ હોય ! એનામાં એવી કુદરતે જીવનઉલ્લાસી જાણે કે માયા મૂકી દીધી હતી ! એને એક જ વખત જોનારો પણ, એને પછી ભૂલી શકતો નહિ. વિનાયકના એક જીવનરહસ્યની મને ખબર હતી, એટલે જ્યારે હું આ મનમોહનને જોતો ત્યારે મને થતું કે, ભલે વિનાયકની બુદ્ધિ ઘણી સ્વચ્છ, તર્કશુદ્ધ અને લેશ પણ આમ કે તેમ ન જાય એવી ગણાતી હોય, પણ એણે જ્યારે એનાં ગત પત્નીની તબીયત ખાતર ઑપરેશન કરાવીને, એને વધારે ફરજંદ ન થાય એવું કરાવી મૂકયું, ત્યારે એણે કાંઈ બહુ મહત્ત્વનું કામ કર્યું હોય એમ મને હવે, આ મનમોહનને જોયા પછી લાગતું નહિ ! આ મનમોહનને એક ભાઇ કે એક બહેન હોત ! કેટલી સુંદર એ બંનેની જોડી બનત !

અને વિનાયકની એટલી વૈજ્ઞાનિક ને સો એ સો ટકા અણિશુદ્ધ ભૂલ વિનાની સંભાળ છતાં એનાં પત્ની તો ગયાં જ ! પણ હવે તો એ વાત સંભારવી નિરર્થક હતી. વિનાયકની બુદ્ધિની તેજસ્વિતા, એની દલીલ કરવાની શક્તિ, એની શુદ્ધ વિચારસરણી, એની એકધારી નીતિ એ સઘળાએ વિનાયકને ધીમે ધીમે ઘણો મહત્ત્વનો હોદ્દો અપાવ્યો હતો. અને હવે તો મનમોહન પણ પિતાને પગલે પગલે અત્યંત શક્તિશાળી જીવનનો પાયો નાખી રહ્યો હતો !

જે દિવસે મનમોહન ઇંગ્લૅન્ડ જવા ઉપડયો ત્યારે કેટલો આનંદ આનંદ ત્યાં વ્યાપી ગયો હતો. મિત્રો ખુશખુશાલ હતા. સગાંવહાલાં આવ્યાં હતાં. સ્વજનો હારતોરા પહેરાવવા ભેગા થયા હતા. મનમોહનનો ચહેરો તો તે દિવસે કેવળ ઉગતા પ્રભાત સાથે સરખાવાય એટલો ખુશનુમા હતો. એની સાથે ભવિષ્યમાં જોડાવાની જેની શકયતા ગણાતી હતી તે છોકરી અંજની પણ આજ તો ત્યાં આવી હતી. મનમોહન ને અંજની કેટલીવાર સુધી પોતાના ખંડમાં વાત કરતાં બેઠાં હતાં ! છેવટે વિનાયક પોતે જ જઈને...'ગૃહસ્થો !......' એવા વિનોદાત્મક વાકય સાથે એમને સમયનું જ્ઞાન આપી આવ્યા ને બન્ને બહાર આવ્યાં ત્યારે વાતાવરણ આખું આનંદની હેલીમાં રમતું હતું !

હું પણ એ વખતે ત્યાં ગયો હતો. એક સ્થળે બેસીને બધું જોતો હતો. એટલી ધમાલમાં છતાં વિનાયક મારી પાસેથી નીકળ્યો ત્યારે મારે ખભે હાથ લંગાવીને 'અરે શંકર ! તું કયારે આવ્યો ? અને આંહીં કેમ બેઠો છે ? આમ ચાલ, હું તને એક નવી ઓળખાણ કરાવું !' એમ કહીને મને હેતથી આગળ ખેંચી સૌની વચ્ચે ઉભો રાખી, 'આ અમારા બાલમિત્ર શંકર !' એમ કહીને સૌની સાથે મારી ઓળખાણ કરાવી. હું તો મનમોહનનો ચહેરો જોઇ જ રહ્યો ! ખરેખર એની કાઇઆમાં કવિનો આત્મા હોવો જોઇએ. આ મનમોહન સાચા અર્થમાં મનમોહન હતો ! તે દિવસે મેં અંજનાને પણ દુરથી ઓળખી. મનમોહન પછી ઇંગ્લૅંડ ગયો. ત્યાંથી એના કાગળ આવતા. જ્યારે જ્યારે હું વિનાયકને ત્યાં આવતો ત્યારે એ આખી ટપાલ મારી પાસે મૂકી દેતો. હું પણ એ વાંચીને છક્ક થઇ જતો. મનમોહનનો અપુર્વ વિજય ત્યાં પણ થઇ રહ્યો હતો.

[ ૩ ]

એક વખતની વાત છે. મનમોહન અઠવાડિયામાં પાછો ફરવાનો હતો. અને વિનાયકે એટલા માટે ખાસ તેડાવ્યો હતો. હું એના મકાન પાસે દરવાજા ઉપર ઊભો હતો. ત્યાં તારનો પટાવાળો આવ્યો : 'સાહેબ !' તેણે મને જોઇને જ કહ્યું. હું આવું જાઉં એટલે એ મને ઓળખે ખરો. 'આ જરાક અંદર લઇ જશો !' તેણે મારી સામે એક પીળું પતાકડું ધર્યું.

મનમોહનનો આવવા વિષેનો તાર હોવો જોઇએ એમ અનુમાન કરીને મેં તાર હાથમાં લીધો ને હું ઉપર ગયો.

# ત્રિ રં ગી

રાત્રિ પડી. વીજળીના ઝગઝગાટ દીપકોએ ભવ્ય મહાલયની રેખાએ રેખામાં પ્રકાશ પાથરી દીધો. તોતીંગ દરવાજાની પાસે બે દરવાનો સ્થિર ઊભા રહી ગયા. દરેક પળે ચકચકીત વાદળી રંગી મોટરની રાહ જોતા. બીજા પણ અનેકો ત્યાં ઊભા હતા.

અને બે પળમાં જ એ મહાલયનો માલિક મોટરમાં આવ્યો. એની સાથે અનેક મહેમાનો હતા. ઉદ્યાનમાં ખુરશીઓ મૂકાઈ. ત્રિપગીઓ આવી. ચાની 'ટ્રે' આવી. નાસ્તો આવ્યો, રંગીન પીણાં આવ્યાં. ખુશખુશાલી સંગીત આવ્યું. વાર્તા વિનોદ, ગપ્પાં, ગંજીફા, ટોળ મશ્કરી, નિંદા અને શૃંગાર આવ્યાં. પીણાં ખાણાં ને ગાણાંની મહેફીલ ચાલતી રહી. મહેમાનો આવતા ગયા. 'ટ્રે' પણ આવતી ગઈ. ધોળા કપડામાં સજ્જ થયેલા નોકરો, વાનગીઓ લાવવાની સ્ફુર્તિમાં પોતાનો અસ્તોદય નિહાળી રહ્યા. રંગભરી સંધ્યા, શૃંગારભરી રજનીમાં ફેરવાતી ચાલી.

અને એમ ને એમ મધરાતે એ મીજલસ ઉઠી ત્યારે કોઈની આંખમાં ઘેન હતું કોઈને થાક ચડયો હતો. કોઈને ટેકો દેવો પડતો હતો. કોઈ ટેકો લઈ રહ્યા હતા.

એમણે શરીરને મોજમાં થકવીને નિદ્રા આણી હતી નિદ્રાને અઢેલીને સૂવા એ પોતાની પથારીઓમાં પડયા અને ગમે તેમ એમની રાત્રિની પળો ચાલતી રહી.

થોડે દુર એક બીજા સાદા મકાનમાં એ જ વખતે ધીમો વહાલસભર્યો ટકોરો બારણા ઉપર પડયો ને અંદર અધીર બેઠેલી ગૃહિણીનો ઉતાવળો કંકણરવ સંભળાયો.. એને થાક લાગ્યો હતો. પણ શાંત પગલે ઘરનો સ્વામી અંદર આવ્યો. કેટલીક મંગાવેલી ચીજોનો એણે ત્યાં ઢગલો કર્યો. ને આતુરતાથી રાહ જોતાં નાનાં છોકરાં પોત પોતાનાં લેસન મૂકીને એની તરફ દોડયાં!

ગૃહિણી ને ગૃહપતિ એ હસ્યે ખુલ્યું પ્રેમભરેલું હાસ્ય હસી રહ્યાં! ને થાકેલા માણસને થોડો આરામ મળી ગયો!

પછી ઉની વાનગીઓ પીરસાવા માંડી. નવી જુની વાતો થવા માંડી પ્રશ્નો પ્રત્યુત્તરો ને નાની મોટી મુશ્કેલીઓની ગૂંચો ઉકેલાવા માંડી. સોપારી કાતરતા કાતરતા ઘરના સ્વામીનો અર્ધો થાક ઉતરી ગયો હતો સુખી, શાંત, એકધારું વ્યવસ્થિત ગૃહજીવન ત્યાં ઝરણાની માફક વહી રહ્યું હતું અને પળપળ વહેતા સમયની સાથે જાણે તાલબદ્ધ નૃત્ય કરી રહ્યું હતું!

ત્યાંથી થોડે આઘે એક ઠેકાણે એક ઝુંપડું હતું. અંધકારનો પછેડો ઓઢીને એ ઝુંપડું ઉભું હતું બહારના પ્રકાશ તરફ દૃષ્ટિ કરીને એ પોતાના ઘરનો છે, એવા ખોટા આશ્વાસનમાં એક તુટેલ ખાટલા ઉપર એક જુવાન માણસ ત્યાં બેઠો હતો ને માથે ઓશીકા વિના અરધી ઉઘાડી દેહે જુવાન બૈરું ત્યાં બેઠું હતું. નીચે ભોંય પથારી ઉપર બે ત્રણ નાગાપુગાં છોકરાં આળોટતાં હતાં. એક બેંકડા તાણતું હતું બીજું હીબકાં ભરતું હતું. ત્રીજાને ઠમઠોરવા ઉંચો થએલો બૈરીનો હાથ પેલા માણસે પકડી રાખ્યો હતો અને એક ઝાડના ઠુંઠા પાસે એક બકરું બાંધ્યું હતું તે ક્યારનું પોતાની જરૂરીઆત તરફ ગૃહસ્વામીનું લક્ષ ખેંચવા બેં બેં કરી રહ્યું હતું!

ત્યાં પ્રકાશ કે પથારી. કંઈ જ ન હતું!

હતું કેવળ ઉપર આકાશ. નીચે ઝુંપડું!

એક પળ વીતી ને કોઈકનો અવાજ સંભળાયો

'કોણ?'

'એ તો મા'રાજ છે! આ પીટયાને પાછો આજ તાવ આવ્યો, એટલે મેં બોલાવ્યાં'તા!'

મારાજ આવ્યા. એની સાથે પ્રકાશ આવ્યો.

એક પૈસાની મીણબતી કાઢીને એણે ત્યાં મૂકી ને મોટું ભુમડું કાઢીને આ ગરીબઘરની વેદનાને આંગળી ઉપર ચઢાવી! એ વેદના ઉપરટે મંગળને બારણે જાતી ઉભી! અને મંગળને મનાવવા પૈસા ભિખાર ગૃહપતિ પોતાના ફાટલ પહેરણના ખીસ્સામાં પૈસા શોધી રહ્યો!

પછી રાત્રિએ તો નીરવ પગલે પોતાની મુસાફરી શરૂ કરી દીધી હતી, પણ ત્યારે હજી, ગાંઠી, ક્યાંક લોટ શેનો લાવવો તેની ભાંજગડ થઈ રહી હતી!

અને આ ત્રિરંગી ચિત્રને નિહાળીને, તારાંકિત રજનીએ રડવું કે હસવું એમાંથી એકે વાતની ગમ પડતી ન હતી. એ કેવળ મુંગી મુંગી આગળ વધી રહી હતી!

દહાડો ઊગે છે અને કાને શબ્દો પડે છે, આંખે અક્ષરો ચડે છે કે, મહાત્માજીએ આમ કહ્યું હતું અને બાપુએ આ રસ્તે જવાનું કહ્યું હતું. પરંતુ એમ બીજાને શિખામણ આપનારા પણ ક્યાંયે એ રસ્તે જતા જોવામાં આવે છે, ત્યારે ગુજરાતના એક નપાણિયા ભાલ-નળકાંઠા પ્રદેશમાં બેઠેલો પિસ્તાલીસ વર્ષનો સાધુ એવું કંઈ બોલ્યા-ચાલ્યા વગર બાપુએ ચીંધેલા સર્વોદયને રસ્તે ચાલ્યો જાય છે એ છે,

# એકલવ્ય સંતબાલજી

ઈશ્વર પેટલીકર

તા. ૨૫ મી સપ્ટેમ્બરે હું પૂજ્ય સંતબાલજીની મુલાકાતે ગૂંદી (તા. ધોળકા) ગયો હતો. ભૂરખી સ્ટેશન ઉપર આવેલા એ આશ્રમનાં મકાનો શહેરના માણસને ભૂખડી બારસ લાગે તેવાં હતાં, છતાં હું કમ્પાઉન્ડમાં દાખલ થયો ત્યારે છાતી કાઢીને ગૌરવથી એ મારી સામે તાકી રહ્યાં હતાં. મને થયું, આ જડવસ્તુને પણ ઓછું અભિમાન છે કે એક પવિત્ર પુરુષે એના સ્થળમાં મુકામ કર્યો છે તેમાં આટલું બધું એ ફુલાઈ જાય છે!

ભોંયતળિયે પલાઠી વાળીને બેઠેલાં એ મજલા વગરનાં સાદાં અને ગરીબ મકાનોએ મને ઠપકો આપતાં હોય તેમ, પણ વિનયથી કહ્યું: 'અરે મુલાકાતી! તું ગૌરવ અને અભિમાન વચ્ચેનો ભેદ ન સમજતો હોઉં નિશાળિયો લાગે છે. અમને જડ વસ્તુને તું સમજી શકતો નથી તો ચેતન અને પ્રાણવંત, પવિત્ર મુનિને તું શું સમજી શકીશ?'

પછી એ મકાનોએ દિલ ખોલીને એમના હરખની મને વાત કરી. મહાત્માજીના એવા મનોરથ હતા કે સ્વરાજ્ય આવતાં વૉયસરૉય ભવન એક હૉસ્પિટલના રૂપમાં ફેરવાઈ જશે, પરંતુ એ મનોરથ ફળ્યો ન હતો. જ્યારે ગૂંદીના કસ્ટમ હાઉસે એવું કોઈ સ્વપ્ન સેવ્યું ન હતું છતાં આજે એ કસ્ટમ હાઉસ મટી સંતબાલજીનો આશ્રમ બની ગયું હતું. જ્યાં દાણ-ચોરીની ચોકી કરવા ભુદિયા જેવો અમલદાર અને બોકડા જેવા પોલીસો વસતા હતા ત્યાં આજે અહિંસક સેવાભાવી સંત અને તેમના નમ્ર સેવકો રહેતા હતા. જ્યાં એક કાલે દાણચોરીના ઓઠા હેઠળ નિર્દોષ લોકો હેરાન થઈ ત્રાસ ભોગવતા હતા અને દુ:ખનાં આંસુ સારતા હતા ત્યાં આજે દુ:ખી લોકો આવીને પોતાનાં દુ:ખદર્દ મૂકીને હૈયું હલકું કરતા હતા. જે સ્થળ કાલે અન્યાયનું મૂંગું સાક્ષી બની, ઘાયલ થઈને ચૂપ બેસી રહેતું હતું તે આજે પ્રેમવર્ષાનું જીવંત સાક્ષી બની ગૌરવ અનુભવી રહ્યું હતું. આવું એ ગઈ કાલનું કસ્ટમ હાઉસ અને આજનું સંતબાલજીનું આશ્રમ બનેલું સ્થળ, એનાં મકાનો છાતી કાઢી મારી સામે તાકી રહ્યાં હતાં તેમાં અભિમાન ન હતું, પરંતુ પોતાને મળેલ સદ્‌ભાગ્યની તૃપ્તિનો ઓડકાર હતો.

ગૌર, ઊંચો અને એકવડિયો બાંધો, સાધુનો શ્વેત વેશ, મોં ઢાંકતી જૈન સાધુની મુહપત્તિ, અને એ સૌમાં મુખ્ય ધ્યાન ખેંચતી પાણીદાર મોતી જેવી તેજસ્વી આંખો, એ મુનિ સંતબાલજીના પ્રથમ ક્ષણે ધ્યાન ખેંચતા બાહ્ય ચિહ્નો છે. પાટલાના આસન ઉપર. જગાનો પણ અપરિગ્રહ હોય તેમ શરીરને સંકોડીને ટટ્ટાર બેઠેલા સંતબાલજી પ્રથમ ક્ષણે આપણને ભારેખમ લાગે, પરંતુ એ જ્યાં બોલવા માંડે ત્યાં એમની મૃદુ અને રણકતી વાણી અને એ વાણીના શણગાર સમું એમનું નિર્મળ હાસ્ય ઘડીકમાં ભારેખમ વાતાવરણને હળવું બનાવી દે. અને જેમ જેમ એ પ્રવાહ વહે જાય તેમ તેમ એ સાધુ, સંત, મુનિ કે સંન્યાસી મટી આપણા મિત્ર, સ્નેહી, સખા, દોસ્ત જેવા બની જાય કે આપણને પણ નવાઈ લાગે કે આવો મઝાનો, રંગીલો માણસ સંસારને આરેથી સંન્યાસના પ્રવાહમાં શા માટે કૂદી પડયો હશે?

મને થયું કે સંસારથી ભલે એ દૂર રહ્યા, પરંતુ બીજા સાધુઓની જેમ એમના આ ગુણોને લીધે એ સંસારીઓથી અલિપ્ત ન રહી શક્યા. ૧૯૪૫માં વિરમગામમાં કોલેરા ફાટી નીકળે છે ત્યારે એ પોતાની ઝોળી લઈને નીકળી પડે છે, પોળોમાં ફરતા જાય છે અને નીચા નમીને ઝોળીમાંથી મુઠ્ઠી ભરી ભરી જમીન ઉપર વેરતા જાય છે. લોકોને થાય છે કે આ સાધુ કયારા પૂરે છે કે શું? પરંતુ એ તો પોળમાં બાળકો ગમે ત્યાં જાજરૂ જઈ જે મળત્યાગ કર્યો છે તેના ઉપર રાખ વેરે છે. હવામાં ગંદકી ન ફેલાય તે





માટે. અને સ્વયંસેવકો ઊભા કરી વિરમગામની મંદકી ઉકેલે છે. વિરમગામના જૈનો બબ્બાખીખ્યા થઈ જાય છે—આ જૈન સાધુએ તો એનો વેશ લજાવ્યો !

રાજકીય ધ્યેય સાધવા '૪૬માં દેશ આખામાં હિંદુમુસલમાન હુલ્લડો ફાટી નીકળે છે. અમદાવાદ પણ એનું ભોગ બન્યું છે. સંતબાલજીનો મુકામ હઠીભાઈની વાડીમાં છે. લોકો ભયભીત થઈ ગયા છે. બહાર નીકળી શકતા નથી. તે વખતે એક જૈન સાધુ એનાં ભિક્ષાપાત્ર લેઈ ગોચરી લેવા, જે દિલ્હી ચકલાના રસ્તાઓ ઉપર લાશો પડવાના બનાવ બન્યા હોય છે ત્યાં થઈને નિર્ભય રીતે ચાલ્યો છે લોકો કહે છે—આ સાહસ ન કરો. ગોચરી અંદરથી લઈ લ્યો. સાધુ કહે છે ગોચરી માટે જ હું નથી જતો. પ્રજાને અભયનો પાઠ આ વગર કેવળ વ્યાખ્યાન આપીને ન શકાય. સાધુ થઈને હું અભય ન હોઉં તો સાતીઓ શી રીતે હોય ? અને એ સાધુ–સંતબાલજી—ને એ રીતે નિર્ભયતાના—અહિંસાના પાઠ આપે છે !

ગુજરાતમાં દુકાળ આવે છે, ભાલ નળકાંઠામાં અન્નના જ નહિ, પણ પાણીના ય વખા છે, ત્યારે એ સાધુ અન્ન, પાણી, વસ્ત્રો અને મજૂરી આપવા ગામડે ગામડે ફરે છે. પૂજ્ય રવિશંકર મહારાજ કહે છે—મારા જેટલું ગુજરાતનાં ગામડાં કોઈ રખડ્યું નથી છતાં ભાલનો નપાણિયો પ્રદેશ મને સંતબાલજીએ દેખાડ્યો !

આવાં આવાં મગજમાં સ્મરણો લઈને હું પહેલી વખત જ સંતબાલજીની મુલાકાતે ગયો હતો. બપોરે બે વાગે મને મુલાકાતનો વખત આપ્યો હતો. હું એમના ખંડમાં ગયો ત્યારે એ ખાટલા ઉપર ટટ્ટાર બેઠા હતા. મોં ઉપર પવિત્રતાનું તેજ હતું.

મેં શરુઆત કરી. પૂછ્યું: 'આપને દિક્ષા લેવાનો પ્રસંગ કેવી રીતે ઊભો થયો ?'

એમણે મારા સામે મીઠું હસીને એમની પ્રવાહી અને મૃદુ ભાષામાં વચ્ચે વચ્ચે હાસ્યનાં મોતી વેરતાં જે હકીકત કહી તેથી મારી દૃષ્ટિ આગળ એ ઇતિહાસ ચલચિત્રની માફક ખડો થયો.

સનાતની હિંદુ ધર્મની જડતા ખંખેરનાર સ્વામી દયાનંદની ભૂમિ ટંકારા પાસે જ, ટોળ ગામમાં નાનો શિવલાલ ઉછરે છે. અસહ્ય ગરીબીમાં બા દળણાં દળી, સીવણગૂંથણ કરી, ખડ વાઢવાની સીમની મજૂરી કરી દીકરાને ઉછેરે છે અને એના એ લાલ ઉપર ભાવિનાં સ્વપ્નાં રચે છે. આટઆટલું કામ કરવા છતાં જીવનગુજારો થતો નથી. શિવલાલ વતન મૂકી મોસાળ બાલંભામાં ભણવા જાય છે. કોલેજની કે હાઈસ્કૂલની કેળવણી નહિ, પણ ક ખ ગની પ્રાથમિક કેળવણી. સાતમે વર્ષે ભણવા બેઠેલો શિવલાલની સ્મરણશક્તિ તીવ્ર છે એટલે ૧૨ મે વર્ષે સાતમી ચોપડી પૂરી કરે છે, પણ હવે શું ? અંગ્રેજી ભણવા, મહિને એક રૂપિયો ફી જોઈએ. ખાવાના સાંસા હોય ત્યાં ફી ભરીને ભણવાના વૈભવ પોષાય શી રીતે ?

બારમે વર્ષે શિવલાલ ભણવાનું મૂકી કમાવા મુંબઈ જાય છે. મામા ત્યાં છે, એટલે કંઈક ઠેકાણું પડી જશે એ આશાએ. મામાના પરિચિતો નાનાસરખા શિવલાલને જોઈ કહે છે—આવડા છોકરાને વળી નોકરી શી ! એને નોકરીમાં કોણ રાખે ! મામા ભાણેજને પાછો દેશ વળાવે છે, પણ શિવલાલ ઘેર શું કરે ! એક વરસ પછી, તેરમે વરસે ફરી એ મુંબઈ જાય છે અને જ્યાં ત્યાં નોકરીમાં ઘૂસે છે. સ્મરણશક્તિ તીવ્ર, સમજશક્તિ સારી છે અને કાર્યશક્તિ છે એટલે ૨૦ વર્ષની ઉમર થતા ૧૨૫ રૂપિયા પગાર મળતો થઈ જાય છે અને તે '૨૦–'૨૧ની સાલનો જમાનો એટલે એ રકમ જેવી તેવી નહિ.

આવી અસહ્ય ગરીબીમાં ઉછરેલો યુવક પૈસા મળતા એનો સંચય કરવા લાગી જાય અને તેમાં વણિકનો દીકરો એટલે એને એ શોખવવાનું ન હોય. પરંતુ શિવલાલ કાચો વાણિયો નીકળે છે. ખર્ચ જેટલા ૩૫-૪૦ રૂપિયા રાખીને બીજા ધર્માદા કરી દે છે ! તેમાં વળી એણે ખાદી ધારણ કરવા માંડી એટલે સિનેમા જોવાનો એને જે શોખ હતો એ પણ ગયો. થયું— ખાદી પહેરવી અને શોખ કરવો એ બેઉ ન શોભે. મૂળ તો આવી સત્ત્વિક વૃત્તિ હતી તેમાં ખાદીએ વિશેષ ઉમેરો કર્યો. અને બાકી હતું તે મુનિશ્રી નાનચંદ્રજી મહારાજે મોહિની લગાડી.

મુનિઓ તરફ જો કે શિવલાલનું આકર્ષણ નહિ, પરંતુ નાનચંદજી મહારાજનું સ્થાન જૈન જગતમાં ઊંચું હતું. તે વિદ્વાન હતા, તેમ નવા જમાનાને સમજનાર હતા, ખાદી ધારણ કરતા હતા, એટલે ઘાટકોપરમાં ચાતુર્માસ તરીકે એ રહ્યા એટલે શિવલાલ બીજાઓની જેમ એમના વ્યાખ્યાનમાં જાય છે. એમનો તપશ્ચર્યાનો વિષય પસંદ પડે છે અને તેમાંથી એના દિલમાં વિચારો જાગે છે. પોતે જે રીતે કમાઈને દાન કરે છે એનો શો અર્થ? શક્તિનો પૈસો કમાવામાં ઉપયોગ કરવો, અને પછી પૈસા દાન કરવા, એના કરતાં સીધી શક્તિનું દાન શું કામ ન કરવું? અને શક્તિનું દાન એટલે ધંધો છોડી સેવાભાવી જીવનમાં જોડાઈ જવું અને તે સેવાભાવી જીવન એટલે સંસારનો ત્યાગ કરવો, દિક્ષા લેવી.

દિલમાં તો દિક્ષા લેવાના ઘણાય મનોરથ થયા કરે પણ એ વાત બાને કહેવાય શી રીતે? જે બાએ દુઃખ વેઠી દીકરાને ઉછેર્યો હતો, કંઈ કંઈ સ્વપ્નાં સેવ્યાં હતાં. દીકરાને પરણાવવાના મનોરથ ઘડયા હતા, વાકાનેરમાં વેવિશાળ કરેલી કન્યા પરણીને પતિ સાથે મુંબઈમાં વસવાના કોડ સેવતી હતી, એ સંજોગોમાં શિવલાલ બાને દિક્ષાની વાત કરે તો કૈકેયીનું વચન સાંભળી દશરથ રાજા બેભાન થઈ ગયા હતા તેવું જ બાનું થાય કે બીજું? આ કારણે શિવલાલની જીભ ઉપડતી ન હતી અને નોકરીમાં ચિત્ત ચોટતું ન હતું. પરમેશ્વરે આ યુવકની ભાવના પારખી. એણે જોયું કે એનામાં વૈરાગ્ય ભાવના પ્રિય છે તેમ બા પ્રત્યેનો સ્નેહ પણ પ્રિય છે. અને પરમેશ્વરે બાને પોતાની પાસે બોલાવી લઈ શિવલાલનો રસ્તો મોકળો કરી આપ્યો. બાના અવસાનથી યુવકને કંઈ બંધન ન રહ્યું. એણે દિક્ષા લેવાનો મનસૂબો જાહેર કર્યો. પિત્રાઈ કાકાઓએ સંમતિ આપી. એની એક બહેને રડતા હદયે એકના એક મોટા ભાઈને, દુખિયાના આધાર જેવી એલડીને, એના આત્માના કલ્યાણમાર્ગે પ્રયાણ હોવાથી કુમકુમનો ચાંદલો કરી વિદાય આપી. અને બહેને પોતાના દુઃખનું ટૂમકું છાને ખૂણે ઠાલવ્યું. સાસરિયાંને તો કમાતોધમાતો આવો મૂરતિયો હાથથી જાય તે કેમ ગમે? પરંતુ કાચા સૂતરના તાંતણા જેવા વેવિશાળના બંધનને એ કેટલું તાણે? એટલે તેમણે પણ સંમતિ આપી. તેર વર્ષની કન્યકાની સંમતિ તો લેવાની હતી જ નહિ. એના વડીલ જ એનાં કર્તાહર્તા હતાં એટલે વડીલની સંમતિમાં એની સંમતિ આવી ગઈ હતી. 'બહેની' કહીને વાગ્દત્તાને જ્યારે શિવલાલે ચુંદડી ઓઢાડી ત્યારે એ કન્યકાના કોડનો કચ્ચરઘાણ કેટલો તીવ્ર હશે? પરંતુ મહાભિનિષ્ક્રમણ કરતાં જેમ સિદ્ધાર્થે પાછું વાળીને યશોધરા કે રાહુલ તરફ જોયું ન તેમ શિવલાલે કન્યકાના કોડનો વિચાર કર્યા વિના દિક્ષા પ્રતિ પ્રયાણ માંડયું.

આમ આ યુવકને બધાએ દુઃખી હૃદયે વિદાય આપી, પરંતુ બાનાં મા રસ્તો રોકીને ઊભાં રહ્યાં. એમણે સંમતિ આપવાની ના પાડી તો ના પાડી, પરંતુ જંતરમંતર કરી ભાણેજને એ રસ્તે જવાની ધૂન છોડાવવા પ્રયત્ન આદર્યો. બીજી બાજુ લક્ષ્મીએ પણ પ્રલોભન શરૂ કર્યું હતું. બાના મૃત્યુ સાથે જ શેઠનો તાર આવ્યો હતો કે તમારો ૨૦૦ રૂપિયા પગાર કર્યો છે. શિવલાલ બધાંના ધક્કયો નોકરીએ તો ગયો, પણ ચિત્ત ચોટતું ન હતું. એટલે નોકરીમાંથી છૂટા થવા માગણી કરી. શેઠે ના પાડી. કહ્યું—તમને એમ હોય તો તમે બીજી રીતે કામ કરો. તમે જે ઑર્ડર લાવો તે ઉપર તમારો છ આની ભાગ. જેથી તમારે નોકરીનું બંધન નહિ ઊલટ તેથી માસિક ૩૦૦–૪૦૦–૪૫૦ સુધી આવક પહોંચવા માંડી; પરંતુ જે વણિકમાં ખાવા જેટલા પૈસા રાખી બાકીનાની દાન કરવાની વૃત્તિ હતી તેને લક્ષ્મી શી રીતે ચગાવે? છેવટ લક્ષ્મીજી અને જગદંબા જેવાં વૃદ્ધ નાનીએ પોતાની હાર કબૂલ કરી અને શિવલાલે મોરબી મુકામે સંવત ૧૯૮૫માં મુનિશ્રી નાનચંદજી મહારાજ પાસે દિક્ષા લીધી અને શિવલાલમાંથી સૌભાગ્યચંદનો નવો અવતાર થયો!

આ ચિત્ર મારા દિલને હચમચાવી રહ્યું હતું હૃદય ભારે થયું હતું અને એ ચિત્રમાંથી દૃષ્ટિ





સાપેક્ષ સત્ય છે. એને જ્ઞાન-વિદ્યા ન કહેવાય, પણ જ્ઞાનનું સાધન કહેવાય. પરમ સત્યને પલટી શકાતું નથી જ્યારે જ્યોતિષના ગ્રહોને પલટી શકાય છે. સત્ય એ નિશ્ચિત છે જ્યોતિષ એટલી નિશ્ચિત વસ્તુ નથી.'

મારો સવાલ: 'જ્યોતિષથી પ્રજાને લાભ છે કે ગેરલાભ?'

જવાબ: 'જ્યોતિષથી લાભ કરતાં નુકસાન વધારે છે. જે મજબૂત મનનો છે તેને ભવિષ્ય જાણવાની જરૂર નથી. નિર્બળ છે તેને નુકસાન છે. જ્યોતિષ માણસને પુરુષાર્થ તરફ પ્રેરનાર ઓછું બને છે એ રીતે પણ નુકસાન છે.'

મારો સવાલ: 'એદી સાધુ વર્ગને બાદ મૂકીએ તો, બાકીના સાધુઓના બે જુદા માર્ગો દેખાય છે. એક આપના જેવા કર્મદ્વારા પ્રજાને જ્ઞાન આપતા સાધુઓ અને મહર્ષિ રમણ અને શ્રીઅરવિંદોની પદ્ધતિએ કેવળ જ્ઞાનમાર્ગથી પ્રજાને ઉપદેશતા. આ ભેદ અંગે આપનો શો મત છે?'

સંતબાલજી: 'મને એમ લાગે છે કે શ્રીઅરવિંદોની પદ્ધતિની પણ જરૂર તો છે જ. કર્મદ્વારા જ્ઞાન આપનાર કે જ્ઞાનદ્વારા ઉપદેશ આપનાર જો બંને પોતપોતાને ઊંચા માનતા હોય તો તે પણ ખોટું છે. બંનેના ક્ષેત્ર પ્રજાઘડતર માટે જરૂરી છે. વિચારની અસરમાં હું માનું છું, પણ તેની સાથે એ વિચાર કર્મ-કર્તવ્યમાં આવવો જોઈએ. જ્યાં સુધી એ કર્તવ્યમાં ન દેખાય ત્યાં સુધી એ ત્રુટિ છે. એ રીતે ગાંધીવાદ સમાજમાં આગળ છે. એ પ્રત્યક્ષ અનુભવ કરાવે છે. એટલે પ્રજા આગળ પ્રતિક મૂકવાનું થશે તો ગાંધીજીનું મૂકાશે, શ્રીઅરવિંદોનું નહિ. ગાંધીવાદ પાછળ કર્મનું પીઠબળ છે. જ્ઞાન અને કર્મનો યોગ એનું નામ ભક્તિ. છતાં શ્રીઅરવિંદો અધૂરા છે એમ નહિ કહું. બંનેમાં, ગાંધીજીની પદ્ધતિ સમાજ માટે સારી છે.' અને સહેજ અટકીને ગંભીર બની જતાં એમણે કહ્યું: 'મારી એ પણ કલ્પના છે કે શ્રીઅરવિંદો બહાર આવી ગાંધીજીની વિચારસરણી આગળ ચલાવે તો નવાઈ નહિ!'

મારું મોં મલકી ગયું. થયું—સંતબાલજી, ભવિષ્ય કથન તો નથી ઉચ્ચારતા! મેં આગળ પૂછ્યું: 'ગૃહસ્થીઓમાં આજે ત્યાગભાવના બહુ બહુ તો કમાયામાંથી થોડું દાન કરવા પૂરતી છે. એ રીતથી ત્યાગભાવના કેળવાતી નથી, ફક્ત દાન કર્યાનું અહમ્ પોષાય છે. સાચી ત્યાગભાવના કેળવવા ગૃહસ્થીઓએ શું કરવું જોઈએ?'

સંતબાલજી: 'શક્તિનું દાન કરવું એ ઉત્તમ છે અને તેથી ત્યાગભાવના પણ કેળવાય છે. શ્રમ, નીતિ અને ભાવનાનું દાન આપવું જોઈએ. શ્રમ કરીને, નીતિ અને ભાવના પ્રમાણે જીવી બતાવીને, સદ્‌વિચારનું દાન આપવું તે અર્થ કરતાં વધી જાય છે, અને તેની પ્રતિષ્ઠા કરવી જોઈએ. અને આ ભાવના પોષવી જોઈએ. ધર્મસ્થાનોએ ધર્મસ્થાનોમાં એવું જીવન ગાળવું જોઈએ કે ત્યાં અર્થની ઓછામાં ઓછી જરૂર હોય, નહિ તો અર્થની ભાવના મનમાં આવ્યા વગર ન રહે.'

આ સાથે ધનની અને ધનિકોની ખોટી પ્રતિષ્ઠા ન કરનાર સંતબાલજીના એક પ્રસંગનું ચિત્ર મારી દૃષ્ટિ સન્મુખ આવી ગયું.

હઠીભાઈની વાડીમાં સંતબાલજી પ્રવચન કરતા એ સ્થળે એક પાટિયું માર્યું હતું—'જે ભાઈ જ્યાં આવે ત્યાં જ બેસે. કોઈ પણ ભાઈ આગળ આવવાનો પ્રયત્ન ન કરે.'

એક દિવસ એક મિલમાલિક પ્રવચનમાં મોડા પડયા. તેમને થયું કે હવે પાછળ બેસવું પડશે. પૈસાને જોરે કોઈ પણ ક્ષેત્રમાં આગળ બેસનાર ધનિકને એ વસમું લાગ્યું અને પ્રવચનમાં ન બેઠા. આવો પ્રસંગ ફરી ન બને તે માટે પછી એમણે સંતબાલજીને કહ્યું: 'આ પાટિયું કાઢી નાખો. અમારા જેવા મોડા આવે તેથી પાછળ શી રીતે બેસે?'

સંતબાલજીએ દૃઢતાથી કહ્યું: 'ધનિકોની સભામાં તમારું સ્થાન મોખરે હોય તે હું સમજી શકું, પણ ધર્મના સ્થાનમાં ધનની પ્રતિષ્ઠા ન હોય. માણસ ધર્મનું શ્રવણ ગમે ત્યાં બેસીને કરી શકે છે.'

તે દિવસથી એ શેઠ સંતબાલજીને બીજે વખત મળી જતા પણ પ્રવચનમાં હાજર રહેતા નહિ!'

એવી જ રીતે પ્રજાના કામમાં ધનની જરૂર પડે તે સંતબાલજી ધનિકો પાસેથી લે છે, પણ કહે છે: 'આ ધન તમે તમારા પ્રાયશ્ચિત રૂપે આપો–પ્રતિષ્ઠા માટે નહિ. એટલે આ દાનની છાપાંમાં જાહેરાત નહિ થાય, તેમ એથી પ્રતિષ્ઠા પણ આપવાની રહેશે નહિ !'

સંતબાલજીએ ભાલ–નળકાંઠાને પોતાનું કાર્યક્ષેત્ર બનાવી સર્વોદયની યોજના દ્વારા ગામડાંને સ્વાવલંબી બનાવવા વિચાર્યું છે. ખેડૂતોના પ્રશ્નો માટે ખેડૂતમંડળ રચાયું છે. અને સાધુઓએ રાજકારણનો પણ અભ્યાસ રાખવો જોઈએ તેમ એમણે પ્રજાના બધા પ્રશ્નો હાથમાં લીધા છે. દુકાળ સમયના એ પ્રદેશના એમના કાર્યથી કોણ અજાણ્યુ છે? પાંચસાત માણસો ગામડેથી અમારી આ વાતચીત ચાલતી હતી અને આવ્યા. પાંચમાં દસ મિનિટ બાકી હતી. ૫–૩૦એ ઉપડતી ગાડીમાં મારે વિદાય થવું હતું અને જે ભાઈઓ આવ્યા તેમને પણ જવું હતું. મેં વખતની મુશ્કેલી સમજી જતાં કહ્યું: 'એક જ સવાલ પૂછી લઉં. આજના રાજકીય વહીવટથી પ્રજાને સંતોષ નથી. પ્રજાની એમાં શી ફરજ છે?'

સંતબાલજી: 'આજનું રાજતંત્ર લોકશાહી ઢબે ચાલવા પ્રયત્ન કરે છે પણ હજુ સુધી તેવું બન્યું નથી. એ તંત્ર બરાબર ચલાવવું હશે તો પ્રજાએ પોતાની પ્રગતિ આગળ ચલાવી તેને દોરવું પડશે. અને તે કાર્ય સર્વોદય જેવા રાજકારણમાં સીધા ન પડેલા સમાજનું કાર્ય છે. આજનું રાજતંત્ર શુદ્ધિ-શામાં નથી, તેમાં પરિસ્થિતિનો દોષ વધારે છે. આજે વહીવટ કરનાર ધારે છે ત્યાં પરિસ્થિતિને લીધે અમુક તો કરી શકતા નથી. કોંગ્રેસ કમિટીઓમાં નીચેથી–પ્રજા તરફથી–ઉપર અવાજ જવો જોઈએ, તેને બદલે આજે તો એથી ઊલટું છે, ઉપરથી–હોદ્દેદારો તરફથી–અવાજ આવે તે પ્રમાણે નીચેની કમિટીઓ મશીન માફક ચાલે છે. આમ પ્રજામાં જાગૃતિ ન આવે ત્યાં સુધી આ તંત્ર ન સુધરી શકે, પરંતુ પ્રજાના વિશાળ જનસમુદાયમાં જાગૃતિ આવતાં તો વર્ષો જોઈએ. ત્યાં સુધી કંઈ આ તંત્ર આવી રીતે ચાલવા ન દેવાય. એટલે એક નાનો વર્ગ–જેનામાં જાગૃતિ આવી છે તેણે પ્રજામાં એ જાતની જાગૃતિ લાવવાનો પ્રયત્ન કરવાનો છે. અને રાજતંત્ર ઉપર પોતાની અસર પહોંચાડવાની છે. અને તે કામ સીધા રાજકારણમાં ન પડેલો સર્વોદય સમાજ સાધી શકે. એ રીતે કામ કરવાનો મારો અહીં પ્રયત્ન છે, કુદરતનો સાથ છે અને રવિશંકર મહારાજનો સહકાર છે. એટલે આજે જે વર્ગ જાગ્રત છે તેણે *રચનાત્મક કાર્યક્રમમાં સહકાર આપવો અને પ્રજાને જાગ્રત કરવી.'*

એ સાથે સંતબાલજીએ મારા તરફથી નજર ખસેડી પેલા ભાઈઓ તરફ વાળી. પોતે પણ એ સૌના સરખા સાથીદાર હોય તેમ કહ્યું: 'તમારી બધાંની સલાહ શું થાય છે?'

એક ચોરીનો પ્રશ્ન હતો. ચોરી થયેલી. તેમાં રૂપિયા, ઘરેણાં, કપડાં ગયેલાં તે ચોરની સંતબાલજીને ભાળ મળી હતી અને તે ચોર ચીજો આપી દેવા સંમત થયા હતા. રૂપિયા વપરાઈ ગયા હતા એટલે તે માટે અશક્તિ બતાવતા હતા. એટલે એ અંગે જેમનો સવાલ હતો તેમને સંતબાલજીએ બોલાવ્યા હતા અને મત જાણવા માગતા હતા.

સૌએ કહ્યું: 'તમે કરો એ અમારે કબૂલ છે.'

સંતબાલજી: 'આપણે નરી ચોરી પકડવાનું અને માલ પાછો મેળવવાનું જ કામ કરીએ તો એ અધૂરું કહેવાય. ચોરી કરનાર ફરી ચોરી ન કરે એવું પણ કરીએ તો એ પૂરું કાર્ય કહેવાય. ચોરી કરનાર પોતાની અશક્તિ બતાવતો હોય અને શરત તરીકે નહિ, પણ માફી તરીકે રૂપિયા જવા દેવાની માગણી કરતો હોય તો એ સ્વીકારવામાં આપણને વાંધો ન હોવો જોઈએ.'

એક ભાઈ બોલી ઊઠયા: 'એ કબૂલ છે, પણ પછી કપડાંમાં રેશમી લૂગડાં હોય તે નથી એમ કહી ના સોંપે એ ના ચાલે. એવું કરે તો માનવું જોઈએ કે એ આપણને છેતરે છે. રૂપિયા વપરાઈ જાય, પણ





કપડાં એટલી વારમાં વપરાઇ ન જાય. ઘરેણાં પણ એણે પૂર્ણ આપવાં જોઇએ.'

સંતબાલજીએ એ દલીલ સ્વીકારી હોય તેમ પૂછ્યું: 'ગામમાં શી નવાજૂની છે?'

એક ભાઇ: 'જમાદાર પૂછતો હતો કે સંતબાલજી ખેડૂત મંડળની પ્રવૃત્તિ ચલાવે છે તેનો શો ઉદ્દેશ છે?'

સંતબાલજી: 'કારણ?'

પેલા ભાઇ: 'ડી. એસ. પી. એ પૂછાવ્યું હતું એથી એ પૂછતો હતો એમ કે સમાજવાદનું ધ્યેય છે કે સામ્યવાદનું!'

સંતબાલજીએ મારા સામું જોઇ મોં મલકાવ્યું. હું ય હસ્યો. મને થયું—કોંગ્રેસ સંસ્થાથી સ્વતંત્ર ખેડૂતમંડળનું અસ્તિત્વ હોવાથી સર્વોદયના ધોરણે કામ કરનાર સંતબાલજીની પ્રવૃત્તિની પણ સરકાર ચોકી રાખે છે અને તે સાથે મને પર્લ બક કે કોઇ અમેરિકન લેખકના નીચેના શબ્દો યાદ આવ્યા—કોઇ પણ સરકાર, ભલે તે પ્રજાકીય હોવાનો દાવો કરે, પણ એનું મુખ્ય કાર્ય તો સત્તા ઉપર ટકી રહેવાનું હોય છે!

પેલા ભાઇ બોલ્યા: 'મેં તો જમાદારને સંભળાવી દીધું કે ઉદ્દેશ જાણવો હોય તો જાવ મહારાજ (સંતબાલજી) પાસે. અમે ઉદ્દેશ—બુદ્દેશ જાણતા નથી. અમારું આખું ગામ એમાં જોડાયેલું છે તે સાચું!'

ગાડીનો વખત થયો હતો એટલે અમે બધા સાથે ઊભા થયા. બે હાથ જોડી સંતબાલજીની વિદાય લીધી. એમણે હસીને આંખમાંથી સ્નેહ વર્ષાવતાં વિદાય આપી. એ ચમકતી આંખો જોઇ મને મહાત્માજી યાદ આવ્યા. તે સાથે દ્રોણ અને એકલવ્ય યાદ આવ્યા. સંતબાલજી પણ મહાત્માજીના એકલવ્ય હતા. ખાદીનો સંદેશ એમણે પ્રથમ સુણ્યો. સાહિત્ય અને સદ્‌ગુણોના સેવનથી સમાજસેવાનું એમનું આજનું ઘડતર થયું હતું. એકાદ પત્રવ્યવહાર ગુરુ સાથે થયેલો. જૂહુમાં મહાત્માજી આરામ કરવા રહ્યા હતા ત્યારે એક વખત મુલાકાત લેવા સંતબાલજી ગયેલા. મહાદેવભાઇની ચોકી વટાવી મહાત્માજી પાસે જવું કેટલું દુર્લભ હતું તે અનુભવીઓ સૌ જાણે છે. છતાં એ ચોકી વટાવી શિષ્યે ગુરુ સાથે થોડી વાતો કરી લીધી અને બદલામાં મહાદેવભાઇએ ઝાડી નાખ્યા તે ગુરુ દક્ષિણા પણ તરત ચૂકવી દીધી!

આજે દેશ ગાંધીજીના સાચા શિષ્યો અનેએકલવ્યો તરફ મીટ માંડીને બેઠો છે કે એ સર્વોદયદ્વારા સ્વરાજમાંથી સુરાજ્ય તરફ પ્રજાને દોરી જશે.

મારી વિદાય વખતે આશ્રમનું ગૌરવશાળી મકાન મને કહી રહ્યું હતું કે, સર્વોદયનાં મંડાણ આ ભૂમિમાંથી, આ સંતના હાથે થશે એ મારું જેમ ધન્ય ભાગ્યછે, તેમ ગુજરાતનું પણ ધન્યભાગ્ય છે!

એ ધન્યભાગ્યને માથે ચડાવી, એ મકાનને જય જય કરી હું ચાલી નીકળ્યો.



સ્ત્રી તો ધોધમાર વહેતી આવતી નદી છે, એક વાત ધ્યાનમાં લીધા પછી બીજું કશું તેને દેખાતું જ નથી, સૂઝતું યે નથી સ્ત્રીને તો સર્વસ્વના સમર્પણમાં જ સંપૂર્ણતા દેખાય છે. પ્રિય વસ્તુ સાથેનો સાયુજ્ય મોક્ષ જ તેમને જોઇતો હોય છે, નાનકડું ધ્યેય પણ તેમને પરિપૂર્ણતાના પરમેશ્વરના દર્શન કરાવી શકે છે.

—સાને ગુરુજી

# કાકાસાહેબનું સર્જન

શિવશંકર પ્રા. શુક્લ

ગુજરાતમાં એક નૂતન યુગની રચના શરૂ થવા માંડી હતી અને ભારતની મુક્તિ માટે ને પુનર્રચના માટે ગુજરાતે કાર્ય ઉપાડી લેવા માંડ્યું હતું અને હિંદના ઇતિહાસમાં નવી જ ભાત પાડવા માંડી હતી તે વખતે દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર નામનો એક જુવાન ગાંધીજીએ નાખેલી બૂરકીને બળે ખેંચાઈ આવી પોતાનું જીવન આ ભૂમિમાં વહેતું કરી દે છે—ગુજરાતમાં એક ભારતીય સંસ્કાર–સરિતા વહેવા માંડે છેઃ

"શાંતિનિકેતનના નિવાસ દરમિયાન દક્ષિણ આફ્રિકાથી આવેલી ગાંધીજીની ટોળી સાથે પરિચિત થયો હતો. પાછળથી ગાંધીજીનો પણ મિલાપ થયો, એમના 'હિંદ સ્વરાજે' મારા પર ઊંડી છાપ પાડી જ હતી. 'હિંદ સ્વરાજ'માં જીવનનું સંપૂર્ણ દર્શન—એક આખી ફિલસૂફી મેં જોઈ એટલે એને આધારે કેળવણીનું તંત્ર રચાય એવો વિશ્વાસ બેઠો હતો. ગાંધીજીએ આમંત્રણ આપતાં હું આશ્રમમાં આવી દાખલ થયો. મને મારું ઘર મળી ગયું.'

આજની તમારી સાહિત્ય સભામાં 'કાકાસાહેબનું સર્જન' એ વિષય પર બોલવાનું આમંત્રણ મેં એટલા માટે સ્વીકાર્યું કે સાહિત્ય મંદિરને દ્વારે હું પરસેવરેલો આવીને ઊભો ત્યારે મને ગુજરાતી સાહિત્યમાં પરેલવહેલાં દર્શન કાકાસાહેબના લખાણોનાં અનાયાસે થયાં. એ વર્ષને આજે ત્રણ દાયકા થઈ ગયા છે. યુવાન દત્તાત્રેય કાલેલકર આજે સૌના કાકાસાહેબ ને અનેકના ગુરુ બની ચૂક્યા છે અને એમણે આ ભૂમિમાં વાવેલું સાહિત્યવૃક્ષ અનેક શાખાપ્રશાખાએ ફાલ્યુંફૂલ્યું છે. તે કાળ દરમિયાન મેં પણ અનેકવાર એમનાં લખાણોમાં આનંદનો કર્યો છે.

કેટલીક વસ્તુઓ સહજ જ બન્યા કરે છે... કાકાસાહેબ જેમ બાપુના અદ્રુપી મુગ્ધ બની ગયા એમ મારા મોટાભાઈએ 'કાકાસાહેબની કંઠી' બાંધી દીધી—એ એમના શિષ્ય ને મંત્રી બન્યા... અને કાકાસાહેબની સાહિત્યગંગા ઝીલનાર શંકર આમ સંદેશરૂપે મળી ગયા...ને વખતે એ સાહિત્યસરિતા અનેક ખાબોચિયાંમાંથી હજુ માર્ગ કરી રહી હતી...સ્વામી આનંદ ને કાકાસાહેબ મને 'બટુક' કહેતા એવડો નાનો હું હતો. પણ કાકાસાહેબ લખાવતા હોય અને મારા ભાઈ લખતા હોય તે વખતે એ બધું હું એકચિત્તે સાંભળ્યા જ કરતો. ત્યાર પછી હસ્તલિખિત પ્રતો મારે ત્યાં જ આવે અને હું એને વારંવાર વાંચ્યા કરું. અને એમનાં પુસ્તકો પહેલાં તો મારે ઘેર જ આવે ને! એટલે અમે ત્યારે ઉઠાવીને વાંચ્યા જ કરીએ. આમ કાકાસાહેબનાં અનેક લખાણોનો પ્રથમ અને ભાષાને વાંધો ન હોય તો કહું કે પ્રથમતમ શ્રોતા ને વાંચક હું છું અને તેથી એમના સાહિત્ય ને શૈલી પર મને શરૂઆતથી જ પ્રેમ બંધાયો છે. મેં એમનાં લખાણો અનેકવાર વાંચ્યાં છે ને 'લોકમાતા'નું તો અપ્રોત્તરવત્ત પારાયણ કર્યું છે...કાકાસાહેબ મારા એક મનગમતા લેખક છે. અને મારા એક પુસ્તક વિષે એક વિદ્વાન વિવેચકે એમાં 'કાલેલકરી શૈલી છે' એમ કહ્યું ત્યારે મને આનંદ જ થયો હતો. મેં તે અનુકરણ કરીને આણવા પ્રયત્ન નથી કર્યો. પણ વિદ્વાન મર્મજ્ઞ વિવેચકે 'કાલેલકરી શૈલી' એ શબ્દો વાપર્યા ત્યારે જ મને થયું કે કાકાસાહેબનાં લખાણોમાં જે નિરાળું વ્યક્તિત્વ અને વૈશિષ્ટ્ય છે તે ગુજરાતી સાહિત્યમાં બીજે ક્યાંય જોવા મળતું ન હોઈ વિવેચક એને બીજું શું નામ આપી શકે!

ગગનના તારાઓમાં જે સ્થાન ગુરુનું છે તે સ્થાન ગુજરાતી સાહિત્યાકાશમાં દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકરનું છે. જીવન, જીવનધર્મ, જીવનનો આનંદ એ ત્રણ જીવનસિદ્ધિઓ માટેનું ભાથું એટલે સાહિત્ય...અમે તેરબુ ઉચ્ચ કોટિનું હોય જ્યાં સાહિત્ય એ જીવનની ઉન્નતિના એક સાધનરૂપ જ છે અને હોવું જોઈએ એમ કાકાસાહેબ માને છે. એટલે કાકાસાહેબના સાહિત્યસર્જનના અભ્યાસીએ એમના જીવનદર્શન તરફ પણ જોવાનું રહેશે જ.

કોઈ મને પૂછે કે "કાકાસાહેબ શું છે? સાહિત્યકાર, વિદ્વાન, પંડિત, ચિંતક, પત્રકાર, પ્રચારક, વક્તા,





લેખક, મુસાફર? શું?" એનો ઉત્તર હું એવો આપું કે, એ બધુંયે હોવા છતાં તે-તે તો નહીં જ." એટલે વધુ:અકળાઇ પૂછનાર તો પૂછે જ, "ત્યારે, શું? શું?" હું શાંત ચિત્તે કહું;

'શિક્ષક'

તમારી આગળ આ લખાણુ વાંચતાં પહેલાં મેં કાકાસાહેબના એક પ્રશંસકને વંચાવ્યું ત્યારે એ કહેઃ

"અધ્યાપક" લખો.

મેં કહ્યું, "ના. એ તો કોઇ કૉલેજનો પ્રોફેસર એવું સમજાઈ જાય."

"તો આચાર્ય લખો"

મેં કહ્યું, "પ્રિન્સિપાલ થયા પછી એ વ્યવસ્થાશીલ થઇ જાય." અને પછી મેં જ કહ્યું, "હું કેળવણીકાર અને શિક્ષણશાસ્ત્રી શબ્દો પણ ન જ વાપરું પણ કાકાસાહેબને હું

"શિક્ષક" જ કહું છું...

અને એની પછળ એ શબ્દમાં રહેલી વ્યાપકતા ને વિશાળતા છે શિક્ષક એટલે પંતુજી નહીં પણ ગુરુ.

આ વિચાર કરું છું ત્યારે આજથી બે દાયકા ઉપરનો એક પ્રસંગ મારી દષ્ટિ સામે ઊભો છે. એ એક ક્ષણ પહેલાં જ બની ગયો હોય એટલો બધો તાજો જ રહ્યો છે. ૧૯૩૦ની લડત વખતે કાકાસાહેબ બોરસદમાં પકડાઇ ગયા. આણંદમાં એમનો કેસ ચાલ્યો. એમની સાથે એક લીમડા નીચે હું બેઠો હતો તેવામાં પોલિસઅધિકારી સાહેબે આવી પૂછ્યુંઃ

"મિ. કાલેલકર! તમારો ધંધો શો?" એ પ્રશ્ન સાંભળતાં મેં ઉત્સુકતા ને જિજ્ઞાસાથી ડોક ઊંચી કરી પણ એ પહેલાં તો ઉત્તર અપાઇ જ ગયો હતોઃ

"શિક્ષક"

"પણ તમને જેલમાં કયો કલાસ આપવો તે મારે પૂછવામાં આવ્યું છે. 'જર્નાલિસ્ટ' લખાવું? 'એ' કલાસ તો જ મળશે!"

"ના, ના, બીજું કંઇ જ નહીં. હું શિક્ષક જ છું. કલાસ તો મને 'સી' જ આપજો." આ ઉત્તર એમણે અનાયાસે, જરાયે વિચાર કર્યા વગર, બોલ્યા વગર, ગૂંચાયા વિના, ગાયું ખંજોળીને નહીં, સ્મરણશક્તિને વાણુ પડવા દીધા વગર આપી દીધો હતો. એ માણસના જીવનનું રહસ્ય હું તે દિવસે પામી શકયો. 'શિક્ષક' એ શબ્દ ઉચ્ચાર્યા પછી એમની વાણી શાંત પડી ગઈ પણ એમની આંખમાં જે આભા ચમકી આવી, એમના મુખ ઉપર જે પ્રસન્નતા દીપી નીકળી તેવી મેં કાકાસાહેબના મોં ઉપર પહેલાં જોઇ નહોતી, ફરી કદી જોઇ નથી...કાકાસાહેબના જીવન, લેખન ને કવનનાં રહસ્યદ્વાર ખોલી નાખવાની 'શિક્ષક' જ ચાવી છે એમ મારી તે દિવસે ખાત્રી થઇ ગઇ. અને કાકાસાહેબના સાહિત્ય સર્જનનો અભ્યાસ આ જ દષ્ટિએ કરવો જોઇએ, એમના સાહિત્યના પારેખે ને વિવેચકે એ જ કસોટી પર પરીક્ષા કે અભ્યાસ કરવો જોઈએ, એમ હું માનતો થયો અને કાકાસાહેબે પોતે પણ "જીવન વિકાસ"ની પ્રસ્તાવનામાં કહી દીધુંઃ

"એક રીતે કહી શકું કે મારું બીજું લખાણ વિનોદરૂપે લખાયેલું છે. જ્યારે કેળવણી વિષેનું લખાણ જીવનનું એક મિશન સમજીને અને સામાજિક જીવનની મીમાંસાના એક મહત્વના અંગ તરીકે લખાયેલું છે... **ગુજરાતની પ્રજા મને ભૂલે નહિ ત્યાં સુધી મને સાહિત્યકાર તરીકે ન ઓળખે પણ કેળવણીકાર તરીકે ઓળખે એવી મારી આંતરિક ઇચ્છા છે.**"

પણ સાચા શિક્ષકમાં હોવો જોઇતો ઋષિનો ને કવિનો આત્મા એમનામાં રહેલો છે. તેથી જ પાંડિત્યનો અઢળક બોજો વહી વહીને ફોગટનો થાક સહન કરનાર એ નથી. જ્ઞાનને ભેગું કરી કરીને ઠાંસ ઠાંસ કરનાર અકરાંતિયા એ નથી. જીવન જીવવાની ને જોવાની આર્ષ દષ્ટિ પણ પ્રભુએ એમને આપી છે. તેથી જ એ કવિની રીતે બધું જુએ છે ને નાનાં મોટાં સૌને કહે છે.

ભારતીય સંસ્કૃતિ ગુજરાતમાં અવતરવા માટે કાકાસાહેબની કલમ દ્વારા પ્રગટ થાય છે. ભારતનો ઇતિહાસ, સાધુતા, સંસ્કાર, મહત્ત્વાકાંક્ષા, સાહિત્યસત્ત્વ, સારાયે દેશને ખૂણેખૂણેથી આ વ્યક્તિ સાથે મહાન



રૂપ ધારણ કરવા ગુજરાતમાં ચાલ્યું આવે છે. સાહિત્યગુરુના પિતા પેઠે ઠેકઠેકાણેથી સાહિત્યસંભાર લાવવાનો પુરુષાર્થ જ એમનામાં છે એમ નહીં પણ એ બધું કેવી રીતે ગોઠવવું, કેવી રીતે પિરસવું એનો વિવેક, ત્રેવડ, દૃષ્ટિ સૂઝ, અભિરુચિ આવડત—અને એ બધાયને એક જ શબ્દમાં કહું તો "કળા" પણ એમનામાં સહજ રહેલી હોઇ તે સાહિત્યગુરુની માતા પણ છે.

માણસના જીવનનું ધ્યેય સત્ય ને શિવ પામવાનું તેમજ પ્રાણી માત્રનું ધ્યેય આનંદ મેળવવાનું પણ હોય છે. ઈશ્વર જેમ અણુયે અણુમાં હોઇ એના એ ત્રણ ગુણ બધે જ સભર ભરેલા છે. આત્મા, ઈશ્વર ને કુદરતનો આનંદ જ શાશ્વત હોઇ કાકાસાહેબની વાચા તે તરફ જ વળે છે. આકાશ, તારા, વાદળ, પર્વતો બાળકો, ફૂલ, પક્ષીઓ ને જીવજંતુ તેમજ માનવ ને માનવીકૃતિ એ બધે જો આર્યદૃષ્ટિ સત્ય શિવ ને સુંદર જોઇ આનંદમયી બની જાય છે ટાગોરની પેઠે એ પણ બધે આનંદધારા જ વહેતી જુએ ને સાંભળે છે...એ આનંદલહરી, નાદબ્રહ્મ, બ્રહ્મગાન જેની વાણી ગદ્ય કે પદ્ય ગમે તે સ્વરૂપે ગાતી થઇ જાય, ધ્વનિ ફેલાવ્યા કરે તેને કવિ સિવાય બીજું શું કહેવાય?...

કાકાસાહેબના સર્જનનો અભ્યાસ કરતાં પહેલાં જ એક અત્યંત મહત્વની વસ્તુ આપણે એ પણ જોઇ લેવી જોઇએ કે કાકાસાહેબ ક્યાંના રહેવાસી છે ને ઘરની ભૂમિ છોડી ગુજરાતમાં આવી કેમ રહે છે? ગાંધીજી એમનું લોહચુંબક બન્યા એ વાત સાચી પણ મહારાષ્ટ્રકર્ણાટક છોડવાની તેમની વૃત્તિ તો તે પહેલાની હોય એમ લાગે છે. કાકાસાહેબ આદર્શ મહારાષ્ટ્રીય છે...એટલે મહારાષ્ટ્રનું ગૌરવ એમનામાં જીવંત છે. "કૃષ્ણાનાં સંભારણાં"માં એ કહે છે:

"કૃષ્ણા એ મહારાષ્ટ્રની આરાધ્યદેવતા. એનું એક ટીપું પણ પેટમાં જાય તો પાવન થઈ જઈએ. જેના પેટમાં કૃષ્ણાનું એક બિંદુ પણ પહોંચ્યું છે તે મહારાષ્ટ્રીપણું ભૂલવાનો નથી." આટલું લખાણ જો તોડીને મૂકી દઇએ તો આ શબ્દો ગુજરાતી ભાષામાં દીપી ન નીકળત. પણ એ પ્રવાહ આગળ ચાલે છે:

"સાચું કહીએ તો મહારાષ્ટ્ર, કર્ણાટક અને તેલંગણ (આંધ્ર) એ ત્રણ દેશનું ઐક્ય સાધવા માટે કૃષ્ણા નદી વહે છે. આ ત્રણે પ્રાંતોએ કૃષ્ણાનું દૂધ પીધું છે. કૃષ્ણામાં પ્રાંતીયતા નથી."

આ ફકરાઓ મેં ૧૦૮ વખત ઉપરાંત અનેક વાર વાંચ્યા છે અને કન્નડ, મહારાષ્ટ્રથી ગુજરાતમાં ચાલી આવતી કાકાસાહેબની જીવનસરિતાને દરેક વખત મારું માથું નમી પડ્યું છે. એ જ કૃષ્ણાને કાંઠે રામદાસ સ્વામીએ ભારતવર્ષને આનંદવન ભુવન બનાવવાની અભિલાષા સેવી; એ આનંદવનભુવન સારાયે ભારતવર્ષમાં ફેલાય એ ભાવના આ કાલેલક-રમાં પ્રગટ થઇ...મહારાષ્ટ્રની સાધુતા, મહત્ત્વાકાંક્ષા, ધર્મનિષ્ઠા, સંસ્કારિતા, પરાક્રમ, ખડતલપણું, વિદ્વતા, વીરતા, અકડતા વગેરે અનેક અદ્વિતીય ગુણોની કાલેલકરે એક પોટલી બાંધી લીધી. શિવાજીને રામદાસ, જ્ઞાનબા, એકનાથ, ને તુકારામ, મોરોપંત ને વામનપંડિત, રામશાસ્ત્રી પ્રભુણે ને નાના ફડનીસ, ચિપળુણકર ને રાનડે, આગરકર, ટિળક ને ગોખલેની પુણ્યભૂમિને જે કંઇ શુભ આપવા જેવું હતું તે બધું એમણે બાંધી સાથે લીધું; શાહપુર ને બેળગાંવના એ બ્રાહ્મણના લોહીમાં વિજયનગરનું ગૌરવ હતું, પતનની શરમ હતી. હૈદર ને ટીપુની પણ ત્યાં જ ભૂમિ હતી. એ બધું પણ એમણે મેળવ્યું ને પછી—

મહારાષ્ટ્રની પરમ પાવન ભૂમિને એમણે પ્રણામ કર્યા. ને મહારાષ્ટ્રનો આત્મા કાલેલકર દ્વારા ગુજરાતની સેવા કરવા નીકળી પડ્યો.

કાકાસાહેબના નીચેના શબ્દો ગુજરાતને મહારાષ્ટ્રની ખાનદાનીના હમેશને માટે ઋણી બનાવી રાખશે:

"મહારાષ્ટ્રનો ઇતિહાસ વાંચી અને ત્યાંની લોકસ્થિતિ નિહાળી હું એ નિર્ણય પર આવ્યો કે મહારાષ્ટ્રીઓએ પોતાનો પ્રાંત છોડી નમ્રપણે અન્ય પ્રાંતોમાં સેવા કરવી જોઇએ. બહુ ડાહ્યા એકત્ર થઇ જાય તો એમાંથી સારું ફળ નીપજે નહીં. એ જ





અરસામાં જોઈ શક્યો કે મરાઠાઓએ પોતાના ઇતિહાસમાં અન્ય પ્રાંતોમા સારો ભાગ ભજવ્યો નથી. પેશ્વાઓની ગુજરાતની કારકીર્દી મરાઠા ઇતિહાસને ઓપ ચડાવે એવી નથી—મનમાં થવા લાગ્યું કે જ્યાં આપણા પૂર્વજોએ અસેવા કરી છે ત્યાં જ જઈને દીનભાવે સેવા કરવાની તક શોધીએ તો કેવું! કાંઈક તો પાપ ધોઈ શકીએ. કાંઈક અંટસ ઓછું કરી શકીએ. Let heart unite heads and hands will then work together of themselves. એ સ્વામી રામતીર્થની શિખામણ ગોખી રાખી હતી. એટલામાં વડોદરાથી આમંત્રણ આવ્યું અને મારો કેળવણીનો પહેલો, ખરો અને પૂરો અખતરો શરૂ થયો."

એટલે કાકાસાહેબના સાહિત્યસર્જનની પાછળ ઊભી રહેલી આ એક ભૂમિકા એમના સાહિત્યના અભ્યાસની દૃષ્ટિએ મહત્ત્વની છે. કાકાસાહેબના સર્જન પાછળ આ બ્રાહ્મણત્વનો અત્યંત સાત્ત્વિક શુભ્ર પટ ઊભો છે.

પછી કાકાસાહેબ આખો ભારતવર્ષ ઘૂમી વળે છે. સાહિત્ય ને સમાજનાં અનેક પાસાં જોઈ નાખે છે. વાંચે છે, વિચારે છે, વેઠે છે, અનુભવે છે; અનેકના પરિચયમાં આવે છે...ઘર ને પ્રાંત છોડ્યા પછી ભારતમૈયાનું અખંડ દર્શન થાય છે...ભૂતકાળ એ જોઈ નાખે છે, ભવિષ્ય પર દૃષ્ટિ માંડી જુએ છે ઇતિહાસકાર ને કવિની આ બે આંખની વચ્ચે એ વર્તમાનનું ત્રીજું નયન ગાંધીજી પાસેથી મેળવે છે... એટલે કાકાસાહેબના સાહિત્યના વાચક કાકાસાહેબની શૈલી ઉપર ઉપનિષદ, રામાયણ ને મહાભારત, ભવભૂતિ ને કાલિદાસ, રામતીર્થ ને વિવેકાનંદ, નિવેદિતા ને ટાગોર વગેરે તથા થોરો, કાર્પેન્ટર, જેવા લેખકોની અસર ને શૈલી જુએ એ સ્વાભાવિક છે. એ સાહિત્યના સંસ્કારો સારી પેઠે પડ્યા પછી એ ગાંધીયુગમાં પ્રવેશે છે...મને એક જણે કહ્યું કે 'એ તો ગાંધીયુગના 'ઇન્ટરપ્રિટર' છે.' મેં કહ્યું, 'હા, પણ પોતાની રીતે.' સ્વામી વિવેકાનંદ પાછળ ચાલી આવતી નિવેદિતા જેવા એ છે...કાકાસાહેબ નિવેદિતાના લખાણોના પૂજક છે...ભારતની સંસ્કૃતિને રજુ કરવાની એમની ઘાટી નિવેદિતા જેવી છે, કોઈકવાર ટાગોર ને ટોલસ્ટોય જેવી પણ છે. અને કેટલીકવાર કાકાસાહેબ એ બન્નેથીયે ઉચ્ચતર કક્ષાએ બેઠેલા લાગે છે...કાકાસાહેબની શૈલી મૂળ વિષય પરથી ઊઠી, વિષયાંતર કરી આવી ફરી પાછી ધારાવાહી થઈ જાય છે, અને એ રીતે ઉડાણિક કરવામાં ને આકૃત્યા કહી દેવામાં એમની લેખણ મહાકવિના જેવી કળા સાધે છે. એમની ઓતરાતી દીવાલો ને લોકમાતાઓ વાંચ્યા પછી જ્યારે મેં થોરોનું વૉલ્ડન અને 'એ વીક ઑન ધિ કૉન્કોર્ડ', વાંચ્યાં ત્યારે એમાં રહેલી શૈલીનું સામ્ય દેખાયા વગર રહ્યું નહી. પણ થોરો કરતાં કાકાસાહેબમાં પદલાલિત્ય અને પ્રાસાદિકતા ઘણી વધારે છે. એમના કેટલાયે નિબંધો ને સ્મરણયાત્રા ટાગોરની 'જીવનસ્મૃતિ'ની તોલે આવે એવાં છે એમ નહીં. સ્મરણયાત્ર જીવનસ્મૃતિ કરતાયે વધુ ઉચ્ચ કક્ષાની કૃતિ છે. એટલે ગાંધીજીના જીવનના ચુસ્ત ને એકનિષ્ઠ અનુયાયી હોવા છતાં કાલેલકરની સર્જનશૈલી ઉપલા લેખકોને માર્ગે જ વળીવળીને ચાલી જ જાય છે. અને તેથી જ એમનું વૈશિષ્ટ્ય ટકી રહે છે. છતાં અભ્યાસી એ પણ જરૂર જોવાનો પ્રયત્ન કરે કે ગાંધીજીની સરળતાની છાપ પણ એના પર પડ્યા વગર રહી નથી.

આનંદકુમાર સ્વામીએ અનેક ગ્રંથોદ્વારા ભારતની કળા, સ્થાપત્ય ને સંસ્કૃતિનું રહસ્ય ઊકેલ્યું તે જ કામ કાલેલકરે સંક્ષેપમાં સરળ ભાષામાં ગુજરાતીમાં કરાવ્યું. હાવેલ ને સ્મિથે હિંદુસ્તાનના ઇતિહાસને બેગા કર્યો ને પોતાની દૃષ્ટિએ ઉકેર્યો; કાલેલકરે પૂર્વરંગદ્વારા હિંદના પ્રાચીન ઇતિહાસનું મર્મ સમજાવ્યું, હિંદના ઇતિવૃત્તને જોવાની દૃષ્ટિ આપી. સ્વાનહીડન ને રોરિકનાં હિમાલયનાં વર્ણનો આગળ કાલેલકરનો 'હિમાલયનો પ્રવાસ' એક દૃષ્ટિએ ઊણો લાગે પણ કાકાસાહેબના ગ્રંથમાં જે અનોખું સમાજદર્શન છે તે પેલા લેખકોમાં ન જડે...

ખૂબી તો એ છે કે જગતની કેટલીયે શ્રેષ્ઠ સાહિત્યકૃતિઓને મૃત્યુના ચિંતને જન્મ આપ્યો છે. અત્યારના જીવનને મૃત્યુનું પૂર્ણવિરામ છે જ. ત્યાં કવિ, ચિંતક, ફિલસૂફ, ને સામાન્ય જન સૌ થંભી જાય છે. ઉપનિષદની શૈલી આ વિરામ-સ્થાન આગળ ઉગમ પામી હતી. અને એને જ મળતી શૈલીવાળા ટાગોર ને જિબ્રાનના ગીતાંજલી ને ડાકઘર, ને 'પ્રોફેટ' એ શૈલીમાં જ લખાયાં. મૃત્યુનું શુભ દર્શન આ બે આધુનિક સાહિત્ય સ્વામીઓને થયું તેવું કાલેલકરને પણ થયું અને તે સ્થિતિએ એમના વિચારોને બળ, વેગ ને ચોક્કસતા આપ્યાં.

એક વખત કાકાસાહેબ, કાકી અને હું ઘોડા-ગાડીમાં બેસી અમદાવાદથી આશ્રમ તરફ જતાં હતાં. વિદ્યાપીઠનું મકાન તે વખતે નહોતું. સૈયદ ઉસ્માનની મસીદ પાસે ગાડી આવતાં કાકાસાહેબ કહેઃ

" કાકી! મૃત્યુ કેટલું સુંદર છે!

સૃષ્ટિને નિત્ય નૂતન રાખનાર આ મૃત્યુ જ છે." એ સાંભળી મને થયુંઃ ' કાકાસાહેબ આવી વાતો કેમ કરતા હશે?' એ જ પૂજ્ય કાકીના શબને ચિતારોહણ કરાવ્યા પછી

" अग्ने नय सुपथा राये अस्मान् "

એ મંત્ર બોલતા કાકાસહેબને પણ મેં જોયા છે. કરુણ છતાં આસક્તિહીન કાલેલકરને એ સ્થાને ઊભા રહેલા જોઈ મને પેલા શબ્દો ફરી યાદ આવ્યા; જાણે કાકાસાહેબ કાકીને સમજાવી ન રહ્યા હોય!

" કાકી મૃત્યુ કેવું સુંદર છે!" કાકી તો એ સૌંદર્યમાં લય પામ્યાં હતાં. આ મૃત્યુ પાછળના દર્શને એમના સાહિત્યના વલણ ઉપર અસર કરી જ છે. તેથી જ ઓતરાતી દીવાલોની પ્રસ્તાવનામાં એ દખ્ખણાતી દિશામાં ભડભડ બળી રહેલી ચિતાને ભૂલી શકતા નથી, સ્મશાન ને સ્મશાનો વિષે પણ લખવું છે એ આકાંક્ષા લોકમાતાના ઉપસ્થાનમાં વ્યક્ત કરે છે. ભર્તૃહરિ પણ આ જ દૃષ્ટિએ એમનો સાથી બને છે. ભર્તૃહરિ શતકોના મણકામાંના કેટલાકની નક્ષત્રમાળા ગૂંથવાનું પણ આથી જ કાકાસાહેબને કેમ નહીં સૂઝ્યું હોય? જ્યારે ઘેર જવા માટે વહાણુ આવવાનું જ છે. આવશે જ, આવવું જ જોઈએ તો પછી આ પરદેશમાં કેવી રીતે વર્તવું એનું જે રહસ્ય જિબ્રાનના 'પ્રોફેટ' પાસેથી લોકો જાણી લે છે તે જ જીવનદર્શન અથવા શિક્ષણ, કે કેળવણીનું શુભ સત્ય કાકાસાહેબની વાણી પોતાની રીતે ઉકેલે છે–એનું નામ જ જીવનસાધના છે–શિક્ષણનું ચરમ ધ્યેય એ જ છે...અહીં કાલેલકર પેલો ધ્યાનમંત્ર ટાંકી દે છે.

सा विद्या या विमुक्तये ।

આ જીવનચિંતન કાલેલકરનો મુમુક્ષુ જીવ સતત કર્યા જ કરતો હોવો જોઈએ.

મેં એમને ઘણીવાર ઘણા વહેલા ઊઠી ધ્યાનમાં બેઠેલા જોયા છે...કાકાસાહેબ ખરું જોતાં લેખક નથી...એમનું બધું લેખન એમના મગજમાં થઈ જાય છે જેમ એમના ઘણાં પુસ્તક

Books in the running brooks જેમ એમના કાગળ કલમ એમના મગજમાં સતત લખ્યા જ કરતા હોય છે. એ તો બોલે છે...અને સવારથી તે રાત સુધીમાં એમની સામે બેઠો તે લેખક–મને પણ એમનાં લેખક ને વાચક બનવાનું સદ્ભાગ્ય મળ્યું છે. સાથે મને થતું અને આજે પણ થાય છે, આ અસ્ખલિત વાણીનો અવિચ્છિન્ન પ્રવાહ પેલી ચિંતનની ઊંડી ઊંડી ખીણમાંથી પ્રસન્નપણે ચાલ્યો જ આવે છે. એને અટકાવનાર એક પણ ગૂંચ કાકાસાહેબના મગજમાં તો રહી નથી, એને અટકાવનાર એક પણ ખડક વચ્ચે ઊભો જ નથી.

કાલેલકરની શુભ્ર, આનંદમયી સાત્ત્વિક શૈલીએ અલંકારો લાદવાનું પસંદ નથી કર્યું છતાં કલ્પનાઓ, ઉપમા, રૂપક, ઉત્પ્રેક્ષા, વક્રોક્તિ વગેરે ગુણોનાં પુષ્પો ચારે કોર વેરતી એમની પ્રસન્ન વાણી વિચારોના પહાડો ને ચિંતનની ખીણમાંથી મુક્ત થઈ હસતે હસતે ચાલી જ જાય છે. લેખક લખીલખીને ફેરવ્યા કરે. લખીને વળી ફરી વિચારે–જિબ્રાન જેવો 'પ્રોફેટ' ને ચાર વર્ષ સુધી પોતાની પાસે રહેવા દઈ મઠાર્યા કરે–એ બધી પ્રક્રિયા કાકાસાહેબ મગજમાં ઉકેલની કરી લે. અને લખનાર પોતાના સુંદર મોતી જેવા





અક્ષરે લખેલા લખાણ પાછળ પૂર્ણવિરામ મૂકી દે તેની નીચે 'કાકા કાલેલકર' એ ઓળખડીબાક સહીઓ કરી દે...લખે બીજા છતાં લેખક કાકાસાહેબ એ કેવો ન્યાય! છતાં એ પણ એક અસાધારણ વસ્તુ છે એ પણ ભૂલવું ન જોઈએ...

મને એક લેખકે કહ્યું, "રણજીતરામનાં લોકગીતોને પ્રસ્તાવના લખી આપ્યા પછી, આ કાલેલકરને પ્રસ્તાવના લખવાનું ભૂત વળગ્યું છે! એણે પ્રસ્તાવના લખી આપી એટલે સમાલોચકનું મોંબંધ થઈ જાય ને પાછળના વિવેચક પણ ખમચાય..."

આ અણઘટતી ટીકા હતી...છતાં પ્રસ્તાવના લખાવનારા 'પ્ર-સ્તાવન' જ ઠરે છે, છતાં કાકાસાહેબ કસબ છોડતા નથી એનું કારણ મને એ લાગે છે કે અન્યની કૃતિ એક વિદ્યાર્થી કે અભ્યાસી તરીકે વાંચી જવામાં પણ એમને આનંદ મળે છે...અને એમની પ્રસ્તાવનાઓ સમાલોચનાઓ કે વિવેચન નહીં પણ પ્રસન્ન અભ્યાસ હોય છે. અન્યની કૃતિ જોઈને નાચી ઊઠનાર એ ઉદારઆત્મા છે.

આમ મારા ભાઈના ગુરુ, મારા આચાર્ય, ગુજરાતના એક સમર્થ લેખક વિષે બોલવાની તમે મને જે તક આપી છે તે માટે હું તમારો આભારી છું...

આ તો હું તમારી આગળ બોલી રહ્યો છું પણ ગઈ કાલે આ વ્યાખ્યાનની સમાપ્તિ તો કાગળ ઉપર મેં આમ કરી દીધી:

"કાકા કાલેલકર! એ તો જીવનવાડીમાં કલ્લોલ કરી વળી પાછું દૂરદૂર ઊડી જતું પક્ષી છે. એ ઓચિંતું આવી જાય છે...એને બધી ઋતુ સરખી છે.. એ સુંદર ગાય છે છતાં એ પદ્ય નથી! એ ઊંચે ઊંચે, ઊંચે આભનીયે પેલી પાર ઊડે છે. તારા, સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર, તારિકાઓ, આકાશગંગા, વાદળ અને એ બધાયની પેલે પાર વસતા ભગવાનના પ્રદેશ સુધી ઊડી આવી પાછું ગૂર્જરીની વાડીમાં ગાવા આવે જ છે. એને જોઈ કવિઓ પણ માન મૂકી દે છે. એની વાચામાંથી કવિતા જ ઝરી રહી છે..." એ મંગલમય વાણી આપણા સાહિત્યગગનમાં ચિરકાલ સુધી સંભળાયા જ કરો.*

• ગુજરાત વિદ્યાપીઠના સમાજવિદ્યાલયના સાહિત્ય વિકાસ મંડળ આગળ તા.૧૮-૯-૪૯ને રવિવારે આપેલું વ્યાખ્યાન.

## મંગલ સૉનેટ*

તૂટયાં બંધન રાષ્ટ્રનાં, ન તદપી છે ઘાવ એના શમ્યા,
જૂનું રક્ત ગયું હજી ન, કળતાં અંગાંગ છેદાયલાં,
શ્રદ્ધા રાહ વિષે ન રાહબરમાં ના, એહવી દુઃસ્થિતિ!
છૂટયાં ત્યાં, અહ! ખૂટિયું સહનનું પાથેય જૂનું વળી!
એવે કાલ અહીં નવા નવા યુગલ હે! આશાભર્યાં યુગ્મને
સંયોજાઈ રહ્યાં તમે ઉભય આજે, જિન્દગી ભિન્ન બે
પામી સંગમ એકરૂપ ધરવા ઝંખી રહી, રે! હતાં
જૂદાં આજ લગી પ્રયાણ તમ આજે એક એ થૈ રહ્યાં.
એ સંયોગતણી સુધા, વરવધૂ! સંપૂર્ણ માણી રહો,
એના શીતલ તેજમાં વિરહતાં, હે યુગ્મ! રાજી રહો,
એ આનંદ અશેષ જીવનમહીં ઝીલો, અને સાંપ્રતે
સિંચો અમૃત એહનું, યુગલ હે! સંવાદ એનો તમે
એવો તો પ્રસરાવજો ગહન, એવું તેજ એનું ધરો,
કે માનવ્ય પ્રસન્ન થૈ શિવ વરે જ્યાં જ્યાં તમે સંચરો.

હસિત બૂચ

*એક મિત્રના લગ્નપ્રસંગે,

# બે રૂપકો

### [૧] શિયાળનો મોહ

એક હાથી જંગલમાં માર્ગ કરતો ચાલ્યો જાય. જંગલ બરાબરનું અડાબીડ, આડેધડ વૃક્ષવેલીથી છવાયલું, પણ જ્યાં હાથીનો પગ પડે ત્યાં એટલામાં રસ્તો થઈ જાય. આ હાથીની પાછળ પાછળ એક શિયાળ ચાલ્યું આવે. હાથી રસ્તો કરે એટલે એના પગમા પગ મૂકતું એ પણ જંગલમાં રસ્તો કાઢે !

એમ કરતાં કરતાં ઠીક રસ્તો કપાયો, એટલે શિયાળને મનમાં થયું કે માળું ! લોક મફતનું મને 'શિયાળિયું ! શિયાળિયું !' કહીને હલકું પાડે છે ! આવું ગાઢ જંગલ છે છતાં એમાં પણ મેં રસ્તો ન કાઢ્યો ?

પછી તો એણે હાથીના પગની નિશાનીમા ને નિશાનીમાં પોતાના પગ મૂકવા માંડ્યા. 'હ્યો !' તે મનમાં ને મનમાં હરખાતું બોલ્યું: 'આ પગ એણે મૂક્યો ને આ પગ મેં મૂક્યો, શું ફેર પડ્યો ? જંગલમાં કેડી બની ગઈ છે કેડી, મારા હાલવાથી, હવે ભલેને સૌ કોઈ મજા કરતા ચાલ્યા આવે ! મફતના લોક 'હાથી ! હાથી !' કહીને ધેલાં કાઢે છે ! એ ય રસ્તો કાઢે છે ને હું પણ રસ્તો કાઢું છું'

એક કાગડો બેઠો શિયાળની મુખમુદ્રા જુએ તે સમજી ગયો. શિયાળભાઈને અભિમાન આવ્યું લાગે છે કે જંગલમાં રસ્તો એ કાઢી રહ્યુ છે !

એણે એક જુક્તિ કરી. હાથીને આવતો જોઈને શિયાળના જાતભાઈઓ આડા અવળા સંતાઈ ગયા હતા. એ એને ખબર. એમના ઉપર એની દૃષ્ટિ પડી, પાસેના ઠુંઠા ઉપર બેસીને એ માંડ્યો 'કોં કોં' કરવા. બધા સંતાયલા શિયાળિયાંને લાગ્યું કે કાંઈક ભય છે ! કાગડાભાઈ અમથું કોં કોં ન કરે. એટલામાં તો કાગડે મોટી જેવી ડાળીને નીચે પાડી ! એ પડતાંની સાથે જ 'કોઈક આવ્યું ! કોઈક આવ્યું !' કરીને શિયાળિયાં માંડ્યાં દોડવા. એમને દોડતા જોયાં કે આ શિયાળભાઈ પણ ચમક્યા ! 'માળું કાંઈક દાળમાં કાળું છે !'

એટલે શિયાળભાઈની મહત્તા મહત્તાને ઠેકાણે રહી, ને એ પણ સૌની સાથે ઊભી પૂંછડીએ માંડ્યા ભાગવા ! અને એની પાછળ પેલો કાગડો ઊડ્યો, હવે એ કાંઈ શિયાળને કોરો જાવા દે ? એ મંડ્યો કવિતા ફેંકવા: 'હે શિયાળભાઈ ! તમે મોટા મોટાં પગલાં જોઈને મનમાં મલકાણા ને એ પગલાંને તમારાં ગણવા માંડ્યાં પણ બાપ ! તમારાં ખરાં પગલા, તો આ, હવે પડતાં આવે છે એ ! આ પગલાં હવે તણખલાં બણખલાંને તો ઠીક, તમારા પગને નભાવે તો બસ !'

### [૨] કાગડાનો મોહ

એક હતો કાગડો. એક બાઈને ઘર આંગણે એક ઝાડ ઉપર હંમેશાં એ બોલે ! અકસ્માત એવો થયો કે બાઈનો ધણી પરદેશ.

એટલે એણે તો કાગડાને કહ્યું: 'હે કાગ ! જો તારી વાણી ફળે ને જો પરદેશથી એ ઘેર પાછા આવે તો તને સોનેરી કલગીથી શણગારું !'

કાગડાની વાણી તો ફળી. પેલી બાઈનો ધણી, કામ વહેલું પતી ગયું એટલે વહેલો ઘેર આવ્યો. બાઈએ તો સોનેરી કલગીથી કાગડાને ખરેખર શણગાર્યો. કાગડાભાઈનાં તો રૂપરંગ ફરી ગયાં !

કાગડા ભાઈ તો હવે મનમાં ને મનમાં મલકયા કરે: 'હું કેવો ? મારો કંઠ કેવો ! મારી ચાલ કેવી ! મારી વાણી કેવી ?'

એ શેના સમજે કે પેલી બાઈના મનનો આ બધો મહિમા હતો !

એ તો માંડ્યા રોફથી ફરવા. આમ ફરે ને રોફ છાંટે તેમ ફરે ને રોફ છાંટે. કલગી સોનેરી કોઈને બતાવે ને રોફ છાંટે. છાતી કાઢીને હાલે. કુદરતી રીતે કર્કશ હતો, એ અવાજ વધારે કર્કશ બનાવીને ગાય ! મનમા ફૂલાય કે એ અવાજે ત્રિખંડ મોહ્યા છે !

એક શકરાબાજે આ જોયું. એ સમજી ગયો.

"ભાઈ લાયક નથી ને કલગી મળી છે તે હવે દેખાડ દેખાડ કરે છે ! આ ગીધડાં વચ્ચે એને કેમ સાચવવી એ ભાઈ સમજતા લાગતા નથી. ગીધડાં ઉપાડી જાશે કલગી, એના કરતાં લાવને હું જ ઉપાડી લઉં !'

અને શકરા બાજે તો જે ઝડપ મારી તે કાગડાભાઈ થઈ ગયા કલગી વિહોણા !

અને પછી શિયાળિયું, એનું હમેશનું દોસ્ત, એ કાંઈ કાવ્ય કર્યાં વિના રહે ?

એણે કવિતા લલકારી !

'હે કાગડાભાઈ ! તમને મળ્યું ' તું પેલી બાઈની મન ઉદારતાને લીધે. તમે મોહ્યા તમારી જાત ઉપર કે આ મારા કંઠે આવ્યું. મારા રૂપ-રંગે આવ્યું. પણ જુઓ તો, કાગડાભાઈ ! પેલું પાણીનું સરોવર રહ્યું, એમા તમારું જરાક મોં તો જોઈ આવો !'

# દિક્ અને કાલ

ધૂમકેતુ

આને એક દિવસ સંધ્યા સમયે જ્યારે વૃક્ષોના લાંબા લાંબા શાંત પડછાયામાં એ સૌ બેઠાં હતાં ત્યારે તેમાંનો એક શિષ્ય બોલ્યોઃ 'ગુરૂદેવ ! મને સમયનો, વખતના વહેણનો, કાલચક્રનો, ભય લાગે છે. એ પસાર થતો રહે છે, ને આપણી જુવાનીને પણ લૂંટતો રહે છે. અને એના બદલામાં એ શું આપે છે !'

અને તેણે જવાબ વાળ્યોઃ 'એક મુઠી ભરીને ધૂળ, તમે બેઠા છો ત્યાંથી જ ભેગી કરો તો ! એમાં તમને કાંઈક બીજ જેવું અને કદાચ કાંઈક જંતુ જેવું પણ જોવામાં આવે છે ! જો એ તમારો હાથ જોઈએ તેટલો વિશાળ હોય અને ભાર સહી શકે તેટલો બળવાન હોય તો તમારા એ હાથમા જ પેલું બીજ, એક મહાન જંગલમાં પરિણમે અને પેલું જંતુ દેવદૂતોનું જૂથ દર્શાવે ! અને તમે ભૂલતા નહિ કે જે વર્ષોનો સમય પ્રવાહ, આ પ્રમાણે બીજાંકુરોને જંગલમાં ફેરવી નાખે છે અને ક્ષુદ્રજંતુઓને દેવ દૂતોનાં જૂથ બનાવી દે છે, તે વર્ષોનો સમય પ્રવાહ, આ અત્યારની એક પળમાં—હમણાંની આ પળમા જ, ગુપ્તપણે વહી રહ્યો છે !

'અને એમ તો વર્ષની ઋતુઓ અને તમારા બદલાતા વિચારો એ બન્ને વચ્ચે કેટલું બધું સામ્ય રહ્યું છે ! વસંત ઋતુ, એ જાણે કે તમારા હૃદયની જાગ્રત અવસ્થા. ગ્રીષ્મ, એ તમારા કૃતપ્રાચુર્યની ભરતીઃ તમારામાં રહેલી અનુભવ અવસ્થા, તમારામાં જ રહેલા શિશુને હાલરડું ગાય એ જ પાનખર નહિ !

તમારાં સ્વપ્નોને સંઘરતી નિદ્રા, અને તમામ ઋતુઓનાં સ્વપ્નાં સંઘરતી શિશિર—કેટલી બધી એકતા !'

એટલામાં એક શિષ્યની નજર એક અંજીરીનાં પાંદડાં ખાઈ રહેલાં જંતુઓની ઉપર પડી અને એણે કહ્યું. 'પેલાં બુભુક્ષિતોને જુઓ ગુરૂદેવ ! એ તમામનો નાશ કરી રહ્યાં છે. એમનું શું ? ચોર જેવાં આ ગમ એ વૃક્ષની શાખામાં ને પાંદડામાં વહી રહેલ રસોનું ભોજન કરી નાખે છે ! અને સૂર્યકિરણોથી એમને વંચિત બનાવે છે !

એણે કહ્યુંઃ 'આપણે બધાં જ પરજીવી બુભુક્ષિતો છીએ. પૃથ્વીના ઢેફાંને સજીવન સૃષ્ટિમાં ફેરવતા મથતા આપણે, ઢેફાંને જાણ્યા વિના ઢેફાંમાંથી જ જીવન મેળવનારાઓ કરતાં, લેશ પણ ચઢિયાતા નથી.'

પણ મા પોતાના છોકરાને કહે ખરી કે 'હું તને જંગલને સોંપું, જે તારી વધારે મોટી માતા છે, કારણ કે તું મને હવરાવી દે છે.!'

અથવા તો ગવૈયો પોતાના ગીતને એમ ઠપકો આપે ખરો કે, 'તું ગીત ! જે પડઘાઓમાંથી જન્મ્યું હતું, ત્યાં હવે પાછું જા, કારણ કે તને અવાજ આપવાં મારે મારો પ્રાણવાયુ ખરચવો પડે છે !

અને ભરવાડ પોતાનાં રક્ષિત બચ્ચાંઓને એમ કહે ખરો કે તમને લઈ જવાનાં ચરણ રહ્યાં નથી માટે જાઓ, અને તમારું ગમે તે થાઓ !

નહિ, મિત્રો ! નહિ. આ તમામના ઉત્તર, પ્રશ્નો થતા પહેલાં જ અપાઈ ગયા છે; અને તમારાં સ્વપ્નાંની માફક, નિદ્રાની પહેલાં જ, પરિપૂર્ણતા મેળવી ચૂક્યાં છે.

આપણે બધા એક બીજાના ઉપર જીવી રહ્યા છીએ, તે કોઈ સનાતન અચલ નિયમને આધારે છે. આ પ્રમાણે પણ આપણે પ્રેમ ભરપૂર માયામાં જીવીએ. આપણે એક બીજાને, એકલા પડી જઈએ છીએ ત્યારે શોધીએ છીએ, અને જ્યારે આરામ કરવાનું સ્થળ નથી હોતું ત્યારે રસ્તા ઉપર ચાલીએ છીએ.

મારા મિત્રો ! અને ભાઈઓ ! એવો વિશાળ રાજમાર્ગ તે જાણે કે તમારા જ જાતભાઈઓ !

આ છોડવા જે વૃક્ષો ઉપર જીવનગુજારો કરે છે તે રાતની મધુર શાંતિમાં ધરતીમાંથી દૂધધારા મેળવે છે. અને ધરતી પણ શાંત સ્વપ્ન અવસ્થામાં બેઠી બેઠી, સૂર્યમાંથી પોતાનું ધાવણ પ્રાપ્ત કરે છે !

અને આ સૂરજ પણ, મારી પેઠે તમારી પેઠે, અને સઘળા સચરાચર જીવોની પેઠે, કોઈ રાજરાજેન્દ્રના ચરણને ચૂમીને એની પાસેથી જીવનધારા મેળવે છે. આ રાજરાજેન્દ્રનાં દ્વાર હમેશાં ખુલ્લાં છેઃ ત્યાં હમેશાં જીવનધારા વહી રહી છે !

માટે મારા મિત્ર ! જે કાંઈ જીવન અહીં છે, તે જે કાંઈ જીવન અહીં છે, તેના ઉપર જીવે છેઃ અને આ સઘળું વળી કોઈ નિઃસીમ શ્રદ્ધામાં, કોઈ મહાન ઉત્તુંગની પરમ ઉદારતાને આધારે જીવે છે !

★

"ઊર્મિ–નવરચના"ની નવી ચાલુ વાર્તા

# માનવીનાં હૈયાં

સ્નેહરશ્મિ

## પ્રકરણ પહેલું

### બબૂચક!

"બબૂચક!" અમારામાંથી કોઈક તેને જોતાં ગણગણ્યું. એ શબ્દે મારું તેના તરફ ધ્યાન ખેંચાયું. મેં એક નવા વિદ્યાર્થીને જોયો. તેનું માથું જોતા વેંત જ ધ્યાન ખેંચે એવું હતું. માથું વધુ પડતું મોટું હતું, પણ તેની આંખ એવી તો તેજસ્વી હતી, એવી સ્વસ્થ હતી કે, તેના જરાક વિચિત્ર લાગે એવા પહેરવેશથી "બબૂચક!" તરીકે તેને વર્ણવવાની જે ઊર્મિ થઈ આવે તે તરત જ ઓસરી જતી.

મેં તેને જરા ધારીને જોયો—બલકે કહો કે તેના તરફ મારાથી ધારીને જોવાઈ ગયું. માથે કાળી ગોળ ટોપી હતી. અડવાડિયા ઉપર જ આખા માથા પર અસ્ત્રો ફરી ગયો હોય એવા તેના વાળ હતા. કાન વધુ પડતા મોટા અને જડબું કંઈક વધુ પડતું પહોળું હતું. મોટું માથું, લાંબા કાન અને પહોળા જડબાની સરખામણીમાં તેના હોઠ વધુ પડતા પાતળા હતા. જે રીતે તે બિડાએલા હતા તે તેની સંકલ્પશક્તિના સૂચક હતા. ચાર પાટલીએ તેણે ધોતિયું પહેર્યું હતું—એ જરા કઢંગુ લાગતું હતું. અમારામા ધોતિયું પહેરનાર ન હતા એવું ન હતું પણ તેની રીતે તો કોઈ જ પહેરતું ન હતું. એ રીત અમારે મન ગામડિયા નહિ તો જૂનવાણી ઢબની સૂચક તો અવશ્ય હતી જ. પગમાં ચંપલ હતાં, પણ તે કોલ્હાપુરિયનો પહેરે તેવાં નાજુક કે કળામય કારીગરીવાળાં નહિ—બલકે એવી નાજુકતાના ખ્યાલને જાણે હસી કાઢતાં હોય એવાં ઢંગમાં વિરૂપ અને સાવ ગામઠી દેખાવનાં હતાં—અમારામાંથી કોઈકે એને પાછળથી ભરવાડિયા ચંપલનું નામ આપ્યું હતું. બંધ કોલરનો હાફકોટ તેણે પહેર્યો હતો. એ જોતાં સહેજે હસવું આવે. આવી રીતે અમારામાંથી કોઈ પણ હાફકોટ પહેરતું ન હતું!

પણ તેના આ વિચિત્ર પહેરવેશ અને દેખાવ છતાં તેનામાં કંઈક એવું હતું જે તેના તરફ આપણી દૃષ્ટિને ખેંચી જાય, એને માટે વ્યક્તિત્વ સિવાય બીજો કોઈ બધુ સૂચક શબ્દ મને જડતો નથી. અનેક જણ તેને કુતૂહલપૂર્વક જુવે છે, અને કોઈ અજાણ્યા અદ્ભુત પ્રાણી આ પૃથ્વી પર ભૂલું પડ્યું હોય તેવો આ વિદ્યાર્થી સમાજમાં પોતે કેવો લાગતો હતો એનું તેને પૂરું ભાન છે એમ તેની મુખરેખા પરથી દેખાઈ આવતું હોવા છતાં તેના મુખ પર જે સ્વસ્થતા હતી તે કાં તો તેની સુદૃઢ સંકલ્પશક્તિની સૂચક હતી અથવા તેના સંસ્કારની ઊંચી ભૂમિકાની દ્યોતક હતી. જે પાટલી પર હું બેઠો હતો તેના પર ખાલી જગ્યા જોતાં તેણે મને પૂછ્યું.

"હું બેસી શકું અહીં?"

મારાથી મંત્રવત હા પડાઈ ગઈ. એ જે ચાર શબ્દો બોલ્યો તે જાણે મારા મનમાં ગૂંજી રહ્યા. એમાં જે વિનય હતો, જે સંસ્કારિતા હતી તે હરકોઈના ધ્યાન પર આવ્યા વિના નહિ રહે મારી પાસે બેસતાં તેણે જે એક સૂક્ષ્મ વિવેક દાખવ્યો—મને કોઈ રીતે અગવડ ક્તા તે નહિ થઈ પડે એવી તેણે જે કાળજી રાખી તે તરફ સહેજે મારું ધ્યાન ગયું. કોઈ સંકોચને એ આભારી ન હતું, પણ એ વસ્તુ તેના સ્વભાવમાં જ હતી, એમ હું જોઈ શક્યો. પાટિયા પર કંઈક લખવા અમારા અધ્યાપકની પીઠ ફરતાં મેં પૂછ્યું,

"તમારું નામ?"

"નરહરિ પંડ્યા. તમારું?"

"મનહર."

હું ધારત તો વાત લંબાવી શકાત, પણ બીજો કયો સવાલ પૂછવો તે મને સમજાયું નહિ. તે પોતે તો ઓછા બોલો જ દેખાતો હતો એટલે તે કંઈ પણ પૂછે એ મને અસંભવિત જેવું લાગતું હતું. વર્ગના બીજા વિદ્યાર્થી વિદ્યાર્થિનીઓ અવારનવાર તક





મળતા તેના તરફ નજર નાખી લેતા. એ બધી દૃષ્ટિમાં કંઈક કુતૂહલ, કંઈક મજાક ને એવું એવું હતું. તેના ધ્યાન ઉપર તે આવ્યું હોય તેમ તેણે મને ધીરથી કહ્યું.

"મારે લીધે તમને જરા કફોડી સ્થિતિમાં મુકવું પડ્યું, ખરું ?"

વાત તો સાચી હતી, પણ મેં માથું ધુણાવ્યું. મેં કહ્યું,

"ના, ના. એવું કંઈ નથી."

"એ તમારી ભલાઈ છે, પણ હું સમજું છું ને! મઝહબીઓની જમાતમાં કાફર જેવો હું છું, નહિ વારુ ? ને મારે લીધે તમે ય સૌના કુતૂહલનું કારણ બનો છો!"

"એ તો જ્યારે કોઇ નવો વિદ્યાર્થી આવે ત્યારે આવું જ થાય ને ? સમાજશાસ્ત્રમાં આપણે એ સંબંધી નથી વાંચ્યું કે, એ એક પશુ વૃત્તિ (Herd instinct) છે ! બહારનું કૂતરું ફળિયામાં આવતાં બધા કૂતરાં કેવા એક સાથે ભેગા મળી ભસવા મંડી પડે છે !"

તે હસ્યો. તેનું હાસ્ય કેવું આકર્ષક હતું તે તેને એક વાર હસતો જોનારના પણ ધ્યાન ઉપર આવ્યા વિના રહે નહિ તેના હોઠના ડાબા ખૂણામાં જાણે તે સ્મિત થોડો વખત સચવાઈ રહ્યું. તેની આંખોમા પણ તે રમી રહ્યું. તે વખતે તેનું મો જાણે નાના બાળકની સરળતાથી ભર્યું ભર્યું બની ગયું હોય એવી મને પ્રતીતિ થઇ. તે બોલ્યો.

"પશુ-વૃત્તિ તો સ્વરક્ષણના સહજ ખ્યાલને આભારી હોય છે. અહી એ ખ્યાલને બહુ ઓછો અવકાશ છે—એટલે મારું ગામડિયાપણું કહો કે અણુઘડપણું કહો, તેણે આ સૌના કુતૂહલને જાગૃત કર્યું છે. મારે માટે એ નવું નથી. માત્ર તમને મારે લીધે કફોડી સ્થિતિમાં મુકાવુ પડ્યું છે તે મને સાલે છે."

હું હસ્યો. "એવું ન માનશો નરહરિ, હું તો એમ માનું છું કે મને એક નવો સાથી મળ્યો છે." મેં કહ્યું.

તે સાંભળતાં તેના મુખ પર એક જાતની પ્રસન્નતા દેખાઈ, અમારા અધ્યાપકનું મોં અમારા તરફ ફરેલું જોતાં તેણે કશો જવાબ ન આપતાં માત્ર કૃતજ્ઞતા ભરેલી એક મીઠી દૃષ્ટિ મારા ઉપર નાખી તરત જ આંખ ખેંચી લીધી.

બે ત્રણ દિવસમાં તો અમે એક બીજાના ઠીક ઠીક પરિચયમાં આવી ગયા. પહેલે દિવસે મને પૂરો ખ્યાલ નહોતો આવ્યો કે, એક તેજસ્વી વિદ્યાર્થીની સોબતનો મને લાભ મળ્યો હતો, જેને મેધાવી કહી શકાય એવી પ્રતિભા નરહરિમાં હતી; પણ તે સાથે *અમારા વિદ્યાર્થી સમાજના જીવનક્રમ સાથે એને જે* સુમેળ ન હતો એને લીધે અમને સૌને એ કંઈક ધૂની જેવો લાગતો. સંભવ છે કે, દારૂડીઆઓના સમાજમાં દારૂ ન પીનારા પણ એવા જ ધૂની લેખાતા હશે.

તેની વિચિત્રતાઓથી તે આવ્યો ત્યારથી જ સૌના કુતૂહલનું કારણ તો થઇ પડ્યો જ હતો, પણ એક દિવસ વર્ગમાં એક એવી ઘટના બની ગઇ જેથી તે અમારી આખી સંસ્થામાં જાણીતો બની ગયો— અને પહેલાં સૌના મનમાં તેને જોતાં જે રમૂજની લાગણી થતી તે હવે તેને માટેના માનમાં ફેરવાઇ ગઇ!

વાત એમ બની કે અમારા સંસ્કૃતના અધ્યાપક અમારા સૌના ખૂબ માનીતા હતા. તેમની વિદ્વતા ઉપર અમે સૌ મુગ્ધ હતા, સંસ્કૃત શ્લોકોનો પાઠ કરતા તેમને સાંભળવા એ જીવનનો એક પરમ લહાવો હતો. એક દિવસે મેઘદૂત શીખવતાં તેમણે વર્ગમાં **धूमज्योतिः सलिलमरुतां** પંક્તિથી શરૂ થતો શ્લોક ચર્ચ્યો; ધુમ્મસ, વાયુ વરાળનું ગૂંછળું એ મેઘ ક્યાં અને ચેતનવન્ત પ્રાણીઓ માટેનો સંદેશ ક્યાં! યક્ષની પ્રેયસી માટેનો તે રસિક સંદેશનો એવો નિર્જીવ મેઘ ક્યાંથી વાહક થઈ શકે ? આ વાત ભૂલી જઇ યક્ષે મેઘને પોતાની પ્રેયસી માટે સંદેશો લઈ જવા પ્રાર્થ્યો! આવો એ શ્લોકનો સાર હતો. અમારા અધ્યાપકે એ ઉપર વિવેચન કરતાં એ શ્લોક કાલિદાસ જેવો કવિ નહિ લખે એમ જણાવી તે પ્રક્ષિપ્ત



છે એવું અમને મનાવવા યત્ન કર્યો. તેમની દલીલ એ હતી કે, કાલિદાસે આખા કાવ્યમાં મેઘને જીવન્ત તરીકે વર્ણવ્યો છે, એટલે તે આ જાતનો શ્લોક લખે જ નહિ, તેમની દલીલ એવી સૂક્ષ્મ, સુન્દર અને વિદ્વતાપૂર્ણ હતી કે અમને તેમની વાત સાચી લાગી. પણ નરહરિએ માથું ધુણાવ્યું. તેને એનાથી સંતોષ થયો નહિ. તેણે હાથ ઊંચો કર્યો. એ જોતાં અમારા અધ્યાપક પૂછયું.

"તમારે કંઇ કહેવું છે?"

"જી." નરહરિ ઊભો થતાં બોલ્યો, "આપ કહો છો એ બરોબર છે, પણ આ શ્લોક પ્રક્ષિપ્ત છે એવું આપનું વિધાન મને નથી સમજાતું. આપ જણાવો છો તે જો આપણે સ્વીકારીએ તો યક્ષને મન મેઘ જેટલો જીવન્ત હતો તેટલો જ કાલિદાસને મન પણ જીવન્ત હોવો જોઇએ એવું સ્વીકારવું પડે. હકીકત એ છે કે, કાલિદાસ તો દૃષ્ટા છે. તે મેઘને જુવે છે, તેનો યક્ષ જુવે છે, અને ત્રીજા એ કાવ્યના આસ્વાદ કરનારા જુવે છે. ભાવકના મનમા શંકા જાગે તેનું નિરાકરણ કરવાની જાણે પોતાને જરૂર લાગી હોય તેમ જો કાલિદાસ આપણને કહે કે, 'મેઘ તો સાચે જ નિર્જીવ હતો પણ પેલા ગાંડિયા યક્ષને તેનો ખ્યાલ રહ્યો નહિ' તો તેમાં શું ખોટું છે તે મને નથી સમજાતું. વળી એ શ્લોકને પ્રક્ષિપ્ત લેખવા માટે કાલિદાસની આખી શૈલી આપણે ધ્યાનમાં રાખવી જોઇએ. એ શ્લોકની ભાષા કાલિદાસની નથી એમ કેમ કહી શકાય? મને એ સાંભળતાં રઘુવંશમાંના તેના શરૂઆતના શ્લોક **क्व सूर्य प्रभवो वंशः** આદિ યાદ આવે છે. વળી **कामार्ता हि प्रकृतिकृपणा चेतना चेतनेषु।** જેવી પંક્તિ તો કાલિદાસની પ્રતિભા જ સર્જી શકે. આપ જો કંઇ વિશેષ પ્રકાશ પાડો તો આપનું વિધાન બરોબર સમજાય."

અમે સૌ ચિત્રવત બની તેની વાણી સાંભળી રહ્યાં. અમારા અધ્યાપક પણ મુગ્ધ બની ગયા. તેમણે થોડીક દલીલ કરી, પણ તે બધી અમને હવે સાવ નકામી લાગી, તેમણે નરહરિને વર્ગ પૂરો થતાં પોતાને મળવા જણાવી ચર્ચા તેટલેથી અટકાવી. પણ તે દિવસથી નરહરિ માટે સૌના મનમાં આદરની લાગણી જન્મી અમારી આખી સંસ્થામાં તે એક નોંધ-પાત્ર વિદ્યાર્થી તરીકે લેખાવા મંડયો.

## પ્રકરણ બીજું

### નરહરિ

વર્ગમાં તો અમે સાથે જ બેસતા, પણ થોડા જ વખતમાં અમે બન્ને સાથે રહેવા મંડયા. વાત એમ હતી કે, નરહરિની જેમ હું પણ બહારથી આવેલો વિદ્યાર્થી હતો. પહેલાં હું છાત્રાલયમાં રહેતો પણ થોડા વખતમાં મને છાત્રાલયનું જીવન અકારું થઇ પડયું! એક તો તે ખૂબ ખરચાળ હતું, અને બીજું મને તેના રસોડાથી અણગમો થવા માંડયો. એક વખત અચાનક હું રસોડામાં જઇ ચઢયો. જમવાને હજુ વાર હતી. અમારો મણિલાલ મહારાજ રોટલી વણતો હતો. તેના મોંમાં બીડી હતી. મેં તેમાંથી રોટલી પર રાખ પડતી જોઇ-જાણે અટામણ! મણિલાલ તો લહેરથી બીડી ફૂંકતાં ફૂંકતાં રોટલી વણ્યે જતો હતો. મને જોઇને બીડીને દાંત વચ્ચે દબાવતો બોલ્યો,

"ઓહો મનુભાઇ સાહેબ, આજ તો કંઇ વહેલા! ખાશો ગરમ ગરમ રોટલી શાક?"

કંઇ પણ જવાબ આપ્યા વિના હું ધુણાયો પાછો ફર્યો, તેના દાંત કેટલા બધા પીળા અને મેલા હતા તેનો મને પહેલી વાર જ ખ્યાલ આવ્યો. તે જ દિવસથી મેં કોઈ સ્વતંત્ર ઓરડીની શોધ કરવા માંડી. પરામાં મને સસ્તા ભાડાની ડબલ રૂમ મળી ગઇ, મેં મારો મુકામ ત્યાં ખસેડી લીધો. હું સ્વયંપાકી બન્યો.

નરહરિએ મારી સાથે રહેવા આવવાની ઇચ્છા દર્શાવી મને એ બધી રીતે અનુકૂળ હતું એક તો તેના જેવા હોશિયાર વિદ્યાર્થીનો સહવાસ મળે, અને





ઘરમાં બીજું કોઈ ન હતું એટલે એકાંત પણ હતું. એ ઊઠીને લખી પાસે આવતાં બોલી: 'બેન!'.

લખીએ બહેનનો પડનો બોલ ઝીલી લેતાં કહ્યું: 'શું છે!'

પણ એટલી ક્ષણમાં, મહાપરાણે દૂર કરેલું અભિમાન આગળ આવીને ખડું થયું. એના મોમાંથી જે બોલ કાઢવો હતો તે ન નીકળ્યો, બીજો જ નીકળ્યો: 'કાલે સવારની વેળામાં મારે નીકળવું પડશે પરમ દહાડે તો મારે મિલમાં હાજર થઈ જવું પડે.'

વાલી એ બોલી રહી ત્યાં બહારથી દાનો આવી પહોંચ્યો. પૂછ્યું: 'શું વાત કરો છો, માશી!'

લખી: 'માસીને બીજી શી વાત કરવાની હોય! આટલે વર્ષે હજુ કાલ આવી ત્યાં કહે છે મારે આવતી કાલે જવું પડશે.'

વાલી: 'દ નો નોકરીનો મામલો સમજે છે. જા પૂરી થાય એટલે હાજર થવું પડે એમાં કંઈ બીજું ના ચાલે'

દાનો આનો સ્વીકાર કરતાં બોલ્યો: 'એ મારું પજાપણું નથી. તમે મારું માન રાખીને આવ્યા એ જ બહુ છે. તમારો ધંધો ખોટી કરીને અમારે કામે ય શું છે! હમણાં વિવાહ વાજન હોય અને રોકયાં હોય તો લેખે લાગે. હું તમને ઇસ્ટેશને મુકી જઈશ. પછી વાંધો છે?'

વાલી: 'હું ઇસ્ટેશનની ક્યાં અજાણી છું! અને અહીં બો પણ શો છે! અને મારી પાસે જોખમ પણ શું છે!'

દાનો: 'એ તો હજુ સવારે બધું છે ને!'

(૧૫)

એ રાત્રે વાલીએ મનમાં ને મનમાં ભગવાનનો આભાર માન્યો. દહાડે લખી આગળ ગાંડીઘેલી વાત ન કરવા દઈને ભગવાને પોતાની લાજ રાખી એમ એને અત્યારે વસી ગયું હતું. આ ઉંમરે એને કેવો ગાંડો વિચાર આવી ગયો તેમ માની એ પોતે ને પોતે શરમાવા લાગી. મને ય માખ જેવું છે ને! ઘડીમાં પકવાન પર બેસે ને ઘડીકમાં નરક ઉપર બેસે! આખી જુવાની આબરૂભેર કાઢી ને હવે આ સારું મારે બીજું ઘર કરવું પડે? છોકરા અને જુવાની બેય સાચવી શકીને આબરૂભેર નાવડું કાંઠે લાવી, પછી હવે મારે કોની સાડાબાર છે? છોકરાને મારી ના પાડી હોય તેથી મારે શું કામ જીવ બાળવો પડે! હવે એકલું, રહેવું એ તો રમત વાત છે. છોકરાનો ભાર માથે રહ્યો નહિ અને જુવાની પાજવતી મટી ગઈ છે. માથે બે ભાર લઈને અત્યારસુધી ચલાયું તો હવે ખાલી ચાલતાં મને શું થવાનું છે! આ ઉંમરે બીજું ઘર કરવાની મારે શી જરૂર! એવો વિચાર મને આવ્યો શી રીતે?

અને લખીને મેં કદાચ કહ્યું હોત તો! એ મારો શો તોલ કરત? અને હું રિસાઈને આવી છું એ જાણે તો ય મારો શો તોલ કરે! છોકરા-વહુ સાથે રીસનું હોય તો બોલવું ય પડે, પણ આ ઉંમરે રિસાઈને નાસવાનું હોતું હશે? લખીના ઘરમાં ક્યાં દીકરા વહુની એક ગાંઠ નથી! છોકરો માએ ચડી એને જુદા રહેવાનું કહે છે. છતાં લખી તો ક્યાં ય રિસાઈને ગઈ નથી. ઊલટ છોડી રિસાઈને આવી છે તેને ઠપકો દે છે. પછી મારી વાત જાણત તો મને કહેત જ શું! ઘરડી થઈ પણ તારામાં અક્કલ ના આવી! 'છોરું કછોરું થાય પણ માવતરે કુ-માવતર થવાયું'?

દાનાને પણ પોતાના ડહાપણ માટે માન છે, એને બદલે એ એમ જાણે કે હું રિસાઈને આવતી રહી છું તો એ શું ધારે! મા કરતાં માસી સારી એમ એ માને છે પણ આ વાત જાણત તો એને એમ જ થાત ને કે મા અને માસી બધા સરખાં!

આમ ઘડીભર તો વાલીને એમ પણ થયું કે ગણેશિયો તેડવા ન આવી પહોંચ્યો એમાં પોતાની લાજ રહી ગઈ. એ ના આવ્યો તેમાં મારે જીવ બાળીને ય શું કામ છે! હું એની ઓછી ઓશિયાળી છું! છો ને રહ્યો અને એની વહુ ગાંઠ કરીને રહે.

મારે એની શી ચાકાખાર છે ? હું અને નાનો જુદાં રહીશું. હું એમને ઘરમાંથી કાઢું તો મને કોઈ કહેનાર મળે, પણ મને જુદું ઘર રાખતાં ક્યાં નથી આવડતું ? વગર બોલાવ્યે પાછી જઈને એમના ભેગી રહું તો ઓશિયાળી કહેવાઉં. પણ હું મારે આમનું બળાપી લઉશ એટલે પછી શું ? નાનાને મારી ભેગો નહિ રહેવું હોય તો હું મારે એકલી રહીશ ? ચોખ્ખું કહીશ કે બધાંને હું ઓળખી ગઈ છું. તને મારી લાગણી હોત તો તેડવા ન આવ્યો હોત ? ત્યારે તો વહુનો ચડાવ્યો મારા સામુંય જોવા ન આવ્યો. આજ શરમેધરમે બોલાવે છે પણ એમ નાકલીટી કરતી એક વાર હું તારા ભેગી આવું ત્યારે ફરી તમે મને દબાવવા જાવ ને ? એટલે કોણ ત્યાંથી કાપી નાખ્યું, તું તારે રસ્તે, હું મારે રસ્તે.

આ નિર્ણય ઉપર આવતાં વાલીની ચારમાર ત્રિવસની અગ્રતા થમી ગઈ. ઘેર જવા અંતર ઝંખી રહ્યું. ગણેશિયો ક્યારે આવે, એમ ઝંખના કરતી હતી તેને બદલે હવે તે આવી પહોંચે તે પહેલાં પોતે અહીંથી નીકળી જાય તો લાજ રહી જાય એમ ઝંખના શરૂ થઈ. અને એવો કોઈ ભય પણ ન હતો—સવારની વેળામાં વાલી જવાની હતી.

અને વિદાય થતાં પહેલાં એણે લખીને એ જ સલાહ આપી : ' જો, કાલ તો મેં તને કશું કહ્યું ન હતું. પરંતુ જતાં જતાં કહેતી જાઉં છું–વહુછોકરાની એક ગાંઠ અને આપણાથી ભેગું રહેવાય તો દબાયુંચંપાયું રહેવું. અને ના રહેવાય તો જુદો રોટલો બાળી ખાવો, પણ રોજ ઊઠીને બખાળા ( કંકાસ ) ન કરવી. '

લખી બોલી : ' તું જ કહે, છોકરો થઈને આપણને કહે કે તારો સ્વભાવ સારો નથી, પછી ભેગું દબાયુંચંપાયું રહેવાય શી રીતે ? '

વાલી : ' ઘેર ઘેર માટીના ચૂલા છે. બહાર મોટાના છોકરા દેખતાં આપણ દરજ્જે દાનો સારો છે તેમ માની મન વાળવાનું. '

લખી મનનો અસંતોષ વ્યક્ત કરતાં બોલી : ' મન તો બહુ વાળવું હોય પણ આપણને ના ગમે તેવું કામ છોકરો–વહુ કરે પછી મન માને શી રીતે ? ગણેશિયો અસીલ છે એટલે મારું દુઃખ તને શી રીતે સમજાય ? '

વાલી : ' હજુ આગળ શું થામ છે તેમાં કોણ પેસી નીકળ્યું છે ? '

લખી : ' પુતરનાં લખણ પારણામાં અને વહુનાં બારણામાં. '

વાલી : એ બધું ખરું, પણ આજના સમામાં કશું કહેવાય નહિ દેખ દેખે અને શીખ શીખે, એટલે લોકોનું જોઈને ય કાલ નવું શીખે તો એમાં કોણ પેસી નીકળ્યું છે ? '

લખી : ' એ તારું કહેવું ખરું છે. આ મારી વહુ ખરું પૂછો તો કાળિયાની વહુની સોબતને લઈ, એનું જોઈ જોઈને બોલતાં શીખી. '

વાલી : ' એવું જ બને. '

લખી ; ' પણ તારી વાત જુદી છે. અમને તો છોકરો પહેલેથી પી ગયેલો અને ગણેશિયાને તારી એટલી બીક કે તારો ડોળો દેખી ઊભો ઊભો રહે. '

વાલી : ' એ તો આપણી આમન્યા રાખે ત્યાં સુધી બાકી એ દાઢીમૂછનો ધણી થયો એટલે આપણાથી ઓછી એને આમળી અડકાય છે ! '

લખી : ' તારી એ તો આમન્યાય રાખે છે, અને મને તો છોકરો–વહુ ઘોળીને પી ગયાં છે, પછી મારાથી દબાયુંચંપાયું શી રીતે રહેવાય ? '

વાલી : ' તો જુદાં રહેવું. પણ રોજ બખાળા ના કરવી, કંકાસ નડ્યા વગર ના રહે, એટલું હું તો જાણું. '

લખી : ' જુદાં રહેતાંય જીવ ચાલતો નથી. મુઉ ઓછું એ આવે છે કે છોકરાને ગૂમૂતર ધોઈને ઉછેરીને મોટો કર્યો તે શું આટલા સારું ? '

વાલી : ' એકેય નાનું ના થાય તો પછી દુઃખી થવાનું બીજું શું ! '





લખી: 'પણ મને તો બહુ કંટાળો આવે છે ત્યારે એમ થાય છે કે આના કરતાં ઝેર ઘોળીને મરી ગયા હોઈએ તો છૂટ્યા. હવે આપણું અહીં બાકી ય શું રહ્યું છે ? વહુછોકરાના ડોસલા ખાવા તે કરતાં છૂટી ગયાં હોઈએ તો નિરાંત !'

[ ૧૬ ]

લખીને નીકળતી વખતે વાલીએ જો કે એમ કહ્યું હતું કે એવું ખોટું મનમાં કલ્પાંત કરીને જીવ ના બાળવો. આંખ આડા કાન કરીને રહેતાં શીખવું ઉતર્યા અમસ કોઈના એટલે ખાલી જીવ બાળવાનો કંઈ અર્થ નથી, અને દાતાને પણ બે વાતાં કહ્યાં હતાં. જીવીને પણ કહ્યું હતું કે સાસુની આંતરડી ઠારીશ એટલો ભગવાન રાજી રહેશે પરંતુ રસ્તે ચાલતા એના જીવને એ જ કલ્પાંત થતું હતું કે લખીને પોતે શિખામણ આપીને આવી પણ એનાથી એમ વર્તાય એવું છે ? કહેવું તો બહુ સહેલું છે પણ વર્તવું કેટલું અઘરું છે તેનો એ જાત અનુભવ કરી રહી હતી. એ સ્ટેશન ભણી જતી હતી પણ એના પગમાં કોઈએ ભારે બેડીઓ પહેરાવી હોય તેમ પગ ઝકડાઈ ગયા હતા. કેમે ય કર્યા પગ ઉપડતા ન હતા.

અભિમાનનો કીડો એને કોરી ખાતો હતો કે તું ગમે તેટલું મન મનાવે પણ આમ પાછું જવું એ નાકલીટી કરી જ કહેવાય. તું જુદી રહીશ તો ય વહુ તો જીતી ને ? એ પૂંઠ પાછળ બોલવાની તો ખરી ને કે હું એવી માથાની મળી કે સાસુને સીધી કરી. જુદી રહી તેમાં મારે કયા ખાસડાં ખાઈને. મારે જિંદગીની નિરાંત થઈ. ભેગી હોત તો જંપ વળવા ન દેત તે ટાઢા પાણીએ ખસ ગઈ !

અને વાલીનો અભિમાની જીવ ઉંચોનીચો થઈ જતો હતો. પોતે જુદી રહે કે ભેગી, પણ ખૂંદની બગડી હોજથી ના સુધરે. હું મારે ગમે તે માનું પણ નાકલીટી કરી જ કહેવાય અને આજે નાકલીટી કર્યે યે છૂટકો ક્યાં થવાનો હતો ? ગણેશિયા જેવો અસીલ છોકરો આજ વહુનો થઈ ગયો તો ધનિયા જેવો કાફર કાલ પરણે એટલે માગથી એના ભેગું રહેવાય જ નહિ એ મૂઓ, બકોર મોટાના કાળિયાની જેમ મોમાં આવે તેમ બોલે એવો છે. એ દહાડો આવે ત્યારે મારે તો કૂવે પડવા જ વેળા આવે ને ! એટલે મારો તો આજનો ટેકનો ટેક જાય અને ઉપરથી મરવું પડે. તે કરતાં આજે જ આપઘાત કરું તો ?

એ ઘડીએ જ રસ્તા ઉપર કૂઈ આવીને એની રાહ જોતી ઊભી હોય તેમ ખડી થઈ. આપોઆપ વાલીના પગ થંભી ગયા. દાનો સ્ટેશને મૂકવા આવવો હતો પરંતુ ભગવાને પોતાને ખાતર એને બીજું કામ જગાડ્યું. ચોરામાંથી મુખીએ તેડવા ગવણિયો મોકલ્યો, નહિ તો એને રસ્તો કરી આપ્યો ત્યારી તે ય ના બનત.

વાલીના જીવને ચટપટી હતી એટલે ગાડીને ઘણી વાર હતી છતાં જાણીને એ ઘેરથી વહેલી નીકળી હતી. રસ્તામાં બીજા માણસો પણ ન હતા. એ થાકી હોય અને વિસામો લેવા બેસે તેમ કૂઈ પાસેના લીમડા નીચે બેઠી

એ લખીના શબ્દો વાગોળી રહી હતી. હવે આપણું અહીં બાકી ય શું રહ્યું છે ? વહુ છોકરાના ડોસલા ખાવા કરતાં છૂટી ગયાં હોઈએ તો નિરાંત !

લખીનું કહેવું આમ ખોટું ય શું છે ? હવે હું ના હોઉં તો શું સત્યાનાશ નીકળી જવાનું હતું ! વહુ-છોકરાને મારી લાગણી હોત તો ના આગ્યો હોત ? અને વહુએ નાનીમોટી એની વેરે નંખાવાની સાલસ આપી છે ત્યારથી ભોળાઈને એ જોઈ રહ્યો છે. છોડી આમ દેખાવડી છે એટલે ધનિયાને ગમી ગઈ છે. એની ઈચ્છા તો આ સાલ જ પરણવાની હતી પણ હું કેટલુંક દેવું માથે લઉં કહી એને એક વરસ ખમી જવા કહ્યું. તેમાં મહિના સુધી એણે મારા ઉપર મોઢું ચડાવ્યું ને ચડાવ્યું રાખ્યું. એટલે આજે તો એમની ગરેયની એક ગાંઠ થઈ છે. બેઉ સગી બેનો ઘરમાં હોય એટલે કંકાસ થવાનો ઓછો ભય.

એટલે જોવા જાઉં તો તો હવે મારું બાકી ય ક્યાં રહ્યું નથી. નાકલીટી કરી થુંક્યું ગળવું તે કરતાં ડૂબવા માંડવું શું ખોટું? પેટના દીકરા ખાતર જિંદગી કાઢી તો પોતાના નાક સારુ જીવ કાઢવો વધારે છે? દુઃખ શું કરવા માનવું? છોકરાને અને ગારે એટલું અન્ન જળ પાણી હશે એમ શું કરવા ના માનવું? એવું ના હોય તો ત્રણેયને આવી કુમતિ સૂઝે? કોઈ મર્યા જીવ્યાની ખબર કાઢવા ય ના આવે એનું નામ શું? અને હું જઈશ તો ય મારો ઓછો કોઈ દોષ કાઢવાનું છે? મેં કર્યું છે એવું કોઈએ કર્યું નથી. એમને રઝળાવીને ગઈ હોઉં તો કાયર થઈને ભાગી છૂટી લોક કહે, પણ આબરૂભેર જવું એમાં તો બહાદુરી છે. નર્મદા ગોરાણી નરકમાં પડીને મર્યાં, ઉકાકાકા ઝેર ખાઈને જીવે છે, ભકોર મોટા આ ઉંમરે બૈરું કરવાની લપમાં પડે છે, લખીથી કાશીના કરસનની જેમ નથી જુદું રહેવાતું કે નથી ભેગું રહેવાતું, એ કરતાં નવા શેઠ ડાહ્યા નહિ કે પહેલેથી ચેતી જઈને ચાલતા થયા! વાણિયાનો છોકરો, ડાહી માનો દીકરો, એ અગાઉથી ચેતી જાય—અબૂઝ હોય તે નર્મદા ગોરાણીની જેમ નરક વેઠવા પછી કપાળ પછાડીને મરે કે ઉકાકાકાની પેઠે જીવે, ભકોર મોટાની પેઠે નવી ઉપાધિમાં પડે કે લખીની જેમ રોજની સારડી વેઠે. મને તો બધામાં નવા શેઠ ગમ્યા. અને એ જ પોતાના માટે આબરૂભર્યો રસ્તો હોય તેમ વાલી ઊભી થઈ અને કૂઈ પાસે ગઈ. અંદર ડોકિયું કર્યું. કૂઈ ઊંડી હતી. પાણી હતું. સાંકડી એવી હતી કે સામસામી પછડાતાં ઠેઠ પહોંચતા પહેલાં પડનારનો જીવ નીકળી જાય. વાલીએ એક જ નિર્ણય કરી લીધો હોય તેમ સાસરા-માવતરાનો કચ્છ મારી દીધો. ભગવાનનું નામ લીધું. છોકરાંનું ભલું કરજે તેવી ભગવાનને આજીજી કરી. અને ખળખળ કરતાં એની આંખમાંથી માયાનાં આંસુ વહી આવ્યાં.

પણ વૈરાગનો ભેખ લીધેલા ભર્તૃહરિને ભેખ ઉતારવા પિંગળાએ ઘણું વિનવ્યા હતા પરંતુ ભર્તૃહરિ રહ્યા ન હતા, તેમ માયાના આગ્રહથી વાલી પીગળી નહિ. એણે તરત આંસુ લૂછી નાખ્યાં અને હૈયામાં હિંમત આણી. પણ કૂઈમાં પડતાં પહેલાં એને વિચાર આવ્યો: 'મારે મરવું એમાં કૂઈને ગોઝારી શું કામ કરવી? મરવાનો આ વગર કોઈ બીજો રસ્તો નથી?' એ સાથે એની નજર તાડ જેવા બાજુમાં ઊભેલા ઊંચા પીપળા ભણી ગઈ. પીપળો સાચે તાડ કરતાં પણ વધુ ઊંચો હતો. પાતળો પણ એવો હતો કે એના ઉપરથી ભૂસકો મારે તો વચ્ચે ક્યાં ય ખીલાઈ ન રહે અને નીચે મેટલની સડક ઉપર માણસ પડતાં જ એના રામ રમી જાય.

વાલીને તે જ વિચાર સૂઝી આવ્યો. આજ ખરો રસ્તો છે, કૂઈને ગોઝારી કરું ત્યારે મને લોક ગાળ દે ને! તે સાથે વિચાર આવ્યો—પીપળા ઉપર ઠેઠ ચડાશે ખરું? નાનપણમાં તો તાડનાં વાંદરાં ઊતારતી હતી પણ આજે મહાવરો નહિ એટલે શું કહેવાય? પણ તે સાથે સૂઝ્યું—તરવાનું, ચડવાનું, હાંકવાનું એ કદી ભૂલાય જ નહિ.

એ સાથે એણે પીપળાને બાથ ભીડી. સાથે જ એની ગણતરી ખરી પડી ચપચપ એ ઉપર ચડવા લાગી. અર્ધે ગઈ ત્યારે એને થાક લાગ્યો એટલું જ બાકી અઘરું કંઈ ના લાગ્યું. થાક ખાઈને એણે આગળ પગલાં ભરવા માંડ્યાં, થોડું બાકી રહ્યું ને એ ફરી થાકી ગઈ. એણે નીચે જોયું. થયું—અહીંથી ભૂસકો મારે તો ય ખેલ ખલાસ થઈ જાય. એણે રસ્તા ભણી નજર નાખી જોઈ. કોઈ દેખાતું ન હતું. કંઈ ઉતાવળ નથી માની એ થાક ખાઈને આગળ ચડવા લાગી. ઠેઠ ટોચે પહોંચી ગઈ. ટટ્ટાર થઈને એણે ચોમેર નજર કરી. આખો સીમાડો દૂર દૂર સુધી દેખાતો હતો. ગામની વિરુદ્ધ દિશામાં પશ્ચિમ ભણી એણે નજર કરી ત્યારે દૂર ત્રણ માણસ ઘેટાનાં બચ્ચાં દેખાય તેવા આકારના દેખાતા હતા. વાલીને થયું કે આ બાજુ જો આવતા હોય તો તરત પતાવવું જોઈએ. પણ એ માણસો ત્યાંથી ખસતા માલૂમ ન પડ્યા એટલે વાલીને નિરાંત થઈ.





[ ૬૭ ]

એ ધાબાંમાં, એ આકાર, બીજા કોઈનો ન હતો પરંતુ વાલી જેની પ્રતીક્ષા કરી રહી હતી તે ગણેશિયાનો, એના મામા ખુશાલનો અને એની ફોઈના દીકરા લલ્લુનો હતો

. ગઈ રાત્રે એ મોસાળમા ગયો અને એણે જ્યારે જાણ્યું કે મા રિસાઈને ગઈ હોવા છતાં એણે એ વાત કોઈને કરી નથી અને વાતને બાધિભારે રાખીને માસીને ઘેર ગઈ છે ત્યારે એના અંતરમાં જે માના તરફની મોટી બીક હતી તે ટળી ગઈ હતી. અને આટલા દિવસ મનમાં જે ઉદ્વેગ રહ્યો હતો તેને સ્થાને શાન્તિ છવાઈ હતી અને એ કારણે એકની એક વાત, મામા ને એ ચોથી વખત, અત્યારે રસ્તામાં બીડીઓ પીતા એ બેઠા હતા ત્યારે કહી રહ્યો હતો,

'મામા! મને જો પહેલેથી એવો ખ્યાલ હોત કે માએ ઘેરથી રિસાઈને જવા છતાં વાત છાની રાખી હશે તો જાણ્યું એવો તરત હું આવી પહોંચત પણ માનો સ્વભાવ હું જાણું ને ખિજે ત્યારે કોઈની નહિ. જાને હું જતો તો શું ગયો હતો પણ મારા મનમા એનો એ ફફડાટ હતો કે ઘેર જઈશ ત્યારે મા ઘરમા નહિ પેસવા દે'

સહેજ અટકીને બીડીની દમ લેતાં ગણેશિયો આગળ બોલ્યો માને હું ઓળખું એટલે દિલની વાત પૂછો તો હું એની રજા વગર જાને જવા તૈયાર ન થાઉં. પણ બધા મંડ્યા એકએ જણે કહ્યું કે તું કંઈ હવે નાનો નથી. દાઢીમૂછનો ધણી થયો તોય માવડિયો હોઉં તેમ મારી માએ કહ્યું નથી એમ બાયલાવેડા શું બતાવે છે? ખરું પૂછો તો એથી મને પાણી ચડી ગયું.' અને સહેજ અટકીને 'લ્યો ને મામા પેટછૂટી વાત કરી દઉં. 'એણે' ઘરમાં રહ્યાં રહ્યાં મારા સામે આંખ ઉલાળી કે મરદ જેવા મરદ થઈ પાણી ના જવા દેશો બાકી આખી જિંદગી લોક મહેણું મારશે કે માવડિયો છે, બાયલો છે. અને એથી મેં જવાની હિંમત કરી દીધી'

લલ્લુનું મોં મલકયું પવનથી મામાની મૂછો ફરફરી કપાળ પર પરસેવો વળ્યો હતો એ લૂછતાં ગણેશિયે કહેવા માંડ્યું. 'અમે ગયાં પણ માની ઉપર રવટ થવાનો મુદ્દલ ઇરાદો નહિ અમે બેઉ જાણું તાં'તા કે મા ખિજાશે મારા કરતાં 'એ' વધારે બીતી'તી એને બીક હતી કે માને પોતાના ઉપર વહેમ આવશે, ધણીને ચડાવીને વહુ લઈ ગઈ એમ ધારી ખિજશે પણ પોતાના ઉપર. અને એ બિચારી, આમ બહુ સુંવાળી છે. મારી મા ઉપરાઉપર સાદે બોલે તો ય એનાથી વેઠાતું નથી. મારું પાણી ના જાય એ કારણે એણે આંખ તો ઉલાળી, જાને આ પણ ખરી. પણ એના મોમાં કંસાર પેઠો નથી. એને એની એ બીક કે સાસુ બધો દોષ પોતા ઉપર નાખશે મને ય માની બીક તો ખરી. પેટમાં ફફડાટ થાય કે મા ભલી હશે તો એક વખત પાણીછતાં કર્યા વગર ઘરમા પગ નહિ મુકવા દે, પણ થનાર થઈ ગઈ એટલે હવે બીક શા કામની માની મેં 'એને' કહ્યું—તું પેટ ભરીને ખા તો ખરી તું ખઈશ તોય અને નહિ ખાઉં તો ય જે થવાનું હશે તે થવાનું છે એ રડી પડી. કહે મને ગળે ધાન ઉતરતું નથી મા મને ઢોરના પેટે ઘાલતાં ય નહિ છોડે!'

વચ્ચે બારોટની જેમ ટેકો પુરાવતાં લલ્લુએ કહ્યું. 'એ બાજુના ત્યારે કંઈ સવાદ હોય? ધણીને મરદાનગીનો પાનો ચઢાવવો હોય તો સાસુનો અંચો વેઠવો ય પડે'

ગણેશિયાએ આગળ શરૂ કર્યું. 'એ બીકમાં, સાસુ બોલ્યું તો બારો પજે ય ઘેર જતાં પાછો પડતો હતો. અને તેમાં રડતાં'તાં અને પિયરિયાં મળ્યાં 'એનો' મામો એ ગામમાં હતો એટલે મેં'માની કરવા રોકાઈ જવા એણે આગ્રહ કર્યો એટલે જાન ગયા પછી અમે બેઉ જણ બે દહાડા રોકાઈ ગયાં મનમાં કે જાન ગયા પછી બે દહાડામાં માનો રોષ ઉતરી જશે એટલે શૂળીનો ઘા સોયે સરશે'

લલ્લુ બોલ્યો 'પણ મેં માનીમાં ય કસાર ગયો નહિ ઉતર્યો હોય?'

ગણેશિયો: "એ વાત જ કરવા જેવી નથી. ઘેર જવા પગ ના ઉપડે અને મેં'માની કરીએ ત્યાં જીવને જંપ નહિ. તેમાં જો ધનિયો જાન સાથે ઘેર ગયો. એને વળતો પાછો આવીને સમાચાર લાવ્યો હોત કે મા રિસાઈને ચાલી ગઈ છે તો અમે દોડતાં નાસત, પણ એ તો નઘરોળની જેમ નિરાંતે ઘેર સૂઈ રહ્યો અને મણિભાભીને ત્યાં ઠેઠ પેટ ખાધા કર્યું. મને તો થયું કે તારે ગળે ધાન શી રીતે ઊતર્યું ? પણ એ તો જબરો કાફર છે. કહે—ધાન ના ઉતરે ત્યારે શું પથરા ઉતરે ! મા જ્યાં હશે ત્યાં ખાધા વગર રહેતી હશે ? મેં કહ્યું—પણ મા ક્યાં હશે તેની ખબર કાઢ્યા વગર જંપ કેમ વળે ! તો એ કાફર કહે—મા ક્યાંય દરગમાં નથી જવાની. કેટલાય દહાડાથી પિયરમાં ને બોનને ઘેર અને પગરા એમ જઉં જઉં કરતી હતી એટલે ત્યાં ગઈ હશે. બીજે ક્યાં જવાની છે ? મેં કહ્યું—પણ એવું અહીં ઓછું કોઈને કહીને ગઈ છે ! ધનિયો કહે—જમનાકાકી આવ્યાં હતાં ને એમને ગાની મોગત વગર મિલમાં ચેન શી રીતે પડે ! મેં કહ્યું, તમને ખબર હશે કાકી, સાચું કહો મા ક્યાં ગઈ છે ? ત્યારે એમણે ચોખ્ખી હા તો ના પાડી પણ કહ્યું કે, સગા છોકરા થઈને તને ખબર નથી પડતી કે એ ક્યાં જાય ! મેં કહ્યું કે પગરા કે પિયર. તો કહે—બેસી શું રહ્યા છો કરો ને તપાસ. એટલે હું સમજી ગયો કે જમનાકાકી જાણે છે પણ એમને સમખમ દીધા હશે એટલે તે ગોળગોળ કહે છે.' સહેજ થંભીને એણે કહ્યું: 'પાછો હું ય માને ઓળખું ને ! એ વટનો કટકો એટલે પારકાને ઘેર તો જાય નહિ. પણ મા રિસાઈને જતી રહેશે એવું મેં ધારેલું નહિ. મેં એટલા સુધી ધારેલું કે બહુ બહુ તો થોડી વાર ઘરમાં નહિ પેસવા દે. અને આપણે પાછા એવા અસીલ કે વાણિયાની મૂછ નીચી ! માને સામો ઉત્તર આપવાની વાત છેટી. પણ મા રિસાઈને ગઈ એટલે મને ફફડાટ વધારે પેઠો. મા ખિજાય એટલે છંછેડાયેલી નાગણ જોઈ લેવી. એની પાસે એકલા જવાની હિંમત ના ચાલી. મને થયું કોને સાથે લેવો ! મા ખિજાયેલી હોય ત્યારે સગા બાપનીય શરમ ના રાખે. એટલે જેવો તેવો તો સાથે આવવા હા જ ના પાડે. થયું—લલ્લુને લઈ જઉં ' અને એના સામે જોઈ ઉમેર્યું : 'લલ્લુને મોં બોલતાં સારું આવડે છે એટલે મા એનાથી પલળે છે એવું મેં ઘણા વખત જોયું છે.'

લલ્લુ કટાક્ષ કરતા બોલ્યો: 'એ તો આજે જરૂર પડી ત્યારે, બાકી તું અને સૂરજભાભી મને મીઠીફોઈ કહીને ગાળ જ દેતાં કે બીજું ?'

એનો જવાબ આપ્યા વગર ગણેશિયો આગળ બોલ્યો: 'લલ્લુને તે દહાડે રજા મળી હોત તો અમે ત્રીજે દહાડે તરત નીકળત. પણ મુકાદમે કહ્યું કે આજ બદલી ઉપર વધારે માણસ છે એટલે જે થાય તે કાલે. અને તેમાં છેવટ ચોથે દહાડે હું અને લલ્લુ નીકળ્યા '

ખુશાલ બોલ્યો: 'તમારી ત્યાં આ ગતિ હતી અને અહીં વાલી દહાડા ગણે. પ્રેગો ગાડીએથી આવ્યો ત્યારે ધીરજ ના રહી એટલે પૂછ્યું—મારો ગણેશિયો ઉતર્યો છે ગાડીએ ?'

ગણેશિયો: 'હું બીકનો માર્યો મેં'માની કરવા ના રોકાયો હોત તો તરત આવ્યા વગર રહું એમ નહિ ને ? કાલે ને કાલે પગરા જઈ તમારે ત્યાં આવી પહોંચ્યા ને ! અને તમે કહ્યું કે અમને તો વાતે ય કરી નથી ત્યારે મારા મનમાં શાંતિ વળી કે રિસાઈ ને ખિજાઈને આવી છે પણ માનો ટેક એનો એ છે. મારા ઉપર ખિજાવું હશે તોય ઘેર ખિજાશે એ ધરપત વળી એટલે રાત તમારે ઘેર રોકાયો. બાકી રાતોરાત પાંચ ગાઉ ફીંદી નાખત. પાંચ ગાઉનો મામલો શો ? બપોરની ગાડીએ તો અમે અહીંથી નીકળી જઈશું.'

ખુશાલે કહ્યું: 'વાલી જનમથી વટનો કટકો. મેં અને એના દિયેર, બેઉ જણે એને બીજું ઘર કરાવવા આકાશપાતાળ એક કર્યાં પણ એણે નમતું ના આલ્યું તે ના જ આલ્યું.'





બીડી પીવાઈ રહી અને સાથે વાત પણ પૂરી થઈ રહી એટલે લલ્લુએ કહ્યું: 'હવે આપણે ઊઠીએ. પાછા બપોર પછી ગાડીએ જવું છે એટલે ત્યાં બેસવાશીકવાનો વખત મળવો જોઈએ ને? નહિ તો એ બધાં આજ નીકળવા નહિ દે'

અને એ સાથે જ ત્રણે ઊભા થયા. ત્રણ રસ્તાના ચકલામાં બેઠા હતા એટલે સ્ટેશનનો રસ્તો જે બાજુ જતો હતો એ બાજુ પર રહે અને તેમને ગામને છેલ્લે રસ્તે જવાનું હતું. પણ એ બાજુ પર વળતાં વળતાં સ્ટેશનને રસ્તે આવેલ ઊંચા પીપળા ભણી લલ્લુની નજર ગઈ. એની ટોચે કોઈ ચડેલું હોય તેમ એને ભાસ થયો. એટલે ઊંચે માણસ ચડે નહિ, પીપળા પર લેવાનું પણ શું હોય કે એવું સાહસ કરવું પડે! વાંદરા વગર બીજું કોઈ ન હોય, છતાં લલ્લુને ભાસ થયો માણસ જેવો.

એણે એ દશ્ય બનેની નજર ઉપર લાવતાં ઊભા રહીને કહ્યું: 'પેલા ઊંચા પીપળાની ટોચે શું છે જુઓ જોઈ,'

કંઈ છે એમ જોતા ખુશાલે કહ્યું: 'બીજૂ શુ હોવાનું હતુ? વાંદરું હશે.'

લલ્લુએ કહ્યું: 'મને માણસ જેવુ લાગે છે.'

ગણેશિયાની દૃષ્ટિ બરાબર જોઈ શકતી ન હતી એણે આશ્ચર્ચે કહ્યું: 'પીપળા ઉપર એટલે ઊંચે માણસ શું મરવા ચડે? વાંદરું જ હશે.'

લલ્લુએ બારીકાઈથી નિરીક્ષણ કરતાં કહ્યું: 'પણ જરા ઝીણી નજરે જુઓ તો ખરા, માથું માણસ જેવું ચોખ્ખું દેખાય છે.'

લલ્લુની સૂચના પ્રમાણે બને જણ દૃષ્ટિ ખેંચીને જોવા પ્રયત્ન કરે ત્યાં ટોચેથી એણે પડતું નાખ્યું એ ત્રણે યે જોયું.

ખુશાલ: 'વાંદરું આમ પડતું નાખે નહિ.'

લલ્લુ: 'જરૂર માણસ છે.'

ગણેશિયો: 'એમ મરવા માણસ પડતું નાખતું હશે!'

ખુશાલ: 'કશું કહેવાય નહિ, કોઈ દુઃખનું માર્યું ચડીને પડતું નાખે પણ ખરું.'

ગણેશિયો: 'આમ ઝાડ ઉપર ચડીને પડતું નાખી કોઈ મર્યું હોય તેમ સાંભળ્યું નથી.'

લલ્લુ: 'તે વગર એટલે ઊંચે ચડે શું કરવા! બીજું ઝાડ હોય તો એમ પણ માનીએ કંઈક લેવા ચડ્યું હશે.'

ખુશાલ: 'ચાલો એ રસ્તે થઈને નીકળીએ ખાતરી તો કરીએ.'

પણ શું કરમની ખાતરી કરવાની હતી? દમના રોગીને જેમ ગળફો ભરાય ને એ નીકળી ન શકે તે કારણે જીવ નીકળી જાય તેમ વાલીના મનમાં અભિમાનનો ગળફો ઊંડી સમજણ હોવા છતાં નીકળી શક્યો નહિ. એ ત્રણે ત્યાં ગયા ત્યારે તો એના રામ રમી ગયા હતા?

[ સંપૂર્ણ ]



શ્રી મૈત્રેયીદેવી કૃત 'મંગપુ તે રવીન્દ્રનાથ'માંથી — અનુ૰ : રમણિક મેઘાણી

“ડાક્તર, એક સોનેરી સૂચના કરું છું તે સાંભળો, અમારી સાથે તમે સૌ પણ ચાલો. થોડા દિવસ લહેરથી ફરી આવીશું. એક નાનો એવો ડબ્બો જ લઈ લેશું. મઝાની વાતો કરતાં કરતાં પહોંચી જશું કલકત્તા, નહિ તો તમે અહીં ઉદાસ મોંએ બેઠા રહેશો, એ ઓછું કાંઈ અમને ગમે? બોલો શું કહો છો?”

ગુરુદેવ પાસે એકદમ વિનમ્રપણે 'જેવી આપની આજ્ઞા' એવો જવાબ આપનાર ડાક્તર એ ઓરડામાંથી બહાર આવીને બદલાઈ જતાં–“શું કરું, ગુરુદેવે કહ્યું એટલે 'હા' પાડવી જ પડી. પણ અહીં કામ છે. ઘણાં કામ બાકી છે!” એ કહેતાં અમે સૌ ત્યારે જવાનાં ઉત્સાહે ઉત્સાહિત હતા. તુમુલ ચર્ચા ચાલી. અમારા ખંડમાં આવતાં જ ગુરુદેવે કહ્યું. કેમ, તમારા આ કલકલ નાદે તો *તિસ્તાને પણ પરાજય આપ્યો! ખબર પડી ને કે તમે સૌ પણ અમારી સાથે આવો છો! ડાક્તરને સમજાવી બધું નક્કી કરાવી લીધું.

પણ હજુ એ પાકું નથી. એની જ તો ચર્ચા ચાલે છે. એ કહે છે કે એમને અહીં કામ છે. ઘણું કામ બાકી છે.

—“એમ તો સૌ કહે છે કે કામ છે, કામ છે, પણ એક વાર જ્યારે દક્ષિણા ચરણ સેન થઈ ગયું, પછી ફરીને આ ચર્ચા શા માટે? ઓળખો છો ને આ દક્ષિણા ચરણ સેનને? જેનું નામ D. C. Sen એટલે કે Decision–નિર્ણય; એ એક વાર થઈ ગયા પછી તેમાં ફેરફાર કરશો તો એ નહિ ચાલે!”

“આ વખતે રિયાંગથી ટ્રેનમાં જઈશું ને! નદીની બાજુએ થઈને જતો માર્ગ બહુ રળિયામણો છે હો”—મેં પૂછ્યું.

“—તો પછી બેશક એ માર્ગે જ જઈશું. ચાલ, જરા બોલાવ તો મારા કારભારીઓને!”

×

વિદાય દિને મંગપુનું આકાશ પ્રસન્ન હાસ્ય હસતું હતું. એટલી આશા મેં નહોતી રાખી. સિન્કોના કાનનમાં થઈને અમારો મનોરમ મારગ આગળ જતો હતો.

સાત માઈલ દૂર મંગપુ પહાડની તળેટીમાં રિયાંગ નામનું નાનકડું સ્ટેશન, નાની રમકડાં જેવી એક જ ગાડી અને વાંકા ચૂંકા પહાડ પર થઈને આગળ વધતા એવા જ નાનકડા રેલ–પાટા, ને નાના એવા એક લાકડાના મકાનમાં સ્ટેશન માસ્તરની એવી જ કેબીન. સરગવાનાં ઝાડ નીચે પહાડીઓની ચાની દુકાન. એમની મહામૂલી સમ્પદ. અમે પહોંચ્યા ત્યારે ગાડી આવવાને હજુ થોડી વાર હતી. મહા મહેનતે કયાંકથી એક હાથાવાળી ખુરશી મેળવી ત્યાંના કાંકરીવાળા પ્લેટફોર્મ ઉપર ગુરુદેવને બેસાડયા.

સામે ગાઢ જંગલને પોતાની ગોદમાં લઈને ઊભેલો ઉંચો ને જજ્ઝૂર પહાડ, નીચે સ્રોતસ્વિની કલભાષિણી વહેતી સરિતા, ને વચ્ચે બેઠા છે વિશ્વના મહાકવિ, મહિમાવંત ધ્યાનસ્થ મૂર્તિ શા. પહેરવેશમાં ધૂળિયા રંગનો ઝબ્બો, ને માથે કાળી ટોપી અને હાથમાં રહી ગયું છે બારણામાંથી મળી આવેલું સિન્કોના ફુલનું એક ઝુમખું, તેઓ એકીટશે દૂર દૂર જોતાં સ્થિરપણે બેઠા હતા. મેં હંમેશાં જોયું છે કે ગુરુદેવ મારગમાં કે ગાડીમાં બહુ અલ્પભાષી રહેતા, અને જે કંઈ બોલતા તે પણ અત્યંત ધીમે સાદે બોલતા.

હિમાલયના એક ખૂણામાં આ નાનકડા ને નિર્જન જેવા ગામના વહન નજીવા સ્ટેશનના ધૂળિયા પ્લેટફોર્મ ઉપર એક ખખડધજ ખુરશી પર જગતમાન્ય વિશ્વકવિ બેઠા હતા. ખરેખર એ એક જોવા જેવું દૃશ્ય હતું. ધીમે ધીમે થોડા દર્શનાર્થીઓ આવી પહોંચ્યા. સ્ટેશન માસ્તર અને એમના કારકુન વગેરે બે ત્રણ કુટુંબ બંગાળીઓનાં હતાં. એમની અંતઃપુર ચારિણીઓ લાંબી લાજ કાઢતી એક પછી એક આવી ગુરુદેવને પ્રણામ કરી ચાલી ગઈ.

એ વખતે ટ્રેનમાં અમે કેવા આનંદ કલરવે ગુંજતા

* તિસ્તા–એક નદી.





બીડી પીવાઈ રહી અને સાથે વાત પણ પૂરી થઈ રહી એટલે લલ્લુએ કહ્યું: ' હવે આપણે હીંડીએ. પાછા બપોર પછી ગાડીએ જવું છે એટલે ત્યાં બેસવાશીકવાનો વખત મળવો જોઈએ ને ! નહિ તો એ બધાં આજ નીકળવા નહિ દે '

અને એ સાથે જ ત્રણે ઊભા થયા. ત્રણ રસ્તાના ચકલામાં બેઠા હતા એટલે સ્ટેશનનો રસ્તો જે બાજુ જતો હતો એ બાજુ પર રહે અને તેમને ગામને છેલ્લે રસ્તે જવાનું હતું. પણ એ બાજુ પર વળતાં વળતાં સ્ટેશનને રસ્તે આવેલ ઊંચા પીપળા ભણી લલ્લુની નજર ગઈ. એની ટોચે કોઈ ચડેલું હોય તેમ એને ભાસ થયો. એટલે ઊંચે માણસ ચડે નહિ, પીપળા પર લેવાનું પણ શું હોય કે એવું સાહસ કરવું પડે ! વાંદરા વગર બીજું કોઇ ન હોય, છતાં લલ્લુને ભાસ થયો માણસ જેવો.

એણે એ દશ્ય બનેની નજર ઉપર લાવતાં ઉભા રહીને કહ્યું: 'પેલા ઊંચા પીપળાની ટોચે શું છે જુઓ જોઈ, '

કંઇ છે એમ જોતાં ખુશાલે કહ્યું: 'બીજું શું હોવાનું હતું ! વાદરું હશે. '

લલ્લુએ કહ્યું: ' મને માણસ જેવું લાગે છે. '

ગણેશિયાની દૃષ્ટિ બરાબર જોઈ શકતી ન હતી એણે આશ્ચર્યથી કહ્યું: ' પીપળા ઉપર એટલે ઊંચે માણસ શું મરવા ચડે ! વાંદરું જ હશે. '

લલ્લુએ બારીકાઈથી નિરીક્ષણ કરતાં કહ્યું: 'પણ જરા ઝીણી નજરે જુઓ તો ખરા, માથું માણસ જેવું ચોખ્ખું દેખાય છે. '

લલ્લુની સૂચના પ્રમાણે બને જણ દૃષ્ટિ એ'ધાન જોવા પ્રયત્ન કરે ત્યાં ટોચેથી એણે પડતું નાખ્યું એ ત્રણે યે જોયું.

ખુશાલ: ' વાંદરું આમ પડતું નાખે નહિ. '

લલ્લુ: ' જરૂર માણસ છે.'

ગણેશિયો: ' એમ મરવા માણસ પડતું નાખતું હશે ? '

ખુશાલ: ' કશું કહેવાય નહિ, કોઇ દુઃખનું માર્યું ચડીને પડતું નાખે પણ ખરું.'

ગણેશિયો: ' આમ ઝાડ ઉપર ચડીને પડતું નાખી કોઇ મર્યું હોય તેમ સાંભળ્યું નથી.'

લલ્લુ: ' તે વગર એટલે ઊંચે ચડે શું કરવા ! બીજું ઝાડ હોય તો એમ પણ માનીએ કંઇક લેવા ચડયું હશે.'

ખુશાલ: ' ચાલો એ રસ્તે થઈને નીકળીએ ખાતરી તો કરીએ. '

પણ શું કરમની ખાતરી કરવાની હતી ? દમના રોગીને બળે ગળફો ભરાય ને એ નીકળી ન શકે તે કારણે જીવ નીકળી જાય તેમ વાલીના મનમાં અભિમાનનો ગળફો ઊંડો સમજણ હોવા છતાં નીકળી શક્યો નહિ. એ ત્રણે ત્યાં ગયા ત્યારે તો એના રામ રમી ગયા હતા ?

[ સંપૂર્ણ ]



# ગુરુદેવ : અમારે આંગણે



શ્રી મૈત્રેયીદેવી કૃત 'મંગપુ તે રવીન્દ્રનાથ'માંથી

અનુ૦ : રમણિક મેઘાણી

"ડૉક્તર, એક સોનેરી સૂચના કરું છું તે સાંભળો, અમારી સાથે તમે સૌ પણ ચાલો. થોડા દિવસ લહેરથી ફરી આવીશું. એક નાનો એવો ડબ્બો જ લઈ લેશું. મઝાની વાતો કરતાં કરતાં પહોંચી જશું કલકત્તા, નહિ તો તમે અહીં ઉદાસ મોએ બેઠા રહેશો, એ ઓછું કાંઈ અમને ગમે? બોલો શું કહો છો!"

ગુરુદેવ પાસે એકદમ વિનમ્રપણે 'જેવી આપની આજ્ઞા' એવો જવાબ આપનાર ડાક્તર એ ઓરડામાંથી બહાર આવીને બહવાઈ જતા–"શું કરું, ગુરુદેવે કહ્યું એટલે 'હા' પાડવી જ પડી. પણ અહીં કામ છે. ઘણા કામ બાકી છે!" એ કહેતાં અમે સૌ ત્યારે જવાનાં ઉત્સાહે ઉત્સાહિત હતા. પ્રમુખ ચર્ચા ચાલી. અમારા ખંડમાં આવતાં જ ગુરુદેવે કહ્યું. કેમ, તમારા આ કલકલ નાદે તો *તિસ્તાને પણ પરાજય આપ્યો! ખબર પડી ને કે તમે સૌ પણ અમારી સાથે આવો છો! ડાક્તરને સમજાવી બધું નક્કી કરાવી લીધું.

પણ હજુ એ પાકું નથી. એની જ તો ચર્ચા ચાલે છે. એ કહે છે કે એમને અહીં કામ છે. ઘણું કામ બાકી છે.

—"એમ તો સૌ કહે છે કે કામ છે, કામ છે, પણ એક વાર જ્યારે દક્ષિણા ચરણ સેન થઈ ગયું, પછી ફરીને આ ચર્ચા શા માટે? ઓળખો છો ને આ દક્ષિણા ચરણ સેનને! જેનું નામ D. C. Sen એટલે કે Decision-નિર્ણય; એ એક વાર થઈ ગયા પછી તેમાં ફેરફાર કરશો તો એ નહિ ચાલે!"

"આ વખતે રિયાંગથી ટ્રેનમાં જઈશું ને! નદીની બાજુએ થઈને જતો માર્ગ બહુ રળિયામણો છે ને"—મેં પૂછ્યું.

"—તો પછી બેશક એ માર્ગે જ જઈશું. ચાલ, જરા બોલાવ તો મારા કારભારીઓને!"

×

વિદાય દિને મંગપુનું આકાશ પ્રસન્ન હાસ્ય હસ્યું હતું. એટલી આશા મેં નહોતી રાખી. સિન્કોના કાનનમાં થઈને અમારો મનોરમ મારગ આગળ જતો હતો.

સાત માઈલ દૂર મંગપુ પહાડની તળેટીમાં રિયાંગ નામનું નાનકડું સ્ટેશન, નાની રમકડાં જેવી એક જ ગાડી અને વાંકા ચૂંકા પહાડ પર થઈને આગળ વધતા એવા જ નાનકડા રેલ-પાટા, ને નાના એવા એક લાકડાના મકાનમાં સ્ટેશન માસ્તરની ઓફીસ જ કેબીન. સરગવાના ઝાડ નીચે પહાડીઓની ચાની દુકાન. એમની મહામૂલી સમ્પદ. અમે પહોંચ્યા ત્યારે ગાડી આવવાને હજુ થોડી વાર હતી. મહા મહેનતે ક્યાંકથી એક હાથાવાળી ખુરશી મેળવી ત્યાંના કાંકરીવાળા પ્લેટફોર્મ ઉપર ગુરુદેવને બેસાડયા.

સામે ગાઢ જંગલને પોતાની ગોદમાં લઈને ઊભેલો ઉંચો ને જબ્બર પહાડ, નીચે સ્રોતસ્વિની કલકલનાદિની વહેતી સરિતા, ને વચ્ચે બેઠા છે વિશ્વના મહાકવિ, મહિમાવંત ધ્યાનસ્થ મૂર્તિ શા. પહેરવેશમાં ધૂળિયા રંગનો ઝભ્ભો, ને માથે કાળી ટોપી અને હાથમાં રહી ગયું છે બાગમાંથી મળી આવેલું સિન્કોના ફુલનું એક ઝુમખું, તેઓ એકીટશે દૂર દૂર જોતા સ્થિરપણે બેઠા હતા. મેં હંમેશાં જોયું છે કે ગુરુદેવ મારગમાં કે ગાડીમાં બહુ અલ્પભાષી રહેતા, અને જે કંઈ બોલતા તે પણ અત્યંત ધીમે સાદે બોલતા.

હિમાલયના એક ખૂણામાં આ નાનકડા ને નિર્જન જેવા ગામના વદન નજીવા સ્ટેશનના ધૂળિયા પ્લેટફોર્મ ઉપર એક ખખડધજ ખુરશી પર જગત-માન્ય વિશ્વકવિ બેઠા હતા. ખરેખર એ એક જોવા જેવું દૃશ્ય હતું. ધીમે ધીમે થોડા દર્શનાર્થીઓ આવી પહોંચ્યા. સ્ટેશન માસ્તર અને એમના કલાર્ક વગેરે બે ત્રણ કુટુંબ બંગાળીઓનાં હતાં. એમની અંતઃપુર ચારિણીઓ લાંબી લાજ કાઢતી એક પછી એક આવી ગુરુદેવને પ્રણામ કરી ચાલી ગઈ.

એ વખતે ટ્રેનમાં અમે કેવા આનંદ કલરવે ગુંજતા

---

* તિસ્તા–એક નદી.





મુસાફરી પૂરી કરી હતી તે યાદ આવે છે. એ નાની રમકડા ગાડીમાં એક સુવાંગ ડબ્બો જ અમે શોધી લીધેલો ગુરુદેવ બેઠા બેઠા બહાર તરફ જોઇ રહ્યા હતા અને અમે સૌ પાછળ બેઠા બેઠા મહેફિલ જમાવી 'ભોજન–પર્વ' ચલાવતા હતા. વર્ષા ત્યારે શરૂ થઇ ચૂકી હતી. સ્રોતસ્વિની તિસ્તાનાં ડહોળાં પાણી મોટી મોટી શિલાઓની પ્રદક્ષિણા કરતાં આગળ વધતા હતા. મારી પુત્રી ખુકુ બોલી–દાદાજી જુઓ 'આ પાણી જાય વહેતાં' ને તુરત ગુરુદેવે કહ્યું આ તો સરસ થયું. હવે બીજી લીટી બોલ, કવિતા પૂરી થઇ જશે...પણ મારી દિકરીની દોડ તો 'આ પાણી જાય વહેતાં' સુધીની જ હતી એથી આગળ એ ન વધી. આખરે ગુરુદેવ જ બોલ્યા, બોલ ને કે "જાવું ના ક્યાં રહેતાં" અને માશીએ બેગ ઉઘાડી કાગળ–પેન્સીલ બહાર કાઢયા ગુરુદેવે એ જોઇ કહ્યું—'હા, હા, લખી લ્યો. શ્રી કવિનું દ્રુતગીત છે આ તો!'

લગભગ આખી વાટ તેઓ બહારની બાજુ જોતા શાન્ત નીરવ બેઠા રહ્યા હતા વચ્ચે ક્યારેક આટલું જ બોલ્યા હતા કે 'દમણા જ જે ફૂલ જેવા ને એને જ 'લીલી ઓફ વેલી' કહે છે ખરું ને. આ માર્ગ સાચે જ રળિયામણો છે.

અમે શિલિગુરી પહોંચ્યા ન પહોંચ્યા ત્યાં તો લોકોને ખબર પહોંચી ગયેલી! અને અર્ધા કલાકમાં તો પ્લેટફોર્મ એકદમ ભરચક થઇ ગયું ટોળેટોળાં વિદ્યાર્થીઓ પોતાની સ્વાક્ષરી (ઑટોગ્રાફ બુક) અને પેટી, પેન્સીલ લઇ ગુરુદેવના સ્વાક્ષર લેવા ત્યાં આવી પહોંચ્યા હતા. ત્યાં આવેલાઓમાં શાળાના વિદ્યાર્થી–વિદ્યાર્થીનિઓનું ટોળું, નાનાં મોટાં બાળકો, યુવાનો, વૃદ્ધો તેમ જ અર્ધ અવગુન્ઠનવતીઓ સુદ્ધા ધક્કા મૂકી કરતાં ભીડમાં ભીંસાતા ઊભા હતા.

ગુરુદેવને માંડ માંડ ગાડી બદલી કરી બીજી ગાડીમાં ચઢાવ્યા. ફર્સ્ટક્લાસના એક નાના એવા બે જણ માટેના ડબ્બામાં બેસાડયા. અમારો ડબ્બો એમની બાજુમાં જ હતો. અનુભવી જણાતાં કેટલાંક સ્થૂળકાય સજ્જનો ગુરુદેવને મદદ કરવા અકારણ ઉપાધિમાં પડી ગયા હતા. તેમને ઊંચપણે સમજાવતાં શ્રી. ચંદા કોઇ પણ રીતે તેમના સદ્પ્રયત્નોથી દૂર રાખવા મથતા હતા. આખરે બત્તી બુઝાવી બારણું બંધ કરવું પડયું ગુરુદેવને જમાડવા તો જોઇએ ને! પણ એમને એ નહોતું રુચતું. ખૂબ જ ઉતાવળે જમવાનું પતાવી એમણે કહ્યું–'હવે બારી બારણાં ઉઘાડી નાખો બત્તી પણ ચાલુ કરી દો.

પછી તો ટોળાંબંધ લોકો ડબ્બામાં આવી એમને પ્રણામ કરી જવા લાગ્યા. બે એક વિદ્યાર્થીઓ આવી એમનાં સ્વાક્ષર પણ લઇ ગયા. વિધવિધ ઉમ્મરના *વિદ્યાર્થી–વિદ્યાર્થીનિઓ, બાળક–બુઢ્ઢા સૌ આવ્યા.* ગુરુદેવ સ્થિર સ્તબ્ધપણે નેત્રો ઢાળી બેઠા હતા અને હાથ જોડીને સૌને વળતા નમસ્કાર કરતા હતા. બે બાજુએ ઊભા રહી અમે એ દૃશ્ય જોતા હતા. સૌ ચાલ્યા ગયા પછી પણ તેઓ એ જ રીતે સ્થિર બેસી રહ્યા હતા.

એ વર્ષને કલકત્તા પહોંચી સ્ટેશને ઉતર્યા બાદ પણ તેઓ જરા અન્યમનસ્ક હતા. એ પછી બપોરે એમણે અમને જોડાસાંકોને ઘેર બોલાવ્યા હતા. તેઓ એક પાતળું સાદું પંજાબી પહેરી બેઠા હતા, ને એમની બાજુમાં ફૂલદાનીમાં એક 'રજનીગંધા'નાં ફૂલ પડ્યા હતા. અત્યારે એમણે અમારો પહાડી પોષાક બદલી નાખ્યો હતો એટલે એ જરા જુદા જ માણસ હોય તેમ લાગતું હતું. અમને જોતાં જ એમણે કહ્યું–"આજ સવારે તમારા સૌની પાસેથી જોઇએ એ રીતે વિદાય લઇ ન શકયો. તમે સૌ ક્યારે ચાલ્યા ગયા તેની કંઇ ખબર જ ન પડી એટલો બધો અન્યમનસ્ક હતો. ગઇ સાંજથી જ વિચારમાં છું. લોકો જ્યારે ટોળે મળીને ગાડીની સામે આવીને ઊભા રહ્યા ત્યારે હું એવો તો અચંબો પામ્યો કે કંઇ બોલી જ ન શકયો. શા માટે સૌ આમ મને જોવા અધીર–આતુર થતા હશે! આ રીતે દર્શનાર્થે જવામાં એક વણકહ્યો ઉપદેશ છે. એનો અર્થ એ છે કે અમે તમને જે સન્માન આપીએ છીએ, તમારે માટે જે પ્રેમ–શ્રદ્ધાની ભેટ લાવ્યા છીએ તે માટે

# રાજકોટનું સામાજિક વાતાવરણ

ડૉ. સુમન્ત મહેતા

રાજકોટ એ માત્ર રાજકોટ રાજ્યનું પાટનગર નથી. પણ સાથેસાથે આખા કાઠીઆવાડ (સૌરાષ્ટ્ર)નું પાટનગર છે. આખા સૌરાષ્ટ્રમાં રાજકોટમાં મોટામાં મોટું બજાર છે. બધાં કાઠીઆવાડી રાજ્યોના વકીલો કે કારભારીઓ કે મુત્સદ્દીઓનું એ ધામ હતું, અને હજી પણ છે. જેવી રીતે દરેક મનુષ્યનું વ્યક્તિત્વ બીજાઓના કરતાં કાંઇક જુદું હોય છે, તેવી રીતે દરેક ગામનું પણ વ્યક્તિત્વ હોય છે, અને તે પ્રમાણે ભાવનગર, જામનગર અને રાજકોટની વિશિષ્ટતાઓ જુદા જુદા પ્રકારની છે. જામનગરમાં જૂના જમાનાની સંસ્કૃતિ જોવામાં આવે છે અને જૂના જમાનાનો રજવાડી વહીવટ તથા પછાતપણું. અને ભાવનગરમાં નવા યુગની સાદાઇ, સમાનભાવ, પ્રગતિશીલ પ્રવૃત્તિઓ તથા માનસિક ઉદારતા, નવા રાજકોટને ઘડાતાં હજી વર્ષો વહી જવાનાં છે, જૂના રાજકોટની ખ્યાતી તો પારીસના "કી-દોર્સે" જેવી હતી કી-દોર્સે એ એવો લત્તો છે કે જ્યાં આખા યુરોપના અથવા જગતના એલચીઓનાં ત્યાં રહેઠાણ છે. ત્યાં અત્યંત બુદ્ધિશાળી કારભારીઓ, રાજ્યવહિવટદારો તથા જાસુસોની મુત્સદ્દીગીરી, ખટપટો અને પ્રપંચો ખેલાયા કરે છે.

થોડા સમય પહેલાં મારે રાજકોટમાં ત્રણેક અઠવાડીઆ રહેવાનો પ્રસંગ આવ્યો હતો. એકવીસ વર્ષ જેટલા લાંબા ગાળા પછી ફરી રાજકોટ જોયું. જે રાજકોટ પરાનું સ્ટેશન કહેવાય છે તેની તદ્દન પાસે મારા પરમ મિત્ર ન્હાનાલાલ કવિ રહેતા હતા તે મકાન જોવા માટે ગયો. અને ત્યાં મેં દુકાનો જોઇ ત્યારે મારું હૃદય ચીરાઇ ગયું. એ ઘર પણ ગયું અને ન્હાનાભાઈ પણ ગયા, અને અમારા જૂના દોસ્તો પણ ગયા. બે વ્યક્તિઓ મારી નજર સામે તરી આવી, એક હતા પવિત્ર સાધુ અને બીજો હતો વિચક્ષણ સંન્યાસી. ચોરવાડના પઢિયારને આજનો જુવાનવર્ગ વખતે ભૂલી ગયો હશે. ઉત્તમ પવિત્ર ચારિત્ર્યનો એ સાધુ હતો, અમે એમને સ્વર્ગના પુજારકાર કહેતા. આજના નવજુવાનને સ્વર્ગની કંઇ પરવા રહી નથી. બીજા હતા સ્વામી ત્રિવિક્રમતીર્થ, વિદ્વાન, વિચક્ષણ, બહુશ્રુત, રાજદ્વારી તાકાતવાળા અને અનુભવી. કવિને ત્યાં અનેક પ્રકારનાં નવરત્નો ભેગા થતાં. આ બધાં ભૂતકાળનાં સ્મરણો તાજાં કરવામાં શું લાભ છે? હું તપાસતો હતો આજનું સૌરાષ્ટ્ર, અને ઝાંખી કરવા માંગતો હતો આવતી કાલનાં પરિવર્તનોની.

## સ્ત્રી સંસ્થાઓ

રાજકોટમાં સ્ત્રીઓને માટે એક ટ્રેઇનિંગ કોલેજ ઘણાં વર્ષોથી ચાલે છે. એ સારી પ્રાણવાન સંસ્થા છે, અને હવે આખા સૌરાષ્ટ્રમાં જે પ્રગતિ કન્યા કેળવણીની દિશામાં કરવાની છે તેમાં આ સંસ્થાનો પુષ્કળ વિકાસ કરવો પડશે. બીજી કન્યા કેળવણીની સંસ્થા વનિતાવિશ્રામ હાઇસ્કુલની છે. ઘણાં વર્ષો પહેલાં નાનીબ્હેન ગજ્જરે અનાથ સ્ત્રીઓને માટે વનિતા વિશ્રામોની સ્થાપના મોટાં મોટા શહેરોમાં કરી હતી કે જેમાં આવી સ્ત્રીઓ રહે, શીખે અને સમાજ સેવાનું કાંઇ કામ કરે. નાનીબહેનના હાથમાં

---

તમે યોગ્ય બનો પાત્ર બનો. હૈયું ફરી ઊઠ્યું. જીવનમાં ઘણીયે વાર આવું બન્યું છે. માનવ હૃદયનો પ્રેમ અને શ્રદ્ધા સંચગધાર પામ્યો છું. બેઠો બેઠો વિચારતો હતો કે સાચે જ શું હું એટલાનો અધિકારી છું?

સોફાનાં રાજેરાળાં આવી જ્યારે પ્રણામ કરી જવા લાગ્યા ત્યારે મારા મોમાંથી એક શબ્દ પણ નહોતો સરી શકતો, શું બોલવું એજ હું વિચારતો હતો. એ સૌનાં એ પ્રણામ ખરી રીતે પ્રણામ નહિ પણ આશીર્વાદ હતા, એ કહેતા હતા કે આ પ્રણામ નો અધિકારી બનજે-પાત્ર બનજે. અને એથી જ તમને કહ્યું હતું કે બારણાંઉઘાડી નાંખો. તેઓ જેવા ઇચ્છે છે તેવું કંઇ જો મારામાં હોય તો પછી બારણાં બંધ કરવાનો મને અધિકાર જ નથી.

★





જ્યાં સુધી વહિવટ હતો ત્યાં સુધી આ સંસ્થાઓ ખીલી શકી નહીં પણ ત્યારપછી તેમનો વિકાસ થયો છે. વ. વિ. ની હાઇસ્કુલ સારી રીતે ખીલી છે. આ ઉપરાંત રાજકોટ ગામમાં એક સારી કન્યાઓની હાઇસ્કુલ પણ છે.

અમે છેક પહેલાં શ્રીમતી હીરાલક્ષ્મી શેઠનું ઓળખાણ કર્યું, અને વિકાસગૃહની મુલાકાત લીધી. વિકાસગૃહ એટલે હીરાબહેન, પણ હીરાબહેન એ વિકાસગૃહ કરતાં અધિક છે. એમનામાં પુષ્કળ શક્તિ છે, ઉચ્ચ ભાવના છે. એમને અનુકૂળ વાતાવરણ મળશે તો એમનો વિકાસ નિઃશંક છે. જો મારી ભૂલ થતી ન હોય તો હીરાબહેનને ઉત્તેજિત કરનાર પુષ્પાબ્હેન મહેતા છે. પુષ્પાબહેન આખા સૌરાષ્ટ્રની સ્ત્રીઓમાં અનેકવિધ જાગૃતિ આણી શકે એવી શક્તિશાળી વ્યક્તિ છે. પણ એ હાલમાં સૌરાષ્ટ્રના રાજકારણમાં ગુંચવાઈ ગયાં છે. જો કોઈ એમને આ જાળમાંથી બચાવશે તો તે આખા સૌરાષ્ટ્રનું કલ્યાણ કરવામાં સહાયભૂત બનશે.

એ તો જાણીતી વાત છે કે કાઠીઆવાડમાંથી ઘણી જુવાન સ્ત્રીઓને ગુજરાત તથા સિંધમાં વેચવામાં આવે છે, કારણ કે કાઠીઆવાડમાં ગરીબી છે અને અજ્ઞાન છે. આ મોટા પ્રશ્નનો ઉકેલ સ્ત્રીઓ જ લાવી શકે, પણ આજે આખા સૌરાષ્ટ્રમાં સ્ત્રી કાર્યકરોની સંખ્યા ઘણી જુજ છે.

અમે બીજી સંસ્થા જોઈ તે શ્રી અશક્તાશ્રમ *પ્રેમકુંવરબહેન એ એક સંસ્થા છે. એમને લીધે* અશક્તાશ્રમ જન્મ પામ્યું છે. પોતાનો ઘરસંસાર ચલાવતાં ચલાવતાં એમણે આ સંસ્થા ઊભી કરી છે. એમને કોઈ એક સંસ્થા ચલાવવાનો શોખ નથી, પણ કેવળ કુદરતી રીતે એ દરિદ્રનારાયણની અને પીડીત સ્ત્રીઓની સેવા કર્યાં જાય છે. અને તેમાંથી આ સંસ્થા પેદા થઈ છે. એમનો સેવાભાવ પ્રેરણાત્મક છે. રાજકોટમાં સેંકડો સ્ત્રીઓ છે કે જેમાંથી થોડી કોઈ એમને મદદ કરે તો આ સંસ્થા સાગ પાયા પર મૂકી શકાય. પણ ગુજરાતી સ્ત્રીઓ (ગુજરાતી ભાષા બોલનારી સ્ત્રીઓ સૌરાષ્ટ્ર, કચ્છ કે ગુજરાતમાં જ્યાં રહેતી હોય તે બધી) જાહેર કામમાં એટલે પ્રજા સેવાના કામમાં મહારાષ્ટ્ર, મલબાર, આંધ્રની સ્ત્રીઓ કરતાં શા માટે પછાત છે તેની તપાસ કરવા માટે એક કમિશન બેસાડવાની જરૂર છે. દોષ કોનો છે, ગુજરાતી પુરૂષોનો, સ્ત્રીઓનો—સ્ત્રીઓનો પોતાનો કે તેમની સાસુઓનો!

તે પછી અમે જોયું વલ્લભ કન્યા વિદ્યાલય અને એ સંસ્થાના પ્રાણરૂપ સુભદ્રાબેન શ્રોફ અને સુમતિબેન વૈદ્યને મળ્યાં. આપણા દેશમાં કેળવણીને અંગે ઘણા ઘણા અખતરાઓ કરવા પડશે એ હકીકત હું ગુજરાતના કેળવણીકારોના મગજમાં ઠસાવવા ઇચ્છું છું. કેળવણીના વિષયમાં જર્મની આખા યૂરોપમાં ઉત્તમોત્તમ દેશ ગણાતો હતો. ૧૯૧૮નું યુદ્ધ પુરૂં થઈ ગયા પછી મારે જર્મનીમાં ઘણા મહિના રહેવાનું થયું હતું અને મેં ત્યાં જોયું કે બર્લિનમાં અનેક સંસ્થાઓ હતી તેમાં અમુક અમુક પ્રકારના શિક્ષણ પ્રયોગો થઈ રહ્યા હતા, દરેક વ્યક્તિની અમુક વિશિષ્ટતા. જો જર્મનીમાં આવા પ્રયોગો કરવા પડતા હોય તો હિંદ જેવો દેશ કે જ્યાં હજી પ્રાથમિક અને માધ્યમિક કેળવણીમાં આપણે આંધળા માણસની પેઠે આપણો માર્ગ ફંફોસી રહ્યા છીએ ત્યાં અનેક ગણા વધારે પ્રયોગો કરવાની આવશ્યકતા છે. જે શિક્ષણ શહેરની કન્યાઓને આપવામાં આવે છે તેનું જ ગામ કન્યાઓને પણ *અપાય છે, અને તે શિક્ષણ ગામ કન્યાઓને* ઉપયોગી નીવડતું નથી એવી જબરી ફરિયાદ છે. આપણા દેશમાં હજી કન્યાઓ બહુ વહેલી વયે પરણે છે તે લક્ષમાં રાખીને (૧) અમુક વિષયો પ્રાથમિક કેળવણીમાં દાખલ કરવા જ પડશે, અને (૨) અમુક વિષયો પ્રૌઢ શિક્ષણ દ્વારા દરેક કન્યાને મળે એવી કોઈ જાતની તજવીજ કરવી પડશે. વલ્લભ વિદ્યાલય એ એક પ્રયોગ છે અને એ કેટલે અંશે સફળ થાય છે તે જોવાનું રહ્યું.

### ગ્રામ સુધારણા

ઘણાં વર્ષો પહેલાં ગ્રામ સુધારણા કરવાના હેતુથી અમરેલીના એક વેપારી ભાઈ રામજીભાઇ હંસરાજે વેપાર ધંધો છોડયો અને અમરેલીની પાસેના એક (જેસંગપરા) પરામાં મોટું ખાદી કાર્યાલય અને રાષ્ટ્રીય શાળા કાઢી–ગાંધીજીએ જે રચનાત્મક કામ સૂચવ્યું છે તેનો અનેકવિધ અમલ આ ગામડામાં કરવો એવો એમનો ઉદ્દેશ હતો. રાજકિય લડતોમાં પ્રજા ઉત્સાહના ભરતીઓટ આવે છે અને કાર્યક્રમો બદલાય છે. તેવા કોઇ કારણોને અંગે વર્ષો સુધીના પ્રયોગ પછી આ પ્રયોગ બંધ પડયો. વર્ષો પછી, ૧૯૩૨-૩૩ ની રાજકીય લડતના અંત પછી બીજા એક રાષ્ટ્રીય કાર્યકર વીરચંદ પાનાચંદ શાહે સમઢીઆળા નામના ગામડામાં ચાલું નાખ્યું. આ સમઢીઆળા રાજકોટથી પૂર્વ અને થોડું દક્ષિણ દિશામાં ૨૮ માઇલ દૂર છે. અને ત્યાં એક મંડળ સ્થાપીને દવાખાનું, કન્યાશાળા હરિજનશાળા, રાત્રિશાળા, વ્યાયામશાળા, વાંચનાલય, તથા પુસ્તકાલય, વગેરેનું કામ શરૂ કરી દીધું. આજે તેને પંદર વર્ષ પુરાં થઇ ગયાં છે. કાઠિયાવાડની પ્રજા હજુ ગુજરાત કરતાં કેળવણીમાં પછાત અને ગરીબ છે તે છતાં શક્તિશાળી છે. મારા પર એક એવી છાપ પડી કે કાઠિયાવાડની પ્રજામાં પોતાના દેશ માટે સારૂં મમત્વ છે, અને પોતાના દેશની ઉન્નતિ માટે કાંઇક કરી છુટવાની ઉચ્ચ ભાવના હોય છે. આ મારી માન્યતા સાચી છે કે નહીં તે હું કહી શકું નહીં, હું એવું ચોક્કસ માનું છું. અમે આ સંસ્થાની "ઉડતી" મુલાકાત લીધી, ત્યાંની બધી પ્રવૃત્તિઓ વિશે માહિતી મેળવી. સંસ્થાઓ જોઇ અને વીરચંદ ભાઈ સાથે વાતો કરી. આવી ઉડતી મુલાકાત પછી કોઇ સ્પષ્ટ અભિપ્રાય તો આપી શકાય જ નહીં, પણ મારી અનુભવી આંખે એક ચીજ તો જોઇ લીધી કે વીરચંદભાઈને જોઇએ તેવો સાથ મળતો નથી. અને સમઢીઆળા જેવું નામ હવે વીરનગર પાડયું છે તેમાં કાર્યકરોનું એવું જૂથ નથી કે જેવું આપણે આશ્રમોમાં જોઇએ છીએ. એક સંસ્થાના સ્થાપક બારે માસ આશ્રમમાં રહે તેમાં લાભ છે, અને અલાભ પણ છે. લાભ તો દેખીતો છે, કારણ કે સંસ્થાને જ્યારે જ્યારે મુશ્કેલી નડે છે ત્યારે સંસ્થાપક તેનો નિકાલ તરત કરી શકે છે; પણ અલાભ જણાય આવે છે એવું હું કહેવાને જરાય તૈયાર નથી; કારણ કે હું જાણતો નથી. છતાં એવું બનવાનો ભય રહે છે કે બીજી વ્યક્તિઓને માથે જવાબદારી ઓછી પડતી હોવાને લીધે તેમનો વિકાસ, તેમનો સહકાર પૂરો ખીલતો નથી. હવે એક બીજી વાત કે જેમાં મારો અભિપ્રાય ખરો ન પણ હોય. વીરચંદભાઇનો આગ્રહ છે કે જે જાતની વૈદકીય મદદ, સારવાર, મોટાં ઓપરેશનો સાથે, રાજકોટ કે અમદાવાદમાં મળી શકે તેવું એક કેન્દ્ર શા માટે ગામડાઓની વચ્ચોવચ ન હોય? તથા સમઢીઆળામાં મોટું રુગ્ણાલય કાઢયું છે. રુગ્ણાલય માટે જે ઘણો ભારે ખર્ચ કરવો પડે તેનો બોજો સરકારે જ સહન કરવાનો હોય. હું બહુ સ્પષ્ટ રીતે માનું છું કે આવું દવાખાનું સમઢીઆળામાં કાઢવાનું હોય નહીં. ત્યાં જે દાક્તરો અને નર્સો આવશે તેમને કદી લાંબા વખત સુધી સંતોષ રહેવાનો નથી અને મને લાગે છે કે તેમનું જ્ઞાન પણ કટાઈ જશે.

વિશેષમાં હું માનું છું કે કાઠીઆવાડની સ્ત્રીઓમાં જૂના અને કઢંગા રીતરિવાજ, વહેમ, અજ્ઞાન ઘણા મોટા પ્રમાણમાં છે, અને જ્યાં સુધી સ્ત્રીઓ માટે ખૂબ સુધારકામ નહીં થાય ત્યાંસુધી વાતાવરણ સુધરવાનું નથી. તે માટે હું કોઈ ટૂંકો માર્ગ જોતો નથી, જે કામ કસ્તુરબા ફંડે કરવું જોઇએ તેનું કામ, અને એક બહુ સાદી ગ્રામ કન્યાઓ માટેની બોર્ડીંગ સ્કુલ કાઢવામાં આવે તો તેનું પરિણામ ૧૦–૧૫ વર્ષ પછી જોવામાં આવશે. આ તો મારી સૂચના છે, મારો અભિપ્રાય.

વીરચંદભાઇ શાહ ધારાસભાનો મોહ છોડીને ગામડાની પ્રવૃત્તિઓમાં જ રચ્યાપચ્યા રહે તો બહુ સારૂં—આ ધારાસભા અને સત્તાનો લોભ–લોભ એટલે એ સત્તાથી પોતાનું કામ વધારે દીપી નીકળે,





વધારે સફળ થાય તેવી આશા, એ મોહ તજવાની જરૂર છે—ગ્રામસુધારણાનું કામ સારું હશે તો બધા પ્રધાનો દોડતા દોડતા સમઢીઆળા જશે અને આખા પ્રાંતમાં એવું કામ ફેલાવશે.

છેવટે મેં કાઠીઆવાડની રેડક્રોસ સોસાયટી તરફથી સ્ત્રીઓ તથા બાળકો માટે ચાલતું કેન્દ્ર જોયું. ત્યાં વિદ્યાબ્હેન નામનાં એક સારા કુટુંબનાં સરકારી બહેન કામ કરતા હતા. આ કેન્દ્ર ગોરા અમલદારોની મદદથી ચાલતું હશે તેથી રાજકોટનાં આગેવાન સ્ત્રીપુરુષો તેમાં રસ લેતાં નહીં હોય. આજે પણ રાજકોટનાં સ્ત્રીપુરુષ નાગરિકોની તેના તરફ ઓછી કૃપાદૃષ્ટિ છે, પણ હવે તો રેડક્રોસ સોસાયટી આપણી છે અને સ્ત્રી અને છોકરાં જે બીચારાં લાભ મેળવે છે તે તો આપણાં જ છે. આ હકીકત તરફ હું રાજકોટનાં સેવાભાવી કાર્યકરોનું ખાસ લક્ષ દોરું છું.

હજી રામકૃષ્ણ આશ્રમ, અનાથાલય, રાષ્ટ્રીય શાળા, કૈવલ્યધામ વગેરે સંસ્થાઓ વિશે મારે થોડી રચનાત્મક ચર્ચા કરવાની છે, પણ આ લેખ લાંબો થઇ ગયો છે તેથી પુરો કરી દઉં છું.



# પાને પાને મૂકી જાશે—

પાંજરા પોળને દ્વારે ઘાસના ગંજ પાથર્યા
અને પેલા દયાહીન, પશુને નિત્ય મારતા
કસાઈની કનેથી તેં પૈસાને વેરતા રહી
બચાવ્યાં પ્રાણીઓ કેરાં ઘણેને જીવ યાચતાં.
ચબૂતરા પેં કણ વેરતા રહી
આશિષ પંખી ગણની લહીને
જમા કીધી તેં તુજ પુણ્યચોપડે.

ગરીબને દ્વાર ભૂખે રીબાતાં
અનેક એ કોમળ બાળ-ફૂલને
દેવા સુખે મેં બટકુક રોટલો
માગ્યો;—દઈ આશિષ એ તને રહે
જે કૃષ્ટદેહી કંઈ થીગડાં જડયાં
વસ્ત્રો વડે અંગ બધાંય ઢાંકવા
મથી રહે વ્યર્થ—અકિંચનો બધાં,
એ માનવી મંડળ કાજ મેં તો
માગ્યાં હતાં વસ્ત્ર શરીર વિંટવા.

પશુ અને પંખી તણાં જ પોષણે
મચ્યા રહેતા તુજ ચિત્ત પાસે
ગરીબ એ માનવીની વતી મેં
લઘુક આ માગણી મૂકી જ્યારે
ભાઈ અરે! તું કયમ ધૂંધવાયો?
પશુપંખી તણે દુઃખે દુઃખ તું દિલમાં લહે
માનવી દુઃખ હું ગાવા આવું ત્યાં કેમ ફેરવી
મુખ તું આમ તારું આ, ધુત્કારી કાઢતો મને?
'દયાસાગર'ની પાસે, માગું છું માત્ર બિંદુ ત્યાં
ઘુઘવી કેમ આ ઊઠે ક્રોધમાં વારિધિ અહો?!
અહિંસાને દયા કેરી વાતોમાં રાચતા તને
કલ્પ્યો ન્હોતો કદી મેં તો
મનુબાળ પ્રતિ આવી ઉપેક્ષા કારમી ભર્યો.

પુણ્યને ચોપડે તારે લખાઈ લાખ હોય છો
આશિષો, કિંતુ નિશ્વાસો કારમમૂઢ દિલના
પાને પાને મૂકી જાશે પ્રશ્ન માનવકુળને:
'શું માનવી માનવને ભૂલી ગયો?'

લલિત ભટ્ટ

# અસ્તાચળ પાછળ અંધારા પડછાયા [૨]

ચંદ્રભાઇ ભટ્ટ

હિંદનો સૂરજ તો અસ્તાચળ પાછળ આથમી ગયો હતો. એ મહાનદેશ ગાઢ અંધારામાં ગરકાવ થયો હતો. એ અંધારામાં યે જાગી ઊઠતો, પણ તે કોઈ અચાનક આવી ચડેલા ભયાનક સ્વપ્નથી ચોંકી ઊઠીને. એની અફાટ કાયા પર કોઇ કોઈવાર પ્રકાશ દેખાઈ પડતો પણ તે તો એની જનેતાને સતી બનાવીને ભૂતકાળના ભૂતાઓ જીવતી સળગાવતા હતા તેની ચિતાનો જ હતો.

ત્યારે એના હિંદ સાગરનાં પાણી પર અંધારામાં ઓથાર જેવું એક જહાજ લંગરાતું હતું. એમાંથી મંત્રાયુધવાળો એક અંગ્રેજ ડાકુ ઉતરતો હતો.

અને એ ડાકુ પોતાની જાત સાથે વાત કરતો પોતાની લાલસાને સમજાવતો હતો.

“એ જાગશે જ નહિ એમ લાગે છે. કેવાં મનરંજન એનાં રૂપ છે! કેવી લીલીલચક એની વાડીઓ છે! કેવાં મનમોહક એનાં આંગણાં છે! ભંડારિયામાં મનદોલતના કેવા ઢગલા ભર્યા છે! એનાં સ્મારકો તો તપોવનોનાં, મઠોના, અને સ્તૂપોનાં, તથા પેલા અશોકે ઉચ્ચારેલી ન્યાય સમતાના રત્નજડિત સ્તંભોનાં છે.”

“પણ એણે સૈકાઓની સોડ તાણી છે...એમાંનું કોઈ પણ જાગવાનું નથી હો!” એમ બોલતો પેલો ડાકુનો પડછાયો ઓથાર જેવો બનીને હિંદભોમ પર ચંપાતો ચાલતો હતો.

અને આ ઉપખંડની દિવાલો પર ટકોરા મારતા યુરોપના સાહસિક ચાંચિયાઓ ઉદ્યોગવાદના આરંભનો આદેશ લઇને હિંદી કિનારાઓ પર કોઠીઓ બાંધીને પડયા હતા અને ઈસ્ટ ઇન્ડીઆની કંપનીનું પાટીયું લટકાવીને, ધાડ, ખૂન અને લુંટ જેવો વેપાર માંડી ચૂક્યા હતા.

એમનો એક આગેવાન ઇંગ્લેંડમાં ૧૭૨૫ ની સાલના સપ્ટેંબરના ૨૯ મા દિવસે જન્મીને, માનચેસ્ટરના એક ઘરમાં મોટો થઇને સત્તરવરસની જ ઉંમરમાં સાહસિકો અને ગુનેગારોની ટોળીમાં નામચીન બનીને હિંદને કિનારે ઉતરતો હતો. એનું નામ રોબર્ટ કલાઈવ હતું.

પછી એ અંગ્રેજી ચાંચીયા વેપારીઓની બંબોલો જેવી કોઠીઓમાં ગોઠવાયો. મદ્રાસની અંગ્રેજી કોઠીમાં દિવસે લુંટ જેવા વેપાર ધીખતા તેમાં એ કારકુન હતો. પછી મદ્રાસની કોઠીની રાત નિશાચરોના અત્યાચારો અને નશાના નાટારંભથી ખદબદી ઉઠતી.

એક દિવસે મદ્રાસની અંગ્રેજી કોઠી પર ફ્રેંચ કોઠીનો હલ્લો આવ્યો અને અંગ્રેજો નાઠા. સૌની આગળ એય નાસતો હતો એણે એક હિંદી નોકરનો ડગલો ઓઢી લીધો હતો, બનાવટી કાળી દાઢી અને વાળ લગાવ્યા હતા તથા માથા પર મદ્રાસી પાઘડી ગોઠવી હતી

× × ×

આજે એ વાતને થોડાંક વરસો વહી ગયાં હતાં. હવે એ હિંદદેશ પર પાવરધો થઇને ફરતો હતો. એની કંપનીએ એને ગમે તે કામ ગમે તે રીતે, ગમે ત્યારે અને ગમે તે કરવાના પરવાના દીધા હતા. આ બધી સ્વૈરતામાં એને વિહાર કરવાની છૂટ હતી.

અને કેવો આદેશ હતો! અહીં તો સોનાના ઢગલા હતા, મસાલાના ઢગલા હતા, ગુલામ નોકરોના સમુદાયો હતા. કોઇ કાયદો નહોતો કોઇ કાનુન નહોતો સંપત્તિ લુંટવાના પ્રદેશો પર એની બધી નજર નિશાન માંડતી હતી. અહીં રાજાઓ હતા અને નવાબો હતા. પણ એ બધા તો ચકચૂર હતા.

એને સમજાઈ ગયું. છળકપટ એનો જીવનમંત્ર બન્યો. “હું મ અંગ્રેજી નવાબ છું” એમ બોલતો એ આજે એક રાજાને તો કાલે બીજા નવાબને કુરનીશ બજાવવા માંડયો.

છળ અને કપટના કદમ પરની અનેક ચાલચલગતનો એ હવે હુશિયાર ખેલૈયો બની ચૂક્યો હતો. હવે એનો મુકામ કલકત્તાની અંગ્રેજી કોઠીમાં હતો. એ કોઠીમાથી એણે મુર્શિદાબાદમાં રહેતા નવાબના મહાલયોમાં પોતાના મિત્રો શોધી કાઢવા હતા. એણે





" આપણે અમારી કાર્યવાહી કમિટિના સભાસદ કેફ્ટસનને પણ આપણી તમામ કારવાહીમા ઉમેરવો જોઈએ. એ કંઈપણ કરી શકે તેવો છે...આપણે ટટોકટી પર ટપી જવા ધાતકી પણ થવું જોઈશે."

' તેની આપણે ક્યાં કમી રાખી છે ? "

" પણ એવી રીતભાતનો ઉસ્તાદ તો જોઈએ ને, તે કેફ્ટન છે."

અને કેફ્ટનને બોલાવવામાં આવ્યો પછી કારવાહી શરૂ થઈ. તેમાં જાફરનો આવેલો કાગળ વચાયો.

" પ્લાસીમા સિરાજના નાશની બધી તૈયારી મેં કરી નાખી છે. હું પંદર હજારનુ લશ્કર લઈને તમને ત્યાં મળી જઈશ તે સાથે જ સિરાજના બધા ફ્રેંચ નિષ્ણાતોને ગિરફતાર કરવામા આવ્યા હશે બંગાળના બધા હક્ક તમને હું સ્વાધીન કરીશ તમારા લશ્કર અને અમલદારોને નજરાણા વહેંચાશે અને કલકત્તાની તમારી કાઉન્સીલના દરેક સભ્યને ધનના ભંડાર એનાયત કરવામાં આવશે "

પછી આ કારવાહી પૂરી થઈ. પછી કલાઈવ ઉતાવળો વોટસનના ઉતારામા ચાલ્યો ગયો. એની આંખ સામે સિરાજની ગાદી ઉપર બેસનારો જાફર દેખાતો હતો. જાણે એ આવતી કાલના આનંદોમાં વિહરતો જાફરને કહેતો હતો, " પછી તું, જાફર... અમારા દામ ચુકવીને અમારા પટમાં લેટતો કેવો કંગાળ થયો હોઈશ...પછી આખો બંગાળ, બિહાર અને ઓરિસ્સા જેવા અમારી કંપનીના ચોપડામાં નફા ખાતે જમા થઈ ગયા હશે ..અને પછી કલકત્તા અને મુર્શિદાબાદનો મુજરો લેતા અમે અંગ્રેજી નવાબો આખા હિંદ નહિ, આખા એશિયાપર અમારી કેવી આણ વરતાવતા હોઈશું ! "

એને ઉબરામાં ઊભેલા વોટસને રોબર્ટના હાથ હલાવીને આવકાર્યો. બંને બેપીશ અંદરના ઓરડામાં મસલત કરવા બેઠા.

પછી કલાઈવે નવી વાત રજુ કરી, " આપણે અમીચંદનું કાસળ જ કાઢી નાંખીએ. સિરાજ પછી પછી એ નીચ આપણને કશા કામનો નથી, અને એ દેશદ્રોહીને આવડી મોટી રકમ ન આપીએ તો ય શું ? " વોટસનને એ વાત ગમી ગઈ. પછી કાવત્રાખોરોના અંદર અંદરના કરારના બે કાગળ તૈયાર થયા. એકમાં અમીચંદને આપવાની જંગી રકમનો ઉલ્લેખ થયો પણ બીજામાંથી તે કાઢી નાખવામાં આવ્યો.

× × ×

ત્યારે સિરાજના રાજમહાલયોમા મુર્શિદાબાદમાં પણ કાવતરાની કારવાહી શરૂ થઈ ગઈ હતી

સિરાજના એક વિશાળ દિવાનખાનામાં સિરાજનો કાકો અને સેનાપતિ જાફર પ્લાસી આગળ ગોઠવવાના લશ્કરી વ્યુહની વાત કરતા બેઠા હતા. ત્યારે સિરાજે જાફર પર વિશાળ આંખ ઠેરવતા કહ્યું, " એકલા તમે...તમે જ."

" હું, શું ? " જાફર ચોંકી ઉઠ્યો.

" મને દગો ન દો, તો અંગ્રેજી બંદરોને હું ચપટીમા ચોળી નાખું." સિરાજે આંખમાથી વહેતી આશંકાવાળી નજર નાખી

અને સિરાજના માથા પરથી પગના તળીયા પર વિહ્વળ નજરને સંકેલતા જાફરે મેજ પર પડેલા કુરાનને ઉચકી લઈને શપથ લીધા.

" માફ કરો મિરજાફર, એ તો મારા દિલની દહેશત...પણ દિલીપ રોગ. તો ત્યાંજ દટાયો રહ્યો છે ને ? "

" આવી પહોંચજો હશે, અને હું મારા પંદર હજાર લઈને પ્લાસી પાસે મુકામ નાખવા ઉપડી જઈશ " અને બીજા દિવસની વહેલી સવારે જાફરે પોતાની ટુકડીઓને પ્લાસી તરફ આગળ વધવાના હુકમ આપી દીધા.

×

અને ૧૭૫૭ ના જૂનની એક ઊગતી ઉષામાં પ્લાસીનું યુદ્ધ શરૂ થયું અને પુરૂં થયું. હિંદની સદી



ગૌરી સમાજ ઘટનાની રાજવ્યવસ્થા પ્લાસી ગામના પાદર આગળના એક આંબાવાડીયા આગળ શબ બનીને પડી. એને પાડતાં સાત ગોરાઓ અને સોળ દેશી સૈનિકો મરાયા હતા. બધું થોડાજ કલાકોમાં બન્યું.

અને જૂની સમાજઘટનાનો ઘાત કરવા તથા પોતાને ત્યાં આવેલા યંત્રયુગનો ઝંડો ધરીને આખાય દેશપર શોષણનું કારસ્તાન લઈને આવેલા ક્લાઈવે જાફરને આંબાના તોરણ નીચે આવકાર્યો અંગ્રેજી તોપોએ આ મરતી સમાજઘટનાનાં જંતુનું બહુમાન કર્યું અને અંગ્રેજી સંત્રીઓએ તેને સલામી આપી.

ત્યારે થોડાક અંગરક્ષકો લઈને સિરાજ મુર્શિદાબાદ તરફ ભાગ્યો. મુર્શિદાબાદના રાજમહાલયમાં ઊંઘતી બેગમ લુતફન્નિસાને એણે ઢંઢોળી. બન્ને રાજદંપતીએ ગરીબનો પોશાક પહેરી લીધો.

પછી રાજમહાલયની પાછલી બારી ઉઘડી. બારીમાંથી પેલા બે ગરીબજનો કિનારા તરફ ચાલી નીકળ્યાં, અને તૈયાર રખાયલી એક હોડીમાં બેઠાં.

કિનારાનાં પાણી પર સરતી હોડીમાંથી બંન્નેએ મુર્શિદાબાદના કાંગરાઓપર સજળનજરથી દુવા દીધી, "અલ્લા બેલી."

પણ આ દુવાને પાછી ઠેલતું હોય તેવું મુર્શિદાબાદ એના પાયામાંથી હચમચી ઊઠ્યું મુર્શિદાબાદ પર અંગ્રેજી ડાકુઓ અને દેશી જાફરની આણ વરતી મુર્શિદાબાદના રાજમહાલયમાં જાફરે લોહી છાંટ્યું.

ચાર દિવસ પછી સિરાજને સાંકળે બાંધીને લાવવામાં આવ્યો, અને નગરમાં ફેરવવામાં આવ્યો. પછી એ મધરાતે રાજમહાલયમાં કેદ થએલા સિરાજના ખંડનું પાછલું બારણું ઉઘડ્યું અને બે મારાઓ અંદર દાખલ થયા.

"આવ્યા તમે..." બોલતો સિરાજ મરણતોલ ઢળી પડ્યો.

અને મુર્શિદાબાદ પર નવા નવાબની સ્વારી નીકળી. નવાબને ગાદી પર બેસાડનાર પેલો અંગ્રેજી ખવાસ ક્લાઈવ ગોરો નિઝામ બનીને હાથી પર ઝુલતો હતો. એને રક્ષવા એની સ્વારી બનેલા બસો ગોરા અને ત્રણસો દેશી અંગરક્ષકો વિંટાળાયા હતા.

એમ હિંદ દેશપર જૂની ઘટના અત્યાચાર ઝીલતી અંગ્રેજી કમઠાણના ગંજ પોતાના અંગેઅંગ પર ઠોકાતા સાંભળતી હતી. અને અંગ્રેજી મૂડીના કમઠાણને હિંદની ધરતી પર ઠોકતો ક્લાઈવ એના ઐશ્વર્યથી ઉભરાતા આવાસમાં ખાણું લેતો સોનેરી પીણાના ચળકાટમાં દેખી રહેતો દિવાસ્વપ્ન દેખતો હતો.

"રોબર્ટ—એભી ઍન્ડ-ક્લાઈવ કંપનીનો હું ભાગીદાર આજે મારા ઇંગ્લેંડમાં હોત તો...હું કહેત કે, મેં તમારે માટે એક મોટું સામ્રાજ્ય સ્થાપ્યું છે."

અને પછી પીણાની લહેરમાં ઇંગ્લેંડનો આખો શાસક સમાજ એની ખોપરીમાં હિલોળા લઈ રહ્યો. અંગ્રેજી સુંદરીઓ આ "ડારલીંગ" પર મધુરાં હાસ્ય ફેંકતી એને દેખાઈ. વોશીંગટન અને ડેવીડ એનાં રેખાચિત્રો દોરવા પડાપડી કરતા હોય એવું એને ભાન થયું.

"ત્યારે પેલો શું કરે છે!" એણે દિવાસ્વપ્નમાં એક જોનસન નામનો ધૂની દેખ્યો. આખા ઇંગ્લેંડમાં એ એકલો ધૂની એના પોતાના ચહેરાપર ઉગરેખા લાવીને એણે લખવા માંડેલી ડીક્શનેરીમાં એક નવો શબ્દ લખતો હતો, એ શબ્દનું નામ 'શાહીવાદ' હતું.

"પણ એલા, એ, હું આવું છું" એમ બૂમ પાડવાનું એને મન થયું. એણે આખો હિંદ જીત્યો હતો. જાણે પોતે મોટા રોમન વિજેતા જેવો ગુલાઓની લંગારો લઈને. ઝવેરાતના ઢગલા લઈને, ધનદોલતનાં જહાજો ભરીને, અંગ્રેજી કિનારે ઉતરતો હતો એવું એને દેખાયું.

★

# પૂર્વ દેશની એક વાર્તા

ઇવાન ટર્ગેનેવ

અનુ. શિવશંકર પ્રા. શુક્લ.

બગદાદમાં આફતાબે જહાં જાફરને કોણ નથી ઓળખતું ?

ઘણાં વર્ષો પર જાફર જ્યારે જુવાનીમાં હતો તે વખતે એક દિવસ બગદાદની ભાગોળે એ ફરતો હતો તેવામા એણે એકાએક એક ખોખરો અવાજ સાંભળ્યો—કોઇ જોરથી મદદની બૂમો પાડી રહ્યું હતું—

જાફરના મિત્રો એની સદ્બુદ્ધિ ને ચોક્કસ નિર્ણયશક્તિને ઓળખતા હતા; અને એનું હૃદય પણ દ્રવી જાય એવું હતું. વળી એને પોતાના શારીરિક બળમા યે વિશ્વાસ હતો.

તેથી જે દિશામાંથી ચીસ સંભળાઇ રહી હતી તે તરફ એ દોડ્યો અને એક દૂબળા માણસને શહેરના કોટની દીવાલ સાથે ભીચડી લૂંટી રહેલા બે આદમી એણે જોયા.

જાફરે તુરત જ પોતાની તલવાર ખેંચી અને લૂંટારાઓ પર ઉગામી—એકને પૂરો કર્યો તેવામા બીજો છૂ થઇ ગયો.

પેલો ડોસો છૂટતાં જ પોતાના મુક્તિદાતાના પગમાં ઢળી પડ્યો અને એના ઝભ્ભાના છેડાને પકડી બોલી ઊઠ્યો. "બહાદુર નવજુવાન, તારી બહાદુરીનો બદલો મળશે. મારા દેખાવ પરથી તો હું દુઃખી ભીખારી હોઉં એમ તને લાગતું હશે; પણ એમ નથી. હું સાધારણ માણસ નથી. કાલે પરોઢિયે મુખ્ય બજારમાં આવજે. ત્યાં ફૂવારા પાસે હું તારી વાટ જોતો ઊભો રહીશ—અને હું જે શબ્દો બોલી રહ્યો છું તેની સચ્ચાઇની તને ખાતરી થશે."

એ સાંભળી જાફરને થયું. "દેખાવમાં તો આ માણસ જરૂર ભીખારી જેવો જ લાગે છે. પણ એના શબ્દોની ખાતરી શા માટે ન કરવી ?"—અને એણે ઉત્તર આપ્યો:

"સારૂ, બાપાજી, હું આવીશ."

પછી પેલા ડોસાએ એની આંખો સામે તાકીને જોઇ લીધું ને છૂટો પડ્યો.

બીજી સવારે, હજુ ભાગ્યે જ ઉષાની ટશરો ફૂટી રહી હતી તે વખતે જાફર બજારમાં જવા નીકળ્યો. પેલો ડોસો ફુવારાના આરસના કુંડને અઢેલી ઉભો ઊભો એની ક્યારનીયે વાટ જોઇ રહ્યો હતો.

એણે બોલ્યા ચાલ્યા વિના જાફરનો હાથ પકડ્યો અને ચારે બાજુએ દીવાલવાળા એક નાના બાગમાં એને દોરી ગયો.

એ બગીચાની બરાબર મધ્યમાં એક લીલી હરિયાળી પર સાઇપ્રસ જેવું એક અદ્ભુત ઝાડ ઊગ્યું હતું. સાઇપ્રસમાં ને એમાં ભેદ માત્ર એટલો જ હતો કે એના પાન ઘાટાં આસ્માની હતાં. એની ઊભી વધેલી ડાળીઓ પર ત્રણ સફરજન લટકી રહ્યાં હતાં. એક મધ્યમ કદનું, લંબગોળ ને દૂધ જેવું સફેદ હતું, બીજું મોટું, ગોળ, અને ચકચકતું લાલ હતું; અને ત્રીજું નાનું, ચિમળાઇ ગયેલું અને પીળાશ પડતું હતું.

પવન નહોતો છતાં એ આખું ઝાડ આછુંઆછુ હાલ્યા કરતું હતું, અને જાણે કાચ ખખડી રહ્યો હોય એવો પાતળો, મધુર અવાજ એમાંથી નીકળી રહ્યો હતો. જાફર આવ્યાની એને ખબર પડી ગઇ હોય એમ લાગ્યુ.

"જુવાન." ડોસાએ કહ્યું, "આમાનું ગમે તે સફરજન ચૂંટી લે પણ એટલું યાદ રાખજે કે, જો ધોળું ચૂંટીને ખાધું તો સૌથી વધુ ડાહ્યો માણસ બની જઇશ, જો લાલ ચૂંટીને ખાઇશ તો તું રોથ્સચાઇલ્ડ યહૂદી જેટલો માલદાર થઇશ, અને જો પીળાને ચૂંટીને ખાઇશ તો તું ડોશીઓને પ્રિય થઇ પડીશ. હવે પસંદ કરી લે !......હવે વાટ ન જોતો કારણ કે એક કલાકમા તો એ ફળો કરમાઇ જશે અને એ વૃક્ષ પોતે જ પૃથ્વીના પ્રશાંત ઊંડાણમાં અલોપ થઇ જશે !"

જાફર માથું નમાવીને વિચાર કરવા લાગ્યો, "શું કરવું ?" જાણે પોતાની જાતની સલાહ લઇ રહ્યો હોય એમ એ ધીરેથી બબડ્યો, બહુ ડાહ્યો થનાર કદાચ જીવવાની જ ઇચ્છા ખોઇ બેસે, બીજા

કરતાં વધુ પૈસાદાર થનાર સૌની ઈર્ષાનો ભોગ થઈ પડે. માટે પેલું છેલ્લું ફરમાવેલું સફરજન તોડીને ખાઈ જવા દે."

અને એણે એમ કર્યું. પેલા ડોસાએ બોખા મોએ હાસ્ય કર્યું, અને બોલી ઊઠયો. "ઓ સૌથી વધુ બુદ્ધિશાળી જુવાન, તેં સાચે જ યોગ્ય પસંદગી કરી છે ! સફેદ સફરજનની તારે શી જરૂર હતી ? તારામાં સોલોમની કરતાંયે વધુ બુદ્ધિ છે. તેમ જ તારે લાલ સફરજનનીયે જરૂર નહોતી...એ વગર તું પૈસદાર થવાનો છે. પણ તારી દોલતની કોઈને ઈર્ષ્યા નહીં થાય."

"એ બુઢ્ઢા ચાચા." જાફરે આગળ ધસીને જતાં કહ્યું. "આપણા માયાળુ ખલીફાની માતા ક્યાં રહે છે તે મને જણાવો."

ડોસાએ નીચા નમી એ જુવાનને રસ્તો બતાવ્યો. બગદાદના આફતાબે જહાં પ્રખ્યાત જાફરને કોણ નથી ઓળખતું ?



## તારી રૂપજાળે

નવલા શ્રુંગારે તેં તો રૂપને મઢ્યું
તારી રૂપજાળે મારું મનડું ઠર્યું.
આંખોના ઇશારે, તારી પાંપણોના પલકારે
ઝાંઝર ઝંકારે નવું ગીતડું ઝર્યું :
અંધારે તેં તારે રૂપે મઢ્યું સહુ તેજતારે
તારે ઉર ધબકારે મનડું ઠર્યું.
તારી૦

તારા વચનોની જાળે પ્રેમસર કેરી પાળે
માળા ગુંથી ગુંથી તારું રટણ કર્યું :
આરોપી એ કંઠે તારે હસ્યા અધરો બે ત્યારે
અધરોનું મિલન મેં નિરખ્યા કર્યું.
તારી૦

તારી રૂપછાયા મહીં છવાયો હું આજ ભારી
મારી સિતારીના તારે 'તુંહી તું' રટ્યું :
ચીતે વધ્યા સ્મિતો તારા, છંદે તારા આનંદોને
કવનમાં જીવન મેં તારું જ રચ્યું.
તારી૦

હરીન્દ્ર દવે

# યુનિવર્સિટી અને સંગીત

ચૈતન્ય પ્ર દેસાઈ,

## ૧ પ્રચલિત સં. શિક્ષણ

સંગીતનો વ્યવહારમાં અર્થ થાય છે ગાયન અને વાદન આપણે ત્યાં હાલ સંગીતનું શિક્ષણ બે પદ્ધતિથી ચાલે છે (૧) ગવૈયા પાસે વર્ષાનુવર્ષ રહી ગુરુસુશ્રુષાથી યા તો ખૂબ પૈસા આપી પરંપરાગત 'તાલીમ' લેવી, જેથી વિદ્યાર્થી એટલે કે 'શાગીર્દ' આખરે ધંધાદાર અને ઠંમદાર ગાયક તૈયાર થઈ શકે છે. આ રસ્તે જતા વિદ્યાર્થીને ઘણી વખત ખૂબ જ કષ્ટ વેઠવા પડતા હતા, શિક્ષણ તો ઉસ્તાદની લહેર ઉપર અવલંબી રહેતું અને કેટલીકવાર તો છેવટે વિદ્યાર્થી સાવ સૂકા જ રહી જતા, એવુંય બનતું ! પણ પદ્ધતિસર અને સાચું ગાયનવાદન શીખવાનો આ જ 'એકમેવ' રસ્તો હતો અને છે આજસુધીના ગુણીજનો એ જ પદ્ધતિથી પેદા થયા ! સંગીત શીખવામાં કષ્ટ ઉઠાવવા પડતા, સંગીત વિદ્યા ગુપ્ત રાખવાના પ્રયત્નો ખાનદાની ગવયા કરતા, તેથી તે નષ્ટ થવાની બીક લાગતી હતી, સંગીતની અને સંગીતકારોની પ્રતિષ્ઠા સભ્ય સમાજમાં બહુ ન હતી; આ બધું દૂર કરવા માટે, સંગીતશાસ્ત્ર પણ નવેસરથી તૈયાર કરી સંગીતનો પ્રચાર અને સામુદાયિક શિક્ષણ સુલભતાથી થઈ શકે તે માટે આ જમાનામાં બે મહાન્ પુરુષોએ ભગીરથ પ્રયત્ન કર્યા. પાશ્ચાત્ય સંસ્કૃતિની ફેશનના ફેલાવ સાથે સંગીતની માગણી આપણો સભ્ય સમાજ કરવા લાગ્યો હતો, તે પૂરી કરવાની જરૂર હતી જ ! **રાગવર્ણન અને ખાનદાની ચીજોનું નોટેશન** પુસ્તકરૂપે છપાવી પ્રસિદ્ધ કરવું અને **સંગીતશાળાઓ** સ્થાપન કરી ખાસ શિષ્યો અને સાધારણ વિદ્યાર્થીઓ તૈયાર કરવા. આ બે મોટાં કામ ઉક્ત બે પંડિતોએ કર્યાં. પં. પલુસ્કરે સંગીતની તરફેણમાં ખૂબ બહોળો પ્રચાર કર્યો, જ્યારે સંગીતશાસ્ત્રકાર અને નોટેશન લેખક તરીકે **પં. ભાતખંડેનું** કાર્ય વધારે સદ્ધર અને વ્યાપક હતું. આ પુરુષોનું કાર્ય મહાન હતું અને ઉદ્દેશ ઉચ્ચ હતા, પણ તે કેટલાં સફળ થયા, તે માટે મતભેદ છે. નોટેશનના પુસ્તકોથી અને સંગીતશાળા ક્લાસો વડે સંગીતનો સત્યાનાશ થયો એવું કહેવાવાળા ઘણા વિદ્વાન રસિકો અને ધુરંધર ગાયકો મળે છે અને તેમના કથનમાં ઘણું તથ્ય પણ રહેલું છે ! સં. શાળાઓથી છોકરીઓ માટે થોડું ઘણું ગાવા વગાડવા શીખવાની સગવડ થઈ, તેમજ આ સંગીતશાળાઓની પરીક્ષા પસાર થઈ જાય અને બીજો કોઈ રસ્તો બેકારીમાંથી છુટવા ન મળે તો ગાયનમાસ્તર યા 'સં. પ્રોફેસર' બની 'ક્લાસ' ખોલવાનું કે માસ્તરની નોકરી મેળવવા માટેનું એક બહાનું કેટલાક સુરત લોકોને મળી ગયું, એમાં શંકા નહીં ! પં. ભાતખંડેની અને પલુસ્કરની આકાંક્ષા હતી અને યોજના **હતી કે આ શાળાઓમાંથી સાક્ષર, સભ્ય અને સવાયા ગવૈયાઓ પેદા કરવા;** પણ પરિણામ આવ્યું તેમાં ત્રીજો ગુણ ન દેખાયો, હવે બધા લોકો જાણવા મંડયા છે કે આ શાળા-ક્લાસોમાં શીખવવામાં આવતા ગાયનથી ગવૈયા થવાતું તો નથી જ પણ પોતાનું યા બીજાઓનું મનોરંજન કરી શકાય એટલું ગાતાં પણ આવડી જતું નથી ! આવી શાળાઓમાંથી બનેલા 'ગ્રેજ્યુએટો'ને સંગીતકલા નહીં, નવી સંગીતવિદ્યા એટલે 'પુસ્તકિયા સંગીત' (આ ચીજ તો ગ્રેજ્યુએટના ગળામાંથી જ સાંભળ્યા પછી સમજમાં આવે તેવી છે !) માત્ર આવડે છે. પરીક્ષામાં પણ મૌખિક કરતાં 'પેપર' ના વિષયો વધારે હોય છે, જે પાસ માર્કસનો ઠીક સરવાળો કરી પાસ કરાવે છે ! સ્વાભાવિક જ સંગીતનો ગ્રેજ્યુએટ તો ગાયક કરતાં વધારે પાઠક અને વ્યાખ્યાતા થઈ જાય છે, તે ગાઈ ન શકે, પણ સંગીત ઉપર વ્યાખ્યાન આપી શકે છે ! સંગીતની નવી પદ્ધતિના શિક્ષણથી બીજું એક નુકસાન થતું બતાવવામાં આવે છે; જે સંગીત ગ્રેજ્યુએટો થાય છે યા થતા જાય છે, તેઓના ભેજામાં ખુદને માટે અને સંગીતની બાબત જૂઠો અને અહંતાયુક્ત ખ્યાલ પેસી જાય છે, તેથી સંગીતનો રસ પણ ગ્રહણ કરવાની તેઓની પાત્રતા નષ્ટ થઈ જાય છે. આ તો ગાયકવાદકોનો નિત્યનો અનુભવ થયો છે. ગાયક થવા માટે ચાર વસ્તુઓની આવશ્યકતા રહે છે —(૧) અવાજ કમાવો (૨) સારા ગાયકો પાસે

તાલીમ લેવી (૩) વર્ષો સુધી મહેનત કરવી (૪) અનેક સારા ગાયકોને સાંભળવા. સંગીત વિદ્યાલયોના શિક્ષણમાં ઉક્ત ચતુષ્ટયીનો અભાવ રહે છે, જેથી સંગીત વિદ્યાર્થીને કુટણુ–કુટણુ અને કઢંગીયું સંગીત જ આવડી જવાનું છે; અને દુઃખમાં દુઃખ એટલે આ જ વિદ્યાર્થીઓ આગળ ઉપર સંગીતના શિક્ષક બની જાય છે, ત્યારે આનું જે પરિણામ દેખાય છે, તેથી જુદું શું આવવાનું હતું ? આ પરિપાકમાંથી વળી જે ડબલ ગ્રેજ્યુએટ્ અને ડબલ એમ. એ થતા પામ્યા છે, તેઓનું ગાયન તેટલા જ પ્રમાણમાં અસહ્ય હોય છે. આ વાત તો કલ્પનાથી પણ સમજાય તેવી છે. નોટેશનની ચોપડીઓ આ શિક્ષણના મુખ્ય સાધન, પણ દુર્ભાગ્યથી આ સાધન જ સાધ્ય બની ગયું છે અને આ કહેવાતા સંગીતના પ્રોફેસરો માસ્તરો અને વિદ્યાર્થીઓ સંગીત ગાતાં–વગાડતાં નહીં પણ સંગીત વાચતાં શીખે છે અને નિરંતર નીરસ, નિર્જીવ અને નિરર્થક ગાયનવાદન જ ગાઈ વગાડી શકે છે ! સાચું સંગીત તો એક તરફ રહી જાય છે પણ આનું કારણ મુખ્યતઃ શાલેય શિક્ષણપદ્ધતિ એટલે આમ–પેદાશ (mass production) આ છે શાલેય શિક્ષણથી બહુ આશા જેઓ રાખે છે, તેઓ તેટલા જ નિરાશ થવા પામે છે શાલેય શિક્ષણ પદ્ધતિ સાહિત્ય, ગણિત, ભૂગોળ વગેરે બુદ્ધિગમ્ય અને ગોખણપટ્ટીના વિષયો શીખવા માટે ઉપયુક્ત હશે; પણ કલા શીખવા માટે તે ઉલટ અડચણ રૂપ થાય છે શાળાઓની સુખી ચકીોમાં વિદ્યાર્થી માનસની કલાનો અંકુર જ પહેલા પિસાઈ જાય છે ! છતાં આમ શિક્ષણમાં યોગ્ય સુધારો વધારો કરવામાં આવે તો તેથી એક મોટો ફાયદો અવશ્ય થઈ શકે છે, કે વિદ્યાર્થીને કલા તરીકે કંઈ ન આવડી ગયું હોય તો પણ તે કલાનો રસિક અને ગ્રાહક, આખરે ધરાક પણ બની શકે છે, અને આપણી કલાઓની મુખ્ય મુશ્કેલી છે. તે કલાકારોની ઉણપ નહિ પણ કલાકૃતિઓના આશ્રયદાતાઓની છે. આ વાત આપણા ધ્યાનમાં હજી બરાબર ઉતરેલી નથી ૫. ભાતખંડેએ રાગોની વિસ્તૃત માહિતી અને હજારો ખાનદાની ચીજો છપાવી, પ્રાચીન સંગીતનાં પુસ્તકો પણ છપાવ્યા, ચર્ચા પણ કરી રાખી છે, આ બધા સાહિત્યનો ઘણો ઉપયોગ ભાવિ સંગીતશાસ્ત્રીઓને ઉપયોગી થશે, એમાં શંકા નહિ આ પંડિતોના પ્રયત્નથી જ બાળકો પણ રાગનાં નામ ઓળખતા શીખી ગયા એમાં શક નથી આ પંડિતોના પ્રયત્નથી જ સમાજનું ધ્યાન સંગીત તરફ ગયું, અક્ષરોની સંગીતની સમજ વધી ગઈ અને સભ્ય અને સાક્ષર ગાયકો દેખવામાં આવવા મંડ્યા પણ એટલી સાક્ષરતા વધારે સંગીત ગાયકમાંથી નીકળી ગયાનો બનાવ બન્યો અને તે જોવા પછી તેના સત્પ્રયત્નોથી શાસ્ત્રરાગિણીઓ, સારેગમ અને ગાયન માસ્તર ગલીગલીએ ફેલાઈ ગયાં છતાં સંગીતની ઉંડાઈ ઘટતી ગઈ, અને તેથી જ આ બીનાને સંગીતની ઉન્નતિ તરીકે ગણવાનું કઠણ લાગે છે ! સંગીતનો પ્રચાર અને રક્ષણ કરવાની હોંશમાં આપણે, બિલકુલ ઉલટી દિશામાં ચાલી ગયા છીએ અને સંગીતને નુકશાન કર્યું છે. શાલેય સંગીત-શિક્ષણને ફાયદાકારક બનાવવું હોય તો આપણો ઉદ્દેશ આ રહેવો જોઈએ કે શાલેય સંગીતથી સંગીતને નુકસાન ઓછામાં ઓછું થાય ! અર્થાત્ શાલેય સંગીતની મર્યાદા ધ્યાનમાં રાખી તેમાં કેટલાક મહત્ત્વના સુધારાઓ કરવાનું શક્ય અને અત્યાવશ્યક છે, જે નીચે આપું છું—

૨. **સંગીતનો વિદ્યાર્થી** તે જ થઈ શકે છે, કે જેને સંગીત તરફ અત્યંત આકર્ષણ છે, પ્રેમ છે, અને કંઈક કુદરતી બક્ષિસ (Gift) પણ છે. આજના માબાપોનું સ્વાર્થી વલણ છોકરીઓને સંગીત શીખવવા તરફ વધારે છે, છોકરીને ગાતાં કે નાચતાં આવડે તો તે વધારે આકર્ષક બને, લગ્નના બજારમાં તેની કિંમત વધે, આ હલકા હેતુથી શ્રીમંત લોકો કલા તરફ Drawing room culture તરીકે જ દેખે છે ! નૃત્ય અને ગાયન તરફ ઘણી ખરી સ્ત્રીઓનું કુદરતી વલણ હોય છે, પણ હાલની આપણી સાંસારિક પરિસ્થિતિ અને બંધનો એવા પ્રકારનાં છે, કે સંગીતાદિ કોઈ કલામાં બહુ સારી પ્રગતિ કરતી અને બહુ આશાદાયી કુમારિકાઓનું સંગીત વિવાહિત





થયા પછી સાવ સુકાઈ જાય છે, પુરુષ નોકરીમાં અને સંસારમાં પણ કંઈક શોખ ચાલુ રાખી શકે છે, છતાં આપણું કૌટુંબિક વાતાવરણ જ કલાત્મકતાને એકંદરે મારક છે. આપણું આત્યંતિક દારિદ્રય આ પણ એક મોટું કારણ છે. આ પરિસ્થિતિમાં મોટો બદલો થયા વિના કલા સાથે જીવનનો મેળ ખાવો અશક્ય છે, ખેર.

કંઠસંગીત શીખવા માટે સુરીલા અને હલકા કંઠના તેમજ મહેનત કરી શકે તેવા વિદ્યાર્થી ચૂંટવા જોઈએ. કંઠની અનુકૂળતા ન હોય તેઓને વાદ્યવાદ ન લેવડાવવું જોઈએ. વાદન સહેલું રહે છે.

**૩ પ્રાથમિક—મધ્યમ અભ્યાસક્રમ.**

સંગીતના સ્વતંત્ર વિદ્યાલયોના બે ત્રણ વર્ષો સુધીના અભ્યાસક્રમમાં અને સરકારી શાલેય પ્રાથમિકથી હાયસ્કૂલના મેટ્રિક પહેલા બેત્રણ વર્ષ સુધીના અભ્યાસક્રમમાં ફક્ત “લઘુસંગીત” જ Light music ) રાખવું. આ કોર્સ પૂરો થયા પછી જ જે વિદ્યાર્થીઓ શાસ્ત્રીય સંગીત શીખવા ઇચ્છતા હોય અને જેઓ ‘સારેગમ’ રટવાની અને અવાજ કમાવવા માટેની મહેનત ખંતપૂર્વક સાથે કરવા તૈયાર હોય તેઓને માટે હાયસ્કૂલના આખરી ત્રણ વરસોથી બી. એ. સુધી અને આગળ **ખાસ શાસ્ત્રીય** એટલે તાન આલાપ સાથેનું ત્રિતાલ આદિ તાલયુક્ત ખ્યાલ ઠુંમરી રૂપ, અભિજાત પ્રબંધરુપ રાગ, ગાયન કોર્સમાં રાખવામાં આવે. કોઈ પણ **શાસ્ત્રીય સંગીત ગાતા શીખવા માટે સર્વ પ્રથમ અવાજ કમાવવાની—Voice culture-ની અપરિહાર્ય આવશ્યક્તા રહેલી છે** અને યુરોપમાં તો તે વાત ઉપર ખાસ ધ્યાન આપવામાં આવે છે. આપણે ત્યાં તે માટે ‘ખરજ’ની અને ‘સારેગમ’ તથા ‘પલટાઓ’ રટવાની પરંપરાગત રીત છે, અને આપણા પ્રચલિત સ્કૂલ–ક્લાસેસના, શાલેય તથા શોખીન ( અમેચ્યુર ) સંગીતમાં આ આત્યંતિક તથા મૌલિક બાબત અસ્પષ્ટ રાખવામાં આવે છે. આ ખામી શાલેય સંગીત પોકળ અને અપરિણામકારક રહેવા માટેનું મુખ્ય કારણ હોય છે. અવાજ કમાયા વગર ખરાબ ગાતાં આવડવું પણ અશક્ય છે, ત્યારે ઢંગદાર અને રંજક રાગગાયનની વાત જ ક્યાં ! અવાજ કસદાર અને સ્વરીલો, તે તે ખાસ જગ્યા ઉપર લાગવો અને ફાવે તે સ્વરસંયોગ, કંપ, ગમક, મીંડ મુરકી, ખટકા આદિ સ્વર ક્રિયા પેદા કરવા માટે તેની ઉપર કાબૂ મેળવવો અને તેમાં બળ લાવવું. રાગ ગાયન માટે પહેલી અને છેલ્લી જરૂરીયાત છે. **અવાજ કમાવવાની મહેનત શાલેય વિદ્યાર્થી પાસેથી થવી લગભગ અશક્ય છે અને તેથી સ્કુલ-કોલેજનું સંગીત પોકળ અને ઢોંગ જ રહેવાનું !**

ત્યારે સ્વતંત્ર એટલે ખાસ સંગીત વિદ્યાલયો માટે એ પ્રકારનો અભ્યાસક્રમ રાખવો. શરૂના બે વર્ષના અભ્યાસક્રમમાં લોકગીત, ઓગીત, ગરબા—રાસડા, કાવ્ય—ગાયન, રાષ્ટ્ર—ગીતો, ભજન, ગઝલ, કવ્વાલી, દાદરા, એન્ગ્લો નાટ્ય ગીતો અને ફિલ્મી ગીતો આદિ લઘુસંગીત માત્ર રાખવામાં આવવું જોઈએ. ત્રીજા વર્ષથી આગળ ત્રણચાર વર્ષના કોર્સમાં રાગદારીના સંગીતમાંથી भैरवी, जौनपुरी, काफी, देश, खमाज, जंगला, झिंझोटी, मांड, पीलु વગેરે સહેલા અને પરિચિત રાગો સુધી જ વિદ્યાર્થીએ મજલ મારવી પુરતું થશે. પ્રાથમિક કોર્સમાં દાદરા અને કેરવા તાલ પુરતા છે, ત્યારે મધ્યમ માટે ત્રિતાલ એકતાલ અને બહુ તો ઝપતાલ એટલા તાલ ઘણા થશે. ઉપર શરૂનો લઘુસંગીતનો કોર્સ બતાવ્યો તે જ સરકારી પ્રાથમિક એટલે સ્કૂલ અને હાયસ્કૂલના પહેલા ત્રણેક વર્ગના કોર્સ માટે રાખવામાં આવે. પછી મધ્યમનો કોર્સ કહ્યો તે જ હાયસ્કૂલના આખરી ત્રણ ચાર વર્ષમાં એટલે મેટ્રિક સુધી પૂરો કરી નાખવો. ખાસ સંગીત વિદ્યાલયના શિક્ષણ કરતાં શાળાહાયસ્કૂલનું શિક્ષણ ધીરેથી ચાલવાનું છે તેમજ તેનો દરજ્જો પહેલા કરતા બહુધા વધારે ઉતરતો રહે, એવો સંભવ રહે છે. આ શિક્ષણમાં રસ અને

ઉત્સાહ લાવવા માટે વિદ્યાર્થીઓ તરફથી ગીત–નાટ્ય નૃત્યના પ્રયોગો દર મહિને ગોઠવવામાં આવે તથા સંસ્થા તરફથી ગ્રામોફોન–રેડીઓનો ઉપયોગ થાય; વળી વરસમાં બે ચાર વાર સારા ગાયકવાદકોની મહેફીલ તેઓને સાંભળવા મળે એની ગોઠવણ થવી જોઇએ. પ્રાથમિક શિક્ષણ અને લોકશિક્ષણમાં નાટયાદિના પ્રયોગનો સમાવેશ સંસ્કૃતિ વર્ધનાર્થે કરવામાં આવનાર છે, (પણ ક્યારે?) એવો ઉલ્લેખ કેન્દ્રીય સરકાર તરફથી હમણાં જ જાહેર થયેલી "આનંદ" શિક્ષણ યોજનામાં હતો, જે એક મોટી આનંદદાયક વાત છે! ઇચ્છીએ કે આવી વાતો અને યોજનાઓ સરકારી કામળો ઉપર જ આકર્ષક દેખાય છે યા ફાઇલોમાં જ ધૂળ ખાતી રહે છે, તેમ આનું ય ન બને! વાસ્તવિક રીતે આવી બાબતો માટે સરકાર ઉપર અવલંબિત રહેવું ખોટું છે. આપણા જુવાનોએ આ માટે ગામેગામ ફરી સંગીત સાથે રાષ્ટ્રભાવનાઓનો પ્રચાર કરી શકે એવા નાટ્ય મંડળો કાઢી આ મહાકાર્ય હાથમા લેવું જોઇએ. પહેલા જમાનામાં કથા કીર્તન, રામલીલા અને તમાસાઓ આવી જ રીતે વિશેષતઃ લોકમનોરંજનનું કાર્ય કરતા હતા. યુરોપમાં આ કાર્ય લોકોની સંસ્થાઓ જ કરી રહી છે–એક રશિયા છોડી, કે જ્યાં મનોરંજન અને સાહિત્યસંગીતનું યંત્ર ખુદ સરકાર જ જોશભેર ચલાવે છે. અસ્તુ.

**સરકારી શાલેય સંગીતના ક્રમમાં લઘુસંગીતને જ મુખ્ય સ્થાન આપવું જોઇએ.** શાસ્ત્રીય સંગીતના ઉદાત્ત નામ નીચે ઉપર ગવૈયાગિરીનો બોજો લાદવાથી અત્યાર સુધી તો "પૂર્વં ચ નાસ્તિ, પરં ન લભ્યતે!" આ જ થઈ રહ્યું, કે બીજું કંઇ? મધ્યમ કક્ષામાં કે મેટ્રિક સુધીમાં ઉક્ત લોકપ્રિય દસ પંદર રાગના 'છોટા ખ્યાલ' અને ઠુંમરી ગીતો થઈ જાય તો પણું. ગ્રામશિક્ષણનો ઉદ્દેશ ગવૈયા બનાવવાનો હોઈ શકે નહીં. **વિદ્યાર્થીને પણ વ્યવસ્થિત અને સુંદર ગાતાં યા વગાડતાં આવડે અને ખાસ કરીને તે ઉચ્ચ સંગીતનો પ્રેમી રસિક બને આ જ આ શિક્ષણનું ધ્યેય હોવું જોઇએ.**

**શાલેય સંગીતમાં વાદ્યવાદન ઉપર વિશેષ ધ્યાન આપવું જોઇએ.** સ્વરવાદ્યોમાં સિતાર, દિલરૂબા અને હાર્મોનિયમ વાદન વિશેષ ઇચ્છનીય. તાલવાદ્યોમાં તબલા અને પખવાજનું. નૃત્યમાં પખવાજનો ખાસ ઉપયોગ છે, માટે **મૃદંગવાદનનું પુનરૂજ્જીવન કરવાના ખાસ પ્રયત્નો હોવા જોઇએ.** વૃંદવાદનમાં (orchestra) બંસરીનો ઉપયોગ છે, તેનો પણ વધારે પ્રચાર થવો જોઇએ. હાર્મોનિયમમાં આપણા સંગીતની દ્રષ્ટિએ કેટલીક ઉણપ છે, પણ સવલતવાળું અને સહેલામા સહેલું તરીકે આ એકજ વાદ્ય છે અને ગાયનની સાથ કરવા માટે તે સૌથી ઉત્તમ વાદ્ય છે (જૂઓ આ લેખકનો લેખ "હાર્મોનિયમકા સ્વીકાર આવશ્યક ક્યોં?" 'સંગીત કલાવિહાર' માસિક, વર્ષ ૧ અંક ૮–૯) માટે શાલેય સંગીતની અલ્પ મર્યાદામાં **હાર્મોનિયમવાદનનું શિક્ષણ લેવું વિદ્યાર્થીને વધારે શક્ય છે.** બંસરીવાદન પણ આ જ કક્ષામાં આવશે. અવાજ કમાવવાના મહતસંકટમાંથી વાદ્યના વિદ્યાર્થીની મુક્તતા રહે છે, ગળાની મહેનત કરવા કરતાં આંગળીઓની મહેનત લાખ ગણી સહેલી છે. આ મુદ્દો બહુ જ મહત્વનો છે અને તેથી શાલેય સંગીતમા કંઠસંગીત કરતાં વિદ્યાર્થીને વાદ્ય સંગીત લેવા માટે ઉત્તેજન આપવાની જરૂર છે.

## ૪ બાલશિક્ષણમાં સંગીત

સ્વર, તાલ અને નૃત્યનું આકર્ષણ અને અસર બાલમાનસ ઉપર વધારે થાય છે. માનવીને કલાત્મક વલણ લગાડવું હોય તો બાલશિક્ષણમા સંગીત અને ચિત્રકલાનો ઉપયોગ ખૂબ કરવો જોઇએ. દિલગીર થવા જેવું છે કે બાલશિક્ષણમાં સંગીતનો જેટલો ઉપયોગ થવો જોઇએ તેટલો કે લગભગ બિલકુલ જ થતો નથી. નાનામોટા બધાય શહેરોમાં આજકાલ 'બાલમંદિર'ના બોર્ડ ચમકતા દેખાય છે, પણ એ લટકતા બોર્ડ શિવાય તેઓમાં અને બીજી સ્કૂલોમાં કંઇપણ ફરક રહ્યો હોવાનું દેખાશે નહીં. ગાયન વાદન, નૃત્ય, નાટ્ય (અને ચિત્ર) આ લલિતકલા,





ઓનો ઉપયોગ બાલશિક્ષામાં આટલા વિસ્તારથી થવો જોઇએ કે બાલમાનસ સૌન્દર્યદર્શક, સૌન્દર્યપૂજક ભાવનાપ્રવણ અને રસસર્જક બની જાય અને તેથી ભવિષ્યનો મનુષ્યપ્રાણી વધારે માનવી કે દૈવી બની જવાની શક્યતા વધે! આ બાબતમાં મારા સ્નેહી સ્વ. ગિજુભાઇ બધેકાની અને મારી ખૂબ ચર્ચા થતી અને અમે કેટલીક યોજના પણ ઘડી કાઢેલી!

## ૫ સ્ત્રીશિક્ષણમાં નૃત્ય

કંઠગાયન સ્ત્રીજાતિને વધારે ભાવે (liking) છે અને નૃત્ય તેઓનો ખાસ વિષય ગણાવી શકાય. સંગીતનો કોઇ પણ વિષય શીખવા માટે સ્વભાવમાં બહુજ ચિકાશ અને સહનશીલતાની જરૂર રહે છે જે સ્ત્રી સ્વભાવમાં કુદરતી રહેલ છે. સ્ત્રીઓનો અવાજ પણ સુરીલો અને હલકો (easy) હોય છે એટલે કંઠસંગીત શીખવા માટે કન્યાના શિક્ષણમાં વધારે પ્રબંધ કરવો જોઈએ. સભ્યસમાજ પહેલા નૃત્યની નફરત કરતો હતો, પણ હવે તો નૃત્ય કુલીન કન્યાઓમાં બીમારીની માફક જેવું પસરવા માંડ્યું છે, કેમકે નૃત્યનું શાસ્ત્ર સમાજની સામે હજી બરાબર રાખવામાં આવેલું નથી, તેમજ ગાયનની માફક નૃત્ય સારું યા બુરું કુદરતી રીતે આપોઆપ સમજી શકાય એવી તે વસ્તુ નથી કન્યાઓના શિક્ષણમાં નૃત્યનો સમાવેશ બાળપણથી જ કરવામાં આવવો જોઇએ, તેમજ તેનું શાસ્ત્ર અને અભ્યાસક્રમ ઘડાવી યુનિવર્સિ-ઓએ તેને વ્યવસ્થિત અને અભિજાત બનાવવાનો પ્રયત્ન વિદ્વાનોની મદદથી કરવો જોઇએ નૃત્યનો નાટ્ય સાથે ગાઢ સંબંધ છે અને ગ્રામીણ અને નાગર સામાજીક જીવનમાં ઉચ્ચ સાંસ્કૃતિક અને રાષ્ટ્રીય ભાવનાનો ઉંડો અને મનોરંજન સાથે પ્રચાર કરવા માટેનું અત્યંત મહત્ત્વનું સાધન નાટ્ય સાથેજ નૃત્ય પણ છે, આજે પ્રચલિત નૃત્યમાં મણિપુરી ઢંગનો વધારે હિસ્સો છે, જે કામુક નૃત્ય છે અને સીનેમા સૃષ્ટિમાં આવા પ્રકારના હીન નૃત્યનો ઉપયોગ પ્રેક્ષકોના કામુક આકર્ષણ માટે જ (Sex appael) કરવામાં આવે છે જેની અસર પ્રચલિત સર્વસાધારણ નૃત્ય ઉપર પડતી અને તેને બગાડતી જાય છે. અભિજાત (Classical) નૃત્યના શિક્ષણ અને પ્રચારથી જ આ અવનતિનો પ્રતિબંધ થઈ શકશે.

## ૬ 'ડિગ્રી' માટેનો અભ્યાસક્રમ

સંગીતના શિક્ષક તેમજ પ્રાધ્યાપક તૈયાર કરવા માટેનો ઉચ્ચ અભ્યાસક્રમ કૉલેજ કોર્સમાં રાખવો જોઇએ મેટ્રિક પછીના અભ્યાસક્રમમાં કેવળ સંગીતનો એકજ વિષય રાખવામાં આવે, તેમાં સંગીતના ઐતિહાસિક તથા ઔપપત્તિક વિષયોનો જ અભ્યાસ મુખ્યત રાખવો જોઇએ; કેમકે આ આગળના અભ્યાસથી પણ વિદ્યાર્થી ગવૈયો બને એ આશા ન રાખવી જોઇએ. વસ્તુશાસ્ત્રમાંનું ( Physics ) ધ્વનિ વિજ્ઞાન, સંગીતનો જાગતિક અને ખાસ કરી ભારતીય ઇતિહાસ, પૌર્વાત્ય-પાશ્ચાત્ય સંગીતનો તુલનાત્મક અભ્યાસ, સંગીત-કલાવિષયક મનો વિજ્ઞાન, ભારતીય રાગ-સંગીતનું સ્વરૂપ અને રચના શાસ્ત્ર, ગમકમીંડ આદિ સ્વર ક્રિયાઓનું સ્વરૂપ અને કાર્ય, ધ્રુપદ ખ્યાલ ઠુમરીનું વિશિષ્ટ સ્વરૂપ અને સંગીતાકૃતિ ( Form in music) પ્રાચીન અને અર્વાચીન ભારતીય નૃત્ય આદિ વિષયો ગ્રેજ્યુએટને થીઅરી તરીકે શીખવવામાં આવે પ્રેક્ટીકલ તરીકે મોટા અને મિશ્ર રાગો તથા ધ્રુપદ-ધમાર સાદરે, મોટા ખ્યાલ ગણાવી શકાય આ કોર્સમાં ક્રિયાત્મક બાજુ ઉપર ખૂબ ધ્યાન આપવામાં આવે તો તેમાંથી સંગીતના સાચા 'પ્રેયુ-એરો' અને સારા શિક્ષકો નિકળવા અશક્ય નથી!

## ૭ સંગીતના શિક્ષકો

પ્રચલિત સંગીત-શિક્ષણ પોકળ રહેવાનું એક મુખ્ય કારણ ઉપર બતાવ્યું છે કે, પ્રારંભથી જ અને માત્ર ઉચ્ચ રાગ ગાયન અત્યારના શિક્ષણક્રમમાં રાખવામાં આવ્યું છે જે સાધારણ વિદ્યાર્થીની તાકાતની બહારની વાત છે. બીજું ખાસ કારણ એ છે કે સંગીત એક ક્રિયાત્મક વસ્તુ છે, આ વાત જોઇએ તેવા પ્રમાણમાં પ્રચલિત શિક્ષણમાં યાદ રાખવામાં આવી નથી અને આ બામી શિક્ષણનું

મુખ્ય સાધન જે શિક્ષક ત્યાંથી શરૂ થાય છે સંગીતના વિદ્યાર્થીને કે શાલેય શિક્ષણ મહેફિલ મારી શકે એવો મોખરેનો ગવૈયો હોવાની જરૂર નથી; છતાં ગવૈયા પાસેથી વ્યવસ્થિત ક્રિયાત્મક શિક્ષણ લઈ પોતે ઢંગદાર ગાઈ-વગાડી શકે અને સાથેસાથે સંગીતની રચનાનું વ્યાકરણ સમજાવી અને ક્રિયા શીખવી શકે. આટલી **કમતીમાં કમતી લાયકાત તો સંગીતશિક્ષકમાં હોવી** જોઈએ. પ્રચલિત સંગીત વિદ્યાલયોમાંથી પાસ થયેલા વિદ્યાર્થીઓ જ ફક્ત સર્ટિફીકેટના આધારે તરત જ શિક્ષકને કામે લાગી જાય છે. તેથી પ્રચલિત **શિક્ષકોમાં શિક્ષકત્વનો સંપૂર્ણ અભાવ** જ શા કારણોથી દેખાય છે, તેનો ખુલાસો કરવાનો રહેતો નથી વિદ્યાર્થીઓને ગાયન દ્વારા શોખ લગાડવાનુ હોય છે, તે તો આવા શિક્ષકોને ખુદને જ આવડતું નથી; ભાતખંડેના પુસ્તકમાં આપેલું તૂટ્યું ફૂટ્યું શાસ્ત્ર તે ભણાવી શકે છે અને પુસ્તકમાં છાપેલા હાડપિંજર નોટેશનની 'ચીજ' વગેરે માફક તે બોલી શકે છે. પ્રચલિત સંગીત ગ્રેજ્યુએટોમાંથી લાયક માણસો ચૂંટી કાઢી ઉપાધિયુક્ત (Post-graduate) અભ્યાસ તરીકે સારા ગવૈયા પાસે કમમાં કમ ત્રણ વર્ષ સુધી રાખી ક્રિયાકુશળ અને અનુભવી બનાવી લાયકાતની પરીક્ષા લઈ પછી જ તેવાને શિક્ષકનું સર્ટિફીકેટ મળે એવા નિયમ અને યોજના થવી જોઈએ સાથે સાથે જ ભાતખંડે કોર્સ યા પલુસ્કર-કોર્સ પાસ થયેલ શિક્ષક થવા માટે ક્વૉલીફાઈડ થઈ જાય છે, આ ખોટી કલ્પના સમાજના અને સરકારના ભેજામાં આપણા લોકોએ જ ઠોકી બેસાડી છે, તે જલદીથી કાઢી નાખવાની જરૂર છે. આ ઘતિંગ જાણે અજાણે કેમ ઊભું થયું તેની ચર્ચા અહિંયા કરતો નથી જમાનો સર્ટિફિકેટનો છે, નોકરી માટે સાક્ષાત ભગવાનને પણ હવે સર્ટિફિકેટની જરૂર રહેશે! રજીસ્ટર્ડ, પેટંટ રિપ્ટિ અને સર્ટિફિકેટના જમાનામાં સંગીતને ફિટ કરવાની યોજના આધુનિક પંડીતોએ બનાવી, ત્યારે ક્રિયા અને શાસ્ત્ર બન્નેમાં કુશળ ગવૈયાઓ પેદા કરવા નટે તે બનાવી હતી. પોતાના પટ્ટશિષ્ય શ્રી રતાંજનકરને બગડેલું ગાયન પાછુ દુરસ્ત કરવા માટે ફૈયાજખાં ગવૈયા પાસે પં. ભાતખંડે એ રખાવ્યા અને ત્યાર પછી પંડીતોના પ્રશિષ્યોની પેદાશ થઈ તેમાં મતલબ પુરતું શાસ્ત્ર તો રહ્યું, જ્યારે ક્રિયા સમુળગી ચાલી ગઈ! આ ગાયકો સભ્ય અને સાક્ષર થયા, પણ તેઓને ગાયન ન આવડયું! આ પદ્ધતિચક્કીમાંથી હજારો વિદ્યાર્થીઓ દર વર્ષે પાસ થઈને બહાર પડે છે, તેમાંથી કેટલાક સારંતેય બને પણ ગાયનના જલસા કરવા હોય, ત્યારે અનાડી ગવૈયાનેજ ખાસ કરી પાછા તેજ અને તેવાજ બેવકુફ 'ખાંસાહેબ' લોકોને હજી પણ બોલાવવા પડે છે! મારો કહેવાનો મતલબ એ છે કે પંડિતોની પદ્ધતિમાંથી ગાયકો નીકળી શકે યા નીકળશે આ તેઓની ધારણા જ ખોટી હતી પોતાની ધારણા ખોટી પડી તે શોચનીય ઘટના જેવા ઉક્ત પંડિતો જીવતા રહ્યા અને પોતાની દૃષ્ટિ સુધારવાય ન આવ્યા આવા જતા તો પોતાના પ્રયત્નોના આ કડવાં ફળ જોઈ પસ્તાતા અને આમાથી કંઈ રસ્તો પણ કાઢી લેતા!

અમારા સંગીત મહાપુરૂષોની મોટી ભુલ આ થઈ કે **સાચા સંગીતને જ તેઓ સમજ્યા નહી.** સંગીત એક કલા છે, કમાલી નથી આ વાત જ તેઓ સારેગમની ગણિત ખટપટમાં ભુલી ગયા તેઓની અરૂપ શાસ્ત્રીય સંગીતના જડ જમાનામાં ચાલતી હતી, એટલે તેઓ ફક્ત ઉસ્તાદી ચશ્માંમાંથી સંગીતને જોઈ શક્યા, અને તેવું સંગીત નાના મોટા બધા જ ઉપર અસરકારક રીતે તેઓએ ઠોકી દીધું આપણે ત્યાં ગવૈયા લોક લઘુસંગીતને (Light-music) તિરસ્કારની નજરેથી જુવે છે. આ વાત પ્રસિદ્ધ છે, એટલી જ તે ભૂલભરેલી પણ છે સર્વસામાન્ય માણસના જીવનમાં લઘુસંગીતને જ મુખ્યતઃ અવકાશ છે, કેમ કે તે તેને નજદીકનું છે અને તેથી સહેલું ને સહજ સુંદર લાગે છે. સ્વાભાવિકપણે શોખીન વિદ્યાર્થીઓને તે વગર કહ્યાએ અને જુજ મહેનતથી આવડી જાય એવું હોય છે આ દૃષ્ટિથી પ્રચલિત અભ્યાસક્રમમાં 'સારેગમ' વગર આલાપ તાનરૂપ રાગગાયન વિદ્યાર્થીને શરૂથી જ આપવું





અને સોહો, મારવા જેવા જડઆલાક રાગ વિદ્યાર્થીના ગળામાં નાખી કાઢવાની આશા રાખવી એ શરૂથી છેક સુધી એક પાંડિત્યમય ભૂલ થઇ ગઇ છે અને તે આપણી સંગીત શાળાઓમાં ગયાં આગાઉ વર્ષોથી વજ્રલેપ થઇ રહી છે।

સંગીતશિક્ષણનો દરજ્જો જેટલો ઊંચો રાખવામાં આવ્યો છે, તેટલો જ નીચો દરજ્જો સંગીતના શિક્ષકોનો રાખવામાં આવ્યો છે. આપણું બધું જ શિક્ષણ ભીખારી થવાનું મુખ્ય કારણ શિક્ષકોને શ્રમનો બદલો—મહેનતાણું બહુ જ કમ મળે છે, આ છે તેથી નિરુપયોગી અને અપજશી માણસો જ આ ધંધામાં ભરાય છે! હાલના પગારના સ્કેલમાં ગાતાં વગાડતાં ન આવડે એવા ગાયનમાં માસ્તરો મળવાના! સાક્ષર માણસો સહેલો અને સુસ્તીનો ધંધો તરીકે ગાયન માસ્તર બનાવવાવાય છે, આ કરતાં સાધારણ સારા ગાયકવાદકને થોડા સાક્ષર બનાવી સંગીતશિક્ષક બનાવવાનું વધારે લાભદાયક થશે. ગરજુ અને લાયક ગાયકવાદક—નર્તકોને શિક્ષક બનાવવા માટેના વર્ગો યુનિવર્સિટીએ ચાલુ કરવા જોઇએ, જ્યાં સંગીતના અનુભવી વિદ્વાન શિક્ષકો અને સંગીતના પંડિતો આવશ્યક શિક્ષણ આપી શકે. પં. ભાતખંડેએ કેટલાક સારા ગવૈયાઓને એવી રીતે થોડાક 'વિદ્વાન' બનાવ્યા હતા, તેનું પરિણામ ગ્વાલિયરના સંગીત–વિદ્યાલયમાં આવી ચૂક્યું છે.

આ બધાયનો સારાંશ આ છે કે ગાયનશિક્ષક બનવા માગતા હોય, તે ઉમેદવારને નાની ઉમરથી જ ક્રિયાત્મક સંગીતની પહેલા 'તાલીમ આપવી જોઇએ. ક્રિયાત્મક બાજૂ સારી રીતે પરિણત થયા પછી–ઇતર ઔપપત્તિક શાસ્ત્રીય વિષય તેને જરૂર પઢાવવા. એટલે તે 'માસ્તર' થઇ જશે. ભાતખંડે આદિ કોર્સ ભણીને તૈયાર થયેલા માણસને પાછળથી ક્રિયાત્મક બાજુ શીખવવી નકામું છે, કેમકે તે તેને બરાબર આવડશે નહી. આવી ઉલટી રીતે શીખી તૈયાર થયેલા મારા શિક્ષકો પણ કેવી રીતે નીરસ બરાડું સંગીત ગાય છે, તે સાંભળવું હોય તો रातांजनकरे આપેલી ગ્રામોફોન રેકોર્ડ્સ સાંભળી લેવી; કેવી રીતે ન ગાવું તે સમજવા માટે તેમનો ઉપયોગ થશે ખરો! આ પરંપરાના પટ્ટ શિષ્યો તો હવે એથીય ખરાબ ગાય છે!

## ८ लायक शिक्षको बनावषा माटेनो योजना

पं. भातखंडेના જમાના કરતાં આજનો ગાયક વર્ગ ઘણી બાબતોમાં સુધરી ગયો છે. તેનામાં ભાષાસાઇ અને શબ્દજ્ઞાન પણ આવી ગયું છે. રાગો ઉપર લેકચરબાજી કરી શકે, નોટેશન વાંચી–ગાઇ શકે અને નિબંધની તથા સભ્ય હોય એવા ગાયકવાદક પરંપરાના ગાયક વર્ગમાં પણ શિક્ષકના કામ માટે મળવા મંડ્યા છે. લખનૌના મેરીસ વિદ્યાલયમાં એવા કેટલાક શિક્ષક રાખવાનો સ્તુત્ય પ્રયત્ન કરવામાં આવેલો. બીજા પણ કેટલાક બે ચાર વિદ્યાલયોમાં ગાઇ વગાડી શકે એવા શિક્ષકો જોવામાં આવે છે અને તપાસ કરવાથી ખબર પડશે કે આવા શિક્ષકો કોઇ સારા ગવૈયા પાસેથી 'તાલીમ' લીધેલા હોય છે. ઇંદોર અને ગ્વાલિયરમાં એવા શિક્ષકો છે અને તેનું પરિણામ ઘણુંજ સારું નીવડ્યું છે; અર્થાત્ જ ચાલુ 'સર્ટિફિકિટવાળા' ગાયન માસ્તરો કરતાં શિક્ષક ગવૈયાઓને વધારે પગાર આપવાની તજવીજ જોઇએ. ખાનગી શિખવણી (ટ્યૂશન્સ) કરી ચરિતાર્થ ચલાવવાવાળા ઘણાય ખાનદાની ગાયકવાદક નજરે આવે છે. સંગીત વિદ્યાલયોના માલીકોની વૃત્તિ લબાડ હોવાથી આવા ગાયકવાદકોને શિક્ષકની નોકરી કરવી પરવડે એમ હોતું નથી. જેમ બીજી ખાનગી સ્કૂલોમાં કલાસમાંનો ઉમરથી મોટો એટલે 'દાદા' વિદ્યાર્થી જ કલાસના છોકરાં દાબતો દેખાય છે તેમજ ફોસલાવી લીધેલ મફત વિદ્યાર્થીઓ પાસેથી યા કોઇ રસ્તા ઉપરના બેકાર માણસ પાસેથી બહુધા આપણા ખાનગી સંગીત વિદ્યાલયોના વર્ગો લેવામાં આવે છે. સંગીત વિદ્યાલયના કારખાનામાં બન્ને બાજુએ લૂંટ ચાલે છે. અને આનું પરિણામ 'વિદ્યાર્થી'ને સહન કરવું પડે છે. મુન્સિફ કોર્ટના અને પોલીસ ચોકી ઉપરના કલાકો ફુરસદમાં 'શાર્ંગધર' ગોખી વૈદ્ય બની જાય છે, તેમજ કેટલાક બીજા કંગાલ માણસો ન-



શરૂને વખતે 'ક્લાસ'મા જાય ભાતખંડેની પરીક્ષામાં પાસ થઈ જાય છે અને એવાને ગાયન શિક્ષક તરીકે 'ક્વોલી ફાઈડ' માનવામા આવે છે! ઉલટું, શિક્ષક થવા માટે ગવૈયાને પણ ભાતખંડેનું કે પલુસકરનું લાયસેન્સ જોતુ હોય છે, આ એક શરમના વાત છે! પ્રચલિત ભાતખંડે-પલુસકર કોર્સના પાસ માણસો સંગીત–શિક્ષક બને. આ કુચક્ર સંગીતના સરની ઉપર જ્યાંસુધી ફરતું રહેશે, ત્યાં સુધી સંગીત શિક્ષણ કેવળ એક ઢોંગ જ રહેવાનું છે! કોંગ્રેસનું તપ ખાદીધારી ગુંડાઓને ફળ્યું તેમ દેખાય છે! સંગીત શિક્ષકના ટ્રેનિંગ કલાસેસ યુનિવર્સિટી તજજ્ઞોની મદદથી ચલાવે તેમજ સંગીત શિક્ષકની એક પરીક્ષા કોઈને પણ માટે ખુલ્લી રીતે લેવાનું ગમે, તો જ લાયક સં.શિક્ષક મળવા લાગશે.

પેટદ દવાનો 'ખાત્રીથી ગુણ'નો જમાનો આ વીસમી સદીની ભેટ છે; વળી પોસ્ટથી ચિકિત્સા કરવાની બીમારી ફેલાતી જાય છે. હવે તો ટપાલ રસ્તે એટલે પોસ્ટમેન મારફતે સંગીત શીખવવાની જાહેરાત છાપામાં આવવા માંડી છે! 'આતંક-નિગ્રહ'ની જોડમાં સગીતને બેસાડતા આ ઉઠાવ-ગીરોને સરકારે બંધી ન કરી તો સંગીતની સલામતી દેખાતી નથી!

## ૯ પ્રચલિત સંગીતશાસ્ત્ર અને ક્ર. પુસ્તકો.

અભ્યાસક્રમ વધારે ઉપયુક્ત બનાવવો એટલે વિષયનો વિચાર વિસ્તારથી કરવો પડશે, અને તેટલા માટે આ વિષય બીજા પ્રસંગ ઉપર રાખવો ઠીક રહેશે.

હાલના પુસ્તકોમાં ફક્ત પં. ભાતખંડેએ લખેલ પુસ્તકો સારા છે. ઘણા ય પુસ્તકો અનાડી ગાયન માસ્તરોએ લખેલાં પણ છે, તેઓનો વિચાર કરવાની જરૂરેય નથી! ભાતખંડેના પુસ્તકોમાં રાગ-વર્ણન અને ચીજોનાં નોટેશન ઠીક રીતે અપાયું છે. સ્વરશાસ્ત્ર રાગશાસ્ત્ર આદિ ઔપપત્તિક વિષ-યોનો તેમાં લગભગ અભાવ જ છે, વળી કેટલાક રાગનાં સ્વરૂપ ખોટાં આવ્યાં છે અને ચીજોમાંય ગોટાળો થયો છે. ઉપરાંત આપણા વિદ્યાર્થીઓને ઉપયુક્ત થશે તેવી દષ્ટિથી તે લખાયાં પણ નથી. કાં તો ઉક્ત પુસ્તકોમાં આરં-ભાન્ત સુધારા કરવા જોઈએ યા નવાં જ પુસ્તકો લખવાં જોઈએ! બીજું, ક્રમિક પુસ્તકોમાં સાંપ્રદા-યિકતા છે, તે ન હોવી જોઈએ તેમજ આ પુસ્તકો પ્રમાણે ગાવું તે લાયકાતની નિશાની માનવામાં આવે છે; તે નાલાયકીનું લક્ષણ માનવી જોઈએ! વિદ્યાર્થી જ્ઞાનપૂર્વક અને વ્યવસ્થિત ગાય, વગાડી શકે છે, કે નહીં, તે જ વાતની પરીક્ષા લેવામાં આવવી જોઈએ.

## ૧૦ સંગીત-પરિષદનો ઉપયોગ.

ખાસ કરી મિશ્ર અને અપ્રસિદ્ધ રાગો બાબત બહુમતથી નિર્ણય કરવા માટે પં. ભાતખંડેજીએ સંગીત પરિષદ બે ત્રણ વાર ભરાવેલી અને તેઓ વડે કેટલાક રાગોનો નિશ્ચય થયેલો. સંગીત પરિષદો વડે ફરીથી આ કામ કરાવવાની જરુરત રહેલ છે; કેમકે કેટલાક કારણોથી પહેલાનું કામ બરાબર થયેલું છે, નહિ કોન્ફરન્સમાં હાજર થયેલા ખાનદાની વિદ્વાન ગાયકોની મદદથી. પં. ભાતખંડેએ નક્કી કરી પુસ્ત-કોમા આપેલા છે, તે બહદુરી તોડી જેવા કેટલાક મિશ્ર રાગ પ્રચાર વિરુદ્ધ અને પરંપરા વિરુદ્ધ છે! સં. કોન્ફરન્સો હાલ લગભગ દર વરસે કેટલાક શહે-રોમાં ભરાય છે અને તેઓનું સ્વરૂપ ગાયન–વાદન–નર્તનના વેરાયટી પ્રોગ્રામનું માત્ર થયું છે! સંગીત શાસ્ત્રના અભ્યાસકો અને ખાનદાની ગવૈયાઓ બન્ને-ના સહકારથી સં. પરિષદો સંગ્રહનું અને સંશોધનનું નક્કર કાર્ય કરી શકે છે. ખાસ કરી ખાનદાની અનુભવી ગવૈયા અને કમિટીએ પં. ભાત-ખંડેના રાગ અને ચીજો એક વાર આખરી તપાસવી જોઈએ અને શુદ્ધ કરવી જોઈએ. નોટેશન આદિ કેટલીક બાબતો એવી છે કે જેનો નિર્ણય સં. પરિષદે કરવા જેવો છે, પણ ખાસ કરી, આપણા ઉપલા વર્ગના ગવૈયાઓ તો સાવ અજાણ ઉદાસીન છે, જેથી તે અશક્ય છે!





**११ परंपरागत संगीतकार तैयार करना.**

હજીસુધી ગાયકવાદકોને સારો રાજાશ્રય હતો, જેથી તેઓ પણ નિરાંતે પરંપરાગત ગાયક શિષ્યો તૈયાર કરતા. હવે જમાનો પલટી ગયો છે. જેમાં રાજાઓને જ આશ્રય રહ્યો નથી. કલાકારોને લોકાશ્રય મળી રહેશે, પણ તેથી તેઓથી નિઃસ્વાર્થ બુદ્ધિથી પરંપરાગત શિષ્યો ઉપર વરસો સુધી મહેનત કરવી પડશે, એ તો મુશ્કેલ છે સંગીતની આમ શિક્ષાથી ગવૈયાઓ પેદા નહીંજ થાય! આજે ગલીગલીએ ગાયન માસ્તરો અને ઘરેઘર રેડીઓ દેખાય છે, પણ આ ચિહ્નો સંગીતની ઉન્નતિના છે એમ માનવા માટે કંઇ કારણ દેખાતું નથી. ઉલટું, સંગીતનો ભલોભો ફેલાવો થતાં સાથે તેની ઉંડાઇ છેક ઓછી થઇ છે! ગલેબાજ 'રેડીઓ સ્ટાર' રોજ નવનવા પેદા થઇ રહ્યા છે, અને નવો રાગ પણ દરરોજ એકાદ બનતો સંભળાય છે, પણ આ તો સંગીતની તબિયત બગડી ગયાના લક્ષણો છે! **નામી ગાયકવાદકો હવે અપવાદ રૂપેજ દેખાય છે, આનું કારણ અને ઉપાય શો?**

હાલ સારા ગાયકવાદકોનેય તે પેટ ભરવા પુરતું મળતું નથી, પછી તેઓ સંગીતની ધુનમાં રહે, દિવસ રાત મહેનત કરે યા વિદ્યાર્થીઓને મફત તાલીમ આપે તે કેમ બની શકે! સારા અને દમદાર ગાયક ઓછા થયા, કારણ પરંપરાગત તાલીમ મળતી નથી અને મહેનત કરવા ફુરસદ પણ નથી. નવી શાળામાં સંગીત દાખલ કરવાથી કે સંગીત વિદ્યાલયો અને માસિક પત્રો-પુસ્તકો કાઢવાથી સંગીતની ઉન્નતિ તો શું, પણ તે જીવંત રહેવાનું પણ મુશ્કેલ છે. **પરંપરાગત તાલીમ ચાલુ રહેવાથીજ સંગીત વૃક્ષની જડ જીવંત રહેવાની છે.** પોતાના રાગ વર્ણનના ગ્રંથ ચોથા ભાગની આખરે પોતાના અધૂરાં રહેલ સંગીત કાર્યોની એક યાદી પં. ભાતખંડેજીએ આપેલી છે. તેમાં **ખાનદાની ગવૈયાઓના સંતાનોને ઘરાનાની તાલીમ મળવા માટેની શિક્ષણ સંસ્થાનો** ઉલ્લેખ છે પં. ભાતખંડે પલુસ્કરે સેંકડો ગાયનશાળાઓ, ગાતાં ન આવડે એવા હજારો ગાયન માસ્તરો અને જેના ઉપરથી ગાઇ ન શકાય. તેવી નોટેશનની ચોપડીઓ કાઢી આ બધું કામ સંગીતની ઉન્નતિના ઉલટે રસ્તે થયું! આને બદલે પરંપરાના ગાયક-વાદક નર્તકો ફરજીઆત શીખવી તૈયાર કરી શકે એવી એકજ સંસ્થા દેશમાં નીકળત તો આજની સંગીતની અવનતિને આળો પડત!

હિંદુસ્તાનની પ્રાચીન પદ્ધતિ એટલે ધ્રુપદ-ધમાર ગાવાવાળા પ્રાચીન પરંપરાના બે ત્રણ ગાયક કુટુંબો હજી જીવતા છે, પણ તે છેલ્લો શ્વાસ લઇ રહેલાં છે! પ્રસિદ્ધ પાનસે ખાનદાનના પટ્ટશિષ્યોનું કુટુંબ પખવાજ વાદન માટે હિંદુસ્તાન પ્રસિદ્ધ છે અને આ કુટુંબમાં ધુરંધર પખવાજ-વાદક હયાત છે; છતાં કુટુંબના નવાંકુરોને નિર્વાહ માટે મિલમાં મજૂરી કરવા જવું પડે છે. આ સ્થિતિ લખતાં હૈયું ભરાઇ આવે છે! દેશમાં સેંકડો મોટામોટા સંગીત વિદ્યાલયો છે, તેઓએ આ માટે શું આંગળી પણ ઊંચી કરી? ખરેખર આ વાત આપણા માટે શરમની છે! આપણા ધનિકો હવે રાજાઓની જગ્યા લઇ રહ્યા છે, પણ તેઓનું (**શ્રી. અંબાલાલ સારાભાઇ**) જેવા એક બે સંસ્કારી કુટુંબો છોડીને બીજા સેંકડો શેઠિયાનું ધ્યાન હજી વિદ્યા અને કલાઓને પોષણ આપવા તરફ ગયેલું જણાતું નથી.

**યુનિવર્સિટીઓ** દરેક પ્રાંત દીઠ આ કામ પાર પાડી શકે છે, ખાનદાની ઉસ્તાદોને આશ્રય આપી પરંપરાગત શિષ્યો તૈયાર કરવાની ગોઠવણ તે કરી શકે છે પરંપરાગત વિદ્યા સચવાય છે અને શિષ્યોને બરાબર આપી દેવાય છે કે કેમ તેની તપાસ પણ પ્રાંતીય સંગીત વિદ્વાનોની એક સમિતિ રાખી શકે છે. આવી કંઇક શિક્ષણ-યોજના થાય તો જ હજારો વર્ષોથી ઉન્નત થઇ આવેલી આ વિશિષ્ટ ભારતીય સંગીત-કલા સુવ્યવસ્થિત અને જીવંત રહેશે; અને જે વર્ષોની મહેનતથી જ આવડી શકે, તેવી આ વિદ્યાનો અભ્યાસ પણ ભલે બેચાર પણ એકનિષ્ઠ વિદ્યા-



થીઓ નિરાંતે અને વિશ્વાસથી કરી પણ શકે. પહેલાનાં જમાનામાં પયેલા ગવૈયાઓએ સંગીત શીખવા માટે કાઢેલા અનન્વિત અને અપાર કષ્ટનો ઇતિહાસ આપણે જાણીએ છીએ. એવાજ કષ્ટ કાઢતા બીજા લોકો આજ પણ છે, તે હું જાણું છું; પણ કષ્ટ કાઢવા થકી આખરે મળી જતી તે મહાન્ વિદ્યા હવે ક્યાં મળે છે? તેના ગુરુ કેયાં છે અને તેમને નવરાશ ક્યાં છે?

આ દુકાનદારીના જમાનામાં એક મ. અબ્દુલકરીમખાં ગવૈયાનું ઉદાહરણ ફક્ત આપણી સામે છે કે જેમણે વિદ્યાર્થીઓને ખવરાવી–પહેરાવી પોતાની મહાન્ કલા ખુલ્લે દિલથી આપી, અને એનાણ સારા ગાયકો તૈયાર કર્યા. આ તો પ્રાચીન કાળના ઋષિમુનિ જેવું કામ કર્યું, પણ આ અપવાદ ગણવો જોઈએ, કેમકે પાંચ પચીશ હજાર રુપિયા ગુરુ દક્ષિણા નામે ખાઇ એક અક્ષર પણ શીખવતા નથી એવા બીજા ખાનદાની મોટા ગવૈયાઓનાં ઘણા ખરાં ઉદાહરણો આજે મળે છે. આનો ઉપાય એક જ છે, આવા ઉસ્તાદ લોકોને સરકારી અધિકારમાં યુનિવર્સિટીએ ફરજ પાડવી જોઇએ કે એક ગાયક વાદક કમતીમાં કમતી બબ્બે વિદ્યાર્થીઓને ખાસ પરંપરાગત તાલીમ આપે. જે ન આપે અને બદમાશી કરે તેવા ગવૈયાને જેલ મોકલવો યા દેશનિકાલ કરવો!

મારે ફરીથી ભારપૂર્વક જણાવવું જોઇએ કે સંગીતના બધાય કાર્યોમાં આ એક જ કાર્ય સૌથી મોટું અને મહત્વનું છે. જેની કારગત આપણી યુનિવર્સિટીઓ યા તો પ્રાંતીય સંગીત સંસ્થા જરૂરથી અને જલદીથી કરે!

**સંગીતોન્નતિમાં અન્ય કાર્યો**

અત્યાર સુધી સંગીતના શિક્ષણ બાબત આપણે વિચાર કર્યો, જે વિષય મોટે ભાગે ક્રિયાત્મક હતો. સંગીતની ઉન્નતિ માટે શાસ્ત્રીય વિચારાત્મક એટલે વિદ્યારૂપ (Academlical) કાર્ય યુનિવર્સિટી તરફથી થતાં રહે તેની પણ આવશ્યકતા ઓછી નથી. સંગીત એટલે ગાયન વાદન નૃત્ય શાસ્ત્રનું ઐતિહાસિક તથા શાસ્ત્રીય સંશોધન. તે કાર્ય માટે આવશ્યક એવાં પ્રયોગાલય, ગ્રંથાલય વાદ્યાલય, સ્વરયંત્રાદિ સાધન સામગ્રી–સંગ્રહ શ્રુતિ–સ્વર રાગાલય, ગમક પ્રકાર, તાન–પ્રકાર આદિ ગાનક્રિયાના લાયક સંગીત કારોના ખાસ શિક્ષાર્થ લઈ લીધેલી ગ્રામોફોન રેકર્ડસ અને દીર્ઘ ધ્વનિ પ્રકાશ પટ (Sound Photo Film reals) રાખવા ખાસ શિક્ષાર્થ કરતાં નાટ્ય મંડળો સ્થાપન કરવાં. બહારના વિદ્વાન ઉસ્તાદોને અને સંગીતના પંડિતોને બોલાવી તેમના કાર્યક્રમો અને વ્યાખ્યાનો શિક્ષાર્થ કરવા, દેશી પરદેશી વાદ્યોનો સંગ્રહ કરવો, અને વાદ્યોમાં સુધારા કરવા. પ્રાચીન સંગીતના હસ્તલિખિતો ખોળી કાઢી છપાવવા પ્રચલિત સંગીતમાંની ક્રિયા એટલે રાગ, ગીત, તાલ-પરણ, નૃત્ય–મુદ્રા આદિનું સાચું વર્ણન અને નોટેશન ફરીથી વ્યવસ્થિત રીતે સંગીતના પંડિતો અને ગાયક-વાદક–નર્તકો બંનેના સાગ સહકાર્યથી કરી સંગીત-શાસ્ત્ર–ગ્રંથો પ્રસિદ્ધ કરવા. નોટેશન સાથે લોકગીતો અને સચિત્ર લોકનૃત્યના ગ્રંથો છપાવવા વગેરે કેટલાય જરૂરી કામો ફક્ત આપણી દરેક પ્રાંતની યુનિવર્સિટીની સંગીત શાખા યા તો એક અખિલ ભારતીય સંગીત વિદ્યાપીઠ કરી શકે છે. હવે અંગ્રેજો નથી, ત્યારે તક્ષશિલા પાટલીપુત્રના વારસદારો આપણી વિદ્યા અને કલાને પુનરુજ્જીવિત કરવા માટે પ્રયત્નો કરશે કે?

## અપેક્ષા

અપેક્ષા ના રાખું? કયમ બની શકે પ્રેમ મહીં આ?
અપેક્ષા દ્વારા તો ઉર પ્રણય જીવંત રહતો!

**ભૂપેન્દ્ર વકીલ**

# પુરક ખોરાક—શકકરિયાં

*Substitute Food—Sweet Potatoes*

પદ્મકાન્ત ર. શાહ
બી. એસ. સી., એ. એમ. આઈ. ઈ. ટી., એ. એમ. ટેક. આઈ.

ખોરાક તરીકે શકકરિયાં બહુ પૌષ્ટિક છે. તળેલાં શકકરિયાં બહુ સ્વાદિષ્ટ લાગે છે. તળેલું શાક કરવા ઉપરાંત શકકરિયાંમાંથી ઘણી ઘણી સ્વાદિષ્ટ વાનગીઓ થઈ શકે છે. શકકરિયાંને બાફીને તેના માવામાંથી પુરણપોળી પણ લોકો બનાવે છે. વિજ્ઞાનની દૃષ્ટિએ શકકરિયાં એવો સંપૂર્ણ ખોરાક છે કે ખાદ્ય-વિજ્ઞાનશાસ્ત્રીઓ શકકરિયાંને અનાજને બદલે થોડાઘણા પ્રમાણમાં વાપરવાની ભલામણ કરી રહ્યા છે. પણ આવી ભલામણો કરવાનું શું કારણ છે તે બરાબર સમજવા માટે આપણે યોગ્ય પોષણ માટે કેવો ખોરાક ખાવો જોઈએ, એ ખોરાકમાં કયાં તત્વો હોવાં જોઈએ, વળી આજકાલ ડૉક્ટરો જેને વિટામિન કહી રહ્યા છે તે બધું શું છે તેનો આપણે સૌથી પહેલાં વિચાર કરવો જોઈએ. અત્યાર સુધી તો આપણે અમુક પ્રકારનો ખોરાક જે અનેક વર્ષોથી જમાનાઓથી ખાતા આવ્યા છીએ તે ખાયા કરીએ છીએ. ચોખા, ઘઉં, બાજરી, મકાઈ વગેરે સૌરાષ્ટ્ર તથા ગુજરાતનો મુખ્ય ખોરાક છે. પંજાબ તરફ લોકો એકલા ઘઉં ખાવા જ ટેવાયેલા છે જ્યારે બંગાળી અને દક્ષિણ હિંદમાં લોકો ચોખા જ વધુ પ્રમાણમાં ખાય છે. આ ખોરાકથી તેઓ એટલા બધા ટેવાઈ ગયેલા છે કે આ સિવાયનો ખોરાક તેઓ અપનાવી શકતા નથી અને ઘણીવાર પચાવી પણ શકતા નથી. અત્યારે અનાજની અછતના જમાનામાં અમુક અનાજ ન મળી શકે તો તેને બદલે શું ખાઈ શકાય તે દરેક જણે જાણવું જોઈએ. અનાજ વગર ભૂખે મરવાનું ન પાલવી શકે. બંગાળના દુષ્કાળમાં લાખો માણસો મરી ગયા. તે વખતે આપણે સ્વતંત્ર ન હતા. તે વખતની સરકારે લોકોને ચોખાને બદલે ચોખા જેવો જ બીજો ખોરાક ખાવાની સૂચના પણ ન કરી કે એવો ખોરાક પણ શોધીને લોકો આગળ રજુ ન કર્યો. અત્યારની આપણી સરકાર આ વિષય ઉપર ઘણી જાગૃત છે. ચાલુ ખોરાકને બદલે તેની જગ્યા સાચવી શકે એવો ખોરાક તૈયાર કરી આપવા અને અખતરા આજની સરકાર કરે છે. મગફળી, સોયાબીન, બટાટા, શકકરિયાં વગેરે એવા પદાર્થો છે કે જેનો ઉપયોગ અનાજના લોટ સાથે મિશ્રણ કરીને કે સ્વતંત્ર રીતે કરવાથી અનાજ ઓછું વપરાય છે છતાં પોષણમાં કોઈ પ્રકારની હરકત આવતી નથી. એટલું જ નહિ પણ ઘણીવાર આવો ખોરાક પૌષ્ટિક નીવડે છે. આ બધું બરાબર સમજવા માટે આપણે પોષણ સંબંધી વિજ્ઞાન સમજવું જોઈએ એટલે હવે તેનો વિચાર કરીશું.

આપણે જાણીએ છીએ કે જીવન ટકાવવા માટે હવા, પાણી અને ખોરાકની જરૂર છે. હવા પણ એક પ્રકારનો ખોરાક છે. કારણકે પ્રાણવાયુ વગર આપણે જે અન્ન પેટમાં નાખીએ છીએ તેનું દહન થતું નથી. પાચનક્રિયા એક પ્રકારની દહનની ક્રિયા છે. ઘણીવાર, આપણે ભૂખ લાગે ત્યારે બોલીએ છીએ કે 'ભાઈ, એંજિનમાં કોલસા નાખો' આ પ્રમાણે આપણે આપણા શરીરને એંજિન સાથે સરખાવીએ છીએ. એંજિન જેમ કોલસા બાળીને શક્તિ ઉત્પન્ન કરે છે. તેમ આપણું શરીરનું યંત્ર પણ ખોરાક રૂપી કોલસા બાળીને શક્તિ ઉત્પન્ન કરે છે. કોલસા બળવાથી ગરમી પેદા થાય છે. આપણે જે ખોરાક ખાઈએ છીએ તેને પણ ગરમીના ધોરણે માપવામાં આવે છે. આ ધોરણને "કેલરી" (Calorie) કહે છે. પુખ્ત વયના માણસને લગભગ અઢીથી ત્રણ હજાર કેલરી જેટલી ગરમી આપે તેટલો ખોરાક મળવો જોઈએ. આ ઉપરાંત, આપણા ખોરાકના ત્રણ પ્રકાર છે ચરબી અને કાર્બોહાઈડ્રેટ તથા પ્રોટીન. આ ત્રણ વડે આપણને શક્તિ મળે છે. તેમાંના પ્રોટીનથી શરીરનો વધારો પૂરો પડે છે અને શરીરને બાંધમાં રાખનારા તંતુઓ, સ્નાયુઓ

વગેરેને ઘસાતાં તે અટકાવે છે, જ્યારે ચરબી અને કાર્બોહાઇડ્રેટ શરીરને રોજના કાર્યો કરવા માટે બળ આપે છે. ખોરાકમાં આ ત્રણે તત્વો હોવાં જોઇએ, નહિ તો તે ખોરાક સંપૂર્ણ ન કહેવાય. તેલી અને સ્નિગ્ધ પદાર્થોમા ચરબીનું પ્રમાણ વિશેષ હોય છે. અનાજમાં કાર્બોહાઇડ્રેટનું પ્રમાણ વધુ હોય છે. કઠોળમા પ્રોટીન વિશેષ પ્રમાણમાં હોય છે તથા ફળ અને શાકભાજીમાં આ ત્રણે પ્રકારોનો વત્તો ઓછો સમાવેશ થયો હોય છે. ચરબી નવ "કેલરી" અને કાર્બોહાઇડ્રેટ તથા પ્રોટીન ચાર "કેલરી" જેટલી ગરમી. ઉત્પન્ન કરે છે. કેલરી એટલે ૧૦૦ ગ્રામ પદાર્થનું ૧ અંશ ઉષ્ણુતામાન વધારવા જેટલી ગરમી જોઇએ તેટલી ગરમી. ખોરાકની અંદર ચરબી, પ્રોટીન અને કાર્બોહાઇડ્રેટ હોવા ઉપરાંત અંદર કેટલાક ખનીજ દ્રવ્યો જેવાં કે કેલ્સ્યમ, લોહ, મેગ્નેશિઅમ, આયોડિન, ફોસ્ફરસ, ગંધક, વગેરે પણ હોવા જોઇએ. છતાં ખોરાકમાં એક વસ્તુની ઉણપ હોય તો ગમે તેટલો ખોરાક લેવામાં આવે તો પણ શરીર તૂટી પડે. આ વસ્તુ તે વિટામીન. મુખ્ય વિટામીન પાંચ પ્રકારના છે, જેમને "એ," "બી," "સી," "ડી" અને "ઇ" એવાં નામો આપવામાં આવ્યાં છે. વિટામીન "એ" પૂરતા પ્રમાણમાં ન મળે તો રતાંધળાપણું આવે છે. "બી" વિટામીન વગર જઠર તથા આંતરડાં કામ કરી શક્તાં નથી અને તે ન મળવાથી "બેરી–બેરી" નામનો રોગ થાય છે. વિટામીન "સી" શરીરના કોષોને પોષણ આપે છે. વિટામીન "સી" ન મળવાથી "સ્કર્વી" નામનો રોગ થાય છે. શાકભાજીમાં વિટામીન "સી" સારા પ્રમાણમાં હોય છે. વિટામીન "ડી" થી દાંત તથા શરીરના હાડકાં પૂરતા પ્રમાણમાં ચૂનો–કેલ્સ્યમ લઇ શકવાનું ફાવે છે. આ વિટામીન વગર શરીરમાં કેલ્સ્યમ રહી શકતું નથી અને તેથી વિટામીન "ડી"ની અછતથી દાંત તથા હાડકાં નબળા પડે છે. વિટામીન "ઇ" ઉપર પ્રજનનનું કાર્ય આધાર રાખે છે કારણકે તેના વગર સંતતિ થઇ શકતી નથી.

આ બધું જાણ્યા પછી આપણે કેવો ખોરાક ખાવો જોઇએ તે હવે સહેલાઇથી સમજી શકીએ. અત્યારે આપણે ખોરાક પૂરતા સ્વાલંબી નથી. લાખો ટન જેટલું અનાજ આપણે પરદેશથી મંગાવવું પડે છે. આ અનાજ ઓછું ક્યારે થઇ શકે કે જ્યારે એને બદલે ખોરાકમાં બીજા પૌષ્ટિક પદાર્થો જેવા કે કેળાં, શક્કરિયાં, મગફળી, બટાટા વગેરે આપણે લઇએ અને ચોખા તથા ઘઉંનો બચાવ કરીએ. આપણે ત્યાં ઘણાનો મુખ્ય ખોરાક ઘઉં હોય છે અને ચોખા વધારાના ખોરાક તરીકે વપરાય છે. તો કેટલાકનો ચોખા જ મુખ્ય ખોરાક હોય છે. એવા લોકોને ચોખા સાથે થોડો બીજા પ્રકારનો ખોરાક લેવાનું કહી શકાય, તથા જે લોકોને ચોખા વગર ચાલતું હોય તે લોકો ચોખાનો સમૂળગો ત્યાગ કરે. આથી એમને કશું શોષવાનું થતું નથી પણ અનાજ પાછળ દેશનું જે નાણું પરદેશ ઘસડાઇ રહ્યું છે તેમાં ખરેખર બચાવ થાય તેવું છે. ત્યારે હવે શક્કરિયાંનો ખોરાક એવા પ્રકારનો છે કે શરીરને જોઇતાં બધાં તત્વો તેમાંથી પૂરાં પાડી શકે છે. શક્કરિયાંમાં લોહીને શુદ્ધ રાખનારા ક્ષારો (alkali) સારા પ્રમાણમાં છે. તેમાં આશરે બે ટકા પ્રોટીન, પોણો ટકો ચરબી તથા ૨૮ ટકા કાર્બોહાઇડ્રેટ રહેલા છે. એક શેર શક્કરિયાં ખાવાથી ૫૬૫ કેલરી જેટલી શક્તિ મળે છે. તેમાં પ્રોટીનનું પ્રમાણ બહુ ઓછું છે તો તેની સાથે મગફળી ખાવાથી પ્રોટીન પૂરતા પ્રમાણમાં મળી રહે કારણ કે મગફળીમાં આશરે ૨૬ ટકા જેટલું પ્રોટીન છે. ખનિજ દ્રવ્યોમાં શક્કરિયાંમાં બે ટકા કેલ્સ્યમ, પોણા ત્રણ ટકા મેગ્નેશિયમ લગભગ ચાર ટકા પોટાશિઅમ, સાડા ચાર ટકા ફોસ્ફરસ, સાડા નવ ટકા ક્લોરિન, ચાર ટકા સોડિયમ, અઢી ટકા ગંધક તથા પોણો ટકો લોહ રહેલાં છે. તે ઉપરાંત, શક્કરિયાંમાં વિટામીન "એ" ઘણા સારા પ્રમાણમાં તથા વિટામીન "બી" અને "સી" ઠીક ઠીક પ્રમાણમાં આવેલા છે. શક્કરિયાં વિશેજ ખાસ આગ્રહ કરવાનું કારણ એ છે કે ત્યાં શક્કરિયાંનું વાવેતર થઇ શકે છે, ત્યાં





તેનો પાક સારા જથ્થામાં ઊતરે છે. એક એકર જમીનમાં આઠથી દસ બંગાળી મણ જેટલા ઘઉં સામાન્ય રીતે પાકતા હોય છે, જ્યારે તેટલી જ જમીનમાં શક્કરિયાં તેથી સાડા ત્રણથી ચાર ગણાં ઊતરે છે. આ રીતે દેશમાં શક્કરિયાંની પેદાશ વધારવાથી એક સરસ પૌષ્ટિક ખોરાક લોકોને મળશે, એટલું જ નહિ પણ પરદેશથી આયાત તથા અનાજમાં પણ ઘટાડો થઈ શકશે. શક્કરિયાંને સૂકવીને તેનો લોટ બનાવી તેમાંથી અનેક પ્રકારની ખાવાની ચીજો બનાવી શકાય. તે લોટમાં મગફળીનો લોટ મેળવવાથી આહારની દૃષ્ટિએ એક સંપૂર્ણ ખોરાક તૈયાર થાય. અત્યારે વિજ્ઞાનની મદદથી આહારશાસ્ત્ર પણ આગળ વધ્યું છે. સામાન્ય માણસ પણ આ જ્ઞાન વડે તેણે કેવો ખોરાક લેવો જોઈએ તે નક્કી કરી શકે છે, વચ્ચે મદ્રાસ સરકારે સૂકવેલાં શક્કરિયાં ચાર રીતે તાજાં શક્કરિયાં બરાબર થાય. હવે તો જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં દરેક જણે પોતપોતાની શાકભાજી વાવે ઉગાડી લેતાં શીખવું જોઈએ. સરકારને પ્રજાના આવા સહકારની જરૂર છે. શક્કરિયાં જેવો વિકલ્પ ખોરાક અપનાવવાની આજના અનાજની અછતના જમાનામાં આપણી ખાસ ફરજ છે. અનાજનો બચાવ આ પ્રમાણે જ થઈ શકે. અનાજ સંબંધી આપણે દોઢ વર્ષની અંદર સ્વાવલંબી થવાનું છે. એમાં આપણે પૂરતો સહકાર આપીશું તો આપણે દેશની સેવા કરી કહેવાશે, અને અનાજ વેડફીશું, બગાડીશું, તો રાષ્ટ્રના ગુનેગાર થઈશું.

---

ઓલ ઇન્ડિયા રેડિયો વડોદરા ઉપરથી તા ૧૬-૯-૪૯ ને રોજ સાંજે કરેલો વાર્તાલાપ-ઓલ ઇન્ડિયા રેડિયોના સૌજન્યથી.



## ગીત મિલનનું ગાવું

મારે ગીત મિલનનું ગાવું
હરદમ ઉરમાં ફુટતું ગાવું
મારે ગીત હવે છે ગાવું.

પીંછાંના છો તાર તૂટેલા
ઊર્મિ છો—ના શબ્દ ઘડે—ના:
ચાંદ ભલે ને એની ચંદા—
આંખોથી દૂર રાખે:
તો યે ગીત હવે છે ગાવું
ઉરને ગીત બનાવી ગાવું
મારે ગીત મિલનનું ગાવું!

રજનીકાન્ત દલાલ

## જો મળે પ્રિયા....

મીઠાશથી મારી પ્રિયા કને જતાં
કહેજો તમે આટલું જો મળે પ્રિયા:
‘છે કેમ?’ એવો યદિ પ્રશ્ન એનો,
‘સ્વસ્થ, સહુ છે સુખી,’ એમ કહેજો.
કાં આમ? શું કૈંક અઠીક છે થયું?
જવાબ તો: ‘મૃત્યુ થયું છે એનું.’
ને ‘શોક હું’ ડુસકાં ભરે તો
કહેજો, હું કાલે નીકળીશ આવવા.

ભગીરથ મહેતા

[ પુરાણા એક જર્મન કાવ્ય ઉપરથી. ]



# જીવનનો રાહ બદલાય છે

વ્રજલાલ ત્રિવેદી

## જેમાં ગુરુભાવના અને શિષ્યધર્મનું રહસ્ય સમજાય છે

મારી શેરીમાં પાડોશીને ત્યાં એક દીકરીનાં લગ્ન થવાનાં હતાં. ભીંત ઉપર લીંપણ અને ધોળ કરવામાં આવ્યો હતો. દીકરીનો બાપ બે ત્રણ માટીનાં કોઠીઆમાં રંગો પલાળી કાંઈક આળેખતા હતા. હું ત્યાં જઈ ચડ્યો. મને ચિત્ર કરવા કહ્યું. મને ચિત્રનો શોખ શાળામાંથી હતો. એ તરફ લક્ષ વધારે હતું. એક હકીકત ખાસ યાદ છે. ગણિતના હુશીયાર છોકરા પાસે દાખલા ગણાવી લેતો. તેના બદલામાં તેને હું ચિત્રપોથીમાં મોર કે કાગડો દોરી આપતો.

આ જ પાડોશીને ત્યાં લગ્ન પ્રસંગે દિવાલ ઉપર રંગથી ચિત્ર દોરવાની પ્રથમ કોશીશ કરી. રાજા રવિવર્માનાં ચિત્રોની ત્રણ ચાર કોપીઓ રંગ પુરીને ઠીક ઠીક ચિતરી. સાધનમાં રંગો, કંકુ, હળદર, ગળી, કાળી શાહી, ખડી, અને પીંછીઓમાં દાતણના કુચાનો ઉપયોગ કર્યો હતો. પાડોશી ખુશી થયા. તેમણે ન ધારેલ એવી મહેનત કરી મેં ચિત્રો દોરી ભીંતને શણગારી મને આનંદ અને આશ્ચર્ય બંને થયાં. અને થયુ કે મારાથી આવુ થઈ શકે? આખી રાત દોરેલાં ચિત્રો આંખ સામે તર્યા કરવા લાગ્યાં. ઘણા માણસોએ જોયાં. અને તારીફ કરી. છાને ખુણે એ તારીફ સાંભળવાનું મને મન થતું. મારા ગામના એક જાણીતા ચિત્રકાર અંબાશંકર જોશી લગ્ન પ્રસંગે ત્યાં આવી ચડયા. તેમણે એ ચિત્રો જોયાં. વખાણ્યાં. અને મેં દોર્યાં એવું અધીરાઈથી પાછળ ઊભા રહી મેં જ કહી દીધું. પછી લાગ્યું કે કોઈક બીજાએ કહ્યું હોત તો વધારે સારૂં થાત. પણ વિવેક–અવિવેકની બહુ કાળજી નહોતો રાખી શકતો, એટલે બહુ પસ્તાવો થયો નહિ.

તેમણે દોરેલાં રાજા મહારાજાઓનાં ચિત્રો દરબારી કચેરીમાં મેં જોએલાં. તેમણે મને ઘેર બોલાવ્યો. ઘણા વર્ષોથી, તે લીંબડી રહેતા. અવારનવાર પ્રસંગોપાત વળા આવતા. બે ત્રણ દિવસ માટે આવેલા. મારા પિતાને ઓળખતા. મને જરાય નહિ. મને તેમણે કહ્યું. 'ફોટા ચિતરતાં શિખવું હોય તો મારી સાથે ચાલ; હું શીખવી દઈશ. વાતચીત દરમીઆન મારી બધી હકીકત જાણી લીધેલી. મેં જરા વિચાર કરી ધીરેથી કહ્યું કે શીખવા તો આવું. પણ મને છે; પણ ભોજન વગેરેની વ્યવસ્થા ત્યાં કેવી રીતે થઈ શકે! એ તો હું છું ને! મારે ત્યાં જ રહેવાનું હોય ને. તારે એની ચિંતા જ નહિ સમજ્યો ને!

હું મનમાં બધું સમજી ગયો. ગુરૂજી વાનપ્રસ્થની ઊંચી કક્ષામાં જીવન ગાળતા હોવા જોઈએ. એમને એક શિષ્યની ખાસ જરૂર જણાઈ. અને એમનો અને મારો કુદરતે યોગ્ય સુમેળ સાધી આપ્યો.

"તારી જિંદગી સુધારી દઈશ. જો શીખવામાં મહેનત કરીશ, અને પૂર્ણ લક્ષ આપીશ તો. મારૂં કહેવું ગળે ઉતર્યું કે?"

હા જી, ગળાને બદલે એની નીચે સુધી ઉતરી ગયું.

બીજે દિવસે પિતાની આજ્ઞા લઈ ગુરુ સાથે લીંબડી કલાનું શિક્ષણ લેવા ઉપડયો.

પિતાજી આજ્ઞા આપવામાં ઢીલ કરતા નહિ. એમને ખાત્રી હતી જ કે લીટા તાણવામાં પણ ભલે પારંગત થઈ આવે.

એક સાંજે દસબાર માણસો મોટા ઓરડામાં એકઠા થઈ, માતાજી સમક્ષ ભજન કિર્તન કરતા હતા ટોળાની મધ્યમાં મારા ગુરૂજી અંબાશંકરભાઈ માતાજીના ફોટા સમક્ષ એકધ્યાન બની ગળગળાં જેવા થઈ જતા જોયા. આજુબાજુનાં માણસો તાળીઓ પાડી ધૂન લેતા હતા. ઓરડાને એક ખૂણે આ નવા પંથને જાણવા હું પણ કુતૂહલથી મથી રહ્યો હતો. કયાં માતાજીનો આ નવો પંથ હશે? અને આ પંથવાસીઓને માટે આકાશમાં કયું નવું ધામ ખોલાયું હશે? એવા અનેક વિચારો મને આવી ગયા. શરૂથી આખર સુધીની બધી ક્રિયા બેઠાં બેઠાં જોઈ લીધી; આમ છતાં પણ મનની કુતૂહલતા





બે વાટકા દાળની બહુ સહેલાઇથી જરૂર પડતી. બપોરના વખતમા કોઇ કોઇ વાર મને કહેતા. આરોગ્ય સાચવવું હોય. તો માણસે બહુજ ચાવીને ખાવુ, જોઇએ. અને અલ્પાહારી બનવું જોઇએ. ગુરુના આરોગ્યનો સિદ્ધાંત માગથી પાળી શકાય તેમ નથી. મને અલ્પાહારી બનાવવા ઘણા આદર્શો રજુ કરી તેઓ વૈદક શાસ્ત્રના દાખલા લાવીને કહેતા. પણ લીંબડી શહેરની નદીનું પાણી મને વધુ અનુકૂળ આવવાથી આહારનુ પ્રમાણ ધાર્યા કરતાં વધવા જ માંડ્યુ. અને પછી તો ગુરૂજી પણ માણસે કેટલો ખોરાક ખાવો ? ક્યારે ખાવો ? ને કેવી રીતે ખાવો એ વિચારોનું મથન કરવા લાગ્યા. અને છેવટે જમતી વખતે તેઓ સાયન્ટીફીક એક્સપેરીમેન્ટ કરી બતાવતા.

રોટલીનુ બટકું ભાગીને કેવી રીતે ચાવીને ખાવુ ? તેમાં કેટલો સમય લગાડવો ? એ બધી વિધિ કરીને દેખાડતા. એ એક્સપેરીમેન્ટ જોઇને મારી ધીરજ હવે તદ્દન ખૂટી ગઇ. એને ત્રીજે દિવસે લીંબડીમાં બ્રાહ્મણોની નાત હતી મનમાં નિશ્ચય કર્યો કે આજે છેલ્લો એક્સપેરીમેન્ટ મારે કરી દેખાડવો અને વળતે દિવસે ઘર તરફ વિદાય લેવી. નાતમા અમે ગુરૂ-શિષ્ય સાગે જમવા બેઠા હતા.

થોડીવારમાં 'હર, હર, મહાદેવ !'ના પ્રચંડ ગમન ભેદી ઘોષ સંભળાયા. જાણે બ્રાહ્મણો યુદ્ધે ચઢ્યા મેં પણ કમર ઢીલી કરી નાખી. અને અલ્પ સમયમાં હળવદીઆ ૬થી૭ લાડવાનો આહાર કરી લીધો. ગુરુજીના લોચન ખુલી ગયાં. છેવટ ગુરૂજીને મેં કહ્યું કે આ ગોળાના સેવનથી શરીરમાં સીધુ લોહી જ ઉત્પન્ન થાય છે. અને જીવનમાં ઓર તાઝગી આવી જાય છે. કશુ જ બોલ્યા સિવાય હું અને ગુરૂજી ઘેર પહોંચ્યા. સાયંકાળે સંતજનોના મંડળમાં પણ ગુરૂજી બેચેન લાગ્યા. વળતે દિવસે ગુરુજીને સાષ્ટાંગ પ્રણામ કરી ઘેર જવાની વિદાય માગી. ગુરૂજી છેવટે પસ્તાયા. એમને લાગ્યું કે આ તો ઉપડ્યો. હવે શું થાય ? પેલા રંગ મિશ્રણના રહસ્યની કુંચી બતાવવાની તત્પરતા દેખાડી.

મેં કહ્યું હવે તો આપ આશીર્વાદ આપો એટલે પથે પડું. આરોગ્યના રહસ્યની એક કુંચી આપી દીધી એટલે બધું એ આવી ગયું.

આખરે મારે કબુલ કરવું જોઇએ કે ગુરૂજી એક પરમ ભક્ત અને નિખાલસ દિલના હતા. દસેક મહિનાની મારી સેવાની મહેનત તેમની આંખ આગળ ખડી થઇ. થોડાંક આંસુ ખરી પડતાં મે જોયાં. હું પણ પગમા પડી નમી પડ્યો. અને તેઓ મોટર સુધી મને વળાવવા આવ્યા. ચાલતી મોટરે તેઓ બોલ્યા કે હજી પણ રોકાઇ જા તો સારૂં......

★

# સાગરને

ગમે નહીં ગર્જન ઘોર તાહરાં<br>
ઉંડાણ ના તું – ઉરનાં રુચે મને<br>
ગમે છ તારા ઉરની વિશાળતા<br>
ઘડીક જો હું – ઉરમાં વસે કદી.

પ્રભુરામ રાજ્યગોર

# જબાદ અને વણીયર

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

બિલાડી અને જબાદ જો કે શરીરના બાંધામાં ઘણી રીતે મળતાં આવે છે. છતાં બીજી ઘણી રીતે જુદા પાડી શકાય છે. જો કે એટલું તો ચોક્કસ છે કે કોઈ માણસ બિલાડીને જબાદ તો ન કહે અને એવી જ રીતે જબાદને કોઈ બિલાડી ન કહે. જબાદનું શરીર લાંબું અને ટુંકા પગવાળું હોય છે. તેને અણીદાર મોં નાળ અને લાંબું માથું હોય છે. આ બધું બિલાડીના લાંબા પગ ગોળ માથું અને બુઠ્ઠી મોં નાળથી તદ્દન જુદું પડે છે. કારણ કે બન્નેનો જીવન વ્યવહાર જુદો છે એટલે તેઓના શરીરનો બાંધો પણ જુદો છે. બિલાડી શિકાર કરીને જ પેટ ભરે છે જ્યારે જબાદ થોડો શિકાર પણ કરે છે અને ફળફૂલ સાથે વનસ્પતિનો પણ આહાર કરે છે. એટલે શિકારી પ્રાણીઓ કરતાં તેના શરીરની રચના એને અનુકૂળ બની છે. બિલાડીના જડબાનું ટુંકાપણું એ બતાવી આપે છે કે તેને તરફડતા અને છુટવા માટે ફાંફાં મારતા શિકારને મજબૂત પકડમાં લઈ રોકવો પડે છે. અને જબાદનાં લાંબા અને નાજુક જડબાં સાથે તેની ગલફાંઓ પણ નબળી હોય છે અને ટુંકા પગોમાં પ્રમાણમાં મજબુતાઈ ઘણી ઓછી હોય છે. છતાં એટલું તો ચોક્કસ છે કે બીજાં શિકારી પ્રાણીઓ કરતાં જબાદ ઘણી રીતે ઓછી સામગ્રીવાળું પ્રાણી છે છતાં તે અમુક ચોક્કસ રીતે પોતાનો જીવન-નિર્વાહ મેળવવા માટે બરાબર પોતાનાં સાધનો ઉપયોગ કરે છે.

જબાદને ખોરાક મેળવવા માટે બહુ તીક્ષ્ણ નજર, ગંધ પારખવાની બહુ ઉંડી સમજ અને અનાજ પારખવા માટે તીવ્ર કાન હોય છે. વળી મોઢાં ઉપર જે મુછના બાલ હોય છે તેને તે બીલકુલ આગળ લાવી શકે છે અને એટલાજ પાછળ પણ લઈ જઈ શકે છે આનું કારણ તો એટલું જ કે કોઈ ખોરાકને પારખવા માટે પહેલાં તે બાલ તેને અડકાડીને તપાસી લે છે.

શિકારને હાથ કરવા જબાદ લગભગ બિલાડીની જ તરકીબ અજમાવે છે. કાં તો તે છુપાઈને તરાપ મારે અથવા તો ઓચીંતો દબાવી દે છે અથવા લપાતે લપાઈ ને નજીક પહોંચી તરાપ મારી શિકારને દબાવી દે છે. આમ કરવામાં તેના બિલાડીને મળતા આવતા પગ, નખો ઉપરના ઢાંકણુ અને પુરેપુરા પાછા ખેંચી શકાય એવા નહોર પણ હોય છે. આ પ્રાણી પોતાના જીવનનો આધાર એકલા શિકાર ઉપર જ નથી રાખતું. પણ ઉપર કહી ગયા તેમ વનસ્પતિનો પણ ખોરાક તરીકે ઉપયોગ કરે છે. આપણી જબાદ ભાગ્યે જ ખોરાક શોધવા ઝાડ ઉપર ચઢે છે. કારણ કે તેના પગની બનાવટ જમીન ઉપર ચાલવા માટે જ બરોબર છે. જબાદ ખાસ કરીને પોતાના ટેરવા ઉપર ચાલે છે.

જે ખરું જબાદ કુટુમ્બ છે તેને બહુ સાફ દેખાઈ આવતી ગંધગ્રન્થી છે. જેમાં બહુ જાણીતું ગંધદ્રવ્ય ઉત્પન્ન કરે છે. કે જે ગંધથી તેનું નામ પડ્યું છે. અંગ્રેજીમાં જબાદનું નામ Civet પડ્યું છે એ અરબીક "ઝબટ" ઉપરથી આવ્યુ હોય એમ દેખાય છે અને આપણું જબાદ નામ પણ એજ "ઝબટ" ઉપરથી આવ્યું હોય એમ લાગે છે. અને જે સુવાસિત્ દ્રવ્ય તેઓ ગંધગ્રન્થીમાં પેદા કરે છે તેને "ઝબટ" કહેવામાં આવે છે. આ કુટુમ્બમાં ગંધ-ગ્રન્થીની સજાવટ જુદા જુદા લાડામાં જુદી જુદી હોય છે. એટલું જ નહિ પણ એક જાતના નર માદામાં પણ આ સજાવટમા ફેર પડે છે. આ ગ્રન્થી લાંબી, પુંછડાના મૂળ આગળ ગોઠવાયેલી છે. અને બહારથી ઝીણા બાલથી ઢંકાયલી હોય છે.

આ ગ્રન્થીની જગ્યા નરમાં તેના અન્ડ આગળ અને માદામાં તેની જનનેન્દ્રીય આગળ આવેલી માલુમ પડે છે. એક બીજી ગ્રન્થી પણ ગુદા આસપાસ આવેલી છે. જેમાં થતી ચીકાશની વાસ એટલી બધી દુર્ગંધવાળી હોય છે કે ન પુછો વાત. પણ તેની સુવાસ ગ્રન્થીનું દ્રવ્ય બહુ સુગંધી પદાર્થ તરીકે અને કામોત્તેજક દવા તરીકે વાપરવામાં આવે છે. આ દ્રવ્યમાં





એમોનીયા, રેસીન, ચરબી અને જલદી ઉડી જાય તેવું તેલ કે જેનાથી તેમાં સુગંધ આવે છે તેટલી ચીજો આવેલી હોય છે. આ મુલાયમ ગંધ પારખવા માટે બહુ તૈયાર નાક હોવું જરૂરી છે.

હિંદમાં આ મુશ્ક મોટી જબાદ કે જે નેપાળ અને ઉત્તરમાં વસે છે તે પ્રાણીઓમાંથી મેળવવામાં આવે છે અને આપણી નાની જબાદમાંથી પણ ઘણું એકઠું કરવામાં આવે છે. આ મુશ્ક મલબાર તરફ વસતા બ્રાહ્મણો ચોખ્ખું હોય તો આશરે દસ રૂપીયે તોલો સુધી ખરીદે છે. બજારમાં જે મુશ્ક મળે છે તે માખણ અને તેલના સેળભેળવાળું મળે છે કારણકે આવી મેળવણીથી તેનું વજન વધે છે. તાજા મારેલા જબાદની અકબંધ ગન્થી હોય તો તેની કિંમત ઘણી આપવામા આવે છે. આ સુગંધી દ્રવ્યને ગન્થીમાંથી સાધારણ રીતે નાના લાકડાના ચમચાથી ઉખેડી લેવામાં આવે છે. મેં પોતે ત્રીચીનોપલ્લી અને શ્રીરંગમમાં નાની જબાદને પાળેલી જોઈ છે અને તેનું મુશ્ક કેવી રીતે ભેગું કરે છે તે પણ જોયું છે.

### જબાદ

આ પ્રાણી આપણી આસપાસ વસે છે અને રાંજને વખતે પોતાની આખળીમાંથી બહાર આવે છે. આ આખળીની જગ્યા ઝાડોનાં મોટાં થડની પોલ, મોટી વાડો, જાડા જાળાં અને ઘણી વખત પાણી જવાની ગટરોમાં પણ હોય છે. ઘણી વખતે રાતને વખતે આ પ્રાણી વિજળીની રસ્તા ઉપરની બત્તી નીચે જીવાત ખાવા હળી જાય છે. તે વખતે તેનું અવલોકન બરાબર થઈ શકે છે. પુખ્ત ઉંમરના જબાદની લંબાઈ ત્રણ ફીટથી ઉપર હોય છે. એમાં પુંછડીની લંબાઇ એક ફુટ થાય છે જ્યારે વજનમાં તે છથી આઠ શેર તળે છે.

જબાદનો રંગ રાખોડી હોય તેમાં તેના વાંસા અને કડ ઉપર લાંબી કાળી લીંટીઓ હોય છે અને તે લીંટીઓ પડખે ઉપર આવતાં થોડે ઘણે અંશે ટપકાંમાં ફેરવાઇ જાય છે. ઘણી વખત ગરદન ઉપર આડી લીંટીઓ આવે છે.

પંજાબ, સીંધ અને હિમાલયની તળેટીથી શરૂ થઇ દક્ષિણમાં કન્યાકુમારી અને સિલોન સુધીના વિસ્તારમાં આ પ્રાણી વસે છે. હિંદમાં તેઓની પાંચ જાતો થાય છે જે તેના રંગરૂપ ઉપરથી ઓળખી શકાય છે. આપણી જબાદની પુંછડીએ કથ્થાઈ અને રાખોડી કાળા રંગની ગોળ લીંટીઓ હોય છે જ્યારે તેઓ રૂંવાટી બદલે છે ત્યારે તેની જુની રૂંવાટી ફીક્કી અને બટકી જાય તેવી ચળકાટ વિનાની થઇ જાય છે. અને સપ્ટેમ્બર મહિનામાં તેઓ શિયાળુ લાંબી અને સુંવાળી રૂંવાટીવાળી થઈ જાય છે.

તેઓ વૃક્ષ ઉપર બહુ સહેલાઇથી ચડી શકે છે. અને તેની ઉપર રહેવાનું પસંદ કરે છે. સાધારણ રીતે તેનો ખોરાક ઉંદર, ગરોળાં, નાનાં પંખી અને જીવાત હોય છે છતાં જો મુરઘા ખડો તોડી અંદર જવાનું બની શકે તો મુરઘાંનો નાશ કરવાનું મુકતી નથી. આ સિવાય ફળોમાં બોર, અને શાકભાજી અને ચીભડાં પણ ખુશીથી આરોગે છે. જો તેનું નાનું બચ્ચું પાળી મોટું કર્યું હોય તો બહુ મજાનું હળી જાય છે અને ઉપર જણાવ્યા મુજબ મુશ્ક પણ સહેલાઈથી મેળવી શકાય છે.

જબાદ વરસના કોઈપણ મહિનામાં બચ્ચાં આપે છે એ ઉપરથી તેનો કોઈ ચોક્કસ પ્રજનન કાળ છે એમ નક્કી કરી શકાતું નથી. કોઈ ખેતરમાં નીક પાસે કે વૃક્ષના મુળમાં કે પથ્થર નીચે ઘાંત ખોદી તેને છેક ગોળ આખળી બનાવી તેમાં બચ્ચાં આપે છે. આ પ્રાણી જોડીમાં ભાગ્યે જોવામાં આવે છે એટલે બચ્ચાંની સંભાળ માદા જ રાખતી હશે એમ સમજાય છે. ચાર કે પાંચ બચ્ચાં એક વીંયાજણમાં હોય છે.

### વણીયર

વણીયર સૌરાષ્ટ્રમાં થતાં હોય એમ મારા જાણવામાં હજુ સુધી આવ્યું નથી. ઉત્તર અને દક્ષિણ ગુજરાત, ઇડર પાલનપુર, દાંતા, આબુ વગેરે સ્થળોએ જોવામાં આવે છે.

આ પ્રાણી લાંબા કડક કાળા અથવા કથ્થાઈ કાળા રંગના બાલવાળું હોય છે. તેના બાલની અંદર રહેલી રૂંવાટીનો રંગ સફેદ પીળો અથવા પીળો હોય છે. જે રંગ તેના લાંબા શિયાળુ બાલ નીચે ઢંકાએલો રહે છે. આંખોની સફેદ ડાઘા હોય છે અને કોઈ કોઈ વખત આંખ ઉપર પણ આવા ડાઘા જોવામાં આવે છે. જ્યારે નાકની બન્ને બાજુ પણ આવા ડાઘા નજરે ચડે છે.

તેનું શરીર બે ફીટ લાંબું અને પુંછડી પણ એટલી જ લંબાઈની હોય છે જ્યારે વજનમાં તે ૭ થી દશ શેર થાય છે.

વણીયરનું બીજું નામ તાડી બીલાડી પણ છે. તેનો વસવાટ વનમાં સાધારણ રીતે હોય છે. તેઓ વૃક્ષ ઉપર જ રહેવામાં માને છે, અને દિવસના ભાગમાં તેની ઘટામાં અથવા તો પોલમા ગોળ ગુંચળું વળી બેસી રહે છે. ગામડાં અને શહેરની આંબાવાડી અને તાડ કે નારીએરી ઉપર તેની ખાસ બેઠક હોય છે. ઘણાં વણીયર અત્યારે તેઓની આ વૃક્ષ ઉપરના વસવાટની ખાસીયતને ભૂલી ગયાં છે અને માણસના વસવાટ નજીક આવી વસે છે. જેમાં મોટાં શહેરની મધ્યમાં પણ તેઓએ અડ્ડા જમાવી દીધા છે અને તે અડ્ડા છાપરાં, જુના અવાર મેડા અને ગટરોની અંદર કર્યા છે. રાતના ખોરાકની શોધમાં નીકળે જે વખતે વૃક્ષ ઉપર અને જમીન ઉપર બધે આંટા મારે એમાં પંખી, નાનાં ચોપગાં, અને ફળો શોધી લઈ ખાય છે. પણ જેઓએ આપણો સહવાસ સાધ્યો છે તેઓ ઉંદર, ઉંદરડી, અને એવાં પ્રાણી ઉપર કડક હાથ મારતાં શીખી જાય છે કારણ કે તેઓએ પણ આપણી સાથે જ વસવાનું પસંદ કર્યું છે. આમાં કયારેક પાળેલાં મુરઘાં ઉપર પણ નજર નાંખી લે છે. અને વાડીઓ પણ વેડે છે. આ સિવાય આ પ્રાણી તાડ ઉપર ચડી તાડી એકઠી કરવા બાંધેલી ડોચકાંની મુલાકાત લઇ તેમાં એકઠો થયેલો મીઠો રસ બહુ સ્વાદથી પી લે છે. આ પ્રાણી પણ નાનપણથી રાખ્યું હોય તો બહુ હેતાળ બને છે.

વણીયર કોઇ પણ ઋતુમાં થડની પોલ, પાણાની ચીગરોમાં એક વીયાંજણમાં ત્રણ કે ચાર બચ્ચાંને જન્મ આપે છે.

શરીરના બાંધામાં વણીયર જબાદથી જુદા પ્રકારના પગથી ઓળખાઇ આવે છે. તેના પગ ટુંકા હોય છે. તળીયા ઉપર ચાલે છે, વૃક્ષ ઉપર બહુ આસાનીથી ચઢી જઇ શકે છે, તે માટે તેના પગનાં તળીયાં સાવ બાલ વિનાના હોય છે.

✶

## પાંદડીઓ

૧

મધ્યું મુકી સમાણું હૈયું, કંઈ દર્દ તેમાં પુર્યું,
છતાં નવ સમાણું ગદ્ગદિત કંઠમાંહી વસ્યું,
રખે ટપકી જાય—દુઃખ કંઇ કીકીમાંહી ભર્યું,
દ્રવ્યું જ અહ તો ય કૈં ગુપત શ્વાસનિઃશ્વાસમાં
ઢળી જીવન પુળમાં વિમલ વેલ તું, આહ ના,
ફુલો મહકતાં હચે, મહકતી જશી વેદના ?

૨

'ના, ના,' કીધું ત્યમ છતાંય લઇ લીધું તેં,
ને તે જ આજ લઇ જાવું ? ભલે લઇ લે,
કૈંયે ન રોષ; અફ્સોસ જ એટલો કે,
તારું ન તેથી વધતું વધતું કશું યે,
ને મારું તો જતું—ગયું, અહ કેટલું યે !

ઉપેન્દ્ર પંડયા

# ગ્રંથસમીક્ષા

અ. મ. રા.

## યુગદર્શન :

( તંત્રી, પરમાનંદ કુંવરજી કાપડીઆ; પ્ર. વ્યવસ્થાપક, પો. બો. ૬૨, ધોબા સ્ટ્રીટ, કોટ, મુંબઈ–૧; વાર્ષિક લવાજમ રૂ. આઠ )

'જન્મભૂમિ' સંસ્થા તરફથી પંદરમી ઑગસ્ટે શરૂ થયેલ આ માસિકને આવકાર આપતા ઘણો આનંદ થાય છે. અમને મળેલા બે અંકોની સામગ્રી પરથી જણાય છે કે કવિતા, ગ્રંથાવલોકન, રાજકારણ, અર્થકારણ, ધર્મ–તત્ત્વજ્ઞાન, કળા, વિજ્ઞાન, પુરાતત્ત્વ, સમાજશાસ્ત્ર એમ શક્ય તેટલા વિષયોને તેમાં સમાસ આપવામાં આવ્યો છે. ભારતને સંજોગોને બળે તેની ચિરવાંછિત રાજકીય મુક્તિ તો મળી, પણ સ્વરાજને સુરાજ્ય બનાવવાનો તેમજ દેશની તાકાત, સમૃદ્ધિ અને પ્રતિષ્ઠા વધારવાનો ભવ્ય પુરુષાર્થ તો હવે જ આરંભાય છે. એ સંજોગોમા પ્રજાનું મનોદારિદ્રય ટાળે અને તેને એ નવ–પુરુષાર્થને તે મદદગાર બને એ રીતે કેળવે, ઘડે ને દોરે એવા લેખકો અને એવા સામયિકોની અત્યારે પહેલાં કયારેય ન હતી એવડી મોટી જરૂર ઊભી થઈ છે. આ કાર્ય આ માસિક બજાવશે એવી આશા તેનું તંત્રીપદ રા. પરમાનંદ કાપડીઆ જેવા ગુણજ્ઞોને ઓળખનારા અને સ્વસ્થ રીતે વિચારી અને ઠરેલ કલમે લખી શકનારા ભાવનાશાળી સજ્જનને સોંપાયું છે તે પરથી અવશ્ય બંધાય છે. પહેલા બંને અંકોમાં રા. કાપડીઆ લેખકો તરીકે અનેક પ્રતિષ્ઠિત નામો બતાવી શકયા છે. અલબત્ત સત્ત્વની દૃષ્ટિએ માસિકને હજી વધુ સમૃદ્ધ બનવાનું રહે છે જ. ઊંચા સફેદ કાગળ, સાફ છપાઈ અને દર અંકમાં આવતું કોઈ પ્રસિદ્ધ ચિત્રકારનું ત્રિરંગી ચિત્ર માસિકને નયનરંજક બનાવે એવાં છે. અમે આ માસિકને **શિવાસ્તે પંથાન:** કહીએ છીએ.

## સમસંવેદન

[ લે. ઉમાશંકર જોષી: પ્ર. જીવન સાહિત્ય મંદિર, ગાંધી રસ્તો; અમદાવાદ મૂલ્ય ત્રણ રૂપિયા ]

પોતાનાં વ્યાખ્યાનો અને આમુખોમાંથી દશ ચૂંટી કાઢી રા. ઉમાશંકરે આ પુસ્તકમાં ગ્રંથસ્થ કર્યા છે. દશે લેખો અભ્યાસક વૃત્તિથી લખાયેલા હોઈ ઉત્તમ પ્રતિના અભ્યાસપૂર્ણ સાહિત્ય નિબંધો બન્યા છે. આપણા એ પ્રકારના સાહિત્યમાં એ કારણે એ કીમતી ઉમેરો કરે છે.

પહેલા ત્રણ લેખ કવિતા સંબંધી વિચારણાના છે અને બાકીના સાતમાંથી પાંચ જૂનાનવા ગુજરાતી કવિઓ ને તેમની કવિતા પર છે. એટલે આ સંગ્રહને વિશે તેની એક નોંધપાત્ર વિશિષ્ટતા તરીકે એમ કહી શકાય કે તે આધુનિક ગુજરાતી કવિતાના એક અગ્રેસર સર્જકે કરેલો કાવ્ય વિચાર અને ગુર્જર કવિતાનું અધ્યયન રજૂ કરે છે, કવિતા સિવાયના જે બે લેખ–એક કાકા કાલેલકર પરનો ને બીજો 'લોપામુદ્રા' પરનો–છે, તેમાંય કાકા કાલેલકર પરના લેખમાં રા. ઉમાશંકરે કાકા સાહેબના કવિત્વનો પરિચય કરાવવા ધાર્યું છે. અને નાટકને કાવ્ય ગણતી પ્રાચીન ભારતીય દૃષ્ટિની ઓથ લો તો તો 'લોપામુદ્રા'વાળો લેખ પણ આ બધા લેખો સાથે કાં એક પંગતમાં બેઠો એવા વાંધાને અર્થો ચૂપ કરશે.

સંગ્રહનો નામદાતા પ્રથમ લેખ 'સમસંવેદન' રણજિતરામ સુવર્ણચંદ્રકના પ્રતિગ્રહીતા તરીકે રા. ઉમાશંકરે આપેલ વ્યાખ્યાન છે. સર્વાંશે માનવની સરજત હોવાને કારણે અન્ય કલાઓથી જુદી પડતી કવિતાનું સ્વરૂપ, એનું વાહન શબ્દ અને વાહનની શક્તિ અને મર્યાદાની ચર્ચા કરી રા. ઉમાશંકરે એમાં સિદ્ધ કર્યું છે કે કવિના સર્જન હેતુમાં રસ અને અર્થપ્રાપ્તિ કરતાં સમસંવેદનની ભૂખ જ વિશેષ હોય છે. આ 'સમસંવેદન' એટલે 'સહૃદયતા'ને માટે રા. ઉમાશંકરે યોજેલો પર્યાય.

કવિતા સંબંધી બીજો લેખ છે 'સોનેટ' એમાં એ વિદેશી કાવ્ય પ્રકારની ઉત્પત્તિ, એના દેશી પર્યાય, એનાં પ્રાણપ્રદ આંતર લક્ષણો કે જરૂરત, અને પંક્તિસંખ્યા, પંક્તિવિભાગ, પંક્તિમાન અને પ્રાસસંકલના જેવી એના બહિરંગની એવી સમગ્રદર્શી અને સંગીન ચર્ચા રા. ઉમાશંકરે કરી છે કે સોનેટ વિશે આપણે ત્યાં સૌથી અભ્યાસપૂર્ણ અને લગભગ છેલ્લા શબ્દ જેવો નિબંધ એને કહેવાશે. એના પછી જોવા જેવી રહે વિદ્યાર્થીઓને કે અભ્યાસીઓને માત્ર ખબરદારની સોનેટ-ચર્ચા સોનેટના બહિરંગના ખબરદારના સનાતની આગ્રહનો સબળ પ્રતિપક્ષ ઉમાશંકરના આ નિબંધમાં આવી જતો અભ્યાસીઓને જણાશે. ઉમાશંકરે કરેલી પ્રાસચર્ચા એમાં મૂલ્યવાન છે.

એવો જ મૂલ્યવાન લેખ છે 'કવિતા અને પ્રાગતિકતા' કવિતા અને પ્રગતિશીલતાના સંબંધની ચર્ચાચર્ચી જે વેળા આપણે ત્યાં ખૂબ થતી હતી તે વખતે લખાયેલો એ લેખ એ સંબંધમાં ઉમાશંકરનું મંતવ્ય વિશદતાથી રજૂ કરે છે. કવિતાએ આત્મનિષ્ઠ હોવા ઉપરાંત જીવનનિષ્ઠ હોવું જોઈએ. કવિના સર્જનને સામાજિક કૃત્ય ગણી તેની સમાજહિતૈષી તપાસ થવી ઘટે. કાવ્યના આસ્વાદ માટે 'અવિઘ્ના સંવિત્' થવી જોઈએ અને કાવ્યસૃષ્ટિમાં જીવન સાથે જરાપણ વિસંવાદ હોય તો એવી સંવિત્' થવી જોઈએ અને કાવ્યસૃષ્ટિમાં જીવન સાથે જરાપણ વિસંવાદ હોય તો એવી સંવિત્ થવાની જ નહિ. આમ પોતાનો અભિપ્રાય કહી પછી ઉમાશંકરે પ્રગતિત્વનાં મુખ્ય લક્ષણો ગણાવ્યાં છે. પ્રગતિવાદને વ્યક્તિત્વનું ગૌરવના મંજુર નથી પ્રગતિવાદ માનવીના પ્રાથમિક હક્કોથી કોઈ વ્યક્તિ વંચિત ન રહે એની ખાસ ફીકર રાખે છે; પ્રગતિવાદ ભૂતકાળથી વિચ્છેદ કરવાનું ફરમાવતો જ નથી; કવિનું સત્ય, એ કવિનું છે તેથી, સૌંદર્યમંડિત તો હોવાનું જ, પણ તેણે 'શિવ' ને પણ ઉપાસવું જોઈએ એવો આગ્રહ પ્રગતિવાદ રાખે છે; અને અનુભવનું નાવિન્ય વર્ણવવા પ્રગતિવાદ નવાં ભાવપ્રતીકો શોધવાનું કહે છે: આમ પ્રગતિત્વ શું છે ને શું નથી તે શ્રી. ઉમાશંકરે સારી રીતે બતાવી આપ્યું છે અને તે સંબંધી કેટલાક ચાલુ ભ્રમોનું નિરસન પણ કર્યું છે. પ્રગતિવાદનાં ભયસ્થાનો પણ તે જાણે છે. તેથી જ તેમણે વાસ્તવિકતા ખાતર વાસ્તવિકતાના આગ્રહને 'કલા ખાતર કલા'ના વાદ કરતાં 'ભાગ્યે જ વધારે ઈચ્છવા જેવો' ગણ્યો છે અને પ્રગતિત્વ પર શ્રદ્ધા ધરાવતા કવિને પણ પોતાની સર્જનશક્તિને વાદમુક્ત રાખવાની ઈષ્ટતા સમજાવી છે. આ લેખમાં ગુજરાતી કવિઓની પ્રાગતિકતાનો આંક કાઢવાનો જે પ્રયાસ તેમણે કર્યો છે તે પણ ધ્યાન ખેંચે તેવો છે. એ સંબંધમાં એમનો આ અભિપ્રાય વિચારવા જેવો છે: 'પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓના સંઘર્ષનું યથાર્થ રસમય વર્ણન કરવાની જેમનામાં શક્તિ ન હતી એવા અ (!)-કવિ દલપત નર્મદને તેનું દર્શન હતું, જ્યારે એનું વર્ણન કરવાની શક્તિવાળા પાછળના 'કવિ'ઓને એનું દર્શન જ હોય એમ લાગતું નથી. અહીં 'જ'કાર જરા વધુ પડતો છે એમ ઠાકોર ને ન્હાનાલાલની કેટલીક કવિતા જોતાં અભ્યાસીઓને લાગશે ખરું.

કૃતિઓ ને કવિઓ પરના અભ્યાસલેખો ઉમાશંકરનું સમસંવેદન બતાવનારા હોઈ પહેલા લેખની સાથે એમનો પણ આ સંગ્રહને સાર્થનામ ઠરાવવામાં સારો ફાળો ગણાશે. 'વસંત વિલાસનું રસદર્શન'માં 'વસંતવિલાસ'ની વસ્તુસંકલના, એના કર્તા, એમાંનું પ્રકૃતિવર્ણન અને એની રસનિષ્પત્તિ એ બધા વિશે રસદર્શી સમાલોચના છે. 'ગરવો જ્ઞાનનો વડલો'માં મધ્યકાલની સમન્વયપ્રવૃત્તિમાં અખાનું સ્થાન, એનું જીવન, એના પર પુરોગામીઓની અસર, એની કવિતા, એની ભાષા અને એનો સંદેશ, એ બધા મુદ્દાઓનું વિવેચન છે. 'રુબાઈયાત'માં હરગોવિંદ પ્રેમશંકરની કવિતાનો સહૃદયતાથી અપાયેલો પરિચય છે. 'અર્ધી સદીનો દેશવટો'માં બાલાશંકરના 'ક્લાન્ત કવિ' નામક કાવ્યસંગ્રહના પ્રકાશનના ઈતિહાસ, કર્તૃત્વ, પાઠનિર્ણય, આદિ વિશે લખી, 'ક્લાન્ત'ની 'કોમલ નાદમસ્ત કવિતા'નો તથા તેને સાચી રીતે સમજવામાં ખપ લાગે તેવો તે કવિના દર્શન વિશેષનો દ્યોતક પરિચય કરાવી, ઉમાશંકરે 'ક્લાન્ત'ની મસ્તી, એમની સ્વસ્થતા અને એમની 'શબ્દસંદર્ભમાધુરી' પરત્વે પોતાનો અભિપ્રાય આપ્યો છે. 'નરસિંહરાવ કવિ'માં તેમણે નરસિંહરાવનું કવિ તરીકે જે ઉત્તમ પ્રદાન છે તેને રસજ્ઞતા તથા કૃતજ્ઞતાપૂર્વક બતાવી આપ્યું છે. 'કાકાસાહેબની કવિતા'માં 'જીવનનો આનંદ,' 'લોકમાતા' 'સ્મરણયાત્રા,' 'હિમાલયનો પ્રવાસ'ને ઓતરાતી દીવાલો' જેવી કાકા કાલેલકરની કૃતિઓમાં સર્જક કલ્પના વિહાર અને રસવત્તાને લીધે આવતા કાવ્યગુણનો, કાકા કાલેલકરની જીવનદૃષ્ટિનો અને એમની શૈલીનો એનાં મુખ્ય લક્ષણો ને તેનાં પ્રેરણામૂળની વિચારણા સાથે સોદાહરણ પરિચય ઉમાશંકરે કરાવ્યો છે.

આ બધા લેખોમાં સમસંવેદક ઉમાશંકરનું થાય





છે તેવુ દર્શન વિવેચક ઉમાશંકરનું પણ થાય છે 'વસંત વિલાસ' હરગોવિંદ પ્રેમશંકર બાલાશંકર અને અખાને તેમના સમસંવેદનનો લાભ વિશેષ મળ્યો છે, જ્યારે નરસિંહરાવ પરના લેખમાં એમના વિવેચકત્વે નરસિંહરાવની કવિમર્યાદાઓ તારવી બતાવી નિર્ણય ઉચ્ચાર્યો છે કે નરસિંહરાવની કવિતાનું મૂલ્ય ઐતિહાસિક દૃષ્ટિએ જ રહેશે

'લોપામુદ્રા' તો ગ્રંથવિવેચક ઉમાશંકરનો જ લેખ છે એમાં મુનશીના એ નાટકનાં વસ્તુ અને ભાવનાનું ઝીણવટથી પૃથક્કરણ કરી મુનશીનું લક્ષ્ય વર્ણદ્દષ્ટખંડન હોય તો એને ઉમાના અકસ્માત મૃત્યુથી મદદ નહિ પણ હાનિ થઇ છે એ બતાવી નાટકના વેદકાલીન વાતાવરણની સચ્ચાઇની શંકા વ્યક્ત કરી વિજાતીય આકર્ષણને નાટકમાં અપાયેલા વધુ પડતા મહત્વની ટીકા કરી, મુનશીની નાટ્યકલાને અંજલિ આપવા છતાં નાટક માટે શ્રી ઉમાશંકરે પોતાનો અભિપ્રાય રોકડો પરખાવ્યો છે કે એ નાટ્યાત્મકને બદલે નાટકિયું વિશેષ થઇ ગયું છે અને એ રીતે તેમણે તેમાં મુનશીની શક્તિ અને મર્યાદાઓ ઉભયનું સાચું દર્શન કર્યું કરાવ્યું છે

શ્રી ઉમાશંકરે પ્રસ્તાવનામાં લખ્યું છે કે 'બધા જ (લેખો) બેઠવેલ તે અંશે અધ્યયનરૂપે યોજાયા છે એ વાત સાચી છે બધા લેખો એમની અધ્યયન શીલતા મોટા પ્રમાણમાં દેખાડી આપે છે વ્યાખ્યાન-માટે કોઇ વિષય લીધો કે આમુખ લખવા માટે એવુ કોઈ પુસ્તક મળ્યું તો તેના વિશે શક્ય તેટલો પૂરો અભ્યાસ કરી લઈ તેને પોતાના મંતવ્ય સાથે રજુ કરી દેવાની શ્રી ઉમાશંકરની વૃત્તિનું એ કાર્ય છે 'વસંત વિલાસ' પર લખવું છે તો આપણા પ્રાચીન ફાગુઓ પર અને તેમાંના પ્રકૃતિ નિરૂપણની ચર્ચા કરતા પશ્ચિમના અને ભારતના સાહિત્યમાં થયેલા પ્રકૃતિ નિરૂપણ પર જે કહી શકાય તે એમણે સંક્ષેપમાં કહી નાખવાની તક લીધી છે અખા વિશે બોલવાનુ હતું તો ત્યાં મધ્યકાલના સંતો ને જ્ઞાનીઓ અને સંત કવિઓની નિર્ગુણ અને સગુણની ઉપાસના ના સમન્વયની પ્રવૃત્તિને તેમણે અવલોકી લીધી છે શ્રી હરગોવિંદ પ્રેમશંકરના રૂબાઈયાતના અનુવાદ વિશે લખવું પ્રાપ્ત થયુ તો એ બહાને ઉમર ખય્યામની રુબાઇયાત, ફિટ્ઝીરાલ્ડનો એનો અનુવાદ એ અનુવાદમાં વ્યક્ત થતી ફિલસૂફી કે જીવનદૃષ્ટિ અને તેને માટેની જવાબદારી, અને રૂબાઇયાતની યુરોપીયન લોકપ્રિયતા, એ સર્વ બાબતોની ચર્ચા કરી પોતાનો એ સબંધી અભ્યાસ ઉમાશંકરે વાચકો આગળ ધરી દીધો છે, બાલાશંકર વિશે લખવાનું થયુ તો બાલાશંકરની કવિતા છપાવવાની વાતો અથવા ચોટીક ચેષ્ટા કરનારાઓને વિશે તેમણે લખ્યુ, બાલાશંકરની કવિતાના પુરોગામી વિવેચકોનાં મંતવ્યો ની તેમણે ખબર લીધી અને બાલાશંકરના શાકંભરી વૃત્ત અને સૂરીલાદનો પરિચય વાચકોને કરાવી આપ્યો કાકાસાહેબના કવિપણાને માટે વાત કરતાં એમના કેળવણીકારપણાનો ય ઉલ્લેખ આથી જ તેમણે કર્યો છે, અને કેળવણીકાર અને કવિ કાલેલકર તેમની કઇ કઇ કૃતિઓમાં દેખાય છે તથા તેમની શૈલીનાં પ્રેરણામૂળ ક્યાંથી આવે છે તેની પણ પૂરી વાત તેમણે કરી લીધી છે નરસિંહરાવની કવિતાની જ વાત કરવી છે, ત્યાં પણ નરસિંહરાવની ઇતર વાઙ્મય સેવાનો પરિચય તેમણે કરાવ્યો છે તે પણ તેમની આ વૃત્તિને અને અધ્યેતા-પ્રકૃતિને જ લીધે સૉનેટ' માં પણ એ જ વૃત્તિ કામ કરી રહી છે એમાં પ્રાસ માટે બોલવાની તક મળી તો તેને વિશે લગભગ પૂરી ચર્ચા કરી નાખી છે આ બધું ઉમાશંકરની બહુશ્રુતતા, અશેષ નિરૂપણનો આગ્રહ અને તે માટે જરૂરી એવી શ્રમસહિષ્ણુતા વિપુલ પ્રમાણમાં દેખાડી આપે છે

જે અભિપ્રાયો કવિતા, કવિઓ ને કૃતિઓ વિશે ઉમાશંકરે આ લેખોમાં વ્યક્ત કર્યા છે તે સાહિત્યના મૂળ તત્ત્વોની એમની પકડ અથવા સાહિત્યને મૂલવવાની એમની કસોટી કેટલી સાચી અને સંગીન છે તે પણ બતાવી આપે છે સર્જક સમસંવેદનનો જ અપેક્ષુ હોય એમ સિદ્ધ કરવામાં, કવિતાને માટે જીવનનિષ્ઠાની ઇષ્ટતા તથા કવિને માટે વાદોમાંથી



મુક્તિની જરૂર પ્રતિપાદવામાં, પ્રાસને કવિતામાં હદથી જ્યાદે મહત્ત્વ ન આપવામાં, સોનેટના બહિરંગ કરતાં અંતરંગ પર ભાર મુકવામાં, પૂર્વપશ્ચિમના રસવિચાર, રસનિરૂપણ તથા પ્રકૃતિ નિરૂપણનો ભેદ તારવી બતાવી 'વસંતવિલાસ'માનાં પ્રકૃતિનિરૂપણ તથા રસનિષ્પત્તિનો ખુલાસો આપવામાં, અખાને કવિ ઠરાવવામાં, 'ક્લાન્ત'ને ગઇ સદીના ઉત્તરાર્ધના એક ખરા 'કવિ' સિદ્ધ કરવામાં, નરસિંહરાવની કવિતાને ઐતિહાસિક દૃષ્ટિએ જ મૂલ્યની ગણવામાં, ઠાકાસાહેબને કવિ કહેવામાં એને મુનશીકૃત 'લોપામુદ્રા'ને નાટકિયા કૃતિ કહેવામાં ઉમાશંકરે સાહિત્યનાં સાચાં મૂલ્યોને પાયારૂપ તત્ત્વો પર જ કેવો ભાર મૂક્યો છે એ જોવું અઘરું નથી.

બધા લેખો એ પણ બતાવી આપે છે કે ઉમાશંકરે ભાષાને સફાઇદાર બનાવવાનો સભાન આયાસ તેમાં કર્યો નથી, એમને અહીં તો પોતાના અભ્યાસ અને અભિપ્રાયોને જ વાંચનારાઓ આગળ ધરી દેવા છે. એમને, એ વારંવાર વાપરે છે તે પ્રયોગ વાપરીએ તો, મમમમ્ સાથે કામ છે, ટપ્ ટપ્ સાથે નહિ. વક્તવ્યને વિશદતાથી રજૂ કરવા પૂરતો જ ભાષાનો આ લેખોમાં એમને ખપ હતો. અને એ બાબતમાં કહેવું પડશે કે એમને ક્યારેય કોઈ શબ્દની તાણ પડી હોય એવું દેખાતું નથી, અને વક્તવ્યને પૂરી વિશદતાથી એમનું ગદ્ય રજૂ કરી ગયું છે, લેખકને બોલતા સાંભળતા હોઇએ એવું લાગે છે.

## મણિલાલ વિચારધારા

[ સં. ધીરુભાઇ ઠાકર; પ્ર. ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ; મૂલ્ય સાડાચાર રૂપિયા. ]

મણિલાલ નભુભાઈ દ્વિવેદી આપણા પંડિતયુગના પ્રથમ પંક્તિના મહારથી, સમર્થ નિબંધકાર અને બલિષ્ઠ ગદ્યના લેખક છે. અર્વાચીન ગુજરાતની વિચારપ્રવૃત્તિના ઇતિહાસમાં એમનું સ્થાન નિશ્ચિત છે. પશ્ચિમની સંસ્કૃતિના પ્રથમ દર્શને એનાથી અંજાઇ જઇ પશ્ચિમાભિમુખી બનેલા ગઇ સદીના આપણા સુધારકોની પ્રવૃત્તિ અને તેમના ઉદ્ગારોના પ્રત્યાઘાતે મણિલાલને ગુનેગારનાં પાંજરામાં મૂકાયેલાં ભારતીય ધર્મ, સંસ્કૃતિ અને તત્ત્વજ્ઞાનના નિષ્ઠાવંત વકીલ બનાવી દીધા હતા. આ કારણે સુધારાશત્રુ અને સ્થિતિચુસ્ત સંરક્ષક ગણાઇ ગયેલા પણ વસ્તુતઃ તેવા નહિ એવા મણિલાલે ધર્મ–તત્ત્વજ્ઞાન, સમાજસુધારો, કેળવણી, રાજકારણ અને સાહિત્યને, એટલે કે સમગ્ર જીવનને સ્પર્શતા પ્રશ્નો ચર્ચતા અને તે પર પોતાનો અધિકારી અભિપ્રાય આપતા જે સંખ્યાબંધ લેખો 'પ્રિયંવદા' અને 'સુદર્શન' માસિકોમાં પોતાની તેજસ્વી વાણીમાં લખેલા તેનો બૃહત્સંગ્રહ 'સુદર્શનગદ્યાવલિ' ઘણા સમયથી દુષ્પ્રાપ્ય બની ગયો છે. ગુજરાતની ઐતિહાસિક સંસ્કારસેવા બજાવી જનારા એ લેખો, તેમાંની વિચારસામગ્રીને માટે, અને તેના કેટલાંક વિશેષ તો તે જે પક્વ અને ઉત્કટ ગદ્યમાં લખાયા છે તેના અભ્યાસની ખાતર સારુ, આજની પેઢીના જિજ્ઞાસુઓ અને સાહિત્યના અભ્યાસીઓને સુલભ અને પ્રાપ્ય કરી દેવા જોઇતા હતા.

એ ઉપયોગી કાર્ય ગુજરાત વિદ્યાસભાએ આ ગ્રંથ તૈયાર કરાવીને પ્રગટ કરીને સુંદર રીતે બજાવ્યું છે. તેને માટે મણિલાલ પર બૃહન્નિબંધ તૈયાર કરી રહેલા પ્રો. ધીરુભાઈ ઠાકરની તેણે પસંદગી કરી તે ઉચિત જ થયું છે. રા. ઠાકરે મણિલાલના લેખો 'સુદર્શન ગદ્યાવલિ'માંથી તેમજ 'સુદર્શન' ને 'પ્રિયંવદા'ની ફાઇલોમાંથી વાંચી જઇ તેમાંથી મણિલાલનું ઉત્તમ પ્રદાન ગણાય તેવા ૭૫ લેખોની અત્ર ચૂંટણી કરી છે. આખી 'સુદર્શન ગદ્યાવલિ'નું પુનર્મુદ્રણ અત્યારના સંજોગોમાં અત્યંત ખર્ચાળ થઇ પડે, તેમજ જે સંજોગોમાં મણિલાલને પ્રતિકારક ને ખંડનાત્મક વલણ લેવું પડ્યું હતું તે હવે કાલગ્રસ્ત થઇ ગયા હોવાથી કેટલોક ભાગ એમાંથી જતો કરવો જરૂરી ગણાય, તેથી આવી ચૂંટણી કરી છે. બધા લેખોને 'સુદર્શન ગદ્યાવલિ'ની વ્યવસ્થાને અનુસરી ધર્મ, ગૃહ, રાજ્ય અને સાહિત્ય એ ચાર વિભાગમાં વહેંચી

નાખવામાં આવ્યા છે મણિલાલના 'નારી પ્રતિષ્ઠા' 'અભ્યાસ' અને 'પૂર્વ અને પશ્ચિમ' એ ત્રણ સમર્થ લેખો ગ્રંથ વિસ્તાર ભયે આ સંગ્રહમાં સ્થાન પામી શક્યા નથી, પણ તે આના અનુગામી સંગ્રહરૂપે ગુજરાત વિદ્યાસભા પ્રગટ કરનાર છે એમ જાણ્યું છે.

બધા લેખો મણિલાલનું અદ્વૈત સિદ્ધાન્તના અર્વાચીન પુરસ્કર્તા કે ભાષ્યકર તરીકે, સ્વદેશ વત્સલ અને સ્વધર્મ વત્સલ પ્રજાકલ્યાણ-વિચારક તરીકે, પોતાના જમાનાના લોકશિક્ષક કે સંસ્કાર શિક્ષક તરીકે, સાહિત્ય વિવેચક તરીકે એમ જુદા જુદાં પાસાંમા સારું દર્શન કરાવે છે. નિબંધકાર અને ગદ્યસ્વામી તરીકેની એમની શક્તિનો પણ પ્રતીતિજનક પરિચય એ કરાવશે. મણિલાલના લેખોના એવા અભ્યાસને મદદગાર થવા મણિલાલની વિચાર સરણી, તેની પૂર્વભૂમિકા અને પશ્ચાદ્ભૂમિકા તથા ગદ્યકાર અને નિબંધકાર મણિલાલની સિદ્ધિ એ સર્વનો સારો પરિચય કરાવતો ઉપોદ્ઘાત આમળ જોડીને તથા પાછળ ટિપ્પણો મૂકીને સંપાદકે પુસ્તકની ઉપયોગિતા વધારી આપી છે.

આવા ઉપયોગી પ્રકાશનને ગુજરાતનો સહર્ષ આવકાર ઘટે છે.

# અભિનવ ✻ રજકણ

ધૂમકેતુ

ભૂતકાળ વિષેનો પશ્ચાત્તાપ આવે ત્યારે નહિ, ભવિષ્યની મહત્તાનો ખ્યાલ આવે ત્યારે, માણસે સાચી દિશામાં પહેલું પગલું ભર્યું ગણાય.

★

શરીર કામ કરતું હોય. મન એકદમ શાંત હોય. આત્મા નિર્મળ જળસરોવર જેમ પ્રસન્ન હોય. આ સ્થિતિ મેળવવા માટે મોટાં રાજ્યો તજી દેવાયા—બહુ તજે છે એમ ?

★

આપણું મોટામાં મોટું કષ્ટ આ છે. આપણું શરીર આપણા મનનું દાસ છે. પણ મન, ઇચ્છાઓની ગુલામી કરી રહ્યું છે. અને ઇચ્છાઓને તો કોઈ મિત્ર નથી. સઘળા જ દુશ્મન છે !

★

જાત્રા કયે રસ્તે કરી એમ કોઈ મંદિરે કોઈને પૂછ્યું ખરું ? એમાં જ જાત્રાની સફળતા રહી છે !

★

સુંદર શબ્દો તાત્કાલિક તાલીઓ અપાવે: સુંદર કામ, સંસ્મરણીય પ્રતિષ્ઠા સ્થાપે.

★

કોણે કહ્યું છે ? એક તસુ આગળ વધનારો આગળ નહિ વધે, એક હાથ પાછળ હઠનારો, આગળ વધશે

★

એક જ્ઞાનીની પાસે કોઇ જ્ઞાન મેળવવા આવતો ત્યારે એ એને પૂછતો: 'ભાઇ ! તમારે આ જ્ઞાન મેળવીને શું કરવું છે ? હેતુ વિનાનું કામ તો ડાહ્યાને પણ મૂર્ખમાં ખપાવે.'

પેલો જો ઉત્તર આપે કે 'મહારાજ ! મારે જ્ઞાન વડે મારો ઉદય કરવો છે, ગમે તેમ પણ એ ત્રીજું લોચન છે. તો તે તરત કહેતા: 'તમારા અભ્યુદય માટે જ્ઞાન સિવાય બીજી પણ ઘણી વસ્તુ છે. એનો આશરો લો. જે વસ્તુને જ્ઞાન વિના મેળવી શકાતી જ નથી, એવી કોઈ વસ્તુની તમને લગની હોય તો જ આંહી આવો !'

કોઇ કહેતું: 'મારે મારી શક્તિ વધારવા માટે જ્ઞાનનો ખપ છે !' જ્ઞાની માથું ધૂણાવે: 'ના ભાઇ, શક્તિ માટે જ્ઞાનની ઉપાસના સિવાય બીજી ઘણી વસ્તુ ચાલે તેમ છે. દાખલા તરીકે લક્ષ્મી. સત્તા. જ્ઞાનનો એવા માટે ઉપયોગ ન હોય. તાંબાના વાસણને કોઇ સોનાનો પાસ ચડાવતું નથી. એને તો કલાઈ જ દેવાય.'

એમ ને એમ ઘણા માણસો આવ્યા ને ગયા. પછી તો આ જ્ઞાનીની વાત ઠેરઠેર ચાલી, કે એમની પાસે જ્ઞાન છે, એ એમને આપવું છે, પણ લેનારો કોઈ મળતો નથી !

અને વાત પણ સાચી હતી. લક્ષ્મી લેનારા હજાર નીકળે. સત્તાના વારસો સેંકડો મળે. પણ જ્ઞાનનો વારસો કોણ લે ? અને લેવાય પણ શી રીતે ?

છેવટે એક જુવાન આવ્યો. તેણે શાસ્ત્રાભ્યાસ કર્યો હતો. વિદ્યા મેળવી હતી. એની પાસે વાણીની સ્વચ્છતા હતી. પોતાની જાતને એ બરાબર વફાદાર હતો તેણે માથું નમાવીને જ્ઞાનીને કહ્યું: 'મહારાજ ! મારે શક્તિ માટે, સત્તા માટે, લક્ષ્મી માટે કે શોખ માટે જ્ઞાન જોઈતું નથી. કીર્તિ માટે પણ નહિ. પરોપકાર માટે પણ નહિ. સેવા વાસ્તે કે લોકકલ્યાણ માટે પણ નહિ. મારે તો મારી





જાતને સંપૂર્ણ બનાવવી છે, માટે જ્ઞાન જોઈએ છીએ !'

અને જ્ઞાનીનાં નેત્ર આનંદથી ચમકી ઉઠયાં: તે દિવસે પહેલી વખત એણે પ્રેમથી કહ્યું: 'વત્સ ! તું આંહીં રહી જા. મારી વસ્તુનો વારસો તારે માટે છે !'

જ્ઞાન, જાતને સંપૂર્ણ બનાવવા માટે છે. ને તે ક્રિયામાં જ ઘણી નાની ક્રિયાઓ—લોક-સંગ્રહની ને એવી—આવી જાય છે.

જ્ઞાનની આવી સમજણ, એનું નામ યોગ.

★

ઇશ્વરે શબ્દો સૌને આપ્યા છે પણ કેટલાક શબ્દો બોલે છે. થોડાક જાણે છે. બહુ થોડા પામે છે. અને વિરલા જ એમની પાર જાય છે.

★

આપણે જુઠાણું ચલાવતા હોઇએ ત્યારે પણ, સત્યને તો જાણતા જ હોઇએ છીએ. પરંતુ અસત્ય, સત્યરૂપે ચાલે છે, એ જોઇને આપણને જે આનંદ થાય છે એ આનંદ જ આપણને ઊંડા ખાડામાં ધકેલે છે.

★

બીજાના દોષ જોવાથી જેમ માણસ પ્રાજ્ઞ બની શકતો નથી, તેમ પોતાના પણ કેવળ દોષ જોવાથી એ આગળ વધી શકતો નથી. આગળ વધવાનો રસ્તો, સત્યની પ્રતીતિ થવી તે છે. દોષોની હાજરી જાણવી તે નહિ.

★

ઇશ્વર પણ હોય તો એક મહાન નિર્ધાર રૂપે, નિશ્ચળતા રૂપે, અદમ્ય ઇચ્છાશક્તિ રૂપે હોવો જોઇએ. એટલે જેની પાસે કૃતનિશ્ચયી માણ છે—તે ઇશ્વરની વધારે પાસે છે.

★

જ્યારે દરેક પાર્થિવ વસ્તુને પણ તમે ચેતનરૂપે જોશો, ત્યારે તમને લાગશે કે તમારામાં કોઇક નવું બળ આવી રહ્યું છે

★

'પુસ્તકોને તમે ધિક્કારો છો કાં ?' કાંઇ ફિકર નહિ. હરેક પ્રજાએ પડતા પહેલાં એમ જ કર્યું છે

★

જેને જીવનની ગતાગમ નથી એ માણસ જ નિરાશ થઈને બેસે, નાસીપાસ થઈને કપાળે હાથ દે, રસ્તો શોધવાને બદલે મૂંઢ બનીને બેઠો રહે. જેને કાંઇક પણ ગતાગમ છે એ તો જાણે છે કે જેમાંથી કાંઇ રસ્તો ન હોય એવી કોઈ આપત્તિ ખુદ ઇશ્વર પણ આપી શકતો નથી. એવી આપત્તિ આપવી એનો અર્થ એટલો જ થાય કે એ પોતે પોતાનો ઇન્કાર કરે છે.

★

જન્મશુદ્ર કરતાં ગુણશુદ્ર વધુ નીચે ઊભા છે: અને ગુણશુદ્ર થવા માટે આટલું વિષ બસ છે; જન્મનો ગર્વ. ગૌરવ નહિ ગર્વ.

★

૩ નકલના બાર આના પરદેશમાં એક રૂપિયો

Regd No B

# નેપચ્યુન

## એસ્યોરન્સ કંપની લીમીટેડ

(સ્થપાઇ ૧૯૩૦)

## આમજનતાની લોકપ્રિય કંપની

હિંદુસ્તાન, બરમા અને આફ્રિકાનાં જુદા જુદા વિભાગોમાં 'નેપચ્યુન' પોતાના ૬૦,૦૦૦ થી વધુ પોલીસી હોલ્ડરો ધરાવે છે

પોલીસી ધરાવનારાઓને, આજ સુધીમાં કંપનીએ રૂા ૨૫,૦૦,૦૦૦ થી વધુ રકમ દાવાઓ પેટે ચુકવી આપેલ છે

એજન્ટો અને વિમાની લાઇનમાં રસ લેનારાઓ માટે 'નેપચ્યુન' માર્ગદર્શક રૂપે છે, અને દરેક જાતની સગવડ ને સલાહ આપે છે






**જીંદગી, આગ, મોટર**

અને

**અકસ્માતના વિમાનું**

કામ સ્વિકારવામા આવે છે

વિગત માટે લખો

## ધી નેપચ્યુન એસ્યોરન્સ કંપની લીમીટેડ

નેપચ્યુન બિલ્ડીંગ, હોર્નબીરોડ, કોટ, મુંબઇ
અમદાવાદ બ્રાન્ચ પાંચકુવા, ફુવારા સામે, અમદાવાદ

છાપનાર દીપક પ્રિન્ટરી • રાયપુર દરવાજા પાસે • અમદાવ

ઝંઝાવાત વચ્ચે

ચિત્રકાર શાન્તિ શા



સમાજ, સાહિત્ય ને સંસ્કારવાંચ્છુનું જીવનસ્પર્શી માસિ

# ઊર્મિ અને નવરચના

સંપાદક
ઈશ્વરલાલ મોહનલાલ દવે



'ઊર્મિ' • વર્ષ ૧૯ • 'નવરચના' • વર્ષ ૧૪ • જાન્યુઆરી ૧૯૫૦ • અંક



શાકવાળી

ચિત્રકાર : મગનલાલ ત્રિવેદી

પ્ર. ફી. ૧ થી ૩
પ્ર. ૫. ૨-૮-૦

# કસોટી જયંતી વ્યૂહ ૧૨૫

બંધ તારીખ
૧૧ જાન્યુઆરી

## રૂ. ૬૫,૦૦૦ નાં એકંદર ઈનામો

પહેલું ઇનામ બંગલો તથા મોટરકાર અગર રૂ. ૩૪,૦૦૦
તથા રૂ. ૧૦૦૦ નાં પુસ્તકો

બીજાં ઇનામ રૂ. ૨૪,૦૦૦

ત્રણ ભૂલ સુધી ગેરન્ટીડ

આ ઉપરાંત હુસાનાં, ઓનસનાં તથા વધુ પ્ર. પત્રનાં ઇનામ છે. વિગતો માટે 'મક્રમ' અઠવાડિક જુઓ અગર અમને નીચેના સરનામે લખો.

પ્રવેશ ફીનો કોઠો.

| | | |
|---|---|---|
| ૧ થી ૩ પ્ર પત્ર | : | રૂા ૨—૮—૦ |
| ૪ થી ૮ પ્ર. ,, | : | રૂા ૫—૦—૦ |
| ૯ થી ૧૧ પ્ર. ,, | : | રૂા. ૭—૮—૦ |
| ૧૨ થી ૧૬ પ્ર. ,, | : | રૂા ૧૦—૦—૦ |
| ૩૨ ,, | : | રૂા ૨૦—૦—૦ |

નોંધ: જ્યારે મક્રમના ગ્રાહક માટે દર ૧૬ પ્ર. પત્ર કે એના ભાગની ફી રૂા ૫—૦—૦ છે. (ઉ. રૂા. ૬-૨-૬)

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| કુ | મ | કુ | મ | ■ | ■ | ધી | | ■ |
| ■ | | ■ | | | સ્ના | ર | ■ | |
| વિ | ન | | ■ | જા | ■ | | ■ | ક્ક |
| | કસોટી | | | ■ | | ગ | વ | ડ |
| દ | | ■ | ગ | | ■ | ■ | | ■ |
| ■ | મા | નિ | ત | ■ | | ક | લ | તા |
| | ■ | શા | ■ | | ■ | | ■ | |
| શં | ■ | | લ | મ | ■ | હા | | ■ |
| કા | | ર | ■ | ન | | ન | ■ | |


| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| કુ | મ | કુ | મ | ■ | ■ | ધી | | ■ |
| ■ | | ■ | | | સ્ના | ર | ■ | |
| વિ | ન | | ■ | જા | ■ | | ■ | ક્ક |
| | કસોટી | | | ■ | | ગ | વ | ડ |
| દ | | ■ | ગ | | ■ | ■ | | ■ |
| ■ | મા | નિ | ત | ■ | | ક | લ | તા |
| | ■ | શા | ■ | | ■ | | ■ | |
| શં | ■ | | લ | મ | ■ | હા | | ■ |
| કા | | ર | ■ | ન | | ન | ■ | |


### આડી ચાવીઓ:

(૧) કસોટી જયંતી વ્યૂહનાં... પગલા આપનું આગણું અજવાળો.

(૨) કોઇપણ પક્ષને પગભર થવા આવા કાર્યકરોની ખાસ જરૂર પડે છે.

(૫) અકારણ . કરનાર માટે કા આશ્ચર્ય થાય; કાં આશંકા.

(૮)...નો તુચ્છકાર કરનાર ઘમંડી લાગે તો નવાઇ નહિ.

(૧૦) 'પરિણીત જીવનમાં ..વંચુ છે' એ વાતનું સમર્થન દર પાંચે ત્રણ પુરુષો કરશે

(૧૨) શોખીન નારીનું ચાલે તો બહાર જતા...વખત કપડાં બદલે.

(૧૪) ઇતિહાસનાં પૃષ્ઠો પરથી ધીમે ધીમે...યુદ્ધની વાતો લુપ્ત થવા માડી છે.

(૧૫) માન પામેલું

(૧૭) લાંબા સમયની......કદીક તીવ્ર અશાંતિ જન્મવે છે.

(૨૧) જેને.. નો નશો ચડયો હશે તે ભાગ્યે જ કોઇની પરવા કરશે

(૨૩) એક દસકા અગાઉના કુટુંબ જીવનમા...નું જે સ્થાન હતુ તે આજે સાવ બદલાઈ ગયુ છે.

(૨૪) આવા માણસોનું ઘરમાં કે બહાર, કયાંય માન હોતું નથી

(૨૫)...માં ધાર્યો ભાવ લાવવા અસાધારણ આવડતની જરૂર પડે છે.

(૨૬) ઊભી ચાવી પ્રમાણે

### ઊભી ચાવીઓ :

(૨) દુનિયા શું કહેશે તેની...માણસો ચિંતા કરે એ સંભવ ઓછો છે.

(૩).. સ્થિર હોય તો પાપમાંથી બચી શકાય

(૪) 'ધીર' ની 'અતિ' એ અહીં ગુલાટ ખાધી છે.

(૬) કામચોર નોકરો હંમેશા... શોધતા હોય છે.

(૭)...થઈ ફરવું એ વસ્તુ ખાસ કરી જુવાનોમા વધુ જોવા મળે છે.

(૮) ..મા મનનું સ્વાસ્થ્ય જાળવવું સામાન્યતઃ મુશ્કેલ હોય છે.

(૯) ખાનગી

(૧૧) કુમાર્ગે...માનવીને તત્કાળ પાછો વાળવો ભાગ્યેજ શક્ય બનેછે.

(૧૩) જગતમાં...ની અવગણના કરનાર ઘણે ભાગે ભીંત ભૂલતો હોય છે.

(૧૬) મેઘલી રાતે વનવગડાના પ્રવાસીને...નુ ક્ષણિક દર્શન રોમાંચ પમાડે છે.

(૧૮) લગ્ન સમયે કન્યાને અપાતી પહેરામણી

(૧૯)...મા કામ કરવાની વૃત્તિ થવી એ બહુધા અસંભવ હોય છે.

(૨૦) ખરાબ રાંધ.

(૨૨) વિષ્ણુનો પાંચમો અવતાર.

(૨૬)...નો મહિમા, સૃષ્ટિમાં આદિ કાળથી ગવાયો છે.

અમદાવાદના કલેક્ટરે તા ૨૬-૪-૪૯ ના લાયસન્સ નંબર ૧ થી મંજુર કરેલી હરીફાઈ

કસોટી હરીફાઇના સર્વ શરતો-નિયમો મને કબૂલ મંજુર છે. પ્રવેશપત્રો એકી સાથે કાપજો.

નામ ____________________

ઠેકાણું ____________________

ગામ ____________________

મે મારા નામે કુલ પ્રવેશપત્રો નંગ ......ભર્યાં છે

મેં મારી પ્રવેશફીના રૂા ...... આ સાથે......થી મોકલ્યા છે

**કસોટી કાર્યાલય :** ગાંધીરોડ, અમદાવાદ.



## શ્રેષ્ઠ શાસનકાર

એક મહાન રાજનો શાસનઅધિકારી મૃત્યુશય્યા ઉપર પડયો. એના વિના રાજમાં અંધારું ફેલાઇ જવાની શંકા સૌને મુંઝાવી રહી. એક પ્રતિષ્ઠિત ગુરૂ એને મળવા ગયો. તેણે તેને પૂછયુંઃ 'શાસનઅધિકારીજી! તમારી તબીયતને ઈશ્વર સારી કરે; પણ તે છતાં તમે અમને કાંઈક માર્ગ દર્શન આપો તો ઠીક. તમારી ઇચ્છા કોને આ અધિકાર સોંપવાની છે? કોણુ દેશહિતની દૃષ્ટિએ વધુ યોગ્ય છે! મુખ્ય પ્રધાનજી નહિ?'

'ના' શાસનઅધિકારીજીએ તરત જવાબ વાળ્યોઃ 'મુખ્ય પ્રધાનજી નહિ.'

ગુરૂને એ સાંભળીને નવાઇ લાગી. મહાપ્રધાનજી, સીધો. પ્રમાણિક, સહવૃત્તિનો સજ્જન પુરૂષ હતો. એ કોઈની મારીન્તારીમાં પડતો નહિ સિદ્ધાંતમાં એ નમતું જોખતો નહિ એને ઉત્તરાધિકાર સોંપવા વિષે શાસનકર્તાની ના સાંભળીને એને આશ્ચર્ય થયું.

એટલામાં શાસનકર્તાએ કહ્યુંઃ 'મુખ્ય પ્રધાનજી, પવિત્ર, પ્રમાણિક અને સજ્જન છે એ હું નથી જાણતો એમ ન માનતા. એ હું જાણું છું. પણ પોતાના જેવા ન હોય તેની સાથે એ બહુ હળશે મળશે પણ નહિ માણસના કોઈ અપરાધ વિષે એણે એક વખત સાંભળ્યું, પછી એ ગુનાને જતો કરશે નહિ. આટલી બધી એની શુદ્ધ બુદ્ધિ છે, પણ જો તમે એને મુખ્ય વ્યવસ્થા કાર્યમાં નાખશો તો એ પોતાના સહચારીઓ સાથે મતભેદ વખતે ભાગ્યે જ નમતું જોખશે; અને લોકોમાં પણ અપ્રિયતા મેળવશે. બહુ જ થોડા વખતમાં એ પોતાની અતિ પ્રમાણિકતાથી ગેરવ્યવસ્થા લાવી મુકશે.'

'ત્યારે?'





'એના હાથ નીચેનાને આગળ આવવા દો. એનામાં એ સદ્દગુણો નથી જે એના ઉપરી અધિકારીમાં છે એ ખરું, પણ એનામાં શાસન કરવાની કલા છે. તે પોતાના અધિકાર પદને, જેમ જરૂર હોય ત્યારે ભૂલી જાય છે, તેમ એનો અધિકાર એની નીચેના ભૂલી જાય, તો એ નિભાવી પણ શકે છે. પોતાના સદ્દ્‌ગુણોને બીજાની સાથે ભાગમાં વહેંચી લેવામાં શાસનકલા રહી છે. સદ્દગુણોને વારંવાર પ્રદર્શિત કરવાથી માણસ, માણસોનો પ્રેમ ખુએ છે. સદ્દગુણ હોવા એ એક વસ્તુ છે. સદ્દગુણોને બોલવા એ બીજી વસ્તુ છે. પણ સદ્દગુણો દેખાડવા એ તો તદ્દન વાહિયાત એવી ત્રીજી જ વસ્તુ છે. ખરી રીતે પોતે દોરતા હોય તેમ નહિ, પણ પોતે દોરાતા હોય તેમ, જે રાજ કરે છે, તે જ શાસનકલા જાણે છે. કેટલીક વસ્તુ જાણવા છતાં ન જાણવામાં શાસનનો વિજય છે. કુટુંબનો મુખ્ય માણસ જેમ ઘણી વસ્તુ જુએ છે, પણ ઘણી વસ્તુ જોવા છતાં જોતો નથી, જે જોવા જેટલી તેટલી જ જુએ છે, ભલે એ જાણે છે બધી, તેમ શાસનની પણ એ જ રીત છે. કોઈક કહી જાય કે ખાબોચિયાનો ધારો ઘડો એટલે ખાબોચિયાનો ધારો ઘડવા બેસો એ કાંઈ શાસનનાં લક્ષણ નથી. માટે હું માનું છું કે તમારા શુદ્ધ સજ્જન, સત્સંગી જેવા, સંપૂર્ણતામાં માનતા, અને માણસનો જરા જેટલો પણ દોષ નિભાવી લેવાની બીન-આવડત વાળા, મહાપ્રધાનજીને બદલે, એની નીચેનાને શાસન ઉપર નીમો. એ સુશાસન ચલાવશે. શુદ્ધ સજ્જનને તો ધૂર્તો ઠગી જશે અને તે ધૂર્તો નહિ વગોવાય; વગોવાશે એ પોતે બહુ સાચા સીધા ને સાદા માણસો તેમજ ઢોંગી લુચ્ચા લેભાગુ ને તકસાધુઓ એ બન્ને શાસન માટે નાલાયક છે. શાસન કરનાર પોતે સજ્જન હોવો જોઈએ. દુર્જનને એ ઓળખનારો હોવો જોઈએ. પણ માણસની ઉપર હરતાં ફરતાં કડક શાસનનો દંડ ઉગામ્યા કરવાની, ને સાવ ફોતરા જેવી વાતમાં, પણ શાસન ચલાવવાની ઇચ્છા ઉપર કાબુ રાખનારો હોવો જોઈએ. મતભેદ સહન કરવાની તેમજ જુદો મત નિભાવી લેવાની ને ગેરવ્યવસ્થા ન પ્રગટાવે એવા હરેક પ્રકારના મતભેદને જાળવવાની એનામાં બુદ્ધિ હોવી જોઈએ. સદ્દગુણ જ્યારે પોતાનામાં જ સદ્દગુણ જુએ છે, ત્યારે એ સદ્દગુણ રહેતો નથી. પછી એ દુર્-અભિમાન-થાય છે. આટલા માટે મેં આમ કહ્યું છે.

ગુરુને, શાસનકર્તાની આવી ઊંડી સમજણ જોઈને એના માટે માન થયું. પણ તેણે બે હાથ જોડીને કહ્યું: 'મહારાજ! એથી તો મહાપ્રધાનજીને માઠું લાગે!'

'એ સાચું છે, પણ મહાપ્રધાનજી જો સાચા હશે તો માઠું નહિ લગાડે; ને માઠું લગાડશે તો એટલા એ ખોટા હતા એ નક્કી થયું. પછી તો એમનું સ્થાન કુદરતી રીતે જ નીચું પડે છે. વળી પ્રધાનજીને ખોટું ન લાગે, માટે કંઈ હજારોની પ્રજાને ગમે તેના હાથમાં સોંપી દેવાશે? માટે તમે તમારું કર્તવ્ય કરજો.'

ધૂમકેતુ

જીવનના અનેક પ્રસંગોને આવરતી સ્મરણયાત્રા

# જીવનપંથ: ખંડ બીજો

ધૂમકેતુ

[ નોંધ : નવેમ્બર ૧૯૪૮થી અધૂરી મૂકી દીધેલી આ આપકથા આજે ફરીવાર હાથમાં લેવાનો પ્રસંગ આવી શકે છે એ એક સુભગ અકસ્માત જ ગણી શકાય. વચ્ચે લાગ્યું હતું કે હવે આ વસ્તુને કદાચ અડકવા જતાં બીજાં ઘણાં મહત્ત્વનાં કામ રહી જાશે પણ દરમ્યાન એક વખતની નાનકડી માંદગીમાં, બીજું કામ લેવામાં નહિ ચડવાથી, આગલી પાછલી કેટલીક નોંધપોથીઓ ને રોજનિશીઓ જોઈ રહ્યો હતો, ત્યારે હવે પછીના સમયની ઘણીખરી માહિતી એમાંથી ક્રમબદ્ધ આવતી જોઈ, આ અપૂર્ણ વસ્તુ પૂરી કરવાનું મન થઈ આવ્યું આ તબક્કામાં બીજા વિરામ માટે, અમદાવાદને સ્ટેશને દગીના નંગ સાત લઈને ઉતરવાનું થયું, અને રવિશંકર રાવળને ત્યાં પહેલવહેલા ધામા નાખ્યા, ત્યાં સુધીનો સમય અત્યારે માપ્યો છે. લગભગ એક વર્ષના લાંબા ગાળા પછી આ વસ્તુ ઉપડે છે છતાં તે સમય દરમ્યાન અને 'જીવન પંથ'નું એક પુસ્તક બહાર આવી ગયું ત્યાર પછી પણ, આ અંગે જે રસભરી પૃચ્છા થતી રહી, એણે એક અનુમાન ને સમર્થન આપ્યું કે, વસ્તુ તદ્દન નિરસ નથી બની. તેમ જ કેવળ નિષ્ફળ પણ નથી લાગી. નહિતર તો સંસારસમુદ્રના મુકાબલે કાંઈ ન ગણી શકાય એવા એક ખૂણાના બહુ સામાન્ય 'જીવનપંથ'ને ફરી પ્રગટાવવાનો લોભ જતો કરવા જેવો જ માન્યો હોત.

આશા છે કે પહેલવહેલું આ લખવાનું શરૂ કર્યું ત્યારે કહ્યું હતું તેમ, :આમાં આવતો 'હું'કાર, વિવેચકોને 'હુંકાર' નહિ જણાય. ને વાચકોને અહંકાર નહિ જણાય. બાકી તો ભિન્નરુચિર્હિ લોકા—ગણીને આજે આ પુનશ્ચ શરુ થાય છે. આગલા ભાગ સાથે મેળવી લેવાય માટે આમાં થોડું વસ્તુ ફરીને અપાયું જણાશે. ]

સદ્‌ગત આનંદશંકર ભાઈએ અહીં અમદાવાદ આવ્યા પછી વસંતમાં પ્રગટ થતા પત્રો ફરીવાર લખવા માટે એક વખત ખાસ આગ્રહ કર્યો હતો, એ વાત આવી ગઈ છે, પણ સાહિત્યમાં સુરુચિ વિષેની એમની કલ્પના જેમણે જાણી હશે, એમને એમનો આગ્રહ એટલે શું એ સમજાવવું પડે તેમ નથી. પણ એ સમયે તો આ પત્રો કેવળ મેઘદૂતના યક્ષની માફક લખાઈ રહ્યા હતા. એમાં પહેલો પત્ર ૧૬મી ઓગસ્ટ ૧૯૧૬નો લખેલો છે. આ પત્રો હજી પ્રગટ થયા નથી. ને કદાચ હવે આજે તો પ્રગટ કરવા જેવા રહ્યા હોય એમ જણાતું પણ નથી. છતાં 'વસંત' માસિકના અંકોમાં એ નિયમિત આવ્યા કરતા હતા. આ પત્રોમાં કલ્પનાની તાજી મીઠી હવા હોવાનું આકર્ષણ જણાય છે. એવા એક પત્રનો થોડો નમુનો આપ્યો છે:

એ વખતે હું ખાખરા પાસે કરિયાણા કરીને એક નાનકડું ગામડું છે ત્યાં હતો. એ પ્રદેશ પાંચાલમાં ગણાય છે. અહીં એ ભૂમિનું વર્ણન કર્યું છે

પરમપ્રિય: પાંચાલનાં વિશાલ મેદાનો અને નાના મોટા ડુંગરાની હારોળ નીલી લીલોતરીથી ભરપૂર છે. વિશાળ મેદાન પરથી ઘેટાં ચારતા રબારીઓના પહાડી સ્વર આવી રહ્યા છે. મૃગનાં ટોળાં પણ અહીંતહીં ફરે છે, અને સર્વ સ્થળ એટલાં સુંદર આનંદમય અને શાંત લાગે કે તારો વિયોગ અસહ્ય થઈ પડે છે.

શ્રાવણ માસના અસ્થિર વાદળની ઘટાથી આકાશ છવાયલું છે. ગગનમાં વાદળાં ઘડીક ભેગાં થઈ ઘનઘોર થઈ રહે છે: ત્યારે મયૂરો હર્ષથી કૂદી ગર્જન કરે છે, તો બીજી પળે વાદળાં છૂટાં છવાયાં થઈ સૂર્યનો મધુર તાપ પૃથ્વીને પ્રકાશ આપે છે. પણ અફસોસ! રે પ્રિય! આ બધા જ દેખાવ રમણીય ત્યારે લાગે છે, જ્યારે તું સાથે હોય છે.'

આ પત્રો ૧૯૧૬ થી લખાતા રહ્યા, જ્યારથી

# લેખકની નોંધપોથી

અ: યાત્રી

લેખકની નોંધપોથી એના પોતાના વિષે તેમ જ એની પોતાની કૃતિઓ વિષે ઘણી સુંદર માહિતી આપી શકે. અને નિષ્પક્ષપાતી વિવેચકને તો માર્ગદર્શન પણ કરાવી શકે. એવી એક નોંધપોથી હમણાં બહાર પડી છે. એ છે સમરસેટ મોમની 'Writer's note book' આપણે ત્યાં એવી માહિતી આપનાર નોંધપોથીઓ બહુ ઓછી બહાર પડે છે. આ નોંધપોથીમાં એણે કેરી વિવિધ વસ્તુઓ સંગ્રહી છે—અવલોકન, પાત્રાલેખનની નોંધ, વિચાર મણકા, વ્યક્તિ સ્વભાવ દર્શન, પ્રસંગ વર્ણન, પ્રવાસ હકીકત, ભૌગોલિક વસ્તુસ્થિતિ, લોકજીવન, જીવનપરિચય, અને પુસ્તકવાચન—એનો કંઈક ખ્યાલ નીચેની હકીકત ઉપરથી આવી શકશે:

એક જગ્યાએ પોતાની શક્તિ વિષે એ લખે છે. 'મને મળેલી શક્તિ અસાધારણ પ્રકારની નથી એ ખરું, પણ મારામાં અમુક પ્રકારનું ચારિત્ર્યબળ છે કે જે મારી મર્યાદાઓને કેટલેક અંશે ભૂંસી નાખી શકે છે. મારામાં સામાન્ય બુદ્ધિ (common sense) છે. જ્યાં બીજા માણસોને કાંઈ જડતું નથી ત્યાં મને કંઈક કહેવા જેવું મળી આવે છે. મારું જીવનદર્શન અસાધારણ પ્રતિભાશાળી વ્યક્તિઓની પેઠે, સૌસંપુર્ણ હોઈ શકે એટલું શક્તિશાળી નથી એ ખરું, પણ તે છતાં મેં જે સત્ય જોયું તે પ્રગટ કર્યું છે એથી વર્ષો સુધી મને વિવેચકોએ cynic—તોછડો કહ્યો મને ગણ્યો છતાં હું જે ખરેખર છું એના કરતા બીજો કોઈ ગુણ મારામાં ન આરોપાય એ મને ઠીક લાગે એમ ખરું.'

બીજું એક અવલોકન: 'પહેલા વીસ વર્ષની અસરમાંથી આખો મનુષ્ય ઊભો થાય છે. અંગ્રેજોની અને રશિયનોની વચ્ચે ગાબડું ઘણું મોટું છે. ભાષાની મુશ્કેલી તો એમને એક બીજાને નિકટમાં આવવા માટે ઊભી જ છે, પણ એ ઉપરાંત બીજી મુશ્કેલીઓ પણ છે. લોકો એક બીજાને, એક બીજાના સાહિત્ય પરિચયમાંથી મળવાની કેડી ઊભી કરે તો એ વસ્તુ પણ જતે દહાડે કાંઈક ઉપયોગી થાય. પણ આ દિશામાં મહાન સર્જકો કરતાં સામાન્ય લખનારાઓ જ વધારે ઉપયોગી નિવડવાના. ડાસ્ટોએવસ્કી કરતાં ચેહોફ તમને રશિયન પ્રજા વિષે વધારે કહી શકે. (Chekov will tell you more about the Russians than Dostoievsky.) ભાષા પરિચય માટે પણ મારું મંતવ્ય જુદા પ્રકારનું છે. વિદેશી ભાષા અખબાર વાંચી શકાય ને બોલી શકાય, એથી વધારે એનો પરિચય મેળવવાનો મોહ જતો કરવા જેવો છે. વિદેશી ભાષામાં નિષ્ણાત ને સજીવ બનવાની મહેનત માથે પડે તેવી છે.'

એક ઠેકાણે કેટલાંક પાત્રોની રેખાઓ આપી છે:

'મારી સાથેના મુસાફરો: પહેલો એક જણ નામ શ્રી. ઉંચો, સશક્ત બાંધાનો, પણ હલનચલનમાં કઢંગો અને દેખાવે અસુંદર. એનું નાક મોટું આંખો કાળી ભમ્મર. અવાજ મોટો. પોતાને માર્ગે બધા પગે એવો સત્તાશોખીન તે વારંવાર પોતાના રમતપાનાને ચાટે છે ને પોતે ભાગ્યશાળી નથી એવી ફરિયાદ પણ કરે છે પણ રમવા બેસે છે ત્યારે તો જીતીને જ ઊઠે છે. પૈસાની બાબતમાં ઘણો ચીકટવાળો છે. અને છ પેન્સ તો છ પેન્સ, પણ કોઈ મિત્ર છેતરાઈ જાય તો લાભ લઈ લે તેવો છે.

એક વાર્તાનો વિષય નોંધ્યો છે:

'આજે મને એન્જીનીયર સાહેબે એક વાત કહી. એક માણસ વિષે. એણે જીવન મજૂર તરીકે શરૂ કર્યું. પછી રસોયો થયો. પછી જમીન વેચાતી લીધી. પૈસા મેળવ્યા. ચીનના મજુરોને લાવી આપવાનો ધંધો કર્યો. શ્રીમંત થયો. પણ એને પશ્ચિમની સુધારણા માટે મનમાં ધિક્કાર ભર્યો હતો. પોતાની ચીનમાં રહી ગયેલી સ્ત્રી વિષે એને વારંવાર વિચાર આવતા. અને પોતે જે બંદરમાં કામ કરતો એ દરેક પણ એને હજી નજર સમક્ષ આવ્યા કરતું. અહીં પોતે પરણેલો હતો, પણ દેશ ભૂલી શકાતો ન હતો. એક દિવસ એણે બધું કુટુંબ ભેગું કર્યું, તેમને કહ્યું 'હું તમને હવે છોડી જવા ઇચ્છું છું...' અને પછી એક દિવસ એ ખરેખર અદૃશ્ય થઈ ગયો.

આ નોંધ ઉપર નીચે પ્રમાણે ટિપ્પણ કર્યું છે



*'There is the making of a story here, but I never wrote it because I discovered that Jack London had already done so.'*

[*આમાં વાર્તાનો એક વિષય છે. પણ બીજાએ એવી લખી કાઢેલી છે એ જોઈને પછી મેં લખી નહિ.*]

એક બીજી નોંધ:

'એક નિશાળ માસ્તર મળ્યા. આઈરીશ હતા. લડાઈમાં જઈ આવેલા. ઘાયલ થયા પછી સાજા થયા ત્યારે સરકારે એને ગ્રીક ટાપુમાં મોકલ્યા. કિશોરવયમાં આ ટાપુ વિષે રમણીય વર્ણનો વાંચેલાં, એટલે આ તક આવતાં તો હર્ષઘેલા થઈ ગયા!

પણ હવે અહીં આવ્યા છે. એકલતા મુંજવે છે. ભ્રમણા ભાંગી ગઈ છે. મુખ્ય સ્થળથી સાવ માઈલ દૂર નિશાળ છે. રજા પડે કે તરત કોઈ 'હોટેલ' ભેગા થઈ જાય છે. સોડા વ્હીસ્કી પી પી કરે. ભાગ્યે જ અઠ્ઠાવીસનું વય હશે. હસતી વાદળરંગી આંખો અને હસતું મોં.'

આધુનિક કવિઓ; 'એમનામાં થોડી ઓછી હોશિયારી હોત ને જરાક વધુ લાગણી હોત! એ નાનાં નાનાં ગીતો આપે છે, પણ કોઈ મહાન હૃદયવિદારી શોક એની પશ્ચાદ્ ભૂમિકામાં પડ્યો હોતો નથી; જરા ઠાવકી રીતે મળેલી કેળવણીના આરામમાંથી એમનાં ગીતોનો જન્મ થાય છે.'

એક વધુ નોંધ ઉપર નજર નાખીએ. એક નવલકથાનું સાંગોપાંગ વસ્તુ એમાંથી મળે તેવું છે. નોંધ નીચે પ્રમાણે છે:

'લંડન. એક હજામ. સોળ વર્ષનો હતો ત્યારથી જ ધંધામાં પડી ગયો. શરીર સારું. અઢારનો એ વખતે પણ લાગે. એને કવિતા વાંચવાનો ભારે શોખ. રવિવારે એ જુદે જુદે ઠેકાણે કવિતા વાંચવા અટકે. મીલ્ટનનું 'પેરેડાઈઝ લોસ્ટ' વાંચે. કીટ્સની જન્મજગ્યા જોઈ આવેલો. કોલેરીજ રહેતો એ ઘર પણ જોઈ આવેલો. એનામાં આનંદભર્યો ઉત્સાહ હતો. જે પૈસા બચે તે બધા પુસ્તકમાં ખર્ચે. તે પોતાનું બપોરનું ભોજન એક ઠેકાણે લેતો. ત્યાં એક જુવાન બાઈ પણ આવે. પરિચય થયો. મૈત્રી જામી. પછી એ પરણ્યાં પણ ખરાં. એક દીકરો થયો.

એની પત્ની એના વિશાળ વાચન ઉપર મુગ્ધ થઈ ગયેલી. પણ જ્યારે એ પરણીને રહ્યાં ત્યારે આખો દિવસ પુસ્તક પુસ્તક કરતા આ પતિથી બાઈ થાકી ગયાં! કામથી એ ઘેર આવે, વાળુપાણી થઈ જાય, પછી બાઈને ઈચ્છા થાય કે હવે ક્યાંક ફરવા જઈએ. અને ભાઈને ઇચ્છા થાય કે હવે કાંઈક વાંચીએ! આ સ્વભાવ તફાવત ચાલે, એવામાં એમને પરણ્યાં સાત આઠ વર્ષ થયાં ને લડાઈ ફાટી નીકળી. ખભે બંદૂક ભરાવીને આ જુવાન લડવા ચાલી નીકળ્યો. રશિયામાં ગયો. રૂમાનિયા જોયું. પાછો આવ્યો. પોતાના કામમાં ચોંટ્યો. હજી જુવાન હતો. તેત્રીસ વર્ષનો. પણ જીંદગીભર આ વાળ કાપકાપ કરવાનો કામનો એને કંટાળો આવતો હતો! જ્યારે બીજી તો કોઈ વાત એને આવડતી ન હતી. પણ એને આ વસ્તુનો અસંતોષ હતો, ત્યારે એની વહુ માનતી કે, આ કામ ઠીક ગણાય કે રોટલો તો મળે!

એના મનમાં આ ભાઈ જરા તરંગી લાગવા માંડ્યા હતા!

મેં એને પૂછ્યું કે 'હવે તું કવિતાઓ વાંચે છે ખરો?'

એણે માથું ધૂણાવીને કહ્યું: 'એમાંથી શું ફળ? એને લીધે હું ક્યાંય આગળ તો વધું તેમ નથી!'

મેં જવાબ વાળ્યો: 'હું તને રસ્તો બતાવું.'

'કદાચ રસ્તો બીજો જડે...થોડા વખત માટે...' એણે કહ્યું: 'પણ એ છતાં છેવટે તો મારે આ વાળ કાપવામાં જ આવવું પડે એમ થાય.'

મેં જોયું કે એ છતાં એનામાં એક વસ્તુનો ઘા ઊંડો રહી ગયો હતો. પોતાને જે ન મળ્યું તે પોતાના પુત્રને કોઈ રીતે મળે એવું શક્ય બનાવવું!'

'આજ હું એક કલા અદર્શન જોવા ગયો હતો. આ પ્રમાણે જ્યારે માણસોનાં ટોળાં હું પ્રદર્શનનાં ઉભરાતાં જોઉં છું, ત્યારે મારા મનમાં





સવાલ ઊભો થાય છે: 'ઘણી વખત એમનાં મનમાં આ ચિત્રોદ્વારા લાગણી થતી હશે. પણ છતાં એમની અસર કેટલી ઓછી!' એ લોકો તો અહીં જરા વિનોદ માટે લટાર મારે, આવે છે જીવનમાં, કામ કામ ને કામમાંથી આટલો વખત નિરાંત મળે એ જ ધ્યેયથી. મજૂર કામથી થાકીને દારૂ પીવા દોડે એવું જ આ નથી? જીવન એ વિગ્રહ છે અથવા થાક છે. એમાંથી માણસ અહીં આરામ શોધે છે અથવા વસ્તુસ્થિતિ ભૂલી જવા આવે છે. નિરાશાવાદી, વસ્તુ સ્થિતિનો અસ્વીકાર કરવા દોરાય છે. કલાકાર, એનો સ્વીકાર કરે છે. પણ કલાકૃતિથી જે લાગણી જન્મે તેનું ખરું મૂલ્યાંકન તો વ્યક્તિના ક્રિયાત્મક વલણમાં રહ્યું છે. પણ આપણે કલાની વ્યાખ્યા વધારે વિશાળ કરવી ઘટે. માત્ર કવિતા, શિલ્પ કે નૃત્ય કે નાટક એ જ કલા નથી. જીવનના અટપટા પ્રશ્નોનો સુંદર ઉકેલ એ પણ એક કલા જ છે. The art of life એને પણ આપણે કલા જેટલું ગૌરવ હવે આપવું ઘટે.'

"આજે મેં આખો દિવસ ગુનેગારોનો હેતુઓ શોધવામાં ગાળ્યો. ઉપર ઉપરથી લાગે કે તેમાંના ઘણાખરા ગુનેગારોએ, પ્રેમની ખાતર, અદેખાઈમાં, ધિક્કારથી પ્રેરાઈને, વેર વાળવા માટે, કોઈ અન્યાયથી દોરાઈને કે આવેશમાં આવી જઈને, ગુનાઓ કર્યા હતા. પણ નવાઈની વાત આ હતી કે જરાક વધારે ઊંડી તપાસ કરતાં લગભગ બધા જ ગુનાઓ ગરીબીમાંથી—પૈસાની જરૂરિયાતમાંથી જન્મ્યા હતા! એક જ કિસ્સો એવો હતો કે જેમાં એક ભરવાડના છોકરાએ એક છોકરી ઉપર અત્યાચાર ગુજારતાં એણે બૂમો પાડવા માંડી. ને માણસો ભેગાં થઈ જશે એ બીકે એણે એને ગુંગળાવી મારી નાખી! એની ઉમ્મર પૂરી અઢાર વર્ષની પણ નથી!"

"વિવેચનમાં જેને Sincerity નર્યું સત્ય કહે તે મેળવવું ઘણું મુશ્કેલ છે. સામાન્ય પ્રચલિત મતથી કે પોતાના પૂર્વગ્રહોથી દોરાયા વિના વિવેચન કરવું એ ખરેખર અઘરું કામ છે તેમાં પણ જેમના વિષે કાંઈક લોકમત કેળવાયો છે એમના વિષે શુદ્ધ મત આપી શકવાની શક્તિ બહુ થોડા વિવેચકોમાં હોય છે."

એક માણસની વાત: "એક એ સ્ત્રીના પ્રેમમાં હતો. બીજો માણસ પણ એ સ્ત્રીને ચાહતો હતો. પ્રેમ ત્રિકોણમાં બને છે તેમ તેણે, પોતાને ગમે તે રીતે બહુ હલકી ને ભયંકર રીતે અદૃશ્ય કર્યો પછી પોતે પરણ્યો પણ એના અંતરમાં રહેલો પશ્ચાત્તાપ ધીમે ધીમે એને કોતરી ખાવા લાગ્યો. એમાંથી જે સ્ત્રી માટે થઈને એણે આ કર્યું એ સ્ત્રી પ્રત્યે જ એના મનમાં નફરત જન્મી!"

તાજમહાલ: મારા મનની તૈયારી હતી, એના વિષે ઘણા સુંદર ચિત્રો પણ જોયાં હતાં, છતાં જે તાજમહાલ મેં જોયો, તેના સૌન્દર્યે મને મુગ્ધ કરી દીધો. મને લાગ્યું કે આ એક પ્રકારનું શુદ્ધ કલાનું જ આદર્શપણું છે. ને તેથી એ લાગણી મનમાં હતી ત્યારે એનું પૃથક્કરણ કરવાનો યત્ન કર્યો. હવે મને લાગ્યું કે લોકો અદ્ભુત મોહિનીની વાત કરે છે ત્યારે એ માત્ર વાણી અલંકાર ન હોય. મારા હૃદયમાં એક પ્રકારની સુંદર વસ્તુદર્શનની લાગણી હતી આશ્ચર્ય, આનંદ, મને લાગે છે. કાંઈક 'મુક્ત' બન્યો હોઉં, એવા ભાવ ઉભરાયા. પણ હમણાં હમણાં સોળ-શીલસૂરી વાંચી રહ્યો હતો. તેમાં કલાને થોડા વખત માટેની 'જીવન મુક્તિ' કહી છે. ધર્મ આપે છે તે સદા-કાલની 'જીવન મુક્તિ' છે. એટલે મને લાગે છે એ વાચનની અસર નીચે આ છેલ્લો મુક્ત બન્યાનો ભાવ આવ્યો હોય!

એકની એક સુંદર વસ્તુ ઉપરનો એટલો જ ભાવાવેશ બીજી વખત જોતાં મને આવતો નથી. પણ બીજે દિવસે મેં તાજ જોયો. બરાબર પહેલા દિવસનો સમય હતો એ જ સમય જાળવીને તો મને એ જ દર્શન થયું! પણ આ વખતે એ દર્શન વધારે મારા મનનું હતું! પણ એક બીજી વસ્તુ મળી. સૂર્યાસ્તની તૈયારી હતી. હું તદ્દન એકલો ત્યાં હતો. મેં એના લાંબા ચોકમાં દૃષ્ટિ કરી. એની શૂન્યતા અને એનું મૌન એ બન્નેનું ન સમજી

શકાય તેવું વાતાવરણ ત્યાં હતું ! હું ગમે તેટલું લખું છતાં લખી ન શકું કે તેમજ એ વાતાવરણમાં કાંઈ જ અર્થ ન નીકળે એવી એ લાગણી હતી ! હું અનંતતનાં અવાજહીન પદધ્વનિને જાણે સાંભળી રહ્યો હતો !'

આ નોંધપોથીમાં તો આવું ઘણું ઘણું છે પણ આ દિશા તરફ આપણા સાહિત્યકારોનું ધ્યાન ખેંચાય, તો કાચી સામગ્રી કેમ મેળવી શકાય છે એની કાંઈક મતાગમ એમાં ઠેર ઠેર વેરાયલ છે. આધુનિક પ્રશ્નોની છણાવટ કરતી નવલિકાઓ, નવલકથાઓ આ પ્રમાણે લીલી થઇ શકે અને એમાં પ્રજાનો સાચો પ્રાણ ધબકતો જોવા મળે.

આ નોંધપોથીમાંથી બીજી વાત એ મળે છે કે કેવળ પ્રસંગનું આલેખન એ લેખકનું સ્વતંત્ર કલાદર્શન નથી. પ્રાસંગિક ચિત્રો માટે આપણે નવલિકાઓ જેવું નામ ન વાપરીએ એમને પ્રસંગચિત્રો જ રહેવા દઈએ. લેખકની દૃષ્ટિ અને શક્તિ પ્રમાણે જ એ પોતાની સૃષ્ટિ ઘડવાનો છે એ સાચું છતાં, એ દિશામાં કામ કરનારા ધારે તો અભ્યાસવર્તુલો સ્થાપીને પણ અનેક વિષયોને, આ પ્રમાણે ગુજરાતી સાહિત્યમાં વધારે બળવાન અને ચોકસપણે સંસ્કારધન જેવા કરી શકે.

એક ઇટાલીયન વખાનો માર્યો રોટલો રળવા ન્યુયોર્કમાં ભાગી આવેલો. ઇટાલીમાં એની સ્ત્રી પાછળ રહી હતી, એના તરફ એને ઘણી પ્રીતિ પણ હતી. જ્યાં તાવડી ધમાકા કરે ત્યાં આ વિયોગ સહ્યા વિના છૂટકો ન હતો.

હવે ન્યુયોર્કમાં એવું બન્યું કે કોઇએ એને ભંભેર્યો: 'અલ્યા તું આંહી રખડે છે પણ તારી વહુ તો...એ...બીજું કોણ ? તારોજ ભત્રીજો...'

આનો તો મિજાજ ગયો. જીંદગીનો જાણે રસ ઉડી ગયો. મન થાય કે ઉડીને પાછો ઇટાલી પહોંચું ને વહુને મારી નાખું ! પણ પાસે ફૂટી બદામ મળે નહિ. એણે છેવટે ભત્રીજાને લખ્યું કે અહીં ધંધાદા સારી છે. મઝો છે. આંહીં આવતો રહે બે પૈસા રળીને પછી સૌ ભેગાં થાશું !

ભત્રીજો આવ્યો. જે દિવસે આવ્યો, એ જ રાત્રે એને આણે વહેમમાં મારી નાખ્યો. એનો કેસ થયો, આ પકડાયો.

એની સ્ત્રીને ઇટાલીથી લાવવામાં આવી. અને જે વસ્તુ તદ્દન ખોટી હતી–જેનું પોતાના જીવનમાં નામ નિશાન ન હતું, કેવળ આ અભાગી માણસના વહેમમાંથી જે વસ્તુ ઉભી થઈ હતી, તે વસ્તુનો એણે કે પેલો ભત્રીજો એનો પ્રેમી હતો એ વાતનો, આ બાઇએ આનો જીવ બચાવવા માટે એકરાર કર્યો !

આને કેદની સજા થઈ, થોડા વખત પછી છુટ્યો પણ ખરો. એની વહુ એની રાહ જોતી રહી હતી ! એને સનસા તો મળીજ ગઈ હતી કે ખરી રીતે એણે એને બચાવવા માટે જ આવો ખોટો એકરાર કર્યો હતો. છતાં એ પ્રગટ થયેલી વાતનો એના હૃદય ઉપર ભાર માત્ર હતો ! ગમે તેમ એની આબરૂ ઉપર તો પાણી ફરી વળ્યું ! એટલે એણે તો આવતાં વેંત ઝઘડો ઉભો કર્યો. અને છેવટે અત્યંત ભયંકર નિરાશાથી પ્રેરાઇને બાઇએ જ એને કહ્યું કે તું મને મારી નાખ તો બીજું કાંઇ નહિ પણ શાંતિ તો મળે ! કારણકે છેવટે એના હૃદયમાં એક પ્રશ્નનો સાચો પ્રેમ વસી રહ્યો હતો.

વાતનો અંત અત્યંત કરૂણ છે. આ ભયંકર ખોટી આબરૂના ખ્યાલવાળાએ એ પ્રેમાળ સ્ત્રીનો પણ ઘાત કર્યો !

આમાં કયાંય ઇટાલી–અમેરિકા દેખાય છે ? માણસ, જાણે આપણી જ પ્રજાનો કોઈ માણસ, દેખાય છે ના ? એટલા માટે નવલિકા સાહિત્યનું જે કલેવર માણસની જીવનલીલા આપશે તે પોતાનું સ્થાયી સ્થાન મેળવશે ! કારણકે માણસ અમર છે. અને એનું સાચું ખોટું હૃદય પણ અમર છે. માનવભાવ એ સાહિત્યકૃતિઓનો એટલા માટે ચિરંજીવ અંશ બની રહેલ છે, જો કે એ પ્રસંગમાંથી કેમ

ઉભો કરવો એ તો લેખકની શક્તિ ઉપર અવલંબે છે, ને એ જ સર્વસ્વ છે.

રંગુન બાપ દીકરી સાથે રહેતા ને એક ચાઈનીઝ ફર્મમાં કામ કરતા. પિતાને પોતાના આલાક, ઉદ્યોગી રૂપાળા જુવાન છોકરા ઉપર પ્રેમ અને એને લગભગ પૂજે. એવામાં છોકરો એક બર્મીઝ છોકરીના પ્યારમાં પાડયો જાણીને પિતાને તો બહુ જ આઘાત થયો. છોકરો એટલો બધો પ્રેમ અંધ કે એમાં ને એમાં એણે પોતાનું સ્થાન પણ ખોયું. બાપને લાગ્યું કે છોકરો તો સારો હતો પેલીએ કાંઈક કામણ કર્યું" લાગે છે. છોકરાને ગમે તે રીતે બચાવી લેવાનો એણે નિશ્ચય કર્યો.

એક દિવસ પાસેના કોઈક તળાવડામાં છોકરી ડૂબી ગઈ એમ માલમ પડયું.

કોઈને પત્તો ન લાગ્યો કે શું થયું પણ છુટથી બોલાતું હતું કે એ તો આ ડોસાના કામા!

છોકરાનું હૃદય ભાંગી ગયું! અને એને એના પિતા માટે જે પ્રીતિ હતી તેણે ભયંકર ધિક્કારનું રૂપ ધારણ કર્યું!"

આ પણ એક વાર્તાનો જ વિષય છે ના?

આવી તો અનેક પ્રકારની નોંધો આમાં આવે છે. પરંતુ આ ઉપરથી જાણવાનું એટલું કે માણસ પોતાની નોંધપોથીઓને પણ સાહિત્યકૃતિ જેટલી જ સરસ બનાવી શકે.

હમણાં જ એક સહજ અકસ્માત રા. ચુનીલાલ વર્ધમાન શાહ મળી ગયા. ત્યારે કેટલીક પરચુરણ વાતો નીકળતાં એમણે એક પોતાની વાત કહી: 'કાંઈક આરામ લેવાની ઇચ્છા થાય છે ત્યારે 'રેડિયો' જેવા યંત્ર પાસેથી એ મેળવવા કરતાં કોઈક માનવ હૃદય પાસે બેસીને વાતો કરવાનું મને વધારે ગમે છે. એટલા માટે હું તો રેડિયો રાખતો જ નથી!'

આપણા લેખકો ખરેખરા અંતઃકરણથી એક બીજાના પરિચયમાં આવવાનો પ્રયત્ન કરે તો એક બીજાના વિકાસમાં ઘણો જ ફાળો આપી શકે એમાં તો શંકા નથી. ને એવા પરિચયમાં તેનાં ઘણાં તત્વો મળે પણ ખરાં. પરંતુ બને છે એવું કે લેખકો મળે છે ત્યારે પણ એ સાથે તો પોત પોતાના વાદ ને વાડા લઈને જ આવે છે! એ જાણે કે એમનાં વસ્ત્રો થઈ થઈ ગયાં છે. પરિણામે વાર્તાલાપનું વાતાવરણ પણ એક પ્રકારની જીવનકલા છે એ ભૂલી જવાય છે. પરંતુ આ વસ્તુ—'નોંધપોથીઓ, રોજનીશીઓ, પરિચયો, પ્રવાસવર્ણનો—સાહિત્યના એ પ્રકારો—આપણા જીવનનું વધારે માર્ગદર્શન આપી શકે તેમ છે એ વાત આમાથી વિચારવા જેવી લાગે તો પણ સારું.



## સાભાર સ્વીકાર

**બોરસદનો ઇતિહાસ:** (જીવણજી ઠાકર; મૂલ્ય બે રૂપિયા)

પુરાણકાળથી માંડી આજ સુધીનો એ કસ્બાનો ઇતિહાસ આપવા અને નાનકડો બોરસદ-સર્વ સંગ્રહ થવા મથતું પુસ્તક.

**નારી** (કુ. ઇન્દિરા હ. વ્યાસ પ્ર. ગંગારામ ભના, અમદાવાદ; મૂલ્ય, સવા રૂપિયો).

જાતીય વૃત્તિ, લગ્ન, કુટુંબ વ્યવસ્થા, આર્થિક સ્વાતંત્ર્ય, અધિકાર, આદિ બાબતોને વિશે સ્ત્રીઓ સંબંધી પાશ્ચાત્ય દૃષ્ટિની ટીકા કરી ભારતીય સંસ્કૃતિની દૃષ્ટિ સારી ને સાચી હોવાની સાવેશ વકીલાત કરતા. શ્રી. ચારૂચન્દ્ર મિત્રે લખેલા અને 'કલ્યાણ'માં પ્રગટ થયેલા લેખનો એક ગુજરાતી કન્યાએ કરેલો અનુવાદ.

‘ઊર્મિ–નવરચના’ની નવી ચાલુ વાર્તા

# માનવીનાં હૈયાં

સ્નેહરશ્મિ

## પ્રકરણ ચોથું

નરહરિ સાથેના સંબંધ વિના મારા જીવનમાં શું શું ઊણું રહેવા પામત એ કહેવું મુશ્કેલ છે, પણ જીવનના કેટલાક મોટા અનુભવોથી, ઊંડા જીવન દર્શનથી તો હું અવશ્ય વંચિત જ રહેત. અનેક સૂક્ષ્મ સંવેદનોથી તેની જીવન–સ્મૃતિ ભરી હતી. તેનું ઊર્મિ-તંત્ર એવું સંવેદનશીલ હતું કે, નાનામા નાનો અનુભવ પણ ત્યાં ઊંડી અસર મૂકી જતો. આથી જગત સાથેના વ્યવહારમાં તે અતડા જેવો લાગતો. સહેલાઈથી તે લોકોમાં ભળતો નહિ, અને ભળતો તો જળકમળવત રહેવા પ્રયત્ન કરતો. આ અંગે એના બાલ્યના કેટલાક અનુભવો જવાબદાર હશે એવું તે પોતે પણ માનતો. નાનપણમાં તે હતો તેના કરતાં ઘણો વિરૂપ દેખાતો હશે એવો તેને ખ્યાલ હતો. તેના મોટા માથાના પરિણામે છોકરાઓ નિશાળમાં તેની ઠેકડી કરતા. શિક્ષક પણ “એઈ મોટમાથિયા” કહીને અવારનવાર તેને તુચ્છકારતા. આથી નિશાળ સાથે તેણે શરૂઆતથી જ અસહકાર આદર્યો. જગત બધું જાણે તેના તરફ દુશ્મનાવટથી જોતું હોય એવું તેને લાગતું. પણ તેની બા આગળ તેને એ બધો રોષ બધો વિષાદ સરી જતો. તેની બાના મુખ પર હંમેશ માંગલ્ય જ રમતું રહેતું. તેની હાની સર્વત્ર પ્રસન્નતા જ વેરતી. એટલે તે પોતાના કડવા અનુભવોથી માનવજાતમાંથી વિશ્વાસ ગુમાવી તેનો નિન્દક થઈ બેસત તે સ્થિતિમાંથી તેના ઘરના સંસ્કારોએ ઊગરી ગયો. આમ છતાં જગતમાં પાપ અને પુણ્યના દ્વંદ્વમાંથી તેને પાપનું પાસું જ વરવું લાગતું. ઘણી વાર તેને આમાં ઈશ્વરનો જ કોઈ દુષ્ટ હેતુ દેખાતો. પોતાના અનુભવોની વાત કહેતાં તે કહેતો,

“મને કુદરત ખૂબ જ ગમતી. જ્યારથી સમજતો થયો ત્યારથી વાદળીઓની લીલા જોવી મને બહુ ગમતી. કોઈ અગાધ સાગરથી તેમને ચાલી આવતાં જોવાં, અન્યોન્ય સાથેની તેમની રમત નિહાળવી, તેમના નર્તનના વેશ જોવા, કોઈવાર છલંગ મારતા સિંહ જેવાં, તો કોઈ વાર મોટા હાથીની જેમ સૂંઢ હલાવી તેમને ડોલતાં નિહાળવાં કે કોઈ વખત કૌરવ પાંડવના વ્યૂહની તેમને લીલા કરતાં અવલોકવાં એ મારા બાલ્યનો એક પરમ વિનોદ હતો. ખેતરો અને વનરાઈ પર તેમની ઊડતી છાયા સાથે દૃષ્ટિની હરીફાઈ યોજવામાં મને મઝા પડતી. તેમના બદલાતા રંગોની લીલા ધરાઈ ધરાઈને હું માણતો. પવનની લીલામાં પણ મને એવી જ મઝા પડતી. તળાવ ઉપરની તેની મંદ નાજુક લહરીથી માંડી પાળ પરના ઘેઘુર વડમાંનું તેનું તાંડવ મારા હૈયાને ગાંડું બનાવી મૂકતું. અમારી વાડીમાં એકલો બેસી કલાકોના કલાકો હું પંખીઓનો કલરવ સાંભળતો. એ સાંભળતાં સાંભળતાં મારી જાતને હું ભૂલી જતો—અને આખા જગત સાથેના કોઈ મધુર સંવાદની મીઠી અનુભૂતિથી જાણે એક ઊંડી સુખ-સમાધિ હું માણતો.

પણ એ સાથે કુદરતનું બીજું સ્વરૂપ મને અકળાવી મૂકતું. જે વાદળાં આવી લીલાથી મનોરંજન કરતાં તે જ વાદળાં વરસ્યા વિના દિવસોના દિવસ પૃથ્વીને ટટળાવી મૂકતાં. જે કુદરત આવી આહ્લાદક દેખાતી તે જ મને તેના અતિ હિંસક, ભીષણ અને બીભત્સ સ્વરૂપમાં માલૂમ પડતી. તેનું સૌન્દર્ય શિકારીના સ્વાંગ જેવું બની જતું. આનું અતિ ભયંકર ઉદાહરણ મને સૌથી પહેલાં જોવા મળ્યું ભૂવા નામનાં નાનાં જીવડાંના જીવનમાં. એને અંગ્રેજીમાં આપણે ‘કીડી-ખાઉ’ (Ant eater) કહીએ છીએ. જમીન ઉપર નાનાં નાનાં વમળ જેવાં ને રૂપાળાં કાણાં જોઈએ છીએ તે દેખીતી રીતે આપણને કુદરતની કોઈ રમણીય લીલા જેવાં લાગે છે પણ ખરેખર તો એ બધાં ગરીબ બાપડી કીડી માટેના ફાંસલા છે. એ કુંડાળાંઓની બારીક, સુંવાળી, સુન્દર ધૂળ નીચે ભૂવો સંતાઈને બેઠો હોય છે. એ કુંડાળાંનો દેખાવ એવો તો આકર્ષક હોય છે કે, જતી આવતી કીડીને એમાં ડોકિયું કરવાનું મન થાય





તો નવાઈ નહિ, કીડી બાપડી જો ત્યાં આવી ચઢી તો તે ફેલાઇ જ જવાની, ભૂવાએ જમીન એવી તો પોચી અને રજ એવી તો બારીક બનાવી દીધી હોય છે કે, કીડીના પગ માંડ તેના પર ઠરી શકે. તરત જ તે એ નાનકડા દરમાં ગબડી પડવાની, અને અંદર છુપાઇ બેઠેલા ભૂવાની ભીષણ ચૂડમાં સપડાઇ જવાની. આપણે જો એ દૃશ્ય જોતા હઇએ તો આપણને ખબર પણ ન પડે કે, કીડી બિચારી આમ શા માટે પછાડ ખાય છે. ભૂવો તો દેખાતો જ નથી હોતો, અને જાણે કોઈ કારમું જાદુ થતુ હોય તેમ ધીરે ધીરે કીડી અંદરના કોઇ અદૃષ્ટ બળથી ખેંચાતી દેખાય, ને થોડીવારમાં અલોપ થઇ જાય, પહેલ વહેલું મેં આ જ્યારે જોયું ત્યારે મને જે આઘાત લાગ્યો તે વર્ણવી શકાય એમ નથી, એ કીડીનું શું થયું હશે એ જાણવાના કુતૂહલથી મે જરા ખોતર્યું તો અંદરથી એક નાનું જીવડું નીકળ્યું, અને સાથ ચાર પાંચ મરેલી કીડીઓ નીકળી. એ બધો એ ભૂવાનો આહાર! સુન્દરતાનું આવરણ નાખી અન્યને લલચાવી ફસાવવાની આ પદ્ધતિ કુદરત આખીમાં મેં જોઇ અને એની વેદના મારા પ્રાણના અતલ ઊંડાણને હંમેશ માટે સ્પર્શી ગઇ, નબળા સબળનો શિકાર થવા જ જાણે સર્જાએલા છે, એવી કારમી પ્રતીતિ મને બાલ્યથી જ થઇ અને પ્રકૃતિનો એ નિષ્ઠુરતા સામે આપણી અસહાયતા જોતાં મન ખૂબ જ અવ્યવસ્થા ભોગવતું. મનુષ્યજગતમાં તો આ નિષ્ઠુરતા બધી જ મર્યાદાઓ વટાવી ગયેલી માલૂમ પડી. એને મૂગે મોંએ નભાવી લેતી એમા મને એક પ્રકારની બીકૂતા દેખાવા માંડી, ભલે આપણે નાશ પામીએ પણ એના નિષ્ક્રિય સાક્ષી તો કેમ જ બની શકીએ? આવો પ્રશ્ન મને સતત સતાવવા મંડ્યો, અને મેં એ સામે આપણાથી બને તે રીતે લડી લેવાનો સંકલ્પ કર્યો."

નરહરિની આ લાગણી કેવળ વિલાસરૂપ ન હતી. વ્યવહારમાં તે હંમેશ એને સક્રિય બનાવવા યત્ન કરતો. એને પરિણામે જ એના ભણતરને એણે અધવચથી તિલાંજલિ આપી. એ ઘટનાની વિગતોમાં સંભવ છે કે, આજે કોઇને રસ પણ ન પડે; કારણ કે, આજે આપણો દેશ આઝાદ થયો છે. અંગ્રેજો અહીં જે સત્તાને સ્થાને હતા તે સ્થાને રહ્યા નથી, એટલે આપણા દેશમાં એમને હાથે અગાઉ જે જે અપમાનો આપણા લોકોને વેઠવા પડતાં તેનો પૂરો ખ્યાલ આજની પેઢીને ભાગ્યે જ આવે. આમ છતાં નરહરિના જીવનની એ એક અગત્યની ઘટનાના ઉલ્લેખ વિના એના વ્યક્તિત્વનો પૂરો ખ્યાલ આપણને ભાગ્યે જ આવે.

એ ઘટના ટૂંકમાં નોંધું. અમારી સંસ્થાના આચાર્યની બદલી થઇ, અને તેની જગ્યાએ ડૉ. ફીશર નામના એક ગોરા અધ્યાપકની નિમણૂંક થઇ. આ બનાવથી અમારે ત્યાં સારો એવો ખળભળાટ મચી ગયો. હકીકત એમ હતી કે અમારા અંગ્રેજીના અધ્યાપક ડૉ. સેનનો એ જગ્યા માટે હક હતો, પણ ડૉ. સેનની ચામડી ગોરી ન હોઈ તેમને એ સ્થાન આપવામાં ન આવ્યું. સેન અને ફીશર બન્ને સાથે ભણેલા દરેક પરીક્ષામાં સેન પહેલા નંબરે પાસ થયેલા. અંગ્રેજીના અધ્યાપક તરીકેની ખ્યાતિ તો બીજા પ્રાંતો સુધી પહોંચી હતી. એમનાં વ્યાખ્યાનો સાંભળવા બીજી કોલેજોના વિદ્યાર્થીઓ જ નહિ, પણ કેટલીક વાર તો અધ્યાપકો, ડૉક્ટરો અને વકીલો જેવા નાગરિક પણ આવતા. બધી રીતે ડૉ. ફીશર કરતા ડૉ. સેન ચઢિયાતા હતા. પણ એ હિંદી હતા એજ એમની મોટામા મોટી ખામી હતી!

ફીશરના આગમન સાથે અમારે ત્યાં સારો એવો ખળભળાટ મચી ગયો પહેલાં વિદ્યાર્થીઓની નાની નાની ટોળીઓમાં ને પછી ધીરે ધીરે મોટા સમૂહોમાં એ પ્રશ્ન ચર્ચાવા લાગ્યો. અમારી લાગણી તંગ બનતી ગઈ. એક દિવસ અમે બધા એ અંગે વિચાર કરવા ભેગા થયા. નરહરિ પણ એ સભામાં આવ્યો. નવાઈની વાત એ છે કે અમારા સૌના કરતાં એણે જુદો સૂર કાઢ્યો. તે એવા મતનો હતો કે આ ઘટના કોઈ અકસ્માત રૂપ ન હતી, પણ અંગ્રેજ સરકારની

નીતિનુ એ એક અંગ હતું. એને માટે લડવા તૈયાર થવુ એટલે એક રાજકીય લડત ઉપાડવા જેવુ હતું. એ લડત ઉપાડવાની કેટલાની તૈયારી હતી? દેશમાં પ્રજામત તો ગુંગળાએલો હતો. વર્તમાનપત્રો સ્વતંત્ર ન હતાં. અન્યના ટેકા વિના લડી લેવાની વિદ્યાર્થીઓમાં તાકાત હતી? નરહરિનો આ અભિપ્રાય અમને કોઇને રૂચ્યો નહિ. અમારામાંથી કેટલાકને તો એમાં એની ભીરુતા પણ દેખાઇ. આવા સાદા સીધા પ્રશ્નને આમ અટપટો બનાવી દેવાનો કશો જ અર્થ નથી એવું અમને લાગ્યું, એથી અમે તેના કથનનો બહુ જોરથી પ્રતિકાર કર્યો. તે બધાંનો જવાબ આપતાં તેણે કહ્યું.

“આને તમે અન્યાય કહો છો એ બરાબર છે, પણ એ અન્યાય માત્ર આટલી આ એક ઘટના પૂરતો જ મર્યાદિત છે? જ્યાં જુઓ ત્યાં ઠેર ઠેર તમને એનાં દર્શન થશે. નથી જોયું તમે ગાડીમાં? ત્યાં એંગ્લોઇન્ડિયન માટે શાથી જુદો ડબ્બો રાખવામાં આવે છે? ચાના બગીચામાં ગોરાઓના હાથે આપણા દેશભાઇઓ પર જે સીતમ ગુજરે છે તે અન્યાય આનાથી નાનો છે? ગોરાઓની કલબોમાં કૂતરા જઇ શકે, પણ હિન્દી ન જઇ શકે એ અપમાન તો આપણે કોઠે પડી ગયુ છે. દિવસરાત આપણે અપમાનો વચ્ચે જ ગાળીએ છીએ. એટલે આજે આપણી સમક્ષ અન્યાયનું જે નાટક ભજવાઇ રહ્યુ છે તે કોઇ અકસ્માત નથી, અંગ્રેજ સરકારની ગણતરીપૂર્વકની નીતિ છે. એમાં આપણી પ્રજાનો રીતસરનો તેજોવધ છે. મને એ ચાલે છે, એની સામે લડી લેતાં ફના થઇ જવુ પડે તો, તે માટે હું તૈયાર છું. પણ આપણે આપણી લડતનું સ્વરૂપ જરા બરાબર પિછાનીએ નહિ તો ભારે મુશીબતમાં આવી પડીશું. ઘડીભર માની લો કે આપણે લડત ઉપાડી, દરમ્યાન સરકાર ડો. સેનની અન્યત્ર બદલી કરી દે તો? આપણી લડતનું શું થાય? આપણે તેમને પાછા લાવવા માટે લડવુ જ પડે. એ માટે આપણી તૈયારી છે? આ લડત એક સ્થાનિક અન્યાય સામે છે એવું જો આપણે માનતા હોઇએ તો મોટી ભૂલ કરીએ છીએ, લડત એક રાજકીય લડત જ બની જાય છે...”

નરહરિએ દલીલો એવી સચોટ રીતે મૂકી કે અમારામાં પહેલાં જે એકવાક્યતા હતી તે જરા ડગમગી ગઇ; એટલે અમે નરહરિ અને બીજા ચાર જણાની એક સમિતિ એ પ્રશ્ન અંગે ચોક્કસ માર્ગદર્શન કરાવવા નીમી. મારી પણ સમિતિમાં નિમણુંક થઇ.

ચોપાટી પરના એક મકાનમાં અમારી સમિતિ મળવાની હતી. અમે જ્યારે મળવા ભેગા થયા ત્યારે સમિતિના મંત્રીએ જણાવ્યું કે ડો. સેન સમિતિને મળવા ઇચ્છતા હતા. આ સમાચારથી જરા નવાઇ લાગી આ આખી ઘટના દરમ્યાન ડો. સેનનું વર્તન અત્યંત ગૌરવભર્યું હતું. અમારામાંથી કોઇ સાથે એ પ્રશ્ન અંગે તેમણે કશી ચર્ચા કરી ન હતી, એટલે આજે અમને તે કેમ મળવા ઇચ્છતા હતા તે અમારે માટે એક નાનકડા કોયડા જેવું થઇ પડ્યું. અમારી સભા ચાર વાગ્યે મળવાની હતી. ડો. સેન સવાચારે આવવાના હતા. એટલે તે આવે ત્યાં સુધી અમે ગામગપાટા હાંકતા બેઠા બરાબર સવાચારે ડો. સેન આવી પહોંચ્યા પોતાના આગમનનું કારણ બતાવતા તેમણે કહ્યું,

“તમારા સૌમાં મેં જે જુસ્સો જોયો છે તેથી મને આનંદ થયો છે, પણ આ અંગે તમારા શિરે આ બધી જવાબદારી શા માટે? બીજા કોઇએ કશું કરવાનું જ નથી?”

નરહરિ બોલ્યો, “કરવાનુ તો ઘણાને છે, પણ તે માટે અંદરથી અવાજ ઉઠવો જોઇએ. આપણા સૌનો એ અવાજ તો મરી ગયેલો છે. એમ ન હોત તો આપણાં છાપાંઓમાંથી કોઇનું આ બનાવથી રૂંવાડું સરખું પણ ફરકવા નથી પામતું એવું બનવા પામે ખરું?

‘સાચી વાત છે. તમે કહો છો તે અક્ષરશઃ





સાચું છે. પણ કહો તો જોઈએ, આ અન્યાય કોને થયો છે ?' ડૉ. સેને પૂછયું.

'આપણા હિન્દીત્વને.' નરહરિએ જવાબ આપ્યો.

'બરોબર. એનું નિમિત્ત કોણ બન્યું છે. ?' ડૉ. સેને પૂછયું.

'આપ.' મેં જવાબ આપ્યો.

'ત્યારે મારે એ અન્યાય અંગે કશું કરવાનું નથી રહેતું ?' ડૉ. સેને પૂછયું.

'આપ શું કરી શકો ?' અમારામાંથી એક જણે જવાબ આપ્યો. 'આપ જો કશું કરવા જાવ તો શિસ્તભંગનો આપના પર આરોપ આવે.'

'અને તમે કંઈક કરો તો તે શિસ્તભંગ નહિ લેખાય ખરું !' ડૉ સેન જરા કટાક્ષમાં બોલ્યા. અને તેમણે ઉમેર્યું, 'જુઓ, તમે હજુ ખીલતા જુવાન છો, તમારું લોહી ગરમ છે, અને અન્યાયથી તમે ભ્રકળાઈ ઊઠો છો એ બહુ આનન્દની વાત છે. પણ તમારી શક્તિ આ ઘટના પાછળ વેડફી નાખવા જેવું નથી આવા નાના અન્યાય તો અસંખ્ય છે, અને એની સામે લડવા જતાં આપણે જે મોટી લડાઈ લડવાની છે તે આપણે ભૂલી જઈશું. આપણે તો એવી લડાઈ લડવી છે કે આવા અન્યાય જે સત્તા આજે ગુમાખીપૂર્વક કરી રહી છે તે સત્તા જ નાબુદ થાય. એને તો આપણે આવા નાના અન્યાયો માટે લડીએ તે કદાચ ગમે, કારણ કે એથી આપણું ધ્યાન મોટી લડત પરથી હટી જાય. અને એથી જ મને લાગે છે કે, આજે તમારા સૌની ભાવના જાગ્રત થઈ છે એ પૂરતું લેખાવું જોઈએ. તમારા સૌની ભાવના અને જુસ્સો જોતાં મને ખરેખર આનન્દ થયો છે.'

એમ બોલી દૂર સાગર પર મીટ માંડતાં તે ઘડી ભર ચૂપ થઈ ગયા, ને પછી ખૂબ લાગણીપૂર્વક તેમણે કહ્યું, 'જુઓ, ત્યાં સાગરમાં કેવી ભરતી ચઢી રહી છે ! કિનારા પરનો કાદવ, કચરો, ગંદકી એ બધું કેવું ભરતીમાં ધોવાઈ રહ્યું છે ! તમારા જેવા વિદ્યાર્થીઓને જોતાં આપણા દેશમાં પણ મને પ્રજાજીવનની ભરતીની ઝાંખી થાય છે. સદીઓથી આપણે ત્યાં ભાવના અને શક્તિની એક પ્રચંડ ઓટ આપણે અનુભવીએ છીએ. આપણા ક્ષુદ્ર સ્વાર્થો, આપણા કુસંપ, આપણી ઈર્ષ્યા, આપણું બેદીપણું, કુનકપણું આદિ અનેક મલિનતા રૂપી કાદવકાદ આપણા પ્રજાજીવનના કાંઠા પર દુર્ગંધ ફેલાવનો વિસ્તર્યો છે. આજે તેમાં કોઈ નવા પ્રવાહનો સંચાર થતો હું જોઉં છું. જેમ પેલી ભરતી ઓટ હટી છે, તેમ આજે આપણા જીવનમાં ચઢી રહેલી નવી ભરતીનાં સ્પન્દનો હું અનુભવી રહ્યો છું. આપણી બધી મલિનતા એમાં ધોવાઈ જશે અને, આપણું જીવન ભંયું ભયું બની જશે.'

એમ બોલી તે થોડો વખત અત્યંત ભાવાવેશમાં મૂંગો થઈ ગયા, અમે પણ બધા કંઈ પણ બોલ્યા ચાલ્યા વિના પૂતળાં જેવા સ્થિર થઈ ગયા થોડી વાર પછી તે બોલ્યા,

'જુઓ, હું તો આપણા પ્રજાજીવનની ઓટનો એક ક્ષુદ્ર અવશેષ છું. મારું કશું જ મૂલ્ય નથી, પણ આજે હુંય એ ભરતીનાં સ્પન્દનો અનુભવું છું. એની છાલકથી ધોવાઈને મારા જેવા કચરા પણ બધા સ્વચ્છ બની જશે. જો એમ ન હોત તો તમારી પાસે આવવાનું મને કેવી રીતે સૂઝત ! પણ મને થયું કે, તમે સૌ લડો, અનેક યાતનાઓ વેઠો અને હું બેઠો બેઠો જોયા કરું એ કેવું ! એટલે જ મેં મારો નિર્ણય તરત કરી લીધો. અને તમને આજે હું એ કહેવા આવ્યો છું કે તમારે લડવાની હવે જરૂર નથી રહી. તમારી શક્તિ કોઈ મોટી લડત માટે સંગ્રહી રાખો'

'આપે શો નિર્ણય કર્યો છે સાહેબ !' નરહરિએ પૂછ્યું

'અન્યાય સામે મારો વિરોધ નોંધાવી મેં રાજીનામું આપી દીધું છે.' તેમણે જવાબ આપ્યો.

અમે તો એ સાંભળતાં આભા જ થઈ ગયા. તેમના રાજીનામાએ આખી પરિસ્થિતિમાં પલટો આણી નાખ્યો. હવે અમારે લડવાનું તો રહ્યું ન હતું. પણ



અમારી સમિતિએ ડૉ. સેનને વિદાયમાન આપવાની સૂચના વિદ્યાર્થીઓ સમક્ષ મૂકી. વિદ્યાર્થીઓએ તે સહર્ષ વધાવી લીધી. અમારા આચાર્યે આ અંગે એક કડક ચેતવણી નોટીસ બોર્ડ પર મૂકી અમને જણાવ્યું કે ડૉ. સેને રાજીનામામાં સરકાર પર ખોટા આક્ષેપો કરેલા હોઈ તેમને માનપત્ર આપવું એ શિસ્તભંગ છે. એવો શિસ્તભંગ કરનાર સામે કડક હાથે કામ લેવામાં આવશે. આ નોટીસથી અમે સૌ ધૂંધવાઈ ઊઠયા. તેનો છડેચોક ભંગ કરવાનું નક્કી કરી અમે ડૉ. સેનને માનપત્ર આપ્યું તરત જ દમનનાં પગલાં શરૂ થયાં, કેટલાક નબળા વિદ્યાર્થીઓ ચૂંટી કાઢી, તેમના પર શિસ્તભંગનો આરોપ મૂકી માફી માગવાની તેમને ફરજ પાડવામાં આવી. માફી ન માગે તો પરીક્ષામાં બેસવા દેવામાં નહિ આવે એવી પણ સાથે ધમકી આપવામાં આવી. અમારી સમિતિના સભ્યો સામે કશાં જ પગલાં લેવાયાં ન હતાં, આથી નરહરિ અકળાઈ ઊઠયો. તેણે એક સખત પત્ર આચાર્યને લખ્યો, આવી રીતે નિર્દોષ કે નબળા વિદ્યાર્થી પર પ્રહાર કરી વિદ્યાર્થી સંગઠનને નબળું બનાવવાનો પ્રયાસ સામ દામ ભેદ દંડ આદિ નીતિનો આશ્રય લેતા કોઈ મુત્સદ્દીને માટે ભલે યોગ્ય લેખાય. પણ એક શિક્ષણસંસ્થાના વડાને તો એ જરા જેટલો પણ શોભાસ્પદ ન હતો. જો તેમને સજા જ કરવી હોય તો એ માટે જેની જવાબદારી હતી તેમને સજા થવી જોઈએ. એ બધી જવાબદારી તેણે એ પત્રમાં પોતાને શિરે ઓઢી લીધી. અમે એ પત્ર લખતાં નરહરિને ઘણો વાર્યો પણ તે એકનો બે થયો નહિ. ડૉ. શીશરે તેને ઓફીસમાં બોલાવ્યો. તેને અનેક રીતે સમજાવવા તેમણે મહેનત કરી. અનેક પ્રલોભનો તેની સમક્ષ રજૂ કર્યાં. પણ નરહરિ પર તેની કશી અસર ન થઈ, તે આમ અડગ જ રહ્યો એટલે એક વર્ષ માટે તેને કૉલેજમાંથી બરતરફ કરવામાં આવ્યો. હસતે મુખે તેણે એ સજા વધાવી લીધી. અમને સૌને એથી ખૂબ આઘાત લાગ્યો. પણ એ બરતરફીનો હુકમ અમારી પરીક્ષા શરૂ થઈ તે દિવસે અપાયો. એટલે અમે કશું કરી શક્યા નહિ. ડૉ. શીશરે આબાદ ઘા લગાવ્યો હતો. સત્રની અધવચ તે આવી હિંમત ન કરી શકત, કારણ કે, અમે એ નામે સંગઠન સાધી શકત, પણ પરીક્ષાના દિવસોમાં આ અંગે કશું થઈ શકે એવું વાતાવરણ ઊભું થઈ શકે એમ ન હતું, અને એ પછી તો તરત કૉલેજ બંધ થતી હતી.

આ બનાવથી અમને અનેકને સખત આઘાત લાગ્યો. નરહરિએ તો એ ઘટનાને સસ્મિત વધાવી લીધી. તે બોલ્યોઃ 'મારે માટે તો એ ઇષ્ટાપત્તિ છે. લાંબા વખતથી મને લાગતું હતું કે મારું સ્થાન તો મારા ગામમાં છે—જે અન્યાય ડૉ. સેનને થયો તે, ગામડાંમાં લોકો રોજ જે કંઇ વેઠતા રહ્યું છે તેની આગળ, કશી વિસાતમાં નથી. અને એમાં સૌથી દુઃખદ તો એ છે કે ગામડાંઓને એનું ભાન પણ નથી. તેથી નસીબને દોષ દઇ લોકો બધું મૂંગે મોઢે વેઠે છે. આભાર ડૉ. શીશરનો કે તેમણે મારો માર્ગ સરળ કરી આપ્યો.'

એના જેવા તેજસ્વી વિદ્યાર્થીની કારકીર્દી આમ અધવચથી કપાઈ જાય એ અમને ન ગમ્યું. અમે તેને કૉલેજ બદલવા ખૂબ ખૂબ કહ્યું, પણ તે એકનો બે થયો નહિ.

ખેડૂત બની ગામડાંનું જીવન ગાળવા તે પોતાને ગામ તરત જ જતો રહ્યો.

## પ્રકરણ પાંચમું

### નર્મદાએ કહેલી કથા

મારી પીઠ પાછળ બધાં તેને હસતાં, તેની ઠેકડી ઉડાવતાં. તેને મૂરખ લેખતાં. આ બધું હું નહોતી જાણતી એમ નહતું, પણ દુનિયાને મોઢે કોણ ઢાંકણું મારી શકે? બાકી મારો નરહરિ મૂરખ ન હતો તે હું–તેની મા–જેવું સમજી શકું તેવું બીજું કોણ સમજે?

હા, મારા નરુનું માથું જરા મોટું હતું. પણ માથું મોટું હોવું એને તે ખામી લેખવી કે ગુણ? પણ દુનિયાનો એ સ્વભાવ જ છે કે, પોતા કરતાં કાંક જુદું હોય તે બધું નકામું. મારા નરુનો જો





કોઈ વાંક હોય તો તે આ જ 'બીજાં' છોકરાઓ જેવો તે, લેવસો કે વધવલાટભર્યો ન હતો બીજાની સરખામણીમાં તે, કાંઈક ઓછાબોલો ને શાંત હતો એટલે લોકો કહેતા કે તે મૂજી જેવો લાગતો. પણ એ ભલા લોકોને હું નહોતી સમજાવી શકતી કે એકલી વાચાળતામાં તો ઘણીવાર આછકલાપણું જ હોય છે. કોઈ મહાપુરુષ એવો સાંભળ્યો છે જે તેની વાચાળતા માટે જાણીતો હોય ? અરે ! જેમ માણસ મોટો તેમ તેની ગંભીરતા વધુ છીછરા પાણી છલકાય પણ ઊંડા મગ તો શાન્ત અને ગંભીર જ હોય.

રખે કોઈ માને કે પુત્રપ્રેમી કોઈ મૂર્ખ માનો આ એક ઊભરો છે. લાડઘેલી માતા મનની નબળાઈઓ હુ જાણુ છુ–ને હુ પણ મા જ છુ ને એવી નબળાઈથી પર છુ એવો મારો દાવો નથી, પણ મારો નરુ મૂજી ન હતો એમ જ્યારે હુ કહું છુ ત્યારે કોઈ ઘેનછાને વશ થઈને હુ નથી કહેતી વળી, હુ પૂરી સમજણી પણ બની ન હતી તેરા મારા કન્યાકાળથી એને મારા હૈયામા હું સાચવતી નહોતી આવી ? મારા રમકડાંઓમાં, મારી રમતોમાં, મારા સ્વપ્નોમાં, મારા દેવદેવીઓમાં, બધે જ મારો નરહરિ મારી સાથે જ હતો

અને છતાં કઈ કેટકેટલી સાધનાઓ અને યાતનાઓને અંતે એ મને લાધ્યો હતો !

લાંબી કથા ટૂંકમાં કહુ : તમે બધા તો કદાચ નવા જમાનાના હશો, પણ હું જૂના જમાનાની છું. એટલે તમને એ નહિ સમજાય કે સાત વર્ષની ઉમરે હું વધૂ બની હતી. આટલી નાની ઉમ્મરે મારું લગ્ન થયું હતું તે પરથી રખે એવુ માની લેતા કે મારા માતાપિતાનો એમાં કંઈ દોષ હતો કે તે અબુધ હતા. પારણામાંથી ઝડપાવું એ અમારા જમાનાનું ગૌરવ હતુ. એમાં કુલિનતા લેખાતી મારા પિતા કુલિન તેમજ સંસ્કારી સમાજના અગ્રણી હતા. સંસ્કારી કુટુમ્બમા મળી શકે તે બધા ઊંચા સંસ્કારોનો મને વારસો મળ્યો હતો, ને વિશેષમા તો મારા પિતાશ્રીએ મને સંસ્કૃત ભાષાનો પણ સારો એવો અભ્યાસ કરાવ્યો હતો નાનપણમાં થયેલું મારું લગ્ન મારી આ પ્રવૃત્તિમાં ખાસ બાધરૂપ નીવડ્યું ન હતું, કારણ કે લગ્ન પછીનાં સાત આઠ વર્ષ તો મોટે ભાગે મારા પિયરમા જ મે ગાળ્યાં હતાં

પણ આ બધાં વર્ષો દરમ્યાન નવવધૂના કોડ મારા અંતરમા પાંગરતા જ ગયા હતા. દસ અગિયાર વર્ષના કોઈ બાળક માટે પતિ શબ્દ આજ આપણને રમૂજ પમાડે, ને એ સાંભળતાં આપણને હસવું પણ આવે; પણ મારે માટે તો એ શબ્દ નરી નક્કરતાથી ભર્યો હતો. એટલે મારા સાસરામાં મારો કિશોર પતિ મારા માટે અજબ આકર્ષણનુ સ્થાન જમાવી બેઠો હતો અમે વાત તો ખાસ નહેતા કરી શકતા પણ અવારનવાર એકબીજાની આંખ મળતા મીઠું મલકી લેતાં આને તમે અમારો સંવનનકાળ લેખો કે નહિ તે હુ નથી જાણતી, પણ એકબીજાના નિકટના પરિચયમા અમે આવ્યાં તે પહેલાંનાં ભાસે અમે બન્ને એકબીજાનાં યુગયુગનાં સાથી હોઈએ એવી ગાઢ ગ્રંથિ અમારી વચ્ચે બંધાઈ ગઈ હતી.

અને મારા એ જીવનદેવતાનો સાચો પરિચય હું તમને કયા શબ્દોમા કરાવુ ? માણસની મોટાઈ માપવાના આજના ડીગ્રી વગેરે જે સાધનો છે તેની આંકણીએ તો બતાવવા જેવુ મારા પતિમાં હું તમને કશુ જ નહિ બતાવી શકું.

નાનપણથી એ બહુ તોફાની લેખાઈ ગયા હતા મારાં સાસુ ને મારા જેઠને નાનપણમાં એ લોહી પોકરાવતા. રોજ કંઈ ને કંઈ પરાક્રમ કરીને આવ્યા જ હોય, ને કોઈ ને કોઈ ઝઘડો ઊભો કર્યો જ હોય એથી જ કંટાળીને નાનપણથી એમને ખેતીના કામમાં જોતર્યા હતા. તે કામ એ ખૂબ આનંદથી કરતા.

એટલે જન્મ ને સંસ્કારે હું બ્રાહ્મણ હતી, તો લગ્નથી હું એક ખેડૂત પત્ની બની અને ખેડૂત પત્ની બનવામાં પણ કંઈ ઓછું સદ્ભાગ્ય નથી



રહેવું. કોઇ કોઈ વાર મારે તેમનું ભાતું લઈ ખેતરે જવું પડતું ને તે વખતે જે થોડીક મીઠી પળો અમે સાથે માણતા એનું કઇ રીતે વર્ણન થઇ શકે ! એ આનંદ તો કેવળ અનુભવથી જ જાણી શકાય. મારા જીવનનું એ મહામૂલું સંભારણું છે.

પણ આ ઉપરથી રખે તમે માની બેસતા કે મારે માટે બધું સીધું સરળ હતુ. મારા રસ્તામાં મુશ્કેલીઓની કોઇ ખોટ ન હતી એ બધી મુશ્કેલીઓ ક્યાં જણાવવા બેસું ? અને એમાં નવું પણ હું તમને શુ કહું ! આપણી હિન્દુ સ્ત્રીઓની રોજ-બ-રોજની કથા જ એમાં છે અને એ તો હવે જગ મશહૂર કથા લેખાય. એટલે એમાંથી એકાદ જ પ્રસંગ વર્ણવું.

હું અઢાર વર્ષની થઈ. અને હું પૂરું સમજી શકું તે પહેલા તો મારી સાસુને હું આંખની કણીના જેમ ખૂંચવા મંડી. વાતવાતમાં તે મારા પર ખીજવા મંડયા, વાતવાતમાં ઘરમાં મારું અપમાન થવા મંડયું તે એટલે સુધી કે, આડોશીપાડોશી બૈરાં પણ ચોરી છૂપીથી કૂવા પર કે તળાવે હું કપડાં ધોવા જઇ હઉં ત્યારે એ બદલ મારી સાસુની નિન્દા કરવાનું ચૂકતાં નહિ. તે કહેતાં, 'કો'ને મરવા મેલું ય આવે. એ ઓછી જ આપણા હાથની વાત છે ! બિચારી નર્મદા એમાં શું કરે !' ને હુ શું જવાબ આપું છે તે જોવા તે મારી સામે જોતાં, પણ હું કંઇ બોલતી નહિ. મારા હૈયામાં નિરાશાનો જાણે ડૂમો ચઢી આવતો. કઈ કેટકેટલી બાધા આખડીઓ પણ બૈરાંઓના કહેવાથી મે રાખી હતી, પણ એ બધું નિષ્ફળ.

મારી આ નિષ્ફળતાને કારણે વાતવાતમા મારાં સાસુ મને મહેણાં મારવા મંડયાં. પહેલાં મને જે મારી સગી મા જેવા લાગતાં તે હવે જાણે સાવ બદલાઈ જ ગયાં, ને જેમ જેમ તે મારા પ્રતિ આકરાં બનતાં ગયાં તેમ તેમ હું ઘર-કામનુ વૈતરુ વધુને વધુ ઉપાડતી ગઈ એટલે સુધી કે રાત પડતાં તો હું થાકીને લોથપોથ થઇ જતી, એ બધું તે જોતાં, જાણતાં ને સમજતાં, પણ એ બદલ સહાનુભૂતિનો એક પણ શબ્દ હું તેમની પાસેથી પામી ન શકી, ને એ બદલ એમનો મારાથી વાક પણ કેમ કઢાય ! એમની પડોશણો જ્યારે પોતાનાં પાનપોત્રીઓને આંગળીએ તેડીને એમની સાથે વાતો કરવા આવતી ત્યારે બાળકના કલબલાટવિહોણું એમનું શાન્ત ઘર એમને ખાવા ધતું હોય એ સ્વાભાવિક હતું

મારા સાસુનો આ અસંતોષ મારા પતિના ધ્યાન બહાર નહનો. એથી જેમ જેમ ઘરમાં હું અળખામણી બનતી ગઇ તેમ તેમ તેમનો મારા પ્રત્યેનો ભાવ વધતો જ ગયો. દિવસ ભરની મારી સકળ યાતનાઓ, મારી કઠોર તપશ્ચર્યા અને બધાં મહેણાં ટુંણાંનો જાણે રાત્રે મને બદલો મળી રહેતો. રાત્રે મોડે સુધી કામ કરી જ્યારે હુ સુવા જતી ત્યારે જાણે મારી રાહ જ જોઇ રહ્યા હોય એવા તેમના અધીર અંકમાં સમાઇ જતા મારુ વેદનાનું જગત મારા એ શયન ખંડની બહાર ઓગાળી જતું. અહીં તો મારે માટે પરમ વહાલ, સમભાવ અને ભક્તિ જ ભર્યાં હતા. દિવસભર જે તે કામ કરતા, ને સ્વાભાવિક રીતે જ થાકેલાં તેમનાં સકળ અંગો આરામ અને નિદ્રાને માટે અધીર રહેતાં. આમ છતાં મારે ખાતર તે ઊંઘને ખાળી જાગતા રહેતા.

તેમની મારે કાજેની પ્રતીક્ષા કેટલીક વેળા તો એક યાતનાભરી તપશ્ચર્યામાં જ પરિણમતી, કેં કેટલી વાર કેં ને કેં મિષે મારાં સાસુ મને મોડે સુધી રોકી રાખતાં, તે બહુ ઓછી ઊંઘ લેતાં, એટલે તેમને માટે રાતના બાર એક વાગ્યા સુધી જાગતા રહેવું એ બહુ સહજ હતું. આવા પ્રસગો મારે માટે આકરી કસોટીરૂપ હતા, પણ ધીરે ધીરે હું તેનાથી ટેવાઈ ગઈ હતી. જો કે મારાં અંગો તો સતત આરામ માટે પોકાર કરી મૂકતાં, પણ મારુ મન તેમની એ વિહ્વળતા ઉપર કાબૂ મેળવી લેતું. મારા પતિ મારે તો સાડા નવ દસ પછી જાગવુ એ લગભગ અશક્યવત





હતું, પણ તોય એકમને મારી રાહ જોતા. એથી જ્યારે સાસુ સુઈ જતા ત્યારે ધીમે પગલે મારા શયન ખંડમાં હું જતી. મારા પતિ ઊંઘી ગયા હોય તો કેવુ સારું એવુ મારા અન્તરમાં હું ઝંખતી. એથી તે જાગી જાય નહિ એ આશયથી મારા પાલવને ય હું ફરકવા નહોતી દેતી, અને ધીમેથી દીવો હોલવી જેવી પલંગ પાસે જતી કે, તેમનો પ્રેમાળ, મીઠો, ઊમળકાભર્યો સત્કાર સંભળાતો. 'આવી?' એ પ્રશ્નમા કેટકેટલું તે કહી નાખતા! એમાં એમની લાંબી પ્રતીક્ષાની કેટકેટલી વાતો ભરી હતી! તેમનાં અંગેઅંગમાં સમાઈ જતી તેમના એ પ્રશ્નનો હું ઉત્તર આપતી

જ્યારે એ અમારા શયનખંડમાં અમારા પલંગથી થોડેક છેટે કામળની અલગ પથારી કરવાનું આવતું ત્યારે મારા અન્તરમા જે વિષાદ છલકાઇ રહેતો તે કઇ રીતે વર્ણવું? જાણે ઘરમા આજે જ કોઇનું અવસાન થયું હોય એવી એક ગમગીની મારા અંતરમાં ભરી રહેતી, મારાં સાસુનું મોં જાણે સૂજીને થોથગાઇ જતું. મારા પતિને તો રાત્રે તે સુવા જતા ત્યારે ખબર પડતી. અને એ દિવસે તો તે મારી ખૂબ આતુરતાથી રાહ જોતા. મને કેવુ થતું હશે તે તે સહેજે કલ્પી શકતા, અને એથી જ્યારે હું સુવા જતી ત્યારે તે અનેક રીતે મને હસાવવા અને આનંદમાં લાવવા મથતા. તેમનામા હસાવવાની શકિત ગજબની હતી. મારા સાસુ, જે આમ ખૂબ આકરા અને રૂઢિચુસ્ત હતા, તેમને પણ જે વાતોથી સામાન્ય રીતે તે ચીઢાવાં જોઇએ તેવી વાતોથી તેમનો રોષ વહોર્યા વિના તે હસાવી શકતા, એક વાર તો વાત-વાતમાં તેમને વાળ વધારવાનું સૂચવી તેમણે ખૂબ હસાવેલાં એટલે હું પણ તેમના સપાટામાં આવી જતી, અને મારી ગ્લાનિ હટાવી મને તે હસાવી શકતા

પણ તેમની એ શકિત પણ મારી વધતી જતી નિરાશા સામે ધીરે ધીરે નિષ્ફળ બનવા મંડી આવી નિરાશામાં એક વાર તેમનાથી દૂર કામળ પર સૂતી હતી. મને વાત કરાવવા તેમણે પ્રયત્ન કર્યો. પણ કેમે કરીને વાત કરવાની મને ઊર્મિ થતી ન હતી એટલે તે પલંગ પરથી નીચે ઊતર્યા. હું તરત જ બેઠી થઇ ગઇ. 'મારા સમ છે જો પાસે આવ્યા તો.' મેં તેમને મના કરી. તે હસ્યા 'એ ખરું! આમ તો ચોર પણ સોગન આપી છટકી જઇ શકે! તે કહે કે, મને પકડો તો બ્રહ્મહત્યા જેટલું તમારે માથે પાપ! તે આપણે એમાં માનીએ તો થઇ જ રહ્યું ને!' ને હું તેમના કથનનો જરા સરખો પણ વિરોધ કરું તે પહેલાં તો તે મારી પથારી પર બેસી ગયા–આચાર શુદ્ધિની હું પૂરી આગ્રહી હતી. આજ પણ છું! મારે માટેની તેમની લાગણીથી હું રાજી થઇ, પણ તે સાથે તો અપાર રોષ થતો હતો તે મારાથી ન સહેવાયો. હું બોલી, 'આ તમે શું કર્યું'! હવે નાહ્યા વિના તમારાથી બીજા કંઇને કેવી રીતે અડી શકાશે!'

એટલે તે બોલ્યા, 'સવારે નાહવું તો છે જ ને'

'પણ સવાર સુધીનું શું?' મારી પથારીને, અને મને અડયા પછી હવે તમે પલંગ પર વગર ન્હાયે કેમ સુઇ શકશો?' મારા પ્રશ્નમાં ખૂબ અકળામણ હતી

તે હસ્યા 'હું ય અહીં કામળ પર સુઇશ'

હું હસી પડી, મે કહ્યું, 'તમને શોખ થતો લાગે છે, ખરું? પણ એમ કંઇ સ્ત્રીઓના હક પર તરાપ નહિ મરાય, સમજ્યા!'

અને એમ બોલી હું ઊભી થઇ ગઇ. એ જોઇ તેમણે પૂછયું,

'તે તેં શુ કરવા ધાર્યું છે?'

'હું કરું તે જોયા કરો'

'ના, એમ નહિ. તું જરા અહીં પાસે બેસ તો ખરી.'

'ના.' મેં મક્કમતાથી કહ્યું

'પણ હવે અભડાઇ તો ગયો જ છુ. હવે વિશેષ અભડાવાપણું કયાં રહ્યું?'

'ભૂલ થઈ હોય તે કારણે તેને લંબાવવી એ દલીલ સારી નથી.' મેં જવાબ આપ્યો.

'જો, તું તો પંડિત પિતાની દીકરી, ને વળી પડે ય પંડિત. મને તારા જેવી દલીલ કરતાં નહિ આવડે. મારું કહ્યું માન ને સીધી સીધી અહીં આવ, મારે એ જાણવું છે કે આ બધું છે શું?,

'કોની વાત કરો છો?' મેં પૂછ્યું.

'શેની વાત! તું આટલી બધી દુઃખી શાથી થાય છે!'

'વિના કારણ તો નહિ થતી હોઉં ને?'

'તો તેનો ઉપાય કર!'

હું સહેજ ઉત્સુક બની. શું 'મારી વાત તેમણે માની લીધી?' વાત એમ હતી કે મેં આ પહેલાં બેચાર વાર તેમને બીજું લગ્ન કરવા કહેલું ને તે માટે મારી નાની જયાનું નામ પણ સૂચવેલું, પણ તે દરેક વખત તેમણે મને હસી કાઢેલી એટલે ઉપાય સંબંધીની તેમની સૂચના સાંભળતાં મારી એ વાત તેમને ગળે ઉતરી હોય એવો મને વિચાર આવ્યો એટલે મેં કહ્યું, 'તે તો મેં ક્યારનો સૂચવ્યો છે પણ તમે ક્યાં માનો છો!'

'હું ક્યાં ના પાડું છું? પણ જરા વિગતે વાત તો કર.' તે બોલ્યા.

'એમ કહેતા હો તો લો હું આ બેઠી.' એમ બોલી પથારી નજીક થોડે દૂર જમીન પર હું બેઠી.

તેમણે કહ્યું, 'ના, એમ નહિ. આવી વાત આટલે છેટેથી નહિ થાય, તું મારી પાસે બેસ, ને આપણે નિરાંતે આનો હવે કંઈ ઉકેલ કાઢીએ.'

'પાસે તો મારાથી નહિ બેસાય.' હું બોલી.

'તો રહ્યું' એમ બોલતાં તે કામળો પર આડા પડ્યા, ચુપચુપ હું થોડીવાર બેસી રહી. મારી ધીરજ ન રહી, હું બોલી 'શિદને આમ જીદ કરો છો? તમે જાણો છો કે એમ સ્ત્રીઓને તો આચારપતિત થવામાં જે દુઃખ થાય એવું બીજા કશાથી નહિ થાય, મને આવી દુઃખી કરીને તમારી પાસે બેસાડવી હોય તો બેસું.'

'ના. એમ દુઃખી થઈને કશું કરવાની જરૂર નથી. તો કહે હવે શું કરવું છે? તું કહે છે કે, મારાથી નાહ્યા વિના હવે પલંગને નહિ અડાય. તો હવે?'

'એવું હું કહું છું, પણ તમે મારી એક વાત માનશો.'

'ના.' તેમણે કહ્યું.

'તમને પગે પડું છું, ના નહિ પાડો.' મેં આર્દ્ર સ્વરે કહ્યું.

'પણ હું શેની ના પાડું છું તે તો તું જાણતી નથી.' તે હસવા મંડ્યા.

'જુઓ, તમે મને ચીડવો નહિ. વચન આપો કે, મારું કહ્યું માનશો.'

'આજ સુધી તો બધું જ માન્યું છે બાકી શું રહી ગયું છે કે વચન માગવાની જરૂર પડી?.

'કંઈ બાકી નથી રહ્યું.' હું બોલી 'માત્ર એક જ વાત બાકી રહી છે. તેટલી માત્ર કબૂલી લો, પછી દુનિયામાં મારા જેવું સુખી કોઈ નહિ!'

'એમ કે!' એમ બોલતાં હું કાંઈ પણ વિશેષ કરી શકું તે પહેલાં તો તેમણે તેમના બાહુ પ્રસારી મને ખેંચી લીધી. પ્રેમના એક પ્રચંડ આવેગમાં તેમણે મને તરબોળ કરી દીધી. આ અતિ મધુર છતાં મિશ્ર ભાવભર્યા સંવેદનમાંથી જાગી, તેમના બાહુથી મુક્ત થવાના પ્રયાસ કરતા હું બોલી, તમે તો સાવ નાસ્તિક છો આપણે બ્રાહ્મણો આપણી આચાર શુદ્ધિ ગુમાવીશું તો પછી સમાજનું શું થશે?'

'તેનું જે થવાનું હોય તે થાવ!' તે બોલ્યા. 'તને એમ લાગે છે કે, ધરતી પર આચારપંથિવ પાતકી આ તારો પતિ જ પહેલવહેલો પાક્યો છે?





અરે! આવાં તો કે કેટકેટલાં પાપોને આ ધરતી જીરવી ગઈ હશે, ને હજી ય તે એવીને એવી જ રાતીમાતી ફરે છે–એની તું શિદ ચિન્તા કરે છે! આપણે આપણી જાતની ચિન્તા કરીએ તો બસ.'

'ના, મારાથી એવા સ્વાર્થી નહિ થવાય, ને તમને થવા પણ નહિ દઉં. કહો, ત્યારે મારી વાત કબુલને!' તેમનાથી છૂટી પડતી હું બોલી.

'હવે ફરીથી જો એ વાત કરી તો ઓરડામાં હું કદી પગ મૂકીશ નહિ, સમજી!' તેમના અવાજમાં જેટલી મક્કમતા હતી, તેટલી જ સ્નિગ્ધતા પણ હતી.

મેં નિઃશ્વાસ નાખ્યો. 'તમે સમજતા નથી.' હું બોલી. 'આ બિચારાં કેટલાં ઝૂરે છે! એમને ઘરડે ઘડપણ આવું વેઠવાનું આવે. લોકોનાં ઘર ભર્યાં ભર્યાં જોઈને આપણું ઘરઆંગણું એ સૂનું જુએ તે એમને કેવું દુઃખ થતું હશે તે આપણે એમનાં બાળકો ન વિચારીએ તો કોણ વિચારશે?'

'આ પણ તારું જતું શરૂ.' તે હસી પડ્યા. 'જો રોજને રોજ એક વાતથી કોઈને ય થાક ચઢે, તો તું શું એમ માને છે કે હું એવી માટીનો ઘડાયો છું કે, મને તારી આ રોજની એકની એક વાતથી કંઈએ અકળામણ ન થતી હોય? બાને છોકરાં વિના સૂનું લાગતું હોય તો આપણા પુનિયા કાકાને ત્યાં બિચારા ભૂખે મરે છે. લઈ આવેને ત્યાંથી બેચાર ને રાખે ઘરમાં. ઘર ગાજતું થઈ જશે.

'જો જો, એવું આ આગળ કદી બોલશો જતા.' મેં હારીને કહ્યું. 'તમે નહીં જ માનવાના ત્યારે, ખરું ને! સારુ ત્યારે પધારો કહી આવું.' એમ બોલી મારી ટ્રંકમાંથી મેં બે સાલ્લા કાઢયા. તે જોતાં તેમણે કહ્યું.

'અરે, તારી તો આખી ટ્રંક અભડાઈ ગઈ હશે?

'કાલે ધોઈ નાખીશ એ બધાં કપડાં.'

'પણ એ સાલ્લા શા માટે કાઢયા?'

'કામળ પર પાથરવા.'

'શી જરૂર?'

'તમને ખૂંચે નહિ તે માટે.'

'એટલે એમ કે તારા કરતાં પણ હું તો વધુ નાજુક ખરું? તને ન ખૂંચે પણ મને ખૂંચે!'

'એમાં નાજુકતાનો સવાલ નથી. આ તો ટેવની વાત છે.' હું બોલી.

'તો મને ટેવ પાડવા દે.' તેમણે કહ્યું.

'એની કંઈ જરૂર નથી.'

'એવું કેમ કહેવાય! તપ તો નાનું કે મોટું–બધું જ પુણ્ય આપે. કોકે દહાડો ય એ ટેવ કામમાં આવશે.'

'ના, મારે એવો દહાડો તમારે માટે નથી કલ્પવો.' હું બોલી. શા માટે તમારે એવી શૈયા પર સૂવું પડે? પણ હવે તમારે સુવું છે કે નહિ! આપણે વાતો કરીએ છીએ ને બા જો જાગતાં હશે અને એ સાંભળશે તો તેમને કેવું લાગશે!'

'તે હું ક્યાં ના પાડું છું? વાતો તો તું કરે છે. હું તો મારે સૂતો જ છું. તુંય હવે સુઈ જા.' એમ બોલી પથારીના એક છેડે તે ખસ્યા.

મેં તેમને ઉઠાડી પથારી પર સાલ્લા પાથર્યા, અને તેમનો સખત વિરોધ છતાં, કામળથી દૂર, એક સાલ્લો પાથરી હું અલગ રીતે સૂતી. કઠોર ધરતીની એ પથારી મને તે દિવસે ફૂલફૂલી લાગી. મારા જીવનનો બધો અસંતોષ, બધો વિષાદ, બધી વેદના ગળી ગયાં.

જે ભગવાને મને આવું અપૂર્વ સૌભાગ્ય–સુખ અર્પ્યું તે ભગવાન મારા માટે જે કંઈ કરતો હશે એ બધું મારા હિતમાં જ હશે ને! એવી એક જીવન શ્રદ્ધા સાથે એક મોટા આશાવાદમાં ડુબી જતાં હું ઊંઘી ગઈ.

(ક્રમશઃ)

શ્રી મૈત્રેયીદેવી કૃત 'મંગપુ તે રવીન્દ્રનાથ'માંથી

અનુ૦ : રમણિક મેઘાણી

## તૃતીય પર્વ

૧૨મી સપ્ટેમ્બર ૧૯૩૯.—ત્રીજીવાર મંગપુ પહોંચ્યા. સુધાકાન્તબાબુનો પત્ર આવ્યો.—'ગુરુદેવ ૧૦ મી સપ્ટેમ્બરે મંગપુ પહોંચશે, કાર્યક્રમમાં ફેરફાર નહિ થાય તો.' પણ આ પહેલાં કાર્યક્રમ બે વાર બદલાઇ ગયો હતો. તેથી મને આશા હતી કે હવે તો એમાં ફેરફાર નહિ જ થાય. મંગપુથી શિલિગુરિ પાંત્રીસ માઇલ દૂર રહ્યું, અને મારગ પણ સાવ સીધો નહિ. એવી દુર્ગમ વાટ છતાં તેઓ તકલીફ વેઠી વારે વારે અમારે ત્યાં આવ્યા હતા, એ અમારાં ક્યા પુણ્યના બળે ! એની કંઇ ખબર નથી.

સવારે એક્સપ્રેસ આવી પહોંચતાં જ એમને માટે 'માંદાની ખુરશી' લઇ અમે પ્લેટફૉર્મ પર ઉભા રહ્યા. દૂરથી ધુમાડા કાઢતી કાઢતી ગાડી સર્પની જેમ વાંકી ચૂંકી થતી આવતી હતી. પણ્યેયે ડબ્બા અમે જ્યાં ઊભા હતા ત્યાંથી પસાર થઇ ગયા, જોયું તો એક ડબ્બામાંથી સુધાકાન્તબાબુ ડોકું બહાર કાઢી હાથ હલાવી રહ્યા છે. એમના મોં પરનો ભાવ પણ કંઇક ગંભીરતાસૂચક જણાતો હતો. ગાડી ઊભી રહી, ન રહી ત્યાં તો અમે ગુરુદેવ માટે શોધખોળ શરૂ કરી મૂકી— સુધાકાન્તબાબુએ ડબ્બામાંથી નીચે ઉતરતાં કહ્યું— 'એ નથી આવ્યા ! ના, રમુજ નથી કરતો, સાચે જ એ નથી આવ્યા.—કાલે ગજબનો વરસાદ પડ્યો હતો, આખો રસ્તો જળબંબાકાર થઇ ગયો હતો, ગાડીનું આવાગમન બંધ થવા જેવો દોર હતો. એ જ વખતે સાંભળ્યું કે છાપાઓમાં આ બાજુ પણ અતિશય આકરો વરસાદ થયાના અને મારગ ધોવાઇ ગયાના સમાચાર આવ્યા છે. આવી સ્થિતિમાં એમનું અહીં આવવું ઠીક ન કહેવાય, મારગ જ બંધ હોય તો—જો કે ગુરુદેવે તો વારંવાર કહ્યું હતું કે એવું કંઇ જ નહિ થયું હોય, એમ હોત તો તો તમે નક્કી ખબર આપ્યા જ હોત. એ કારણે ગુરુદેવે કહ્યું કે,—'સુધાકાન્ત તું જા, અને એ બિચારાઓને આ સુધી-બતની વાત કરજે. હું તો હવે સ્વાધીન નથી, જાણું છું કે આવું કંઇજ થયું નથી, પણ શું કરું !'

'આકાશ તરફ નિહાળી જુઓને, એ મેઘ-આચ્છાદિત જણાય છે ખરું ?' મેં સુધાકાન્તબાબુને પૂછ્યું.

'ના, એ તો નિર્મળ નીલાકાશ જણાય છે.'

'હવે નીચે ધરતી તરફ નીહાળી જુઓ, એ ધોવાઇ ગયેલી લાગે છે ?'

'ના, અહીં તો બધું કોરું ધાકોર જણાય છે.'

'બસ, તો હવે જલદીથી એક કાગળ ગુરુદેવને લખી આપો, એટલે હમણાં જ એને પોસ્ટ કરી આપણે પાછા વળીએ.'

ઘેર પાછા ફરી બે દિવસ સુધી વારંવાર અમે પ્રાર્થના કરી કે બીજું જે થવાનું હોય તે થજો પણ આ દરમિયાન વરસાદ ન વરસજો અને રસ્તો ન ધોવાજો. એ બે દિવસોમાં વર્ષાનું જરા જેટલું યે ચિન્હ જોતાં જ અમે ભયભીત થતા, કોણ જાણે છે કે મદદ્જનો જે ધોરે છે એને અનુસરીને જ બનાવો બનતા હોય છે.

ગાડી ઊભી રહેતાં જ જોયું તો આજુબાજુ બારી વાટે અરધેરા ડોકાઇ હાથ હલાવી રહ્યા છે. ડાક્તર બોલ્યા, 'આ વખતે કોઇ બીજો અગ્રદૂત લાગે છે.' જે હોય તે, એ દૂત તરફ વધુ ન જોતાં અમે ગાડીના ડબ્બા સાથે પ્લેટફૉર્મ પર આગળ વધ્યા, જોયું તો નિત્યની જેમ એક ફર્સ્ટક્લાસ કુપેમાં (પહેલા વર્ગના નાના ડબ્બામાં) ચારે બાજુ સરસામાન પાથરી ગુરુદેવ બેઠા છે.

અમે ડબ્બામાં પ્રવેશ્યા કે તુરત એ બોલ્યા, 'સૌ પહેલાં મારી ક્ષમા-પ્રાર્થના પતી જવા દો.' અમે પ્રણામ કરી કહ્યું, 'શું કહો છો એ સમજાતું નથી' અને અમે ચારે બાજુ પડેલા સામાન ભેગો કરવામાં પરોવાયા.

'જુઓ, મારો કંઇ જ દોષ નહોતો.' તેઓ ફરી બોલ્યા.

'તમારો તે વળી દોષ ? આ શું બોલો છો ! તમે જો જાણી જોઇને સો વાર કાર્યક્રમ બદલાવત





અને અમારે દોડાદોડી કરવી પડત ને નિગાથ થવું પડત તો પણ અમને જરાયે માઠું ન લાગત, ઉલટાની મઝા જ પડત. પરન્તુ જો કોઈ બીજું તમારા અહીં આવવામાં એક કલાકનું પણ મોડું કરે તો અમને તેના પર ગઝબનો રોષ ચડે.'

'કેવો મહા પક્ષપાત! આવું કરનારનો પક્ષપાત દુષ્ટ કહીએ તોયે ખોટું નહિ. હું વગર મફતનો એવો ગંડુ શા માટે બનું! ઉલટાનું મને તો એ બહુ ખરાબ લાગેલું. ગત્રે બરાબર ઊંઘ પણ નહોતી આવી. મને વારેવારે એવું લાગેલું કે મને નામનીયે સ્વતંત્રતા નથી, તમે સૌ આવી રાત આખી બેઠા રહ્યા હશો ને પછી નિરાશ થશો. મેં વારંવાર કહ્યું કે એવું કંઇક અણધાર્યું બને તો એ લોકો ખબર ન આપે? પણ આ વાતનો જવાબ તો એમની પાસે તૈયાર જ હતો કે માત્ર રસ્તો જ ધોવાયો છે એમ નથી. કદાચ રેલ્વે લાઈન આખી ધોવાઈ ગઇ હોય, અને તારના થાંભલા પણ કદાચ તૂટી પડયા હોય, ને કદાચ મંબપુ આખું ઊડીને સ્વર્ગના કોક ખૂણામાં જઇ ભરાયું હોય, આ બધા કદાચનો કંઇ જવાબ નહોતો. બધું જ—'કદાય નહિ' પણ થોડુંક હોઇ શકે એ સાંભળે જ કોણ!'

બધો સરસામાન ચાર મોટરમાં લાદવામા આવ્યો. અમારી મોટર વચ્ચે ચાલતી હતી ગાડી ચકાવો લેતી મગપુ પહાડ પર ચડતી હતી. જે મોટી ગાડીમા અમે હતા તે જરાક બાજુ ઢળી, ને મેં ડ્રાઇવરને કહ્યું કે ગાડી ઊભી રાખ, અમે નાની ગાડીમાં જઇશું એણે કહ્યું કે કંઇ વાંધો નહિ આવે, ધીમે ધીમે ઉપર જતાં આવું થાય જ. મેં કહ્યું, ભલે એમ હોય, પણ અમારે બીજી નાની ગાડીમાં જ જવું છે. એ પહેલા થોડા જ દિવસ પર એક ભયંકર મોટર અકસ્માત થઇ ગયેલો. ત્યારથી અમે ડરતા રહેતા. વળી ગુરુદેવને લઇને જતા હતા એ પણ કંઇ નાનીસુની જવાબદારી નહોતી. આ દરમિયાન બીજી બધી ગાડીઓ આવીને અટકીને ઊભી હતી. એ સૌ આવીને 'શું થયું! શું થયું!' પૂછવા લાગ્યા.

'અમે બીજી નાની ગાડીમાં જઇશું.' મેં કહ્યું.

અત્યાર સુધી મૂંગા રહેલા ગુરુદેવ હવે બોલી ઉઠયા. 'શા માટે? હું તો બીજી ગાડીમાં નથી જવાનો. શા માટે એનું કહેવું સાંભળો છો? આવી અકારણ બીક! બીકણ નહિ તો. પહેલા પોતે જ કહેવું કે ધીરે ચલાવજે, અને હવે એમ ચલાવતાં ગાડી જરાક એક બાજુ નમી કે મંડયા બીવા.'

'ભલેને એમ જ માનો, પરંતુ બીજી નાની ગાડીમાં જવામાં કંઇ નુકશાન તો નથી ને!'

'નુકશાન! નુકશાની ઘણી છે. કદાચ તમને નહી હોય, પણ બિચારા ડ્રાઇવેરને ભારે અન્યાય થશે. એનો તો કંઈ દોષ નથી. આપણે કંઇ પણ કારણ વિના એની ગાડીમાથી ઊતરી જઇએ એમાં એને અપમાન ન લાગે!'

'એ મનમા કંઇ જ નહિ લાવે.' મેં કહ્યું,

'એને માઠું લાગશેજ, એને નક્કી ખૂબજ દુઃખ થશે. પણ એ બિચારો નિરૂપાય હોઇ તે બધું મૂંગો મૂંગો સહી લેશે.'

અમારે મકાને પહોંચી વરંડામાં પગ મૂકતાં જ ગુરુદેવે કહ્યું 'સુધાકાન્ત, ઘેર પાછા ફરીએ ત્યારે ત્યાં સૌને કહેજે કે કોણ જાણે કેવા માણસને ત્યા ગયા હતા, રસ્તામાં મોટર ઊંધી વળુ વળુ થતી હતી ત્યારે પણ અમારા અભિભાવિકા બાઇએ 'અર્ધંમ ત્યજતિ પંડિતઃ' એ શાસ્ત્ર વાકયને અનુસરી એક કુદકે બહાર કુદી જઇ પોતાનાં પ્રાણ બચાવ્યા, અને અમને...........'

ત્યારે બપોરનો તડકો સામેના પહાડ ઉપર પ્રખર થયો હતો. તેઓ વરંડામાં ખુરશી જરા આગળ ખેંચીને બેઠા. સામે ગાઢ જંગલને આવરતી લાલિમા હતી તેઓ મધુરે હાસ્ય હસતા બોલ્યા 'શું વિચારે છે'ઓ સીમન્તિની! આવવાનું તો થયું જ—કેટલામી વાર આવ્યો કહે.'

સુધાકાન્ત બાજુ એક આંટો મારી તેમના ઉતારા



તરફ ચાલ્યા ગયા હતા. ખાવા-પીવાનું પતાવી થાકેલા નોકરો અને બીજા બધાંય આરામ કરતા હતા, ત્યારે હું જઇને એમના લેખન-ગૃહમાં ઊભી રહી. ગુરુદેવ આરામ ખુરશી પર બેઠા હતા. એમના પગ ઉપર ચાદર જેમ ઓઢાડી ગઈ હતી તેમ જ હજુયે પડી હતી એમના બન્ને હાથ એવાને એવા જોડેલા જ હતા. કાચ વાટે અંદર આવતો પ્રકાશ એમના રેશમ શા શ્વેત વાળ ઉપર વધુ ઉજ્જવળ થઈ ઊઠતો હતો. ગુરુદેવ સહેજ બીડાયેલા નેત્રે નીચે ધરતી તરફ જોઇ રહ્યા હતા. ચાદર નીચે ઢંકાયેલા પગ જરા જરા હાલતા હતા, તે સિવાય બીજું બધું એકદમ સ્તબ્ધ હતું એક ગહન નીરવતા જાણે એમની ચારે બાજુ વીંટાઇ એમને દૂર લઇ ગઇ હતી, થોડી વાર પહેલાં જે માનવી અમારી સાથે સાથે આટલી વાતો ને રમૂજ કૌતુક કરતો હતો, તદ્દન અજાણ્યા ને નગણ્ય એવા એક ટેકસી ડ્રાઈવરના માન અપમાનનાં વિચારે અકળાઇ ઊઠતો હતો, એ માણસ જ જાણે તેઓ નથી. દૂર આકાશના કોક ખૂણે કો' મેઘાવૃત તુષાર-પર્વત જેવી અચળ ને અડગ એમની મૂર્તિ મારા સમસ્ત શરીર ને મનમાં એક અભૂતપૂર્વ નવિન અહોભાવ આપી ગઈ. હૃદય ઓગળીને કોણ જાણે કેમ આંખોમાં આંસુ આવ્યા, મનમાં થયું કોણ છે તેઓ, અમારે ઘેર આવ્યા છે, તેઓ શું અમારા એટલા બધા નિકટનાં સ્વજન છે? થોડીવાર પહેલાં હું આમને જ શું પરાણે પરાણે જમાડતી હતી? અને ઊંઘી જવા માટે આગ્રહ કરતી હતી? આટલી બધી વાતો કરી તે શું આમની સાથે જ? બિન્દુમાત્ર અત્યુક્તિ કર્યા વિના કહી શકાય કે હા, આ તેઓ જ છે-તેમ છતા એ વખતે તેમની સાથે કંઇજ વાતો થઇ ન શકી. શા માટે ન થઇ શકી તે જાણતી નથી છતા એટલું પણ જાણું છું કે એજ વખતે મેં સામાન્ય વાત પણ કાઢી હોત તો એનો ઉત્તર નક્કી મળત, અને તેઓ ફરીને એક જ પળમાં અમારી વચ્ચે આવી જાત, પણ તેમ છતાંયે હું કંઇ બોલી ન શકી. ઘણીવાર આવું બન્યું છે કે એમની પાસે મૂંગે મૂંગી બેઠી રહી હોઉં અને એકાએક મનમાં એક અજબ અનુભવ થવા લાગતો. એ ભક્તિ નહોતી, પ્રેમ નહોતો, એ કંઇક બીજુંજ હતું. આપણે સામાન્ય સાધારણ માનવી હોઇને કદાચ તેથી જ પ્રબળતમ પ્રતિભા પાસે આવો અનુભવ અનુભવીએ છીએ.

એમને એમ કયાં સુધી ઉભી રહી હઇશ તેનો ખ્યાલ ન રહ્યો. ઓચિંતા ઝબકીને જાગતા હોય તેમ એમણે મારી સામે જોયું-" કયારે આવ્યા છો તમે! આવો, સામે આવીને બેસો પેલી ખુરશી જરા નજીક ખેંચીને. આટલા ગંભીર થઇને શું વિચારી રહ્યાં છો?"

—"વિચારૂં છું કે કઈ રીતે એ સંભવિત બન્યું કે અમને દુઃખ થયું છે, ને અમે નિરાશ થવા છીએ એ વિચારે તમને આખી રાત ઊંઘ ન આવી. કયાંકનો એક ટેકસી ડ્રાયવર, એને દુઃખ લાગશે એવુ ધારી તમે આફત હોવા છતાં એની ગાડીમાંથી બીજી ગાડીમા પસંદ ન કરો? તમે શું એટલા બધા અમારા છો? એવું તો નથી લાગતું. તમે જ્યારે ચુપચાપ બેઠા હતા, ત્યારે હું અજબ થતી વિચારતી હતી કે તમારા અંતરમાં અમારે માટે કોઇ સ્થાન સંભવિત છે કે નહિ તમે અમારા કોઇ હો એવું તો લાગતું નથી." મેં કહ્યું.

થોડીવાર એ એકદમ મૌન રહ્યા, તે પછી ધીરે ધીરે બોલ્યા— "જો એમ પૂછતી હો તો ખરું જ કહીશ કે હું તમારો કોઇજ નથી. જેને તમે 'ચાહવું' કહો છો એ રીતે મેં કદી કોઇને ચાહ્યા નથી. હું તો બૃહદ સંસાર વસ્યો છું. પ્રિયજનોનો કંઈ સુમાર નહોતો અને આજે તો આત્મીયસ્વજનો સિવાય તમે કે જેઓ પરાયા છો તેઓ જ મારા વધુ અંગત સ્વજનો બની ગયા છો. છતાં એ વાત ખરી છે કે બંધુ-બાંધવ, સંસાર, સ્ત્રી-પુત્ર કોઈ કરતાં કોઈની ખાસ વળગણ મેં રાખી નથી. અંદરો અંદર એક સ્થળે હું નિર્મમ રહ્યો છું, અને તેથી જ આજે જ્યાં આવ્યો છું ત્યાં આવવું મારે માટે સંભવિત થયું છે, એ સંભવિત ન થાત, જો મેં વળગણું રાખી હોત તો. અને તો મારૂં બધું એળે જાત. તો





હું બહુ વહેલો જ ભાંગીને ધૂળમાં મળ્યો હોત. કોઇ જ બંધન મારે માટે સાંકળ બની મને બાંધી રાખી શક્યું નથી. હું સદાયે મનોમન ઉદાસી રહ્યો છું. નાનપણથી નહિ પણ શૈશવથી જ. બપોર વેળા જ્યારે એકલો એકલો અગાશીમાં બેઠો રહેતો, બપોરનો ધોમ ધખતો ને રસ્તા પરથી ફેરીયાઓના સાદ સંભળાતા અને વચ્ચે વચ્ચે ઉડતી સમડીઓ મારા મનને ક્યાંક દૂર ખેંચી જતી નિર્જન બપોર વેળાનો સમડીનો ધ્રુજારાટ એમાં જાણે સુદૂરનો સાદ હતો. હું એકલો એકલો ત્રીજા માળના ઓરડે ઓરડામાં ભમતો ફરતો. ત્યારથી જ હું મનોમન ઉદાસી રહેવા લાગ્યો છું. સદાયે હું સંસારના અનન્તઅવિધ કાર્યમાં રહ્યો છું પરંતુ મારૂં મન, નૌકા જેમ બે કાંઠાના બંધન વચ્ચે મારગ કરતી વહી જાય છે. તેમ વહેતું જ રહ્યું છે. ઘાટનું બંધન મારે માટે નથી. જો એમ હોત, જો સંસારનાં નાનાં મોટાં અસંખ્ય બંધનોમાં મારી જાતને મેં ફસાવા દીધી હોત તો મારૂં સમસ્ત એળે જાત. પણ મારો ભાગ્યદેવતા એમ થવા નહિ દે. તો તો બધું વ્યર્થ થાત. એથી જ એક દિવસ લખ્યું હતું કે—ચ્યામો ચંચલ હે આમી સુદુરેર પીયાસી—પણ એ માત્ર કવિત્વની જ વાત નથી. લોકો માને છે કે આ તો કવિનો એક Mood માત્ર છે, પણ એ બરાબર નથી. એ મારા જીવનનું એક ઊંડું સત્ય છે કે હું સદાયે સુદૂરનો પિયાસી, રહ્યો છું."

x x x

સુધાકાન્તબાબુ કહેતા હતા કે હમણાં ગુરુદેવ એક કવિરાજની દવા લે છે. કંઇક ટોનીક લેવાની જરૂર છે, એટલે 'વિનકાર્નિસ' લાવી આપ્યું હતું. પણ એ નથી લેતા. એ બધી સ્ટેન્ડર્ડાઇઝ બનાવટ તો નથી—કોણ જાણે કેવીયે હશે! દવા તો સદાય લેવાની હોય છે, જાહેરાત જોઇને અથવા કોઇની ભલામણથી;—પણ હવે આ ઉમ્મરે શરીર ઉપર ચાલે! તદુપરાંત હવે તો વાર્ધક્યની ઝૂંઝતા, દવાથી શું થશે!—મંગપુ આવીને વળને જ દિવસે એમણે પેલી દવા કાઢી.

'આથી મને બહુ લાભ થશે. એક અનુભવીએ મને કહ્યું છે. તમે સૌ આની વિરુદ્ધ છો તે જાણું છું, છતાં મને ખબર છે કે આ બહુ સારી દવા છે.' ગુરુદેવે કહ્યું.

'કદાચ હશે, પણ એમાં શું શું છે તે આપણે જાણતા નથી, તેથી તેમાં કંઇ લખેલું પણ હોતું નથી. આ કરતાં તો ડાક્તરે કહી છે એ દવા મંગાવી લઇએ.' મેં કહ્યું.

'તમારી પાસેથી આવાજ જવાબની આશા ગણી હતી. ગુલામી મનોવૃત્તિ આને જ કહે છે. પેલી દવા સાહેબો દ્વારા અને વિલાયતમાં બનેલી એટલે એ ખરાબ હોઇ જ ન શકે, અને આ દવા આ અભાગી દેશમાં તૈયાર થઇ છે એટલે એ ખરાબ ન હોય તેમ બને જ નહિ જોઇએ' આ વિષે જાણે છે તેઓ તો સારી કહે છે, જ્યારે તમે આ વિષે કંઇ જ જાણતા નથી, આ વિષે તમને કંઇ ધારણા પણ નથી છતાં તમે કંઇ પણ કિવા વિના અભિપ્રાય આપી શકે છો, કારણકે એ આપણે ત્યાંની બનાવટ '

'પણ સુધાકાન્તબાબુ કહેતા હતા કે રસોઇ પણ...' મેં કહ્યું.

—'જાણું છું એ પણ ના પાડે છે તે જાણું છું, પણ શા માટે? તમારા રસોઇ શું કવિરાજ છે! જાઉં છું, હમણાં જ સુધાકાન્તને લખીશ કે અનુમતિ આપ, આજ્ઞા આપ, નહિ તો નહિ ચાલે. એક બહુ સારી અભિભાવક મળી છે મને તે–' ગુરુદેવે કહ્યું.

—'વારૂ, તો લોને. તમે જ બહુ સારી દવા છે એમ કહો છો તો પછી વાંધો શું છે!' મેં કહ્યું

'એ શું છે એ, બે પ્યાલામાં હાથે છે શા માટે! અને તારે વળી શા માટે એ લેવું જોઇએ! હું આફતમાં ફસાયો છું. વારૂ આલુ, આને શું કહેવાય!'

—'કેમ, જો સારૂં ટોનીક છે, હું લઇશ તો મને યે ફાયદો થશે બળ મળશે.'

'...વધુ બળની તારે જરૂર નથી. જે છે એજ

વધુ પડતું છે. તમે તો છો શક્તિરૂપિણી. એટલે જ તો કવિએ લખ્યું છે કે–આટલું બળ છતાં મા શાને તું અબળા!'

વળતે દિવસે ભોજન ટાણે ફરી દવા કાઢી એમણે પૂછ્યું, 'કેમ આજે પણ તું દવા લેવાની છો કે શું? કાલની દવાનું પરિણામ શું આવ્યું?'

'એક દિ'માં ઓછી ખબર પડે? જો સારી દવા છે તો નક્કી ફાયદો કરશે જ.'

'પણ આજે સવારે તું મોડી આવી હતી. તને ઠીક નહોતું કે શું?' ગુરુદેવે પૂછ્યું.

–એ તો બીજા કારણે સારું ટોનીક લેવાથી કદી શરીર ખરાબ થાય ખરું?' મેં સામો પ્રશ્ન કર્યો.

'ના, ના, તને એ નહિ ફાવે. આલુ, આ જો ને કેવી મુશીબતમાં ફસાયો છું. આને જ સહમરણેચ્છા કહે છે કે શું?'

'સહમરણેચ્છા શા માટે. ચીજ સારી છે, તો તો આને જીવનેચ્છા જ કહેવી જોઈએ.'

આલુમાજીએ કહ્યું–' વારુ, તો તો આજે હું પણ એ લઈ જોઉં'—'

'તું રહેવા દે આલુ, તારી સાથે સહમરણ ઈચ્છે છે કોણ! જો કન્યા તું એકલી હોત તો મને ખાસ કાંઈ વાંધો નહોતો પણ તમે તો છો અઢી જણ, તમારા ઉપર પ્રયોગ ન કરી શકાય.' ગુરુદેવ બોલ્યા.

'ઓહ, એતો બેશક, અમૂલ્ય છે અમારું જીવન! અને તમે તો માત્ર એક જ જણ છો એટલે તમારી પર પ્રયોગ અનાયાસે કરી શકાય ખરું ને? ખેર, અન્ય દેઢ જણની ચિન્તા ન કરશો, સંસારમાં કોઈ જ indispensable નથી!' મેં કહ્યું.

'એ તો જાણું જ છું અને એ સિવાય અહીં અમે પાંચ જણા છીએ પણ શું કામના! જો તમને કંઈક થઈ જાય તો અમે બધા મળીને દાક્તર માટે કંઈ ગોઠવણ નહીં કરીએ શું? એની બધી ગોઠવણ થઈ રહેશે, એ વિશે તું–તમે નચિંત રહેજો શું કહે છે આલુ, નહિ તો અહીં અમે આવીશું કઈ રીતે? કોણ અમારી સાર–સંભાળ લેશે–હવે રહેવા દે રહેવા દે, વધુ રડતી નહિ, મારે દવાની જરૂર નથી–ચાતુરી ઠીક ઠીક ભેગી કરી છે બાપાપની દિકરી ભલે રહી પણ છો પાકી મુત્સદ્દી!'

× × ×

'કાલ માશી આવે છે.'

'આવે છે? ત્યારે તો બચ્યા.'

'કેમ, માશી વિના તમને શું અગવડ થાય છે?'

'થાય જ છે. ઘણી ઘણી અગવડ. ગૃહની ગૃહિણી, અર્થાત્ જેના વિના ગૃહનો કંઈ અર્થ જ નથી એ જ્યારે ઘરકામને ભૂલી, અતિથિસત્કાર ભૂલી સવારથી સાંજ સુધી કાગળો લખવામાં જ પરોવાયેલી રહે ત્યારે આ અભાગીની શી દશા થાય? બાપ રે, કેટલા કાગળ, કાગળ નહિ પણ મહાકાવ્ય. અને તેમ છતાં અમને તો કદી ચાર આંગળથી મોટો કાગળ લખ્યો જ નથી. વારુ આજ સવારથી શું કરતા હતા? કાગળ જે મુખ્ય કારણ મહત્ત્વનું કારણ છે એ તો હમણાં થોડીવાર પછી જ આવીને હાજર થશે, એટલે કાગળ તો ન જ હોય!'

'ના કાગળ નહોતી લખતી.'

'કાગળ નહોતી લખતી તો શું કરતી હતી? ઓ સમજ્યો સમજ્યો, તારી પેલી ડાયરી, વારુ, લઈ આવ, જોઉં શું લખ્યું છે! કેમ? મુંગીમુંગી ઊભી કેમ રહી? લાવતી નથી, એવું તે શું લખ્યું છે જે મને એ દેખાડવા માંગતી નથી?'

'એવું નથી, એમાં કંઈજ છૂપાવવા જેવું નથી પણ—'

'દેખાડતાં શરમાય છે, એ જ ને? એ બધી ખોટી શરમ છે. જા લઈ આવ, જોઉં શું લખ્યું છે ગુરુદેવે કહ્યું.'

'તમે કમારેય ડાયરી લખી છે ખરી?' મેં પૂછ્યું.





'ક્યારેય નહિ—એ લખવાની હિંમત જ મારામા
ષી વળી વહી જનારને વહી જવા દેવું' જ વ્યાજબી
ાગે છે, દિવસોને ઓછા રોકી શકાય છે!'
ેમણે કહ્યું

'પણ ઘણા સમય પછી આ દિવસો જ્યારે
વનની ધુંધળી સ્મૃતિ માત્ર બનશે ત્યારે એમાં ફરીને
ભવાનું તો ગ । અનુભવો વાટે જ શક્ય બનશે ને.'
ઉત્તર વાળ્યો.

'જો, મેં કદીયે એ માટે પ્રયત્ન નથી કર્યો, હું
ા સદૈવ વહેતો જ ચાલ્યો છું. જે પથે આવ્યો છું
નું ફરી પુનરાવર્તન કરવાનું મન થયુ નથી, અને
ઉપરાંત ડાયરી લખવા જતાં તેમાં એટલું મે ઘણું
ખવુ પડે છે કે જે સૌના ઉપયોગનું નથી હોતું.
ેમાં ફક્ત મારી જ વાત હોય છે, પરતુ જે પળે
મે લખો છો, તે પળ તમારા હાથમાથી ચાલી
ાય છે. કઇ રીતે એ જાણી શકાય કે કાલે જ મે ત
ાવીને ઊભું નહિ રહે અને જે વાત કોઇને યે જણા
વી નહોતી તે જ વાત અનેક અવાંછિત લોકોના
હાથમા જઇ નહિ પડે! ખેર, એ બધી નકામી વાત
જવા દે, આજ આખી સવાર શુ લખ્યું તે લઇ
આવ એટલે જોઇ તો ખરો હુ તો નક્કી કોઇ અવાં-
છિત માણસ નથી જ' અને ધીરે ધીરે એ ગાવા
લાગ્યા—

"तोमार गोपन कथाहि सखि रेखोना मने,
थोमार गोपन कथहि आमि काने मा शुनियो गो,
शुनियो प्राणे। श्रवणे जदे आंधार यामिनी
जबे नीरव मेदिनी, जबे सुप्तिमगन बिहग गीत
कुसुम कानने तोमाद गोपन कथाहि—"

'તો પછી જરા વધુ રાહ જુઓ, પહેલા
રજનીનો અંધાર થવા દો. તે પછી મારી ડાયરી
તમારા ઓરડામાં મૂકી દઇશ. દિવસના પ્રકાશમા તે
ગોપન કથા કહેવાય '

× × ×

કમલ



# નિર્વાસિત જનની કહાણી

લેખક નોર્મન કઝીન્સ. સટર્ડે રીવ્યુ ઓફ લીટરેચર ન્યુયોર્ક.        અનુ રવિશંકર મ. રાવલ

(નિર્વાસિત માનવીઓનો પ્રશ્ન જગતભરમાં ઉભો થયો છે. પૂર્વ કે પશ્ચિમના પ્રદેશોમાં એટલાં બધાં નિરાધાર મનુષ્યો છે કે જેમનાં કુટુંબ, મિલ્કત, પીડબગ, રાષ્ટ્ર કશું જ બાકી રહ્યું નથી. આટલા મોટા પ્રમાણમાં માણસજાતને દુઃખ પડવાનો દાખલો અગાઉના ઇતિહાસમાં નહિ જડે. અહીં જે હૃદયદ્રાવક કહાણી આપી છે તે જર્મનીની નિર્વાસિતોની છાવણીમાં ગયેલા આ લેખક અને એક પોલીશ ડાક્ટરની વાતચિતનો ઉતારો છે. એ ડાક્ટર જર્મનીના કારાગાર કેંદ્રમાં તેના કુટુંબ સાથે કેદી બન્યો હતો. એના અંગત અનુભવો બીજા સેંકડો હજારોનાં દુઃખ પૈકી એક જ નમુનો છે અને તેમાંથી જગત આગળ આવી પડેલી નવી ગોઠવણ અને ચિંતાના પ્રશ્નને તીવ્રપણે વાસ્તવિક ઠરાવે છે.)

---

ડૉ. લોમારક પોલંડનો વતની આજે તેના કુટુંબનાં પાંચ જણ પૈકી એકલો જ જીવી રહ્યો છે એનાં ત્રણ છોકરાં પૈકી બે દિકરીઓ કારાગાર કેંદ્રમાં જ મૃત્યુ શરણ થઇ હતી. એકને ક્ષય થયો, બીજીને નિરાશા. તેની પત્નિ અને પુત્રને માજડાનીકની આસની ભઠ્ઠીમાં ખતમ કરવામાં આવ્યાં હતાં.

ડૉ. લોમારક મને બહુ બારીકાઈથી તાકીને જોઇ રહ્યો હતો એમ મને લાગ્યું.

'ઠીક ભાઇ ઠીક' તેણે કહ્યું 'પૂછવું હોય તે પુછો. સૌ પૂછ્યાં કરે છે. તમારે એટલું જ જાણવું છે ને કે મારા ઘરનાં સૌ મરી ગયાં છતાં હું કેમ જીવી રહ્યો છું. અહીં બધા છીએ તેમને એનો એ પ્રશ્ન એટલી બધી વાર પૂછવામાં આવ્યો છે કે જાણે અમે જીવ્યા એ ગુનો થયો છે એમ અમને લાગવા માંડ્યું છે. ખરેખર એમ તો નહિં પણ ગુનેગારીની છાયા અમારા પર પડી છે. બરોબર એમ જ જીવતા રહ્યા માટે જ એમ બન્યું છે. અમને પણ લાગે છે કે અમે જીવતા રહ્યા તે બદલ દરગુજર કરવા વિનંતી કરીએ.'

'કોઇ ભયંકર આફત આવતી નથી ત્યાં સુધી પોતાની જાતની કોઇને ખરી ખબર જ હોતી નથી. તમને અને તમારા કુટુંબને ઉઠાવી જનારાને આવતા તમે જોઇ શકો છો અને તેઓ આવીને તમને ઠાર કરવાનાં છે એ વખતે ભયથી તમે મગજ ગુમાવી બેસો છો. તમે તમારા કુંટુબને બચાવવા ગમે તેટલું કરશો કારણ કે તમારા વહાલાં છે. એમાં કહેવાપણું શું હોય? પણ ગમે તે કહો તમે ન્હાસવાની બારી શોધવા લાગશો વધારે કીમતી માનતા હશો તેવી વસ્તુઓને પણ ફંગોળી દેશો. બધું પતી ગયા પછી તમને લાગશે તે તમે તો જીવી રહ્યા છો અને બીજાં ખતમ થઇ ગયાં છે. એ વખતે તમારૂં મગજ કામ નહિં કરે. જીવવાની જરૂર રહી નહિં છતાં શરીર માત્ર જીવવા તરફડાટ કરશે.'

'હું આ જાણું છું કારણ કે મારા પર એ વીતી ગયું છે.'

'તમારા મોં પરથી લાગે છે.' તેણે કહ્યું 'મારી વાત તમને મંજુર નથી. તમે તે પર ધિક્કાર બતાવો છો. મને અમને પણ ધિક્કારો છો. ભાઇ ખાત્રીથી માનો કે હું અને મારા જેવા બીજા તમારા મિત્રો અને વહાલાંઓથી જુદા પ્રકારના માણસો નથી, અને હું ઇશ્વર પાસે માગું છું કે મારી વાત સાબીત કરી બતાવવા તમારા પર કે કોઇ પર એવો પ્રસંગ ન વીતાડે.'

'તમારી સમજણ એવી છે કે સ્વમાન, દીલ્લગી, અંહતા ઠેઠ સુધી ટકી રહે છે. આરંભમાં તમે ખરા લાગશો. કારાગાર કેંદ્રમાં શરૂના થોડા મહિના સુધી તો તમે ઉંચા કઠણ બુટની લાતો, સખ્ત ધક્કા અને પાટુઓ ખમી શકશો. તમને કચરા જેવો ખોરાક આપે તેથી પણ તમે નમતું નહિં આપો. પણ દિવસો પર દિવસો એ ચાલ્યાં જ કરે. લાકડાનો ગચ્ચો ઘાસતો જાય એમ તમારી પર ઘસારો લાગે. તમારી માનમરતબો, સ્વાભિમાન બધાંના છોડાં ઉડી જાય એટલે સુધી કે તમે એમજ માનો કે એ લોકો ઠીક કહે છે કે તમે કોઇ અશુધ્ધ જાનવર છો અને માત્ર જીવતા રહેવા માટે ચીસો કે રાડો દીધા કરો છો.'





'વરસ બે વરસ એમ જાય અને તમને ઉંદરડા કરતા 'એ જીવન સરલું બની ગયું લાગે કારણ કે ઉંદરો 'તો એમની જાતીમાં જઇને રહી શકે છે. પણ તમારે શું ? તમારાં પોતાનાં બાળકો મરી ગયાં, બીજાંનાં પણ કેટલાંએ મરી ગયાં 'અને ક્યારે ક્યારે મરી ગયાં તે પણ યાદ રહે નહિં. એટલે કે તમે આદમી મટી ગયા હો. બાકી શું રહ્યું ? અરે એ યાદ પણ લાવવું કઠણ છે. એટલું યાદ છે એક જાનવરની વૃત્તિથી તમે જીવી રહ્યો હો, એક એક દિવસ વટાવતા હો અને કરવાનું શું ? જુઠું બોલવું, ચોરવું, લલચાવું મિત્રોને વટાવવા

એમ કરતાં તમને ખબર પડે કે એ લોકો તમને અને તમારા કુટુંબ ખતમ કરવા ધારે છે ત્યારે હવે બધાનો અંત આવશે એવો તમને સમજ પડે છે. એ વખતે તમે તો એવું જ ધારો કે 'અંત લાવવા માટે ... પાડ' અમે માન્યો. પણ નહિં. તમે શકાગડ, ... રોળ, પેટ ઘસડી વગેરે કરી છટકી જવા યુકિત અજમાવો છો. અને કુટુંબ એમ કરી નહિં શકે એવી ખબર છે. છતા ઘણીવાર મારા મનમાં થાય છે આટલું હલકટ અને નીચ વર્તન કરનાર કોણ હતું ! શું હું એ હતો. ઇશ્વર બનાવેલો તે માણુસ હતો કે માણુસે ફરી ઘડેલો માણુસ તે હતો ?'

'ડૉ. શોમારક' મેં જરા સંક્ષોભથી પૂછયું મારો પૂછવાનો કંઇક અધિકાર નથી. પણ તમારી વાતથી મારા પર ઘણી ઉંડી અસર થઇ છે તેથી જાણવાની ઈંતેજારી થાય છે માટે પૂછું છું કે હવે તમે વર્ષોના આઘાતમાંથી મુક્ત થઈ શકયા છો કે નહિ ? જીવન વિષે તમારી પહેલાંની ભાવના અને મૂલ્યો હાથ કરી શકયા છો કે નહિ ? તમારા જ શબ્દોમાં કહું 'એ માણુસે બનાવેલા માણુસને મીટાવી શકયા છો ખરા ? તેણે સ્મિત કરી કહ્યું 'તમે એમ કહેવા માગો છો કે ડૉ. શોમારક બે વ્યકિતઓ હતી અને તેમાંથી હું અત્યારે કોણ છું ? એ કે પણ નહિં. કદાચ અત્યારે શોમારક નામની ત્રીજી વ્યકિત જ હોય. આ ત્રીજો ડૉ. શોમારકમાં પહેલાંનો થોડો ભાગ અને બીજાનો થોડો ભાગ હોય, પણ વધુ ભાગ તો તદ્દન કંઇ નવીન જ છે.

મારા કહેવાની મતલબ એ છે કે જીંદગી નવેસરથી શરૂ થાય છે અને ગઇ જીંદગી પાછી આવતી નથી, આત્મા પર પડેલા ઉંડામાં ઉંડા જખમો કોઇ ને કોઇ રીતે મૂંઝાઇ જાય છે. ધીરે ધીરે નવી સમસ્યાઓ નવી તકો એક નવી દુનિયા સરજે છે અને લાંબા કાળની જૂની વિકરાળ યાતનાઓ માત્ર સ્મૃતિ બની રહે છે. પણ તમે શું કરો છો તે જ વિચારવાનું છે. તમારા પર કોઇની સંભાળ લેવાની જવાબદારીઓ છે એ લોકો તમારા પર વિશ્વાસ રાખે, તમારાં ઓશીયાળાં રહે; ત્યારે કોઈપણ માણસ ફરીવાર સ્વમાન પૂર્વક ઉભો થાય છે અને કામે લાગે છે. જીંદગી ફરી બાંધવી સહેલું કામ નથી તોય થોડી થોડી ઈંટોનો થર રોજ ચડાવતા જઈએ અને ઘર બંધાઈ જાય એમ માણુસ પણ પોતાને નવો અવતાર પામે છે.

"હવે એક પત્નિ પરણ્યો છું" બે વર્ષ પહેલાં અમે બાડન્યુ ડીમમાં મળતાં. તેનો આગલો પતિ કારાગાર કેંદ્રમાં હતો. લડાઇના અંત પહેલાંના બે મહીને તે ગુજરી ગયો. અમારે એક બાળકી છે. આવતા માસમાં તેનો પહેલો જન્મદિન આવશે તે વખતે અમે એક મીજબાની કરીશું. મારી પત્નિએ મિઠાઇની ગોઠવણુ કરી છે. પડોશના થોડા છોકરાંને બોલાવીશું. એમ જીવન ચારે તરફ ગુંજે છે ત્યારે ભૂતકાળ ભુલવાનું સરળ બને છે.

હું ડૉકટર છું એ પણ મારી એક નસીબદારી માનુ છું. તમેજ કહો કે જગતમાં આપણી કોઇને જરૂર છે એવું લાગે તો કોઇપણ રાજી થાય. ભાઈસાહેબ મને મદદ કરો, સલાહ આપો—એવું પૂછતા લોકો આવે તેવી ઇચ્છા સહજ થાય. અહીં ઘણા લોકો તો એવા છે કે તેમને માટે મહત્ત્વ માગે એવું કામ જ નથી, અને તેમને કુટુંબનાં માણસો પણ નથી કે જેમને તેઓ પોતાનાં માને અથવા તેમને લાગણી ઉપજાવે. લાગણી એટલે તેમના માટે ખાસ જવાબદારીનું ભાન એવા લોકોના જખમ હજુ રૂઝાયા નથી અને કારાગાર કેન્દ્રની ભૂતાવળ તેમના મન પર રહી છે.




આ બિચારા અભાગીયા શાપિતો છે. તેમનું કંઈ આલંબન નથી જીવનદોર નથી. કારાગાર કેન્દ્રમાં જીવનની નૈતિકશૂન્યતા તેમને વળગી તે ખંખેરવા તેઓ શક્તિવાન થયા નથી.

'બધા કહે છે કે જર્મનીની નિર્વાસિત છાવણીમાં કાળાબજારનાં કેન્દ્રો છે. એ સાચું નથી પણ તે જાતના નિર્વાસિતોની મેં વાત કરી તેમનામાં તો કાળાબજારો છે. એ કેમ છે તે સમજવાની જરૂર છે. એમને જીવવા માટે કોઈ આલંબન કે હેતુ મળી જાય નહિ ત્યાસુધી તેઓ કારાગાર કેન્દ્રમાં ભંગી જેવું જીવન ગુજારતા તેવા જ રહેવાના. તેમના હાલ જાણો તો તમેજ કહો કે કાળાબજાર વધ્યા કેમ નહિં તેની જ નવાઈ છે.

હું તેમનો બચાવ કરતો નથી. માત્ર હાલત શી છે તેજ જણાવું છું. હું કંઈક બીજું તેની પાસેથી જાણવા પ્રચ્છતો હતો કે ડોલોપાસક અને બીજાઓ જર્મનો માટે શું ધારતા હતા. એમના પર જુલમ ગુજારનારા પહેલાં જાલીમોની વચ્ચે તેઓ વસી રહ્યા હતા. તેની વૃત્તિ તેમને ધિક્કાર અને કડવાશ કેટલા હશે? તેનો જવાબ તેણે આપ્યો 'બીજાનું તો કેમ કહી શકાય? પણ હું અને મારી પત્નિ વિશે કહી શકું છું. તમને ઘણું વિચિત્ર લાગશે પણ કારાગાર કેન્દ્રમાં જે પ્રસંગો વીતી ગયા તે અમને ઘણા ઘણા દૂર પડી ગયા લાગે છે અને જે સહેલાઈથી ભૂલાઈ રહ્યું છે તે યાદ કરવાને બહુ મહેનત કરવી ઠીક નથી. અને એજ સુખકર માર્ગ છે. હવે કડવાશ ગખી શું કામની? એ સ્મરણોની કડવાશ તેજાબની જેમ આપણને જ અંદરથી ખાશે. એ એક પાશવતા હતી અને અમારા પર તૂટી પડી. એવું તો જર્મનીમા અને બીજે ઠેકાણે પણ ક્યાં નથી બન્યું? કાળાં કરનારા લોકો નથી પણ લોકોમાં ઝેર રેડવામાં આવ્યું તે કારણભુત છે. હું જ વિચારૂં છું કે ખગ ગુન્હેગારો કોણ હતા? જેમણે હાથે વતી કાળાં કર્મ કર્યા તેઓ કે જેઓ વખતસર તેને અટકાવી શક્યા હોત અને છતાં પાસે ઉભા રહીને કાળાં કામ થવા દીધાં?'

એ સાભળી મેં જ મારા અંતરને પૂછ્યું આટલી ઉમદા દિલાવર માફી આપવાની મારામાં તાકાત હતી કે નહિં? મારો જવાબ મક્કમ નહોતો પણ ડૉ. શ્રેમાકે ખૂબ વિચાર કરી ઉદાર આવિર્ભાવો સાથે જરાપણ ક્ષોભ વગર કહ્યું.

"હું ઘણીવાર ફ્રાંકફર્ટ જઈ આવ્યો છું ખંડેરો અને મકાનોનાં માળખા મેં જોયાં છે અને ધૂળ પથ્થરના ઢગલા નીચે હજારો શબો હજુ દબાયેલાં પડયાં છે. આવા જંગી નગરો બાંધવાને એકસો વર્ષ લાગશે. ગુન્હાનો દંડ કરવાની મારી પાસે સત્તા હોત તો જે થયું છે તેથી વધુ શું કરત? મારાથી વધારે કંઈજ ન થાત. એ ઉપરાંત ભૂખમરો અને આશ્રયવિહીનપણું એટલું બધું છે કે હજી વધારે ખરાબી થવાની. આ યાતના શું ઓછી છે? શું કહું પણ એટલું માગું છું કે ખાનાખરાબી કરનારની વૃત્તિઓ જન્માવનાર પ્રસંગો ફરીવાર બનવા ન પામે જર્મનીમાં પણ નહિ અને ક્યાંય પણ નહિ.'



# ગુલામીનાં કારણ

લોકોને આ પ્રકારે કે તે પ્રકારે—ગમે તે પ્રકારે—ગુલામીમાં આનંદ આવતો જણાય છે. એટલે જ જીવનમાં લોકો, ઘણું ખરું ગુલામીભર્યું જીવન વીતાડે છે. તેમના દુઃખનું, શોકનું, કષ્ટનું, અસહ્ય વેદનાનું ખરું કારણ જ એમના આ અંધકારમય ગુલામી માનસમાં રહ્યું છે. રાત્રિમાં છાનાં સરતાં આંસુઓ ને જીવનની અપાર યાતના બધાનું કારણ આ ગુલામી મનોદશા! લગભગ-સાત હજાર વર્ષ પહેલાં મારો જન્મ થયો ત્યારથી હું જોઈ રહ્યો છું કે લોકો પોતાના બંધનમાં જકડાઈ ને કોઇને કોઈ પોતાની રીતે ગુલામીને સ્થિર બનાવી રહ્યા છે.

પૂર્વમાં, પશ્ચિમમાં, ઉત્તરમાં, દક્ષિણમાં બધે હું ફર્યો છું. મેં પ્રકાશ જોયો છે. પડછાયા પણ દીઠા છે. મેં ત્યારે જોયું હતું કે સુધારાના સંઘ ધીમે ધીમે, એક પછી એક, પ્રકાશમાંથી અંધકાર તરફ જઇ રહ્યા હતા! અને ગુલામીની ધોંસરીથી નિર્માલ્ય બનેલા આત્માઓએ, દરેક સંઘને નર્કાગારસમા બનાવ્યા હતા!

એ સંઘમાં જે મજબૂત મનાતા હતા તેમના હાથ પણ બંધનમાં હતા. પોતાની પ્રગતિ વિષે વિશ્વાસુ હતા, તેમને પણ મંદિર ભક્તિના ઘેલછા લાગી હતી. બેબીલોનથી ઈજીપ્ત સુધી અને ત્યાંથી બસરા બગદાદ ને ચીન સુધી, સઘળે જ શેરીમાં પડેલાં ગુલામીના પગલાં મેં જોયાં હતા! ક્યાં ય સ્વાધીનતા ન હતી. મુક્તિ ન હતી.

અત્યારે પણ હું યુગ યુગના શોકાતુર પડઘા સાંભળી રહ્યો છું!

મેં મંદિરો જોયાં. મહેલો જોયા. યજ્ઞભૂમિઓ દીઠી. રાજસિંહાસનો નિહાળ્યાં. અને ઠેર ઠેર મેં તો શીખાઉ કારીગરોને કલાકારોની ગુલામી કરતા, કલાકારોને એમના મુરબ્બીઓની ગુલામી કરતા, અને એ મુરબ્બીઓને સૈનિકો ને રક્ષકો માટે ગુલામી કરતા, અને આ રક્ષકોને અને સૈનિકોને સુબાની ગુલામી કરતા, સુબાને રાજદરબારની ગુલામી કરતા, અને રાજદરબારોને ધર્માધ્યક્ષોની ગુલામી કરતા, અને ધર્માધ્યક્ષોને પ્રતિમાઓની ગુલામી કરતા—પણ ગમે તેમ, તમામને એક બીજાની ગુલામી કરતા મેં તો દીઠા!

હું શ્રીમંતોની હવેલીઓમાં ગયો. અને ગરીબોના ઝુંપડામાં પણ ગયો. બન્ને જગ્યામાં એક વસ્તુ સામાન્ય હતી. ગુલામી! માના થાનમાંથી જ શિશુ ગુલામી ધાવી રહ્યું હતું. અને પહેલામાં પહેલા અક્ષર 'ક'ની સાથે જ એ 'ગ' ગુલામ બનતું હતું! એને પહેલું શીખવાતું હતું તે આજ્ઞાંકિતપણું! સમજણ વિનાનું આજ્ઞાંકિતપણું! એટલે કે ગુલામી!

કુમારિકાઓને અનેક નકાર વચ્ચે ફરવાનું હતું. ''આ નહિ' ને 'તે નહિ' જેનો કોઇ અંત નહિ એવા અનેક નકારો વચ્ચે એમને જીવન ગાળવાનું હતું તો કુલવધૂઓને કાયદેસરના આજ્ઞાંકિતપણામાં પોતાની અશ્રુજળ પથારીમાં પાથરવાની હતી! પણ હતી તો બધે જ ગુલામી!

હું તો યુગે, યુગની સાથે ચાલતો આ જોઇ રહ્યો છું તમામ સ્થળમાં ને હરેક સમયમાં, અજ્ઞાનતાના ભભકાભર્યા કીર્તિમંત સરઘસમાં, ગુલામી તો જોવા મળતી ને મળતી!

મેં મૂર્તિના ચરણે, જુવાન માણસોને ને રૂપવતી કોડિલી કુમારિકાઓને, ગુલામીને કારણે વધેરાતા જોયાં! મદ્ય માંસના હમલા ત્યાં થતા નિહાળ્યા. એને માટે સેંકડો ને હજારોને મરતા દીઠા. એ વખતે વળી એ ધાર્મિક મૂર્તિ મટીને દેશભક્તિ થઇ ગઈ. એ મુક્તિસંગ્રામને ઇશ્વરી પડછાયાનું નામ મળ્યું! એણે સેંકડોને ઘરવિહોણાં બનાવ્યાં. સંસ્થાઓને ગેહેકે કરી. અને એ સઘળું પિતૃદેશને કારણે થયું એમ કહેવાયું. એને નામ જુદાં જુદાં અપાતાં જ રહ્યાં—પણ એ ભવ્ય નામાવલિનો અંચળો ઉઠાવી લ્યો—એટલે નીચે અજ્ઞાન અને દયાજનક માણસોની ગુલામી ઊભી હોય!

એ અનેક નામો ધારે. પણ એ પોતે છે તો એક જ છે. એના દેખાવ અનેક—પણ પદાર્થ તો એક જ. દરેક પેઢી પોતાની પછી આવનારી પેઢીને આ ભેટ

આપતી રહી છે—ગુલામીની. કયારેક નામ બદલાવીને. કયારેક વેષ બદલાવીને. કયારેક પરિસ્થિતિ બદલાવીને. કયારેક રૂપ આકાર બદલાવીને! પણ પદાર્થ એકનો એક. ગુલામી! પરાધીનતા!

★

મેં બધે જ આંધળી ગુલામગીરી જોઇ. પ્રજાની વર્તમાન સ્થિતિને, ભૂતકાલીન માબાપની સ્થિતિ સાથે બંધનથી જકડાતી જોઇ. પરંપરાની રૂઢીથી આચારથી બંધાતી દીઠી અને છતાં એનો એ ભાવ નવી પ્રજામાં નવારૂપે પ્રગટતો દીઠો! એણે નવી પરંપરાની ગુલામી સરજી!

મેં મૂંગી ગુલામી દીઠી. એમાં પતિપત્ની એક બીજાને ધિક્કારે છતાં મૂંગા મૂંગા જી ન વેઠયા જ કરે, વેઠયા જ કરે, અને સૌથી વધુ ધિક્કારપાત્ર વસ્તુ તો એ કે, બન્નેને આ પ્રમાણે નૈતિક દૃષ્ટિએ અધઃપતનમાં ધસડવા છતાં એને જ સૌ નીતિ ગણે!

મેં બહેરી ગુલામી દીઠી. એમાં માણસ કેવળ પોતાની આસપાસની પરિસ્થિતિનો પડઘો જ પાડી શકે!

મેં ગુલામીને લંગડી જેવી જોઇ મજબુત શરીરમાં પણ, નિર્બળ મનના માણસો, જુલમગારોની ને લોભી માણસોની ગુલામી વેઠયા જ કરે! અપંગ જો આધે જઇ શકે તો આ મજબુત શરીરના પણ નિર્બળ મનના માણસો, એમને ઉપાડી શકે!

મેં ગુલામીને અનેક સ્વરૂપે જોઇ. કદંગી ને કદરૂપી ગુલામી દીઠી.

બાળકોના પ્રાણ સાથે જ એ ગુલામી જન્મે છે, અને શિશુઓને અપરાધી જીવનનો સ્વાદ નાનપણથી જ અપાવે છે!

અને પછી બહુ હોશિયારી ભરેલી રીતે, ગુલામી ગુલામી લાગે નહિ એમ ગુલામોને રાખતા માણસો પણ મેં જોયા. એમની રીતે ગણતરી વિચિત્ર ચાલતી—એ નબળાઇને કોમળતા મનાવતા—શૂન્યતાને શુન્ય કહેતા અને આગ્રહી 'નકારને શીરૂતા ગણતા!

નબળા માણસની જીભ ભયથી બોલવા માંડે એવી ગુલામી દીઠી. માણસના મનમાં કાંઇ હોય, ને એ મોઢેથી બોલતો કાંઇ હોય! એની જીભ કેવળ ભયથી બોલતી હોય ને મન નાશ પામ્યું હોય!

એક પ્રજાના કાયદાકાનુન બીજી પ્રજા પાળયા જ જ કરે એવી નિરાધારી ગુલામી પ્રવર્તતી પણ જોઇ, અને આ નિરાધારી દિવસે દિવસે વધુને વધુ આકરી બનતી દીઠી.

વળી રાજાનો છોકરો રાજા થાય ને સત્તાધીશો પોતાના ભત્રીજા ભાણેજોને લાયક જ માને એવી નિત્યની ગુલામી પણ જોઇ.

મેં કાળી ગુલામી દીઠી. અપરાધી માણસોના નિર્દોષ સંતાનોને હમેશને માટે કાળી ટીલી લગાડી મૂકતી એવી એ કાળી ગુલામી હતી!

ગુલામીમાં એક પ્રકારનું એવું કાતિલ ઝેર છે કે તે વંશપરંપરા, એક પેઢીમાંથી બીજી પેઢીને મળતું જ રહે છે.

ગુલામીનાં આ જુદાં જુદાં નામ રૂપથી કંટાળીને એક વખત હું જીવનના પડછાયાની બીણ તરફ ચાલ્યો ગયો.

ત્યાંનાં ગહન સ્થળોમાં મધરાતે મેં એક સ્ત્રી જોઇ. મેં તેને પૂછયું: 'તારું નામ શું?'

અને તેણે જવાબ વાળ્યો: 'સ્વતંત્રતા!' મુડદાંની જાણે છાયા બોલતી હોય એવો એ પ્રત્યુતર હતો.

'તારા સંતાન કયાં છે?' મેં એને કહ્યું.

અને એણે જવાબ વાળ્યો: 'એક શૂળી ઉપર ગયો. બીજો દીવાનો થયો. ત્રીજો હજી જન્મ્યો નથી!

અને એટલું બોલીને એ રૂદતી રૂદતી કાંઇક બોલતી ગઇ. પણ તેના શબ્દોને પકડવાની મારા હૃદયમાં જાણે શક્તિ જ રહી ન હતી.

★

# યુગલક્ષી નવલકથા

ધીરૂભાઈ ઠાકર

ગુજરાતી નવલકથાના પાત્રમાં ગાંધીયુગી ભાવના અને જીવનને સૌથી પ્રથમ તેમ સૌથી વિશેષ ઝીલનાર શ્રી રમણલાલ દેસાઈ છે. તેઓ ગાંધીવાદી નહિ હોવા છતાં ગાંધીયુગના પ્રતિનિધિ વાર્તાકાર છે. છેક ઈ. સ ૧૯૧૯થી પ્રગતિ અને રાષ્ટ્રીય જાગૃતિનો કડીબદ્ધ ઇતિહાસ શ્રી રમણલાલની આજ-લગીની વીસ–એકવીસ નવલકથાઓમાંથી અવશ્ય મળી રહે. તેમનું સમગ્ર સાહિત્ય પ્રધાનપણે સમકાલીન જીવનપ્રવાહોને અનુલક્ષીને રચાયેલું છે.

આ યુગલક્ષી મનોવલણને અનુસરીને જ 'ઝંઝાવાત'ની રચના થઈ છે. કુલ્લે ૭૧૭ પાનાંના પ્રસ્તાર-વાળી આ નવલકથા બે ખંડમાં વહેંચાયેલી છે. શ્રી. રમણલાલે એમાં ઈ સ. ૧૯૩૯થી ૧૯૪૨ સુધીના આપણાં જીવનબળોને આકાર આપવાનો પ્રયત્ન કર્યો છે. આ ત્રણ વર્ષના સમયપટ પર, બીજું મહાયુદ્ધ ફાટયા બાદ ચડતી જતી આર્થિક આંધીથી માંડીને બેંતાળીસની લોકક્રાન્તિના પ્રચંડ ઝંઝાવાત પર્યંત ખેલાયેલ ઘોર જીવનસંગ્રામનું ગુજરાત પૂરતું વિવિધ-રંગી તેજછાયાયુક્ત વાસ્તવચિત્ર આ નવલકથામાંથી સમગ્રપણે ઉપસી આવે છે. એટલા નિકટવર્તી ભૂતકાળનું એ ચિત્ર છે કે તેની છાયાથી અસ્પૃષ્ટ રહીને એનું અવલોકન કરવું અશક્ય નહિ તો મુશ્કેલ તો ખરું જ.

યુદ્ધની સૌથી મોટી અને દૂરગામી પરિણામો ઉપજાવનારી અસર તે દેશની આર્થિક કાયાપલટ. બીજા વિશ્વયુદ્ધને કારણે આવેલ તેજીએ હિંદી વેપારી અને ઉદ્યોગપતિને ભાન ભુલાવ્યું. ધર્મ નીતિ, સદા-ચાર અન પ્રામાણિકતા તત્કાળ ઊભાં થયેલાં કાળાં બજારોમાં વેચાઈ ગયાં. રુશવતખોરી, કૂડકપટ, સ્વાર્થી ધનલોલુપતા અને શોષણવૃત્તિએ ધન અ ન િના પ્રમાણને પરસ્પર િષમ કરીએ લાવીને મૂકયું ગુજરાતી વેપારીએ યુદ્ધ ા કાલિમાનો પોતાના ચારિત્ર્ય પર વજ્રતપ કર્યો. એ ત્રણ વર્ષો જ નહિ, પરંતુ ત્યારથી ચાલુ રહેલ આખો દશકો આજલગી ઉત્તરો-ત્તર વધતા જતા પ્રજાના નૈતિક અધઃપતનના સાક્ષી રૂપ બની રહેલ છે.

પરંતુ ઢાલને બીજી બાજુ પણ હતી. કોંગ્રેસી પ્રધાનમંડળોએ કરેલો સત્તાત્યાગ, ગાંધીજીએ આદેશેલ વ્યક્તિગત સત્યાગ્રહ, ક્રિપ્સ દરખાસ્તોની નિષ્ફલતા અને છેલ્લે શોષિત પ્રજાના ગૂંગળાઇ રહેલ પ્રાણનો રાષ્ટ્રપિતા દ્વારા પ્રગટ થયેલ 'અંગ્રેજો ચાલ્યા જાવ'નો ભીષણ આર્તનાદ અને તેને પરિણામે જાગેલી પ્રચંડ લોકક્રાન્તિ–એ તત્કાલિન હિન્દના રાજકીય ઉત્થાનના મુખ્ય તબક્કા હતા. આ બનાવોને વાર્તામાં સાંકળી લઈને લેખકે તત્કાલિન ગુજરાતની ભૂમિકા પર મિશ્ર કથાવસ્તુની રુચિર ફૂલ–ગૂંથણી કરી છે. તેમ છતાં, કહેવું જોઈએ કે કાળાબજારનું અનિષ્ટ બેતાળીસ પછી અસ્તિત્વમાં આવ્યું હતું તે ઐતિહાસિક હકીકતને ઉવેખીને લેખકે કથામાં કાળ–વ્યુત્ક્રમનો દોષ વહોરી લીધો છે. વળી ઈ. સ. ૧૯૪૧માં મુંબઈ તથા અમદાવાદમાં ફાટી નીકળેલ કોમી હુલ્લડોને કથાપટમાં યોગ્ય મહત્ત્વ મળ્યું નથી. પુસ્તકને અંતે આપેલ બનાવોની સાલવારીમાં પણ એનો નિર્દેશ નથી. બીજાં બળોની સાથે પ્રજાના સંસ્કાર–જીવનને વિચ્છિન્ન કરી નાખનાર આ વિઘાતક બળને, અછડતો સ્પર્શ કરીને છોડી દેવાને બદલે, વાર્તાકારે કથાવસ્તુની અંદર ગૂંથી લીધું હોત તો સ્વાર્થ અને ધાર્મિક ઝનૂનની કાળાશ સાથે વિશુદ્ધ માણસાઈની પ્રતીતિ કરાવતી ત્યાગમય ભાવના પરસ્તી નિરૂપવાનો તેમનો આશય પૂરેપૂરો બર આવ્યો ગણાત.

બીજું મહાયુદ્ધ ફાટી નીકળ્યાના સમાચાર દેશમાં ફેલાયા તે દિવસની એક મિલ–માલિકની દિનચર્યાના સુરેખ ચિત્રથી નવલકથાનો પ્રારંભ થાય છે. મંદીને લીધે મિલ વેચવાની અણી પર આવેલ શેઠ મદન-મોહન યુદ્ધ ફાટી નીકળ્યાના ખબર સાંભળતાં જ મિલના વેચાણનો લગભગ નક્કી કરેલો સોદો રદ કરે છે. ધંધાનાં કર્તાહર્તા તેમના નાના ભાઈ કિશોરદાસ છે. કિશોરદાસ નવા જમાનાના રંગવાળો એટલે કે સરકારી અમલદારો અને કોંગ્રેસ કાર્યકરો જોડે મીઠા

સંબંધ રાખી જાણનાર કુશળ વેપારી છે તેઓ એક બાજુ, કડક અને પ્રમાણિક ગણાતા કુટમુરે સાહેબને આડકતરી ભેટ-સોગાદો અને 'સંચ'નાં નિમંત્રણો આપીને પોતાના કરી લે છે તો બીજી બાજુ, પ્રજાકીય નેતા બાવાભાઈને ખાદીનાં કપડાં પહેરીને અને ફંડફાળામાં હજારોની રકમો ભરીને પ્રસન્ન રાખે છે. ઉભય પક્ષની વગમાં યથાપ્રસંગ ધનલાલચનો ઉમેરો કરીને આ ઉદ્યોગપતિ કાપડ ઉપરાંત ખાંડ, રંગ, અનાજ, પેટ્રોલ એમ અનેકાનેક ચીજોના ખરીદ-વેચાણના ઇજારા મેળવીને ધનના ઢગલા કમાય છે; પ્રજાસેવક બાવાભાઈની ભાગીદારીમાં તંબુ બનાવવાનું કારખાનું કાઢે છે અને ચિત્રપટો-ઉતારનારી કંપની પણ કાઢે છે. સંયુક્ત કુટુંબને કારણે હમેશ માંદી રહેતી પત્ની કાંતાગૌરીને નવો બંગલો બંધાવીને, તેમજ પોતાના ગામમાં તેના નામનું પુસ્તકાલય સ્થાપીને પ્રસન્ન રાખવાની દક્ષતા પણ તે દાખવી શકે છે, અને મણિકાવૃત્તિ કરતી લક્ષ્મીને પણ બે હજારનો દરમાયો આપીને ખુશ રાખી શકે છે! યુદ્ધના અનિષ્ટ રૂપે અસ્તિત્વમાં આવેલ કાળાં બજારના અધિષ્ઠાતારૂપ આ કિશોરદાસ, પોકળ રાષ્ટ્રવાદનો પુરસ્કર્તા સ્વાર્થ-સાધુ બાવાભાઈ, અને કાળી ખુરશી પર બેસીને વાણિયાને વેંચાઈ ગયેલ કુટમુરે સાહેબ શ્રી રમણલાલની *નવલકથામાં નવીન જીવન-સ્થિતિના અંગરૂપ* એક નવો જ પાત્રવર્ગ ઊભો કરે છે, જેનો નમૂનો (type) તેમની કોઈ પુરોગામી કૃતિમાં જડવો અશક્ય છે.

નવલકથાની મુખ્ય ભાવના લોકસેવાની છે. તેનો સૂત્રધાર જુવાન ગ્રામવાસી જનક છે ગામડામાં રહીને શાંત, સેવામય અને અપરિગ્રહી જીવન ગાળનાર પંડિત જગન્નાથનો એ પુત્ર છે. પિતા પાસેથી વ્યાયામ, સેવા અને અયાચક વ્રતની દીક્ષા લઈને એ શહેરમાં ઉચ્ચ શિક્ષણ મેળવવા જાય છે. ત્યાં સ્વાશ્રયે અભ્યાસ કરીને એ ગ્રેજ્યુએટ થાય છે તે અરસામાં જ યુદ્ધ ફાટી નીકળે છે. પોતે યુદ્ધમાં પરદેશી સરકારને સહાય કરવાની વિરુદ્ધ હોવા છતાં કેવળ લશ્કરી તાલીમને ખાતર એ સૈન્યમાં જોડાય છે. પણ થોડા વખતમાંજ તેના ભૂતકાલીન ઉદ્દામવાદી વિચારોને કારણે લશ્કરમાંથી એને રૂખસદ મળે છે. ત્યાંથી પાછા ફરતાં ગાડીમાં જ ભેટી ગયેલ ખિસ્સાકાતરુ રસૂલ અને તેની મા સકીનાને ગુંડાના ત્રાસમાંથી છોડાવીને એ બન્નેને પોતાના આશ્રય નીચે લાવે છે. સમાજવાદ, સામ્યવાદ, રાષ્ટ્રવાદ-સૌ વાદોની વિચારશ્રેણિ સાંભળતો છતાં બધા વાદથી પર રહીને એ વિષમ સમાજરચનાનું અવલોકન કરે છે. ધોળે દિવસે છડેચોક લૂંટ કરનાર વેપારી, સરકારી અમલદાર, વકીલ, દાક્તર કે ન્યાયાધીશના કરતાં ગરીબોને કારણે નાનીનાની ચોરીઓ કરનાર રસૂલ તેને ઓછો શિક્ષાપાત્ર લાગે છે. સમાજના શ્રમજીવી વર્ગનો સંપર્ક સાધીને તેમને અક્ષરજ્ઞાન આપવાની પ્રવૃત્તિ પણ એ પોતાની બહેન મંથાના સહકારથી ચલાવે છે. ગુંડાઓનો સામનો કરવા જેટલું શારીરિક સામર્થ્ય કેળવ્યું હોવા છતાં તે અહિંસાનો ઉપાસક છે પરંતુ નિર્બળની અહિંસા કરતાં બળવાનની હિંસાને તે આવકારે છે. સામુદાયિક લડતમાં હિંસા-અહિંસાની દ્વિધામાં એ માનસિક ઝંઝાવાત અનુભવે છે ત્યારે એમાંથી ગાંધીજીની તેજોમૂર્તિ પ્રગટ થઈને એને કહે છે કે "દીકરા! હિંસા જેટલાં તો નહિ, એથી અડધાં વર્ષ તો અહિંસાને આપ." સુદૃઢ શારીરિક ને માનસિક બળ, *ડંખ વગરનો ધર્મ* બલિષ્ઠની અહિંસા અને બ્રહ્મચર્યઃ આ ચાર સાધનોથી સજ્જ થઈને જનક ગરીબી સામે હિન્દને માફક આવે તેમ લડી લેવાનો નિર્ણય જાહેર કરે છે, ત્યારે તેની તેમઃ સમગ્ર નવલકથાની સેવા અને સ્વદેશ-ભક્તિની પુનિત ભાવનાના રૂંએરૂંએ, તપોમૂર્તિ જગન્નાથ પંડિત સંતોષ અનુભવે છે. એટલામાં લોકક્રાંતિનો શંખનાદ સંભળાય છે. સત્ય અને અહિંસાને આંચ ન આવે એવી રીતે જનક લડતને દોરવણી આપે છે. છેલ્લે લડતના અંગરૂપે પૂલના મરનાળાને ગાડી આવતાં પહેલાં સુરંગ ચાંપીને ઉડાવી દેવાની યોજનાને અમલમાં મૂકવા જતી ચંદ્રલેખાને બચાવવા જતાં જનક પણ તેની સાથે મૂર્છા પામે છે. આમ રમણલાલની અહિંસા અને લોક-





સેવાની પ્રિય ભાવનાઓના નિર્વાહક જનક તેમનાં એકનિષ્ઠ, ધૂની અને ભાવનાપરસ્ત માનસસંતાનો— અશ્વિન, અરુણ, કિરીટ ઇત્યાદિની પંગતમાં બેસી જાય છે.

નાયક જનક જો ગ્રામવાસી મધ્યમવર્ગનો બ્રાહ્મણ જુવાન છે તો ચંદ્રભાગા શહેરમાં ઉછરેલી, શ્રીમંત કુટુંબની પુત્રી છે. એ જનકને જ રસ્તે ચાલનારી, પુરુષ સમોવડી બનવા મથતી તેની સહાધ્યયિની છે. જનકનો સ્વાશ્રયી સ્વમાની અને શૂરવીર સ્વભાવ તેના આકર્ષણનું કારણ થઈ પડે છે. જૂની પ્રેમકથાઓમાં આવે તેમ, કેટલેક અંશે ખલનાયકનું સ્થાન પામેલ અનુપમના આક્રમણમાંથી ચંદ્રભાગાને બચાવીને જનક ચંદ્રભાગાના પ્રેમ અને આદરનો વિષય બને છે. ગરીબીને કારણે હિન્દુમાંથી મુસ્લીમ બનેલ સકીનાને પકડવા આવેલ ગુંડાઓનો એકલે હાથે સામનો કરનાર જનક પર એક ગુંડાએ ઉગામેલ છરાવાળા હાથને મજબુત પકડી રાખનાર ભાયાની હિંમત અને શક્તિ જોઈને ચંદ્રભાગાને શારીરિક તાલીમ લેવાની ચાનક ચડે છે. વખત જતા, એક પ્રસંગે દારૂ પીને છેડતી કરવા આવનાર સૈનિકના માથામાં શીશો મારવા જેટલી શક્તિ અને વીરતા એ કેળવે છે. જનક અને ચંદ્રભાગાના પ્રેમ-તંતુને ઘટ્ટ બનાવવાની જેમ લેખકને નવરાશ નથી, તેમ એ પાત્રોને પણ તેમ કરવાની ફુરસદ નથી. બેઉ હિન્દને સ્વરાજ ન મળે ત્યાં લગી અપરિણીત રહેવાની પ્રતિજ્ઞા લે છે અને છેવટે, એક બીજાને સહારે સાહસ કરતાં કરતાં દેશના સ્વાતંત્ર્ય-યજ્ઞમાં બલિ બની જઈને દિવ્ય એકતા સાધે છે।

વાર્તામાં અદ્દભુત રંગદર્શી તત્ત્વ ગૂંથવાનો શ્રી. રમણલાલને ખાસ શોખ છે. એમની પ્રત્યેક નવલકથામાં એક બેઠી પાત્ર તો આવવાનું જ. અહીં શંભુનાથનું પાત્ર એ પ્રકારનું—અદ્દભુતરસિક, રોમાંચક છે. સ્વાર્થી અને દુઃખભીરૂ માનસને સારી પેઠે પિછાનતો આ જ્યોતિષી શહેરના વેપારી, વકીલ, દાક્તર, પોલિસ, વિદ્યાર્થી, ગુંડા એમ સૌ વર્ગના લોકોને પોતાની અપૂર્વ જ્યોતિષ-વિદ્યાવડે વશ કરી લે છે. નાયક-નાયિકાના પરાક્રમોને આ ગૂઢ શક્તિવાળા પુરુષનો મોટો આશ્રય છે. ગુંડાઓનો સામનો કરતાં કે સામ્યવાદી મિત્રની સાથે પોલીસ-અટકમાં લેવાતાં, અણીના વખતે, લડતના દિવસોમાં કાવતરાખોર છોકરાઓનો પીછો પકડીને તેમને આશ્રય આપનાર શંભુનાથનું ઘર તપાસવા આવનાર પોલિસ અફસરને કબાટ, પેટી ને પટારામાં અનુક્રમે દેડકાં, વીંછી અને સર્પનું દર્શન કરાવીને શંભુનાથે વાર્તાને અદ્દભુત રંગદર્શિતા અર્પી છે. દુનિયા આખીને ધ્રુજાવનાર આ બેલાડી અંતે પોલીસમાં ભરતી થયેલ વેરી ગુંડાની ગોળીનો ભોગ બને છે.

આમ, વાર્તામાં સૌથી વિશેષ આકર્ષક પાત્ર શંભુનાથનું છે તો સૌથી વિશેષ આદરણીય પાત્ર જગન્નાથ પંડિતનું છે જીવનભર નિઃસ્વાર્થભાવે પોતાની અપૂર્વ ભિષગ-વિદ્યાનો ગ્રામજનતાને લાભ આપનાર આ પવિત્ર પુરુષ વાર્તાના અને તેમાં પ્રતિબિંબિત થયેલ જીવનના ધૂસર વર્ણને શુદ્ધ કરે છે. પ્રાચીન આર્ય ઋષિનું સ્મરણ કરાવે તેવી સાત્ત્વિક તેજોમયી અને પ્રતિભા છે. વાર્તાને અંતે, લેખકે, સન્યસ્ત ગ્રહણ કરતાં પહેલીવાર શહેરમાં આવવા નીકળેલ આ મંગલમૂર્તિને, તેમને લઈને આવતી ટ્રેઈનને અકસ્માતનો ભોગ બનતી અટકાવીને, બચાવી લીધી છે તેથી પ્રસ્તાવનામાં દર્શાવેલો આશાવાદનો હેતુ ચરિતાર્થ થાય છે.

બેંતાળીસના ઝંઝાવાતે જેમ શાહીવાદને મૂર્છિત કર્યો, તેમ શાહીવાદના પ્રહારથી રાષ્ટ્ર પણ ક્ષણભર મૂર્છા પામ્યું. પરંતુ. આપણે જાણીએ છીએ કે રાષ્ટ્રપિતાની પ્રેરણાથી પુનઃ જાગ્રત થયેલો દેશ સ્વાતંત્ર્ય-પ્રાપ્તિનું ધ્યેય હાંસલ કરી શક્યો છે. આ પરિસ્થિતિનું સૂચન લેખક જનક-ચંદ્રભાગાને મૂર્છિત કરીને અને જગન્નાથ પંડિતને જીવતા રાખીને સમર્થપણે કરી શક્યા છે. આમ છતાં, વિસ્તૃત કથાપટ પર છૂટા મૂકેલા વિવિધ તંતુઓને પાછળથી ઉતાવળ કરીને એકઠા કરવા જતાં વાર્તાની આકૃતિ જોખમાઈ છે એટલું તો સ્વીકારવું પડશે

સમકાલીન લોકજીવનના પ્રવાહને યથોચિત કલ્પનાનો ઓપ આપીને તેમાંથી તાદૃશ વાતાવરણ ઉપ-

જાળવવાનો કીમિયો આ વાર્તાકારને સહજસિદ્ધ છે. સુરેખ પ્રસંગચિત્રો એની સુંદરતાનું વિશિષ્ટ અંગ છે. વર્ણનની તાદૃશતા અને કથનનો પ્રસાદ શ્રી રમણલાલની પ્રત્યેક નવલને સુવાચ્યતા અર્પે છે. તેમની ભાષા સ્પષ્ટ મધુર અને પ્રવાહી હોવા ઉપરાંત એકંદરે શુદ્ધ છે. તેમ છતાં, ખોટા અર્થમાં વપરાયેલ 'ઉલટ' અને 'સાનંદાશ્ચર્ય સહ' જેવા શબ્દપ્રયોગો વાંચતાં ખૂંચે છે. શ્રી રમણલાલની વાણીમાં તીક્ષ્ણ કટાક્ષ અને વક્રોક્તિનો સંભાર સારી પેઠે ભર્યો છે. ઉત્તરોત્તર નૈતિક વિનિપાત અનુભવતા વેપારી વર્ગ પર માર્મિક વાણીમાં તેઓ સચોટ પ્રહારો કરી શકે છે. 'ગુલાબ અને કંટક'ની માફક અહીં પણ અમુક અંશે વાણીનું તિગ્મશસ્ત્ર સમાજ સુધારાનું સાધન બની રહેલ છે. દેશની આર્થિક વિષમતા, ધાર્મિક જડતા, સામાજિક રૂઢિચુસ્તતા અને રાજકીય વિચ્છિન્નતાનું તીવ્ર તેમ સ્પષ્ટ અને નિખાલસ વાણીમાં શ્રી રમણલાલે અહીં કરેલું વિવેચન તેમને જીવનરમી સાહિત્યકાર તરીકે વિશિષ્ટ પ્રતિષ્ઠા અપાવે છે.

પરંતુ, તેમ કરતાં નવલકથાની કળાને ઠીક ઠીક હાનિ પહોંચી છે. વચ્ચે વચ્ચે આવતા પાત્ર કે પ્રસંગના વિવેચનથી વસ્તુનો પ્રવાહ મંદ પડી જાય છે; કથનની તટસ્થતા પણ સચવાતી નથી. વાર્તાકાર રમણલાલ પર ચિંતક રમણલાલનું આક્રમણ થતું હોય એમ લાગે છે. વાતો કહેતાં કહેતાં પદે પદે ડોકિયાં કરીને લેખક જાતે જ પાત્રને કાર્ય કરતાં અટકાવી દે છે. આ પ્રકારના યદૃચ્છા–વિવેચનથી જ મહાનવલનો આભાસ આપે એટલું કથાનું કદ પણ વિસ્તર્યું છે. આમ રમણલાલની વાર્તાકળાનો આ ગંભીર દોષ નવલકથાની આયોજનાને વિશૃંખલ બનાવી દે છે; પરંતુ, આ તો તેમની જૂની અને જાણીતી મર્યાદા છે, એનો તેમણે અનેકવાર સ્વીકાર કર્યો છે.

છેલ્લાં દશ વર્ષના સર્જાતા સાહિત્ય પરત્વે એક ટીકા એવી થાય છે કે ઈ. સ. ૧૯૩૯ થી આજલગીમાં સમુદાયે જે ભીષણ યાતનાઓ સહન કરી તેનું, અને મનુષ્યજીવનમાં મૂળભૂત નીતિ-મૂલ્યોને ઉખેડી નાખવા મથતા આર્થિક અને રાજકીય ઝંઝાવાતનું સાહિત્યમાં કેમ જોઈએ તેટલું નિરૂપણ થતું નથી? શું સાહિત્યકારની સંવેદનશક્તિ થીજી ગઈ છે, કે હજુ અનુભવ ઘૂંટાય છે? પ્રસ્તુત નવલકથા પ્રવર્તમાન યુગના સાહિત્ય પર થતા આ આક્ષેપના સમર્થ જવાબરૂપ છે. શ્રી રમણલાલે, પોતાની કલાની મર્યાદામાં રહીને પણ, જીવાતા જીવનનો ધબકાર સાહિત્યમાં પ્રત્યક્ષ સંભળાવવાનો પુરુષાર્થ ખેડયો છે તે એમની અડગ યુગનિષ્ઠાના પુરાવા રૂપ છે. તો પછી, ઇ. સ. ૧૯૩૯ થી ૧૯૪૨ સુધીનાં વર્ષો દરમિયાન જાગેલાં દેશનાં સામુદાયિક જીવનબળોને પ્રવર્તમાન યુગપ્રવાહો તરીકે નીરૂપી બતાવતી આ નવલકથાને વિશિષ્ટ અર્થમાં યુગલક્ષી નવલકથા તરીકે શા માટે ન ઓળખાવી?*

● ઑલ ઇન્ડિયા રેડિયો—અમદાવાદ અને વડોદરાના સૌજન્યથી.



# સર્વોદય કે સામ્યવાદ ?

વસુબન્ધુ

[ આજે આપણો દેશ એક મહાન સંક્રાન્તિકાળમાંથી પસાર થઇ રહ્યો છે. આપણા ઇતિહાસે ન જોએલા ને ન જાણેલા એવા અસંખ્ય પ્રશ્નો આપણી સામે ઉપસ્થિત થયા છે એના ઉકેલ માટે જુદી જુદી વ્યક્તિઓ અને જુદી જુદી સંસ્થાઓ તરફથી જુદા જુદા ઇલાજો રજૂ થઇ રહ્યા છે.

આ લેખમાળા આપણા દુઃખોનો કોઇ રામબાણ ઇલાજ બતાવતું નથી તેમજ એ કોઇ વ્યક્તિની સ્તુતિનીંદાનું પુસ્તક નથી, કે એમાં કોઇ નવા કે જુના વાદનું ખંડન કે મંડન નથી. આ પુસ્તક તો આપણા વર્તમાન દુઃખોનું મને ઐતિહાસિક દષ્ટિએ દેખાતાં કારણો રજૂ કરે છે. એમાં આપણા પ્રજા-દેહના રોગનું નિદાન છે. આ એક પ્રજાકીય આત્મનિરીક્ષણનું પુસ્તક છે.

લેખમાળા મૂળ તો આજથી ત્રણેક વર્ષ ઉપર પૂ. મહાત્માજીની હયાતીમાં લખાઇ હતી, ત્યારપછી તો ત્રણ વર્ષમાં ત્રણ યુગ જેટલી ઘટનાઓ બની ગઇ. એટલે આખીએ લેખમાળા નવેસરથી લખવાની મારે જરૂર પડી. છતાંય એનો કેન્દ્રવર્તી વિચાર જેવો હતો તેવોને તેવો જ કાયમ છે.

આ લેખમાળાથી કોઇ વાચકની લાગણીઓ દુભાય તો તેને માટે હું પ્રથમથી ક્ષમા માગી લઉં છું.

—લેખક ]

"The philosophic habit of mind which tests ideas is what we most need to-day. We are victims of loose emotional thinking. Slogans do the work of thought. Any true advance in our country can be effected only by the pursuit of hard thinking."

**Dr. S. Radhakrishnan**

" આજે આપણે જો કશાની વધુમાં વધુ જરૂર હોય તો તે વિચારોની કસોટી કરનાર, મનના દાર્શનિક વલણની છે. આપણે શિથીલ ઉર્મિલ વીચારણાના ભોગ બની ગયા છીએ વિચારનું કામ પ્રચારસુત્રો કરે છે. આપણા દેશમાં થનારી કોઇ પણ સાચી પ્રગતિ, કેવળ સખ્ત વિચારણાની સહાયથી જ થઇ શકશે."

ડૉ૰ એસ૰ રાધાકીષ્નન

## પ્રકરણ બીજું
## ઇતિહાસનું તત્ત્વજ્ઞાન

ઇતિહાસને વિષે એક એવો લોકપ્રિય ખ્યાલ છે કે, કોઇપણ પ્રજાની ઉન્નતિ નીતીથી થાય છે. સાદી, સંયમી અને મહેનતુ પ્રજા પોતાની ઉન્નતિ કરે છે. એજ પ્રજા પાસે પૈસો થતાં જ્યારે ભોગવિલાસ અને મોજશોખમાં પડી જાય છે. ત્યારે એ પ્રજાની અધોગતી થઇને એ પ્રજા નાશ પામે છે.

આ ખ્યાલનો ઉદ્દભવ નીતિવાદીઓ તરફથી થયો છે. કોઇને એમાં ઝાઝો વિરોધ કરવા જેવું કંઇ લાગ્યું નથી. નીતિનાશ અટકાવવાથી આપણે આત્મ-નાશ અટકાવી શકીશું એમ મોટા ભાગના લોકો માનતા હોય છે. આ માન્યતામાં કેટલું તથ્ય છે. એ જોતાં પહેલાં આપણે આ સૃષ્ટિનો ઇતિહાસ ટૂંકામાં જોઇ જઇએ.

આપણી સૃષ્ટીની ઉત્પત્તિ માટે જૂદા જૂદા ધર્મો જૂદો જૂદો ઇતિહાસ આપે છે, તેમજ એનું જૂદુ જૂદુ આયુષ્ય નક્કી કરે છે હિન્દુઓ સત્યયુગ, કલીયુગ વ૰ યુગોમાં માને છે. જૈનો આરાઓમાં માને છે. ખ્રીસ્તીઓ તો સૃષ્ટીની ઉમ્મર ૭ હજાર વર્ષથી વધુ મૂકતાજ નથી અને એ પહેલાં ઇશ્વરે એક અઠવા-ડીયામાંજ આખી સૃષ્ટી સર્જી નાખી એમ માને છે. જુદા જુદા ધર્મોના કરોડો અનુયાયીઓ પોતપોતાના ધર્મોએ કથેલી ઉત્પત્તિ કથાઓમાં માને છે.

વિજ્ઞાનાચાર્યોને આ બધી કથાઓમાથી એકમાં

રહેજે શ્રદ્ધા નથી. એટલે એમણે પોતાની પદ્ધતિએ એક નવી વાર્તા રચી છે. મને એ વાર્તામાં વિશ્વાસ છે, એટલે નીચે એ વાર્તા ટુંકાણમાં આપી છે. વિસ્તારથી વાંચીને પુરો રસ માણવા માગતા જીજ્ઞાસુઓએ એ વિષયના માન્ય ગ્રંથો વાંચવા વિચારવા.

વૈજ્ઞાનિકો માને છે કે આપણી પૃથ્વી સૂર્યમાંથી છુટી પડીને સ્વતંત્ર જીવન જીવતી થઈ એને રોઢથી બે અબજ વર્ષ થયાં. પછી એ સળગતો વાયુગોળો મટીને ધીમેધીમે ઠંડી થઈ. એ વાયુઓના મીશ્રણમાંથી પાણી થયું. પછી ક્રમશઃ જુદી જુદી વનસ્પતીઓએ અને જળચર, ખેચર ને ભૂચર પ્રાણીઓએ દેખા દીધી.

પૃથ્વીના આયુષ્યમાં લગભગ અર્ધો સમય તો જીવનરહીત (Azoic) હતો. પછીના સજીવ સમયને વૈજ્ઞાનિકો ત્રણ ભાગમાં વહેંચી નાખે છે પૂર્વજીવકલ્પ (Paleozoic Period)મધ્યજીવકલ્પ)(Masozoic period). આ દરેક કલ્પને પાછા જુદા જુદા યુગોમાં વહેંચી નાખવામાં આવ્યા છે.

આ સઘળા સમય દરમ્યાન આપણી પૃથ્વી ઉપર ક્રમશઃ અસંખ્ય પ્રાણીઓએ દેખા દીધી. દરેક પ્રાણીને અને દરેક જાતીને જીવવા અને જીતવા માટે પોતાના પ્રતિસ્પર્ધિઓ અને પ્રતિકુળ પરિસ્થિતિ સામે સતત અને સખત જીવન વિગ્રહ કર્યા કરવો પડતો. આ કઠોર અને ક્રુર જીવનવિગ્રહમાં નબળાં અને નાલાયક પ્રાણીઓ નાશ પામતાં અને કેવળ સબળ અને સમર્થ પ્રાણીઓ ટકી રહેતાં. આ રીતે લાખો વર્ષની વિકાસક્રમની મહાયાત્રા પછી માનવીએ દેખા દીધી.

તેમાથી વાનરનર (Anthropoid Ape) આદિ વાનર (Old world Monkey) માંથી (Ape) અને અમાથી આદી માનવ (Early man) પ્રગટયા. આદી માનવના પ્રાગટયને દશ લાખ વર્ષ થયાં એમ પહેલાં મનાતું, પણ ઝીનર નામના જર્મન ભુસ્તરકાળક્રમ વીદ (Geochronologist) અને પુરાતત્વવિદ (Archeologist) ના મત મુજબ આદી માનવનો જન્મ ૭ લાખ વર્ષ ઉપર થયો છે, જે મત હવે સર્વમાન્ય બનતો જાય છે વર્તમાન માનવ (Home sapiens) એ છેલ્લાં ૨૫ હજાર વર્ષનું સર્જન છે. માનવસંસ્કૃતિનો ઈતિહાસ એ પણ છેલ્લાં ૨૫ હજાર વર્ષનો ઇતિહાસ છે.

આદી માનવના જન્મને જે ૭ લાખ વર્ષ થયાં. ત્યારથી માનવજાત દુનિયામાં સઘળે શીકારી જીવન ગાળતી છેવટનાં ૨૫,૦૦૦ થી ૧૦,૦૦૦ વર્ષ સુધી મીશ્રયુગ–જેમાં પરિભ્રમણ અને સ્થિરતા બન્ને છે. આજથી આશરે ૧૦,૦૦૦ વર્ષ ઉપર ખેતીવાડીની શરૂઆત થઈ ત્યારથી જીવન સ્થિર થયું અને સંસ્કૃતિનો વિકાસ શરૂ થયો.

હથીઆરના વપરાશની દ્રષ્ટીએ માનવસંસ્કૃતિને પાષાણયુગ અને ધાતુયુગમાં વહેંચી નાખવામાં આવે છે પાષાણયુગમાં પૂર્વપાષાણયુગ (Poleolithic Age) આજથી ૬ લાખ વર્ષ ઉપર આદિમાનવના પ્રાગટ્ય સાથે શરૂ થયો. ત્યાર પછી નવપાષાણયુગ (Neolithic Age) આજથી દશ હજાર ઉપર એટલે કે સ્થિર જીવનની શરૂઆત સાથે શરૂ થયો. આજથી ૭૦૦૦ વર્ષ ઉપર પાષાણયુગનો અંત આવ્યો અને ધાતુયુગ શરૂ થયો. એ યુગને પાછો તામ્ર, કાંસ્ય અને લોહ એ રીતે ત્રણ યુગમાં વહેંચી નાખવામાં આવે છે. ઈ. સ. પૂર્વે ૫૫૦૦માં જગતભરમાં લોહ યુગ વ્યાપક બની ગયો.

માનવીએ પોતાની સમજણના ઉષઃકાળથી જ ચિત્રકામ શરૂ કર્યું છે. જગતમાં જુનામાં જુનાં ગુફા ચિત્રો આજથી ૨૫ હજાર વર્ષ પહેલાનાં છે. કોઇ પણ સુધારો જ્યાં સુધી નાના સમુદ્દોમાં અને ગામડાંઓમાં મર્યાદીત હોય છે ત્યાં સુધી પુરાવીરો એને સંસ્કાર (Culture) ના નામથી ઓળખે છે. પણ એ જ્યારે વ્યાપક બને છે, અને શહેરો સર્જાય છે, ત્યારથી એ સંસ્કૃતિ (Civilization)ના નામથી ઓળખાય છે.

## પ્રકૃતિ, સંસ્કૃતિ અને વિકૃતિ.

પ્રકૃતિ એટલે કુદરત, સંસ્કૃતિ એટલે સુધારો. વિકૃતિ એટલે બગાડો. આ સંસારમાં માનવી નહોતો



વેદાંતીઓ કહે છે. 'યથા પીંડે તથા બ્રહ્માંડે' આપણે જો વ્યક્તિનો જીવનવિકાસ સમજીએ તો સમાજ કે જે એક જટીલ પ્રકારની વ્યક્તિ છે તેના જીવનવિકાસને સમજવામાં ઘણી સરળતા થઇ જાય.

જીવન એ એક એવું મહાસત્ય છે કે જેની જટીલતા ઉકેલવા માટે અનેક મહાપુરુષોએ અનેક દૃષ્ટિઓ અને અનેક દિશાઓથી ભગીરથ પુરુષાર્થ કર્યો છે. એ બધા પ્રયત્નો પછી પણ જીવન એ માનવી માટે એવોને એવો જ અકળ કોયડો છે. કદાચ આ કોયડાનો પુરેપુરો ઉકેલ જીવનના પોતના અંત સાથે જ આવશે.

દરેક બાળક ગર્ભાધાન પછી એના જન્મ સુધીના નવ મહિનામાં એકકોષ અમેબામાંથી માનવી સુધીના સમગ્ર વિકાસક્રમમાંથી પસાર થાય છે. આ નવ મહિનામાં પ્રાણીસૃષ્ટિએ કરોડો વર્ષના જીવનવિગ્રહથી મેળવેલી મોટાભાગની સિદ્ધિઓ એ બાળક મેળવી લે છે

બાળકના જન્મ પછી એના વ્યક્તિત્વનો કબજો મેળવવા માટે જીવન અને મરણ વચ્ચે સંગ્રામ શરૂ થાય છે. આ વિગ્રહમાં મોટે ભાગે જીવન જ જીતે છે. જો કે એને ઘણીવાર આ જીત માટે આરોગ્યનો ભોગ આપી દેવો પડે છે. એ ભોગ આપી દઇને પણ જીવન દીનપ્રતિદીન આગળ વધતું જાય છે.

એ એક ખાસ નોંધપાત્ર હકીકત છે કે મોટા ભાગના બાળ મરણો પહેલા પાંચ વર્ષમાં, એમાંય પહેલા વર્ષમાં અને પહેલા વર્ષનાય પહેલા ત્રણ મહિનામાં સૌથી વધુ થાય છે. પહેલા વર્ષ કરતા બીજા અને બીજા વર્ષ કરતાં ત્રીજા એ રીતે ઘટતું મરણપ્રમાણ જુવાનીમાં એટલે કે વીસથી પચીસ વર્ષ સુધીમાં ઓછામાં ઓછું થાય છે. રોગ પ્રમાણ પણ એ જ રીતે ઘટે છે. પચીસ વર્ષની ઉંમર પછી પાછું રોગ અને મરણનું પ્રમાણ વધવા માંડે છે. ત્યારપછી દર વર્ષે અને દર દશકે રોગ મરણનું પ્રમાણ વધ્યા કરે છે- જે વધારો જીવનના અંત સુધી ચાલુ રહે છે. બાલ્યાવસ્થાથી જુવાની સુધીનો કાળ મોટે ભાગે ઓરી, અછબડા, અને ઉંટાટીઆ જેવા ઉગ્રરોગોનો કાળ છે. જ્યારે જુવાનીથી મરણ સુધીનો કાળ, મુખ્યત્વે ક્ષય, કેન્સર, લકવો અને મીઠી પેશાબ જેવા હઠીલા રોગોનો કાળ હોય છે. માનવજીવનનો એવો કોઇ કાળ નથી કે જ્યારે માનવી રોગ અને મરણના ભયથી સદંતર મુક્ત હોય.

માનસીક રીતે જોઇએ તો બાલ્યાવસ્થાથી જુવાની સુધીનો કાળ જુનું તોડીને નવું રચવાના ઉમંગનો એટલે કે ક્રાંતિનો કાળ હોય છે. બાળક જન્મે છે ત્યારથી જે ભાંગફોડ શરૂ કરે છે તેનો અંત "ગધાપચીસીમાં" આવે છે. પછીથી દરેક માણસની સર્જક શક્તિ સ્થિર થાય છે. અને ક્રાન્તિકાર માણસ ઉત્ક્રાંતિકાર થાય છે. પ્રૌઢાવસ્થાથી વૃદ્ધાવસ્થા સુધીનો સુધીનો કાળ એ નવા મૂલ્યો ઉપર જુના મૂલ્યોના વિજયનો કાળ છે. એમાં માનવી ઉત્ક્રાંતિકાર માનવી મટીને પ્રતિક્રાંતિકાર બને છે. જુવાનીનો ઝનુની કોમ્યુનિસ્ટ વૃદ્ધાવસ્થામાં ગીતા ઉપર ભાષ્યો લખતો થઇ જાય છે!

આ તો સામાન્ય ક્રમ થયો. શારીરિક શક્તિઓ ક્ષીણ થવા છતાં જેમનો માનસિક વિકાસ ના અટક્યો હોય એવા અનેક મહાપુરુષો આપણને જોવાના મળે છે. ઇતિહાસ આપણને એવા અનેક દાખલા પુરા પાડે છે કે જેમાં માણસનાં સર્વશ્રેષ્ઠ સર્જનો એની વૃદ્ધાવસ્થામાં થયાં હોય. નાના માણસ અને મોટા માણસ વચ્ચેના અનેક તફાવતોમાંના એક મહત્વનો તફાવત એ છે કે નાનો માણસ પોતાના જીવનની શરૂઆત આદર્શવાદી તરીકે કરે છે, અને એનો અંત વાસ્તવવાદી તરીકે આવે છે. જ્યારે મોટો માણસ પોતાના જીવનની શરૂઆત વાસ્તવવાદી તરીકે કરે છે. અને એનો અંત આદર્શવાદમાં આવે છે.

## સંસ્કૃતિનું પહેલું પ્રકરણઃ ક્રાન્તિ દ્વારા સર્વોદય

જર્મન તત્વજ્ઞ સ્પેંગલરે માણસજાતને એક મહત્વનો વિચાર આપ્યો છે. એણે એ બતાવ્યું છે કે વ્યક્તિની પેઠે સમાજને પણ જન્મ, શૈશવ, યૌવન,





વાર્ધક્ય અને મરણ હોય છે. વિગતોમાં તેમજ આગાહીઓમાં આ સિદ્ધાંત દોષ ભરેલો માલમ પડે તો પણ એનો કેન્દ્રવર્તી વિચાર સાવ સાચો હોય એમ મને તો લાગે છે. આપણા દેશનો ઇતિહાસ પણ આ સિદ્ધાંતને સાચો ઠરાવતાં અસંખ્ય દ્રષ્ટાંતો આપી રહે છે દરેક સંસ્કૃતિની શરૂઆત ધર્મક્રાન્તિથી થાય છે. આ ક્રાન્તિ એ પ્રજાને એક વિશિષ્ઠ પ્રકારની શ્રદ્ધા આપી એનામાં અજબ એકતા પ્રેરે છે. પોતાના ધર્મે પ્રેરેલી ધર્માંધતાને લઈને એ સંસ્કૃતિ અકલ્પ્ય અત્યાચારો કરે છે. એ અત્યાચારો હંમેશા સારી ભાવના અને નઠારી કાર્યપદ્ધતિના કારણે થતા હોય છે.

આર્યોએ આદીવાસીઓ, નાગો અને દ્રવીડોની કરેલી ક્રૂર કતલ, મુસ્લીમોએ હિંદુઓ ઉપર કરેલા અત્યાચારો, મૂડીવાદીઓએ મજૂરો અને સંસ્થાન વાસીઓનું કરેલું અમાનુષી શોષણ, અને બોલ્શેવી-કોએ રશીયન ખેડૂતો, કુલાકો ને બુર્ઝવાઓ ઉપર ગુજારેલો બેસુમાર સીતમ એ બધાં ક્રાન્તિકાળના અંધ ઝનુનના પરિણામો છે.

આ બધા જૂલમો પાછળ દુષ્ટતા નથી હોતી, ઉલટપક્ષે જગતને એકદમ સુધારી નાખવાની તીવ્ર ધગશ હોય છે.

સંસ્કૃતિનું પહેલું પ્રકરણ બહુજ કરુણ પ્રકરણ છે. ક્રાન્તિ દ્વારા શાંતિ, અત્યાચાર દ્વારા સદાચાર અને પાપ દ્વારા પ્રગતિ એ ઇતિહાસનો સનાતન ક્રમ છે.

ક્રાન્તિ એટલે અંધાધૂધી. એમાં સૌને મોટા થવાની સરખી તક. જેમ આગગાડીના ડબ્બામાં પેસતા ધક્કાધક્કી કરતા સૌ મુસાફરોને બેઠક મળવાની સરખી તક હોય છે તેમ. ઇસ્લામી ક્રાન્તિની શરૂઆતમાં બાદશાહ અને ગુલામ બન્ને બીસ્મીલ્લા કહીને એક બાજુમાં જમી શકતા. રશીયન ક્રાન્તિની શરૂઆતમાં સૌ "કોમરેડો" હતા. ગાંધી ક્રાન્તિની શરૂઆતમાં સૌ "ભાઇ" અને "બ્હેન" હતાં.

ક્રાન્તિનો સંદેશ સર્વોદયનો. પ્રકૃતિની નજરે સૌ સરખી

## સંસ્કૃતિનું બીજુ પ્રકરણ : ઉત્ક્રાન્તિ દ્વારા સર્વોદય

ક્રાન્તિમાં મુખ્ય તત્વ સંખ્યા ( Quality ). ઉત્ક્રાન્તિમાં મુખ્ય તત્વ સત્વ (Quantity). નીશાળમાં સૌ બાળકોને સરખાં માનીને કેળવણી અપાય છે, ત્યાં પણ કોઇપણ એક આર્થિક વર્ગનાં દર સો બાળકોમાંથી કેટલાં બાળકો ઉચ્ચ કેળવણી પામે છે !

ઉત્ક્રાન્તિ આગળ વધે એટલે લાયક લોકો ઉંચે જવાના, નાલાયક કે ઓછા લાયક નીચે રહેવાના ક્રાન્તિકાળમાં સ્ટેલીન, ટ્રોટસ્કી, ને રોયની કીંમત સરખી. ઉત્ક્રાન્તિકાળમાં સર્વસત્તાધીશ સ્ટેલીન થવાનો. ક્રાન્તિકાળમા સરદાર ને કૃપાલીનીની કીંમત સરખી. ઉત્ક્રાન્તિકાળમા સરદારને સિંહાસન મળે ને કૃપાલાની ખોવાઈ જાય !

માનવ ઇતિહાસનું પહેલું પ્રકરણ જેવું કાળું છે તેવું જ બીજું પ્રકરણ ઉજળું છે. યુદ્ધ દરમ્યાન ઉન્મત બનેલો માણસ શાંતીકાળમાં સુંવાળો થાય છે. પોતાના ઝનુનમા કરેલા અત્યાચારો એને પોતાને જ ખુંચે છે. એટલે એ શાંતી દ્વારા ક્રાન્તિને, સદાચાર દ્વારા અત્યાચારને અને પ્રગતિ દ્વારા પાપને ભુંસી નાખવા મથે છે.

આ સમય દરમ્યાન રામ, અશોક, ચંદ્રગુપ્ત ને અકબર પાકે છે. આર્યઅનાર્ય, બ્રાહ્મણશ્રમણ ને હિન્દુ મુસલમાન એક થાય છે. આ એકતા પ્રજામાં સર્જનબળ પુરે છે, અને આખી પ્રજા જીવનના દરેક ક્ષેત્રમાં અદ્‌ભૂત સર્જકશક્તિ બતાવે છે. એનું પ્રતિબિંબ એના સ્થાપત્યમાં પડે છે ત્યારે અજંતા ઇલોરા, દેલવાડા ને તાજમહેલનું સર્જન થાય છે. ઇતિહાસકારો આવા ઉત્ક્રાન્તિયુગોને સુવર્ણ યુગને નામે ઓળખે છે.



## સંસ્કૃતિનું ત્રીજું પ્રકરણ :
## પ્રતિક્રાન્તિ દ્વારા પૂર્વોદય

પોતાની મોટામાં મોટી સિદ્ધિ મેળવ્યા પછી સંસ્કૃતિને થાક લાગે છે. એટલે એ સિદ્ધિના જન્મ પછી એ નીચે ગબડવા માંડે છે, એટલે વિકૃતિ સંસ્કૃતિને ટપી જાય એવી ભયંકર સ્થિતિ ઉભી થાય છે. આવે વખતે જો સમાજમાં પુરતા પ્રમાણમાં પ્રાણબળ હોય તો એ એક પ્રતિક્રાન્તિકાર સર્જે છે. એ પ્રજાને પોતાની ભૂતકાળની જાહોજલાલીનું સ્મરણ કરાવે છે, અને એને એકત્ર કરીને પરચક્રને પર-સંસ્કૃતિના પાશમાંથી મુક્ત કરે છે. પ્રજાને એ રીતે મુક્ત કર્યા પછી એ ભૂતકાળને દ્રષ્ટી સમક્ષ રાખીને પ્રજાજીવનની પુનર્ઘટના કરે છે. પણ પ્રતિક્રાન્તિકાર કદી ઉત્ક્રાન્તિયુગની સાંસ્કૃતિક સપાટી ઉપર પ્રજા જીવનને લઇ જઇ શકતો નથી, કારણ કે એની પાસે આવતી કાલનું દર્શન નથી અને "જ્યાં દર્શન નથી ત્યાં પ્રજા નાશ પામે છે."

ક્રાન્તિ ને પ્રતિક્રાન્તિ, સર્વોદય ને પૂર્વોદય× પહેલી નજરે સરખાં લાગે છે. કારણ કે એમનું બાહ્ય સ્વરૂપ સરખું છે. પણ એમનું આંતરીક સ્વરૂપ એકબીજાથી ઉંધું છે. પ્રતિક્રાન્તિમાં ક્રાન્તિથી ઉલટી રીતે શાંતી દ્વારા ક્રાન્તિ, સદાચાર દ્વારા અત્યાચાર, અને પ્રગતિ દ્વારા પાપની પ્રતિષ્ઠા થાય છે. પરીણામે પ્રજા ફરી પાછી પરચક્રમાં સપડાય છે, અને ત્યારબાદ એનામાં જો કાંઈ જીવનબળ બાકી રહ્યું હોય તો એ ફરી પાછી સ્વતંત્ર થવા મથે છે.

સમાજ જ્યારે એટલો ક્ષીણપ્રાણ થાય કે એમાં કોઈ પ્રતિક્રાન્તિકાર પણ ના પાકે ત્યારે એ સંસ્કૃતિનો એનાથી ચઢીયાતી સંસ્કૃતિ નાશ કરે છે, અને એના ખંડેરો ઉપર પેલી નવી સંસ્કૃતિ પોતાની મહેલાતો રચે છે.

જગતની અમે તેવી મહાન પ્રજા થાકે એનાથી પ્રગતિનો ક્રમ થંભતો નથી તુરંત જ બીજી બળવાન પ્રજા આવીને એનું અધુરૂં કામ આગળ ચલાવે છે.

---

×આ શબ્દ માટે ગુજરાતી ભાષા મા. મગનભાઈ દેસાઇની આભારી છે.

ક્રાન્તિ અને પ્રતિક્રાન્તિ વચ્ચેનો દેખીતો અને મોટામાં મોટો તફાવત એ છે કે ક્રાન્તિ પ્રજા જીવનમાં એક નવું પ્રકરણ ઉઘાડે છે. જ્યારે પ્રતિક્રાન્તિ જુના પ્રકરણનું પુનરંટણ કરે છે. ક્રાન્તિ પછી પ્રજાની જે ઉન્નતિ થાય છે અને એની સંસ્કૃતિનો જે વિસ્તાર થાય છે. તેવી ઉન્નતિ અને તેવો વિસ્તાર પ્રતિક્રાન્તિ પછી કદી થતો નથી. ઇસ્લામી ક્રાન્તિને પરીણામે અરબ સંસ્કૃતિ ત્રીખંડવ્યાપી બની. ઔદ્યોગીક ક્રાન્તિને પરીણામે જર્મનીથી જાપાન સુધી રશિયાનું વર્ચસ્વ જામી પડ્યું.

ક્રાન્તિ એટલે નવા ઇષ્ટની મદદ વડે, જુના ઇષ્ટની સહાયથી નવા અનિષ્ટનો નાશ. ક્રાન્તિ જેનો નાશ કરે છે, એનાથી ચઢીયાતું સર્જન કરે છે. ઉલટ પક્ષે પ્રતિક્રાન્તિ જેનો નાશ કરે છે, એનાથી ઉતરતું સર્જન કરે છે. કારણ કે ક્રાન્તિ નવી મુડી સર્જે છે. જ્યારે પ્રતિક્રાન્તિ જુની મુડી ઉપર જીવવા મથતી હોય છે.

જેમ ક્રાન્તિ અને પ્રતિક્રાન્તિ વચ્ચે મોટો તફાવત છે તેમજ પ્રતિક્રાન્તિના પૂર્વોદય (Revivalism) અને પ્રજાકીય પુનર્જન્મથી થતા પ્રાણોદય (Renaissance) વચ્ચે પણ ઘણોજ મોટો તફાવત છે. પૂર્વોદયમાં પ્રજા કદી પોતાની અસલ સાંસ્કૃતિક સપાટીએ પહોંચતી નથી, જ્યારે પ્રાણોદયમાં પ્રજા પોતાની તામસીક નિદ્રામાંથી જાગ્રત થઇને પોતાના પૂર્વજોએ સંસ્કૃતિ સર્જવાનું કામ જ્યાંથી અધુરૂં મુક્યું હોય છે, ત્યાંથી શરૂ કરીને એમના કરતાં શ્રેષ્ઠ સંસ્કૃતિ સર્જે છે.

પ્રતિક્રાન્તિ પરચક્ર સામેના પ્રતિકાર તરીકે હમેશાં સર્જક છે એવું પણ નથી. પરચક્ર કે પરસંસ્કૃતિનો કદાચ ભય ના હોય ત્યારે પણ પ્રજા ઉંચે ચઢતા થાકે એટલે નીચે પડવા માંડે. સર્જક મટીને સંરક્ષક થાય.

સંસ્કૃતિનું પહેલું પગલું શોધીથી આગળખેલું હોય છે, બીજું કુમકુમથી, ત્રીજું પ્રસ્વેદથી. સંસ્કૃતિની શરૂઆત વિજિગીષાથી થાય, એનો અંત જીજીવિષામાં આવે.





દરેક સંસ્કૃતિનું જીવનચક્ર આ રીતે ગોઠવાય છે. વિનાશ, સર્જન, સંરક્ષણ. પછી એનો અંત વચમાંજ જો કોઈ બળવાન સંસ્કૃતિ એની ઉપર આક્રમણ કરી એનો નાશ કરે તો પોતાનું જીવનચક્ર પુરૂં કર્યા પહેલાં જ એનું અકાળ મૃત્યુ થાય, અને ત્યારબાદ એની સિદ્ધિઓ સંગ્રહસ્થાનોની શોભા વધારે.

### સંસ્કૃતિ સ્વરૂપો

મનુષ્યસ્વભાવ સર્વ દેશમાં અને સર્વકાળમાં સરખો હોવા છતાં, ભૌગોલિક પરિસ્થિતિ, ઐતિહાસીક પરંપરા, અને જીવનના તત્વજ્ઞાનને અંગે કોઈ બે સંસ્કૃતિનું આંતરીક ને બાહ્ય સ્વરૂપ સરખું હોતું નથી.

સહરાથી સીધ સુધી ફેલાયેલી ઇસ્લામી સંસ્કૃતિ એ રણસંસ્કૃતિ છે. આર્ય સંસ્કૃતિ વનસંસ્કૃતિ હતી હીંદુ સંસ્કૃતિ ગ્રામસંસ્કૃતિ છે. ઇંગ્લેંડ અમેરીકાની સંસ્કૃતિ સમુદ્રસંસ્કૃતિ છે, સ્વીટઝરલેંડની સંસ્કૃતિ નગસંસ્કૃતિ છે. ગ્રીઆની સંસ્કૃતિ ભૂસંસ્કૃતિ છે.

ઐતિહાસીક રીતે જોતાં કેટલીક સંસ્કૃતિઓ યુવાન હોય છે, તો કેટલીક વૃદ્ધ હોય છે.

જીવનના તત્વજ્ઞાનની રીતે જોતાં સંસ્કૃતિઓના બ્રાહ્મ, ક્ષાત્ર, વૈશ્ય ને શુદ્ર જેવા વર્ગો પડી શકે. હિન્દુ સંસ્કૃતિ બ્રાહ્મણ સંસ્કૃતિ છે ઇસ્લામી સંસ્કૃતિ ક્ષાત્રસંસ્કૃતિ છે. ઇંગ્લેંડ–અમેરીકાની સંસ્કૃતિ વૈશ્ય સંસ્કૃતિ છે. રશીયાની સંસ્કૃતિ શુદ્ર સંસ્કૃતિ છે.

માર્કસે માનવ ઇતિહાસના બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય ને શુદ્ર એવા યુગ પાડી નાખ્યા. અને શુદ્ર-સંસ્કૃતિનું વર્ચસ્વ સંસારમાં જામી પડતાં, સત્યયુગનો ઉદય થશે એવી આગાહી ભાખી. અમુક હદ સુધી ને અમુક રીતે આ વર્ગીકરણ બરાબર છે. પણ એને વ્યાપક રીતે ઘટાવવા જતાં અનર્થ થવાનો સંભવ છે.

આપણે જોઇએ છીએ કે જૈન ને વૈષ્ણવ સંસ્કૃતિઓ જેવી સંસ્કૃતિઓ સીધી બ્રાહ્મણ સંસ્કૃતિમાંથી વૈશ્યસંસ્કૃતિઓ થઇ ગઇ છે.

એજ રીતે જગતમાં હજીસુધી એકી સાથે અનેક યુગો પ્રવર્તતા હોય એમ પણ આપણે જોઈએ છીએ. આંદામાનમાં પાષાણયુગ પ્રવર્તે છે. જ્યારે અમેરીકામાં પરમાણુયુગ પ્રવર્તે છે.

કોમ્યુનીસ્ટ અમલ હેઠળ રશીયાની અનેક જાતીઓ સંસ્કૃતિની કેટલીયે સોપાનશ્રેણીઓ એકજ કુદકે વટાવી ગઇ.

સંસ્કૃતિનું સ્વરૂપ બળાત્કારે કે સ્વેચ્છાથી બદલાય, એટલે એનાં જીવનમૂલ્યો પણ કઇ રીતે બદલાય એનો ખ્યાલ શ્રી દર્શકે જર્મન સંસ્કૃતિને બ્રાહ્મણ સંસ્કૃતિ મટીને ક્ષત્રિસંસ્કૃતિ થતાં પોતાના આદર્શો કઇ રીતે ફેરવવા પડયા, એ બતાવીને બહુ સરસ રીતે આપેલ છે.

'બીસ્માર્કે શીલ્પસૃષ્ટિપ્રિય કવિ–પંડિતોના જર્મનીને શસ્ત્રસજ્જ ગઢ તરીકે ઘડવાનો સંકલ્પ કરીનેય શું મેળવ્યું તે વાત ન કરીયે, તોપણ લશ્કરી દ્રષ્ટીએ બળવાન થવા માટે એને કેળવણી–સાહિત્ય, ઉદ્યોગ ને રાજકરણનો આદર્શ બદલવો પડેલો તે ભૂલ્યે નહિ ચાલે. ફિલસુફીમાં શોપનહોઅરને બદલે નિત્શે આવ્યો; ગોઈથેની જગ્યાએ ટ્રિટશે ને હેગલને બેસાડયા, ઇશ્વરસ્થાને રાજ્યને બેસાડ્યું. ફિલસુફીને બદલે રસાયનશાસ્ત્ર ઉપાસ્યું.'

દરેક સંસ્કૃતિનો પુરૂષાર્થ જુદો જુદો. બ્રાહ્મણ સંસ્કૃતિનો જ્ઞાન, ક્ષાત્રસંસ્કૃતિનો સત્તા, વૈશ્ય સંસ્કૃતિનો ધન, શુદ્રસંસ્કૃતિનો શ્રમ. દરેક સંસ્કૃતિમાં મુખ્ય પુરૂષાર્થને અનુકુળ ગૌણ પુરૂષાર્થને થવું પડે.

દરેકના ઉત્પાદનનો હેતુ જુદો. બ્રાહ્મણ સંસ્કૃતિ આનંદ માટે ઉત્પાદન કરે. ક્ષાત્રસંસ્કૃતિ વિજય માટે વૈશ્યસંસ્કૃતિ નફા માટે તો શુદ્રસંસ્કૃતિ ઉપયોગ માટે,

બ્રાહ્મણ સંસ્કૃતિનો વિસ્તાર સામથી થાય, ક્ષાત્રસંસ્કૃતિનો ભેદથી, વૈશ્યસંસ્કૃતિનો દામથી ને શુદ્ર સંસ્કૃતિનો દંડથી

### સંસ્કૃતિઓની ચડતીપડતીનાં કેટલાંક કારણો

કોઈપણ સમાજના અભ્યુદય અને અવનતી શી રીતે થાય છે, એને વિષે જુદા જુદા વિષયના વિદ્વાનોએ ઘણો પ્રકાશ પાડયો હોવા છતાં, હજી એ

એક સરવાળે અકળ કોયડો છે. છતાંય આ કારણોના અભ્યાસથી આપણને એ ખ્યાલ તો આવે છે જ કે સંસ્કૃતિઓનો ઉદયઅસ્ત એ નીતિવાદીઓ મનાવે છે એવી સીધીસાદી બાબત નથી.

ઇતિહાસ એટલે ઉત્ક્રાન્તિ. એક વિદ્વાને કહ્યું છે કે: 'Evolution is God's way of doing Things' અર્થાત ઉત્ક્રાન્તિ એ ઈશ્વરની કાર્યપદ્ધતિ બતાવે છે.' માણસની કાર્યપદ્ધતિ પાછળ ઈશ્વરની કાર્યપદ્ધતિ કઈ રીતે કામ કરે છે, એનું વિશદ દર્શન આપણને ઈતિહાસમાં થાય છે.

હવે આપણે સંસ્કૃતિઓની ચડતીપડતીનાં કેટલાંક કારણો તપાસીએ.

(૧) ભૌગોલિક પરિસ્થિતિ—ઈંગ્લેંડ અને જાપાન જેવા દેશોની ઉન્નતિમાં એમની ભૌગોલીક પરિસ્થિતિએ મોટો ભાગ ભજવ્યો છે. નેપોલીયનને પોતાનો સામ્રાજ્ય વિસ્તાર કરવામાં મોટામાં મોટી મુશ્કેલીઓ ત્રણ નડી. ઈંગ્લેંડ, ઇજીપ્ત અને રશીયા. બરાબર એક સદી પછી નેપોલીયનના જમાના કરતાં વિજ્ઞાન આટલું બધું આગળ વધ્યું હોવા છતાં હિટલરને પણ યુરોપમાં ચક્રવર્તી બનવામાં એની એ ત્રણ મુશ્કેલીઓ નડી! અમેરીકન સંસ્કૃતિએ વીસમી સદીમાં જે ઝડપી અને અજાયબ પ્રગતિ કરી એનું એક મહત્વનું કારણ એની ભાગોલિક સ્થિતિ છે. એ સ્થિતિને કારણે જ એના રાષ્ટ્રદેહ ઉપર એ યુરોપીયન સામ્રાજ્યવાદીઓએ બીલકુલ ઘા પાડ્યા નથી માત્ર ઉઝરડા કર્યા છે.

(૨) નૈસર્ગિક સાધનસંપત્તિ—ઇજીપ્તની સંસ્કૃતિ નાઈલને, સુમેરીયન, એસીરીયન અને બેબીલોનીયન સંસ્કૃતિઓ યુફ્રેટીસ-ટેગ્રીસને, અને આર્ય સંસ્કૃતિ સીંધુ, સરસ્વતી, ગંગા ને યમુનાનું ધાવણ ધાવીને ઉછરી છે. કોલસાને લોખંડ ઉપર ઈંગ્લેંડની, સોના ને હીરા ઉપર દક્ષીણ આફ્રિકાની, વિજળી ઉપર સ્વીટ્ઝરલેન્ડની અને પેટ્રોલીયમ ઉપર અમેરીકાની સંસ્કૃતિઓ ફુલીફાલી છે.

એજ રીતે નૈસર્ગિક સાધનો ખુટતાં તે તે સંસ્કૃતિઓની પડતી થાય છે. ઈરાન-ઈરાકની જે ફળદ્રુપ જમીન ઉપર એક વખત મહાન સંસ્કૃતિઓ વિકસી હતી ત્યાંજ આજે જમીનના ધોવાણ વરસાદનો અભાવ અને આબોહવાને ફેરફારને કારણે નાખી નજર ના પહોંચે ત્યાં સુધી કેવળ ઉજ્જડ રણ માલમ પડે છે. સોલંકી સંસ્કૃતિના ઉજવળ અવશેષો ધરાવનાર ઉત્તર ગુજરાત ધીમે ધીમે રણમાં ફેરવાઈ રહ્યું છે, એ જાણીતી હકીકત છે.

(૩) આબોહવા—સંસ્કૃતિના વૃદ્ધિ ને ક્ષયમાં આબોહવા પણ ઘણો મહત્વનો ભાગ ભજવે છે. અતિ ઠંડી કે અતિ ગરમી સંસ્કૃતિના વિકાસ માટે પ્રતિકુળ છે. હમણાં જ એક અંગ્રેજ લેખકે લખેલા પુસ્તકમાં એણે આજસુધીની જગતની સંસ્કૃતિઓનું વિશ્લેષણ કરીને એ બતાવવાનો પ્રયત્ન કર્યો છે કે સંસ્કૃતિના વિકાસ માટે સૌથી વધુ અનુકુળ હવામાન ૭૦ ડિગ્રી આજુબાજુનું છે.

ઠંડી હવા માણસને ગરમ રાખતી હોય છે, જ્યારે ગરમ હવા એને ઠંડો પાડી દે છે! મધ્ય એશીયામાંથી આવેલી અનેક જાતીઓએ હિંદને વારવાર જીત્યું છે. જ્યારે બીજી બાજુ હિંદના શાહજહાં જેવા સમર્થ ચક્રવર્તીના કંદહાર, અફઘાન અને બલ્ખ જીતવાના પ્રયાસો કરોડોના ખર્ચ પછી ધુળધાણી થયા હતા.

(૪) પ્રતિકૂળતાઓ—દરેક સંસ્કૃતિનું ખમીર ખીલવવા માટે જેટલી જરૂર અનુકૂળતાની છે તેથી વધુ જરૂર પ્રતિકૂળતાની છે. વિગ્રહ એ વિકાસની પહેલી શરત. દરેક સંસ્કૃતિ સામે કુદરત, આંતરીક પરિસ્થિતિ અને બાહ્ય પરિસ્થિતિ એટલે કે ભુગોળ, ઇતિહાસ અને રાજકારણ એ ત્રણે એકત્ર થઈને એક પડકાર ફેંકે છે. એ પડકારને ઝીલી લઈને એની ઉપર વિજય મેળવવાની દરેક સંસ્કૃતિની તાકાત ઉપર એના ભવિષ્યનો, જીવન કે મરણનો અથવા સ્વતંત્ર કે ગુલામીનો આધાર રહે છે.





સંસ્કૃતિના વ્યવસ્થીત વિકાસ માટે અનુકૂળતા અને પ્રતિકૂળતા એ બન્નેનો સુમેળ જરૂરી છે એકલી અનુકૂળતા કે એકલી પ્રતિકૂળતા સંસ્કૃતિના વિકાસને રૂંધી નાખે છે. નરી પ્રતિકૂળતાઓમાં જીવતા હબસીઓ સંસ્કૃતિ સર્જી શક્યા નથી એ જાણીતી હકીકત છે.

(૫) રોગો—સમાજનું આરોગ્ય કે રોગો એની સંસ્કૃતિ વિકસાવવામાં કે રૂંધવામાં મોટો ભાગ ભજવે છે. રોમન સંસ્કૃતિ અને મધ્ય અમેરીકાની ઇન્કા સંસ્કૃતિના નાશમાં મેલેરીયાએ મોટો ભાગ ભજવ્યો હતો. ભૂતકાળના અનેક મહાન વિજેતાઓને, મેલેરીયા, કોલેરા, પ્લેગ, ટાઈફસ, ને શીતળાએ હરાવ્યા હતા. આ રોગોના રોગચાળાઓએ અનેક વિજયી સૈન્યોને ધૂળ ચાટતા કરી નાખ્યા હતા.

(૬) શાંતિ—શાંતી વિના સલામતી નહિ, સલામતી વિના આર્થિક પ્રગતિ નહિ. આર્થિક પ્રગતિ વિના સંસ્કૃતિનો વિકાસનો વિસ્તાર નહિ. યુદ્ધો, આંતરવિગ્રહો, ક્રાન્તિઓ અને અંધાધૂંધીમાં સતત ડૂબી રહેતી પ્રજા ઉચ્ચ કક્ષાની સંસ્કૃતિ કદી ખીલવી શકતી નથી

આ ઉપરાંત, ઉત્પાદનની પદ્ધતીઓ, વ્યાપાર માર્ગો, મુદ્રકલા, રાજવહીવટ, સુકાળ–દુષ્કાળ વિજ્ઞાનનો વિકાસ, ધર્મપ્રણાલીકા, સામાજીક સંગઠન તેમજ બીજાં અસંખ્ય નાના મોટાં કારણો સંસ્કૃતિના વિકાસ અને વિનાશમાં પોતાનો ભાગ ભજવતા હોય છે. ઇતિહાસના શાસ્ત્ર અને કલા જેમ જેમ આગળ વધે છે તેમનેમ હજી નવાં કારણો જડતાં જાય છે. પણ આટલા ઉપરથી આપણે એ સ્પષ્ટ રીતે જોઈ શકીયે છીએ કે નીતિથી પ્રજા ચઢે છે અને અનીતિથી પડે છે. એ ખ્યાલ ખોટો ના હોય તોપણ અતિશય એકાંગી ખ્યાલ છે. ઉલટપક્ષે એમ પણ જોવા મળે છે કે અનેક પ્રજાઓની પડતીના એમની ઉચ્ચ નીતિભાવનાએ મોટો ભાગ ભજવ્યો છે. જમીનનું ધોવાણ અને મેલેરીયા જેવા સંસ્કૃતિની પડતીનાં કારણો નૈતિક કારણો નથી પણ ભૌતિક કારણો છે.

તો પછી જીવનમાં નીતિનું સ્થાન શું? એનો વિચાર આપણે આવતા પ્રકરણમાં કરીશું



# મારા દેશબાંધવો!

તમે ગમે તેટલા ગર્વથી ટટ્ટાર ઊભા રહો પણ તમારો આત્મા જાણે છે કે, તમારી જ કેડે લટકતી અસિ કાટથી ખવાઇ ગયેલી છે. એ વ્યવહારુ સત્યને અપનાવે તેમ નથી; તેમ મારા સત્યને જાણે તેમ નથી. મારા દેશબાંધવો! આપણા દેશનું અજ્ઞાન એ આપણા સૌના પાપનું ભેગું ફળ છે. આપણા દેશનું અજ્ઞાન એ આપણો જ ગુનો છે. હું તમને માફ કરી શકતો નથી. તમે અને હું સૌ જાણીએ છીએ કે જ્ઞાનના ઉદય વિના કોઇ જ ભૂમિકા તૈયાર થતી નથી, છતાં આપણે અજ્ઞાનને કાઢી નાખવા કટિબદ્ધ થઇ શકતા નથી. આપણું પહેલું કામ જ્ઞાનપ્રદીપ પ્રગટાવવાનું છે પણ આપણે જે રીતે એ કામ ઉપાડ્યું છે એમાં ક્યાંય જ્ઞાનપ્રદીપ દેખાય છે? તમારે ત્યાં રેડિયો છે. એ જ્ઞાન ફેલાવે છે? જ્ઞાન તો ઠીક, સામાન્ય માણસ સમજે એવું એ બોલી શકે છે ખરો? દેશભરને સંદેશો પહોંચાડનારા કેવા બળવાન આત્મા જોઈએ, ત્યાં તમે કેવાં માણસ મૂક્યાં છે જુઓ તો! મારા દેશબાંધવો! તમારું દરેકે દરેક ક્ષેત્ર નવેસરથી તપાસ માગે છે તમે જરાક આંખ ઉઘાડીને જુઓ. આપણે ત્યાં ક્યાંક ચીનનો જ ઇતિહાસ ફરીને પ્રગટે નહિ.

'કરમે લખ્યું કથીર એ......ઈ હોતું ક્યાંથી હાંપડે'

# પરદેશની સફરમાં ભંગાણ

વ્રજલાલ ત્રિવેદી

'અમારે તારા ગોળાનું પાણી હરામ છે. એ ગામના બ્રાહ્મણો સાથે અમારે તો બાપદાદાઓના વખતથી 'અબ્બા' છે. ત્યાંનું વેશવાળ અમારે મંજુર નથી.' નીકટના સ્વજનો બોલી ઉઠયા.

'એકવાર ત્યાં વેશવાળ કરી અને પરણવા તો જા. પછી જોઈ લઈશું, કે કેવી રીતે ગામમાં રહેવાય છે તે. અમને પણ આબરૂ વહાલી છે.' મિત્ર સ્નેહીઓએ આવો પ્રેમ જાહેર કર્યો.

અને 'હું અફીણ ખાઈશ.' જો આપણા ગામની ચાંદલે મલેલ કન્યાનું વેશવાળ તોડીશ તો, 'પિતાએ ઉશ્કેરાઈ અને આવું ઉથલતું પગલું ભરવાની ધમકી બતાવી.

'અમારે શું હવે કૂવે પડવું? અમારી કન્યા તો ચોરાઈ જાયને?' ગામની કન્યાના માબાપે પોતાની મુંઝવણ જણાવી દીધી.

આગલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે શ્રી. રેવાશંકરભાઈની સલાહ મુજબ જે ગામ જઈને કન્યાના માબાપને મળી આવ્યા પછી સગપણ અંગેની પ્રાથમિક વાટાઘાટ નક્કી કરી નાખ્યા પછી મારા જ ગામમાં એક જુદી જ પરિસ્થિતિ ઉપસ્થિત થઈ. એજ અરસામાં મારા ગામમાં પણ એક બીજી કન્યા સાથે સગપણ કરી નાંખવા વધુ જોરદાર લાગણી દાખવે છે. કુટુંબની પરિસ્થિતિ ખરાબ થવાનો સંભવ થતો લાગ્યો. અથવા એમ કહું તો યે ચાલે કે એ વખતે મારા આત્માની શ્રદ્ધા અને ભગ કોઈ ગેબમાં અદશ્ય થઈ ગયાં. અને ભાવનાઓની નબળાઈઓના પ્રતાપે મારા ચેતન વગરના શરીરે ગામની કન્યાનું એક સાથે કાળે કંકુનો ચાંદલો કરેલું શ્રીફળ સ્વીકારી લીધું. આ પ્રસંગનું વર્ણન હું લખું? નારે ના, ફરી એક નવી વાર્તા લખવાનું આ સ્થળે બાજબી નથી લાગતું. કારણકે મને જેવી ઉપરની ઘટના લાગુ પડી એવો હું એકલો જ બેનશીબ માનવી આ દુનિયામાં નહિ હોઉં એવી મને ખાત્રી છે.

એટલે ન છુટકે આ દર્દભરી કથની જેટલી અંતરમાં રહે એટલી વધુ મીઠાશ માનવી જરૂરી છે. મારી જેવા અસંખ્ય બેનસીબ જુવાનોની અંતર વેદનાને મારી કથની વંચાવીને હું ચીનગારી રૂપ ન બનું એ એક છે.

કહેવાતા આટલા ભાવાર્થમાં જીંદગીની સમગ્ર લીજ્જત ઠલવાઈ જાય છે. અચળ પુરૂષાર્થમાં માનનાવાળા માણસને જીવનમાં કોઈવાર પ્રારબ્ધ પણ ધોળે દિવસે તારાઓનું દર્શન કરાવી દે છે એનો આ તાદશ્ય દાખલો.

અરે! આતો અધું તત્વજ્ઞાન લખાવા માંડ્યું. શેઠણા શેનાથી તો કલમમાંથી સાહિત્ય ટપકવા માંડશે. હું તો જેમ હાંકું છું એમજ હાંકીશ.

ઘેરથી સીધો અમદાવાદ આવ્યો અને રેવાશંકરભાઈને મળ્યો. એમને મારી ગુંચની ખબર પડી ગઈ હતી. તરતજ પૂછ્યું. 'કાં વજુભાઈ! સિંહ કે શિયાળ.'

કશો જવાબ આપી શક્યો નહિ. મારી આંખોએ કહ્યું 'હું જ કહીશ, જીસને ફાંધું હું કાઠી થઈશ માં.' અને તુરતજ શ્રાવણ અને ભાદરવાની શરૂઆત થાય તે પહેલાં ખીસાના રૂમાલે એક કામ કરી લીધું.

મનની વેદનાએ તત્વજ્ઞાન ભાખવા ફાંફાં માર્યાં. પણ જીભે તો જુદા જ શબ્દો લલકાર્યા.

'કરમે લખ્યું કથીર, એ...હોતું ક્યાંથી હાંપડે.'

રેવાશંકરભાઈ આટલું સાંભળીને તરત આખી પરિસ્થિતિ સમજી ગયા. હવે વધુ ચર્ચા કરવી યોગ્ય ન લાગવાથી બની ગએલ પરિસ્થિતિ ઉપર પાણી ઢાંકી દેવા સલાહ આપી.

પ્રથમ ઉપર સલાહ, ઉપદેશ અને સૂચનાઓના પાઠ આપ્યા. પા રૂકના અશક્ય લાગ્યા. લાગણીમાં અને આવેશમાં કપાપીના લગભગ બધાય તુકડાઓ વાંચી નાંખ્યા. થોડીક દર્દ દિલ ભરી ફિલ્મો જોઈ નાંખી હોય એવું એજ...





થોડોક વખત ગયો અને કલાના અભ્યાસે વેદનાનું દુઃખ ભૂલાતું ગયું તે દરમીઆન વચમાં પૂજ્ય રવિભાઈનો પણ એક પત્ર મારે ઘેર મળેલો.

'ચી. ભાઈ છગનલાલ, પત્ર મળ્યો. હકીકત જાણી એક પગલું ઉતાવળું ભરાયું તો બીજા પગલાએ સુધારી લેવું, શુ : રવિભાઈ'

સમયનો કેટલોક ગાળો કપાય છે. અભ્યાસ પણ શાંતિથી આગળ ધપ્યે જાય છે. એક દિવસ શ્રી રવિભાઈ અને તેમના એક મિત્ર સાથે કંઈક વાર્તાલાપ થયો હશે. મને બોલાવીને પૂછ્યું. તમે કોઈની સાથે ઇંગ્લેન્ડ જવું હોય તો જઈ શકો કે નહિ? મેં તુરતજ જવાબ આપ્યો. ઇંગ્લેન્ડ જવાનો લાભ મળતો હોય તો ગમે તે મુશ્કેલી સહન કરીને પણ હું જવા હિંમત કરૂં.' ઠીક ત્યારે તો પછી આ ભાઈ તમને ચીઠ્ઠી લખી આપે તે ગામ જઈને તમારે વાતચીત કરી આવવાનું છે, અને પછી શું કરવું? તે આપણે નક્કી કરીશુ.

શ્રી રવિભાઈના સ્નેહી પાસેથી ભલામણ પત્ર લઈ હું પેલા ભાઈને તેમને ગામ મળવા ઉપડ્યો. આ પ્રસંગ ખુશમિજાજ ઉપજાવે તેવો જ હતો. એટલે આ નવા પ્રસંગની લહેરમા વધુ પરોવાયો. ટ્રેઈનમાં બેઠો તેજ દિવસે સાંજે હું સ્ટેશને ઉતરીને પેલા સાહેબને બંગલે તેઓશ્રીને મળવા ઉપડ્યો. સાહેબ બંગલે જ હતા. ભલામણ પત્ર આપ્યો. તેમણે તે વાંચી અને મારી સાથે વાતચીત શરૂ કરી. સાહેબના મોટા પુત્ર ઇંગ્લેન્ડ જવાના હતા મને પૂછ્યું 'તમે ભાઈની સાથે મુસાફરીએ જઈ શકશો? પરચુરણ કામકાજ અને તેમની સગવડતા માટે તમારે વ્યવસ્થા કરવાની રહેશે.' મેં ખુશીથી બધું કબુલ કર્યું. અને રાજીખુશીથી તેમની પાસેથી સંતોષકારક જવાબ લઈ હું વખતે દિવસે પાછો અમદાવાદ આવી પહોંચ્યો.

અમદાવાદ આવી શ્રી. રવિભાઈને સીધો મળ્યો ત્યાંની બનેલી સઘળી હકીકતથી તેમને વાકેફ કર્યા. અને તે ખૂબ ખુશી થયા. મુસાફરી અંગેની થોડી ઘણી સલાહ અને સૂચનાઓ આપવા માંડી. લગભગ નક્કી થઈ ગયું.

ઉપરની વાતચીત થયા દરમીઆન મેં એક અણધારી ભૂલ કરી નાખી. મારે પરદેશ જવું છે એ હકીકતનો એક પત્ર મેં મ્હારે ઘેર લખી નાંખ્યો. અને એ સ્વાભાવિક જ લખેલો પરંતુ એનું પરિણામ કંઈક જુદું આવ્યું. અને એક નવો રૂપણગો ફુટ્યો. જેમની સાથે જવાનું હતું એ દરેક હકીકત પત્રમાં લખી નાખી તી.

મ્હારા સસરા તથા કુટુંબી આપ્તજનોમાંથી દરેક જણાએ મળી કંઈક નવી વાટાઘાટ શરૂ કરી 'જુઓ ભાઈ! આ છોકરો પરદેશ ચાલ્યો જશે તો તમારી છોકરીનું સગપણ તુટ્યું સમજવું. અને આબરૂ જશે એ જુદું. સમજાવાને માટે એતો' એક જણાએ છોકરીના બાપને સાચા જ્ઞાનનો ઉપદેશ આપ્યો

'હા, ભાઈ! પછી તો એમ જ બનવાનું અને ત્યાં જાય ઇ પાચ વર્ષેય શેનો પાછો આવે? અને પણ આ છોકરી કાંઈ પાંચ વરસ બેસી રહે? એવું તે ક્યાંઇ ભાળ્યુ છે?' બીજાએ અનુમોદન આપ્યું.

'તો પણ લગન કરીને પછી ભલે જવું હોય તો જાય. આપણી ક્યાં ના છે? માટે લગન જ કરી નાખો પછી આકુડો પડ્યો રહેશે અહીં. ગાળીઓ નાંખ્યો એટલે ખીલે બંધાણો સમજો. આપડી તો આ સલાહ છે.' એક સ્વજને જરા ઉદારતા બતાવી.

'શું કીધુ? અરે રામ રામ કરો! ઇ વાતમાં શું માલ છે. તે લગન કરવા રોકાય. ઇ તો કાંઈક એવો નુસખો શોધો કે પરદેશ જાનો જ અટકે. હા, એક વાત છે જો તમને બધાને ગળે ઉતરે તો. ઓલ્યો એનો બાપ આંધળો છે, એને જ કરોને ડેલા આડો આપણે નકામા વચમાં ભરાઇ મરવું? આપણે કાંઈ એની પાહે. એને ચેલો તો ઉધડો જ લેવો. અને પછી વેતરવું જે વેતરવું હોય ઇ હમજ્યા ને!' નજીકના સગાએ બુદ્ધિનું દ્વાર ખોલી નાખીને છોકરીના બાપને ખ્યાલ આપ્યો.



'હા, હા, આ તો ભારે જબરો નુસખો ગોતી કાઢયો. હાલો એમ જ કરો. આ ઘડીએ ખખળાને જવાબ તમારે. એના બાપને કયાં નથી ઓળખતા આપણે. એકવાર નાડું પકડાવ્યું એટલે છોકરી જ નહિ. તમારે પછી નિરાંત. બસ ત્યારે ચાલો બધેકા! તમારે જ પાઠ ભજવવાનો છે.'

'કાં, ભાઇશંકરભાઇ શું થાય છે?'

'કોણ બધેકા આવો આવો.'

ભાઇશંકરભાઈ મારા પિતા. ગૌમુખીમાં માળા ફેરવતા પૂજા કરતા હતા.

'આ તમને કાંઇ ખબર પડી કે નહિ?' એક જણાએ નાટક શરૂ કર્યું.

'શેની?'

શેની શું? આ તમારો વજુ પરદેશ જાય છે એની! અને પછી આ અહીં વેશવાળ કર્યું છે એનું કેમ? વહેવારમાં તમને કાંઇ ખબર પડે છે કે પછી વાતોના ગોળા જ વાળયા કરવાના.'

'એમાં ભાઇ હું શું કરું? મારું કહ્યું કાંઇ માને છે?

તો પછી ગોળ ખાવા શું કામ બેઠા 'તા! ઇનો શાહજાદો પાંચ વર્ષે ત્યાંથી આવે ત્યાંસુધી અમારી છોકરીનું શું? લગન કરીને પછી ભલે જાવું હોય તો જાય. અમારી કયા ના છે?'

'હા, તો એમ કરો મારી કયાં ના છે? લગન કરીને જાય તો તો વધુ સારું.'

'ના, એમ નહિ વાર લાગે તો તો થોડા દિવસમાં ઉપડી જાશે એ તો. એ પહેલાં તમે કારહો કરો તો જ કામ આવે એવું છે. ગૌમુખીમાં હાથ નાખીને માળા ફેરવ્યે કામ નહિ આવે.'

'અને તમને કાંઇ અક્કલ છે કે નહિ? પરદેશ જઈ કાંઇ ગોખો રહ્યો છે? દારૂ, પરમાટી, ઈંડા ઈ તો પછી પૂછવું જ નહિ. અને આપણી બ્રાહ્મણની નાતમાં તમે તો પાછા સત્સંગી. લોકો વાતો કરશે વાતો.' બધાએ ભેગા થઇને છેલ્લું તીર ફેંકયું. ભગવદ્ પારાયણ મારા પિતાને આટલું કરવું બસ હતું ધાર્મિક પ્રશ્ન આવ્યો એટલે ઉકળી ઊઠયા. અને વાજું ફર્યું.

'ત્યારે હવે કેમ કરશું તમે કહો એમ કરું.'

'એનો રસ્તો અમારી પાસે છે જ. થાઓ તૈયાર અને આપણે બધાય અહીંથી કાલે ઉપડીએ. જે સાહેબની સાથે જવાનો છે એને ગામ. અને એની પાસે જઈને કરગરી જ પડવુ કે સાહેબ! મારા એકના એક છોકરાને તમે સાથે લઈ જશો નહિ. હું વૃદ્ધ અને વળી આંખે પણ થોડું દેખું અને આ ઉંમરે ગારું કોણ? અને એમ છતાંએ સીધો જવાબ ન આપે તો છેવટે દર્લાસા થવું. અને કહેવું કે જો મ્હારા છોકરાને લઈ જશો તો મ્હારા બ્રાહ્મણના શ્રાપ લાગશે આપને કહી દઉં છું. આટલું કહેશો એટલે બેડો પાર. કેમ બધેકા ખરૂં ને? આ વાજબી લાગે છે ને? આપણે કયાં વધુ પડતું કહેવું છે!'

'બસ. બસ ભાઈ આટલું જ વિવેકથી કહીદેવું. ઈ તો શહેરના માણસ એટલે 'તેજીને ટકોર' બહુ નહોય. કાલ સવારે જ ઉપડવું. બધાએ ભળવાનું નામ લઇને હાલો. છોકરાઉ પણ આજકાલના થયા છે ને? માબાપ સામું જુએ જ નહિ. ઘડપણ પાળવાનો વખત આવે ત્યાં છટકી જાય. હડહડતો કળયુગ! પરમાત્મા કહે ઇ ખરું.' અનુભવી બુદ્ધિશાળીએ ઉપરના કહેનારને અનુમોદન આપ્યું.

બીજે દિવસે પરોઢીએ 'સંઘ દ્વારકા' ઉપડયો. જે ગામ હું જઇ આવ્યો હતો. ત્યાં બધા ઉપડયાં.

નાટકના પાત્રને રીહર્સલ કરાવવા જેવું હવે હતું નહિ. એ બધું પહેલેથી ઘેર તૈયાર કરી નાંખ્યું હતું સ્ટેશને ઉતરીને દૂરથી મ્હારા પિતાને સાહેબનો બંગલો બતાવી દીધો. અને આ ભોળો આત્મા ત્યાં પહોંચ્યો.

નાટક પુરેપુરું ભજવ્યું. સાહેબે બધી હકીકત જાણી જવાબ આપી દીધો. 'સારું થયું ડોહા. તમારી આવી સ્થિતિમાં અમારાથી સાથે કોઇ દિવસે લઇ ન જવાય. તમતમારે બેફીકર રહેજો. જાઓ! અમે





બીજો બંદોબસ્ત કરી લઇશું તમે ગભરાશો નહિ. સમજ્યાને ?'

'તો તો સારૂં. ભગવાન તમારું ભલું કરશે સાહેબ! મારા આશિર્વાદ' કહીને પાછા વળ્યા. કાકુભો સ્ટેશને ભેગો થયો. 'કાં ભાઇશંકર ભાઇ! શું સમાચાર? પાટો ઉખડી ગયોને ?'

'હા ભાઇ? એમા ફેર પડે? સાહેબ બિચારો કમીંકડ. મારી અરજ બરાબર કાન દઇને સાંભળી. કેવું પડશે ઈ તો અમે કે'તાતા જ. 'તેજીને બહુ બકોર' હોય જ નહિ. હાલો હવે ભાતા ખાઇને ઘર ભેગા.'

બધાએ આંખમીચામણાં કરી અને તાલીના તડાકા પાડયા મારા પિતાને આ જોવા તરફ લક્ષ નોં પડયુ કારણ કે તેમની આંખોના દેવતા ધીમે ધીમે વિદાયગીરી લેતા હતા.

આ હકીકતને તુરત જ મને ખબર પડી અને જવાબ મળ્યો કે તમને સાથે નહિ લઈ જવામા આવે અણધાર્યું આમ કેમ બન્યું ? પૂ. રવિભાઈને પણ આશ્ચર્ય થયું. અને દુઃખ પણ થયું. મારે ગામ ભજવાએલા નાટકની ખબર પડી ગઇ રવિભાઇએ કહ્યું. 'હવે અફસોસ શો ? જ્યાં કુદરત કામ કરતી હોય ત્યા આપણાં ફાંફાં નકામા છે. બીજું પગલું પણ ખરાબ ભરાઇ ચૂકયું. પુરુષાર્થને પ્રારબ્ધ ભુલાવે છે. એનો બીજો દાખલો પણ જોઇ લીધો'

કામ અને તેથી ગમગીનીને પણ વિસરાવે એવો થોડોક કાળ પસાર થાય છે લગ્ન એક મનુષ્ય જીવનની અણમોલ લ્હાણ છે. જીવનની એક અણમોલ લ્હાણ માણવા સિવાય હું પાંત્રીસની સાલમાં એક દિવસ પરણી ચૂકયો અને મને બરાબર યાદ છે કે કન્યાને માંડવે શ્રીફળ લઇને જ્યાં વરઘોડા માટે બહાર નીકળવા ઉભો થાઉં છું કે તરત જ મારા અણુવરે એક ભયંકર છીંક ખાઇ અને શુકન કર્યા.

પુનઃ બધું વિસારી ચિત્ર અભ્યાસ ચાલુ કરી દીધો. ૧૯૩૬માં પૂજ્ય રવિભાઇ જાપાનના પ્રવાસે ઉપડયા. સાથે અમારા કેટલાક વિદ્યાર્થીઓનાં ચિત્રો લઇ ગયા હતા. મારૂં એક ચિત્ર 'દૂધવાળી'નું પણ તેમાં હતું. ત્યાના એક મશહુર પેપરમાં એ ચિત્ર છપાએલું. પ્રવાસથી પાછા ફર્યા બાદ ત્યાની કળા અને રહેણીકરણી ઉપર કેટલાક વ્યાખ્યાન પણ આપેલાં. અહીં આવ્યા પછી પૂજ્ય રવિભાઈએ જાપાનમાં આર્ટનો અભ્યાસ કરવા જવા માટે, મને પ્રોત્સાહન આપ્યું ઘણા સારા આર્ટિસ્ટોની સાથે તેમને પરિચય થઈ ગયો હતો.

એક દિવસ મને સાથે મુંબઇ લઇ ગયા તેમના સ્નેહી મિત્રો પાસેથી સ્કોલરશીપ જાપાન માટેની મેળવી આપવાની તજવીજ કરી લગભગ જાપાન જવા માટે પણ પ્રયત્ન કરી ચૂકયા અને પાછા અમદાવાદ આવ્યા થોડાજ દિવસમાં અમે સાંભળ્યું કે જાપાન સામે વૉર ડીકલેર થઈ ચુકી છે.

ત્યારે મેં મનને દિલાસો આપ્યો કે પ્રારબ્ધ તારી જ બલિહારી છે. આખરે કલ્પાની સુંદર કલ્પના સાથે સાગરના સહરી મોજાંઓ કોઇ અદશ્ય કિનારે ઉપડી ગયાં પછી તો મન મોકળું મૂકીને એક દુહો લલકાર્યો.

'કર્મે લખ્યું કથીર, એ...ઇ હોનું ક્યાંથી હોય?'



[૭]

## માતા કે પુત્રી ?

જૂના વખતમાં કોસલ દેશમાં શ્રાવસ્તી નામે એક મહાન નગરી હતી એ નગરીના મંત્રીશ્વર મૃગધરની કુલવધૂ વિશાખા બહુ જ ડાહી અને પવિત્ર ગણાતી. મોટાના ઘરમાં ગેરવ્યવસ્થાનો અને સાચીખોટી વાતોનો તો રાફડો જ હોય ! પણ વિશાખાએ એમાંથી પોતાનો માર્ગ શોધી કાઢયો હતો, ને સૌનાં મન મેળવી લીધાં હતાં. નિત્ય જીવનના નાના નાના કામનો એવો ચતુરાઈભર્યો ઉકેલ બતાવતી કે સાંભળનાર એ સાંભળીને છક્ક થઈ જાય ! સાંભળનારને લાગે કે અરે ! આ તો તદ્દન સહેલું ! આપણને આ કેમ સૂઝ્યું નહિ હોય ? વિશાખા પાસે એવી હૈયાઉકલતની વાતોનો જાણે કે ભંડાર જ ભર્યો રહેતો. અને તેથી જેમ એ પ્રસંગને સમજીને જાળવી લેતી, તેમ માણસને પણ સમજીને સાચવી શકતી ! એટલે એ શાંતિની દેવી ગણાતી !

એક દિવસની વાત છે. વહાણમાં ચડાવવા માટે કેટલાક માણસો ઘોડાં લઈને આવ્યા. ઘોડાં તો એક પછી એક વહાણમાં ચડાવી દીધાં. પણ એક ઘોડી કેમે કરી વહાણ ઉપર આવે નહિ ! માણસો જેમ જેમ એને વહાણ ઉપર લાવવાની મહેનત કરે, તેમ તેમ એ પાછી જમીન તરફ જવાનું કરે ! વિશાખા એ વખતે વહાણમાં મુસાફરી કરવા નીકળેલી. એણે આ જોયું. તરત એણે પેલા માણસોને કહ્યું : 'ભાઈઓ ! તમે ઘોડીને પહેલી લાવવાનું કરો છો તેને બદલે એના વછેરાને વહાણ ઉપર પહેલાં લાવો ! ઘોડી તો પછી એની મેળે દોડી આવશે !'

આટલી નાનકડી ને સહજ સમજાય તેવી વાત પોતે ઉતાવળમાં ને ઘોંઘાટમાં ભૂલી ગયા હતા એ યાદ આવતાં, પેલા માણસો શરમીંદા બની ગયા. પણ જીવનમાં એવું જ બને છે નાં ? નાનકડી વાત હોય ને આપણને સાંભરે જ નહિ !

એક વખત એવું બન્યું કે મંત્રીશ્વર મૃગધર પાસે એક અદ્ભુત સોદાગર આવ્યો તેની પાસે બે ઘોડી હતી. બન્ને રૂપે, રંગે, રૂંવાટીએ, આંખે, કેશવાળીએ, અને રોમેરોમે એવી એકરૂપ કે જોનારો ભલેને જોઈને થાકે, એમાંથી કોણ મા ને કોણ દીકરી કોઈ કહી શકે જ નહિ ને !

સોદાગરે તો આવીને રાજસભામાં પ્રશ્ન મૂકયો: 'મહારાજ ! તમારે ત્યાં અશ્વવિદ્યાના જાણકાર હોય તેની પાસે મારું આટલું કામ કરાવી ન દો ? આ બેમાંથી કોણ મા ને કોણ દીકરી એટલું શોધી કઢાવો !'

કોસલ દેશનો રાજા પ્રસેનજીત તો વિચારમાં પડી ગયો. જો ના પાડે છે તો આબરૂ જાય છે. જો હા પાડે છે તો બન્ને ઘોડી એવી તો એકરૂપ છે કે એમાં મોટા મોટા નિષ્ણાતોનો પણ ગજ વાગે તેમ નથી !

રાજા પ્રસેનજીતે મંત્રીશ્વર મૃગધરને યાદ કર્યા મંત્રીશ્વરે મુદત માગી. ચિંતા ભર્યા એ ઘેર આવ્યા.

હવે ઘરનો કારભાર વિશાખા કરે. તેણે મંત્રીને ભોજન કરતા જોયા ને વિચાર કર્યો કે, કહો ન કહો, પણ સસરાજીનું મન આજે કોઈક અટપટા પ્રશ્નમાં ગુંચવાયું લાગે છે !

ભોજન થઈ રહ્યા પછી વિશાખાએ મંત્રીશ્વરને પૂછયું: 'એવું શું છે સસરાજી ! કે આજ તમે શાકમાં મીઠું છે કે નથી એ

રાજાએ કહ્યું: 'તો તો મારે એમનાં દર્શન કરવાં જોઈએ! એ કયાં રહે છે તે મને કહો!'

ઋષિએ જવાબ વાળ્યો: 'મહારાજ! આપણને કોઇ મહાન વિભૂતિનાં દર્શનની અભિલાષા થાય ત્યારે એ અભિલાષા ખોટી નથી. પણ એમનાં સાચાં દર્શન કરવાની રીત જુદી છે!'

'એ રીત શું છે પ્રભુ!' રાજાએ પૂછયું.

'એમના સદ્‌ગુણો વિષે જાણવું અને એ સદ્‌ગુણોનું યથાશક્તિ પાલન કરવું એ ખરૂં દર્શન છે. પેલું દર્શન, એ બે હાથ જોડીને નમવાનો માત્ર આચાર બની રહે છે. અને ઘણુંખરૂં એ કાંઈ ફળ આપતું નથી. માટે તમે એમનાં દર્શન કરવા કરતાં એમના સદ્‌ગુણો વિષે જાણો એ વધારે જરૂરી છે'

રાજાએ પૂછયું: 'તો પછી કયા સદ્‌ગુણોથી તે મહાન બન્યા છે એ મને કહો.'

'માત્ર પાંચ જ વસ્તુ જો તમે જીવનમાં કરી શકો તો એ મહાત્માઓનાં દર્શન તમને આપોઆપ થઇ જશે. એ પાંચ વસ્તુ આ. અસ્તેય—*કોઈનું કાંઈ પણ ચોરવું નહિ.* અહિંસા—કોઇને કોઈ પણ હેતુ માટે હણવું નહિ. અસત્ય—એનાથી દૂર રહેવું. અસંયમ—ખોટા વિલાસમાં પડવું નહિ. અને અમદ્ય—મદ્યને પડખે જવું નહિ.'

રાજા બ્રહ્મદત્ત એ સાંભળીને પોતાના નગરમાં ગયો સૌ એને પૂછવા માંડયા: 'કાં તમને પછી શું કહ્યું ઋષિએ? કોની શક્તિથી આપણે આંગણે આ સમૃદ્ધિ છલકાઈ રહી છે?'

રાજાએ ટુંકો જ પ્રત્યુત્તર વાળ્યો: 'તે હવે તમને ખબર પડશે!'

'પણ ઋષિએ શું કહ્યું?'

'એ જ. ઘેર જાઓ ને રાહ જુઓ જવાબ આવશે.

કોઈને આ જવાબથી સંતોષ તો ન થયો, પણ બીજે દિવસે એમણે એક વસ્તુ જોઈ. રાજા બ્રહ્મદત્તે મદ્યમાંસ ત્યાગી દીધાં હતાં. કોઇ સેનાપતિ, પડખેનું નબળું રાજ જીતવાની વાત કરતો, ત્યારે એ માથું ધુણાવીને બોલતો: 'એ લડાઈ નથી, ચોરી છે. ચોરી આપણે કરવી નથી!'

પણ એના જીવનમાર્ગનું પરિવર્તન બહુ બળવાન નીકળ્યું. એનું જોઇને સૌ રાજ કર્મચારીઓ પણ એમ જ રહેવા માંડયા. એટલે તો પ્રજામાં પણ આ હવા ફેલાવા માંડી. એમાંથી આડોશપાડોશના રાજ્યોને આ વાતનો રસ લાગ્યો અને શાંતિના ચાહક થવા માંડયા.

પેલા ઋષિએ કહ્યું હતું કે પેલા મહાત્માઓનાં દર્શન તમને આપોઆપ થઇ જશે. એ વસ્તુ પણ એક દિવસ બની ગઈ.

રાજા બ્રહ્મદત્તના મનમાં એક વિચાર આવ્યો: આવ્યો શું સ્ફુર્યો: એ વિચાર આ પ્રમાણે હતો: 'નર એ જ નરોત્તમ છે ને નરાધમ પણ છે! જો એ એક એક સદ્‌ગુણ પોતાનો કરતો જાય તો સદ્‌ગુણ જ એનો દર્શનયોગ્ય મહાત્મા, બીજો કોઈ મહાત્મા છે નહિ!' પણ ઋષિએ કહ્યું હતું કે ચાર-પાંચ જીવન્ત મહાત્માઓના પ્રતાપથી આ બન્યું છે, એનો અર્થ પણ આ જ લાગે છે. વ્યક્તિએ આત્મસાત્ કરેલો સદ્‌ગુણ—એ જ મહાત્મા!

# પ્રકૃતિમાં સુધરાઈનું કામ કરનાર પ્રાણી: ઝરખ

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

જ્યારે હું કક્કો શીખતો ત્યારે એક રંગીન ચિત્રપોથી આવતી હતી. તે પોથીમાંથી મને તરસનો 'ત' એ પ્રમાણે શીખવવામાં આવેલું. અત્યારે તેનો હું વિચાર કરું છું તો મને કોઈ વખત 'તરસ' શબ્દ સાંભળવામાં આવ્યો નથી. અને તેના ચિત્રના ઘાટ ઉપરથી હું વરતી શક્યો છું કે તરસ તે ઝરખ છે. આ ચિત્રમાં જે રંગ આપવામાં આવેલો પીળો હતો જે ખરી રીતે એવો હોતો જ નથી.

ઝરખને જોયા પછી તરત જ વિચાર આવે કે આ પ્રાણી કૂતરાના કુટુંબનું છે. કારણકે તેની ઉંચાઈ, કાન, માથું અને પગો બરાબર તેને મળતા આવતા હોય છે. જો કે તેના પાછલા પગો અને બહુ તાકાતવાળા દેખાતા નથી અને આગલા પગો અને છાતી, પાછળના પગો કરતાં વધારે ઉંચા હોય હોય છે. જો કે તેની ચાલ કૂતરાને મળતી આવે છે છતાં તેની શરીરરચનાના જાણકાર નિષ્ણાતોએ તેની દંતાવળી અને દુમ પાસે આવેલી ગંધગ્રંથી જબાદ અને નોળીયાને મળતી હોવાથી તેને તેના કુટુમ્બમાં લઈ લીધો છે.

પાછલા સૈકાઓમાં આ પ્રાણી યુરોપના ઘણા દેશોમાં અને એશીયામાં ચિન સુધી થતાં હતાં; અને તેના અવશેષો ઘણા મળી આવે છે. પંજાબની સીવાલીક ડુંગરમાળામાંથી આ પ્રાણીના પાંચ જુદી જુદી જાતના અવશેષો મળી આવેલા છે. જેમાંની એક નાબુદ થઈ ગયેલી જાત, જે ઉત્તર હિંદમાં વસતી હતી તેના જડબાની લંબાઈ, આ શરીરના હાડપીંજરનો ઘાટ અને દાંતની સંખ્યા ગણતાં તે વધારે જબાદને મળતી આવતી હતી. એ પ્રમાણે હાલના ઝરખના દાંત બીલાડ વર્ગને મળતા આવતા હોય છે. જેથી જબાદના દાંતથી જુદા પડે છે. ઝરખના દાંતની સંખ્યા ચોત્રીસની છે, બીલાડીને ત્રીસની છે, જ્યારે જબાદને ઘણે ભાગે ચુમ્માળીસ દાંત હોય છે. દાંતની સંખ્યામાં બીલાડી અને ઝરખને ફેર એટલો પડે છે કે ઝરખને દાઢ પાસે એક એક દાંત બન્ને બાજુ ઉપરના અને નીચલા જડબામાં વધારે હોય છે. તેના ઉપલા જડબાની બન્ને બાજુ ચાર દાઢ અને પહેલાં એક દાંત અને નીચલા જડબામાં ત્રણ અને એક દાઢ, એમ બન્ને બાજુ હોય છે. બીલાડીની માફક ઝરખને ઉપલા જડબાનો છેલ્લો દાંત સાવ નાનો થઈ ગયેલો માલુમ પડે છે. નીચલા જડબાની દંતાવલી કાપવા માટે તીક્ષ્ણ ધારવાળી અને શંકુના આકારની હોય છે અને તેની શક્તિના મુકાબલામાં તેની દાઢો અને બીજા દાંતોનું કદ તથા મજબુતાઈ ચોકખી રીતે દેખાઈ આવે છે. જેમાં ખાસ કરીને બન્ને જડબાના બીજા અને ત્રીજા દાંત મોટા અને શંકુ આકારના અણીવાળા હોય છે. આવા દાંતના રક્ષણ માટે પેઢામાંથી બહાર આવતી ધાર હોય છે જે તેના પેઢાનો પૂરી રીતે બચાવ કરે છે. આવા ઘાટના દાંત હાડકાં કરડવા અને ચાવવા માટે કુદરતે ખાસ બનાવ્યા છે. ઝરખના દાંત તથા જડબાં તેની રહેણી કરણી અને ખોરાક માટે ખાસ બંધબેસતાં બનાવ્યાં છે. તેને આપણે પ્રકૃતિની મહકી સાફ કરનાર કહેવો જોઈએ કારણ કે, તે મરેલાં ઢોર બકરાં વિગેરે પ્રાણીઓ ખાય છે. તેની સાથે તેના હાડકાંને પણ ભાંગી ભુકો કરી પેટમાં પધરાવી દે છે. તેનું મુખ્ય કામ તો મોટા બિલાડ વર્ગના પ્રાણીઓએ જે શિકાર કર્યો હોય તેના બાકી વધેલા કઠણ ભાગો તથા હાડકાં ઉપર પોતાનો નીભાવ કરવાનું છે. આ કામને માટે પ્રકૃતિએ તેની ખોપરીનો આકાર અને તેની ફરતી માસની પેસીઓ એવી બનાવી છે કે તે દાંતને પૂરી તાકાત પુરી પાડે છે. આવા મજબુત જાડા દાંત તો મોટા સાવજ અને વાઘને પણ હાડકાં કરડવા ઝરખ જેવા દાંત અને તાકાત પ્રકૃતિએ નથી આપ્યાં.

તેના આગલા પગો તેના પાછલા પગો કરતાં ઉંચા અને પાછલાની કોણીઓ એક બીજા સાથે અથડાતી લાગતી હોવાથી તેની ચાલ બહુ વિચિત્ર લાગે છે. તેના વાળ બરછટ અને ભરાવદાર હોય છે





પણ આ શું ચમત્કાર? પેલી રૂપાની દીવીને બદલે ત્યાં બે સોનાની દીવી એને દેખાવા માંડી!

આ ભ્રમ ભાંગવા એ દીવીની પાસે ગયો. ત્યાં કેવું સોનું ને કેવી વાત! વળી પાછો મૂળ થાનકે ગયો તો સોનાની દીવી દેખાવા માંડી!

'પુજારી તો આ ભ્રમથી મુંઝાઇ ગયો. પાસે આવે છે તો રૂપાની દીવી નજરે જુએ છે. આઘે જાય છે તો સોનાની દીવી દેખાય છે!

આનો અર્થ એ વિચારવા બેઠો. એને પેલી બાઇની વેદના ભરી વાણી સંભળાણી એ અર્થ સમજ્યો હોય તેમ ફરીને દીવી સામે જોઈ રહ્યો. સોનાની બે દીવી ત્યાં પ્રકાશી રહી હતી! ફરી એકવાર પાસે ગયો. રૂપાની દીવી સિવાય બીજું ત્યાં કાંઈ હતું નહિ!

હવે તો એને ખાત્રી થઈ ગઇ. એણે તરત બન્ને દીવી ઉપાડી ને ગાંડાની પેઠે પેલી બાઈની પાછળ દોટ મૂકી.

ચૌદલોકના નાથને અખંડ દીવાની જરૂર હશે તો એને સોનાની દીવી મેળવતાં વાર નહિ લાગે પણ અત્યારે તો આ અખંડ દીવો આના પથમાં પ્રકાશ પ્રેરે તો સાર્થક થશે! એવો આ ભ્રમનો અર્થ સમજીને એ જંગલને માર્ગે પેલી બાઇને સાદ દેતો દોડવા માડ્યો!

[૧૦]

ઇરાનમાં એક બાદશાહ થઈ ગયો. સાઇરસ એનું નામ. એણે પોતાની કબર ઉપર એવા શબ્દો કોતરાવ્યા હતા કે જે વાંચતાં ભલભલાનાં મન વિચારમાં પડી જાય: એણે એમાં લખાવ્યું હતું કે 'હે માણુસ! તું ગમે તેવો વિજયી હો ને ગમે ત્યાંથી આવતો હો, અને ગમે તેવો મહાન હો, પણ હું આંહીં આ થોડી જમીનમાં પડેલો, ઇરાનનો શહેનશાહ સાઈરસ છું! આ થોડી માટી જે મારા શરીરને ઢાંકી રહી છે એની અદેખાઈ ન કરતો!'

સિકંદર બાદશાહ હિંદુસ્તાન ઉપર ચડી આવ્યો, ત્યારે આ ઈરાની બાદશાહની કબર પાસે એ જઈને ઉભો રહ્યો!

દુનિયાના તમામ પદાર્થો કેટલા નાશવંત છે એની એને ત્યાં ખબર પડી!

આવા નાના સરખા મરણલેખની એના ઉપર એટલી ઉંડી અસર થઈ કે એણે આ કબરમાંના રાજાને મતમાં ને મનમાં નમન કર્યાં.

રૂદ્રમાળનું દેવાલય પુરું થયું ત્યારે સિદ્ધ રાજ જયસિંહે પણ એવો જ એક લેખ કોતરાવ્યો કહેવાય છે. તેમાં તેણે વિનતી કરી હતી કે કાલ જેને અનુકૂળ છે એવા વિજયી રાજા! આટલું આ સ્થાન રહેવા દેજે!'

પણ સીકંદર બાદશાહ તો મહાન હતો. રૂદ્રમાળ તોડનારા ક્ષુલ્લક હતા રૂદ્રમાળને છિન્નભિન્ન કરતાં એમણે પાછું વાળીને જોયું નહિ!

આમાંથી એક બીજી વસ્તુ મળે છે. હજારો વર્ષ ઉપર લખેલા શબ્દો આજ પણ કેવી અસર કરી જાય છે!

એમ કેમ હશે?

કારણ કે એ લખનારા એ વખતે નર્યું સત્ય જોઈ રહ્યા હતા. અને સત્ય કોઈ દિવસ જૂનું થતું નથી!



# પ્રકૃતિમાં સુધરાઈનું કામ કરનાર પ્રાણી: ઝરખ

મધુબેન કંચનરાય દેસાઈ

જ્યારે હું કક્કો શીખતો ત્યારે એક રંગીન ચિત્રપોથી આવતી હતી. તે પોથીમાંથી મને તરસનો 'ત' એ પ્રમાણે શીખવવામાં આવેલું. અત્યારે તેનો હું વિચાર કરું છું તો મને કોઈ વખત 'તરસ' શબ્દ સાંભળવામાં આવ્યો નથી. અને તેના ચિત્રના ઘાટ ઉપરથી હું વરતી શક્યો છું કે તરસ તે ઝરખ છે. આ ચિત્રમાં જે રંગ આપવામાં આવેલો પીળો હતો જે ખરી રીતે એવો હોતો જ નથી.

ઝરખને જોયા પછી તરત જ વિચાર આવે કે આ પ્રાણી કૂતરાના કુટુંબનું છે. કારણકે તેની ઉંચાઈ, કાન, માથું અને પગો બરાબર તેને મળતા આવતા હોય છે. જો કે તેના પાછલા પગો અને બહુ તાકાતવાળા દેખાતા નથી અને આગલા પગો અને છાતી, પાછળના પગો કરતાં વધારે ઉંચા હોય હોય છે. જો કે તેની ચાલ કૂતરાને મળતી આવે છે છતાં તેની શરીરરચનાના જાણકાર નિષ્ણાતોએ તેની દંતાવળી અને દુમ પાસે આવેલી ગંધગ્રંથી જબાદ અને નોળીયાને મળતી હોવાથી તેને તેના કુટુંબમાં લઈ લીધો છે.

પાછલા સૈકાઓમાં આ પ્રાણી યુરોપના ઘણા દેશોમાં અને એશીયામાં ચિન સુધી થતાં હતાં; અને તેના અવશેષો ઘણા મળી આવે છે. પંજાબની સીવાલીક ડુંગરમાળમાંથી આ પ્રાણીના પાંચ જુદી જુદી જાતના અવશેષો મળી આવેલા છે. જેમાંની એક નાબુદ થઈ ગયેલી જાત, જે ઉત્તર હિંદમાં વસતી હતી તેના જડબાની લંબાઈ, આ શરીરના હાડપીંજરનો ઘાટ અને દાંતની સંખ્યા ગણતાં તે વધારે જબાદને મળતી આવતી હતી. એ પ્રમાણે હાલના ઝરખના દાંત બીડાલ વર્ગને મળતા આવતા હોય છે. જેથી જબાદના દાંતથી જુદા પડે છે. ઝરખના દાંતની સંખ્યા ચોત્રીસની છે, બીલાડીને ત્રીસની છે, જ્યારે જબાદને ઘણે ભાગે ચુમ્માળીસ દાંત હોય છે. દાંતની સંખ્યામાં બીલાડી અને ઝરખને ફેર એટલો પડે છે કે ઝરખને દાઢ પાસે એક એક દાંત બન્ને બાજુ ઉપરના અને નીચલા જડબામાં વધારે હોય છે. તેના ઉપલા જડબાની બન્ને બાજુ ચાર દાઢ અને પહેલાં એક દાંત અને નીચલા જડબામાં ત્રણ અને એક દાઢ, એમ બન્ને બાજુ હોય છે. બીલાડીની માફક ઝરખને ઉપલા જડબાનો છેલ્લો દાંત સાવ નાનો થઈ ગયેલો માલુમ પડે છે. નીચલા જડબાની દંતાવલી કાપવા માટે તીક્ષ્ણ ધારવાળી અને શંકુના આકારની હોય છે અને તેની રાક્ષીનો મુકાબલામાં તેની દાઢો અને બીજા દાંતોનું કદ તથા મજબુતાઈ ચોકખી રીતે દેખાઈ આવે છે. જેમાં ખાસ કરીને બન્ને જડબાના બીજા અને ત્રીજા દાંત મોટા અને શંકુ આકારના અણીવાળા હોય છે. આવા દાંતના રક્ષણ માટે પેઢામાંથી બહાર આવતી ધાર હોય છે જે તેના પેઢાનો પૂરી રીતે બચાવ કરે છે. આવા ઘાટના દાંત હાડકાં કરડવા અને ચાવવા માટે કુદરતે ખાસ બનાવ્યા છે. ઝરખના દાંત તથા જડબાં તેની રહેણી કરણી અને ખોરાક માટે ખાસ બંધબેસતાં બનાવ્યાં છે. તેને આપણે પ્રકૃતિની ગંદકી સાફ કરનાર કહેવો જોઈએ કારણ કે, તે મરેલાં ઢોર બકરાં વિગેરે પ્રાણીઓ ખાય છે. તેની સાથે તેના હાડકાને પણ ભાગી ભુકો કરી પેટમાં પચાવી દે છે. તેનું મુખ્ય કામ તો મોટા બિડાલ વર્ગના પ્રાણીઓએ જે શિકાર કર્યો હોય તેના બાકી વધેલા કઠણ ભાગો તથા હાડકાં ઉપર પોતાનો નીભાવ કરવાનું છે. આ કામને માટે પ્રકૃતિએ તેની ખોપરીનો આકાર અને તેની ફરતી માંસની પેસીઓ એવી બનાવી છે કે તે દાંતને પૂરી તાકાત પુરી પાડે છે. આવા મજબુત જાડા દાંત તો મોટા સાવજ અને વાઘને પણ હાડકાં કરડવા ઝરખ જેવા દાંત અને તાકાત પ્રકૃતિએ નથી આપ્યા.

તેના આગલા પગો તેના પાછલા પગો કરતાં ઉંચા અને પાછલાની કોણીઓ એક બીજા સાથે અથડાતી લાગતી હોવાથી તેની ચાલ બહુ વિચિત્ર લાગે છે. તેના વાળ બરછટ અને ભરાવદાર હોય છે





તેના બાલનું બાટાપણું રંગ અને તેની ભાતનો ઉઠાવ જુદી જુદી ઋતુ પ્રમાણે વધારે ઓછો થતો દેખાય છે.

ઝરખને આગલા અને પાછલા પગોમાં ફક્ત ચાર ચાર આંગળી હોય છે, પણ જેને અંગુઠો કહીએ તે ઉપરનો નખ એક હોતો નથી. તેના નખો ટૂંકા અને બુઠ્ઠા પાછા ન ખેંચી શકાય એવા અને કોઇપણ જાતના ઢાંકણ વિનાના હોય છે. આ રીતે તેના પગો બીલાડી અને જબાદથી જુદા પડે છે તેના પગની તળીની વિશિષ્ટતા એ છે કે તેની વચલી તળીથી તેના આંગળાની તળી કાટખુણે આવે છે. આ તળીઓ નરમ નથી અને વચ્ચેથી સ્હેજ ઉપસતી હોય છે. ચાલતી વખતે ઝરખનાં આંગળાની તળીઓ સખતપણામાં, ભેગી પડવામાં અને આકારમાં તેના બુઠ્ઠા નખોથી તેના પગો કૂતરાના પગો સાથે મળતા આવે છે. બીલાડી અને જબાદના આગળાંની તળીઓ દબાતી હોય છે અને તે વચલી તળી ઉપડે તેની સાથે ઉપડે છે. ઝરખને ગંધગ્રન્થી હોય છે જેમાંથી તેનું પ્રવાહી એક કોથળીમાં ઠાલવે છે.

ઝરખોની ત્રણ જુદી જુદી જાતો હસ્તીમાં છે તેમાં પટાવાળો ઝરખની એક જાત આપણે ત્યાં થાય છે. પણ ગુલદાર ઝરખ કોઇ સૈકાઓ પહેલાં અહીં રહેતો હશે એમ તેના અવશેષો મદ્રાસના કુરન્કલની ગુફાઓમાંથી મળી આવ્યાં છે તે ઉપરથી તેઓની હસ્તી અહીં કોઇ વખત પહેલાં હશે એમ કહી શકાય છે.

પટ્ટાવાળો ઝરખ આખા હિન્દમાં પ્રસરેલો છે અને તેમાં આપણા દરિયા કાંઠાની બેખડો, પાણા બાણો અને ડુંગરાળ પ્રદેશમાં તેઓને વાસ કરવો અનુકુળ માલુમ પડયો છે. સીલોન અને બંગાળાના ઉપસાગરનો પૂર્વ ભાગ તેઓએ વસવાટ માટે પસંદ કર્યો નથી અને પશ્ચિમમાં આ પ્રાણી દક્ષિણ પશ્ચિમ એશિયામાં થઇ પૂર્વ અને ઉત્તર પુર્વ આફ્રિકા સુધી પહોચ્યું છે. પટાવલ ઝરખ કોઈ સૈકાઓ પહેલાં યુરોપના ઘણા ભાગોમાં વસતા. જેની હડ્ડીઓ ફ્રાન્સની ગુફાઓમાંથી મળી આવી છે અને તેનાદાંત ઇંગ્લાંડની જમીનમાથી શોધાયા છે.

ઝરખના રંગ અને તેની ભાત ઋતુ પ્રમાણે ફરતી રહે છે. આવી રીતે નક્કી કરવા માટે તે તાજી ગોદડીમાં છે કે ઉતારી નાંખી છે અથવા તો શીયાળુ રુંવાટીમાં છે તે દરેક બાબત તપાસવી પડે છે ઉપરની બાબતનો પુરો અભ્યાસ કર્યા વિના તેના રંગનું વર્ણન કર્યું છે.

આપણો ઝરખ શીયાળામાં અસાધારણ લાંબા બાલ નથી લાવતો, પણ ઉનાળાના બાલ કરતાં જરૂર મોટા અને સુંવાળા બાલવાળો હોય છે તેનો રંગ આછો પીળો અથવા પીળાશ પડતો સફેદ માથાનો રંગ રેતીયો પીળો જે ઉનાળાના થોડા અને કડક બાલમાં આખે શરીરે ગાખોડી અથવા મેલા સફેદ રંગમાં ફેરવાઈ જાય છે. તેના આડા પટ્ટા કાળા રંગમાંથી કથ્થાઇમાં ફેરવાઈ જાય છે. જે પછી શીયાળુ ગોદડીમાં ઝાંખા થઇ જાય છે અથવા તો બાલ ખરતા હોય તો તે તદ્દન અદૃશ્ય થઈ જાય છે કારણ કે તે વખતે તેની જાંગ બીલકુલ બાલ વિનાની થઈ જાય છે.

આપણા ઝરખની ઉંચાઇ ખભા સુધી આશરે ત્રણ ફીટ થાય છે. નરનું માથું અને શરીર લગભગ સાડાત્રણ ફીટ લાંબું અને પૂંછડીના બાલના છેડા સુધીનું માપ દોઢ ફીટની લંબાઇનું થાય છે. મેં પોતે ઝરખને કાંટામાં નાંખી જોયો નથી પણ નીષ્ણાતો એ નરનું વજન બે મણ પાંચ શેર અને માદાનું વજન બે મણમાં કાંઇક ઓછું થાય છે એમ જણાવે છે. આ પ્રાણીને જોવાનો મોકો મને ઘણી વખત મળ્યો છે. સૌથી પહેલાં મેં તેને વિકટોરીયા પાર્કની બહારની સડક ઉપર મારા પિતાજી સાથે જોયો અને ઓળખ્યો હતો. ત્યારપછી તો હું અમારા ના. કું. શ્રી. નિર્મળકુમારસીંહજી સાહેબ સાથે ઘણા પ્રસગે તેના ઘાંત ઉપર બેસી તેને ઘાંતમાંથી બહાર નીકળતો જોયો છે. આ પ્રમાણે બેસતા વખત પવન કઇ બાજુથી વાય છે તેનું બરાબર ધ્યાન રાખવું પડે છે કારણ કે



તેના નાકને બીજી ગંધ નહિ આવતી હોય પણ માણસની ગંધ તો જરૂર આવે છે. અને બેઠા પછી પૂરી ચુપકીદી જાળવવી પડે છે. જ્યારે તે જરા મ્હોં સુજણું હોય ત્યારે તેના ધાંતના મ્હોં આગળ જરા રોકાઇ પછી દોડીને બહાર આવે છે. તેમાં ઘણી વખત તેનું આખું કુટુમ્બ પણ બહાર આવતા જોયું છે. ઘતા શીકારીને ઝરખના ધાંત ઉપર બેસાડી તેને નીકળતાં દેખાડવો એ દિપડાના શીકાર માટે સૌથી પહેલું શીક્ષણ છે.

મહુવા પાસે આવેલ અખતરીયાની પાણા ખાણમાં એક ઝરખને તેના ધાંતમાથી બહાર કાઢવા માટે વિચાર કર્યો. તે પાણા ખાણમાં તેનું ધાંત પચીશથી સત્તાવીશ વાર ઉંડું હતું. તે ધાંતમાં પંદરથી અઢાર વાર હું બેઠો. હાથમાં ટોર્ચ બત્તી લઈ ગયેલો. તેમાના લગભગ ચૌદ પંદર વાર તો અમે તેટલી વાસ આવવા છતાં અંદર ગયેલો. પણ તે વખતે તે એક મરી ગયેલા બકરાના ભાગો લઇ આવેલો. તેના સડવાની એટલી બધી દુર્ગંધ આવતી હતી કે આગળ જવાની બીલકુલ હિમત થઈ શકી નહિ. આ ઝરખને ખુબ મહેનત પછી તેના ધાંતમાંથી બહાર કાઢી શકાયો હતો કારણ કે તેની આસપાસના તમામ ધાંતમાં સુકાં મરચાનો ધુમાડો કરવામાં આવ્યો હતો.

એક પ્રાણીશાસ્ત્રના વિદ્વાને કહેલું કે ઝરખ ત્રણ ફીટ કરતાં વધારે કુદી શકતો નથી એટલે સૌ કોઈ તેને જ્યાં નીકળવાની વકી હતી ત્યા ગોઠવાઇ ગયા હતા. અને મેદાનમાં પોતે તેની પાછળ ઘોડાં દોડાવવા માટે દરેક સવાર પામે ભાલો અને જેના લાગમાં પહેલો આવે તે તેને બરછીથી રોકે. પણ તેના ધાંતની ઉપર એક પંદર ફીટ ઉંચી ભેખ હતી. આ ભેખ ઉપર તેણે એટલી મોટી મતળંગ મારી કે મથાળાથી ત્રણ ચાર ફીટ નીચે પગ ટેકવી બીજી મતળગે તો તેની ઉપર ચઢી ગયો અને સૌ ધારતા હતા તેનાથી જુદી જ દિશામાં ચાલ્યો ગયો.

શીહોરની ડુંગરાળ અને કાંટમાં કુકરનો હાકો કરવામાં આવે છે ત્યારે તે હાંકામાં ભાગ્યેજ તેના દર્શન ન થયાં હોય એવું બને છે અને ચોમાસામાં જો આપણે કોઇ ઉંચી ટેકરી ઉપર ચઢીને બેઠા હોઇએ અને દિવસ આથમવાને ત્રીશ ચાલીશ મીનીટ બાકી હોય તેવે વખતે બનતાં સુધી તેઓ પોતાના ચારાને માટે બહાર ફરતાં દેખાય છે. તેનો ખોરાક ઘણે ભાગે હાડકાં જ હોય છે પણ મરેલા ઢોરનું માંસ ખાવા તેઓ ચૂકતા નથી કહે છે. કે તેની જીભમાં એવી લાળ પેદા થાય છે કે જ્યારે જ્યારે ઝરખ પોતાના ધાતનાંથી નીકળી જ્યાં હાડકાં પડ્યાં હોય તેને ચાટતો જાય અને વળતી વખતે તે હાડકા ખાતો આવે જ્યારે તે બીલકુલ નરમ થઈ ગયાં હોય છે, એવી પ્રચલીત માન્યતા છે. ઝરખને એક મીણ દાઢ હોય છે કે જેનો સ્પર્શ પણ લાભ માફક કામ કરે. આ દાઢ ને તેની દંતાવળીમાં શોધવી એ ઘણું મુશ્કેલ કામ છે. આ વાત કેટલે દરજ્જે સાચી છે ને હુ કહી શકતો નથી. આ પ્રાણીનો ખોરાક હાડકાંનો એટલે તેની લારી Excreta) પણ તેના જેવી જ કઠણ હોય છે, અને ઘણા લાંબા વખત સુધી એવી ને એવી જ રહે છે. તેનો રંગ રાખોડી અને લાંબા વખત પછી તે સફેદ થઈ જાય છે ઝરખને ચાલતાં જમીન ઉપર જે પગની છાપ પડે છે તે કૂતરાના પગની છાપ ને બરાબર મળતી આવતી હોય છે. પણ તેના આગલા પગની છાપ તેના પાછલા પગની કરતાં વધારે ઘણી મોટી પડે છે. એ કારણથી તે કૂતરા કરતાં જુદી પડે છે અને તે છાપ દિપડાના પગની છાપમાં નહોરનાં ખાડા આગળ ન પડતા હોવાથી તેનાથી પણ જુદી પડે છે.

પ્રકૃતિએ સુધરાઈનું કામ આ પ્રાણીને સોંપ્યું છે. તેઓ આ ઉપયોગી કામ માટે માણસ જાત ઉપર ઉપકાર કરે છે કારણ કે રોગથી મરેલાં ઢોર અથવા તો મોટા પ્રાણીનો શીકાર જે થોડોઘણો બચ્યો હોય તે આ પ્રાણી સાફ કરી નાખે છે અને તેમાંના કેટલાક કઠણ ભાગ છે. મેં ઉપર કહ્યું તેમ તેના ધાંતમાં લઇ જાય છે. ત્યાં તેને રહેવા દઈ સડવા દે છે





એટલે પ્રમાણમાં કંઈક નરમ થાય પછી તેનો ખોરાક તરીકે ઉપયોગ કરતા હશે.

શીહોરની કાંટમાં એક વખત દિપડાના વાવડ આવ્યા. આ પ્રાણી ત્યાં છે કે નહિ તે નક્કી કરવા માટે બે બકરાં જુદી જુદી જગ્યામાં બાંધ્યાં. આ બકરાની તપાસ તો સવારે જ થઇ શકે એ પ્રમાણે શીકારીઓ તેની તપાસ કરવા ગયા તો બન્ને બકરાં મારી નાખેલાં માલમ પડ્યાં. ઘડીભર તો દિપડો હોવાની શંકા થઈ પણ બારીક અવલોકન પછી જે બકરાં મારી નાખ્યાં હતાં તેને પેટ અને ગરદન પાસેથી ખાવા માટે ખોલેલાં દેખાયાં આ રીતે દીપડો કોઇ વખત ખાતો માલુમ પડ્યો નથી. એતો પાછલા પગોની વચ્ચેથી ખાવાની શરૂઆત કરે છે, આટલું નક્કી કરી આસપાસ પડેલા પગની છાપ જોઈ એકદમ નક્કી થઈ શક્યું કે બન્ને બકરાં ઝરખોએ મારી નાખ્યાં હતાં. બનતાં સુધી તેઓ જીવતા પ્રાણીઓ મારવાની હિંમત કરતા નથી પણ આતો તેની અકલ્પનીય ભુખનું પરીણામ હોય એમ લાગ્યું.

ઝરખની રહેવાની જગ્યા બહુ વાંકી હોય છે અને તેઓ હંમેશાં મોડી સાંજના બહાર આવે છે એટલે તેની પાછળ ઘોડા દોડાવવાનું બહુ મુશ્કેલ પડે છે. પણ એક વખત તાજા પકડેલા ઝરખને મેદાનમાં છોડી તેની પાછળ ઘોડા દોડાવ્યાં હતાં તે વખતે તેણે પોતાની પૂરી દોડ બતાવેલી. પણ જગ્યા અજાણી એટલે છેવટે તે ભાલાનો ભોગ થઈ પડેલો આવી જ રીતે એક વખત પકડેલા ઝરખ ઉપર શીકારી કૂતરાને છોડવામાં આવ્યાં હતાં તેમાં હિંમતવાન અને મ્હોં મારવામાં ચાલાક કુતરા પણ તેની પાછળ બરાબર દોડેલા નહિ અને તેને જરા પણ રોકવાનો મહેનત કરેલી નહિ અને તે ઘણી આસાનીથી ચાલ્યો ગયેલો.

ઝરખનાં બે બચ્ચાં જે તેની મા સાથે હતાં તે મેં જોયેલાં. તેના કદ ઉપરથી હું કહી શકું છું કે તેઓ બે મહિનાથી મોટી ઉમ્મરનાં નહિ હોય આ બચ્ચાને મેં શીહોરની કાંટમાં જુન મહિનામાં જોયેલાં એ ઉપરથી તેઓ ઉનાળાની શરૂઆતમાં બચ્ચાં આપતાં હશે એમ મારૂં માનવું છે,

ગીરના એક શીકારીને ઝરખ વિશે પુછતાં કહેલું કે જો તેને સાવજ અથવા દિપડો મળી ગયો હોય અને તેણે મારણ કર્યું હોય તો શીકાર કરનાર પ્રાણી સાધારણ ધરાઈ રહે ત્યાં સુધી પોતે તેને ખાવામાં ખલેલ પહોંચાડતા નથી. પછી પેલા પ્રાણી તરફ રગવા જેવો અવાજ કાઢવો શરૂ કરે. એ અવાજ તેને એટલો બધો ખરાબ લાગે કે પોતે તેના મારણ ઉપરથી આઘો ખસી જાય અને ઝરખ તેના ઉપર ખાવા માટે ચોટી પડે છે. આવો અવાજ કોઇક વખત સાંભળવામા આવે, પણ તેના શોખથી બોલતો હોય તો ખીખીયાટા કરતો હોય એમ લાગે છે.

ઝરખની જીભનો ઘોડાની દવા કરવા કરવાવાળા જુના જમાનાના સાલોત્રીઓ તેને પગે થતી ખેરફી ને ઓગાળી નાખવા માટે ઉપયોગ કરે છે એમ સાંભળ્યું છે. અને તેની ચરબી બહુ ઉપયોગી છે એમ મારા જાણવામાં આવ્યું છે. તે ચરબી માણસને થતો સાંધાનો દુઃખાવો તેના માલીશથી મટાડવામાં ઘણો ફાયદો કરે છે. તેનો મને જાત અનુભવ છે.

ઝરખને અંગ્રેજીમાં The Striped Hyaena અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા સારૂ Hyaena Hyaena Linn કહેવામાં આવે છે.



અ. મ. રા.

## સ્તાલિનગ્રાડ

[ અનુ. જયંતિ દલાલ; પ્ર. ગતિ પ્રકાશન લિ૦ મૂલ્ય એક રૂપિયો. ]

થિયોડોર પ્લીવીઅરની નવલકથાની સંક્ષિપ્ત આવૃત્તિનો આ અનુવાદ છે. સ્તાલિનગ્રાડ મોરચેથી જર્મન લશ્કરને જે ભૂંડે હાલે ભાગવું પડ્યું તેની કથા એમાં કહેવાયેલી છે. એનાં પાત્રો જર્મન સૈનિકો, પયનાયકો, જનરલો ને ફીલ્ડ માર્શલો છે. રશિયા સામેની લડાઈમાં સ્તાલિનગ્રાડ મોરચે ટકી રહેવું મુશ્કેલ અને જોખમી હતું છતાં ત્યાંથી જરાય પાછા ન હટવાની જર્મન વડામથકની આજ્ઞાનું યાંત્રિક લશ્કરી શિસ્ત મુજબનું પાલન કેટલા સૈનિકોનું તેમની ભાવિ સુખશાંતિમય જીવનની આશાઓ સાથે બલિદાન લે છે એવું માનવતાલક્ષી સંવેદન જગાડનારું ચિત્ર આ કથા રજૂ કરે છે; એટલા માટે જ એ મૂલ્યવતી બની રહે છે. પરાજયનો બોધપાઠ પ્રથમ જર્મન સૈનિકો શીખ્યા અને મોડે મોડે તેમના સરદારો પણ એ કેવો શીખ્યા અને પ્રજાને આપણે અવળે રસ્તે દોરી પ્રજાનો દ્રોહ કર્યો છે, સ્ટોર્મટ્રૂપર તરીકે શેરીઓમાં કરેલાં તોફાનનો આ ઘોર નતીજો આવ્યો છે એમ તે કેવા બોલતા થયા, એ આ કથામાં કુશળતાથી બતાવાયું છે.

કથાની ભાષા જરા બરછટ છે, પણ તે તો મૂળ કૃતિમાંથી જ આવે છે. અનુવાદ જરા ઉતાવળે થયો લાગે છે છતાં એકંદરે રસવાહી થયો છે કોઇ વાર અંગ્રેજીનો આપણી ભાષાને માફક ન આવે તેઓ અનુવાદ થયો છે તે ટાળવાની જરૂર હતી. દાખલા તરીકે પૃ ૪૨ પર વિલ્હેલ્મીનના હુકમો બતાવાયા છે તેમાં 'અમુક આમ કરશે, અમુક તેમ કરશે' જેવી ભાષા છે તેને બદલે ' અમુક આમ કરે, અમુક તેમ કરે ' જેવો પ્રયોગ આપણી ભાષાને વધુ અનુકૂળ ગણાય.

ઘોર પરાજય ને યાતનાની યુદ્ધનાં અનિષ્ટો વિશે આંખ ઉઘાડી નાખનારી આવી સબળ કથાને ગુજરાતીમાં ઉતારવા પસંદ કરવા માટે અનુવાદક રા. દલાલ જરૂર અભિનંદનના અધિકારી છે.

## યોગાલોચન

[ લે. સ્વામી દિગંબરજી : પ્ર. કૈવલ્યધામ સ્વાધ્યાય મંદિર, રાજકોટ; મૂલ્ય, અઢી રૂપિયા ]

રાજકોટના કૈવલ્યધામના સંચાલક સ્વામી દિગંબરજીએ લખેલ 'ગીતાલોચન' ગીતાના અભ્યાસીઓની પ્રશંસા પામ્યું હતું. આ પુસ્તક 'પાતંજલ યોગસૂત્ર'નું આલોચન રજૂ કરે છે. પ્રથમ અન્ય ભારતીય દર્શનોનો યોગદર્શન સાથે સંબંધ પૂર્વ-ભૂમિકા લેખે દર્શાવી લેખકે સૂત્રવાર નહિ પણ જુદા જુદા વિષય પાડી તે પ્રમાણે સૂત્રોને ગોઠવી તેના પર સમગ્રદૃષ્ટ્યા આધ્યાત્મિક વિચારણા રજૂ કરી છે. અહિંસા તથા જાત્યન્તર પરિણામવાળાં સૂત્રોનો જેમ રૂઢ કરતાં લેખકે જુદો અર્થ કર્યો છે તેમ ત્રીજા તથા ચોથા પાદને જુદી રીતે સમજાવ્યાં છે. એ તથા સિદ્ધિસૂત્રો પરતું લેખકનું મંતવ્ય ધ્યાન ખેંચે તેવાં છે. પુસ્તકને અંતે સ્વાસ્થ્યાનુકારી તથા આધ્યાત્મિક એ બે પ્રકારનો આસનક્રમ બતાવવામાં આવ્યો છે અને આસનો પરત્વે અભ્યાસીઓને ઉપયોગી સૂચનાઓ કરવામાં આવી છે. યોગદર્શનમાં રસ હોય એવા સૌને પુસ્તક ખરેખર ઉપયોગી જણાશે.

## પિયરનો પડોશી

[ લે. પુષ્કર ચંદરવાકર; પ્ર. નેશનલ ઇન્ફર્મેશન એન્ડ પબ્લિકેશન્સ લિ મુંબઈ; મૂલ્ય સાડાત્રણ રૂપિયા ]

રા. પુષ્કર ચંદરવાકરની આ પ્રગટ થતી બીજી કૃતિ પંદર નાટિકાઓનો સંગ્રહ છે એમાંની નાટિકાઓને લેખકે 'રેડિયો' કહી છે, પણ લંબાઈનો એ શબ્દ પાશ્ચાત્ય એકાંકી નાટકોને અનુસરતી આવી





રચનાઓ માટે ભાગ્યે ઉચ્ચિત ગણાય. પંદરમાંની ત્રણ નાટિકા અંગ્રેજી પરથી છે, બાકીની સ્વતંત્ર છે.

નાટિકાઓની સૌથી આગળ તરી આવતી વિશિષ્ટતા છે એમાં રજૂ થતું ગ્રામજીવનનું નિરૂપણ. ગામડામાંથી આવતા ઉત્સાહી લેખકે ગામડાનાં લોક, એમનાં સુખદુઃખ, એમની ભાષા, પોશાક, વ્યવસાય વગેરે સંબંધી પોતાની જાતમાહિતીની મૂડી પર અહીં સારો વેપાર ખેડયો છે. ગામડાના ખેડુત, મુખી, વાણિયા, ગરાસિયા, ઓવર્ગ, આદિ અહીં તેમની જ નિત્યની સાચી જીવતી બોલી સાથે સજીવ આલેખન પામ્યાં છે. લેખકના વતનની લોકબોલીનો આ કારણે સંગ્રહની પંદરમાંથી તેરમાં ગ્રામજીવનને અનુલક્ષતી નાટિકાઓમાં એટલો બહોળો ઉપયોગ થયો છે કે લેખકની તેમજ આ સંગ્રહની ગણનાપાત્ર સિદ્ધિ એ જ ગણાશે. પુસ્તકને અંતે લોકબોલીના એમાં વપરાયેલા શબ્દોના અર્થ આપવાનું આ કારણે જરૂરી હતું.

આ સિદ્ધિ લેખકની મર્યાદા પણ બની બેઠી છે. શક્ય તેટલા તળપદા શબ્દોનું પ્રદર્શન ભરવાના મોહ તેમની પાસે કેટલીકવાર વિવેક ચુકાવ્યો છે. તે એ રીતે કે તેમણે દૃશ્યસૂચનો અને પાત્રપરિચયમાં, એટલે કે પાત્રોની નહિ પણ પોતાની–લેખકની ભાષામાં ય લોકબોલીનો ઉપયોગ ક્યારેક ક્યારેક કરી નાખ્યો છે. દૃશ્યવર્ણનમાં 'બોતાન,' 'તીના' 'વઈ ગઈ બે' ને 'મારી પહની' જેવા તેમજ અભિનયસૂચનમાં 'ચ હસકાવીને' જેવા પ્રયોગ લેખકે ઊઠીને કરવાના હોય નહિ. ગામડિયાં પાત્રોને રજૂ કરતી નાટિકાઓમાં જેમ આવી તળપદી બોલીનો તેમ છેલ્લી નાટિકા 'મુઝફ્ફરશાહ'માં ફારસી શબ્દોનો ('રૂહ', 'દીદાર' ને 'તસ્બીર' જેવા શબ્દોનો થયો છે તેમ કેટલીકવાર ખોટો) અતિ-ઉપયોગ લેખકે મુગ્ધપણે કર્યો છે. પૃ. ૨૦૭ પર મુઝફ્ફરશાહના મોંમાંનો 'દાદાજાન' એ સંશોધનોદ્ગાર તો સરતચૂકનું ફળ હશે.

નાટિકાઓમાં 'બઈ', 'વખનો ઘૂંટડો', 'બે છોકરે વાંઝિયાં', 'કરમના કટકા', 'કાળિયો જમ' ને 'મુઝફ્ફરશાહ' કરુણાન્ત છે. 'ગાંધીનું માણસ', 'વારસ', 'રેલની ટિકિટબારી', 'દીકરાનો બાપ' જેવીમાં વાચકોની કવિન્યાયની અપેક્ષાને સંતોષે એવો, ખલપાત્રોની લીલા ઉઘાડી પાડતો અન્ત આવે છે. 'પિયેરનો પડોશી', 'માનો જાયો' અને 'વખનો વાટકો' એ ત્રણને કરુણ અન્તમાંથી બચાવી લઈ લેખકે સુખાન્ત નાટિકાઓ બનાવી છે.

આ સંબંધમાં એવી છાપ પડે છે કે નાટિકાઓના અન્ત પર અને અંતે સાધવાની અસર (effect) પર લેખકનું લક્ષ વિશેષ રહ્યું છે. કૃતિને 'નાટક' બનાવવામાં અને 'અસર' ઉપજાવવામાં ઘણીવાર પાત્રોના વર્તનને લેખકે એવું ખેંચ્યું છે કે તેમાં સ્વાભાવિકતાના અંશો ખૂટતા લાગે. 'વખનો ઘૂંટડો'માં મરઘામાનું તેના દીકરા પ્રત્યેનું વર્તન અને 'માનો જાયો'માં ખેમાનું એની મા પ્રત્યેનું વર્તન નાટકી ઉત્કટતાને અને ધારેલા અંતને ખાતર સ્વાભાવિક કરતાં વધુ ખેંચેલું છે. દેવરો (ભીખલો) બાવીસ વર્ષનો થયો ત્યાં સુધી લાડુમા તો પાસે જ રહેતાં હતાં છતાં કંકુને ખબર ન પડે! અને ભેદ જાણતા છતાંયે પત્નીને ભીખલો મરી ગયો ત્યાંસુધીમાં એ ભેદ કહ્યો જ નહિ! પણ કરુણ અન્તને ખાતર 'બે છોકરે વાંઝિયાં'માં લેખકે એમ ગોઠવ્યું નાતીલી કે પાડોશણ કરતાં વધુ સગપણ ન ધરાવતી બાઈ કોઈ જુવાન આગળ તેની વહુને 'રાંડ' કહી શકે! એને માથે સીધા આક્ષેપ કરી શકે! અને પેલો જુવાન પોતાની અક્કલનો જરાય ઉપયોગ કર્યા વિના એ બધું એમ ને એમ સીધું જ માની લઈ પોતાની રૂપવતી પ્રેમાળ પત્નિનું પૂછયા ગાછયા વિના નાક વાઢી નાખે! પણ 'રાંડ નાતરાળ'માં નાટકના એવા અન્તને ખાતર એમ બને છે.

આ છેલ્લી ઉલ્લેખેલી નાટિકામાં સંતોકમાં ખલપાત્ર છે. એને લીધે રૂપાળીને માથે આફત ઊતરે છે, જેમ 'બઈ'ના માઈ–વહીવટદાર–ને લીધે કાજુને આપઘાત કરવો પડે છે. આમ કોઈવાર ખલપાત્રો અન્ય પાત્રો પર આપત્તિ લાવી નાટિકાનો કરુણ અન્ત સરજે છે, તો 'ગાંધીનું માણસ' જેમાંનો મુખી, 'રેલની

રિઝિટબારી'માંના સ્ટેશનમાસ્તર, 'દીકરાનો બાપ'માંનો તખો મારાજ, અને 'પિયરનો પડોશી'માંનો રાયચંદ એ ખલપાત્રો એવાં છે જે અન્યને હેરાન કરતાં પાછું વાળી જોતા નથી પણ આખરે તેમનું ચાલતું નથી. ખલપાત્રોનું આ સંગ્રહનકૃતિઓમાંનું આલેખન ધ્યાન ખેંચે છે. એમાં નાણાં ધીરનાર વાણિયો, તખા મહારાજ જેવો બ્રાહ્મણ, વહીવટદાર, મુખી, સ્ટેશન માસ્તર, દાક્તર એમ ઉજળિયાત વર્ગના વિશેષ હોય છે એ હકીકત પણ ધ્યાન ખેંચે છે તેવી છે. આ ખલ પાત્રોની દુષ્ટતા જેમ લેખકે જરા નાટકી ઉત્કટતાથી આલેખી છે તેમ રવિશંકર મેલીફ, કાળુ, રમણભાઈ, મેયર ને વાઘજી ડોસા જેવાં પાત્રોની માનવતા ને દાનસ્તાઈ પણ એમણે નાટિકાઓમાં પ્રગટ કરી છે એમ ન કર્યું હોત તો લેખકનું સમાજદર્શન અધૂરું કે એકતરફી ગણાત.

સંગ્રહની સૌથી સફળ નાટિકા 'વારસ'ગણાય. ચંપાનું માનસ અને ભાષા એમાં સારા આલેખાયાં છે અને એને બગાબરતી લાત પડે એવો એનો અન્ત એ નાટિકાને મજાની હળવી નાટિકા બનાવે છે. અંગ્રેજી પરથી છે છતાં એ એવી ન લાગે એવું સફળ રૂપાંતર એ છે. 'પિયરનો પડોશી' 'કાળિયો જમ' અને 'વખનો વાટકો' એ ત્રણ નાટિકાઓ પણ સંતોષકારક છે. બાકીની જાણે એક પરિસ્થિતિને જ નિરૂપતી ને તેથી કંઈક ટૂંકી લાગે છે. 'સૌથી સવાયાં' અને 'મુઝફ્ફરશાહ' બાળનાટિકા અને ઐતિહાસિક નાટિકાના પ્રયોગોથી વધુ મૂલ્યવાન નથી.

ગુજરાતી નાટકસાહિત્યની વર્તમાન અવસ્થા જોતાં તેની સેવા કરવા હોંસથી આગળ આવતા આ નાટિકાઓના લેખક જેવા જુવાનો અભિનંદન અને પ્રોત્સાહનને પાત્ર છે. વિશેષ સ્વસ્થતા, માનવચિત્ત વ્યાપારોનું વિશેષ જ્ઞાન અને નાટકસંવિધાન પર વિશેષ કાબૂ આવતાં રા. પુષ્કર તેમની આ આરંભકાળની છતાં ચોક્કસ આશાસ્પદ એવી નાટિકાઓ કરતાં વધુ ચડિયાતી કૃતિઓ આપણા નાટકસાહિત્યને અર્પણ કરશે એવી આશા આ સંગ્રહ બતાવે છે.

## કાશીનું કરવત

[ લે. ઈશ્વર પેટલીકર; પ્ર. ગતિ પ્રકાશન લિ૦ અમદાવાદ; વિક્રેતા, ભારતી સાહિત્ય સંઘ–મુંબઈ–અમદાવાદ; મૂલ્ય, સાડાત્રણ રૂપિયા. ]

શ્રી. પેટલીકરનું આ નવું પુસ્તક ત્રણ લાંબી વાર્તાનો સંગ્રહ છે. આ પુસ્તક સંસાર–દર્શન અને માનવવૃત્તિવિશ્લેષણની બાબતમાં શ્રી પેટલીકરની વિશેષ શક્તિ અને એમનો કલાવિકાસ બતાવી જાય છે.

ત્રણે વાર્તાઓનું પ્રયોજન સંસારના કારુણ્યનું દર્શન કરાવવાનું છે. સંસારનું કરવત કાશીના કરવત પેઠે આવતાં ને જતાં બન્ને બાજુથી માનવીઓને કેવું વેરે છે એ ત્રણે વાર્તાનાં મુખ્ય પાત્રોની કથા દ્વારા લેખકે એમાં કુશળતાથી દેખાડયું છે.

પહેલી વાર્તા 'કાશીનું કરવત'માં વસ્તુ આવું છે: અંતરથી લગભગ સાધુ જેવા અપુત્ર વિધુર છગાભાઈ ગામના કાવતરિયા જેવા પોતાના પિતરાઈઓ કિશાભાઈ અને મથુરભાઈની જાળમાં ફસી ફરી લગ્ન કરવા તૈયાર થયા, પણ પોતાના ભાવનાશાળી સુધારક ભત્રીજાઓએ એમને ખરી પરિસ્થિતિ સમજાવી વારતાં એના અંતરમાં કાશીના કરવત જેવું મંથન શરૂ થયું અંતરથી ન ગમે છતાં કિશા–મથુરની જાળમાં એકવાર ફસાઈ વિવાદ ગોઠવી ગોળધાણા વહેંચવાનું અધું પગલું ભર્યા પછી કિશા–મથુરના ધક્કાથી એમાં અસહાયપણે આગળ વધતા છગાભાઈ પોતાની મુંઝવણમાંથી આપઘાત કરીને માર્ગ કાઢે છે. છગાભાઈ દ્વારા 'પોચા દિલનો માણસ જાતે મરે છે ને બીજાને ય મારે છે' એમ બતાવવું હોવાથી લેખકે એને ખૂબ મનોવ્યથા અનુભવતું અને અંતે આપઘાતથી ઉગારો શોધતું બળ વગરનું પાત્ર બનાવેલ છે. એવા ભોળા ને નિર્બળ છગાભાઈ, તેમની મિલકત પર નજર વાળો તેમના કાકાના દીકરા નાથાભાઈની વહેવારુ પત્ની સંતોક, ભલા આદર્શી નાથાભાઈ, એમના સુધારક દીકરા વિઠ્ઠલ અને મનુ, ખંધા કાવતરિયા ને

# કાજળ કોટડી

## ઈશ્વર પેટલીકર

છુટક કિંમત : પાકું પુઠું રૂા. સાડા ત્રણ

'રેખા' માસિકના ગ્રાહકોને ભેટ પુસ્તક તરીકે આ નવી નવલકથા ચાલુ વરસમાં આપવામાં આવી છે. ૨૪૪ પાનાની આ નવલકથાની કાચા પૂંઠાની કિંમત ત્રણ રૂપિયા છે. ૭ રૂપિયાના માસિકના લવાજમમાં ત્રણ રૂપિયાનું આવું મૌલિક ભેટ પુસ્તક આપતું ગુજરાતમાં આ એક જ માસિક છે.

વાચકો પાસે પહોંચતાં જ એ અંગે અભિપ્રાય આવવો શરૂ થયો છે. અમદાવાદથી શ્રી જયંતિલાલ પટેલ એ વાંચીને લખે છે—

'રેખા'નું ભેટ પુસ્તક 'કાજળ કોટડી' મળ્યું અને તરત જ વાંચી નાખ્યું. આપની કલમમાં તો અજબ જાદુ છે જ એમાં બે મત હોઈ ન શકે, પરંતુ આપની નજર પણ ક્યાંની ક્યાં સુધી પહોંચી ગઈ છે! સડી ગયેલા પોલીસતંત્રનો આપે આબેહુબ ચિતાર આ પુસ્તકમાં આપ્યો છે. આજ સુધીમાં કોઇ પણ લેખકે પોલીસતંત્રની ભીતરમાં શું બની રહ્યું છે તે જનતા સમક્ષ રજૂ કર્યું નથી. જ્યારે આપને તો જાણે વર્ષોથી પોલીસખાતાનો અનુભવ હોય એમ વાંચતાં લાગે છે.

રણજીતભાઇ જેવો ઊંચી કોમનો યુવક પોલીસખાતામાં દાખલ થાય છે અને તે પણ પોલીસખાતા પર ચઢી ગયેલી ધૂળ ખંખેરવા જ, એથી યુવકોને એક બાજુ રચનાત્મક કાર્યનું માર્ગદર્શન મળે છે તો બીજી બાજુ પોલીસખાતુ પણ પોતાનો ભૂતકાળ અને વર્તમાન માપી શકશે. આ બધું આજે હું કહી રહ્યો છું તેમ થોડા દિવસ પછી બીજા વાચકો પણ આપને અભિનંદનનો વરસાદ વરસાવશે જ."




'રેખા' માસિકના ગ્રાહક હજી ન હો તો ગ્રાહક થઇ આવી રસિક નવલકથા તરત મેળવો.

# ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ફરનાન્ડીઝ પુલ નીચે, ગાંધીરસ્તો, અમદાવાદ-૧

રવાણી એન્ડ કું. ૪૦૫, કાલબાદેવી, મુંબઈ-૨

ગમ્ય ને રહસ્યવાદી ક્રાંતદર્શી ફિલસૂફ કવિ જિબ્રાનની પ્રેરક

# જીવનવાણી

જિબ્રાન

ક્રાંતદર્શી આ

ધૂમકેતુ

કિંમત રૂપિયા ત્રણ

ખલિલ જિબ્રાન, એશિ
જે કેટલીક અદ્દભૂત
ગણાય છે તેમાં માનભર્યું
ભોગવે છે. એ પોતે
ક્રાંતદર્શી કવિ, ચિત્રકાર અને
સૂફ હતો. એનામાં સત્ય ને
અદ્દભૂત મિશ્રણ હતું. સત્યને
નારી અભેદમાર્ગી પ્રવાસી
જમાતનો આ જુવાન કવિ
અગમ્ય રહસ્યવાદી આત્મા

જિબ્રાનની મધુર શૈલી
એવી સુવાસ મહેકે છે કે
પકડવી કોઈને માટે શક્ય ન
એ કહે છે એના કરતા વધુ
ધ્વનિત રાખે છે અને એના
ધ્વનિમાં એક એવી કરુણ મધુર
હોય છે કે એને ન
જાતનું ઔચિત્ય રહેલું જણાય

જિબ્રાનની વાણીમા
શોધનની ઉત્કટ તમન્ના દેખાય છે
એ વાણીમાં પ્રભાતની રણુ
નીરવ સુન્દરતા ભરી છે.

જિબ્રાનના હોઠ ઉપર
છે, એની આંખમા વિષાદ છે
વિષાદમાં કટુતા નથી,
નથી, બીની પ્રેમભરી
મધુરતા ભરી છે.

આવા આ મહાકવિને
વાણી આ પુસ્તકમા વણાએ

## ભારતી સાહિત્ય સંઘ લિમિટે

રનાન્ડીઝ પુલ નીચે, ગાંધી રસ્તો, અમદાવાદ

રાયપુર દરવાજા પાસે

ઊર્મિ નવરચના સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિ

'ઊર્મિ' વર્ષ ૧૯ : 'નવરચના' વર્ષ ૧૪ : અંક ૧૧મો
ફેબ્રુઆરી : ૧૯૫૦


ક્રમ


| | | |
|---|---|---|
| રામરાજ્ય | ધૂમકેતુ | ૫ |
| જીવનપંથ | ધૂમકેતુ | ૯ |
| મેઘ અને ગુલાબ (કાવ્ય) | અનુ: વિરિંચુ | ૧૪ |
| માનવીનાં હૈયાં | સ્નેહરશ્મિ | ૧૫ |
| અંધારો કૂવો (નવલિકા) | અ-યાત્રી | ૨૫ |
| સંસ્કારકથાઓ | ... | ૨૯ |
| સેવાગ્રામ ડાયરી | પં. શ્રીરામ શર્મા | ૩૭ |
| ગ્રામ-ઉદ્યોગનું મહત્ત્વ | મનુભાઈ રણછોડજી દેસાઈ | ૪૦ |
| એક પ્રશ્ન (કાવ્ય) | હરીન્દ્ર દવે | |
| હિંદનો નાર અથવા વર | પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ | ૪૮ |
| દીક્ષા બોલ (કાવ્ય) | પ્રભુરામ રાજ્યગોર | ૫૨ |
| હિન્દી પાટનગર પરનાં ડંકા નિશાન | ચંદ્રભાઈ ભટ્ટ | ૫૩ |
| લોહીનાં આંસુ (નાટિકા) | કાન્તિ વડોદરીઆ | ૫૫ |
| વાછા (કાવ્ય) | પ્રભુરામ રાજ્યગોર | ૬૬ |
| ગુરુદેવ : અમારે આંગણે | અનુ: રમણિક મેઘાણી | ૬૭ |
| ગ્રંથસમીક્ષા | અ. મ. રા. | ૭૬ |


સ્થળ સંકોચને કારણે 'ઊર્મિ'માં આવતી 'સર્વોદય કે સામ્યવાદ'ની લેખમાળા આ અંકે રહી ગઈ છે. આવતે અંકે આવશે.


—: વાર્ષિક લવાજમ :—

દેશમાં : ૭-૮-૦ :: પરદેશમાં : રૂ. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ-૨

રવાણી એન્ડ કંપની : ૪૦૫, કાલબાદેવી : મુંબઈ-૨

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી છબીલલાલ ગો. દવે
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ-૨

મુદ્રક : જયંતી ઘેલાભાઈ દલાલ : વસંત પ્રેસ, ઘીકાંટા રોડ,
ઘેલાભાઈની વાડી : અમદાવાદ.



# રામરાજ્ય

**આ**પણી સંસ્કૃતિના 'રામરાજ્ય' એ શબ્દમાં, એક મહાન ભાવના જોવાની આપણને વર્ષોથી જાણે કે ટેવ પડી છે એમ કહીએ તો ચાલે. પ્રજાજનો માટે આ ભાવના એક મનોરમ સ્વપ્ન સમી રહી છે. રાજ્યાધિકારીઓ માટે એ એક ઉચ્ચ આદર્શ સમી રહી છે. દેશ માટે એ શાંતિ ને વ્યવસ્થાના પ્રતિક સમી છે. જગત માટે એ એક નિત્યના અચલ સત્ય રૂપે રહી છે. એ ભાવનાને પહોંચવાના અવારનવાર પ્રયત્નો પણ થયા છે. પરંતુ ગમે તેટલો પ્રયત્ન છતાં એ ભાવના પોતે એટલી ઉન્નત છે કે એમાં અપૂર્ણતા રહેવાની જ. એ અપૂર્ણતામાં જ એ ભાવનાનો વિજય રહ્યો છે. એ હમેશાં ધ્યેયસ્થાને જ રહેવા માટે જાણે નિર્માણ થયેલી છે. અને વ્યક્તિગત તેમ જ સમૂહગત પ્રયત્નો માટે એક આદર્શસમી છે. રામચંદ્રજીના જીવનમાથી એ ભાવના જન્મી. એનો અર્થ એટલો કે એ જીવનનો જેટલો તલસ્પર્શી અભ્યાસ આપણે કરી શકીએ તેટલું વધુ સત્ય અને નવું નવું સત્ય આપણે એમાથી મેળવી શકીએ. *આમાંથી જે સત્વ મળે તે પણ કેટલેક અંશે વ્યક્તિગત સત્ય રહેવાનું.* એ રીતે એની વ્યાપ્તિ કાંઈક મર્યાદા સાથે સ્વીકારવી ઘટે રામચન્દ્રજીના જીવનમાં પણ સત્ય સમા અને કેટલીક વખત, હવેના યુગને સત્યાભાસ લાગે એવા પ્રસંગો પણ બન્યા છે એમના જીવનમાં વાલીવધ, શમ્બુકવધ, સીતાત્યાગ એવા એવા પ્રસંગો બન્યા છે. રાજધર્મની ઉગ્રતા અને સામાન્યધર્મનું પાલન એ બન્ને વચ્ચેનું મહદ્ અંતર દર્શાવનારાં એ ઉદાહરણો છે. અને આપણે એમને એ રીતે સમજવાં જોઈએ.

રામરાજ્ય ન ઇચ્છે એવો માણસ કલ્પવો મુશ્કેલ છે, સુખ, શાંતિ, ન્યાય, સત્ય, અને પ્રેમનુ સામ્રાજ્ય કોને ન ગમે ? આપણા જીવનમાં 'રામ-રાજ્ય'ની ભાવના પ્રાણની પેઠે ઓતપ્રોત બનેલી છે. સૌ જાણે છે કે આપણી કલ્પનામાં આપણે જે સુશાસન અને જે સુવ્યવસ્થા માગીએ છીએ, એ સુશાસન અને સુવ્યવસ્થા કેવળ રામરાજ્યમાં જ શક્ય છે





પણ આ 'રામરાજ્ય' શું છે? એ ભાવનાથી આપણે ખરેખર શું કહેવા માગીએ છીએ? અને એ ભાવનાના ઉદ્‌ગમમા કેવુ જીવન બળ પડેલું છે? તેમ જ એ ભાવનાને મૂર્ત કરવા માટે, પ્રજાએ સત્તાએ અને વ્યક્તિએ શું કરવું જોઈએ? મહત્ત્વના પ્રશ્નો તો આ છે. કેવળ રામરાજ્ય વિષે આપણે બે ઘડી આળસુ વાતો કરીએ તેથી રામરાજ્ય સ્થાપી શકાય નહિ રામરાજ્ય સ્થાપનાર અને એ ભાવનાને જગતચક્રવર્તી બનાવનાર ભગવાન રામચન્દ્રના કેટલાક જીવનપ્રસંગો જ આપણને આ સુશાસનનું રહસ્ય કહી બતાવે છે

જ્યારે રામચંદ્રજી વનમાં જવા તૈયાર થયા, ત્યારે માતા કૌશલ્યાએ એમને એક ન્યાયવાત કહી. એમણે કહ્યું કે પિતા કરતાં માતાનો અધિકાર વધારે છે માટે તમારે મારું વચન માનવું જોઈએ. તમારો એ રસ્તો ધર્મવિમુખ પણ નહિ ગણાય. સત્ય જેવા જણાતા આ શબ્દોનો ભગવાન રામચંદ્રે જે પ્રત્યુત્તર વાળ્યો એ પ્રત્યુત્તર એમના જીવનસ્પર્શી સત્યનો ખ્યાલ આપી જાય છે. 'તમારી વાત સાચી છે માતાજી! પરંતુ પિતાના વચન પછી એ વચનને ટાળવા માટેના એક પગલા તરીકે એ આવે છે માટે એ નિર્ભેળ સત્ય નથી! માતાજી! તમે હવે જે આજ્ઞા આપો છો તે જાણી જોઈને ધર્મભંગ પાપ સેવી આજ્ઞા છે માટે એ સત્ય આજ્ઞા નથી!'

પોતાની સગવડતાને ગમતું નહિ, પણ ન્યાયને ગમતું સત્ય એ છે સત્ય સત્યાભાસ અને સત્ય વચ્ચે, આવો તફાવત શોધી કાઢવો ને કેવળ સત્યને જ પ્રિય ગણવું રામશાસનનું આ પહેલું રહસ્ય છે. અને સુશાસનનું પણ એ જ રહસ્ય છે. સૌથી પહેલી સત્યની સ્થાપના. બીજું બધુ પછી.

જ્યારે રામચંદ્રે વાલીને બાણ માર્યું ત્યારે વાલીએ આવા અધમ કામ માટે રામચન્દ્રજીને ઠપકો આપ્યો છે પોતે રામચંદ્રજીને મદદ કરવા તૈયાર હતો, અને છતાં સુગ્રીવના કહેવાથી છેતરીને એને બાણ માર્યું તેમાં અધર્મ રહ્યો છે રામચંદ્રે તે વખતે પણ નિર્ભેળ સત્યનો જ આશ્રય લીધો છે. ભગવાન રામચદ્રે કહ્યુ: 'વાલી! **અધર્મનું સેવન કરીને પછી, કેવળ જાતરક્ષા માટે બીજા પાસેથી ધર્મની આશા રાખવી,** એ એક પ્રકારનો સત્યાભાસ જ છે. તું દેહાંતદંડને યોગ્ય હતો એ તું જાણે છે. પણ જુદ્ધ તો એની સાથે થાય, જે કાંઈક પણ ધર્મમાં સમજતા હોય. ચોર, વ્યભિચારી, અધર્મ આચરનારા, વિશ્વાસઘાતી, ને વિલાસી દગાખોરો એ સામા પગલાના જુદ્ધ માટે યોગ્ય નથી.' રામશાસનનું આ બીજું રહસ્ય

રામચંદ્રજીનું આ જીવનરહસ્ય સુશાસનનો મર્મ દર્શાવે છે સુશાસન સ્થાપવા ઈચ્છનારે હણવા યોગ્ય હોય તેમને હણવા જ જોઈએ. હણવા યોગ્ય હોય તેમની સામે ધર્મની વાતોમા વખત પણ ગુમાવવો ન ઘટે.

પરંતુ રામજીવનનો એથી પણ વધુ વિજય તો પ્રજાનુરંજનના એમણે સ્વીકારેલા ધર્મમાં રહ્યો છે ભાગવતકારે કૃષ્ણ ભગવાનના જીવન વિસર્જનને, એક અત્યંત સુંદર ધ્વન્યાત્મક સત્ય વડે પ્રદર્શિત કરેલ છે. જ્યારે જીવન વિસર્જનનો સમય આવ્યો જણાય છે, ત્યારે કૃષ્ણ ભગવાનના દિલમાં એક વસ્તુ ખટકે છે. સત્યસંકલ્પ ઈશ્વરને પોતાનું જ કુળ ઉચ્છેદવાનો વિચાર આવે છે. एवं व्यवसितो राजन् सत्यसंकल्प ईश्वर। शापव्याजेन विप्राणां सञ्जह्रे स्वकुलं विभुः॥ સુશાસનની ખાતર ને




પ્રજાદ્રોહ ન થાય માટે, અનેક રાજાઓએ પોતાના કુમારોને પદભ્રષ્ટ કર્યાનાં ઉદાહરણ ઇતિહાસમાં નોંધાયલા છે. પણ પોતાના કુલનો ઉચ્છેદ કરવો પડે તો ઉચ્છેદ કરીને પણ સત્ય સુશાસન જ ચક્રવર્તી રહેવું જોઇએ એ ભાવનાની ભવ્યતા તેમજ ભયંકરતા શબ્દાતીત છે. ભગવાન કૃષ્ણનું એ સંહાર સ્વરૂપ રાજ-શાસનની અંતિમ મર્યાદા બતાવે છે. કવિ ન્હાનાલાલે એ સંહાર સ્વરૂપનું મનોહર વર્ણન આપ્યું છે. રાજાને રાજધર્મ સિવાય બીજો ધર્મ નહિ રામચંદ્રજીના સીતાત્યાગમાં પણ એ જ રહસ્ય રહ્યું છે. અને સુશાસનમાં પણ એ જ રહસ્ય છે, રાજધર્મ સૌથી પહેલો બીજું બધું પછી.

આ પ્રમાણે આપણે જોયું કે રામરાજ્ય ત્યારે જ આવે છે જ્યારે હરેક નાની મોટી ક્રિયામાં માણુસ જાગ્રત હોય છે. આપણી રામરાજ્યની ભાવનાને આપણે પૃથ્વી ઉપર આવતી જોવી હોય તો આપણાના દરેકના હૃદયમાં પહેલાં રામ વસવો જોઇએ. એટલે કે સત્યની સ્થાપના થવી જોઇએ.

એનો અર્થ એ કે, 'રામ' એ માત્ર આપણે બોલવાનો નહિ પણ જીવવાનો શબ્દ થવો જોઇએ.

રામરાજ્યની આપણી ભાવના એવી છે કે એમાં કોઈ દુઃખ ન હોય. એમાં કોઇને અન્યાય ન હોય. એવા રાજ્યમાં સુશાસન અને સુવ્યવસ્થા હોય. પ્રેમ, ભાઈચારો, સત્ય અને ન્યાય હોય; ત્યાં શાસનકર્તાઓ પ્રત્યે પ્રજાને પ્રેમ હોય. અને પ્રજા માટે મરી ફીટવાની શાસન અધિકારીઓની તૈયારી હોય. આવું રામરાજ્ય સ્થાપવા માટે અત્યારે આપણને એક જ રામબાણ ઉપાય ગાંધીજીએ બતાવ્યો છે. જાતશુદ્ધિ કરો, જાત નિરીક્ષણ કરો, જાત સંયમ સ્થાપો. તમે જાતે જ રામરાજ્ય સિદ્ધ કરી શકશો. રામરાજ્ય એ કોઇ આકાશી પદાર્થ નથી. તેમ એ આકાશમાંથી ઉતરવાનો નથી. આપણે પોતે આપણી જાત ફરતી ચોકી કરીએ, ત્યારે એટલો વખત આપણે રામરાજ્યમાં વિહરીએ છીએ. એ ચોકી ઉઠી જાય ત્યારે રાવણનું રાજ્ય શરૂ થાય છે. માણુસ પણ દિવસમાં હજાર વખત રામ બને છે. અને એજ પ્રમાણે હજાર વખત રાવણ બને છે.

હવે આ રામરાજ્યની ભાવનાનો આપણા આધુનિક જીવનમાં સુમેળ સ્થાપવો હોય તો આપણે ભલે ગમે તે કામમાં હોઇએ, ને ગમે ત્યાં હોઇએ, આપણે રઘુકુળરીતિનું તુલસીદાસજીએ પહેલું આપેલું લક્ષણ-વચન પાલન-એ આપણે શરૂ કરી શકીએ. માત્ર આ એક જ નાનકડી ક્રિયા-વચનપાલન-કેટલો બધો મોટો ફેરફાર આપણા જીવનમાં કરી શકે તેમ છે તેનો ખ્યાલ કરતા આપણને આશ્ચર્ય થશે. હજારો માણુસોની વચ્ચે એ વિશ્વાસ સ્થાપશે. વિશ્વાસ સ્થપાતાં વ્યવસ્થા આવશે વ્યવસ્થા શાંતિ જન્માવશે. ખોટી બીક કોઈના દિલમાં નહિ હોય. વચનભંગનો કિસ્સો જ ભાગ્યે ગોત્યો મળશે. અને અત્યારે સેંકડો માણુસોના સેંકડો 'કલાકો' કજીયાપતાવણમાં જાય છે, એ તમામ શક્તિ સદ્‌માર્ગે વળતાં નવી નવી ઉદ્યોગયોજનાઓ જડી આવશે. અને એની નિર્મળબુદ્ધિ પ્રેમનું સામ્રાજ્ય સ્થાપશે એ જુદું.

રામરાજ્યનો માનો કે એક નાનકડો પ્રયોગ કોઇ ગામડું શરૂ કરે છે. એનું પરિણામ એ આવે કે એ ગામડાના કજીયા એ ગામડામાં જ પતી જાય. બીજું પરિણામ એ આવે કે અત્યારની આ મુશ્કેલ આર્થિક પરિસ્થિતિમાં જ્યારે સૌના સહકાર વડે જ જીવન





પર્યટનો ને વિનોદો અમે ઉભા કરવા માંડ્યા હતા. આમાં કેટલાક વિનોદો જરા દોષવાળા હતા. તો કેટલાક નિર્દોષ પણ હતા.

ગિરનારનું આકર્ષણ તો નિત્યનું હતું જ. પણ તળેટીના જુદાં જુદાં ઉપવનોમાં અમે જવાનું રાખ્યું હતું. કેટલીક વખત સવારે દસ વાગે ઉપડતા અને સાંજે પાંચે પાછા ફરતા. દૂર દૂર સુધી જંગલમાં જવાનો તો જાણે નિત્યક્રમ હતો. આવા રખડુ પ્રવાસનો એક વિચિત્ર લ્હાવો એ વખતે મેં લીધેલો તે આજ પણ સાંભરે છે.

શ્રીમન્નથુરામ શર્માના આશ્રમમાં હું હતો, ત્યારથી રૂદ્રાક્ષની માળા, ચાંખડી, ધાબળો, ભસ્મના ગોળા એવું તો સિલિકમાં રાખતો થયો હતો. જુ. બી. એ માં આવ્યો ત્યારે પણ ટ્રંકમાં આ વસ્તુઓ નીચે પડી રહેતી એમનો સંધ્યાદિમાં ઉપયોગ તો બંધ થઇ ગયો હતો પણ હજી એ વસ્તુઓ તો સાથે રહેતી જ.

બીલખા આનંદાશ્રમ પાસે ભીડભંજન મંદિર . ત્યાં એક સાધુ રહેતો. નામ તો એનું યાદ નથી. ણ એ કફની પહેરતો છેક પગ સુધી ઢળે તેવી, ને ચાંખડીઓ પહેરી અલેક જગાવતો ફરવા નીકળતો. મને પણ આવી કફની પહેરવાનું મન થયું હતું. એવો ભેખ કેટલી ઉમ્ર તપશ્ચર્યા માગી લે છે ને જોગી થવું કેટલા જીવનમાં શક્ય છે એવો કાંઇ ખ્યાલ તો, એ જમાનાની ચાપતી મર્યાદિતમાં જરૂર પણ ન હતો. પરંતુ ગમે તેમ મેં કફની કરાવી હતી અને એને ગેરવા રંગે રંગાવી પણ રાખી હતી. એ કફની મારી સાથે ફર્યા કરતી.

જૂનાગઢ પાસે શિવરાત્રી પર ભરાતો ભવનાથનો મેળો એ વખતે બહુ જ ઠાઠમાઠથી અને ખરેખરા લોકમેળા રૂપે ભરાતો. એમાં રબારી, ચારણ, આયર ભરવાડ, મેર, કણબી, કોળી, ખાંટ, ઢેઢ-અઢારે આલમ આવતી. એમાં સાધુઓ આવતા. ફકીરો આવતા. અડંગ ઉઠાઉગીરો આવતા. કોઇ સંત પણ વખતે દેખાતા. કાનકટા જોગીઓ આવતા. નાગા બાવાઓ એમાં જણાતા. કેવળ અણીદાર ઉઘાડા લોઢાના સળિયા ઉપર આસન જમાવીને બેઠેલા, ચામડીને બહેરી બખ્ખ બનાવી દેનારા હઠજોગીઓ દેખા દેતા. ઈંદ્રિયદમન માટે લોઢકડીને ઈંદ્રિય સોસરવી કાઢીને માત્ર એકલી ભસ્મ લગાવીને કેવળ ઉઘાડે શરીરે ફરતા અવધૂતો જોવા મળતા. ભગત, ભીખારી, સંત, સાધુ, મીર, ફકીર, બાવા, અતીત, જંતરમંતર મુવા જાદુગર, ઠુઠાગર, એવા એવાનો ચારે તરફથી ધસારો થતો ને ગીરનારની તળેટીના એ જંગલ ત્રણ ચાર દિવસ માનવ-મહેરામણથી હાલી ઉઠતાં. અડવાળિયા અમાઉથી તો ત્યાં દુકાનો પડી જતી. મીઠાઈઓના ઢગલે ઢગલા ઉભરાતા: કેટલીક જગ્યાએ . અન્નના ભંડારા શરૂ થઇ જતા. ક્યાંક જે આવે તે જમી જાય એવાં રસોડાં ઉઘડતાં અને એ પ્રમાણે સાત આઠ દિવસ સુધી તો એ મેળો લોકોને માટે ગજબનું આકર્ષણ જમાવતો. એમાં ઘણી ઘણી વાતો થતી. સારી વાતો પણ થતી. કથા, આખ્યાન, ભજન, ખેલ, રામલીલા, બહુરૂપીના વેશ—અનેક રંગો જામતા. ચોપટ,, ગંજીફા, જુગાર, વ્યસન અને વ્યસનના મિત્રો એ પણ હાજર હતા.

હું જુ. બી. એ.માં હતો ત્યારે આ ભવનાથનો મેળો આવ્યો. મને મનમાં એક વિચાર આવ્યો. મેળામાં જવું આવવું ને જોવા ફરવું એમાં કાંઇ નહિ. એ તો ઠીક હવે. પણ આ વખતે તો ખરેખરા મેળાનો સ્વાદ લેવા માટે એમાં જોગી થઇને જ ફરવા માંડવું. જોઇએ કે કેવા કેવા આવે છે!

અને એ વાતને સાચે સાચી મેં વર્તનમાં પણ મૂકી. મારી પાસે કફની તો હતી જ. સંગોટી હતી, રૂદ્રાક્ષના બેરખા ને માળાઓ હતી. ભસ્મના ગોળા હતા. ને કમંડળ પણ હતું. સાતમા રૂમમાં મિત્રોને વાત કરી કે ભાઇ, આપણે તો શિવરાત્રીમાં ઘેર જાવું છે. ને ચાર પાંચ દિ' નિરાંતે રહીને પછી આવવું છે. સૌની રજા લીધી. સરસામાન તો એકાદ ધોતિયું પહેરણ દુવાલ લઈ લીધાં. અને જે પહેર-



વાની કફની વગેરે હતી તે એમાં સમાવીને હું રાત્રે આઠ સાડા આઠ વાગે નીકળી પડ્યો. સૌએ માન્યું કે હું સ્ટેશને ગયો છું. પણ મેં તો કાળવાથી જ બારોબાર સીધી સડકે ભવનાથનો રસ્તો લીધો.

તળેટીએ પહોંચ્યા પહેલાં જ એક ઠેકાણે થોભીને લુગડાં બદલાવી કાઢ્યાં. ત્રિપુંડ્રથી ને ભસ્મથી શરીર શોભી ઉઠ્યું. શોભી ઉઠ્યું કે શું થયું એ તો વળી ફોટોગ્રાફર જાણે-પણ આપણે ચાંપડી પહેરી. જાળામા પુલ નીચે જોડા ક્યાંક સંતાડી રાખ્યા. લંગોટી લગાવી ને ઉપર ભગવી કફની પહેરી. અસલ કંથાધારી થઈ ને, હાથમાં કમંડળ લઈ, બેરખો ફેરવતા ફેરવતા ભવનાથને પંથે પ્રયાણ કર્યું.

ભવનાથ પહોંચ્યો ત્યારે તો ત્યાં ઠેરઠેર તાપણાં ને ધૂણિયો લાગી ગઈ હતી. કોઈ ઠેકાણે રામાનંદી સાધુઓની ભજનમંડળીમાં લટકા કરતી બાવણો મંજીરાના તાલે મોટા સૂરથી ગાઈ રહી હતી, તો ક્યાંક રામલીલાવાળાની સીતા નાટકી ગાયન ઉપાડી રહી હતી. કોઈ ઠેકાણે રા'ખેંગારની તલવાર ખખડતી હતી, તો ક્યાંક જાદુના પ્રયોગો જોનારા બેઠા હતા. રાસડાની, ગરબીની ગરબાની પણ રમઝટ જામી હતી. ક્યાંક ગોકળીઓએ લાકડીનો આધાર લઈને સામસામા દુહા માંડ્યા હતા. તો બીજે ઠેકાણે હજી બિચારી રતનબાઈ વાંદરી આરામ માટે ઝંખતી ખેલ કરી રહી હતી!

આ પ્રમાણે હું ભવનાથના મેળામાં ફરી રહ્યો હતો. લગભગ દસ સાડાદસને સુમારે ફરતાં ફરતાં હું કેટલીક ભજનિકોની મંડળીઓમાં જઈ ચઢ્યો.

ત્યાં એક જગ્યાએ નાનકડા સરખા તંબુમાં ભજનોની ધૂન જામી પડી હતી. અને તંબુની બહારના એક ભાગમાં રસોડું ચાલતું હતું. ખીચડીનો મોટો ચરૂ ચુલા ઉપર હતો. અને એમાંથી જે કોઈ આવે એને તરત પતરાળી નાખીને ખીચડી પીરસવામાં આવતી હતી.

આ તંબુ પાસે આવતાં, ત્યાં સાત આઠ સાધુઓ પતરાળાં નાખીને બેસી ગયેલા નજરે પડ્યા. બીજા પણ જે આવતા હતા તેમને માગે કે તરત પતરાળું આપવામાં આવતું હતું, અને રસોડામાંથી એક મોટો કડછો ભરીને ખીચડી પીરસાતી. પાછળ પાવળું ઘી પણ આવતું. મને પણ પેટમાં તો ક્યારનાં ગલુડીયાં બોલતાં હતાં. આ તંબુ કોનો છે ને શું છે એ કાંઈ ખબર ન હતી. એટલે આંહીં સૌને વગર હરકતે જમવા બેસી જતા જોઈ મેં પણ એનો લાભ લેવાનો નિર્ણય કર્યો. પતરાળું નાખ્યું ને ત્યાં પંગતમાં બેસી ગયો.

એટલામાં તો તરત મોટો કડછો ભરીને ખીચડી લઈને મા'રાજ આવ્યો. પતરાળામાં ખીચડી નાખી. પણ મહારાજની પાછળ ચાલ્યા આવતા માણસ ઉપર મારી દૃષ્ટિ પડી ને મારાં ધરણ મરી ગયાં! મનમાં થયું. 'મેં શોધી શોધીને છેવટે આ તંબુ શોધી કાઢ્યો?' તંબુ તો અમારા ગામ વીરપુરના જલારામની જગ્યાવાળા મહારાજનો નીકળ્યો! અને ખીચડીવાળાની પાછળ આવી રહ્યા હતા તે લક્ષ્મણ કોઠારી હતા! એ મને ન ઓળખે એ, કાંઈ બને?

લક્ષ્મણ કોઠારી તો મને એક પળમાં વર્તી કાઢશે એ વિચારે મારાં ધરણ મરી ગયાં. એ જઈને વીરપુરમાં તરત વાત કરવાના કે ફલાણા ભાઈ તો બાવા થઈ ગયા છે! આ તો હાથે કરીને ઉપાધિ વોરી! ચાર દિવસ પછી તો વિરપુરમાં વાત ચાલે કે બાવાના વેષમાં અમે જોયેલ!

હવે શું થાય? ત્યાંથી ઉઠીને ભાગી શકાય તેવું ન હતું. જેમ બને તેમ અંધારામાં બેસીને ખીચડી ખાવા માંડી!

પણ લક્ષ્મણ કોઠારી તો પાછા પૂછવા આવવાના. એમનો અવાજ આગલા જમનારાઓની પંક્તિ પાસે સંભળાતો હતો: 'વધારે જોઈએ કે મહારાજજી? અલ્યા! ત્યાંથી ખીચડી લાવો આંહીં! ઘી વાળો ક્યાં ગયો?'





એ પ્રમાણે લક્ષ્મણ કોઠારી મારી પાસે પણ આવવાના લક્ષ્મણ કોઠારીને ત્યાં તો જગ્યામાં હું ઘણી વખત લોટ લેવા જતો એટલે ઓળખાણ હતી વળી એનાં ઘર પણ આપણા ઘર પાસે જ એટલે હું મનમાં મુંઝાતો હતો કે આ કારણ વિનાની ગેરસમજૂત ઉભી થાય એવો પ્રસંગ મેં આણ્યો છે. એનો ઉપાય શું ? મનમાં એ વિચાર કરતો હતો ત્યાં કોઠારી જ સામે આવીને ઉભા રહ્યાઃ 'અવધૂતજી ! ખીચડી લાવે કે ! અલ્યા એ...!' પણ એમનો અવાજ હાંઇક મંદ પડ્યો. તે મારી સામે જોઇ રહ્યા હતા. થોડી વાર થઇને બોલ્યાઃ 'અલ્યા ! ગૌરીશંકર તો નહિ ! કેમ આમ ? તારે આંહીં બેસવાનું હોય–! ચાલ અંદર ચાલ, પતરાળું ભલે પડ્યું ! આ શું વેષ કાઢ્યો છે !'

મને પણ બીજું શું બોલવું તે ખબર પડી નહિ હું એની પાછળ પાછળ ગયો. લક્ષ્મણ કોઠારી રસોડાની પાછળ મને લઇ ગયા. 'અલ્યા ! તેં આ શું કર્યું છે ! તારે તે આંહીં આ ઉતારે આવવાનું હોય કે રખડવાનું હોય ? ઠીક લે, જમવા બેસી જા ! મહારાજ ! ત્યાંથી બટેટાનું શાક લાવો ને આંહીં બરાબર પીરસો !'

પણ મેં વેષનું જેવું તેવું બહાનું બતાવ્યું તે લક્ષ્મણ કોઠારીને ગળે ઉતર્યું કે નહિ તે કોણ જાણે, પણ એમણે વાતને વધારે ચર્ચી નહિ એટલે એક રીતે મને નિરાંત થઇ.

રાતે હું ત્યાં એ ઉતારામાં જ રહ્યો. સવારે વહેલો ઉઠીને પાછો ફરવા માટે નીકળી પડ્યો !

આ પ્રમાણે બે દિવસ તો મેં ભવનાથના મેળામાં બરાબર ગાળ્યા. ઠેકાણે ઠેકાણે રખડ્યો અને વિવિધ પ્રકારના રંગોની તેજછાયા એમાં જોવા મળી.

ત્રીજે દિવસે હું પાછો મારા મૂળ વિદ્યાર્થી વેષમા કોલેજ રેસીડન્સીમાં' રૂમ નંબર સાતમાં દાખલ થઇ ગયો.

આ સમયમાં જ મારે સ્વ. ભાઇશંકર ત્રિવેદી સાથે ઓળખાણ થઇ. ભાઇશંકર ત્રિવેદી, "પ્રતીચંદ અને ધીનોજા એ ત્રણની એક મંડળી હતી. એ મંડળી અઠવાડિયામાં એક વખત કોઇ એકાંત સ્થળે જઇને બેસતા અને સદ્‌વિચારનાં આંદોલન ફેલાવવાનો પ્રયત્ન કરતી. ભાઇશંકરના મગજમાં આવા આવા વિચિત્ર વિચારો ચાલ્યા જ કરતા. મને પણ એની આવી વિચિત્ર મનોદશાનો ખ્યાલ તો હતો જ. એ જમાનામાં જ્યારે હસ્તલિખિત માસિક કાઢવું એ નવી નવાઇ ગણાતી ત્યારે ભાઇશંકર એક હસ્તલિખિત માસિક કાઢતા હતા. એ માસિકનું નામ 'જ્ઞાનજ્યોતિ' હતું. કવિ ગિરધરના કાવ્યો આ 'જ્ઞાનજ્યોતિ'માં આવતાં હતા. ધીનોજાના લેખ એમાં પ્રગટ થતા ભાઇશંકર પોતે લખતા. એમણે મારી પાસે 'જ્ઞાનજ્યોતિ'નો અંક ધર્યો ને કાંઇક–ખાસ કરીને 'પત્રો' માટે માગણી કરી. જેવું ભાઇશંકરનું 'જ્ઞાનજ્યોતિ' પ્રગટ થતું હતું તેવું તે સમયમાં બચુભાઇ રાવતનું 'જ્ઞાનાંજલિ' પ્રગટ થતું. એમાં તમામ લખાણો એક જ હથોટીનાં ઉતારાના અને પોતાનો ઘણો સમય એની પાછળ આપવાની બચુભાઇને નિયમિત ટેવ હતી. એ વખતનાં એ બન્ને માસિકો આજની સાહિત્યની દષ્ટિએ તો બહુ મૂલ્યવાન નહિ હોય પણ સાહિત્ય પ્રત્યેના અવિરલ ભક્તિના એ બન્ને માસિકો પ્રતીક હતાં એમ કહીએ તો ચાલે. ભાઇશંકરની સાહિત્ય પ્રીતિ ઘણા જ ઉંચા પ્રકારની હતી. અને ગુજરાતમાં તો વિરલ ગણી શકાય તેવી હતી. એક સમયની વાત છે. ભાઇશંકર મને રસ્તામાં મળ્યા. અમે વાતો કરતા સાથે ચાલ્યા. પછી એ મને પોતાને ઘેર લઇ ગયા.

ભાઇશંકરનાં એકલાં વિધવા માતા અને નાની બેન બે જણાં હતાં. એક નાની સરખી કોટડીમાં એમનું ઘર હતું. ઉપર જવાની એક સીડી આ ખંડમાં રહેતી હતી. સીડીનો હવે કાંઇ ઉપયોગ થતો નહિ, મેં ત્યાં નજર કરી તો હું છક્ક થઇ ગયો સીડીને પગથિયે પગથિયે ભાઇશંકરે છેક ઉપર સુધી

પુસ્તકો ગોઠવ્યાં હતાં ! અને તે પણ કૉલેજનાં નહિ. કૉલેજનું બહુ જ થોડું એ વાંચતા. એટલે આંહી તો અનેક પ્રકારનાં પુસ્તકો હતાં. ખંડમાં ચારે તરફ મહાન પુરુષોના ફોટાઓ હતા. એક ભાવનામય વાતાવરણ ઉભું કરીને એ સ્વપ્નનો આનંદ લેવાની ભાઈશંકરને મજા પડતી હતી.

મને ભાઈશંકરના આ સાદા પણ સાહિત્યમય જીવને ઘણી જ અસર કરી. પોતાનાં પુસ્તકોની વચ્ચે જીવનાર આ માણસ ઘરનો તો ઘણો જ ગરીબ હતો. છતાં જે કેટલાક સ્વાભિમાની ગરીબ હોય છે એવી ભાઈશંકરની સ્વાભિમાનભરી ગરીબી દરેકોઈને માન મૂકાવે.

એ વખતે બે માણસો એ કૉલેજમાં એવા હતા જે જીવી શક્યા હોત તો ચોક્કસ જ નામ કાઢત. એક ભાઈશંકર. બીજા કવિ ગીરધર. કવિ ગીરધર પાસે કંઠ હતો. અને કવિતા કરવાની શક્તિ હતી. એનાં કેટલાંક કાવ્યો મને લાગે છે, 'અફલાતુન' નામથી વિનોદ લખાણ આપતા રાજકોટના રા. રમણિક મહેતા પાસે હોવાં જોઈએ. ઘણું કરીને કવિ ગીરધરના કાવ્યોનો એક નાનકડો સંગ્રહ બહાર પણ પડયો છે. ભાઈશંકરના 'જ્ઞાનજ્યોતિ' માટે અમે એ વખતે એક પંક્તિ જોડી હતી—તે આજ યાદ આવે છે "જ્ઞાનજ્યોતિ પ્રગટ થઈને હસ્તમાં આજ આવે."

ભાઈશંકર 'જ્ઞાનજ્યોતિ'માં એ સમયે પણ કેટલું સુંદર લખી શકતા એનો કાંઈક ખ્યાલ નીચેના એક બે ફકરા આપી જશે.

"આ પ્રપંચમાં તું જ સત્ય છે"

×

ઓળખાણ તો આજ છે ને કાલ નથી. મને તો નિત્યનો નશો પીનાર સાકી જોઈએ.

×

શબ્દોની ગેરહાજરીથી નહિ, પણ મૌનની વાણી નહિ સમજવાથી જ માનવ સંબંધમાં વિખવાદ જાગે છે. તમને કોઈ ચાહનાર મળે, પણ તમને પારખી શકે નહિ તો શું વળે ! આ પ્રેમ શાપ છે.

×

મારા કાર્યના વિજયથી મને વખાણનારા ને મારામાં શ્રદ્ધા રાખનારા ઘણા આવી મળે છે. પણ પણ મારી મુરાદોને પૂજનારા મને વહાલા છે.

×

તને હું ચાહું છું એવા ખ્યાલમાં હું મસ્ત રહું તો ય બસ છે.

સ્વ. ભાઈશંકર દ્વિવેદી વિષે એક અંક 'બે ઘડી મોજ' શ્રી ઉલશંકર વ્યાસના તંત્ર નીચે પ્રગટ કરેલો. તેમાં બચુભાઈ રાવતે એનો પરિચય આપ્યો હતો. એમાંથી જણાય છે કે ભાઈશંકરે ઇ. સ. ૧૯૦૯માં પહેલવહેલું હસ્તલિખિત માસિક કાઢેલું, 'આર્યહિતાદર્શ' ત્યારપછી એક વખત એમણે સાધુ સંન્યાસી થવાનો વિચાર પણ સેવેલો. એનું જીવન અનેક રંગો વચ્ચે વહેતું જ્યારે ઇ.સ. ૧૯૩૧માં લુપ્ત થયું ત્યારે એને જાણનારા સૌના દિલમાં એક જ આઘાતજનક અવાજ ઉઠેલો: 'આવું જીવન...અને આવો લોપ!'

ભાઈશંકરને ગુજરાતી ભાષા પ્રત્યે અધિક પ્રીતિ હતી એનું એક નાનું સરખું ઉદાહરણ યાદ આવે છે. એ અરસામાં જ ઘણું કરીને ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડયા જૂનાગઢ બહાઉદ્દીન કૉલેજમાં આવેલા. પ્રોફે. ભટ્ટના અતિથિ તરીકે તે એક વિવાદ સભાના પ્રમુખ હતા. વિવાદનો વિષય ઘણું કરીને 'ગુજરાતી સાહિત્યમાં પણ ગ્રન્થ રત્નો છે' એવો કાંઈક હતો.

એ વિવાદમાં મેં ભાગ લીધો હતો. 'ગુજરાતી સાહિત્ય તો અપંગ છે અને એમાં નથી વાર્તાઓ, નથી નવલકથાઓ, નથી નિબંધો કે નથી કોઈ એવો પ્રતિભાશાળી લેખક જેની કૃતિઓ જગતમાં તો ઠીક, પરપ્રાંતમાં પણ માન મુકાવી શકવાની યોગ્યતા ધરાવતી હોય." એવું કાંઈક મેં પ્રતિપાદન કર્યું હતું. ભાઈશંકરની તો જીભ લપકતી એટલે એને બોલવાનું

ફાવતું જ નહિ. એમણે તો મુંગા સાક્ષી લેખે જ બધું જોવાનું હતું. વિવાદમાં મને લાગે છે હું સાચું કે ખોટું બોલ્યો એ વસ્તુ પ્રત્યે નહિ, પણ હું સારુ બોલ્યો એ પ્રત્યે ડૉ. કાન્તિલાલનું ધ્યાન ખેંચાયેલું. અને એમણે પાછળથી મને પ્રેમથી બોલાવીને કહ્યું હતું કે ગુજરાતી સાહિત્યમાં પણ કાંઇક છે એવો જ તમારો ખ્યાલ હોવો જોઇએ. વિવાદની ખાતર જ તમારો આ અભિપ્રાય હશે એમ હું માનું છું.'

આ વસ્તુની ભાઇશંકર ઉપર ઘણી અસર થયેલી લાગી. એમણે મને પાછળથી મળતાં કહ્યું કે તમે ગુજરાતી સાહિત્યમાં ખરેખર કાંઇ નથી એમ માનો છો? હું તો માનું છું કે ચર્ચાને વધુ વેગ આપવા માટે જ આ તમારો અભિપ્રાય તમે પ્રદર્શિત કર્યો હશે. ત્યારપછી એમણે પૂછ્યું: 'ઘનશ્યામ'ની કોઇ કૃતિ તમે જોઇ છે?

એ વખતે નવાઇભરેલી રીતે 'ઘનશ્યામ'ની કોઈ કૃતિ મેં જોયેલી નહિ. ઘનશ્યામ એટલે કનૈયાલાલ મુનશી એટલી પણ માહિતી ઘણું કરીને ન હતી. મને પોતાને પણ નવાઇ લાગી હતી કે ભાઇશંકર જેની વાત કરે છે તે મુનશીની કોઇ કૃતિ મારા જોવામા કેમ આવી નહિ હોય?

પછી ભાઇશંકરે મુનશીની કેટલી કૃતિઓનો મને ખ્યાલ આપ્યો હતો. અને મને કહ્યું હતું કે આપણે સૌએ ભેગા મળીને ગુજરાતી સાહિત્યની ગરીબી ટાળવી જોઇએ. ભાઇશંકરનો એક ફકરો ગુજરાતી લેખકની એમની ભાવનાને સરસ રીતે રજૂ કરે છે.

'દરેક બંધુ, જિન્દગીની નાની બાબતોમાં ચોક્કસ થાય, રસિક થાય, વિદ્યાના વ્યસનવાળો થાય, પોતાની આસપાસના ઉપર પોતાના પ્રમાણિકપણાની છાપ પાડી, તેમના જીવન અને વૃત્તિના પરિવર્તનમાં નિમિત્ત બને, પોતાનું ઘર–ઘર નહિ તો એનો એક ખૂણો.– પોતાની બેઠક, અભ્યાસગૃહ, અતિથિને આરામ આશ્વાસન અને પ્રેરણાનું સ્થાન બનાવે. ઉંચી ભાવનાને ઉત્પન્ન કરી,-ઉત્તેજીને પોષનાર સદ્‌ગ્રન્થોનો સદા સહવાસ રાખે. અને પોતાના વિચારો સરળતાથી સમજાવી શકે એવો ગુજરાતી ભાષામાં લેખક થાય.'

ભાઇશંકરને મન લેખક, લેખક તરીકે ઘણો મહાન આત્મા હતો. એમનું જીવન અકાળે કરમાયું ન હોત તો ખરેખર એમની કલમમાંથી કેટલીક અણમોલ કૃતિઓ ગુજરાતને મળી હોત.

(ક્રમશઃ)



## મેઘ અને ગુલાબ

(વસંત)

તે મેઘ જે સકલ પુષ્પતણાં ભુજે છે  
હર્ષો; ગુલાબ પણ સાંધ્ય સમે ફૂટે જે  
કો રક્ત મેઘ થકી; મેઘ, ગુલાબ, છે એ.

હરીંદ્રનાથ

અનુ : વિવિત્સુ

'ઊર્મિ—નવરચના'ની નવી ચાલુ વાર્તા

# માનવીનાં હૈયાં—નર્મદાની કથા

સ્નેહરશ્મિ

## પ્રકરણ છઠ્ઠું

### વૈધવ્ય

આમ બીજાં બે ત્રણ વર્ષ નીકળી ગયાં. કેવાં વેદનાભર્યાં હતાં એ વરસો! અમારા ઘરનું સંગીત બધું બસૂરું બની ગયું હતું. મારાં સાસુના અસંતોષનો પાર ન હતો. અને તેમાં આડોશીપાડોશી વધારો કરવાનું ચૂકતાં નહિ. અને તે ય જાણે મારા પર ઉપકાર કરતાં હોય એવી રીતે! કહે છે કે, માણસ બહુ મધુર પ્રાણી છે. પણ મારા તે દિવસોનો અનુભવ તો એથી ઉલટો જ હતો. મારાં સાસુનાં દેખતાં મારી અનેક પાડોશણો જાણે મારે માટે બહુ સચિન્ત હોય એમ અનેક ઉપાયો સૂચવવાનું ચૂકતી નહિ. 'હેં અલી નર્મદા તેં ફલાણું ખાધું કે?' ને 'હેં, તેં પેલું વ્રત તો હજુ કર્યું જ નથી, એક વાર કરી નાંખ ને!' અને આવાં આવાં અનેક સૂચનો જાણે મારે માટે તે બધાંને ખૂબ લાગી આવતું હોય તેમ મારા પર વરસાવી મૂકી, તે દરેક સૂચને મારા સાસુના ઘાને તાજા કરી આપતાં. આવા સંજોગોમાં એક દિવસ તેમણે મને વાતવાતમાં કહ્યું,

'તેં સાંભળ્યું? રાજપીપળામાં મોટા જથ્થામાં બહુ સસ્તા ભાવે જમીન મળે એમ છે.'

'એમ!' મેં પૂછ્યું. 'પણ તે આપણે શા ખપની!'

'મને થાય છે કે આપણે થોડીક ખરીદીએ.'

'પછી અહીંનું શું?'

'એનું તો થઈ રહેશે, એ તો બા પણ જરા જરા ધ્યાન રાખે તો સ્વજી બધું સંભાળી લે એવો છે.' તે બોલ્યા.

'પણ બાને ઘરડે ઘડપણ આવી ઉપાધિ શી! છતે દીકરે તેમને વળી ખેતી સંભાળવાની હોય!' મેં કહ્યું.

'હું જાણતો જ હતો કે તું ઝટ હા નહિ પાડે, પણ મેં તો મારા મન સાથે નક્કી કરી નાખ્યું છે કે રાજપીપળા જવું.'

તેમના અવાજમાં જે સ્વસ્થતા અને સ્થિરતા હતી તેથી હું ચમકી, એકાએક જાણે મને કંઈ રહસ્ય સમજાઈ ગયું હોય તેમ હું બોલી.

'મારે ખાતર આ બધું! આવું તે હોય કંઈ!'

'ના. તારે ખાતર કશું જ નથી, કેવળ મારા મનની શાન્તિ ખાતર.' તે બોલ્યા.

'પણ એવાં તે ક્યાં આભ તૂટી પડ્યાં છે કે મનની શાન્તિ ગુમાવવી પડે!'

'તું તો એમ જ કહેવાની. અને એ બધાં જ્યારે એક દિવસ તને ફાંસીને માંચડે લટકાવશે ત્યારે પણ તું તો દોરડું ખેંચનારને કહેશે, જો જો હું ભાઈ તમારા હાથ ન છોલાય—મારી તમે ચિન્તા ન કરશો.'

હું ખડખડાટ હસી પડી, 'મોટું કહે છે એ કોણ કહે કે ખોટું છે! આવું આવું કહી તમે મને સાવ ફૂવી જ મૂકી છે તો. જુઓ, એવો તેવો આપણે કંઈ વિચાર નથી કરવો, હું તો મારે અહીં જ સારી. બાને મૂકીને હું ક્યાંય જનાર નથી.'

'હા, ધાણીના બળદને ઘૂંસરી વિના અડવું જ લાગે ને! પણ જો, આજ હું હવે નથી સાંભળવાનો, મારાથી આ બધું નથી સહેવાતું. કમલે ને પગલે મારો ને મારો જ વાંક નીકળ્યા કરે એ મારાથી કેમ વેઠાય? તને સંતાન ન થાય એમાં મારો કંઈ જ વાંક ન હોય?'

'પણ કોણ કાઢે છે તમારો વાંક? બા તો બિચારાં હવે બોલતાં પણ નથી, ને દુનિયાને મોંઢે કોણ તાળાં વાસવા જાય!'

'સો વાતની એક વાત—બોલ, તારી હા છે કે ના? હા હશે તો હસતાં હસતાં જઈશું, ના હશે તો ચડેલે મોઢે જઈશું—પણ જવાનું છે એ વાત નક્કી.'





મારા અંતરમાં એ વખતે કેવી આંધી ઉછળી રહી હતી એ કેવી રીતે વર્ણવું? કેવળ સ્ત્રીઓને આવા પતિનું સદ્‌ભાગ્ય જગતમાં મળતું હશે? આવી ઊંડી સમજ, સાચી સહૃદયતા એ જ આ જીવનનો પરમ લહાવો નથી! મેં કહ્યું.

'તમારી વાતની કદી હું ના પાડું છું! આજ હું તમને પગે પડું છું. આ વાત પડતી મૂકો.'

'ના.'

'તો મારું એક માનશો!'

'શું?'

'પંદર દિવસ થોભી જાવ.'

'કેમ જે?'

હું કંઇ ઉત્તર ન આપી શકી. લજ્જાથી મારું મુખ લાલચોળ બની ગયું, મારી પાંપણો મુગ્ધતાથી ઢળી ગઈ. જાણે કોઇ નવો જ પ્રકાશ મન પર ચમકારો કરી જતો હોય તેમ તેમની આંખ ચમકી. અતિ ઉમળકાભેર તેમણે મારો હાથ પોતાના હાથમાં લીધો.

'સાચે જ? ખરું છે એ? ભારે ઉત્સુકતાથી તે બોલ્યા, જવાબમાં તેમની હથેળીમાં મારો પંજો વધુ સ્નિગ્ધતાથી સંકોચાયો. પ્રેમના ઘોડાપૂરમાં તેમણે મને ડુબાડી દીધી—અને...અને 'રાજપીપળા જવાની' વાત ફરી પાછી અમારી વચ્ચે કદી પણ ન થઇ—કારણ કે થોડા જ દિવસમાં મારી ખાત્રી થઈ ગઇ હું હું સગર્ભા બની હતી. કેવા હતા એ સુખદ દિવસો!

મહિના ઉપર ઘણા દિવસ ચઢી જતાં એક દિવસ મારી સાસુએ પૂછ્યું, 'કેમ અલી, કંઈ છે કે શું?'

શરમની મારી હું કંઇ પણ બોલી ન શકી. પણ મારા મુખના ભાવ પરથી તે સમજી ગયાં એટલે અવાજમાં ઉમળકો અને મૃદુતા દર્શાવતાં તે બોલ્યાં, 'સંભાળીને રહેજે. બહુ છોકરવાદ ના બનતી.'

અને પછી તો આની ચોકી શરૂ થઇ ગઈ. મારા આહાર વિહારની ઝીણામાં ઝીણી કાળજી તે રાખવા મંડયાં. મારો પડયો બોલ ઝીલી લેવા તે જાણે સતત તત્પર જ હોય એમ હું બોલું તે પહેલાં માત્ર મારા હોઠના અણસારાથી વાત કળી જઇ પાણીની જગ્યાએ દૂધ હાજર કરતાં. તેમની અગાઉની કઠોરતા હું ભૂલી ગઇ. અને તેમનો આ નવો વ્યવહાર જોતાં—તેમના અગાઉના વર્તનને મેં કઠોર લેખ્યું હતું એ નર્યો અન્યાય જ હતો એવો મને પશ્ચાતાપ પણ થવા લાગ્યો.

આજ આ બધું મને જ્યારે યાદ આવે છે ત્યારે એ કોઇ વિરલ સ્વપ્નું આવીને તરતજ ઉડી ગયું હોય એમ લાગે છે. હા, જીવનનો ક્રમ કેવો અગમ્ય છે! જ્યારે તમે સુખના સ્વર્ગમાં હો ત્યારે તમારા દુ:ખની ભઠ્ઠી પણ તમારા પગ નીચે જ તૈયાર થતી હોય છે. આપણે એ નથી જોઈ શકતાં. એ સારું છે કે નરસું એનો ઉકેલનો નિર્ણય તો કોણ કરી શકે? —પણ મેં તો મારા એ સૌભાગ્યના દિવસો પરમ ઉત્સાહમાં વીતાવ્યા, અને જ્યારે તે અદૃષ્ય હાથે મારું એ સ્વર્ગ છીનવી લીધું ત્યારે હું સાવ ભાંગીને ઢગલો થઇ પડી.

મને છઠ્ઠો મહિનો જતો હતો. હજુ તો સેાો બધા કામમાંથી પુરા પરવાર્યા પણ ન હતા. આજ જરા ઠંડી વિશેષ હતી એટલે બારણાં બંધ કરી અમે સગડીએ તાપતાં બેઠાં હતાં. મારાં મશિયાઈ જેઠાણી આજ સવારે જ અમારા આનંદમાં વધારો કરવા આવ્યાં હતાં, અને મારા મસિયાઇ જેઠ બીજે દિવસે. સવારે આવવાના હતા. આખો દિવસ જેઠાણીએ મને અનેક રીતે ફુલાવી ફુલાવી, ને રાત્રે જ્યારે અમે સગડીએ તાપતાં હતાં ત્યારે પણ બાની હાજરીને જાણે ગળી જઈ અમારા બન્નેની તે મીઠી મજાક કરી રહ્યાં હતાં. કેવું બધું ભર્યું ભર્યું હતું!

અને ત્યાં એકાએક બંદુકના બાર થતા અમે સાંભળ્યા. ભડોભડ ભીડાઇ જતાં બારણાંના અવાજ અમે સાંભળ્યા. કારમી ચીસો અમારે કાને અથડાઇ. ભયથી જાણે મારા બધાં ગાત્રો અક્કડ થઇ ગયાં, અને હું કંઇ પણ વિચારી શકું તે પહેલાં તો તે ઉઠયા. મારા સાસુએ તેમને વાળવાણી પ્રયત્ન કર્યો. જેઠ



તો કોઈ કોઈ વાર જ આવતાં એટલે તેમનું કહ્યું તો તે કરે જ. પણ 'ના. નાનાભાઈ, તમે ના જશો.' એ શબ્દો તેમના હૈયા સુધી પહોંચી જ ન શકયા. હાથમાં ધારિયું લઈ તે ઘર બહાર નીકળ્યા. ગભરાયેલી હું ઓટલે આવી જોઉં છું તો એક એક ઘરનાં બારણાં બંધ! ફળિયામાં કોઈએ ન મળે! માત્ર તે જ એટલા બંદૂકના બારની દિશામાં દોડયે જતા હતા. મને થયું હું પણ તેમની પાછળ દોડું. તેમને કંઈક થયું તો મારાથી કેમ જીવી શકાશે? પણ મારી હિમ્મત ન ચાલી. મારા ઉદરમાં ફરકતા જીવે જાણે કે મને રોકી રાખી ડુસકાંઓથી મારું હૈયું ભરાઈ ગયું.

થોડા વખત સુધી બંદૂકના ઉપરા ઉપરી બાર થતા રહ્યા, પછી બધું શાન્ત થઈ ગયું. ધડકતે હૃદયે તેમના આવવાની હું રાહ જોવા માંડી, પણ તેમના આવવાનાં કોઈ ચિહ્ન દેખાયાં નહિ, ઘરમાં અમે બધાં બૈરાંઓ જ હતાં, કોને કહું કે જઈને તપાસ કરે! ધીમે ધીમે લોકોનાં બારણાં ઊઘડવા લાગ્યાં. બધાં પૂછવા લાગ્યાં કે શું થયું હતું? પણ બનાવની જગ્યાએ જવાની કોઈની હિમ્મત ન ચાલી, આથી મારાં સાસુ ઓટલે આવ્યાં. તે તપાસ કરવા જવા તૈયાર થયાં, એટલે અમારી સામે રહેતા ગજાનન પંડ્યાને શરમ આવી. તે બોલ્યા, "કાકી, અમે હજુ જીવતા બેઠા છીએ, શાને જવું પડે તમારે?" અને એ ડાંગ લઈ તપાસ કરવા નીકળ્યા.

અને પછી! પા કલાક બાદ જ્યારે અમે સૌને અમારા ઘર તરફ આવતા મેં ફાનસના તેજે જોયા ત્યારે! ના, એ વાત હું કઈ રીતે વર્ણવી શકું! આજ પણ એ યાદ આવતાં મારું હૃદય ચીરાઈ જાય છે. કસળચંદ શેઠને ત્યાં ધાડપાડુઓ આવ્યા હતા. કસળચંદના છોકરાને તેમણે મારી નાખ્યો; અને સાથે મારો સૌભાગ્યદીપ પણ બુઝાઈ ગયો, હા! કેવી એ કારમી આફત મારે માથે ઊતરી હતી!

પણ ના, એ વીર મૃત્યુ ઉપર આંસુ નહિ સારું, સાચા મર્દને છાજે એવી નીડરતાથી તે મૃત્યુને ભેટયા. એકલે હાથે તે ધાડપાડુઓ સામે ઝઝૂમ્યા. મરતાં મરતાં બેને તો એમણે સખત ઘાયલ કર્યા. પણ બંદૂક આગળ માણસ કેટલુંક જોર કરી શકે! તેમની બહાદુરી જોઈ ધાડપાડુઓના સરદારે તેમને પગમાં ગોળી મારવાનો હુકમ આપ્યો, પણ પગમાં ગોળી ખાધા છતાં ય તે અડગ રહ્યા અને ધાડપાડુઓ સામે ઝઝૂમવાનું ચાલુ જ રાખ્યું. આથી અકળાઈને એક બહારવટીઆએ તેમની છાતી વીંધી નાખી. ધાડપાડુઓનો સરદાર એ જોતાં ત્રાટકયો, 'અરે કમબખ્ત! એક મર્દનું તેં ખૂન કર્યું! શરમ ન આવી છાતી પર ગોળી ચલાવતાં!' પણ હવે શું થઈ શકે એમ હતું! તેઓ તો લૂંટીને પોતાને રસ્તે પડયા.

એ તો ધન્ય બની ગયા. હા, તેમને સુખી કરવાની જે અનેક યોજનાઓ હતી તે બધી મારા મનમાં જ રહી ગઈ. વધુ નહિ, માત્ર પોતાના બાળકનું મોં જોવા એ પામ્યા હોત તો ય તેમને કેટલો બધો આનંદ થાત! પણ મારા નસીબમાં તેમને સુખી કરવાનું જાણે વિધાતાએ સર્જ્યું જ ન હતું. હા, વિધિની કઠોરતા!

હું ખૂબ રડી—અમે બધાં જ રડયાં, અને એક સાથે મોતને ભેટીને અમે અમારા દુઃખમાંથી મુક્ત થતાં ખૂબ જ રાજી થાત. પણ મારે માટે તે દરવાજો તો તે બંધ જ કરતા ગયા હતા. જે મહામૂલ્ય જવાબદારી મને તે સોંપતા ગયા હતા તે ભૂલી તેમની પાછળ હું કેવી રીતે દોડી શકું? એ નવા આવનાર જીવે તેમની અને મારી વચ્ચે જાણે એક દિવાલ ખડી કીધી. જીંદગીની રમતમાં મને દાવતાળી આપીને છટકી ગયા. અમે એઓ અમારો વેદનાનો બોજ લઈ એક બીજાની ઓથ થવા મથતી, ભાંગેલાં ખંડિયેરોની જેમ, એ સૂના ખાવા ધાતા ઘરમાં અમારા દિવસો ગણવા મંડી. મારાં સાસુ ખૂબ સમજુ ને હિમ્મતવાળાં હોવા છતાં સાવ ભાંગી ગયાં, પણ મારી આગળ તો તે જાણે હિમ્મતનાં જ પ્રતીક હોય એમ વર્તવા મથતાં. મને ડૂસકે ડૂસકે





રડતી સાંભળી એક દિવસ તે બોલ્યાં, "દીકરી આમ ક્યાં સુધી રડયા કરશે?" મારાથી ન રહેવાયું. તેમને ગળે હું બાઝી પડી. "ઓ બા, મારાથી આ નથી વેઠાતું." બોલતી હું બેભાન થઈ ગઈ. તેમના મૃત્યુ વખતે હું બેભાન ન થઈ તે આજે સાસુની અપાર સહાનુભૂતિના આઘાત હેઠળ મૂર્છાવશ થઈ ગઈ. એ પછી પંદરેક દિવસ હું માંદી રહી. માંદગીમાં ગમે તેમ બકવા મંડી. પણ તે બધામાં તેમની જ વાત આવતી. તેમની બહાદુરી, તેમની સચ્ચાઈ, તેમનો પ્રેમ–એ સૌની મારી માંદગીમાં હું ગુણગાથા ગાવા મંડી, અને તેમના બાળકને માટે એ મહામૂલ્ય વારસો તે મૂકી ગયા છે એની જ્યારે એ આવશે તેને વાત કહીશ–એવું બધી લાજ શરમને જાણે બાજુએ મુકી હું લવવા મંડી. મારાં સાસુ ધડકતે હૃદયે મારી માંદગીમાં મારી સેવા કરી રહ્યાં. જે જીવને હું મારાં અંગેઅંગનાં સત્વથી પોષી રહી હતી તેના ઉપર તેમની બધી આશા હવે તેમણે સ્થિર કરી હતી, અને તેથી મારે માટે તે દિવસરાત સચિન્ત રહેવા મંડયાં. મારાં જેઠાણી પણ મારી સારી સરખી કાળજી રાખવા મંડયાં. પણ છેક છેવટના દિવસ સુધી મારી તબિયત સારી ન થઈ તે ન જ થઈ. આવી માંદગી, આવી ચિન્તા, આવી નિરાશા, આવો કઠોર આઘાત– એની અસર હેઠળ જન્મનાર બાળકમાં શું હીર રહેવા પામશે એની પણ મને ભીતિ લાગવા માંડી; અને બીજા કંઈ જ ખાતર નહિ તો તેને ખાતર પણ મારે માનસિક અને શારીરિક રીતે આરોગ્યમય રહેવું જોઈએ એવી માન્યતા સેવી હું તે માટે પ્રયત્ન કરવા મંડી, પણ બધું વ્યર્થ.

## પ્રકરણ સોતમું

### માતૃત્વ

સુવાવડ કેમ થઈ તે મને આજે પણ યાદ નથી આવતું. મારું શરીર છેવટના દિવસમાં તો ખૂબ નબળું પડી ગયું હતું. જે કોઈ મને જોતું તે કહેતું, 'લોહીનું પાણી થઈ ગયું છે." અને ખરેખર એ સાચું હતું, પ્રસૂતિની વેદના મારાથી કેમ વેઠી શકાશે તેની મને ભારે ચિન્તા રહ્યા જ કરતી, અને જેમ જેમ એ દિવસ નજીક આવતો ગયો તેમ તેમ હું ગભરાવા લાગી. પ્રસૂતિની પીડા શરૂ થતાં હું લાંબો વખત ટકી ન શકી. મારી બધી શક્તિ હું ગુમાવી બેઠી હતી. જો હું થોડું ઘણું પણ જોર ન દાખવી શકું તો મારો અને મારી સાથે આવનાર બાળકનો મરે જ છૂટકો છે એ હું જાણતી હતી. બૈરાંઓ બધાં મારા ખાટલા આસપાસ ભેગાં થઈ ગયાં. તેમાં એક દાયણ પણ હતી. બધાં મને હિંમત આપી રહ્યાં હતાં, હું પસીને રેબઝેબ થઈ ગઈ, પણ પ્રયત્નોનું કંઈ પરિણામ ન આવ્યું. હું સાવ થાકી ગઈ. જાણે મારી બધી શક્તિ મારા અંગમાંથી ઓસરી ગઈ. વેદનાથી અને થાકથી હું બેભાન બની ગઈ. દરમ્યાન પાસેના ગામમાં એક ડાક્ટર હતા તેને બોલાવવા બાએ માણસ મોકલ્યો. ડોક્ટરને આવતાં ત્રણ કલાક નીકળી ગયા. દરમ્યાન હું જીવન અને મૃત્યુ વચ્ચે ઝોલાં ખાતી રહી. ડાક્ટરે હથિયારથી મારા મારા નરહરિનો જન્મ કરાવ્યો. મોતના મોંમાં જઈ હું પાછી આવી.

જ્યારે મને ભાન આવ્યું ત્યારે મારાં સાસુને ચિન્તા ભરેલે ચહેરે મારા તરફ તાકી રહેલાં મેં જોયાં, મારી આંખ ઊઘડતી જોતાં તેમનું મોં સહેજ મલક્યું 'કેમ છે દીકરી!' તેમણે વહાલથી પૂછ્યું, 'સારું' 'બા' બોલી બહુ આતુરતાપૂર્વક તેમના તરફ મેં જોયું. કારણ કે જે ભાર દિવસો સુધી મારા શરીરમાં હું મમતાપૂર્વક ધારી રહી હતી તેનાથી હું મુક્ત થઈ છું એ વાત મને ભાન આવતાં તરત જ હું જોઈ શકી, અને તેથી તેનું શું થયું એ જાણવા હું ખૂબ અધીરી હતી. એટલે મારા મુખમાંથી 'સારું' છે.' શબ્દો નીકળ્યા ન નીકળ્યા ત્યાં તે બોલ્યાં 'બાબલો ય સારો છે.' 'બાબલો ય સારો છે!' હા, કેવા અમૃત મીઠા શબ્દો! મેં આંખ મીંચી દીધી. હું મનમાં ગણગણી 'બાબલો ય સારો છે!' હા, મારો બાબલો– ના, તેમનો બાબલો. તેમનું મુખ મારી આંખ સામે

આવી ઊભું રહ્યું. ફરીથી હું જાણે ઘેનમાં પડી ગઈ. મારાં જ્ઞાનતંતુઓ મૂળ નબળાં પડી ગયાં હતાં—પણ મારે હવે વધુ આઘાત વેઠવો ન હતો. મારા બબલાને મારે જેવો હતો—પણ તે પહેલાં એક ક્ષણમાં તેની છબી મારા મન આગળ ચીતરી લીધી. આ કંઈ પહેલી વખત હું એવું કરતી હતી એમ તો નહોતું જ—તેની છબી તો મેં અનેકવાર મારા મન સમક્ષ ચીતરી હતી. એટલે મને તેના સુખની કલ્પના કરતાં જરાય વાર ન લાગી. તેમની જ આંખ, તેમનું જ મોં, તેમની છાતી એ બધું હું મારા બબલામાં આપી રહી. મારી કલ્પના–સૃષ્ટિમાં તે બબલો બની ગયા અને જાણે કે મારી ગોદમાં આવી ગયા, અને સાચે જ ત્યાં તો મારાં સાસુએ બબલાને મારી સોડમાં મૂકી જ દીધો હતો. ગાંડી બની હું તેને જોઈ રહી, તેનું માથું ! કેવું મોટું ને બેડોળ ! ચામડી કેવી કરચલી પડતી ! આ મારો બબલો ! હા, હા. એ જ. મને તેની બધી વિરૂપતા લુબ્ધ લાગી. મારી છાતી સરસો તેને મેં લઈ લીધો. મારા નબળાં સ્તનમાં ય મેં ધાવણના ઝરા ફૂટતા અનુભવ્યા. જાણે માના પ્રેમથી, માના દૂધથી જુગ જુગથી વંચિત રહ્યો હોય એમ બબલો મને વળગી ગયો. મારી તીવ્ર વેદનામાં આ મારે મારે જેવી તેવી સુખની ઝલક ન હતી ! અને પત્નીત્વ કરતાં ય માતૃત્વ એ વધુ જવાબદારીભર્યું વધુ અઘરું, વધુ ઉદાત્ત અને તેથી જ કદાચ વધુ મીઠું પદ છે એમ મેં અનુભવ્યું. વૈધવ્યથી ભાંગી ગયેલી હું જીવવાની ઇચ્છાવાળી બની.

મારો બબલો મારી નજરે તો સુન્દર જ હતો, પણ મારાં સાસુ સિવાય કોઈ તેના રૂપનાં વખાણ કરતું નહિ; બલ્કે તે બધાં તેને હસતાં તે હું જાણી શકતી, અને મને દુઃખ પણ થતું. તેનું માથું એટલું તો મોટું હતું કે તેને બેસતાં શીખતાં પણ લાંબો વખત લાગ્યો—અને એ માથાને કારણે જ મારી પ્રસુતિની વેદના પણ હું વેઠી શકી ન હતી. મોટું માથું, અને ચીમળાયેલું દોરડી જેવું શરીર ને ફૂલેલું પેટ ! ઝબજિયાત, વરાધ વગેરે તો જાણે તેનાં સાથી જ ન હોય ! ભાગ્યે જ એવો કોઈ દિવસ જતો જ્યારે કોઈ ને કોઈ પીડા તેને નડી ન હોય. પણ મારાં સાસુ ખૂબ કાળજીપૂર્વક દવા દારૂ કરવા લાગ્યાં. રાતના ઉજાગરા પણ મોટે ભાગે એ કરતાં, એમની આટલી કાળજી ન હોય તો હું કે મારો બબલો પૂરા બે માસ પણ જીવવા ન પામત.

જીંદગીથી હારી બેઠેલી અમ બે જણીનું બબલો જાણે જીવનકેન્દ્ર થઈ ગયો. અનેક ઘાતો વટાવીને તે મોટો થવા લાગ્યો. તે કેમ ચાલતાં શીખ્યો, કેમ બોલતાં શીખ્યો વગેરે વાતો કહેતાં હું કદી નહીં થાકું. પણ એ વિગતોમાં ઉતરવાનો લોભ જતો કરું. તે ૭ વર્ષનો થયો ત્યારે તેને ઉપવીત ધારણ કરાવી અમે ભણવા મૂક્યો. અમે બન્ને વિધવાઓ ખૂબ કાળજીપૂર્વક, આશાભરી તેને શિક્ષકને સોંપી આવી. બાળકોને અમે પતાસાં પણ વહેંચ્યાં. પણ તેને શાળામાં મુકી આવ્યા બાદ આખો દિવસ મેં અપાર ચિન્તામાં ગાળ્યો. એને વર્ગમાં શિક્ષક જ્યારે લઈ ગયા ત્યારે છોકરાઓ જે રીતે એને જોઈને હસ્યાં હતાં તે જેમ જેમ મને યાદ આવતું ગયું તેમ તેમ હું ખૂબ અકળાવા લાગી. તેનું માથું મોટું હતું. અને કંઈક બેડોળ લાગતું હતું તેમાં તેનો શું વાંક વાંક ? પણ એ રીતે તો તેની મા વિચાર કરે, દુનિયાને એમ વિચાર કરવાની શી પડી હતી ? હું આવી ચિન્તામાં હતી ત્યાં રડતા નરહરિને લઈને મહેતાજીને આવતા મેં જોયા. 'મારે ઘેર જવું છે ને ઘેરે જ જવું છે' એવી જીદ લઈને એ બેઠો હતો એટલે પોતે નિરુપાયે તેને ઘેર લઈ આવ્યા હતા એવું મેં મહેતાજી પાસે સાંભળ્યું. હું કંઈ ન બોલી. મેં નરહરિને પટાવી પટાવીને વાત કઢાવી. છોકરાઓ તેને હસતાં હતાં, કોઈએ તેનો કાન પકડ્યો તો કોઈએ તેના કોટ પાછળ પૂંછડી લટકાવી એવી બધી ફરિયાદો તેણે રડતા રડતા કહી. મેં તેને ખૂબ વહાલ કરી માંડ માંડ છાનો રાખ્યો. એ પછી નિશાળનું નામ આવે એટલે તે ધમપછાડા કરવા મંડ્યો. હું અકળાવા લાગી તે ન ભણે એ કેમ ચાલે ! પણ મારાં સાસુ આડા ફરી વળવા મંડ્યાં. 'ક્યાં એવો મોટો થઈ ગયો છે ? બે મહિના પછી જશે તો તેમાં શું બગડી જવાનું





છે !' આવી તેઓ દલીલ કરવા માંડ્યાં. હું નિરુપાય બની ગઈ. હવે તે કંઈ સાવ નાનો ન હતો જો તેની ઉમ્મરનાં બાળકો સાથે તે ન હોય તો તેનાથી નાનાં બાળકો સાથે તો તેને ઘણું વધારે વસમું લાગશે એ વાત હું સ્પષ્ટતાથી જોઈ શકતી તે સ્પષ્ટતાથી મારા સાસુ જોતાં ન હતાં. એટલે મારી કોઈપણ દલીલ તેમની આગળ ન ચાલી, અને નરહરિ નિશાળમાં ન જ ગયો. આમ બે વર્ષ નીકળી ગયાં. પણ એ વર્ષ કેવળ નકામાં ન હતાં, મારામાં શિક્ષકની શક્તિ ન હતી, પણ તેમ હું નિરક્ષર પણ ન હતી. વાતવાતમાં હું તેને અનેક વસ્તુ શીખવવા મંડી. નાનપણથી જ તેનું કુતૂહળ બહુ ભારે હતું, અને મને તે અનેક સવાલો પૂછી અકળાવી મૂકતો, એટલે તે જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ મારે પણ મારો જ્ઞાનભંડાર વિકસાવવો પડ્યો. પંખીઓનો તેને બહુ શોખ હતો. તેમનાં નામો જાણવાં, તેમના જેવા અવાજો કરવા વગેરેમાં તેને ઘણી મઝા પડતી. ખેતરે પણ મારી સાથે તે આવતો. વનસ્પતિ જગતની પણ તેણે ઠીક ઠીક માહિતી ભેગી કરી હતી. વળી તેને વાતો સાંભળવાનો પણ બહુ શોખ હતો—અને તેમાંય ખાસ કરીને લડવૈયાઓની અને બહારવટીઆની, ભીમ, અર્જુન, અભિમન્યુ વગેરે વીરોની કથા તેને ખૂબ ગમતી, દર ચોમાસે અમારે ત્યાં મહાભારતની કથા મંડાતી તે બહુ રસપૂર્વક તે સાંભળતો. અને મારી આગળ પોતે પણ અર્જુનના જેવો બાણાવળી બનવાની મહત્ત્વાકાંક્ષા અનેકવાર દર્શાવતો. તેણે અમારા એક નોકર પાસેથી તીરકામઠાં પણ મેળવ્યાં, અને આ નાગાસ્ત્ર જાય, ને આ ગરુડાસ્ત્ર ને અગ્ન્યાસ્ત્ર ને એવી એવી કલ્પનાઓ કરી તે નિશાન તાકવા મંડ્યો. મુગ્ધ બની તેની રમત હું જોઈ રહેતી; તેની એકાગ્રતા અદ્‌ભુત હતી જ્યારે તે નિશાન તાકતો ત્યારે તેનો સમગ્ર પ્રાણ તે નિશાને ઉપર કેન્દ્રિત થઈ જતો. બાહ્ય જગતને તે તદ્દન ભૂલી જતો. તેની નેમ અચૂક સફળ નીવડતી.

પણ આ બધું તે એકલો એકલો કરતો. હું જોઈ શકતી હતી કે તેણે તેનું પોતાનું જુદું જગત સર્જ્યું હતું. તેમાં તે એકલો રહેતો અને રાચતો. તે જગતમાં કદાચ તેણે તેના સાથીઓ નક્કી પણ કર્યા હોય, એવું મને અનેકવાર લાગતું, કારણ કે કેટલીકવાર તેને હું ખૂબ ઉત્સાહમાં જોતી. તે વખતે તે ઉત્સાહનું કોઈ દેખીતું કારણ મને મળતું નહિ એટલે યુક્તિપ્રયુક્તિથી હું તેનો તો ભેદ પામવા મથતી, એ વખતે હું જોઈ શકતી કે તેણે સર્જેલા, ભીમ, અર્જુન, અભિમન્યુ વગેરે વીરો સાથે તેણે મૈત્રી કેળવી હતી એ હતા અમારા ખેતર પાસે આવેલો એક ઘેઘુર વડ એક વિશાળ આંબો, અને એક મઝાનો લીમડો ! એ વાત અલબત્ત તેણે લાંબા વખત સુધી કોઈને કરી ન હતી. પણ તેને મન, તે સાચા ભીમ, અર્જુન ને અભિમન્યુ હતા !

મારે અમારી ખેતીની દેખરેખ રાખવા મોટો ભાગ ખેતરોમાં જવું પડતું એટલે તે પણ મારી સાથે આવતો ત્યાં કલાકો સુધી અમારા કોસના કિચુડ કિચુડ અવાજને તે કુતૂહળપૂર્વક સાંભળતો, અને એ વડની વડવાઈઓ ઉપર ઝોલો ખાતો, ત્યારે જાણે ઘણીવાર તેની સાથે તે વાત કરતો હોય એવો મને ભાસ થતો—અને એ જોતાં મને ધ્રાસકો પડતો. પણ થોડા જ વખતમાં થઈ પાછળથી મજૂરોનાં છોકરાઓને આવતા જોતાં અને તેમની સાથે વાતે ચઢેલો તેને જોતાં મને નિરાંત થતી. તે છોકરાઓ સાથે તેને રમવું ગમતું, અને તે પણ તેની સાથે ખૂબ હળી ગયાં હતાં, અને તેમને પણ ભીમ અર્જુનની વાતો તેણે સંભળાવી હતી. મને આથી અનેકવાર ચિન્તા થતી. ભીમ અર્જુનની વાતોના સંસ્કાર તે એ છોકરાઓ ઉપર પાડી શકે તેના કરતાં તેમના સંસ્કાર એના પર પડવાનો મને ઘણો સંભવ લાગતો. તે છોકરાં આમ તો ગંદાં જ રહેવા ટેવાયાં હતાં, તેમની ભાષા પણ અશુદ્ધ અને ગ્રામ્ય, વાત પણ સામાન્ય, અને રમત પણ આપણને સામાન્ય રીતે જંગલી લાગે એવી. એનો એક પ્રસંગ મને હજુ પણ યાદ આવે છે—અને મને એ યાદ એથી રહ્યો છે કે એ ઘટનાએ મારા નરહરિની બાબતનાં પહેલવહેલી મારી આંખ ઉઘાડી. મજૂરોનાં છોકરાઓએ ચકલી પકડવાને માટે

ચીકી તૈયાર કરી હતી. ચકલી પકડવાની વાતથી નરહરિ ખૂબ ઉત્સાહમાં આવ્યો હતો. મારું એ રમતમાં ધ્યાન ન હતું, કારણ કે અમારા પડોશીનાં ઢોરોએ રાતે અમારા ખેતરમાં પાર વિનાનું નુકસાન કર્યું હતું, અને એ નજરોનજર જોતાં હું અકળાઈ ઊઠી હતી. એ બધો રોષ મારા નોકરો ઉપર ઠાલવી રહી હતી, તે વખતે છોકરાઓ ચકલી પકડવાની રમતમાં પડ્યાં હતાં. એ ટોળામાં નરહરિ કરતાં બે ત્રણ મોટા છોકરા હતા, એ પાસેના ગોચરમાં ઢોર ચરાવતા અને નરહરિ સાથે રમવા આવતા. ચકલી પકડવાનું તેમણે સુઝાડ્યું હતું, એ બધાં ચકલી પકડવાનો પેચ રચી રહ્યાં હતાં તેની મને કશી ખબર પડી શકી નહતી, પણ થોડા વખતમાં મે કીકીઆરીઓ સાંભળી અને મારું ધ્યાન તે બાજુ ગયું. ચીકી ઉપર ફસાઈ ગયેલી એક ચકલીને તરફડતી મેં જોઈ. છોકરાંઓ તેના તરફ ધસી રહ્યાં હતાં. પેલા ગોવાળીઆઓમાંથી એક સૌથી આગળ હતો. નરહરિ તેની પાછળ હતો. તે બૂમ પાડતો હતો 'અરે, બિચારી મરી જશે ' અને બીજાં છોકરાં ખડખડાટ હસતાં હતાં. પેલા ગોવાળીઆએ ચીકી સાથે ચકલીને ઉપાડી લીધી એટલે નરહરિ બોલ્યો.

"જો બીચારી કેવી ગભરાય છે, છોડી દે એને!'

"કે અં! એને હું છોડવાનો જ છું તો!" છોકરાએ જવાબ આપ્યો. "હજુ તો બીજી ચાર પાંચ પકડી પછી તેને સેકી ખાઈશું"

નરહરિને પાર વિનાનો આઘાત લાગ્યો. તેને અંગેઅંગમા ધ્રુજારી આવી ઊઠી.

"શું?" તે ફફડાટીથી બોલ્યો, "શું કહ્યું તેં?" તેનો ગુસ્સો માતો ન હતો તેને શબ્દો જડતા ન હતા.

"હા, હા. સેકી ખાવી છે. આજ કંઇ પહેલી વખતે નથી પકડતા, સમજ્યોને?"

"છોડી દે છે કે નહિ?"

"ના."

"નહિ છોડે!" બોલતા-નરહરિ તેની ઉપર ધસી ગયો. અને તેનામાં જેટલું જોર હતું એટલા જોરથી પેલા છોકરાનો હાથ તેણે પકડ્યો, અને અમળાવ્યો. પેલાથી અજાણતાં ચીસ પડાઈ ગઈ, અને ચીકી તેના હાથમાંથી સરી પડી, ને એ ધમાલમાં ચીકી પરથી છૂટી થઈ ચકલી ઊડી ગઈ.

પેલા છોકરાઓ ધુવાંફુવાં થઇ ગયા. મને થયું કે સારું થયું કે હું બહુ દૂર ન હતી, નહિ તો એ છોકરાઓએ કદાચ નરહરિને માર્યો પણ હોત, એટલો બધો તેમના મો ઉપર કચવાટ હતો. જાણે કોઇ આપત્તિમાંથી તે ઊગરી ગયો હોય અને એ વાતની બીજા પાસે પ્રતીતિ જોઇતી હોય તેમ જે નોકર ઉપર હું ચીડાતી હતી તેને સંબોધી મેં કહ્યું,

"જોયું ને? પેલા ગોવાળીઆ જેને ને મારે કઇ સંબંધ નથી તેમને પણ માગી શરમ આવી, પણ છે તમને કંઇ લાજ શરમ?"

"શાની શરમ આવી કાકી?" નોકરે પૂછ્યું.

તેની ચકલી નરહરિએ ઉડાડી મૂકી, ને મને જોઇને તેમણે નરહરિને માર્યો નહિ."

તે ખડખડાટ હસ્યો. "કાકી, નરહરિને તમે ઓળખતાં નથી! નરહરિને મારે એવો આમાં એક પણ નથી."

"એ બ્રાહ્મણનો દીકરો તેથી!" મેં જાણે તેના વાક્યને પૂરું કરવાના ઇરાદાથી કહ્યું.

"ના, ના, નરહરિનો માર જીરવે એવો એમાં એક પણ નથી." તે બોલ્યો.

હું તો આભી જ બની ગઈ. ઘડી પહેલાં તો એની સાથે હું લડતી હતી તે ભૂલી ગઈ. મેં કહ્યું.

"જા, જા, તું કોને બનાવે છે? ક્યાં નરહરિ ને ક્યાં એ છોકરો?"

"જોવું છે તમારે? કહી તેણે પેલા છોકરાઓને બૂમ પાડી. "એ આમ આવજો કંઈ આપું." છોકરાં દોડતાં આવ્યાં. "શું છે? શું છે?" એમ તે પૂછવા લાગ્યા.

"જુઓ, જે આ લાકડીને ઘુંટણ ઉપર વાળી ભાંગી આપે તેને કાકી એમની રદિરી ખોરડી ઉપરથી ટોપી ભરીને બોર પાડવા દેશે."

"હું ભાંગી આપું," બોલતો પેલો મોટો છોકરો આવ્યો. તેણે ઘણી માથાફોડ કરી પણ લાકડી વળી શકી નહિ. બીજા છોકરાઓએ પણ માથાફોડ કરી. પણ બધાં નિષ્ફળ નીવડયાં. હું સમજી શકી નહિ કે એમ કરી રવજી શું કહેવા ઇચ્છતો હતો, પણ મને લાંબો વખત સંશયમાં રહેવા નહિ દેતાં તેણે નરહરિને કહ્યું, "નરુભાઈ, ભંગાશે કે તારાથી?"

નરહરિએ કંઇ જવાબ ન આપ્યો; પણ તેણે લાકડી હાથમાં લીધી ને ઘડીભર તેના તરફ જોઇ રહ્યો મારી છાતી ધડકી ઊઠી. જાણે કોઈ જુદા જ નરહરિને હું જોઇ રહી હતી. એ લાકડી તેનાથી કેવી રીતે ભંગાશે! પણ હું બીજો વિચાર કરી શકું તે પહેલાં તો કડાક થતો અવાજ આવ્યો, અને લાકડીના બે કકડા કરી, રવજી તરફ તેણે ફેંકી દીધા, અને જાણે કંઇ બન્યું ન હોય તેમ 'ચાલો, આવવું છે કોઇને ભીમસેન પાસે?' બોલી પેલા વડ તરફ તે જવા મંડયો મારું હૃદય તો અનેક પ્રકારના ભાવોથી ભરાઈ આવ્યું હતું, છતાં મેં અને તેટલો સંયમ જાળવી કહ્યું, 'રવજી, આ લોકોને તેં બોરનું કહ્યું છે તો છો એ બધાં આજે બોર ખાતાં, જવા દે સૌને.'

'બધાંને?' નવાઇ પામતો રવજી જોઇ રહ્યો

'હા, હા, બધાંને'

'બધાં ખંખેરી પાડશે.' તેણે જાણે ચીડાતાં કહ્યું.

'છો ખંખેરી પાડતા,'

'ના, ના. કાકી અમે પાકાં જ લઇશું.' પેલાં છોકરાંઓમાંથી એક છોકરી બોલી.

'સારું, સારું! તમને ગમે તે લેજો, ને નરહરિ તું પણ જશે ને?' નરહરિને પાછો બોલાવતાં મેં પૂછ્યું.'

'હાસ્તો.'

અને બધાં કીકીઆરી કરતાં અમારી ખોરડી તરફ દોડયાં.

મારા કરતાં રવજી નરહરિને વધારે ઓળખતો હતો એ વિચાર જાણે કોઇએ જોરથી મારા મોં ઉપર લપડાક ચોડી કાઢી હોય એવો મને સાલતો હતો. પણ એ સાથે નરહરિની શક્તિનું એ પ્રદર્શન જોતાં મને આનન્દ પણ થયો હતો અને એને વાણીમાં વ્યક્ત કરવા મારું હૈયું થનગની રહ્યું હતું, એટલે છોકરાંઓ જતાં જ મેં રવજીને પૂછ્યું.

'હેં', રવજી, તને ક્યાંથી ખબર કે નરહરિમાં આટલું જોર છે?'

'કેમ મને ખબર ન હોય? એને મોટો કોણે કર્યો છે?'

'હા. નાનપણથી તેં એને રમાડયો છે એ ખરું, પણ' પણ મારું એ વાક્ય પૂરું કરું તે પહેલાં રવજીનો ઇતિહાસ મારા મન આગળ એક ક્ષણમાં ફરકી ગયો. રવજી નાનપણથી ભારે તોફાની હતો, અને નરહરિના બાપુજીએ જો એને વખતસર હાથમાં લીધો ન હોત તો બહારવટીઆઓની ટોળીમા પણ કદાચ એ ભળી જાત. અમારા ગામમા દોડવામાં સૌથી વધુ ઝડપ એની હતી. પગપાળા દસબાર માઇલ સંદેશો લઇને જવાનું હોય ત્યારે એ જ બધાને યાદ આવતો. એક વાર એક નેળમાં લાકડાથી ભરેલું એક ગાડું ફસાઇ ગયું હતું. ગાડાવાળો આજુબાજુથી પાંચ સાત જણને બોલાવી લાવ્યો; તે બધાએ ખૂબ જોર કર્યું પણ ગાડું જરાય ચસકયું નહિ. એવામાં રવજી ત્યાં આવી ચડયો, ત્યારે માંડ વીસ એકવીસ વર્ષની તેની ઉમ્મર હશે. ઘડીભર પેલા લોકોની માથાફોડ તે જોઇ રહ્યો. પછી તેણે તેમને સંબોધી કહ્યું.

"ખસી જાવ, જોઇએ હું એકલો શકું છું!"

"અરે, વાહ, જોયો નહિ મોટો બહાદર એકલો ખસેડવાવાળો," બોલી તિરસ્કારમાં પેલા લોકો બાજુએ ખસી ગયા. રવજીએ ગાડાને ખાંધ મારી. ત્રીજે આંચકે પૈડા સાથે ગાડાને તેણે અદ્ધર કરી નાખ્યું ને તેને બહાર કાઢયું. પેલા બધા તો નવાઇ પામતા

તેને જોઈ જ રહ્યા. આવાં આવાં તો અનેક પરાક્રમ રવજીએ કર્યાં હતાં; અને નરહરિને રવજી ખૂબ ગમતો તેની સાથે નાનપણથી તે હળી પણ ગયો હતો તે બાદ આવતાં જાણે વાતના અંકોડા, એક પછી એક ગોઠવાતા જતા હોય એમ મને લાગ્યું. એટલે મેં પૂછ્યું, "ત્યારે રવજી આ જોર એનામાં તેં મૂક્યું કે ?"

તે હસ્યો, "કાકી, એનામાં જોર હતું જ. કાકાનામાં ઓછું જોર હતું ? ને તમારામાં ? તમારા બન્નેનું જોર એનામાં ઊતરેલું છે."

તેના કાકાના ઉલ્લેખે મારા ભૂતકાળની કેટલીક સુખદ સ્મૃતિમાં મને હડસેલી દીધી. હા, તે ખરેખર વીર હતા. જેવી તેમની હિમ્મત તેવું જ તેમનું બળ હતું. રવજી આવો જોરાવર હતો પણ તેમનાથી ડરતો. એ બન્નેની ઉમ્મર લગભગ સરખી જ, પણ મારા જેઠને તે કાકા કહીને બોલાવતો, અને તેથી તેમને પણ તે કાકા જ કહેતો. રવજી જ્યારે આડો ફાટતો ત્યારે તેની પાસે તે જ જતા, અને તેમની આગળ તે ગરીબ ગાય જેવો બની જતો. નરહરિમાં તેમની શક્તિ ઉતરે એ મને અસ્વાભાવિક નહોતું લાગતું. પણ બિચારો કેવા સંજોગોમાં જન્મ્યો હતો ! ક્યાંથી એનામાં શક્તિ કે હિમ્મત આવી શકે ! પણ આજે મેં જે જોયું તેનાથી મારા ઘણા ભ્રમ ભાંગી ગયા. ધીરે ધીરે રવજીએ મને તેની અનેક વાત કહી. તેમના અવસાનથી રવજીને ખૂબ આઘાત લાગ્યો હતો, અને જાણે તેમના તરફની વફાદારી નરહરિની કાળજી રાખીને અદા કરવાનું તેણે નક્કી કર્યું હોય તેમ નરહરિના જન્મથી જ તે સતત રીતે તેની કાળજી રાખવાનો પ્રયત્ન કરવા મથતો હતો—જો કે મારાં સાસુને તેનો ઘણો ડર લાગતો, કોઈ દહાડો તે બહારવટીઓ બની જશે એવું તે લાંબા વખતથી માનતાં આવ્યા હતાં, અને નરહરિ પર એના સંસ્કાર સારા નહિ પડે એવો તેમને ડર હતો પણ જ્યારે નરહરિ રવજી નવડાવે તો જ નાવાની કે રવજી રમાડે તો જ રમવાની જીદ લેવા મંડ્યો ત્યારે તે નિરુપાય બની ગયા. એટલે રવજીના સહવાસમાં તે ખૂબ આવ્યો હતો. નરહરિની તેણે મને જે જે વાતો કહી તે સાંભળતાં હું ધ્રૂજી ઊઠી. અમારી નદીના ઊંડા ધરામાં ડુબકી મારી નરહરિ તાગ કાઢી શકતો; વગર દોરડે અમારા કુવામાં ઉતરતાં તેને મુશ્કેલી પડતી નહિ—ને આ બધામાંથી મને કે મારા સાસુને કશી જ ખબર ન હતી ! અમને કોઈને ખબર ન પડે તેમ રવજીએ તેને આ બધું શીખવ્યું હતું ? શાથી ? રવજીને મેં એ પ્રશ્નો ન પૂછ્યા, પણ હું ગભરાવા લાગી. આઠનવ વર્ષની ઉમ્મરમાં જો તે આ છંદે ચડ્યો તો પછી એ ક્યાં જઈને અટકશે ? ને મારાં સાસુએ જો એ જાણ્યું તો રવજીનું તો જાણે આવી જ બન્યું, પણ મને ય તે જીવતી નહિ રહેવા દે, અને નરહરિને ઘરની બહાર પગ મૂકવા ન દે. મેં રવજીને મારી બધી મૂંઝવણો કહેવા માંડી, પણ હું જેમ જેમ કહેતી ગઈ તેમ તેમ તે હસવા માંડ્યો.

"અરે, કાકી તમે નાહકના ડરો છો. તમે મને જે જશ કે અપજશ આપો છો તે પણ બરોબર નથી. નરહરિને માટે તો આ બધી આપકળા છે. મારી જ વાત કરો ને ! મને કોણે બધું શીખવેલું ? એ તો બધું એની મેળે જ આવડી જાય નરહરિ તો જોરાવર છે તેવો જ છાતીવાળો પણ છે. એને તમારા ઉજળિયાત છોકરાંઓ સાથે નથી ફાવવાનું, તે તમને કહી દઉં. નરહરિને જે લોક મૂજી કહે છે તેમનાં છોકરાં જ એને મૂજી જેવાં લાગે છે." રવજીની વાત હું સાંભળી રહી. એ તદ્દન અભણ મજૂરમાં આવી ઊંડી સમજ જોઈ હું નવાઈ પામવા લાગી—પણ રવજી સાચે જ સમજુ હતો, અને તેથી નરહરિ સમ્બન્ધી તેનાં જે જે અવલોકનો હતાં તે બધાં યુક્તિ પ્રયુક્તિથી તેની પાસેથી મેં ધીરે ધીરે કઢાવી લીધાં.

નરહરિએ હવે નિશાળે જવું જ જોઈએ એમ મને લાગવા માંડ્યું. મેં તેને ઘેરે ઠીક ઠીક અભ્યાસ કરાવ્યો હતો. આંક તો કોઈ પણ છોકરા કરતાં તેને સારા આવડતા હતા એવો મારો વિશ્વાસ હતો, પણ મને જે ચિન્તા હતી તે તેના સ્વભાવની. મજૂરોનાં છોકરાંઓ સાથે હોય ત્યારે મને તે બાળક જેવો લાગતો, પણ ઘરમાં કે બહાર બીજી કોઈ જગ્યાએ અમે ગયા હઈએ ત્યારે તેનું વર્તન મૂંઝવે તેવું હતું. તે કોઈની સાથે હળતો નહિ, અને એકલો બેસી





રહેતો. અમે બધાં હસતાં હોઈએ ત્યારે પણ તે ક્વચિત જ હસતો. કોઈ કોઈ વાર તો તે સૂનમૂન જેવો લાગતો અને આથી તો મને વધુને વધુ લાગવા માંડ્યું કે એને હળતો મળતો કરવો હોય તો નિશાળે જ મોકલવો જોઈએ. અન્તે મારાં સાસુને હું સમજાવી શકી. નરહરિને પણ સમજાવવાની મુશ્કેલી નહિ પડી. તે નિશાળે જવા તૈયાર થયો. મહેતાજીએ તેની પરીક્ષા લીધી. તેનો અભ્યાસ જોઈ તે નવાઈ પામ્યા.

"નરહરિને આ અભ્યાસ તમે કરાવ્યો, નર્મદા બહેન!" તેમણે મારા તરફ જોઈ પૂછ્યું. સંકોચથી હું જવાબ ન આપી શકી. તેમણે આગળ ચલાવ્યું. "એને પાંચમીમાં તો મારાથી નહિ મૂકી શકાય, એ કે પાંચમીમાં પણ ચાલી તો શકે જ. પણ ચોથીમાં જરૂર મૂકીશ.',

મારા આનંદનો પાર ન રહ્યો. અમારા ગામમાં આ પહેલો જ બનાવ હતો જ્યારે કોઈ વિદ્યાર્થીને સીધો ચોથી ચોપડીમાં બેસાડ્યો હોય. નરહરિને પણ ખૂબ આનંદ થયો. ગામમાં બધાં નવાઈ પામ્યાં. મારાં સાસુ તો ગાંડાઘેલાં થઈ ગયાં. તેને મૂજી કહેનારાં પણ બધાં ઘડીભર ચૂપ થઈ ગયાં.

ભણવામાં તેમજ બીજી અનેક બાબતોમાં તે મોખરે રહેવા લાગ્યો, પણ તેના સ્વભાવમાં ખાસ ફેર ન પડ્યો. તેને એકલા જ રહેવું ગમતું. ઘરમાં પણ તે મોટે ભાગે આખો વખત એકલો ને એકલો જ રહેતો. હું ઘણુંય ઇચ્છતી કે એના કોઈ ભાઈબંધોને એ ઘેર લાવે, અથવા તેમની સાથે રમવા જાય. પણ એ મારી ઇચ્છા પાર પડે એવો બહુ ઓછો સંભવ દેખાતો હતો. એને ખેતીનો શોખ ખૂબ હતો એ મારે માટે સંતોષની એક વાત હતી, અને તેથી એને જ્યારે વખત મળતો ત્યારે તે અમારી ખેતી ઉપર જતો. રવજી સાથે એને ઘણું ગોઠતું. તે બન્ને મળી એક વાડી બનાવવા માંડી હતી તેમાં આંબાંની કલમ, ચીકુ, પપૈયાં વગેરે તેમણે રોપ્યાં હતાં, અને આજુબાજુનાં મજૂરોનાં છોકરાં તેની એ પ્રવૃતિમાં તેને સતત સાથ આપતાં. તેને આ કામ એટલું તો ગમતું કે એક દિવસ તેણે મને કહ્યું,

"મા, હું વાડીમાં સૂવા જાઉં-રવજી મારી સાથે રહેશે."

મારે માટે આ અણધાર્યો પ્રશ્ન હતો. જવાબ આપવામાં જો મેં ભૂલ કરી તો એનું સારું પરિણામ ન આવે એમ હું જાણતી હતી, એટલે મેં કહ્યું, "મને તો વાંધો નથી, પણ બાનો તારામાં જીવ છે એ તું જાણે છે ને? તને એ ના નહિ પાડે, પણ તારી ચિન્તામાં એ માંદા પડી જશે, બાકી તારે જવું હોય તો જરૂર જા."

તે ઘડીભર વિચારમાં પડી ગયો. ધીરે રહીને તેણે કહ્યું, "વારુ, તું કહે છે તે ખરું છે. તેમને મન હું હજુ બહુ નાનો છું, ખરું ને?" તે હસ્યો.

હું પણ હસી પડી, "તે તારે મન તું બહુ મોટો થઈ ગયો છે, ખરું ને?"

તેની સાથેની વાતચીતમાં આવા પ્રસંગ ભાગ્યેજ આવતા, અને તેથી આજે તેને આનંદમાં જોઈ હું રાજી થઈ. મને તેની સાથે વાત લંબાવવાનું મન થયું, એટલે વિષયાન્તર કરી મેં પૂછ્યું.

"નરુ, તને ભણવું ગમે કે ખેતી?"

"બેઉ" તેણે તરત જ જવાબ આપ્યો.

"પણ એમાંથી એક પસંદ કરવાનું તને કોઈ કહે તો?"

"મને એવું કોઈ કહે જ નહિ; કારણ કે ભણવાની ઉમ્મરે ભણવું જોઈએ, અને ખેતી કરવાની ઉંમરે ખેતી કરવી જોઈએ."

મારો નરહરિ જ આ બોલી રહ્યો હતો! ઓછા બોલો-લગભગ મૂંગો એવો મારો નરહરિ આ યુક્તિભરી દલીલ કરી રહ્યો હતો! એના છોકરાની માતા થવાની મારામાં યોગ્યતા હતી! આ પ્રશ્ન હવે મને મૂંઝવવા લાગ્યો. બીજાં છોકરાં જેવો નરહરિ ન હતો એ વિશે મારા મનમાં હવે જરાય શંકા ન હતી. એને હું એના જીવન-પ્રવાસમાં કઈ રીતે મદદ કરી શકીશ? કઈ રીતે એને માર્ગદર્શન કરાવી શકીશ? હું ઈશ્વરને પ્રાર્થના કરવા લાગી કે મને તે સાચી સમજ અને શક્તિ આપે જેથી જ્યાં સુધી નરહરિ નાનો છે ત્યાં સુધી તેની જવાબદારી હું સંભાળી શકું.



# અંધારો કુવો !

લેઃ યાત્રી

ડબ્બામાં લખ્યું હતું તેનાથી ઓછામાં ઓછા બમણા કરતાં વધુ માણસો એમાં બેઠા હતાં. મારા પણ કોણ જાણે ક્યાં ભોગ લાગ્યા, તે બિચારા સમો બોલાવનારા મને સેકન્ડ ક્લાસની ટીકીટ આપતા હતા છતાં થર્ડક્લાસની જ મેં માગણી કરી. એ સાહાઈ આ ઉમ્મરે હવે ઝુક્કો કાઢી નાખે તેવી હતી. પણ હવે તો હિમખિમ ઘર ભેગા થઈ જાઈએ તો ઘણું કરીને ચુપચુપ બેઠો રહ્યો.

બોટાદથી જ ગીર્દીનો કોઈ પાર ન હતો. ચારે તરફ પાંજરામાં ખડકાય તેમ માણસ ખડકાયાં હતાં. હાલવું ચાલવું પણ મુશ્કેલ હતું. પણ ગાડી ચાલતી થઈ એટલે હવે આ પરિસ્થિતિ અનિવાર્ય થઈ ચૂકી છે એમ માનીને માણસો થોડા થોડા એને ટેવાવા માંડ્યા. અને કેઈ ઉંઘવા માંડ્યા. કોઈ બીડી પીવા માંડ્યા. કોઈ ખાવા માંડ્યા, કોક વળી વાતોએ વળગ્યા.

મેં મારી સામેના પાટિયા ઉપર દૃષ્ટિ કરી. ત્યાં એક બાઈ બેઠી હતી. તેણે કાળુ લુગડું પહેર્યું હતું. આધેડવયની એની ઉમર હતી. એની પડખે સત્તર અઢાર વર્ષનો પણ કાંઈક વધારે જુવાન જણાતો એક છોકરો બેઠો હતો. છોકરો તદ્દન સુનમુન હતો.

બોટાદથી ગાડી ઉપડી ને મેં બાઈ સામે ને છોકરા સામે જોયું. એમના બેના વચ્ચે તો દેખીતી રીતે મા દિકરાનો સંબંધ જણાતો હતો. પણ બાઈના ખોળામાં એક ત્રણચાર મહિનાનું નાનકડું રૂપાળુ ધાવણું બાળક હતું. એની ગડ કોઈ રીતે મને બેસતી ન હતી બાઈ વિધવા જણાતી હતી ને ઉચ્ચ કોમની લાગતી હતી. ઉમ્મર પણ ઠીક વધુ હતી. એટલે એનું આ બાળક હોય તેમ લાગતું ન હતું. પેલો છોકરો પણ પોતાના આવડા નાનાભાઈ સાથે ગેલ કરવાને બદલે એક તરફ સુંદમુંદ જેવો બેઠો હતો. બાઈ થોડી લજ્જા જેવું કરી, રૂના પુંમડાથી એ નાનકડા બાળકના મોમાં દૂધ ટોઈ રહી હતી. એનો ચહેરો કાંઈક દિલગીર હતો. નિર્બળ છતાં એ સશક્તની જેમ બેસીને છોકરાને ખોળામાં જાળવી રહી હતી. પણ એના દિલમાં ક્યાંય ધરપત ન હતી.

'આમ ક્યાં જવું છે?' મેં એમને મૂંગા મૂંગા બેઠેલ જોઈને પૂછ્યું:

'બાપુ! વીરમગામ!' બાઈએ જવાબ વાળ્યો ને પછી પેલા છોકરાને કહ્યું: 'ભાઈ! તેં બોટાદના ગાંઠિયા લીધા હોત, પછી ગુજરાતનાં સરસાં તને નહિ ભાવે હો!'

'વઢવાણથી લઈ લેશું!' છોકરો એટલું જ બોલ્યો.

'તમારો દીકરો છે?' મેં પૂછ્યું.

'હં, માડી.' અને પછી તેણે ઉમેર્યું: 'અને આ દીકરાનો દીકરો છે!' પેલા નાનકડા બાળકને બતાવીને એ બોલી: 'આનો.'

આ દીકરાનો દીકરો! મને આશ્ચર્ય થયું. સુંઢ મૂંઢ થઈને બેઠેલો છોકરો બાપ થવા જેવડો તો લાગતો ન હતો. 'આ દીકરાનો દીકરો?'

'હા માડી!' બાઈએ જવાબ વાળ્યો.

રૂપાળું, સુંદર, નાનકડું શિશુ એના ખોળામાં અકારણ હસતું પડ્યું હતું મને આશ્ચર્ય થયું. આવડો નાનકડો છોકરો ડોશીને કેમ સાચવવો પડતો હશે? ડોશીની સાચવણમાં પણ એનું દુઃખ બેઠું હતું.

'આની મા ઘેર રહ્યાં હશે? એટલે તમને આ ઉપાધી પડી લાગે છે!'

'અરે માડી! આની માએ ગામતરૂં કર્યું ને અમને હેરાન હેરાન કરી મૂક્યા! જુઓને આ સંચળી કેટલો છે!' તેણે છોકરાને પગ હલાવતો જોઈને કહ્યું: 'એને છે કાંઈ? દખનાં ઝાડ અમારે માથે ઉગ્યાં છે માડી! આને વીરમગામ મૂકવા જાવું છે!' એની આંખમા આંસુ આવી ગયાં હતાં. છોકરાનો બાપ નીચું જોઈને બેઠો રહ્યો હતો અને વધારે સુંદમુંઢ થઈ ગયો હતો.

'કેમ વીરમગામ?'

'વહુની માને નાનકડું છે. ધાવણ આવે છે એટલે આ મોટો થઈ જાય. પછી પાછો તેડી લાવશું અમારે ઘેર કોણ સાચવે એને? આની મા સુવાવડમાં ને સુવાવડમાં ગઈ ને અમારે માથે કાંઈ થઈ છે!'

'સુવારોગ લાગુ પડયો હતો ?' મેં પૂછ્યું.

'ના રે માડી ! કાંઇ રોગ ને કાંઇ ભોગ. નખ-માંય રોગ નો'તો.'

'ત્યારે ?'

'કોણ્જાણે શું થયું–કેમ કરતાં આડો અવળો પગ પડી ગયો તે ભગવાન જાણે, પણ પહેલાં ચોપડગાંઠ પડી ગઇ!'

'ચોપડગાંઠ ?'

'હા માડી ! પેટ પાણકા જેવું થઇ ગયું. આ છોકરાને જોઇને કોઇ વાંઝણી પાડોશણે કાંઇ કરી મેલ્યું, કે પછી આ મોટા છોકરા વશરામની મામી ગોલકી છે એણે વીર નખાવ્યાં... ભગવાન જાણે શું થયું. પણ વહુ સાવ સાજી નરવી ફાટી પડી. માડી! એવાં આકરાં વીર...'

'વીર ?'

'અરે બાપુ ! અમારા વરણમાં હાલતાં ને ચાલતાં કોકને કોક અદેખાઇના માર્યા વીર નાખે ને આપણો ભર્યોભાદર્યો માળો વીખી નાખે. જો ને આવડો જુવાન છોકરો, પણ ક્યાંય નૂર દેખાય છે ?'

મેં વશરામ સામે જોયું. વશરામને વહુ ખોયાનું દુઃખ હતું કે આ છોકરો સાચવવાનું આવ્યું એ દુઃખ હતું તે કોણ જાણે. પણ એ જાણે સાનભાન ભૂલી ગયો હોય તેમ મુંઢની પેઠે માથું એક તરફ ઢાળીને બેઠો હતો. તેની આંખમાં આંસુ ન હતાં. પણ જાણે દિલમાં આખું સરોવર થીજી ગયું હતું.

'ઘણા ઉપાય કર્યાં દેશના ભુવા પાસે નોરતાં કર્યાં. એણે થાય એટલાં વાના કર્યાં. પણ મેલડી કવળ ગયાં તે કવળ ગયાં. થઇ રહ્યું !'

એની મેલડીની વાતમાં મને કાંઇ બહુ સમજણ તો પડતી ન હતી. પણ એક જબરજસ્ત મોટાવગની એ પરિભાષા હોય તેમ પાટલી ઉપર છેક ખુણે બેઠેલા એક માણસે જરાક ખોંખારો ખાધોઃ 'તમે વાત કરોછો બાઈ ! પણ આ અંગરેજીવાળા એમાં કાંઈ નો સમજે. ઈ મેલડીમાં'ય નો માને ! પૂછો એને !'

'અરે માડી ! અમારે તો આ માનવી પડી છે ને, જુઓને !'

'પણ એ તો માને–કોક ઠીકાઠીકનો-ભુવો મળે ને ઘોબી ઘાટે મુડદાંની ખોપરી ધોવા લઇ જાય ત્યારે માને. એને આ વાતમાં ગતાગમ નો પડે !'

મેં બોલનારની સામે જોયું.

માથે મોટું પાઘડું, ડોકમાં માળા, રૂપેરી સાંકળી, ને થોભિયાવાળી મુછોમાં એનો ચહેરો ઠીક આકર્ષક લાગતો હતો. એને આવી વાતમાં કાંઇક સ્વાર્થ લાગતો હતો. એની સામે જીભાજોડી કરવામાં મેં સાર ન જોયો. મેં જોયું કે મારી ચારે તરફ બધા એને બોલતો સાંભળી રહ્યા હતા. એટલામાં તો એ મને સમજાવતો હોય તેમ બોલ્યોઃ 'જુઓ મા'ગજ ! તમે અંગરેજીવાળા આમાં માનતા નથી ના, પણ આ ચીજ કાંઇ જેવી તેવી નથી, એ'ય બાપા ! એક રિદ્ધિ સિદ્ધિ છે. ભુવા કાંઈ જેમ તેમ થવાતું નથી. માયા સાટે માલ લેવાનો છે. કાચો ગરૂ હોય તો ભુવો પોતે જ ઝપટમાં આવી જાય–મેલડી તો ઉત-રતી ઉતરે–પતકાળાની પેઠે પોતે જ ફાટી પડે !

પહેલવહેલાં તો મુડદાંની ખોપરી 'લઇને, બાપ! કાળી રાતે, ઘોબીઘટમાં પાણીથી એને ધોવા જવું પડે છે. જેવા તેવાનું હૈયું તો ત્યાં જ બેઘ પડી જાય ! રવિવારે કે મંગળવારે જવું અને પાછી કાળી-ચૌદશને દિ આ વાતને પેરેથી છેલ્લે સુધી ફરીવાર કરવી પડે છે. તઈ આ જોગ સધાય છે. આ કાંઈ બોડીનામણીનું ખેતર ઝૂડવાની વાત નથી. આ તો મરદનાં કામ છે.'

'એ ય ભુવા છે' પેલી બાઇએ મારી સામે જોઈને કહ્યું.

'હં, ત્યારે...' મેં કહ્યું.

પણ ભુવો પોતાની વાતને વધુ સાચી કરવા મથી રહ્યો હતો : 'આટલું કરે પછી પાછો ગરૂ થાપે, ને જઇને એને બોલે કે તમારી પાસે 'રકમ' છે તે આપો. ત્યારે ગરૂ કેશે બાપ ! ઇ 'જોગ

તમારાથી નહિ સચવાય. ગરૂને ખાત્રી થાય કે ના જોગ સાંચવે તેમ છે, ત્યારે આ 'રકમ' મળે છે ભાઈ! આ કાંઈ જેવી તેવી વાત નથી!'

ચારે તરફ મેં દૃષ્ટિ કરી તો ભુવો મને મદાત કરે તેમાં રસ લેનારની સંખ્યા ઘણી વધારે હતી. મેં માથાના એક ચલન વડે બોલ્યા વિના જ એની વાત જાણે કે સ્વીકારી લીધી અને ધીમેથી પાછી તે બાઈની સાથે જ વાત માંડી: 'મેલડી કવળ ગયાં કાં માડી?'

'હા માડી! લાખ ઉપાય કર્યા, પણ કામ નો આવ્યા!'

'એક વખત કવળ ગયાં–પછી તે એ સવળ થાનાં હશે? ઇ પણ જોગણી છે. એમ તે માને પછી!' ભુવાને પાણું ચાનક ચાડ્યું.

પણ એટલામાં વઢવાણ આવ્યું ને વશરામ બેઠો થયો. એને અંહી ઉતરવાનું હતું.

'માડી! સાચવીને જાજે હો. ને આની કાંઈ ફકર કરતો નહિ હો. એને સાચવવાવાળો સાચવશે. ને માડી! તારૂં શરીર સાચવજે હો–ને કાગળ લખજે. ને મામીની હારે બહુ બોલીશમાં...'

'મામીને ત્યાં જાય છે?'

'હા માડી! એણે તો રાંડની યે વીર નખાવ્યાં છોકરાની વહુ ઉપર, પણ આપણે કાંઈ ગોલા હારે ગોલું થવાય છે? એના કર્યાં ઇ ભોગવે! મામા હારે કામકાજ કરે છે. ગુજારો કરવો પડે એમાં કાંઇ હાલે! પેટને કંઇ શરમ લાગે છે? તરત ખાવાનું માગે!'

વશરામ ગયા પછી કોઇ કાંઈ બોલતું ન હતું. બાઈ નાનકડા છોકરાની સારવારમાં પડી ગઇ હતી. ત્યાં પેલો ભુવો બોલ્યો: 'કામ તો ઇ ગોલકીનાં જ આઇ!'

'એનાં જ માડી. તે વના કાંઇ સાજીનરવી વૌ ફાટી પડે!'

'એણે કેમ આવું કર્યું હશે?'

'અરે માડી! અદેખાઇના માર્યાં. પોતાને પેટ પાણીકોય આવતો નથી, અને આવું રમકડું ઇનાથી સંખાય? કાં વશરામ ભુવા!'

ભુવાનું નામ પણ વશરામ લાગ્યું.

'તો સંખાય નો. કામ ઇ ગોલકીનાં છે. પણ મારી આ સવળી ઉતરશે તો તો એનો એંકાર ભૂલાવી દેવો છે!'

પોતે જ કર્તા હર્તા હોય એવી ઢબથી ભુવો જોઇ રહ્યો. એની સામે એક ભરવાડ બેઠો હતો. ભરવાડને જોઇને એને કહ્યું: 'કાં ગોકળી! કેમ બોલતો નથી? તારા બાજંદાની જ વાત કરને!'

હું સાંભળી રહ્યો. બાજંદો કોઇ છોકરો હશે ને આ ભુવાએ એને બચાવી લીધો હશે એટલે પોતાની પ્રતિષ્ઠાની આ જાહેરાતનો લાભ જવા દેવાનું એને ઠીક લાગતું નહિ હોય.

પણ ગોકળી કાંઇ બોલ્યો નહિ. એટલે વશરામ ભુવાએ પોતે જ હાંક્યું: 'બાજંદો ગજબનો સંચો હો આઇ!'

'મારું ક્યાં અજાણ્યું છે ઇ! બાજંદો તો બાજંદો! તમે હો નહીં ને બાજંદો બચે નાહ!'

'અરે ત્રણ ત્રણ વખત દાણા ફેરવી ફેરવીને નાખ્યા. તંઇ મારી માવડીએ વાત કરી!'

'બાજંદાની શી વાત હતી?' મને આશ્ચર્ય થયું.

વશરામને પોરસ ચડ્યો: 'બાજંદાની વાત એવી છે ભાઈ! કે બાજંદો આ ગોકળીનો કૂતરો!'

'કૂતરો?' મને નવાઈ લાગી.

'કૂતરો પણ ભાઇ! અમારા વરણમાં પેટના જણ્યા જેવો. બાજંદો વાઘને સાચવે એટલે આ ગોકળી ભલે ને ધોર્યાં કરે. એવો જબરો!' બાઇએ મારી નવાઇનો ખુલાસો આપ્યો.

'બાજંદાને શું હતું?'

'અરે આ નખ્ખોદની બાઇ, કોઈ ઘરનાં સારું ઢોર હોય તો એને પણ ભરખે તંઇ એને સખ થાય! પેટ બળ્યું ગામ બાળે એવી વાત છે. આ એ આખા ગામની મામી છે, બાપા, એકલા વશરામની નથી. મારી મામીએ–કોઇને નહિ ને આ ગોકળીના બાજંદાને નજરમાં લીધો.

'કાં ગોકળી?' વશરામે કહ્યું.

ગોકળીએ માથું ધુણાવીને હા પાડી ને મોં પણ ઉઘાડ્યું:

"ઇ તો એવું થયું વશરામ ભુવા! કે કોઇ દિ નહિ ને તે દિ કોણ જાણે ક્યાંથી સવારમાં બાજંદો ઉપડ્યો" ગોકળી બોલ્યો: 'હું તો બાકરાંને દોઇને પાછો આવું છું ત્યાં તો પરભાતમાં કોણ જાણે ક્યાં ઉપડી ગયો! જાય પોડ્યો. પછી કાંઈ ભાળ્યું કે કોણ જાણે શું! બાજંદો મોર્ય, ને વાંહો વાંઢ

બાવળો. એ ય જાય ધોડ્યા. હું તો જોતો રયો ને આંખના પલકારામાં ઉપડી ગયા!

મેં કીધું ભલે ગ્યા. આવશે એની મેળે. નાકાના દિ ચાલ્યા, બપોરાં થયા, રેઢો થયો પણ એમાંથી એકે દેખાયા નહિ. હું તો એના વિના ધણીધોરી થઈ ગયો હાથ કો' તો હાથ, ને પગ કો' તો પગ. બાજંદા ને બાવળા વિના હું તો સાવ અપંગ મોડી સાંજે બાવળો એકલો પાછો આવ્યો. બાજંદો મળે નહિ. પણ ક્યાંથી મળે? મામીએ ભરણી ખાધો હોય ને!'

'મારી નાખ્યો! અરર!'

'ના ના, મારી તો શું નાખે, પણ મામી મારીને બાજંદો આંખમાં કણાની પેઠે ખટક્યો કોઈ દી એને પડખે ચડવા નો દ્યે તો! એટલે એણે સવારના પોરમાં હાંક દેખાડ્યું કે કેણ જાણે શું થ્યું, પણ બાજંદો તે પછી દેખાણો નહિ.

હું તો રોજ વાટ જોઉં. બાજંદો આજ આવશે કાલ આવશે પણ આવે ક્યાંથી?

બાવળો ય મારો બેટો રોટલો ખાય નહિ ધૂળમાં સંતાડી રાખે. મને થયું આ તે થયું છે શું! પછી એક દિ ભાઈ સંતાઈ ગ્યો હો! રોટલો આખો મારી ભનકીએ બાવળાને નાખ્યો. ઈ મેં જોયું તરત બાવળે તો રોટલો લઈને ધૂડમાં દપટી દીધો મને થ્યું મારું બેટું આ શું? આ બાવળો કાં ખાય નહિ? કે ડમાં માચી ગ્યો કે શું?

મેં તો તે દી ઠીકાઠીકની ચોકી રાખી...'

અચાનક જુવાએ વચ્ચે જ વાત મૂકી' 'તેં મને દાણા જોવાનું કયું ને મેં તો તરત નો'તુ કયું કે થ્યુ નથી કાંઈ, પણ ક્યાંક પાયો છે!'

'હા તમે તો તરત કીધું'તુ' ગોકળી બોલ્યોઃ 'પછી તે દિ મેં તો ઠીકાઠીકની ચોકી કરી મારાજ માથે આભા ને બાવળે રોટલો દાટ્યો'તો ત્યાંથી કાઢ્યો. હું તો આડશમાંથી જોઉં હો! પછી રોટલો લઈને ઉપડ્યો.

હું ય વાંહોવાંહ હાલ્યો. મને બાવળો દેખે નહિ કે એને ગંધ આવે નઈ એમ.

બાવળો તો ઓલ્યું છે વીડ ના વસરામ ભુવા!

'હા હા, ઝીંઝોટીયું વીડ!'

'હા...ઈ ઝીંઝોટીયું વીડ, ઈની સોંસરવો નીકળી ગ્યો. ધાર પછવાડે ગ્યો. ખીજડીવાળો ઓલ્યો અવા-વરૂ ભખંડર કૂવો છે નાં, ત્યાં જઈને ઊભો. મારું બેટું મેં કીધું આ તે આ બાવળાને થ્યું છે શું?

કૂવાને કાંઠે ઉભો રૈને માંડ્યો ભસવા. એટલામાં તો કોણ જાણે શું ચરીતર થાય તે કુવામાંથી કેંકેં કુતરું રૂએ!

હું તો તરત કળી ગ્યો હો. આ તો બાજંદો!

બાવળો તો ત્યાં ઉભો રયો. રોટલો અંદર નાખીને ઉભો રયો. થોડીકવાર ત્યાં બેઠો. ને પછી ભસતો ભસતો ઊંચી પુંછડીએ પાછો ભાગ્યો.

બાવળો ભાગ્યો એટલે હું તો કૂવાને કાંઠે દરમત કરીને ગ્યો. તો અંદર બાજંદો આંટા મારે!

ઓ હો હો! મારા મનની, વશરામભવા! મનમાં આડ વળી ગઈ, મૂક આ મૂંગા પ્રાણીમાં પણ આવી પ્રીત છે! શું ભગવાને માયા મેલી છે! બાવળો મારો બેટો બાજંદા સારૂ થઈને રોટલો માચવે. પોતે ખાય નહિ. ને કૂવામાં પડ્યો તો બજંદો, એને આપે. દરરોજ આપે લ્યો બોલો, એને આ માણસ ઈ કોઈ શીખવાડવા ગ્યું' તું? આ એમ બાજંદો પાછો હાથ લાગ્યો. પણ ઈ કરતુક મામીના!'

'મામીના જ!' વશરામે ટેકો કર્યો. એટલામાં એક નાનકડું સ્ટેશન આવ્યું ને વશરામ ભુવો ત્યાં ઉતરી ગયો.

પેલી બાઈ પણ નિદ્રામાં પડી ગઈ હતી. ગોકળીને પણ બીજે સ્ટેશને ઉતરવાનું લાગ્યું. એ પોતાની પોટલી ઠીક કરવા માંડ્યો.

હું ધીમેથી એની પાસે સર્યો. કોઈ ન સાંભળે તેમ ધીમેથી બોલ્યોઃ 'ગોકળી! તમે મામીની વાત કરી એને જોયાં છે?'

'વશરામની મામી નાં? હા કેમ નહિ? અંમારા ગામની જ છે ને! પણ ભાઈસા'બ વાત પેલેથી કથળી ગઈ છે. મામી છે નાના, ને મામા છે મહાણ જોગ. ઈ મામી વશરામને કોઈ દી વીં ભેગા નહિ થવા દે—લ્યો ગામ રામ!'

ગોકળી ડાંગ લઈને બેઠો થયો એને ઉતરવાનું આવ્યું હતું. આઘેના પાટીયા ઉપર કોઈ ગાઈ રહ્યું હતું. 'કૂડી બોખ અંધારો કૂવો...!

'રાત આખી રીચીને મૂઓ!'

[૧૧]

વર્ષો પહેલાંની વાત છે. કુરુક્ષેત્રમાં એક વખત કરાની વૃષ્ટિ થઈ. આ કરા પણ નાના સૂના નહિ. એને પરિણામે બધું જ અનાજ નાશ પામ્યું. દાણો ગોત્યો મળે નહિ એવો ભયંકર દુષ્કાળ ચારે તરફ ફેલાઈ ગયો. લોકનાં ટોળેટોળાં અનાજની શોધમાં ફરવા નીકળી પડયાં. જેને જે મળ્યું તેના ઉપર ગુજારો કરવા મંડયા.

આ સમયે ચક્રનો પુત્ર ઉષસ્તિ પોતાની જુવાન પત્ની સાથે રખડતો આખડતો એક ગામમાં આવી ચડ્યો. ત્યાં એક ચાંડાલકન્યાને બાફેલા અડદ ખાતી જોઇને તેણે ભૂખના માર્યા તેની પાસે અડદની માગણી કરી.

ચાંડાલકન્યાએ જવાબ વાળ્યો: 'હે ઋષિવર! હું ચાંડાલ છું. આ અડદ મારા એઠા છે. ને બીજું કાંઈ તમને આપવા જેવું મારા ઘરમાં નથી. માટે હું તમારી ક્ષમા માગું છું!'

પોતે એક ડગલું પણ ચાલી શકે તેમ ન હતા. એક ડગલું ભરવું એટલે જીવન ખોવું એવી સ્થિતિ હતી. તેથી ઉષસ્તિમુનિએ વિચાર કર્યો. ધર્મનો આધાર દેહ છે. વળી કોઈ એવો મહાન ધર્મભંગ નથી. આ તો કેવળ લૌકિક આચારનો ભંગ છે તેણે શાંતિથી પેલી ચાંડાલકન્યાને કહ્યું: 'કોઇ ફીકર નહિ. તું તારે એઠા તો એઠા, પણ એ અડદ આપીને અમારા પ્રાણની રક્ષા કર. પ્રાણ જ સૌથી મહાન છે.'

ચાંડાલકન્યાએ ઉષસ્તિ મુનિને અડદ આપ્યા. એમણે એ ખાધા પછી એમનામાં કાંઇક જીવ આવ્યો. ચાંડાલકન્યા તરત દોડીને એમને પીવા માટે પાણી લઈ આવી. તે આતિથ્ય કરવા આગળ વધી. તેણે ઋષિ પાસે જલપાત્ર મૂક્યું. પણ એક આશ્ચર્ય થયું. ઋષિ જલપાત્રને અડકયા પણ નહિ.

ચાંડાલકન્યાએ બે હાથ જોડયા: 'મહારાજ! તમારે માટે હું ચોખ્ખું પાણી લાવી છું. તમે લ્યો!'

ઋષિ બોલ્યા: 'હે ચાંડાલકન્યા! હવે પાણી પીવું એ ઉચ્છિષ્ટ પાણી લીધું ગણાય. એ યોગ્ય નથી.'

ચાંડાલકન્યાએ ટોણો માર્યો: 'ઋષિવર! ત્યારે શું આ અડદ ઉચ્છિષ્ટ ન હતા?'

ઋષિએ હસીને કહ્યું: 'આ સૂક્ષ્મ ભેદ જ જાણવા જેવો છે. એઠા અડદ ન લીધા હોત તો પ્રાણહાનિ થતી હતી. પ્રાણની પ્રતિષ્ઠા એ સૌથી શ્રેષ્ઠ ધર્મ છે. માટે એઠા અડદ લેવા એ ધર્મ હતો. પણ હવે મારામાં શક્તિ છે, એ જાણતા છતાં કેવળ આળસની ખાતર હવે પાણી પીવા બેસવું એ ધર્મ નથી. વસ્તુસ્થિતિનો સૂક્ષ્મ આ ભેદ છે.'

પછી ઉષસ્તિ ઋષિ ઘેર ગયા. થોડા અડદ વધ્યા હતા તે ઘેર લઈ ગયા. ઘેર એની પત્નીને કાંઈક મળી ગયું હતું, એટલે આવા ભયંકર દુષ્કાળમાં અનાજનો એક પણ દાણો બગાડવો એ પાપ છે એમ સમજીને એણે એ જતનથી રાખી મૂક્યા. બીજે દિવસે ઋષિને યજ્ઞભૂમિમાં જવાનું હતું. તેથી એ જ અડદ ખાઇને એ ગયા. પરંતુ ક્ષુધાની આ શબ્દાતીત વેદનાએ એમને એક નવું જ્ઞાન આપ્યું હતું.

યજ્ઞભૂમિમાં જઇને તેમણે બીજા યજ્ઞપુરુષોને કહ્યું: 'જે કોઈ દેવની સ્તુતિ સંપૂર્ણ જ્ઞાન વિના કરે છે તે પોતાના શીર્ષને નાહકનો ભાર આપે છે. એવા ખોટી પ્રાર્થના કરનારા-

એનો શિરચ્છેદ કરો તો પણ અધર્મ નથી. કારણ કે જેનું આપણને પૂરું જ્ઞાન નથી, તેના વિષે બોલ બોલ કરવું, એ આપઘાત કરવા જેવું જ નિંદ્ય છે.'

પછી તમામ યજ્ઞપુરુષો તેને પૂછવા લાગ્યા: 'તમે એમ કહ્યું કે દેવની સ્તુતિ સંપૂર્ણ જ્ઞાન વિના કરે છે તે આપઘાત છે ને એનો શિરચ્છેદ કરવો ઘટે, આનો અર્થ શું ? અને આ સ્તુતિ કરવા યોગ્ય દેવ કોણ ?'

ઉષસ્તિએ પ્રત્યુત્તર વાળ્યો : 'આપણા પ્રાણ એ સ્તુતિ કરવા યોગ્ય દેવ છે. અન્ન વડે પ્રાણ માટે અન્ન એ સ્તુતિ કરવા યોગ્ય દેવ છે. પ્રાણ વિના તમે ક્યાં રહેવાના છો એ કહો ! અને અન્ન વિના પ્રાણ ક્યાં રહેવાના છે એ કહો આનો જ તમે તાત્ત્વિક દૃષ્ટિએ વિચાર કરો એટલે જણાશે કે સ્તુતિ કરવા યોગ્ય મહાન દેવ આપણા પોતાના જ પ્રાણ છે. એ પ્રાણને ધારણ કરનાર આપણે આપણી પોતાની સ્તુતિ કરીએ, એટલે કે આપણું ઉચ્ચત્તમ શિખર જાણીએ એ સૌથી મોટો ધર્મ છે. આ જે જાણે છે તે બધું જાણે છે. હું ચક્રનો પુત્ર ઉષસ્તિ પ્રાણને આમ સમજ્યો છું.'

ઉષસ્તિની આ વાત સાંભળીને ઋત્વિજ્ ઉદ્ગાથા પ્રતિહતા—બધા આનંદ પામ્યા. કારણ કે એ નરી સત્ય હકીકત આવી રહી હતી.

[૧૨]

શેખસાદીની એક વાત છે. એ વિદ્યાની ઉપાસના કરવા દેશ પરદેશ ઘૂમતા રહેતા. એણે લગભગ ત્રીસ વરસ આમ મુસાફરીમાં કાઢયાં હતાં. એક વખત એવા પ્રવાસમાં એને લૂંટારાઓનો ભેટો થઇ ગયો. શેખસાદીને એમણે કહ્યું : 'શેખજી ! જે કાંઈ હોય તે છોડી દો. ને પછી ખુશીથી જાઓ !'

શેખસાદીએ જવાબ વાળ્યો : 'સંતાડવી તો એક કોડી પણ નથી. પણ મારી એક વિનંતિનો સ્વીકાર કરો તો બધી અશરફી તમને સોંપીને ચાલ્યો જાઉં !'

લૂંટારાઓને આ પંડિતનાં પોથાં જોઈને નવાઈ તો લાગી હતી. પણ એની આ વાણી સાંભળીને વધારે નવાઈ લાગી. પણ તે તો શંકાશીલ આદમીઓ રહ્યા. સમય કાઢયો એમને પોસાય નહિ. એમણે ઉતાવળે કહ્યું: 'શું છે એ ઝટ બોલી નાખો, નહિતર પછી અમે બધું લૂંટીને જ જઈશું !'

શેખસાદીએ જવાબ વાળ્યો : 'ભાઈઓ ! હું તો વિદ્યા માટે, ઈલમ માટે, આંહીં તહીં રખડું છું. મારું કામ તમે કરતા હો તો મારે એટલો બોજો ઓછો. લ્યો આ બધી અશરફી. અને એ તમે વાપરજો. પણ મારી એક જ વિનતિ છે. એ બધીને તમે વિદ્યાનાં નવાં નવાં રૂપ મેળવવા માટે કે જાળવવા માટે વાપરો. તમને એમાં સમજણ ન પડે તો જેમને સમજણ પડતી હોય એમને મદદ કરીને પણ વિદ્યાનો પંથ ચાલુ રખાવજો. આટલું તમે કરો પછી આ બધી અશરફી તમે લઈ જાઓ એનો મને રંજ શોક નથી. લ્યો, એ વાપરવા માટે તો હું ભેગી ફેરવી રહ્યો છું !'

લૂંટારાઓ તો શેખસાદીની વાત સાંભળીને છક્ક થઈ ગયા. અને જ્યારે એમણે જાણ્યું કે એ તો સેંકડો જોજન દૂરથી આ મુસાફરી જ એટલા માટે કરી રહ્યો છે ત્યારે એમણે એનો



ભાર આવ્યો તો ઉપાડી લીધો. પણ એને સહી-સલામત રખેવાળી આપવા સાથે ચાલ્યા

કોઇ પણ એક વાતની સાચી ભક્તિ, માણસને તારે તારે ને તારે એ સત્ય જાણે કે લૂંટારાઓ પણ આ રીતે પ્રગટ કરી રહ્યા હતા !

[૧૩]

એક વખત એવું બન્યું કે બે ભાઇઓ જોડિયારૂપે જન્મ્યા જોડિયારૂપે જન્મ્યા એ તો ઠીક, બન્નેનાં શરીર એક. મોં, આંખો, હાથ વગેરે ઇંદ્રિયો જુદી જુદી. બન્ને ખાવા બેસે ત્યારે પણ જો એક જ ભોજન હોય તો એમનો આનંદ ચાલે ! એક બીજાની થાળીમાં ફેર છે એમ ખબર પડે તો થઈ રહ્યું ! લડાઈ ચાલે ! બન્નેનાં શરીર એક, પણ મનમાં આસ્માનજમીનનો ફેર ! એક ને ગમે તે બીજાને ન ગમે ! એકને ગાવું હોય, ત્યારે બીજો કહેશે મારે રોવું છે ! એક ઊંઘમાં પડે ત્યારે બીજો બેઠો જાગરણ કરે !

હવે એક વખત એવું બન્યું કે બન્ને સમુદ્રકિનારે બેઠા હતા. એવામા ઠંડી પવન લેરખીથી એક જણ ઊંઘમાં ઘેરાણો. બીજો જાગતો પડયો રહ્યો.

એવામા સમુદ્રની છોળ ઉપર અમૃતફળ ઝૂલતું આવે. સદ્‌ભાગ્યે એની નજીક જ આવીને એ પડયું.

એણે ફળ હાથમાં લીધું ને એ કળી ગયો. આ તો અમૃતફળ છે. એને આનંદ આનંદ થઇ ગયો. પોતે ખાશે અને પોતે અમર થાશે પણ તરત એને સાંભર્યું. એનો આ જોડિયો ભાઈ પણ અમર થઇ જાશે !

એની ચિંતા ને ઉદ્વેગનો પાર નથી. જો ફળ ખાતો નથી તો અમરત્વ ગુમાવે છે. જો ખાય છે તો એનો આ જોડિયો કદરૂપો ભાઈ પણ અમર થઈ જાય છે. બન્ને છે તો સરખા કદરૂપા, પણ એકબીજાના મનમાં એકબીજાને વધારે કદરૂપા માને છે !

છેવટે એણે ફળ તો ખાધું એટલામાં એનો પેલો ભાઈ જાગ્યો. એને પેલાના મોંમાંથી વાસ આવી એટલે એણે પૂછયું: 'તેં કાંઈ ખાધું છે કદરૂપા ?'

'હા કઢંગા !' પેલાએ જવાબ વાળ્યો: 'મને અમરફળ મળ્યું ને મેં ખાધું '

'પણ મને પૂછ્યા વિના ? તું અમર થઇ ગયો, ને મારે નો'તું થાવું' એનું શું ? મારે નથી થાવું અમર !'

'તો તું ન થાતો !'

'પણ હવે એ શી રીતે થાશે ? આપણું શરીર તો એક છે ! મારે મારો ભાગ અમર નો'તો કરવો ! અમર થઇને આપણે હેરાન થાવું છે તો ?'

એમની તકરાર તો લાંબી ચાલત. પણ એટલામાં ખાવાની થાળી ત્યાં આવી પહોંચી એટલે બન્ને જણા શાંત થઈ ગયા !

હવે બીજે દિવસે એવું બન્યું કે એ જ પ્રમાણે એ દરિયાકિનારે હતા, અમરફળ ખાવાવાળો સૂઇ ગયો હતો, ને પેલો બીજો જાગતો હતો. એવામાં સમુદ્રછોળ ઉપર તરતું તરતું એક ફળ આવ્યું એ પણ ગઈકાલની પેઠે આના હાથમા આવ્યું. એણે એ જોયું ને એને આનંદ આનંદ થઈ ગયો. એના હાથમાં





વિષફળ આવ્યું હતું ! ગમે તેવા અમરને પણ ઘડીના છઠ્ઠા ભાગમાં હતો ન હતો કરી નાખે એવું હલાહલ ઝેર એનામાં હતું !

એણે એ ફળ ઉપાડયું, ને એ પાછો ચિંતામાં પડયો. એને પોતાને મરવું ન હતું, પણ પેલાની અમરતા ટાળવી હતી ! હવે થાય શું ? જો ખાય છે તો પોતે પણ મરે છે. નથી ખાતો તો એનો જોડિયો ભાઇ અમરતા પ્રાપ્ત કરી બેઠો તે અમર જ રહે છે !

એને માટે તો ભારે કોયડો થઈ પડયો. ફળ ખાવું કે ન ખાવું ?

એણે તો હું મરૂં પણ તને રાંડ કરું એમ સંતોષ લઈ ને કચકચાવીને ફળ ખાધું !

પણ આ મહા વિષફળે અમૃતને હણી નાખ્યું તો અમૃતે વિષની વાત ઉડાડી દીધી !

એટલે એ પાછા બન્ને ધોયેલ મૂળા જેવા, જેવા હતા તેવા થઇ રહ્યા !

એક દિવસ એ બન્ને આ ફળની તકરારમાં હતા, ત્યાં એક સાધુ નીકળ્યો.

તે એમની તકરાર સાંભળીને હસી પડયો.

બોલ્યોઃ 'એસા કરો ભાઇઓ ! તુમ તુમારી અલગ અલગ જાતકી બાત છોડ દો. તબ તુમેરા શરીર કુછ તંદુરસ્તી કુ પ્રાપ્ત કર શકેંગે. અલગ અલગ તો દોનોંકો નહિ અમૃતફલ મિલેંગે, નહિ કોઈ દૂસરા ફાયદા મિલેગે, કેવળ એ કદરૂપી ચાલ રહેગેં ! લડાઈ તો કુત્તા ભી કર શકતે હે ઇસમેં કોઇ માનવ આકારકી જરૂરત ભી નહિ ! તુમ આપસ આપસમેં સમજોગે તો કુછ ફાયદા નીકલેગા નહિતર તો યહ આપકી કઢંગી સૂરત દેખકર લોક હંસી કરેંગે.'

## સાભાર સ્વીકાર

**૩. યુગવીર આચાર્ય ભા. ૨.** [ પ્રયોજક, ફુલચંદ હ દોશી; મૂલ્ય અઢી રૂપિયા ]

મુંબઇની આત્માનંદ જૈન સભાએ પ્રગટ કરેલ પ્રસિદ્ધ જૈન આચાર્ય શ્રી. વિજયવલ્લભસૂરીશ્વરજીના ચરિત્રગ્રંથનો બીજો ભાગ.

**૪. મુખ મહેમાન** [ સં. ડો. ખુશરૂ દો. જીના; નવસારી ].

નવસારીના ઉત્સાહી દંત-આરોગ્ય-પ્રચારક ડૉ. જીના.ની દાંતના આરોગ્ય માટેની સૂચનાઓ સાથે બીજી પરચુરણ સુમેધક સામગ્રી આપતી પુસ્તિકા.

## નવી આવૃત્તિઓ

**ચિત્રાંગદા અને વિદાય-અભિશાપ:** [ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; દસ આના ]

રવિબાબુ પ્રણીત 'ચિત્રાંગદા' અને 'વિદાય-અભિશાપ' એ બે નારીનું હૃદય સુંદર રીતે નિરૂપતી સંવાદ-નાટિકાઓના સ્વ. મહાદેવ દેસાઈ અને શ્રી. નરહરિ પરીખે કરેલા સ્મરણીય અનુવાદની સુધારેલી ત્રીજી આવૃત્તિ.

**અચલાયતન** [ પ્રકાશન ઉપગના જ; મૂલ્ય એક રૂપિયો ]

જડ પ્રાણહીન કર્મકાંડી સાધનાની પ્રાણધર્મને રુંધનારી દીવાલો તોડવાનો આદેશ આપતા રવિબાબુના રહસ્યપૂર્ણ રૂપકના શ્રી. ગિરિધારી કૃપાલાનીએ કરેલા અનુવાદની શ્રી જગતરામ દવેના કવિત્વનો સુંદર પરિચય કરાવતી, વિદ્યાલયોમાં પઠ્ય પુસ્તક બનાવવા જેવી, પચીસ વર્ષે પ્રગટ થતી બીજી આવૃત્તિ.

# સેવાગ્રામ ડાયરી [૧]

લેખક : પં. શ્રીરામ શર્મા
અનુ. : જયેન્દ્ર ગિ. ત્રિવેદી

[ ૧૯૪૧ ના એપ્રિલમાં આ પંક્તિઓના લેખકને પૂજ્ય બાપૂજીની સાથે સતત એક મહિના સુધી રહેવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું. એ દિવસોમાં બીજા વિશ્વયુદ્ધની ગતિ તેજપૂર્વક વધતી જતી હતી. રાષ્ટ્રિય તથા આંતરરાષ્ટ્રિય સમસ્યાઓની પ્રવૃત્તિઓ લોકોને પરેશાન કરી રહી હતી બાપૂજી પોતાના વિશ્વાસમાં અડગ અને ખડકની જેમ દૃઢ હતા ભારતીય સમસ્યાને ઉકેલવા માટે એમની પ્રખર અને તીક્ષ્ણ બુદ્ધિ એમના અંતસ્તલમાં કંઈક જાણે શોધ્યા જ કરતી હતી. વિશ્વ–સમસ્યા હિંસાના સાધનો દ્વારા નહીં ઉકેલી શકાય—એ એમનો મત તો મજબુત હતો જ. પરંતુ રાજનૈતિક સમસ્યાઓની સાથે-સાથ અન્ય સમસ્યાઓ પણ તેમની સામે હતી.

સેવાગ્રામ આશ્રમમાં આ પંક્તિઓના લેખકનો એક કાર્યક્રમ તો એ હતો કે બપોરના બે વાગ્યાથી સાંજના પાંચ સુધી તે બાપૂજીની કુટિરમાં બેસીને એમની કાર્ય–પ્રણાલી જોતો તથા જે વ્યક્તિઓ સાથે બાપૂજીનો વાર્તાલાપ થતો તે સાંભળતો, અને એ સમય દરમિયાન તેઓ જે કામ કરે તેનું અવલોકન કરતો. બસ શરત માત્ર એક જ હતી કે આ પંક્તિઓના લેખકને બાપૂજી સાથે એ સમયે કંઈ વાર્તાલાપ નહોતો કરવાનો. હા, જો તેમને ઇચ્છા થાય તો તેને કંઈ કામ ચીંધી શકતા હતા અથવા કોઈ વિષય પર ચર્ચા પણ કરી શકતા હતા. દાખલા તરીકે બે ચાર વાર હિન્દી, હિન્દુસ્તાની અને ઉર્દૂના પ્રશ્ન પર ઘણીવાર એમની આજ્ઞાથી એમની સાથે વાતો કરવી પડી અને એક દિવસ તો જ્યારે ડૉ. તારાચંદ અને શ્રી સુંદરલાલજીએ હિન્દીની વિરૂદ્ધ એક પડકાર ફેંક્યો ત્યારે બાપૂજીએ મારી તરફ સંકેત કરીને કંઈ કહેવા કહ્યું. મેં એ પડકાર ઉપાડી લીધો અને જવાબમાં એક ચૅલેન્જ ડૉ. તારાચંદ અને શ્રી. સુંદરલાલજીને આપી જે તેમણે ટાળી નાખી અને ત્યારે બાપૂજીએ એ બન્ને મહાનુભાવોને કહ્યું હતું કે, "તો પહેલાં આપ શ્રીરામ શર્મા સાથે જ વાતો કરી લ્યો." બીજે દિવસે સ્વર્ગીય જમનાલાલ બજાજના મકાને વાતો પણ થઈ. અહીં તો એટલું જ લખવું જરૂરી છે કે શ્રી. સુંદરલાલજી રોમન લિપિના પક્ષમાં હતા. આ પ્રશ્નપર અહીં લખ્યું એ આ ડાયરી સાથે અપ્રાસંગિક લાગશે; પરંતુ એટલું લખવું તો જરૂરી છે કે નાગરી લિપિની રક્ષા એક જાગ્રત ચોકીદારની જેમ જેટલી બાપૂજીએ કરી છે તેટલી કોઈએ નથી કરી. જ્યારે કોઈ રોમન લિપિની ઉપયોગિતાની ચર્ચા કરતું કે રોમન લિપિ, નાગરી લિપિનું સ્થાન લે એવી વાત કરતું ત્યારે બાપૂજી આંખો કાઢીને નાગરી લિપિને જ કાયમ રાખવાનું કહેતા અને એ વાત પર જોર દેતા કે નાગરી લિપિ થોડા સુધારા પછી રોમન લિપિથી પણ વધારે યોગ્ય બની જશે.

બાપૂજી રોજનીશી લખવા ઉપર ખૂબ જોર દેતા. એક વખત તો સાંજની પ્રાર્થના પછી ડાયરી લખવા ઉપર તેમણે પ્રવચન પણ આપ્યું હતું. એ પ્રવચનની બે ચાર વાતો તો આજે પણ યાદ છે. તેમણે કહ્યું હતું: "જે રીતે વહાણનો કેપ્ટન પોતાની લૉગબુકમાં (Log Book) યાત્રા તથા જહાજ સંબંધી વાતો લખે છે તેજ રીતે પ્રત્યેક વ્યક્તિએ નિષ્પક્ષભાવે રોજ પોતાના દૈનિક કાર્યક્રમ વિષે લખવું જોઈએ અને બીજે દિવસે વિચારવું જોઈએ કે એના કામમાં જે ત્રુટીઓ અને દોષ રહી ગયા છે એને દૂર કરવામાં તે ક્યાં સુધી સફળ થયો છે. ડાયરીઓનું ઐતિહાસિક, રાજનૈતિક અને સાહિત્યિક મહત્ત્વ પણ હોય છે." વાંચકોને એ જાણીને આશ્ચર્ય થશે કે બાપૂજી રોજ લગભગ ૪૦ આશ્રમવાસીઓની ડાયરીઓને ખુદ તપાસતા હતા અને એના પર પોતાની સંમતિ પણ લખી દેતા હતા.

આજે એમના નિર્વાણના એક વર્ષ પછી આ લેખકને કંઈક એવું થાય છે કે તે જીવનની એક ઊંડી ખીણનો મુસાફર છે—સાધનહીન, શક્તિહીન અને લાચાર. પરંતુ જીવનની વર્તમાન પરિસ્થિતિમાં





અન્તરિક્ષમાં તેમજ એની ચારેબાજુ બાપુજીની પ્રેમામૃતમય વાણી કદમ કદમ પર ડગ પગે જાણે સંભળાયા જ કરે છે અને તેને જ ટેકે ટેકે તે ડગમગતો ડમમગતો ચાલ્યો જાય છે. કયાં સુધી કદમ આગળ ધપશે, કોણ જાણે! આજે ઘર, બહાર કે આખા દેશમાં કોઈ એવું તો નથી દેખાતું કે જે સાચા દીલે એ કહી શકે અને કહીને પોતાની વાતને કાર્યાન્વિત કરી શકે કે "તમે ગમે ત્યારે મારી કુટિરના એક ભાગમાં આવીને રહી શકો છો."

આ ડાયરીના ભાંગ્યા-તૂટયા અક્ષરો પ્રકાશિત કરવાના ખ્યાલથી નહોતા લખાયા. રોજરોજ જે વાતો સાંભળતો અને જે રીતે સમજતો તેને ઉતારી લીધી હતી. ડાયરીને અક્ષરશઃ પ્રકાશિત કરવામાં આવશે ફક્ત એક બે વાતો છાપવામાં નહી આવે ડાયરીની મૂળ કોપી કોઈકને આપી દેવામાં આવશે. બાપુજીના શબ્દ હિન્દી અને અંગ્રેજીમાં જેમના તેમજ રાખ્યા છે. એમની વાતોની નોંધ લેવાનો અધિકાર મને મળ્યો હતો પહેલી અને બીજી એપ્રિલની ડાયરી, ખબર નથી કેમ લખવામાં નથી આવી. આશા છે કે ડાયરી વાંચકોને પસંદ પડશે અને તેઓ તેમાંથી લાભ ઉઠાવવાનો પ્રયત્ન કરશે. ]

તા. ૩-૪-૪૨

સાડા ચાર વાગે ઉઠવાની ઘંટડી વાગી. અમે લોકો -પ્રભુદયાળજી અને હું-લગભગ બાર વાગે સુતા હશું. પરંતુ છતાંયે ઘંટડીના અવાજે મને સચેત કરી દીધો અને અમે પ્રાર્થનામાં હાજરી આપવા ગયા. ગીતાના અઢારમા અધ્યાયનું પારાયણ થયું અને રામનામનો જપ

પ્રાર્થનામાંથી આવીને શૌચકર્મ પતાવીને નાસ્તાની ઘંટડી વાગવાથી અમે ૬।। વાગે નાસ્તો કરવા ગયા. એક કટોરી દૂધ અને થોડા ખજુર મળ્યાં નાસ્તો કરી અમે આંટા મારતા રહ્યા. વરસાદનો સમય હતો વાદળા હતાં અને હવા ફુંકાતી હતી. બરાબર દા. ૭ વાગે બાપૂ લાકડી અને બે મહિલાઓનો,-પ્રચારક ડો ફરવા નીકળ્યા. મેં ચમ્મુરપક્ષ ઃપતી પુસ્તિકા. બાપૂએ પૂછયું. "નિંદર તો નવી આવૃત્તિ મચ્છરોએ હેરાન નથી કર્યાને? -અભિશાપ: [ તો ખૂબ આવી હતી અને ચિત્રાંગદા' અને 'વિદાય-અભિ ત્રાસ નહોતો વરસાદનો મહાદેવ દેસાઈ અને શ્રી. નરહરિ તમે તમારી સાથે લાવ્યા "આવા વખતે અહીં [ પ્રકાશન ઉપરના જ; મૂલ્ય અત્યારના વરસાદ હીન કર્મકાંડી સાધનાની પ્રાણધર્મને "અહીં" રહસ્યપૂર્ણ રૂપકના શ્રી. ગિરિધારી કૃપાલ પ્રસ્તુતનો સુંદર પરિચય કરાવતી, વિદ્યાલયોમાં પાઠ બીજી આવૃત્તિ.

"હા, ૧૫ જૂન સુધીમાં ચોમાસું બેસી જાય છે" મેં કહ્યું-"શ્રી રામાનન્દબાબુએ આપને નમસ્કાર કહેવરાવ્યા છે. તે કહેતા હતા કે સાબરમતી તો એમણે જોયેલ પણ સેવાગ્રામ નથી જોયું."

"રામાનંદ બાબુ શું હજી લખે છે!" રાજેન્દ્રબાબુએ પૂછયું.

મેં કહ્યું: "છ સાત કલાક રોજ કામ કરે છે."

"એમની કલમ તો ચાલતી જ રહે છે" હમીને બાપૂએ કહ્યુ.

કેટલાયે બાળકો ઘણી મહિલાઓ, મહાદેવભાઈ અને શ્રી રાજેન્દ્રબાબુ પણ સાથે હતાં. રાજેન્દ્રબાબુ અને મહાદેવભાઈ પંદર-વીસ ગજ આગળ ચાલતા હતા. વાતવાતમાં મેં કહ્યું કે, "આગ્રા અને મેરઠમાં સેનાના અધિકારીઓની ઇચ્છાથી કમિશનર અને ડિસ્ટ્રિકટ મેજીસ્ટ્રેટ રાખવામાં આવ્યા છે. અને સરકારનો એમ વિચાર કહેવાય છે કે મેરઠ નવજીવનને આગ્રામાં ગમેતેમ કરીને પણ સત્યાગ્રહ બંધ કરવામાં આવે, અને કંઈ કારી ન ફાવે તો કામી ફગાવવામાં આવે જેથી મહાત્મા ગાંધીને સત્યાગ્રહ મોકુફ રાખવો પડે" લગભગ એક માઈલ ફર્યા પછી આશ્રમને જોતાં જોતાં બાપુ પરચુરે શાસ્ત્રીને ત્યાં પહોંચ્યા. પરચુરે શાસ્ત્રી પોતાના કમરામાં પડયા પડયા દિગમ્બર સ્વરૂપે માલિસ કરાવતા હતા. શાસ્ત્રીજીએ જરૂર કરતાં વધુ છાશ પી લીધી હતી અને એના



પ્રાયશ્ચિત રૂપે તે પોતાનું જીવન આપવા પણ તૈયાર હતા. મહાત્માજીએ ગંભીર થઈને કહ્યું. "પ્રાયશ્ચિતનો અર્થ એ નથી કે જીવન આપી દેવામાં આવે. કોઈ પણ દોષ અને બુરી આદતનું પ્રાયશ્ચિત તો એ છે કે ફરી કદી એ દોષ અથવા ભુલ ન કરવામાં આવે."

બાપુ સાથે ફરતાં ફરતાં મેં એમને કહ્યું હતું કે હું જેટલું બને તેટલું વધારે એમની નિકટ રહેવા ઇચ્છુ છું. એટલે એમણે આજ્ઞા આપી હતી, કે ફરતી વખતે સાથે રહી શકું છું અને બપોરે બેથી પાંચ સુધી એમના કમરામાં બેસી શકું છું. બધી વાતો સાંભળી શકું છું. હા, કોઈની સાથે કંઈ ખાનગી વાત કરવી હોય તો મારે બહાર ચાલ્યા જવાનું હતું

બાપૂને વળાવીને જતો હતો ત્યાં કૃષ્ણચંદ્રજી–વ્યવસ્થાપક મળ્યા. એમણે કહ્યું. 'શર્માજી, આપ શું અને કેટલું કામ કરશો?' મેં બાપુ સાથેનો મારો કાર્યક્રમ કહ્યો. પરંતુ સાથે એ વાત પર જોર દીધું કે મારા રહેવાનો ખર્ચ નીકળે એટલું કામ તો મારી પાસેથી જરૂર લેવાવું જોઈએ કૃષ્ણચંદ્રજીએ કહ્યું, "એ માટે તો આઠ કલાક કામ કરવું પડશે" "આઠ કલાક તો શી રીતે ફાજલ પાડું? મારે મારું કામ પણ કરવાનું છે, બાપૂની સાથે પણ રહેવાનું છે અને વળી હું તો આશ્રમનો સભ્ય છું.

'ભલે ત્યારે, ચાલો, એક ફુટ પહોળો, દોઢ ફુટ ઊંડો અને ત્રણ ફુટ લાંબો ખાડો ખોદી આપો જેથી ત્યાં એક નવું પાયખાનું બનાવી શકાય.'

હું કોદાળી અને પાવડો લઇને ઉપડયો. પહેલાનું કસાયેલું પરંતુ હમણાં હમણાં બગડેલુ શરીર દસ બાર કોદાળીના ઘા કરતાં જ થાકી ગયું. બાવડાં ભરાઇ ગયાં. જાણે કેટલું યે કામ કર્યું છે એમ લાગવા માંડયું. ચાર વર્ષે ખેતીનું કામ કરવાનો પ્રસંગ મળ્યો હતો. પેટની કબજીયાત, શરીરનું ઢીલાપણું કોદાળી–પ્રયોગથી ગભરાઇને નાસવા લાગ્યા. ૪૫ મિનિટમાં દોઢ ગજ લાંબો ખાડો કર્યો. છાતી ભરાઇ ગઈ. શરીરમાં શ્રમનો પ્રભાવ દેખાયો, બે ત્રણ દિવસમાં પાયખાનુ સાફ કરવાનું કામ પણ કરવાનું હતું અને બાર વાગે એક કલાક સુધી શાક પણ સુધારવાનું હતું. Persian wheelની પાસે ધોતીયા અને બાંડીયા પર સાબુ લગાવ્યો, ડાયરી લખી અને અગિયાર વાગે ઘંટ વાગતાં જ ખાવા ગયો. ત્રણ ચપાટી, એક ચમચો કાચા કુહાનું શાક,-એક કેળું, એક પાવળું ઘી, ગોળ, ડુંગળી, લીલા નાળિયેરનો થોડો ગર્ભ અને એક કટોરો દહીંનું ભોજન કર્યું. Cocktailનુ શાક હતું. મીઠું વધારે જોઈએ તો મળતું હતું. બાજુના થોડા ભાઈઓએ Brown bread અને ભાત લીધા. સહનાભવતુ સહનૌ...શાન્તિઃ શાન્તિઃ–ના મંત્ર બાદ ભોજન શરૂ થયું. ભોજન કરીને બેસવાની જરુર નહીં. પોતપોતાના વાસણ લઇને બધા ઉઠી જાય છે અને અને પોતે જ સાફ કરી નાખે છે.

જમીને હું સુઇ ગયો. જરા ઝોકું આવી ગયું. સવાબારે ઉઠયો અને લગભગ એક વાગે શાક સુધારવા ગયો. પરંતુ ત્યારે તો શાક સુધરાઇ ગયું હતું. બીડી પીને પાછો ચાલ્યો આવ્યો અને બરાબર બે વાગે બાપૂની કુટિરમાં પહોંચી ગયો. મહાદેવભાઇ બાપૂની પાસે જ બેઠા હતા. કેટલીયે મહિલાઓ અને કન્યાઓ પણ હતી. અખિલ ભારતીય કોંગ્રેસ કમિટિના પ્રમુખ શ્રી કૃપલાનીજી, બાબુ રાજેન્દ્રપ્રસાદ અને મ્હેસુરના દાસ અપ્પા આવ્યા. આજે રાષ્ટ્રભાષા પ્રચારની એક બેઠક હતી. એટલે કાકાસાહેબ કાલેલકર, શ્રીમન્નારાયણ અગ્રવાલ રાષ્ટ્રભાષા પ્રચાર કાર્યાલયમાંથી અહીં આવ્યા હતા.

દાસ અપ્પા બાપૂને મળવા આવ્યા. થોડી વાતો કરીને તે ચાલ્યા ગયા, પરંતુ બાપુએ તેમને પાછા બોલાવ્યા અને કહ્યું, 'હું તમારું જ કામ કરું છું માટે તમે અહીં જ બેસો.' મૈસુર કોંગ્રેસ અધિવેશનના ઉદ્‌ઘાટન માટે દાસ અપ્પા રાજેન્દ્રબાબુને લેવા આવ્યા હતા. ઠરાવો અથવા ઠરાવોનો ડ્રાફ્ટ બાપુએ કર્યો અને કહ્યું—

I have drafted a most innocuous resolution. The whole thing is based





on the philosopy of non-violence. We want to invite a conference of workers. Speeches and debates on the assembly floor are meaningless without effective constructive work outside these bodies. If swaraj were to be won by forensic eloquence it must have been won long ago--even before you were born, by Lal Mohan Ghosh who was gifted with better eloquence than Surendranath Banerjee who delivered at Poona 85 printed foolscapsize address "

આ બધી વાતો વચ્ચેય મહાત્માજીની રમુજો તો ચાલુ જ હતી ચત્તા સુઈને લખતાં અને ગંભીર સમસ્યાઓ પર વિચાર કરતા કરતા પણ બાપુ જીવનની સાધારણ વાતો પર પણ ધ્યાન દે છે.

સાડાચારે હું ત્યાંથી ઉઠી ગયો અને પાંચ વાગે જમવાની ઘંટડી વાગી ભોજન કરવા ગયો. રાજેન્દ્ર બાબુ બાપુની પાસે જમવા બેઠા. બાપૂએ તેમને પોપૈયો ખાવાનો ખાસ આગ્રહ કર્યો.

સાંજે, ભૂનથી હું ફરવા ન જઈ શક્યો સાંજે પ્રભુદયાળ વિદ્યાર્થી આવ્યા. ફાનસમા તેલ પૂરીને અમે સુઈ ગયા

૪-૪-'૪૨

અર્ધી રાત પછી ઠંડી પડવા માંડી અને લગભગ સવા ત્રણે હું ઓશરીમા આવી ગયો. સાડા ત્રણે મેં પ્રભુદયાળને જગાડયા. અમે ઘંટડીનો અવાજ સાંભળ્યો નહી. ટોર્ચથી ઘડીયાળમાં જોયુ તો પોણા ચાર થયા હતા.

પ્રાર્થનામાં હાજરી આપવા ગયા પરંતુ હજુ આશ્રમ વાસીઓ એકત્ર થયા ન હતા. હું અને પ્રભુદયાળજી આટા મારવા લાગ્યા એટલામાં બે માણસોને આવતા જોયા. એકના હાથમાં લગભગ બે ફુટનો સાપ હશે એક હાથમાં એનું મો હતું અને બીજા હાથમાં એની પૂંછડી બન્ને હાથોમાં મજબુત રીતે ખેચીને એને પકડી રાખ્યો હતો દોડીને એ જોવાની કોશીશ કરી કે સાપ ઝેરીલો છે કે નહી. પરંતુ તે લોકો તો આગળ નીકળી ગયા. પ્રભુદયાળજી પાસેથી જાણ્યું કે સેવાગ્રામમાં ઝેરીલા સાપ બહુ થાય છે. મેં પૂછ્યું, "ઝેરીલા સાપને મારી નાખવામા નથી આવતા?" પ્રભુદયાળજીએ કહ્યુ, "ના, બાપૂ સર્પોને મરાવી નથી નાખતા. પકડાવી ફેકાવી દે છે."

પ્રાર્થના થઈ. ભગવત્ ભજન થયું અને ગીતાના બે અધ્યાયોનુ પારાયણ થયું. બીજા કેટલાક ગીત પણ ગવાયા

પાંચ વાગી ગયા હતા. અકબરભાઈની સાથે દળવા ગયો. અઢી શેર ઘઉં દળવાના હતા. ઘંટી ફેરવવાનો આ પહેલો જ પ્રયાસ હતો. પહેલાં તો મને દળવા માટે બેસવાના આસન પર બેસતાં જ ન આવડ્યું અકબરભાઈએ શીખવાડયું ત્યારે આવડ્યું અમે અર્ધો કલાકમા ૨॥ શેર ઘઉં દળી નાખ્યા. ઘંટી ચલાવવી તે હું સ્ત્રીઓનું કામ સમજતો હતો. પરંતુ ઘંટી ચલાવવામાં સારો શ્રમ પડે છે અને તે પુરુષોનું પણ કામ છે. પંદર મિનિટમાં તો બાવડાં ભરાઈ ગયાં. અકબરભાઈએ આરામ લેવા કહ્યુ પરંતુ વટ રાખવા રાખવા માટે મેં આરામ લેવાની ના પાડી. હા, બે મિનિટ માટે અમે કામ બંધ રાખ્યું જે ઘંટી પર ઘઉં દળ્યા તે સુધારેલી ઘંટી છે. એનો હાથો પણ નવી ઢબનો છે.

દળીને મારા કમરામાં આવ્યો. શૌચ ગયો પછી હુ અને પ્રભુદયાળ નાસ્તાની ઘંટડી સાંભળી તે તરફ ગયા. હું તો નાસ્તો કરીને આવ્યો ગયો અને પ્રભુ દયાળ બાપૂને મળીને રાષ્ટ્ર-ભાષા પ્રચાર સમિતિ તરફ ગયા. મારા માટે થોડી દીવાસળીઓ અને પેરટેજ લાવવાનું એમને કહી દીધું.

બાપૂ ફરવા નીકળ્યા. થોડે સુધી મહાદેવભાઈ સાથે આવ્યા અને પછી થોડી બ્હેનો અને બાળકો જ રહ્યા. બાપુએ કહ્યુ, "શર્માજી, તમે લૂણેકનું નામ



સાંભળ્યું હશે. એણે અંગ્રેજીમાં સો ઉત્તમ પુસ્તકોની સૂચી તૈયાર કરી અને એ સૂચી બહાર પડતાં જ લોકોમાં એ પુસ્તકોની માગણી ખૂબ વધી ગઈ. શું હિન્દમાં પણ એ પ્રમાણે સો ઉત્તમ પુસ્તકોના નામ આપી શકશો?'

"મહારાજ, એવી કોઈ પ્રમાણિત સૂચી તો નથી. સાત આઠ વર્ષ પહેલાં 'વિશાલ ભારત'માં એક ભાઈએ એવી એક સૂચી તૈયાર કરી હતી; પરંતુ જ્યાં સુધી હિન્દી-સાહિત્ય સંમેલન અથવા એના દ્વારા નિમાયેલી કોઈ સમિતિ આ કામ ન કરે ત્યાં સુધી સૂચી પ્રમાણિત નહિ થાય-" મેં કહ્યું.

'તમે હમણાં અહીં છો. આવી સૂચી તૈયાર કરો' ગંભીરતાથી બાપુએ કહ્યું.

'જતી વખતે એક પ્રશ્ન તો હું આપને કરવાનોજ હતો કે આપના મત પ્રમાણે સર્વશ્રેષ્ઠ ૭ પુસ્તકો કયાં છે-રામાયણ અને ગીતાનું સ્થાન તો એમાં જરૂર હશે-' મેં સંકોચપૂર્વક પૂછ્યું.

"હા, ખરું છે. પરંતુ એ વાત તો વિશ્વ સાહિત્યની થઈ, બાઇબલ માટે હું કહું તો હિન્દીવાળા અંગ્રેજીમાં તો નહીં વાંચી શકે. સવાલ તો હિન્દીવાળાઓનો છે.'-બાપૂએ કહ્યું. થોડીવાર અટકીને પાછા બોલ્યા, 'આધુનિક હિન્દી સાહિત્ય બહુ કંગાલ લાગે છે. આધુનિક હિન્દી સાહિત્યમાં એવી કઇ ચીજ છે કે જે જાણવા માટે અન્ય ભાષા-ભાષી હિન્દી શીખવા લલચાય. બંગાળીઓએ તો ઘણું કામ કર્યું છે. એમાં સાધના અને લગનીવાળા ઘણા છે. પી. સી. રાય, રવિબાબુ, બંકિમબાબુએ કેટલી તપસ્યા વડે પોતાના સાહિત્ય વધાર્યું છે!' બાપૂએ કહ્યું.

"હું તો જેને જીવન સાથે સંબંધ નથી અને જે જનતાને કંઇ ઉપયોગી નથી એ સાહિત્યને નકામું ગણું છું. જીવન સાથે પછી ભલે આધ્યાત્મિક સંબંધ હોય કે પછી ભૌતિક.'—મેં કહ્યું.

'બરાબર છે.'—બાપૂએ સ્વીકૃતિપૂર્વક મસ્તક હલાવતાં કહ્યું.

ત્યારે મેં મારા નિર્ધારિત પુસ્તક 'અંગારે' વિષે વાતો કરી. વાત સાંભળીને બાપૂએ કહ્યું, 'તો એ પુસ્તક તો પછી એક ચીજ થશે.'

આશ્રમને જોતાં જોતાં પરચુરે શાસ્ત્રીજીને ત્યાં પહોંચ્યા. શાસ્ત્રીજી મહારાજ ત્યારે સૂર્યને માલિસ કરાવતા હતા. શાસ્ત્રીજીને ત્યાં પહોંચવાનાં પહેલાં ડૉક્ટર દાસના દવાખાના પાસે થઇને નીકળેલા. ત્યાં ૧૫, ૧૬ વર્ષનો એક છોકરો એક માણસ પાસે માલિસ કરાવતો. બાપૂએ હસીને ડૉક્ટરને હસીને કહ્યું, 'ડૉક્ટર!'

શાસ્ત્રીજીએ બાપૂને પૂછ્યું, 'બાપુ, confession નો અર્થ શું છે?'

'confessionનો અર્થ છે પોતાના પાપો કહીને ફરીવાર ન કરવા.'

'ટૉલ્સટૉયે confessions તો લખ્યા હશે—'
શાસ્ત્રીજીએ પૂછ્યું.

'St. Augustineના confessionનું પુસ્તક પ્રસિદ્ધ છે.'

'મરતાં પહેલાં ખ્રિસ્તીઓ પાદરી પાસે confession કરે છે'

'હા. રોમન કથોલિકોમાં એ રિવાજ છે.'

'શું છુપા પાપો કહી દેવાથી કંઇ લાભ થાય છે?'

'એમ ફક્ત કહી દેવાથી તો પોતાની હિંમત દેખાડવાનો દંભ પણ હોઈ શકે છે ટૉલ્સટૉયને ગૃહકલેશ-પત્નિ સાથે કલહ, બાળકો સાથે કલહ-વિ. થી બહુ હેરાન થવું પડતું હતું. અંતે તે ગભરાઇને ઘર છોડી નીકળી પડયો અને એક સાધારણ જગ્યાએ મરી ગયો. Pilgrim progressમાં જે ખ્રિસ્તીઓની કલ્પિત યાત્રાનું વર્ણન છે એનો અર્થ છે દુઃખો અને કલેશોથી દૂર રહીને બચવું. પરંતુ જ્યાં સુધી જ્ઞાનથી કલેશ અને દુઃખ દૂર ન થાય થાય ત્યાં સુધી ઘર છોડવાથી શો લાભ? હા, confession નો અર્થ એવો છે ખરો કે જો કોઇ મનુષ્યપર મેલ અને ગંદકી હોય તો તેથી એને કલેશ થાય છે અને બીજાને પણ એ ગંદુ લાગે છે. તે સાબુ અને ગરમ પાણી વડે જો





સાફ કરી નાખે અને બીજાઓને કહે, 'કાલ સુધી મારામાં ગંદકી હતી, આજે હું બિલકુલ સાફ છુ. અને હવે ગંદકીને આવવા જ નહી દઉં.' તો એવા confession થી લાભ છે, કારણ મનુષ્ય જો ફરીવાર ગંદકી આવવા દેવાનો ન હોય અને એ પ્રમાણે કબુલ કરતો હોય તો એથી બધાને લાભ છે. તુલસીદાસની કામુકતા એક સ્ત્રીના ઉપદેશથી હંમેશા માટે ચાલી ગઇ'

બાપૂ બરાબર આઠ વાગે પોતાની કુટિરમાં ગયા હું પાણી ભરવા રોકાયો. સોળ ડબા પાણી ભરીને લઇ ગયો. પોણા કલાકમા આ કામ થયુ આવીને રૂમ સાફ કર્યો. કપડાં ધોયાં અને અગિયાર વાગે જમવા ગયો. બારથી એક સુધી શાક સમાર્યું.

એક થી બે સુધી આરામ કર્યો અને ડાયરી લખી બે વાગે બાપૂની કુટિરમાં ગયો લખવા માટે કાગળ, કાર્ડ અને પેડ લેતો ગયો. સાડાચાર સુધી બાપૂની કુટિરમાં બેઠો રહ્યો થોડા પત્ર લખ્યા અને છાપાં વંચ્યાં. જ્યારે જ્યારે બાપૂ વાતો કરતા ત્યારે ત્યારે ધ્યાનથી સાંભળી લેતો.

રાજનૈતિક કોયડાઓ ઉકેલતી વખતે પણ એમની હાસ્યપ્રવૃત્તિ ઓછી નહોતી થતી એમના મન રૂપી ડાયનેમોની ચાપ ઇચ્છા થતા જ સાધારણ વાત પરથી ગૂઢ વાત પર જઇ શકે અને બતકની પાંખ પરથી જેમ પાણી સરી જાય છે તે જ રીતે એવી ગંભીર વાતનો શ્રમ એમના મન પરથી ઉતરી જાય છે.

૫–૪–'૪૬

સાડા પાંચ સુધી સુઇ રહ્યા અને સાડા સાતે બાપૂ સાથે ફરવા ગયો આજે બાપૂને અધા કલાકનું મોડું થયુ કહેવા માંડ્યા કે તેઓ દુર્ગાબ્હેન (મહાદેવ ભાઇના પત્ની)ને જોવા માટે પોણા સાતે જ તૈયાર થઇ ગયા હતા. જ્યાં સુધી બાપૂ બહાર નહોતા નીકળ્યા ત્યાં સુધી હું પં. શુકલના પુત્ર શ્રી. ભગવતીચરણ શુકલ સાથે વાતો કરતો રહ્યો. શ્રી સુંદરલાલજી વિષે તેમણે કહ્યુ કે સી. પી.માં એમનો વિરોધ થયો અને એમને સી. પી. છોડવું પડયું. મેં કહ્યું કે યુ.પી.માં પણ એમનું કંઇ મહત્ત્વ નથી અને હિન્દી વિષે એમના વિચિત્ર વિચાર છે તેઓ કહે છે કે, 'There is no such language as Hindi on the face of the earth"

આશ્રમ વિષે વાતો થતાં મેં કહ્યુ, 'બાપુએ એ ઠીક કર્યું છે કે મોટા અને પાકા મકાન નથી બનાવરાવ્યા. નહિ તો બાપૂના નિધન પછી અંધ ભક્તો ગાંધી ધર્મ ચલાવવાનો પ્રયત્ન કરત અને એમાં પંથના બધા દોષો આવી જાત અને બાપૂ પછી અનેક લોકો આશ્રમને છોડીને ભાગી જશે."

ફરવામા આજે એક યુવક પણ સાથે આવેલ. તેણે બાપૂને કહ્યું, 'આરે ફુટબોલ રમવાની આજ્ઞા ન આપી. ફરવાથી મઝા નથી પડતી. સ્ફૂર્તિ નથી આવતી '

બાપૂ "હતુતુ રમો. એમાં ફુટબોલના બધા ગુણ છે. ફુટબોલ વિદેશી છે અને વળી એમાં ખર્ચ થાય છે."

યુવક, 'હતુતુ જોખમી રમત છે.'

બાપૂ, ' ફુટબોલમાં શું ઓછું જોખમ છે! અને એ રમત જ શુ કામની જેમાં જોખમ ન હોય! હા, સાવધાન રહેવાની જરૂર છે. જે લોકો વૃક્ષ પર બેસીને જાનવરને પાસે બોલાવીને શિકાર ખેલે છે એ શિકાર જ નથી. ખૂબ રખડયા પછી જે સામે આવી પડે એને મારવામાં જ શિકાર છે.'

શાસ્ત્રીજીની પાસે પહોંચ્યા તો શાસ્ત્રીજી કહે, 'બાપૂ, લીમડાના પાનમાં શુ વીટામીન છે?' બાપૂ - 'હા, છે. જ્વરનાશક તત્ત્વ તો એમાં છે લોહ પણ છે'

શાસ્ત્રીજી :–"મહારાષ્ટ્રમાં અહીં ચૈત્ર વિદ્યે લીમડો ખાવાનું મુહૂર્ત છે શુ ગુજરાતમાં પણ છે?"

બાપૂ –" ના, ગુજરાતમાં નથી મહારાષ્ટ્રની એક પોતાની વ્યવસ્થા અને સંસ્કૃતિ છે અને એને ઘડવામાં આવી છે ગુજરાતની ખાસ સંસ્કૃતિ બનવા નથી પામી. ગુજરાતે મહારાષ્ટ્ર પાસેથી થોડું લીધું છે અને મારવાડ પાસેથી તો ઘણું. હજી ગુજરાતની ખાસ વ્યવસ્થા નહોતી થવા પામી ત્યાં અંગ્રેજોનું આગમન થયું. ગુજરાતનું સાહિત્ય પણ એટલેજ કંગાળ છે."

શાસ્ત્રીજીઃ—'સત્યાગ્રહ તો ચાલતો જ રહેવાનો?'

બાપુઃ—'હા, ચાલતો જ રહેશે. યુદ્ધ બંધ થશે તો પણ ચાલશે. એના સ્વરૂપમાં પરિવર્તન થશે.'

શાસ્ત્રીજીઃ—'હિન્દુસ્તાન પર શું હુમલો થશે?'

બાપુઃ—'ના'

શાસ્ત્રીજીઃ—'તો સર સેનાપતિ શાને હુમલાની વાત કરે?'

બાપુઃ—'રૂપિયા એકઠા કરવા માટે. અને હજી એમ યુદ્ધ બંધ નહીં થાય. જાપાન અને અમેરિકા પણ એમાં ભળશે વર્ષોનો મામલો છે. જહાજોને કેટલું નુકસાન થાય છે એના કંઈ સાચા ખબર નથી આવતા. સને ૧૯૧૪–૧૮ ની લડાઈમાં એટલું અસત્ય નહોતું બોલાયું જેટલું આમાં બોલાય છે, suppression of truth કરાય છે જે suggestive of falsehood હોય છે. Lies during the war નામનું પુસ્તક છપાયું છે. એક સમાચારનું બીજું રૂપ શું છે એના પર કંઈ સમાચાર નથી આવતા.'

રમેશ (લેખકનો પુત્ર) ની ચિઠ્ઠી આવી. મુંબઈ જોવા આવવું છે એમ લખે છે.

બારથી એક શાક સુધાર્યું. શાક સમારવાનો કાર્યક્રમ બહુ મજાનો છે. ખુલ્લા દીલે મજેદાર વાતો થાય છે, અમૃતલાલભાઈની પુત્રીએ 'પ્રવાસી' પત્રિકા આશ્રમમાં ન આવવા વિષે ફરીઆદ કરી. મેં મોકલવાનું વચન આપ્યું રવિશાણુ અને બાપૂની તુલના કરતા એક મહાશયે કહ્યું: 'જોર કરીને પણ બાપૂ હજી બાલદી ઉપાડી શકે છે. કેટલાક વર્ષ પહેલાં બે બાલદીઓ લઈને ઊભેલા બાપૂનો ફોટો મેં જોયો હતો.' એક છોકરાએ કહ્યું: 'અરે, ખાલી બાલદીઓ હશે!' બધા ખડખડાટ હસી પડ્યા.

એ વાતની જ બાપૂની કુટિમાં પહોંચી ગયો. મહાદેવભાઈ તો કાલે મુંબઈ ગયા છે એટલે બાપૂને મદદ કરવા શ્રી મશરૂવાળા હાજર હતા.

ઇન્દોર પ્રજા-પરિષદની ઘણી વ્યક્તિઓ શ્રી. હરિભાઉ ઉપાધ્યાયની સાથે આવી. ઇન્દોરવાળાઓએ કહ્યું: 'અમે પરિષદ બોલાવવાના છીએ, રાજ્યના અધિકારીઓએ ઠરાવોની નકલ અને સભાપતિના ભાષણની નકલ માગેલ, અમે મોકલી આપી. લડાઈ વિષે અમે તટસ્થતા રાખવા વિષે મત આપ્યો. પરંતુ રાજ્યે પરિષદ ન ભરવા દીધી અમે સભા ન ભરવા દેવાની આજ્ઞાનો ભંગ કરવાનો નિશ્ચય કર્યો. ધરપકડો થઈ સર્વેતે વિગેરે પકડાઈ ચૂક્યા છે. પ્રજા અમારી સાથે છે. આશીર્વાદ આપો.

બાપૂઃ—"હું આશીર્વાદ નહીં આપું. હવે આશીર્વાદની શી જરૂર છે—સત્યાગ્રહની શરૂઆત જ્યારે થઈ ગઈ છે. મારા વિચાર પ્રમાણે તો મૂળમાં જ ભૂલ છે. જો આજ્ઞાભંગ ન કર્યો હોત તો રાજકુમારી અમૃતકૌર દીવાનને મળીને પરિસ્થિતિ સુધારી લેત. આજ્ઞા માનવાનો એ તો અર્થ નથી કે સત્યાગ્રહ ન કરી શકાય. હવે જો તમે સફળ થશો તો મારા વગર કહ્યે આશીર્વાદ છે જ. રાજ્યવાળા એ સાબીત કરી શકે તેમ છે કે પ્રજા તેમની સાથે છે. જે લોકો જેલમાં ગયા છે એમની પછી કોઈ ન જાય તો કંઈ વાંધો નહીં. રચનાત્મક કામ કરો. કામની ખોટ નથી.'

સાંજે ફરવા બાદ પ્રાર્થના થઈ. રામાયણના પાઠ પછી બાપૂએ થોડું પ્રવચન કર્યું:— 'કાલે રાષ્ટ્રિય સપ્તાહનો પ્રથમ દિન છે. પરમાત્માએ મને એક ચીજ આપી અને મેં તે ફેંકી દીધી. એની જે અસર થઈ એ તો જાહેર છે. જે લોકો કાલે મન રાખવા ઇચ્છે તે રાખી શકે છે. કોઈ પર ફરજ પાડવામાં નહીં આવે. આપણે ત્યાં રાજગોપાલાચાર્યના જમાઈ વેંકટ આવ્યા છે, તેઓ રોજ પચીસ માઈલ પગે ચાલે છે. કોડી પણ પાસે નથી રાખતા અને કોઈ પાસે યાચના કરતા નથી. બીજા છે 'વિશાલ ભારત'ના સંપાદક શ્રીરામ શર્મા. શર્માજીને અંગ્રેજ સાથે સંબંધ હતો. તેઓ વેતન લીધા વગર કામ કરે છે. 'વિશાલ ભારત'ને બચાવવા માટે એમ કર્યું છે. એમની સાથે આપ લોકો...વિ. વિ.'

(ક્રમશઃ)





ઉદ્યોગોમાં કામ કરતાં મજૂરો ફક્ત ૧૬૦ લાખ જ છે એટલે ફક્ત કુલ કામ કરનારાના ફક્ત ૮૧ ટકા છે અને તેમાંથી મોટા ઉદ્યોગોમાં (મોટા કારખાનાંમાં) કામ કરનારા પૂરો એક ટકો પણ નથી, એટલે બાકીના મજૂરો નાના પાયા પર ચાલતા ઉદ્યોગોમાં કામ કરે છે એટલે યાંત્રિક ઉદ્યોગોમાં રોકાયલા મજૂરો કરતાં હસ્ત ઉદ્યોગોમાં રોકાયલા મજૂરોની સંખ્યા ઘણી વધારે છે ચૌ. ગણી છે છતાં તે સંખ્યા ઘટી છે અને બેકારી વધી છે એ બીજી રીતનું પ્રમાણ ગ્રામોદ્યોગ વગર ઘટે એમ નથી એનાં પ્રસાર અને ઉપાય બતાવતાં ગાંધીજી લખે છે કે

હિન્દુસ્તાનના સાતલાખ ગામડાંમાં વેરાયેલા ગ્રામવાસીઓ રૂપી જીવતાં યંત્રોની સામે જડ યંત્રોને ન ખડકાં જોઈએ યંત્રો મનુષ્યને મદદ કરે તેને સરળ બનાવે એ યંત્રોનો સદુપયોગ કહેવાય આજના ઉપયોગનું તો એ દિશામાં જ વધતું જાય છે કે ગણ્યા ગાંઠ્યા લોકોના હાથમાં સંપત્તિના ઢગલા વળવા અને જે કરોડો સ્ત્રી-પુરૂષોના મોમાંથી રોટલા ઝુંટવી લેવામાં આવે છે તેમની તો લગીરે પરવા સરખી ન કરવી બહુજ સૂક્ષ્મ લાગણીઓ વાળા માનવી યંત્રો પાસેથી કામ ન લેવું એ ધરાહાર્યો જડ યંત્રો દ્વારા કામ લઈને ધનના ઢગલા ભેગા કરવાની ઇચ્છાએ ઘોર દુઃખો પ્રવર્તાવ્યાં છે તેમાં થઈ શકે તેટલો ઘટાડો કરવો એજ કલ્પનાથી ચરખા સંઘ અને ગ્રામોદ્યોગ સંઘની રચના કરવામાં આવેલી છે '

## યંત્રો અને ગાંધીજી

ગાંધીજીના આ ઉદ્યોગોની હિમાયતના વિચારો ઉપરથી એમને વિશે કેટલાક કહે છે કે, તેઓ પુરાણ યુગની વાત કરતા હતા તેઓ યંત્રમાત્રના દુશ્મન હતા વળી કેટલાક એવી દલીલ કરે છે કે, શું આપણે મનુષ્યની શોધક બુદ્ધિની અવગણના કરવી? શું યંત્રોથી આપણે જેટલા જથ્થામાં અને જેટલી ઝડપથી માલ મેળવીએ છીએ તે મેળવી શકીશું? આ પ્રશ્નોના ઉત્તર ગાંધીજીના શબ્દોમાં જ જોઈએ

" હું જાણું છું કે આ શરીર પણ એક અતિશય નાજુક યંત્ર જ છે ખુદ રેંટિયો પણ યંત્ર જ છે નાની દાંત ખોતરણી પણ યંત્ર જ છે મારો વાંધો યંત્ર સામે નહિ પણ યંત્રોની ઘેલછા સામે છે આજે તો જેને શ્રમનો બચાવ કરનારાં યંત્રો કહેવામાં આવે છે તેની લોકોને ઘેલછા લાગી છે શ્રમનો બચાવ થાય છે ખરો પણ લાખો લોકો કામ વિનાના થઈ ભૂખે મરતાં રસ્તા પર ભટકે છે સમય અને શ્રમનો બચાવ હું પણ ઇચ્છું છું પરંતુ તે અમુક વર્ગનો નહી આખી માનવજાતિનો થવો જોઈએ થોડા ગણ્યાં ગાંઠ્યાં પાસે સંપત્તિનો સંચય થાય એમ નહી પણ સૌની પાસે થાય એ હું ઇચ્છું છું આજે તો થોડા માણસોને કરોડેની કાંધ પર ચડી બેસવામાં યંત્રો મદદગાર થઈ રહ્યાં છે યંત્રોના ઉપયોગની પાછળ પ્રેરક કારણ શ્રમના બચાવનું નથી પણ ધનના લોભનું છે "

વળી કેટલાક કહે છે કે શું આ વિચારોમાં આધુનિક સુધારા સામે બાચકાં ભરવા જેવી વાત નથી? શું ગ્રામોદ્યોગથી ઉત્પન્ન થતો માલ યંત્રોથી ઉત્પન્ન થતા માલની સામે હરિફાઈમાં ટકી શકશે? શું એ વડે સામુદાયિક કાર્ય કરવું શક્ય છે? આધુનિક સુધારા વિશે જવાબ આપતાં ગાંધીજી લખે છે

" હું ગ્રામવાસીઓને કહું છું કે, 'તમે હાથે લોટ દળો મેંદો ન ખાઓ ચોખાનું ભૂસું ન નાખી દો તમારી શેરડીમાંથી વેચવા માટે નહી તો તમારા વાપરવા માટે ગોળ બનાવી લો તમે માત્ર કાચો માલ પેદા કરીને જ સંતોષ ન માનો પણ તેમાંથી બજારમાં વેચાય એવી જે જે ચીજો બની શકે તે બનાવો અને એમ કરીને તમારી રોજની આવકમાં થોડાક પૈસાનો વધારો કરો આમ કહેવામાં હું આધુનિક સુધારાના પ્રવાહને પાછો વાળું છું!

અને આધુનિક સુધારો હજારો વરસથી તો નથી જ ચાલતો આવતો મારાથી બની શકે તો આધુનિક સુધારાને નામે આજે જે બધું ચાલી રહ્યું છે તેમાંથી ઘણાનો હું નાશ કરું અથવા તેમાં ધરમૂળનો પલટો



કરે એમાં લવલેશ શંકા નથી...યંત્રયુગ ગમે તે કરે પણ યંત્રોના એક સામટા પ્રવેશથી જે કરોડો માણસો બેકાર બની જવાના તેમને એ આજીવિકાની મજૂરી કદી આપી શકવાનો નથી."

ઉપરના વિચારો પરથી જણાય છે કે ગાંધીજીને ગ્રામોદ્યોગમાં નિષ્ઠા શા માટે હતી. એમણે આપણી નાડ પારખી લીધી. યંત્રોદ્યોગ પહેલાં દુનિયાના દેશોમાં હિન્દનું જે સ્થાન હતું, જે જાહોજલાલી હતી તેને લક્ષમાં લઈ મૃતપ્રાય થઈ ગયેલા હિન્દના હસ્તોદ્યોગમાં પ્રાણ પૂર્યો. એમના આ કાર્યની પ્રશંસા કરતા અંગ્રેજ અર્થશાસ્ત્રી શ્રી કોલ લખે છે કે:–

"ખાદીનો ઉદ્યોગ ખીલવવા માટે ગાંધીજીએ ઉપાડેલી ઝુંબેશ એ એ ભૂતકાળને સજીવન કરવા માંગનાર કોઈ તરંગી માણસની નરી ધૂન નથી, પણ હિંદી ગ્રામવાસીઓનું દારિદ્રય ફેડવાનો ને તેમની રહેણીનું ધોરણ સુધારવાનો વ્યવહારુ પ્રયત્ન છે.

ગ્રામોદ્યોગથી તૈયાર થયેલો માલ યંત્રોદ્યોગના માલની સાથે હરીફાઈમાં ટકી શકે છે કે નહિ એ જાણવા બહુ ઊંડા ઊતરવું પડે એમ નથી. એ તો સમજી શકાય એવી વાત છે કે હાથશાળ પર વણનાર કરતાં યંત્રશાળ પર વણનાર વધારે વણી શકે. સામાન્ય રૂપે હાથસાળ પર રોજની પાંચ વાર ખાદી વણી શકે ત્યારે યંત્રશાળવાળો એક કલાકમાં એટલું વણી શકતો હશે. એટલે જો એ દિવસના આઠ કલાક પ્રમાણે કામ કરે તો એ વધારાના સાત માણસની રોજી ઝૂંટવી લે છે એમ ગણાય. આમ એ યંત્રની મદદથી મિલોએ આપણા લોકોનું ગુજરાનનું સાધન ઝુંટવી લીધું છે. એથી ગાંધીજી કહે છે કે:–

"આ મિલો વધારે સારું અને સોઘું કપડું તૈયાર કરતી જ હોય તોય એ કંઈ ઉપલી દલીલનો જવાબ નથી. કેમ કે એ મિલોએ જો હજારો મજૂરોનો ઉદ્યોગ છીનવી લઈ તેમને બેકાર બનાવ્યા હોય તો સોઘામાં સોઘું મિલકાપડ ગામડામાં વણાયેલી મોંઘામાં મોંઘી ખાદી કરતા મોંઘુ છે."

સામુદાયિક કાર્યની બાબતમાં પણ એમ જ છે. જો સામુદાયિક કાર્ય માટેની પ્રેરણા લોકોમાં ખીલે અને સહકાર દ્વારા કામ થાય તો ગ્રામોદ્યોગો પગભર થઈ શકે એમ છે. સ્વિટ્ઝર્લૅન્ડમાં ઘડિયાળોનો ઉદ્યોગ મોટા કારખાનાંમાં નથી ચાલતો. ત્યાં એના જુદા જુદા ભાગો બનાવનારનું ઘર જ એનું કારખાનું છે. આપણે પણ એમ કરી શકીએ. ગાંધીજી આ વિશાળ પાયાના ઉદ્યોગો સાથેની હરીફાઈ અને તેની રીતે કામ કરવા વિશે લખે છે:

"વિશાળ ઉદ્યોગોની સાથે હરીફાઈ અને ખતરા પ્રશ્નો આવશે. એટલે ગ્રામવાસીઓનું સીધું કે આડકતરું શોષણ થયા વગર નહિ જ રહેવાનું. તેથી અમારે ગામડાંને સ્વાવલંબી, સ્વયંપૂર્ણ બનાવવામાં બધી શક્તિ વાપરવાની છે ને મોટે ભાગે જે ચીજો વાપરવાની હોય તે જ બનાવવાની છે. ગ્રામોદ્યોગનું આ રૂપ જળવાઈ રહે તો ગ્રામવાસીઓ પોતે બનાવીને વાપરી શકે એવાં આધુનિક યંત્રો અને ઓજારો વાપરે એમાં કશો વાંધો નથી. માત્ર એ બીજાને ચૂસવાના સાધન તરીકે ન વપરાવાં જોઈએ."

આના ઉપરથી જણાશે કે ગાંધીજી યંત્રની વિરોધના ન હતા પણ યંત્ર, જે બીજા પર સવાર થવામાં અમુક વર્ગને મદદ કરતું હતું, એના પર કામ કરનારને જડ બનાવી દેતું હતું તેની સામે એમનો વિરોધ હતો. વળી જણાય છે કે ગાંધીજી એવાં યંત્રોના ઉપયોગ માટે છૂટ આપતા હતા, જેવાં કે, સીવવાના સંચા કે એના પર કામ કરનાર મજૂરને જડ ન બનાવતાં એને એમાંથી પ્રેરણા આપે અને સાથે સાથે એની ઝડપમાં મદદ કરે. આ રીતે એ પોતાની બુદ્ધિશક્તિથી અને યંત્રની મદદથી ઉદ્યોગમાં સારી રીતે વિકાસ સાધી શકે છે. જો આવા યંત્રો માનવહિતમાં સહાય કર્તા હોય અને એને બનાવવા માટે કારખાનાની જરૂર પડતી હોય તો તેવાં કારખાનાં સમાજની કે પ્રજાકીય સરકારની માલિકી નીચે ચાલતાં હોય તો ચાલવા દેવામાં તેઓ રાજી હતા. ટૂંકામાં, એમનો વિરોધ યંત્રોથી થતા શોષણ અને એમાંથી ઊભરાતાં અનિષ્ટો સામે જ હતો. તેઓ કહેતા કે—

"યાંત્રિક સંશોધનો અને વિજ્ઞાન એ પહેલા પ્રથમ લોભનાં સાધન મટી જવાં જોઇએ, પછી કામદારો પાસે ગજા ઉપરાંત કામ કરાવવામાં નહીં આવે અને મંત્રો નડતરરૂપ થવાને બદલે મદદરૂપ થઇ પડશે. મારો ઉદ્દેશ યંત્રમાત્રનો વિનાશ કરવાનો નથી પણ યંત્રોની મર્યાદા આંકવાનો છે."

## મોટા અને નાના પાયાના ઉદ્યોગથી થતી અસરો

આજે દુનિયામાં એવો એક પણ દેશ નથી કે જ્યાં યંત્ર પહોંચી ગયું ન હોય. આ જમાનો યંત્રવાદનો છે. આપણે એનાં પરિણામો ભોગવ્યાં છે. બીજા દેશોને પણ એનો લાભ મળ્યો છે. હવે અમેરિકા અને ઇંગ્લેન્ડ પોતાના ઉદ્યોગોનું વિકેન્દ્રીકરણ કરવા પ્રયત્નો કરે છે એમને યુદ્ધનો ભય છે. એકજ જગ્યાએ કેન્દ્રિત થયેલા મોટા ઉદ્યોગોનો એક સપાટે નાશ થઇ શકે છે. જર્મની યુદ્ધ પહેલાં દુનિયામાં બજારોમાં અગત્યનું સ્થાન ધરાવતું હતું તે ઉદ્યોગોના નાશથી ઢીલું થઇ ગયું છે. પણ વિકેન્દ્રિત દશામાં ખીલેલા ઉદ્યોગોનું જેટલું રક્ષણ થાય તેટલું આ કેંદ્રિત ઉદ્યોગોનું થતું નથી વળી એવા ઉદ્યોગોમાંથી ઉત્પન્ન થતી વસ્તુઓની વહેંચણીનો પણ પ્રશ્ન જ ઉભો થાય છે. કોઇ કહેશે કે આજે તો દૂધ હોલેન્ડથી આવે એવી વાહનની સગવડ છે. પણ એમાં આપણે ભૂલીએ છીએ જથાબંધ તૈયાર થયેલા માલની માગ હોય કે ન હોય તો પણ તે માલને ખપાવવા માટે ચતુરાઇભરેલી જાહેર ખબરો અને બાહ્ય ભટાટોપ કરવા પડે છે. અને એ રીતે ખોટી માગ ઊભી કરી લોકો પર એ ઠોકી બેસાડવામાં આવે છે. ત્યારે નાના પાયાના ઉદ્યોગમાં એમ બનતું નથી. જ્યાં માલ તૈયાર થાય છે ત્યાંજ તેની જરૂરિયાત પ્રમાણે ઉપયોગમાં આવી જાય છે. આ મોટા પાયાના ઉદ્યોગોમાં વધારે પડતા ઉત્પાદનને લઇને વિષમ વ્યવસ્થા અને સંપત્તિની ખોટી વહેંચણી ઊભી થાય છે. ગાંધીજી આવી વ્યવસ્થામાં માનતા ન હતા. તેઓ કહેતાઃ

"૧૯૦૦ માઇલ લાંબા અને ૧૫૦૦ માઇલ પહોળા પ્રદેશમાં વિખરાયેલા હિન્દનાં સાત લાખ ગામડાંમાં ફેલાયેલા કરોડો માણસોને માટે એ વસ્તુ કોઇપણ દિવસ બહેતર અને વધારે સુરક્ષિત છે કે તેઓ જેમ પોતાનો ખોરાક જાતે રાંધી લે છે તેમ તેઓ પોતાના ખપ પૂરતું કાપડ પણ પોતાના ગામડાંમાં બનાવી લે. આ ગામડાં જો જીવનની મુખ્ય જરૂરિયાતોના ઉત્પાદન પર અંકુશ નહીં રાખે તો તેઓ અતિ પ્રાચીન કાળથી જે સ્વતંત્રતા ભોગવતા આવ્યા છે તે ટકાવી શકવાના નથી."

વળી અમેરિકન ઉદ્યોગપતિ ફોર્ડ લખે છે કે–

"મોટા ઉદ્યોગપતિઓએ, હમેશાં લોકસેવાનો વિચાર મનમાં રાખીને પોતાનાં કારખાનાં આખા દેશમાં ઠેરઠેર વિખેરી નાખવાં જોઇએ તેમ કરવાથી ઉત્પાદનનું ખરચ ઓછામાં ઓછું આવે એટલું જ નહીં પણ ઉત્પાદન પાછળ ખરચાનારા પૈસા જે લોકો ખરેખર ઉત્પાદનનું કામ કરે છે તેમની અંદર જ વહેંચાઇ જાય."

આમ ઉદ્યોગોના વિકેન્દ્રીકરણથી જે ઉત્પાદનની ખોટી પદ્ધતિ, માલની અને નફાની ખોટી વહેંચણી ઊભી થાય છે તે ન ઊભી થતાં ઉત્પાદન કરનાર મજૂરોને લાભ મળે છે. એથી પેદાશ વધે છે. વધુમાં તેઓમાં જડતા આવી જતી નથી પણ સ્વાશ્રયની વૃત્તિ જાગે છે. આપણાં ગામડાંઓને આજે શહેરોપર જીવવું પડે છે તેને બદલે એમની જરૂરિયાતનો માલ પૂરો પાડી શકશે. આમ ગામ પોતાની જરુરની વસ્તુ બનાવતું થઇ જાય તો એથી ઉદ્યોગ અને સમાજ બન્નેને લાભ થાય.

## યંત્રયુગમાં ગ્રામોદ્યોગનું સ્થાન

ઉપરની રીતે ગ્રામોદ્યોગના પાયાપર ગામડાંને સ્વયંપૂર્ણ અને સ્વાવલંબી બનાવવાની ગાંધીજીની જે મુરાદ હતી તે એક વ્યવહારુ યોજના છે. ઇંગ્લેન્ડની આર્થિક યોજનાના ઘડનાર સર વિલીયમ બીવરીજ લખે છે કેઃ—

"હિન્દનો ઉદ્યોગ કદાચ વિસ્તાર પામશે પણ તે દેશમાં યોગ્ય રીતે વહેંચાઇ જાય એ અગત્યનું છે. તેમ થશે તો જ આપણે ત્યાં (ઇંગ્લાંડમાં) અને

અમેરિકામાં છે એવા ભયાનક અને અવ્યવસ્થિત રચનાવાળાં શહેરો એ દેશમાં સ્થપાતાં રોકી શકાશે."

ચીને તો આ યંત્રોદ્યોગના જમાનામાં સહકારી ધોરણે નાના પાયા પર ઉદ્યોગો ચલાવી જાપાન સામેના યુદ્ધ દરમ્યાન ચીનને ટકાવી રાખ્યું હતું. ૧૯૩૮ માં જ્યારે જાપાને ચીનના મોટા ભાગના લગભગ ૯૦ ટકા જેટલા ઉદ્યોગોનો નાશ કર્યો ત્યારે એનું ભાવી ડગમગતું હતું, પણ રેવી એલી નામના ઓસ્ટ્રેલિયનની આગેવાનીની નીચે સહકારી પ્રવૃત્તિપર ઉદ્યોગો ચલાવવાની યોજના થઈ. એ ઉદ્યોગો આજે પણ ચાલે છે. પંડિત જવાહરલાલ નહેરૂ એ દેશની આપણા દેશની સાથે સરખામણી કરતાં નાના પાયાના ઉદ્યોગોનું મહત્ત્વ બતાવતાં લખે છે:—

"ચીનની પેઠે હિન્દમાં પણ પુષ્કળ માનવશક્તિ તથા પારાવાર બેકારી અને અર્ધબેકારી છે; જેનાથી આપણાં માણસોની શ્રમ શક્તિ વેડફાઈ જતી હોય કે જેને લીધે લોકો બેકાર બનતા હોય એવી કોઈપણ યોજના ખરાબ ગણાય. કેવળ માનવહિતનો વિચાર બાજુએ રાખીએ તો પણ શુદ્ધ આર્થિક-દૃષ્ટિએ જોતાં, વધારે માણસોની શક્તિ વાપરીને ખાસ કામો કરનારાં યંત્રો ઓછાં વાપરવાં એમાં કદાચ વધારે લાભ હોય. ઘણાંખરા માણસોને બેકાર રાખવા કરતાં માણસોની મોટી સંખ્યાને ઓછી આવકે પણ કામ આપવું એ બહેતર છે વળી એ પણ સંભવિત છે કે, કેટલાંક કારખાનાં જે માલ પેદા કરે તેજ જાતનો માલ ગૃહઉદ્યોગો વાટે પેદા કરવામાં એકંદરે વધારે સંપત્તિ પેદા થવા પામે."

વળી જાપાન તો નાના પાયા પર ચાલતા ઉદ્યોગોનું ધામ છે. ત્યાં મોટા પાયા પર ફક્ત ૨૬ ટકા જેટલા જ ઉદ્યોગો ચાલે છે અને જાપાનમાં વપરાતા મોટા યંત્રોમાંથી માત્ર ૩૪ ટકા યંત્રો જ મોટાં કારખાનાંમાં તૈયાર થાય છે. ધીમે ધીમે ઇંગ્લેન્ડ અને અમેરિકા પણ યુદ્ધથી થતા કેન્દ્રિત ઉદ્યોગોના નાશથી સુરક્ષિત રહેવા નાના ઉદ્યોગો તરફ વળતા જાય છે. યુરોપમાં હોલેન્ડ અને ડેન્માર્ક તો સહકારી ધોરણે ચાલતા ઉદ્યોગોના અડ્ડા જેવા છે.

આ યંત્રયુગમાં યંત્રો પાછળના રોકાણનો જલદી લાભ મેળવી લેવા અને એ રોકાણનો માલ પર બોજ ન વધી જાય એ માટે ઉત્પાદન વધારવું પડે છે એથી માલ પર એ રોકાણ (વ્યવસ્થાખર્ચ) વધારે ભાગે વહેંચાઈ જાય છે. પણ આ માગ જોયા વગર જ વધારવામાં આવે છે. એથી એ તૈયાર કરવા કાચા માલની અને એમાંથી તૈયાર થયેલા માલના નિકાલ માટે બજારની જરૂર પડે છે. આમ સામ્રાજ્યવાદનો ઉદય થાય છે અને એ સામ્રાજ્ય પર કાબૂ ટકાવવા માટે બીજા પર બળજબરીથી હાથ મૂકવો પડે છે. અને એમાં કોઈ દખલ કરે તો કહેવાતી શાંતિના ભંગને નામે યુદ્ધ થાય. આમ આ યંત્રો મનુષ્યને હિંસા તરફ ખેંચી જાય છે. આજે જે મનુષ્યની બુદ્ધિ શક્તિ કુદરત પર કાબૂ મેળવી શકી છે તે આ યંત્રોની દડમજલને કાબુમાં લઈ શકતી નથી—પણ એ તરફ આગળ વધે જ જાય છે. એ સુધરેલા વૈજ્ઞાનિક સંશોધનોને લીધે જગતની આજે શી સ્થિતિ છે તેનું શ્રી કુમારપ્પા સચોટ દર્શન કરાવે છે તેઓ લખે છે કે:—

"આજે દુનિયાની શી સ્થિતિ છે! દુનિયાના રોમેરોમમાં હિંસા વ્યાપેલી છે. સહજ તટસ્થતા અને દેખાતી શાંતિના બુરખા પાછળ રાષ્ટ્રો એક બીજા પર દાંતિયા અને ઘુરકિયાં કરી રહ્યાં છે. ગોરી ચામડીવાળા એકે એક હાથમાં ધિક્કાર અને વેર છુપાયેલાં છે. નબળી પ્રજાઓને મદદ કરવાની બધી વાતોની પાછળ સ્વાર્થ, તૃષ્ણા અને લોભ રહેલાં છે. પછાત પ્રજાઓને સુધારવાની અને અંધકારમાં પડેલા લોકોને જ્ઞાનનો પ્રકાશ પહોંચાડવાની ઇચ્છાની જાહેરાત કેવળ સામ્રાજ્યવાદનો વાઘેશ્વર છે. ટૂંકમાં આપણે મોંઢાને વેશે વરુઓને સંચાર કરતા જોઈએ છીએ."

બબ્બે યુદ્ધો પછી પણ જગતના રાજનીતિજ્ઞો શાંતિ માટે વલખાં-ફાંફાં મારી રહ્યા છે. પ્રજા





હિરોશિમા અને નાગાસાકીના ભક્ષકથી ડગી રહી નથી. હિન્દને આઝાદી મળ્યાને ત્રણ વર્ષ થયા છે એની સામે કેટલાયે કૂટ પ્રશ્નો પડેલા છે. એની અર્થવ્યવસ્થા હજુ ઘડાઈ નથી જ્યારે દુનિયાના દૃષ્ટા જગત શાંતિ માટે નાના પાયાના ઉદ્યોગો તરફ ઢળતા જાય છે, તો પછી હિન્દમાં તો એ પ્રાચિન કાળથી ચાલી આવતી ગ્રામ ઉદ્યોગોની સુમજની પ્રથા છે, એની સંસ્કૃતિ અને સ્વભાવને એ અનુકૂળ છે.

## યંત્રોદ્યોગ અને ગ્રામોદ્યોગનો સંબંધ

આમ છતાં, આજના જમાનામાં કેટલાક ઉદ્યોગો મોટા પાયા પર ચલાવ્યા સિવાય છુટકો નથી. પણ એ ઉદ્યોગો સાથે ગ્રામોદ્યોગો ત્યારે જ ટકી શકે કે જ્યારે મોટા ઉદ્યોગો ગ્રામોદ્યોગના પૂરક જેવા હોય. કેટલાક ઉદ્યોગો—જેવા કે, ખાણનો ઉદ્યોગ, વીજળી, જંગી યંત્રનેરીકામ (આગબોટ, એંજીનો વગેરે માટે) અને દેશના સંરક્ષણ અંગેની વસ્તુ માટેના—મોટા પાયા પરજ ચાલી શકે છે અને એમાં યંત્રોનો જ ઉપયોગ વધારે પ્રમાણમાં થાય છે. એટલે આપણે બને ત્યાં સુધી આપણી સામાન્ય જરૂરિયાતો ગૃહોદ્યોગથી મેળવી લેવી અને જે ચીજો હાથવડે (નાના પાયાપર) બનાવવી મુશ્કેલ પડે કે એમાં લાભ ન હોય ત્યાં યંત્રોનો ઉપયોગ કરવો પણ એના પર નિયમની તો જરૂર છે જ. આથી જે ઉદ્યોગો સમાજ માટે આવશ્યક હોય અને તે મોટા પાયાપર જ ચાલી એવા હોય એવાને આપણે છેક નાબૂદ તો ન જ કરી શકીએ. એને સમાજની માલકીના કરી દેવાથી અને કોઈ પણ રીતે ગ્રામ–ઉદ્યોગોને આડે આવવાને બદલે એને પૂરક બને એવી રીતે ચલાવવાથી જ લાભ લઈ શકાય અને એ જ એનો ઉપાય છે. વીજળીનો ઉપયોગ કરતાં એ ગ્રામોદ્યોગને નડતરરૂપ થવાને બદલે મદદરૂપ થઈ પડે છે પણ એમાં પરાવલંબન રહે છે. એમાં ક્યારે કામ અટકે એ કહી શકાય નહી. એના ઉપયોગ અને મર્યાદા વિશે ગાંધીજીનો મત એમના શબ્દોમાં જ જોઈએ. એઓ લખે છે કેઃ—

'જો દરેક ગામડાને ખૂણે ખૂણે વીજળી પહોંચાડી શકાય તો લોકો પોતાનાં ઓજાર વીજળીની મદદથી ચલાવે એમાં હું વાંધો ન ઉઠાવું. પણ તો પછી પાવરહાઉસ પર માલકી ગામના મહાજનની કે સરકારની રહેશે જેમ આજે ગૌચરને વિશે છે.. સાર્વજનિક ઉપયોગનાં જે કામો માણસની હાથ મહેનતથી ન થઈ શકે એવાં હોય તેને માટે ભારે યંત્રોના પાવરને સ્થાન અવશ્ય છે, પણ એ બધા પર માલકી સરકારની રહે અને તેનો ઉપયોગ કેવળ લોકોના કલ્યાણ અર્થે જ થાય. જે યંત્રો કેવળ થોડાનાં ગજવાં ખાલી કરી થોડાને ધનવાન બનાવવાને કે વિના કારણે ઘણા માણસોની મજૂરી છીનવી લેવાને નિર્માયેલાં હોય તેને મારા વિચારમાં સ્થાન ન હોઈ શકે.'

આ કથનમાં ત્રણ મહત્વના મુદ્દા રહેલા છે,

(૧) ગૃહઉદ્યોગોને ઉત્તેજન આપવું.

(૨) જરૂર પૂરતા મોટા ઉદ્યોગો ચલાવવા.

(૩) આ મોટા ઉદ્યોગો સમાજની માલકી હેઠળ હોવા જોઈએ

આ મુદ્દાઓના સંબંધમાં હિન્દમાં કોઈનો વિરોધ હોય એમ જણાતું નથી. આ બધા મુદ્દાઓનો મૂડીવાદી યોજના, કે આચાર્ય અગ્રવાલની યોજના કે સામ્યવાદી યોજના કે સરકારી યોજના—દરેકમાં સમાવેશ કરવામાં આવ્યો છે. વળી આપણા વડા પ્રધાન શ્રી. જવાહરલાલ નહેરુએ પણ કહ્યું છે—

"પાયાના ઉદ્યોગો, સાર્વજનિક ઉપયોગનાં સાધનો વાહન વ્યવહારનાં સાધનો, બધાં સરકારની માલકીનાં હોવાં જોઈએ અને તે પૂરા કાબૂ હેઠળ હોવાં જોઈએ. વળી એ સમજવા યોગ્ય છે કે જે કોઈ મોટો ઉદ્યોગ, સરકારે ઉત્તેજનને લાયક ગણેલા ગ્રામોદ્યોગનો વિરોધી હોય તેના ઉપર પણ સરકારનો પૂરો કાબુ હોવો જોઈએ."

આમ જણાય છે કે, સરકાર, મૂડીદારો અને બીજા



બધા ઉપરની વાત સ્વીકારે છે. પણ જેમ આજે બધા સિદ્ધાન્તની દૃષ્ટિએ કેળવણીમાં વર્ધા યોજનાની વાત કરે છે અને વહેવારમાં 'પોથીમાંનાં રીંગણાં' જેવું રાખે છે તેમ ગ્રામોદ્યોગમાં પણ થયું છે. એમાં એની ચોક્કસ તપાસ કરીને સરકારની કાંઈ નિશ્ચિત નીતિ નક્કી થઈ નથી તે થવાની જરૂર છે. પંડિત-જીએ કહ્યું છે કે–

" હિન્દના ઉદ્યોગોનો વ્યવસ્થિત વિકાસ કરવા માટે અને નાના, મોટા અને મધ્યમ ઉદ્યોગોનો મેળ કરવા માટે રાષ્ટ્રીય યોજના કરવી જોઈએ."

આવી રાષ્ટ્રીય યોજના જેમ બને તેમ જલદી થાય અને સરકાર ગ્રામોદ્યોગોને પગભર કરવાની ચોક્કસ યોજના કરે એવી આશા આપણે રાખીએ.+

+ શ્રી મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલયમાં છેલ્લી ગાંધીજયંતિ નિમિત્તે વાંચેલો નિબંધ ટૂંકાવીને અહીં આપવામાં આવ્યો છે.

☆

## એક પ્રશ્ન

### પૃથ્વી

મથ્યો જગતની ક્ષણે ક્ષણ મહીંથી કાવ્યાંશને
સદાય પ્રગટાવવા: પ્રગટ તોય ના એ બન્યો.
મથ્યો હૃદયના મહા ગહનતાભર્યા સ્વપ્નને
મહા અમરતા ભર્યું કરી જવા છતાં ના બન્યું.
બન્યું નવ કશું. છતાં ફક્ત આટલું તો બન્યું
સદા જગતના મહાતમસમાંથી તેજોગ્નિની
કણી પરખતા શિખ્યો, તિમિર તેજવંતા કરી
ધરા સુનિતતા ભરી કરી જતા શિખ્યો છેવટે.
અને ક્ષણ ક્ષણેથીના સુભગ કાવ્યધારા ઝરી
છતાંય અણઓળખી અગણ્ સૌ પળોમાંથી મેં
ઘણીય પરખી, અને મહીં મહાન સૌંદર્યની
દીઠી સુભગ મૂર્તિ, એટલું બની શક્યું અંતમાં.
નથી ખબર કૈં તમા જગતની, ન વા કાવ્યની,
મને જીવન જીવવાનું બસ આવું લાધી શકે !!

હરીન્દ્ર દવે

# હિંદનો નાર અથવા વરૂ

લે. પ્રદ્યુમ્ન કંચનરાવ દેસાઈ

હવે આપણે મોટી બીલાડી, નાની બીલાડી, જબાદ અને નોળીયા તથા ઝરખના કુટુમ્બ પછી શ્વાન કુટુમ્બ જોઈએ. આ કુટુમ્બનાં પ્રાણીઓ આપણાં ગામડી કૂતરાને મળતાં આવે છે. નાર, શીયાળ અને લોંકડી આ ત્રણુ જાતનાં પ્રાણીઓ ગુજરાત સૌરાષ્ટ્રમાં આપણને જોવા મળી આવે છે. જેમાં સૌથી કદાવર પ્રાણી તે વરૂ. ત્યારપછી શીયાળ આવે અને લોંકડી તો બહુ નાનું પ્રાણી છે.

આ કુટુમ્બના પ્રાણીઓને એક બીજા સાથે ઘણી રીતે મળતું આવે છે. જેમાં તેની શરીરરચના લગભગ દરેકમાં સરખી મળી આવે છે. ધાટીલું માથું, લાંબી શેડ ઉતાર મ્હોં નાળ, ઉભા મોટા કાન, કદાવર છાતીવાળું મજબુત શરીર, રૂંવાટીથી ભરપુર પૂંછડી અને લાંબા પગ એ તેની ખાસ શરીર રચના હોય છે.

તે કુટુમ્બમાં પગને જે નહોર હોય છે તે પાછા ખેંચી ન શકાય એવા સિદ્ધા અને બુટ્ટા હોય છે. વળી આંગળાં પણ પાંચ જ હોય છે આ આગલા પગમાં એક ઉપલી આંગળી સાથે પાછલા પગમાં ચાર આંગળાં માલુમ પડે છે. ત્રણે જાતનાં પ્રાણીનો રંગ બહુ સરખો હોય છે. જેમાં ખાસ કરી કોઈ પણ જાત પીળો અથવા રતાશ પડતો રાખોડી રંગ ખાસ દેખાય છે.

આ બધી તેની આપણને દેખાતી બહારની શરીર રચના છે. આવી શરીરરચનાનો ઉપયોગ તેઓને ખોરાક મેળવવા માટે ઘણો અનુકૂળ છે. તેઓના ખોરાકમાં ફળફળાદી અને ઘાસનો પણ સમાવેશ થાય છે પણ તેઓનો ખાસ ખોરાક તો શિકાર મારી શકે એવાં તમામ નાનાં મોટાં ચોપગાનો છે. આ પ્રાણીઓ આપણે આગળ જોઈ ગયા તે બીલાડી વર્ગનાં પ્રાણીઓથી જુદી જ રીતે શિકાર મારે છે. તેઓ તો પોતાના શિકારને ખુલ્લી રીતે પાછળ પડી પકડી લે છે. આવા શિકારનું પૂરું અવલોકન તો સસલા પાછળ શિકારી કૂતરા છોડી જોયા હોય તો થઈ શકે.

શ્વાન વર્ગના પ્રાણીઓને શિકાર પકડવા માટે મજબુત જડબાં આપ્યાં છે કે જે જડબાંની પકડમાં શિકાર એક વખત આવી પછી તેને છોડતાં નથી. અને એક વખત બરાબર પકડી લીધા પછી ચોંટયા રહેવાની ટેવવાળાં છે. આવા કારણને લીધે તેનાં જડબાંનાં હાડકાં કુદરતે લાંબા બનાવ્યાં છે કે જેમાં તેની લાંબી દંતાવળી સમાઈ શકે. નાર વગેરે પ્રાણીને ૪૨ ની સંખ્યામાં દાંત હોય છે જ્યારે બીલાડી વર્ગનાં પ્રાણીઓમાં તેની સંખ્યા ૩૦ની થાય છે અને જબાદમાં તે વધીને ૪૦ ની સંખ્યામાં હોય છે. એ ઉપરથી જોઈ શકાય છે કે કૂતરાને સૌથી વધારે સંખ્યામાં દાંત હોય છે, એટલું જ નહિ પણ તેની રાક્ષીઓ અને પડખેના દાંત તથા દાઢો એવી રીતે ગોઠવાએલી છે કે એક વખત બીડાઈ જાય તો ઉપલા દાંતની પાખે એવી રીતે બેસી જાય કે સખત પકડ આવે. આ રચના એવી છે કે પકડેલા શિકારને ચીરી નાખવો સહેલો પડે છે. તેના બીજા દાંતોનો ઉપયોગ કરડવામાં ચાવવામાં અથવા તો માંસ ઉપરથી ચામડી સફાઈથી ઉખેડી માંસ તોડવા માટેની ગરજ સારે છે. માંસના કટકા કરવા તેઓ દાઢનો ઉપયોગ કરે છે. અને તે બાબતનું અવલોકન તો જ્યારે કોઈ કૂતરું હાડકું ચાવતું હોય ત્યારે થઈ શકે છે. આ હાડકાને તે પડખે રાખી પોતાનું મ્હોં બીજી બાજુ રાખી કરતો હોય છે. માંસના ટુકડા કરી અદ્ધર ઉડાડી તેને આખા ને આખા ગળી જાય છે. જબાદથી કૂતરાના દાંત કાંઈ બહુ ઓછા નથી અને ઘાટમાં બહુ ફેરફ઼ વાળા નથી. એટલે જબાદ જેમ શાકાહારી અને માંસ ભક્ષણ પણ કરે છે તેમ કૂતરાં પણ ફળો, ઘાસ અને બીજી વનસ્પતિનો ખોરાક લે છે છતાં તેઓનો મુખ્ય ખોરાક તો માંસનો જ છે. કે જેને માટે તેની દંતાવળી ઘણું સરસ કામ આપે છે.

## નાર

આ પ્રાણીને શિક્ષણમાં વરૂના નામથી ઓળખાવવામાં આવે છે. ખારનું સપાટ મેદાન, ડુંગરાઉ પ્રદેશના નાળાં વોકળાં અને વાંકી જમીન તથા ઝાળાઝાખરાંની કાંટ તેઓનો વસવાટ કરવાનો પ્રદેશ છે. કાંતો તે એકલો હોય અને કદાચ જોડીમા પણ નજરે ચઢે છે તથા ક્યારેક આખું કુટુમ્બ પણ દેખાઈ જાય છે. મેં પોતે આ પ્રાણીને સાતના ટોળામાં જોયાં છે. આવું ટોળું માન્યતા પ્રમાણે બહુ જોખમકારક છે. ભૂખ્યાં થયાં હોય તો તેઓ માણસ જાત ઉપર હુમલો કરતાં અચકાતાં નથી. છતાં એવો હુમલો કર્યાનું જાણવામાં નથી.

નાર એકજ જગ્યાએ વસવાટ કરવાનું પસંદ કરતા નથી એટલે આજ આ ઠેકાણે તે હોય તો બીજે દિવસ ત્યાંથી જુદી જ જગ્યાએ ચાલ્યો જાય. પણ બચ્ચાં હોય ત્યારે બે ત્રણ મહિના તેઓ એકજ જગ્યામાં વસે છે. ખાસ કરીને ઘેટાં રાખનાર ભરવાડ તેના ખાસ દુશ્મન. કારણ કે ઘેટું મારી લેવું નારને માટે ઘણું સહેલું છે એટલે તેઓની ચરવાની જગ્યામાં તે દેખાયા વિના રહેતો નથી અને હળી ગયો હોય તો એકાંતરે બે દિવસે એકાદ ઘેટું મારી લે છે. આવા હળી ગયેલા નારથી ત્રાસી ભરવાડો કોઈ બંદુકધારી હોય તો તેને ઠાર કરવા કહે છે અને મારી આપે તો જમણવાર પણ આપે છે. જો આ ભરવાડો તેના બચ્ચાંને ધાંતમાં જોઈ જાય તો નારણીને તમરી બચ્ચાંને મારી નાખ્યાના દાખલા સાંભળવામાં આવે છે.

આપણા વરૂનો રંગ રેતિયો પીળો હોય છે. પીઠ ઉપર તેમાં કાળી રૂંવાટી નજરે ચડે છે પણ ગરમીમાં આ રૂંવાટી ઓછી થવાને અંગે તે રાખોડી અને સહેજ કાળો બતાય છે. નવેમ્બર ડીસેમ્બરમાં તેઓના બચ્ચાં જોવામાં આવે છે અને નર માદાનું સંવનન વરસાદમાં થતું હશે. ત્રેસઠથી બોતેર દિવસ માદા ગર્ભ ધારણ કરે છે અને એક વીંયાજણમાં ચારથી પાંચ બચ્ચાને જન્મ આપે છે, પુખ્ત ઉમ્મરના નારનો માથાથી પૂંછડીના મૂળ સુધીની લંબાઈ ત્રણ ફીટ અને પૂંછડીની લંબાઈ સોળથી સત્તર ઇંચની થતી જાય છે. બચ્ચાં પાળી શકાય છે પણ જે તેને પાળે તેની જ તેઓ મૈત્રી રાખે છે.

નાર દિવસ અને રાત ખોરાકની શોધમાં ફરે છે. આપણે ત્યાં ખાસ કરીને ઘેટાં જ તેમનો શિકાર છે. પણ કેટલે ઠેકાણે નાનાં વાછરૂ અને પાડરુને મારી ખાતાં માલુમ પડ્યા છે. જંગલમાં જ્યારે જોડીમાં હરણનો શિકાર કરતાં દેખાય ત્યારે બેમાંનું એક જમીન ઉપર લાંબો થઈ આગલા પગ લાંબા બહાર રાખી તેની ઉપર માથું કાન બઢા છે કરી બેસી જાય છે જ્યારે તેનો જોડીદાર પેલા શિકારને તેના સંતાયલા સાથી તરફ હાંકવા અથવા વાળો કરવા લાગે છે. અને તેમાં તે સફળ ન થઈ થાકી જાય ત્યારે તે એવી રીતે લાંબો થઈ જમીન સરસો લપાઈને બેસી જાય. જેવો તેના સાથીદારને બેસી પેલો જતાં જોઈ જાય એટલે તે પેલા શિકાર પાછળ પડે:અને ગમડવા લાગે.આવી ચાર પાંચ દોડ કઢાવે એટલે હરણ થાકી જાય એટલે તેને પેલા દબાએલા નાર તરફ હાંકે અને અંતરમાં આવે એટલે પેલો થાક ખાઈ તાજો થઈ ગયેલો નાર હડી કાઢી તેને ગળાચીથી પકડી પટકી નાખે છે. આ દાવને આપણામાં નાર બોકડી તરીકે ઓળખવામાં આવે છે.

નારની દોડવાની અને દમને રોકવાની તાકાત તો તેની પાછળ ઘોડા દોડાવ્યા હોય તો ખબર પડે છે. મને આવી રીતે તેની પાછળ ઘોડા દોડાવવા સાંપડ્યાં છે પણ ઉલ્ટી પડી લગી અમને પચાસ વારની અંદર તેણે આવવા દીધા નહિ. અમે જેવા લગોલગ થવા જતા હતા તેવામાં ખાડી આવી ગઈ અને તે તેમાં કૂદી પડ્યો જ્યારે અમારે રોકાઈ જવું પડ્યું. સામે કાંઠે નીકળી અમારી સામું જોઈ થોડો વખત ઉભો રહ્યો. આ વખતે તેની ખાસીયત તરફ મારું લક્ષ ગયું કે જેવાં ઘોડા ધોરાં પડતાં કે તે પહેલાં તો તેણે પોતાની દોડ ધીમી કરી જ નાખી હોય. પેલે પાર જઈ એને એમ દેખાયું કે આ બાજુ કોઈ બતા





શકે એમ નથી એટલે તે પોતાની ચાલમાં નિરાંતે ચાલતો થયો.

એક વખત ખારમા બીની જમીન ઓળંગીને એક નાર અમારા જોવામાં આવ્યો. વખત બપોરનો હતો. આ વખતે મેં મોટર તેના ઉપર દબાવી. ના. કુ. શ્રી નિર્મળકુમારસિંહજી સાહેબ પોતાની બંદુક તૈયાર કરી બેઠા હતા. મોટર સોએક વાર દુર રહી એટલે તેણે ઉડીને ભાગવા માંડ્યું. મોટર આ વખતે કલાકના ૪૦ થી ૪૫ માઇલ ભાગતી હતી. અને બંદુકના છરાના અંતરમા આવી ગઇ. બંદુક નં. ૧૬ની હતી અને તેના કારતુસ નં. ૬ના હતા. એક પછી એક અવાજ કરવા લાગ્યા તેમા તેના શરીરમાં લગભગ ઘણા છરા પ્રવેશી ગયા અને એક બે વખત તો તે દડી પણ ગયો. અને ત્રીજી વખત પડયો પછી તેનામાં ઉભા થવાની શક્તિ રહી નહિ. કારતુસ તમામ પુરા થઇ ગયા હતા એટલે મોટરમાંથી ઉતરી તેની પાસે જઇ શકાય એમ હતું નહિ, કારણ કે અનુભવી શિકારીઓ કહે છે કે નાર મૃત્યુની બનાવટ કરી શકે છે. પાસે જતાં પહેલા બે ત્રણ પથ્થર પણ નાખી જોવા થોડીકવાર પછી તે બિલકુલ હાલતો બંધ થઇ ગયો આ દોડ લગભગ સાત માઇલની દોડ કાઢી હતી એમ મોટરનુ માઇલ મીટર બતાવતું હતું.

મને માહિતી મળી છે કે સીમમાં વસતા વેડવા વાઘરી પોતાના શિકારી કૂતરાને નાર ઉપર છોડે છે. એ વાઘરીયા કૂતરા નારને રોકે છે પણ મારા જોવામા આ શિકાર કોઇ વખત આવ્યો નથી.

નારને બોલતાં સાંભળવો મુશ્કેલ છે કારણ કે તે ભાગ્યે જ ગળામાથી સુર કાઢે છે. જંગલના રખેવાળ તેના અવાજને કૂતરાના ભસવા કરતાં વધારે ધેરો હોય એમ કહે છે અને જયારે ફ્રવે છે ત્યારે તેની પાસણીઓ બોલે છે એમ મારા સાભળવામાં આવ્યું છે. પણ મેં તેને કોઇ વખત ભસતાં સાંભળ્યો નથી

## શિયાળ

શહેરમા વસતાં કૂતરાના કદ જેવડા કદનો શિયાળ જાળાં જાંખરાંની કાંટ, ભોલાત, શેરડીના વાઢ અને તળાવ તથા નદી કિનારે ઉગતી પાનમાં રહે છે. આ પ્રાણીનો સ્વભાવ એકલા વસવાનો એટલે સાંજના વખતે લાળી કરી બીજાંનો તેવી જ લાળીથી જવાબ માંગે છે તે તો ઘણાના જાણવામાં હશે. આ પ્રમાણે વહેલી સવારે પણ એક બીજાનો સંપર્ક આવી જ લાળી કરી સાધે છે કેટલીક વખત તેઓ જોડીમાં દેખાઇ આવે છે. માદા ઉનાળાના છેલ્લા દિવસોમાં ગરમી ઉપર આવે છે અને લગભગ નારના જેટલાજ દિવસે કોઇ કુદરતી અથવા પોતે ખોદી બનાવેલા ઘોતમાં ત્રણ કે ચાર બચ્ચાંને જન્મ આપે છે. નર શીયાળ બનતાં સુધી તેના કુટુંબની ચોકી રાખે છે. કારણ કે આ વખતે તે ઘોતની આસપાસ એકલો માલુમ પડે છે.

તેઓ ટોળે મળી શિકારની શોધમાં નીકળે છે પણ આવું કોઇ ટોળું મારા જોવામાં આવ્યું નથી. શીયાળ શિકારની લાશ ઉપાડીને તેની પાછળ જતાં જોવામાં આવી છે. ખાવા માટે મુરઘાંની ચોરી કરવામાં તેઓ ખુબ નિષ્ણાત છે. પરંતુ કોઇ જંગલી જીવતું જનાવર મારવાની તેનામાં હિંમત નથી. પણ પણ ગામડાં આસપાસનો બગાડ જેવો કે મરેલાં ઢોર વગેરે ખાઇ હવા ચોકખી કરવામાં તેઓનો ફાળો ઘણો છે.

સાવજ, દિપડા પાછળ ચાલવાનો તેને શોખ હોય છે. કારણ કે તેઓ શિકાર કરી ધરાઇને ચાલ્યા જાય ત્યારે તે ધરાઇ રહે એટલું તો મેળવી જ લે છે.

સાંભળ્યું છે કે જ્યારે ઘાતકી પ્રાણી સાંજના બહાર આવે ત્યારે તેની આસપાસ વસતા પ્રાણીઓને ચેતવણી આપવા "ફીઆઉઉ ફીઆઉઉ" સમજાય એવો અવાજ કરે છે. મેં તેને ઝરખની પાછળ આવો અવાજ કરતાં સાંભળી છે.

મારો શીયાળ અને શિકારી કૂતરાના અનુભવ એવા છે કે શીયાળ પોતાની પડેલી વાસને દુર કરવા પાણીમાં ઝંપલાવી સામે કાંઠે નીકળવા પ્રયત્ન કરતાં દેખાઇ છે. શિકારી કૂતરાના બચકાંથી અને દોડ કાઢી એક થાકી ગયેલી શીયાળને કુવામાં પડતાં

જોઇ છે. તે પણ અણુસમજમાં નહિ. જ્યારે ભાલ જેવા સપાટ પ્રદેશમાં ગામડાના મકાનની ઊંચી બારીએ ચઢી જતાં પણ દેખાય છે. પોતાના બચાવ કરવા ન સમજી શકાય એવાં નાનાં પથ્થરનાં ધોતરાં સહેલાઈથી ઘુસી જઇ શકે છે. ગોળી વાગ્યા પછી મરી ગયાનો બહુ સરસ ડોળ કરી જાણે છે. બંદુક વાગ્યા પછી તેનાં આંતરડાં તેને દોડવામાં નડતર કરવા લાગ્યાં તો તેણે રોકાઈને પોતાના તમામ આંતરડા પોતેજ બહાર ખેંચી કાઢી નાખ્યાં હતાં.

કેટલાક મદારીઓને શીયાળને પોતાના મ્હોંમાંથી શીયાળની લાળી, ભાઝવું વિગેરેનો અવાજ કરી બોલાવતાં મેં જોયા છે. આ ઉપરથી એટલું સમજાયું કે બે શીયાળ લડતી હોય તો તેનો ભાગ ખેંચી લેવા ત્રીજી દોડી આવતી માલુમ પડી છે.

રંગમાં શીયાળ નારને મળતી આવે છે, પરંતુ નાર જેટલું તેનું કપાળ અને ભવાં ઉપસતા હોતાં નથી. ઋતુ પ્રમાણે શીયાળની રુંવાટીનો રંગ ફરે છે. ઠંડીમાં તે વધારે કાળી અને પગ ઉપર વધારે પીળી રાતી માલુમ પડે છે. એક સફેદ શીયાળ પણ મારા જોવામાં આવી છે જેની આંખનો રંગ ભુરો હતો. વાથી દુઃખતા સાંધા ઉપર શીયાળનું રંગ્યા વિનાનું ચામડું બાંધવાથી દુઃખાવો ઓછો થાય છે.

## લોંકડી

લોંકડી એ વસવાટ માટે રેતાળ મેદાન, ડુંગરા અને દરિયા કાંઠાની રેતીની ટસીઓ પસંદ કરે છે. આ પ્રાણી હંમેશાં જોડીમાં રહે છે. મેદાનમાં વરસાદના પાણીનો ભય હોવાને લીધે તેઓ પોતાના ધાંત ઉંચાણવાળી જગ્યાએ બનાવી લે છે. તેના ધાંતની રચના એવી હોય કે બહાર જવા અને અંદર જવા માટે ચારથી ૭ બાકાં ઉપર હોય છે. દરેક દ્વાર–થોડે ઉંડે ચોક બનાવ્યો હોય છે. જે જમીનની સપાટીથી દોઢ–બે ફીટ ઉંડો હોય છે તેને મળે છે. આ ચોકમાંથી કેટલાક ધાંત નીકળે અને વળી બે ત્રણ ફીટ દૂર ચોક આવે. આમાંથી તે પોતાની બેઠક બનાવી ત્યાં આરામ કરે છે. આમ કરવામાં તેઓ સલામતી સાચવી લે છે. જો કોઈ તેની પાછળ પડયું હોય તો ગમે તે દ્વાર અંદર તે ઘુસી જાય છે અને પોતાની બેઠકમાં છુપાઇ જાય છે. જો જમીન પોચી હોય અને અંદર પેસો દુશ્મન આવે તો તે અંદર ખોદવા માંડે છે અને પેલા દ્વાર માટીથી પૂરી દે છે. જો તેમ ન થઇ શકે તો વળી દુશ્મન ન જોઈ શકે એવા દ્વાર વાટે બહાર નીકળી જાય છે. પોતાના દિવસના ભાગમાં આરામ કરવા પેલા ચોકનો પણ ઉપયોગ કરે છે. જો કે ઘણે ભાગે તો તેઓ ધાંતની બહાર ઝાળા કે પથ્થરા નીચે આરામ કરે છે. અને સાંજ થતાં ખોરાકની શોધમાં નીકળી પડે છે. આ વખતે તેની ખાખીયાટા કરતી બોલી સાંભળવા મળે છે, અને છેલ્લે તીક્ષ્ણ ભસવા જેવો અવાજ સંભળાય છે. ગામડાની આસપાસ વસનારાવાળી લોંકડી ગામમાં ઘુસી આવે છે. પણ આપણી લોંકડીઓ કોઈ વખત મુરઘા બતકને નુકસાન કરતાં માલુમ પડી નથી. તેઓનો ખોરાક જીવાત, જમીનના કરચલા તથા ઉંદરો છે. ઉંદરો ઓછા કરી તેઓ આપણી ઉપર એક જાતનો ઉપકાર કરે છે. ચોમાસાના પહેલા વરસાદ પછી નીકળતી કુદીને પણ કુદીને પકડતાં અને ખાતાં હોય તે જોવાની ઘણી ગમ્મત પડે છે. તે સિવાય સાકર ટેટી, બોર વિગેરે જંગલી ફળોનો પણ તેઓ બરાબર ઉપયોગ કરે છે. શીયાળ પણ આવા જંગલી ફળોનો ઘણો શોખ રાખે છે.

કૂતરાંથી લોંકડીનો શિકાર કરવામાં એક અજબ રસ પડે છે. કારણ કે લોંકડી પાછળ આવતા કૂતરાને એટલી બધી લોંથી આઈ દગાઇ કરી નાંખે છે અને તે પણ પોતાની પૂંછડીને બીજી બાજુ ફેંકી પોતે જુદીજ દિશામાં ફરી જાય છે જ્યારે કૂતરા તો તે પૂંછડી જ પકડવામાં એક નજર થઇ ગયા હોય છે. એટલે જેવી લોંકડી પોતાની દોડની દિશા બદલે કે કૂતરાને જમીન ચાટતાં થઇ જવું પડે છે. આવી રીતે કૂતરાને થાપ આપી તે પોતાના ધાંત તરફ વધતી જતી હોય છે અને જો પહોંચી જાય તો બાંખના

પલકારામાં તે ધોતમાં પેસી જાય છે.

લોકડી બનતા સુધી બંધાએલી જોડીમાં રહે છે. અને શિયાળામાં તેઓ બચ્ચાં આપે છે આ બચ્ચાંની મા બાપ બન્ને સંભાળ રાખે છે.

રંગમાં લોકડી લાલ કે પીળી રાખોડી હોય છે તેના પાતળા પગ અને પાતળો દેહ તેની સુંદરતામાં વધારો કરે છે. પૂંછડીનો છેડો કાળો હોય છે.

આ ત્રણે પ્રાણીઓ વાઘરીઓ ખાવાના ઉપયોગમાં લે છે. અને તેઓ કહે છે વાયી થતાં દરો ઉપર તે સારો ફાયદો કરે છે,

આ શ્વાન જાતિની ત્રણે જાતો આપણે જોઇ ગયા. આ સિવાય બીજી જાતો ગુજરાત સૌરાષ્ટ્રમાં વસતી હોય એમ મારા જાણવામાં નથી. બાકી જંગલી કૂતરા મેં દક્ષીણમાં જોયા છે.



## દીક્ષા બોલ

જગ સિંધુમાં મારી એક
નાની નાવ તરે છે છેક,
શઠ સુકાની સો ગયાં,
અંતરનાં અંધારાં રહ્યાં.
વાદળ કાળાં ઘોર ઘૂમે,
વીજળીના ચમકારા ચૂમે,
જીવનના અટવાયા દોર
ઉકેલવાના અંતર કોડ.
ભલે ઝઝૂમે વાદળ ઘોર
ભલે ઝબૂકે વીજળ તોર
પથમાં 'મા' તુ દીવોધરી
જાવું છે મારે એ તરી
લડવાનું મુંજ શિર જડયું
પાછી તો કે કેમ રહું ?
લાજે મારો યૌવન મોર
લાજે તારો દીક્ષા બોલ

મણીરામ રાજ્યગોર

# ૪—હિન્દી પાટનગર પરનાં ડંકાનિશાન

ચંદ્રભાઈ ભટ્ટ

"આજે અને આજે......" એનાં અણુ પરમાણુ પર અંધારા પ્રાણના ઉછાળા એને વિહ્વલ બનાવી મૂકતા હતા. "એ દિવસ.........તેનો એ આખરી દિવસ......એ તો એ દિવસ અને આજની વચ્ચે કેટલાય દિવસો" એના આવેગની લગામ છૂટી જતી હતી. એના પ્રાણનો તોખાર કોઈ ભયાનક ભેખડ પરથી ટળી જઈને પેલા મેના આખર દિવસના ઉલ્કાપાતમાં ઉતરી પડવા માગતો હતો.

અને મીરતના પરેડ મેદાન પર ૧૮૫૭ના માર્ચના ૨૯મા દિવસે એ અધીરો પ્રાણ મીરતની ધરતી પર ફરતો હતો.

"ઉઠો......બંડ કરો...મારો ફીરંગીઓ...!"

ધણધણી ઉઠતા પરેડ મેદાનપર મંગળ પાંડે ભયાનક બનતો તરવાર ખેંચતો ત્રાડ દેતો હતો— "મારો ફિરંગીઓ". એક ભયાનક પળ ઉછળી પડતી હતી.

અને અંગ્રેજી અફસર હ્યુસનનો અવાજ ગુંગળાતા ગળામાંથી ચીસ પાડતો હતો, "એને ગિરફતાર કરો" અને એ અવાજનો પડઘો અંગ્રેજી કપાળમાં જ અથડાતો તૂટી જતો હતો. મંગળ પાંડેને ગિરફતાર કરનાર એકે કદમ ઉપડતો નહોતો અને મંગળ પાંડેની બંદુકમાંથી વછૂટતી ગોળીથી વિંધાતો ગોરો પોતાના લોહીમાં આળોટી પડતો હતો.

અને લેફ્ટેનન્ટ બોબ ઘોડાની લગામ ખેંચતો મંગળ પાંડે પર છલંગ દેતો ઉઠયો. છલંગમાં ઉછળેલો ઘોડો પાંડેની તાકમાં વિંધાઈ પડયો અને ગબડી પડતો બોબ પણ ઠેકવતો રીવોલ્વરની તાક માંડી રહ્યો. પણ રીવોલ્વરનો ઘોડો દબાય તે પહેલાં પાંડેની શમશેર પર બોબનું અપરાધી માથું ઉછળીને દૂર પડયું.

અને કર્નલ વીલરે પોતાના ઘોડાને છલંગ મરાવીને પરેડ મેદાન પરથી પાછો લીધો. દોડતો કર્નલ અંગ્રેજ સેનાપતિના બંગલા પર પહોંચ્યો, અને પરેડ મેદાન પરના બંગલામાંથી અંગ્રેજ ટુકડી ઘોડે ચઢીને આવતી દેખાય.

"દોસ્તો સાથીદારો......મારો ફિરંગીઓ...!" પાછો લોહી ઝરતી શમશેર વિંઝતા મંગળ પાંડેએ ત્રાડ દીધી.

પણ કોઈ હાલ્યું ચાલ્યું નહિ.

અને મંગળ પાંડેની બન્ને બાજુએ વિંટતી આવતી અંગ્રેજી ઘોડેસ્વાર ટુકડી લગભગ આવી પહોંચી. મંગળ પાંડેએ મીરતના મયદાનપર નવા અવાજનો પડઘો પાડયો. એક પળભર જય સ્વદેશની ઘોષણા આખા મેદાનને ભરી રહી. બીજી પળે મંગળ પાંડેની બંદુક એ અધીરા પ્રાણની છાતીના કમાડ પર ફૂટી. મંગળ પાંડે ઘવાયેલો પડયો.

પડેલા પાંડેનો આખરી અવાજ ગુંજતો હતો, "ચલો દિલ્હી...દિલ્હી પર ચઢો...મારો ફિરંગીઓ"

અને ઘવાયલા મંગળ પાંડે પર અંગ્રેજી લશ્કરી અદાલત બેઠી. ઘવાયલા મંગળ પાંડે પર લાલચો અને યાતનાઓ પુછી રહી, "તમારા સાથીદારોનાં નામ!"

અને મરણીયા પ્રાણના ખમીર પર એક જ અવાજ ગુંજતો રહ્યો "હિંદ...હિંદ—લોક..."

અને આઠમી એપ્રિલે અંગ્રેજી ફાંસો મીરતના મયદાન પરથી બરાકપુરની ધરતી પર રોપાયો. આઠમી એપ્રિલે ખુલ્લી સંગીનોની ફરતી વાડ વચ્ચે હિંદી હિરો ઓપી ઉઠયો. આઠમી એપ્રિલે હિન્દી ધરતી પર ફિતુરી પ્રાણની પગલીઓ પેઠ કરી. આઠમી એપ્રિલે અંગ્રેજી ફાંસા પરથી લટકતા કલેવરે હિન્દી ભોમપર બળવાની મશાલ પેટાવી અને હિન્દી ક્રાંતિના સાથીદારોએજ પાંડેની રજુઆતની બાગી બાની બીરદાવી.

અને આઠમી એપ્રિલે પ્રગટાવેલી અગ્નિચિતાની આંધી મીરતને હચમચાવી રહી. મીરતનાં દિવસ રાતભર ઉતાવળા આતશ હિંદી સૈનિકોને સળગાવી રહ્યા. આઠમી એપ્રિલે મિરતના મર્દોની નોંધ કરી લીધી. ફાંસીના માંચડા પરનો મંગળ પાંડેનો પ્રાણ મિરતના સૈનિક ઘરપર દિવસરાત કમાડે ફરતો ફર્યા કર્યો "મારો ફિરંગીઓ."

અધીરા પાંડેએ મિરત આખાની ધીરજ ખોવડાવી. અને મેના ૭મા દિવસે પંચાસી હિન્દી





સૈનિકોના હથિયાર ઝુટવાયાં અને લશ્કરી પોશાક ઉતારી લેવાયા ૫ચાસીના હાથમાં અંગ્રેજી જંજીરો પહેરાવાઇ અને ૫ચાસી સૈનિકોને મિરતની છાવણી માંથી દશ વરસની સખત કેદની શિક્ષા ભોગવવા રવાના કરી દેવામાં આવ્યા

પાછો પેલો મંગળ પાંડેનો અવાજ ધડકતા દિલની પાસળીઓ હલાવી રહ્યો મારો ફિરંગીકો "

અને મિરતનો અધીરો પ્રાણ મેના એકત્રીસના દિવસના બાગી એલાનની રાહ જોવા ના પાડતો તાકીદની સગ્રામ સમિતિ બોલાવતો મેની ૧૦મીના રવિવારે જોહરે ચઢ્યો

૧૮૫૭ના મેનો ૧૦મો દિવસ મિરત પર ભયાનક ઝંઝાવાત બનીને ઉછળી પડ્યો અંગ્રેજી લોહીના રેલાઓમાં પોતાની છબી અંગ્રેજી શિકારી કુત્તાઓ દેખના લમતા હતા

મિરતનું બંડ અને દિલ્હીનો ચિત્કાર ગજવતું ખુલ્લી સમશેરો ઉછાળતું દિલ્હી તરફ ઉછળતું હતું

બળવાખોર મિરત દિલ્હી પર કુચ કરતું આવતું હતું મિરતના લડવૈયા પાંડે લડવૈયા કહેવાતા હતા પાંડે બળવાખોરોના ઘોડાના ડાબડા દિલ્હી તરફના રસ્તાઓ પર જોરશોરથી ધસતા હતા

દિલ્હીના લાલ કિલ્લા પર ૩૧મી મેનો અંદાજ ગોઠવીને નાનાસાહેબ અને અઝીમુલ્લા ગોઠણભર બેઠા હતા ૩૧મી મેના ઉઠાવ વચ્ચે થોડા દિવસ ઉભા હતા એ દિવસોને હડસેલી મૂકતો મિરતનો જુવાળ કાળના કાનિશાનને ઉતાવળા કરતો કહાવતો હતો, ' અમે આ તીકારે સવરના આવી પહોંચીએ છીએ અમને આવકારવાની જરૂરી તૈયારીઓ કરી મૂકો. દિલ્હીના અંગ્રેજી વાસ સાથેના મિરતના તારના દોરડા કપાઇ ગયા છે '

અને આગની રાત ઉતાવળી જાગી દિલ્હીભર પર બળવાના ધટકો તાકીદની તૈયારીઓ કરવા લાગ્યા મધ્યકાલના આઝાદ હિંદનો તાજ ગુમાવેલા એ વૃદ્ધો બહાદુરશાહ અને ઝિન્નતમહાલ પોતાના જુવાન દિકરાઓને સૂની પડેલી સમશેરો સજાવતા હરખના આંસુની ચુમીઓ ચોડતા આવતી કાલની સવારના સંગ્રામમાં વળાવવાની તૈયારીઓ કરી રહ્યા

અને પ્હો ફાટતાં જ અંગ્રેજી છાતીના પાટીયાં પર ધબકાતા હોય તેવા મિરતનાં લડવૈયાના પાદઘાત સાથે મળેલો જય સ્વદેશ' જય હિન્દી અને જય જુમનાજીનો શોર દિલ્હીના મિનારા પરથી ડેકી રહ્યો જોતજોતામાં જમુનામાં પડેલો હોડીઓનો પુલ મિરતના મહારથીઓથી હચમચી ઉઠ્યો

એ જમનાના પાણી પર અનેક ધાડાંઓ ધસમસતાં આવ્યાં હતાં અને આવીને પોતપોતાના સામ્રાજ્ય જમાવીને શમી ગયાં હતા સામ્રાજ્યોની કબર જેવા હિંદ-પાટનગર દિલ્હી પર આવીને દેશ આખા પર ઓથાર બનેલી અંગ્રેજી શયતાનિયત પર મિરતની કાળ સમશેર ચમકતી હતી, મિરતની બળવાખોર હરોળો ધસતી હતી

મિરતના બે હજાર લડવૈયા દિલ્હીની દિવાલપર ચઢ્યા અને દિલ્હીના કમાડ ખોલતા અંદર પેઠા ત્યારે ઝબકીને જાગેલી અંગ્રેજી જંગલિયત પરેડ મેદાનપર સિપાઇઓને એકઠા કરવાનું આવાહન ફૂંકતી હતી, અને કર્નલ રીપ્લે મિરતના ધસારાને ખાળવા ૫૪મી હરોળ લઇને ધસ્યો હતો

પણ મિરતના લડવૈયાની સામેસામ આવેલી રીપ્લેની ૫૪મી હરોળમાંથી મિરતના આવકારની જયઘોષ ઉઠ્યા રીપ્લે વિંધાયેલો પડ્યો દિલ્હીના કાશ્મીરી દરવાજા પર દિલ્હીનો બળવો મિરતના બળવાનું સમૈયું કરતો ગરજી ઉઠ્યો ' હરદર દિન દિન અંગ્રેજી હકુમતને ખતમ કરો '

કલકત્તા દરવાજો પણ ઉઘડી ગયો, અંગ્રેજી દરિયાગંજ ધરાશાયી બન્યો બાદશાહ બહાદુરશાહને બગને દોડતો ફ્રેઝર બાદશાહના પહેરગીરની તરવારની ધારપર વિંધાયેલો પડ્યો દિલ્હીભરના અંગ્રેજી આવાસમાં આગ લાગી

અને હિન્દી પાટનગર પર આઝાદીનો લીલો ઝંડો ફરકી ઉઠ્યો દિલ્હીના લાલ કિલ્લાપર આઝાદ વાવટો ચઢ્યો પાંચપાંચ દિવસ સુધી દિલ્હીમાં અંગ્રેજી જાલીમ સામે લડાઇ ચાલી પાંચમે દિવસે આઝાદ દિલ્હીના લાલ કિલ્લામાં બળવાખોર હિન્દની સંગ્રામ સમિતિ બેઠી મેના ૧૧મા દિવસે હિંદના પાટનગરે આઝાદીની જાહેરાત કરી ૧૮૫૭ના મેની ૧૧મીએ હિન્દુ-મુસ્લીમ એક કલેવરે આઝાદ વતનના પાટનગર પર જીવનમરણનો જંગ ખેલવાનો નિરધાર કર્યો

# લોહીનાં આંસુ

કાન્તિ વડોદરીઆ

પાત્રો: મધુકર૦ શાન્તા૦ કિશોર૦ શેઠ૦ મોહન૦ ચંપક

## ૧

શાન્તા: ઘાટી કાલથી કામ કરવાની ના પાડી ગયો છે.

મધુકર: કાં ? કાં ? વળી શું થયું ?

શાન્તા: બે રૂપિયા વધુ આપવાનું કહે છે. મેં તો ના પાડી દીધી પછી.

મધુકર: હજી બે મહિના પહેલાં નવના દસ કરી આપ્યાં ને હજી બે વધારે જોઈએ છે! આ તો જાત છે કોઈ! પાછા મહિનામાં પાંચ,છ ખાડા તો ખરા જ.

શાન્તા: કહે છે તમારું કામ વધારે થાય છે. એને મૂળ સાત કામ તો છે. ને બીજાયે જોઈએ એટલાં મળે છે. પછી એમજ કરેને ? કામમાંય ક્યાં ઢંગધડા છે પાછા ? કહેતા જઈએ તો કહેશે બીજો ગોતી લેજો કાલથી. પાછો અગાઉથી પગાર લઈ જાય, એટલે આપણે બીતાં રહેવું. આ ત્રાસ તો પણ વધતો જ જાય છે. અત્યારે વળી બાર કરી આપીએ તો બેત્રણ મહિને પાછો અટકીને ઉભો રહે ને વળી એકાદ રૂપિયાનું નિવેદ ધરાવીએ તો ટરે. પછી વધારતા જઈએ એમ એ ટાળ પડી જાય ને બીજાને ય એ આપવું પડે. એટલે મેં તો કહી દીધું છે કે દસથી એક પાઈ પણ વધારે નહિ મળે. ત્રણ માણસ ને ત્રણ કામ કરવાનાં. દસ ઉલટા વધુ ગણાય. હું મારે હાથે કામ કરીશ. ગલ આ બાર દિવસનો પગાર બાકી છે એ લેવા આવે ત્યારે જરાક કહેજો તમે.

મધુકર: પાંચ વરસ પહેલાં આપણે અહીં આવ્યા ત્યારે કેટલા આપતાં'તા ? ચાર કે સાડાચાર ?

શાન્તા: સાડાચાર. ત્યારે ય આટલા જ માણસ હતા ને ? કિશોર નાનો હતો એટલું બીજું શું ?

મધુકર: પાંચ વરસમાં સાડાચારના સીધા બાર. લગભગ ત્રણગણો થયો. ને મને ત્યારે ૧૦૦ મળતા'તા એનાં આજ કેટલા થયાં? ૧૪૦. આ કરતાં ઘાટી જન્મ્યા હોત તો ખોટું ન હતું. ઘરનાં બધાંય કામમાં એને મદદ કરે. વળી સહેજે ૭૫–૮૦ આપણો ઘાટી કમાતો હશે. એકબેગની ચા ને જમવાનું મફત મળે. વળી કોઈની નોકરી નહિ, ઉલટા બધાંના શેઠ, પગાર અગાઉથી મળે, મહિને પાંચ ૭ રજા પોતાને હાથે જ લઈ લેવાની, ના પાડવાની કોઈના બાપની તાકાત નહિ અને મિજાજનો પાર નહિ. કામ ગમે એવું કરે તો ય ચાલે અને કોઈનું મૂકી દે તો બીજાં ચાર તૈયાર જ હોય એટલે બેકારીની ઉપાધિ નહિ. ઉલટો કામ જેમ જેમ છોડતો જાય તેમ તેમ પગારમાં વધારો થતો જાય. વળી કામ સારું કરાવવાની આશાએ ઘણાં કપડાંલત્તાં ને જાહેર કર્યા ઉપરાંત ૭.ની બક્ષીસ આપે એ જુદી. ટાઈમે પહોંચવાની ઉપાધિ નહિ. પાછાં ગણાય ગરીબ એટલે ખર્ચે કાંઈ ન મળે. આપણી જેમ છે કાંઈ ? ખીસ્સાં ખાલી હોય ને મહિનો કેમ પૂરો કરવો એની ઉપાધિ રાતદિ' હોય, પણ તમારે મારીને મ્હોં લાલ રાખવાનું તે રાખવાનું.

શાન્તા: એ તો વાતો થાય. આપણાથી ઘાટી કે મજૂર થવાય છે કાંઈ ? ઘાટી ખાડો પાડે ત્યારે આપણું પોતાનું કામ માંડ થાય છે.

મધુકર: હું એમ નથી કહેતો. એનો ઉછેર પહેલેથી એવો એટલે એ કરી શકે. આપણાથી એ કરવું હોય તોય ન થાય. પણ હું તો એમ કહું છું આ વાંક જ બધો આપણો મધ્યમ વર્ગનો ! પૈસાદારને ત્યાં ઉલટા પૈસા વધ્યા ને એ તાજમહાલ ને યુરોપ અમેરિકા સિવાય વાત ન કરે. ગરીબવર્ગને ય જલસો થઈ ગયો. દેશમાં જે એકુતે કોઈ દિવસ ટ્રેનની મુસાફરીય કરી ન હતી એ આજ સેકન્ડ કલાસમાં બેસી શકે, ઘાટી મજૂર વધારાના પૈસાનો પેટભરીને દારૂ પીવી શકે, દૂધવાળા ભૈયાઓ ફ્રુટ ને





સેકન્ડ કલાસમાં મુસાફરી કરે ને મધ્યમવર્ગને પૂરું કરવાનાંય સાંસા.

શાન્તા : આપણી સરકાર આવી તો એય કાંઈ કરતી નથી. મજૂરોનું ને ખેડુતોનું ખૂબ ધ્યાન રાખશે ને તોય એ લોકો હડતાલ રોજ ઉઠીને પાડશે. વચલા વર્ગનું જ કોઈ નથી. ઉલટી આ બે વરસમાં મોંઘવારી હદબહાર વધી ગઈ છે ને હજી ક્યા આરો છે એનો ?

મધુકર : આપણે આમ ને આમ તારાં અરધાં ઘરેણાં તો સાફ થઈ ગયાં હવે તો ખરી મૂઝવણ થાય છે. પણ કરવું શું ! આપણે એકેયમાં નથી. ઘરેણાંય હવે કેટલાક ચાલશે ? પાછાં મોદીનાં કેટલાં થઈ ગયાં છે ?

શાન્તા : બસો ઉપર તો હશે. તોય મારો છે બિચારો કે ઉઘરાણી નથી કરતો. હમણાં પાછું ચાર મહિનાથી ક્યાં અપાયું છે કાંઈ ?

મધુકર : પ્રીમીયમ ને ડૉક્ટરનાં બીલ આવ્યાં. આ મહિને કિશોરની નિશાળની ફી પણ માંડ આપી છે. આનો અંત જ નથી. કઈ આશાએ કે ભવિષ્ય સામે જોઈને આમ ને આમ ખેંચ્યે જવું ? પણ કરવું ય શું !

શાન્તા : આ પાંચ વરસમાં દૂધ તો કોઈ દિ' દેખ્યું નથી. કિશોરના નસીબમાંય પાણીવાળું દૂધ જ લખ્યું હશે. ભૈયા પાણી નાખે એ તો જુદું. પાછું મારે બીજું ઉમેરવું પડે એ વધારાનું. શાકભાજી યે સસ્તાં થાય ત્યારે માંડ ખવાય. ઘી તો નામ જ છે. એ કરતાં આ ઘી લેવું જ બંધ કરીએ ને એટલા પૈસાનું દૂધ લઈએ તો ! બિચારા કિશોરના પેટમાં તો થોડું જાય. હવે એમ કરીએ તો ? બીજો ઘાટી ન રાખીએ. હું હાથે કામ કરીશ. દસ રૂપિયા બચે એનું દૂધ વધારે લેવું.

મધુકર : એ વાતો થાય. પાણી ખેંચવાનું તારું કામ નથી. બીજું તો ઠીક. આવું સળેખડા જેવું શરીર. ઉલટી બિમાર પડી જા તો ડૉક્ટર દસને બદલે વીસ ખેંચી જાય. ઘાટી તો રાખી જ લેવો. મળે કે તુરત.

શાન્તા : હવે કંઈ માંદી પડતી નથી એમાં.

મધુકર : હજી ભૂલી ગઈ ! બે વરસ પહેલાં સાત રૂપિયા ઘાટીના બચાવવા જતાં કેવી હેરાન થઈ ગઈ હતી ? ડૉક્ટરનું બીલ જ ચાલીસનું થયું ને તું પથારીએ રહી ત્યારે લૉજવાળાને ચૂકવ્યા એ જુદા. આપણે એવું કરવું નથી.

શાન્તા : પણ ત્યારે કરવું શું ! આજ પાંચ વર્ષેય આપણે કાંઈ બચાવી તો શક્યા નથી એ તો જાણે ઠીક, પણ ખાધાખોરાકીની ય રોજની આ ઉપાધિ ! એય વધતી જાય છે. પાછી તમારી તબિયત પણ સારી રહેતી નથી ને હવે તો શેઠીયા ય કડક થઈ ગયા છે. એકાદ દિવસ આરામ લેવા ઘેર રહેવું હોય તો ય બીક લાગે.

મધુકર : હવે બેકારી શરૂ થઈ છે ને પાછી ! માણસો જોઈએ એટલા મળે છે અત્યારે, એટલે હવે તો જરાક ભૂલ કરી કે ગેરહાજર રહ્યા તો થઈ રહ્યું. પગાર વધારવાનું ય કહેવાનો વખત ગયો હવે. ઉલટાનાં ૧૪૦માં વીસ રૂપિયા મોંઘવારી આપે છે એયે હવે શેઠને ખટકે છે કહે છે મંદી આવી છે, ખોટ જાય છે, કામકાજ ઘટ્યું છે. આટલો ખર્ચ પોષાતો નથી.

શાન્તા : મંદી આવી છે ! લે, એની વાત તો જુઓ. ભાવ તો ચીજવસ્તુના વધતા જ જાય છે. આ તેલ ને ખાંડમાં હમણાં હમણાં કેટલા ભાવ વધી ગયા છે ! લે, કહે છે મંદી આવી છે.

મધુકર : એની વાતેય સાવ તો ખોટી નથી. પણ કરવું શું ! દર મહિને તૂટો એ કેમ પહોંચાય ! કાપડ તો માંડ જરૂર પૂરતું ય લેવાતું હોય તો ! સીનેમા નાટક જેવા આડા ખરચા રાખ્યા નથી. શું કરવું ? એવી મૂંઝવણ થાય છે. ને કાંઈક મળે એ માટે કેટકેટલું કર્યું છે ? ટયૂશન તો



જાણે થાય નહિ, દસ કલાકની પાકી નોકરી ને બે કલાક આવવા જવાની એટલે ટાઇમ જ રહે નહિ. સિવાય શેરબજાર, સોનાચાંદી બજાર, રેસ અરે, કેટલું બાકી હતું તે આંકફરકનું ય કરી જોયું, પણ સરવાળે બસો ત્રણસો ગયા એનું દેણું ય હજી પુરું ક્યાં ભરાયું છે? લૉટરી ને 'ટાઇમ્સ'ની હરિફાઇઓમાં ય પચાસેક બગાડયા, પણ નસીબ આગળનાં આગળ જ છે.

શાન્તા : હવે અત્યારે મૂકો આ પંચાત. આપણે તો રોજનું થયું. કિશોર આવશે તો પાછો સાંભળશે. અને બિચારાને કાંઈ જણાવા દેવું જોઇએ નહિ એનો શું વાંક એમાં? પણ તમે ક્યાંક બીજે તપાસ કરતાં રહો તો? નસીબ હોય તો વળી ક્યાંક પાંચ પચીસ વધુ મળે તો ગાડું નભ્યે જાય. એટલો અનુભવ છે તે ક્યાંક વળી મળી જાય ગોતતાં ગોતતાં. બાકી એ સટ્ટો ને હરિફાઇને એવું કાંઇ હવે પાછાં કરશો નહિ ભલાં થઇને. હવે ઘરેણાં માંડ પાંચસોના હશે. હજી કપડાં સાવ થઇ ગયા છે એય લેવાતાં નથી,

મધુકર : મને સાચું પૂછ તો કો'ક કો'કવાર આ મૂંઝવણમાં એવા ગાંડા વિચાર આવી જાય છે કે બસ! આપણે ક્યાં લાખપતિ થવું છે કે જલસા કરવા છે? એક સાદામાં સાદી રીતે રહેતાં આ તૂટો ન પડે ને આપણને જરૂર પૂરતું પોષણ મળે ને મહિને વધુ નહિ તો પાંચ રૂપિયા જ બચેને તોય બસ. બાકી કહે છે ને કે નસીબ જેવુંય કાંઇક છે તો ખરું જ. ઓલો ચંપક જો ને. જરાય આવડત હતી? હજીય ક્યાં છે! પણ સાલાએ અહીં આવીને સાહસ કર્યું, વહુનાં ઘરેણાં વેચીને સટ્ટો કર્યો ને આ આજ મોટર ફેરવતો થઇ ગયો. નસીબેય ખરા, પણ સાહસ કર્યા વગર નસીબ ઉઘડે ક્યાંથી? આમ હાથ જોડીને બેસી રહીએ તો નસીબ હોય તોય શું ખબર પડે! આપણાં મોઢામાં કોઇ કોળ મૂકવા આવે!

શાન્તા : હવે એ વાત મૂકો ભલા થઇને. એટલે હવે શું બાકીનાં ઘરેણાં ફનાફાતીયા કરવા છે?

મધુકર : ના રે ના, હું તો વાત કરું છું. આ અંત વગરનાં રોજનાં દુઃખમાં એવાં સ્વપ્નાં આવે ને તોયે જાણે પેટ ભરાઇ ગયું હોય એવું લાગે. બાકી ધીમે બોલને, બાજુવાળા સાંભળે પાછા! મોઢું તો લાલ જ રાખવું.

શાન્તા : દુઃખમાં તો સ્વપ્નાં અમસ્તાંય વધારે આવે. તમને તો કાશ્મીર ને તાજમહાલ ને યુરોપનાં સ્વપ્નાં આવતાં હશે કાં તો.

મધુકર : નારે, હવે તો એ ય બિચારાં થાકી ગયાં છે. પહેલાં તો એજ આવતાં ને એને આધારે તો આમ ને આમ બેંચી કાઢયું. પણ હવે મારો એક વિચાર છે. શેઠને જરા આનંદમાં હોય ત્યારે પગાર વધારા માટે કહેવું તો ખરૂં. બહુ તો ના પાડશે બીજું શું? વળી નસીબ હોયને આપણી સ્થિતિ સાંભળીને અસર થાય તો પાંચ દસ વધારી આપે તોય ક્યાં વાંઝ જાય? લાખની પાછું કહેવાય,

શાન્તા : હા, હા, કહેવું તો ખરું, પણ પાછા ધ્યાન રાખજો. નહિ તો છે એય જશે પાછું.

મધુકર : આહ, આજે એ કૉલેજના વિચાર આવે છે. ત્યારે પાંચ પચાસની તો કિંમત ન્હોતી. ને આજે પાંચનાં વધારા માટે એજ મધુકર, એકવારનો ઉદ્દામ ગણાતો મધુકર એ ત્રણ ટકાનાં બબૂચક આગળ દુઃખ રોવા ને ભિક્ષા માગવા નિકળ્યો છે. શું દશા છે? એ જાણે હું જ નહિ. કેડય ભાંગી નાખી બાકી.

શાન્તા : હરી, હવે એનો બળાપો શું પછી! આમ ને આમ લોહીઉકાળામાં તમારૂં શરીર ઘસાતું જાય છે.

મધુકર : બાકી એક છે. જો તને યાદ હોય તો મારી જન્મોત્રીમાં ૨૬ વર્ષથી ૪૩ વર્ષ સુધી ભાગ્યોદય લખ્યો છે ને ખૂબ મુસાફરી ને ખૂબ પૈસો





લખ્યાં છે જોઈએ હવે શુ થાય છે. ૨૫ મું તો પુરૂ થવા આવ્યું. આ તો રાહ જોઈને બેઠો છુ ને એનાં આધારે આમ ને આમ ખેચ્યે ગયો છુ જોઈએ હવે શુ બને છે.

શાન્તા : એ બધી શેખચલ્લીની વાતો છે એવું ક્યાંય સાચુ પડયુ છે? અને પડેય કેવી રીતે? આવી કારકુનીમાં ક્યાંય એવો સંભવ દેખાય છે? ના, વેપાર ધંધો હોય કે એવી નોકરી હોય તો તો એમ ય થાય કે વળી કાંઈક નસીબ ઉઘડશે તો ચાન્સ મળી જશે પણ આમાં શુ!

મધુકર એવુ કાંઇ નથી. ભલેને આપણને ક્યાયથી આશા દેખાતી ન હોય પણ નસીબ હોય તો કુદરતી રીતેજ એને એવો રસ્તો સુઝાડે ને ન્યાલ થઇ જાય

શાન્તા : હવે એમ કરીને બધુ તળીયાઝાટક કરવુ નથી એ કરતાં શેઠને પગાર માટે કહેવુ હોય તો કહો બીજા એવા ગાંડા વિચાર કરવાનાં નથી તમને કહી દઉં છુ

મધુકર : હો ભા હોં હું એમ ગાંડો નથી કાંઈ, પણ એ કાયદો છે કે બહુ દુઃખ પડે પછી ગમે તેવા ભણેલગણેલને સુદ્ધાં એવા વિચાર આવ્યા વગર રહે જ નહિ. ઠીક લે, હવે બીજી વાત કર. જો, આ કિશોર આવ્યો

કિશોર : ભાઈ, મને ત્રણ રૂપિયા આપો

મધુકર . કાં? વળી શુ છે?

કિશોર : કાલ અમારી સ્કૂલની ટ્રીપ વજ્રેશ્વરી જવાની છે એમાં ત્રણ રૂપિયા જોઇએ છે

શાન્તા . તુ આ વખતે રહેવા દે કિશોર વરસાદમા નકામો હેરાન થઈ જઇશ દીવાળી પછી આપણે જશુ

કિશોર : એમ કરીને મને ક્યાં જવા દેવો છો? ગયે વખતે કન્હેરી બધા જતાં તાં ત્યારે ય જવા દીધો નહિ. ત્યારેય કહેતાં'તા આપણે જશુ. ના, આ વખતે તો હું જવાનો જ છુ

મધુકર : આવા ચોમાસામાં હેરાન થવુ નથી, સમજતો નથી કાંઇ પાછો? માસ્તરોય મૂરખા છે અત્યારે ક્યાય વજ્રેશ્વરી જવાતું હશે? કો'ક માંદુ પડે તો એને શુ ચિંતા છે!

કિશોર ના, મારે તો જાવુ જ છે ગયે વખતે કન્હેરી ન જવા દીધો તે હજી મને બધાય બનાવે છે

મધુકર એ બધા નસીબદાર... અરે, ઠીક લે, હજી તો કાલ જવુ છે ને? સાંજે જોશુ જાવ, રમો જોઇએ.

કિશોર : સાંજે શુ કામનુ? અત્યારે જ ત્રણ રૂપિયા મંગાવ્યા છે. પાછુ બધુ લેવુ હોય ને! અત્યારે આપો.

મધુકર હા, હમણાં આપુ મને નાહી લેવા દે જોઈએ જા રમ થોડીવાર

કિશોર હા, તો તમે બહુ ડાહ્યા (બહાર જાય છે)

મધુકર હું ગાંડો છુ એમ કોણ કહે છે! (નિશ્વાસ નાખે છે)

શાન્તા : પણ તમે આને હા પાડી તે કાંઇ વિચાર કર્યો! ત્રણ રૂપિયા કાઢશો ક્યાથી? છે તમારી આગળ!

મધુકર : શુ થાય? એનો બિચારાનો શું વાંક? મારી હાથખરચીનાં પાંચેક હશે હજી એમાથી આપીશ બીજું શુ? હું બપોરે એકલી ચાથી ચલાવીશ

શાન્તા . પણ સવારના આઠ વાગ્યામા જમીને જાવ તે ભૂખ ન લાગે બપોરે? તમેય ખરા છો

મધુકર હશે, આપણે ભાગ્ય ફાટ્યું છે એમાં આટલામાં શુ? પંદર દિવસ કાઢી નાખશુ એનું બિચારાનું કેવુ દયામણું મ્હોં થઇ ગયું તુ! એ કેમ જોવાય? મેં ભલે બધા દુઃખ જોયા, પણ એની મારા જેવી દશા ન થાય એનું તો ખાસ ધ્યાન રાખવુ છે ભલે આપણે એકવાર જમીને ચલાવવુ પડે.

શાન્તા : કેવો દેખાવડો ફૂલ જેવો છોકરો છે ને કેવા નસીબ છે બિચારાના! (નિશ્વાસ નાખે છે)



## ૨

શેઠ : ચાલો, બધાં આવી ગયાં ! અરે રાજારામ, કેબીન બંધ જોઈએ. જો, કોઈને આવવા દેવાના નથી. હવે આ બહાર ઘોંઘાટ શાનો થાય છે ? રા...જારામ. એ ઘોંઘાટ બંધ કરાવ. કોણ છે ત્યાં ? જા, હવે કેબીન બંધ કર, (થોડીવાર શાન્તિ પછી શેઠ તેમનાં માણસોને સંબોધે છે) હં, જુઓ. આજે ખાસ તમને સૌને એટલે કે સો રૂપિયા ઉપરના પગારવાળા મારા સી...નીયર માણસોને શા માટે બોલાવ્યા છે એ તમને ખ્યાલ ન હોય તે સ્વાભાવિક છે. ઘણા સમયથી મારી ઈચ્છા તો હતી જ કે છેવટ બધાં નહિ તો મારા સી...નીયર સ્ટાફના સંસર્ગમાં રહેવું. બધાને તો ન મળી શકું. આજે નહિ નહિ તો ૧૭૫ જેટલાં તો જુનીયર માણસો હશે. પણ હં, જુઓને, આ જવાબદારી, ઉપાધિ, નવી નવી પ્રવૃત્તિઓ, આ સરકારની રોજની નવી નવી દખલ, પાછી બીજી અનેક ઉપાધિઓ— આમાં સમય મેળવવો બહુ મુશ્કેલ છે, છતાં... છતાં અંગત સંસર્ગ personal touchમાં હું ખાસ માનું છું—જેથી તમને પણ લાભ થાય ને હું તમારા સુખદુઃખ તમારું કામકાજ વગેરેમાં રસ લઈ શકું. આજે આ કંપનીનો બધો આધાર તમારી ઉપર ૫૦-૬૦ સી...નીયર સ્ટાફ ઉપર છે, એટલા ખાતર જ સારા અનિશ્ચિત ખાનદાન, પ્રમાણિક, ચાલાક, મહેનતુ, ખંતીલા, પોતાનું કામ પગાર મળે છે એટલે નહિ પણ પોતાનુંજ છે એટલે ને એવા પ્રેમથી કરનારા, નિયમિત, જુનીયરો પાસેથી કામ લઈ શકે એવા અને સૌથી વધુ તો આ કંપનીનાં ઘરના કહેવાય એવાં માણસોને સી...નીયર હોદ્દામાં મૂકવાનો મારો નિયમ આજે વર્ષોથી ચાલ્યો આવે છે એ તમે ક્યાં નથી જાણતા ? અને મારા મૂકેલા એ વિશ્વાસને તમે સૌ લાયક નિવડ્યા છો એમ કહેતાં હું જરાય અચકાતો નથી. (થોડીવાર અટકે છે) હવેથી મહિને દોઢ મહિને છેવટ એકવાર શનિવાર બપોર પછી આપણે આજની રીતે મળી શકીએ એમ હું ઇચ્છું છું. કે તમારી શનિવારની અરધી રજા બગડશે એવો ડર લાગે છે ? (હસે છે) અરે રાજારામ, સી...પૅાય અંદર આવ, સૌ માટે ડ્રીન્કસ લાવ. ચાની ઇચ્છા હતી, પણ દૂધની મુસીબત છે. એટલે આજે આપણે સાથે મળીને લેમન લઈએ. અને આ નિયમ આપણી દરેક મીટીંગ વખતે ચાલુ રહેશે. ચાલો રાજારામ, જલદી કરો; હં, ચાલો, દેવા માંડો સૌને. અરે બુધ્ધુ, મને નહિ. મારા માટે તો દૂધ કોલ્ડ્રીંક લઈ આવ, મને પછી આપજે (ટેલીફોનની ઘંટડી વાગે છે) Yes speaking ઓહ ! કોણ તમે ? આજે તો જુઓને જરા કામમાં છું. સી...નીયર સ્ટાફની મીટીંગમાં છું. એકાદ કલાક થશે હજી...હા, હા, કાલે સવારે મળીએ, બંગલે છું. પાસપોર્ટ મળી જશે, નક્કી જ છે. સ્વીટઝર્લૅન્ડ ને ઇટાલીનો Visa મળી જાય તો બસ શું કહેને ? એ તો TWA નું રીઝર્વેશન થઈ ગયું છે. Of course રીવીયેરાને મોન્ટેકાર્લો તો હોય જ ને ? હાજી સાહેબજી, Thank yon (ટેલીફોન મૂકી દે છે) હં, સૌએ પતાવી દીધું ? હં, અને આ હવે વળી યુરોપ જવાનું છે ત્યારે મારી ગેરહાજરીમાં તમારા સૌની જવાબદારી વધશે પણ મને તમારા સૌ ઉપર પુરનો વિશ્વાસ છે. વેપારના વિકાસને અર્થે ગયા વગર ઉપાય નથી, નહિ તો તો તમે જાણો છો કે આજે મંદી આવી છે ને આ બધાં ખર્ચ પોષાય એમ નથી. હં, હવે હં, હવે હું મુદ્દા ઉપર આવું. તમે તો સૌ જાણોજ છો. આજે મંદી શરૂ થઈ ગઈ છે ને જેનો ડર આપણને હતો એ સ્થિતિ આવતાં હવે બહુ વાર નહિ લાગે. ૧૯૨૯—૩૦ની મંદી તો મેં જોઈ છે. જો કે તમે તો એ વિશે વાંચ્યું જ હશે. હવે એ સમય જલદી જલદી આવે છે. વેપારધંધા બેસી ગયા છે, સિવાય અંધારામાં પુરં





આ devaluation આવ્યું. ડૉલરની સરખામણીમાં રૂપિયાની કિંમતમા ૩૦ ટકા ઘટાડો થયો એટલે અમેરિકાનો માલ હદ બહાર મોંઘો થશે અને ત્યાંથી આયાત નહિ જેવી થઇ જશે આપણો પણ અમેરિકન માલનો મુખ્ય ધંધો એટલે આપણને બહુ અસર થશે. સ્ટર્લીંગ વિસ્તારમાંથી માલ ઇમ્પોર્ટ થશે હવે. આપણી કંપનીએ પણ હવે જીવવું હશે તો એ કરવું પડશે. મારી યુરોપની સફર એ માટે બહુ ઉપયોગી થશે. આપણા એક્ષ્પોર્ટ ડીપાર્ટમેન્ટમાં હવે કામકાજ વધશે, પણ આપણા મુખ્ય ધંધાને અમેરિકન ઇમ્પોર્ટના ધંધાને મગ્ગુતોલ ફટકો પડ્યો છે. આજે પરિસ્થિતિ કામાડોળ છે. બેકારી વધતી જ જાય છે. મોટી મોટી કંપનીઓએ નવા માણસો લેવા બંધ કર્યા છે એટલુંજ નહિ, પણ છે એમાંય ઘટાડો કરતી જાય છે. શું થાય? છૂટકો નથી. મનેય પહેલાં તો એજ વિચાર આવેલો, પણ આજે તમે તો જાણો છો ગરીબ માણસ એકવાર નીકળ્યો. એને બિચારાને જલદી બીજી નોકરી મળે એમ નથી. ટૂંકા પગારદારોને એવી સ્થિતિમા મૂકતાં મારો જીવ તો ન જ ચાલે, બને ત્યાં સુધી એક પણ માણસને છૂટો કરવા હું માગતો નથી પણ પણ આમાં સૌનો સહકાર જરૂરી છે આપણે સૌ સાથે મળીને ભોગ આપીએ તોજ એ ભગીરથ કામ બને. તમે સૌ સારા ઘરનાં જ માણસો છો પણ આ જુનીયર સ્ટાફ, બિચારા ૭૫-૮૦ આ નોકરી કરતાં માણસોમાંથી ઓછા કરી શકાય, પણ બને ત્યાં સુધી એના નિસાસા લેવા ઇચ્છતો નથી. આથી મેં ને મેનેજરે નવી યોજના ઘડી છે. સૌએ યથાશક્તિ ભોગ આપવા તત્પર રહેવું એમાંજ આપણી ને રાષ્ટ્રની આબાદી છે. આ બ્રિટન જુઓ Tighten your belts—એ આજે ત્યાં મુખ્ય Slogan છે ને એનો અમલ થાય છે. એટલે...(ખોંખારો ખાય છે) મેનેજરે પોતે સાથે ચાલીને પોતાના ૧૦૦૦ના પગારમાં ૨૫ ટકા ઘટાડો voluntary cut કરવા ઇચ્છા બતાવી છે. આ સેવાની ભાવના આ spirit હું તમારી પાસેથી પણ માગું છું ને તમારા સૌ વતી મેનેજરને હું ધન્યવાદ આપું છું. એટલે હવેની નવી યોજના પ્રમાણે ૧૦૦ થી ૨૦૦ સુધીના ને પાંચ ટકા, ૨૦૦ થી ૩૦૦ સુધીનાને દસ ટકા ને ૩૦૦ ઉપરનાને ૧૫ ટકા voluntary cut સ્વીકારી લેવા હું આગ્રહભરી વિનંતિ કરું છું. તમે સૌ તો મારા ઘરના જ છો. જેમ મેનેજર મારો નજીકનો સગો છે એમ તમે ભલે રીતસર સગા ન હો તો પણ ઘરના જેવા જ છો. અને આ ઘટાડો કામ ચલાઉ છે, કા...મ...ચ...લા...ઉ છે. પરિસ્થિતિ સુધરે કે તુરતજ એ પાછો બેચી લેવાનો છે અને આપણા સૌની શોભા માટે એને હું voluntary cut ઐચ્છિક ઘટાડો કહેવા માગું છું, કારણ મને ખાત્રી છે કે તમે સૌ ખુશી હશોજ. આ પણ એક મોટી સેવા છે. આ ઐચ્છિક ઘટાડાથી લગભગ દરમહિને રૂા. ૩૦૦૦ બચશે એમ મારી ગણત્રી છે ને એમાંથી ૫૦ નાના માણસો ખુશીથી નભી જશે. નહિ તો બીજી મોટી કંપનીઓ માફક જુનીયર સ્ટાફમાં ૨૦-૨૫ ટકાનો ઘટાડો કરવો પડત અને એ રીતે ૩૦-૪૦ ગરીબ માણસો બિચારા બેકાર બનત. પણ આ voluntary cut.થી તમેજ એટલા માણસોને નભાવો છો ને એ સૌનો આશિર્વાદ તમને મળે છે. કોઈ કંપની, જાણીતી કંપનીએ આમ કરી જાણ્યું નથી. આપણે સૌ આ રીતે ભોગ આપીને દાખલો બેસાડીએ છીએ આપણી કંપની એક કુટુંબ જેવીજ છે એ હું એટલા ખાતર જ કહેતો આવ્યો છું. ઠીક ત્યારે આજે તમારો ખુબ સમય લીધો છે ને શનિવાર બગડ્યો છે એ માટે હું તમારી ક્ષમા ચાહું છું. (હસે છે) મને ખાત્રી છે કે આ કામચલાઉ ઘટાડામાં, અરે, voluntary cutમાં તમે સૌ સંમત જ હશો ? આ માસથી આપણે એનો

અમલ કરીએ અને આ સેવા ને સહકારની મહાન ભાવના માટે હું તમારા સૌનો ને તમારા મેનેજર સાહેબનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. ઠીક ત્યારે, thank you all. ( બધા વિષાદના વાતાવરણમાં બહાર નિકળે છે ) (બહાર નિકળ્યા પછી " બાકી ભારે ઉસ્તાદ " "નખશિખ લુચ્ચો" "રોગી"ઢોંગી" "ચૂસણીઓ વગેરે વિશેષણો માંહોમાંહે વપરાય છે).

મોહન : કાં મધુકર ? જોયુંને ? રીવીયેરા ને મોન્ટેકાર્લો ને voluntary cut ! આજ તો શું એની મીઠાશ હતી ! શેઠને આવાં તો આપણે કોઈ દિ' એયાજ નહોતા. Snob, ઢોંગી ! બદમાશ ! શનિવાર બગાડયો ને આ મ–ર–જી–યા–ત નિવેદ ચોટી ગયું. તારે કાળે કેટલું આવશે ? આપણે તો મહિને સાડાસાતની અડી ગઈ. આ હજી હમણાંજ એક છોકરાનો ઘરે વધારો થયો અને આ increment મળ્યું.

મધુકર : મારે ય તે ૬–૭ ની લાગી ગઈ. સારૂં થયું નહિ તો હું તો આજકાલમાંજ એને પગાર વધારવાનું કહેવા માટે મળવાનો હતો. મોત જ થઈ જાત બાકી !

મોહન : આપણામાં પાછો સંપ કે હિંમત ક્યાં છે કોઈમાં ? એકાદો ના પાડવા જાય તો નોકરી જાય. મ–ર–જી–યા–ત ! ને મેનેજરે ૨૫ ટકા એટલે મહિને ૨૫૦ સામેથી કપાવ્યા. હવે એનો જ ઘરનો સગો, રહે ય એની ભેગો એને એ સિવાય ૧૦૦૦ તો શું, પણ ૨૫૦ પણ કોણ આપવાનું હતું ? અને ઘરે બીજી રીતે એને આપે તો આપણે જોવા જવાના છીએ ? આહા-હાહા ! તમે તો ઘરના જ કહેવાઓ. હા ભાઈ સાડી સત્તરવાર ઘરનાં ! હવે હવે ગોળી કાઢને બીજી. હવે આનો અર્થ કાંઈ નથી.

મધુકર : હું હજી શાન્તાને કહેતો હતો કે મારા નસીબ હવે ઉઘડવાના છે, એટલે શેઠ જરૂર વધારો આપશે.

મોહન : તે આથી તમને કેટલું માન ને કેટલા શુભા-શિષ મળવાના છે એ ખબર છે ! ? સી... નીયર સ્ટાફ ! આપણે તો હવેથી પચાસ માણસોને આ રીતે નભાવીએ છીએ ને ! વાહ ! વાહ !

મધુકર : સી–નીયર સ્ટાફ, કંપનીના થાંભલા, ઘરનાં માણસ ! શું ન્યાય છે ! દોઢસો તો મજૂરને મીલોને મળતાં હશે હવે આપણે તો ૧૪૦ ના ૧૩૩ થયા એમાંથી પ્રોવિડન્ટ ફંડ કપાય એટલે હાથમાં તો ૧૨૦ આવશે શું કરવું હવે ? મરવું કે...

મોહન : કાંઈ કરવું નથી. શરીર રોજ દસ કલાક ઘસયે જવું ને ઘરના માણસ થવું. છોકરાઓને દેવાનો વારસો દઈને એક દિ' ખપી જવું. જી હજી આખી તમાચો મારીને મ્હોં લાલ રાખવા આપણે તો મધ્યમવર્ગ છીએ ને ! દેશની કરોડરજ્જુ જેવો, આઝાદીની લડતમાંય મોખરે રહેલો, નેતા કવિ, વિચારક, કલાકાર, વૈજ્ઞાનિક, કેળવણીકાર પેદા કરતો, ટૂંકમાં દેશની Intelligentsia જેવો આ વર્ગ છે. ને આપણે તો આવી અગત્ય ને માન આપણને મળે છે એના બદલામાં પાડવાના તો આંસુજ ને ! લોહીનાં આંસુજ ને ! આત્મભોગ, Voluntary મ–ર–જી–યા–ત ઐચ્છિક આત્મભોગ વગર મહત્તા ક્યાં છે ! (હસે છે) Tighten your belts. Live on air and be great. તું અમસ્તો મૂઝાઈ ગયો છે, મધુકર તું તો હજી નસીબદાર છે કે એકજ બાળક છે. આ મારુંજ જોને, પગાર તો મારો દસજ વધુ છે ને તારાથી ત્રણ હતા ને ચોથું બાળક હજી ચાલ્યું આવે છે ત્યાં આ નવી બક્ષીસ આજે મળી Voluntary cut ઓહ !

મધુકર : સાચું પૂછ તો મને તો કોઈ કોઈ વાર એવા ગાંડા ઘેલા વિચાર આવી જાય છે કે બસ ! પરણ્યો ન હોત ને આ જંજાળ ન હોત તો





કાઈક કરી નાખત આ તો હવે ગજબ જ છે મંદી દબાવી ગઇ છે! સાલાએ બીજુ કાંઇ નહિ પણ મહિને ૩૦૦૦ એટલે બે મહિનાના ૬૦૦૦ બચાવીને એની યુરોપની બે માસની સફર અરધી મફત કાઢી નાખી અને ત્યાર પછીય આ ઘટાડો ઉભો રહેશે તે તો રહેશે જ,

મોહન: ચાલ હવે ચાલ. એમ બળાપો કર્યે શુ વળશે? શનિવાર બગાડી નાખ્યો આજ અઠવાડિયે માંડ એક દિવસ આઠને બદલે ચાર વાગે જવાનું મળે તેય બગાડ્યું, ને હજી તો આવી બીજી મીટીંગો ભરવાનો છે હોક, ચાલો, જે થયું તે, માફો લેખનનું ખર્ચ કરી નાખ્યું ખરૂ આજ

મધુકર: એ પૂરો ઉસ્તાદ છે લેમન પડને મહિને ૩૦૦૦ બચાવી લીધા બેટમજીએ.

મોહન: એ સિવાય કંપનીઓ ચલાવાતી હશે? ઠીક અચ્છા, સહેબજી ત્યારે (જાય છે)

મધુકર: સાહેબજી હે ખુદા! (નિશ્વાસ નાખે છે)

## ૩

ચંપક: કાં યાર, આવને તું તો હમણા દેખાતો ય નથી ને! બહુ મજૂરી કરાવે છે શેઠ? કેમ આટલો બધો ઉદાસ છે?

મધુકર: ઠીક છે હવે, અમારે નસીબે મજૂરી જ છે ને! તારા જેવા જલસા અમારા નસીબમાં હોય કયાંથી? શુ કરીએ, પડયા છીએ બાકી તો મન જાણે છે

ચંપક: એમ રોદણા રડયે શુ વળે? છાણના કીડાને છાણ જ ગમે એમ તમને નોકરીયાતને નોકરીજ ગમે આઘી નજર જ ન પહોંચે ને? બાકી આ મજૂરી કરવાનું કામ આપણું છે?

મધુકર: પણ કરવુ શુ ત્યારે? નોકરી પણીય ગમતી નથી......

ચંપક: બધાં એમજ કહે છે એ તો. આ હજી કાં આઘી વાત છે? આ બે જ તાગે આમણથી દ્રામભાડાના એક બે આના ઉછીના લીધા હશે પણ આજ જો! બે મોટર છે બે હમણાં ૨૦૦૦નો નવો રેડિયોગ્રામ લીધો એ જોયો કે નહિ તે? જુનો કાઢી નાખ્યો બેપાદડે એમ થવાય? સાહસ કરવાની હિંમત ન મળે ને પછી રોદણા રોતા, એનો ગર્વ જ નહિને કાંઇ? એમાં આપણે તો ગુજરાતી–જન્મેથી જ વેપાર કરવા નોકરી કરવી એ આપણું કામ છે ભલા માણસ? પણ આ તમને ભણેલાને કોણ જાણે આ નોકરીનો કેવો મોહ લાગ્યો છે! ધીંગ માબાપ આમળ સ્વમાનના ફકામ માગ્ય તે નોકરીના ટૂકડામાં હરકત નહિ

મધુકર. ખરૂ છે, પણ થાય શુ? આ કાલેજ શેઠે અમને બધાને બોલાવીને કામચલાઉ પગાર ઘટાડયા

ચંપક હોય નહિ! તમારો શેઠ તો બાકી ગજબનો જ છે

મધુકર: અમને સો રૂપિયા ઉપરનાને સી...નીયર બનાવ્યા છે ને અમે તો ઘરના માણુસ છીએ એટલે અમારાથી હવા ઉપર રહી શકાય છે. કહે છે મંદી આવી છે ને નાના માણસોને કાઢવા કરતાં મ–રે–જી–યા–ત ઘટાડો સ્વીકારો તો એ બિચારા બચી જાય પાછો મ–રે–જી–યા–ત હોં!

ચંપક એમ તો એ પાકો ઉસ્તાદ છે યુરોપ જવાનો છે તે ખર્ચ કાઢવુ પડશેને? તું કેટલામાં આવી ગયો?

મધુકર છ સાત દર મહિને લાગી ગયા કામચલાઉ કહે છે. પણ એકાદ વરસ ગણી લેવાનુ ને વળી ત્યાં ખરી મંદી આવી જશે તો અત્યારે ૨૦ રૂપિયા મોંઘવારીના ગણીને આપે છે એય કાઢશે કાં તો બે ત્રણ વખત તો એ બોલી ગયો છે.

ચંપક: ભલે વાહ! પગાર વધ્યો ગણાય! (હસે છે)

મધુકર હું તો આજકાલમાં વધારવાનુ કહેવા જવ તો

હતો. સારું થયું. નહિ તો નોકરી જાત. છે એય એટલે હવે હાથમાં માત્ર ૧૨૦ આવશે. હવે શું કરવું એ જ સમજાતું નથી. દેણું માથે ૩૦૦–૪૦૦નું તો હશે ને દરમહિને તૂટો પડતો જ જાય છે. સારી ચીજ કે દુધ–એવું તો કંઈ ખાતાય નથી. હું તો ખૂબ મુંઝાણો છું.

ચંપક : ૧૨૦માં રોજ દસ કલાક! વાહ! સરસ શેઠ ને સરસ નોકર! મજૂરવર્ગ, મીસ્ત્રી, કારીગર ડ્રાયવર, રસોઇયા સુદ્ધાં તમારાથી વધુ કમાતા હશે. ને કહેવાય ત્યારે ઘરના ને પાછા કેવા હીધા તેં? (હસે છે)

મધુકર : સી...નીયર માણસ, બધુંય જાણું છું પણ થાય શું? તેમ નથી કોઇની ઓથ મદદ લઇનેય ધંધો થાય. પાછો વરસે બોનસ આપતો હોયને તોય ઠીક કે વરસનો તૂટો નીકળી જાય.

ચંપક : હવે એ ભિખારો બોનસ શું આપવાનો હતો! એનો જીવ કેટલો? આટલોક બોખા જેવડો. જે માણસ આવી મોંઘવારીમાં પગાર ઘટાડે એ બોનસ ક્યાંથી આપે! હવે ભલો થઇને મોહ મૂકી દે આ નોકરીનો. આનો ક્યાંય આગે હોય તોય ઠીક. જીંદગી ઘસાઇ જશે તોય તને ૧૫૦થી વધુ પગાર મળવાનો નથી.આ જો મારુ. મારા મહેતાને ય હું ૧૫૦ આપું છું ને બોનસ જુદું. ને આવી દશ કલાકની મજુરીય ન મળે પાછી. દોઢસો તો કોણ જાણે મારે અઠવાડિયે ફરવાહરવામાં વપરાતા હશે. વેપાર એ વેપાર નોકરીમાં ક્યાંય દિ' વળ્યાં'તા ભલામાણસ!

મધુકર : એ બધી વાતો થાય. ફાળ્યું વખણાય બાકી તું એક ઝાંપ ન્હોતું એમાં કમાઇ પડયો ને બીજાય જોયા હશે, પણ કુલ કેટલા! આ મેં જ વચ્ચે સોના–ચાંદી શેર ૨, અરે, રેસમાં ને 'ટાઇમ્સ'માં હરિફાઇઓમાં મહેનત કરી હતી. ઉલટા ફુટલે ૪૦૦–૫૦૦ પડી ગયા તે હજી એ દેણું ચાલે છે. એમ તો સાહસ ને નસીબ બન્ને જોઇએ. આંકફરક પણ કરી જોયા, વચ્ચે કંતાનના સટ્ટા વખતે ત્યાંય કરી જોયું, અલબત્ત મારી શકિત પ્રમાણે જ. છતાં કર્યાંથી નસીબે મારી ન આપી. (નિઃશ્વાસ નાખે છે.)

ચંપક : બાકી આપણો મત તો એ છે કે સાહસ કરવું કોઇવાર જાય પણ ખરું, સાહસ કર્યા વગર ખબર જ ક્યાંથી પડે કે નસીબ છે કે નહિ!

મધુકર : ઘણું જન્મોત્રીમાંય લખ્યું છે કે હવેથી ૧૭ વરસ બહુ સરસ છે, પણ આમાં નસીબ ક્યાંથી ઉઘડવાનાં એજ વિચાર થયા કરે છે.

ચંપક : જન્મોત્રી બન્મોત્રી તો ઠીક. સાહસ કરે, તેવડ બતાવે એને પણ પહાડનાં પૈસો મળે છે.

મધુકર : તું ફાવી ગયો છે એટલે એવી વાત જ કર ને!

ચંપક : તો પણ રહેવા દે. હું તો હજુય કહું છું કે હજી ઘણી તક છે. બજારો હજી સાહસ કરનારની ફેવરની જ છે ઇચ્છા હોય તો થોડી સગવડ કર ને પછી મારામાં જ એકાદ આની ભાગ રાખીને ધંધો કરવું. એ તો વેપાર છે, જાય પણ ખરા. છતાં ખાસ વાંધો આવે એમ નથી. થોડાક ઘરના કાઢ, થોડોક મદદ વગો હું કરીશ. નોકરી ચાલુ જ રાખવી એટલે વાંધો નહિ. આવી ઓથ એમ કર્યાં બધાને મળે છે! નસીબ અજમાવ. હું તો એમાં માનું છું. પછી તારી મરજી. તારા નામથી જ કરીએ. એટલે સરકારને ઇનકમટેક્ષ આપવો પણ બચે.

મધુકર : વા! ખોટી નથી પણ......

ચંપક : તો પછી મુહુર્ત શું કામ જોવા જવુ!

મધુકર : પ્રોવિડન્ટ ફંડમાંથી ૨૦૦–૩૦૦ રૂપિયા વ્યાજે ઉપાડું, બાકી તારી જેમ થોડાક દાગીના કાઢું તો સહેજે ૫૦૦ થઇ રહે. વધુ સગવડ નથી. ઘણા વખતથી મને આ વિચાર ઘુરવા કરે છે, પણ એક વખત દૂધે દાઝયો છું તે છાશ પણ ફૂંકી ફૂંકીને પીવી પડે, ભાઇ. મારે





તો આ ૫૦૦ જે કહીએ તે, મારો જીવ કહે, લોહી કહે એજ છે. હજી શાન્તાનેય મનાવવી ભારે છે. પણ હું હવે આ નોકરીથી કંટાળી ગયો છું. માણસ શું કરે પછી !

ચંપક : કરી નાખ, ભલા માણસ. હિંમતે મર્દા તો મદદે ખુદા. શાન્તાભાભીને તો હું સમજાવી દઇશ, તું ચિંતા ન કર. ૫૦૦ છે, બાકી જરૂર હશે તે હું મદદ કરીશ. એકાદ બે આની ભાગ રાખીને કોઇ કોઈ ધંધો કરશું ને તોય તને ૨૦૦-૩૦૦ મહિને સગવાળે મળી રહેશે ને નોકરી તો પાછી છે જ. એ ક્યાં પાછી છોડી દેવી છે ? નસીબ સવળાં હશે તો બેપાંદડે થઈ જવાશે ને બાયડી છોકરાંનુંય ભલું થાશે આમાં તારો શું દિ' વળવાનો છે ?

મધુકર : જોઉં હવે. પણ ખૂબ બીક લાગે છે મને. જોકે જન્મોત્રીમાં મને ઘણી શ્રદ્ધા છે......

ચંપક : એ તો એવું ય બને છે કે માણસનું એમાં સારૂં લખ્યું હોય ત્યારે શ્રદ્ધા ખુબ વધી જાય.

મધુકર : ના, પણ મને ઘણા વખતથી એ થયાં કરે છે. બહુ દુઃખ ભોગવ્યું. હવે નસિબ ઉઘડવાં જ જોઇએ. દુઃખ પછી સુખ આવે જ છે. ને એક રીતે જુવાનીમાં દુઃખ પડે એ સારૂં. વૃદ્ધાવસ્થામાં દુઃખ સહન ન થાય. છતાં હવે એક બે દિવસ વિચાર કરી જોઉં. બાકી આ જીંદગી.........

ચંપક : ભલે જેવી તારી મરજી. કાં ઉઠયો ? આ પાણી નથી પીવાં ! અરે, એમ તે હોય ?

## ૪

—છ માસ પછી—

મોહન : કાં શાન્તાબેન, કીશોર, શું ચાલે છે ? મધુકર નથી ?

શાન્તા : આવો ભાઈ. કિશોર તો આ પડયો પથારીએ.

મોહન : વળી શું થયું પાછું ?

શાન્તા : ન્યુમોનીયા લાગે છે. તે દિ' તમે આવ્યા 'તા તે રાતથી પડયો છે.

મોહન : બાકી તમારે તો ભારે થઇ. માથે મરવામાં કાંઇ બાકી રહ્યું નથી. દવાબવા લીધી કે નહિ પછી ?

શાન્તા : (રડે છે) નારે ભઈ, દવા કયાંથી લઉં ! તમે ક્યાં જાણતા નથી ? ઘરમેળે બાજરીના સેક કરૂં છું ને બાકી અરડુસી આપું છું. (રડે છે) એકનો એક, પણ શું ભાગ્ય છે ! ન્યુમોનીયા હવે તો ઓછો લાગે છે. બે દિવસ તો બોલતો ચાલતોય ન્હોતો. હવે ભાઈ, માંડયું હોય ઇ ભોગવ્યે છૂટકો.

મોહન : મધુકર હજી આવ્યો નથી ? નોકરીનું પછી થયું કાંઇ ?

શાન્તા : નારે ભાઇ, નોકરી એમ કયાં રેઢી પડી છે ? કેવો વખત છે અત્યારે ? રોજ રખડે છે, લાગતા વળગતામાંય ફરે છે, પણ હવે પાટેથી ઉતર્યા ઇ કાંઇ જલદી પાછું ચડાય છે ! એનું શરીરેય હવે તમામ લાસ ગયું છે. અત્યારે તો ભાઈ, તમારા જેવ ને કહેવાય, બાકી મન જાણે છે. આઠ આનાનું અફીણ ઘોળીને સૂઇ જવાનું મન થઇ જાય છે તે નિરાંતે પડે સવાર.

મોહન : એમ હિંમત ન હારો, બેન. હરી, થઇ રહેશે.

શાન્તા : પણ આ રોજ પૈસા જોઇએ ઇ લાવવા કયાંથી ! આવક છે પાઇની યે ! બેઠાં બેઠાં તો કુબેરના ભંડારેય ખૂટી જાય, ત્યાં અમારૂં શું ગજું ! આવક હતી ત્યારે ય થીંગડાં હતાં. આજ તો નોકરીય ન રહી ને દાગીના હતા ઇ ય ગયા. ભાઈ, દુશ્મનનેય આવું ઇચ્છીએ નહિ ઇ વખત છે આજ. આ વળી ભરતગુંથણમાંથી થોડુંક મળે છે. તમારા જેવા તમારી આવી સ્થિતિમાં કાંઇક મદદ કરે એ. તે વળી ભાડું ભરાય, પરચુરણ ખરચ નીકળે. દૂધ શાકભાજી તો બંધ જ કર્યાં છે. તોય મોંઘી ભૂખ મારતો 'તો. શું કરવું હવે તો ! હાથે કરીને



પગ ઉપર કુહાડો માર્યો. આમને આમ કોઈદિ' ઠેકાણે પડ્યું જ નહિ. પાછી એની જન્મોત્રીએ દાટ વાળી દીધો.

મોહન : કેટલો ડાહ્યો છે મધુકર ! પણ સટ્ટો રેસ આંકફરક એ આપણું કામ છે ! હરામ ચસકો કહેવાય. થોડાક મળ્યા એટલે હદ મૂકી દીધી. રવાડો પાછો જુગારી ચંપકનો ! આજ હવે સાફ થવા આવ્યો છે ને ? આપણું કામ છે એ ! પણ એમાં દોષ કાઢવો નકામો છે. એ વસ્તુ જ એવી છે. ભાન ભૂલતાં વાર જ ન લાગે.

શાન્તા : થોડું કર્યે ગયા હોત તો કાંઈ ન્હોતું. પહેલા બે ત્રણ મહિના તો ઠીક કમાણા. દેવું યે ભરાઈ ગયું'તું ને ઘેર ય તે નિરાંતથી રહેતા'તા. ઈ તો નોકરી મૂકી દેવાની વાત જ કરતા'તા, પણ હું વળી અટકાવ્યે રાખતી'તી. પણ પછી તો હરામ ચસકો લાગ્યો તે ઈ ચંપકની વાંદે ચડના ગયા. રાત્રે નવ વાગે આવે, જમ્યા ન જમ્યાને ઉપડી જાય ચંપક પાસે. રાત્રે ય ઉંઘતા નહિ, ઈ જ બજારના જ વિચાર ઘૂમ્યા કરે.

મોહન : એ ધંધો એવો છે. પાછો ધીમે ધીમે ઓફી-સમાં બેદરકાર થઈ ગયો ને ત્યાં રોજ ફઝનબંધ ફેન આવવા માંડ્યા એ એણે ભૂલ કરી મોટી. મેં તો ચેતાવેલો, પણ એ તો એમ જ કહેતો કે શેઠ ખીજાશે તો આપી દઈશું ગગડીયું. પૈસા હતા ખરાને ? એમાં શેઠને ગંધ આવી ગઈ. નહિ તો એને આમ રજા આપત નહિ. અમારો શેઠ પાછો સટ્ટાનો તો પાકો વિરોધી છે ને છે ય સાચું. જવાબદારીવાળું કામ હોય, હાથમાં ઓફીસના પૈસા રહેતાં હોય ને સટ્ટો કરે છે એવી ખબર પડે એટલે એ શું પણ એની જગ્યાએ આપણે હોઈએ તો આપણને ય બીક લાગે.

શાન્તા : ઈ તો છે જ ને, ભાઈ ! આ બે મહિના તો મન જાણે છે. દાગીનોય વેચી ખાધો, એ શીમમાં એનું ફંડ હતું એમાંથીય પહેલેથી ઘણા ઉપાડી લીધા'તા ને છૂટા થયા ત્યારે બાકીના મળ્યા ઈ બધાય ખોટમાં ભરાઈ ગયા: તો ય હજી ચંપક-ભાઈનાં પાંચસો હજાર લેણા હશે. ઈ તો ઠીક છે, બેય ગોઠીયા છે એટલે વાંધો નહિ, પણ એનેય ખોટ આવી છે ને એની સ્થિતિય ઘસાઈ ગઈ છે. તોય સારા ખરા, આ બે મહિનામાં સો એક રૂપિયા તોય એણે આપ્યા હશે. કાં ઉડયા તમે ? હવે આવવા જ જોઈએ. આજ બહુ મોડું થયું. પાણીબાણી આપું ?

મોહન : ના, બેન અરે, આ આવ્યો તો ખરો. તું તો બહુ રખડપટી કરે છે, મધુકર ?

મધુકર : (માથે હાથ દઈને બેસી જાય છે) શું કરું, ભાઈ ! જુના શેઠ આગળેય આજીજી કરી આવ્યો. અત્યારે એને બંગલેથી જ આવું છું.

મોહન : હા ? તુંય ખરો ! શું થયું ત્યાં ?

મધુકર : શું કરું ? છેલ્લા ઉપાય તરીકે ત્યાંય ગયો, બધી હકીકત કહી. રડ્યો, માફી માગી, ફરી-વાર ભૂલ નહિ થાય એમ પણ કહ્યું.........

શાન્તા : પછી ? પછી ?

મધુકર : પણ એ બદમાશ આજનો બદમાશ છે ! હસીને ના જ પાડી પહેલાં તો, પછી વળી કહે કે હમણાં તો કાંઈ ન થાય, છતાં આગળ ઉપર ઈચ્છા હોય તો જુનિયર ક્લાર્ક તરીકે રાખવાનો વિચાર કરું. આગળ ઉપર એટલે ક્યારે એ તો એ જ જાણે. એનાં મંદીનાં રોદણાં રડવા માંડ્યો, મારી ઉપર ગરમ પણ થયો. પછી વળી મને કહે કે તારી આ સ્થિતિના જ લાગનો હતો તું છતાં તારા બાયડી છોકરાંની મને દયા આવી જાય છે, એટલે ઈચ્છા હોય તો પહેલી તારીખથી છપના પગારે જુનિયર ક્લાર્ક તરીકે રાખું. ને એમ કહીને મારા ઉપર બહુ દયા લાવીને મને પંદર રૂપિયા આપ્યા. બદમાશ સાલો !

શાન્તા : તે તમે પાછું અપમાન બપમાન તો કર્યું નથીને એનું ! પંદર રૂપિયા ખીજમાં ફેંકી તો





નથી દીધાને ? રૂપિયા તો ઠીક. પણ આ નોકરી આપે છે કંઇ ન આપે-

મધુકર : ના બાપુ ના. હું આજે બેકાર છું, દિકરાની દવા કરવાના, શાકભાજી દૂધ લાવવાનાય પૈસા નથી મારી આગળ, (આંસુ આવે છે) હું મધ્યમ વર્ગનો ભણેલો પ્રતિનિધિ છું. તું ડરીશ નહિ બાપુ, પંદર રૂપિયા મેં ફેંકી દીધા નથી પણ દાંત ઉપર દાંત ભીંસીને કોટને હવાલે કર્યા છે. હજુય આ રહ્યા સલામત. ને પચીસ દિવસ પછી આવનારી પંચોતેર રૂપિયાની નોકરીય આ રહી સલામત. જો. આ કાગળ, આ એમની ભલામણ મેનેજર ઉપર—જે લઇને કાલ હું ઓફીસે જઇશ એટલે પચીસ દિવસ પછી અમલમાં આવનારો નિમણુંકનો કાગળ આપશે મને. પહેલી તારીખે પાકનારો પોસ્ટ–ડેટેડ ચેક ! સમજી બાપુ ? (દાંત કચકચાવે છે) એ કોલેજ ! એ વ્યાસપીઠ ગજાવતો ઉદ્દામ મધુકર ! જેનાથી પ્રિન્સીપાલ પણ ધ્રુજતા એ મધુકર—મારૂં ભૂત તો ન્હોતુંને એ ! દાંત ભીંસીને મ્હોં ઉપર આનંદ દેખાડીને શેઠનો સાતસાત પેઢી સુધીનો ઉપકાર માન્યો છે મેં. બસને હવે ! પચીસ દિવસ પછી આ મધુકર બેકાર નહિ રહે. એ જુ......નીયર કલાર્ક બનશે ને આ દયા માટે એની ચામડીનાં જોડા કરાવીને શેઠને પહેરાવશે ને એનો ઉપકાર હું તો શું, પણ આ કિશોર પણ નહિ ભૂલે. આમ જો. ભાઇ મોહન, આમ જો. આ જીંદગી, આ રોજનો ઢોંગ, આ તમાચો મારીમારીને લાલ રાખેલું મોં, આ આંસુ. આંસુ જ નહિ, લોહીના આંસુ ! એમાં રડવાનું શું છે, શાન્તા ? (ધ્રુસકાં ભરે છે). લે હવે રહેવા દે. કિશોર જાગશે પાછો. એને આ ખબર પડવા દેવી ન જોઇએ, કોઇને પણ ખબર પડવા દેવી ન જોઈએ. (દાંત ભીંસે છે)

★

## વાંછા

ઝબૂકવું તારકે શું ઘડીક હા  
ધરી જગે જીવન—પુષ્પ શું પ્રભો  
મનોરથો અંતર આશ શા ધરી  
વૃથા કદી અંતર દાહવું ઘટે !  
પરાક્રમોના કંઇ તીવ્ર બાણથી  
ન ચાહતો અંતર વિશ્વ જીતવા  
વળી ચહું ના ઉર પુષ્પ સેજ કે  
ગુલાબની છાંય મહીં વિરામવા.  
ડગે ડગે કંટક પાય ચાંપતો  
પલેકનું જીવન વિરલું મહા  
વિતાવવા અંતર આરતી સદા  
અખંડ વાંછું બળતી દિવેટની

પ્રભુરામ રાજગોર

શ્રી મૈત્રેયીદેવી કૃત 'મંપુ તે રવીન્દ્રનાથ'માંથી

અનુ૦ : રમણિક મેઘાણી

'આવો આવો માશી, તમારે માટે તો કામળો લખી લખીને હારી ઊઠયા છીએ અમે.'

'તમે તો ન લઇ આવ્યા, તો ય હાજર થઇ ગઇ છું.'

'આ ખોટો આરોપ છે. હું કેમ જાણું કે અમારો સાથ તને થોડોકે ય ગમશે ? તું તો સદાયે ધ્યાનમાં ડૂબી હોય છે. દુનિયામાં બીજા પણ માણસો છે, અને તેઓ સાવ કાઢી નાખવા જેવા તો નથી જ એટલું યે તારી સ્મૃતિમાં ઓછું રહે છે !'

'તમારે માટે એક સામાન્ય ભેટ છે, છતાં એ તદ્દન નિસ્વાર્થ નથી.' આટલું કહેતા માશી કલર-બૉકસ અને કામળ-પીંછી લઇ આવી પહોંચ્યાં.

'આ શું છે ઑઇલ કલર ? એથી તો મેં કદીયે કાંઇ ચિતર્યું નથી.'

'તો હવે ચિતરો, ચિત્ર તમારે મને આપવું જ પડશે.'

ફેરવી ફેરવીને બધા રંગો જોવા લાગ્યા, 'ઓ બાબા, આ ઓછું મારૂં કામ છે ! હું તો અભણ-પટુ છું.'

ખૂબ ખૂબ સમજાવી, કાપેલા કાગળ, એ રાખવા માટે પાટિયું તથા રંગ-પીંછી વગેરે તરખી રીતે ગોઠવી આપ્યું એટલે પીછી લઇ એકજ ધસરકે ચહેરાની Outlime ખેંચી પછી તેઓ વિચારવા લાગ્યા. જાણે મહામુસિબતમાં પડી ન ગયા હોય ! ને બોલ્યા 'માશીએ આ તે કેવી આફતમાં નાખ્યો છે મને.'

અમે ભોજનગૃહમાં વાતોના વડાં કરતાં હતા ત્યાં દોડતા આવી આલુમાલુએ ખબર આપ્યા, 'ચાલો, ચાલો, જલદી ચાલો, ચિત્રને અંગે ધમાલ મચી ગઇ છે.'—ત્યાં જઇને જોયું તો હાથ અને ઝભ્ભા પર રંગ ચોપડી ચેલું ચિત્ર હાથમાં લઇને એ બેઠા છે. ચિત્રમાં એક ચહેરાની રૂપરેખા—અને એ પર થોડાક રંગની થેપર—એ બોલી ઊઠયા—'આવો માશી ભાગ આ 'મેં' ને બચાવો'—આ તે ઓછું ભાગથી થવાનું હતું !'

તે પછી કેટલાક દિવસો એ ચિત્ર પાછળ જ ગયા માશી, થોડીક પીંછી આમ તેમ ફેરવી ચિત્ર એમની પાસે લઇ જાય, ગુરુદેવ વળી જરાક કહે કે અહીં આમ કરવું જોઇએ અને અહીં આમ, અને એમ જરાક પીંછી પણ ફેરવી દે. એ રીતે કરતાં આખરે જયારે ચિત્ર એમના હાથની વિશિષ્ટ ઢબે તૈયાર થયું ત્યારે માશી રંગ-પીંછી લઇ ફરી હાજર થયા ને કહે—'આપનું નામ લખો.'

'એ શું, મારૂં નામ શાને લખું ! એ કરતાં તારૂં જ નામ લખી નાખ.'

'વાહ, એમ કેમ બને, મેં તો તમે જ ચિતરી આપ્યું છે.'

'એ ભલેને રહ્યું, પણ એ 'મેં'ને બચાવનાર તો તું જ છો. એટલે જ એ હક્ક તને આપ્યો છે.' ગુરુદેવે કહ્યું.

'નહિ, નહિ, પહેલાં તમારૂં નામ લખો. હું એની નીચે લખીશ' માશીએ કહ્યું. ગુરુદેવ સામાન્ય રીતે પાણીના રંગો, રંગ અને શાહી, રંગ અને પેન, પેન્સીલ આ ચીજો જ એમના ચિત્રકામ માટે વાપરતા, 'ઑઇલ કલર'થી એમણે બીજું કોઇ ચિત્ર તૈયાર કર્યું હોય એમ જાણમાં નથી.

×

એક દિવસ સરસ તડકો નીકળ્યો હતો આકાશમાં શરદનાં આછાં આછાં વાદળાં હતાં, મંપુ માટે એ દિવસે જરા ગરમી હતી એમ કહેવાય. અહીંના ધુમ્મસને વિખેરીને જે દિવસે તડકો નીકળતો તે દિવસે ગુરુદેવ ખુશ-ખુશાલ થઇ જતા. તેઓ નિત્ય ક્રમ મુજબ વરન્ડામાં મોટી ખુરશી પર બેઠા હતા, અમે ભોજનગૃહમાં બેઠાં બેઠાં ગીતના ધ્વનિ સાંભળતા હતા. ખાવા કરવાનું પતાવીને વરંડામાં આવ્યા.

'આજે દિવસ કંઇક ચીજ બન્યો છે, માત્ર પડયા જ રહેવાનું મન થાય છે, એથી આ ગુદગુદી ખુરશી પર બેઠો બેઠો ગુણગુણા જ કરૂં છું.' અને એ ગાવા લાગ્યા—હે તરૂણિ તુમિ અમાર કુટિર





કર્ણધાર. આજે આખા દિવસની જાણે રજા છે, આજનો દિવસ કામનો નથી એથી બેઠો બેઠો ગાઉં છું– હે તરૂણી તુમિઈ આમાર ક્ષુદ્રિર કર્ણધાર અલસ હાવાય દિચ્છો પાડિ નિયે જામે કર્મ નદીર પાર. હે તરૂણી આજે એ પણ એ સુર, મનમાં ગુંજી રહ્યો છે' ઇશારાથી એમણે કહ્યું—'કલમ આપ.' મેં કલમ કાગળ એમની પાસે મૂક્યાં, એ ગાતા ગાતા લખતા ચાલ્યા—

'હે તરૂણી તુમિઈ આમાર ક્ષુદ્રિર કર્ણધાર
અલસ હાવાય બાઇચો સ્વપન તરી
નિયે જાસે કર્મનદીર પાર'

લખેલો કાગળ લઇ એ ગણુ ગણુ કરતા ગાયે જતા હતા, રાત્રે જ્યારે પાછી એમની પાસે જઇને જોઉં છું તો લખાણુ લગભગ બધું જ બદલાઇ ગયું હતું, અને વિચિત્રિત રીતે શરૂઆતનાં લખાણને શાહીનાં આચ્છાદનમાં મઢી લઇ એક સુંદર ચિત્ર બની ગયું હતું. એની વચ્ચે વચ્ચેની ખાલી જગ્યામાં એમનું નવુ લખાણ આમ વંચાતુ હતું—

કે અદષ્ય ક્ષુદ્રીર કર્ણધાર
અલસ હાવાય દિચ્છો પાડિ
કર્મનદીર પાર.
દિગન્તરેર કુંજ વને
અશ્રુત કોનો ગુંજરણે
બાતાસેતે જાલ બુને દેય
મંદિર તંદ્રાર
નીલ નયનેર મૌન બાનિ
સેઇ સે દૂરેર આકાશ વાણી
દિનગુલિ મોર ઓન્ય ડાકે
જાય ભેસે જાય બાકે બાકે
ઉદ્દેશ્યહીન અકર્મસ્યતાર.

અને એ કાગળોવાળું પેડ મારી બાજુ ફેરવતાં એમણે કહ્યું—'લે, આની નકલ ઉતારી લે મારી પોથીમાં.' એને વળતે દિવસે પ્રભાતે મારા હાથમાં એમની કવિતા પોથી મૂકતાં એમણે કહ્યું 'હે તરૂણી, જરા ફરીને નકલ કરવી પડશે.' અને ત્યારે જોઉં છું તો પેલી કવિતા વળી પાછી ઘણી ઘણી બદલાઇ ગઇ છે, અને એની પહેલી લીટી થઇ છે—'ક અસીમેર લીલાર કર્ણધાર' એ જ રીતે બદલાતી સુધારાતી, વધારાતી એ કવિતા થોડા દિવસ પછી એક દમ જુદી જ કવિતા બની ગઇ—

ક્ષુદ્રિર કર્ણધાર
દખિન હાવાય દિચ્છો પાડિ
કર્મનદીર પાર.
નીલ આકાશેર મૌન બાનિ
આને દૂરેર દૈવવાણી
મન્થર દિન તારિ ડાકે
જાય ભેસે જાય બાકે બાકે
ભાંટાર ઓને ઉદ્દેશહીન
કર્મ હીનતાર
તુમિ તોમુન ક્ષુદ્રીર કર્ણધાર
શિરાય શિરાય બાજિયે તોલો
નીરવ ઝંકાર—વગેરે૦

અને કેટલાક મહિના પછી એ જ્યારે 'સાનાઇ'માં પ્રગટ થયું ત્યારે એને એજ કવિતા તરીકે ઓળખવી આકરૂં હતું.

'ઓ ગો આમાર પ્રાણેર કર્ણધાર
દિકે દિકે ઢેઉ જાગાલો
લીલાર પારાવાર.

આલોક છાયા ચમકિ છે.
ક્ષણેક આગે ક્ષણિક પિછે
આમાર આધાર ધારે ભાસાય
નોકા પૂર્ણિમાર.

ઓગો કર્ણધાર
કાઇને બોયે દ્વન્દ્વ લાગે -
સાથેર મિથ્યાર—'વગેરે

અને એ પર તારીખ હતી ૨૮-૧-૪૦. એથીજ ઘણીવાર લાગ્યું છે કે એમની મોટાભાગની કૃતિનો રચ્યા દિન બરાબર કોઇ એકજ દિવસમાં સિમિત નથી.

×

'વારૂ, ભલા તમે મને કલ્પના-લોકનો કવિ શા માટે કહો છો, દેશની ધરતી તરફ મારી દષ્ટિ નથી



શું ! બંગાળના ગામડાને હું નથી જાણતો ? દરિદ્ર સાધારણ બંગાળી જીવનનો પરિચય શું મને નથી ! એનાં ચિત્રો મેં મારા સાહિત્યમાં નથી આપ્યાં શું ! એરિસ્ટોક્રેટિક બની મેં માત્ર કવિત્વ જ કર્યું છે શું ! અને સાચે સાચું સહાનુભૂતિપૂર્વકનું બંગાળી જીવન તો...અમુક બાજુએજ આલેખ્યું છે શું !'

'એવું કોણે કીધું વળી ?'

'કેમ, તેં એ વાતો નથી સાંભળી શું ?

'ના, તમારા નિન્દકો સાથે મારે બહુ ગાઢ મૈત્રી નથી ને !'

'નથી ? હાશ ત્યારે તો બચ્યો, ત્યારે તો મને ખોટી શંકાજ હતી કે તું મારી નિન્દા કરતી જ ફરે છે. ખેર, પણ એ સાચું છે કે નિન્દકો એમની સામે જ વધારી વધારીને વાત કરે છે જેમને તે સાંભળીને વધુ વેદના થાય છે.–કારણ એમાં જ એમને વધુ આનંદ આવે છે.'

'એ ખરૂં છે, કારણ એવું ઘણું સહેવું પડયું છે.'

તો ના કેમ પાડતી હતી ? ફરતી ફરતી ઘણીયે વાત મારે કાને આવે છે. કોક કહેતું હતું કે એણે સાંભળ્યું છે કે હું રૂપવતી સ્ત્રીઓ સિવાય કોઈને મારી પાસે ફરકવા જ દેતો નથી. અરે, એ જાણીને કેવો રોમાંચ થયો હતો મને. એવું કંઈક થઈ શકત તો ખોટું ન થાત. શાન્તિનિકેતન તો સ્ત્રી-જાતિ વિહોણું હોત. અને આવું કહેનારે નક્કી તને જોઈ નહિ હોય. નહિ તો તારી કેવી દશા થાત ?' ગુરુદેવે કહ્યું.

'આવું અપમાન ! માત્ર વય અને ચહેરાને અંગે થતું આવું અપમાન હવે નથી સહેવાતું.' હું બોલી ઊઠી.

'ના, ના, વયને અંગે તો મેં કંઈ કહ્યું નથી. હું તો બરાબર જાણું છું કે તારૂં વય પિસ્તાલિસથી જરાયે વધુ નથી...એણે તો વળી એમ પણ સાંભળ્યું છે કે મારે એક કાચ-ઘર (ચારે બાજુ કાચવાળો ઓરડો) પણ છે, અને એ ઓરડાની ઉપલી દિવાલ પણ પૂરેપૂરી કાચની જ છે. રાત્રે ગગનમંડળના ખધાયે તારાઓનું દર્શન મારી અનિવાર્ય જરૂરિયાત છે ને પ્રભાતે સુંદરીઓનાં ગીતો સાંભળું છું ત્યારે જ મારી ઊંઘ ઊડે છે. વળી મારી નહાવાની તો ઢબ જ અનોખી છે. સોનાના વાસણમાં નહાવાનું પાણી અને એમાં જે અત્તર વપરાય છે તેની કિંમત એક તોલાની માત્ર સો રૂપિયા–અને મારે એ અત્તર તો અનિવાર્ય રીતે જોઈએ જ છે...'

'હું બીજુંયે ઘણું જાણું છું. દાડમનો રસ પી પીને તો તમારો વર્ણ આટલો ગોરો થયો છે. જમ્યા પછી રોજ થોડોક સ્પેનીશ વાઇન તો તમારે જોઈએ જ છે.'

'ખરૂં છે. શું એકદમ સ્પેનીશ જ ? બીજો કોઈ હોય તો ન ચાલે ? આટલું બધું જાણવા છતાંયે તારા અતિથિસત્કારમાં કંઈ સુધારો નથી થયો, ચારે બાજુ એકદમ સુક્કુંખખ વાતાવરણ, ક્યાં છે સ્પેનીશ વાઇન કે સ્પાર્કલિંગ બર્ગેન્ડી ? છે માત્ર એક ડાભનો રસ; ખેર જવા દે. જો કહેતો હતો તે સાંભળ. બંગાળનાં ગામડાં મેં જોયાં નથી એ સાચું નથી–બંગાળનાં ગામડાં મેં બહુ ધ્યાનપૂર્વક જોયાં છે. એનો આનંદ અને એની વેદના પણ મેં જોયાં છે.

હોડીમાં બેઠો રહેતો ત્યારે એ જોવાનું જ તો મારે કામ હતું. બેઠો બેઠો બધુંયે જોયાં કરતો. ગલ્પ ગુચ્છની પેલી વાર્તાની રૂપરેખા યાદ આવે છે ? નથી ? તને એ બધી વાતો બરાબર યાદ નથી લાગતી ?'

'ગજબ છો. મને યાદ નથી એટલે ? પોતે જ તો ભૂલી ગયા છો, ગયે વખતે વાંચી હતી ત્યારે જ પકડાઈ ગયા હતા. વારૂ કહો તો જોગમાયા કોણ હતી !'

'જોગમાયા ? ઊભી રહે વિચારી જોઉં, જોગમાયા વળી ક્યાંથી આવી ! એ તો મહામાયા !'

'અરે, 'રાજર્ષિ'વાળી મહામાયા નહિ, પણ 'જીવિત અને મૃત' વાળી જોગમાયા'.

'હા, યાદ આવ્યું, એ એક અદ્ભુત વાર્તા છે. જાણે છે એ વાર્તા લખવાનું કેમ સૂઝેલું ! કલકત્તાના મકાનમાં વખત તો બરાબર યાદ નથી પણ સારે





નાની વહુ× જીવતી હતી એકવાર ઓચિંતા મમા–સંબંધીઓ આવી પડતાં મારે બહારના મકાનમાં સુવાનું હતું મોડી રાત સુધી અંદર રહ્યા પછી મારી જગ્યાએ સુવા જવા ઊભો થયો ને અંદરનું મકાન વટાવી વરંડામા આવી ઊભો રહ્યો. ઘડિયાળમાં એજ વખતે ટન ટન કરતા બેના ટકોરા પડયા આખુ મકાન ત્યારે નિસ્તબ્ધ હતું, ચારે બાજુ સૌ ત્યારે સૂઈ ગયા હતા અજવાળા અંધારાના મોટા મોટા પડછાયાવાળી એ એક માત્ર રાત્રિ હતી. જેને સાચે સાચી રાત કહી શકાય તેવી એ રાત હતી થોડીવાર વરંડામાં ઊભો રહ્યો, મનમાં એક કલ્પના આવી જાણે આ હુ એ હું નથી, જે હું હતો તે હુ નહુ તો, જાણે મારા વર્તમાન હુમાં અને મારા ભૂતકાળમાં કંઇ વિભાગ પડી ગયો છે, સાચેસાચ જો એવું હોય તો કેવુ ? મનમા થયુ કે જો બિલ્લીપગે પાછો જઇને નાની વહુને ઓચિંતી જગાડીને કહુ કે જો, આ હુ એ હુ નથી, તારો સ્વામી નથી તો કેવું થાય !'

–'અને કર્યું પણ એમજ કે ?'

'અરે બાપા, તો તો પછી આરો રહેત ? એ ચીસાચીસ કરીને ધમાલજ મચાવી મૂકત એવું કંઈ મેં કર્યું નહિ ચાલ્યો ગયો સીધો મારી જગ્યાએ સુવા. પણ એજ રાત્રે આ વાર્તા મારા મગજમા આવી–જાણે કોઇક પથ ભૂલ્યો ભમે છે એ પણ માને છે અને બીજા સૌ પણ માને છે કે એ એ નથી–પરંતુ તારી એક વાત ખરી છે કે આ વાર્તા મને જરાયે યાદ નહોતી જો તમને બહુ ખરાબ ન લાગે રોજ સાંજે ફરીને એક બે વાર્તા વાંચીશુ ..તમને અસહ્ય થઈ પડે ત્યારે જરાક ઇસારો કરજે એટલે હુ અટકી જઇશ વધુ કહેવુ નહિ પડે, જરાક ઇસારોજ બસ થશે '

'હે, સાચેજ રોજ વાંચશો ? તો તો કેવી મઝા પડશે આ માશી તો આવ્યા ત્યારથી તમારે મોએ 'ચિત્રાંગદા' સાભળવાની વાત કર્યા કરે છે પણ તમને તકલીફ પડશે તે વિચારે મેજ આજ સુધી કંઇ કહ્યુ નહોતું.'

×

–'પોતાનુ લખાણ વાંચવામાં વળી તકલીફ શાની ! વળી વાચના કલેશ થાય તેવુ તને કેમ લાગ્યું ? મારૂં લખાણ એવુ લાગે છે ? 'ચિત્રાંગદા'તો એવુ ખરાબ નથી, વાચીશુ એક દિવસ'

સાંજવેળા નિત્ય 'ઓડકઘરમાં થોડીવાર બેસતાં, એક આરામખુરશી હતી, તેની બાજુમાંજ ઉંચો લેમ્પ હતો, ગુરદેવ ખુરશીમાં બેસતા કે તુરત જ હુ બત્તી ચાલુ કરી દેતી એ હસતા ને કહેતાં–બસ હવે વંચવાનુ શરૂ કરી દેવુ પડશે કેમ ?–આને જ કહે છે ઇસારો '

એ દિવસે પહેલી વાર્તા વાંચી 'સમાપ્તિ'. એ વાર્તા એમને સારી પેઠે યાદ હતી. એ કહેતા હતા–'નાવ પર બેઠો બેઠો બધુ જ જોતો હતો ને ! ઓઓ ઘાટે આવતી, કો'ક બાળકને તેડીને, તો કોક ભારો એક વાસણ લઇને, તો કોક ગાગર લઇને એ દસ–અગિયાર વર્ષની છોકરી, ટૂંકા ટૂંકા વાળ, એ કાખમાં એક છોકરૂં તેડી દરરોજ આવતી દેખાવે એ દુબળી ને શામળી હતી નાવ ઉપર સૌ મને જોતાં, પણ એનું જોવુ કંઈક જુદી જ જાતનુ હતુ આંખો ફાડીને મને જોઇ રહેતી, અને વચ્ચે વચ્ચે પોતે તેડેલા બાળકને પણ આંગળી ચીંધી મારી સામે જોવા જણાવતી મને એમા બહુ મઝા પડતી એનામાં એક એવી સ્વાભાવિક ચપળતા હતી કે જે એ ઉમ્મરની શરમાળ બંગાળી છોકરીઓમાં બહુ દેખાતી નથી. તે પછી એક દિવસ એને જોઇ, નવવધુવેષે સાસરે જતી, એ ઘાટે જ નૌકા પરથી શું રોતી હતી એ ? બીજી ઓઓની વાતો કાને પડતી હતી–કેવી ગઝબની છોકરી છે, સાસરે શું થશે એનું ? એને સાસરે જતી જોઇ ખૂબ જ દુખ થયું ચંચળા હરિણીને બંદિની બનાવશે. એની વાત વિચારીને જ આ વાર્તા લખી હતી એ નૌકા પરથી બંગાળના ગામડાંઓમા એવા સજીવ ચિત્રો જોયાં છે જે બહુ ઓછાંઓએ જોયાં હશે.'–'ચાલ, હવે શુ વાંચુ કહે'–કહી ચોપડી એમણે નીચે જમીન પર નાખી દીધી–અને વળી પાછુ કહ્યું 'સારૂં, લાવ ભૂતની વાર્તા વાચીએ'–

× નાની વહુ–કવિ પત્ની

'માસ્ટાર મોશાય ?'

'હા એ વાર્તામા સાચેસાચ ભૂતની વાત છે'

સૌ એકબીજાના મો જોતા સરખાં થઈને બેઠા એક સાચેસાચા ભૂતની વાત સાંભળવી એ કઇ જેવી તેવી વાત હતી !

—'પણ તમે બીનો તો નહિ ને ? એકવાર એક રથળેથી નિમત્રણ આવતુ. ત્યા જઈને પાછો ફરતો હતો, સાથે હતા લોકેન પાલિત એમની ગાડી ઊભી હતી. હુ તો ત્યાેા ગરીબ માણુમ જઈને બેઠો એક સામાન્ય ફિટન ગાડીમાં રાત્રિ ત્યારે બે પહોર વીતી ગઈ હતી ગાડીમાં બેઠા બેઠા એક ઝોકુ આવી ગયુ થોડીવાર પછી ઓચિતી આખ ઉઘાડતા જેયુ તો લાગ્યું જાણે એ રસ્તો ચિતપુરરોડ નથી ગાડીવાનને ઘણુંએ પૂછ્યુ પણ એણે કઈ જવાબ જ ન આપ્યો જેને Uncanny feeling કહે છે તેવુ લાગ્યુ ઓચિતાનુ એવુ લાગ્યુ કે જાણે મારી બાજુમા કોઇક બેઠુ છે, જાણે એનાં શ્વાસનો સ્પર્શ મને થઇ રહ્યો છે બાજુની ખાલી જગ્યા જાણે ખાલી નથી કોઇક અદૃશ્યની હાજરીથી ભરેલુ છે, એ પછી એકાએક લાગ્યુ જાણે એ વ્યક્તિ સામે આવી ને બેઠી છે એની આખો જાણે એકીટશે અધારામાં પણ મારી સામે ખોડાઇ ગઈ છે. એ અશરીરી અસ્તિત્વ, અશરીરી દૃષ્ટિ, ગાડીવાન પણ ચૂપ, અને ગાડી, પણ રેકરોડ ફરતી ફર્યા જ કરે—બસ ફર્યાજ કરે મા ો સ્થિતિ તમે કલ્પી શકશો એ પછી હુ કચારે ઘેર પહોંચ્યો હતો તે યાદ નથી વળતી સવારે તપાસ કરતાં ખબર પડી કે થોડા દિવસ અગાઉ એજ ગાડીમા કોઇક બેઠુ હતુ ઘણી વાર સુધી રેકરોડ ફરતા ફર્યા પછી ગાડીવાળાએ અધીરા થઇ જ્યારે નીચે ઉતરી કહ્યુ કે ' બાબુ સાહ્ય ?' ત્યારે જેયુ તો અંદર ભાડુ દેનારુ કોઈ હતુ જ નહિ '

એ વાત જ્યારે પૂરી થઇ ત્યારે ઘરનાં સૌ કઇક આશ્ચર્ય અને કઇક કુતુહલમા ગુરુદેવ તરફ પ્રશ્નસૂચક નજરે જેઇ રહ્યા—અર્થાત્ એમને મતે માનવ જીવનમા આવા અનુભવોનો કઇ ગભીર અર્થ છે ખરો ?

તેઓ એવી ગભીરતાપૂર્વક વાત કરી ગયા કે કોઇને શકા માત્ર પણ ન આવી પણ હુ પ્રથમથી જાણતી હતી એટલે મે કહ્યુ 'આ હુ જાણુ છુ ' ઘણા દિ' પહેલા શાન્તિનિકેતનમાં મારી પરીક્ષા થઇ ગઇ છે ત્યારે ઉત્તરાયણમા કોઈ નહોતુ. રાત્રે ભોજન પછી આજ વાત તમે બહુ ફક્કડ રીતે કહી હતી, ને ત્યારે મે એને પૂરેપૂરી ખરી માની લીધી હતી અને દુઃખની વાત એ થઈ કે તે દિવસે રાત્રે નીચેના ઓરડામા મારે એકલીએ સૂવાનુ થયેલું વળતી સવારે અમે ચા પીવા બેઠા ત્યારે બીજા પણ એક બે જણ હાજર હતા, મે જેવી ભૂતની વાતની વાત કાઢી તેવુ જ ગુરુદેવે કહ્યુ કે પેલી વાત તે સાચી માની લીધી લાગે છે ? એ સાચેસાચ વાર્તા છે, એ માત્ર વાર્તા જ છે તે સાચેસાચ છે' મે કહ્યુ.

'એમ જ છે શુ ? આમ કર્યું હતું ? ત્યારે તો આ વેળા હું જ બની ગયો. એક ને એક રમુજ બે વાર ન ચાલે તારી તો આ જ મોટી આફત છે જે ખોટુખોટુ બોલુ તેને પણ સાચુ માની લે ! કુચબિહારની રાણી મને જેતાં જ વાર્તા સાભળવા હઠ્ઠ્ના કહે—' રવિબાબુ, એક વાર્તા કહો '—એને માટે જ આ ત્યોરી કાઢવી પડી હતી '

' એક બીજી વાર પણ આપે આવી એક સાચી વાર્તા કહી હતી દાર્જીલીગમા આમાગ મકાનથી બહુ દૂર એક નાના ઘરમાં તમે એકલા રહેતા, ત્યારે કોઇ નોકરને પણ તમે નજીકમા રાખતા નહિ, એને કારણે સૌ આપને ખૂબ કહેતા, પણ આપ કોઇનું સાભળતા જ નહિ. એક દિવસ બપોરે હું આપની પાસે આવી એવુ જ આપે કહેલુ કે તમે બધા કહો છો એ ખરૂ છે, મકાનથી આટલે દૂર એકલા રહેવુ મારે માટે બરાબર નથી કાલે રાત્રે જે થયુ તે બેશક બહુ ખરાબ નહોતુ, છતા એવુ પે થઇ શકે ને !' એની આગલી રાત્રે પ્રબળ શિલાવૃષ્ટિ થઈ હતી તમે કહેલુ—' કાલ રાતનો બીજો પહોર વીત્યા બાદ વરસાદ પણ ઠીક ઠીક તોફાની બન્યો હતો ત્યારે બારણું એકાએક ખખડ્યું, મે વિચાર્યુ કે હવા





હશે—પણ હવા કે પવન નહોતો. બારણું ખખડાવવાનો અવાજ વધતો જતો હતો! ઊઠીને બારણું ઉઘાડવાની સાથે જ તોફાની વરસાદનું એક ઝાપટું અને એ સાથે કોક માણસ અંદર ધસી આવ્યું. એ ચોર હોય, કે લૂંટારુ હોય; બહારનાં વાતાવરણને કારણે બારણું બંધ કર્યા વિના ઉપાય નહોતો. બારણું બંધ કરીને પાછો વળીને જોઉં છું તો એ પૂરેપૂરો પાણીથી તરબોળ થઇ ગયો છે. વિલાયતી પોષાકમાં એ એક કિશોર હતો. અંગ્રેજીમાં જ મેં એને પૂછ્યું કે આ તારી કેવી રીત? એણે મને પ્રણામ કરીને જણાવ્યું કે—હું બંગાળી છું ને બહુ ભૂખ્યો છું. કંઇક ખાવાનું દો. તું તો જાણે જ છે કે પેલી આલમારીમા વનમાળી કંઇ ને કંઇ ખાવાનું રાખતો હતો. એ ઉઘાડીને જોયુ તો ફક્ત બિસ્કુટ અને કેળાં. એ જ આપ્યાં. બિસ્કુટનું ટીન લગભગ ખાલી કરી નાખ્યું. એણે એ ખાઇને એક શ્વાસ મૂકયો. મેં એને કહ્યું, તારા બધા કપડા તો એકદમ ભીંજાઇ ગયાં છે! એ બાજુ એનું ધ્યાન જ નહોતું. એણે કહ્યું, આની તો મને હવે ટેવ પડી ગઈ છે. બહુ દુરથી પગપાળો આવ્યો છુ, માત્ર તમારી પાસે આવવા માટે જ. અહીં આવ્યો હતો તો કાલે દિવસને ટાણે જ, પણ જાહેર રીતે રસ્તામાં હરવું ફરવું મારે માટે આફતરૂપ હોઇ અત્યારે કવેળાએ તમને દેખા દઉં છું. મારાં નશીબ સારાં કે બરાબર ખબર મળ્યા અને બરાબર ઠેકાણે જ આવ્યો. મેં કહ્યું, 'તે આટલી તકલીફ લઇને આવો હેરાન થઇને મારી પાસે શીદ આવ્યો, હું તો તને કાંઈ મદદ કરી શકું તેમ નથી.' જવાબમાં એણે કહ્યું, "જુઓ મદદ તો ઘણી રીતની હોય છે કંઇક મદદ તો તમે કરી જ શકશો. મારે તમને થોડુક પૂછવાનું છે, અમે જે માર્ગે જઇ રહ્યા છીએ તેમાં કાંઇ લાભ થશે ખરો? મને પોતાને જ રહી રહીને આ શંકા આવે છે. ઘણા દિવસથી ભાગતો ફરતો આ દુર્ભાગી જીવતર જીવું છું એનો તો કંઇ બદલો મળશે ખરોને? બીજી પણ ઘણી વાત એણે એના પોતાના વિષે કરી.

મેં જવાબ આપ્યો કે મારો અભિપ્રાય શું કામમા આવશે? ખાસ કરીને તું જ્યારે કહે છે કે હવે પાછા ફરવાનો ઉપાય નથી ત્યારે હવે તો જે માર્ગે છો તે પર વિશ્વાસ રાખવો જ સારું છે. અને મારે જે કહેવાનું છે તે હું કહી જ રહ્યો છું. કહ્યે જ જાઉં છું. અને તે તો તું સાંભળે જ છેને? એણે કહ્યું, "હા, એ તો ખરું છે."

રાત ત્યારે પૂરી થવા આવી હતી. થોડી વધુ વાર વાતચીત કરી પછી પ્રણામ કરી એ ચાલ્યો ગયો, એ પછી થોડી જ વારે આપણો વનમાળી આવ્યો. ઘરનો દેખાવ જોતાં જ એ આભો બની ગયો.—શું કહે છે વનમાળી?

વનમાળી પણ અજબ હતો. એ દુર ઊભો ઊભો આછું હસતો હતો. મેં પુછયું. 'આ શું હકીકત છે, એ ગયો કઇ બાજુ? કયાં?'

જવાબ આપતાં ગુરૂદેવ બોલ્યા. 'એ તો કહી નથી ગયો, કેમ તારે પણ એની સાથે જવું હતું શું?'

'ખેર, પણ તમે હવે આ રીતે એકલા નહીં રહી શકો. એ તો કદાચ ચોર-લુંટારો પણ હોઇ શકેને?'

'ભલે ને એમ હોય, તોયે મારી લૂંટ એ પચાવી ન શકત. વનમાળી મૂકી ગયેલો તે બિસ્કુટનો ડબ્બો અને થોડાંક કેળાં સિવાય બીજું કંઇ એના નશીબમાં માંડયું ન હોત.'

એ દિવસે થોડીવાર પછી 'ગ્રીન ઇડન'માં જઈ મેં રથીદાને કહ્યુ કે 'રથીદા સાંભળ્યું કે કેવો ગઝબ થઇ ગયો!' 'રથીદાએ ખૂબ ધીરજથી પૂછ્યું—કોની વાત કરો છો? એના ડિંગ્રોની?'

હા, એ જ તો. ગુરૂદેવ આમ એકલા એકલા રહે છે. અને બહારના માણસો વેળા કવેળાએ મોડી રાતે—'

મને વચ્ચે અટકાવી પ્રથમની રીતે જ રથીદાએ કહ્યું—'બાપાએ તારી મશ્કરી કરી છે.'

'એટલે? મશ્કરી શાની?' મેં પૂછ્યું.




'હા, મશ્કરી જ. આ વાર્તા આજ સવારથી જ એમણે શરૂ કરી છે. ઘણાને બનાવ્યા છે, તારો નંબર કદાચ ત્રીજો હશે.' એટલી બધી મુંઝાઈ ગઈ હતી વાત પૂરી કરતાં મેં કહ્યું.

'હા, ત્યારે તને મારી આ બધી વાતની ખબર નહોતી એ વાત તો એ પછી બીજાયે ઘણાને કરી હતી મારો સ્વભાવ જ એવો છે, તમને રાજી કરવા કેટકેટલી ખોટી વાતો કરું છું. એક જુઠ્ઠાણે યુધિષ્ઠિરનો રથ ઉથલી પડ્યો હતો. મારી કેવી દશા થશે, કયા પાતાળમાં પૂરાવું પડશે એ જ વિચારું છું. એ જે નશીબમાં હશે એ થશે. અને એમ જ જો હોય તો લાવ હવે પેલી દવા પીને ઊંઘી જાઉં.'

×

એ દિવસે "ગલ્પગુચ્છ" લઈને અમે બેસતા જ હતા, બત્તી કરી, અને હજુ એ પૂછતા જ હતા કે કઈ વાર્તા વગેરે એ તમે જ નક્કી કરો, ત્યાં તો મહાદેવે આવી ખબર આપ્યા કે "અમારા પટ્ટાવાળાને પગે વીંછી કરડ્યો છે, દવા આપો–" અને ગુરુદેવ એકદમ વ્યાકુળ થઈ ઉઠવાને બોલ્યા–"ઝટ જાવ મારું મિક્શ્ચર લઈને" મિક્શ્ચર નામની એક એન્ટીસેપ્ટીક દવા એ સદાયે સાથે રાખતા નોખી નોખી દવાઓ લગાવી અમે તો પાછા ચાલ્યા આવ્યા, પણ આવીને જોઈએ છીએ તો ગુરુદેવ બાયોકેમિક દવા વિષેનું એક પુસ્તક વાંચી રહ્યા છે. એમની બાજુમાં જ દવાની પેટી પડી છે. એમણે અમે પાછા વળ્યા કે તુરત કહ્યું–'લો, આ દવા. દર દસ મિનિટે એને આપવાની છે.' હું દવા આપી આવી. ગુરખાના છોકરાને એ સામાન્ય વીંછીના કરડની બહુ વેદના હોય તેમ નહોતું જણાતું, છતાં ત્યારે પણ થોડી થોડી વેદના એને હતી. અમે ફરી પાછા 'ગલ્પગુચ્છ' લઈ એમના પગ પાસે બેઠાં, પણ ગુરુદેવ વાર્તામાં ચિત્ત ચોંટી શકતા ન હતા એ સાફ દેખાતું હતું. 'પ્રાયશ્ચિત' વાર્તા શરૂ કરી, એક પાનું વાચી એમણે કહ્યું,–'ના, આ નહીં વંચાય. જરા જઈને જોઈ આવો તો કોઈ, એની વેદના ઓછી થઈ કે નહિ, વેદના–ઓછી ન થઈ હોય તો બીજી દવા આપવી પડશે' આજુબાજુ બારણાં પાસેજ બેઠા હતા એમણે કહ્યું,–'એ હવે ઓછી થઈ જશે.' ગુરુદેવે જરા કંટાળીને કહ્યું, 'આ આજ તો તમારી સૌની મોટામાં મોટી ખામી છે. એને કેમ છે એ જોવું જોઈએ ને! જાણ્યા વિના નચિંત કેમ થવાય?'

અવારનવાર એમનાં એ અતિસુકુમાર ગાઢ મમતાશીલ મનનો પરિચય અમને મળ્યો છે. આપણે અન્યનાં સુખદુઃખ પ્રત્યે કેટલા બધા ઉદાસ છીએ. એના ઉપર 'મોટા માણસો'ની તો વળી વાત જ શી કરવી? તેઓ તો પોતાના મોટા મોટાં કામ આડે પોતાના સ્વજનો સુદ્ધાંનાં દુઃખદર્દ ભૂલી જાય છે. પરંતુ ગુરુદેવ કદીયે કોઈનીયે પ્રત્યે ઉદાસીન નહોતા. તુચ્છતમ માનવી માટે યે એમનાં અંતરમાં મમતાનો પાર નહોતો. ખાસ કરીને કોઈ કંઈ વેદનાથી પીડાતું હોય–શારિરીક યા માનસિક. ત્યારે એની ચિન્તા એ તેઓ અધીર થઈ ઊઠતા. કોઈનીયે માંદગીના ખબર મળતાં જ બીજાં બધાં કામ એક બાજુએ મૂકી એની દવા–સેવાની ગોઠવણ કરીને પછી જ તેઓ નિરાંતનો શ્વાસ લેતા–અને પછી પણ ક્યારેય એને વિસરી ન શકતા. દિવસ આખો પુસ્તક જોવા અને રોગના લક્ષણો મેળવવાનું ચાલતું. તે દિવસે પછી વાર્તા વાંચવાનું ન થયું.

આ પ્રસંગે એક વાત યાદ આવે છે. બપોરની ટપાલ આવી. હું એમના ઓરડામાં બેઠી હતી. કાગળમાં અમારા કોઈક નિકટના સગાની માંદગીની વાતે મારું મન ઉદાસ થયું હતું. એમણે પૂછ્યું. 'શું વાત છે?' અને મેં કાગળની વાત કરી.

'જો, મને લાગે છે કે દરદની શરૂઆતમાં નક્કી એમણે કંઈજ પરવા નથી કરી, આપણે ત્યાં સ્ત્રી વર્ગમાં આવું જ બને છે. સ્ત્રીઓ સૌની સેવા કરતી કરતી ફરે છે અને એ માંદી પડે છે ત્યારે કોઈ એની માંદગી વિષે કંઈ વિચાર જ નથી કરતું. મને એ કેવું ખરાબ લાગે છે એ કહી નથી શકતો. એ વિચારું છું ત્યારે ધૈર્ય રાખવું આકરું થઈ પડે છે.'

તે પછી એમણે કાઢ્યા 'મેટેરિયા મેડિકા, 'ટિશ્યુ મેડિસિન' વગેરે દળદાર ગ્રંથો. આખો દિવસ દૂર દેશમાં રહેલ એક અલ્પ–પરિચિતની માંદગીનું દુઃખ એમનાં અગત્યનાં કામ કરતાંયે વધી ગયું. મારા દ્વારા





કાગળ વાટે એને દવાદારૂ સૂચવ્યા વિના એમનાથી નિરાંતે ન રહેવાયું. તેઓ એવી સાહજિક રીતે એટલા પ્રબળ સ્નેહરસથી પોતાની ચારે બાજુનાઓને તરબોળ રાખતા કે એવું લાગતું જ નહિ કે તેઓ આટલે દૂરના માનવી–મહામાનવી છે, એમની ચારે બાજુનાં નગણ્ય જન–સામાન્યથી કંઇક જુદા છે. તેઓ સૌની સાથે જે પ્રેમથી પોતાને આટલા બધા એકરસ કરી દેતા તે તેમની કોઈ મહદ્ થવાની બનવાની ઇચ્છીત વસ્તુ નહોતી પણ એ જ એમનો સ્વાભાવિક સ્વભાવ હતો.

એ દિવસે એમણે કહ્યું હતું કે એકવાર મને પણ વીંછી કરડયો હતો એટલે એની વેદના હું જાણું છું–

–'હા, તમને વીંછી કરડયો હતો તે વાત ઘણાની પાસેથી સાંભળી છે–સૌ એથી વિસ્મય પામે છે' મેં કહ્યું.

'હું યે વિસ્મય પામું છું, મને યે ફરી કદી એવું થયું નથી'– ગુરુદેવ બોલ્યા.

'એવું વળી શું હતું?' માશીએ પૂછ્યું.

એકવાર કલકત્તાના મકાનમાં કંઇ કારણસર ભોંય તળીયાના એક ઓરડામાં એમને રાત્રે રહેવાનું થયેલું સામાન્ય રીતે એ ઓરડો રોજીંદા વપરાશનો નહોતો. ભોં પર કરેલ પથારીમાં તેઓ સૂતા હતા ત્યાં ઓચિંતો પગના આંગળે વીંછી કરડયો. અસહ્ય હતી એના એ દંશની વેદના વીંછીનો દંશ કંઇ જેવો તેવો હોય છે? –પરંતુ એ રાત્રે કયાં હતી દવા કે કયાં હતું કોઇ એમની સાર સંભાળ લેનારૂં–ઘરનાં તમામ માણસો નિંદરમાં પડયા હતા. પોતાને વેદના થાય છે એ કારણે સૌની ઊંઘ બગાડવી, ઘર આખામાં હો હા મચાવી દેવી એ તો એમને કદીયે ગમે નહિ. જેટલી વેદના ને જેટલી અગવડ પડે તેટલી ભલે, પણ બીજા કોઇને જરા જેટલીયે તકલીફ આપવી એ એમના સ્વભાવમાં જ નહિ. એટલે એ વેદના વિનાપ્રતિકારે જ એ દિવસે સહેવી પડી હતી. જ્યારે વેદના અસહ્ય બની ત્યારે તેઓ વિચારવા લાગ્યા, કોને વીંછી કરડયો છે? કોનો એ પગ છે? કોની એ આંગળી છે? એ શું હું છું? કોણ છે આ દેહધારી રવીન્દ્રનાથ? હું અને મારો આ વેદના ભોગવતો દેહ તો કંઇ એક નથી અને તેઓ એકચિત્ત થઇ પોતાને પોતાના દેહથી જુદો જોવા મથવા લાગ્યા, ને વેદના ભોગવનો દેહધારી તે 'હું' નથી એ ભાવના ક્રમશઃ જેમ જેમ વધતી ગઈ તેમ તેમ તેમને કંઇક જોડાણ તૂટતું હોય તેમ લાગ્યું. અને આખરે એ વેદના એકદમ શમી ગઈ. એમના 'હું'ની સાથે એમની વેદનાનો વિચ્છેદ થઇ ગયો એકાએક લાગ્યું જાણે કંઇજ વેદના થતી નથી, હતી નહી. વળતી પ્રભાતે ઉઠતાં પગના એ આંગળા પર દંશના નિશાન સિવાય બીજું કંઇજ વેદનાનું ચિન્હ નહોતું. એમણે કહ્યું હતું કે આવો પ્રસંગ એમના જીવનમાં ફરી બીજીવાર બન્યો નથી. માનસિક દુઃખ ઉપર વિજય મેળવી શકાય શારીરિક દુઃખ પણ સહન કરી શકાય, પણ માત્ર એ સહન કરવું જ નહિ...એની બધી વેદનાને માત્ર ઇચ્છા અને વિચાર દ્વારા જ દૂર કરવી એવું કદી બન્યું નથી, જોકે બીજીયે ઘણીવાર એમ ઇચ્છયું છે તેમ છતાં. તેઓ સદાયે કહેતા કે 'અમર અજય આત્માને રોજની દુન્વિત હવાથી દૂર, ક્ષણિક દુઃખ સુખથી પર રાખવો જોઇશે. મારામાં જે 'હું' મહદ્ છે એજ મુખ્ય બનો.'

×

'આવું મોં કરીને શીદ બેઠી છો? ચાલ ઓ વિદ્યાધરી વિનોદિની, માતમમાં બેઠા રહેવું સારૂં નહિ. –ચાલ ઓ વિદ્યાધરી એ કરતા તો ચાલ, મને રંગ ઘોળી આપજે, પેનસિલ છોલી આપજે, પીંછી લુછી આપજે, એ કોઇ કામ મને ગમતા નથી. એ માટે તું ડાહી છોકરીની જેમ હું જે કાંઈ કહું તે સાંભળજે અને હું ચિત્ર ચિતરીશ, જેને જોઇ અમારા નંદબાબુ કહેશે 'વાહવાહ.' ના, નંદબાબુ સુધી એ ચિત્ર નહિ પહોંચે તે જાણું છું ચાલ, હવે એક ટેબલ લાવ. હં હવે એક કાગળ,–પણ કાગળ તો મારી બહુ નજીક પડયા છે. ખેર, છતાં હું હુકમ કરીશ, અને તું હાફતી હાફતી દોડતી આવી એક વેંત આઘી પડેલી ચીજ મારી નજીક મૂકીશ. એમાં મઝા શું આવે? આ જો ને, કાલે કહ્યું કે ચશમા, ચશમા–અને તેં માઇલેક દૂરથી આવીને મારા ખીસામાંથી ચશમા કાઢી આપ્યા. એવું ન કરૂં તો તને હું કેવો ધોરણસરનો મોટો માણસ છું એની કેમ ખબર પડે!'

–'વારૂ, બોલો કયા કયા રંગ ઘોળું?' મેં પૂછ્યું



—'અરે પણ પહેલાં કાગળ તો લાવો. ફગીને સરખો કાપ. વનમાળીને અંગે મારી ભાષા ખુબ ઉન્નત થઇ જે. આજકાલ બહુ લાંબુ બોલવાની ઇચ્છા નથી થતી. વારૂ, તું પણ કંઇ ઓછી કંજુસ નથી, આવો સાવ પાણી જેવો રંગ કર્યો છે તે શું મારે નહાવું છે ?'

'અરે એમ શામાટે, પણ 'વોટર કલર' તો આ રીતે જ તૈયાર કરાય જે.'

'વાહ, તું હવે મને 'વોટર કલર'ના નિયમ શીખવીશ ! જો છોકરી, આ ઉમ્મરે હું હવે કંઇ કેળવણી લઈ શકું એ અશક્ય છે. એટલે મને જરાક ઘાટો રંગ તૈયાર કરી દે, તેમાં તને જે કંઈ ખર્ચ થશે તે હજુયે મારા પેલા પેનના બાક્સમાં પડયા છે તે સાડા આઠ–આનામાંથી તને નક્કી ચૂકવી દઇશ. મારે એટલી ધીરજ ક્યાં હતી કે એક રંગ માટે એક કલાક રાહ જોઇ શકું, કે ક્યારે એ સુકાય. ?'

'અરેરે, પણ આ શું કર્યું', રંગ બધો ઝભ્ભા પર ઢળી ગયો–'

તું જરા ચુપ રહે તો સુભાષ્યમે–વાત કેટલે અંશે ખરી છે તે જાણતો નથી, છતાં તેં કહી તો નાખી જ. ઢળતો હોય તો ઢળવા દે.'

આ રીતે કલાકેક પછી એક સુંદર વનનું ચિત્ર તૈયાર થયું. 'આ લે તમારૂં સુરેલનું વન. તું માને છે કે મને જરાયે ચિતરતાં નથી આવડતું. મારા ચિત્રોને લોકો દયા બતાવી સારૂં કહે છે, પણ તારી એ માન્યતા મારે ભાંગવી પડશે. ચૂપ કેમ છો ? બોલતી કેમ નથી કે કેવું અજબ, કે એવું કંઇક. ઓછામાં ઓછું સભ્યતા ખાતર પણ એવું કંઇક બોલવું જોઇએ !'

—'કહેવું ન કહેવું સમાન હોય ત્યાં ન કહેવું જ સારૂં ને !' મેં કહ્યું.

'એ સાચી વાત. મૂંગા રહેવું જ સદા સારૂં. બુદ્ધિમાનનું કામ છે–તું મૂંગી જ રહીશ. વારૂ હવે એકદમ નીરવ રહીને કહી દે તો કે સવારે મો ભારે કરીને કેમ બેઠી હતી ?'

—'ઓગો કી ભાવિયા મને એ દૃષ્ટિ નયને ઉથલે નયન વારિ–ઓગો કિ ભાવિયા મને...'

(અલિ શું વિચારે મનમાં, જેથી બેઉ આંખોમાં ઉભરાતા'તાં આસુ–અલિ શું વિચારે મનમા...)

×

'મને કંઇક કામ આપો ને !' મેં કહ્યું.

'આપીશ. તારૂં કર્તવ્યક્ષેત્ર મારી પરિધિથી બહુ દૂર છે. નહિ તો કામ તો પુષ્કળ છે, ચાકી જા એટલું છે. તું મને કંઈ કામમાં આવત તો મને એ ગમત. મારા અવસાન પછી તારી સગવડે અમારે ત્યાં જજે અને કંઇક કામ સ્વીકારજે. આપણી સ્ત્રીઓ એ રીતે ઉપયોગી બનવાનું જાણતી નથી,' આજકાલ મોટા ભાગની સ્ત્રીઓને તેમનાં ગૃહકાર્યમાંથી સારી એવી ફુરસદ મળે છે, તેમનું ભણતર પણ સારૂ હોય છે છતાં તેમનું મન કેવું નિષ્ક્રિય હોય છે ! દેશની અરધેરી શક્તિ જો એ રીતે નકામી ન જતી હોત તો કેવું સરૂં થાત ! બેશક તું એમ કહી શકે કે તેમને કર્મક્ષેત્ર નથી મળતું. પણ સૌ પોતપોતાની મર્યાદાથી બંધાયેલા છે. પોતેજ પોતાનું કર્તવ્યક્ષેત્ર શોધી પોતાનો વિકાસ કરવો એ સહજ નથી, અને મોટા ભાગના માનવી માટે એ શક્ય પણ નથી. છતાં એમ પણ કહીશ કે જ્યાં એને સગવડ છે, જ્યાં એને તક છે ત્યાં પણ તેમને આગળ આવતી મેં જોઇ નથી ! અમારા શાન્તિનિકેતનમાં ભણી ગયેલી કેટલી છોકરીઓ સામાજીક કામમાં લાગી છે! મેં તો આટલું મોટું કર્તવ્યનું મેદાન એની સામે ખડુ કરી દીધું છે. આવો સુયોગ, કામ કરવાની આવી સુંદર તક મળે એ શું ઓછું છે ! છતાં વહુમા મને ઉપયોગી બન્યા છે. દુબળું અસ્વસ્થ શરીર છતાં એ વેગળા રહ્યા નથી. કર્તવ્યદ્વારા એમણે પોતાની જાતને સાર્થક કરી છે, તે મારે માટે બહુ આનંદની વાત છે, અને એ એને પોતાને માટે પણ ઓછા લાભની વાત નથી. જીવનનો એક વિસ્તૃત પટ–કર્મનું એક મોટું ક્ષેત્ર માણસને ખુદ પોતાની જાત પાસે આદરણીય બનાવે છે. નહિ તો આખો દિવસ–દિવસો પછી દિવસો માત્ર 'હા ભાઇ, એ ભાઇ,' કરી સમય વિતાવવો–એનું દુઃખ શું સ્ત્રીઓ નથી અનુભવતી ?'

[ ક્રમશઃ ]

★

અ. મ. રા.

## પ્રાચીન ગુજરાતી છંદો

[ લે, રામનારાયણ વિ. પાઠક; પ્ર. ગુજરાત વિદ્યા સભા, અમદાવાદ; મૂલ્ય. ચાર રૂપિયા ]

આ ગ્રંથ કવિ. વાર્તાકાર ને વિવેચક શ્રી. રામનારાયણ પાઠકને આજના સમર્થ પિંગળશાસ્ત્રી તરીકે રજૂ કરે છે. એમાં શ્રી. પાઠકે હેમચંદ્રથી માંડી દયારામ સુધીના પ્રાચીન ગુજરાતી કાવ્યસાહિત્યની પદ્યરચનાની ઐતિહાસિક સમાલોચના કરી છે. સ્વ. કેશવલાલ ધ્રુવે 'પદ્યરચનાની ઐતિહાસિક આલોચના'માં વેદકાલથી અપભ્રંશકાલ સુધીના પદ્યરચનાના પ્રવાહો ને પ્રકારોની સમીક્ષા કરી હતી સ્વ. ધ્રુવ જ્યાં અટક્યા છે ત્યાંથી શરૂ થતો આ ગ્રંથ એ સમીક્ષાને છેક દયારામ સુધી લાવે છે અને એ રીતે એ અભ્યાસની સળંગતા સાધી આપે છે.

વર્ણમેળ છંદો વેદમાં જ વપરાઇ પછી અદૃશ્ય થયા છે એટલે એની વાત કરવાની હતી નહિ. સંસ્કૃત અક્ષરમેળ વૃત્તો પ્રાચીન ગુજરાતી કવિતામાં બહુ નહિ તોય ઠીક પ્રમાણમાં વપરાયા હોઇ શ્રી. પાઠક પ્રથમ એના જૂની ગુજરાતી કવિતામાં થયેલા ઉપયોગની અને લઘુ–ગુરુની છૂટ, યતિભંગ, પ્રાસનો વિપુલ ઉપયોગ અને આવૃતસંધિ વૃત્તોના વિશેષ વાપર જેવી તે અંગેની નોંધપાત્ર બાબતોની નોંધ લીધી છે. આ પછી તેમણે માત્રામેળ જાતિછંદોના સ્વરૂપની ચર્ચા કરી, અપભ્રંશ અને તેનો વારસો પામેલા જૂના ગુજરાતી સાહિત્યના કડવાબદ્ધ અને ઇતર પ્રબંધોના કાવ્યપ્રકાર તથા પદ્યરચના સમજાવી, અપભ્રંશ અને હિંદીમાંથી ગુજરાતીએ ઉપાડેલા સોળ ચોવીસ ને બત્રીસ માત્રાના તેમજ બીજા જાતિછંદોનો સદૃષ્ટાંત પરિચય કરાવ્યો છે. ત્યારપછી તેમણે પ્રાચીન ગુજરાતી કવિતાએ જેનો બહુજ બહોળા પ્રમાણમાં ઉપયોગ કર્યો છે તે દેશીઓ વિશે જાણવાજોગ સામાન્ય માહિતી આપી, તેના સંગીતનું એકમ, તેનું ધ્રુવ, અને ધ્રુવ અને કડીઓનો સંબંધ એ ત્રણ મુદ્દાઓની ચર્ચા સાથે દેશીઓની સ્વરૂપઘટના સમજાવી, જાતિઓમાંથી દેશીઓ કેવી રીતે નિષ્પન્ન થાય છે એ બતાવી, ચોપાઇ, રોળા, સવૈયા ને દોહરાની દેશીઓ તથા ત્રિકલ, પંચકલ ને સપ્તકલ સંધિઓની અને પ્રકીર્ણ દેશીઓનું બંધારણ જુની ગુજરાતી દેશીઓના સંખ્યાબંધ દૃષ્ટાંતો સાથે તેમની ઉત્થાપનિકાઓ આપતા જઇ નિરૂપ્યું છે.

દેશીઓનું પિંગળ શોધી આપ્યું એ આ ગ્રંથની સૌથી સ્મરણીય વિશિષ્ટતા અને શ્રી. પાઠકની એક સિદ્ધિ ગણાશે. દેશી એટલે પિંગળને નહિ અનુસરનારી કવિતા એમ સ્વ. કે હ. ધ્રુવે કહેલું પણ શ્રી. પાઠકે બતાવ્યું છે કે 'દેશીઓ ગેય છે, પણ સાથે એ ગાનને, તેના તાલને, અનુકૂળ થાય, તેની સાથે મેળ ખાય એવો તેનો અક્ષરવિન્યાસ હોય છે. એ રચનાઓ સ્વરરચના, અને તે સાથે સાથે, ભલે કંઇક શિથિલ પણ, છંદોરચના પણ છે.' આપણા આદ્યવિવેચક નવલરામ પંડ્યાએ ગરબીઓનું પિંગલ હોવું જોઇએ એવો જે મત વ્યક્ત કર્યો હતો તેને શ્રી. પાઠકે સાચો પાડ્યો છે. નવલરામે તો દિશાસૂચન જ કર્યું હતું, એમણે પોતે તથા બીજા કોઇએ ગરબીઓ ને દેશીઓનું પિંગલ શોધવા પ્રયાસ કર્યો ન હતો. એ દિશામાં મુશ્કેલીઓ વચ્ચે અક્ષુણ્ણ ભૂમિ પર આગળ વધી એક નવી કેડી કોરી કાઢવાનું કામ તો આ ગ્રંથ દ્વારા શ્રી. પાઠક જ પહેલીવાર કર્યાનો જશ તેમને મળશે. પિંગળ ને સંગીતના સીમાડા જ્યાં મળે છે તે પ્રદેશનું પર્યટણ કરી પિંગળની હદ તેમણે નક્કી કરી આપી છે. દેશીઓ પર પિંગળની હકુમત સ્થાપી આપી ગુજરાતી પિંગળનો સીમા વિસ્તાર તેમણે કરી આપ્યો છે. દેશીઓ ગેય હોઇ સંગીતનો વિષય છે, તેનું પિંગળ હોય નહિ, એમ માનનાર વર્ગ આપણે ત્યાં છે. એના તરફથી આવનાર વાંધા કલ્પી કે અપેક્ષી શ્રી. પાઠકે 'ઉપસંહાર'માં આપેલા તેના ખુલાસા કે જવાબમાંની દલીલો પ્રતિપક્ષીને ચૂપ કરે એવી છે.

આ વિષયના પોતાના અભ્યાસને જોરે શ્રી. પાઠકે ઘણી બાબતમાં પોતાની સ્વતંત્ર રીતે વિચાર્યું છે, અને સ્વ. કેશવલાલ ધ્રુવ અને નરસિંહરાવથી જુદા પડી પોતાનો મતભેદ વ્યક્ત કર્યો છે. પિંગલગ્રંથોના

છંદોનાં નામના તથા બીજા કેટલાક ગોટાળા કે ન્યૂનતાઓ પણ તે બતાવતા ગયા છે. એથી જ તેમણે સ્વતંત્ર ગુજરાતી છંદ:પિંગલની જરૂર બતાવી છે. એવો પિંગલગ્રંથ તેઓ પોતે જ લખી રહ્યા હોવાનું જાણવા મળ્યું છે. એ લખવા માટે એમના અધિકાર પરત્વે કોઈને કશી શંકા હોય તો તે આ ગ્રંથ જોયા પછી નિર્મૂળ થઈ જશે.

આ ગ્રંથમાં આમ દેશીઓનું પિંગળ પહેલીવાર રજૂ થાય છે, હેમચંદ્રના છંદોનુશાસનથી દલપત–નર્મદ–પિંગલ સુધીના પ્રાચીન ગુજરાતી કાવ્યપ્રકારોની દેહઘટનાની સમજૂતિ અને પ્રાચીન ગુજરાતી કવિતાએ ખપમાં લીધેલા છંદોની લગભગ પૂરી સમીક્ષાત્મક નોંધ એમાં મળે છે. અભ્યાસીઓને માટે આ ગ્રંથ આમ ત્રેવડી વિશિષ્ટતાવાળો અને તેથી મૂલ્યવાન બન્યો છે. આવા ગ્રંથ વરસે વરસે બહાર પડતા નથી.

આ ગ્રંથ ગુજરાતી સાહિત્યની શ્રી. પાઠકની સેવા પર કળશ ચડાવે છે. એને તાજેતરમાં હરગોવિંદદાસ કાંટાવાળા પારિતોષિક મળ્યું છે તે બધી રીતે ઉચિત થયું છે.

શ્રી પાઠકે આ ગ્રંથ પાછળ શ્રમ ઘણો લીધો છે. ઉપલબ્ધ અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતી સાહિત્ય તો તેમને બધું પિંગલદષ્ટિએ તેનું માપ લેવા માટે જોઈ જવું પડ્યું છે જ, પણ સંસ્કૃત અને ભગિની ભાષાંઓના પિંગલગ્રંથોનો તેમજ ગુજરાતીમાં થયેલી પુરોગામી પિંગલચર્ચાનો પણ અભ્યાસ તેમને કરી જવો પડ્યો છે. અને લાંબા સમય સુધી ગુરુ–લઘુના ગણિતમાં તથા માત્રાની સંખ્યાની ગણનામાં તેમને ખૂંપી જવું પડ્યું હશે તે તો જુદું જ. આવો નિષ્ઠાભર્યો પરિશ્રમ લઈ તેમણે જે કાર્ય કર્યું છે તે તો તેઓ જ કરી શકે તેમ હતું.

## ઇતિહાસ–સંમેલન નિબંધ–સંગ્રહ

( પ્ર.ઉપર પ્રમાણે; સોલ એજન્ટ, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો અમદાવાદ; મૂલ્ય, સાડાચાર રૂપિયા)

નવી નવી પ્રવૃત્તિ ઉપાડવાની હોંસીલી ગુજરાત સાહિત્ય સભાએ રંગભૂમિ પરિષદ ભર્યા પછી ૧૯૪૭માં અમદાવાદ ખાતે યોજેલા ઇતિહાસ–સંમેલન પ્રસંગે આવેલા વીસ નિબંધોનો આ સંગ્રહ છે. એમાં કલાના અને ઇતિહાસની દૃષ્ટિઓનો ભેદ ચર્ચતા શ્રી. ચુનીલાલ શાહના લઘુલેખ સિવાય બાકીના બધા નિબંધ કોઈ ને કોઈ રીતે ગુજરાતના ઇતિહાસ પર પ્રકાશ પાડે છે. પં. બેચરદાસ દોશી અને શ્રી. કેશવરામ શાસ્ત્રીએ 'ગુજરાત' શબ્દનું મૂળ તપાસી 'ગુર્જ' અને 'આત' મળી એ શબ્દ બન્યો હોવાનું કહ્યું છે. પં. બેચરદાસ આ 'ગુર્જ'નો કુર્દિસ્તાન કે ગુર્દિસ્તાનની 'ગુર્દ' જાતિ સાથે સંબંધ જોડે છે. શ્રી. ભોગીલાલ સાંડેસરાએ પોતાના બેમાંથી એક નિબંધમાં આપણા પ્રદેશ માટે 'ગુજરાત' અને ભાષા માટે 'ગુજરાતી' એ શબ્દોના પ્રચાર સંબંધમાં સ્વ. નરસિંહરાવે આપેલી માહિતીમાં ઘણો ઉમેરો કરી સિદ્ધ કર્યું છે કે 'ગુજરાત' શબ્દ વિક્રમના અગિયારમા શતકમાં અને ગુજરાતી' પ્રેમાનંદની પહેલાં લોકબોલીમાં પ્રચારમાં આવ્યા હોવા જોઈએ. બીજા નિબંધમાં શ્રી. સાંડેસરાએ અતીતનો અંધારપડદો ઊંચકી વિક્રમના તેરમા–ચૌદમા શતકમાં ગુજરાતમાં થયેલી સાહિત્યપ્રવૃત્તિનો અને તેમાં ફાળો આપનાર કવિઓ અને પંડિતોનો પરિચય કરાવ્યો છે. શ્રી ડોલરરાય માંકડે પશ્ચિમી ક્ષત્રપો ક્યાંથી આવ્યા એ બાબત અને કાલકાચાર્યના તેડાવ્યા શકરાજાઓ ને સિંધ થઈ કચ્છને રસ્તે કાઠિયાવાડમાં તેઓ આવ્યા હતા એમ પોતાનું મંતવ્ય પોતાના નિબંધમાં રજૂ કર્યું છે. શ્રી. હરિપ્રસાદ શાસ્ત્રીએ યુઅન શ્વાંગના પ્રવાસ વર્ણનમાંથી વલભીયુગ પર પ્રકાશ પાડતી ગુજરાત વિષયક માહિતીનો સાર આપી તેના પર પદ્ધતિસર ભાષ્ય કર્યું છે. શ્રી. રામલાલ મોદીએ ગુજરાતના મધ્યકાલના ઇતિહાસમાંથી એને માટે મળતી થોડી સામગ્રી પ્રત્યે અંગુલિનિર્દેશ કરી ગુજરાતનો તાત્ત્વિક સાંસ્કૃતિક ઇતિહાસ લખવાની અગત્ય દર્શાવી છે. શ્રી કનૈયાલાલ દવેએ પુસ્તક પ્રશસ્તિઓમાંનાં ઐતિહાસિક વિધાનોની સમીક્ષા કરી છે. ડૉ. મોલેસ્ટારે પોતાના બે નિબંધમાંથી એકમાં દશમી સદીના ઉત્તરાર્ધમાં ચાલુક્ય ત્રૈલોક્યના પુત્રે ગુજરાત પર મેળવેલા વિજય વિશે





અને બીજામાં પ્રારંભ કાળના મુંબઇના ગુજરાતી ઘડવૈયાઓ વિશે લખ્યું છે. બાકીના નિબંધોમાં, શ્રી. ધીરજલાલ ધ. શાહે ચૌદમી સદીના ગુજરાતના રાજમાર્ગ વિશે, શ્રી નિર્ભયરામ દ્વિવેદીએ ગાળાના મહારિકા મંદિરને ત્યાંના શિલાલેખો વિશે, શ્રી લાલચંદ ગાંધીએ વિ. સં. ૧૦૪૫ની એક જૈન પ્રતિમા વિશે, ડૉ. હરિપ્રસાદે પાંચસો વર્ષ પર આલમોડા ગયેલા ગુજરાતના ત્રિવેદી વિશે, શ્રી રામસિંહ રાઠોડે ગુજરાતના ઇતિહાસમાં કચ્છના સ્થાન વિશે, કાઝી સૈયદ નુરુદ્દીન હુસેને ભરૂચના સ્વતંત્ર નવાબો વિશે, ડૉ. ઝહિરુદ્દીન મદનીએ ગુજરાતના મલેકુ—તુજાર વિશે અને દી. બ. કૃષ્ણલાલ ઝવેરીએ ફ્રાન્સ સભાના કેટલાક હસ્ત લિખિત ફારસી ગ્રંથો વિશે જાણવાજોગ માહિતી રજૂ કરી છે.

નિબંધસંગ્રહ ગુજરાતના ઇતિહાસ પર જુદી જુદી બાજુથી આછુંપાતળું અજવાળું નાખતી પ્રકીર્ણ સામગ્રી સંપડાવી રહે છે, તેમાં જ એની ઉપયોગિતા રહેલી છે.

## જીવનપંથ

[ લે. 'ધૂમકેતુ'; પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય, સાડાચાર રૂપિયા. ]

આ જ શીર્ષકથી 'ઊર્મિ'માં પ્રગટ થતી 'ધૂમકેતુ'ની લેખમાળાનું પ્રથમ ખંડ રૂપે પ્રગટ થતું આ પુસ્તક ગુજરાતી આત્મકથાઓની સંખ્યામાં એકનો ઉમેરો કરે છે. એને આત્મકથા નહિ પણ સંસ્મરણોની આપકથા કહી કર્તાએ એના લેખનનો હેતુ આત્મપરીક્ષણનો નહિ તેટલો 'સંસ્મરણોનું જીવનકાવ્ય' માણવાનો—ગાવાનો છે એમ સૂચવવા માગ્યું જણાય છે.

પુસ્તક કર્તાની સાંભરણ જ્યાં લગી પહોચે છે ત્યાંથી એટલે કે તે ગુજરાતી ત્રીજી—ચોથીના વિદ્યાર્થી હતા ત્યાંથી, તે બહાઉદ્દીન કૉલેજના વિદ્યાર્થી બન્યા ત્યાં સુધીના ગાળાની વાત કરતું હોઇ, કર્તાના વિદ્યાર્થી—જીવનનાજ સંસ્મરણાવલિ બન્યું છે. પરિણામે એમના ગુજરાતી અભ્યાસના સ્થળ વીરપુર અને અંગ્રેજી ભણતરનાં સ્થળો બીલખા, જેતપુર, પોરબંદર અને જૂનાગઢના એમના નિવાસનાં સંસ્મરણો જ એને ભરી દે છે. નિશાળે જવાનું ટાળવા કૃત્રિમ તાવ આણવાનું, ઘરની ભેંસો ચારવા જવાનું અને ઘરની વંડી ચણવાનું જે કિશોર પસંદ કરતો હતો તેનાથી ગુજરાતી આઠ ચોપડી કેમ પૂરી થઇ, ટ્રેનિંગ કૉલેજમાં જવાને બદલે અંગ્રેજી ભણવાનું અને મેટ્રિક થયા પછી નોકરી લેવામાંથી કૉલેજમાં જવાનું કેવી વિધિનિર્દિષ્ટ રીતે જાણે કોઇની સૂચના કે સક્રિય મદદથી બન્યું, એની જાણ એ આપણને કરે છે ન સાવ કંગાલ, ન ઠીક સમૃદ્ધ, એવી સામાન્ય સ્થિતિના સ્વમાની બ્રાહ્મણના આ સંતાનનું વિદ્યાર્થી જીવન કેવી ગરીબાઇમાં અને કેવી મુશ્કેલીઓ વચ્ચે, એને એક સાધના જ કહેવાનું મન કરાવે એવી રીતે, પસાર થયું છે તે આ સંસ્મરણો આપણને જણાવે છે. વિદ્યાર્થી 'ધૂમકેતુ'એ ભેંસો ચારી છે, લોટ પણ માગ્યો છે, બીલખાના રાજમાતા પાસે કથા વાંચી છે, તેમને એક વાર્તા માટે અત્યારે મળતા પુરસ્કારના પાંચમા ભાગથીય ઓછા માસિક પગારે માસ્તરની નોકરી કરી છે, માસિક છ આનાના ભાડાની ઓરડીમાં સ્વયંપાકી સ્વાશ્રયી વિદ્યાર્થી જીવન ગુજાર્યું છે! આ બધું આ પુસ્તક વિના ક્યાંથી જાણવા મળત?

સાહિત્યકાર 'ધૂમકેતુ'ના ઘડતરની કથા પણ પુસ્તકમાંથી મળી રહે છે. રામાયણ મહાભારત ને લોકવાર્તાના શ્રવણે તેમજ પોતાના વાચનરસથી તેમ મરિયમ બીબીના શોખથી ઉપલબ્ધ ગુજરાતી સાહિત્યના વાચને પોતાની મનોભૂમિ પર કેવું સંસ્કાર સિંચન કર્યું હતું, બીલખાના આનંદાશ્રમમાં પોતે કેવો ઉત્સાહભર્યો લેખનારંભ કર્યો હતો, હાઇસ્કૂલમાં ભણતાં ભણતાં પોતે કેવા કવિતાઓ લખી રહ્યા હતા, સને ૧૯૦૮—૯ થી ૧૯૨૧ સુધીનાં બાર વરસનું પ્રાથમિક વ્યાયામ જેવું લેખનનું તપ પોતે કેવું પૂરું



કર્યું છે, 'એ બધાની કોઈને કદાચ એ સભાનપણે કરાઈ લાગે એવી વાત કર્તાએ આ સંસ્મરણોમાં કરી છે. 'નર્મદ'ના તથા ઐતિહાસિક નવલકથાઓના વાચને 'ધૂમકેતુ'નો ઇતિહાસપ્રેમ, વીરપુર બીલખા અને જૂનાગઢ માં મળેલી પ્રકૃતિદર્શનની તકે એમનો કુદરતપ્રેમ, નાનપણમાં જોયેલા ભૂવાના ચમત્કાર તથા ચૂડેલના રાસડાએ તથા મણિલાલ સ્ટેશનમાસ્તર અને આબરાના જગજીવન માસ્તરના સંસર્ગે અગમ્યમાં એમનો રસ કે એમની શ્રદ્ધા, ગામડાના લોકસમાજના નિકટના પરિચયે તથા પોતાના અનેક હાડમારીઓના અનુભવે એમની ગરીબો પ્રત્યેની હમદર્દી, અને બોનાપાર્ટના નેપોલિયન-ચરિત્રના વાચને એમની વિજિગીષા કેવી પ્રેરેલ છે એ હકીકત પણ યથાપ્રસંગ કહેવાઈ છે. આ બધી બાબતો, એટલે કે ઇતિહાસપ્રેમ, કુદરતપ્રેમ, અગમ્યમાં રસ, ગરીબો પ્રત્યે હમદર્દી અને વિજયની ફિલસૂફી, 'ધૂમકેતુ'નાં લખાણોમાં ઊતરી એનાં વિશિષ્ટ લક્ષણો બન્યાં છે એ સૌ જાણે છે.

સ્વાભાવિક રીતે જ આ સંસ્મરણોમાં કર્તા કેન્દ્ર-સ્થાને છે. તેમ છતાં એમના દાદા, એમના પિતા, એમનાં ભાભી, સુરાજી ઠાકોર, રામસિંહ પોલીસ અધિકારી, મરિયમ બીબી, શ્રી નથુરામ શર્મા અને કર્તાના શિક્ષકો, હેડમાસ્તરો, સહાધ્યાયીઓ અને સહાયકો પણ એમાં પાત્ર બન્યાં છે. કર્તાના વિદ્યાર્થીકાળનું આર્યસમાજના પ્રાબલ્યનું વીરપુરનું વાતાવરણ, બીલખાનો આનંદાશ્રમ, એ વખતની 'પ્રાથમિક-માધ્યમિક શાળાઓ અને શિક્ષણ-પરીક્ષણ-પદ્ધતિ, એ વખતની બહાઉદ્દીન કૉલેજ-આ સર્વ વિશે પુસ્તક-માં આવતી માહિતી આ સંસ્મરણોની સામાજિક ભૂમિકા બને છે. પુસ્તક આને લીધે વિવિધતાનો કંઈક રસ દેખાડી શકે છે.

પુસ્તકનાં પહેલાં બે પ્રકરણોમાં કર્તાએ આ આપકથાના પ્રેરક સંજોગો, આ સાહિત્યપ્રકાર વિશે પોતાનું દૃષ્ટિબિંદુ અને તેના લેખન પાછળ રહેલો પોતાનો આશય સમજાવવાનો પ્રયાસ કર્યો છે. ખરી રીતે એ પ્રકરણોની અલગ પ્રસ્તાવના બનાવવાની જરૂર હતી. આવી સંસ્મરણાત્મક 'આપકથા' એ સર્જક અને વિવેચક ઉભયની શક્તિઓ માગનાર સાહિત્ય પ્રકાર છે એ કર્તા જાણે છે. એમણે પ્રવેશક પ્રકર-ણમાં એમ કહ્યું પણ છે, પરંતુ આ કૃતિ વિશે વાત કરીએ તો 'ધૂમકેતુ'માં જો વિવેચક વસતો હોય તો એને સર્જકે બહુ પૂછ્યું ગાછ્યું લાગતું નથી. વિગ-તોના તિરસ્કાર-પુરસ્કારમાં, સંક્ષેપ-વિસ્તારમાં અને ક્રમવ્યવસ્થામાં, તથા સમગ્ર લખાણને સુશ્લિષ્ટ બના-વવામાં એ વિવેચકની સલાહ કિંમતી થઈ પડત. આમ તો પુસ્તકમાં રસળતું સંસ્મરણાલેખન થયું છે.

'ધૂમકેતુ'ની આ સ્મરણકથા 'જીવનપંથ-ખંડ ૨'માં આગળ વધવાની છે. બહાઉદ્દીન કૉલેજમાંનાં એમનાં વર્ષો અને ત્યારપછીની કારકિર્દી વિશે એમાં આવશે.

★

## સાભાર સ્વીકાર

૧—૨. **ગુજરાતી વાચનમાળા: બાળપોથી, પહેલી અને બીજી ચોપડી** (સરકારી કેળવણી ખાતું, મુંબઈ પ્રાંત; મૂલ્ય, અનુક્રમે પાંચ અને આઠ આના).

મુંબઈ સરકારે નીમેલી શ્રી. ભીખુભાઈ દેસાઈ અને બીજા પાંચ સભ્યોની પાઠ્ય પુસ્તક સમિતિએ કાળજીપૂર્વક અને દૃષ્ટિપૂર્વક તૈયાર કરેલી જાણીતી, સાહિત્યની, રાષ્ટ્રીય અને વર્ધાયોજનાની દૃષ્ટિઓને સંતોષવા મથતી, સુંદર ચિત્રો અને મુદ્રણથી બાળકોને સહેજે આકર્ષે એવી, પ્રાથમિક પહેલા અને બીજા ધોરણ માટેની વાચનપોથીઓ.

મારી હૈયાસગડી

ઇશ્વર પેટલીકર

## મારી હૈયાસગડી

ભાગ ૧-૨

ઇશ્વર પેટલીકર

પુસ્તકાકારે આ વાર્તા પ્રથમ બહાર પડે છે, એનો પરિચય ગુજરાતી આપવાની જરૂર રહી નથી જાણીતું સાપ્તાહિકમા સતત ની આખી સાત વાર્તા તરીકે એણે હજારો વાચક પ્રેમ જીત્યો છે. પાત્રો આત્મિયતા સાધી કે પુસ્તક ખમા ભાગ ચીરા છે

વાર્તામા રસ કેવળ શોખીન યુવકો અને યુવતીઓ જ લીધો છે એમ નહિ વિદ્વાન અને વિવેચક ન જાણીતા પ્રાધ્યાપક રામન પણ વિ. પાઠક છાપાઓમા આવતી વાર્તાઓ કોઇ અલાગ વાચી ન હતી. તુચ્છ લાગતુ એમને રસપ્રદ ન છતા આ વાર્તાના પ્રથમ પ્રકરણ શરૂઆતમા ન એના પ્રવાહે એમને એવા બાંધ્યા કે 'ક સુ ! એમો વાચ્ય છૂટકા થયો એમ વિદ્વાનોએ પણ ટૂંકે ટૂંક વાચ્યા રસમા




પોતાની સુવાસ ફેલાતી એટલે અમને ચોક્કસ છે કે ગુજરાતી સાહિત્યને નવલકથાઓમા આને મળ્યુ છે જ એવી આ તમે વાચ્યા વગર નહીં એટલું જ અમારે ના કહ

પા રે . અમદા

# બે નવી નવલકથાઓ

☆

[૧] રાજબાલા

અનુ : રમણલાલ સોની

કિંમત રૂ. ૪-૪-૦

કવિવર ટાગોરની પ્રેરણાથી આ નવલકથા લખાઈ છે વસ્તુ, શૈલી અને પાત્રાલેખનની દૃષ્ટિએ એક નવી જ ભાત પાડે તેમ છે.

[૨] શંખનાદ

અનુ : રમણલાલ સોની

કિંમત : ૨-૧૨-૦

શ્રી. નરેશબાબુનું બંગ સાહિત્યમાં અનોખું સ્થાન છે. એમની રચનાઓમાં અદ્‌ભુત રસ છે. શૈલીની કુશળતા અને લેખનની અસાધારણ શક્તિએ બંગ વાંચકોને મોહીની લગાડી છે. અહીંના વાંચક વર્ગને પણ એ ગમશે એવી શ્રદ્ધા છે.

☆

તમારી લાયબ્રેરી માટે મગાવો

**ભારતી સાહિત્ય સંઘ લિ૦**

ફરનાન્ડીઝ પૂલ નીચે : ગાંધી રસ્તો

અમદાવાદ-૧


ઊર્મિ અને નવરચના — સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

'ઊર્મિ' વર્ષ ૧૯ . 'નવરચના' વર્ષ ૧૮ : અંક ૧૨મો

માર્ચ : ૧૯૫૦


ક્રમ


| | | |
|---|---|---|
| સમાધાનની વૃત્તિ | ધૂમકેતુ | ૫ |
| જીવનપંથ | ધૂમકેતુ | ૭ |
| 'હું' ને (કાવ્ય) | પ્રભુરામ રાજ્યગોર | ૧૨ |
| નોંધપોથી | અ-યાત્રી | ૧૩ |
| ગુરુદેવ : અમારે આંગણે | અનુ: રમણિક મેઘાણી | ૧૭ |
| ઘૂંટવી છે...(કાવ્ય) | શેખઆદમ આબુવાલા | ૨૧ |
| મરકાર કથાઓ | ... | ૨૨ |
| આંટી | પન્નાલાલ પટેલ | ૨૫ |
| શ્રદ્ધા (કાવ્ય) | હરીન્દ્રનાથ | ૨૭ |
| સેવાગ્રામ ડાયરી [૨] | પં. શ્રીરામ શર્મા | ૨૮ |
| હૃદયધ્વનિ (કાવ્ય) | સ્વ 'દેવ' | ૩૨ |
| વેશવાળની નિષ્ફળતા | મગનલાલ ત્રિવેદી | ૩૩ |
| નવવર્ષા | રવીન્દ્રનાથ ઠાકુર | ૪૦ |
| પ્રેમસિતારા (કાવ્ય) | સ્વ. 'દેવ' | ૪૨ |
| પ્રશ્નોત્તરી | અ-યાત્રી | ૪૩ |
| સત | પુષ્કર ચંદરવાકર | ૪૬ |
| ઘાતકી પ્રાણીઓમાં અનોખી પાસીભત ધરાવનાર રીંછ | પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ | ૫૩ |
| સર્વોદય કે સામ્યવાદ ? | વસુબન્ધુ | ૫૭ |
| પતંગિયું (કાવ્ય) | ઉમાશંકર જોશી | ૬૬ |
| ગ્રંથસમીક્ષા | અ. મ. રા. | ૬૭ |


'માનવીનાં હૈયાં' ચાલુ વાર્તા આ અંકે આવી શકી નથી તે માટે વાચકો અમને દરગુજર કરશે. આવતા અંકથી નિયમિત આવશે.


—: વાર્ષિક લવાજમ :—

દેશમાં : ૭-૮-૦ :: પરદેશમાં : રૂ. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ-૧

રવાણી એન્ડ કંપની : ૪૦૫, કાલબાદેવી : મુંબઈ-૨

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી ઇશ્વરલાલ મો. દવે ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ-૧

મુદ્રક : જયંતી ઘેલાભાઈ દલાલ : વસંત પ્રેસ, ઘીકાંટા રોડ, ઘેલાભાઈની વાડી : અમદાવાદ.

પ્ર. ફી. ૧ થી ૩ }
પ્ર. પ. ૧-૪-૦ }

# કસોટી જયંતી વ્યૂહ ૧૨૯

બંધ તારીખ ૧૪ માર્ચ મંગળવાર

## રૂા. ૧૯,૦૦૦નાં ઈનામો

| પહેલું ઇનામ | બીજું ઇનામ | ત્રીજું ઇનામ |
|---|---|---|
| રૂા: ૯૦૦૦ | રૂા: ૩૭૦૦ | રૂા: ૨૩૦૦ |

સંપૂર્ણ વિગતો માટે 'અક્રમ' અઠવાડિક જુઓ.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ર | સ | સ | ચ | | | ચ | | |
| | ગા | | | | | મ | | ર |
| કા | | | મા | લ | ગો | | | તા |
| | કો | ર | | ઈ | | ર | ત | |
| | | | | શબ્દવ્યૂહ | | | ક | |
| | ર | | સ | હ | | | | |
| ડ | | | | | | વિ | ર | |
| પૈં | | શા | | ક | | વા | ૧૨૯ | |
| ણ | | લે | | ત | | | | |

### આડી ચાવીઓ:

(૧) નવરાશની પળોને શબ્દવ્યુહો થી.. બનાવજો.

(૪) ...નું નામ લેનાર ઘણીવાર કનડગત વહોરી લે છે.

(૬) પરતંત્ર પ્રજામાં સ્વદેશી માલ માટે અલ્પ...હોય તે અસંભવિત નથી.

(૯) ...રાગ શ્રવણ કરનારને એનું જલદી વિસ્મરણ થવું મુશ્કેલ છે.

(૧૧) અહીં 'રૂમાલ' કે 'હમાલ' આવશે.

(૧૨) ...હોય તો નોકર નવરો બેસતા વિચાર કરશે.

(૧૪) સંકેત

(૧૭) પોતાના જીવનમાં શું...છે એનો અંદાજ માનવી બહુધા બીજાના જીવન પરથી બાંધે છે.

(૧૮) ...પર પોતાનું વર્ચસ્વ જમાવવા આજની યુવતિ ખુબ થનગન કરતી હોય છે.

(૧૯) સ્વહિત કાજે પ્રયાસ કરવા માનવી...તૈયાર થાય છે

(૨૨) સંસારની સુખસામગ્રીથી અલિપ્ત રહેનાર વ્યક્તિ હશે.

(૨૩) સ્ત્રી પોતાનું દુઃખ...મા રડયા વિના રહેશે નહિ.

(૨૪) અન્ય કરતાં પોતાને વધુ દુઃખી...એ નિરાશાવાદીઓની એક ખાસીયત હોય છે.

(૨૫) દારૂ સાથે...કરનારને કદીક કપરો અનુભવ થાય છે.

(૨૬) ઉભી પ્રમાણે.

### ઊભી ચાવીઓ:

(૨) ...ને સમાજજો.

(૩) પ્રેમા આગળ સ્ત્રી સહેજે... દેખાવા પ્રયત્ન કરે છે

(૫) ગ્રહોનો ... જોવા જોષીની જરૂર નથી પડતી.

(૬) હતાશ થતા સૈન્યને દુશ્મનની ...કદીક પાનો ચડયો છે.

(૮) અહીં 'ઇલમ' આવશે પડયો છે

(૧૦) પ્રદીપ્ત અગ્નિ સામે ગમે તેવો ...પણ ઓગળી જાય છે

(૧૩) અવડ...મા જીવજંતુઓનો ભય વધુ હોય છે.

(૧૫) ...કરી ગભરાવું એ નિર્બળતા લેખાય છે.

(૧૬) ...થી કરે તે કાર્ય માનવી બને તેટલું વહેલું કરવા મથે છે.

(૧૮) ...માં ઘણીવાર હુકમ કરાવાની વૃત્તિ જોર પકડે છે.

(૨૦) આજે મધ્યમવર્ગની...સાંભળનારનું દિલ દ્રવી જશે

(૨૧) હોશિયાર.

(૨૨) ...સમાન વચ્ચે થાય એમાં એમનું શ્રેય છે.

(૨૬) 'વિશ્વમાં સ્ત્રીઓનું રાજ્ય હોવું જોઇએ ?' એ પ્રશ્નનો જવાબ ઘણીખરી સ્ત્રીઓ '...' માં આપશે.


| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ર | સ | મ | ચ | | | ચ | | |
| | મા | | | | | મ | | ર |
| કા | | | મા | લ | ગો | | | તા |
| | કો | ર | | ઈ | | ર | ત | |
| | | | | શબ્દવ્યૂહ | | | ક | |
| | ર | | સ | હ | | | | |
| ડ | | | | | | વિ | ર | |
| પૈં | | શા | | ક | | વા | ૧૨૯ | |
| ણ | | લે | | ત | | | | |


અમદાવાદના કલેકટરે તા ૨૧-૪-૪૯ ના લાયસન્સ નંબર ૧ થી મંજુર કરેલી હરીફાઈ

કસોટી હરીફાઇના સર્વ શરતો–નિયમો મને કબૂલ મંજૂર છે. પ્રવેશપત્રો એકી સાથે કાપજો.

નામ ______________________

ઠેકાણું

ગામ

| મેં મારા નામે કુલ પ્રવેશપત્રો નંબ ......ભર્યાં છે. | મેં મારી પ્રવેશફીના રૂા..... આ સાથે......થી મોકલ્યા છે |
|---|---|

પ્રવેશ પત્રો મોકલવાનું તથા પત્રવ્યવહારનું સરનામું:

**કસોટી કાર્યાલય : ગાંધીરોડ, અમદાવાદ.**



# સમાધાનની વૃત્તિ

જીવનની શક્તિ જાળવવામાં એક પ્રકારની કલા રહી છે એ આ જમાનામાં, વિસરાઈ જતી વસ્તુ થતી જાય છે ઉદાહરણ તરીકે આપણે ઘણી વખત એક વસ્તુને કાં એકદમ ખરાબ, અથવા તો એકદમ જ સારી ગણી કાઢીએ છીએ. ખરી રીતે એવા તદ્દન જ વિભિન્ન એવા બે વિભાગ દુનિયામાં કયાંય નથી. બધી જ રીતે ખરાબ એવી કોઇ વસ્તુ નથી. એના ખરાબમાં ખરાબ સ્વરૂપમાં પણ હરકોઈ વસ્તુ કાંઇક સારો અંશ ધરાવે જ છે. તેમજ સારામાં સારી વસ્તુ પણ ખરાબ અંગ વિનાની હોઇ શકે જ નહિ

જીવન વિષેનો આ વિવેક અતિ અગત્યનો છે. એવી દૃષ્ટિ વડે જ માણસનું જીવન સહ્ય અને સુંદર બને છે એક ચીની ફિલસૂફને કોઇએ પૂછયું કે જીવનને જાળવનારી શક્તિનું શું રહસ્ય છે? ત્યારે એણે જવાબ આપ્યો કે 'જે માણસ જીવનને સમગ્ર દૃષ્ટિથી જોતાં શીખે છે એ માણસ જ જીવન જાળવી શકે છે.' એક વખત એક માણસને ઘણા ઉપયોગી કામ માટે પરગામ જવાનું હતું. તેણે ઘોડાગાડી કરી ને સ્ટેશને જવા ઉપડયો. ઘોડો અડિયલ નીકળ્યો ને એ વખતસર પહોંચી શકયો નહિ એને પોતાની જાત ઉપર, ઘોડાવાળા ઉપર, રસ્તા ઉપર, મ્યુનિસિપાલિટી ઉપર, અને છેવટે હમેશાં મોડી આવનારી રેલ્વે ગાડી તે દિવસે વખતસર આવી માટે રેલ્વે ગાડી ઉપર પણ ગુસ્સો ચડયો. થતું હતું એવું કે આ ગાડી ભૂલવાથી જીંદગીની એક સારામાં સારી તક એ ગુમાવી રહ્યો હતો।

તે મનમાં ને મનમાં ઘણો શોક અનુભવી રહ્યો પણ થાય શુ?

એ કડવાશ તે દિવસના એના દરેક વર્તનમાં તો હતી જ, પણ કેટલાય દિવસ સુધી એ કડવાશ એના મનમાં ઘર કરી રહી।

એક દિવસ અચાનક કોઈ બીજા માણસ પાસે એ વાત નીકળતાં એણે પોતાની ઘર કરી બેઠેલી કડવાશ પ્રગટ કરી. પણ બન્યું એવું કે એ માણસને તે દિવસની મુસાફરીનો જીંદગીમાં ન ભૂલાય તેવો અનુભવ યાદ રહી ગયેલો। એણે તે દિવસે પોતાના ઉપર વીતી હતી એની વાત માંડી।

ત્યારે પેલા ભાઈના મનમાંથી પોતાની કડવાશ નીકળી ગઇ। એને ત્યારે થયું કે પોતે ટ્રેઇન ચૂકી ગયો તે સારું થયું!





જુ બી એ માં વિદ્યાર્થીઓને ત્રણ રૂપિયા ને સી બી એ.માં આવે ત્યારે પાંચ રૂપિયા સ્કોલરશીપના આપવા. એટલે તમે તાગ્મે સાહેબ પાસે પણ ખોટો આગ્રહ ન કરતા તમારા પાંચ રૂપિયા કરશે તો કેટલાય વિદ્યાર્થીઓને આપવા પડશે ને પછી અમારે ત્યાં એ પાંખડા મળે તેમ નથી!'

તાગ્મે સાહેબને હું મળ્યો; ત્યારે મેં આગ્રહ તો કર્યો કે મને પાંચ રૂપિયા મળવા જોઈએ. પણ જે નિયમ એમના ભાણેજે કહી બતાવ્યો હતો એ નિયમ એમણે પણ આગળ ધર્યો. અને તથાગમાં મને શિખામણ આપી કે આંહીં જે તમારા કેટલાક ગુજરાતી ઓફીસરો છે તેમને તમે મળો અને તેમને પણ જ્ઞાતિ પરજ્ઞાતિના ભેદભાવ વિના વિદ્યાની ખાતર વિદ્યામાં રસ લેતા કરો એ પણ એક સામાજિક કામ જ છે.'

જૂનાગઢમાં એક વખત ગયજી સાહેબના નામનો સિક્કો વાગતો હતો. જેમના પર એમની કૃપાદૃષ્ટિ થાય તેમનો બેડો પાર થઈ જાય એવી સાહ્યબી એક વખત એમને ત્યાં હતી. પણ એમની કૃપાદૃષ્ટિ કાઠિયાવાડના મુત્સદ્દીઓના વાતાવરણ પ્રમાણે જેમને છેડે 'રાય' નહિ એવા કોઈ ઉપર થાતી જ નહિ. કાઠિયાવાડમાં આ રાયના અને ચંદના ઠંડા જુદ્ધ આજે વર્ષોથી ચાલ્યા આવે છે! અને કાઠિયાવાડની ભૂમિને પછાત રાખતાં આવે છે. એ વખતે તો જૂનાગઢમાંથી ગયજીનું નામનિશાન ગોરા અધિકારીએ કાઢી નાખેલું. પણ રાયજી સાહેબનું એક આલીશાન મકાન હતું, જેમાં રસ્તા ઉપરથી દીવાનખાનાના આગલા ભાગમાં એક હીંડોળાખાટ ઝુલ્યા કરતી! હાથમાં થીની નાનકડી વાટકી લઈને આ રસ્તે હમેશાં મારે નીકળવું પડતું ત્યારે રસ્તા ઉપરથી મકાન તરફ દૃષ્ટિ જાય તો પચીશ ત્રીસ પગથિયાં ઉંચે, આગલી પરસાળમાં પેલો પીતળ સાંકળજડિત હીંચકો ધીમે ધીમે ઝૂલતો હોય ને તે ઉપર એક ઓફિસર ... પરિસ્થિતિ ખાતા હોય ... આનંદનો ... એટલે

એક વખત તાગ્મે સાહેબની શિખામણની અસર થઈ. તે વખતે એ મકાનમાં રાવબહાદુર કેશવલાલ ત્રિવેદી, અમદાવાદના ગૃહસ્થ, રેવન્યુ કમીશ્નર તરીકે રહેતા હતા એક દિવસ હાથમાં થીની વાટકી ને સડસાટ પગથિયાં ચડીને તેમની સામે જઈને ઊભો રહ્યો. ચોપડીઓ જોઈને એ સમજી તો ગયા કે હું વિદ્યાર્થી લાગે છે. એમણે તરત પૂછયું.

'કોનું કામ છે?'

મેં કહ્યુંઃ 'આપને મળવું હતું!'

'કેમ?'

'હું અહીં સાહેબ! જયુ બી. એ.માં ભણું છું મારે થોડી મદદની.'

'હા હા...' તે અંદર જવા માટે તરત ઊભા થઇ ગયા. ને જતાં જતાં જ બોલ્યાઃ 'તમે તાગ્મે સાહેબને મળજો. એ બધાને મદદ કરે છે.'

મારે કહેવાનું ઘણું હતું પણ ત્યાં ખંડમાં ખાલી હીંચકો ચાલી રહ્યો હતો.

ચુપચુપ નીચે ઉતરીને વીશીની વાટ પકડી તો થોડું મોડું થયુ એટલે અરધું ભૂખ્યું ઉઠવું પડ્યું એટલું નફામાં!

અમદાવાદનો આ પહેલો પરિચય થયો!

પણ તાગ્મે સાહેબે કહેલી વાત મોડેક પણ કોઈના પણ અંતરમાં આવી સાર્વજનિક વિદ્યાર્થી વાત ઉતારી શકાય તો ભવિષ્યમાં એ બીજાને ઉપયોગી થઈ પડે એમ ધારીને, આ એક પ્રયત્ન સફળતા ન મળી છતાં બીજો પ્રયત્ન આદર્યો.

મારા એ વીશીવાળા માર્ગ ઉપર એક બીજા ગૃહસ્થ પણ ત્યાં રહેતા હતા. તાગ્મે સાહેબે કહેલી વાત હજી યાદ હતી એટલે આ ગૃહસ્થની જ ... લઈ તેમની પાસે મારી માગણી મૂકવાનો નિશ્ચય કર્યો. જે પ્રમાણે રાવબહાદુર કેશવલાલ ત્રિવેદીને ત્યાં હું ચડ્યો હતો તે જ પ્રમાણે આ બીજા ગૃહસ્થ રાવબહાદુર મણિશંકર ગજારામ ત્રિવેદી બી. એ. એલ એલ. બી




એમને ત્યાં પણ એક દિવસ અચાનક જઇ ચડયો. એ પણ હીંચકા ઉપર ઝૂલી રહ્યા હતા. અને તેમણે પણ ચોપડીઓ જોઈને જ વાતનો સાર પકડી લીધો. એમણે એ જ જવાબ મળ્યોઃ 'તમારા જેવા મદદ માટે કેટલા ય આવે છે! કેટલાકને મદદ કરીએ? તાકએ સાહેબને મળો. એ બધાને મદદ કરે છે!'

આ પ્રમાણે ધારી મદદ કયાંકથી મળતી, કયાંકથી નહોતી મળતી, છતાં ટટ્ટુ તો ચાલતું હતું. એ વખતે વળી વર્નાક્યુલર સોસાયટી પાસેથી મદદ મેળવી લેવાનો સંકલ્પ કર્યો જણાય છે. 'સ્ત્રી જીવનનો વિકાસ' એવું એક બસો રૂપિયાનું ને 'સ્ત્રીઓને ઉચ્ચી કેળવણી' એ વિષે દોઢસો રૂપિયાનું એવા બે જાહેર ઇનામોની નોંધ રાખી છે. એ માટે પ્રયત્ન કર્યો જણાતો નથી. આ સઘળો વખત સાહિત્ય પ્રવૃત્તિ તો ચાલુ હતી જ. પણ એ વિષે કોઈના બહુ પ્રોત્સાહ-જનક પ્રત્યુત્તર મળ્યા લાગતા નથી. 'સમાલોચક'માં પ્રગટ થવા માટે એકાદ વાર્તા મોકલેલી—પણ એ પ્રગટ થતી ન હતી માટે રમણીયરામને ખાસ કાગળ લખ્યો જણાય છે. રમણીયરામનો જવાબ સચવાઈ રહ્યો છે. એમણે લખ્યું હતુંઃ

રા. ભાઈશ્રી ગૌરીશંકર,

તમારો કૃપાકાર્ડ મળ્યો. વર્તમાન છાપખાનાની મુશ્કેલીઓનો ત્હમને શો ખ્યાલ આવી શકે! ત્હમને લાગે તે હું સ્હમજી શકું છું. સદર વાર્તા* જરૂર જ છપાશે. પણ કાગળ વિગેરેની મોંઘાઇ એટલી વધી છે તેમ છાપખાનામાં પણ એટલી અવ્યવસ્થા છે કે ત્હેનો ખ્યાલ હું ત્હમને આપી શકતો નથી. બેદરકારીનો કે આલસ્ય પ્રમાદનો આ સંબંધમાં પ્રશ્ન જ નથી. કેવલ અનુકૂળતા જ જોવાય છે. બહુ જ ટુંક વખતમાં ત્હમારી વાર્તા છપાશે. પ્રેસમાં જ છે. આશા છે કે જે ધૈર્ય તમે રાખ્યું છે તે જ રાખશો ને આ વિલંબ માટે ક્ષમા કરશો. લી. રમણીયરાય ગો.

આ પ્રમાણે એકાદી વાર્તા પ્રગટ કરાવવા માટે ઘણા પ્રયત્નો કર્યા હોય તેમ જણાય છે. છતા હજી

* વાર્તાનું નામ ગૌલબાલા.

એમાં જોઈએ તેટલી સિદ્ધિ નહિ હોય તેથી પ્રગટ થવામાં બધે વિલંબ થતો. ને શરૂઆતના લેખકને લાગે તેમ આ વિલંબ અસહ્ય જણાતો હતો. આ સ્થિતિમાં સાહિત્યનાં બીજાં સ્વરૂપો વિષે પણ પ્રયોગો ચાલુ જ હતા. એક ઠેકાણે "રણછોડદાસ ગોવિંદજી આસર, ઠા. ગોકળદાસ દામોદર મુ. જે. માર્કેટ ધર્મરાજ ગલી મુંબઇ નં. ૨" એમણે "સરસ્વતી ચંદ્રના ચાર ભાગમાં ઉત્તમમાં ઉત્તમ ને ખરાબમાં ખરાબ પાત્ર કયું." એ વિષે ઇનામી નિબંધ માગેલો.

આ નિબંધ પણ આ અરસામાં ઘણું કરીને લખ્યો હતો. પણ એનું ઇનામ મળ્યું નહિ કે પછી એ ઇનામ કોઈ દિવસ જાહેર થયું નહિ એવું બન્યું હતું.

આ રીતે સાહિત્યપ્રવૃત્તિની સાથે જ હવે અભ્યાસ ઠીક ગંભીરતાથી ઉપાડયો હતો.

પ્રોફે. મહાદેવ મલ્હાર જોષી અમુક વિદ્યાર્થીઓને 'આર્ય'માં આવતી અરવિંદ ઘોષની ગીતા વિષેની લેખમાલા અને બાહ્દુરનાં ભાષણો વંચાવવા ઘેર બોલાવતા. એમાં ઘણું કરીને કામદાર, જોશીપુરા, હું, પુરાણી, ભાવે, યુ એમ, વ્યાસ એમ પાચ સાત વિદ્યાર્થીઓ હતા. પ્રોફે. જોશીએ જે થોડા સારા વિદ્યાર્થીઓ ચૂંટી કાઢ્યા હતા તેમાં મારો સિક્કો રહી રહીને પણ વાગ્યો તેથી મને ઘણો જ આનંદ થાય તે સ્વાભાવિક હતું. આવા એક પ્રસંગે કોઈ બીજું હતું નહિ ત્યારે પ્રોફે. જોશી સાથે થયેલી એક વિચિત્ર વાત કાંઈક વિસ્તારથી આપવા જેવી લાગે છે. ઘણું કરીને રવિવારનો દિવસ હતો ને હું સવારે નવ સાડાનવે એમને મળવા ગયેલો. એમના ફળીમાં એક લિંબુડીનું સુંદર ઝાડ હતું. બારે મહિના ફળ આપે એવી એ જાત હતી. હું ત્યાં ઓશરીમાં બેઠો હતો. સામે પ્રોફે. જોશી બેઠા હતા. આડીઅવળી વાતો થઈ રહી હતી. એટલામાં ખડકીનું બારણું ઉઘડયું. ને જોઈએ છીએ તો ઓશરીમાં આવીને એક સીદી ઉભો રહ્યો.

આ સીદી અસલ અબનુસી લાકડાનો રંગ બતાવી





રહ્યો હતો. ઉંચો, કઢંગો, કદરૂપો, રાક્ષસી કદનો, મેલો, અને દેખતાં ભયંકર લાગે એવો એ માણસ હતો. તે રૈસીડન્સીમાં ઘણુંખરું પડ્યો રહેતો. એને અઘોરીની પેઠે પોતાની સ્વચ્છતા અસ્વચ્છતાનું કાંઈ જ ભાન ન રહેતું. પાસે એક ડબલું રાખતો. ખભે ગોદડાના ગાભા મૂકતો. અને બીજાં પણ જે મળે તે ચિત્રવિચિત્ર ચીંથરાં ચારે તરફ ટીંગાડી રાખતો. એના વાંકડીયા ટૂંકા વાળ, લાલ આંખો, ચપટું ભયંકર અસલ ઉરાંગઉટાંગી નાક, મોટા નળા સુધી ઉઘાડા કાળા મેલા પગ અને એવા જ એના હાથ!

એને જોઈને પ્રોફે જોશીએ એને કહ્યું: 'અભી જાઓ, અભી જાઓ!'

પણ પેલો સીદી તો જાણે પોતાનો ઘરમાં હક્ક હોય તેમ ત્યાં આવીને ખુરશીમાં બેઠો.

ખુરશીમાં બેઠો એ તો ઠીક, ગાત્રમાત્ર શિથિલ થઈ જાય એટલે નજીક આવીને એ મારી પાસેની બીજી ખુરશીમાં બેસી ગયો હતો. ઉઠવાનો વખત રહ્યો ન હતો. એટલે હવે તો પરાણે એનું સંનિધ્ય સેવવાનું હતું!

એટલામાં સીદી બોલ્યો 'જોશી! પેસા લાવ, સા!' જોશી સાહેબે તેના તરફ હાથ લબાવીને 'અભી જાઓ, અભી જાઓ, પૈસા નહિ હે!'

'હે, પેસા હે, તેરે કોટકે ખીસે કે મેં હે—લે આવ, લે આવ, બીડીકી તલપ લગી હે!'

જોશી સાહેબે એને બે ત્રણ વખત નકારમાં જવાબ આપ્યો. પણ એ તો સાથી ખસ્યો જ નહિ. એને ટાળવા માટે હોય તેમ ઉઠીને પ્રોફે જોશીએ બેચાર પૈસા તેને આપ્યા એટલે એ લઈને પછી ચાલતો થયો.

આ સીદીને અમે વિદ્યાર્થીઓ ઓળખતા હતા. એ માણસ ભયંકર હતો. દિવસે તો કોઈ વખત પાણા પણ ફેંકતો. ગાળોનો તો એ ભંડાર હતો આવા માણસને પ્રોફે જોશી એમના સ્વભાવ પ્રમાણે ખોટું ઉત્તેજન આપે છે એવી એક સામાન્ય ફરિયાદ પણ હતી. અને ઘણા વિદ્યાર્થીઓ એ વિષે આકરી ને કડવી ટીકા પણ કરતા.

સીદી ગયો એટલે આ પ્રસંગ જોઈને મે ધીમેથી કહ્યું: 'સાહેબ! આ સીદી તો સહુજ ખરાબ છે. ઘણી વખત બૈરાં પાછળ એને દોડતો અમે જોયો છે. એના મોમાં ગાળોનો તો કોઈ પાર નથી. ડબલું એનું એક જ છે. એમાં એ ચા પીએ છે. ને પેશાબ પણ કરે છે! આવા માણસને તમે અહીં પેસવા દો છો એ નવાઈની વાત છે!'

પ્રોફે જોશી થોડીવાર સુધી કાંઈ બોલ્યા નહિ. સામેની લીંબુડી તરફ એમની દૃષ્ટિ હતી. પછી એ બોલ્યા: 'બસ, ત્યાં એ જગ્યાએ એ આવીને ઊભો રહી ગયો હતો!'

મેં આશ્ચર્યથી પૂછ્યું: 'સાહેબ! શાની વાત છે?' 'વર્ષો પહેલાંની વાત છે મી જોશી' તેમણે કહ્યું: 'એક વખત આ બંગલામાં હું એકલો હતો. રાતનો સમય હતો ઘરમાં સુવાવડ આવે તેમ હતી. પણ હજી વખત છે એમ ધારીને કોઈ સગાંસંબંધી આવ્યાં ન હતાં.

લગભગ રાત્રે બાર એક વાગે ઘરમાં એવી તો પેટની શૂળ ઉપડી કે ન પૂછો વાત! શું છે કે શું થાય છે એનો પણ જવાબ ન મળે એવી ભયંકર એ શૂળ હતી. જીવન અને મરણનો જ જાણે સોદો હતો. તે વખતે પણ કોઈ કોઈ સમય આ સીદી આવી ચડતો તો હું એને વધ્યું ઘટ્યું અપાવતો. ઘરમાં કે ફળીમાં તો એવાને કોણ પેસવા દે!

અચાનક એ વખતે આ સીદી બારણું ઠેલતો ત્યાં આવીને ઊભો!

કોઈ હશે એમ ધારીને મેં દોડીને બારણું ઉઘાડ્યું. જોઉં છું તો કાળી રાત્રિમાં આ એક કાળો ભયંકર માણસ ત્યાં ઉભો હતો!

એને દેખીને બારણું દેવા જાઉં છું ત્યાં તો એ અંદર આવી ગયો. આવીને ત્યાં ઉભો રહ્યો. પેલા લીંબુડીના ઝાડ પાસે!



મારાં તે હાંજાં ગગડી ગયાં. ઘરમાં કોઇ બીજું હતું નહિ. નોકર હતો તેને ડૉક્ટર માટે મોકલ્યો હતો. અને આ માંદો તોફાન કરી બેસે તો મારે કરવું શું ?

હું કાંઈ બોલું તે પહેલાં તો સીદી મારી નજર સામે નજર માંડી રહ્યો હતો. આછા હરીકેન ફાનસના અજવાળામાં એ નજર પણ ભયંકર જણાતી હતી. મેં કેવળ હાથ લાંબો કરીને તેને ચાલ્યા જવાની નિશાની કરી. પણ એ ઓશરી તરફ આગળ વધ્યો. પગથિયાં ચડીને ઓશરીની કોર ઉપર ઉભો. ને બે હાથે પોતાનું પેટ દબાવીને, અત્યંત વેદના સૂચક અવાજે, 'જોસી ! પેટમેં દુઃખતે હે, મેરે પેટમેં પીડા હોતી હે ! પીડા હોતી હે !' કહેતો પાછો જવા માંડ્યો. હું તો એની આ નવાઇ ભરેલી રીતભાત જોતો જ રહ્યો પણ એ તો પગથિયાં ઉપરથી ધીમે ધીમે પાછે પગલે જઈ રહ્યો હતો. ને અત્યંત વેદનામાં હોય તેમ એના કદરૂપા ચહેરાને વધારે કદરૂપો બનાવી રહ્યો હતો !

એ ફળીમાં ગયો. ત્યાં પણ એનો જાપ ચાલુ જ હતો. એમ ને એમ ફળી વટાવીને ખડકીએ પહોંચ્યો. પણ જાણે એ ની એ વેદના ચાલુ જ હતી ! ખડકી બહાર જઇને પણ 'મેરે પેટમેં પીડા હોતી હે—મેરે પેટમેં પીડા હોતી હે !' એમ લવરી કરતો કરતો જ પાછે પગલે જઇ રહ્યો હતો.

લપ ઓછી ગઈ, કરીને હું ખડકી ઠસાવી એકદમ ઘરમાં આવ્યો. પણ આ શું ? ઘડી પહેલાં જે વેદના હતી એનો એક તો ત્યાં અંશ હતો ? મારી નવાઇનો કોઈ પાર ન હતો. આ એક અકસ્માત પણ હોય—પણ પેલા સીદીની બહારથી હજી બૂમ સંભળાતી હતી : 'મેરે પેટમેં પીડા હોતી હે ! પીડા હોતી હે !'

થોડીવાર પછી ડૉક્ટર આવ્યા ત્યારે, કોઈ જાતની ફરિયાદની વાત જ કરવાની ન હતી !

આ બનાવ બન્યા પછી આ સીદી વિષે મને કાંઈક લાગ્યું છે. એવો બીજો કોઇ પ્રસંગ કોઇ દિવસ બન્યો નથી. પણ ઘણા અઘોરીમાં કંઈક શક્તિ હોવાનું મેં સાંભળ્યું છે. એ સાચું ખોટું જે હોય તે, પણ ત્યાર પછી આ સીદી વિષે મેં દ્વેષબુદ્ધિ છોડી દીધી છે. ને એના બાહ્ય ભયંકર દેખાવને, એનો આખો ઇતિહાસ કહેનાર માન્યો નથી. શેક્સપિયરનું પેલું હેમલેટનું પ્રખ્યાત વાક્ય યાદ રાખવા જેવું છે.

પ્રોફે૰ જોશીના આ કથન પછી અમે ઘણી જુદી જુદી રીતે એ સીદીને જોવાનો યત્ન કર્યો હતો. માત્ર એક જ રાત્રિ યાદ છે. જ્યારે એના બે ચાર છૂટા છવાયાં વાક્યો કાને પડ્યાં હતાં.

રાતના બે વાગે હું એકલો રેસીડન્સીની મોટી પરશાળમાં મારી ઓરડી પાસે ઉભો હતો. સીદી બાદશાહનો તે દિવસનો રાત્રિમૂકામ ત્યાં પાસે જ હતો. પરશાળમાં ઝીણી લાકડાની જાળી છે. બહાર નજર જઇ શકે. પણ બહારવાળાની ખાસ નજર હોય તો જ કાંઇક દેખાય શકે કોઇને કાંઈ દેખાવાનો સંભવ નહીં.

એ વખતે સીદી બાદશાહ બોલી રહ્યો હતો. 'તેરે તકદીરમાં કીધર હે તું ? કીધર હો ? તેરી બોમ કીધર હે ? તું કીધર હો ?' બસ એમ ત્રણ ચાર વખત એને બોલતાં સાંભળ્યો. પછી તો એ પોતાના ગાભા લઇને ચાલતો થઈ ગયો.

ઘણું કરીને ત્યાર પછી સીદી બાદશાહને કોઇ વખત જોયો નથી. પણ આ કેવળ માનસિક છાપ જ હોવાનો સંભવ વધારે છે. કારણ કે ત્યાર પછી પણ એને જૂનાગઢમાં રખડતો ઘણાએ ઘણા વખત સુધી જોયો હતો. અહીં આ સંબંધમાં એક આફ્રિકન વાત યાદ આવી જાય છે.

એક વખત એવું બન્યું કે એક યુરોપિયન જમીનદાર પોતાને એક ગામથી ઘેર જવા નીકળ્યો. રસ્તામાં એક ખેતરમાંથી એનો માર્ગ જાય. સવારનો વખત હતો ને હજી અગાઉ એ સૂરજ઼ નહિ ઊગેલો. એટલે પોતે આગળ પાછળ શું છે એ બરાબર જોઇ શકતો ન હતો.





અચાનક એણે પોતાના રસ્તામાં વચ્ચો વચ્ચ પોતાના એક સીદી ગુલામને ઉભેલો જોયો. આ સીદી ગુલામ એનો માનીતો હતો ને એના ઉપર એને પ્યાર પણ હતો. પોતે આ રસ્તે આવશે એમ માનીને આ સામે આવ્યો લાગે છે, એમ ધારીને યુરોપિયને એને નામ દઈને બોલાવ્યો પણ ખરો. એને પૂછ્યું : 'તું કેમ આવ્યો છે?'

પણ એક આશ્ચર્ય થયું. પેલો સીદી તો કાંઈ જવાબ આપે ને કારવે! ઊભો ઊભો સામે જોયા કરે.

એટલે આણે એને હાક મારીને દૂર થઈ જવા જણાવ્યું.

પણ જે કાંઈ દિવસ સામે જોવા હિમ્મત કરતા ન હતો, તે આજે એનો હૂકમ સાંભળતો લાગ્યો નહિ. રસ્તામાંથી ખસવાની વાત જ ન કરે!

યુરોપિયન લાકડી ઉગામી. એને બીક બતાવી. મારવાનું કર્યું. ધમકી આપી. પણ એ તો બધું પથ્થર ઉપર પાણી! પેલો એક તસુ પણ આઘો ખસ્યો નહિ! રસ્તો રોકીને બેઠો. આગળ પાછળથી જવાનું કરે તો તરત રોકે!

અંતે કંટાળીને યુરોપિયને એ રસ્તો જ છોડી દીધો. અગાઉ પણ પણ આ ટૂંકે રસ્તે આવવા આજે પહેલી વખત એ નીકળ્યો હતો. એટલે છેવટે આ રસ્તો છોડી પોતાનો જાણીતો લાંબો માર્ગ લીધો.

એ ઘેર પહોંચ્યો. સૌને પેલા બેવકૂફ નોકરની વાત કરી. અને એ આવે તો તરત એને પોતાની પાસે લાવવા કહ્યું!

પણ સાંભળનારા તો સો છક થઈ ગયા. કાલે રાત્રે જ એ નોકર તો સર્પદંશથી મરણ પામ્યો હતો ને છેલ્લી ઘડી સુધી જે રસ્તે પોતાનો શેઠ આવવાનો હતો, તે રસ્તે ઘણા સર્પ છે માટે એ રસ્તે ન આવે તો ઠીક એમ ચિંતા કર્યા કરતો હતો!

વાત સાંભળીને પેલો યુરોપિયન સ્તબ્ધ થઈ ગયો. એની આંખમાં આ અપ્રતિમ સ્વામિભક્તિએ આંસુ આણી મૂક્યાં!

[ ક્રમશઃ ]

★

'હું'ને

બ્રહ્માન્ડના ચગડોળનું
તું એક નાનું ઝુલણું
ચક્કર ઘૂમી લે તાનથી
બસ જ્ઞાનના ગુલતાનથી

—પ્રભુરામ રાજ્યગોર

# નોંધપોથી

અઃ યાત્રી

જે. બી. પ્રીસ્ટલી વિષે એક વાત છે. એને અંગ્રેજી સાહિત્યમાં આ નથી ને તે નથી, એ વિષે બહુ લાગવા માંડ્યું. એણે વિચાર્યું કે આ પ્રમાણે આ ફરિયાદનો તો કોઈ અંત જ ન હોઈ શકે, ગાટે સારો રસ્તો આપણને જે યોગ્ય લાગે તે માર્ગે આપણી પોતાના શક્તિ અનુસાર કૃતિઓ આપવાનો જ છે. આ અંગ્રેજ લેખક વિષે જે વાત છે તે ગુજરાતી સાહિત્યમાં પણ અજમાવવા જેવી નથી? ગુજરાતી સાહિત્યમાં આ નથી, તે નથી, આમ નથી ને તેમ નથી, એ રીતે અસંખ્ય ફરિયાદો થાય છે. એનો પણ સારો રસ્તો આ જ નહિ? એક વખત નોંધ કરી કે આપણા કાલેલકર મશરૂવાળા વગેરે લેખકો પણ નવલકથાઓ વિષેની અનેક ફરિયાદો રજુ કરવા કરતાં નવલકથાઓ જ આપવા મંડે તો? એ આખી વાતનો મારી મચડીને ઉંધો જ અર્થ કાઢવામાં આવ્યો. હરકોઈ નવલકથા લખી શકે એમ? માત્ર લેખક સાહિત્યના કોઈપણ સ્વરૂપને એક કે બીજી રીતે વિકસાવવાનો યત્ન કરે એ વસ્તુસ્થિતિથી જ સાહિત્યની સમૃદ્ધિ વધે. અને આજે જ્યારે હવે પ્રજાસત્તાક વિષે મતની પવિત્રતા ઉપર ભાર મૂકવામાં આવે છે ત્યારે તો આ જરૂરી છે કે હરેક પ્રાંતની પ્રાંત ભારતી સમૃદ્ધ થવી જ જોઈએ. અને હરેક માણસ પ્રજાસત્તાની દૃષ્ટિએ વિચાર કરી શકે એટલો ભાષાસમૃદ્ધ પણ બનવો જોઈએ.

×

આજે અચાનક ત્રણ જુદી જુદી વ્યક્તિઓ મળી. ત્રણેના વચ્ચે સામાજિક અને આર્થિક તફાવત ખાબોચિયાં ને સમુદ્ર જેવો હતો; પણ ત્રણેના મોંમાંથી વાત એક જ નીકળી પડી. અત્યારની પરિસ્થિતિ! એમાં ખૂબી એ હતી કે એ પરિસ્થિતિમાં કેન્દ્રરૂપ જે માનવ—તે 'માનવ' પણે જ નીચે જઈ રહ્યો હતો એ સ્પષ્ટ થતું હતું. આર્થિક કારણો એનાં અવશ્ય છે જ, પણ માનસિક કારણો ઘણાં વધારે બલવત્તર છે.

એક વાતમાંથી મુંબઈનો દાખલો મળ્યો. એક અમદાવાદનો માણસ ત્યાં ગયો. કોઈ લોજમાં ઉતર્યો. પોતાના વ્યાપાર ધંધા અર્થે ગયેલો. એકાદ નાની ઓફીસ જેવી ખોલી મળી જાય તેની શોધમાં ને ચિંતામાં હતો.

હમેશના લોજવાસી થઈને રહેલા કેટલાક મિત્રો મળ્યા. ચાપાણીની હાથછૂટથી આ અમદાવાદી ભાઈને થોડા વિશ્વાસમાં લીધા. એણે પોતાની ચિંતા વ્યક્ત કરી.

પેલાઓએ એના મુશ્કેલી દૂર કરવાનું બીડું ઝડપ્યું. બેચાર દિવસ ખાંખાંખોળાં કરી રૂમ ગોતી કાઢી 'પાઘડીના રૂપિયા અમુક માગે છે' એમ સાર નીકળ્યો.

આ ભાઈને ખરી જરૂરિયાત હતી એટલે એણે એ પ્રમાણે વાત કબુલ કરી.

પણ પેલા ઉસ્તાદો બોલ્યાઃ 'ના! આપણે એટલો મોટો ચેક એક સાથે આપવા નથી, બે કટક આપશું! બનાવી જાય તો?'

આ વિશ્વાસપ્રેરિત વાણીમાંથી એમના સચ્ચાઈની સાબિતી મળી રહી છે એમ ધારીને પેલા ભાઈએ 'ચેક' આપ્યો.

પછી બેંકમાં સાથે વટાવવા પણ ગયા. ત્યાં વાર હતી. એટલે જરા ચાપાણી માટે આમતેમ ફર્યા. એટલીવારમાં પેલા ઉસ્તાદમાંથી એક જણ પૈસા રોકડા લઈને ઉપડી ગયો હતો!

પાછા ફર્યા ત્યારે ખબર પડી. એટલે પછી ફરિયાદનો એક જ રસ્તો રહ્યો.

ફરિયાદ કરવા ગયા ત્યાં શું હતું? ત્રણ ચાર જણા ત્યાં પણ બેઠેલા. બધા ટોપાવાળા ને નવા. સામો સવાલ કર્યોઃ 'ફરિયાદ તો નોંધાવ છે—ને નોંધાશે. પણ આવડો મોટો 'ચેક' 'બેરર' નો આપ્યો માટે તમે કોઈ વસ્તુનું કાળું બજાર કર્યું હશે! તો કઈ વસ્તુનું કાળું બજાર કર્યું છે એ કહી નાખો! નહિતર તમારી ફરિયાદોમાંથી બદલો તમારી જ રેવડી થશે!

પેલાને આજીજી કરવી પડી કે 'ભાઈ સા'બ! મારે ફરિયાદ કરવી જ નથી!'

'તો તમે પહેલાં ફરિયાદ નોંધાવા આવ્યા ને





હવે નોંધાવાના ના પાડો છો–તેનું શું ?'

એટલે ત્યાં પણ પત્રપુષ્પમ્ કરવું પડ્યું.

ત્યારે માંડ છૂટ્યા !

તમામ માણસો આ નાટકમાં જુદી જુદી કક્ષાના છતાં એક જ રીતે વર્તી રહ્યા હતા એ વસ્તુ કોઈપણ માણસનું ધ્યાન ખેંચવા માટે પૂરતી છે. આનું કારણ શું ? આર્થિક સંકડામણ એક જ ! કે એથી કાંઈક વિશેષ ખરું ! કારણ દેખાય છે એથી ઉંડું છે. હવા જેમ સંગીનમય બને છે, રૂદનમય બને છે, કજીયાખોર બને છે, તેમ હવા અત્યારે બધી જ–ગમે તે રીતે ને ગમે તેમ લઈ લેવું એ એક જ પ્રધાન સુર ઉપર ચાલી રહી છે.

×

આજથી પંદર વર્ષ ઉપર એ કારીગર પાસે કામ કરાવ્યું હતું. ત્યારે એ સવારમાં વહેલો આવે, 'જે રામજી કી' કહી થોડીવાર બેસે, ચાપાણી હોય તે આપીએ તો પ્રેમથી પીએ, ને પછી પોતાને કામે વળગે એ કામમાં કોઈ જગ્યાએ ખોટી રીતે ખોટી થવાની વાત જ નહિ. જે દિવસે કામ ઓછું થયું એમ એને લાગે ત્યારે વગરકહ્યે બીજે દિવસે એ ખોટ પૂરી પાડવાનો એ પ્રયત્ન કરેતો જ હોય !

જરૂર પડતાં હમણાં એને બોલાવ્યો. આવ્યો. એ નો એ 'જે રામજી કી'નો મીઠો શબ્દ એની પાસેથી સાંભળ્યો. મનમાં એક પ્રકારનો સંતોષ થયો. 'ગમે તેમ—આંહીં હજી જૂની પ્રેમભરી શ્રમની રીત સમજાઈ રહી હતી !'

એને કામ સોંપ્યું. કામ એણે લીધું. બીજે દિવસેથી આવવાનું નક્કી થયું. એ બીજે દિવસે નિયમ પ્રમાણે આવ્યો પણ ખરો.

પણ એના કામમાં પહેલાંની મીઠાશ હવે દેખાતી ન હતી. પંદરવર્ષનો ગાળો ગયો એની શરીર ઉપર અસર હતી—પણ એના મનનાં જાણે એક મોટો પથ્થર બેઠો હતો. આ વસ્તુ પોતાને નીચોવી રહી છે—ને પોતે આટલું કામ કરે, આટલું મેળવે, છતાં કાંઈ જ હાથમાં રહેવાનું નથી !' એ અક્ષરો એની આંખમાં સ્પષ્ટ દેખાતા હતા.

એણે કામ કરી દીધું ઠીક કરી દીધું, પણ કામમાં શકરવાર ન હતો. કામ કરતી વખતે સંબંધની મીઠાશ ન હતી. એને પોતાને રોજી મળ્યાનો આનંદ ન હતો. જીવન એક વેઠ હોય—તેમ કેવળ આ ભાર ત્યાં પડ્યો હતો !

અને ત્યારપછી તો દષ્ટિ કરી ત્યારે જણાયું કે કેવળ સરકારી ઠુમારમાં બતાવાં દેખાય એ વસ્તુ માત્ર અર્ધસત્ય રજુ કરે છે આખી પ્રજા જાણે બે ચાર પગથિયાં નીચે ઊતરી ગઈ છે એને પાછું સ્વસ્થાન મેળવતાં વખત લાગશે જાય તેમ છે !

×

પોતાને ખાતે નોંધાયલા પચાસહજાર પરાજયોની વાત જ્યારે વિખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી એડીસને પોતાના સેક્રેટરીને એક વખત કહી ત્યારે એ તો આશ્ચર્યમાં ત્યાં થંભી જ ગયો: પચાસ હજાર પરાજયો—' આ પચાસ હજાર પરાજયોમાંથી શું મળ્યું ?

'એમાંથી તો વિજય કરતાં પણ વધુ મહાન વસ્તુ મળી છે, સેંકડો એવી વસ્તુઓનું મને જ્ઞાન થયું, કે જે વસ્તુઓને તજીને જ વિજય મેળવી શકાય !' આ જ્ઞાનની થોડી કિંમત છે !

×

આજે એક ભાઈએ શાંતિથી પૂછ્યું: 'હવે શું લાગે છે ?'

મેં કહ્યું: 'શાનું ?'

એમણે કહ્યું: 'અત્યારે બીજો કયો સવાલ છે ! આપણું વહાણ ક્યાં જશે !'

મેં કહ્યું: 'આવડશે તો આપણું વહાણ તરશે. નહિતર ખરાબો તો છે જ !

એમણે એટલી જ શાંતિથી કહ્યું: 'ભાઈ ! ટીકા તો સૌ કોઈ કરે છે. ટીકા ખોટી છે એમ પણ નથી. પરંતુ કોઈ કે હવે સરકાર તરફ પ્રજાનું ધ્યાન વારંવાર લગાડવાને બદલે, પ્રજાનું પ્રજા તરફ ધ્યાન દોરવાની જરૂર નથી ? કોઈકે નથી લખ્યું કે, એક અંગ્રેજ એટલે આનંદ. બે એટલે રમત. પણ ત્રણ એટલે વ્યવસ્થા. આપણા વિષે એ વસ્તુ લગાડીએ તો એક એટલે ઉંઘવું. બે એટલે ચા. અને ત્રણ એટલે મત-



ભેદ. એમ ન થાય ? ઉદાહરણ તરીકે આ રેશનીંગ વિષે આટલો ઉહાપોહ થાય છે પણ એ રેશનીંગ ઉઠાવતા જે વર્ગનો ભય સેવવામાં આવે છે, તે ખેડૂતો ને દાણાના વહેપારીઓ, પોતાની સમૂહજવાબદારીની બાંહેધરી સરકારને આપવા કેમ તૈયાર થતા નથી? કારણ કે છેવટે જ્યાં પ્રજાનાં ઘણાં માણસો એકમતનાં થાય તે જ સરકાર એવી સ્થિતિ તો આપણે સરજી જ છે, તો ઠેરઠેર આવાં મંડળો ભેગા થઈને પોતાનો કોલ સરકારને આપવા તૈયાર થાય એ જરૂરી નથી? ખરો પ્રજામત પણ એવી રીતે જ આવી શકે. છૂટીછવાઈ ગમે તેટલી વ્યક્તિગત વાતો કરવામાં તો શક્તિનો જ હ્રાસ નથી?

એક જ દાખલો હું આપું. અમારી...મીટીંગની જ વાત છે. સામાન્ય રીતે આપણે સૌ ભેગા થઈએ ત્યારે સમૂહમાં તો નીતિની જ વાતો કરીએ છીએ. સમૂહમાં નીતિની વાતો કરવી એ રિવાજ છે. રોવા કૂટવાનો જેવો રીવાજ છે તેવો એ પણ એક રિવાજ છે. પણ વ્યક્તિગત આપણે પ્રશ્નો પૂછીએ ત્યારે સત્ય પણ રહે છે. આવા વ્યક્તિગત સવાલો પૂછવાથી ખબર પડે છે કે સૌની વૃત્તિ આખો ન ચડતા પોતપોતાનું સંભાળી લેવાની થઈ ગઈ છે! આ વૃત્તિ પ્રજાસત્તાક રાજ્ય શી રીતે સ્થાપી શકશે? કારણકે આપણને રાજ મળ્યું છે, પણ હજી એને પ્રજાસત્તાક કરવું એ આપણે માટે બાકી છે. એટલે ખરી જરૂરિયાત સરકાર વિષે ટીકા કરવા કરતાં પણ મોટી જરૂરિયાત પ્રજાઘડતરની છે. 'નાગરિક વ્યવહાર' નામનો કોઈ પદાર્થ છે કે જે પદાર્થના ફેલાવાથી જ પ્રજા, પ્રજાસત્તાક માટે યોગ્ય બને છે. એ પ્રજાસત્તાક માટે પ્રજાને સામુદાયિક રીતે તૈયાર કરવાનું કામ અત્યારે બે બળવાન સાધન દ્વારા શક્ય છે. એક સીનેમા, બીજું દૈનિક. હવે આ બન્ને સાધનો વિષે શાંત ચિત્તથી વિચાર કરો. અને પછી પ્રત્યુત્તર વાળો કે પેલી કહેવત છે એમાં શું ખોટું છે? છાપના દેવને આંખો શેની? આપણા પ્રધાનો એ આપણી આંખો છે. આપણે છાપના મટી જઈએ તો ભાર છે એ પ્રધાનોનો કે એ એકઘડીભર પણ કપાળીયાના રહી શકે?

આ પ્રશ્ન ખરેખર વિચારવા જેવો લાગ્યો. પ્રજાસત્તાક માટે પ્રજાને તૈયાર કરવાનાં આપણાં જે સાધન છે એ સાધન ઘણાં જ અપૂર્ણ અને અશિક્ષિત અવસ્થામાં છે. પહેલો એમનો ઉદ્ધાર થશે ત્યારે જ પ્રજાસત્તાકનો પાયો નખાશે. આપણે હજી રાજનો પાયો નાખ્યો છે. રાજનાં સાધન, એનું ગૌરવ, એની વ્યવસ્થા એની શક્તિ એ વિષે આપણે ખ્યાલ કેળવી રહ્યા છીએ. પણ પ્રજા વડે પ્રજાસત્તાક ટકે ને શોભે, ને તો જ એ પ્રજાસત્તાક કહેવાય એ આખું ચિત્ર હવે ઉભું કરવાનું છે.

×

આમાંથી એક નવી વાત પણ મને સ્ફુરી. આપણે ધ્વજની 'શાન' વિષે ઘણી વાતો સાંભળીએ છીએ. આ હિંદી ધ્વજ અને હિન્દી રાષ્ટ્રીય ગીત—એ બન્નેને આપણે જે પ્રતિષ્ઠા આપીશું—અને તે પ્રતિષ્ઠા ઉપર જ આ પ્રજાસત્તાક ગૌરવ જાળવશે કે માતભોમ અનુભવીને સગર્વાઇથી ધ્વજ ફરકાવતું રહેશે એનો આધાર છે હમણાં કોઈકે છાપ્યું હતું કે પાકિસ્તાનમાં જરાક તોફાન થાય ને તેમાં તરત હિંદીધ્વજનું અપમાન કરે! એટલે એ ધ્વજને સંકેલી દેવાય! ખરી રીતે તો એ ધ્વજની પાછળ જાન આપનારા માણસો ન હોય તો એ ધ્વજને ન ફરકાવવામાં જ શોભા રહી છે. એ ફરકાવવાની ને ટોણું દેખાય એટલે સંકેલી લેવાની એવી વસ્તુ નથી. એ ભારતવર્ષનું આખું સૈન્ય છે. એમ ન હોય તો એ-કાંઇ નથી!

અફઘાનિસ્તાનનો એક દાખલો છે. ત્યાં જ્યારે અંગ્રેજ એલચી હતો ત્યારે એક વખત તોફાન થયું. એલચીની ગઢીને ટોળાં ઘેરી વળ્યાં. દગાખોર શબ્દ કોઈકે એ ટોળાને આપેલો કે આ ગઢીમાં પૈસા છે. તે લૂંટી લ્યો તો તમારો એ પગાર!

લૂંટફાટ જેમના લોહીનો મુખ્ય વારસો હતો તેમણે ગઢીને ઘેરો ઘાલ્યો. માણસોનો હલ્લો થયો. સામેથી જવાબ આપવો જ પડ્યો. ખુનામરકી ચાલી. અંગ્રેજ તમામ કપાઇ ગયા.





પછી તો એ મઢીમાં કેવળ શિખ રહ્યા. લૂંટારું ટોળાંએ કહેવરાવ્યું. "અમારે તમારી સાથે તકરાર નથી. અંગ્રેજોનાં મુડદાં ભલે પડ્યાં. બધું મૂકતા જાવ ને તમે છુટ્ટ બચાવીને ચાલ્યા જાવ !'

એ વખતે શીખ સરદાર જયવંતસિંહ ત્યાં મુખ્ય હતો. તેણે અંગ્રેજો સાથે ખભે ખભા મીલાવી અનેક જુદ્ધ ખેલ્યાં હતાં. છેવટે તો એમની મૈત્રી એ સૈનિકની મરણિયાઓની મૈત્રી હતી. એણે ટકોરાબંધ જવાબ વાળ્યોઃ 'અમે અંગ્રેજોનાં મડદાં મૂકીને જઈશું નહિ! દેશનો ધજાગરો છોડીને જઈશું નહિ ! તમે તમારાથી થાય તે કરી લ્યો. અમે થોડા છીએ. તમે ટોળામાં છો. પણ કાંઈ ફિકર નહિ!'

સાંજ સુધી રમઝટ બોલી. એટલો આકરો સામનો થયો કે રાત્રિ પડી પણ જુદ્ધ બંધ ન પડ્યું.

ત્યાં જયવંતસિંહ શીખ તે વખતના ધ્વજની રક્ષા કરતો વીરમૃત્યુ પામ્યો !

ત્યારે ધ્વજ એ આવી વસ્તુ છે—એમ આપણા પાડોશીઓ સમજે એવું કહેવાનો સમય શું હજી નહિ આવ્યો હોય ! અને તો તો જેમ આપણે લૂંટને માટે 'કમીશન'ની વાતો કરીએ, સ્ત્રીઓનાં 'અપહરણ' માટે 'કમીશન'ની વાતો કરીએ, તેમ ધ્વજ માટે પણ 'કમીશન'થી જ વાતો કરવાની હોય—તો સૈનિકો શા માટે કોઈ દિવસ ધ્વજની 'શાન' માટે વીરમૃત્યુ સ્વીકારવા પ્રેરાય ! કોઈક એવી તો રેખા હશે કે આટલે સુધી 'કમીશન' ને હવે 'કમીશન' નહિ ! કે પછી એવી કોઈ જ રેખા આપણે માટે નહિ હોય !

×

આપણે ત્યાં જેવી રીતે સરહદોના રક્ષણનો પ્રશ્ન ઉભો થયો છે તેવી જ રીતે તેની સાથે સંકળાયેલો આ એક બીજો પ્રશ્ન વિચારવા જેવો નથી ! કેટલી બધી બહાદુર કોમો આ આર્થિક અંધાધુંધીમાં સાફ થઈ જવાના સીમાડા ઉપર આવીને ઉભી રહી છે ! આ બહાદુર કોમોનું લશ્કરી રૂપાંતર કરવા માટે થોડુંક ઘુમારિયું વાળ્યું હોય તો ન કરવું જોઈએ ! મેટ્રીક એટલે લાયક ને બી. એ એણે વધારે લાયક—એ ઘુમારિયા જાળમાંથી બહાદુર કોમોને બચાવીને એમના ઉપર દેશરક્ષણનો ભાર મૂકવાનું કામ કોઈ રાજદ્વારી બહાદુર પુરુષ સફળતા પૂર્વક કેળવે, તો એ પ્રશ્ન વિચારવા જેવો જ છે ! દેશના ગૌરવની કોઈ જ વાત એમના અંતર સુધી હજી પહોંચી નથી. એ એમને રીતે મેળવીને આપણું સૈન્ય વધારે બળવાન થાય તેવી કાંઈક વ્યવસ્થા થવી જોઈએ. અફઘાનિસ્તાનમાં એક વખત અંગ્રેજ સૈન્ય પડ્યું હતું. લડાઈ ચાલી હતી. ગોળીઓની રમઝટ બોલી રહી હતી. એ વરસાદ વીંધીને એક અફઘાન જુવાનને આવતો જોઈ અંગ્રેજ સરદાર જેન્કીન્સ છક્ક થઈ ગયો ! એ આવનારો મિત્ર ન હતો છતાં એણે ગોળીબાર બંધ કરાવ્યો. એને પોતાની પાસે બોલાવ્યો. પૂછ્યુંઃ 'અલ્યા ! તું નાહકનો વિંધાઈ જાત નહિ ! તારે શું કામ છે ?'

પેલાએ જવાબ વાળ્યોઃ 'હું તો મારા દુશ્મનને શોધવા નીકળ્યો છું. દુશ્મનને શોધતી વખતે અમે મૃત્યુને ખીસામાં રાખીએ છીએ !'

આ જવાબથી ને એની બહાદુરીથી પ્રસન્ન થઈને તરત જ એને લશ્કરમાં હોદ્દો આપવાની વાત એણે કરી.

અને એ અફઘાન બહાઉદ્દીનખાન ચિત્રાલના જુદ્ધમાં ઘણો જ ઉપયોગી માણસ થઈ પડ્યો !

છેવટે સરહદના પ્રશ્નો એ તો તોફાનના, હરામખોરીના, આબાદ નિશાનબાજીના, લૂંટફાટના અને ચોરીછુપીના પ્રશ્નો છે. એમને એ વ્યવહારુ દૃષ્ટિએ લેવા પડે તેમ છે. તો જે બહાદુર ગરાસીઆઓ, આહિર, મેર, કાઠીઓ વગેરે લડાયક કોમો સોરઠમાં છે એમનો ઉપયોગ કરવાની લશ્કરી કુનેહવૃત્તિ દાખવવાનો શું હજી વખત નથી આવ્યો ! કાંઈક લશ્કરી વૃત્તિવાળા રાજદ્વારી માણસો માટે આ અભ્યાસ કરવા જેવો પ્રશ્ન છે.

ખરી રીતે તો અત્યાર અગાઉ જ એ વસ્તુસ્થિતિ થઈ જવી જોઈતી હતી

હજી પણ મોડું નથી. થોડીક છૂટછાટ મૂકવાથી પ્રબળ સૈનિકો મળશે. ને એટલી ગેરવ્યવસ્થા પણ બંધ થશે.





# ગુરુદેવ : અમારે આંગણે [૧૮]

શ્રી મૈત્રેયીદેવી કૃત 'મંગપુ તે રવીન્દ્રનાથ'માંથી                    અનુ० : રેનુણિક મેઘાણી

"ઓરે, દીવો તો પ્રગટી ચૂક્યો, ક્હેો, આજે શું વાંચીશું ? કાલે 'પ્રાયશ્ચિત' તો વંચઈ ગયું. પુરુષનું ચરિત્ર પણ મેં કેવું આલેખ્યું છે ?" ગુરુદેવ બોલ્યા.

'પણ એમાં તમારો શો દોષ ! જે સાચું હોય એ જ તો લખાય ને. વાલ્મીકિએ પણ આટલી મહેનત કરીને એવું ચરિત્ર કેમ આલેખ્યું હશે !' મેં કહ્યું.

'હં, એ ખરું. અને છતાં આ પુરુષો ન હોય એ પણ નથી ચાલતું ને સખી ! આવા ખરાબ ચરિત્રનાં જીવોને દૂર રાખીને જીવી શકાતું યે નથી. પણ અમારે એવો અહંકાર નથી, શું કહો છો ડાક્તર ? પેલો તમારો બૌદ્ધ આર્ટિસ્ટ કલિમ્પોંગ આવી મારી મૂર્તિ બનાવવા મંડ્યો, ઓચિંતાનું શું યે થયું કે બોલી ઊઠ્યો કે—'અહીં હું મારું કામ નહિ કરી શકું—અહીં આખો દિવસ ઓઓની અવ-જા થયા કરે છે અને એમની દષ્ટિ પડતાં મારું મૂર્તિનું લાકડું ફાટી જાય છે.' એવા પવિત્ર લાકડાની વાત સાંભળીને રોમાંચિત થયો. અને તુરત જ એને કહી દીધું કે તો તો તું મારી મૂર્તિ નહિં બનાવી શકે. એ દષ્ટિ વિનાનો સંસાર તો જડ હશે. અમે તો સહજ—પણે જ કહીએ છીએ, ગર્વ કરીને તો કહેતા નથી કે તમારી કંઇ જ જરૂર નથી ! છતાં તમે એવો દેખાવ કરો છો કે જાણે આ દુનિયામાં પુરુષ જાત જ એક અવાંછિત રોગ છે. આ જુઓ ને, હું જ્યારે ચિત્ર દોરવા બેસું છું, ત્યારે તમારું ઓઓનું જ દોરું છું. લખું છું તો એમાં પણ બધું તમારી ઓઓની વાતોથી જ ભરપૂર, અને એ બધી પણ સારી સારી વાતો, દોષ બધાં દૂર રાખી, ગુણ-ગ્રાહી બની એને જ આમળ કરી શણગારું છું. અને તમે કંઈ ચિતરો છો ત્યારે ? અમારાં ચિત્રો દોરો છો ! બસ પોતાનાં જ ચિત્રો ચિતર્યા કરો છો બેઠાં બેઠાં. શા માટે આટલો અહંકાર ! વરુ, લાવ કંઈક વાંચીએ. ઝગડો કર્યે શું લાભ છે ! આ શું. ઓહ 'ગીતવિતાન' !—આ તો બહુ જૂની આવૃત્તિ છે. ભૂલોથી ભરપુર. જરા કલમ આપતો—

અને એ ગાવા લાગ્યા—

'ખોલો ખોલો દ્વાર
રાખિઓ ના આર બાહિરે આમાય દાંડાયે.'

[ખોલો ખોલો બારણાં, રાખો ન ગને બહાર, ઊભો વધુ વાર ખોલો ખોલો બારણાં]

એ દિવસે આખી સાંજ એમણે ગીતો ગાયાં, લગભગ ચૌદ પંદર. એ બધાના સુર હજુયે કાનમાં ગૂંજે છે—

×'જદિ જાનતામ આમાર કિસેર વ્યથા'— એ અપૂર્વ સુરધ્વનિનાં જાદુવાળી સંધ્યાનાં અંધારામાં એ ગીતનો મર્મ મનનાં અંતરમનમાં પડઘા પાડવા લાગ્યો—

×જદિ જાનતેમ આમાર કિસેર વ્યથા
તોમાય જાનતામ.
કે—જે આમાય કાંદાય, આમિ
કી જાનિ તાર નામ.
કોથાય જે હાત બાડાઈ મિછે
ફિરિ આમિ કાહાર પિછે
સબ જેનો મોર ત્તકિયે છે
પાઇનિ તાહાર દામ...'

× જાણત જો મારા દુઃખનું કારણ તો તને એ ,નક્કી કહેત કે કોણ રડાવે છે મને. ઓળખું હું એનું





નામ જાણું છું. નાહક હું ક્યાં હાથ લાંબો કરું છું ને કોની પાછળ પાછળ ફરું છું? મારું સમસ્ત જાણે વેચાણ થઈ ચૂક્યું છે, પણ મને એનું મૂલ્ય મળ્યું નથી.

આ બધાં ગીતો ક્યાંય કદીયે સાંભળ્યાં નથી. સાંભળવા મળતાં નથી—શા માટે! એ ખબર નથી. આપણામાંના જેમને કુદરતે સારો કંઠ આપ્યો છે તેમને આ ગીતો હૃદયસ્પર્શી નથી લાગ્યાં કે શું? હમણાં હમણાં રેડિયોના કાર્યક્રમમાં, ગ્રામોફોન રેકર્ડોની જાહેરખબરમાં, ઘણે જ આધુનિક ગીતિ, કાવ્ય ગીતિ, આવું બધું જોઉં છું, પણ એ નામનો અર્થ કંઈ સમજાતો નથી અને ગુરુદેવના ગીતો માટે વપરાય છે રવીન્દ્ર ગીતિ. એ કબુલ કરતાં દુઃખ થાય છે પણ એ વાતનો અસ્વીકાર નથી કરી શકાતો કે આ બધામાં રવીન્દ્ર સંગીતના કાર્યક્રમ સૌથી ઓછા હોય છે. એમ છતાં આધુનિક સંગીત કહેતાં શું સમજાય છે? એમનાં જ ગીતોની એક લીટી અહીંથી અને એક લીટી બીજેથી લઈને મેળવી દીધી લાગે છે. એમનાં જ સૂર જરા ફેરફાર કરીને વિકૃત કરીને ઉપયોગમાં લેવાયાં જણાય છે. અને તો પછી આ વિડમ્બના શા માટે? તેઓ આપણને સુરનાં સમુદ્રમાં વહાવી ગયા છે એટલું જ શું બસ નથી? ગીતનો સુર હૃદયને જે અતલ ઊંડાણે સાદ દે છે ત્યાં તેમનાં ગીતનો મર્મ હૃદયનું એક અવલંબન બની તેને ધારણ કરી રહે છે. એવું કોઈ દુઃખ નથી જે એમનાં ગીતમાં અમૃત ન થયું હોય. એવો કોઈ આનંદ નથી કે જે તેમના સુરની વેદનામાં ઊંડો જઈ હૃદયને ડુબાડી દેતો ન હોય. શબ્દ અને સુરનાં અજબ મિલનથી માનવીનું મન વીણાની જેમ ઝંકૃત થઈ શકે છે એ વાત તે દિવસે બહુ ગાઢ રીતે અનુભવી હતી. તેઓ વારંવાર આ થોડીક પંક્તિ ગાતા હતા—

'એઈ વેદનાર ધન સે કોથાય
ભાવિ જનમ ભરે
ભુવન ભરે આછે જેનો
પાઈને જીવન ભરે.

આ ગીતના સુરે સુરે એક અવ્યક્ત વેદનાએ મનની તંત્રીએ તંત્રી ગુંજી ઊઠે છે.

અંધારું ત્યારે ગાઢ થવા આવ્યું હતું.–મંગપુનું નિર્જન અંધારું–ચારે બાજુ ઊંડી નીરવતા જામી હતી. અમે થોડાક જણ એમના પગની પાસે ટોળે વળીને બેઠા હતા,–ઓરડામાંનો એક વીજળીક દીવો એમના હાથમાંની ચોપડી અને ચહેરાની ચારે બાજુ એક જ્યોતિ–મંડળ રચતો હતો. આજે યાદ આવે છે એ રાત, એ કેમ જાણે બહુ દૂરનું કોઈક સ્વપ્ન ન હોય એમ લાગે છે...

ગુરુદેવને એમના સુવાના ઓરડામાં પહોંચાડવા જ્યારે તેમની પાસે ફરીને ગઈ ત્યારે જોયું તો તેઓ 'ગીત વિતાન' વાંચી રહ્યા છે. મને જોતાં જ તેઓ બોલ્યા–તને નવી આવૃત્તિની એક નકલ ભેટ આપવી પડશે એમ લાગે છે, આ તો એકદમ ભૂલોથી ભરેલી છે. ના, તારી સાથે હું વાત જ નહિં કરું, તું તો એકદમ અયોગ્ય છો, ગીત સાંભળીને રડવા લાગે છે! ખરે જ તું જરાયે ગીત સાંભળવા પામી નથી. હું હમણાં એ જ વિચારતો હતો. સાચેસાચ આ સ્થળ બહુ નિર્જન છે એ સ્વીકારવું જ પડશે, ખાસ કરીને તારી ઉંમરની દૃષ્ટિએ વિચારતાં. ભલા, તું એક કામ કરને, કોક એવીને સંગિની કરીને રાખને, જે સારું ગાઈ શકતી હોય. એ તને સાથ આપશે, અને ખુકુનીયે સંભાળ રાખશે.

'કેવી વાત કરો છો! હું ઓછી કંઈ રાજકુમારી છું કે કોઈ ગાયિકાને મારી સખી લેખે રાખી શકું!' મેં કહ્યું

'પણ તું માને છે એટલું અશક્ય કામ આ નથી, શા માટે ગાતા શીખી નહિ! મીઠું ગળું એ માણસ જાતનો કેવો મહાન સાથ છે એ કેમ ભૂલી શકાય! અહીંની આ લાંબી સંધ્યાઓ દિન પ્રતિદિન એકાકી વીતાવવી સાચે જ કષ્ટકર છે. અમે આવ્યા છીએ એ વધુ ખરાબ થયું છે, કારણ અમે ચાલ્યા જઈશું પછી એટલું વધું આકરું લાગશે.' ગુરુદેવે ઉત્તર વાળ્યો.

'—શું કહો છો. સદાયે નથી સાંપડવાનું, એટલે જે સાંપડ્યું છે એનું મૂલ્ય પણ શું નથી જાણતી! સદયે આપને અહીં રોકવાનું ઓછું મારું ગજું છે! છતાં જે થોડા દિવસ અમને મળ્યા છો એમને માટે તમારી આભારી છું'.

'પણ એમાં એવું અશક્ય શુ છે ? એમ હશે તો મારા શેષ જીવનનો અધિકાંશ સમય અહીં તમારા સૌની પાસે જ ગાળીશ. જીવનનો પથ ફૂલબિછાવેલો નથી. જે ગમે છે, જે ઇચ્છીએ છીએ એ બધું જ શા માટે ન મળ્યું એની ફરીયાદ કરવી આપણને ન શોભે–જે મળ્યુ છે એ જ લઇને આનન્દિત થવું જોઇશે એ જ તો માણસની કસોટી છે છતા જેને ચાહીએ છીએ, તેને મ ટે ઇચ્છીએ છીએ તો ઘણીયે અગવડો આપણે નિવારી શકીએ છીએ.' ગુરુદેવે કહ્યુ.

\+ \+ \+

કે નો બાજાઓ કાંકણુ કણ કણ કો તો છય ભરે, ઓગો ધરે ફિરે ચલો કનક કલસે જલ ભરે, કેનો બાજાઓ—કેનો બાજાઓ કાંકણ કણ કણ કણ— અને ગાતાં ગાતાંએ એ બોલ્યા–કેવી વિનતિ! અરે ત્યારે કેવો મુગ્ધ હતો હુ, નહિ તો આવુ એછું લખું? અત્યારે લખું તો આમ લખુ કે 'ચાહ તો સારૂં છે, નહિતો તારો એ સોનાનો ઘડો અહી મૂકી જા, વિશ્વભારતીને કામે લાગશે. જવું હોય તો જા, તું જઇશ તો કોઇ મોટી ખોટ મને આવી જવાની નથી, પરંતુ તારો પેલો સુવર્ણ ઘડો અમારે વિશેષ જરૂરનો છે. 'ક્ષણિકા'મા એક કવિતામાં આવું જ છે—'

'કઇ? તકદીરમાંથી કોઇ એકાદ વાત નાશ પામશે તો તેની સાન્ત્વના અર્થે બીજી ચાર વાત મળાયે આવશે. એ જ ને?' મેં પૂછ્યું.

'હા, હા. બહુ સાચી કવિતા છે. 'ક્ષણિકા'ની કવિતાઓ લોકોની નજરે બહુ ચડી નથી પરંતુ એમાં કવિતાઓ સારી છે. એ ચોપડી મને ખૂબ જ પ્રિય છે.'—ગુરુદેવે કહ્યુ.

ઘણાં દિવસ અગાઉ એકવાર આપે મને પૂછેલું કે 'મારા બધાં પુસ્તકોમાંથી જો એક જ પુસ્તક રાખવાનું હોય તો તું કયું રાખે? ત્યારે મે આપને સામું પૂછેલુ કે આપની પસંદગી કોના પર ઉતરે છે એ જ જાણવા જેવુ છે. અને આપે બનતાં સુધી 'ક્ષણિકા'નું નામ આપેલું. બેશક, અમે એ નથી માનતા.'—મેં કહ્યું.

'ના, એ રીતે કંઇ કહેવું બરાબર નથી. છતાં ક્ષણિકાની કવિતાઓ એ જમાનામા સંપૂર્ણ નવી હતી. એ જમાનામા આપણે ત્યાંના જનસમાજનું રસબોધનું ધોરણ કંઇ અજબ રીતે નીચું હતું. આ બધી કવિતાઓ માણવા જેવું મન ત્યારે તૈયાર નહોતું થયું. 'ચિત્ત દુયાર મુક્ત રેખે સાધુ બુદ્ધિ બહિરંતા, આજકે આમિ કોનોમતેઇ બોલબો નાકો સત્યકથા '– આ બધી કવિતાઓ એ દિવસોમા આવી સહજ રીતે માણી શકાય તે શક્ય નહોતું. મનને આ માટે તૈયાર થતાં ઘણા દિવસો લાગ્યા છે. અમારો એ જમાનો હતો જાણે શુચિતાયુગ્રસ્ત! એ જાણે એક રોગીષ્ઠ યુગ હતો. તે દિવસે તે અનાયાસે પેલુ ગીત ગાવા કહ્યું—'યામિની ના જેતે જાગાલે ના કેનો'– અને મેં પણ એ અનાયાસે ગાયું. પણ અમારા એ સમયમાં આ સંભવિત હતું શુ? કોઇ ગાઇ જ ન શકત આવુ ગીત. આ તો ગઝબ અશ્લીલ કહેવાય. એથી જ તે દિવસે હું વિચારતો હતો કે સમયના વહેણ સાથે ધીરે ધીરે હવા પણ બદલાઇ છે.

—'કેમ એમા અશ્લીલ જેવું શું છે?' મે પૂછ્યું.

'ઓ રે બાબા, અશ્લીલ નથી? 'પાખી ડાકિ બોલે ગેલો વિભાવરી વધુ ચલે જલે લઇયા ગાગરી' આમાં તો ગઝબની દુર્નીતિ કહેવાય! તું માનીશ નહિ પણ કથા ઓ કાહિની ની પેલી ભિક્ષુ વાળી કવિતામાં છે ને કે ભિખારિણીએ તેનું એક માત્ર વસ્ત્ર ભિક્ષુને દાનમાં આપી દીધું—કઇ ઘીટી કહે તો હે ઠિકશનરી, આ વેળા તું નક્કી ભૂલથાપ ખાવાની.'

'કથા ઓ કાહિની ની કવિતામા તો નહિ, પણ ગદ્ય કવિતામા ભૂલથાપ ખવરાવી શકો.– –'અરણ્ય આડાલે રહિ કોનોમતે, એક માત્ર વાસ નિલ ગાત્ર હ'તે બાહુટિ બાડાયે ફેલિ દિલો પથે, ભૂતલે.'–હું બોલી ગઇ.

'હં, એ કવિતા જ્યારે પ્રગટ થઇ ત્યારે... ...મહારાજે આવી મને કહ્યું કે રવિબાબુ, તમે આમ લખ્યુ એ શુ વ્યાજબી થયુ છે? વિદ્યાર્થીઓ તમારી કવિતા વાંચશે, અને એમાં આ વાત કે 'એક માત્ર વાસ નિલ ગાત્ર હ'તે—એ બરાબર છે શું? આવી આટલી અશ્લીલ કૃતિ વિદ્યાર્થીઓ વાંચે તે અયોગ્ય છે.' હું શું કહું? નશીબને ધિક્કાર આપ્યા. કે હું કોને માટે લખું છુ!–ચાર–તેઓ તે એક વિશિષ્ટ





વિદ્વાન વ્યક્તિ હતા. તેઓ પણ જો આવી વાત કરે, તેમને પણ જો વિશદ રીતે સમજાવવા પડે કે ત્યાં એક માત્ર વસ્તુનું તાત્પર્ય શું છે તો પછી એ લખવાની જરૂર જ શું? ખેર, હવે સમય બદલાયો છે. દેશના લોકોની બુદ્ધિ સ્વાભાવિક ને સ્વસ્થ બની છે. આજે જે સહજપણે મનને સાહિત્યરસથી, આનન્દથી તરબોળ રાખી શકો છો એ માટે એનાદો આખો અર્ધો ધન્યવાદ દઈ દે બેઠા, એમાં મારોયે કંઈક હિસ્સો છે. હજુએ ઘણી અદ્ભુત અદ્ભુત વાતો માની કૃતિઓ વિષે સાંભળવા પામું છું. દાખલા લેખે હમણાં જ પેલે દિવસે...એ કહ્યું કે તમે વનમાળીને જોઈને લખ્યું છે. '–હે માધવી દ્વિધા કેનો?' એ સાંભળી મનની સ્થિતિ એવી તો થઈ ગઈ, મહીના તો એમ જ થયું કે મારા સારા દિવસો હવે વીતી ગયા.–ગયા જ. એથી જ આવી અવસ્થાને પામ્યો છું કે વનમાળીને જોઈને હું ગાઈશ કે 'બીરૂ માધવી તોમાર દ્વિધા કેનો?'

×            ×

–'મિત્રા, આજ સવારથી તારા દર્શન કેમ નહોતા થયા? તું નકલ ઉતારવા મારો ચોપડો લઈ ગઈ છો, પણ એ પાછો ન લાવે ત્યાં સુધી હું કંઈ લખી શકતો નથી, ક્યારનોય રાહ જોઈ રહ્યો છું.'

–'શું વાત છે! હું તો રસોડામાં જ હતી, શા માટે કાનુએ સાદ ન પાડ્યો?' મેં કહ્યું.

–'મેં એને તમને સાદ પાડવા નહોતું કહ્યું. અને કદાચ મારા સ્વભાવની ખબર નહિ હોય. જે કંઈ સહજ રીતે મળે તેથી વધુ ન જોઈએ. 'ક્ષણિકા'ની પેલી કવિતા યાદ છે ને –'જાહા વહા પાઈ, જેયા સેયા ધાઈ છ ડિને ક' ભાઈ છાડિને, તાઈ બોલે કિચ્છુ કાકાકાકિ કરે કાડિને.'–એ જ છે મારા જીવનની ફિલસૂફી–જે સહજમાં મળે છે એને છોડતો નથી, એમાંથી થોડું કેય જવા દેવા ઇચ્છતો નથી, છતાં પરાણે લેવા મા ખેંચાખેંચી કરવા પણ નથી ઇચ્છતો.'

–'વારુ, આ વાત તમને આ સામાન્ય પ્રસંગ માટે કહેવી યોગ્ય લાગે છે?–જરા તીવ્ર નિન્દા થતી નથી શું?'–મેં કહ્યું.

'ના ના, આ હું તારા માટે નથી કહેતો. આ તો જરા એક પ્રાસંગીક વાત યાદ આવી તે કહી એટલું જ. તને તે કહી કહેવાય? કહી શકું? હું તો જાણું જ છું કે તને સાદ પડાવ્યો હોત તો તું રાજી જ થાત, પણ ખરૂં કહું છું કે એ મારા સ્વભાવમાં જ નથી. હવે તો ઉલટાની જેમ જેમ ઉમર વધતી જાય છે તેમ તેમ આત્મનિર્ભરતા ઘટતી જાય છે. નાનો બનતો જાઉં છું તમને અકારણ અનેક કંટાળો આપું છું, પણ જ્યારે ઉંમર ઓછી હતી ચલનશક્તિ હતી, ત્યારે ક્યારેય કોઈને કંટાળો નહોતો આપતો. ભુખ લાગી, એલા ઓલું લાવજે, પાન આપીજા ને જરા, પંખો નાખ–આવું ક્યારેયે ન કરતો. જીવનમાં ઘણુંયે મળ્યું છે, પણ ખેંચાખેંચીથી નહિ–છાડિને ક' ભાઈ છાડિને, તાઈ બોલે કિચ્છુ કાકાકાકિ કેરે કાડિને.'

એ દિવસ કવિતા પાઠ ચાલતો હતો —

'શયન શિયરે પ્રદીપ નિભેછે સબે, જાગિયાં ઉઠેછિ ભોરેર કોકિલ રવે. અલસ ચરણે બોસિ વાતાયને એસે, નૂતન માલિકા પોરેછિ શિથિલ કેશે, એમુન સમય અરૂણ ધૂસર પથે તરૂણ પંથિક દેખા દિલો રાજ રથે...શુધાલો કાતરે સે કોથાય, સે કોથાય! વ્યગ્ર ચરણે આમારি દુયારে નામિ, શરમે મરિયા બોલિને ન રિનુ હાય, નવીન પથિક સે જે અમિ, સેઈ આમિ.'—આ થઈ પેલી પ્રેમ છતાં અપ્રાપ્તની વાત. આકાંક્ષાનો પ્રબળ આવેગ માનવીને વંચિત કરે છે,—જે હાથ વેંતમાં જ છે, નજર સામે છે તેને એ શોધી શકતો નથી–અને જ્યારે એ દૂર ચાલ્યો જાય છે ત્યારે એ લાંબે અંતરેથી જોતાં જણાય છે કે એ તો તદ્દન હાથ વેંતમાં હતું! લગભગ પેલા પારસમણિ જેવું જ.

એ દિવસે 'મહુઆ'ની ઘણી ખરી કવિતાઓ એમણે વાંચી સંભળાવી.–ગુરુદેવ 'સબળા' કવિતા વાંચતા હતા.

નારી કે આપન ભાગ્ય જય કરિબાર
કેનો નાહિ દિબે અધિકાર
હે વિધાતા



પથ . પ્રાન્તે કેનો રવ જાગિ
ક્લાન્ત ધૈર્ય પ્રત્યાશાર પૂરણેર લાગિ
દૈવાગત દિને–?

થોડીવાર પછી સભા પુરી થતાં અમે પૂછ્યું–'હે વિધાતા' એટલું કેમ જુદી લીટીમાં લખ્યું છે?' એમણે કહ્યું–એમ જ, એની સાથે મેળ ખાતી લીટી નથી. પણ એમાં કંઈ ખાસ વાંધો નથી.' પછી પુસ્તક હાથમાં લઈને જોવા લાગ્યા અને એમણે પેલી લીંટીની બાજુમાં લખ્યું.

–હે વિધાતા
સંકોચેર દૈન્યજાલ કેનો તુમિ પાતો
ચિત્ત ઘિરે૦.

અને એમણે કહ્યું–'આ બે લીંટી વિશ્વભારતીને મોકલીને જણાવજે કે રચનાવલીમા જ્યારે એ છપાય ત્યારે તેમાં આ સુધારો મૂકી દે.'

એ સુધારો મોકલાયો હતો કે નહિ એ આજે યાદ નથી. કોઈના કોઈ પણ પ્રશ્નને અવગણનાપૂર્વક સાંભળવાનું એમના સ્વભાવમાં નહોતું. પછી એ એકદમ અર્વાચીન પણ કેમ નથી હોતો. એવા એવા કમળો આવતા અને તેમાં એવા તદ્દન અર્થહીન ને ક્ષુલ્લક પ્રશ્નો પૂછાતા. પણ ગુરુદેવ તેનો યે ઉત્તર આપતા એ વિચારતાં અજબ થઈ જવાય છે.

જ્યારે તેઓ કંઈ વાંચતા ત્યારે એ કૃતિને સમસ્ત મન–પ્રાણથી વાંચતા. જે વાર્તા કે જે કવિતા એમણે એ પહેલા પણ ઘણીવાર વાંચી હોય તે પણ ત્યારે ઓળખાતી નહિ. એ એક નવી જ કૃતિ બની રહેતી. વધુ સમગ્ર ને વધુ પૂર્ણતર. યાદ છે એમણે એક દિવસ 'ક્ષુધિત પાષણ' વાર્તા વાંચી હતી.–'દૂર થા દૂર', એ ફકિર જાણે એની બધીયે ભૂખ સાથે સામે આવીને ઊભો હતો. એ સાદ, એ પ્રગટીકરણ તો લખીને બતાવી શકાતું નથી, પણ એને યાદ રાખી શકે તેવું મન પણ આજે ક્યાં છે? સદ્‌ભાગ્યે અમે એમની નિકટતાનો લાભ પામ્યા હતા. એમની પ્રતિભાના રશ્મિ સહસ્ર ધારે સદા વિવિધ રૂપે ઝલકતા રહેતા, એ પ્રકાશમાં નાહીને અમે ધન્ય બન્યા છીએ, પરંતુ એ પ્રકાશને ધારણ કરવા જેવા યોગ્ય આધાર અમે નહોતા પૃથ્વીના મોટા દુર્ભાગ્યે અમારા કરતાં વધુ યોગ્ય કોઈ બીજું એમનો નિત્યનો સાથ પામ્યું નહિ.

આ યુગની સર્વશ્રેષ્ઠ પ્રતિભા, સર્વશ્રેષ્ઠ ગાનવી-ઓમાંથી એક જેમની વચ્ચે જન્મ્યો હતો તેઓ બુદ્ધિથી અને શક્તિથી સામાન્ય હતા. અને તેથી જ એનું ઘણું યે આપણે ગુમાવી દીધું છે. સાહિત્યમાં, કાવ્યમાં, ગીતોમાં અને શિલ્પમાં જેને જાળવી રાખી શકીએ તેવું ઘણું યે તેઓ મૂકી ગયા છે. ભવિષ્યના માનવીના જીવન માટે તો તેઓ તેમનો પ્રભાવ મૂકી જ ગયા છે–પરંતુ એમનાં રોજીંદા જીવનની ભેટ જેવો એમનો જે સૂર, એમનું જે પ્રત્યેક હાસ્ય, કૌતુક, કામમાં અને આરામમાં આનંદમાં અને ઉપદેશમાં સર્વદા ઝલકતું એ પણ કંઈ ઓછું અસીમ મૂલ્યવાન હતું? આજે એ દિવસો યાદ આવતાં થાય છે કે એ હવે અસંભવ છે, એવું હવે ફરી કદીયે જોવા નહિ મળે. રસ અને આનંદથી પરિપૂર્ણ, પ્રાણ અને પ્રવાહથી સભર એવા એક જીવનનું પાવનકારી દર્શન જે સહુને માટે દર્શનિય હતું તે અમે થોડાક ગણ્યાગાંઠ્યા લોકો પામ્યા.

ક્રમશ:

☆

ઘૂંટવી છે...

ઘૂંટવી છે જિંદગીને એટલી—
જેટલી કડવાશ પામે એટલી મીઠાશ દે!

શેખઆદમ આબુવાલા

[૧૪]

એક વખત એક દેશના બે નાના નાના વિભાગના રાજાઓ લડાઇમાં ઉતર્યા. એમની એ લડાઈએ દેશમાં ઠીક ઠીક ગેરવ્યવસ્થા અને અશાંતિ આણ્યાં. લડાઇમાં બને છે તેમ કેટલાકને એમાં ઘી કેળાં પણ થવા માંડ્યાં. પરિણામે બન્નેની લડાઈઓ લંબાતી રહી. પછી પડોશના એક ડાહ્યા રાજાએ વિચાર કર્યો. 'હું જઇને એ બન્નેને સમજાવું' એવો વિચાર કરીને તે પોતાની રાજધાનીમાંથી પોતાના રસાલા સાથે બહાર નીકળ્યો.

રસ્તામાં એક વિદ્વાન રહે રાજાએ તેનું નામ સાંભળેલું. તેણે વિચાર કર્યો કે હું આ વિદ્વાનને પણ મળતો જાઉં. વખતે એ કાંઇ રસ્તો બતાવે

રાજા વિદ્વાનને મળવા ગયો તો વિદ્વાન પોતાના પોથી પુસ્તકોમાં તલ્લીન હતા. રાજાને નવાઈ લાગી જુદ્ધ આટલું નજીક ચાલે છે અને આ પંડિત તો આમાં તલ્લીન છે! તેણે પંડિતને પૂછયું પણ ખરું. પંડિતે જવાબ આપ્યો: 'મહારાજ! સૌ સૌનું કામ કરે એમ તો તમે પણ ઇચ્છો છો ખરા કે નહિ? જો જવાબ હકારમાં હોય તો તો વાત સ્પષ્ટ છે. જેમને લડતાં આવડે છે એ લડે છે. જેમને આ લડાઇ શી રીતે નિર્મૂળ થાય એનો વિચાર કરતાં આવડે છે એ એનો વિચાર કરે છે. પણ બોલો, મહારાજ! તમે કયાં જાઓ છો?'

રાજાએ જવાબ વાળ્યો: 'હું આ બન્ને લડાઈમાં ઉતરેલા રાજાઓને મળવા જાઉં છું!'

'શું કરવા?'

'એમને સમજાવવાના છે. લડાઈમાંથી નિવૃત્ત થાય.'

'એમને તમે શી રીતે સમજાવશો? સમજવું હોત તો લડે જ શાના?'

'તો પણ હું કહીશ કે આ લડાઇમાં તમને કોઈને નફો નથી, નુકસાન જ છે. માટે લડાઇ બંધ કરો!'

'જુઓ મહારાજ! એ સાંભળીને એમાંથી એકે લડાઇ બંધ નહિ કરે, લડાઇમાં કોઇ ને કોઈ નફો હોય જ છે એટલે બન્ને બાજુ એવાં માણસો છે જે તમારી આ વાત ઉડાડી મૂકશે એક પક્ષને નફો ન હોય એવી કોઈ લડાઈ થતી નથી. પોતાના કરતાં બીજાને વધારે નુકસાન થતું હોય તો માણસ એને પણ નફો ગણે છે!' 'ત્યારે તમે શી રીતે સમજાવવાનું કહો છો?' 'તમે એમના અંતરમાં જો એમ સમજાવી શકો કે લડાઇ કોઇ પણ સંજોગોમાં ઇચ્છવાજોગ નથી, અને એકને બીજાનો ચોખ્ખો અન્યાય જણાતો હોય તો પણ એ અન્યાય, અન્યાય છે કે નહિ, કે એક બીજા પક્ષની મતાંધતા છે એ કોઇ ત્રીજો માણસ જ કહી શકે એટલે એ બન્ને જ્યારે કોઈ ત્રીજાને માન્ય કરશે ત્યારે જ લડાઇ બંધ થશે. બંધ થવાનો રસ્તો આ છે. નફા નુકસાનના હિસાબથી કોઇ દિવસ લડાઇ બંધ થતી નથી. ને થાય છે તો ફરી ઉપડવા માટે.'

રાજાને પણ નવું જ જ્ઞાન મળ્યું. એને પણ લાગ્યું કે આ વિદ્વાન ભલે હાથમાં શસ્ત્ર લઇને જુદ્ધ કરવા જતો નથી, છતાં એણે શસ્ત્રનું શાસ્ત્ર તો જાણ્યું છે.

[૧૫]

એક વખત એક નવાઇની વાત બની. એક ઊંટ છુટું થઇને રખડે. એને દોરવાની દોરી રસ્તામાં ઢસરડાતી આવે. એક ઉંદરના

મોંમાં એ આવી ગઈ. એટલે ઉંદર તો એ લઈને ચાલવા માંડયો. પાછળ જુએ છે તો તો ઉંટ હાલ્યું આવે!

ઉંદર તો મોંમાં દોરી લઈને માંડયો ફૂલાવા! એને થયું કે ઓ હો હો! આપણે કાંઈ કમ નથી. આપણે આ ઊંટ જેવા ઊંટને દોરી જઈએ છીએ!

આગળ ઉંદર અને પાછળ ઊંટ. તમાસો થયો જોવા જેવો જે રસ્તે મળે એ મોં વિકાસતું ઉભું રહે ઉંદરને મનમાં થાય કે આ બધા મારી કરામત જોવા ઉભા રહે છે!

ઊંટ ઘણું મનમાં વિચાર કરે કે આ ઉંદરભાઈ એના મનમાં ખાંડ ખાય છે. પણ કાંકુ જુકિત મળે તો એનો અહંકાર બધો ય ઉતારી નાખું!

ઉંદરભાઈ તો કૂદકૂદતા આગળ જાય, વળી ઘડીક પાછું જુએ, ચાલતાં રોફ તો કયાંય માય નહિ ને મનમાં ને મનમાં સવાશેર થઈને દોડયા જાય એમ કરતાં રસ્તામાં એક નાનકડું વોંકળું આવ્યું.

વોંકળામાં પાણી તો ઘણું ગોઠણુવા. પણ ઉંદરભાઈનાં તો ઘણુ મરી ગયા!

આ વોંકળું શે પાર થાય!

એણે તો રોફથી ને રોફથી કહ્યું: 'અલ્યા ઊંટ! જરાક જો તો પાણી કેટલું છે. વધુ હશે તો આપણે પાછું ફરવું પડશે મારું તો ઠીક, પાછું તારું અંગ ભાંગ્યું તો સાજુ થાવું મુશ્કેલ!'

ઊંટ મનમાં કહે 'આનો રોફ તો જુઓ!' એ તો પાણી તરફ ગયું. માંડ ગોઠણુ પાણી. પાછું આવીને કહે: 'પાણી બહુ નથી. આગળ થાઓ મૂષકરાજ! તમે આગળ ને હું પાછળ!

ઉંદરભાઈનાં તો વાત સાંભળીને હાંજા ગગડી ગયાં. ગોઠણુ પાણી, પણ ગોઠણુ તો ઊંટનો નાં? તે સમજી ગયા કે પોતાના જેવા તો એક હજાર ઉંદરડા ઉપરાઉપરી ચડાવ્યા હોય તો ય પાણીને તળીયે પડયા રહે! મોતને સામે દીઠું એટલે થઇ ગયા નરમઘેંશ!

'પણ એ તો તમારો ગોઠણુ છે નાં?' એ ધીમેથી બોલ્યા: 'મારો આમાં કાંઈ ગજ વાગે ને કારવે! હવે તો તમે આગળ થઈને દોરો!'

'પણ તમે તો દોરી રહ્યા'તા તેનું શું?'

'એ હવે સૂકાઈ ગયું!' ઉંદર બોલ્યો.

ઉંદરને ઢીલો પડયો જોઇને ઊંટ બોલ્યો, 'ત્યારે મારે પૂંછડે વળગી જાઓ. હું હવે વોંકળું પાર કરાવી દઈશ પણ જુઓ આજથી એક વાત ધ્યાનમાં રાખશો અકસ્માત દોરી તમારા હાથમાં આવી ગઈ એમાં તો તમને કયાંય બોલાવ્યા થાતા નો'તા એનું શું? પણ હવે ખબર પડી નાં?'

ઉંદર શું બોલે? એનુ પાણી તો પાણીએ બતાવી દીધું!

[૧૬]

એક માણસનો એકનો એક જુવાન પુત્ર ઝડપાઈ ગયો. એના શોકનો કોઈ પાર રહ્યો નહિ જુવાન દીકરો; વળી એકનો એક હોશિયાર. કામ બધું માથે ઉપાડી લીધેલું. પોતે તો કામમાંથી નિવૃત્ત થવાનો વિચાર કરતો હતો એવામાં તો આ બન્યું. એનું મન કોઈ રીતે સમાધાન પામે નહિ.





એક સાધુ મહારાજને ખબર પડી. કેવળ દયાથી પ્રેરાઇને એમણે આ માણસની વૃત્તિ ફેરવવાનો નિશ્ચય કર્યો. કારણ કે આપણને અતિશે વહાલો હોય માટે દીકરો મરણ ન પામે એવું કોઇ દિવસ ક્યાંય બને ખરું. જે કામે જે વસ્તુ થવાની હોય તે તો થાય જ!

પેલો માણસ સ્મશાનમાં જાય. જ્યાં છોકરાને બાળ્યો હતો ત્યાં જઈને રૂએ. એમ ને એમ તે પોતાનું ને બધાનું જીવન કડવું ઝેર બનાવે! મરેલો દીકરો પાછો આવવાનો નથી એ જાણે પણ મન એનું કોઇ રીતે માને નહિ!

પેલા સાધુ મહારાજ, એક વખત એના જવાના રસ્તામાં બેઠા!

બેઠા બેઠા એ તો રડે! મોટેથી રડે ને એવું રડે કે સામાનું હૃદય પીગળી જાય.

આ માણસ ત્યાંથી નીકળ્યો ને એને થયું કે 'અરે! આ શું? આ સાધુને શું દુઃખ છે તે રડે છે?'

એ એની પાસે ગયો. જઇને પૂછયું: 'મહારાજ! એવું તમારે શું દુઃખ છે તે આટલું બધું રડો છો? તમારે નથી ઘર ખોરડાં, નથી બૈરી છોકરાં, નથી સંસારની જંજાળ છતાં તમારે એવું શું દુઃખ પડયું છે કે આટલું બધું રડો છો?

સાધુ કહે: 'અરે ભાઈ! મારા દુઃખનો કોઈ પાર નથી!'

માણસ બોલ્યો: 'શું દુઃખ છે એ તો બોલો. કાંઇ ઉપાય થાય તેમ હોય તો કરીએ!'

સાધુ કહે: 'એમ તો મારું દુઃખ કાંઇ નથી. ઘડીના છઠ્ઠા ભાગમાં મટે તેવું છે!'

માણસ બોલ્યો: 'ત્યારે કહો તો ખરા મહારાજ! અમને પુણ્ય રળવાનું ભાગ્ય મળે!

સાધુ કહે: 'મેં એક ગાડું કર્યું છે એમાં બે પૈડાં મૂકવાં છે!'

'ઓ હો! એમાં તો તમે શું રડવા બેઠા. ચાલો પૈડાં હું અપાવું!'

સાધુ કહે: 'ના રે ભાઈ! તારાં પૈડાંને હું શું કરું? મારે તો એક પૈડામાં સૂરજ જોઈએ. બીજામાં ચંદ્ર જોઇએ. તો એ પૈડાં, નહિતર નહિ!' એમ કહીને સાધુ તો પાછો મોટેથી રડવા માંડયો. 'ઓ! સૂરજ ચંદ્રનાં પૈડાં રે! તમે કયાંથી મળો?' 'અરે મહારાજ! આ તે તમે શી નાખી દેવા જેવી વાત કરો છો? આ તો કાં નર્યું ગાંડપણ છે ને કાં નરી મૂરખાઈ છે. સૂરજ ચંદ્ર તમારે માટે થઈને નીચે આવશે? તમારે માટે થઇને વિશ્વનો અચલ નિયમ ફરશે?'

સાધુ વધારે રડતા રડતા બોલ્યા: 'પણ તમારે માટે અચળ નિયમ ફરે ને મારે માટે કેમ ન ફરે? તમે રડો છો ને દીકરો પાછો આવે તો હું રડું ને પૈડાં કેમ ન મળે? ભગવાન તો સૌનો છે. ઓ મારાં સૂરજ ચંદ્રનાં પૈડાં રે!'

'અરે પણ મા'રાજ! આ તો ગાંડપણ છે!'

'અરે ભલા માણસ! ત્યારે જે દેખાતો પણ નથી, એ તમારા દીકરા માટે તમે દેખતા હો તેમ રડો છો, ને હું આ સૂરજ ચંદ્રને દેખું છું ને રડું છું તો એ ગાંડપણ? હું તો તમારું ડહાપણ જોઇને એ ડહાપણને અનુસરું છું ભાઇ! આ ગાંડપણ છે એમ!'

પેલા માણસની સાન ઠેકાણે આવી ગઇ. તે સમજી ગયો.

'જે ગમે જગતગુરુ દેવ જગદીશને,
તે તણો ખરખરો ફોક કરવો!'

---

આ. ધૂમકેતુનું નવું પુસ્તક પ્રકટ થઈ રહ્યું છે તેમાંથી.

# આંટી

પન્નાલાલ પટેલ

ગામમાં જ્યારે વાત ફેલાઈ કે આફ્રિકાવાળા ઇચ્છાશંકર એમના મોટાભાઈ મુળશંકરથી ભાગ 'વહેંચે છે ત્યારે, પચ્ચીસ હજારની વસ્તીમા ભાગ્યે જ કોઈ એવું હશે જેણે આ વાત માની હોય. કારણ કે ઇચ્છાશંકર એ ઘણા મોટા દિલનો માણસ સાબીત થઈ ચૂક્યો હતો. જ્યારે મૂળશંકર કોઈ કાળેય પર-ખાય નહિં એવો પાવરધો ને હોશિયાર લેખાતો હતો.

ઇચ્છાશંકરના વીસ વરસના પરદેશ વસવાટ દરમિયાન ઘણા ઘણા લોકોએ એને કાગળથી તો વળી રજાઓ ઉપર આવતો ત્યારે મોઢેમોઢ અનેક વાર કહ્યું હતું કે મૂળશંકર સ્વાર્થી છે માટે તું જુદુ વહેંચી નાંખ. શા માટે એને અહીં ઘર બેઠે ભાગનો ધણી બનાવવો? અહીં એ જમીન જગ્યાની દેખરેખ રાખવાનો બોજો નહિ ઉપાડે તોય એમાંથી તને મળી પણ શું જવાનું છે. અલ્યા 'તારૂં મારૂં સહિયારૂં ને મારૂં મારૂં આગવું' એવું થશે હોં તારી કમાણી-માંથી ભાગ ને અહીંની આવક ઘાલશે પૂંછડા નીચે.'

આનો અર્થ એમ નથી કે માત્ર વાતો કહીને જ લોકો–સમંધીઓ વેગળા રહ્યા હતા. અરે, કોઈ કોઈએ તો મૂળશંકરના સ્વાર્થના પૂરાવા પણ એની આગળ રજૂ કર્યા હતા.

પરંતુ ઇચ્છાશંકરને મોટાભાઈ ઉપર એવડી બધી ભક્તિ હતી કે આ પુરાવાઓને ય એ 'વઢાવી માર-વાના પેંતરા'માં ખટાવતો., બલકે કાન ઉપર લેતો પણ ધ્યાન ઉપર તો–એની પત્ની કહેતી તેમ, હવે લેશે આવતે ભવ!'

છેલ્લી રજાઓમાં આવ્યો હતો ત્યારે તો અહીંનો ન્યાયતપાસ જોવા વતનમા રહેલી પત્નીએ પતિ સાથે એ ચારે ય માસ લગભગ ઝપડો જ રાખ્યો હતો. 'ઠીક કહું છું! તમે રહ્યા પરદેશી ને...ન કરે નારાયણ ને સાજામાંદા પડ્યા તો તમારો આ એકનો એક છોકરો હજારોની મૂડી છતાં ય રખડી પડશે હાં! મનો કહ્યું.' પણ તોય ઇચ્છાશંકરે ભાગ તો ન જ વહેંચ્યા. પત્નીના નામે થોડાક હજારનો વીમો વધારીને એને પણ બોલતી બંધ કરી દીધી.

પછી તો પત્નીએ અને સંબંધીઓએ એનું નામ પણ છોડી દીધું: 'અમારે શું ત્યારે! ઉંધે માથે પડને ઉંડા ધરામાં.'

ઇચ્છશંકરે ઘણી લીલીસુકી જોઈ હતી. આફ્રિકા ગયો ત્યારે માત્ર એક લોટો ને શેકની રસોઈ કરતાં બદલવા માટે અબોટિયું જ પાસે હતું. પરંતુ લક્ષ્મી રૂઠે છે ત્યારે વાત વાતમાં વારી જાય છે. ઇચ્છા-શંકરે નોકરી છોડીને નાનીશી દુકાન માંડી...ને અત્યારે તો એની પેઢીઓ નાગરવેલની જેમ આખાય આફ્રિકામાં પથરાઈ રહી છે. અહીં વતનમાં પણ જમીન, મકાનો તથા શેર વગેરેમાં ઘણું રોકાણ છે. પરંતુ નવાઈની વાત તો એ છે કે ઇચ્છાશંકરનો મોહ જેમ જેમ મિલ્કત વધતી જાય છે તેમ તેમ એ તરફ વધવાને બદલે ઉતરતો જાય છે...માટે જ એણે અત્યાર સુધી મોટાભાઈને પણ બધી જ મિલ્કતમાં ભાગીદાર ગણ્યા હતા ને રાખ્યા હતા. એ સારી પેઠે જાણતો હતો કે માણસનો જીવ લાલચુ, લોભી ને સ્વાર્થી હોય છે, પરંતુ મોટાભાઈને શાની કમી છે કે મારાથી બાદલું રાખે. બહુ બહુ તો લોકો કે છે એમ એમના સાસરી પક્ષને પાંચસો હજારની મદદ કરતા હશે એ જ ને!...અથવા તો એમની છોકરીઓ માટે થોડાક દાગીના ઘડાવ્યા હશે કે...' અને એ પોતે જ આવી ઝીણી બાબત ઉપર હસી રહેતો. છેલ્લે ઉમેરતો: 'પણ લોકોને શી ખબર કે ભાઈના છોકરાં એ મારાં જ ભત્રીજાં છે ને ભાઈના સંબંધી એ મારા પણ સબંધી છે...આપણી કમાણીથી કોઈનું દુઃખ હળવું થતું હોય તો એટલું વળી કમાયું લેખે લાગ્યું...'

ત્યાં તો ધડિંબ દેતાકને એક સવારે બોમ્બ ફૂટ્યો: 'ઇચ્છાશંકર ને મૂળશંકર આજે ભાગ વહેંચે છે!'

આખુંય ગામ અને, જ્ઞાતિ તો ખાસ અવરજવર થઈ ઉઠ્યું. છુપી છુપી કશાક કામના બહાના ઓઠે ઇચ્છાશંકરની ખડકીમાં લોકોની અવરજવર પણ વધી પડી. ને પછી તો ખડકી બહાર, ફળિયામાં, ચક-





લામાં, બજારમાં એમ બધે જ પાચ માતનો ગૂપખો મળી લોકો આ અવનવા બનાવની મિઠાશ માણી રહ્યા. ભવિષ્યવેત્તા તો એટલા બધા ફાટી નીકળ્યા હતા કે કોઇ કોઇના ભવિષ્ય માટે હકાર જ નહતો ભણતો. એક કહેતો 'હું તો જાણતો જ હતો.' જ્યારે બીજો તો, 'હું તો પોક પાડીને કે'તો તો કે જો જો પાપનો ઘડો—'

પણ કોઇનેય ખબર ન હતી કે શું પાપ હતું ને કેવડો મોટો ઘડો હતો; ને તે કોનાથી ને કેવી રીતે ફૂટ્યો! ખુદ ઇચ્છાશંકરની પત્ની કે મૂળશંકરની વહુ એ ય નહતા જાણતાં અરે, દુઃખની વાત તો એ હતી કે ખુદ મૂળશંકરને પણ કારણ નહતું સમજાયું. એટલું જ જાણતો હતો 'કાલ સાંજે જોડે બેઠેલો ઇચ્છાશંકર મૂળભાઇ ઉભો થયો ને ફરવા નીકળ્યો. ફરીને આવ્યો તે અને ખબર આપી 'મોટાભાઇ કાલે આપણે ભાગ વહેંચવાના છે' બસ! આ સિવાય લાંબી કે ટૂંકી. મૂળશંકરને તો ઘણુ ય પૂછવું હતું પણ એ જરાકે ય ઉભો રહે તો ને!

અને આમ ભાગ વહેંચવાનું નક્કી જાણ્યા પછી વળી પાછું, ઘરના-સખ ધીઓ અને ગામ આખું ઉચું-નીચું થઇ રહ્યું: 'પણ આનું કારણ? ભાઇઓમાં નથી તો જરા બોલાબોલી થઇ કે નથી એવો કોઈ બનાવ બન્યો. ત્યારે બેઉની વચ્ચે આટી શી પડી?'

પરંતુ આટી એવડી તો ક્ષુલ્લક હતી કે—

અઇ કાલે સાંજે બેઉ ભાઇ મેડી ઉપર બેઠા હતા. બારણાની પેલી બાજુ ગાદી પર બેઠેલો ઇચ્છાશંકર આફ્રિકાની ટપાલ ઉથલાવતો હતો. મોખરાવાળી ગાદી પર બેઠેલો મૂળશંકર તકિયાને અઢેલી છાપું વાંચતો હતો. આથમતી વસંતનો ગરમ પવન હજુ ય આહ્લાદક હતો; એની ઉષ્ણતામા હજુ ય માદકતા હતી; એના ફરફરાટમાં હજુ ય હળવાશ હતી: ટૂંકમા યુવાનોને ગુલીપચી કરવાની ને આધેડોને તરબતર રાખવાની શક્તિ હજુ ય એનામા સભર હતી.

નીચે બેલતા બાળકોનો કોલાહલ પણ આ બે ભાઇઓને પેલા પવન જેટલો જ સ્વાભાવિક હતો...

એવામાં એક બેદૂત મેડી ઉપર આવી ચઢ્યો. મોટાભાઇ મૂળશંકરને ખેતરોની અહીંતહીં વાત કરતા ફળેલા આંબાની ને કેરીઓની વાત નીકળી. આ સાથે જ પેલા બેદૂતે દેવને પાયે ધરતો હોય તેમ એક નવા ફળેલા આંબાની બે શાખ ધરી. 'લો આ આપણા નરિયોરીની પેલ પરથમ બે શાખો!

અલબત્ત બેદૂતને મન તો આ મહિમા જ હતો. કારણ કે હજુ આ તરફ કેરીઓનો ફાલ ઉતરવા નહોતો માંડ્યો. ઉપરાંત આ તો પહેલી જ વાર ફળેલા આંબાની શાખો હતી. એને મન તો ઘેર સીમંત આવ્યું હોય એટલો જ અત્યારે આનંદ હતો...

પણ મૂળશંકરના મનથી તો આવું કંઇ જ ન હતું. બેદૂતના ભરેલા મોના શબ્દોએ કે પેલી કેસરવરણી મા-દીકરી જેવી નાની મોટી બે શાખોએ પણ એનું લક્ષ ખાસ કંઇ ન ખેંચ્યું. કારણમા, કાં તો પંદર દિવસથી શરૂ થએલી રસરોટલીને લીધે કેરીની નવાઇ નહિ હોય યા તો 'અમને તો રોપ્યો ત્યારની જ ખબર હતી કે ફળવાનો છે' આવું કંઈ હોય. એણે તો અડકેલી કેરીને અડકેલા હાથમાં રમાડતાં બેનર વિષેની વાતો ચાલુ જ રાખી વચ્ચે એક હાંક મારી. 'અલ્યા બચુ, રમેશ, બેઉ જણ ઉપર આવો!' વાતો તો ચાલુ જ હતી...

'ત્યાં તો જોય તો પેલો કોણ જાય છે' કરી, જકારના બેક દાદર ધણધણાવતા દસ દસ વરસના બચુ-રમેશ હણહણતા વછેરાની જેમ અંદર આવી પહોચ્યા, 'હું પેલો આવ્યો;' 'હું પેલો આવ્યો.'

વાતોમાં પડેલો મૂળશંકર 'લો' કરતાકને બેઉ હાથ લંબાવવા તો ગયો—બલકે છાતી પરથી તો રવાના પણ થઈ ચૂક્યા હતા પરંતુ એ તો એના લેખે ભુલાવ્યો કે પછી લાલચુ મને દગો દીધો કે-રામ જાણે પણ-મોટી કેરી તરફ ભત્રિજાને જોતાં જ-હાથને આંટી પડી દીધી-પડી ગઇ!...

છોકરાઓએ કેરીઓ ઝડપતાં વળી હોક બકી ને વળી પેલા દાદર ધણધણી ઉઠ્યા. એકધારા ફરફરી રહેલા પવનમાં જરાક અમસ્થી ઘૂમરી પડી ન પડી




ને અસલની જેમ વળી વહી રહ્યો. મૂળશંકરની જીભ પણ ક્ષરભર થોથરાઈને થોથરાઈને વળી પાછી એકતાર બની રહી...

પરંતુ પેલી બાજુ ઇચ્છાશંકરની નજર તો જાણે હજુય પેલા છોકરાઓને ફેરીઓ લેતા જોઈ રહી હોય તેમ હવામાં અદ્ધર લટકી રહી હતી. મોંકળા ઉપરથી લાગતું હતું કે એનું વિચારતંત્ર જ આખું ખોટકાઈ પડ્યું છે; મૂળમાં હૃદય જ જાણે દિંગ થઈ થંભી ન ગયું હોય!...

જો કે મૂળશંકરનું તો એ તરફ પડખું હતું. પરંતુ એ પડખાને ય જાણે આંખો હોય ને તાકી રહેલા ભાઈની ચાડી ખાધી હોય તેમ એણે એ તરફ ડોક ફેરવી–

આ સાથે જ ઇચ્છાશંકરને ભાન આવ્યું ને નજર વાળી લીધી. શરીરમાં ચેતન આવ્યું ને કાગળિયાં સમેટતાં ઉભો થયો...ખેતી વિષેની કંઈક ગુંચ કહેવા જતા મોટાભાઈને પણ એણે જતાં જતાં જ ટૂંકો ને ટચ એવો જવાબ આપ્યો: 'એ બધું તમે જાણો!'

પછી તો મૂળશંકર પણ કંઈક બેચેન બન્યો ને ખેડૂતને ગયા પછી એ અંતરના ઉંડાણમાં કંઈક ફાળ જેવું પણ અનુભવવા લાગ્યો.

ત્યાં તો મોડી સાંજે પાછા ફરતા ઇચ્છાશંકરે ઉંબર બહારથી જ બોમ્બ ફેંક્યો: 'મોટાભાઈ, કાલ આપણે ભાગ વહેંચવા છે!

મૂળશંકર તો અવાક બની ગયો, ભાન આવતાં 'કારણ' પૂછવાની ઇચ્છા જાગી. 'પૂછું તો ખરો કે નથી તો બોલચાલ થઈ કે નથી એવી કંઈ આંટી પડી પરંતુ, જેમ અનાયાસે જ પેલા ડાબા જમણી હાથની આંટી પડી ગઈ હતી એ જ રીતે જીભ પણ આ આંટી આગળ જ થંભી ગઈ! ભાઈ પાસે તો જવાબેય હતો જ્યારે પોતાની પાસે તો—અને એ પોતે જ બબડી રહ્યો, "કયું મોઢું લઈને હું પૂછવાય જાઉં?' જાણે એણે પોતે ય પોતાની જાતને આજ પહેલી જ વાર પૂરેપૂરી ન પારખી હોય.

☆

## શ્રદ્ધા

શ્રદ્ધા! અનન્ય શ્રદ્ધા, ગંભીર શ્રદ્ધા, અગાધ શ્રદ્ધા!
ના પ્રશ્ન એકે પૂછતી, ઉઘડે નહીં ઓષ્ઠે જરા,
શાન્તિ, ગભીરું મૌન જ્યાં વિલસે ચિરંતન શી પ્રભા!
જગનાં સ્તુતિ નિંદા થકી પર, જે અસ્પૃષ્ટ રહે સદા
ન ઘટે ય રંજ સુદિવ્ય જ્યોત સ્વયંપ્રકાશ તણી અહા!
નિષ્કંપ અગ્નિશિખા સમી જ્વલતી રહે શ્રદ્ધા પ્રભા!
પ્રજાળી જે આપમેળે સ્વયંભૂ શિવ શી પ્રભા

હરીંદ્રનાથ
અનુ: વિવિત્સુ

લેખક : પં. શ્રીરામ શર્મા
અનુ. : જયેન્દ્ર ગિ. ત્રિવેદી

૬-૬-'૪૨

ફરતી વખતે બાપુએ ચા, કૉફી અને કોકો પર પોતાના વિચારો પ્રકટ કર્યા. ચા વિષે તેમણે કહ્યું કે એને ખૂબ ઉકાળીને ગરમ પાણી છાંટવાથી જે ચા બને છે તે weak tea પીવામાં કંઈ નુકશાન નથી. કોકોમાં પણ ટેનિક એસિડ છે. શ્રીમતી મહાદેવ દેસાઈને ચા પીવાની ટેવ છે.

આજે વ્રતનો દિવસ હોવાની શાસ્ત્રીજી સાથે વાતો ન થઈ. રાષ્ટ્રિય સપ્તાહનો પ્રથમ દિવસ હોવાથી બાળકો અને બિમાર લોકો સિવાય બધાયે વ્રત રાખ્યું. અખંડ ચરખા-યજ્ઞ થયો.

બે અને ત્રણની વચ્ચે દક્ષિણનાં એક મહાશય મળવા આવ્યા. બાપુના પ્રોત્સાહનથી ગ્રામસેવક બન્યા હતા. બનારસથી આવતા હતા. માલવીયાજી વિષે બાપુએ કહ્યું. "માલવીયાજીને તો કોઈ શ્રોતાજન જોઈએ. મેં નાના ભાઈ તરીકે ઘણીયેવાર એમનાં પગ પકડીને પ્રાર્થના કરી છે કે તેઓ બહુ બોલવા ન કરે પણ તેઓ નથી માનતા. તે તો કથા કહેનાર પંડિત છે. લગભગ આખું ભાગવત તેમને મોઢે છે. હું તો સખત કામ લેનારો છું, (Hard task master છું)" પછી રમૂજ કરતા રહ્યા.

થોડી વાર પછી A. I. C. C ના સેક્રેટરી કૃપલાનીજી આવ્યા અને કહ્યું: "આપને માટે એક નિમંત્રણ છે."

બાપૂ—'શું'

"જર્મનીએ ગ્રીસ અને યૂગોસ્લાવીઆ પર હુમલો કરી દીધો છે. રોયટર આપનું સ્ટેટમેંટ માગે છે." બાપુએ હસીને કહ્યું: "હું તો હરિજનમાં લખ્યા કરું છું અને હરિજન બંધ છે." બસ, આ વ્યંગથી જ નિમંત્રણને જવાબ આપી દીધો. મોરીસ નામનો એક યહૂદી આવ્યો. તેથી સાથે અંગ્રેજીમાં વાતચીત થઈ યહૂદીએ પૂછ્યું: "What do you say about the hatred in war?" (યુદ્ધજન્ય ઘૃણા વિષે આપ શું જાણો છો?) બાપૂએ જવાબ આપ્યો: "Some thing worse than what has happened is going to happen Man has not discharged duty which God blessed him with gift of silence. He has mastered earth, water and seems to master air; but he will be suffocated. Much worse things will happen because he glories in sin and that he will be the ruler of the universe. I draw no difference between the so called democracies and totalarion powers. All are tarred with the same brush. (હજી તો, જે કંઈ બન્યું છે તેથાયે ખરાબ બનવાનું છે. ઈશ્વરે માનવીને મૌનના દાન વડે વિભૂષિત કર્યો પણ તે પોતાનું કર્તવ્યપાલન નથી કરી શક્યો. મનુષ્યે પૃથ્વી અને પાણી પર પોતાનો અધિકાર જમાવ્યો છે અને હવા પર પણ કાબૂ મેળવે એમ લાગે છે. પણ એ ગુંગળાઈ જશે. ખૂબ ખરાબ દશા થશે કારણ કે તે પાપમાં આનંદ માણે છે અને વિશ્વનો શાસક બનવા દોડ્યો છે. કહેવાતી લોકશાહીઓ અને નિરંકુશ એકહથ્થુ સત્તાવાદીઓમાં મને તો કંઈ ફેર નથી જણાતો. એ બધા એક જ નાવના મુસાફરો છે.

ફરતી વખતે એક એંગ્લો ઇંડીયન મળ્યો અને હાથ મેળવવા આગળ વધ્યો. બાપૂએ હાથ લંબાવ્યો અને જ્યારે જતી વખતે તેણે હાથ લંબાવ્યો ત્યારે બાપૂએ કહ્યું: "Now I am blind" (હમણાં તો હું આંધળો છું) ચંપલ બગડવાની બીકે કાઢી નાખવાં પડ્યાં અને આંખો બંધ કરીને તે ચાલવા લાગ્યા; પણ અંતર્ચક્ષુ તો ખુલ્લાં જ હતાં.

પ્રાર્થના પછી પ્રભુદયાલજી સાથે હું રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ તરફ ગયો. બીજે દિવસે બાપુનો




મૌનવાર હતો. એટલે મગનવાડી જોવા માટે વર્ધા જવાની આજ્ઞા લઇ લીધી હતી. લગભગ ૯ વાગે અમે ઉપડયા. હા, આજ વ્રત હોવાથી ચોવીસ કલાક પછી ભોજન કર્યું.

૭-૪-'૪૧

રાષ્ટ્રભાષા સમિતિમાં પ્રભુદયાલજીને ત્યાં રાત વિતાવી. સવારે મગનવાડી જોવા ગયા. શ્રી કુમારા પ્પાના નાનાભાઈ મળ્યા. અખિલ ભારતીય ઉદ્યોગ સંઘની રૂપ-રેખા પર વાતો થતી રહી, ઘાણીનો અને કાગળ બનાવવાનો એમ બે મુખ્ય ધંધા છે. મધમાખો પાળતા શીખવું જરૂરી છે. ઘાણીની સાથે સાબુ પણ છે. ધ્યેય છે કે ઠીક પૂંજી વડે પણ ગામડામાં પોતાનો આર્થિક નિર્વાહ કરવો અને ચોખ્ખું તેલ દેવું.

મગનવાડીથી પાછા આવીને જમ્યો. પછી એક મોટાભાઇને અને એક ચતુર્વેદીજીને એમ બે પત્ર લખ્યા.

સાંજે સવા પાંચે નીકળીને સાડા છએ પહોંચ્યો અને રામાયણ પર પ્રવચન કર્યું.

૮-૪-'૪૧

આજે ફરતી વખતે કંઇ ખાસ વાતો ન થઇ. બાળકો અને આશ્રમની બહેનો જોડે બાપૂ વાતો કરતા રહ્યા. શાસ્ત્રીજી સાથે પણ કંઇ વાત ન થઇ.

બપોરે શ્રી યશપાલની સાથે થોડા સામ્યવાદીઓ બાપૂને મળવા આવ્યા. શ્રી. યશપાલ હિન્દી તો બહુ સારૂં બોલે છે. પણ અંગ્રેજીમાં વાતો થઇ. વાતોનો સાર આ પ્રમાણે છે:—

યશપાલ:— "દેશમાં તો કરોડો ભૂખ્યાઓનો સવાલ છે કે એમને રોટી શી રીતે મળે, રહેવા માટે જગ્યા શી રીતે મળે અને પહેરવા કપડાં શી રીતે મળે? આ સમસ્યામાં 'પરમાત્મા પર વિશ્વાસ રાખો' એમ કહેવાથી શો લાભ? અને એક એક મનુષ્ય જેલમાં જાય છે એથી શો ફાયદો? પરમાત્મામાં વિશ્વાસ હોવા ન હોવાનો આપના અહિંસન સાથે શું સંબંધ?"

બાપુ:—"દરેક ફોજનો એક સેનાપતિ હોય છે, અને તે પોતાની રીતે કાર્ય કરે છે. મારો પણ ગરીબોની ગરીબી દૂર કરવાનો જ ઉદ્દેશ છે ફેર ફક્ત સાધનોનો છે.

Satyagraha is not a man-driven means. Every general does not depend upon his training. All woolwich trained generals will not act in a similar manner. But all have to depend upon, a magazine to draw upon arms. So any magazine is faith in God which can never be exhausted One single satyagrahi can carry on fight

Those who do not perceive truth in my means should stand aside. Let us agree to disagree. If you prove true in your way well and good. If *I succeed, I shall try to convert* you to my view point.

So we dicer on means. Nonviolence involves faith in God.

"But we want to bring you on right path"-said the communists.

Kriplaniji (to communists):— "Muhammad Ali wanted him to become a Muslim so that he may be on right path."

("સત્યાગ્રહ મનુષ્ય પ્રેરિત સાધન નથી. દરેક સેનાપતિ પોતાની તાલીમ પરજ નિર્ભર નથી રહેતો.





યુદ્ધવિદ્યમાં તાલીમ પામેલાં બધા સેનાપતિઓ સમાન રીતે જ કામ નથી કરતા પણ પોતાના હથીયારો માટે તો બધાને એકજ દારૂખાના પર આધાર રાખવો પડે છે. અને મારો દારૂ-ભંડાર તો ઇશ્વરમાં શ્રદ્ધાજ છે, જે કદી ખૂટવાની નથી. ફક્ત એક સત્યાગ્રહી પણ યુદ્ધ ચાલુ રાખી શકે.

જેમને મારા સાધનોમાં સત્ય ન દેખાય તે અલગ થઇ જાય. આપણે આમા એકમત થઇ શકીએ તેમ નથી તે બાબતમા તો મતભેદ નથી. તમે તમારા માર્ગમાં સાચા પૂરવાર થઈ શકો તો જરૂર એ બહુ સારી વાત છે. જો મને મારી રીતે સફળતા મળશે તો હું તમને મારૂં દષ્ટિબિંદુ માન્ય કરાવવાનો પ્રયત્ન કરીશ.

બસ સાધનો વિષે જ આપણે મતભેદ છે. અહિંસાની અંદર જ ઇશ્વર પરની શ્રદ્ધાનો સમાવેશ થઇ જાય છે.

"પણ અમે તો આપને સાચા માર્ગ પર લાવવા ઇચ્છીએ છીએ,"—સામ્યવાદી બિરાદરોએ કહ્યું "(તેનો જવાબ કૃપલાનીજીએ આમ આપ્યો, મહમદઅલી પણ તેમને સાચા માર્ગ પર લાવવા [illegible]ટે, તેમને મુસલમાન બનાવવા ઇચ્છતા હતા.")

આમ મળીને વાર્તાલાપ કરવાથી ફાયદો તો છે જ. એક બીજાને સમજવામાં આથી અનુકૂળતા થાય છે.

રાત્રે મેં અયોધ્યાકાંડના દસ દોહા વાંચ્યા. આજે હવામાનમાં જરા આંધી જેવું હતું. થોડા છાંટા પણ પડયા. કલકત્તા, આગ્રા અને અન્ય સ્થળોએ પત્રો લખ્યા

૯-૪-૪૧

આજે બાપૂ ૬-૪૫ વાગે ફરવા નીકળ્યા. સાથે એક નાની બાળકી અને શ્રી શ્રીમન્નારાયણ અગ્રવાલ હતા. દોડીને હું એ જગ્યાએ બાપુજીની સાથે થઇ ગયો જ્યાંથી તેઓ મોટે ભાગે પાછા ફરે છે. પાછા ફરતાં તેમણે મને કહ્યું, "શર્માજી! મારી તો એમ ઇચ્છા છે કે આજ તમે રામાયણ વિષે પંદર મિનિટ કંઇક કહો. રામાયણના ચરિત્રોના વિષયમાં-રામ અને ભરતનો વાદવિવાદ શું છે, રામનામની ચર્ચા ક્યારથી ચાલી ? મને તો આ વાતો પર વિચાર કરવાનો વખત જ નથી મળતો. રામાયણની ચોપાઇઓનો અર્થ તો અમારા કાનમાં પડી ગયો છે. પહેલી પંદર મિનિટોમાં રામાયણના ગૂઢ તત્ત્વોની ચર્ચા કરજો અને માગ જવા પછી પંદર મિનિટ સુધી સાધારણ અર્થ કરજો," મે કહ્યું, "ભલે, આજ તુલસીદાસના જીવન વિષે કહીશ."

જમ્યા પહેલાં જ્યારે હું કૂવા પર હતો ત્યારે યૂ. પી. સી. આઇ. ડીના ઇન્સ્પેક્ટર શ્રી. મંગલસિંહ તિવારી આવતા દેખાયા અને મને કહ્યું કે તે મદ્રાસ જાય છે એ પણ કહ્યું કે પોતે નિષ્પક્ષ રિપોર્ટ કરતા આવ્યા છે. બાપૂજીના દર્શન બાદ તે ચાલ્યા ગયા.

બપોરે કેથોલિક પાદરી લૉયન્સ આવ્યાં. લોકોએ કહ્યું કે તેઓ હિન્દીમાં વાતો કરી શકે છે ત્યારે તેમણે કહ્યું, "થોડી થોડી કરી શકું છું પણ આપને મારી હિન્દી સારી નહીં લાગે."

બાપૂએ કહ્યું "એ તો મને બહુ મધુર લાગશે. તમને લોકોને જેમ અમારી અંગ્રેજી ગમે છે તેમજ અમને તમારી હિન્દી ગમશે."

લૉયન્સ-"હિન્દુસ્તાનની ગરીબીને હું પહેલાં નહોતો સમજતો. હવે થોડી સમજવા લાગ્યો છું. આ દેશમાં જેટલા લોકો દર વર્ષે ભૂખમરાથી મરી જાય છે તેટલા યુરોપમાં લડાઇથી નથી મરતાં. ફ્રાંસના Non-occupied (અનધિકૃત) ભાગમાં ભોજન મોકલવાની તૈયારી અમેરિકા કરે છે. પણ અહીં અમેરિકાથી કંઇ નથી આવતું. અને અહીંની આવી હાલત વિષે અમેરિકાને જરાયે કહેવામાં પણ નથી આવતુ. બાઇબલની લેટીન આવૃત્તિમાં લખ્યું છે કે ભૂખ્યો માનવી સંપન્ન મનુષ્યના ઘરેથી જબરજસ્તી લઇને ખાઇ લે. અહીં. આપને ત્યાં પણ એવું જ કંઇ હોવું જોઇએ. સંસારમાં ખરાબ વાત એ છે કે

વસ્તુઓની વિપુલતા છે. અમારાથી હિંદુસ્તાનની હાલત નથી જોવાતી. નાગપુરના પાદરીને હું પુછીશ કે મને કામ કરવાની મંજુરી મળવી જોઇએ."

બાપૂ. "તે આપને નહી આપે. અને હું નથી ઇચ્છતો કે જેની પાસે નથી તે જેની પાસે છે તેની પાસેથી છીનવી લે. હું તો ઇચ્છું છું કે જેની પાસે વધુ છે તે પોતે જ તેનો ઉપયોગ ન કરે. મારી રીત તો સત્યાગ્રહની છે. આ તો એકજ ચીજ છે. એમાંથી અનેક ચીજો નીકળશે. એક બાજુ શુન્યમાંથી કરોડ બની જાય છે, બેમાં એકનો સમાવેશ થઇ જ જાય છે. એક દીપક પ્રકટે છે તો એનાથી અનેક દીપકો પ્રકટી શકે છે. આ સત્યાગ્રહ તો એક સાધારણ વાત છે, બહુજ સાધારણ. એમાંથી તો અનેક વાતો નીકળશે."

આજ સવારે એક મહાશયે એક યુવતીને આશ્રમમાં દાખલ કરાવવા માટે બાપૂને કહ્યું. તે આગંતુક મહાશય બાપૂના પરિચિત હતા. બાપૂએ ગંભીર થઇને કહ્યું, "સાંભળો, આશ્રમમાં કન્યાઓને લેવાની કંઇ વ્યવસ્થા નથી. જે કન્યાઓ અહીં છે તે તો પોતાનાં વાલીઓ સાથે છે અથવા તો તેઓ છે જેમને હું બચપણથી ઓળખું છું. અને વળી આશ્રમમાં સિદ્ધ પુરુષ તો નથી રહેતાં. સૌ અમુક પોતાનાં કામ માટે રહે છે. બધાયને હું ઓળખતો પણ નથી."

સાંજે ફરવા જતી વખતે બાપૂએ સૌને પોતાની પાસેથી ભગાડી મૂક્યા. લીલાવતી સાથે વાતો કરવા લાગ્યા. ફરવાનો સમય આશ્રમવાસીઓ માટે છે. મેં નિશ્ચય કરી લીધો હતો કે હું બાપૂને કહી દઇશ કે રામાયણનું પ્રવચન હું નહીં કરૂં; કારણ કે જ્યારે બાપૂ પોતા માટે પુચ્છે છે–રામાયણની ગૂઢ વાતો ત્યારે તો મારે પૂરો વિચાર કરવો જોઇએ અને અહીં હું વિચાર દેવા નથી આવ્યો. આ કામ માટે તો હું ઓક્ટોબરમાં આવીશ. પણ હું એમને કંઇ કહી શકું એ પહેલાં એમણે જ કહ્યું. "શર્માજી, હિંદી બોલતી વખતે અંગ્રેજી શબ્દોને અંદર ન આવવા દો. હું તો હિન્દી બોલતી વખતે અંગ્રેજી શબ્દોને પાસે ફરકવાએ નથી દેતો. આ મોટો દોષ છે." મેં હા કહી.

પ્રાર્થના પહેલાં મેં મારી વાત કહી દીધી અને આશા માગી કે આવતા ઓક્ટોબરમાં મને આવવાની મંજુરી મળે અને ત્યારે હું રામાયણના ગૂઢ તત્ત્વો પર પ્રવચન કર્યા કરીશ. આજે તો હું ખાલી બોલી જઇશ. બાપૂએ કહ્યું, "ભલે ઓક્ટોબરમાં જરૂર આવજો."

પ્રાર્થના પછી મેં મનોવૈજ્ઞાનિક દૃષ્ટિએ કર્મયોગ, જ્ઞાનયોગ, ભક્તિયોગ અને રાજયોગ પર પંદર મિનિટ પ્રવચન આપ્યું. શ્રી. પ્રભુદયાલ વિદ્યાર્થી આવી ગયા હતા એટલે એમની સાથે યુદ્ધ, બર્લિન રેડીયો અને બીજા વિષયો પર વાતો કરી. રાત્રે આંધી આવી. ઊંઘ તો આવી જ નહીં. આંધી બંધ થતાં જ મચ્છરોએ કરડવાનું શરૂ કર્યું. માંડ માંડ ત્રણ ચાર કલાક ઊંઘ આવી.

૧૦–૪–૪૨

આજે ફરતી વખતે શ્રીમતી રામનારાયણ ચૌધરીએ કહ્યું. "બાપૂ, મારા બાળકો આપને બહુ હેરાન કરે છે. તેઓ બધી ચીજો ખાય છે એટલે ખરાબ ટેવ પણ પડે છે. હું સુભદ્રા (પોતાની પુત્રી)ની થાળી તરફ જોયા કરૂં છું."

બાપૂ:–"કે એની થાળી ખાલી તો નથી ને !..."

શ્રીમતી ચૌધરી–"ના એ જોઉં છું કે તે તમારી થાળીમાંથી બધું ઉઠાવી લે છે."

બાપૂ–"ના, એથી કંઇ હું ભૂખ્યો રહેતો નથી. મને તો બાળકો જોડે ગમ્મત કરવામાં આરામ મળે છે."

એક મુગ્ધ કન્યા રૂકમણીએ કહ્યું, "બા મને ખૂબ ચીજો આપે છે."

"બા જો બધાયને દે તો મને બહુ ગમે."

શાસ્ત્રીજીની પાસે આવ્યા ત્યારે શાસ્ત્રીજીએ પૂછ્યું, "બાપૂ, ક્ષમાને પણ સીમા હોય ખરી?" ગંભીર ભાવે બાપૂએ પૂછ્યું. "ના, કદી નહીં."





શાસ્ત્રીજીઃ–" માણસ ગમે તેટલા પાપ કરતો ફરે પણ ક્ષમા કરવાવાળો તો ક્ષમા કરતો જ રહે ?"

" ક્યારેક ક્યારેક ક્ષમા દંભનું રૂપ હોય છે, તે ખરી ક્ષમા નહીં. ખરી ક્ષમા તો દોષોના દોષ ભરમ જ કરી દે છે. એથી એ સાચા રાહ પર આવી જાય છે. યુધિષ્ઠિરના લોહીને દ્રૌપદીએ જમીન પર પડવા ન દીધું નહીં તો કેટલી હાનિ થાત ! sodomની કથા પણ એવી જ છે. જ્યાંસુધી એક પણ ભલો મનુષ્ય દુનિયામાં છે ત્યાં સુધી દુનિયાનો અંત નહીં આવે.

મુંબઈના...બહુ પ્રખ્યાત દાનવીર છે. પણ એમણે ચોરી પણ બહુજ કરી છે.

શાસ્ત્રીજી, " ચોરી શી રીતે ?"

બાપૂ, " ચોરી કર્યા વિના તો કરોડપતિ ન જ બની શકાય. જમનાલાલજીએ પણ આ વાત કબૂલ કરી છે."

બપોરે બાપૂને મળવા હિન્દુ સભાના નેતા, મદ્રાસના ડૉ. વરદાલૂ આવ્યા. ખૂબ સ્પષ્ટ વક્તા અને પ્રમાણિક લાગ્યા. આજ સવારે બાપૂએ ડૉ. શ્યામાપ્રસાદ મુકરજી વિષે કહ્યું, " ડૉક્ટર મુકરજી યોગ્ય અને ભલા માણસ છે. બંગાળની હિંદુ સભામાં ભલા આદમી છે."

(ક્રમશઃ)

✶

## હૃદયધ્વનિ

લેખકઃ સ્વ. 'ધ્રુવ'

નથી તારે કોઈ જગત ભરમાં અન્ય પ્રણયી ?
મને ઘેરે શાને તુજ પ્રણયમાં ગ્રંથી–જકડી ?
જવા દે રોકે શું ઉડશું ગગને રમ્ય રમતાં
કદી થાશું ભેગા ઉર ઉર તણી વાત કરતાં
કદી આ સંસારે નિકટ દિસડે આવી પડશું
ઉરે ધારે છે તું હૃદય દુર રહેશે ય પલ શું ?
જવા દે રોકે શું પ્રણયી નહિ ભૂલે કદિ તને
અને નિશ્ચે ધારૂં ભુલીશ નહિ તું યે કદિ મને
કદિ ભૂલે તોયે નયન નયને જ્યાં વિરમશે,
જુની યાદે પાછાં હૃદય મહીં તોફાન ચડશે
રહે તારે માટે જગત સુગંધું સ્નેહ ધરતું
વદે શાને આવી : 'તુજ વિણ નહીં અન્ય ગમતું' ?
વૃથા ભૂલે છે તું સુખ જગતનાં ચાર દિન છે
કહે 'વ્હાલા' 'મ્હારા' મમ હૃદયને બંધન દિસે
વસે આવી ત્હારાં રસિક નયને એ પ્રણય જ્યાં
કરે શાને નાહી હૃદય ધ્વનિની કાંઈ ગણના ?
ઝુગાવી ત્હારી એ મનપવનવેગી તરણીને
જવું હોયે ત્યાં જ્યાં શિર મરી ફિટે એક ભૂમિસે
સુઝાયેલાં તારા અનુપમ રૂપે મસ્ત ભ્રમરે
ઉડે આંહી ત્યાંહી શિદ કમળમાં ચડે પકડે ?

★

# વેશવાળની નિષ્ફળતા

વ્રજલાલ ત્રિવેદી

તમે તો ભાઈ ભારે હિંમત ખેડી! મારે કહેવું પડશે કે ક્યાંથી ક્યાં ઠેકડો માર્યો. ક્યાં વળના અને ક્યાં અત્યારના? તમે તો હદ કરી નાંખી.

હાજુ માન્યામાંજ આવે નઈ. મેં તો તમને ઘણા વખત પહેલાં વળામાં નાના હતા ત્યારે જોએલા. ઈ વખત જોએલા એટલે આજ જોનારને નવાઈ તો લાગેજ ને? રસ્તામાં વિનોદ કરતા રેવાશંકરભાઈએ મારી પુરાણી...ઉખેળીને હાસ્ય કર્યું.

નિશાળમાંથી છુટીને હું અને રેવાશંકરભાઈ કામનાથ મહાદેવે દર્શને જતા હતા. રેવાશંકરભાઇ મુળ વળાના જ, અને અહિં નવી ગુજરાતી શાળામા મુખ્ય આચાર્ય તરીકે હતા. શ્રી રવિભાઇ પાસે ચિત્રની તાલીમ લીધા પછી તેમણે મને શાળામાં ચિત્ર શિક્ષક તરીકે કામ કરવા પાર્ટ ટાઈમ રોકયો હતો. મને અભ્યાસમાં કંઇક આર્થિક મદદ મળે એવી શ્રી રેવાશંકરભાઇની યોજના હતી. દોઢ–બે વરસ શાળામાં તેમના હાથ નીચે બાળકોને કેવી રીતે શીખવવું એ કુંચી એમણે બતાવેલી. અને હું એમને ચીલે બરાબર હાલેલો. એટલે મારે એમની હારે મેળ પણ ઠીક ઠીક મળી ગએલો.

શુદ્ધ ખાદીનું ધોતીયું, ભગવી કફની, સફેદ ઉંચી દિવાલની ટોપી અને ખભા ઉપર ઉનની ધાબળી, હાથમાં એક લાકડી. ફરવા જવાનો આ નિત્યનો પોશાક. અમે સાંજે ઘણીવાર સાથે કામનાથ દર્શને જતા. લગભગ પીસ્તાળીશેક વર્ષની એમની ઉમર મણાય.

ઉપર પ્રમાણે આજ રેવાશંકરભાઈએ રસ્તામાં હસતાં હસતાં સ્વાભાવિક કહ્યું. શું હદ કરી રેવાશંકરભાઈ! મેં પણ આગળ વાત જાણવા માટે જીજ્ઞાસાથી પૂછયું.

આ ચિત્રકળામાં ખૂબ આગળ વધ્યા ઇ. બીજું શું? તમને એમ લાગ્યું હતું કે હું આટલો આગળ વધીશ? રેવાશંકરભાઈએ દૃઢતાથી ખુલાસો કર્યો.

મેં કહ્યું, ઇ તો રેવાશંકરભાઇ, રવિભાઈ જેવા ગુરૂનો હાથ માથે પડયો અને આપના જેવાનું પીઠ બળ, એટલે આ ખાડામાંથી બહાર નીકળાયું. નહિ તો ઇ ના ઇ ગામ. આ અજાણી ભૂમિમાં આપણો પગ કયાંથી ખોડાય?

ખરૂં કહ્યું. હા ઈ તો મહાદેવ જેવો ધણી છે ને! અને પાછું એમા એમ છે ને વજુભાઈ, માણસની પોતાની આવડત પણ જોઈએ ને?

રેવાશંકરભાઇએ મહાદેવ ઉપર જવાબદારી ઠોકી બેસાડી અને પુરુષાર્થની મહત્તા સાથે સામેલ કરી દીધી.

ચાલુ વાર્તાલાપે રાયપુર ચકલામાં અમારા ગામના ખોડીદાસભાઇ પાનવાળાની દુકાને આવી પહોંચ્યા.

ચાલો, પાન ખાતા જઈએ, રેવાશંકરભાઈ.

ફરવા આવતાં જતાં આ પાનની દુકાન અમારૂં જંકશન બનતી. દેશના વાવડ અહિંથી કાંઇક ને કાંઇક તો અવાર નવાર મળતા જ રહેતા.

કાં દાસભાઈ કાંઇ નવીન?

પધારો, પધારો, રેવાશંકરભાઇ! દાસભાઇએ વિવેકથી કેશર કાથાની બે પાનપટ્ટી આપી સ્વાગત કર્યું.

નવીન તો શું, કાંઈ છે નઇ. પણ કાલ ઓલ્યો બેસર કણુકોટીઓ વળાથી આવ્યો ઇ કેતો તો કે કે ઓલ્યુસાલ ટીડકા ઉતર્યાં છે. જો એવું હોય તો તો દળી દળીને ઢાંકણીમાં ઉધરાવવા જેવું થાય કાં પણ?

દાસભાઇએ દેશના એક નવીન ખબર આપ્યા.

દાસભાઇને ચડે ઘરાકીનો સાંજનો સમય, એટલે 'જય મહાદેવ' કહીને અમે વધુ રોકાયા સિવાય આગળ ચાલતી પકડી.

ભાઈ વજુભાઇ, મારે તમને એક બહુ અંગત વાત કહેવી છે. આ મનમાં રાખવાનું છે. શું? વળી પાછું વાત કયાંઇક ચેરાઈ જાય તો ખોટું મણાય. આ તમને જરાક પહેલું કીધું સારું. જો કે મને





તમારી ઉપર શ્રદ્ધા છે જ. પણ કયાંઈક વાતવાતમાં બોલાઈ જવાય તો ઠીક નહિ.

રેવાશંકરભાઇએ શરૂઆતની વાતનું અનુસંધાન શરૂ કરી વાતનું રહસ્ય જાળવી રાખવા ભાર મૂકયો.

મેં જવાબ આપ્યો, એવું તે હોય, રેવાશંકરભાઇ? અત્યાર સુધીમાં કોઇ દિવસ વાત કયાંય ગઇ છે? એ તો પેટમા જ ઉતરી ગઇ સમજોને.

રેવાશંકરભાઇ—સુરતીઓ તરીકે મેં તમને મારા ખ્યાલમાં ગણ્યા છે. માટે તે બાબત તમારે જગાએ કયાંય ઉતાવળ કરીને દોડવાનું નથી. સમજ્યાને? મારો ઘણા વખતથી આ એક વાત કહેવાનો વિચાર હતો એટલે આજે તમારે કાને વાત નાખી દઉં તો નિરાંત વળે. હોને, ભેગા ભેગો ખુલાસો કરી દઉં. મારી સાળીની એક કન્યા છે, અને એના સગપણ બાબત મારે જ વિચારવાનું છે. અને વળી કન્યાનું ખરચ ધોવાય એટલું લેવાનું છે. ઝાઝી કાંઇ ચિંતા કરવા જેવુ નથી. એ તો પછી આપણે સમજી લેશું.

શ્રી. રેવાશંકરભાઇની વાત ગળે ઉતારવા જેવી લાગી. અને આવી બાબતમાં ઉતાવળ કરવામાં લાભ કશો દેખાય નહિ એ જુદું. લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મોં ધોવા જવું નહિ, અને સીધું કપાળ ધરી દેવું એ સૂત્ર સાંભરી આવ્યું

હા, ત્યારે રેવાશંકરભાઇ, મને પણ એમ થાય છે કે આપ જેવા વડીલ આવા કાર્યમાં વચ્ચે હોય તો ઘણું સુલભ થઇ પડે. મેં પણ એમના સુર સાથે સ્વર મિલાવી એમના વિચારોને અનુમોદન આપી દીધુ.

ઠીક ત્યારે, આપણી વાત નક્કી થાય છે. અને ગામ જઈને છોકરીની બાને રૂબરૂ મળી આવો એટલે પત્યું. એટલામાં મહાદેવનું મંદિર આવી પહોંચ્યું ને દર્શન કરી અમે છુટા પડયા.

કેટલીક વાતોને ઢીલમાં નાખવાનું નથી હોતું, કેમ ભાનુભાઈ? આ વાતમાં તમારો શું મત પડે છે? મારા એક અંગત મિત્ર ભાનુભાઈની મેં સલાહ પૂછી.

'અડબોથના વળી ઉધારા શા!' ખરૂં પુછો તો મારી એ સલાહ છે કે આપણે કાલે જ છોકરીને ગામ જઇને એની બાને મળી આવીએ. અને વિશેષ ફાયદો તો તને ખબર છે ને કે છોકરીની બાને મળવાને બદલે આડકતરી રીતે છોકરીને પણ નિરખી લેવાશે? "એક પંથ અને દો કાજ." ભાનુભાઇએ જણાવ્યું.

એક પંથ અને દો કાજવાળી સલાહે એક નવો તરંગ મનમાં ઉછળ્યો. હા, ભાનુભાઇ તમારૂં કહેવાનું રહસ્ય ઉત્તમ છે. અને જો લાગ મળશે તો આપણે થોડોક વાર્તાલાપ પણ કરી લઇશું. જેથી કન્યા માટેનો પણ સર્વ ખ્યાલ જાણી શકાય.

અલ્યા, જોજે, એવું અડપલું કરતો નહિ નહિ તો ચાંદલો થવો તો એક બાજુ રહેશે અને બની જઈશું એ જુદા. એ કાંઇ શહેરની સોસાયટીમાં ફરવાવાળી છોકરી ન હોય, કે આપણે જઇએ એટલે બારણામાં સામી મલકતી મલકતી તેડવા આવે!

ભાઇ, એ તો હુયે કયાં શહેર અને ગામડાના રીતરિવાજ નથી જાણતો પણ જરા આ પ્રસંગ જ એવો છે કે અસાધારણ બુદ્ધિવાળા પણ જરા વધુ ઘેલા થઇને આડું અવળું વેતરી નાખે તો આપણે શા હિસાબમાં! આ પ્રસંગ જ એવો કે બુદ્ધિ ઠેકાણે ન હોય તો બ્હેર મારી જવાય.

બીજે દિવસે એક એક થેલી હાથમાં પકડી અને ધોળકાની ગાડીમાં ચઢી બેઠા. આવા પ્રસંગે પાછા શુકન પણ ન હોય ત્યાંથી સામા ભટકાય તો! ઘેરથી નીકળતાં એક બોલકું આડું ઉતર્યું. અને દુધની તાંબડી લઇને દેહાઈ પણ મોટી મુછોના થોભા સાથે ઠહરક, ઠહરક, કરતા જાણે સામે ભેટવા આવતા હોય એમ મલકાતા મલકાતા બાજુએથી પસાર થયા.

બોલકું અને દેહાઇ તાદશ્ય દર્શન દઈ અદશ્ય થઇ ગયા. ગાડી પણ જોર શોરથી વેગથી દોડવા લાગી.

ટ્રેઈનના ડબાની બારીમાં મોઢું ગાખી ને કન્યાની એક ઘેલી કલ્પના મનમાં આંખ આગળ ચીતરવા



લાગ્યો. ખેતર અને ઠુંઠાં ઝાડવાંઓ, કેટલાક ખાડા અને ખાબોચીયા, વાંકી અને નમી પડેલી જગ્યો, દૂર દૂર દેખાવાળી જમીનમાં કયાંક કયાંક નજરે પડતાં ડોળાં આંખ આગળથી એક પછી એક અદશ્ય થવા લાગ્યા. નિસર્ગનું આ તોફાન આગળ ધસતી ગાડીની પાછળ પાછળ ઝપાટાબંધ દડસેલાતું હતું.

મારે મન અત્યારે તો આ બધા અણમહત્વના દશ્યોની સપાટી ઉપર એક કુંવારી કન્યાનો દેહ ઘડાવા માંડયો. ગામડાનું બ્રાહ્મણ કુટુંબ, એની એક કન્યા. ચણાની દાળ જેવી પીળી ધમરખ ત્રણ ત્રણ ટીબકીઓવાળી લાલ ઘેરી ચુંદડી ગોઠણ સુધીના લાંબા કેશ ઉપરથી વારે વારે સરી જતી હોય. અને સફેદ માદરપાટની ધાઘરી ઉપર વળ દઇને ઉપર હવામાં એનો એક છેડો ઉડતો નજરે લાગ્યો. ચુની વગરનું વીંધેલ અણીઆળું નાક, કાજળભરેલી લાંબી આંખો આગળ ઝૂલતું લાગ્યું.

અણભરાઉ નાના માણેકથંભ જેવા હાથથી હવામાં ઉડતી વાળની લટોને પકડી પકડી પોતાના ગળાની અંદર અવારનવાર લપેટતી લાગી કેડથી પાતળો અર્ધ સુકા દેહ મોળાકતના દિવસમાં ટોળામા ઝડપથી અદશ્ય બનો જોયો. અંબોડામાં એક સોનાની નાની માદરડી છુટા વાળની અંદર અડધી છુપાઈ ગઇ હતી, એ તો પાછળથી દેખાય. શી એની છટા! જુવારાનું કુંડું પકડેલા હાથમા બોલર મરચાંના લીલા રંગ જેવી કાચની એક એક બંગડી સાથે પિત્તળની એક એક બંગડી શોભી ઉઠતી હતી. છડા અને સાંકળા વગરના પાતળાઆ પગની પાનીઓ કોઇ કીમતી પાનેતર ઉપર બીબાંની છાપ પાડે એમ ભાસની કાળી ભૂમિમાં કંકુના પગલાં પાડીને અદશ્ય થઇ ગઇ. આવી કન્યા જો ગૃહિણી તરીકે મળે તો જીવન ધન્ય. અને જો કોઇ ઓડું ભટકાણું તો ચોરાંશીના ફેરા ભેગો પંચાશીમો ફેરો આજ ભવમાં સમજી લેવો.

કેવી ભવ્ય કલ્પનામૂર્તિ! અને એકદમ વિચાર-માળા તૂટી ગઇ. હટ......તારીની. ઘેરથી નીકળતાં આડુ ઉતરેલું બોલકું અને ચોબાબો દેહાઇ આ ભવ્ય કલ્પના સામે ફરી ભટકાણાં. બંનેએ બાજી બગાડી નાખી.

એલા, શું વિચારમાં પડી ગયો, વણુ? હજી ગામ તો કન્યાનું ઘણું આઘું છે ભાઇ. ભાનુભાઇએ ઉંઘના ઝોલામાંથી જાગીને પૂછ્યું.

ના, ના, એ તો જરાક બારીમાં જોતા જોતા જરા—લગ્નજીવનના વિચારે ચઢી ગયેલો.

શાબાશ! તુંયે જબરો છે. "મેંશ ભાગોળે અને છાશ છાગોળે" જેવું કરતો લાગે છે. પછી તો ભાનુભાઇએ લગ્નનાં લોકગીતો ઉખેળ્યાં અને રસનાં કુંડાં ઢોળાયા.

મેઘાણીભાઇએ ચુંદડીમાં એક દરૂઆતનું લગ્નગીત મુકયું છે એ સાંભળ્યું છે? પેલું કન્યાપક્ષ-વાળા કંકોતરી લખતા વખતના પ્રસગે કન્યા મેડી ઉપરથી મોરની સાથે સંદેશા છાનો મોકલે છે એ? ...એનો ભાવ અને ઢાળ પણ અતિસુંદર છે.

હા, હા ગાઓને ભાઇ, રસ્તોએ સાબો ખૂટશે હાબો છે. જે ટુંકો થયો ૪ પશે. મારી અધીરાઇ ઉપસી આવી. સાંભળ ત્યારે, ભાનુભાઇએ ધીમેથી ટહુકાર શરૂ કર્યો.

મોર જાજે ઉગમણે દેશ, મોર જાજે આથમણે દેશ
વળતો જાજે રે વેવાઇને માંડવે હો રા......જ.
મોર તારી સોનાની ચાંચ, મોર તારી રૂપાની પાંખ.

ભાનુભાઇએ ગાયે રાખ્યું અને હું એના સુંદર ઢાળ અને ભાવનામાં ઉડયો. મન ઉડયું ઉડયું એવું તો ઉડયું કે પાછી પેલી હવામાં ઘડાએલ કલ્પનાની કન્યાને ટોળામાંથી શોધી કાઢી એને આ ગીતનું રહસ્ય તેને સમજાવવા મંડી પડયો.

પણ તમે કોણ છો? અજાણ્યા થઇને આમ વાતો કરવા મંડી પડયા છો તે શરમ નથી આવતી? (જરાક ક્ષોભ પામી) મેં જરા ભૂલ કરી હો. મારી ઓળખાણ આપી દઉં. આ હું, જગ અટકીને...... હા હા એ તો હું તમારે ત્યાં જ આવું છું.-તમે





મને પસંદ પડો છો કે નહિ એ જોવા. બધું નક્કી થઇ ગયું છે. માત્ર મારે તમારી પસંદગી કરવાનું જ બાકી રહી ગયું છે. પછી શું...આપણાં......બોલવું અટકી પડ્યું.

ચુંદડીનો છેડો દાંતમાં ભરાવીને પેલી આંસુ ભરેલી આંખો મારી સામે કતરાણી. હાય! હાય! મા, આ પસંદગી કરવાનું ને આ બધું શું? આઘા ખસી જાઓ આઘા વચમાંથી, નહિ તો જુવારાનું કુંકુ જેવું છે! પસંદગી કરવા આવ્યા તે મોટા! મને ભાન આવ્યું કે મુર્ખાઈની હદ કરી નાખી આ તો. મનમાં જ ભોંઠો પડ્યો. સાલું ખરૂં હો, વગર ઓળખાણે પહેલે જ ધડાકે આમ વાત કરવાનું અડપલું કરવાનું પરિણામ સારૂં નહિ.

બુદ્ધિ કાંઇ ઠેકાણે રહે આવું જોઇને! તોયે ખરી હકીકત તો કહેવાની રહી ગઇ, અને પાછી આકૃતિ અદ્રશ્ય થઇ ગઇ. મનમાં પસ્તાવો થયો. ભલે એણે ગુસ્સો કર્યો, પણ મેમ ભેગું કહી દીધું હોત કે વારા બાપા કંકોતરીઓ લખે ત્યારે તું પણ મેડીના ઝરૂખેથી ઘણા મોરલા ખેતરમાં રખડતા હશે એમાંથી એકની સાથે લગ્નનો સંદેશો કહેવડાવી દેજે. એટલે હું પીઠી ચોળાવીને તૈયાર થઇ જઇશ.

આલાપભર્યા મીઠા અને ઘેરા રાગે ગીત પુરૂં કરી ભાનુભાઇએ એનું રહસ્ય સમજાવવા વાત શરૂ કરી એટલામા ખેતરમાં રખડતા કલ્પનાના મોરલા સુંદર આકૃતિ પાછળ પાંખ ફફડાવતા ઉડી ગયા.

કેટલી સુંદર ભાવના! લોકગીતોની રચનાર પહેલાંની સ્ત્રીઓના કેટલાં ફળદ્રુપ ભેજાં? અને એ વખતના લગ્ન પ્રસંગોમાં પણ સ્ત્રીઓ રસીલીઓ જ હોવી જોઈએ, કેમ ખરૂ ને? મેં તારીફ કરી.

અને એ તો ઠીક, પણ કેટલાંક ગીતો તો એવાં છે કે આપણી કલ્પના પણ બહેર મારી જાય અને પ્રસંગે પ્રસંગે શોભી ઉઠે એવાં.

ત્યારે ચલાવો ચલાવો ભાનુભાઇ, આતો હાળું બધું અંધારામાં જાત. "પરણ્યા પહેલાં પાળ બાંધી લેવી" જેઇએ એ આનું નામ. વહેવારની દ્રષ્ટીએ આવું જાણી લેવું જોઈએ નહિતો પરણ્યાની પહેલી રાતે પત્ની આગળ અણઘડ બનવાનો પ્રસંગ આવે.

બીજું આ એક. વર જ્યારે તોરણે આવે છે ત્યારનો પ્રસંગ છે.

મહેલ પધારો રાજ–તમે સોનાની શરણાઇએ
મહેલ પધારો રાજ...

કેવી પ્રેમઘેલી આ સ્ત્રીઓ? કેવી ભવ્ય ભાવના? સ્ત્રીઓની કલ્પના ક્યાં જાતી ચઢી બેઠી? કોઈ દેવના વરઘોડામાં પણ સોનાની શરણાઇના સુર હજી વગાયા સાંભળવામાં નથી આવ્યા. અરે, કોઇ કવિઓની કલ્પના પણ ત્યાં નથી પહોંચી. ધન્ય છે વરરાજાઓને કે સોનાની શરણાઇઓના મીઠા સુરોથી તમારી પધરામણી કરે છે.

મનમાં થોડો મલકાટ થયો. આપડેય મહોલે પધારશું ત્યારે કેટલીએ કોયલના માળાઓ ટહુકશે.

પછી તો ભાનુભાઇને પણ ગાવાનો નશો ચડયો અને વાટ લાંબી કપાતી જાય, વચમાં સાંભળું ન સાંભળું, પણ તેમણે હંકાર્યે રાખ્યું. અડધું પડધું સાંભળતો જાઉં અને અવારનવાર પેલી કલ્પના કૃતિના નશામાં ચઢી જાઉં. કોઇ કોઇ વાર તો ભાનુભાઇને મારી આગળ "ભેંસ આગળ ભાગવત" જેવું બની જતું. આવી હીજરતમા અને હીનજતમા, અમે બંને ઝોકે ચઢયા અને સાંજના ઉતરવાને સ્ટેશને ઉતરી પડયા.

કોને ત્યાં સાંબ જવું છે? એક ભાંગલી ખેતરાઉ સડક પર ટપ્પાને ઉતારતો ગાડીવાળો બોલી ઉઠ્યો.

જાદવજી મહેતાને ત્યાં ઘર તો જોયું છે ને ભાઈ તમે!

ટપાની પાછલી બેઠકમાંથી મેં જવાબ આપ્યો.

એ હા સાબ હા, ઓળખ્યા. મહેતાને ગામમાં રહને નો ઓળખીએ એવું બને કાંઈ? આસ્તે બાપા કંકુ ધીરી બેટા, ઘોડીની રેનને ગાડીવાળાએ સ્હેજ નરમ મૂકી અને ટપાએ વેગ પકડયો.



ટપાવાળો સ્વભાવે જરા આનંદી અને મશ્કરો હતો એટલે વાટમાં ગમ્મતી તુક્કા ફેંકવા માંડયો. વચમાં વચમાં સોરઠા પણ લલકારતો અને કંકુ જ્યારે રેવાલ પકડતી ત્યારે શાબાશ બેટાના હર્ષનાદથી આજુબાજુની વાડીયુંને ગજવી મૂકતો.

સાબ! મુંબી રે'તા હશો. મ્હેતા શું કાંઇ સગપણમાં થતા હશે સાબ? હે...ઠ રાંડ! કંકુડી ન્યાં ખેતરમાં શું દાટયું છે તારા ડોહાનું? આમ ચીલે ઓહાને ચાલે!

ગાડીવાળાની નજર ચુકાવી કંકુડીએ ખેતરનું લીલું ઘાસ જોઇ સડક આડી વાતરી અને હાંકનારનો મીજાજ ગયો.

રાં...ડની લે...બાપા અને બેટા કે'તા તો આડી ફ'ટાણી. ચીલે શું કાંટા પરોવાતા હશે? બાપડીને ભય અને પ્રેમનો પાઠ પઢાવતાં ગાડીવાળાએ એક ભાગસી નેતર કંકુની પીઠ ઉપર ફટકારી. અને કંકુ રેવાલ ઉડી.

ના રે ભાઇ, સગપણ તો કાંઇ નહિ. આતો જરા વાતનો પ્રસંગ મહેતાને કાને નાંખવો છે. તે જરા વચમાં ઉતરીને મળી લેવું એ હીસાબે.

હા, હા, હા, હમજાઇ ગયું સાબ! કાને વાત નાંખવા માટે બે કોયળીનો વેંત કર્યો છે ને! નકર ફેરો અફળ સમજી લેવો,

મારો બેટો ગાડીવાળોય માથાનો લાગે છે. સામની નાડ પારખીને બોલતો હોય એમ ગાડીવાળાએ ભવિષ્ય ભાખ્યું.

અલ્યા એમ કેમ બોલે છે? કોયળીનો વેંત અને અફળ ફેરો આ બધું શું? ગાડીવાળાની ભાષા ઉપર જરા આશ્ચર્ય અને શંકા ઉદ્‌ભવી.

ઈ તો કાને વાત નાખવાનું કીધું એમાંજ બધું હમજાઇ ગયું. ભાઇ નાનું ગામ કોટલે એકબીજાને ઓળખીએને? અને કાને વાત નાખવા આજ ટપામાં ઘણા આવી ગયા. અને બધાય ધક્કાના ફેરમાં. સોરઠની કઠણ ધરતીમાં આયે એક કાટ મળી ગયો. એલા ઈ બધી માથાકુટ મૂક. કાંઇક લલકાર તો સીમાડો દેખાય ઝટ.

હા...લ્યો સાબ! લીલાવંતીમાંથી કે ઉદેભાણમાંથી હંભળાવું? 'કંટાળીને મેં કહ્યું.' અરે! ભાઇ તને ફાવે એમાંથી ફેંકને...

ઉદેભાણનું જ હાંભળો ત્યારે...

મધુર ગુલાબ દેખી દીલ બન્યું નહિ જે દિવાનું.
રંગીલું દીલ તે દીવાની રંગીલું નહિ રહેવાનું.

વાહ! દોસ્ત, પછી તો એણે ફેંકયેજ રાખ્યા, ગાડીના પરીશ્રમ અને ટાંગાના ખડખડાટથી ઘડીક શાંતિ પથરાણી. ભાનુભાઇએ પણ એક આછી ઉંઘ તાણી લીધી.

મારૂંયે માથું રાંગણાં તોળતુ એકાદ બે વખત બેઠકની દિવાલ સાથે ભટકાણું, એટલામાં ટાંગો સ્થિર થઇ ગયો.

"ઓલી વાવ પાસેથી કેડી જાય છે. એની પાસે જ કોઇ છોકરાને પૂછશો. ઈએ બતાવશે. ગાડીવાળાએ રસ્તો બતાવી દીધો.

પધારો, પધારો ભાઇ કયાંથી અમદાવાદથી આવો છો? એક વૃદ્ધ આદમી ઓશરીએ ઢાળેલા ખાટલા ઉપરથી સ્વાગત કરતા બોલ્યા.

હા, જી! વિનય અને વિવેકથી જય જય કહીને રેવાશંકરભાઇવાળી ચીઠી તેમના હાથમાં મૂકી દીધી.

બેસો ભાઇ અહીં ખાટેજ બેસોને. છોડીયુ લુગડાં ધોવા ગયું છે, કયારની ગયું છે. હવે આવતુ હશે. બધા ખુશીમાને! રેવાશંકરભાઇને છોકરાંઉં હો!

હા જી બધાંય આનંદમાં છે. કોણ જાણે કેમ પણ અત્યારથી જ થોડું બોલવાની શરૂઆત કરી દીધી.

આ ભાઇ કોણ? સાથે.

મારા મિત્ર છે અમે અમદાવાદ સાથેજ રહીએ છીએ. વળાનાજ છે.

એ...મ સારૂં સારૂં.

પા એક કલાકમાં ખડકીનો આગળીઓ ખખડયો





નજર ત્યા ચોટી અને તરતજ બ્લડ સરક્યુલેશન વધ્યું બારણું તો પાછળથી ઉઘડયુ તે પહેલાં જ ઉપરની ઘટના બની ચૂકી તરત જ એક બાઈ અને બે છોકરીઓએ અંદર પ્રવેશ કર્યો સુખ્વેલા લુગડાની ગાંસડીવાળી તો છોકરીની મા વગર કહેજ લાગી સૌથી પાછળ એક છોકરી, હાથમાં દોરડુ ને ઘોડો ત્યાંયે નજર તો ચોટી પણ ચિત્રના કંપોઝીશનમા મેઈન ફીગર જેમ દૃષ્ટિને ખેંચી લે, એવુ જ વચલી છોકરી માટે થયું

તાજી ધોએલ લાલ કસુંબલ ચુંદડી માથે ઈંઢોણી ઉપર ત્રાંબાની ગાગર, ભૂતકાથી ધોએલા ગોઠણ સુધીના વાળ સફેદ ઘાઘરી ઉપર લટકતા રસ્તામાં સુકાતા આવતા હતા લગભગ બધુ મળતું આવતું હતું અમને અજાણ્ય ને જોય ત્રણેય રહેજ ખચકાયા મ્હારાથી ટટાર બેસી જવાયુ ભાનુભાઈની કોણી દબાવાઈ ગઈ ભાનુભાઈએ આંખ કાઢી ન ગમ્યું હોય એમ લાગ્યુ પણ એમા હુ શુ કરૂ ? આ બધુ ઘડીકમાં એની મેળે જ થતું ગયુ ભાનુભાઈના વિવેકનું માન મારાથી સચવાયુ નહિ મે મોઢાને બરાબર નિરખી લીધુ

એવામાં ઘણી ઝડપથી ઓશરી ઉપર ચઢીને પાણીઆરા ઊપર ઘડો મૂકી મોઢાને રહેજ ત્રાંસુ કરી એ તો ઘરમાં પલાયન થઇ ગઇ

અમે જે ગામ આવ્યા તે છોકરીનું મોસાળ લાગ્યું અમારી પૂરી ઓળખાણ પેલી મોટી બાઈ જેને માથે લુગડાની ગાંસડી હતી તેને આપી એ બાઈના આ વૃદ્ધ પિતા હતા અમારી સાથેના વાર્તાલાપ દરમ્યાન પેલી બને છોકરીઓએ જમવાનું તૈયાર કરી નાંખ્યુ નાની છોકરી જમવા બોલાવવા આવી અમે તૈયાર થઇ જમવા ઉઠયા

નાનું એવુ રાંધણીયુ હતું પાછલા જાળીઆનો પ્રકાશ નીચે પાટલા ઉપર પડતો હતો એ જ છોકરી રોટલી વણતી હતી બરાબર ઉંબરાની બહાર સામેજ અમારા પાટલા બિછાવેલા હતા બાજુમાં ભાનુભાઈ અને હું રાંધણીઆનું અડધુ બારણુ બંધ માત્ર અડધુ શરીર જ હુ જોઇ શકતો હતો સામે પેલા વૃદ્ધ પિતા જમવા બેઠા કેમ જમવુ અને કેટલુ ખાવુ એ એક મહાન મુશ્કેલી આવી પડી ભાનુભાઈ રાબેતા મુજબ ઉડાવવા માંડયા મારાથી એમ ન થઈ શક્યુ, વિચારે ચડ્યો કે થોડુ ખાઇશ તો મારી ગણતરી માંદામાં થઈ જશે, અને રાબેતા મુજબ ધરાઈને ખાઈશ તો અકરાંતીઓ ગણીને કદાચ છોકરી ભડકી જશે

ક્ષણવારમાં નક્કી કરી નાખ્યુ બસ છટાથી ચાવી ચાવીને ખાવુ લીંબડીવાળા ગુરુજી અંબાશંકર ભાઇનો ઉપદેશ અહી લાગુ પાડી દીધો ચાવીને ખાવુ એટલે વગર કહે થોડુ જ ખવાય. અંબાશંકર ભાઈ આ સ્થળે મને મહાન જણાયા શી એની બુદ્ધિ ! જાણે આર્ષદૃષ્ટા જમતાં જમતાં પુષ્કળ વાતો થઇ એ બધી યાદ રહ્યા સિવાય છુટી છુટી વેરાઈ ગઈ એ બધા જવાબ પાસે બેઠેલા ભાનુભાઈ પોતાની ફરજ સમજી આપતા ગયા મને લાગુ પડતા પ્રશ્નોના જવાબ હા અને ના માં પતાવવા માંડયો

રાંધણીઆની અંદરનું દૃશ્ય વગર રંગે ચ મુકે ભેજામાં ચિતરી નાંખવાનું હતું એટલે મે તો પોણો ભાગ એમાંજ રોકયો અને પા ભાગ જમવામાં ગાળ્યો ચાવી ચાવીને ખાવાનુ એટલે સમય પણ લાગેજને અંબાશંકરભાઇનો ઉપદેશ તો મારે માટે અત્યારે આશિર્વાદ સમ નિવડયો

પેલા નાના માણેકથંભ જેવા હાથ ઉપરની કાચની બંગડીનો મધુર મધુર ખખડાટ સંભળાવા લાગ્યો પટક દઇને તાવડી ઉપર રોટલી મૂકવાં જાણે ફૂલ પડયુ ને ફૂલ પાછાં થાળીમા પડવા માંડયા સાદુ ભોજન પણ અલૌકિક મીઠાશ દદે મને અનુભવથી કલ્પના આવી કે વિદુરને ઘરે માટલામા રાંધેલી તાંદળજાની ભાજીનું બકથલ કૃષ્ણે પ્રેમથી માટલામાં આંગળાં ઘસી ઘસીને કેમ ચાટી ખાધુ એનું એ જ રહસ્ય પેલો ભક્તિ પ્રેમ આ અહીયાં જુદો પ્રેમ પત્ની પ્રેમ કહેવાની હિંમત તો નો ચાલી તત્ત્વજ્ઞાન સ્ફુર્યું જીવનમાં મનુષ્ય પ્રેમનો જ ભૂખ્યો છે

બે ત્રણ રોટલી પૂરી કરતા આટલું તત્ત્વજ્ઞાન જાણ્યું એટલામાં બિલાડીના પમલા જેવો અવાજ રાંધણીઆમાંથી નીકળ્યો. હું સ્વસ્થ થઇ ગયો. તત્ત્વજ્ઞાન ઊડી ગયું. અને દરેક આંગળીઓ કોઇ સરસ આકારમા ગોઠવાઈ ગઈ. અજંટાના ચિત્રોનો કોઈએ અભ્યાસ કર્યો હોય તેને ખબર પડશે ત્રણ આંગળીમાં રોટલીનું બટકું લટકી પડ્યું. ટચલી અને છેલ્લી આંગળી સારી રીતે વળાંકો લઇ ગઈ.

તદ્દન નજીક આવીને ફૂંક જેવી રોટલી ટપુક દઇને થાળીમાં જેવી છોકરી મૂકે છે તેવા જ મેં બે મહાકાર્ય કરી નાખ્યા. નીચે નમેલી કન્યાનું મુખદર્શન અને બીજું, તરતજ સાથે સાથે પેલી રોટલીનું બટકું પકડેલો વળાંકદાર આંગળીઓવાળો હાથ ઉંચો કરી અને નકારમા કહી દીધું કે હવે રોટલી નહિ જોઇએ.

"મૂકી દે, મૂકી દે" નામ દઇને એની બાએ તુરતજ કહ્યું.

પીરસતાંએ આવડતું નથી–મહેમાન તો ના જ પાડે ને! મૂકી દે તુ તારે બે રોટલી. ફરી પાછા ટપુક ટપુક બે અવાજ થયા, અને ગભરાએલી બિલાડીની માફક છોકરી રાંધણીઆમા ભરાઇ ગઈ.

છોકરીની બા અનુભવી લાગી "મહેમાન તો ના જ પાડેને" એ વાક્ય યાદ આવ્યું. એણેય કોક શરમાતા મહેમાનને પીરસ્યું હશેને?

બેટા, કેરીનું શંભારીયુ અથાણું લાવજે તો! ભાત સાથે જરા ઠીક પડશે.

મૂંગા રહીને પણ સંભળાવ્યું કે એ...હા...લાવી. ભારે અચંબા સાથે હું તો જોઇ જ રહ્યો એણે પણ એવી જ છટાથી કાચના વાંકામાંથી કેરીનો કટકો થાળીમા મૂક્યો. જેવો રોટલીના બટકાવાળો હાથ મારાથી થઇ ગયો હતો એવો જ. મને મૂંઝવણ થઈ. અજંટાની કળાકૃતિઓનો આણે ક્યાંથી અભ્યાસ કર્યો હશે? આપે માતાના સરકાર હોવા જોઇએ. તરત જ નાનપણમાં વાંચેલા મહાભારતનો અભિમન્યુનો પ્રસંગ યાદ આવ્યો. એણેય ૭ કોઠાના યુદ્ધનું જ્ઞાન તો માતાના ગર્ભમાં રહીને જ પ્રાપ્ત કરી લીધું હતું.

જમીને પરવાર્યા પછી એકએક કલાકમા થોડોક આરામ અને વાતચીતો થઇ ગઇ. ભાવિ લગ્નજીવનની ૯૯ ટકા બાજી સફળ થઇ ગઇ હતી. અનેરી હોંશ અને આનંદ સાથે અમે જવાની તૈયારી કરતા હતા, ત્યારે એજ લાલ કસુંબલ સુંદડીમાં ઢંકાએલ આંખના પોપચાં કમળની જેમ ખીલતા ઘરના આડા વાસેલ, બારણાની તરડમાંથી ઝમકતા દીઠાં. અમે નમસ્કાર કરી ખડકી બહાર નીકળીને પાછું જોયું તો ઘરના ઉઘડેલા દ્વારમાં એજ મૂર્તિનું છેલ્લું દર્શન, અને તરત જ ઓઢણીનો છેડો મોઢા ઉપર ઢંકાઇ ગયો. અને અમે સ્ટેશન તરફ રવાના થયા એટલામાં કોઇ ફુવડની છીંકનો અવાજ સંભળાયો અને ચોકી જવાયુ.

ઘણી અલ્પ ઘડીઓનું આ મુખદર્શન લાલ સુંદડીમાં છુપાયું તે છુપાયું જ. અને પછીની ઘટનાઓમાં કુદરતને ન રુચ્યું હોય કે કેમ, પણ એક મહાન અંતરપટ અમારા ભાવિ જીવનની વચમાં ઢળી પડ્યો. અને એ અંતરપટે જીંદગીઓનુ અંતર પાડી દીધું.

અફસોસ અને ભાંગતે હ્રદયે અહીં જ કહી દઉં કે મારી જીંદગીની સુરમ્ય બાજી તો કુકમના ગુલામોએ પાછળથી કરજુઅંત આણી વેરવી નાખી હતી.

ટ્રેઇન ચાલી એની ઝડપમાં પેલી ફુવડની છીંક ઘરેથી નીકળતાં આડું ઉતરેલું બોલકું અને થોભાળો વૃદ્ધ દેહાઈ, આંખ આગળ ખડા કરી દીધા. બાગે ઉપર ઢળી ગએલા માથાએ ઘણી જ માથાકુટ કરી પણ ભુવારા લઇને નીકળેલી લાલ કસુંબલ સુંદડી ફરી વખત આંખ આગળ આવીજ નહિ.

❋

# નવવર્ષા

[ વિચિત્ર પ્રબન્ધ ]

[ રવીન્દ્રનાથ ઠાકુર ]
અનુવાદક : સુરેશ હ. જોષી.

આષાઢનો મેઘ દરેક વર્ષે જ્યારે આવે ત્યારે નૂતનત્વે રસાક્રાન્ત અને પુરાતનત્વે પૂંજીભૂત થઈને આવે. એને ઓળખવામાં આપણે ભૂલ કરતા નથી કારણકે એ આપણા વ્યવહારિક પ્રયોજનોની બહાર રહે છે. આપણા સંકોચની સાથે એ સંકુચિત થતો નથી.

મેઘમાં આપણું કશું ચિન્હ અંકાતું નથી. એ તો પાંથક, આવે અને જાય, રહે નહીં. આપણી જરા એને સ્પર્શ કરવાનો અવકાશ જ પામે નહીં. આપણી આશાનિરાશાથી એ બહુ દૂર.

આથી જ કાલિદાસે ઉજ્જયીનિના પ્રાસાદશિખરેથી આષાઢનો જે મેઘ જોયો હતો તે જ મેઘને આપણે જોઈએ છીએ. એ દરમિયાન માનવઈતિહાસમાં થયેલા પરિવર્તનો એને સ્પર્શી શક્યાં નથી. પણ એ અવન્તી, એ વિદિશા આજે ક્યાં છે? મેઘદૂતનો મેઘ દરેક વર્ષે ચિરનૂતન ચિરપુરાતનરૂપે દેખા દે, વિક્રમાદિત્યની જે ઉજ્જયિની મેઘના કરતાં દૃઢ હતી તેને વિનષ્ટ સ્વપ્નની જેમ આજે ઇચ્છીએ તો ય ફરી ઉભી કરવાનું બની શકે તેમ નથી.

મેઘને જોતા સુખીનોઽપ્યન્યથા વૃત્તિચેત : સુખીઓ પણ અન્યમનસ્ક થઈ જાય તે આ જ કારણે. મેઘ મનુષ્યલોકના કશા નિયમને વશવર્તીને ચાલતો ન હોવાને કારણે જ એ મનુષ્યને એ જેનાથી ટેવાઇ ગયો હોય છે તેની સીમામાંથી બહાર ખેંચી લાવે છે. મેઘની સાથે આપણાં દરરોજનાં ચિન્તાચેષ્ટા કે કામકાજનો કશો સમ્બન્ધ ન હોવાને કારણે જ એ આપણાં મનને મુક્ત કરી દે છે. મન ત્યારે કશું બન્ધન સ્વીકારવા ઇચ્છતું નથી, પ્રભુના શાપે નિર્વાસિત યક્ષનો વિરહ ત્યારે ઉદ્દામ થઇ ઉઠે છે. પ્રભુભૃત્યનો સમ્બન્ધ તો સંસારનો સમ્બન્ધ; મેઘ સંસારના એ પ્રયોજનોને સાધી આપનારા સમ્બન્ધોને ભુલાવી દે છે, ત્યારે હૃદય બન્ધનોને તોડી નાખીને પોતાનો રસ્તો કરી લેવાનો પ્રયત્ન કરે છે.

મેઘ પોતાના નિત્યનૂતન ચિત્રવિન્યાસે, અન્ધકારે, ગર્જને, વર્ષણે પરિચિત પૃથ્વીની ઉપર એક પ્રકાણ્ડ અપરિચિતતાના આભાસનો વિક્ષેપ કરે છે. એક બહુ દૂરના સમયની અને બહુ દૂરના દેશની નિબિડ છાયા ઘનીભૂત થઈ ઉઠે છે ત્યારે પરિચિત પૃથ્વીમાં જે અશક્ય લાગતું તે શક્ય લાગવા માંડે છે. કર્મપાશબદ્ધ પ્રિયતમ આવી શકે એમ નથી એ વાતને પથિકવધૂ માની લેવા ઇચ્છતી નથી. સંસારના કઠિન નિયમને એ જાણે છે, પણ કેવળ જ્ઞાનમાં. એ નિયમ હજુય બળવાન છે એ વાતની પ્રતીતિ એના હૃદયને નિબિડ વર્ષાને દિવસે થઇ શકતી નથી.

હું આ જ વાત વિચારી રહ્યો હતો : ભોગદ્વારા આ વિપુલ પૃથ્વી, આ ચિરકાળની પૃથ્વી આપણી આગળ નાની થઈ ગઇ છે. હું એના જેટલા અંશને પામ્યો છું તેટલાને જ ઓળખું છું. મારા ભોગની જે બહાર રહ્યું છે તેના અસ્તિત્વને હું ગણતો જ નથી. જીવન સખત થઇને બંધાઇ ગયું છે, એની સાથે સાથે મેં મને આવશ્યક એટલા પૃથ્વીના અંશને પણ કસીને બાંધી લીધો છે. મારામાં અને મારી પૃથ્વીમાં હું હવે કશું રહસ્ય જોઈ શકતો નથી તેથી જ શાન્ત થઇને બેસી રહ્યો છું. હું મને પોતાને પૂરેપૂરો જાણું છું એમ માની રહ્યો છું ને મારી પૃથ્વીને પણ પૂરેપૂરી જાણું છું એમ નક્કી કરી બેઠો છું. એવે વખતે પૂર્વ દિગન્તને સ્નિગ્ધ અન્ધકારથી આચ્છન્ન કરી દઈને કોણ જાણે ક્યાંથી પેલો શત–શતાબ્દિ પહેલાંનો કાલિદાસનો મેઘ આવીને ઉપસ્થિત થઈ જાય છે. એ મારો નથી, મારી પૃથ્વીનો નથી; એ મને કોઇક અલકાપુરીમાં, ચિરયૌવનના રાજ્યમાં, ચિરવિચ્છેદની વેદનામાં, ચિરમિલનના ચિરસૌન્દર્યની કૈલાસપુરીના પથચિન્હહીન તીર્થાભિમુખે ખેંચી લઇ જાય છે. ત્યારે પૃથ્વીનું જે કાંઇ જાણતો હતો તે તુચ્છ લાગવા માંડે છે. જે જાણી શક્યો નથી તે મહાન થઈ ઉઠે છે; જેને પામ્યો નથી તે જ લબ્ધ વસ્તુના કરતાં વધારે સાચું બની ઊઠે છે.'

આપણા દરરોજના કર્મક્ષેત્રના નિત્યપરિચિત

સંસારને આચ્છન્ન કરી દઈને સજલમેઘમેદુર પરિપૂર્ણ નવવર્ષા આપણને અણજાણપણે ભાવલોકની વચ્ચે સમસ્ત વિધિવિધાનની બહાર બિલકુલ એકાકી બનાવીને ઉભા કરી દે છે. પૃથ્વી પરનાં આપણાં વર્ષોને લઇ લઈને આપણને એક પ્રમાણ પરમાણુના વિશાલત્વમાં લાવી મૂકે છે; રામગિરિ આશ્રમના જનશૂન્ય શૈલશૃંગના શિલાતલે સંગીહીન બનાવીને છોડી દે છે. એ નિર્જન શિખર અને આપણું ચિરનિકેતન, અંતરાત્માનું ચિરગમ્ય સ્થાન અલકાપુરી એ બેની વચ્ચે એક સુબૃહત્ સુન્દર પૃથ્વી પડી છે તેનું આપણને ભાન થાય છે. એ પૃથ્વી નદીકલધ્વનિત, સાનુમત્પર્વતવન્ધુર, જમ્બુકુંજની છાયાથી અન્ધકારવાળી, નવવારિસિંચિત જુઇની સુગંધથી મહેકતી વિપુલ પૃથ્વી. હૃદય એ પૃથ્વીને વનેવને, ગ્રામેગ્રામે, શૃંગેશૃંગે, નદીઓને કાંઠે કાંઠે ફરતાં ફરતાં, અપરિચિત સુન્દરનો પરિચય પામતાં પામતાં દીર્ઘ વિરહના મોક્ષસ્થાને જવાને માટે માનસોત્સુક હંસની જેમ ઉત્સુક થઇ ઊઠે છે.

મેઘદૂત સિવાય નવવર્ષાનું કાવ્ય બીજા કોઇ સાહિત્યમાં ક્યાંય નથી. એમાં વર્ષાની સમસ્ત અન્તર્વેદના નિત્યકાલની ભાષામા લખાઇ ગઇ છે. પ્રકૃતિના સાંવત્સરિક મેઘોત્સવની અનિર્વચનીય કવિત્વગાથા માનવીની ભાષામાં બદ્ધ થઇ છે.

પૂર્વમેઘમાં બૃહત્ પૃથ્વી આપણી કલ્પનાની આગળ પ્રકટ થાય છે. આપણે સમ્પન્ન ગૃહસ્થ બનીને આરામથી સન્તોષથી અર્ધનિમીલિતલોચને જે ઘરમા વાસ કરતા હતા ત્યા કાલિદાસનો મેઘ 'आषाढस्य प्रथम दिवसे' એકાએક આવીને આપણને ત્યાંથી બહાર લઇ જઇને ઘર વિનાના કરી દે છે. આપણી ગોશાળા ને ધાન્યના કોઠારથી બહુ દૂર દૂર જે આવર્તચંચલા નર્મદા ભ્રકુટિ રચતી વહેતી જાય છે, જે ચિત્રકુટની તળેટીની કુંજ પ્રફુલ્લ નવનીપે વિકસિત થઇ ઉઠી છે, ઉદયનકથાકોવિદ ગ્રામવૃદ્ધોના દ્વારની પાસે જે ચૈત્યવટ પોપટના અવાજથી મુખરિત થઇ ઊઠ્યો છે—તે સૌ આપણા પરિચિત ક્ષુદ્ર સંસારને હઠાવીને અનેકવિધ સૌન્દર્યના ચિરસત્યે ઉદ્ભાસિત થઇ ઊઠીને દેખા દે છે.

વિરહીની વ્યગ્રતાને ધ્યાનમાં લેવા છતાંય કવિએ માર્ગને ટૂંકો બનાવ્યો નથી. આષાઢના નીલાતી મેઘચ્છાયાચ્છન્ન પર્વત, નદી, નગર, જનપદ ઉપર થઇને ધીમે ધીમે ભાવાવિષ્ટ અલસગમને મેઘ યાત્રા કરે છે, જે એના મુગ્ધ વચનની અભ્યર્થના કરીને એને બોલાવે છે તેને એ 'ના' કહી શકતો નથી. વાચકના ચિત્તને કવિએ વિરહના આવેગથી બહાર લાવી મૂક્યું છે ને પછી પથના સૌન્દર્યથી એને મધુર કરી દીધું છે. જે ચરમ સ્થાને મન દોડી રહ્યું છે, તેનો સુદીર્ઘ પથ પણ મનોહર છે, તેની ઉપેક્ષા કરી શકાય એમ નથી.

વર્ષાના અભ્યસ્ત પરિચિત સંસારથી વિક્ષિપ્ત થઇને મન બહાર દોડી જવા ઇચ્છે છે પૂર્વમેઘમાં કવિ આપણી એ આકાંક્ષાને ઉદ્વેલિત કરીને એના કલગાનને જગાડે છે આપણને મેઘના સંગી બનાવીને અપરિચિત પૃથ્વીમાં થઇને લઈ જાય છે. એ પૃથ્વી 'अनाघ्रात पुष्पम्' એ આપણા પ્રાત્યહિક ભોગથી સહેજ માત્ર પણ મલિન થઇ નથી. એ પૃથ્વીમાં આપણા પરિચયની દીવાલ સાથે કલ્પના કદી ટકરાતી નથી. જેવો આ મેઘ તેવી જ એ પૃથ્વી. આપણું આ સુખદુઃખક્લાન્તિઅવસાદવાળું જીવન એને ક્યાંય સ્પર્શતું નથી ઔદાસ્યની નિશ્ચિન્તતા વાડ બાંધીને એને ઘેરી લઇ પોતાની વસ્તુના સંચયની અંદર એને સામેલ કરી દઈ શકતી નથી.

અજ્ઞાત નિખિલની સાથેનો નવીન પરિચય પૂર્વમેઘમા થાય છે. નવમેઘનું બીજું પણ એક કામ હોય છે, એ આપણી ચારે બાજુ એક પરમનિભૃત પરિવેષ્ટન રચીને 'जननान्तरसौहृदानि'ની યાદ દેવડાવે છે, નિરતિશય સૌન્દર્યની સહિમા કોઇક ચિરજ્ઞાત ચિરપ્રિયને માટે મનને વિકલ કરી મૂકે છે.

પૂર્વમેઘમાં અનેકવિધની સાથે સૌન્દર્યનો પરિચય થાય છે ત્યારે ઉત્તરમેઘમાં એકની સાથે આનન્દનું સમ્મિલન થાય છે. પૃથ્વીમાં બહુમાં થઇને જ સુખની માત્રાનો આરંભ થાય છે ને સ્વર્ગલોકમાં એકમાં આખરે એ અભિસારનું પરિણામ આવે છે.

નવવર્ષાને દિવસે આ વિષયકર્મના ક્ષુદ્ર સંસારને કોણ નિર્વાસન નહીં કહે ? પ્રભુના અભિશાપેજ અહીં પૂરાઇને પડી રહ્યા છીએ. મેઘ આવીને બહાર યાત્રા કરવા બોલાવે છે. એ જ પૂર્વમેઘનું ગાન અને યાત્રાને અન્તે ચિરમિલનનું આશ્વાસન દે છે. તેથી જ ઉત્તર-મેઘમાં સંવાદિત દેખાય છે.

બધા જ કવિના કાવ્યના ગૂઢ અભ્યન્તરમાં આ પૂર્વમેઘ ને ઉત્તરમેઘ રહ્યા હોય છે. બધાં જ ઉંચી કોટિનાં કાવ્ય આપણને બૃહતમાં નિમન્ત્રે છે ને નિભૃતની ભણી દોરે છે. પહેલા બન્ધનને છેદીને બહાર લાવે છે, પછી ભૂમિની સાથે આપણને બાંધી દે છે. પ્રભાતે આપણને રસ્તે થઇને દોરી લઇ આવે છે. સન્ધ્યાએ ઘરે લઇ જાય છે. એકવાર તાનની સાથે આકાશપાતાળમાં ફેરવે છે ને પછી સમમાં પૂર્ણ આનન્દે આપણને સ્થિર કરી દે છે.

જે કવિને તાન છે પણ સમ કયાંય નથી; જેમાં કેવળ ઉદ્યમ છે, આશ્વાસ નથી તેનું કવિત્વ ઉચ્ચ કાવ્યની શ્રેણીમાં સ્થાયી રહી શકે નહીં. આખરે કયાંક એ આપણને પહોંચાડશે એ વિશ્વાસે જ આપણે આપણા ચિરાભ્યસ્ત સંસારની બહાર નીકળીને કવિની સાથે યાત્રા કરીએ છીએ. પુષ્પિત પથે થઇને જો એ એકાએક એકાદ શૂન્ય ગહ્વરની ધારે લાવીને આપણને છોડી દે તો એ વિશ્વાસઘાતક જ કહેવાય. આથી કોઇ કવિનું કાવ્ય વાંચતી વેળાએ આપણે આ બે પ્રશ્નો પૂછીએઃ એનો પૂર્વમેઘ આપણને બહાર કયાં લઇ જાય છે ? એનો ઉત્તરમેઘ કયા સિંહદ્વારની સન્મુખ લાવીને આપણને ઉપસ્થિત કરે છે ?



## પ્રેમસિતારા

રસથી રમતાં વાદળ દળમાં
તરુવર પર વરસી ઝાકળમાં
નયનો ભરતાં છળ કાજળમાં
એ ચળકે પ્રેમ સિતારા.

અમૃત વરસ્યાં ઘેરાં ઘનમાં
ચપળા ચમકયાં મદ નર્તનમાં
રસ સેજ વિષે ઉર મજ્જનમાં
એ ચમકે પ્રેમ સિતારા.

અનિલ તણા અંતરના પટમાં
ખળખળ વહેતી સરિતા તટમાં
વ્હાલમની ફરફરતી લટમાં
એ ચમકે પ્રેમ સિતારા.

ઉન્નત નભ હૃદયે ઉજ્વલ શા
જલધિ જલ શિકરે બિન્દુ સમા
પ્રભુથી ચિણુકે શ્રમ સ્વેદ સમા
એ ચમકે પ્રેમ સિતારા.

સ્વ. 'દેવ'

સયાજી

[ કોન્ફ્યુશીયસ અને મેન્શ્યસ એ બે ચીનના તત્ત્વજ્ઞ પુરુષોના વાર્તાલાપમાંથી ]

કોન્ફ્યુશીયસ પાસે પ્રશ્ન આવ્યો : 'પાંચ એવી કઇ વસ્તુઓ છે જેમના પાલન વડે માણસને સદ્‌ગુણી કહી શકાય ?'

કોન્ફ્યુશીયસે જવાબ વાળ્યો : 'ગંભીરતા—માણસ જે કાંઈ કરે કે બોલે તેના વિષે ગંભીરતાથી વિચાર કરે. અને શબ્દ બોલતાં પહેલાં તુલના કરે.

બીજી વસ્તુ : આત્માની ઉદારતા. ક્ષુલ્લક વસ્તુઓના મોહમાં એ પડે જ નહિ. ત્રીજી વસ્તુ : હેતુની સચ્ચાઇ. પોતે જે જે બોલે તે જ જેના દિલમાં પણ હોય એ માણસ વ્હેલે મોડે સદ્‌ગુણની પ્રતિષ્ઠા સ્થાપે જ. ઉપાસના : પોતાના પ્રાપ્ત કર્તવ્યને જે ઉપાસનાની દૃષ્ટિએ જુએ છે તે માણસ વિજય પ્રાપ્ત કરે કે ન કરે, પણ ક્દર નિરાશા તો પ્રાપ્ત નહિ જ કરે. અને સહાનુભૂતિ: જે સત્તાધીશ ગંભીર છે તે માન પ્રાપ્ત કરશે. સચ્ચાઇ લોકનો વિશ્વાસ મેળવશે. કર્તવ્યપાલન ઘણી જ પ્રગતિ કરી દેખાડશે. અને સહાનુભૂતિ ઘણાનો પ્રેમ જીતશે. જે શાસનકર્તામાં આ પાંચ ગુણ હશે તે લોકપ્રિય જ માત્ર નહિ નીવડે. ખરા અંશે લોકકલ્યાણ પણ એ સાધી શકશે.'

[ ૨ ]

કોઇએ એને શાસનકલા વિષે પૂછયું અને તેણે જવાબ વાળ્યો: 'શાસનમાં જો માણસો હશે તો શાસનનો વિજય થશે. પણ જો માણસો જ નહિ હોય, તો ગમે તેવું સુશાસન પણ કરમાઇ જશે ને ગેરવ્યવસ્થા પ્રવર્તશે. એટલા માટે સુશાસનનો ખરો વિજય જેટલો કાયદા કરવામાં રહ્યો છે તેના કરતાં પણ વિશેષ યોગ્ય માણસો મેળવવામાં રહ્યો છે આવા માણસો જન્મતા નથી કે મેળવાતા નથી. એ તો પ્રધાન પુરુષોના પોતાના ખરેખરા મહાન ગુણોમાં ઉભા થાય છે. શાસનકર્તાઓના શીલમાંથી જ એક હવા ઉભી થાય છે. આવી હવા સુશાસનને સ્થિર કરી શકે છે. ત્રણ સદ્‌ગુણો એવા છે જે વ્યાપક રીતે શાસિત પ્રજાને પ્રેમબંધનમાં મૂકે છે. એક તો શાસનકર્તાઓની વિદ્વત્તા. એટલે જે વસ્તુ એમને કરવાની છે એ વિષેનું સંપૂર્ણ જ્ઞાન. બીજો સદ્‌ગુણ : ભવ્યતા અને ત્રીજો સદ્‌ગુણ : શકિત.

જે વસ્તુ પોતાને લોકકલ્યાણ માટે વ્યવહારમાં મુકવાની છે તે વસ્તુની તમામ આંટીઘૂંટી જાણનાર માણસ વિદ્વાન છે. જે આ વ્યવહારને વ્યવસ્થિત કરી મૂકે છે તે ભવ્ય છે. અને જેને ગેરવ્યવસ્થાની શરમ આવે છે, તે માણસ શકિતશાળી છે.

ખરો શાસનઅધિકારી, સમજ્યા વિના કોઇ વસ્તુની વ્યવસ્થા કરવામાં પોતાની શકિત વેડફશે નહિ. પોતે જે વસ્તુમાં સ્પષ્ટ નથી એવી અસ્પષ્ટ વસ્તુઓને પ્રજામાં વહેતી મુકશે નહિ. સચ્ચાઇને અર્થ જ એ કે એ પોતે પોતાની જાતને પહેલવહેલાં તોળ્યા પછી જ કાયદા કરશે. ને એમની વ્યવહારુ બાજુ જોતો રહેશે.'

[ ૩ ]

મેન્શ્યસ એક વખત સમ્રાટ્‌ને મળવા ગયો. રાજાએ તેને પુછયું 'તમે એટલે બધે દૂરથી આવ્યા છો ત્યારે અમારા રાજ માટે કાંઇક ફાયદાકારક બે વાત કહેતા જાઓ.'

મેન્શ્યસે જવાબ વાળ્યો: 'તમારે અમારું રાજ એમ કહેવાને બદલે હમેશાં આપણું રાજ એમ કહેવાનો અભ્યાસ કેળવવો જોઇએ. વળી રાજને માટે કોઇ વસ્તુ નફા નુકસાનની દૃષ્ટિએ તમે ગણતા રહેશો ત્યાં સુધી તમે એ નફા નુકસાનમાં એટલા ગુંચવાયલા હશો કે લોકકલ્યાણ અકલ્યાણનો તમારો ખ્યાલ સ્પષ્ટ નહિ હોય. માટે રાજને નફા નુકસાનથી ન સંબોધો પણ લોકકલ્યાણ અકલ્યાણની વાત કરો.'

રાજાએ જવાબ વાળ્યો: 'મારી શક્તિ ઘણી મર્યાદિત છે એ હું જાણું છું પણ મારે એ મર્યાદિત શક્તિને શું કરવાથી હું વધારે લોકોપયોગી બનાવી શકું એ મારે જાણવું છે.'





મેન્શ્યસે જવાબ વાળ્યોઃ 'માણસને તલવારથી મારી નાખો કે લાકડીથી મારી નાખો એમાં કાંઇ તફાવત માનો ?'

રાજાએ કહ્યુંઃ 'ના, એ તો બન્ને વાત સરખી છે.'

મેન્શ્યસે કહ્યુંઃ 'એ જ પ્રમાણે તલવારથી હણો કે કુશાસન ને ગેરવ્યવસ્થાથી લોકને હણો એમાં પણ તફાવત નથી. તમે દુષ્કાળથી લોકો મરે છે એમ બોલો છો. પણ દુષ્કાળ માટે તમે કાંઇ કર્યું નથી, એમ બોલતા નથી. તમારું પોતાનું શાસનખર્ચ વધતું રહે તો કુદરતી રીતે જ એ ખર્ચ પુરું પાડવા લોકોને ભૂખે મરવું જ પડે. આનો અર્થ સ્પષ્ટ જ છે. આનો અર્થ એટલો જ થાય કે માણસને હણવાની આ પણ એક રીત છે. એમાં તફાવત રીતનો જ છે, વસ્તુ એની એ છે.'

રાજાએ અચાનક જ વચ્ચે પૂછ્યુંઃ 'પણ દેશમાં વ્યવસ્થા શી રીતે સ્થાપી શકાય ?'

મેન્શ્યસે જવાબ વાળ્યોઃ 'બધાને એક મનના કરવાથી.'

'એ શી રીતે બને ?'

'જેને માણસો પ્રત્યે પ્રેમ છે–એ એ કરી શકે.'

'પણ એ વસ્તુની પ્રાપ્તિ શી રીતે થાય ?'

મેન્શ્યસે કહ્યું 'લોક પ્રત્યેનો પ્રેમ, લોકો સ્થિર કેમ થાય એ વિચાર તરફ તમને દોરે તો એ બને. લોકને સ્થિર કરવાનો સાચો વિચાર કરનાર શાસક એ વસ્તુ વહેલે મોડે મેળવે જ છે.

પણ એકલા સદ્‌ગુણોથી જ રાજ્યો ચાલતાં નથી. તેમ જ એકલા કાયદાઓથી પણ રાજ્યો ચાલી શકતાં નથી. બન્નેના સમન્વયથી રાજ્યો ચાલે છે. એટલે એ કે કેવળ તમે સારા કાયદા ઘડો તેનાથી સારું રાજ્ય સ્થાપી શકાય નહિ. એ કાયદાઓનો અમલ જેમના હાથમાં છે, તે અધિકારીઓ યોગ્ય ન હોય તો ગમે તેવા સારા કાયદાઓને પણ એ નેવે મૂકી દેવાના! એટલું જ નહિ, સારામાં સારા કાયદાઓ ખરાબ છે એવું પણ એ લોકોને ઠસાવવાના! માટે તમે જેને પાયો કહો–એ પાયામાં માણસો મૂકો. માણસો વિના કોઇ તંત્ર સફળ થવાનું નથી.'

કોન્ફ્યુશ્યસે ઉમેર્યું; 'કાયદાનું બહુ કડક પાલન કરવાથી ખરી રીતે કાયદાનો અર્થ જ માર્યો જાય છે. છતાં અધિકારીઓ તો એમનું પાલન એમને ઠીક લાગશે તેમ કરશે. માટે રાજાએ વારંવાર એ પાલન વિષે તપાસ કરવી ઘટે છે. અતિશય કડક કાયદાઓ છેવટે કાયદા ઘડનારને ભારે પડે છે. અતિશય ઢીલા કાયદાઓ લુચ્ચા લોકોને છટકબારી શોધી આપે છે. કાયદાઓ બનતાં સુધી 'આંધળા' હોય છે, અને વળી 'ક્રૂર' હોય છે. એટલે સુશાસનની સઘળી સુંદરતા કેવળ માણસાઇને જ આભારી છે. રાજાઓએ જોવું જોઇએ કે સમિતિ પાસે માણસો તો છે, પણ સમિતિમાં માણસાઇ છે! આ જે વારંવાર જુએ છે તે સુશાસન સ્થાપે છે.'

મેન્શ્યસ બોલ્યોઃ 'મને તો એક લોકોક્તિમાં સુશાસનનું રહસ્ય પડેલું જણાય છે. તે લોકોક્તિ આ પ્રમાણે છે. 'સામ્રાજ્ય, વિભાગી રાજ્ય, અને કુટુંબ' એ ત્રણેનો જ્યાં મેળ મળી જતો હોય, ઘર્ષણ થયા વિના જ્યાં કુટુંબો, વિભાગી રાજ્યને સાચું માન આપવા જેટલી હૃદયેચ્છા રાખતાં હોય, અને જ્યાં વિભાગી રાજ્યો, સામ્રાજ્યને વફાદાર રહી, પોતાનો મિથ્યા આડંબર વારંવાર આગળ ધરતાં ન હોય, ત્યાં અને માત્ર ત્યાં જ સુશાસનનો વિજય થાય છે. જુઓ એક રખડુ છોકરો ગીત ગાય તે સાંભળોઃ

'જ્યારે નદીનું પાણી ચોખ્ખું હોય છે ત્યારે હું મારા હાથ ધોઉં છું.

પણ જ્યારે એ ડોળું હોય છે, ત્યારે મારા પગ માત્ર એમાં બોળું છું.'

કોન્ફ્યુશ્યસે કહ્યુંઃ 'એણે ગાયું એમાં લોકોએ કેટલું બધું હૃદય ઠાલવ્યું છે! જ્યારે પાણી ચોખ્ખું હોય ત્યારે એ પોતાના હાથ એમાં ધૂએ છે, પણ જ્યારે મેલું હોય ત્યારે એ પગ ધોવાના કામમાં પણ આવતું નથી. પાણીની આ અવસ્થા એ રાજની

અવસ્થા છે. ચોખ્ખી વ્યવસ્થા એમાં હોય તો લોકો એને પતિતપાવન પ્રવાહ માને છે. એમને પણ એમનામાંથી પ્રેરણા મેળવીને પવિત્ર થવાનું મન થઈ આવે છે. પણ એ જ પ્રવાહ ડહોળો હોય તો લોકો એને પગવડે ખુંદે છે ને માને છે કે એમાંથી એમને કાંઈ મળે તેમ નથી. માણસ નાશ પામે છે—એટલે કે એક માણસ 'માણસાઈ' ખોઈ બેસે છે ત્યારે કુટુંબ નાશ પામે છે. કુટુંબો નાશ પામે છે. ત્યારે એમાંથી વિભાગીય સત્તા નાશ પામે છે. વિભાગીય સત્તા નાશ પામે છે તેમાંથી સામ્રાજ્ય નાશ પામે છે. માટે સામ્રાજ્યને મહાન અને એક રાખનારું જે મહાન એકમ છે, તે માણસ છે. જે સત્તા એક 'માણસ'ને પણ ખૂએ છે, એ જેવો 'માણસ' આળસી જાય એવું જે તંત્ર ચલાવે છે, તે સત્તા વહેલે મોડે લોકશાપિત થઈને પોતે જ નાશ પામે છે.'

મેન્શ્યસ બોલ્યો: 'જે માણસો પોતાની જાતને ગમે તેમ ફેંકી દે છે, કે જે માણસો પોતાના પ્રત્યે જ જુલમ આદરે છે, એમને તો કોઈ રાજ સુધરી શકતું નથી કે એમાંથી માણસ બનાવી શકાતું નથી. પોતાની વાતચિત અને વર્તનમાં જે પ્રમાણભાન રાખતા નથી, તેમને હું 'પોતાની જાતને ગમે તેમ ફેંકી દેનારા' જાણું છું. તેમને, જે સદ્વર્તનના પંથને સમજવા જ માગતા નથી તેમને 'પોતાના પ્રત્યે જુલમ કરનારા' ગણું છું. આ બે વર્ગ સિવાય બીજા તમામને તમે કહ્યું તેમ રાજનો સ્વચ્છ પ્રવાહ સ્વચ્છ બનાવી શકે એમ મારું માનવું છે. જો માણસ સદ્ અસદ્નો વિવેક જ ગુમાવે તો એ જેમ કુટુંબને છિન્નભિન્ન કરે છે, તેમ સમાજને પણ નુકસાન કરે છે. એટલે માણસની પોતાની જાતશુદ્ધિ એ જ સારી રીતે રાજનો પાયો છે.

માણસ એકલો અટુલો, એક જ 'માણસ' એ ખરી રીતે સમાજની આંખની કીકી સમાન છે.

આંખની કીકી માણસની દુર્જનતાને છુપાવવા ધારે તો પણ છુપાવી શકતી નથી. તે જ પ્રમાણે રાજની કીકી એ એક એક 'માણસ' છે. માણસની વાણી અને વર્તન પવિત્ર રહી શકે એવું જ્યાં શાસનનું નિયંત્રણ બળ હશે ત્યાં જ આ કીકી સ્વચ્છ માલુમ પડશે. બીજે તો ચોખ્ખી ઉચ્છૃંખલતા રાજ કરતી હશે અથવા સફાઈ ભરેલી લુચ્ચાઈ રાજ કરતી હશે. આ પ્રમાણે મને તો શાસનનું રહસ્ય, એની પવિત્રતા, કે એનો વિજય એક એક માણસના સંસ્કારી બળમાં રહેલો નજરે પડે છે.

વળી એ સંસ્કાર પણ મને તો એ રીતે ફેલાતો માલુમ પડે છે. એ જેમ ઉપરથી નીચે આવે છે, તેમ નીચેથી ઉપર પણ જાય છે. મારું કહેવાનું હું વધારે સ્પષ્ટ કરું.

જો શાસન અધિકારી પોતે પવિત્ર ને ન્યાયી હશે તો એ એક પ્રકારની એવી જ હવા સ્થાપી શકશે. જો એ પવિત્ર નહિ હોય, પણ પવિત્રતાની સફાઈ કરતો હશે, તો લોકોમાં પણ પવિત્રતા વિષેની વાચાળતા માત્ર ફેલાવશે. અને જો એ અપવિત્ર જ હશે તો તો એ કેવળ અસ્વચ્છ હવા જ ફેલાવશે.

આ જ નિયમ શાસિત પ્રજાને પણ લાગુ પડે છે. જેમની પાસે શક્તિ છે, તે પોતાથી ઓછી શક્તિવાળાને જો લૂટશે તો કેવળ માણસ માણસ વચ્ચે ધિક્કાર જ ફેલાશે. ને કોઈ શાસન એ ધિક્કારને મીટાવી શકશે નહિ પણ પોતાથી ઓછી સમજણ કે ઓછી શક્તિ એ ગુન્હો ન ગણતાં, જો માણસ એ પરિસ્થિતિને પોતાની કાર્યભૂમિકા ગણશે, એટલે કે વધારે સમજણવાળો ઓછી સમજણવાળાને સમજણ આપશે, ને વધારે શક્તિવાળો ઓછી શક્તિવાળાને હાથમદદ આપશે, તો માણસ માણસની સમજણ ને શક્તિ વચ્ચેનું અંતર ઘટી, સાચી શાંતિ સ્થપાશે.

માણસોએ પોતે શું કરવા જેવું નથી એ પહેલું જાણી લેવું જોઈએ. એ જાણવાથી શું કરવા જેવું છે એનું એને નિદર્શન જ મળશે જ. મને તો આમાં સુશાસનનાં બીજ દેખાય છે.

※

# સંત

પુષ્કર ચંદરવાકર

રાજદરબારમાં બહુમાન પામેલ નમીનાનો વડો પુત્ર પોલ ત્રીશ વર્ષની નાની વયે ધર્મગુરુ બિશપનું બહુમાન પામ્યો, ત્યારે ખ્રિસ્તીધર્મના બધા ધર્મ-ગુરુના મોંમાં એની જ પ્રશસ્તિ હતી. પોલ જેવો ધર્મગુરુ બન્યો કે એને કાર્યક્ષેત્ર માટે તાપી નદીની આસપાસનો અને બંને કાંઠાનો વિશાળ પ્રદેશ સોંપવામાં આવ્યો ત્યારે ધર્મગુરુના મનમા ખ્યાલ એ હતો કે પોલ સિવાય બીજા ધર્મગુરુ દુબળા, ભીલ અને કોળીમા નહીં ભળી શકે, જડ અને અને અસંસ્કૃત પ્રજાને સંસ્કારી બનાવવા માટે જે ઉત્સાહ, મમતા, ધગશ, ધીરજ અને પ્રેમાળ હૃદય તેઓમાં કાર્ય કરવા માટે જોઈએ તે સર્વ ગુણો પોલમા હતા.

પોલને આ પ્રદેશમાં નિયુક્ત કર્યો, ત્યારે ઘણા ય આશ્ચર્ય પામ્યા, અને તેના માટે આથી લોકોનો અનહદ આદર વધી ગયો.

એની નિયુક્તિ પછી, થોડા જ સમયમાં પોલ આ પ્રદેશમાં પ્રવાસે નીકળ્યો. પ્રવાસનો હેતુ એ હતો કે આ પ્રદેશના માનવીઓની શી શી જરૂરત છે. આ પ્રદેશમાં તે નવો હતો, તેથી તેણે પ્રવાસમાં તેની સાથે બીજા બે પાદરીઓ લીધા. એમને સાથે લેવામાં એની કલ્પના એ હતી કે આ પ્રદેશના તેમના અનુભવો આ લોકને સમજવામાં મદદરૂપ બને. પણ તેની આ ગણતરીમાં એને નિષ્ફળતા તેમના કેટલાક અનુભવે મળી. તેમાંનો કોઈ તેને સહાયરૂપ, તેના મંત્રીરૂપ બને તેવો શક્તિશાળી ન નીકળ્યો. પણ સામા પક્ષે તેમણે આ પ્રદેશના માનવોને સમજવામાં કેટલીક ભૂલો કરી છે એ પણ પોલને અનુભવે સમજાયું. વધારામાં આ બંને પાદરીઓ પોલની શુભનિષ્ઠા અને ઉત્સાહ પણ ન સમજી શક્યા.

ભગવાન ઇશુનું જીવન પોલનો આદર્શ હતો. અને આ આદર્શને આંબવા માટે જે દુઃખ કે વિપત્તિ એના માર્ગમાં આવતાં તો તે તેને મન આનંદ અને સુખ હતાં. એના સાથીદાર પાદરીઓને પોલની આ બધી વર્તણૂક ન ગમતી. કેટલીકવાર અયોગ્ય પણ લાગતી અને તેમને મનમાં આવી વસ્યું હતું કે પાદરીએ અને ધર્મગુરુએ આટલું પરિશ્રમયુક્ત જીવન શા માટે ગુજારવું જોઈએ? આથી પોલ જાણે કે ગૌરવહીન દશામાં દિનપ્રતિદિન હડસેલાયે જતો હોય તેમ તેમને લાગતું. પ્રારંભમાં તેના સાથી પાદરીઓ પોલની આવી વર્તણૂકથી અકળાતા, કોઈવાર ખોટી દલીલો કરી તેને સમજાવવાનો પ્રયત્ન કરતા, પણ પોલ કાર્યના ઉત્સાહમાં આ બધાને વિસરી જતો, અને જેમ જેમ તેઓ પ્રવાસમાં આગળ ને આગળ જતા ગયા, તેમ તેમ તેને લાગતું કે ધર્મકાર્યમાં તેના દેહનું તે પોતે બલિદાન આપી રહ્યો છે.

સુરતના પ્રદેશના જમીન પ્રવાસ પછી એક દિવસ નાવડી લઈ નદીકાંઠાના ભીલોના પ્રવાસે પાદરીઓ સાથે પોલ ચાલ્યો. આ પ્રવાસમાં પોલ ભીલ, દુબળા અને કોળીના વાસમાં ઠીક ઠીક ઘૂમ્યો. નદીકાંઠાના ગામડાંઓમાં આજ તક કોઈ પાદરી કે ધર્મગુરુ ન આવ્યા હોય એવું પણ તેને લાગ્યું.

એક સાંજે આખા દિવસના સખત પરિશ્રમ પછી પોલ નાવડીના આગલા ભાગમાં કૂવાથંભના લાકડાને ટેકવી વિરામતો બેઠો હતો. તાપીમા પાણી ઓછું હોવાથી, અને અજાઅળનો પવન પડી ગયો હોવાથી નાવડી સમાધિસ્થ દશામાં હતી. આકાશમાં તરસી ધરતીને શાંત કરવા માટે વાદળોનું ળોટક ઉમટ્યું હતું. અને સૂર્ય ક્યારનો મહાત થઈ અદૃશ્ય બની ગયો હતો. બધા ય ગામડાં વાદળાંની સત્તા માન્ય રાખી ઝાંખા થઈ ગયા હતા, પણ ત્યાં તો સૂર્યનો પ્રચંડ તાપ નીકળ્યો. ઝાંખા લાગતાં ગામડાં સ્પષ્ટ દેખાવા લાગ્યાં, અને પોલે તૂતક પર ઊભા રહી ગરુડ શી નજર દૂર દૂર તાકી, અને તેણે ગુલાબી રંગના સૂર્ય કિરણોમા પોઢેલ છાપરાં જોયાં.

'પેલું કયું ગામ?' પોલે ખલાસીને પ્રશ્ન કર્યો.

'કાં તો ઘાતવા. ભીલોનું...નર્યાં ભીલો...તેમના જ છાપરાં છે.' તેણે તૂટક તૂટક ભાષામાં ઉત્તર આપવા માંડ્યો, 'માંડ માંડ બસો જીવ હશે. પચાસ ઘર.

તાપીના ફેંક માથે છોકરાની જેમ વળગી ઘાતવા જ પાડ્યું છે.'

બસો જ માનવો! દુનિયાથી અલતા બની જીવતા બસો માનવો. ત્યારે આપણે ઘાતવા...ચાલો, ઘાતવામાં જઈએ.'

એના સાથી પાદરીઓએ મોં મચકોડયાં, અને નાખુશી વ્યક્ત કરી, પણ તેઓ કશું ય બોલી ન શક્યા. કેમકે તેની સામે વિરોધ કરવાથી કશું ય ધાર્યું પરિણામ આવ્યું નથી. પણ આ વખતે જાણે નાવડીવાળો તેમની મદદે ધાયો હોય તેમ બોલ્યો. 'બસો ભીલડાં...અને અહીંથી ખારસું ગાઉ દોઢ ગાઉ...વાવડો પડી ગયો છે. કાઠી મારી મારી મારાં બાવડાં આવી ગયા છે. કલાક દોઢ...કલાક દોઢ્ઢ કરાય એમ નથી. કાલ ઉપર...'

'કાલ! રવિવાર...પ્રાર્થના દિન. આથી ભાઈ તું કાલે આખો ય દિવસ આરામ કરજે. પણ કાઠી મારવી...બાવડાં રહી જાય એ તારી વાત સાચી. પણ આજ એક વધુ ગામ...કહેતો હો...તો હું કાંઠે ઉતરી ચાલીને ત્યાં પહોંચીશ.' પોલ ધીમેથી બોલ્યો.

ખલાસી ધર્મગુરુ પોલના હૃદયના ઉત્સાહના આંકડા વાંચી શક્યો, અને તેણે નાવડીને કાઠી મારવી શરૂ કરી. દોઢએ કલાકે તેઓ ઘાતવે પહોંચ્યા.

ખલાસી ઠેકડો મારી છીછરા પાણીમાં ઉતર્યો. અને નાવડીને ખેંચી ભાઠામાં લાવી તે ભારી ઊભો, કેમકે આમ કરવાથી પાદરીઓ અને ધર્મગુરુનાં કપડાં ન ભીંજાય. બંને પાદરીઓ કપડાં સંકોરતાં સાચવીને કાળજીપૂર્વક ઉતર્યાં.

ગામના મોં આગળ ઈંટડાના બનાવેલ ભીંતોનાં છાપરાંની હારો ઊભી હતી. ઓવડના છાપરે ધર્મગુરુ પોલે લાકડાં ચીરતા વૃદ્ધ ભીલને પ્રશ્ન પૂછ્યો, 'અહીં દેવળ છે?'

'દેવળ! ગરજો! અહીં ગરજો નથી.'

'અહીં કોઈ પાદરી પણ નથી! મુક્તિફોજનો કોઈ માનવી પણ!' પોલે જીજ્ઞાસાવૃત્તિથી પ્રશ્ન પૂછ્યો.

'શું!'

'જો ભાઈ! ગામમાં સારાભલા પ્રસંગે એ પ્રસંગને પાર પાડનાર કોઈ ધર્મવાળા માણસ તો અહીં હશે ને! ગોરમહારાજ!'

વૃદ્ધ ભીલના મોં પર ચમક આવી, અને જવાબ આપ્યો, 'હા, અહીં એક ભગત છે,'

'ભક્ત પોલે' વૃદ્ધની વાતમાં રસ લેવા માંડ્યો, 'એ કોણ?'

'ભગત! સંત માણસ, ગામ આખાનું કામ કરી છૂટનાર માનવી.'

'એ ખ્રિસ્તી છે?'

'એની મને ખબર નથી.' એણે માથું ધૂણાવ્યું, 'પણ ખ્રિસ્તી નામ જ હું મારા આવડા ભવમાં પહેલવેલું સાંભળું છું. એ શું છે?'

'તમારું એ કામ કરે છે, તો એ કામ સાટે તમારી પાસેથી શું લે છે?'

'કાંઈ નહીં. ના, ના. ખોટી વાત છે. એ કાંઈ લે એવા જ નથી.'

'તો એ ખાય છે શું?' વારાફરતી પોલે પ્રશ્નો પૂછવા માંડ્યા.

'અમે ખાઈએ તે. આ ઝુંપડાં છે, મકાઈ, કોદરી, જવાર. મહેનત મજૂરી કરતાં જે કાંઈ મળે તે.'

પોલના મોં પર વિનમ્રતા આવી, અને બોલ્યો, 'તમે બતાવશો કે એ ક્યાં રહે છે?'

વૃદ્ધ ભીલ કુહાડીને પડખે ભીંત પર મૂકતો છાપરાંમાં ધર્મગુરુ સાથે જવા ચાલી નીકળ્યો.

થોડીવારમાં તેઓ એક છાપરા પાસે આવ્યા. એ છાપરા ઉપર મીઠાં તુંબડાં ને દૂધીના વેલાઓ મ્હોરી રહ્યા છે. ગવાર અને કોળાંના લાલપીળાં ફૂલો ભમરા ને મધુમાખીને લાલચ આપતા તેમની લાંબી ડાળીને વાડ ઉપર લંબાવી પાથર્યા છે. આંગણામાં નાનકડી ક્યારીમાં તાંદળજાની ભાજી અને મરચી ઉગ્યાં છે. ગરીબાઈ અને સાદાઈની ભવ્યતાનું દર્શન

આગંતુકને અહીં થયા વગર ન જ રહે; તે પણ ડોકિયાં કરી જતું. કેટલીકવાર શરમાળ મુગ્ધ અને નિર્દોષ સુંદરી જેમ આ બધું અવ્યક્ત બની ઉભું રહેતું.

સાથીભીલે બારણું ઉઘાડયું: 'પરભુ! મોટા આઈવા છે.' બોલી ભીલ બારણાની બગલમાં ભરાયો. પોલ અને પાદરીઓ છાપરામાં ગયા.

ધર્મગુરૂ પોલની નજર સમક્ષ ઠીંગણી, પણ તગતગતી શ્યામ વર્ણવાળી કાયા પર મંડાણી. મનમાં વૃદ્ધની તગતગતી ચામડીએ અને વસ્ત્રોએ' પ્રશ્નો જગાવ્યા. આ સાધુ છે? ભેદુ છે! દૂબળો છે? કે ભીલ! એની અડધી પોતડી એના મનમાં અનેક મૂંઝવણનું કારણ બની. એની આંખો કાળી, અને ચમકદાર અને તેજસ્વી હતી. માથાના વાળ અને ભવાં રૂપાનાં હતાં.

વૃદ્ધ પરભુ બોલ્યો, 'મોટા! આવો! આવો!' પરભુએ પોતડીના છેડે છાપરાની અંદરની પેડલી સાફ કરી.

પેડલી પર બેસતાં પોલે કહ્યું, 'આપનો આભાર. હું થાકી ગયો છું પણ તમે ય બેસો.' પરભુ કશું ય બોલ્યા વગર પોલની સામે જોતો ભોંય પર ઊભડક પગે બેઠો. એના મોં પર ધર્મગુરૂ માટેની માનની નિર્દોષ લાગણી ઉભરાઈ આવી.

'ભાઈ! મેં સાંભળ્યુ છે કે અહીં દેવળ નથી, અને પાદરી પણ નથી, ત્યારે મારા અચંબાનો પાર ન રહ્યો. મને આ છાપરૂં બતાવવા જે ભીલ આવ્યો હતો, તે ખ્રિસ્તીધર્મનું નામ સાંભળી સ્તબ્ધ થઈ ગયો.' આતુર માનવી અને જીજ્ઞાસુની ભાવનાએ પરભુ પોલ સામે જોઇ રહ્યો, પણ તે કાંઇ ન બોલ્યો. ધર્મગુરુ પોલ આગળ બોલ્યો, 'તમે ખ્રિસ્તી હશો, ખરું કે?'

'પણ અગાઉ પર આ નામ જ મેં નથી સાંભળ્યું.'

વિસ્મયમાં પોલે તેનું નેણ ખેંચ્યું. 'તો તમે ગરીબ અને દુઃખી માનવોના દુઃખના અને ગરીબાઇના વિસામારૂપ શા કાજે બની તેમની પડખે ઊભા રહો છો? તમે તેમને મદદ શા માટે આપો છો?' એણે દલીલો કરવા માંડી.

'પરભુ ઘડીભર પોલ સામે જોઈ રહ્યો અને શાંતિથી જવાબ આપ્યો, 'જ્યારે હું નાનકડો હતો, અને મારે જ્યારે મદદની ખૂબ જરૂર હતી, ત્યારે મને મદદ મળી હતી, તેથી હું આવી મદદની જરૂર હોય છે તેમને કરૂં છું.'

'પણ તારો ધર્મ કયો?' પોલ જરા મૂંઝવણ અનુભવતો બોલ્યો

સઆશ્ચર્યપણે પરભુ બોલ્યો, 'ધરમ! ધરમ તે વળી શું?'

પોલ બોલ્યો, 'જો, અમે અમારી જાતને ખ્રિસ્તી કહેવડાવીએ છીએ કેમકે ઇશુએ અમારા ધર્મની સ્થાપના કરી. આ ઇશુધર્મનો સ્થાપક ખ્રિસ્તના નામે ઓળખાતો હતો. અને આથી તેના અનુયાયીઓ ખ્રિસ્તીના નામે ઓળખાયા. ઇશુ પ્રભુપુત્ર હતો. ઇશુ પામર માનવ માટે સ્વર્ગમાંથી શુભ અને સુખદાયક વાતો લઈને અવતર્યા; તેમણે માનવને શિખવ્યું કે આપણે બધા પ્રભુબાળો છીએ અને પ્રેમ એ જ પ્રભુ છે.'

પરભુના મોં પર પ્રકાશની ચમક તરવરી. જરાક વાંકા વળીને આશ્ચર્ય સાથે કહ્યુ. 'ત્યારે મને તેમની વાત કરો.'

ધર્મગુરૂએ ભગવાન ઇશુની વાત કહી સંભળાવી. પણ જ્યાં પોલ વાતને પૂરી કરવાની અણી પર હતો, ત્યાં પરભુ બોલ્યો, 'અહા! કેવી રૂડી વાત, મોટા તમે વાત કરી એવી તો મે આ જીંદગાનીમાં કદી સાંભળી ન હતી. આવી માનવીની વાતો હશે, એમ મેં કલ્પ્યું ય ન હતું.'

'ભાઇ! ત્યારે હું જેવો મારા દેવળે જઇશ, કે તરત જ આ ગામ માટે એક પાદરી મોકલીશ. તે ગરજો બંધાવશે. તમે રવિવારે અચૂક ગરજામાં જજો અને પ્રભુ ઇશુનું સ્તવન કરજો. એ પાદરી આપણા દિવ્ય માલીકના દુઃખી જીવનની અને મૃત્યુની આખી વાત સમજાવશે.'

'મોટા લો તો તમારા જેવો માલિક પણ નૈ. અમે એમને મુંઝાવા નૈં દઇએ.' પરશુ ગદ્‌ગદ્ કંઠે બોલી ઉઠયો.

વૃદ્ધ ભીલના હૃદયની ઉર્મિઓ જોઇ પોલ પણ ઘડીભર લાગણીભીનો બની ગયો.

'મારે આજ અહીં ઝાઝું થોભાય એમ નથી. બીજા ગામ જતાં નાવડીને ઠીક ઠીક સમય લાગશે, પણ તમારા 'સૌથી હું' વિખેરો પડું તે પહેલાં પ્રભુએ જે સ્તવનો તેના અનુયાયીઓને ભણાવ્યા, તે હું જરૂર તમને ગાઇ સંભળાવીશ.'

'મન દઇને હું સાંભળીશ.' પરશુ શાંતિથી બોલ્યો.

'તો આપણે ઘૂંટણીએ પડીએ. ઘૂંટણીએ પડવાનો હેતુ એ કે આપણને આપણા પ્રભુ ઇશુ માટે આદર છે હું બોલું તે 'તું સાંભળી પછી મારી પાછળ ગાજે. આપણે બધા આ એક માલીકના પુત્રો છીએ. તું અને હુંનો પિતા ઇશુ છે. આપણે પ્રેમસિંધુના જ પુત્રો છીએ, અને આથી ભાઇઓ.' આમ બોલી પોલ ભોંય પર ઘૂંટણીએ પડયો. પરશુ પોલની પડખે જ ઘૂંટણીએ પડયો. પાદરી અદબ વાળી ઘૂંટણીએ પડયો હતો તેમ પરશુએ અદબ વાળી. અને પોલ જે કાંઇ બોલવા લાગ્યો, તેનું જ તેણે રટણ આદર્યું.

'પિતા! તું સ્વર્ગમાં વસે છે. તું સંત છે.' જ્યારે પરશુ આ વાક્ય બોલી રહ્યો ત્યારે ધર્મગુરૂએ આગળ બોલવા માંડયું, 'તારું જ સામ્રાજ્ય સારી પૃથ્વી પર પ્રવર્તો. જેવું સ્વર્ગમાં તારું શાસન છે તેવું જ આ પૃથ્વી ઉપર થાવ.'

જે ઉત્સાહ અને ભાવનાથી આ વાક્યો બોલ્યે જતો હતો, તે ખરેખર હૃદયસ્પર્શી હતા. પરશુ બોલ્યો, 'જેવું સ્વર્ગમાં તારું શાસન છે તેવું જ આ પૃથ્વી પર થાવ.'

ધર્મગુરૂએ આગળ ચલાવ્યું, 'અમને અમારો રોજનો રોટલો આપ. અમને અમારા પાપમાંથી મુક્તિ આપ, જે રીતે અમે અમારા દુશ્મનોના દુષ્કૃત્યોને ભૂલીએ છીએ તેમ જ.'

'અમને મુક્તિ... મુક્તિ...' આટલું બોલ્યા પછી જાણે પાછળના શબ્દો તે ભૂલી ગયો હોય તેમ તે બોલ્યો. છેવટે તે બોલ્યો, અમને મુક્તિ આપ અને તું અમારા પાપ ભૂલી જા.' આથી પોલને એમ લાગ્યું કે આ બુઢ્ઢાની સ્મરણશક્તિ મંદ છે તેથી તે ફરીવાર ઉપર્યુક્ત વાક્ય બોલી આગળ બોલ્યો 'અમને પ્રલોભન તરફ ન આકર્ષ. પણ અમને દુષ્ટતામાંથી મુક્તિ આપ.'

આશ્ચર્ય પમાડે તેવા ઉત્સાહથી બુઢ્ઢો ફરી વખત આ વેણ બોલી ઉઠયો, 'અમને પ્રલોભન તરફ ન આકર્ષ. પણ અમને દુષ્ટતામાંથી મુક્તિ આપ.'

અને ધર્મગુરૂ છેલ્લે છેલ્લે બોલ્યા, 'કેમકે સર્વ સ્થળે તારું જ સામ્રાજ્ય છે. સર્વ સ્થળે તારી જ સત્તા છે અને સર્વ સ્થળે તારો જ પ્રકાશ છે. અસ્તુ.'

જ્યારે પરશુ બોલ્યો, 'કેમકે તારું જ સર્વ સામ્રાજ્ય છે. સર્વ સ્થળે તારી જ સત્તા છે અને સર્વ સ્થળે તારો જ પ્રકાશ છે. અસ્તુ.' ત્યારે તેના કંઠમાંથી પ્રેમ ઉભરાતો હતો. એમાં હૃદયની શુભનિષ્ઠાનો રણકાર પણ તેમાં હતો.

પોલ ઘૂંટણીએથી ઊભો થયો, યજમાન તેને અનુસરી તે પણ ઊભો થયો. જ્યારે ધર્મગુરૂએ, અદબ છોડી ત્યારે પરશુએ અદબ છોડી, બે હાથ જોડી તેની સામે ઊભો રહેતો બોલ્યો, 'તમે ભગવાન ઇશુની રૂડી વાત કરી તેનું હુ ગરીબ શું મૂલ ચૂકવી શકું! તમે મને ભગવાનનું નામ લેતા શિખવ્યું તેના માટે હું ભીલ તમારી શી કદર કરું! પગ ધોઇ પાણી માથે ચડાવું તોય ઓછું!' ફરીવાર સ્વર્ગીય આનંદમાં તે બોલ્યો,' 'તારું જ સર્વ સ્થળે સામ્રાજ્ય પ્રવર્તે છે. સર્વ સ્થળે તારી જ સત્તા છે. અને સર્વ સ્થળે તારો જ પ્રકાશ છે.'

પરશુના હૃદયની ઉર્મિઓ જોઇ પોલના મનમાં તેના માટે આદર જન્મ્યો. તેણે પરશુના ખભા ઉપર હાથ મૂકયો અને તે બોલ્યો 'જેવો હું દેવળે જઇશ,





કે તરત જ તમારા સૌને કાજે એક પાદરીને અહીં મોકલીશ. તે તમને ઘણું ઘણું જ્ઞાન આપશે. મારી પાસે અત્યારે વખત ઓછો. તેથી મેં તમને જે કાંઈ આજે આપ્યું તેથી અનેકઘણું તે આપશે. તમારી ધાર્મિક તરસ તીવ્ર બની છે અને તે તમારી તરસ તે જરૂર છીપાવશે.' પરશુ ધર્મગુરૂના પગે પડયો. એનો ચરણસ્પર્શ કર્યો. ધર્મગુરૂ તેને તેમ કરતાં ન અટકાવી શકયો. પરશુની આંખમાં ધર્મગુરૂ માટે એટલું માન જન્મ્યું કે તેની આંખમાં દયાનો સાગર ઉછળ્યો.

પરશુ પોલની સાથે તાપીકાંઠે આવી ઉભો ચોમેર દિશાઓમાં નજર નાખી પણ પાદરીઓ અને ખલાસી ન દેખાયા, ત્યારે બંને પાણી પાસે આવી ઉભા. પોલની નાવડી જરાક ઊંડા પાણીમાં હતી, તેથી પોલ વિચાર કરતો પાણીમાં પગ બોળી પાછો આવી રેતીમાં ઊભો. પણ પરશુએ પોલને હાથમાં લઈ કેડ ઉપર બેસાડી ઊંચકી પાણીમાં ચાલ્યો, અને નાવડી પાસે લઈ જઈ સુકાનના પાટિયા પર બેસાડયો. પણ ત્યારે આ દૃશ્ય જોતા આવતા પાદરીઓ અને ખલાસી આવી પહોંચ્યા અને બોલ્યા.

'જવાનને પણ હરાવી દે એવો આ જવાન બુઢ્ઢો છે'

નાવડી કાંઠા પરથી ઉપડી ત્યારે પરશુએ નાવડી સામે મીટ માંડી અને તે ઉંચટે આહામાં આવી ઊભો. પેલા વર્ગાક આગળ નદીમાં ને ભેખડમાં અદૃશ્ય થતી હોડીને, હાથ ઊંચો કરી જાણે તેણે છેલ્લી વિદાય આપી. પણ વળાંક નાવડીને સંતાડી બેઠો, ત્યારે તે પાછો વટાવી તાપીની ભેખડ પર આવ્યો. અને ક્ષિતિજમાં નજર નાખી પણ તે નાવડી ન દેખાણી ત્યારે તે છાપરે આવ્યો.

થોડીવારે પાદરીઓ તરફ ફરી પોલ બોલ્યો, 'કેવો મજાનો આજનો આ અનુભવ ! કેવો રહસ્યમય બુઢ્ઢો ભીલ ! તમે નિરખ્યું, કેવા ઉત્સાહથી તે પ્રભુના સ્તવન ઉચ્ચારતો હતો !'

બેદરકારીથી એક પાદરીએ જવાબ આપ્યો, 'હા. મને તો લાગે છે કે એનો તો તે માત્ર બાહ્ય આચાર જ હતો.'

'ના, ના. તમે ભૂલો છો. એની પ્રગાઢ મમતા અને ભાવના સ્પષ્ટપણે એના ઉચ્ચારણમાં વ્યક્ત થતી હતી. 'અમને મુક્તિ આપ અને અમારા પાપ ભૂંસી જા.' તે કઈ રીતે બોલ્યો તે તમે નિરખીને જોયેલું ? શું માત્ર તેમાં શબ્દોનું પુનઃઉચ્ચારણ હતું ? ના, શબ્દોનું ઉચ્ચારણ એ સ્તવનમાં અગત્યનું નથી. માત્ર ભાવના-નિષ્ઠાપૂર્વક ઉચ્ચારેલ શબ્દો, હૃદયની ઊર્મિઓ.'

પાદરીને આમાં કશો ય રસ ન હોય તેમ તેણે બગાસું ખાધું અને આળસ મરડી. અને થોડીવારે તે બોલ્યો.

'શું બુઢ્ઢા ભીલના મનમાં એ જ અભિપ્રેત હતું ?' પાદરીને ધર્મગુરૂ કે બીજા સાથી પાદરીએ આનો જવાબ ન આપ્યો, પણ પોલ આગળ બોલ્યો, 'એનાં વેણેવેણમાં શુભનિષ્ઠા હતી. પ્રભુ માટેનો ભર્યો ભર્યો આદર અને પ્રેમ હતો. અને શું તે જડ માનવ જેમ આ બધું કરી રહ્યો હતો ? ના. કેવો મજાનો માનવ ! શી એની મીઠાશ, ભલાઈ અને શુભ ભાવના ! અને માટે જ ધરતીના ખોળે જીવનારને આપણે ભગવાનના માણસ કહીએ છીએ તમને આવા માણસોનો કયાં ય જોટો જડશે ખરો કે !'

પાદરી મરકીને બોલ્યો, 'સાહેબ, એનાં આંખ-ણામાં પેલી મુરઘીના બચ્ચાં આથડતાં હતાં ને ! તેના જેવો તે નિર્દોષ છે. આખા ગામમાં સમ ખાવા જો એકાદ પણ વાંચીલખી શકતું હોય તો ! એ લોકો તો ભીલ...જંગલી...જડ, એમણે આખી જીંદગીમાં કદી ય ભગવાન ઈશુ માટેનું કશું ય સાંભળ્યું નથી. અને તેમને ધર્મનું ભાન નથી.' પોલ તેમની સામે તાકી રહ્યો, પણ તે કશું ય ન બોલ્યો.

ગામના છાપરાથી તેઓ ઠીકઠીક દૂર નીકળી ગયા. ઘનઘોર કાળા ડીબાંગ વાદળાઓ રાતના ચાંદરડાંના ફરતો ઘેરો ઘાલી અંધારાના સામ્રાજ્યના સૈનિકો બની આકાશના ખુલ્લા મેદાનમાં રાવટીઓ



તાણી પડયાં હતાં, નાવડીના માનવીઓ નાવડા પર જ પાથા રહ્યા. સૂવા માટેની તેઓ તૈયારી કરવા લાગ્યા કેમકે આજે તેઓએ ઘણો પરિશ્રમ કર્યો હતો.

પોલને સૂતાં માંડ કલાકેક થયો હશે. પણ તરત જ પોલને એક પાદરી ઢંઢાળવા માંડયો, જગાડયો, અને બોલ્યો, 'આમ સુકાન તરફની દિશામાં આવો, જલદી...આમ. કોઇ અદ્ભૂત ચમત્કાર બની રહ્યો છે. જુઓ નદીમાં પ્રકાશ તરે છે. અમે એનો પાર પામી શકતા નથી કે પાણી પર શું તરી રહ્યું છે.'

'પ્રકાશ!' ધર્મગુરુએ પથારીમાંથી ઊભા થતાં આશ્ચર્યભાવે કહ્યુ

'સાચે જ પ્રકાશ! પાણી પર તરતો પ્રકાશ.' પાદરી ફરીવાર બોલ્યો. 'પણ જલદી. કૃપા કરીને આમ જલદી પધારો. ખલાસીએ તમને બોલાવવા જ...'

જ્યાં ધર્મગુરુ પોલ તુતક પર આવી ઊભો રહ્યો ત્યાં તેણે આંખે દુરબીન લગાડી દૂર જોયું. સરસરાટ કરતો પીળો લાલાદાર ને ચમકદાર પ્રકાશ ઝપટભેર પાણી પર લસરતો તેને બસો અઢીસો કદમ દૂર દેખાયો.

'આશ્ચર્ય! આ શું?' પોલને પણ આશ્ચર્ય થયું. પોલને ઘેરી વળીને પાદરીઓ અને ખલાસી ઊભા. અને પ્રકાશની દિશામાં તેઓ તાકીને ઊભા.

'આ શું હશે!' પોલ જરા ધીમા અને કર્કશ અવાજે બોલ્યો. આ દશ્યથી તે સ્તબ્ધ થઇ ગયો, અને બોલ્યો, 'સાંજવાળો બુઢ્ઢો ભીલ. એના માથાનાં ધોળાં રૂ જેવા વાળ, તમતમતો શ્યામ ચહેરો, ધોળી મૂછો, અને શ્વેત ભમરો. ચમકતી આંખો. એનો પાણીની સપાટીથી ઊંચે રાખેલ જમણા હાથમાં દીવો. તમને એવું નથી લાગતું કે જાણે એ પાણીમાં ચાલતો ન હોય!' એણે માથું ધૂણાવ્યું અને તે દઢપણે બોલ્યો, 'પાણી પર કોઈ જ ન ચાલી શકે અને ન જ ચાલી શકે તો તો તે એક અજાયબી જ લેખાય.' પણ તેના કંઠમાં અને મોં પર આ પ્રકારની સ્પષ્ટ અશ્રદ્ધા હતી.

'આને ચમત્કાર ગણો કે ન ગણો. પણ હું તો જે જોઉં છું તે જ તમને કહું છું.' બોલી ખલાસીએ પોલ પાસેથી દૂરબીન લઇ તેની આંખો પર મૂક્યું. 'જુઓ આ માણસ આપણી કને...જોતજોતામાં...તે આપણી ગમ જ આવે છે. જુઓ.' બોલી એણે આંખો પરથી દૂરબીન દૂર કર્યું

પ્રકાશ આમથી તેમ ડામાડોળ પાણી પર ઘુમ્યા કરતો હતો. જાણે કે માનવના એક હાથમાંથી બીજામાં તે બદલાયે જતો હોય. ખલાસીએ દૂરબીન આંખ પરથી લઇને જ્યાં પાદરીના હાથમાં મૂક્યું ત્યાં જ તે બોલી ઊઠયો, 'હું કહેતો'તો તેવું જ— કોઇ માણસ પાણી પર ચાલી...પાણીમાં...એ તો પેલા ભગત. આજે સાંજે આપ સાહેબને ઉંચકીને નાવડીમાં બેસાડી ગયો તે સંતપુરુષ...'

અદબવાળીને છાતી પર બે બાવડાંનો 'ક્રુસ' કરતો પોલ બોલ્યો, 'પ્રભુ તેનું કલ્યાણ કરે.'

'પાંચદસ મીનીટમાં તે અહીંઆ આવ્યો જાણો.' ખલાસી બોલ્યો. 'ચીલઝડપે તે આપણી તરફ આવી રહ્યો છે.'

અને ત્યાં તો બુઢ્ઢો ભીલ નાવડાની નજીક તરતો આવી ઊભો. મરઘ પકડી ઉંડો મારી તે નાવડીના કૂવાથંભ પાસે આવી પડયો.

પાદરીઓને મન આ ચમત્કાર ભારયો. તેઓ ઘૂંટણીએ પડયા, પેલો ખલાસી પણ આ વાતાવરણમાં પાદરીઓનું અનુકરણ કરવા લાગ્યો. ધર્મગુરુ પોલ ભયભીત અને કિંકર્તવ્યમૂઢ બની ઊભો રહ્યો.

પેલો સંતપુરુષ પોલ તરફ આગ્યો, અને હાથ લાંબાટૂંકા કરીને એણે વાત શરૂ કરી. 'મોટા! મોટા! તમને ઉંઘમાંથી જગાડી જરાક ખલેલ પાડી છે. પણ તમે, અમારા ગામથી ગયા, ત્યાર કેડે અમ-ધાતમાં જ તમે મને જે મીઠું ભજન (સ્તવન) શિખ-વાડ્યું હતું તે હું ભૂલી ગયો. ઘણું યાદ કરું પણ મનના કોઠામાંથી બા'ર ન આવે. હવે આવે...પણ





ધરાર હોઠે ન આવ્યું તે ન જ આવ્યું. તમને અનારે ન ઝાલી પાડું તો પછી આનો પત્તો ક્યારે ખાય? હું કેટલો બેદરકાર કે તમે જે કાંઈ શીખવ્યું તે હું ભૂલી બેઠો! ત્યારે જ હું આંયા આવ્યો...તમે મને જરાક ઉપાડનું વેણ...એક જ વાર...'

'મને શરૂઆત તો આવડે છે. જાણે મારી જીંદગીભરના સાથી થવા જ તે આવ્યા હોય તેમ મને ઉલ્ટા વેણ પણ સાંભરે છે. મારા ખોળિયામાં આરંભ અને અંતના વેણ જડાઈ ગયા છે...પણ વચલા વેણ છટકી... '

'મને બરાબર સાભરે છે, 'પિતા, તું સ્વર્ગમાં વસે છે. તારું નામ સંત છે. તારું સામ્રાજ્ય સારી ય પૃથ્વી પર પ્રવર્તો. જેવું સ્વર્ગમાં તારું શાસન છે તેવું જ પૃથ્વી પર થાવ.' અને પછીમા મને યાદ છે. 'અમને મુક્તિ આપ અને અમારા પાપ ભૂંસી જા' અને અંતમાં તો 'અમને પ્રલોભન તરફ ન આકર્ષ' પણ અમને દુષ્ટતામાંથી મુક્તિ આપ. કેમકે સર્વ સ્થળે તારું જ સામ્રાજ્ય છે. સર્વ સ્થળે તારી જ સત્તા છે. અને સર્વ સ્થળે તારો જ પ્રકાશ છે. અસ્તુ.'

'પણ પણ વચમાં...વચમાં હું કશું ક ભૂલી ગયો. વચમાં શું આવે છે, તે તમે નહીં કહો?'

ધર્મગુરુ પોલ આશ્ચર્ય અને ભયથી બોલ્યો, 'પણ તું અહીં કેમ કરીને આવ્યો! પાણી પર તું ચાલી કઈ રીતે શકે?'

'અરે, કેટલી સહેલી છે એ વાત!' ધરડો. પગલું મરકી પડ્યો. 'પાણી સાથે ગમે તે રમત કરી શકે. તમે જેનામાં શ્રદ્ધા અને પ્રેમ મૂકો, તે સૌ તમારા પ્રત્યે પ્રેમ અને શ્રદ્ધા રાખે છે. અમને પાણી માટે પ્રેમ છે, માટે પાણીને અમારા માટે. આ તાપીનું પાણી અમારી ચિંતા રાખે છે. માછલાં લાવી આપે છે. પાણી અમારા કાજે ચોકખું રહેવાની ચિંતા વેંઢારે છે. અમારા માટે પ્રેમ છે, માટે ખારૂં થતું નથી. કોઈપણ બીક આથી શીમડો લઈ આખી તાપી પર ધુમે છે. પણ તમે મને પેલું મીઠું ભજન નેં શિખવો! ભમવાને એમના વા'લાને શિખવ્યું તે.'

ધર્મગુરુ પેલે માથું ધૂણાવ્યું અને જાણે પોતાની જાતને સંબોધતો હોય તેમ બેઠા સાદે બોલ્યો, 'હું હવે માનવા તૈયાર નથી કે હું તને ભગવાન ઈશુ માટે કાંઈ વધુ શિખવી શકું. તું ઘણું ઘણું જાણે છે. હું માત્ર એટલું જ ઇચ્છું કે—'*

---

*ફ્રેંક હેરિસની 'ધી હોલી મેન'ની વારતા પરથી



## સાભાર સ્વીકાર

જાતે મજુરી કરનારાઓને (નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; ચાર આના)

ટોલ્સ્ટોયે રશિયાના ખેડૂતોને સમાજવાદીઓની શિખવણીમાં ન ફસાવાની અને પોતાનાં દુઃખોના ઉપાય શોધવાની સલાહ આપવા લખેલા નિબંધના શ્રી. નરહરિ પરીખે કરેલા અનુવાદની બીજી આવૃત્તિનું પુનર્મુદ્રણ.

આંધળાનું ગાડું ( પ્ર. એ જ; ચાર આના )

અજ્ઞાન એજ અંધાપો છે એ બતાવતા શ્રી જુગતરામ દવેના નાનકડા નાટકની ત્રીજી આવૃત્તિનું પુનર્મુદ્રણ

અનાસક્તિ યોગ ( પ્ર. એ જ; આઠ આના )

ગાંધીજીએ કરેલા ગીતાના અનુવાદની કાકા કાલેલકરે તેમાં વિષય પરત્વે પદ અધિકરણો પાડી ક્યાંક નોંધો ઉમેરી સંપાદિત કરેલી સુધારેલી બીજી આવૃત્તિ.

# ઘાતકી પ્રાણીઓમાં અનોખી ખાસીયત ધરાવનાર રીંછ

લે. પ્રધુમન કંચનરાવ દેસાઈ

રીંછને કેટલેક ઠેકાણે ભાલુનું નામ આપવામા આવ્યું છે. જંગલમા આ પ્રાણીને જોવા ઘણા થોડા માણસોને મોકો મળ્યા હશે પણ મોટા પ્રાણીસંગ્રહાલયમા તો આપણા હિન્દમાં વસતી ચારે જાત જોવા મળે અને શહેરમાં કેટલાક મદારીઓ પાસે આપણે ત્યા ગુજરાતમાં અને આખા હિન્દમાં તમામ અનુકુળ વનમાં વસવાટ કરવાવાળું રીંછ નાચતાં અથવા કુસ્તી કરતાં તો ઘણાએ જોયું હશે.

બીજાં પ્રાણીઓ રીંછની જેમ પોતાના પાછલા પગ ઉપર ઉભા રહી શકતાં નથી પણ રીંછ તો જ્યારે સામનો કરવાનો હોય અને કાંઇ વહેમ પડી જાય ત્યારે તરત જ પોતાના પાછલા પગ ઉપર ઉભું થઇ જાય છે આવી રીતે ઉભુ રહીને તે ચાલી પણ શકે છે. રીંછ જ્યારે તેના ચારે પગ ઉપર ચાલતું હોય ત્યારે તે પોતાનું આખુ શરીર ઘોળતુ હોય એમ ચાલે છે. તેના પગનીશાનનું અવલોકન કર્યું હોય તો તે પગનીશાન માણસના પગનીશાન સાથે ઘણી રીતે મળતાં આવે છે. તેમા આગળ તેના લાંબા નહોરના નીશાન તો જરૂર દેખાય છે

અખબારોમાં ઘણી વખત એવા સમાચાર જોવા મળે છે કે ઉંચા બરફ આચ્છાદિત ડુંગરા ઉપર વસતા માણસના પગનીશાન દેખાયાં છે. પણ વૈજ્ઞાનિકો એમ માને છે કે તે પગનીશાન બરફમાં વસવાટ કરવાં વાળા રીંછના પડે છે કારણ કે રીંછ જ્યારે ચાલે છે ત્યારે તે પોતાનો આખો પગ જમીન પર મુકતાં નથી પણ પેની ઉંચી રાખે છે. આવાં પેની ઉંચી રાખી ચાલનારાવાળાં રીંછમા આર્કટીક પ્રદેશમાં વસવાટ કરવાવાળા સફેદ રીંછ અને હિમાલયમાં વસવાટ કરવાવાળા લાલ રીંછનો સમાવેશ થાય છે;

આધુનિક વૈજ્ઞાનિકોએ આ પ્રાણીને કુતરાના કુટુંબમાં મુક્યું છે. જો કે પહેલી દ્રષ્ટિએ તેને અને કુતરાને જરાય સંબંધ હોય એમ લાગતું નથી, છતાં જાણે સૈકાઓ જુના ચારેપો આવું સમપણ નક્કી કરી આપે છે અને કુતરાં તથા રીંછ એક જ વડવામાંથી ઉતરી આવ્યાં હશે એમ બતાવી આપે છે. પણ જુદાં દેખાવાનું કારણ તો તેઓ બન્નેની રહેણીકરણી, જે તેઓ બન્નેના દૂર દૂરના પરદાદાઓએ અલગ કરી દીધી અને ધીરે ધીરે આ બન્ને પ્રાણીઓનાં શરીરના ઘાટ જુદા પડી ગયા. કુતરાઓનાં વડવાઓએ શિકાર કરી જીવનનિભાવ કર્યો એટલે તે શિકારની પાછળ પોતાની દોડવાની ઝડપ અને દમ રોકતાં શીખ્યા, તેના પંજા જમીન બરાબર પાડી શકે એટલા માટે ડાબડી જેવા અને બુઠ્ઠા નખોવાળા થયા. જ્યારે ઝડપને માટે લાંબા અને પાતળા અને મજબુત પગો થયા. જ્યારે રીંછના વડવાઓએ પોતાનો નિર્વાહ તેથી ઉલટી રીતે કર્યો. તેઓએ ઘાસ, મુળીયાં, રોપાઓ, ફળો તથા જીવાત અને મળી જાય તો માંસ ખાવાનું રાખ્યુ આ જાતનો ખોરાક મેળવવા માટે ઝડપી ગતિ અને ફરનિયાળ શરીરની જરૂર ન પડે એથી તેના પગ અદ્ધર ચડવા અને ખોદવા માટે ઉપયોગી થાય તેવી રચના થઈ. આ પગોને લઈ રીંછના ભારે વજનદાર શરીરને ડુંગરાના ખડકો અને વૃક્ષની ચઢાઇ કરી શકે એવા જાડા પગ અને અંદર વળતા પંજા હોય છે જેથી તેનાથી ચડો અને ખડકોને વધારે સહેલાઈથી બાઝી શકાય અને તેમાં લાંબા નખોએ ખોદવામાં તથા ચઢાઇમાં ઘણી મદદ કરી આપી. ઉપર બતાવેલી રચનાથી રીંછને ઓળખતાં મુશ્કેલી પડતી નથી. તેનું મોટું માથું અને તેમાં ઝીણી ઝીણી આંખો તથા ગોળ કાન, જાડા પગો ઉપર વજનદાર દેહ અને જડીયાં જેવા લાંબા વાળમાં છુપાઇ રહેતી પુછડી આવેલી હોય છે. આ બધાં તેનાં બહારના દેખાવ છે. રીંછના પાંચ આંગળવાળા ટુંકા અને જાડા પંજામાં લાંબા અને પાછા ન ખેંચી શકાય એવા નહોર આવેલા છે. આ બધાં નખનો ખોરાક શોધવામાં રીંછને ઘણા જરૂરી છે

સૌરાષ્ટ્રમાં આ પ્રાણી કોઇ વખત થતું હોય એમ જાણવા મળ્યુ નથી. દક્ષિણ અને ઉત્તર ગુજરાત, રાજપીપળા, ધાર, દાંતા અને આબુમાં તેઓનો વસવાટ છે. અને હિંદમાં હિમાલયની તળેટીથી કન્યા-





કુમારી સુધી આપણુ રીંછ જોવામાં આવે છે.

વરસાદ અને ગરમીથી રક્ષણ મળે એવા ડુંગરાના ખડકો, નાની ગુફાઓની સમવડ અને રખડવા માટે પુરતા પ્રમાણનું વન અને જેમાં પુરતો ખોરાક મેળવી શકે એવી જગ્યા મળી જાય એટલે રીંછ ત્યાં વસી જાય છે. બીજાં ઘાતકી પ્રાણીઓની માફક રીંછ પણ નીશાચર પ્રાણી છે. સૂર્યાસ્ત સમયે પોતાની આખળી છોડે અને સવાર પડતાં પાછા આવી જાય છે. રાતને વખતે ખોરાક મેળવવા ફરતાં દરેક પ્રાણી માટે એ તો દેખીતું છે કે જ્યારે વાદળીયો દિવસ હોય, ઠંડી હવા હોય, વરસાદના દિવસ હોય તો રીંછ પણ બીજાં નીશાચર પ્રાણી માફક દિવસે રખડતાં માલુમ પડે છે વળી એવુ પણ બને છે કે જે વન મણુસોની હરફર વિનાનું હોય તે વનમા પણ કદાચ રીંછ દિવસે ફરતા હોય છે. ફળો અને જીવાત એ તેનો મુખ્ય ખોરાક છે. પણ ભુખ્યુ રીંછ સડેલા માંસનો ઉપયોગ કરી લે છે તેના ભારે દેહને પોષણ મળે તે માટે તે ખોરાકની શોધમાં ઘણું રખડે છે અને મહેનત પણ કરે છે.

વળી એટલું પણ ખરૂં કે જેવી ઋતુ તેવો આ પ્રાણીનો ખોરાક હોય છે. ઉનાળામા આપણાં જંગલી વૃક્ષો ઉપર ફળો પાકે છે. આ ફળો જેવાં કે રેઠા, અને એવી જાતનાં બીજા ફળો, કેરી જાબું વિગેરે જાતના ફળોની આ મોસમ છે અને રસાવળ પણ આ વખતે ઘણો હોય એટલે મધમાખીઓ પોતાના પુડામાં ખુબ મધ જમા કરે છે તેમાં આપણા જંગલની મોટી મધમાખી જેને અંગ્રેજીમા ડોરસાટાના નામથી ઓળખવામાં આવે છે, તેના મોટા પુડા પથ્થર નીચે લટકતા હોય અને નાની મધમાખી જે અગ્રેજીમા ઇંડીયનબી તરીકે ઓળખાય છે તે મધમાખીના પુડા ઝાડા થડની પોલમાં થાય છે, આ પુડા ખાવા રીંછ કાં તો વૃક્ષ ઉપર ચડી જાય અથવા તો ડાળી હલાવી નીચે પાડી દઇને નીચે આવી ને ખાય અને ફળોને પણ આ પ્રમાણે કાંતો ઉપર ચડી અથવા હલાવીને નીચે પાડી પછી શોધી શોધી ખાય છે. ચોમાસામાં જીવાતનો ઉપદ્રવ થાય તે વખતે તેઓ વૃક્ષની છાલમાંથી, સુકાઇ ને સડી ગયેલાં લાકડાંમાંથી કે પથ્થર નીચેથી કે એવી ચીજો ઉથલાવી નીચે સંતાઇ રહેલા કીડા ખાય છે. પણ આ વખતે ઉધ્ધી તેઓનો ખાસ ખોરાક છે કારણ કે આ પ્રાણીનો વસવાટ હોય ત્યાં ખોદેલા રાફડા ઘણા જોવામાં આવે છે. સુકાઇ ગયેના પાદડાંના ખાતર નીચે મામણમુંડા નામના કીડા, ગોબરમાં વસવાવાળા ભમરા તથા મોટા કાળા ભમરા જે રાતના ઉડે છે તે તમામને ખોદી લઇ ખાય છે. શીયાળામા આ બધી વસ્તુઓની અછત દેખાય ત્યારે રીંછડાં માણસોની વસાહતો પાસે આવી વસે છે જે વખતે તેઓ શેરડી અને મકાઇના પાકને જબરૂં નુકશાન પહોંચાડે છે અને જ્યાં તાડનાં વૃક્ષ છેદીને તાડી પાડવામાં આવતી હોય ત્યાં તો રાતના તે વૃક્ષ ઉપર ચડી તેના બાંધેનાં ઠામમાંથી તાડી અથવા તો નીરો બહુ શોખથી પી જાય છે. આ વખતે બોર પકવાની ઋતુ. તેની સાથે મહુવડાંનાં ફુલ પાણીને જમીન ઉપર ખરીને પથારી માફક પથરાઇ રહે છે. આ ફુલો ખાવા બીજાં ઘણાં પ્રાણીઓ સાથે રીંછડાં પણ આવી પહોંચે છે.

આ બધો ખોરાક શોધવા રીંછ પોતાની ગંધ પારખવાની શક્તિનો ઉપયોગ કરે છે એ ઉપરથી સમજી શકાશે કે ઘ્રાણેન્દ્રીય આ પ્રાણીમાં મોટો ભાગ ભજવે છે. કાન અને આંખની મર્યાદા ઓછી હોય છે કારણ કે તેના કદ કરતાં આંખો ઘણી નાની એટલે જ્યારે તેને કોઇ વહેમ પડી જાય કે તરત જ પોતે વધારે દુર જોઇ શકવા માટે પાછલા પગ ઉપર ઉભું થઇ આમ તેમ માથું ફેરવી તે શું છે તે નક્કી કરવા જુવે છે. આ પ્રાણીના ડાચાં અને નાક આસપાસ જે મુછના વાલ રહે છે કે જે વાલથી આકૃતિને જાણી લે છે તે મુછ બીજાં ઘાતકી પશુઓ કરતાં બહુ નજીવા ઉપયોગવાળી હોય છે. કારણ કે આપણે ઉપર જોયું તેમ તેઓ ઘ્રાણેન્દ્રિયથી જીવનચર્યા કરવાવાળાં અને બીજી લગભગ તમામ ઇન્દ્રીયોમાં નબળાં હોવાને અંગે બીજાં પ્રાણીઓ કરતાં રીંછ જલદી ચુકારો લઇ લેવામાં સમર્થ નથી એટલે

કઇ વખતે તે શું કરી બેસશે અથવા કેવી રીતે સામનો કરશે એ કહેવું મુશ્કેલ બને છે. એ તો જેમ તેના વડવા વર્તતા આવ્યા છે એમ જ અત્યાર સુધી વર્તી રહ્યાં છે. જો કેળવીને કામ લીધું હોય તો તેની બુદ્ધિ તરત જ બહાર આવે છે એ તો આપણે તેને સરકસ અથવા મદારી પાસે જ્યારે કામ કરતાં જોઈએ છીએ ત્યારે ખબર પડે છે.

પોતાની ભૂખને શમાવવા રીંછો ઘણો લાંબો પંથ પોતાની ધીમી અને આડીઅવળી ચાલથી કાપે છે. એમાં જો ભાગવાની જરૂર પડે તો આ પ્રાણીનું શરીર ભારે હોવા છતાં ધારીએ તેનાં કરતાં ઘણું ત્વરાથી ઉતાવળું દોડી શકે છે. અને તરવામાં પણ તે કાબેલ છે.

જમીન ખોદીને તેઓ ખોરાક શોધી કાઢે છે. આ કામને માટે તેઓના લાંબા નખ જે તેના આગલા પગોમાં ખાસ વધારે લાંબા હોય છે તેનો ખાસ ઉપયોગ કરે છે. અને જ્યાં ખોદીને કાઢવાની મુશ્કેલી દેખાય ત્યાં તેઓ પોતાનો શ્વાસ પાછો ખેંચીને દરડાંમાં સરાઇને બેઠેલી જીવાતને ખેંચી કાઢે છે. આ બાબતનું અવલોકન તો કોઇ પ્રાણી સંગ્રહાલયમાં રીંછ હોય અને કોઈ નળીમાં ખાવાનું મુકયુ હોય તો તે કેવી પાછી ફુંક ખેંચીને તમામ ખોરાક મ્હોંમાં લઇ લે છે તે જોઇએ ત્યારે કરી શકાય છે. આ કામ માટે પ્રકૃતિએ તેના હોઠ જ એવા પ્રકારના બનાવ્યા છે કે તેના પેઢાથી તે અલગ છે, આ કારણથી તે તેના હોઠને લંબાવીને શ્વાસ સખત રીતે પાછો ખેંચવામાં સગવડ કરી આપે છે. જ્યારે લાલ રીંછના હોઠ આપણાં રીંછની જેમ સાવ છુટા નથી હોતા. આવી કારીગીરીથી તેઓ ઉદ્યીને તેના દરમાંથી ખેંચી લે છે. પહેલાં તો સખત ફુંક વાપરી આસપાસની તમામ માટીને ઉડાડી દે પછી રાફડાના કાણાંમાં મ્હોં ગખી પોતાના ઉપલા હોઠને નાક આડો રાખી અંદર શ્વાસ ખેંચે એટલે ઉદ્યી મ્હોંમાં આવી જાય અને ધુળ માટી નાકમાં ન જાય આ કામ કરવામાં સ્હેલાઇ થાય તે માટે તેના ઉપલા જડબામાં વચ્ચેના બે દાંત નથી અને તાળવું પણ અંદરથી ગોળ વળેલું હોય છે. અને કાણામાં સંતાઇ રહેલા જીવડાંને આમ શ્વાસથી ખેંચી લેવામાં તે એક જાતનો રસ લે છે.

પગના જાડાં તળીયા અને લાંબા નખો હોવાથી તેને ઝાડ ઉપર ચઢવું બહુ ફાવે છે. અને જાડી ડાળી ઉપર સહેલાઇથી પકડ આવે એટલે તેના આગલા પગો અંદર પડતા હોય છે. આવો અંદર પડતો વળાંક તેના બચાવ માટે પણ સરસ હથીઆર બની રહે છે. આથી ફેરવીને થાપો મારે છે ત્યારે તેના નખો કારી જખમ કરી દે છે.

આપણે એ તો જાણ્યું કે રીંછનો ખોરાક જુદો જુદો છે. આ ખોરાક ચાવવાને તેને તેનાં સગાં કુતરાં જેટલા જ દાંત હોય છે. પણ તે દંતાવલિ પ્રકૃતિએ તદ્દન જુદા આકારની બનાવી છે. એટલે તેની દાઢો અણીવાળી હોવાને બદલે ઉપરથી સપાટ હોય છે આ કારણથી તેને મુળીયાં અને રેસાવાળી વનસ્પતિ ચાવવા માટે અનુકુળ રહે છે.

આ કુટુમ્બનું ખરૂં ર્‌હેઠાણ ઉત્તર ગોલાર્ધ છે કે જ્યાં દરેક પ્રદેશમાં તેને અનુકુળ જાત વસે છે. આર્કિટક પ્રદેશમાં પોલરબેર થાય છે. તેની દક્ષિણે હિમાલયમાં હિમવાળા પ્રદેશમાં બરફનું રીંછ અથવા લાલ ભાલુ વસે છે અને ત્યાં કાળું રીંછ પણ વસે છે. વળી તેની દક્ષિણે આગળ વધીએ એટલે આપણે ત્યાં વસતું રીંછ મળી આવે છે. તે સિવાય બર્મા અને મલાયામાં પણ એક રીંછની જાત વસે છે. હવે આપણે ઉપર કાળું રીંછ જોયું તે રીંછ બરફવાળા અને તેનાથી નીચે સુધી બન્ને જગ્યાએ અનુકુળ બનવામાં માન્યું છે. જ્યાં જેવી જગ્યા ત્યાં તેનો વસવાટ રીંછોએ કર્યો છે. પોલરબેર (રીંછ) પોતાનું જીવન કંઇક પાણીમાં અને કંઇક જમીન પર વિતાવે છે અને લાલ રીંછને સાવ ચાવક ડુંગરા અને વનોમાં પણ વસવું ગમે છે. જ્યારે કાળાં રીંછ, અને બર્મા તથા મલાયામાં વસતાં રીંછો તો વનોને જ પોતાનું ઘર માને છે.

આર્કિટક પ્રદેશ બરફ આચ્છાદિત હોવાથી ત્યાં વસતા પોલરબેરનો રંગ સફેદ હોય છે. લાલ રીંછનો





રંગ આછો કથ્થાઈ હોય છે કારણ કે તે બરફમાં વસે છે અને જંગલમાં પણ આવી જાય છે. બાકીનાં રીંછનો ખાસ રંગ તો કાળો જ હોય છે. રીંછના ઉપરના વાળ તેની ઋતુ અને જગ્યા ઉપર વધારે આધાર રાખે છે. તેમા શિયાળામાં ખાસ ફરક દેખાય છે, જે વખતે તે બહુ ઘાટા અને લાંબા થાય છે.

શિયાળામાં ખોરાકની જ્યાં તાણ પડે છે ત્યાં રહેવાવાળા રીંછ પોતાનો જીવન તરવરાટ છોડી દે છે અને કોઇ ગુફા કે એવી શાન્તિવાળી જગ્યા શોધી તેમાં તે ઉંઘમાં પડી જાય છે. આવી નીંદર લગભગ મરણ અવસ્થા જેવી હોય છે. શરીરની ક્રિયાઓ બહુ મંદ પડી જાય છે અથવા તો લગભગ સ્થિર થઇ જાય છે. તેના હૃદયની ગતિ સાવ ધીમી પડી જાય છે અને ગરમીનું પ્રમાણ સાધારણથી બહુ ઓછું થઇ જાય છે. શિયાળો આવવા પહેલાં આવી નીંદરમાં પડી જનાર દરેક આંચળવાળાં પ્રાણીઓ ચરબીથી ભરાઇ જાય છે. આનું એક કારણ જ્યારે ખોરાક પુષ્કળ મળે ત્યારે અકરાંતીયા થઇને ખાઇ લેવાનું હોય છે. એ ચરબી આવી નિંદ્રામાં શરીરને પોષણ આપે છે એમ મનાય છે. આમાં સત્ય નથી પણ જ્યારે શરીરની તમામ સ્ફૂર્તિ ઓછી થાય ત્યારે ભૂખ પણ ઓછી લાગે આથી શક્તિનો બચાવ થાય.

ઉપલી વાતો બરફમાં વસતાં રીંછોની છે હિમાલયનાં કાળાં રીંછો શિયાળામાં બરફ પડતા પ્રદેશ છોડીને નીચે ચાલ્યાં આવે છે. આથી તેઓ શિયાળામાં ફરતાં હરતાં રહે છે. આપણે ત્યાં થતાં રીંછને આવી નીંદ્રાની જરૂર જ નથી પણ ગરમી અને વરસાદમાં તેઓ થોડા આળસુ બને છે. આ રીંછ શિયાળામાં ખુલ્લામાં જેવું કે લાંબું ઘાસ અથવા તો છાંયામાં પડે છે. પણ ગરમી અને વરસાદમાં તે સુવા માટે ગુફા કે બાંત શોધે છે. કારણ કે આવી ગુફામાં ગરમીનું પ્રમાણ બહારની ઠંડીમાં સરખું રહે છે. જેથી વરસાદ અને માખીઓના ત્રાસથી પણ બચી શકાય છે.

ઉનાળામાં તેને પાણી વગર ચાલતું નથી એટલે તેની શોધમાં તે ઘણે દૂર જાય છે અથવા સુકાઈ ગયેલાં નદીનાળાંમાં પાણી કાઢવા માટે ખોદે છે.

રીંછને અવાજ કરવાની કેટલી શક્તિ છે તેની માહિતી ઘણી ઓછી છે. તેઓ એકબીજા સામે ઘુરકી શકે છે અને નાકમાથી શ્વાસના અવાજ કરી શકે છે. જ્યારે ખોરાક શોધતાં હોય ત્યારે બબડીયાં, છીંકોટા નાંખે છે અને ઘાયલ થાય ત્યારે મોટો શોર કરી મુકે છે પ્રજનન વેળા આપણાં રીંછ વાંસો અવાજ કાઢે છે અને મા પોતાના બચ્ચાંને પણ અવાજ કરી બોલાવે છે.

પ્રજનન કાળમાં અને બચ્ચાં હોય ત્યારેજ રીંછ ભેગાં વસે છે. તે સિવાય તે એકાકી જીવન જીવે છે. ઠંડા મુલકમાં વસનારાળાં રીંછ ઉનાળામાં ભેળાં થાય અને શિયાળામાં બચ્ચાં આપે છે ગર્ભાધાન લગભગ આઠ મહિનાનું હોય છે. સાધારણ રીતે બે કે ત્રણ બચ્ચાં એક વીંયાજણ મા આપે છે. આ બચ્ચાં જન્મે છે. ત્યારે વાળ વિનાનાં અને આંખો વિનાનાં જન્મે છે. આવી હાલતમાં તેઓ લગભગ ત્રણ અઠવાડીયાં રહે છે. જ્યારે હરવા ફરવાની શક્તિ આવી જાય ત્યારે તેઓ તેની મા સાથે ફરવા નીકળે છે. તેઓના બાપને તેઓની જરાય દરકાર નથી હોતી અને મા તેઓનું ઘણું સંભાળપૂર્વક જતન કરે છે અને જોરદાર બચાવ કરે છે. એ વખતે તે ખુબ નીડર અને ઘાતકી બની જાય છે. આપણાં રીંછનાં બચ્ચાં પુખ્ત તાકાત વાળાં થાય છે ત્યારે તેઓ પોતાની માતાની પીઠ ઉપર સવાર થઇને ફરે છે કે જો માદા પોતાના બચ્ચાં સાથે જતી હોય તો ખબર પણ નથી. પશુની જેમ વાદરાંના બચ્ચાં છાતીએ ચોટે છે તેમ રીંછના બચ્ચાં પીઠ ઉપર ચોંટી રહે છે. અને માતા તેઓને બેથી ત્રણ વરસ સુધી સાથે ફેરવે છે.

આ રીંછની મ્હોનાળ લાંબી અને નીચલો હોઠ વધારે આગળ પડતો લાંબો લાંબા લાંબા જટીયાં, છાતી વચ્ચે V આકારનું સફેદ ધાબું, આગલા પગના નખો લાંબા, દાંતનો રંગ સફેદ અને આખા શરીરનો રંગ કાળામાં થોડા કથ્થાઇનાં મિશ્રણવાળો હોય છે. અંગ્રેજીમાં આ રીંછને The Sloth Bear કહેવામાં આવે છે.

# સર્વોદય કે સામ્યવાદ ?

વસુબન્ધુ

## જીવન, નીતિ અને પ્રગતિ

માનવજીવનને ઉન્નત, સમૃદ્ધ અને સુખી કરવાનાં સંસ્કૃતિએ શોધેલાં અનેક સાધનોમાંનું એક સાધન તે નીતિ. આ હકીકત સહેલાઈથી સમજાય એવી છે. પણ જ્યારે એમ કહેવામાં આવે છે કે નૈતિક ઉન્નતિથી જ પ્રજાની ઉન્નતિ થાય છે, અને નૈતિક અધોગતિથી પ્રજાની અધોગતિ થાય છે, ત્યારે એ સિદ્ધાંત વિચારણીય બને છે.

જીવન અને નીતિનો સબંધ શો ? જીવનમાં સર્જન શક્તિ કરે છે, સંરક્ષણ નીતિ કરે છે શક્તિ મેળવે છે, નીતિ જાળવે છે શક્તિ અને નીતિ એ બન્નેનો પરસ્પર સબંધ પુરૂષ અને સ્ત્રી જેવો છે. એકલી શક્તિની સાધના માણસને હૃદયહીન રાક્ષસ બનાવે તો એકલી નીતિની સાધના માણસને નપુંસક નીતિવાદી બનાવે.

નિષ્ણાતો અને વિશેષજ્ઞોનું દ્રષ્ટિબિંદુ દરેક દેશ ને કાળમાં સંકુચિત જ હોય છે. નીતિવાદીઓને જેટલી ખાત્રી નૈતિક ઉન્નતિ દ્વારા જીવનની ઉન્નતિની હોય છે, તેટલી જ ખાત્રી સાહિત્યકારોને સાહિત્યકીય કેળવણીકારોને શિક્ષણવિષયક અને અર્થશાસ્ત્રીઓને આર્થિક ઉન્નતિ દ્વારા પ્રજાકીય ઉન્નતિ હોય છે. સૌ પોતપોતાના દ્રષ્ટિબિંદુથી સાચા છે, છતાંય પાયાની હકીકત તો એ છે કે નીતિ, સાહિત્ય, શિક્ષણ ને અર્થશાસ્ત્ર એ મુખ્યત્વે જીવનની પોતાની જ ચડતી પડતીનો પડઘો પાડી રહ્યા હોય છે. ઉન્નત જીવન સાહિત્યને જેટલું ઉંચે ચઢાવે છે, તેટલું ઉન્નત સાહિત્ય જીવનને કદી ઉંચે ચઢાવી શકતું નથી. વિશ્વના ઇતિહાસમાં એક મહાપ્રજા થવા માટે અંગ્રેજોએ પ્રસ્થાન કર્યું, એનો પડઘો શેક્સપીઅરે પાડ્યો, શેક્સપીઅરના સેવનથી કંઈ અંગ્રેજો મહાપ્રજા બન્યા નથી.

એટલે "કલાને ખાતર કલા" અથવા 'કલાને ખાતર જીવન" એ સૂત્ર એક મહાન કલાકારનો જીવનમંત્ર હોઈ શકે, આખા સમાજનો આદર્શ હોઈ ના શકે. એજ રીતે "નીતિને ખાતર નીતિ" અથવા તો "નીતિને ખાતર જીવન" એ સૂત્ર ઉપર એક સંત પોતાનું જીવન ચણી શકે, આખો સમાજ ચણી ના શકે.

જીવન એટલે વિગ્રહ એમાં જ્યાં સુધી પ્રકૃતિનું આધિપત્ય હોય ત્યાં સુધી નબળો નાશ પામે, જબરો જીવતો રહે. સંસ્કૃતિની સત્તા શરૂ થાય એટલે જીવન એક ડગલું આગળ ભરે છે, અને "બળીઆના બે ભાગનો" સિદ્ધાંત સ્વીકારે છે. નબળાને જીવવાનો હક્ક ખરો પણ બહુ સાંકડા ચોકઠામાં. વિશાળ જીવન તો બળવાન માટે અનામત રહેવાનું. સંસ્કૃતિ જ્યારે એથી આગળ વધે ત્યારે સહુને માટે સમાન કાયદો થાય છે. પણ આ ઉચ્ચ ભૂમિકા ઉપર બહુજ ઓછી સંસ્કૃતિઓ બહુ થોડા વખત સુધી ટકી રહે છે. સંસ્કૃતિને થાક લાગતાં ફરી પાછાં નૈતિક ધોરણો નીચે ઉતરવા માંડે છે.

નીતિનું નિયામક બળ શક્તિ. "પથારી જોઈને પગ લંબાવવા" એ જેમ અર્થશાસ્ત્રનો પાયાનો સિદ્ધાંત છે તેમ શક્તિ પ્રમાણે શીલ ઘડવું એ સમાજશાસ્ત્રનો પાયાનો સિદ્ધાંત એ સિદ્ધાંતનો દ્રોહ કરનાર વ્યક્તિ કે પ્રજા અતિનીતિ કે અનીતિથી નાશ પામે. વ્યક્તિનો નાશ શહીદીમાં ખપી શકે પણ સમાજનો આપઘાત તો મુર્ખાઈમાં જ ખપે. પરિસ્થિતિ આવી હોવાથી કોઈ સમાજ નથી પુરેપુરૂં નીતિમાન જીવન જીવતો કે નથી પુરેપુરૂં અનીતિમાન જીવન જીવતો. પણ નીતી અને અનીતિના સમાધાનથી દરેક સમાજ કાળના અરણ્યમાંથી પોતાનો માર્ગ કાપતો હોય છે.

જીવનમાં શક્તિ નીતિનું કયી રીતે નિયમન કરે છે એના આપણે કેટલાક નક્કર દાખલા જોઈએ.

પ્રાણી માત્રની પાયાની વૃત્તિ ભૂખ એ સંતોષવાના દરેક સુધરેલા સમાજે અનેક નિષેધો કર્યા હોય છે. પણ એ આહાર નીતિનું નીયમન અર્થરૂપ શક્તિ ડગલેને પગલે કરતી હોય છે. દાળકઢીમાં માખ પડે તો એને ઢોળી નંખાય, દુધમાં માખ પડે





તો માખ કાઢી નાખીને દૂધ વાપરવામાં વાંધો નહીં, પણ દૂધ કરતાં ઘી મોંઘું. એટલે લગનસરામાં પહેલીવાર જમેલા લોકોનું વધેલું ઘી એકઠું કરી એને સારી રીતે ઉકાળી ગાળી નાખી બીજીવાર ઉપયોગમાં લેવાય છે. ઢેડના પાણીથી અભડાવાય, એના ઘીથી નહીં.

આવીને આવી પ્રથા યુરોપીયન સમાજમાં જોવામાં આવે છે. ત્યાં સુપ એઠો ગણાય છે પણ દારૂ એંઠો ગણાતો નથી.

ભૂખ પછીની પ્રાણીજીવનની મહત્ત્વની વૃત્તિ કામ. કામ- સંતોષવાનું સમાજમાન્ય 'શિષ્ટસ્વરૂપ એ લગ્ન લગ્નનો હેતુ જુના જમાનામાં ધર્મ મનાતો, વર્તમાન યુગમાં પ્રેમ મનાય છે. યુરોપમાં ખ્રિસ્તીઓમાં લગ્નનો હેતુ રોમનકેથોલીકો ધર્મ માને છે, પ્રોટેસ્ટંટો પ્રેમ માને છે. આર્થિક પાયા ઉપર રચાયેલો દેહસબંધ વેશ્યાવૃત્તિને નામે બન્ને સમાજમાં નિંદ્ય મનાય છે. છતાંય આપણે જોઈએ છીએ કે આર્થિક હેતુ વિનાના લગ્નો બહુ જ ઓછાં હોય છે. લગ્નનું પણ બજાર હોય છે. એમાં જરૂરીઆત અને પુરવઠા મુજબ વરવિક્રય અને કન્યાવિક્રય થાય છે. સાટાં તેખાંના સબંધો રચાય છે. આર્થિક હેતુઓસર કલેશકંકાસ થાય છે. અને ઉજળી કહેવાતી નાતોમાં કેવળ પૈસાને માટે એક લગ્ન રદ કરીને બીજું લગ્ન અનેકવાર ગોઠવાતું હોય છે. આ રીતે જોઈએ તો સ્ત્રી પુરૂષ સબંધમાં નૈતિક રીતે જે કંઈ શુદ્ધ છે એને સમાજ કદી અનુસરતો નથી. પણ પોતાની શક્તિ મુજબ નીતિ અનીતિનું મિશ્રણ કરીને પોતાના વ્યવહારના ધોરણો રચતો હોય છે.

ખૂન, લુંટ, આગ અને બળાત્કાર એ દરેક સુધરેલા સમાજે સ્વીકારેલા નિંદ્ય ગુનાઓ. પણ એ જ સમાજ જ્યારે બીજા કોઈ સમાજ સાથે યુદ્ધે ચઢે ત્યારે એની સાથેના વર્તનમાં આ બધા માન્ય અને સ્થાપિત વ્યવહારો હોય છે. દરેક સમાજની નૈતિક મર્યાદા મોટે ભાગે એની રાજકીય સરહદો અને આર્થિક સ્થિતિ નક્કી કરતી હોય છે.

જીવનને પોષણ આપનારૂં તત્ત્વ શક્તિ. એને શુદ્ધ કરનારૂં તત્ત્વ નીતિ. એ બે વચ્ચે જ્યાં સુધી સમતુલા હોય ત્યાંસુધી જીવન નીરોગી રહે એમાંથી એકેયનું પ્રમાણ હદ બહાર વધી જાય તો પ્રજા કાં તો લશ્કરવાદથી કે પછી પરલોકવાદથી નાશ પામે.

આ સિદ્ધાંતને સ્પષ્ટ કરવા માટે એક બે દાખલા જોઈએ.

ઔદ્યોગિક નગરોના "સ્લમ્સ"માં કંગાલલત્તાઓમાં રોગ અને મરણનું પ્રમાણ ધનીક લત્તાઓ કરતાં ઘણું મોટું હોય છે એ એક જાણીતી હકીકત છે. આ પરિસ્થિતિના નીવારણ માટે નીરોગી અને સસ્તા વસવાટોની યોજનાઓ દેશેદેશમાં પરોપકારી સરકાર, મ્યુનિસિપાલીટીઓ, ધનીકો કે સત્તાસ્થાને બેઠેલા સમાજવાદીઓ તરફથી ઘડાતી હોય છે "આ યોજનાઓ અમલી બનવતી વખતે ઈંગ્લેંડમાં અનેક જગાએ એવો અનુભવ થયો કે જે મજુર કુટુંબોને કંગાલ લત્તાઓમાંથી ખસેડીને સુઘડ લત્તાઓમાં રાખવામાં આવેલા તેમાં રોગ અને મરણનું પ્રમાણ ઘટવાને બદલે ઉલટું વધ્યું! કારણ તપાસતા માલમ પડ્યું કે યોજનાના ઘડવૈયાઓ તરફથી જે સસ્તા ભાડાનાં સુઘડ મકાનો મજુરોને મળ્યાં, એમનું ભાડું કંગાલલત્તાનાં ગંદા મકાનો કરતાં વધારે હતું, જે ભરવા માટે એ મજુરોને પોતાના બજેટમાં ફેરફાર કરવો પડ્યો, અને પોતાના પોષણ ઉપર કાપ મુકવો પડ્યો. પરીણામે રોગ અને મરણનું પ્રમાણ ઘટવાને બદલે વધ્યું.

આવો ને આવો અનુભવ આપણને અહીં પણ થાય છે. ગામડાના ખેડુતના બાળકો છાણમુતરમાં ઉછરતાં હોય છે, પણ સાથેસાથે દૂધ ઘી નહિ તો છેવટે છાશ તો પામતા હોય છે એમાંનો એકાદ ભણીગણી "મધ્યમ" વર્ગમાં દાખલ થઈ, શહેરના સુઘડ લત્તામાં રહેવા જાય, પણ એક જ દશકામાં એના આખા કુટુંબની તન્દુરસ્તી લથડી જાય છે.



પોષણ કરતાં શુદ્ધિને વધુ મહત્ત્વ આપવાનું આ એક સીધું પરિણામ!

આવું ને આવું પરિણામ સમાજજીવનમાં શક્તિ કરતાં નીતિને વધુ મહત્ત્વ આપવાથી આવે છે.

'આપણા દેશના ઇતિહાસમાં હિંદુઓ અને મુસ્લીમો વચ્ચે થએલા વિગ્રહોમાં હિંદુઓ કાયમ હાર્યા છે એમાં એમની ઘણી નાલાયકાતો જવાબદાર છે. પણ એમની હારમાં એમના સદ્‌ગુણોએ પોતાનો ફાળો આપ્યો છે એ હકીકત આપણે ભૂલવી ના જોઈએ. રજપુતો અંદરઅંદર લડતા ત્યારે એમનું યુદ્ધ ધર્મયુદ્ધ હતું. સદીઓના અનુભવે આમજનતાને ઓછામાં ઓછું નુકસાન કરે એવી યુદ્ધકલા હિંદુઓએ વિકસાવી હતી. એક બાજુ રજપુતો ઉચ્ચ નૈતિક ધોરણો ઉપર રચાયેલું ધર્મયુદ્ધ લડતા હતા, જ્યારે મુસ્લીમોને પર સંસ્કૃતિનો સર્વનાશ કરતાં અટકાવે એવાં કોઈ નૈતિક ધોરણો નહોતાં. પરિણામ હંમેશાં હિંદુઓના ભોગમાં આવતું. અમેરિકાની મયજાતિએ રજપુતોની પેઠે જ યુદ્ધના ઉચ્ચ નૈતિક ધોરણો કેળવ્યાં હતાં. તેઓ પોતાના નગરોને કોટકિલ્લા નહોતા બાંધતા કારણ કે એમનામાં અગાઉથી જાહેર કર્યા સિવાય યુદ્ધ કરવાનો રિવાજ નહોતો. એમના નૈતિક ધોરણોને ઇન્કારનાર ખ્રિસ્તી સ્પેનિયાર્ડો સાથે જ્યારે એ પ્રજાને લડાઈઓ થઈ ત્યારે એ સુધરેલી પ્રજાનો સર્વનાશ થયો.

નીતિ બે પ્રકારની હોય છે. શુદ્ધ નીતિ અને વ્યવહારુ નીતિ. સંત શુદ્ધ નીતિને અનુસરે છે. એને મન સદ્‌ગુણનો બદલો સદ્‌ગુણ પોતે છે. સામાન્ય માણસ વ્યવહારુ નીતિને અનુસરે છે. કારણ કે જીવનને ટકાવવા માટે એ જરૂરી છે સંત અને શરાફ બન્ને પ્રમાણિક હોય છે. એક ઈશ્વરપ્રાપ્તિ માટે, બીજો ધંધો ચલાવવા માટે સંતને મન બ્રહ્મચર્ય પવિત્ર છે. કારણ કે ઇંદ્રિયનિગ્રહથી ઈશ્વરપ્રાપ્તિનો રસ્તો સરળ થાય છે. સમાજને મન કૌમાર્યવિરયાની જાતિયવિશુદ્ધિની અને એમાંય પુરુષ કરતાં સ્ત્રીની જાતિયશુદ્ધિની કીંમત અનેકગણી છે. કારણ કે સ્ત્રી એ હજી ભોગ્ય વસ્તુ મનાય છે. અને એની જાતિયશુદ્ધિથી એની કીંમત લગ્નના બજારમાં ઘણી વધે છે. હિંદુઓની ઉંચી મનાતી જ્ઞાતિઓમાં વિધવાવિવાહ સામે જે પ્રતિબંધ છે એનું એક કારણ સ્ત્રીની ભોગ્ય વસ્તુ તરીકે થતી ગણતરી એ છે.

જીવનનો પહેલો ધર્મ જીજીવિષા. નીતિ જ્યાંસુધી જીજીવિષાને પોષક હોય ત્યાંસુધી જ સમાજ એને સ્વીકારે છે. ઘાતક થવા માંડતાં જ સમાજ નીતિનો માર્ગ છોડી દઇને અનીતિનો માર્ગ પકડે છે. લોકો વીર અને સંત બન્નેને પૂજે છે. પણ એ વીરના સ્વચ્છંદને કે સંતના સંયમને કદી પૂરેપૂરા અનુસરતા નથી જો કોઇ એમને અનુસરવાનું કહે તો દુનિયાદાર લોકો જવાબ આપે છે કેઃ—

"મોટા કરે એ છાજે, ઉપર ઢોલજુંમળ વાજે,
નાના કરે એ લાજે, ઉપર નગારાપાડુ ગાજે."

તો પછી સમાજની નૈતિક ઉન્નતિ કરવાનો વ્યવહારુ રસ્તો કયો!

સમાજની ભૌતિક સ્થિતિ સુધારવી એટલે એની નૈતિક સુધારણાનો રસ્તો સરળ થશે. જીવનધોરણ ઉંચકાય એટલે કાળે કરીને નૈતિકધોરણ ઉંચકાવાનું જ આ પાયાની જરૂરીઆત પુરી પાડયા પહેલાં સંતના આત્મભોગથી કે સજ્જનોના સદાચારથી સમાજને સુધારવાનો પ્રયત્ન બહુ સફળ થતો નથી. કેટલીક વખત તો ધાર્યા કરતા ઉલટાં જ પરિણામો આવે છે.

ઔદ્યોગીક ક્રાન્તિની શરૂઆતમાં ઈંગ્લેન્ડમાં મજુરોનું અમાનુષી શોષણ થતું હતું. અનેક સુહૃદયી કારખાનાવાળાઓને આ કમનસીબ પરિસ્થિતીથી ભારે રંજ થતો હતો. પણ મજુરોની સ્થિતિ સુધારવાની બાબતમાં તેઓ લાચાર હતા. કારણ કે જો તેઓ મજુરોને કામના ઓછા કલાક, સારાં મકાનો વગેરે સગવડો આપે તો એમનું ઉત્પાદનનું ખર્ચ વધારે આવે. એમનો માલ બજારમાં મોંઘો પડે અને હરીફો એમને ધંધામાંથી ઉખાડી નાખે. એટલે પૈસાને અંગે તેઓ સમાજ ઉપર જે પ્રભાવ પાડી





શકતા હોય તે પણ ચાલ્યો જાય અને પરિસ્થિતિ પહેલાંના કરતાં પણ વધુ વણસે. જ્યારે સંસ્થાનોના શોષણને પરીણામે ઈંગ્લંડની આર્થિક સ્થિતિ સુધરી અને સાથેસાથે પરોપકારી ધનીકો અને મજુરનેતાઓના પ્રયાસોથી લોકમત કેળવાઈ મજુરહિતના કારખાનાના કાયદાઓ અમલમાં આવ્યા ત્યારે જ આખા સમાજની સ્થિતિ સુધરી. આપણે એ ધ્યાનમાં રાખવું જોઈએ કે આ કાયદાઓ સાધુ અને સેતાન બન્ને પ્રકારના કારખાનાવાળાઓ માટે સરખા હતા. શોષણ કરવાની સાને સરખી બંધી હતી સામાજીક પ્રશ્નો અને પાયો સામાજીક નિદાન અને ચિકિત્સા માગે છે. એમનો વ્યક્તિગત ઉકેલ ઘણીવાર નિરર્થક અને કેટલીકવાર અનર્થક હોય છે. કોઈપણ સામાજીક પ્રશ્ન માટે સામાજીક ભુમિકા તૈયાર થવા પછી જ શ્રેષ્ઠ વ્યક્તિઓના આદર્શને જનસમાજ પોતાની શક્તિ મુજબ અનુસરે છે.

આ તો જનસમાજનું દ્રષ્ટિબિંદુ થયું. પણ આદર્શની દ્રષ્ટિએ જોઈએ તોપણ દરેક સંસ્કૃતિ નીતિને જીવનનું સર્વશ્રેષ્ઠ મૂલ્ય માનતી નથી. અર્થસંસ્કૃતિ અને શ્રમણસંસ્કૃતિ વચ્ચેનો મૌલિક તફાવત એ છે કે એક સંસ્કૃતિ શક્તિને જ્યારે બીજી નીતિને જીવનનું સર્વશ્રેષ્ઠ મૂલ્ય માને છે હું સમજું છું ત્યાં સુધી તો શ્રી. અરવીંદના અને મહાત્માજીના સંપ્રદાય વચ્ચેનો એક મૌલિક તફાવત એ છે કે પોંડીચેરીનો સંપ્રદાય શક્તિને, જ્યારે વર્ધાનો સંપ્રદાય નીતિને જીવનનું સર્વોચ્ચ મૂલ્ય માને છે યુરોપમાં પણ ખ્રિસ્તી સંસ્કૃતિ નીતિને જીવનનું સર્વોચ્ચ મૂલ્ય માને છે જ્યારે એની પિતૃસંસ્કૃતિ ગ્રીકસંસ્કૃતિ શક્તિને જીવનનું સર્વોચ્ચ મૂલ્ય માનતી.

ગાંધીવાદમાં જેમ નીતિ અનીતિના પ્રશ્ન ઉપર અતિશય ભાર મુકાયો છે તેમ સામ્યવાદી વિચારસરણીમાં પ્રગતિ અને પ્રત્યાઘાતના પ્રશ્ન ઉપર અતિશય બીનજરૂરી ભાર મુકાયો છે. આજે પ્રગતિશીલ અને પ્રત્યાઘાતી એ બેય શબ્દોનો ઘણો જ શિથિલ ઉપયોગ થઇ રહ્યો છે. સનાતની હિંદુઓથી માંડીને સામ્યવાદીઓ સુધીના સહુ કોઈ પોતાને પ્રગતિશીલ એટલે કે સારા માણસો તરીકે ઓળખાવે છે અને પોતાની વિચારસરણીથી વિરોધી હોય એમને પ્રત્યાઘાતી કહીને વગોવે છે. સામ્યવાદીઓ એથી આગળ વધીને ધર્મથી માંડીને સાહિત્ય સુધીની દરેક ચીજને કાંતો પ્રગતિશીલ કે પ્રત્યાઘાતી એવું લેબલ મારી દે છે!

તો પછી આ બે શબ્દોનો સાચો અર્થ શો? જીવન ઉપર કલા આક્રમણ કરે કે પ્રકૃતિ ઉપર સંસ્કૃતિ આક્રમણ કરે એનું નામ પ્રગતિ. ઉલટપક્ષે કલા ઉપર જીવન આક્રમણ કરે કે સંસ્કૃતિ ઉપર પ્રકૃતિ આક્રમણ કરે. એનું નામ પ્રત્યાઘાત. પ્રગતિ જો જીવનનો મોટો નિયમ હોય તો પ્રત્યાઘાત જીવનનો નાનો નિયમ છે. યોગ્ય સ્થળકાળમાં એમાંથી એકેક રહે જ ખરાબ નથી. પ્રગતિ અને પીછેહઠ એ બન્ને જીવનના ધર્મો છે. દિવસ અને રાતની પેઠે પરસ્પર વિરોધી હોવા છતાં પરસ્પર પુરક છે.

શાન્તિના સમયમાં જીવન, સર્જન, સમન્વય અને પ્રગતિ કરે છે યુદ્ધના સમયમાં જીવન, વિસર્જન, વિશ્લેષણ અને પીછેહઠ કરે છે. કોઇને કોઈ કારણથી જીવન આગળ વધતું અટકી જાય એટલે એ પોતાની મેળે પીછેહઠ કરે છે. જીવનાચાર્ય ફ્રિસ્ડ આ પ્રક્રિયાને સહાયરૂપ થાય છે.

જીવન પણ ફરીને ક્યાં જાય છે! એ પોતાના મૂળ તરફ જાય છે. નવી શક્તિ મેળવે છે. જૂના દેવો સાફ કરે છે. અને પોતાની આગેકુચમાં નડતા વિઘ્નોને તોડીફોડીને આગળ વધે છે.

બીજા વિશ્વયુદ્ધ તરફ આપણે જો નજર નાખીશું તો આપણને જીવનમાં પ્રત્યાઘાતની ઉપયોગિતા સમજાશે,

યુદ્ધ પહેલાં જરૂરીઆતો વધારવાનું કહેવામાં આવતું, યુદ્ધ દરમ્યાન જરૂરીઆતો ઘટાડવાની સલાહ અપાઇ. શાન્તિમાં ગ્રીન ટીકીટો નીકળતી, યુદ્ધમાં "ઓછી મુસાફરી કરો"ના પોસ્ટરો સ્ટેશનેસ્ટેશને લાગી ગયાં. શાન્તિમાં અમેરિકા જેવા દેશોમાં અનાજનો નાશ થતો, યુદ્ધમાં "વધુ અનાજ ઉગાડો"ની જેહાદ જાગી. શાન્તિમાં શહેરથી ગામડે કારખાનાનો

માલ જતો. યુદ્ધ દરમ્યાન કારખાનાના સંઘરાયલા માલનો પ્રવાહ ગામડાથી શહેર તરફ વળ્યો. શાન્તિમાં મુક્ત વેપાર હતો, યુદ્ધમાં રેશનિંગ અને કંટ્રોલ આવ્યાં. શાંતિમાં ચોરબજારમાં સસ્તો માલ મળતો, યુદ્ધમાં કાળાબજારીયા કરોડપતિ થઈ ગયા.

આ રીતે યુદ્ધ અને શાંતિના ધર્મો પરસ્પર વિરોધી છે. સમાજની સરદારી યુદ્ધ દરમ્યાન પ્રત્યાઘાતી વ્યક્તિઓ લે છે અને શાન્તિ દરમ્યાન પ્રગતિશીલ વ્યક્તિઓના હાથમાં સત્તા જઈ પડે છે.

યુદ્ધે ચડેલા ઇંગ્લંડને પ્રત્યાઘાતી ચર્ચીલે બચાવ્યું, પ્રગતિશીલ એટલીએ નહી. આપણા આખા સ્વરાજ-સંગ્રામ દરમ્યાન પ્રત્યાઘાતી મહાત્માજીને પ્રગતિશીલ જવાહર અનુસર્યા છે, આજે શાંતિકાળમાં પ્રગતિશીલ જવાહરને પ્રત્યાઘાતી સરદાર અનુસરે છે.

ખરી રીતે જોઈએ તો વાસ્તવિક જીવનમાં જેમ શુદ્ધ નીતિ કે શુદ્ધ અનીતિ અસંભવિત છે, તેમ શુદ્ધ પ્રત્યાઘાત કે શુદ્ધ પ્રગતિ પણ એટલી જ અસંભવિત છે. માણસ એ કંઈ ઘેટું બકરું નથી કે આ ઘેટું ને આ બકરું એ રીતે આ પ્રગતિશીલ ને આ પ્રત્યાઘાતી એમ એનું સહેલાઈથી, ખાતરીથી અને ચોકસાઈથી વર્ગીકરણ થઈ શકે. માનવી એ તો અનેક જન્મોના અસંખ્ય સંસ્કારોના સમુહ છે. અને પોતાના ભુતકાળના તમામ વારસા સાથે એ આગળ વધતો ગયો છે. નીરોગીમાં નીરોગી શરીરમાં રોગના અંશો હોય છે. રોગીમાં રોગી શરીરમાં આરોગ્યની શક્યતા હોય છે. "વિક્ટોરિયા ક્રોસ" મેળવનારા ઘણીવાર ઉંદર બિલાડીથી ડરતા હોય છે, અને ભીરૂમાં ભીરૂ માણસ પ્રસંગ આવે અસાધારણ વીરત્વ બતાવે છે. એ જ રીતે પ્રત્યાઘાતીમાં પ્રત્યાઘાતી માણસ અમુક બાબતોમાં પ્રગતિશીલ હોય છે. અને પ્રગતિશીલમાં પ્રગતિશીલ માણસ કેટલીય બાબતોમાં તદ્દન પ્રત્યાઘાતી હોય છે. એટલે જ્યારે આપણે એમ કહીએ કે અમુક માણસ પ્રગતિશીલ છે, ત્યારે એનો અર્થ એટલો જ કે એ માણસના સ્વભાવ ઘડતરમાં પ્રત્યાઘાતી કરતાં પ્રગતિશીલ, જુના કરતાં નવા, અનુભવાત્મક કરતાં પ્રયોગાત્મક તત્ત્વો વિશેષ છે.

હિંદુમહાસભાને હિસાબે કોંગ્રેસ એ પ્રગતિશીલ સંસ્થા ગણાય. છતાંય એના એક અગ્રણી ડો. કૈલાસનાથ કાટજુ સંસ્કૃત ભાષાને રાષ્ટ્રભાષા કરવા જેવી પ્રત્યાઘાતી હિમાયત કરે છે. ઉલટપક્ષે હિન્દુ મહાસભાના માજી પ્રમુખ શ્રી. શ્યામપ્રસાદ મુકરજી રાષ્ટ્રભાષા માટે રોમન લિપિ સ્વીકારવાની પ્રગતિશીલ હિમાયત કરે છે!

આ પ્રશ્નને વધુ ગુંચવાવનારૂં તત્ત્વ તો એ છે કે અનેક વ્યક્તિઓ અને સંસ્થાઓ એક કાળે પ્રગતિશીલ હોય છે તો બીજે કાળે પ્રત્યાઘાતી થઈ જાય છે. એટલું જ નહિ પણ અનેક લોકો વિચારમાં પ્રગતિશીલ હોય છે, પણ આચારમાં પ્રત્યાઘાતી હોય છે, તો કેટલાક એમના બરાબર ઊલટા હોય છે. પ્રગતિશીલ વિચારણા ધરાવતા કામ્યુનિસ્ટોએ આચારમાં તો બીજા વિશ્વવિગ્રહમાં બ્રીટીશ સરકારના 'લોકયુદ્ધને' પૂરેપૂરો ટેકો આપ્યો હતો, અને કોમવાદી મુસ્લીમોની આત્મનિર્ણયને નામે પીઠ થાબડી હતી!

એટલે પ્રગતિ કે પ્રત્યાઘાત સારા કે ખોટાં છે, એનો દરેક દાખલામાં નિર્ણય કરતા પહેલાં સ્થળ, કાળ, વ્યક્તિ, પ્રજા અને બીજાં અનેક તત્ત્વો જોવા તપાસવાં રહ્યાં.

### સંસ્કૃતિની મહત્તાની પારાશીશીઓ

સંપત્તિ. દરેક સમાજની કાચી અને પાકી, રાષ્ટ્રીય અને વ્યક્તિગત સંપત્તિ તે સમાજની ભૌતિક અને નૈતિક સ્થિતિની પારાશીશી છે. હિંદ અને ચીન પાસે કાચી સંપત્તિ બહુ છે, પાકી સંપત્તિ થોડી છે. જ્યારે ઇંગ્લેંડ, જર્મની ને જાપાન જેવા ઔદ્યોગિક દેશોમાં એનાથી ઉલટી પરિસ્થિતિ છે. અમેરિકા જેવા દેશો બન્ને રીતે સુખી છે. એટલે દુનિયાની કોઈ પ્રજાએ આજ સુધી સર ન કરેલ એવાં રાષ્ટ્રીય અને વ્યક્તિગત આવકનાં શીખરો એ પ્રજા સર કરી શકી છે.





**ઉત્પાદન** દરેક સમાજ ધંધોથી માંડીને સ્થાપત્ય સુધીના જીવનના પુરૂષાર્થનો દરેક ક્ષેત્રમાં જે પ્રકારનું ઉત્પાદન કરે છે એમા એના ચારિત્ર્યનું બહુ સરસ રીતે પ્રતિબિંબ પડે છે.

**સૈન્યસામર્થ્ય.** સંસ્કૃતિ એ એક એવું સુંદર અને નાજુક વૃક્ષ છે કે જેના બચાવ માટે લશ્કરી બળની વાડની જરૂર પડે છે પારસીઓ અને યહુદીઓએ લશ્કરી હાર ખાધી, ગામ ગુમાવ્યાં એટલે પોતાની સંસ્કૃતિ સાચવવા માટે એમને ઠેર ઠેર રખડવું પડ્યું. આજે હારેલા જર્મનીની દશા આપણે નજરોનજર જોઈએ છીએ.

**ધોરણો** સંસ્કૃતિ એટલે ધોરણો સંસ્કૃતિ જેમ જેમ વિકસે તેમતમ જીવનનું, કલાનું, નીતિનું સ્વચ્છતાનું, સાહિત્યનું ધોરણ ઉંચકાતું જાય. સંસ્કૃતિ સંકોચાય એટલે આ ધોરણો નીચે ઉતરતા જાય.

**એકતા.** દરેક સમાજ યુદ્ધના અને શાંતિના પ્રશ્નો ઉકેલવા માટે અણીને વખતે એ કેટલો સંગઠિત થઈ શકે છે એની ઉપર જીવન વિગ્રહમાં એની હાર જીતનો બહુ મોટો આધાર છે. હજી ગઈકાલ સુધી ઈંગ્લંડે જે દક્ષતાથી પોતાનું સામ્રાજ્ય સાચવ્યું એમા એની પ્રજાકીય એકતાએ બહુ મોટો ભાગ ભજવ્યો હતો.

**નેતૃત્વ.** સમાજ એક જીવંત શરીર છે. એમા આંતરીક અવ્યવસ્થા થાય કે બાહ્ય આક્રમણ થાય ત્યારે એ કેવા પ્રકારના નેતાઓ પેદા કરે છે, સર્જક સંરક્ષક કે વિનાશક, એની ઉપર એની મહત્તાની કે લઘુતાનો આધાર છે. પોતાના જીવનમાં કટોકટીની પળે સમાજ જો સર્જક નેતાઓ પેદા કરે તો એની સ્થિતિ પહેલાંના કરતાં સુધરે, સંરક્ષક નેતાઓ પેદા કરે તો જૂનું મહિમાડ જળવાય અને વિનાશક નેતાઓ પેદા કરે તો સમાજ આપઘાત કરે.

**લલિતકલાઓ.** કલાવિવેચકો જુદીજુદી લલિતકલાઓના મળી આવતા પ્રાચીન અર્વાચીન નમુનાઓ ઉપરથી પ્રજાની ચઢતી પડતી વિષે બહુ સ્પષ્ટ ખ્યાલો સારી રીતે બાધી શકે છે.

**સાહિત્ય.** લલિતકળાઓમાંય સાહિત્યમાં એક પ્રજાનો પ્રાણ જેવો ધબકે છે, તેવો બીજા કશામાં ધબકતો નથી. હિંદુ જીવનદૃષ્ટિ સમજવી હોય તો રામાયણ, મહાભારત અને ભાગવત સહાનુભૂતિપૂર્વક વાંચવાં.

**વિજ્ઞાન.** આ જમાનામાં તો સમાજના ઉત્કર્ષમાં વિજ્ઞાનનો વિકાસ અને જીવનના વિવિધ પ્રશ્નો ઉકેલવામાં એનો થતો ઉપયોગ મોટો ભાગ ભજવે છે.

**સ્ત્રીપુરૂષ સંબંધ.** સંસ્કૃતિનો ચઢઉતરનું બીજા કોઈ પણ સામાજીક રીતરિવાજ કરતા જાતીય આકર્ષણમા અને જાતીય સબંધોમાં બહુ વધેલું પ્રતિબિંબ પડે છે. સ્ત્રીનું અપહરણ કરવાથી માંડીને એને સ્વયંવર સમર્પવાની ભૂમીકા સુધી પુરૂષનું માનસ સાંસ્કૃતિક ફેરફારો પ્રમાણે બદલાતુ રહે છે. સમાજ જ્યારે ઉંચી ભૂમીકા ઉપર હોય છે ત્યારે એની ગણીકાઓ પણ આમ્રપાલી અને એસ્પેશીયાની ભૂમીકા સુધી ચઢી શકે છે.

**વિસ્તાર** દરેક સંસ્કૃતિના જીવનમૂલ્યો બીજી સંસ્કૃતિથી જુદા હોય છે. દરેક સંસ્કૃતિ માણસ જાતના કેટલા ભાગને પોતાની જીવનદૃષ્ટિ આપી શકે છે, એ જોવાથી આપણને એની શક્તિનો પરિચય મળી રહે છે. સંસ્કૃતિની તાકાત વધે એટલે એ વિસ્તરે એ કમજોર બને એટલે એ સંકોચાય.

**અહિંસા** દરેક સમાજનો શ્રેષ્ઠ સ્ત્રીપુરૂષો પોતાનાથી નબળા લોકો પ્રત્યે કેવી રીતે વર્તે છે, એમાંથી એમની સંસ્કારિતાનો આપણને પરિચય મળી રહે છે, હિંદુ સમાજની પશુપક્ષીઓ પ્રત્યેની અનુકંપા એ એ સમાજે એક વખત જોયેલી જાહોજલાલીનો ભ્રષ્ટ અવશેષ છે.

આમાં આપણે બીજી અનેક પારાશીશીઓ ઉમેરી શકીએ. શ્રી રામનારાયણ પાઠકે તો "સ્વૈરવિહાર"માં સમાજની સ્થિતિ સમજવા માટે ભીખારીઓ તરફ જોવાનું જણાવ્યું છે. અને પોતાના કથનના સમર્થનમાં હિંદુ મુસ્લીમ ભીખારીઓના અને ઈંગ્લેંડની ભીખબંધીના દાખલા આપ્યા છે.



માણસની પેઠે સમાજ પણ સંપૂર્ણ હોતો નથી. એટલે કોઈ સંસ્કૃતિ સઘળી બાબતોમાં શ્રેષ્ઠ હોઈ ના શકે પણ આમાંની મોટાભાગની બાબતોમાં જે સમાજ આગળ વધતો હોય તો તેની ઉન્નતિ થઈ રહી છે એમ આપણે કહી શકીએ.

**વિશ્વ સંસ્કૃતિનું સર્જન.** આજે વિશ્વશાંતિના પ્રશ્નમાં જે અનેક નાના મોટાં વિઘ્નો છે, એમાનું એક મોટું વિઘ્ન એ છે કે વિશ્વસંસ્કૃતિ જેવી સંસ્કૃતિ સર્જવાની ભૂમિકાએ હજી માણસજાત પહોંચી નથી. સંસ્કૃતિઓના જીવનવિગ્રહમાંથી જીવનસંગીત સર્જવાનું કામ હજી માનવીને આવડ્યું નથી, અનેક નાનાં મોટાં રજવાડા જેમ હિન્દની એકતાની આડે આવતા હતા, તેમ અનેક નાનીમોટી સંસ્કૃતિઓ વિશ્વસંસ્કૃતિના માર્ગમાં આડે આવે છે.

આપણે બધા અહંકારી છીએ. એમ જો ના હોય તો ક્રૂર જીવનવિગ્રહમાં આપણે જીવી ના શકીએ. એક ગુજરાતી કહેવત છે કેઃ ' પૈસે કોઈ પૂરો નથી અને અક્કલે કોઈ અધૂરો નથી.''

વ્યક્તિની પેઠે સમાજને પણ પોતાનો અહંકાર હોય છે. એ અહંકારને સંતોષવા એ વ્યક્તિનો અને બીજા સમાજોનો સતત ભોગ લીધા કરે છે. એ અહંકારને કારણે દરેક સંસ્કૃતિ પોતાને સર્વશ્રેષ્ઠ માને છે.

આપણે આપણી જાતને આધ્યાત્મિક માનીએ છીએ. શ્વેતગોરાની જવાબદારીના ખ્યાલમાથી, "White man's burden"માંથી યુરોપીઅનો હજી મુક્ત થયા નથી. યહુદીઓ પોતાને ઇશ્વરની પસંદગી પામેલી પ્રજા માને છે. અમેરિકન ફિલસૂફ એમર્સન કહેતો કે અમેરીકન સંસ્કૃતિ એ માનવજાતના કલ્યાણ માટેનો ઇશ્વરનો છેલ્લામાં છેલ્લો પ્રયાસ છે. તો બીજી બાજુ મુસ્લીમોને મહમ્મદ પયગમ્બર, શીખોને ગુરૂ ગોવિંદસિંહ અને કોમ્યુનિસ્ટોને કાર્લ માર્ક્સ પછી માનવ ઇતિહાસમાં કોઈ મહત્વની પ્રગતિ થએલી દેખાતી નથી.

હવે જો દુનીઆમાં સૌથી સારો હું અને મારો સમાજ હોય તો "યેનકેન પ્રકારેણ" બાકીની દુનિયા મારા જેવી થવી જોઈએ એવો આગ્રહ સાવ સ્વાભાવિક છે. દરેક વીર્યવાન સંસ્કૃતિનો ઇતિહાસના આદિકાળથી પરમપુરૂષાર્થ એક રહ્યો છે પોતાની જીવનવ્યવસ્થામાં બીજાને ગોઠવવા, પોતાના જીવનમૂલ્યો બીજા પાસે સ્વીકારાવવાં.

**કૃણ્વન્તો વિશ્વં આર્યં !** એ ધ્યાનમંત્ર સાથે વિશ્વને આર્ય બનાવવાની ધગશ સાથે, આર્યસંસ્કૃતિએ પોતાનો દિગ્વિજય શરૂ કર્યો હતો એજ ધગશથી પ્રેરાયેલા બૌદ્ધ ભિક્ષુકોએ ભગવાન તથાગતનો ધર્મસંદેશ જંબુદ્વિપને ખૂણે ખૂણે પહોંચાડ્યો હતો. એલેકઝાન્ડરે પોતાનો શસ્ત્રવિજય શરૂ કર્યો ત્યારે એને એરીસ્ટોટલે આશીર્વાદ આપ્યો: "જ્યાં જઉં ત્યાં ગ્રીસ ઉભુ કરજે"

આજ વિચારને ગુજરાતના વૈષ્ણવ કવિ દયારામ કાવ્યમાં મુકતાં કહે છે કેઃ

" તુજ સંગે કો વૈષ્ણવ થાયે તો તું
વૈષ્ણવ સાચો.
તારા સંગનો રંગ ના લાગે ત્યાં લગી
તું કાચો.
વૈષ્ણવ શીદને થયો ?"

અને અર્વાચીન કાળના પરમ વૈષ્ણવ મહાત્મા ગાંધીજી જીવનના અંત સુધી આખા દેશને પોતાના સંગનો રંગ લગાડવા ગયેલા હતા એની કોણ ના પાડી શકશે ?

જેમ એલેકઝાન્ડર જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં ગ્રીસ ઉભુ થયું. તેમ રામનો જ્યાં જ્યાં ગયા ત્યાં રામ ઉભુ થયું. હિંદુઓ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં કાશી અને મથુરાં સર્જાયા, રામ અને કૃષ્ણ, શંકર અને ગણપતિ પૂજાયા. અંગ્રેજ જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં લંડન ને મેન્ચેસ્ટર ઓક્સફર્ડ ને કેમ્બ્રીજની નાનીમોટી આવૃત્તિઓ થઈ કોમ્યુનિસ્ટો જ્યાં જ્યાં જીતે છે ત્યાં ત્યાં નવુ મેસ્કો અને નાના સ્ટેલીનો સર્જાય છે.

પણ સામી સંસ્કૃતિ જો તેજસ્વી હોય અને એ વિજેતા સંસ્કૃતિના જીવનમૂલ્યો સ્વીકારવાની ના પાડે, એમાં તેજોવતુંલમાં સમાવાનો ઇન્કાર કરે,